શ્રી સિદ્ધર્ષિગણિવિરચિતા—

# ઉપમિતિ ભવપ્રપંચા કથા.

## અવતરણ.

  

વિભાગ ૧ લો. પ્રસ્તાવ ૧—૨—૩



સંયોજક,

મોતિચંદ ગીરધરલાલ કાપડિયા.

બી, એ; એલ્ એલ્, બી. સોલિસિટર

હાઇકોર્ટ—મુંબઇ.





વીરાત્ ૨૪૫૧

વિક્રમ ૧૯૮૧

ઇ. સ. ૧૯૨૫

દ્વિતીયાવૃત્તિ. પ્રત ૨૦૦૦

પ્રસિદ્ધ કરનાર,

શ્રી જૈન ધર્મ પ્રસારક સભા.

ભાવનગર.



શેઠ શ્રીયુત ગિરધરલાલ આણંદજી, ભાવનગર.

# વડીલશ્રી ગિરધરલાલ આણંદજી.

તીર્થસ્વરૂપ પરમ પૂજ્ય પિતાશ્રી !

આપે મને અનન્ય વાત્સલ્યભાવે ઉછેર્યો; મારામાં નીતિ, ધર્મ અને અધ્યાત્મનાં બીજ રોપ્યાં; આધુનિક શિક્ષણનાં સર્વ સાધનો મને સુલભ્ય કરી આપ્યાં; આપના નિર્મળ ચારિત્ર અને ધર્મપરાયણ જીવનવડે આદર્શજીવનની મને ઝાંખી કરાવી; મારી પ્રસંગોપાત થતી સ્ખલનાઓ સુધારી ધર્મમાર્ગે સ્થિર રાખવા આપે નિરંતર પ્રયત્ન સેવ્યો; અનુકૂળ સુલભતા છતાં સંતતિપરના વાત્સલ્યભાવે અને આત્મહિતાર્થે ભરયૌવનમાં આપે બ્રહ્મચર્યનો આદર કર્યો. આવા મારી ઉપરના અગણિત ઉપકારોનાં સ્મરણોની ઋણબુદ્ધિથી નમ્ર બનતું મારૂં હૃદય આપને ભક્તિભાવે નમન કરે છે.

'ઉપમિતિ ભવપ્રપંચ' મૂળ ગ્રંથ આપના વાંચવામાં આવતાં તે તરફ આપે મારૂં ધ્યાન ખેંચ્યું, તેમાં રહેલી અલૌકિક ઘટનાનો આપે મને પરિચય કરાવ્યો અને તેનું ગુજરાતી ભાષામાં અવતરણ કરવા આપે મને પ્રેરણા કરી તેના પરિણામે ઉક્ત અનુવાદનો પ્રથમ ભાગ આપને અર્પણ કરી હું મારી જાતને અંશે કૃતકૃત્ય માનું છું. આશા છે કે સ્નેહભાવે મારૂં આ નૈવેદ્ય આપ સ્વીકારશો અને આત્મશ્રેયનાં અનેક કાર્યો સાધવાનું આંતરબળ મને સવિશેષ પ્રાપ્ત થાય એવા આપના શુભ આશીર્વાદથી મને કૃતાર્થ કરશો.

આપનો સેવક

બાળ મૌક્તિક.

જબ લગ ઉપસમ નાહિ રતિ, તબ લગે જોગ ધરે ક્યું હોવે,
નામ ધરાવે જતી. જબ૦ ૧

કપટ કરે તું બહુવિધ ભાતે, ક્રોધે જળે છતી;
તાકો ફલ તું ક્યા પાવેગો, જ્ઞાન વિના નાહિ બતી. જબ૦ ૨

ભૂખ તરસ ઓર ધૂપ સહતું હે, કહેતુ બ્રહ્મવ્રતી,
કપટ કેળવે માયા મંડે, મનમેં ધરે વ્યકતી. જબ૦ ૩

ભસ્મ લગાવત ઠાઢો રહેવત, કહત હૈ હું વસતી;
જંત્રમંત્ર જડી બૂટી ભેષજ, લોભ વશ મૂઢમતી. જબ૦ ૪

બડે બડે બહુ પુરવધારી, જિનમેં સકતિ હતી;
સોભી ઉપસમ છોડી બિચારે, પાયે નરક ગતી. જબ૦ ૫

કોઉ ગૃહસ્થ કોઉ હોવે વૈરાગી, જોગી ભગત જતી;
અધ્યાતમ ભાવે ઉદાસી રહેંગો, પાવેંગો તબહી મુકતી. જબ૦ ૬

શ્રી નયવિજય વિબુધવર રાજે, જાને જગ કીરતી;
શ્રી જસવિજય ઉવઝાય પસાયે, હેમ પ્રભુ સુખસંતતી. જબ૦ ૭

જસવિલાસ.

# પ્રસ્તાવના.

ઉપદેશનું પ્રબળ સાધન કથાનુયોગ છે. કથાવાર્તા કરનાર લેખકમાં જ્યારે વિવિધ વિષયગ્રાહી લોકોત્તર આદર્શોથી નિયંત્રિત અદ્ભુત બુદ્ધિચાતુર્ય, અસાધારણ પ્રતિભા, ઉત્તમ કાવ્યકુશળતા અને અપૂર્વ રસપોષકતા જોડાયલા હોય ત્યારે જે કાર્ય કથાનુયોગ સાધી શકે છે તે શુષ્ક ઉપદેશ કદિ પણ સાધી શકતો નથી એ નિઃ-સંદેહ છે. ભારતવર્ષના કથાસાહિત્યમાં જૈન કથાનુયોગ અગ્રપદ ભો-ગવે છે એમ ઘણા વાંચન અને વિવેચનને પરિણામે જણાતાં અને સમગ્ર સમાજપર એ સાહિત્યની એકસરખી અસર નીપજાવી શ-કાય છે એમ નિર્ણય થતાં આ ગ્રંથને અંગે જૈન અને જૈનેતર વિદ્વાનો પાસેથી તપાસ કરતાં એમ જણાયું કે કથાની અદ્ભુત સંકલના સાથે આંતર ધ્વનિમાં ઉપદેશનું અસાધારણ ગૌરવ ધરાવનાર આ ગ્રંથ આખા સંસ્કૃતસાહિત્યમાં પ્રથમ સ્થાન ધરાવે છે, એટલે તે વારંવાર વાંચ્યો અને વાંચતા ઉક્ત નિર્ણયની સાર્થકતા અને સત્યતા સમજાણી.

કથાસાહિત્ય બાળકથી માંડી વૃદ્ધપર્યંત સર્વને ઉપકારી બને છે. દરેક પ્રાણી પછી તે સામાન્ય બુદ્ધિશાળી હોય કે વિશેષ અ-ભ્યાસી હોય તે સર્વને એ સાહિત્યઅભ્યાસ ગ્રાહકતા અને શીઘ્ર-વેદિત્વના પ્રમાણમાં ઓછો વધતો લાભ કરે છે; એટલા માટે આ ઘણા મોટા ગ્રંથનું ભાષામાં અવતરણ કરવા વિચાર થયો અને એ કાર્ય સંવત્ ૧૯૭૧ માં શરૂ કર્યું. એ પ્રયત્નના પરિણામનો પ્રથમ વિભાગ આજે જાહેર પ્રજા સમક્ષ ધરવામાં આવે છે. એ પ્રયત્નના શુભ પરિણામ કે લોકપ્રિયતા માટે જરા પણ શંકા નથી, કારણ કે એક અવાજે મૂળગ્રંથની વિશિષ્ટતા એનો લાભ લેનાર ગાઇ રહ્યા છે. માત્ર જો ભાષાઅવતરણમાં કાંઇ ક્ષતિઓ આવી ગઈ હોય. તદ્દન સરળ ભાષા રાખવાનો ઇરાદો રાખવા છતાં કોઇ સ્થાને તે અઘરી થઈ ગઇ હોય તો તે દોષ મારો છે. મારી ભાવના ગુજ-રાતી પાંચ ચોપડી ભણેલી સ્ત્રી પણ આ ગ્રંથ સમજી શકે તેટલો

સરળ બનાવવાની હતી તે કેટલે દરજ્જે સફળ થઇ છે તે વિચારવાનું કાર્ય વાંચનારાઓનું છે.

આ ગ્રંથના કર્ત્તા ક્યારે થયા, એમનું જીવનવૃત્ત કેવું હતું, એમનો આદર્શ કેટલો શુદ્ધ હતો, એમણે ગ્રંથકર્ત્તા તરીકે કેટલું બુદ્ધિચાતુર્ય બતાવ્યું હતું, એમનો અનુભવ કેટલો સર્વગ્રાહી હતો, એમનું જ્ઞાન કેટલા વિષયોમાં વ્યાપી રહેલું હતું અને એમનો જનસમાજનો અભ્યાસ, માનસશાસ્ત્રની ઊંડાઇએ ઉતરવાની શક્તિ અને ભાષાપરનો કાબુ કેટલા મજબુત હતા તે ઉપર એક સવિસ્તર ઉપોદ્‌ઘાત ત્રીજા ભાગમાં આપવામાં આવશે. એમના સમયના સંબંધમાં ઘણો મતભેદ છે; પ્રો. જેકોબી સાથે મારે આ વિષયમાં ઘણો પત્રવ્યવહાર થયો હતો તે આખો પત્રવ્યવહાર શ્રી જૈન કોન્ફરન્સ હેરલ્ડના ખાસ અંકમાં બહાર પાડવામાં આવ્યો છે; ત્યારપછી મને એ વિષયપર વધારે અજવાળું પાડે તેવાં અનેક સાધનો મળ્યાં છે, તે પર સવિસ્તર વિવેચન ત્રીજા ભાગમાં થશે. ગ્રંથ સમજવા માટે તેની ઉપયુકતતા તો ગણાય, પણ તે સિવાય પણ ગ્રંથ સમજવામા અગવડ નહિ આવે અને હજુ ઉપોદ્‌ઘાત લખાયેલ નથી, તેથી આ પ્રથમ વિભાગ માત્ર સાદી પ્રસ્તાવના સાથે જ બહાર પાડવામાં આવેલ છે. અહીં એટલું જણાવી દેવાની જરૂર છે કે આ ગ્રંથમાં બતાવી છે તેવી સરળ ભાષામાં માનસશાસ્ત્રના ઊંડામાં ઊંડા ભાવો બતાવવાની અપૂર્વતા અન્યત્ર પ્રાપ્ત થવી મુશ્કેલ છે. આ અતિ મહત્ત્વની બાબતપર ઉપોદ્‌ઘાતમાં વિવેચન કરવાનું છે તેથી અત્ર માત્ર તેનો નિર્દેશજ કર્યો છે.

શ્રી સિદ્ધર્ષિગણિનો ઇરાદો ઉપમિતિદ્વારા સંસારનો સર્વ પ્રપંચ બતાવવાનો છે. એક વાર્તા કહી તેની અંદરના રહસ્ય તરીકે સંસારમાં મનોવિકારો, દોષો અને ઇંદ્રિયો કેવી રીતે કામ કરે છે તે બરાબર બતાવી તેદ્વારા સંસારપરથી ચિત્તને ફેરવી એના યોગ્ય માર્ગે લઇ આવવાનો છે અને તે કાર્ય તેઓ બહુ સફળ રીતે કરી શક્યા છે. વિષયને ખીલવવાની તેમની શકિત અદ્‌ભુત છે અને પોતાને કહેવાનો આશય તેઓ બહુ સુંદર અને સચોટ રીતે કહી શક્યા છે. મનોવિકારોનું જો માત્ર વર્ણન કરવામાં આવે તો વાંચનાર કે શ્રોતાને તેમાં મજા આવતી નથી અને વિષય તદ્દન લુખો

લાગે છે. આથી તેમણે કથાદ્વારા મનોવિકારો વર્ણવ્યા છે અને સાથે એમણે અંદર એવા એવા પાત્રો રજુ કરી દીધા છે કે તેમનો કહેવાનો આશય તેઓ બહુ સારી રીતે વ્યક્ત કરી શક્યા છે.

આધુનિક પદ્ધતિએ આપણે જેમ પ્રસ્તાવના અને ઉપોદ્ઘાત મોટા ગ્રંથમાં લખીએ છીએ તેમ તેમણે પણ કર્યું છે. આખા ગ્રંથમાં આઠ પ્રસ્તાવ રાખ્યા છે. તે આઠ પ્રસ્તાવમાં આવવાની હકીકતનો ટુંકો સાર પ્રથમ કહી દીધો છે. આવા પ્રકારની ગ્રંથશૈલી આગમ-પ્રમાણયુક્ત છે તેમ બતાવ્યું છે. ગ્રંથભાષા સંસ્કૃત રાખવાનું કારણ કહી દીધું છે અને સર્વ વાતનો મેળ આઠમા પ્રસ્તાવમાં મળી જશે એમ જણાવ્યું છે. આટલી પ્રસ્તાવના કરી પ્રથમ પ્રસ્તાવમાં પોતાનું ચરિત્ર કહ્યું છે અને તેના પ્રત્યેક શબ્દમાં રહેલ ઊંડો આશય પ્રાંતે બતાવ્યો છે. આ સર્વ હકીકત કથાના ટુંકા સારમાં સાથે આપી છે તેથી અત્ર તેનું પુનરાવર્તન કરવાની જરૂર નથી. અત્ર વક્તવ્ય એ છે કે તેઓએ આ રીતે આધુનિક પ્રદ્ધતિ પ્રમાણે ઉપોદ્ઘાત લખ્યો છે અને પોતાની લઘુતા પોતાને 'નિષ્પુણ્યક' તરીકે બતાવી જણાવી દીધી છે; સાથે તેઓશ્રીએ આ ગ્રંથને લાકડાની પેટીમા મૂકવા યોગ્ય ગણાવ્યો છે, એટલે સોના રૂપા કે બીજી મૂલ્યવાન્ વસ્તુઓની પેટીને યોગ્ય ગ્રંથો તો પૂર્વાચાર્યરચિત જ હોય એમ જણાવી દીધું છે. તેમના મનની કેટલી વિશાળતા હશે તે આ પ્રસંગે વિચારવા જેવું છે. આવો અપૂર્વ ગ્રંથ રચી જાહેરને અર્પણ કરતા તેઓ વાંચન માટે તેમને આમંત્રણ કરે છે અને તે પણ તેમના ઉપર ઉપકાર કરવા સારૂ વાંચવા પ્રેરણા કરે છે. અહીં નમ્રતા ગુણ પરાકાષ્ઠાને પામે છે. પ્રથમ પ્રસ્તાવમાં આવી રીતે તેઓ પ્રસ્તાવના અને ઉપોદ્ઘાત પૂરા કરે છે. એની રચના ચોક્કસ પ્રકારની હોવાથી મારાથી પ્રથમ પ્રસ્તાવના પ્રકરણો પાડી શકાયા નથી અને ઉપોદ્ઘાતને પ્રકરણ હોઇ શકે પણ નહિ.

બીજા પ્રસ્તાવમાં ખરી વાર્તા શરૂ થાય છે. કર્મપરિણામ રાજા અને કાળપરિણતિ દેવીને ચીતરી તેમને ત્યાં સુમતિ નામના પુત્રને ઉત્પન્ન કરે છે; પ્રજ્ઞાવિશાળા જેવી બુદ્ધિશાળી ધાત્રીને તેને ઉછેરવા સોંપે છે અને અગ્રહીતસંકેતા જેવી સખીને ભોળી બનાવે છે; મહાન્ ચક્રવર્તીને ચોરનો આકાર આપી વધ્યસ્થાનકે લઇ

જતાં તેને સદાગમ પાસે લાવી તેની પાસે પોતાનું ચરિત્ર કહેવરાવે છે અને તે તેનું ચરિત્ર આઠમા પ્રસ્તાવ સુધી ચાલે છે, બીજા પ્રસ્તાવમાં સર્વથી નીચા નિગોદ નામના વિભાગમાંથી નીકળી વિકાસક્રમમા તેને મનુષ્યની ગતિ સુધી ઉપર લઇ આવે છે. એ રચનામાં નિગોદ વિગેરે સ્થાનોના અદ્‌ભુત વર્ણન આવે છે અને તે સર્વ શાસ્ત્રશૈલીને અનુરૂપ છે.

ત્રીજા પ્રસ્તાવમા એજ સંસારીજીવ રાજપુત્ર નંદિવર્ધન નામે થાય છે, તેના ઉપર ક્રોધ નામનો મનોવિકાર કેવું કાર્ય કરે છે અને પ્રાણાતિપાત-હિંસા તેને કેવી ભયંકર સ્થિતિમાં મૂકે છે તેનું લંબાણ વર્ણન છે. એક મનોવિકાર અથવા દોષ પ્રાણીને કેટલો અધમ બનાવે છે તેનો વિસ્તારથી હેવાલ અત્ર આપ્યો છે. અંતરકથા તરીકે સ્પર્શેન્દ્રિયની આસક્તિ પ્રાણીને કેટલો ત્રાસ આપે છે અને તેનો ત્યાગ પ્રાણીને કેવી ઉચ્ચ સ્થિતિપર મૂકે છે તે પર બાળ, મધ્યમ અને મનીષીની વાર્તા એક રાજપુરૂષના મુખમાં મૂકી છે. વિચારીને કાર્ય કરવાપર એક મિથુનદ્વયની કથા પણ કહી નાખી છે અને સ્પર્શનનું મૂળ શોધવા પ્રયત્ન કર્યો છે. એક પ્રસંગે ચાર પ્રકારના પ્રાણીઓપર વિસ્તારથી વિવેચન કર્યું છે અને ખાસ પ્રસંગને પ્રાપ્ત કરીને પ્રબોધનરતિ નામના આચાર્યના મુખમાં ખાસ ઉપદેશ મૂક્યો છે. એમાં અનેક પાત્રો અને સ્થાનો આવે છે તે સર્વ ગૂઢાર્થ અને બહુ વિચારીને નિર્માણ થયેલાં જણાય છે. ક્રોધનાં ભયંકર પરિણામ-હિંસાના આકરા વિપાકો છેવટે કથાદ્વારા જ બતાવ્યા છે.

આ બીજા અને ત્રીજા પ્રસ્તાવની કથાનો ઉપનય બતાવ્યો નથી, પણ મૂળ વાર્તા એટલી સારી રીતે કહી છે કે દરેક વાંચનાર પોતાની યોગ્યતાના પ્રમાણમાં તેની અંદર રહેલો ભાવાર્થ સમજી જ જાય છે. કથાના પ્રવાહમાં તણાતાં પણ ભાવાર્થ મગજપર અસર કર્યા વગર રહે તેમ નથી અને તેની અસર જેટલે દરજ્જે હૃદયપર થાય તેટલે અંશે આ કથાવાચન સફળ છે.

બીજા અને ખાસ કરીને ત્રીજા પ્રસ્તાવથી અંતરંગ અને બાહ્ય સૃષ્ટિના પ્રકારો શરૂ થાય છે, તેનો તફાવત ગ્રંથકર્ત્તાએ સારી રીતે બતાવ્યો છે અને તે બહુ મુદ્દાસરનો છે. અંતરંગ રાજ્યને સમજવાનું છે અને તે માટે હજુ આગળના પ્રસ્તાવોમાં બહુ વિવેચન

થવાનું છે. આ બાહ્ય અને અંતરંગ રાજ્યને અલગ રાખવા, સ્પષ્ટ રીતે જૂદા રાખવા અને તેનો પ્રત્યેકનો અવકાશ ક્યાં અને કેટલો છે તે સમજવું એટલે જનસ્વભાવનો ઊંડામાં ઊંડો અભ્યાસ થઈ જશે. આ અતિ મહત્વની બાબત છે.

ગ્રંથકર્ત્તાએ ઉપદેશના પ્રસંગો એવી સુંદર રીતે યોજ્યા છે કે એ મગજ ઉપર દબાણ ન કરતાં શાંતિ પાથરે અને પોતાનું કાર્ય બરાબર કરી આપે.

કથા ઘણી લાંબી છે અને પાત્રો તથા સ્થાનો ઘણાં છે, તેથી જરૂર પડે ત્યારે સંક્ષેપમાં પૂર્વનો ભાગ યાદ કરી લેવાય તેવી સરળ યુક્તિ માટે **કથાનો સાર** શરૂઆતમાં આપ્યો છે. એ બહુજ જરૂરી છે, જે કથા વાંચતાં જણાશે.

સંસ્કૃત ભાષાપરનો અસાધારણ કાબુ, હકીકત કહેવાની સ્પષ્ટતા, વક્તવ્ય પદાર્થની પ્રતીતિ અને હકીકત, પાત્રો અને સ્થાનોને જરૂર પડે ત્યાં કાવ્યચાતુર્યથી અને સાહજિક વર્ણનથી શોભાવવાની કર્ત્તાની અદ્‌ભુત ખુબી ખાસ ધ્યાન ખેંચે તેવાં છે. આથી પણ વધારે ચમત્કાર ચોથા પ્રસ્તાવમાં આવનાર છે. એમાં મામા ભાણેજ નગરચર્ચા જોવા નીકળે છે ત્યાં કંઈ કંઈ અદ્‌ભુત આશ્ચર્યો તેમણે જોયેલાં વર્ણવ્યાં છે. જો આ પ્રથમ વિભાગમાં રસ પડે તો આગળના ભાગો વાંચવા તૈયાર થઈ રહેવું. આગળ હજુ પણ વધારે આશ્ચર્યો અને હૃદયદ્રાવક પ્રસંગો આવનાર છે. આ ગ્રંથમાં પ્રકરણો મેં પાડ્યા છે, મથાળાંઓ મેં બાંધ્યાં છે—એ માત્ર વાંચનારની સગવડ ખાતર છે. પાત્રો ઘણાં આવ્યાં છે અને હજુ ઘણાં આવનાર છે તેથી દરેક પ્રસ્તાવની શરૂઆતમાં તેનું પત્રક આપ્યું છે. ભાષા જેમ બને તેમ સાદી રાખવા પ્રયત્ન કર્યો છે, જૈનેતર વાંચનાર પણ સમજી શકે તે માટે બને તેટલી જરૂરી જગોએ પારિભાષિક શબ્દોપર નોટ આપી છે અને શ્લેષો સામાન્ય વાચનારની માહિતી માટે છોડી બતાવ્યા છે. અક્ષરશ: ભાષાંતર નથી કર્યું; ભાષાસૌષ્ટવ જળવાય અને કર્ત્તાનો આશય બરાબર બન્યો રહે તેવી લખાણમાં છૂટ લીધી છે.

આ ગ્રંથના આઠ પ્રસ્તાવો પૈકી આ વિભાગમાં પ્રથમના ત્રણ પ્રસ્તાવોનું ભાષાંતર આપવામાં આવ્યું છે. એક બુક ઘણી મોટી થઇ જાય તેથી આખો ગ્રંથ ત્રણ વિભાગે બહાર પાડવા ધાર્યો છે.

ગ્રંથ અદ્‌ભુત છે, શાંતિ આપે તેવો છે, ઘણીવાર વાંચવાથી દરેક પ્રસંગે નવું નવું વધારે અજવાળું પાડે તેવો છે, આખા સંસ્કૃત સાહિત્યમાં અદ્વિતીય છે અને વાંચતાં મનને વિચારમાં પાડી નાખે તેવો છે. એનાપર વિસ્તૃત વિવેચન હાલ મુલતવી રાખી વાંચનારને એકજ વિજ્ઞપ્તિ કરવાની છેવટે રહે છે અને તે એ છે કે આ ગ્રંથમાં જ્યાં જ્યાં સ્ખલના જણાય, જ્યાં જ્યાં કિલષ્ટતા જણાય ત્યાં ત્યાંથી તારવીને તે તે મને લખી જણાવવા, જેથી તેનો દ્વિતીયાવૃત્તિમાં ઉપયોગ થાય.

મારા કાકાશ્રી કુંવરજી આણંદજીએ આખું અવતરણ વાંચી સુધારી આપ્યું છે તેમજ ભાઇ પરમાનંદ કુંવરજી કાપડિયાએ પ્રુફ જોવામાં સહાય કરી છે અને શ્રી જૈનધર્મ પ્રસારક સભાએ આ ગ્રંથ જાહેરમાં મૂકવા ઇચ્છા દર્શાવી છે, તેથી તે સર્વનો આભાર માની સ્ખલના માટે ક્ષમા યાચી વાંચકને ગ્રંથમાં પ્રવેશ કરવા વિજ્ઞપ્તિ કરી અત્ર વિરમું છું.

વીલાપારલા, વસંતવિહાર.
સંવત ૧૯૭૭, અક્ષયતૃતિયા.

સેવક
મોતીચંદ ગિરધરલાલ કાપડિયા.

---

## બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

પ્રથમ આવૃત્તિ બહાર પડ્યા પછી ચાર માસમાંજ તેની હજાર કોપી ખપી ગઇ; તેથી આ બીજી આવૃત્તિ બહાર પાડી છે. આ બીજી આવૃત્તિમાં ઘણો ફેરફાર કર્યો છે. આખું અવતરણ આચાર્ય શ્રી વિજયમેઘસૂરિજીએ સંપૂર્ણ તપાસી આપ્યું છે અને ખાસ કરીને પ્રથમ પ્રસ્તાવના પરિશિષ્ટોમાં મોટો ફેરફાર કરાવ્યો છે, તેથી હું તેમને બહુ આભારી થયો છું.

પ્રથમ પ્રસ્તાવમાં પ્રકરણોનું સ્થાન લે તેવી નંબરની સંખ્યા દાખલ કરવામાં આવી છે, જે બહુ ઉપયોગી થવા સંભવ છે.

આખું અવતરણ હું ફરી તપાસી ગયો છું અને ઘણી ભાષાશુદ્ધિ કરી છે. આ સિવાય બીજી સર્વ રીતે આ બીજી આવૃત્તિ પ્રથમ આવૃત્તિનું પુનઃ મુદ્રણ ગણી શકાય.

પ્રીન્સેસ સ્ટ્રીટ--નાળીએરી પૂર્ણિમા.
મુંબઇ. તા. ૪-૮-૧૯૨૫. સં. ૧૯૮૧.

મો. ગિ. કા.

# પ્રથમ પ્રસ્તાવ–કથાસાર.

**ગ્રંથકર્ત્તાની પ્રસ્તાવના.** આદિ મંગળ, (પૃ. ૧). હેય, કર્તવ્ય, શ્લાધ્ય અને શ્રોતવ્યના વિચારણા (૩). શ્રોતવ્યમાં સર્વજ્ઞવચન (૪). કથાના ચાર પ્રકાર–ધર્મ, અર્થ, કામ અને સંકીર્ણ (૫). ચાર પ્રકારના શ્રોતાઓ (૬). સંકીર્ણ કથાની સાર્વજનિક આકર્ષક શક્તિ (૭). સંસ્કૃત ભાષા અને સર્વમનરંજન (૮). ગ્રંથરચનાનું કથાશરીર (૮). અંતરંગ કથાશરીર (૯). આઠ પ્રસ્તાવની આંતર કથાનો ટુંક સાર (૯–૧૧). સૂત્રમાં રૂપકો (૧૧). બહિરંગ કથાશરીર (૧૨). આ કથાના અધિકારી (૧૩). પૃ. ૧ થી ૧૪

## ઉપોદ્‌ઘાત રૂપે દૃષ્ટાન્ત કથા.

(૧) **અદૃષ્ટમૂલપર્યન્ત** નામના નગરમાં (૨) **નિષ્પુણ્યક** નામનો એક ભિક્ષુક રહે છે, (૩) તેને શરીરે ફાટેલાં તૂટેલાં કપડાં છે, અને ભિખ માટે આખા નગરમાં ફરે છે, તે વખતે તોફાની છોકરાઓ તેને ત્રાસ આપે છે. (૪) એકંદરે એ ભિખારી સજ્જનને દયાનું પાત્ર બની રહ્યો છે. (૫–૬) ઘેર ઘેર ભિખ માગવા છતાં એને ટુકડાઓ મળતાં તે તરત જ ખાઇ જતો તેથી તૃપ્તિ થતી નહિ, ભૂખ ઉલટી વધારે લાગતી અને પેટમાં દુઃખાવો થતો. આખા નગરમાં ફરતાં અને રખડતાં તેનો ઘણો કાળ ચાલ્યો ગયો (૭). સાતમે માળ રાજભુવનમાં **સુસ્થિત** મહારાજ બેઠેલા છે તેના હુકમથી એ રખડતા ભિખારીને **સ્વકર્મવિવર** નામના દ્વારપાળે રાજમહેલમાં દાખલ કર્યો. (૮–૧૦) રાજમંદિરમાં દાખલ થયા પછી નિષ્પુણ્યકને થયેલ આહ્‌લાદ અને જિજ્ઞાસા. (૧૨) તે વખતે સુસ્થિત રાજાએ તેના ઉપર નજર કરી. (૧૩) તે નજર **ધર્મબોધકર** નામના રસોડાના ઉપરીએ પડતી જોઇ અને તે પર તર્ક કરી તેણે ભિખારીને ભિક્ષા આપવા ઇચ્છા જણાવી એટલે તોફાની છોકરાઓ જે **નિષ્પુણ્યક**ના પછવાડે પડ્યા હતા તે નાસી ગયા, **નિષ્પુણ્યક**ને દાન આપવાનો ધર્મબોધકરે હુકમ આપ્યો (૧૪). ધર્મબોધકરની **તદ્દયા** નામની દીકરી હતી, તે **મહાકલ્યાણ** નામનું સુંદર ભોજન ભિખારી પાસે લઇ આવી, પણ ભિખારીને વિચાર થયો કે 'પરાણે ભોજન આપવા આ કન્યા આવી છે તેથી તેની અંતર ભાવના જરૂર મલીન હશે, પોતાનું (મારૂં) ભિક્ષાનું અન્ન લઇ લેવા સારૂ એ તેના યુક્તિ હશે., આ પ્રમાણે તે તો વિચારમાં પડી ગયો, તેથી તદ્દયા ભોજન લેવાનો આગ્રહ કરે છે તે તરફ તે જરા પણ ધ્યાન આપતો નથી. (૧૫) આવો અઘટિત બનાવ જોઇ વિચાર કરી ધર્મબોધકરે જોરાવરીથી તેના આંખમાં (૧૬–૧૮) **વિમળાલોક** અંજન આંજી દીધું અને **તત્ત્વપ્રીતિકર** પાણી પાઇ દીધુ.(૧૯) વ્યાધિઓ દૂર કરવાનો આ અદ્‌ભુત પ્રયોગ હતો. (૨૦) તે બન્ને વસ્તુથી ભિખારીને ઘણી શાંતિ થઇ, (૨૧) પોતાના ઠીંકરાને છોડવાનું હજુ એને મન થયુ નહિ તેમજ તેનું ઠીંકરૂં,

ધર્મબોધકર લઇ લેવા પ્રયત્ન કરી રહ્યો છે એ શંકા પણ દૂર થઇ નહિ (૨૨). ધર્મબોધકરે ભોજન લેવાનો આગ્રહ કરવાનું કામ ચાલુ રાખ્યું અને તેના ખરાબ અન્નને તજી દેવાની સમજાવટ પણ ચાલુ રાખી. (૨૩) નિષ્પુણ્યક છેવટે એક શરતે ભોજન સ્વીકારવા તૈયાર થયો અને તે શરત એ હતી કે 'પોતાનું તુચ્છ ભોજન પોતાની પાસે રહે અને ધર્મબોધકરનું સુંદર ભોજન પણ થોડુ થોડું તે લે.' (૨૪) ધર્મબોધકરે તેને સમજાવ્યું કે 'તેના શરીરમાં સર્વ વ્યાધિઓ એ ખરાબ ભોજનને અંગે થયેલા છે અને તે તદ્દન તજી દેવા યોગ્ય છે.' ભિખારીની દરેક શંકાઓનો જવાબ ધર્મબોધકરે આપ્યો ,પણ નિષ્પુણ્યક એકનો બે થયો નહિ. (૨૫) આખરે ધર્મબોધકરે વિચાર કર્યો કે ' એ શરતે પણ એને ભોજન લેવા દેવું, (૨૬–૨૭) આગળ જતાં એ ભોજનના લાભ સમજશે ત્યારે સર્વ સારાં વાનાં થશે.' પછી તદ્દયાને સજ્ઞા કરતાં તેણે ભિખારીને તે શરતે સારૂં ભોજન–**મહાકલ્યાણક** આપ્યું. એ ભોજન ખાતાં ભિખારીને અપૂર્વ શાંત થઇ (૨૮) **ધર્મબોધકરે** ત્યાર પછી ભોજનનો મહિમા વિસ્તારથી કહ્યો અને તદ્દયા પાસેથી વારંવાર ભોજન લેવા સૂચના કરી; અને ભોજન, જળ અને અંજનનો ઉપાય તેના વ્યાધિનાશ માટે કેટલો અસરકારક છે તે જણાવ્યું. નિષ્પુણ્યક પોતાના તુચ્છ ભોજનનો આગ્રહ કોઇ રીતે તે વખતે છોડી શક્યો નહિ અને અસ્તવ્યસ્ત જવાબ આપવા લાગ્યો, એટલે ધર્મબોધકરે એને ખાતરી આપી કે 'તેઓ કાંઇ તેનું (ખરાબ) અન્ન લઇ લેવા માંગતા નથી.' (૨૯) આટલી ખાતરી મળતાં નિષ્પુણ્યકે જણાવ્યું કે 'આખી વાત દરમ્યાન તેની વિચારશ્રેણી પોતાના (તુચ્છ) ભોજન ઉપડી જવાના ભય તરફ હતી, તેથી તે ધર્મબોધકરની વાત સમજ્યો જ નથી.' એટલે પોતાના કર્તવ્યની સૂચના કરવા ધર્મબોધકરને વિજ્ઞપ્તિ કરતાં ધર્મબોધકરે ત્રણે ઔષધોનો મહિમા ફરીવાર વિસ્તારથી કહ્યો. (૩૦) ઔષધના અધિકારી પ્રાણીઓના ત્રણ વિભાગ પાડ્યા, સુસ્થિતરાજાના આદેશો કહી બતાવ્યા, પ્રયાસ વગર ઔષધ લેનારને **સુસાધ્યની** કક્ષામાં મૂક્યા. ધીમે ધીમે–ઔષધ વાપરનારને **કૃચ્છ્રસાધ્યના** વિભાગમાં મૂક્યાં, અને ઔષધ વાપરનાર પર દ્વેષ કરનારને **અસાધ્યની** ગણનામાં મૂક્યા. નિષ્પુણ્યકને તેમણે વચલા વર્ગમાં મૂક્યો અને તેને સુસ્થિતરાજની ભક્તિ કરવાનુ કહી વારવાર ઔષધોનો ઉપયોગ કરવા સૂચવ્યું અને તદ્દયાને એની પરિચારિકા બનાવી. (૩૧) નિષ્પુણ્યકે સર્વ વાત કબૂલ કરી, પણ તે સારૂ ભોજન થોડુ લેતો હતો અને ખરાબ ભોજન વધારે લેતો હતો: આથી તેના ભોજનમાં વધારો થતો ગયો પણ તે શાથી થાય છે તે તે સમજી શક્યો નહિ. તેના વ્યાધિઓ ભોજન, જળ, અને અંજનના પ્રયોગથી ઓછા થતા ગયા, પણ મળમાથી ગયા નહિ (૩૨). એક વખત તેણે તદ્દયાને હજુ પણ વ્યાધિઓ તદ્દન ઓછા ન થવાનું કારણ પૂછ્યું, એટલે તદ્દયાએ જણાવ્યું કે ' અપથ્ય સેવવાનુ એ પરિણામ છે. ' નિષ્પુણ્યકની ખાતરી થતાં તેણે ધીમે

ધીમે કુભોજનનો ત્યાગ કરવા વિચાર બતાવ્યો. તદ્દયા રાજી થઇ. વિશેષ પ્રકારે સારા ભોજનના ઉપયોગથી વ્યાધિઓ ઘટતા ચાલ્યા, છતાં તદ્દયા જરા દૂર જાય એટલે પાછો નિષ્પુણ્યક પોતાનું તુચ્છ અન્ન ખાવા લાગી જતો (૩૩), તદ્દયાને ઘણા માણસો સંભાળવાના હતા તેથી જ્યારે નિષ્પુણ્યકે **ધર્મબોધકર** પાસે માગણી કરી ત્યારે તેની પાસે નિરતર હાજર રહી શકે અને સલાહ આપી શકે એવી એક **સદ્દબુદ્ધિ** નામની પરિચારિકા તેને આપી. સદ્દબુદ્ધિની હાજરી પછી નિષ્પુણ્યકમાં બહુ ફેર પડી ગયો અને તુચ્છ ભોજનપરની તેની આસક્તિ ઘટી ગઇ. ત્રણે ઔષધોનો પ્રયોગ એણે મોટા પ્રમાણમાં કરવા માંડ્યો અને તેને પરિણામે એના વ્યાધિઓ ઓછા થતા ગયા. ( ૩૪ ) પછી તો એણે સદ્દબુદ્ધિ સાથે વાતો કરવા માંડી. **સદ્દબુદ્ધિએ** વ્યાધિનાં કારણોમાં ભિખારીનું તુચ્છ ભોજન અને તેનો ઉપયોગ જણાવ્યો એટલે તુરત નિષ્પુણ્યક ઠેકાણે આવ્યો અને તુચ્છ ભોજનનો સર્વથા ત્યાગ કરી દેવા ઇચ્છા જણાવી. સદ્દબુદ્ધિએ એને જણાવ્યું કે ‘ સર્વથા ત્યાગ કરવા પહેલાં પાકો નિર્ણય કરવાની જરૂર છે, એક વાર ત્યાગ કર્યા પછી તેના પર મન જાય તો એવડું નુકશાન થાય. ’ ( ૩૫ ) એટલે વળી નિષ્પુણ્યક વિચારમાં પડી ગયો. છેવટે એણે કુભોજન ત્યાગ કરવાનો પાકો નિર્ણય કર્યો, ત્યારે તેને મક્કમ જોઇને ( ૩૬ ) સદ્દબુદ્ધિએ તે સંબધમાં ધર્મબોધકરનો અભિપ્રાય લેવાની સલાહ આપી. **સદ્દબુદ્ધિ** અને નિષ્પુણ્યક ધર્મબોધકર પાસે ગયા, ધર્મબોધકરે સંમતિ આપી પણ નિશ્ચય પાકો કરવાની જરૂરિયાતપર વધારે ભાર મૂકયો. આખરે ભિખારીનું ઠીકરું ફેંકાવી દીધું અને તેનામાં સુંદર પરમાન્ન સારી રીતે ભર્યું. તે દિવસે ધર્મબોધકરને ઘણો આનંદ થયો, તદ્દયા હરખઘેલી થઇ ગઇ, **સદ્દબુદ્ધિ** રાજી થઇ ગઇ અને આખું રાજમદિર ખુશી થઇ ગયુ. તે દિવસથી તેનું નામ ફેરવીને **સપુણ્યક** કરવામાં આવ્યું. ( ૩૭ ) પછી સપુણ્યક રાજમદિરમાં જ રહેવા લાગ્યો, તદ્દયા અને **સદ્દબુદ્ધિના** પ્રતાપ અને પરિચયથી આખો વખત ત્રણે ઔષધોનો ઉપયોગ કરતો રહ્યો અને તેની અસર તેની તદુરસ્તીપર ઘણી સારી થઇ, તેના વ્યાધિઓ ઘટી ગયા અને તેનો આકાર સુંદર થયો. ( ૩૮ ) સદ્દબુદ્ધિને પૂછતાં એને જણાયું કે ‘ ત્રણે ઔષધો કે જેના ઉપયોગથી પોતાને ઘણો લાભ થયો હતો તેનું ઘણું દાન દેવાને માટે તે તેને દરરોજ મળ્યા કરશે. ’ એટલે જે માગે તેને ત્રણે ઔષધોનું દાન કરવાનો તેણે નિર્ણય કર્યો. ( ૩૯ ) એ સપુણ્યક જેવા ત્રણે ઔષધોનો ઉપયોગ કરનાર અને દેનાર તે મદિરમાં ઘણા હોવાથી તેની પાસે કોઇ ઔષધ લેવા આવતું નહિ, ( ૪૦ ) તેથી વળી તેણે **સદ્દબુદ્ધિને** પૂછતાં તેણે જણાવ્યુ કે ‘ જાહેર રીતે તેણે જણાવવુ કે જે માગે તેને ઔષધો આપવામાં આવશે. ’ તેણે તે પ્રમાણે ઘેર ઘેર ફરી આઘોષણા કરી, પણ પૂર્વનુ દરિદ્રીપણુ યાદ કરી કોઇ તેની પાસે લેવા આવતું નહિ. પોતાની ભાવના ઘણાને દાન

આપવાની હતી તે આ રીતે ભગ્ન થતી જોઇ તેણે સદ્બુદ્ધિને પૂછ્યું એટલે જવાબમાં તેણે ત્રણે ઔષધો લાકડાની પેટીમાં ઠાંસી ઠાંસીને ભરી વગર નામે બજારમાં તે પેટી મૂકી દેવા જણાવ્યું અને કહ્યું કે જ્ઞાનમય પાત્ર તારા ઔષધનો ઉપયોગ સ્વયમેવ કરશે. ( ૪૧–૫૦ ) સંક્ષિપ્ત ઉપનયમાં દરેક સ્થાન અને પાત્રનો ત્યાર પછી નિર્દેશ કરવામાં આવ્યો છે.

## દાર્ષ્ટાન્તિક યોજના અને કથાનો ઉપનય. પૃષ્ટ–૫૦

પૃષ્ટ ૫૧ થી ઉપરની કથાના દરેક શબ્દનો વિસ્તારથી ઉપનય બતાવવામાં આવ્યો છે, આખુ પોતાનું ચરિત્ર સર્વ પ્રાણીને લાગુ પડે તેવા આકારમાં સમજાવવામાં આવ્યું છે, એમાં નીચેની ખાસ બાબતો લક્ષ્ય ખેંચવા યોગ્ય છે.

અદૃષ્ટમૂલપર્યંત નગરપર વિવેચન ( ૫૨ ). નિષ્પુણ્યક દરિદ્રી ( ૫૩ ) તોફાની છોકરાઓ ( ૫૫ ). ચાર ગતિનાં દુઃખો ( ૫૭ ). રોગોનાં ઉપાદાન કારણો ( ૬૦ ). ભિખારીની વિવિધ પાત્રતા ( ૬૨ ). ભિખારીના ફાંફાં ( ૬૪ ). ભિખારીનો આંતર ભાવ. રૌદ્રધ્યાનનાં દૃષ્ટાન્તો. ( ૬૫ ). ભિક્ષાભોજનના સાદૃશ્યો ( ૬૯ ) ભિખારી શા માટે અને કેમ ? ( ૭૧ ). સામાન્ય જીવનપ્રસંગો અને ભિખારીપણુ ( ૭૫ ). ધનવાનની ખરી દશાનું વર્ણન ( ૭૬ ). સ્ત્રીઆસક્તની ચેષ્ટાઓ ( ૭૮ ), તૃપ્તિનો અભાવ ( ૭૯ ). પેટનો દુઃખાવો ( ૮૦ ) અનંત કાળથી રખડપાટો ( ૮૧ ). પુદ્ગલપરાવર્તપર નોટ ( ૮૨ ). સુસ્થિત મહારાજ અને સ્વકર્મવિવર દ્વારપાળ ( ૮૫ ). યથાપ્રવૃત્તિકરણપર નોટ ( ૮૯ ). શીલાંગપર નોટ ( ૯૨ ). મંદિરમાં રાજા, મંત્રી, યોદ્ધા, કામદાર, કોટવાળ, વૃદ્ધ, સુભટો, રમણીઓ, વિષયો ( ૯૭ ) મંદિરદર્શનની અસર ( ૧૦૭ ). સુસ્થિતરાજની નજર ( ૧૦૯ ). ધર્મબોધકરની તેપર વિચારણા ( ૧૧૨ ). ભિક્ષાદાનપર વિચારો અને તત્ત્વાનુસંધાન ( ૧૧૬ ). ધર્મનો ઉપદેશ ( ૧૧૯ ). તદ્દયા ( ૧૨૦ ). ઉપદેશકપર વહેમ ( ૧૨૨ ). ઉપદેશકની નિઃસ્પૃહતા ( ૧૨૫ ). ત્રણે ઔષધોની વિચારણા ( ૧૨૭ ). ઠીંકરા ઉપર અદ્ભુત પ્રેમ (૧૩૪). અર્થપુરૂષાર્થ (૧૩૭). કામપુરૂષાર્થ ( ૧૩૮ ). ધર્મપુરૂષાર્થ ( ૧૪૧ ). સમ્યગ્દર્શનસ્વરૂપ ( ૧૪૭ ). ઉપદેશકની મહાનુભાવતા ( ૧૪૯ ). કુવિકલ્પના પ્રકારો ( ૧૫૧ ). મૂર્છા અને ત્યાગની બીક ( ૧૫૩ ). ઉપદેશકનો અસરકારક ઉપદેશ ( ૧૫૬ ). આસક્તનો વિષયોપર દૃઢ પ્રેમ ( ૧૫૮ ). પ્રતીતિમાટે ખાસ પ્રયાસ ( ૧૬૦ ). રસીઆની શરત અને સ્વીકાર ( ૧૬૫ ). ઉપદેશનો સર્વ અથવા દેશત્યાગને અંગે ક્રમ ( ૧૬૬ ). ઉપદેશકની ગંભીરતા ( ૧૭૧ ). કાંઇક સરળતાથી કરેલી કબુલાતો ( ૧૭૨ ). ત્રણ પ્રકારના અધિકારી ( ૧૭૫ ). અલ્પ સ્વીકારમાં પણ મોટો લાભ ( ૧૮૦ ). રોગો અને સ્થિરીકરણ ( ૧૮૪ ). સદ્બુદ્ધિ ( ૧૮૮ ). પોતાના પર આધાર રાખવામાં વિશિષ્ટતા ( ૧૯૬ ) ગર્વત્યાગ ( ૧૯૫ ). નિષ્પુણ્યક સપુણ્યક ( ૨૦૦ ). વૈરાગ્યના



## દ્વિતીય પ્રસ્તાવ-કથાસાર.

**પ્રકરણ ૧ લું-મનુજગતિ નગરી.** સર્વ મનોરથ પૂરનાર, અનેક આશ્ચર્યો અને બનાવોથી ભરપૂર મનુજગતિ નામની અદ્ભુત નગરીનું વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે. એ નગરીના મહોલ્લા પરા વિગેરે વિસ્તારથી બતાવવામાં આવ્યા છે અને છેવટે એ નગરીની અદ્ભુતતા વર્ણવી છે. પૃ. ૨૫૨-૨૫૭

**પ્રકરણ ૨ જું-કર્મપરિણામ અને કાળપરિણતિ.** એ મનુજગતિ નગરીનો રાજા કર્મપરિણામ નામનો છે. એનો હુકમ ત્રણે લોકમાં ચાલે છે, એ ઘણો બળવાન છે અને એનું શાસન પ્રચંડ છે. એને નાટકો જોવાનો ઘણો શોખ છે અને લોકોને ( જીવોને ) તેથી તે નવા નવા વેશો લેવરાવે છે અને અનેક પ્રકારના ચાળા તેમના પાસે કરાવે છે. એનું સંસારનાટક અતિ વિચિત્ર પ્રકારનું છે અને એના નાટકનો સાજ આખો સમજવા યોગ્ય છે. રાજકાર્યમાં સલાહ આપનાર, લાવણ્યનો નમુનો અને અત્યંત પ્રીતિ સંપાદન કરનાર કાળપરિણતિ નામની તેના રાણી છે, તે પતિની બાજુમાં રહી નાટકના હુકમો આપે છે અને લોકો મુંગે મ્હોઢે રાણીના હુકમો અમલમાં મૂકે છે. પૃ. ૨૫૮-૨૭૦

**પ્રકરણ ૩ જું-ભવ્યપુરૂષ સુમતિજન્મ.** રાણીને પુત્ર નથી તે બાબતનુ દુઃખ થાય છે. પતિનો મત મળતાં પુત્ર જરૂર થશે એમ રાણીની ખાતરી થાય છે. શુભ સ્વપ્ન આવ્યા પછી યોગ્ય કાળે પુત્રનો જન્મ થાય છે, જન્મનો સુંદર મહોત્સવ આખા નગરમાં થાય છે અને ત્યારપછી તેનુ ભવ્યપુરૂષ નામ પાડવામાં આવે છે; રાણી તેને સુમતિ ( ડાહ્યો ) એવું ઉપનામ આપે છે. પૃ. ૨૭૧-૨૭૪

**પ્રકરણ ૪ થું-અગૃહીતસંકેતા અને પ્રજ્ઞાવિશાલા.** એજ નગરીમાં અગૃહીતસંકેતા નામની બ્રાહ્મણી રહેતી હતી. તેણે પોતાના સખી પ્રજ્ઞા-

વિશાલાને પૂછ્યું કે રાજા અને રાણી વંધ્ય કહેવાય છે છતાં તેને પુત્ર કેમ થયો? પ્રજ્ઞાવિશાલાએ જણાવ્યું કે રાજાના નિર્બીજતા તો તેના અવિવેક વિગેરે મંત્રીએ હેતુપૂર્વક જાહેર કરી છે, બાકી તો સર્વ પ્રાણીઓ તેનાજ પુત્રો છે; છતાં પુત્રજન્મનો આવડો મહોત્સવ થવાનું કારણ પૂછતાં પ્રજ્ઞાવિશાલાએ જણાવ્યું કે આ નગરમાં એક સદાગમ ( શુદ્ધ જ્ઞાન ) નામનો ડાહ્યો પુરૂષ છે, તે રાજા રાણીના મર્મ જાણનાર છે, તેણે એ વાતનું રહસ્ય પોતાને કહ્યું છે; તેમાં રાણીના ખાસ આગ્રહથી વંધ્યાપણાનું મ્હેણું ટાળવા પુત્રજન્મ થયો છે એમ તેમનું કહેવું થયું છે. એ પુત્રના જન્મથી સદાગમ પણ રાજી થયા છે. બજારમાં સદાગમે એના જન્મથી આનંદ જણાવ્યો તે વાત અગૃહીતસંકેતાએ સાંભળી હતી; તેથી તેણે પણ તે વાતમાં સંમતિ બતાવી. વળી અગૃહીતસંકેતાએ જણાવ્યુ કે લોકો એના જન્મથી બહુ રાજી થયા છે. સદાગમ કોણ છે તેના સમાચાર મેળવવાની અને રાજપુત્રના જન્મથી તેના આનંદનું કારણ જાણવાની તેની ઘણી ઇચ્છા હતી તે સંબંધી તેણે પછી પ્રજ્ઞાવિશાલાને સવાલ કર્યા. પૃ. ૨૭૪-૨૮૦

**પ્રકરણ ૫ મું-સદાગમપરિચય:** પ્રજ્ઞાવિશાલા જવાબમાં **સદાગમ**-ની ઓળખાણ આપતાં બોલી કે તે મહાપુરૂષ છે અને સર્વ ભાવને કહેનારા છે. સદાગમ સાચો ઉપદેશ આપનાર છે, છતાં લોકો તેને બરાબર ઓળખતા નથી. હાલ જન્મેલ રાજપુત્ર તેને બરાબર ઓળખશે અને અનુસરશે તેવા જ્ઞાનથી સદાગમને આનંદ થયો છે. સદાગમનું માહાત્મ્ય જબરૂં છે: ઘણાને તેણે કર્મપરિણામ રાજાની જાળમાંથી છોડાવ્યા છે. બધાને કેમ છોડાવ્યા નથી? તેના વિસ્તારથી તેઓ કારણો બતાવે છે. **સદાગમના** સ્વરૂપનો અદ્દભુત હેવાલ સાંભળતાં **અગૃહી-તસંકેતાને** પણ તેના દર્શન કરવાનું મન થાય છે. પૃ. ૨૮૦-૨૯૨

**પ્રકરણ ૬ ઠું-સંસારીજીવતસ્કર.** ઉપરના વાતને પરિણામે **મહાવિ-દેહ** બજારમા **સદાગમ** મહાત્મા અનેક જનોથી વેષ્ટિત બેઠા હતા ત્યાં બન્ને સખીઓ ગઇ. તેને નજરે જોતાં **અગૃહીતસંકેતા** રાજી થઇ ગઇ અને પોતાને ત્યાં લઇ આવ-વા માટે સખીનો આભાર માન્યો અને તેને પણ સદાગમની આરાધના કરવા તીવ્ર ઇચ્છા થઇ. ત્યારપછી બન્ને સખીઓ અવારનવાર સદાગમ પાસે આવવા લાગી. **સદાગમે** એક દિવસ **પ્રજ્ઞાવિશાલાને** રાજપુત્રના ધાવ થવાનું કહ્યું તે તેણે કબુલ કર્યું. ત્યારપછી તે રાજપુત્રને **સદાગમ** પાસે લાવી અને અધ્યાપક તરીકે તેમની નિમણુક કરી. રાજકુમાર **સદાગમ** પાસે અભ્યાસ કરવા લાગ્યો. એક વખત અગૃહીતસંકેતા સદાગમ પાસે આવી અને પ્રજ્ઞાવિશાલાના કુશળ સમાચાર પૂછ્યા, તેવામાં રસ્તાપર મોટો કોળાહળ થયો અને જણાયુ કે કોઇ ચોરને ફાંસી દેવા લઇ જાય છે. ચોરે સદાગમનો આશ્રય લીધો. સદાગમે તેને અભય આપ્યું, એટલે તે છુટો થઇ ગયો. અગૃહીતસંકેતાએ ચોરને પૂછ્યું કે કયા ગુન્હાને અંગે તેને ફાંસીની સજા થઇ હતી?

તેના જવાબમાં ચોર પોતાના ગુન્હાની વાર્તા વિસ્તારથી કહે છે, જે અગૃહીતસંકેતા, પ્રજ્ઞાવિશાલા, સુમતિ અને સદાગમ સાંભળે છે. હવે પછીની આખી વાર્તા ચોરે ( જેનું નામ સંસારીજીવ છે તેણે ) કહેલી છે. પૃષ્ટ ૨૯૩ થી ૨૯૯

**પ્રકરણ ૭ મું–અસંવ્યવહાર નગરે.** અસંવ્યવહાર નગરમાં મહારાજા કર્મપરિણામના તાબાનો અત્યંતઅબોધ નામનો સેનાપતિ અને તીવ્રમોહોદય નામનો સરસુબો રહે છે. ત્યાંના લોકોને તેઓ તદ્દન અંધકારમાં રાખે છે, નિગોદ નામના ઓરડામાં તેમને ભરી રાખે છે. ત્યાં સંસારીજીવ પણ વસતો હતો. એક વખત તત્પરિણતિ પ્રતિહારીએ કર્મપરિણામ રાજાના દૂત તન્નિયોગને પેલા બે અધિકારીઓએ રાજસભામાં દાખલ કર્યો. તેણે જણાવ્યું કે ' મહારાજાના બહેન લોકસ્થિતિ જેનું કામ સદાગમે નિવૃત્તિનગરીએ મોકલેલા લોકોની ખાલી પડેલી જગા પૂરવાનું હતું તેણે મને અહીં મોકલ્યો છે. ' તીવ્રમોહોદયે પોતાના નગરની વિશાળતા અને જીવોની બહુલતા બતાવવા સારૂ દૂતને નગરમાં ફેરવ્યો અને મહારાજાને ભય દૂર કરવાનું કહેવા જણાવ્યું. અનેક ગોળાઓ અને પ્રાસાદોમાં ઠાંસી ઠાંસીને ભરેલા જીવો બતાવ્યા અને સદાગમની મશ્કરી કરી. પછી ત્યાંથી કોને મોકલવો તે કાર્ય ભવિતવ્યતા જે સંસારી જીવની સ્ત્રી થતી હતી તેને સોંપ્યું. ભવિતવ્યતાનું વિસ્તારથી વર્ણન કર્યું. તેણીએ સંસારી જીવને એકાક્ષનિવાસનગરે મોકલવાની ભલામણ કરી. પૃષ્ટ. ૩૦૦–૩૧૨

**પ્રકરણ ૮ મું–એકાક્ષનિવાસનગરે.** ભવિતવ્યતા પણ સંસારીજીવ સાથે ચાલી. એકાક્ષનિવાસનગરના પહેલા પાડા ' બાદર વનસ્પતિ 'માં પ્રથમ તે પોતાના પતિને લઈ ગઈ, ત્યાં સાધારણ અને પ્રત્યેક–બને વિભાગોમાં ખૂબ ફેરવ્યો. પ્રત્યેક થયા પછી એક એક ગોળી આખા ભવ સુધી ચાલે તેવી આપવા માંડી. ગોળીની અસરથી આખા ભવમાં સંસારી જીવને અનેક નાટકો કરવાં પડતાં. ગોળી પૂરી થાય ત્યારે ભવિતવ્યતા નવી ગોળી આપી નવો વેશ કઢાવતી. પછી તેને પૃથ્વીકાય નામના બીજા પાડામાં લઇ ગઇ, ત્યાં તે પથ્થર આદિ પાર્થિવ ઘણીવાર થયો. ત્રીજા અપૂકાય નામના પાડામાં આપ્યકુટુંબીના ઘણા વેશો તેણે લીધા. ચોથા તેજસ્કાય પાડામાં અગ્નિનાં રૂપો અનેક લીધાં અને પાંચમા વાઉકાય પાડામાં પવનનાં રૂપો લીધાં. આ દરેક પાડામાં વારવાર નવી નવી ગોળીઓ તેને ભવિતવ્યતા આપતી રહી. પૃષ્ટ ૩૧૩–૩૨૦

**પ્રકરણ ૯ મું--વિકલાક્ષનિવાસનગરે.** ત્યારપછી ભવિતવ્યતા સંસારીજીવને વિકલાક્ષનિવાસ નગરે લઇ ગઇ. ત્યાં તેને ત્રણે પાડામાં ખૂબ ફેરવ્યો અને તેની પાસે નવાં નવાં રૂપો લેવરાવ્યાં. પ્રથમ દ્વિહૃષીક ( બેઈંદ્રિન્ય ) પાડામાં કૃમિ બનાવી મૂત્રમાં નાખ્યો. આ આખા નગરના સુબા ઉન્માર્ગોપદેશે અને તેની સ્ત્રી માયાદેવીએ તેને ઘણો રંજાડ્યો. બીજા ત્રિકરણ ( તેઈન્દ્રિય ) પાડામાં માંકડ જૂ થયો. ત્રીજા ચતુરક્ષ (ચૌરિદ્રિય) પાડામાં માખી ડાંસ વિગેરે થયો. આમ તેને ખૂબ રખડાવ્યો. પૃ. ૩૨૦–૩૨૩

**પ્રકરણ ૧૦ મું--પંચાક્ષપશુસંસ્થાને.** પછી ભવિતવ્યતાએ સંસારી જીવને પંચાક્ષ પશુ સંસ્થાનનગરે આણ્યો. ત્યાં ગર્ભજસમૂર્છિમપણે તેને જળચર સ્થળચર અને ખેચર બનાવ્યો. અનેક રૂપો આપ્યાં. છેવટે હરણ બનાવી ગીતો સંભળાવ્યાં. પછી હાથી બનાવ્યો અને દાવાનળ વખતે કુવામાં પાડ્યો. ત્યાં કર્મની (અકામ) નિર્જરા થઈ, પુણ્યોદય નામનો મિત્ર પ્રગટ થયો અને દેવીએ તેને વધારે સારી નગરીમાં લઇ જવાનું વચન આપ્યું ( અહીં સંસારી જીવ સંબંધી કેટલાક જરૂરી ખુલાસા અગૃહીત૦ના પૂછવાથી પ્રજ્ઞાવિ૦ કરે છે.) ઉપસંહાર પૃ. ૩૨૪-૩૩૧

**નિગોદ સ્વરૂપ-પરિશિષ્ટ** પૃ. ૩૩૨-૩૩૫



## તૃતીય પ્રસ્તાવ-કથાસાર.

**પ્રકરણ ૧ લું-નંદિવર્ધન અને વૈશ્વાનર.** હવે સંસારીજીવ નવી ગોળી લઇને મનુજગતિ નામની નગરીના ભરત નામના મહોલ્લામાં જયસ્થળનગરે પદ્મરાજા અને નંદારાણીને ત્યાં પુત્રપણે ઉત્પન્ન થયો. તેનું નંદિવર્ધન નામ પાડ્યું. પુણ્યોદય તેનો સહચારી મિત્ર થયો. અસંવ્યવહાર નગરથી સંસારીજીવ ચાલ્યો ત્યારથી તેની સાથે અંતરંગ અને બાહ્ય એમ બેવડો પરિવાર હતો. અંતરગ પરિવારમાંથી અવિવેકિતા બ્રાહ્મણીએ તેજ દિવસે વૈશ્વાનર નામના પુત્રને જન્મ આપ્યો. તેનું આખું શરીર અનેક દુર્ગુણોથીજ ભરેલું હતું. વૈશ્વાનર અને નંદિવર્ધનને ઘણી દોસ્તી થઇ-જામી-તે જોઈ પુણ્યોદયને ઘણો ખેદ થયો. એ દોસ્તીને પરિણામે નંદિવર્ધન તેના મિત્રોને પણ ઘણો ભારે થઈ પડ્યો. પિતાએ તેને અભ્યાસ કરવા બુદ્ધિસમુદ્ર નામના કળાચાર્ય પાસે મૂક્યો. ત્યાં તેના રાજમિત્રોને પણ તે સતાવતો રહ્યો અને ગુરૂ ઉપર પણ તેણે પોતાનો ધાક બેસાડી દીધો. વૈશ્વાનર ઉપર તેનો પ્રેમ વધતોજ ચાલ્યો એટલે વૈશ્વાનરે એને ક્રૂરચિત્ત નામનાં વડાં ખાવા આપ્યાં અને જરૂર પડે ત્યારે પ્રસાદ આરોગવા જણાવી દીધુ. રાજાએ એક વખત વિદુર નામના વફાદાર સેવકને કુમારના અભ્યાસ સંબંધી ખબર લાવવા આજ્ઞા કરી. વિદુર તો કુમારનો ધમધમાટ અવલોકી આભોજ બની ગયો અને પદ્મરાજાને બધી હકીકત જણાવી. રાજાએ કળાચાર્યને બોલાવ્યા અને સત્ય હકીકત જણાતાં વૈશ્વાનરનો સંગ ચૂકવવાના ઉપાયની ચિંતવના કરી. કળાચાર્યે જિનમતજ્ઞ નામના નિમિત્તિયાની એ બાબતમાં સલાહ લેવા સૂચના કરી, તે રાજાએ સ્વીકારી.

પૃષ્ટ. ૩૪૪-૩૬૦

**પ્રકરણ ૨ જું-ક્ષાંતિકુમારી.** જિનમતજ્ઞ નિમિત્તકને ઉપાય પૂછતાં તેણે જણાવ્યું કે ' ચિત્તસૌંદર્ય નામના અતિ પવિત્ર નગરમાં એક બહુ ભલો શુભપરિણામ નામે રાજા રહે છે, તેને અતિ પવિત્ર નિષ્પ્રકંપતા નામની રાણી છે, એ રાણીને ગુણોનું ધામ ક્ષાંતિ નામની દીકરી છે, એની સાથે જો નંદિવર્ધનના

લગ્ન થાય તો તેને વૈશ્વાનરનો સંગ મટે.' રાજાને તે વાત ગળે ઉતરી એટલે કન્યા માટે કહેણુ મોકલવા વિચાર કર્યો. નિમિત્તિયાએ જણાવ્યું કે 'એ નગર, રાજા અને પુત્રી અંતરગ છે. ત્યાં આપણો પ્રવેશ નથી, ત્યાં તો કર્મપરિણામ રાજા જે સર્વનો ઉપરી છે તેનું જોર ચાલે છે અને તે પોતાની બહેન લોકસ્થિતિ, ભાર્યા કાળપરિણુતિ અને સ્વભાવ તથા ભવિતવ્યતાની સલાહ પ્રમાણે કામ કરે છે. તે રાજા જ્યારે પ્રસન્ન થઇ ઉક્ત કન્યા પરણાવશે ત્યારે નંદિવર્ધન ઠેકાણે આવશે.' રાજા તે વાત સાંભળીને નિરાશ થયો પણ કળાચાર્યનો અને નિમિત્તિયાનો આભાર માન્યો. રાજાએ આમ છતાં પણ બનતો પ્રયત્ન કરવા વિદુરને ફરી મોકલ્યો. વિદુરને કુમારે એક દિવસ વચ્ચે આવવાનું કારણ પૂછતાં પોતે સાંભળેલી વાત કહેવા માંડી. તે વાર્તા ઘણી લાંબી છે. નીચેની વાર્તા વિદુર કહે છે અને સંસારી જીવ ( નંદિવર્ધન ) સાંભળે છે. પૃ. ૩૬૧-૩૭૩.



## સ્પર્શન-કથાનક.

**પ્રકરણ ૩ જુ-મનીષી અને બાળ.** ક્ષિતિપ્રતિષ્ઠિત નગરમાં કર્મવિલાસ નામનો રાજા હતો, તેને **શુભસુંદરી** અને **અકુશળમાળા** નામની રાણીઓથી અનુક્રમે **મનીષી** અને **બાળ** નામના પુત્ર થયા હતા. સ્વદેહ નામના બગીચામા બન્ને ભાઇઓ એકવખત રમતા હતા, ત્યાં કોઈ પુરૂષ ફાંસીએ લટકવાની તૈયારીમાં દેખાયો. બાળે ઝટ દોડીને દોરડું કાપી નાખ્યું અને આપઘાત કરવાનું કારણ પૂછ્યું. તે પુરૂષે જણાવ્યું કે તેનું નામ **સ્પર્શન** હતું, તેને એક ભવજંતુ નામનો મિત્ર હતો, તેનાપર તે બહુ પ્રીતિ રાખતો હતો અને પોતે કહે તેમ કરતો હતો, પણ એક સદાગમ નામના માણુસે તેને ભ્હેકાવ્યો. પછી તો ભવજંતુએ તેનો પરિચય ઓછો કર્યો અને આખરે તેનો સંગ તદ્દન છોડી દઇને તે નિર્વૃત્તિનગરીએ ચાલ્યો ગયો. તેના વિરહે પોતે આપઘાત કરે છે. સ્પર્શનને બાળે દિલાસો આપ્યો અને પોતાની સાથે મૈત્રી જોડવા કહ્યું. સ્પર્શને તે વાત કબૂલ કરી. વાતચિત દરમ્યાન મનીષી તો વિચારજ કર્યા કરતો હતો પણ લોકરૂઢી ખાતર તેણે પણ સ્પર્શન ઉપર પ્રેમ દેખાડ્યો. ત્રણે જણા નગરમાં પાછા ફર્યા અને સ્પર્શનની ઓળખાણ થયાની વાત કરવા લાગ્યા. તે હકીકતથી કર્મપરિણામ રાજા રાજી થયા, અકુશળમાળા પણ ખુશી થઈ; પણ શુભસુંદરી તો વ્યાકુળ થઈ ગઈ. પૃષ્ટ ૩૭૪-૩૮૩

**પ્રકરણ ૪ થું-સ્પર્શનમૂળશુદ્ધિ.** સ્પર્શન તો હવે બન્ને રાજપુત્રોનો મિત્ર થયો, પણ મનીષીને તેની સાથે બરાબર ઘાટ બેઠો નહિ. પછી એ સ્પર્શન કોણ છે તેની બરાબર બાતમી મેળવવા પોતાના અંગરક્ષક બોધને મનીષીએ આજ્ઞા કરી. બોધે પોતાના માણુસ પ્રભાવને આજ્ઞા કરી, એટલે તેણે પરદેશમાં ફરી તપાસ કરી આવી નીચે પ્રમાણે સ્પર્શનનો અહેવાલ કહ્યો:—

અંતરંગમાં રાજસચિત્ત નગરે રાગકેશરી રાજા રાજ્ય કરે છે. તેને વિષયાભિલાષ નામનો અમાત્ય છે. તે નગરે હું ગયો. ત્યાં મોટો ખળભળાટ જોયો. ત્યાં વિપાક નામના એક રાજપુરૂષને તેનું કારણ પૂછતાં તેણે કહ્યું કે 'અમારા રાજાને આખી દુનિયાપર જય મેળવવાની ઇચ્છા થઇ છે, તેથી મંત્રીએ પોતાના સ્પર્શન વિગેરે પાંચ પુત્રોને બધે મોકલી આપ્યા છે. તેઓ વિજય મેળવતા ચાલ્યા પણ માર્ગમાં એક સંતોષ નામનો તેમનો દુશ્મન મળ્યો. તે કેટલાકને નિર્વૃત્તિપુરીએ મોકલી આપે છે. રાગકેશરીરાજાને એ વાતની ખબર પડતાં પોતે લડાઇમાં જવા તૈયાર થયા. ચાલતી વખત પોતાના વૃદ્ધ પિતા મહામોહને પગે પડવા ગયા. એ મહામોહ બહુ જબરો સત્તાધારી છે પણ ઘડપણને લઇને તેણે પુત્રને રાજ્ય સોંપ્યું છે. તેણે રાગકેશરી પુત્રની વાત સાંભળી એટલે પોતે પણ લડવા તૈયાર થઈ ગયો; અંતે એમ ઠર્યું કે પિતા અને પુત્ર બન્નેએ સાથે લડવા જવું–તેનું લશ્કર લડવા જવાનું છે, તેની તૈયારીનો આ અવાજ છે, એમ કહી વિપાક વિદાય થયો. આ પ્રમાણે સ્પર્શનનું ઉત્પત્તિસ્થાન જાણીને પ્રભાવે બોધને જણાવ્યું અને બોધે તે વાત મનીષીને કહી બતાવી. પૃષ્ઠ ૩૮૩–૩૯૬

પ્રકરણ ૫ મું–સ્પર્શનની યોગશક્તિ. વાતનો મેળ મેળવવા એકવાર મનીષીએ સ્પર્શનને પૂછ્યું કે 'ભવજંતુ સાથે કોણ હતું?' તેના જવાબમાં કેટલીક આનાકાની પછી સ્પર્શને જણાવ્યું કે 'તેની સાથે સંતોષ હતો.' મનીષીએ તે વખતે મનમાં નિર્ણય કર્યો કે સ્પર્શનનો વિશેષ પરિચય સારો નથી, ઉપર ઉપરથી સ્નેહ કરવા યોગ્યજ તે છે.' એકવાર સ્પર્શને ચાલાકી કરવા માંડી. સુખ આપવાને બ્હાને યોગશક્તિનો આવિર્ભાવ કર્યો અને સમાધિનો ડોળ કરી બન્નેના શરીરમાં પ્રવેશ કર્યો, બાળ તો સ્પર્શસુખમાં રાચી ગયો, ઊંડો ઊંડો ઉતરતો ચાલ્યો અને તેમાં સુખ માનવા લાગ્યો. મનીષી તો પ્રથમથી ચેતેલો હતો, તેથી ઉપરથી હેત બતાવે પણ સ્પર્શનને મચક આપે નહિ. બાળ સ્પર્શન ઉપર વધારે આસક્ત થતો ગયો, પણ મનીષી તો તેની ગૂઢ રીતે મશ્કરીજ કર્યા કરતો હતો. બાળની મૂર્ખાઈમાં તેની માતા અકુશળમાળાએ વધારો કર્યો અને સ્પર્શનની સોબત વધારે કરવા સૂચના કરી, વિચક્ષણ શુભસુંદરીએ પોતાના પુત્ર મનીષીને તેનાથી સાવધ રહેવા ભલામણ કરી અને વખત આવ્યે તેનો સબંધ તદ્દન તોડી નાખવા ભલામણ કરી. બાળનો વિલાસ દરરોજ વધતો ચાલ્યો અને તેથી શિખામણને તે અવગણવા લાગ્યો. પૃ. ૩૯૭–૪૦૭

પ્રકરણ ૬ ઠું–મધ્યમબુદ્ધિ. કર્મવિલાસ રાજાને ત્રીજી સામાન્યરૂપા નામની રાણી હતી, તેનો પુત્ર મધ્યમબુદ્ધિ પરદેશ ગયો હતો, તે પાછો આવતાં તેનાપર સ્પર્શને જાળ પાથરવા માંડી, પણ મનીષીએ તેને ચેતવ્યો, તેથી પોતાની માતા સામાન્યરૂપાને પૂછતાં તેણે કહ્યું કે 'એવી સંશયવાળી બાબતમાં કાળક્ષેપ કરવો સારો. તેનાપર તેણે એક નાના વાર્તા કહી તે આ પ્રમાણે–

**મિથુનદ્વય અંતરકથા**–તથાવિધ નગરમાં ઋજુ રાજા અને પ્રગુણા રાણી હતાં. તેને મુગ્ધ નામનો પુત્ર હતો. તેની સ્ત્રીનું નામ અકુટિલા હતુ. મુગ્ધ અને અકુટિલા એકવાર બગીચામાં ક્રીડા કરવા ગયાં. ફુલના છાબડી પ્રથમ કોણ ભરે છે તે પર હોડ કરતાં બન્ને જૂદી જૂદી દિશાએ ગયાં. હવે તે વખતે આકાશમાં કાળજ્ઞ અને વિચક્ષણા નામના વ્યંતર અને વ્યતરી આવ્યા. તેમને અનુક્રમે અકુટિલા અને મુગ્ધકુમાર તરફ રાગ થયો. પરસ્પર એક બીજાથી તે હકીકત છાની રાખવા ખાતર બ્હાનાં કાઢી બન્ને છૂટાં પડ્યાં. કાળજ્ઞે મુગ્ધકુમારનું રૂપ લીધુ અને અકુટિલા પાસે ગયો, ત્યારે વિચક્ષણાએ અકુટિલાનું રૂપ લીધું અને મુગ્ધકુમાર પાસે ગઇ. બનાવ એવો બન્યો કે લતામડપમાં બને જોડલાં એકઠાં થઇ ગયાં. બન્ને જોડલાંને ઘણું આશ્ચર્ય થયું અને મુગ્ધકુમારે તો માન્યુ કે દેવકૃપાથી પોતે અને ભાર્યા એકનાં એવડાં થઇ ગયાં છે. ત્યાંથી પિતા પાસે ગયાં, વાત કરી એટલે સર્વને આશ્ચર્ય ઉત્પન્ન થયું. કાળજ્ઞને પોતાના સ્ત્રીનું બેવફાપણું જોઈ ઘણો ગુસ્સો થયો, પરતુ પોતાનો પણ દોષ હોવાથી તે મૌન રહ્યો. વિચક્ષણા પણ એવાજ નિર્ણય ઉપર આવી, ઘણું શરમાણી, પણ મનને સમજાવી ત્યાંજ રહી.

પૃષ્ટ ૪૦૮–૪૧૬

**પ્રકરણ ૭ મું–અંતરકથા ચાલુ–પ્રતિબોધકાચાર્ય.** તથાવિધ નગર બહાર મોહવિલય નામના ઉદ્યાનમાં પ્રતિબોધક નામના આચાર્ય પધાર્યા. ઋજુ રાજા આખા પરિવારને અને બન્ને પુત્ર તથા પુત્રવધૂઓને લઇને વદન કરવા ગયા. આચાર્યે મોક્ષસુખપર દેશના આપી. તે વખતે કાળજ્ઞ અને વિચક્ષણાને ઘણો પસ્તાવો થયો અને તે વખતે તેમના શરીરમાંથી એક કદરૂપી સ્ત્રી બહાર નીકળી દૂર જઇને બેઠી. કાળજ્ઞે બહુ પસ્તાવો કર્યો, એટલે ભગવાને એના કારણ રૂપે પેલી કદરૂપી સ્ત્રી જેનું નામ ભોગતૃષ્ણા હતુ તેને ઓળખાવી અને તેનુ સ્વરૂપ વિસ્તારથી કહ્યુ, તેમજ તેને સર્વ પાપોનું કારણ જણાવી એના પાસમાંથી છૂટવાનો ઉપાય પૂછતાં આચાર્યે સમ્યગ્દર્શનરૂપ મુદ્દગરનો ઉપયોગ કરવા સૂચવ્યુ. આ વાત સાંભળતાં રાજા રાણી અને કુમાર તથા વધૂને બહુ ખેદ થયો. અકાર્ય થઈ જવા માટે પશ્ચાત્તાપ થયો. તે વખતે તેમના શરીરમાંથી એક સુંદર બાળક બહાર નીકળ્યુ અને ભગવાન્ સામે બેસી ગયું, તેની પછવાડે બીજુ કાળુ બાળક બહાર નીકળ્યુ. તેજ બાળકમાંથી ત્રીજું ઘણુ ખરાબ બાળક બહાર નીકળતુ અને વધતુ જતુ જણાયું. પેલા પ્રથમના રૂપાળા બાળકે વધતા જતા ત્રીજા બાળકના માથામાં મુઠ્ઠી મારી વધતુ અટકાવી દીધુ, એટલે બન્ને બેડોળ બાળકો સભામાંથી બહાર નીકળી ગયાં. આચાર્યે જણાવ્યું કે પ્રથમનું સુંદર બાળક આર્જવ હતુ, બીજું અજ્ઞાન હતુ અને ત્રીજુ પાપ હતું. આર્જવ પાપને વધતુ અટકાવી અજ્ઞાનને ધકેલી દે છે. આ સર્વ ગોટાળો કરનાર અજ્ઞાન છે. પોતાના કર્તવ્યનો યથાર્થ ઉપદેશ સાંભળી ચારેએ આચાર્ય પાસે દીક્ષા લીધી, વ્યન્તર વ્યન્તરીએ તેમના

શરીરમાંથી નીકળી જઇ પ્રગટ થઇ સમ્યકત્વ આદર્યું અને અરસપરસ ખુલાસા કર્યા પછી કાળવિલંબથી કેટલો લાભ છે તે પર વિચાર કર્યો. (અંતરકથા સંપૂર્ણ.)

આ વાત કહીને સામાન્યરૂપા મધ્યમબુદ્ધિ પુત્રને કહે છે કે એવી મુંઝવણ થાય ત્યારે વખત કાઢવો, હકીકત તપાસવી અને પછી નિર્ણયપર આવવું. મધ્યમબુદ્ધિએ માતાની આજ્ઞા માથે ચઢાવી. પૃ. ૪૧૭–૪૩૧

**પ્રકરણ ૮ મું–મદનકંદળી.** બાળ તો સ્પર્શનના સંબંધમાં વધતો જ ચાલ્યો. ઓછામાં પૂરૂં એની માતાએ એને પોતાની યોગશક્તિ બતાવી એના શરીરમાં પ્રવેશ કર્યો અને જ્યારે ઇચ્છા થાય ત્યારે યોગશક્તિ બતાવવા વચન આપ્યું. ત્યારપછી હલકી જાતની સ્ત્રીઓને પણ બાળ ભોગવવા લાગ્યો, વિવેકભ્રષ્ટ થયો અને લોકમાં મોટા અપયશને પાત્ર થયો. મધ્યમબુદ્ધિની સલાહ એણે અવગણી નાખી. અન્યદા વસંતસમય આવ્યો. લીલાધર ઉદ્યાનમાં લોકો ક્રીડા કરવા ગયા. બાળ પણ મધ્યમબુદ્ધિને સાથે લઇ બગીચામાં ગયો. તેરસનો દિવસ હતો. કામદેવના મંદિરમાં તે દાખલ થયો. બાજુમાં વાસભુવન હતું તેમાં અતિ કોમળ કામદેવની શય્યા હતી તે પર તે સુતો. દેવશય્યા ઉપર આળોટી સ્પર્શનું સુખ અનુભવવા લાગ્યો. હવે તેજ નગરમાં બહિરંગ રાજ્યમાં શત્રુમર્દન રાજા હતો, તેની મદનકંદળી નામની અત્યંત સૌંદર્યવાળી રાણી હતી, તે ત્યાં કામદેવની પૂજા કરવા આવી. તેને બાળનો સ્પર્શ થઇ ગયો. બાળને તેનાપર અત્યત મોહ થયો. રાણી વિદાય થઇ ગઇ, પણ બાળ તો વિરહના નિઃસાસા નાખતો રહ્યો. મધ્યમબુદ્ધિ મદિરના દ્વારપર અત્યાર સુધી ઊભો હતો તે હવે અદર આવ્યો, બાળને કામશય્યાપર જોયો, તેને ઠપકો આપ્યો, પણ બાળે તેને જવાબ ન આપ્યો. તે વખતે મદિરનો અધિષ્ઠાયિક વ્યંતર ત્યાં આવી પહોંચ્યો, તેણે બાળને ખૂબ ફટકાવ્યો, બહાર ધકેલી મૂક્યો અને તિરસ્કાર્યો. લોકોમાં તેની ગેરઆબરૂ થઇ. મધ્યમબુદ્ધિ વચ્ચે પડ્યો ન હોત તો બાળના આજે બાર વાગી જાત. બાળે મધ્યમબુદ્ધિ પાસેથી એ સૌંદર્યવાન સ્ત્રીનું નામ જાણ્યું અને તેની પાછળ ગાંડો થઇ ગયો. મધ્યમબુદ્ધિએ એને ઘણી સલાહ આપી પણ બાળ તો મદનકંદળી પાછળ ઘેલો જ થઇ ગયો. પૃ. ૪૩૨–૪૪૨

**પ્રકરણ ૯ મું–બાળમધ્યમમનીષી અને સ્પર્શન.** મદનકંદળીપર આસક્ત થયેલો બાળ તેજ રાત્રે તેના મહેલમાં જવા નીકળ્યો. મધ્યમબુદ્ધિ બંધુપ્રેમથી તેની પછવાડે ગયો. રસ્તામાં કોઇ આકાશચારી પુરૂષે બાળને અદ્ધર ઉપાડ્યો. મધ્યમબુદ્ધિ જમીનપર તેની શોધ માટે તેજ દિશાએ ગયો, સાત દિવસ ફર્યો પણ બાળનો પત્તો લાગ્યો નહિ. આખરે બંધુસ્નેહથી કુવામા પડી આપઘાત કરવાનો તેણે નિર્ણય કર્યો. ત્યા નંદન નામના વણિકે તેને તેમ કરતાં અટકાવ્યો અને બાળનો પત્તો આપ્યો. ત્યાંના રાજા હરિશ્ચંદ્રનો તે નોકર હતો. તે રાજાએ વિદ્યા સાધવા રતિકેલિ વિદ્યાધર મારફત બાળનું હરણ કરાવ્યું હતુ

અને તેના લોહી માંસથી સાત રાત્રી સુધી હવન કર્યા અને હવે બાળ તો તદ્દન શુષ્ક અને લોહી માંસ વગરનો નિર્બળ થઇ ગયો છે. બાળને ખાંધપર ઉપાડી મધ્યમબુદ્ધિ રાજભયથી જગલોમાં ચાલ્યો. બાળને જે દુઃખનો સાત રાત અનુભવ થયો હતો તે તેણે ઘરે આવ્યા પછી વિસ્તારથી કહી સંભળાવ્યો, મનીષી પણ લોકાચાર અનુસાર ખબર પૂછવા આવ્યો. તેણે બાળને સ્પર્શનનો સંગ મૂકવા કહ્યું. બાળે સલાહ માની નહિ. મધ્યમબુદ્ધિએ ત્યારપછી મનીષીની વાત વિચારી. બાળની અધમ દશાના કારણ તરીકે સ્પર્શનનો સગ જાણી લીધો અને લોકોમાં તેની કેટલી માનહાનિ થઇ છે તે સમજાતાં બાળનો સમાગમ તજી દેવાનો નિર્ણય કર્યો. પૃ. ૪૪૩–૪૫૫

**પ્રકરણ ૧૦ મું–બાળના હાલહવાલ.** માતા અકુશળમાળા બાળ ઉપર પોતાના ખરાબ અસર જમાવતી રહી. આગલું દુઃખ બાળ તે અસરમાં ભૂલી ગયો. રાત્રે ચોરીથી મદનકંદળીના વાસભુવનમાં દાખલ થઇ ગયો. શયનગૃહમાં જઇ શય્યા ઉપર સુતો. સભા વિસર્જન કરી થોડી વારમાં શત્રુમર્દન રાજા તે તરફ આવ્યા. સત્વહીન બાળ સય્યામાંથી જમીનપર પડી ગયો, અવાજ થયો, પકડાઇ ગયો. વિભીષણ નામના સેવકે રાજાના હુકમથી તેને આખી રાત બહુ ત્રાસ આપ્યો. તેના આક્રંદથી લોકો સવારે આવી પહોંચ્યા, તેને ઠાર કરવાની માગણી કરી. રાજાએ બાળને ફાંસીએ ચઢાવવાનો હુકમ કર્યો. ગધેડે બેસાડી નગરમાં ફેરવી તેને ફાંસીએ લટકાવ્યો. દૈવયોગે ફાંસીનું દોરડુ તૂટી ગયુ અને બાળ લંપાતો છુપાતો ઘેર આવ્યો અને ગુપ્તપણે રહ્યો. મધ્યમબુદ્ધિએ દયાથી તેને આશ્રય તો આપ્યો પણ તેનો પરિચય છોડી દીધો. પૃ. ૪૫૬–૪૬૨

**પ્રકરણ ૧૧ મું-પ્રબોધનરતિ આચાર્ય.** હવે તે વખતે નગર બહાર નિજવિલસિત ઉદ્યાનમાં **પ્રબોધનરતિ** નામના આચાર્ય પધાર્યા. ત્રણે ભાઇઓ –મનીષી, મધ્યમબુદ્ધિ અને બાળ–પણ ઉદ્યાનમાં જોવા આવ્યા અને આચાર્યની નજીક ગોઠવાઇ ગયા. શત્રુમર્દન રાજા પોતાના સુબુદ્ધિ મંત્રી અને રાણી મદનકંદળી સાથે ત્યાં વદન કરવા આવ્યા. નજીકમાં આદિનાથનો પ્રાસાદ હતો, તેમાં સુબુદ્ધિએ પૂજા કરી અને શુદ્ધ ભાવે અદ્ભુત સ્તુતિ કરી. પછી સર્વે આચાર્યની દેશના સાંભળવા બેઠા. આચાર્યશ્રીએ કર્મબંધનાં કારણો અને નિર્વાહપર વિદ્વત્તાભરેલું વિવેચન કર્યું. પૃ. ૪૬૩–૪૭૩

**પ્રકરણ ૧૨ મું ચાર પ્રકારના પુરૂષો.** સામાન્ય ધર્મદેશના થઇ રહ્યા પછી રાજા શત્રુમર્દનના સવાલના જવાબમાં આચાર્યશ્રીજીએ ધર્મઆચરણ અને સુખનો સંબધ બતાવ્યો. ધર્મારાધનને અંગે ઇંદ્રિયજયની મુખ્યતા બતાવી અને ઇંદ્રિયનું સ્વરૂપ બતાવતાં તેનું દુર્જયપણું બતાવ્યુ. પછી પાંચમાંથી એક સ્પર્શેન્દ્રિયનો વિષય લઇ તેને અંગે ચાર પ્રકારના પુરૂષોનુ વર્ણન કર્યું. ઉત્તમોત્તમ ઇંદ્રિયસંગ ત્યાગ કરી સંતોષની સાથે સંબધ કરે છે, દીક્ષા લે છે અને નિવૃત્તિ-

નગરીએ જાય છે. આવા જીવો બહુજ થોડા હોય છે. મનીષી સમજી ગયો કે આ કક્ષામાં મૂકવા યોગ્ય તો ભવજંતુ જણાય છે અને જે ઇંદ્રિયનું વર્ણન કર્યું તે સ્પર્શન જણાય છે. મધ્યમબુદ્ધિને તેણે આ અર્થ સૂચવી દીધો. બાળ તો આચાર્યની વાત પણ સાંભળતો ન હોતો, તે તો મદનકંદળીને રાગદૃષ્ટિથી નીહાળી રહ્યો હતો. તેનાજ વિચારની આકૂળતામાં તે તો મૂઢ જેવો થઇ ગયો. બીજા વિભાગમાં ઉત્તમ પુરૂષો હોય છે, તેઓ સ્પર્શેન્દ્રિયથી ચેતતા રહે છે, તેની જાળમાં ફસાતા નથી એમ આચાર્યશ્રીએ જણાવ્યું. આ વિભાગનું વર્ણન મનીષીને મળતુ આવ્યું. ત્રીજા વિભાગના પ્રાણીઓને આચાર્યશ્રીએ મધ્યમ કહ્યા: તેવા પ્રાણીઓ કાળક્ષેપ કરે છે, મોટાં પાપ કરતા નથી અને સંદેહમાં રહે છે; વળી કોઇ સત્ય શિખામણ આપે છે ત્યારે ચોંકે છે, હલકાની સોબત કરે છે તેથી સુખદુઃખ પામ્યા કરે છે, પ્રસગ મળતાં તેઓ ઠેકાણે પણ આવે છે. મધ્યમબુદ્ધિને લાગ્યું કે આ વર્ણન પોતાને લાગુ પડે છે. ચોથા જઘન્ય પ્રકારના પુરૂષો તે ઇંદ્રિયને તાબે રહે છે, સર્વ પ્રકારનાં પાપો કરે છે, ઉપદેશ આપનાર તરફ કાન પણ આપતા નથી, સંસારમાં ઊંડા ઉતરતા જાય છે. આવો પ્રાણી બાળ છે એમ સમજવામાં આવ્યું.

ચાર પ્રકારના પ્રાણીઓ જૂદા જૂદા વિભાગમાં કર્મની વિચિત્રતાથી આવે છે. પ્રથમ સિવાયના ત્રણે વિભાગના પ્રાણીઓની માતા તેમને તે પ્રકારે પ્રેરે છે. પ્રથમના વર્ગવાળા તો પોતાના સ્થાનમાં સ્થિત રહે છે. બાકીના ત્રણે વિભાગવાળા સંયોગ પ્રમાણે એક બીજા વર્ગમાં જાય છે અને આવે છે. પ્રાણી પોતાના વીર્યથીજ પ્રથમ વર્ગમાં સ્થિત થાય છે. એના ઉપાય તરીકે આચાર્યશ્રીએ દીક્ષા બતાવી. મનીષી તે માટે તૈયાર થઇ ગયો, મધ્યમબુદ્ધિ તેની રીત પ્રમાણે કાળક્ષેપ કરતો રહ્યા અને ગૃહસ્થધર્મ આદરવાના વિચારવાળો થયો. પૃષ્ટ. ૪૭૪–૪૯૨

**પ્રકરણ ૧૩ મું–બાળનું અધમ વર્તન-તેપર વિચારણા.** આચાર્યના આખા ઉપદેશ દરમ્યાન બાળ તો મદનકદળી સામું જ જોઇ રહ્યો હતો. એણે દેશનાનો એક શબ્દ પણ સાંભળ્યો નહિ. સર્વની સમક્ષ સ્પર્શનની અસર તળે આવી બાળે મદનકદળીપર સભામાં જ ધસારો કર્યો. એને જોઇ ઓળખી રાજાએ હોકારો કર્યો એટલે બાળનો મદનજ્વર ઉતરી ગયો, અને તે પાછે પગે પાછો હઠ્યો. સ્પર્શન તેના શરીરમાંથી બહાર નીકળી દૂર બેઠો. રાજાને એનાપર દયા આવી. આચાર્યે જણાવ્યું કે સ્પર્શન અને અકુશળમાળાએ બાળની એ દશા કરી હતી. કેટલાંક કર્મો એવાં આકરાં હોય છે કે જે મહાત્મા પુરૂષોની હાજરી છતાં પણ દબાઇ જતાં નથી, તેઓ તો ખૂદ તીર્થંકર ઉપર પણ ઉપદ્રવ કરે છે. 'બાળનું શું થશે ?' તેના જવાબમાં ભગવાને કહ્યું 'અહીંથી નાસીને દૂર એક સરોવર પાસે જશે, તેમા ન્હાવા પડશે, અદર ચડાળની સ્ત્રીનો સ્પર્શ થશે, તેના ઉપર તે લંપટ થશે, તેનાપર બળાત્કાર કરશે કાંઠાપર રહેલો ચડાળ બાળને બાણથી વીંધશે અને મરીને નરકમાં જઇ ત્યાં અને ત્યારપછી બીજી ગતિઓમાં તે મહા દુઃખ પામશે.'

પૃ. ૪૯૩–૫૦૦.

**પ્રકરણ ૧૪ મું-અપ્રમાદયંત્ર-મનીષી.** શત્રુમર્દન રાજાએ પછી આચાર્યને પૂછ્યું કે એ સ્પર્શન અને અકુશળમાળાની શક્તિ બાળપર જ ચાલતી હશે કે બીજા પ્રાણી ઉપર પણ ચાલે છે? તેના જવાબમાં આચાર્યે કહ્યું કે એની શક્તિ સર્વ પ્રાણીઓપર ચાલે છે; એટલે રાજાએ સ્પર્શન અને અકુશળમાળાને દેહાન્ત કરવાનો હુકમ કર્યો. જ્યારે આચાર્યે જણાવ્યું કે એ બન્ને તો અંતરંગ નગરના રહેવાસી છે, તેથી તેની ઉપર તમારો હુકમ ચાલતો નથી, એટલે રાજાએ તેના નાશનો ઉપાય પૂછતાં આચાર્યશ્રીએ તેના નાશ માટે અપ્રમાદયયત્રનુ વિસ્તારથી વિવેચન કર્યું અને છેવટે મનીષીને જણાવ્યું કે ' અપ્રમાદયત્ર અને ભાવ દીક્ષા એક જ છે. ' એટલે મનીષીએ પોતાને દીક્ષા આપવા આચાર્યશ્રીને વિજ્ઞપ્તિ કરી. આચાર્યે કર્મવિલાસના રાજ્યનો પરિચય કરાવ્યો અને એના અખંડ સામ્રાજ્યનો વિસ્તાર બતાવ્યો. મધ્યમબુદ્ધિને રાજાની ઇચ્છાથી આચાર્યે ગૃહસ્થ-ધર્મ બતાવ્યો અને તેની પાસે એ સ્વીકારાવ્યો. પૃ. ૫૦૧-૫૧૨

**પ્રકરણ ૧૫ મું-શત્રુમર્દનાદિનો આંતર પ્રમોદ.** શત્રુમર્દન રાજાએ ઉત્સવ કરવા નિમિત્તે મનીષીને જરા ઢીલ કરવા વિજ્ઞપ્તિ કરી. દીક્ષા લેનાર મનીષીએ દાક્ષિણ્યથી તે માગણી સ્વીકારી. રાજાએ દેવવિમાનની જેવી ઉત્તમ અદ્ભુત રચના કરાવી. સ્નાન કરીને મનીષીને અગ્રસ્થાન આપી શ્રી જિનબિંબને મહા અભિષેક તેની પાસે રાજાએ કરાવ્યો. રાજાએ મનીષીના પ્રભુતાસ્થાનની ઉદ્ઘોષણા કરાવી અને મોટા આડંબર સાથે તેને નગરમાં પ્રવેશ કરાવ્યો. આખા નગરમા ચોમેર આનદ પ્રસરી રહ્યો. મનીષીના સ્નાન, ભોજન વિગેરે માટે બહુ સુદર વ્યવસ્થા થઇ, પણ મનીષીનુ મન એમાં જરા પણ આસક્ત બન્યું નહિ. રાજાએ આજનુ કાર્ય સુદર કરી આપવા માટે અને આચાર્યનો યોગ સાધી આપવા માટે સુબુદ્ધિમંત્રીને અભિનદન આપ્યુ. પૃ. ૫૧૩-૫૨૩

**પ્રકરણ ૧૬ મું-નિજવિલસિત ઉદ્યાનપ્રભાવ.** હવે સુબુદ્ધિ મંત્રીને ઘરે સ્નાનાદિ કરી મધ્યમબુદ્ધિ પણ રાજા પાસે આવી પહોંચ્યો અને રાજા સાથે પોતાની મધ્યમ રૂપતાપર વિચાર ચલાવી રહ્યો. રાજાને મત્રીએ પ્રમોદશેખર ચૈત્યનો અને નિજવિલસિત ઉદ્યાનનો પ્રભાવ કહી સંભળાવ્યો, બાળ જીવોપર ક્ષેત્રની અસર થતી નથી તે વાત પણ તેણે જણાવી દીધી, ક્ષેત્રપ્રભાવમાં સહકારી કારણો ક્યાં ક્યાં છે તે પર વિવેચન કર્યુ અને કર્મવિલાસ રાજાના આખા પરિવાર-પર દૃષ્ટિપાત કરી નાખ્યો. મનીષીપર રાજાને બહુ પ્રેમ થયો, અને દીક્ષા લેવાનો સમય લંબાવવા ફરી માગણી કરી, પણ સુબુદ્ધિએ જવાબ આપ્યો કે દીક્ષાની મહત્તા અદ્ભુત છે અને તે લેવાની ઇચ્છાવાળા આ સંસારના કીચડમાં રગદોળાતા નથી. રાજાએ દીક્ષાનો પ્રભાવ વિચારી અવસરયોગ્ય મહોત્સવ કરવા નિર્ણય કર્યો. પૃ. ૫૨૪-૫૩૪

**પ્રકરણ ૧૭ મું-નિષ્ક્રમણોત્સવ-દીક્ષા-દેશના.** મનીષીની દીક્ષાનુ

મુહૂર્ત જોવરાવ્યું, આઠ દિવસ સુધી તન્નિમિત્તે મોટો ઉત્સવ કરવામાં આવ્યો. મોટી સવારી અને આખા રાજ્યના સરંજામની સાથે મનીષી બહાર નીકળ્યા. નગર નરનારીઓ ટોળાબંધ જોવા આવ્યા. સવારી નિજવિલસિત ઉદ્યાન તરફ ચાલી. એક પણ આનંદ કે આકર્ષણ પ્રસંગની અસર મનીષીના ઉદ્દાત મનપર થઇ નહિ. રાજા પણ આ વાત ધારી ધારીને જોયા કરતો હતો, તેને વિર્યોલ્લાસ થયો અને અરસ્પરસ સંભાષણ થઇ ગયા. પછી યોગ્ય વિચારણાને પરિણામે શત્રુમર્દન રાજા, મદનકંદળી, સુબુદ્ધિ મંત્રી અને અનેક નગરજનો દીક્ષા લેવા તૈયાર થઇ ગયા. રાજપુત્ર સુલોચનને રાજ્યચિન્હો આપી સર્વ આચાર્ય પાસે આવ્યા. આચાર્યે પણ અવસરોચિત દેશના આપી. પછી શુભસુંદરીના છોકરાઓને ઓળખાવ્યા, મધ્યમબુદ્ધિ જેવા ઘણા બાળકો છે એમ જણાવ્યું અને છેવટે કર્તવ્યનો ઉપદેશ કર્યો; દૂર્જનની સોબત ન કરવા ખાસ વિવેચન કર્યું. સર્વેએ દીક્ષા લીધી. મનીષી તેજ ભવે મોક્ષે ગયો, રાજા આદિ મધ્યમ જીવો દેવલોકે ગયા. પૃષ્ટ. ૫૩૫—૫૪૫

( સ્પર્શન કથાનક સંપૂર્ણ. )

**પ્રકરણ ૧૮ મું—કનકશેખર.** હવે અસલ વાર્તા આગળ ચાલે છે. પ્રકરણ ૩ જા સાથે સંબધ છે. વિદુરે અંતર કથા કહી છે. વિદુર વાર્તા કહી રહ્યા પછી તેનો સાર કહેતાં કુસંગતિથી દૂર રહેવા કુમાર નંદિવર્ધનને ભલામણ કરતો આપણે હવે જોઇએ છીએ. નંદિવર્ધન સમજ્યો પણ જ્યાં વૈશ્વાનરની સગતિ મૂકવાની વાત વિદુરે કહી ત્યાં તે ચમક્યો અને તતડાવીને વિદુરને એક તમાચો ખેંચી કાઢ્યો. વિદુર ગમ ખાઇ ગયો પણ પદ્મરાજાને તેણે જણાવ્યું કે નંદિવર્ધનને કુસગતિ છૂટવી મુશ્કેલ છે.

**નંદિવર્ધન** હવે યુવાન થયો. તેને રહેવા માટે તેના પિતા પદ્મરાજાએ જૂદું વાસભુવન આપ્યું. ત્યાંથી તે દરરોજ પિતાને નમન કરવા સવારે જતો હતો. એક વખત પિતાને નમીને આવ્યો ત્યાર પછી તુરત જ ધવળ નામનો સેનાપતિ તેને પાછો તેડવા આવ્યો અને જણાવ્યું કે ' કુશાવર્તપુરના રાજા કનકચૂડનો પુત્ર નગર બહાર વનમાં આવ્યો છે, તેને તેડી લાવવા રાજા સાથે કુમારે પણ સામે જવાનું છે. ' કુમારે આજ્ઞા માથે ચઢાવી અને તપાસ કરતાં જાણ્યુ કે કનકશેખર પોતાના મામાનો છોકરો થાય છે. કનકશેખરને નંદિવર્ધનના વાસભુવનમાં ઉતારો આપવામાં આવ્યો.

પૃ. ૫૪૮—૫૫૩

**પ્રકરણ ૧૯ મું—ખટપટી દુર્મુખ અને કનકશેખર.** નંદિવર્ધન અને કનકશેખરને બહુ સારી મિત્રતા થઈ. એક વખતે નંદિવર્ધને કનકશેખરને આવવાનું કારણ પૂછ્યુ, એટલે કનકશેખરે પોતાની વાત નીચે પ્રમાણે કહી—

એક વખત દત્ત નામના જૈન સાધુ મારા નગર બહાર આવ્યા. તેમનો ઉપદેશ મને ઘણો સારો લાગ્યો. તેમને મેં ધર્મનો સાર પૂછતાં તેમણે અહિંસા, ધ્યાન

યોગ, રાગાદિપર અંકુશ અને સાધર્મીપર પ્રેમ—એ ચાર વાત કહી. મને સાધર્મીપર પ્રેમની વાત ઘણી રૂચી અને કર્તવ્યરૂપે થઇ શકે તેવી લાગી. પિતાને જણાવીને સાધર્મીપર—જૈનીઓપર કર કાઢી નાખ્યો અને તેમને અનેક રીતે સહાય કરવા માંડી. લોકો પણ એથી ધર્મસન્મુખ વધારે થયા. અમારે ત્યાં એક દુર્મુખ નામનો ખટપટી કારભારી હતો તેણે રાજાના કાન ભભેર્યા, મારા ભોળપણનો કેટલાક લોકો ગેરલાભ લે છે એમ જણાવ્યું, સરળ પિતાને એ ખટપટીએ ખોટે માર્ગે દોરવ્યા. પછી એ મારી પાસે આવ્યો અને સ્વામીવાત્સલ્યના ગેરલાભ કહેવા લાગ્યો. મેં તેના મુદ્દામ જવાબ આપ્યા. મારી ચુસ્તતા જોઇ દુર્મુખે બાજી બદલી નાખી પણ મને તેમાં ગોટો જણાયો, એટલે મારા સેવક ચતુરને મેં તપાસ કરવા કહ્યું; તેણે તપાસ કરી જણાવ્યું કે દુર્મુખ તો જૈનો પાસેથી પણ કર લે છે અને પિતાશ્રીની તેને સંમતિ મળી છે. એ વાત જાણતાં મને ઘણો ખેદ થયો અને હું કુશાવર્તનગર છોડી અપમાન થવાને લીધે અહીં ચાલ્યો આવ્યો.

પૃ. ૫૫૪—૫૬૩

**પ્રકરણ ૨૦ મું—વિમલાનના અને રત્નવતી.** ઉપરની વાત થયાને દશ દિવસ થયા ત્યાં તો કનકશેખરને તેડવા તેના પિતાના માણસો આવ્યા. નંદિવર્ધન અને કનકશેખર **પદ્મ**રાજા પાસે આવ્યા. ત્યાં તો સુમતિ, વરાંગ અને કેશરી—કનકશેખરના પિતાના પ્રધાનો બેઠા હતા તે કનકશેખરને નમ્યા. પછી વાત ઉપરથી સમજાયું કે કનકશેખરના વિદાય થયા પછી રાજા કનકચૂડ બહુ દુઃખી થયા, ચતુરના કહેવાથી કુમાર ગયાના સમાચાર જાણ્યા અને અનુમાનથી તે જયસ્થળે ગયેલ હશે એમ ધાર્યું. માતાએ ભોજનનો ત્યાગ કર્યો. રાજાએ દુર્મુખને દેશવટો આપ્યો. તે વખતે વળી એક બીજી વાત બની. વિશાળાનગરીના **નંદન**રાજા તરફથી એક દૂત કુશાવર્તપુરે આવ્યો. એ **નંદન**રાજાને બે રાણીઓ હતી. તેમાં પ્રભાવતીથી **વિમલાનના** પુત્રી થઇ અને બીજી પદ્માવતીથી રત્નવતી પુત્રી થઇ. એ પ્રભાવતી રાણીને પ્રભાકર નામનો ભાઇ હતો જે કનકપુરનો રાજા હતો. એ ભાઇ બહેને સંતતિ થયા પહેલાં નિર્ણય કર્યો હતો કે જો તેમને પુત્ર પુત્રી થાય તો તેમને વિવાહ સંબંધથી જોડવા. એ હિસાબે વિમલાનના અને વિભાકર (પ્રભાકરના પુત્ર) નો સંબંધ થવો જોઇએ. હવે બન્યું એમ કે વિમલાનનાએ કનકશેખરનું નામ જાણ્યું ત્યારથી તેનાપર પ્રેમમાં પડી ગઇ અને તેનેજ વરવાનો નિશ્ચય કરી બેઠી હતી. તેના પિતાએ જોયું કે પુત્રી તેના ધારેલા પતિને વર્યા સિવાય જીવે તેમ નથી તેથી તેણે વિમલાનનાને કુશાવર્તપુરે મોકલી આપી, તેની સાથે તેની બહેન રત્નવતી પણ ત્યાં આવી. ત્યાં તો કુમાર ન હોતા એટલે કુમારના પિતા કનકચૂડને ચિંતા થઇ. તેથી પોતાના ત્રણે મુખ્ય પ્રધાનોને તેડવા સારૂ જયસ્થળ નગરે મોકલ્યા હતા.

પદ્મરાજા સમક્ષ આ વાત ત્રણે પ્રધાનોએ કહી હતી અને કનકશેખરને

મોકલવા તેમજ તેની સાથે નંદિવર્ધનને પણ રત્નવતીનું પાણિગ્રહણ કરવા માટે મોકલવા વિજ્ઞપ્તિ કરી. કુંવરોની સંમતિ લઈ પદ્મરાજાએ વાત સ્વીકારી અને બન્નેને કુશાવર્તપુરે મોકલ્યા. પૃ. ૫૬૪–૫૭૦

**પ્રકરણ ૨૧ મું–રૌદ્રચિત્તે હિંસા લગ્ન.** નંદિવર્ધન ચાલ્યો ત્યારે તેની સાથે પુણ્યોદય અને વૈશ્વાનર પણ ગયા. હવે રૌદ્રચિત્ત નગરમાં દુષ્ટાભિસન્ધિ નામના રાજા અને નિષ્કરૂણતા નામની રાણીથી હિંસા નામની પુત્રી થઇ હતી. નંદિવર્ધનના મિત્ર વૈશ્વાનરની માતા અવિવેકિતા હતી. તે દ્વેષગજેન્દ્રની સ્ત્રી થાય. અને દ્વેષગજેન્દ્ર મહામોહનો પુત્ર થાય. નંદિવર્ધન કહે છે કે એ મારા મિત્રની માતા પોતાનું તામસચિત્ત નગર છોડી રૌદ્રચિત્તપુરે થોડા વખતને માટે આવી હતી. તે મારા મિત્રની માતાના આગ્રહથી મારૂં હિંસાદેવી સાથે રસ્તામાં લગ્ન અવિવેકિતાએ કરાવી આપ્યું. હિંસાની સાથે પ્રેમ વધારવાના હેતુથી વૈશ્વાનરે નંદિવર્ધનને સલાહ આપી કે ગમે તેને વિના કારણે પણ મારી નાખવામાં સંકોચ ન કરવો, જેથી હિંસાદેવી વધારે પ્રેમ રાખશે. વૈશ્વાનરની આ સલાહને નંદિવર્ધને માન્ય કરી અને શિકાર કરવા દ્વારા તે સલાહને અનુસરવાની શરૂઆત કરી.

પૃ. ૫૭૧–૫૭૮

**પ્રકરણ ૨૨ મું–અંબરીષ બહારવટીઆનો નાશ અને લગ્ન.** નંદિવર્ધન અને કનકશેખર આગળ ચાલ્યા. કનકશેખરના ગામ કુશાવર્તપુરના સિમાડામાં અંબરીષ જાતિના બહારવટીઆઓ સાથે મોટી લડાઇથઇ.તેમનો આગેવાન પ્રવરસેન આખરે નંદિવર્ધન સાથે લડતાં પડ્યો અને એ વિજયનું માન પુણ્યોદયને ઘટતું હતુ; છતાં નંદિવર્ધને તો એ સર્વ માન દેવી હિંસાને આપ્યું. બન્ને કુમારો આનંદપૂર્વક કુશાવર્તનગરમાં દાખલ થયા. વિમલાનનાનું લગ્ન કનકશેખર સાથે થયું અને રત્નવતી નંદિવર્ધન સાથે પરણી. પૃ. ૫૭૯–૫૮૨

**પ્રકરણ ૨૩ મું–વિભાકર સાથે મહાયુદ્ધ.** ઉપરના બનાવને ત્રણ દિવસ થયા પછી વિમલાનના અને રત્નવતી નગર જોવા માટે બહાર નીકળ્યા. બગિચામાં ફરતાં બન્નેનું કોઇએ હરણ કર્યું. મોટો શોરબકોર થઇ રહ્યો. નંદિવર્ધન અને કનકશેખરનું લશ્કર તેની પુઠે પડયું. જણાયું કે એ કન્યાઓને હરી જનાર પ્રભાકર રાજાનો પુત્ર વિભાકર છે. વળી તેની સહાયમાં કલિંગ દેશનો રાજા સમરસેન અને વંગદેશનો રાજા દ્રુમ છે. બન્ને લશ્કર ભેગાં થતાં ભયંકર લડાઇ થઇ, કનકચૂડના લશ્કરમાં ભગાણ પડવાની તૈયારી હતી તે વખતે નંદિવર્ધન ઘૂમ્યો, સમરસેનને શક્તિવડે ઠેકાણે પાડી દીધો, દ્રુમને અર્ધચંદ્ર બાણવડે ઠાર કર્યો અને બીજી બાજુએ કનકશેખરે વિભાકરને હરાવ્યો, પણ જીવતો પકડી લીધો. વિજયનું આખું માન નંદિવર્ધનને મળ્યું. નંદિવર્ધને તે માન હિંસાદેવીની ક્રૂરતાને અને વૈશ્વાનરને આપ્યું અને મોટા વિજયના ભવ્ય દેખાવ સાથે તેનો નગરપ્રવેશ થયો.

પૃ. ૫૮૨–૫૮૮

**પ્રકરણ ૨૪ મું–કનકમંજરી.** નગરપ્રવેશપ્રસંગે જ્યારે નંદિવર્ધનનો રથ રાજગઢ પાસે આવ્યો ત્યારે તેણે ઝરૂખામાં કનકચૂડરાજાની પુત્રી–કનકશેખરની બહેન–કનકમંજરીને જોઇ અને જોતાં જ તે તેના ઉપર આસક્ત થઇ ગયો. ચતુર સારથિ ચેતી ગયો–સમજી ગયો અને શેઠની ફજેતી ન થાય માટે રથને હંકારી ગયો. નંદિવર્ધન મુકામે પહોંચ્યો અને એણે આખી રાત બહુ વ્યાકુળપણે ગુજારી. કનકમંજરીની સૌંદર્યલાવણ્યમય મૂર્તિ એના હૃદયપર ચોંટી રહી અને તેણે એને ગાંડો બનાવ્યો. સવારે સારથિ આવ્યો અને નંદિવર્ધને ઘણા ગોટા વાળ્યા પણ એણે ચતુરાઇથી નંદિવર્ધન પાસેથી વાત કઢાવી. તેણે છેવટે કહ્યું કે એ દુઃખનું ઔષધ તે જાણે છે, એટલે નંદિવર્ધનની આતુરતા વધી પડી. સહજ મશ્કરી કરીને પછી સારથિએ વાત કરી કે જ્યારે તે કુવર પાસે આવતો હતો ત્યારે તેને એક વૃદ્ધ દાસી કપિંજલા મળી, તેની પાસેથી તેની શેઠાણી દેવી મલયમંજરી અને કુંવરી કનકમંજરીના સંબંધમાં ગઇ રાત્રે શું બન્યુ હતુ તે પોતાના જાણવામાં આવી ગયું. વાત એમ બની કે સવારી પૂરી થતી વખતે તે દાસીએ કનકમંજરીને તદ્દન મુંગી અને એકાગ્ર મને ધ્યાનસ્થ સ્થિતિમાં જોઇ તેને બોલાવવા પ્રયત્ન કર્યો. આખરે થાકીને તેણે દેવી મલયમંજરીને ત્યાં બોલાવ્યા. અનેક બાહ્ય ઉપચારો કર્યા પણ કનકમંજરીના સ્થિતિ વધારે બગડતી ચાલી, એનો દાહજ્વર વધતો જ ચાલ્યો અને એ વધારે દુઃખી થતી જણાઇ. છેવટે એને ઠંડક માટે અગાશીમાં લઈ ગયા, પણ એની સ્થિતિ વધારે વધારે બગડતી ચાલી. રાણીએ કનકમંજરીની આ પ્રકારની સ્થિતિનું કારણ શોધવા માંડયુ. નંદિવર્ધનને જોયા પછી એ સ્થિતિ કુવરીની થઇ ગઇ છે એમ તેને બીજી દાસીએ કરેલા અવલોકનની વાતથી જણાયું. હવે તેજ વખતે ત્યા કનકમંજરીની મોટી બહેન મણિમંજરી આવી પહોંચી, તે હરખાતી દેખાઇ અને હરખનું કારણ પૂછતા જણાયું કે તે તે વખતે કનકચૂડ મહારાજા અને ભાઈ કનકશેખર પાસેથી આવી હતી, પિતાપુત્રે વાતચીત દરમ્યાન ગઇ કાલે નંદિવર્ધને દેખાડેલા શરાતનના બદલા તરીકે કનકમંજરીને નંદિવર્ધન સાથે પરણાવવાનો ઠરાવ કર્યો હતો અને તેને પોતાને નંદિવર્ધનના સેનાપતિ શીલવર્ધન સાથે પરણાવવાનો નિર્ણય કર્યો હતો. આથી તેને આનંદ થયો હતો. કનકમંજરીએ આ વાત સાંભળી પણ માની નહિ. કપિંજલા આટલી વાત સારથિને કરી રહી અને છેવટે બન્નેનો જલ્દી મેળાપ કરવાની જરૂર બતાવી. સારથિ આ વાત નંદિવર્ધનને કરી રહ્યો અને જણાવ્યુ કે એ દુ.ખનુ ઔષધ છે–મતલબ એને કનકમંજરીના વિરહરૂપ દુ.ખ છે, એનું ઓસડ બંનેના મેળાપમાં છે અને હાલ તુરત બગીચામાં બન્નેએ મળવુ એવો તે સંકેત કરી આવ્યો છે. નંદિવર્ધન તો તૈયાર જ હતો. રતિમન્મથ બગીચામાં તે ગયો. ત્યાં શોકગ્રસ્ત સુંદરી ( કનકમંજરી ) ને જોઇ. આખરે બન્નેનો મેળાપ થયો અને અત્યંત શોકથી આપઘાત કરતી

સુંદરીને નંદિવર્ધને અણીને વખતે બચાવી લીધી, પ્રેમવચનથી એને શાંત કરી. તે વખતે ત્યાં કપિંજલા દાસી અને સારથિ પણ આવી પહોંચ્યા. આનંદ થયો. કુંવરી પિતાને ઘરે ગઇ. વિરહ તો થયો પણ બહુ ટુંકો વખત ચાલ્યો. કનકચૂડરાજાએ તે જ દિવસે પુત્રી કનકમંજરીને નંદિવર્ધન સાથે પરણાવી દીધી અને વિજયની બીજી રાત્રે નંદિવર્ધન દેવી કનકમજરી સાથે રાત્રી આનંદમાં પસાર કરવા ભાગ્યશાળી થયો. પૃ. ૫૮૯-૬૧૩

**પ્રકરણ ૨૫ મું-હિંસાની અસરતળે.** વિભાકરને લડાઇમાં ઘા વાગ્યા હતા તે હવે રૂઝાઇ ગયા. તેને માનપૂર્વક તેને દેશ વિદાય કર્યો. ચોરોને યોગ્ય માન આપ્યું, તેઓ દાસ થઇ ગયા અને તેમને પણ વિદાય કર્યા. કનકમંજરી રત્નવતી સાથે નંદિવર્ધને કુશાવર્ત નગરમાં રહી આનંદ કરવા માંડ્યો. પોતાના માન અને ઉત્કર્ષના કારણ તરીકે તે તો વૈશ્વાનર અને હિંસાને જ માનવા લાગ્યો અને તેની સાથે સ્નેહ વધારવા માંડયો. પ્રથમ વૈશ્વાનરે ખૂબ વડાં આપી તેને ક્રૂર બનાવ્યો અને પછી હિંસાદેવીએ તેને શિકારને વ્યસને ચઢાવ્યો. કનકશેખર સહૃદય હતો, તેને આ વૈશ્વાનર હિંસા સાથેનો સંબંધ ઘણો ખરાબ લાગ્યો અને તેના ઉપાય તરીકે પિતા પાસે નંદિવર્ધનને સલાહ અપાવવાનું યોગ્ય ધાર્યું. રાજસભામાં એકવાર તાગડો સાધ્યો, પિતાજી પાસે નંદિવર્ધનના વખાણ કર્યા અને પછી એના પરિચયી વૈશ્વાનર હિંસાની નિંદા કરી. રાજા કનકચૂડે નંદિવર્ધનને એ સંબધ છોડવા સૂચના કરી એટલે નંદિવર્ધનનો ક્રોધ ઉછળી પડયો અને તુચ્છ ભાષા સાથે બે ચાર ચોપડી દીધી. કનકશેખરે મ્હોં મલકાવ્યું, એટલે ક્રોધમાં રાજસભા વચ્ચે નંદિવર્ધને તરવારપર હાથ નાંખ્યો. વાત તે વખત તો એટલેથી પતી પણ કનકશેખર અને નંદિવર્ધન વચ્ચેનો સંબધ તે દિવસથી તૂટી ગયો. પૃષ્ટ. ૬૧૪-૬૧૮

**પ્રકરણ ૨૬ મું-પુણ્યોદયથી વંગાધિપતિપર વિજય.** તે વખત પછી તુરતમાં જ પિતાના જયસ્થળ નગરથી એક દૂત આવ્યો. તેણે જણાવ્યું કે જયસ્થળનગરપર વંગરાજ યવનરાજાએ ઘેરો ઘાલ્યો છે અને પ્રધાનોના મત પ્રમાણે કુમારે ત્યાં જઇ પરાક્રમ બતાવવું જોઇએ. પદ્મરાજા મુંઝાય છે, પણ પુત્રસ્નેહથી તેને બોલાવતા નથી વિગેરે. નંદિવર્ધન ઉપડ્યો, કનકચૂડ કે કનકશેખરને ચાલતી વખત મળવા પણ ન ગયો. યવનરાજ સાથે મોટી લડાઇ કરી. પ્રથમ તો હારી જતો હતો, પણ પછી ખૂદ વગના રાજા સાથે લઢતાં તેણે તેનું માથું ઉડાવી દીધું. માતાપિતાને ખબર પડી. તેમના આનંદનો પાર રહ્યો નહિ. અત્યંત માન આનંદ સાથે નંદિવર્ધનનો જયસ્થળ નગરમાં પ્રવેશ થયો અને તે બનાવથી વૈશ્વાનરહિંસાપર નંદિવર્ધનનો પ્રેમ વધ્યો. પુણ્યોદયનો ખરો પ્રતાપ નંદિવર્ધને ઓળખ્યો નહિ. પૃ. ૬૧૮-૬૨૪

**પ્રકરણ ૨૭ મું-દયાકુમારી.** જયસ્થળ નગરમાં નંદિવર્ધન આવ્યો,

વિદુરના કહેવાથી પદ્મરાજાને ખબર પડી કે હિંસાને પરણ્યા પછી કુમાર શિકારને વ્યસને ચઢી ગયો છે અને આખો વખત જીવોને મારવામાં મજા માને છે. વૈશ્વાનર સાથે હિંસા પણ આવી છે એ જાણી રાજાને ખેદ થયો અને એનો ઉપાય શોધવા સારૂ ફરીવાર જિનમતજ્ઞ નિમિત્તિઆને બોલાવ્યો. તેણે કહ્યું કે ચિત્તસૌંદર્યનગરે શુભપરિણામ રાજા છે, તેની એક બીજી ચારૂતા રાણી છે, તેની દયા નામની દીકરી છે, તેની સાથે કુમારના લગ્ન થાય તો હિંસાના અસર જાય, પણ સાથે જણાવ્યું કે એ સર્વ અંતરગ રાજ્યના પાત્રો છે અને તે લગ્ન તો જ્યારે કર્મપરિણામરાજાની કૃપા થાય ત્યારે થાય તેમ છે. ક્રમને રાજાએ મૌન ધારણ કરવાની અને થાય તે જોયા કરવાની સલાહ માન્ય કરી. પૃ. ૬૨૫–૬૩૨

**પ્રકરણ ૨૮ મું–વૈશ્વાનર હિંસાની ભયંકર અસરતળે.** કેટલાક દિવસ પછી પદ્મરાજાએ નંદિવર્ધનને યુવરાજપદે સ્થાપવાનો નિશ્ચય કર્યો. શુભ દિવસે સર્વ તૈયારીઓ થઇ રહી. બરાબર તેજ વખતે એક દૂત આવ્યો. તેણે જણાવ્યું કે શાર્દૂલપુરના અરિદમન રાજાને મદનમંજૂષા નામની દીકરી છે, તેના નંદિવર્ધન સાથેના વેવિશાળનું કહેણ દેવા હું આવ્યો છું. રાજાએ મત્રીઓની સલાહથી કહેણ સ્વીકાર્યું. ત્યાં નંદિવર્ધન અને દૂત સ્ફુટવચન વચ્ચે જયસ્થળ અને શાર્દૂલપુરનાં અંતરની વાત થઇ. સ્ફુટવચને ૨૫૦ યોજન કહ્યા અને નંદિવર્ધને એક ગાઉ ઓછું કહ્યું. દૂતે જાતે અંતર માપ્યુ હતું તેથી તે મક્કમ રહ્યો. નંદિવર્ધનને એથી અપમાન લાગ્યુ. પોતે તો કોઈ પાસે સાંભળ્યું હતું તે વીસરી ગયો અને વૈશ્વાનરના અસર તળે આવી ગયો. તે વખતે પુણ્યોદય રીસાઇ ચાલ્યો ગયો. નંદિવર્ધને તરવારના એક ઝટકાથી દૂતના બે કટકા કરી નાખ્યા. પિતા વચ્ચે પડ્યા તેને પણ તરવારથી મારી નાખ્યા, રડતી માતાપર તેજ તરવારનો ફટકો મારી તેને દેવલોક પહોંચાડી દીધી, મણિમંજરી ને તેના પતિ શીલવર્ધનને અને દેવી રત્નવતીને એક પછી એક વચ્ચે પડવા માટે ઠાર કર્યાં અને છેવટે દેવી કનકમંજરીનુ પણ ખૂન કર્યું. રંગમાં ભંગ પડ્યો, યૌવરાજ્ય મહોત્સવ તો દૂર રહ્યો પણ બીજાં અનેક ખૂન કર્યાં, લોકોએ પકડી તેને આખરે કેદખાનામાં નાખ્યો. એક માસ ત્યાં રહ્યો, ભૂખ્યા તરસ્યા દિવસો કાઢ્યા, રાત્રે અકસ્માત્ બંધ ઉંદરવડે તૂટ્યા, બહાર આવી આખા નગરને સળગાવી મૂક્યુ, ચોતરફ કળકળાટ રાડો અને બૂમો વચ્ચે નંદિવર્ધન ભાગ્યો.

પૃ. ૬૩૩–૬૪૧.

**પ્રકરણ ૨૯ મું–ખુની ક્રોધીનો રખડપાટો.** નંદિવર્ધને નાસતાં નાસતાં જંગલમાં આગળ ચલાવ્યુ. ભૂખથી થાકથી આખરે તે પડ્યો, બેભાન થયો, ભીલ લોકોએ તેને હૃષ્ટપુષ્ટ જાણીને વેચવા માટે ઉપાડ્યો અને કનકપુર નજીકના પલ્લીમાં તેને ઉપરી પાસે આણ્યો. ઉપરીએ તેને એક ભીલને સોંપ્યો અને તેને સારી રીતે ખવરાવી પીવરાવી વેચવા સારૂ જાડો બનાવવા કહ્યું. તે ભીલ તેને

ઘરે લઈ આવ્યો, એટલે પાછો એ (નંદિવર્ધન) તો ગાળો કાઢવા લાગ્યો, પરિણામે ખૂબ માર ખાધો. હવે કનકપુરથી ભીલોપર તવાઇ આવી તેથી ઘણા ભાગી ગયા અને બીજા પકડાઇ ગયા. પકડાયલા સાથે નંદિવર્ધન પણ હતો. સર્વે વિભાકર રાજા પાસે આવ્યા. રાજાએ નંદિવર્ધનને ઓળખ્યો અને પિતા જેટલું સન્માન આપ્યુ. આવી દશાનું કારણ પૂછતાં નંદિવર્ધનનો વૈશ્વાનર ઉછળ્યો. જ્યારે વિભાકરે તેને માતપિતાના ખૂન માટે વાર્યો ત્યારે તો તેના ક્રોધની સીમા ન રહી. રાત્રે વિભાકર વિવેક બતાવવાં સાથે સુતો. તે વખતે તેને જમીનપર પટકી મારી નાખ્યો. રાતોરાત ત્યાંથી નંદિવર્ધન ભાગ્યો અને કુશાવર્ત્તનગરે આવ્યો. સુજ્ઞ કનકશેખરે તો તેનો આદર કર્યો અને આવી સ્થિતિનુ કારણ પૂછ્યું. એ કંટાળાભરેલા સવાલથી ઉશ્કેરાઇ નંદિવર્ધને કનકશેખરની કેડમાંથી છરી ખેંચી તેનાપર તાકી. કનકચૂડ દોડી આવ્યા. દેવતાએ નંદિવર્ધનને થંભી દીધો અને આકાશમાર્ગે ઉપાડી દેશપારની હદપર મૂકી દીધો. તે અંબરીપ ચોરોની પલ્લામાં જ આવ્યો, ચોરોના નાયક વીરસેને તેને ઓળખ્યો, એ સ્થિતિનું કારણ પૂછ્યું, એટલે ભાઇશ્રી ઉછળી પડ્યા. ચોરોએ તેને મજબૂત બાંધ્યો, ગાડા સાથે જકડ્યો અને દૂર આવેલ શાર્દૂલપુરને સીમાડે ગામબહાર મૂકી ચાલ્યા ગયા. આવી રીતે ખૂની-ક્રોધી નંદિવર્ધનની રખડપાટી થઇ.

પૃ. ૬૪૧-૬૫૦

**પ્રકરણ ૩૦ સું-મલવિલય ઉદ્યાનમાં વિવેક કેવળી.** શાર્દૂલપુરને પાદરે **મલવિલય** નામનું ઉદ્યાન હતું. ત્યાં અત્યંત ઓજસ્વી વિવેક નામના કેવળી પધાર્યા. તે વખતે તેમને વદન કરવા અનેક દેવો અને મનુષ્યો આવ્યા. રાજાએ અપૂર્વ શબ્દોમા સ્તુતિ કર્યા પછી આચાર્યશ્રીએ સુંદર દેશના આપી. જેમાં તેમણે ધર્મપ્રાપ્તિનો દુર્લભતા બહુ સારી રીતે બતાવી. પછી રાજાએ પ્રસગ જોઈ નંદિવર્ધન સંબંધી અનેક સવાલો પૂછ્યા. આચાર્યે જણાવ્યુ કે બધાયલા શરીરવાળો પુરૂષ પર્ષદાની બહાર છે તેજ નંદિવર્ધન છે, તેણેજ જયસ્થળ બાળી મૂક્યુ હતું અને તેનાં હીન કાર્યની પ્રેરણા કરનાર પેલા વૈશ્વાનર અને હિંસા હતા. પછી વિસ્તારથી એ બન્ને દુષ્ટાત્માઓની ઓળખાણ આપવામાં આવી અને તે બન્નેએ બાળપણથી છેવટ સુધી નંદિવર્ધનપર કેટલી ખોટી અસર કરી હતી તેનું વર્ણન કર્યુ, અગાઉ પુણ્યોદયનો સહચાર હતો તેથી તેમની અસર જણાતી નહોતી, બાકી એનો સંબધ તો ઘણો જુનો હતો એમ જણાવ્યુ. ભવપ્રપચ કેવી રીતે થાય છે તે જાણવાની રાજાએ અત્રે જિજ્ઞાસા બતાવી. પૃષ્ટ ૬૫૦-૬૬૩

**પ્રકરણ ૩૧ સું-ભવપ્રપંચ અને માનુષ્યજન્મદુર્લભતા.** અરિદમન રાજાની જિજ્ઞાસા તૃપ્ત કરવા આચાર્યશ્રીએ આખો સંસારનો પ્રપંચ બતાવ્યો; અસંવ્યવહાર નગરથી માંડીને રખડપાટી થતાં પ્રાણી કેટલો હેરાન થાય છે તેનો વિસ્તાર કહી બતાવ્યો અને ધર્મપ્રાપ્તિ કેટલી મુશ્કેલ છે અને મનુષ્યપણુ

કેટલું દુર્લભ છે તેપર લંબાણુ વિવેચન કર્યું, ક્રોધહિંસામાં આસક્ત પ્રાણીઓ એવી સુંદર જોગવાઇને કેવી ખોટી રીતે ફેંકી દે છે તેનો વિસ્તાર સમજાવ્યો અને એને વશ પડેલા પ્રાણીઓ સંસારમાં કેવી રીતે દૂખી જાય છે તે સ્પષ્ટ કર્યું. વૈશ્વાનર એકલો નંદિવર્ધનનો જ મિત્ર થાય છે એમ નથી પણ બીજા પ્રાણીઓને પણ તેવી જ રીતે અનેક વાર ફસાવે છે એમ જણાતાં રાજાએ વળી અનેક સવાલો કર્યા, એટલે આચાર્યશ્રીએ ત્રણ કુટુંબનો હેવાલ નીચે પ્રમાણે કહી સંભળાવ્યો.

પૃ. ૬૬૪-૬૬૯

પ્રકરણ ૩૨ મું-ત્રણ કુટુંબો. ક્ષમા માનત્યાગ વિગેરે પ્રથમ અંતરંગ કુટુંબ છે, ક્રોધ રાગદ્વેષાદિ બીજું અંતરંગ કુટુંબ છે અને બાહ્ય માતાપિતાદિનું ત્રીજું બાહ્ય કુટુંબ છે. પ્રથમ કુટુંબ સ્વાભાવિક છે, બીજું આગંતુક છે, પણ દોર એવો ચલાવે છે કે સામ્રાજ્ય પ્રાપ્ત કરી બેસે છે અને ત્રીજું કુટુંબ તો તદ્દન અસ્થિર છે. પ્રથમ કુટુંબ દબાયલી સ્થિતિમાં રહે છે ત્યાં સુધી પ્રાણી ઊંચો આવતો નથી, બીજાને હઠાવી પ્રથમનો જય થાય ત્યારે પ્રાણી પ્રગતિ કરે છે અને આખરે સિદ્ધ થાય છે. બન્ને અંતરગ કુટુંબના ગુણદોષના જ્ઞાનની અત્યંત જરૂર છે અને તે જ્ઞાન સાથે વર્તન હોય ત્યારેજ સાધ્ય સાધી શકાય છે. બન્ને અંતર કુટુંબો વચ્ચે અનાદિ કાળથી યુદ્ધ ચાલ્યા કરે છે, તેમાં નિર્દય સંહાર ચાલે છે અને પરિણામો જાણવા જેવા નિપજાવી શકાય છે, બીજા અંતર કુટુંબને ઓળખી તેનો નિર્દયપણે નાશ કરવાની ખાસ જરૂર છે. ત્યાગ પહેલાં તૈયારી કરવાની જરૂર છે અને પોતાના શક્તિ માટે બરાબર ખ્યાલ રાખવાની જરૂર છે. બીજા કુટુંબના વિજય વગર બાહ્ય કુટુંબનો ત્યાગ નકામો છે.

પૃષ્ઠ ૬૭૦-૬૭૯.

પ્રકરણ ૩૩ મું-અરિદમનનું ઉત્થાન. ત્રણ કુટુંબના વાત સાંભળી અરિદમન રાજાને તો વિચાર થઇ પડ્યો. તે સહૃદય હતો. આચાર્ય પણ વખત જોઇને વાત આગળ ચલાવતા રહ્યા હતા. તેઓશ્રી પ્રથમ કુટુંબનો સ્વીકાર, બીજા પરનો વિજય અને ત્રીજાના ત્યાગની વાત નવા નવા આકારમાં કરતા ચાલ્યા. પછી તેમણે તત્ત્વજ્ઞાનની જરૂરીઆત સવિશેષપણે કરી અને તે વગર ત્યાગ કે વિજયના અશકયતા જણાવી. રાજા અરિદમન જાગ્યો, દીક્ષા લેવા ઉદ્યુક્ત થયો, સાથે બુદ્ધિશાળી પ્રધાન વિમળમતિ પણ તૈયાર થઇ ગયો અને અંતઃપુરની સન્નારીઓ, અન્ય રાજપુરૂષો અને જનસમાજનો કેટલોક ભાગ પણ ત્યાગ કરવા-દીક્ષા લેવા તૈયાર થઈ ગયો, પ્રસંગાનુરૂપ સ્નાત્રમહોત્સવ થયો અને અનેક લઘુકર્મી જીવો સાથે રાજાની દીક્ષા થઈ. પૃ. ૬૮૦-૬૮૩

પ્રકરણ ૩૪ મું-નંદિવર્ધન મરણ-ઉપસંહાર. નંદિવર્ધન-સંસારી જીવ તો તે નો તે જ રહ્યો. એને તો વિવેક કેવળીની વાતો ટાયલા જેવી લાગી.

પોતાના વગોવણી કરનાર આચાર્ય તરફ ઘૃણા ઉત્પન્ન થઇ અને સભા વિસર્જન થતાં તે ત્યાંથી વિજયપુરને માર્ગે નિકળ્યો. રસ્તે વિજયપુરનો રાજકુંવર ધરાધર મળ્યો. તે પણ ક્રોધી હતો. બન્નેને નજીવી બાબતમાં બોલાચાલી થતાં લડાઇ થઇ, પરસ્પર ઘા માર્યા અને આખરે કપાઇ મુઆ. નંદિવર્ધન અને તે મરીને છઠ્ઠી નરકે ગયા. ત્યાં પણ ખૂબ લડ્યા. પછી નંદિવર્ધન સર્પ થયો, પાંચમી નરકે ગયો, પછી સિંહ થયો, ચોથીએ ગયો. પછી બાજ થયો, ત્રીજી નરકે ગયો. નોળીઓ થયો, બીજી નરકે ગયો; અને દરેક સ્થાને અને ખાસ કરીને નારકી તરીકે બહુ દુઃખ પામ્યો. હિંસાવૈશ્વાનરના વિપાક અનુભવી આખરે શ્વેતપુરે આહેર થયો, ત્યાં કાંઇક અકામ નિર્જરા થઇ અને ગુણપ્રાપ્તિ થઇ ગઇ. દૈવી ભવિતવ્યતાએ આખરે સંસારી જીવને સિદ્ધાર્થપુરે જવા આદેશ આપ્યો અને પુણ્યોદયને તેનો સહચર બનાવ્યો. સિદ્ધાર્થપુરનું તેનું જીવન ચોથા પ્રસ્તાવમાં વિસ્તરાશે.

પૃ. ૬૮૪-૬૯૨.





# અનુક્રમણિકા.

## પ્રસ્તાવ પહેલો.



## પ્રસ્તાવ બીજો.



## પ્રસ્તાવ ત્રીજો.


वंदे मातरम्

किं हारैः किमु कङ्कणैः किमसमैः कर्णावतंसैरलं,
केयूरैर्मणिकुण्डलैरलमलं साडम्बरैरम्बरैः ।
पुंसामेकमखण्डितं पुनरिदं मन्यामहे मण्डनं,
यन्निष्पीडितपार्वणामृतकरस्यन्दोपमाः सूक्तयः ॥

"ગળાના હારથી શું અને હાથના કંકણોથી શું? નાનાં મોટાં કાનના "ઘરેણાથી શું અને બાજુબંધથી શું? હીરાના કુંડળથી શું અને ભારે ભારે "કપડાઓથી શું? એ સર્વથી સર્યું! અમારી માન્યતા પ્રમાણે તો પુરૂષોનું "અખંડ ઘરેણું એકજ છે અને તે અમૃતકિરણથી ભરેલા પૂર્ણચંદ્રને દાબીને "કાઢેલા રસના ઝરણા સાથે સરખાવી શકાય તેવી પંડિતની ઉક્તિ "(વાણી) છે

—સુભાષિત.

खिन्नं चापि सुभाषितेन रमते स्वीयं मनः सर्वदा,
श्रुत्वान्यस्य सुभाषितं खलु मनः श्रोतु पुनर्वाञ्छति ।
अज्ञाञ्ज्ञानवतोऽप्यनेन हि वशीकर्तुं समर्थो भवेत्,
कर्तव्यो हि सुभाषितस्यमनुजैरावश्यकः सग्रहः ॥

"મન ગમે તેટલું નારાજ થયેલું હોય કે થાકી ગયેલું હોય પણ "સુભાષિતવડે તે રમવા-આનંદ કરવા મંડી જાય છે; અન્ય સુંદર વાત "કરે તો વારવાર સાભળવા ઇચ્છા થયા કરે છે; એનાથી જ્ઞાની અને અજ્ઞાની "વશ થઇ જાય છે; તેટલા માટે માણસે સુભાષિત (સારા લેખ કે કાવ્ય) "નો જરૂર સંગ્રહ કરવો.

—સુભાષિત.

सत्यं तपो ज्ञानमहिंसता च, विद्वत्प्रणामं च सुशीलता च ।
एतानि यो धारयते स विद्वान्न केवलं यः पठते स विद्वान् ॥

"જે પ્રાણી સત્ય બોલે છે, તપ આચરે છે, જ્ઞાન ધારણ કરે છે, "અહિંસા પાળે છે, વિદ્વાનને (નમ્રતાથી) નમે છે, ઉત્તમ વર્તન રાખે છે "તે વિદ્વાન છે, માત્ર જે ભણી બોલી જાય તે ખરો વિદ્વાન નથી

—પ્રાચિનાઃ

मानुष्य विफल वदन्ति हृदयं व्यर्थं वृथा श्रोत्रयो-
र्निर्माणं गुणदोषभेदकलनां तेषामसंभाविनी ।
दुर्वार नरकान्धकूपपतनं मुक्तिं बुधा दुर्लभां,
सार्वज्ञसमयो दयारसमयो येषां न कर्णातिथिः ॥

"સર્વજ્ઞ આગમ જે દયારસથી ભરપૂર છે તે જેના કર્ણગોચર થતુ "નથી તેનો મનુષ્યજન્મ ડાહ્યા માણસો નકામો ગણે છે, તેના કાનો નિર- "ર્થક છે, તેવાને સારા ખરાબનો વિવેક અસંભવીત છે, તેઓને નરકના "અંધકુવામાં પડવુ અનિવાર્ય છે, અને મુક્તિ તેઓને માટે દુર્લભ છે."

—સિંદુરપ્રકર.

જયજયવંતી (રાગ)

ધર્મકે વિલાસ ભાસ, જ્ઞાનકે મહા પ્રકાસ;
દાસ ભગવંત કે, ઉદાસભાવ લગે હૈ.
સમતા નદી તરંગ, અંગહી ઉપંગ ચંગ;
મજજન પ્રસંગ રંગ, અંગ ઝગમગે હૈ. ધર્મકે. ૧

કર્મકે સંગ્રામ ઘોર, લરે મહા મોહ ચોર;
જોર તાકો તોરવેકું, સાવધાન જગે હૈ.
શીલકો ધરી સન્નાહ, ધનુષ મહા ઉત્સાહ;
જ્ઞાન બાન કે પ્રવાહ, સબ વેરી ભગે હૈ. ધર્મકે. ૨

આયોહે પ્રથમ સેન, કામકો ગયો હૈ રેન;
હરિ હર બ્રહ્મ જેણ, એકલેને ઠગે હૈ.
ક્રોધ માન માયા લોભ, સુભટ મહા અખોભ;
હાસ સોચ છોડ થોભ, સુખ દેઇ ભગે હૈ. ધર્મકે. ૩

નોકષાય ભયે ખીન, પાપકો પ્રતાપહીન;
ઉદભટ ભયે દીન, તાકે પગ ઠગે હૈ.
કોઉ નહિ ભયે ઠાઢે, કર્મ જો મિલે તે ગાઢે;
ચરનકો જીહાં કાઢે, કરવાલ નગે હૈ. ધર્મકે. ૪

જગત્રય ભયો પ્રતાપ, તપત અધિક તાપ;
તાતે નહિ રહી ચાપ, અરિ તગતગે હૈ.
સુજસ નિસાન સાજ, વિજય વધાઇ લાજ;
ઐસે મુનિરાજ, તાકું હમ પાય લગે હૈ. ધર્મકે. ૫

શ્રી યશોવિજય.

અવધુ નટ નાગરકી બાજી, જાણે ન બાંભણ કાજી. અવધુ.
થિરતા એક સમયમેં ઠાને, ઉપજે વિણસે તબહી;
ઉલટ પુલટ ધ્રુવ સત્તા રાખે, યા હમ સુની ન કબહી. અવધુ. ૧
એક અનેક અનેક એક કુની, કુંડળ કનક સુભાવે;
જલતરંગ ઘટ માટી રવિકર, અગનિત તાહી સમાવે. અવધુ. ૨
હૈ નાંહિ હૈ વચન અગોચર, નય પ્રમાણ સતભંગી;
નિરપખ હોય લખે કોઉ વિરલા, કયા દેખે મતજંગી. અવધુ. ૩
સર્વમયી સરવંગી માને, ન્યારી સત્તા ભાવે;
આનંદઘન પ્રભુ વચન સુધારસ, પરમારથ સો પાવે. અવધુ. ૪

યોગી આનંદઘન

ॐ परमात्मने नमः

# ઉપમિતિ ભવપ્રપંચા કથા.*

## ગુજરાતી અવતરણ.

### પ્રથમ વિભાગ.

### સિદ્ધર્ષિ ગણિની પ્રસ્તાવના.

×નમસ્કાર અને મંગળ—

"જે પરમાત્માએ મહામોહની સર્વ ઠંડી[1] પીડાઓનો નાશ કર્યો છે અને જે લોકાલોકનાં વિશુદ્ધ દર્શન કરાવવા માટે સૂર્ય સમાન છે તે પરમાત્માને નમસ્કાર થાઓ. જે પરમાત્મા શુદ્ધ ધર્મમાં રત છે, જેઓ સ્વરૂપસ્વભાવની પરાકાષ્ઠાએ પહોંચી ગયા છે અને જે મહાસત્ત્વોની મૂર્ત્તિ સાંસારિક [2]વિકારના વિસ્તારથી દૂર થઇ ગયેલી છે એટલે કે જેમના સર્વ વિકારો નાશ પામી ગયા છે તે પરમાત્માને નમસ્કાર થાઓ.

"નાભિરાજાના પુત્ર શ્રી આદિનાથ ભગવાન્ (ઋષભદેવ સ્વામી) જેઓએ સ્વર્ગ, મૃત્યુ અને પાતાળના જીવોને ત્રાસ

---

* જે કથામાં સંસાર (ભવ) ની ધુંચવણોનું રહસ્ય અનુમાન દ્વારા નીકળે છે તે કથા. પ્રથમ પ્રસ્તાવ–ઉપોદ્‌ઘાતરૂપે છે, તેમા પણ પ્રથમનો ભાગ પ્રસ્તાવના જેવો છે. ભાષાન્તર અક્ષરે અક્ષર કર્યું નથી, પણ અવતરણરૂપ છે. આ સંબંધી વિશેષ હકીકત માટે જુઓ અવતરણકારનો ઉપોદ્‌ઘાત.

× ગ્રંથની નિર્વિઘ્ન સમાપ્તિ માટે મંગળાચરણ કરવાનો સંપ્રદાય પ્રથમથી ચાલ્યો આવે છે.

૧ મોહની પીડાને ઠંડી પીડા ગણવામા આવી છે; કારણ કે પ્રેમથી ત્યા પીડા થાય છે. પરિણામે પીડામાં તો ઉકળાટ જ થાય છે, પણ તેનું કારણ ઠંડું છે. યાદ રાખવું જોઇએ કે ઠંડી પીડા હમેશાં વધારે સખ્ત હોય છે, અને તે બહુ ત્રાસ આપે છે. ગરમીના હજારો ઉપાય છે, શરદીનો ઉપાય નથી.

૨ મોક્ષમાં ગયા પછી–પરમાત્મસ્વરૂપ પ્રાપ્ત થયા પછી ઇંદ્રિયોના કે મનના કોઇ પણ પ્રકારના વિકારો રહેતા નથી. એ ભાવના હૃદયમાં સ્થિર કરવા માટે જે પરમ પુરૂષોએ પોતાના વિકારો દૂર કર્યાં છે તેમને શરૂઆતમાં નમસ્કાર કર્યો છે.

આપનાર [૧] ' રાગ ' કેશરીનો નાશ કરી નાખ્યો છે અને જેઓ શાંતરસ અમૃતપાનથી તૃપ્ત થયેલા છે, તેઓશ્રીને મારો નમસ્કાર હો.

" બીજા શ્રી અજિતનાથથી ત્રેવીશમા શ્રી પાર્શ્વનાથ પર્યંતના પવિત્ર તીર્થંકર મહારાજાઓ જેઓએ દ્વેષ નામના હાથીરૂપ શત્રુનાં કુંભસ્થળોને ભેદી નાખ્યાં છે તે સર્વને નમસ્કાર થાઓ.

" ચરમ તીર્થંકર શ્રી વીર પરમાત્મા જેમણે પોતાના સર્વ દોષોને દળી નાખ્યા છે, જેમણે મિથ્યા દર્શન કાપી નાખ્યું છે, જેમણે કામદેવનો નાશ કરીને તેના પર વિજય મેળવ્યો છે અને જેમના શત્રુઓ નાશ પામ્યા છે [૨] તેમને નમસ્કાર થાઓ.

" અંતરંગ મહાસૈન્ય[૩] ( જેનું વર્ણન આ ગ્રંથમાં આગળ બહુ વિસ્તારથી આવવાનું છે ) જે સર્વ પ્રાણીઓને સંતાપ આપનાર થાય છે તેને લીલામાત્રથી–રમતમાં જે કોઇ [૪] મહાત્માએ હણી નાખ્યું હોય તેને નમસ્કાર કરૂં છું.

" જિનેશ્વર ભગવાનની વાણી જે [૫] સર્વ વસ્તુઓ (પદાર્થો) નો વિચાર કરી શકે છે અને જે વસ્તુસમુદ્રના બન્ને કાંઠા સુધી પહોંચી જાય છે તેમજ જે સર્વ પાપોને ધોઇ નાખે છે તેને હું નમસ્કાર કરૂં છું.

---

૧ મોક્ષમાં જવામાં પ્રત્યવાય કરનાર ' રાગ '–મોહનો મુખ્ય આવિર્ભાવ છે. વીતરાગત્વને અંગે તેના પર જય મળે છે અને તે વાત મુખ્યપણે બતાવવા આ વિશેષણ અહીં મૂક્યુ જણાય છે.

૨ દોષો દૂર કરવાથી પોતાને લાભ થયો છે, મિથ્યાદર્શન દૂર કરવાથી અનેક પ્રાણી ઉપર ઉપકાર થયો છે, કામદેવ પર વિજય મેળવવો એ સર્વથી વધારે મુશ્કેલ બાબત છે, એ તીર્થંકર મહારાજના શત્રુઓ હતા, તે નાશ પામવાની વાતથી તીર્થંકરઋદ્ધિ બતાવી છે–આ ચારે વિશેષણો બહુ ઉપયોગી છે.

૩ અંતરંગ મહા સૈન્યમાં ક્રોધ, માન, માયા, લોભ, રતિ, અરતિ, શોક, ભય, વિકાર, રાગ આદિ અનેક વિભાગોનો સમાવેશ થાય છે. એને ઓળખાવવા એ આ ગ્રંથનો ખાસ વિષય છે. અહીં નમસ્કાર સામાન્ય કેવળીને કર્યો છે ( જિન શબ્દથી તે ઓળખાય છે ).

૪ ગ્રંથકર્ત્તાની આદર્શ ભાવના શું છે તે આ વાક્ય બતાવે છે. જે કોઈ મહાત્માએ જય કર્યો હોય તેને નમસ્કાર કરી તેવા થવા અથવા તે સ્થિતિએ પહોંચવાની અત્ર ભાવના છે. પરમાત્મભાવનું આ અતિ વિશિષ્ટ આદર્શ છે.

૫ એવો કોઈ પણ પદાર્થ નથી, એવી કોઈ વસ્તુ નથી, એવો કોઈ વાચ્ય ભાવ નથી કે જે જિનેશ્વરની વાણીનો વિષય થઈ ન શકે. અમુક ભાવ કહી શકાય નહિ એ સમયને આધીન વાત છે. આવા વાચ્ય ભાવોને બતાવનાર વાણીને અહીં નમસ્કાર કરવાથી પોતે પણ ઘણા વાચ્ય ભાવો બતાવી શકે તે માટે બળ પ્રાપ્ત કરવાની ઇચ્છા જણાવી છે.

"**સરસ્વતી દેવી જે**[1] પોતાના ચંદ્ર જેવા સુંદર અને ગોળ મુખનાં કિરણોથી વિકસિત થયેલ કમળને અચિન્ત્ય તેજથી હાથમાં ધારણ કરે છે તેને નમસ્કાર કરૂં છું.

"મારા જેવો (સામાન્ય મનુષ્ય) પણ જે ગુરુમહારાજના[2] પ્રભાવથી અન્યને ઉપદેશ દેવા તત્પર થઈ જાય છે તે ગુરુમહાત્માને ખાસ કરીને નમસ્કાર થાઓ."

આવી રીતે નમસ્કાર-મંગળાચરણ કરવાથી ગ્રંથ પૂર્ણ કરવામાં આવતી મારી મુશ્કેલીઓ શાંત થઈ ગઇ છે. હવે હું આકુળતા રહિત થઇ સ્વસ્થપણે મારે કહેવાની વસ્તુનો પ્રસ્તાવ જણાવું છું.

* * *

## કર્ત્તવ્ય સૂચવન.

અતિ મુશ્કેલીથી પ્રાપ્ત થઇ શકે એવું દુર્લભ મનુષ્યપણું પામીને તેમજ શુભ કર્મોના ઉદયથી કુળ વિગેરે સારી [3]અનુકૂળતાઓ પ્રાપ્ત કરીને ભવ્ય પ્રાણીએ તજવા યોગ્ય ભાવોનો ત્યાગ કરવો જોઇએ, કરવા યોગ્ય કર્મો કરવાં જોઇએ, પ્રશંસા કરવા યોગ્ય બાબતો અથવા ભાવોનાં વખાણ કરવાં જોઈએ અને સાંભળવા યોગ્ય બાબતો સાંભળવી જોઇએ. (આ પ્રમાણે હેય, કર્ત્તવ્ય, શ્લાઘ્ય અને શ્રોતવ્ય એ ચાર બાબત પર ધ્યાન આપવાનું કહ્યું તે ચારનું કાંઇક વિશેષ વર્ણન કરે છે. આ ચારે બાબતો મુમુક્ષુએ બરાબર વિચારવા યોગ્ય છે.)

જે કાંઇ ચિત્તની સહજ પણ મલિનતા કરે તેવું હોય અને મોક્ષને અટકાવે તેવું હોય-પછી તે મન સંબંધી હોય, વચન સંબંધી હોય કે શરીરસંબંધી હોય-તે સર્વને જે પ્રાણી પોતાનું હિત કરવા ઇચ્છતો હોય તેણે તજી દેવું જોઇએ. (આ હેય ભાવ વિચારણા થઇ.)

જે કર્મ કરવાથી મન [4]મોતીની માળા, બરફ, ગાયનું દૂધ,

---

૧ **સરસ્વતીને** વાણીની દેવી ગણવામા આવેલ છે, તેના હાથમાં પદ્મ-કમળ આપવામા આવેલ હોય છે. ચંદ્ર જેવા ગોળ અને આકર્ષક મુખમાથી તે દેવીનુ તેજ હાથમાં રહેલ કમળપર પડે છે તે ભાવ અત્રે બતાવ્યો છે.

૨ આવી રીતે તીર્થંકર મહારાજ, સિદ્ધના જીવો, વાગ્દેવી અને ગુરૂને નમસ્કાર કરી ગ્રંથની શરૂઆત બહુ સારી રીતે કરવા માટે પ્રથમ મંગળાચરણ કરે છે. આ શિષ્ટાચાર બહુ આકર્ષણીય અને અનુકરણીય છે.

૩ અનુકૂળતાઓ અનેક પ્રકારની છેઃ આર્યક્ષેત્ર, ઉત્તમ કુળ, નીરોગી શરીર, ઇંદ્રિયસુખ, બુદ્ધિ, ગ્રહણશક્તિ, સદ્‌ગુરૂનો યોગ, તત્ત્વશ્રવણેચ્છા, આળસાદિ કાઠિયાનો નાશ વિગેરે વિગેરે.

૪ मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयोः. સંસારબંધન અને મોક્ષનું કારણ મન હોવાથી તે બહુ અગત્યનો ભાગ કર્તવ્યવિચારણામાં બનાવે છે એને પવિત્ર

ડોલરનું પુષ્પ કે ચંદ્ર જેવું નિર્મળ થાય તેવું કર્મ બુદ્ધિવાન્ માણસોએ કરવું જોઇએ. ( આ કર્ત્તવ્ય વિચારણા થઇ. )

વિશુદ્ધ અંતરાત્માવડે ત્રણ લોકના નાથ, તેમનો બતાવેલો સદ્ધર્મ અને તેને આદરનાર મહાસત્ત્વોનાં નિરંતર વખાણ કરવાં, તેઓની વારંવાર પ્રશંસા કરવી. (સુદેવ,[2] સુગુરુ અને સુધર્મની પ્રશંસા કરવાની અત્ર જરૂર બતાવી શ્લાઘ્ય વિચારણા કરી. )

સર્વ દોષોનો નાશ કરવા માટે શ્રદ્ધાથી શુદ્ધ થયેલ બુદ્ધિપૂર્વક સર્વજ્ઞ મહારાજનાં કહેલાં વચનો ભાવપૂર્વક સારી રીતે સાંભળવાં. ( અત્ર શ્રોતવ્ય વિચારણા થઈ. )

આ ચારમાંથી શ્રોતવ્ય હકીકત સાંભળવી જોઇએ, કારણ કે તેથી જગતના પ્રાણીઓનું હિત થાય છે, તેથી સર્વજ્ઞ મહારાજનું વચન અત્ર શ્રોતવ્ય વિભાગમાં પ્રસ્તુત ગણવામાં આવ્યું છે. એ પ્રમાણે હોવાથી મહામોહ વિગેરે અંતરંગ શત્રુનો નાશ કરનારી અને આ સંસારનો વિસ્તાર બતાવનારી આ કથા કહેવામાં આવે છે.

**શ્રોતવ્યમાં સર્વજ્ઞવચન.**

શ્રોતવ્ય વિભાગમાં સર્વજ્ઞવચન કેવા ભાવ બતાવે છે, તેનો વિચાર કરતાં જણાશે કે તે પાંચ આશ્રવના[3] મહાદોષો, પાંચ ઇંદ્રિયો,[4] મોહના આવિર્ભાવરૂપ ચાર કષાયો[5] તથા મિથ્યાત્વ અને રાગદ્વેષરૂપ અંતરંગ લશ્કરના દોષોને બતાવે છે. એ આશ્રવ ઇંદ્રિય, કષાય વિગેરે અંતરંગમાં કહી આ પ્રાણીને કેટલો

---

કરવાની અને તેના પર અંકુશ રાખવાની બહુ જરૂર છે અને તેને જ્યાં ત્યાં ચંચળપણે ભટકતું અટકાવવાની ખાસ આવશ્યકતા છે.

૨ સમ્યક્ત્વની યોજનામાં સુદેવ, સુગુરુ અને સદ્ધર્મની જરૂરીઆત મુખ્યપણે છે. એને બરાબર ઓળખવા, આદરવા અને સદ્દહવા એ સમ્યક્ત્વ છે. એ યોગમાં બહુ આગળ પડતો ભાગ લે છે.

૩ અન્ય જીવને દુઃખ ઉપજાવવુ, તેનો પ્રાણનાશ કરવો તે પ્રાણાતિપાત; અસત્ય વચન બોલવુ તે મૃષાવાદ; પારકી વસ્તુ લઇ લેવી તે અદત્તાદાન; વિષયાસક્તિ તે મૈથુન અને વસ્તુ, ધન, હવેલી પર મૂર્છા તે પરિગ્રહ આ પાંચ **આશ્રવ** કહેવાય છે અને તેથી બહુ દોષો ઉત્પન્ન થાય છે. કર્મગ્રહણ કરવાના માર્ગો—પ્રણાલિકા—ગરનાળાને **આશ્રવ** કહેવાય છે.

૪ સ્પર્શન, રસ ( જિહ્વા ), નાસિકા, ચક્ષુ અને શ્રોત્ર—એ પાંચ ઇંદ્રિયો છે અને તેના વિષયો કેટલા અને કેવી રીતે કામ કરનારા છે તે સર્વજ્ઞવચન બતાવે છે.

૫ ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયો છે, સંસારને વધારનાર છે અને બહુ રીતે ત્રાસ આપનાર છે. આ પાંચ આશ્રવ, પાંચ ઇંદ્રિય અને ચાર કષાય પર બહુ વિસ્તારથી વાતો આ ગ્રંથમાં આવશે.

સંસારમાં રખડાવે છે તેનું સ્વરૂપ 'સર્વજ્ઞ વચન' સ્પષ્ટ રીતે બતાવે છે. તેમજ જ્ઞાન, દર્શન, ચારિત્ર, સંતોષ, પ્રશમ, તપ, સંયમ, સત્ય વિગેરે કરોડો લડવૈયાવાળું બીજું અંતરંગ લશ્કર છે, તેના ગુણસમૂહની શ્રેષ્ઠતા પણ 'સર્વજ્ઞવચન' પગલે પગલે બતાવે છે. એક બાજુએ જ્યારે તે વચન મોહ મિથ્યાત્વરૂપ અંતરંગ લશ્કરના દોષો બતાવે છે, ત્યારે બીજી બાજુએ શમ-સંયમરૂપ અંતરંગ લશ્કરના ગુણો બતાવે છે. આ ભવ (સંસાર) નો પ્રપંચ એકેંદ્રિય આદિ જાતિમાં કેવા પ્રકારનો થાય છે, તે કેવી રીતે દુ:ખરૂપ છે અને કેવી રીતે અનંત કાળ સુધી ચાલ્યા કરે છે, તે સર્વ હકીકત પણ સર્વજ્ઞવચન બહુ સારી રીતે બતાવે છે. આવી મહાન્ ભીંતનો સુંદર ટેકો મેળવીને મારા જેવો કાંઇ બોલે (લખે) તે સર્વજ્ઞ સિદ્ધાન્તનાં નિઝરણાં છે એમ સમજવું. ( આ વાર્તા શ્રોતવ્યમાં સમાય છે એમ અત્ર બતાવ્યું. )

* * *

## કથાના પ્રકાર.

લોકમાં અર્થ સંબંધી, કામ સંબંધી, ધર્મ સંબંધી અને સંકીર્ણ ( અર્થ કામ ધર્મ મિશ્ર ) એમ ચાર પ્રકારની કથા કહેવાય છે. સામાદિ[1] નીતિ સંબંધી, ભુસ્તર વિદ્યા ને કૃષિવિદ્યાના વિષયોને બતાવનારી, ધન ઉપાર્જન કરવાની બાબતોથી ભરેલી કથાને અર્થકથા કહેવામાં આવે છે; એ કથા મનને ખરાબ કરનારી હોવાથી પાપ સાથે સંબંધ કરાવનારી છે અને તેટલા માટે તેને દુર્ગતિના માર્ગ પર લઇ જનારી ગણવામાં આવે છે. વિષયનું ગ્રહણ થાય એવો અર્થ જેમાં સમાયેલો હોય તે, વય સંબંધી દક્ષતા સૂચવન કરનારી અને પ્રેમ તથા ચેષ્ટાથી ઉત્પન્ન થતી કથાને કામકથા કહેવામાં આવે છે; એ કથા પણ અત્યંત મલિન વિષયો ઉપર રાગને વધારનારી અને વિપર્યાસ ( ઉલટાપણું ) કરાવનારી હોવાથી દુર્ગતિની હેતુ અવશ્ય થાય છે. જે કથા દયા, દાન, ક્ષમા આદિ ધર્મનાં અંગોમાં ખ્યાતિ પામેલી હોય છે અને જેમાં ધર્મ કેવી

---

૧ વ્યવહારમાં ફત્તેહ મેળવવા માટે કેટલીક નીતિઓ ઉપયોગી ગણવામાં આવી છે. મુખ્ય ચાર નીતિ ગણાય છે. સામ ( અન્યને મીઠાં વચને સમજાવવું ), દામ ( પૈસા સંબંધી લાલચ આપવી ) દંડ (શિક્ષાનો ભય બતાવવો—દમ આપવો) અને ભેદ ( શિક્ષા કરવી ).

રીતે આદર કરવા યોગ્ય છે તે હકીકતનો સમાવેશ કરવામાં આવ્યો હોય છે, તે કથાને ડાહ્યા માણસો ધર્મકથા કહે છે. આ કથા ચિત્તને નિર્મળ કરનારી હોવાથી પુણ્યનો બંધ અને કર્મની નિર્જરાને[1] કરે છે, તેથી તેને સ્વર્ગ અને મોક્ષના કારણભૂત સમજવી. જે કથા અનેક પ્રકારના [2]રસયુક્ત ધર્મ, અર્થ, કામ એ ત્રણે વર્ગના સાધનભૂત ઉપાયોનું પ્રતિપાદન કરનારી હોય છે તેને સંકીર્ણ કથા કહેવામાં આવે છે. વિચિત્ર પ્રકારના અભિપ્રાયને બતાવનાર આ કથા અનેક પ્રકારનાં જૂદાં જૂદાં ફળ આપનારી છે અને પ્રાણીઓને વિદ્વાન્ બનાવવામાં હેતુભૂત થાય છે.

* * *

**શ્રોતાના પ્રકાર.**

આ કથાઓના સાંભળનાર શ્રોતાઓ પણ ચાર પ્રકારના મનુષ્યો હોય છે, તેનું લક્ષણ ટુંકામાં કહું છું તે સાંભળો: માયા, શોક, ભય, ક્રોધ, લોભ, મોહ અને મદથી યુક્ત જે પ્રાણીઓ ‘ અર્થકથા ’ સાંભળવા ઇચ્છે છે તેને તામસી પ્રકૃતિવાળા **અધમ** મનુષ્યો જાણવા. જે પ્રાણીઓનું મન રાગમાં રાચીમાચી રહેલું છે અને જેઓ વિવેકરહિત છે તેવા રાજસી પ્રકૃતિવાળા પુરૂષો ‘ કામકથા ’ સાંભળવા ઇચ્છે છે તેને **મધ્યમ** મનુષ્યો સમજવા. જે સાત્વિક પ્રકૃતિવાળા મહા પુરૂષોની ઇચ્છા મોક્ષ મેળવવા માટે એકતાન થઇ રહી હોય છે અને તે સારૂ જેઓ અંતઃકરણ પૂર્વક શુદ્ધ ‘ ધર્મકથા ’જ સાંભળવાને ઇચ્છે છે તેને **ઉત્તમ** પ્રાણીઓ જાણવા. જેઓ આ લોક અને પરલોક બન્નેની અપેક્ષાવાળા હોય છે અને કાંઇક સત્ત્વવાળા ( તેજી ) હોય છે તે ‘ સંકીર્ણ કથા ’ સાંભળવા ઇચ્છા રાખે છે તેવા પ્રાણીઓને ‘ વર મધ્યમ ’ મનુષ્યો ગણવા.

રાજસી અને તામસી પ્રકૃતિવાળા પ્રાણીઓ ધર્મશાસક અને કામ અને અર્થકથાનું નિવારણ કરનાર મહાપુરૂષોની અવગણના કરીને પોતે અર્થ અને કામકથા કરવામાં આનંદ માને છે. એવા પ્રાણીઓનો રાગ, દ્વેષ અને મહામોહરૂપ ત્રણ અગ્નિ અર્થ કામકથારૂપ

---

૧ **પુણ્ય** વિશિષ્ટ દૃષ્ટિએ સોનાની સાંકળ છે, તેનાથી સ્વર્ગ મળે છે, સુખ મળે છે, સગવડ મળે છે. વિપાકથી ભોગવ્યા વગર કર્મને બારોબાર દૂર કરી દેવાં તેને **નિર્જરા** કહેવામાં આવે છે. તે બાહ્ય અને અભ્યંતર તપથી થાય છે. એ તપ ધર્મકથાનો વિષય છે, તેથી ધર્મકથા પુણ્ય અને કર્મનિર્જરા કરે છે એમ અત્ર કહ્યું.

૨ **રસ** નવ છે. શૃંગાર, હાસ્ય, કરૂણ, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ, અદ્ભુત અને શાંત–**સંકીર્ણ કથામાં** આ નવે રસ હોય છે.

ઘૃતની[1] આહુતિથી ઘણો વૃદ્ધિ પામે છે. જેમ મયૂરના ટહુકા શરીરના રોમરાયને વધારે વિકસિત કરે છે, તેમ કામ અને અર્થકથા પાપકાર્યમાં ઉત્સાહની વૃદ્ધિ કરે છે. તેટલા માટે કામકથા અને અર્થકથા કદાપિ પણ કરવી નહિ. કયો ડાહ્યો માણસ [2]ક્ષત ઉપર ક્ષાર નાખવાનો વિચાર કરે ? પરોપકાર કરવામાં તત્પર વિચક્ષણ પ્રાણીઓએ તેવું કામ કરવું જોઇએ કે જેથી સર્વ પ્રાણીઓનું આ ભવ અને પરભવમાં હિત થાય. આ પ્રમાણે હોવાથી લોકોને કામકથા અને અર્થકથા સારી લાગે છે; તોપણ સમજુ પ્રાણીઓએ તેનો અવશ્ય ત્યાગ કરવો ઉચિત છે, કારણ કે તે બન્ને પ્રકારની કથાઓ જો કે કરતી વખતે જરા ઠીક લાગે છે; પણ પરિણામે બહુ ભયંકર છે. પરિણામે દુઃખ આપનારી વસ્તુ કોઇપણ રીતે આદરવી ઉચિત ગણાય નહિ. આ પ્રમાણે હકીકત સમજીને ભાગ્યવાન્ પ્રાણીઓ આ લોક અને પરલોકમાં સર્વ પ્રાણીઓનું હિત કરવાની ઇચ્છાથી અમૃત જેવી શુદ્ધ ધર્મકથા કરે છે.

## સંકીર્ણ કથાનો આશય.

કેટલાક આચાર્યો ધર્મ-અર્થ-કામ મિશ્ર સંકીર્ણ કથા આકર્ષણ કરનારી હોવાથી અને માર્ગ પર લઈ આવનારી હોવાથી તેને પણ સારી માને છે. જે કોઈ પ્રકારે પ્રાણીને બોધ આપી શકાય તે પ્રકાર આદરીને તેને ઉપદેશ આપવાનો પ્રયત્ન હિતેચ્છુઓએ કરવો યોગ્ય છે. સંસારરસિક મોહાસક્ત મુગ્ધ પ્રાણીઓનાં મનમાં શરૂઆતમાં ધર્મ ભાસમાન થતો નથી-ઝળકતો નથી-તેના તરફ આકર્ષણ થતું નથી અને તેમ હોવાથી કામ અને અર્થ સંબંધી વાતો કરીને તેઓનાં મનનું આકર્ષણ કરી શકાય છે. એક વખત આવી રીતે કામ અને અર્થની કથાદ્વારા તેઓને ધર્મકથા તરફ દોર્યા હોય તો પછી તેઓ ધર્મગ્રહણ કરવાને શક્તિમાન્ થાય છે. આવી રીતે [3]વિક્ષેપદ્વારથી સંકીર્ણ કથાને પણ સત્કથા કહેવામાં આવે છે. તેટલા માટે આ ( ઉપમિતિ ભવપ્રપંચા કથા ) શુદ્ધ

---

૧ અગ્નિમા ઘી પડવાથી જેમ તે વધારે જોસથી બળવા માંડે છે, પ્રજ્વલિત થાય છે તેમ રાગ, દ્વેષ ને મોહરૂપ અગ્નિ ઉપરોક્ત કથાઓ જે ઘી જેવું કામ કરે છે તેનાથી બહુ સપ્ત થઈ વધારે આકરો થઈ પડે છે.

૨ ક્ષત=ઘા, ગુમડુ, ક્ષાર=ખાર, મીઠુ ઘા ઉપર મીઠું નાખવાથી બળતરા બહુ વધી જાય છે.

૩ જેની જે માન્યતા હોય તેમાથી તેને દૂર કરવો, ખેંચી લઇ આવવો. આશય વિશુદ્ધ હોવાથી આની પણ જરૂર છે.

ધર્મકથાજ છે, પણ કોઇ કોઇ સ્થાનકે તે સંકીર્ણ રૂપ લે છે. ત્યાં ત્યાં તે ધર્મકથાના ગુણની અપેક્ષા રાખે છે એમ સમજવું.

* * *

## ભાષા વિચારણા.

સંસ્કૃત અને પ્રાકૃત બન્ને ભાષાઓ પ્રાધાન્યને યોગ્ય છે, તેમાં પણ દુર્વિદગ્ધ[1] મનુષ્યોનાં હૃદયમાં સંસ્કૃત ભાષા તરફ વલણ વધારે હોય છે. પ્રાકૃત ભાષા જો કે બાળજીવોને સુંદર બોધ કરનારી અને કાનને સુંદર લાગે તેવી છે, છતાં દુર્વિદગ્ધ પ્રાણીઓને તે ( પ્રાકૃત ) ભાષા તેવી લાગતી નથી. ઉપાય જો વિદ્યમાન હોય તો સર્વનાં મનનું રંજન કરવું યોગ્ય છે; તેટલા માટે તેવાઓની ખાતર આ કથા સંસ્કૃત ભાષામાં રચવામાં આવી છે. અહીં સંસ્કૃત ભાષા વાપરવામાં આવી છે, પણ તે મોટાં મોટાં વાક્યો અને અપ્રસિદ્ધ અર્થથી અતિગૂઢ અર્થવાળી નથી તેથી તે સર્વ પ્રાણીઓને ઉપયોગી થાય તેવી ( લોકપ્રિય ) છે.

* * *

## કથા શરીર ( અંતરંગ )

કથાશરીર આ કથાના નામથીજ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. આ કથાનું નામ ઉપમિતિ ભવપ્રપંચા કથા છે. તેનો એવો ભાવ છે કે કોઇ પ્રકારના બ્હાનાએ કરીને આ સંસાર ( ભવ )નો વિસ્તાર (પ્રપંચ) બતાવવો એટલે કે કોઇક હકીકત દ્વારા આ સંસારનો વિસ્તાર કેવો છે, કેમ થાય છે, અને કેવી રીતે થાય છે, તેનું ઉપમાન-તોલન થઈ શકે તેવી સર્વ હકીકત શ્રોતા સમક્ષ રજુ કરવી. આ સંસારનો પ્રપંચ-વિસ્તાર જો કે દરરોજના અનુભવનો વિષય છે, સર્વ પ્રાણીઓ તેને અનુભવે છે, તો પણ જાણે તે પરોક્ષ હોય, જાણે તેની સાથે પોતાનો કંઈ સંબંધ ન હોય તેમ લાગે છે અને તેટલા માટે તેના પર વિસ્તારથી વર્ણન કરવાની અને તેના સંબંધમાં વ્યાખ્યાન કરવાની જરૂર લાગે છે. કોઇ પણ પ્રકારની ભ્રાન્તિ કે ગેરસમજુતી ન થાય અને યાદશક્તિ-સ્મૃતિરૂપ બીજ તાજું રહે તેટલા માટે આ કથાના નામનો અર્થ વિચારી

---

૧ અધકચરા, પંડિતમન્યો. ભાષાપાંડિત્યનુ અભિમાન કરનારા પર આ આક્ષેપ હોય તેમ જણાય છે. સિદ્ધર્ષિ ગણિના સમયમાં ભાષા સબધી જૈન વિચાર કેવો હતો તે બતાવવા માટે આખો પેરેગ્રાફ ઉપયોગી છે. આના સબંધમાં જુઓ ઉપોદ્ઘાત.

હવે આ કથાના વિષયો પર ટુંકામાં વિવેચન પ્રસ્તાવનારૂપે કરૂં છું. આ કથા બે પ્રકારની છે. **અંતરંગ અને બહિરંગ.** આ બે પ્રકારમાંથી અંતરંગ કથાશરીર શું છે તે પ્રથમ કહું છું.

આ કથાના આઠ પ્રસ્તાવો ( વિભાગો ) સ્પષ્ટ રીતે પાડવામાં આવશે. તે પ્રત્યેકમાં જે હકીકત કહેવામાં આવશે તેનો સાર આ પ્રમાણે છે તે ધ્યાનમાં રાખશો. **પ્રથમ પ્રસ્તાવમાં** જે હેતુથી આ કથા આ પ્રકારે અને આ આકારમાં રચવામાં આવી છે તે હેતુનું સ્પષ્ટપણે પ્રતિપાદન કરવામાં આવશે. (આખો પ્રથમ પ્રસ્તાવ ઉપોદ્ઘાત જેવો છે.)

**બીજા પ્રસ્તાવમાં** એક 'ભવ્યપુરૂષ' સુંદર મનુષ્યપણું પામીને આત્મહિત કરવા તત્પર થઇ 'સદાગમ'ની સોબત મેળવે છે અને તેની પાસે રહે છે. સદાગમના સૂચવવાથી 'અગૃહીતસંકેતા'ને ઉદ્દેશીને તેના બ્હાનાથી સદાગમની સમક્ષ રહીને એક સંસારી જીવ પોતાનું ચરિત્ર કહે છે અને 'પ્રજ્ઞાવિશાલા[1]' સહિત ભવ્યપુરૂષ તે સાંભળે છે. આ બીજા પ્રસ્તાવમાં [2]તિર્યંચ ગતિમાં બનેલા સંસારી જીવના અનેક ભાવો પ્રતિપાદન કરવામાં આવ્યા છે, તે સર્વ પર તે વિચાર કરે છે, તેનું અત્ર પ્રતિપાદન કરવામાં આવશે.

**ત્રીજા પ્રસ્તાવમાં** હિંસા અને ક્રોધને વશ થવાથી તેમજ સ્પર્શેંદ્રિયમાં મૂઢ થવાથી અનેક દુઃખો પ્રાપ્ત થવાને લીધે અત્યંત પીડા પામવાથી સંસારી જીવ મનુષ્યજન્મથી ભ્રષ્ટ થઇ જાય છે તે સર્વ હકીકત સંસારી જીવના [3]મુખથીજ નિવેદન કરવામાં આવશે. અહીં

---

૧ **સદાગમ**—શુદ્ધ શ્રુતજ્ઞાન. **અગૃહીતસંકેતા**—ભોળા લોક, દીર્ઘ વિચાર વગરના, ગતાનુગતિક વ્યવહારૂ પ્રાણીને બતાવનાર પાત્ર. **પ્રજ્ઞાવિશાલા**—તીવ્ર દીર્ઘ વિચાર કરનાર વિચક્ષણ પાત્ર. આ સર્વ પાત્રો બીજા પ્રસ્તાવમાં આવશે ત્યારે તેનુ સ્વરૂપ બરાબર સમજાશે. એ બીજા પ્રસ્તાવથી ખરેખરી ભવપ્રપંચની કથા ચાલે છે પ્રથમ પ્રસ્તાવમા ગ્રંથકારનો ઉપોદ્ઘાત છે.

૨ એકથી ચાર ઇંદ્રિયવાળા સર્વ જીવો તથા જળચર, સ્થળચર અને ખેચર જનાવરો, પશુઓ, પક્ષીઓ અને પ્રાણીઓને જૈન પરિભાષામાં **તિર્યંચ** કહે છે. એકેન્દ્રિયપણાથી વિકાસક્રમમા પાંચ ઇંદ્રિયવાળા તિર્યંચ થતાં સુધી કેવી સ્થિતિ થાય છે તે બીજા પ્રસ્તાવમા બતાવે છે. ત્રીજા પ્રસ્તાવથી મનુષ્યગતિનો વિકાસ બતાવે છે અને અંતિમ વિકાસક્રમ આઠમા પ્રસ્તાવમાં બતાવે છે.

૩ જે પાઠ છાપેલ બુકમા તથા પ્રતમા છે તે પ્રમાણે અર્થ આ પ્રમાણે થાય છે' 'તે સર્વ સંસારીજીવ સુખથી જણાવે છે' **મુખેન** એવો પાઠ જોઇએ એમ સંબંધ પરથી મને લાગે છે. ભા. ક

પ્રથમ અવ્રત હિંસા, પ્રથમ કષાય ક્રોધ અને પાંચ ઇંદ્રિયમાંથી પ્રથમ ઇંદ્રિય સ્પર્શ ઇંદ્રિય પર સ્પષ્ટ વિવેચન થશે અને તેનો પ્રપંચ બતાવવામાં આવશે.

**ચોથા પ્રસ્તાવમાં** માન, જિહ્વા ઇંદ્રિય અને અસત્યમાં આસક્ત થઈ સંસારી જીવ દુ:ખથી કેવી પીડા પામે છે અને અનેક દુ:ખોમાં ડૂબેલો તે અપાર અનંત સંસારમાં કેવી રીતે વારંવાર રખડે છે તે સર્વ બતાવવામાં આવશે. અહીં દ્વિતીય અવ્રત અસત્ય, દ્વિતીય કષાય માન અને પાંચ ઇંદ્રિયમાંથી બીજી ઇંદ્રિય રસેંદ્રિય પર વિવેચન થશે અને તે સર્વનો પ્રપંચ બતાવવામાં આવશે.

**પાંચમા પ્રસ્તાવમાં** ચોરી, માયા તથા ઘ્રાણેંદ્રિયનો વિપાક સંસારી જીવ વિસ્તારથી કહેશે. અહીં ત્રીજા અવ્રત સ્તેય, ત્રીજા કષાય માયા અને પાંચ ઇંદ્રિયમાંથી ત્રીજી નાસિકા ઇંદ્રિય પર વિવેચન થશે અને તે સર્વનો પ્રપંચ બતાવવામાં આવશે.

**છઠ્ઠા પ્રસ્તાવમાં** લોભ, મૈથુન અને ચક્ષુ ઇંદ્રિયનું પરિણામ સંસારી જીવ કહેશે. અહીં ચોથા અવ્રત મૈથુન ( સ્ત્રીસંગ ), ચોથા કષાય લોભ અને પાંચે ઇંદ્રિયમાંથી ચોથી ચક્ષુ ( આંખ ) ઇંદ્રિય પર વિવેચન થશે અને તે સર્વનો પ્રપંચ બતાવવામાં આવશે.

**સાતમા પ્રસ્તાવમાં** મહામોહ તરફથી પરિગ્રહ અને શ્રવણ ઇંદ્રિયને લઇને કેવો પ્રપંચ થાય છે તે બતાવવામાં આવશે. અહીં પાંચમા અવ્રત પરિગ્રહ ( વસ્તુઓ પર માલીકપણું ) અને પાંચ ઇંદ્રિયમાંથી છેલ્લા શ્રવણેન્દ્રિય પર વિવેચન થશે અને તે બન્નેનો પ્રપંચ બતાવવામાં આવશે.

આ પ્રમાણે ત્રીજાથી સાતમા મળીને પાંચ પ્રસ્તાવમાં હિંસા, અસત્ય, ચોરી, મૈથુન તથા પરિગ્રહ એ પાંચ આશ્રવોથી તથા ત્વચા, જિહ્વા, નાસિકા, ચક્ષુ અને કાન એ પાંચ ઇંદ્રિયોથી અને ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાયોથી તથા મહામોહના વશવર્તીપણાથી સંસારી જીવ ઉપર અનેક દુ:ખો પડે છે તેનું વર્ણન કરવામાં આવશે. એ સર્વ હકીકતમાંની કેટલીક સંસારી જીવે પોતે અનુભવેલી છે એટલે તેને પોતાને તેવીજ રીતે પ્રાપ્ત થયેલી છે અને કેટલીક બીજાઓએ તેની પાસે નિવેદન કરેલી છે, પણ તે સર્વની તેને પોતાને પ્રતીતિ થયેલી હોવાથી તે સર્વ સંસારી જીવની પોતાની છે એમ અત્ર કહેવામાં આવશે.

**આઠમા પ્રસ્તાવમાં** પૂર્વે સૂચવેલી સર્વ હકીકતનો મેળ મળે છે અને સંસારીજીવ પોતાના આત્માનું હિત કરે છે. તેમજ ત્યાં કહેવામાં

સંસારપર અત્યંત વિરાગ ઉત્પન્ન કરે તેવું
આવશે કે સંસારીજીવનું ભવ્યપુરૂષ બોધ પામે છે. સંસારીજીવે વારંવાર
ચરિત્ર સાંભળીને અગૃહીતસંકેતા ઘણી મુશ્કેલીથી બોધ પામે છે એમ
પ્રેરણા કરેલી જણાવવામાં આવશે. કેવળજ્ઞાનરૂપ સૂર્યથી ભાસમાન નિ-
પણ ત્યાં પૂર્વ ભવમાં મળેલ તે વખતે સંસારીજીવે પોતાનો
મળાચાર્યને પૂછીને સારી રીતે સમજી રાખ્યો હતો અને સદાગમે
સર્વ વૃત્તાંત વારંવાર સ્થિર કરવાથી તેને અવધિજ્ઞાન ઉત્પન્ન થયું
સંસારીજીવને આ સર્વ વાત તેણે પ્રતિપાદન કરી છે.
હતું, તેથી

*

*

*

## રૂપક કથાની પરિપાટી.

અંતરંગ લોકોનાં જ્ઞાન, અરસપરસ બોલચાલ,
આ કથામાં વિવાહ, સગપણ વિગેરે સર્વ લોકસ્થિતિ કહેવામાં
ગમન, આગમન, કોઇપણ પ્રકારે ગેરવાજબી ન ધારવી; કારણ કે
આવી છે, તેને અપેક્ષા રાખીને ઉપમા દ્વારથી બોધ કરાવવા માટે તેનું
ગુણાન્તરની કરવામાં આવ્યું છે. વિદ્વાનો કહી ગયા છે કે ' પ્રત્યક્ષથી
નિવેદન અનુભવથી જે સિદ્ધ થતું હોય અને યુક્તિથી જેમાં કોઈ પણ
કે દોષ આવતો ન હોય તે [1]સત્કલ્પિત ઉપમાન કહેવાય છે
પ્રકારનો સિદ્ધાન્તમાં પણ એવાં ઉપમાન ઘણી જગોએ કરેલાં જોવામાં
અને આવે છે. દાખલા તરીકે શ્રીઆવશ્યક સૂત્રમાં મગશેળીઆ પાષાણ
અને પુષ્કરાવર્તકના વરસાદની સ્પર્ધા–હરીફાઇ બતાવવામાં આવી
છે અને તેજ સૂત્રમાં નાગદત્તના ચરિત્રમાં ક્રોધ વિગેરેને સર્પનું
ઉપમાન આપવામાં આવ્યું છે. તે ઉપરાંત પિંડૈષણા અધ્યયનમાં
માછલાએ પોતાનું ચરિત્ર કહ્યું છે, અને શ્રીઉત્તરાધ્યયન સૂત્રમાં સૂકાં
(ખરી જતાં) પાદડાંઓએ સંદેશો કહ્યો છે. મૂળ સિદ્ધાન્તમાં આ
પ્રમાણે હોવાથી આ કથામાં જે હકીકત કહેવામાં આવશે તે યુક્તિ-
યુક્ત છે એમ સમજવું અને ઉપમાનથી સર્વ કહેવામાં આવેલ છે
એમ જાણવું.* આ પ્રમાણે અંતરંગ કથાશરીર આ ગ્રંથનું શું છે
તે કહેવામાં આવ્યું, હવે બહિરંગ કથા શરીર કહીએ છીએ.

*

*

*

---

૧ કલ્પના પર આધાર રાખનાર સુંદર અનુમાન ઉપમાન દ્વારા આ કાર્ય બહુ ફત્તેહમંદીથી થાય છે.

* ઉપમા દ્વારા ઉપદેશ આપવાની પદ્ધતિ આગમસંમત છે તે બતાવવા આ ચાર દાખલાઓ ગ્રંથકર્ત્તાએ આપ્યા છે. આ ચારે દાખલાઓ ઘણા સુંદર છે, મૂળ સૂત્રમાં છે, અત્રે નોટમાં તે લખતાં નોટ બહુ લાંબી થઇ જાય તેથી તે

કથા શરીર ( બહિરંગ. )

મેરૂ પર્વતની પૂર્વ દિશાએ આવેલા મહાવિદેહ[1] ક્ષેત્રમાં સુકચ્છ નામનો એક વિજય છે. તે વિજયમાં ક્ષેમપુરી નામની એક નગરી છે, જે તે વિજયની રાજધાનીનું શહેર છે. આ વિશાળ નગરમાં સુકચ્છ વિજયના પ્રભુ અનુસુંદર નામે ચક્રવર્તી ઉત્પન્ન થયા. એ અનુસુંદર ચક્રવર્તી પોતાના આયુષ્યના છેવટના ભાગમાં પોતાનો દેશ જોવાની ઇચ્છાથી આનંદ કરતા બહાર નીકળી પડ્યા. એ પ્રમાણે ફરતાં ફરતાં તે એક વખત શંખપુર નામના નગરમાં આવી પહોંચ્યા. તે નગરની બહાર મનને અત્યંત આનંદ ઉપજાવે તેવું ચિત્તરમ નામનું ઉદ્યાન છે. તે સુંદર બગીચાની વચ્ચે મનોનંદન નામનો એક સુંદર જૈન પ્રાસાદ છે. આ બગીચામાં આવેલા સુંદર પ્રાસાદમાં એક વખત સમન્તભદ્ર નામના મહા ધુરંધર આચાર્ય પધાર્યા. તેમની પાસે મહાભદ્રા નામની પવિત્ર સાધ્વી, સુલલિતા નામની અતિ ભોળી અને પવિત્ર રાજકુંવરી, પુંડરિક નામનો રાજપુત્ર અને બીજા અનેક લોકોની મોટી સભા મળી છે. અનુસુંદર ચક્રવર્તીએ મહાપાપ કર્યું છે એમ જ્ઞાનદૃષ્ટિવડે જોઇને તે વખતે તે વિદ્વાન્ સમન્તભદ્ર સૂરિએ આ પ્રમાણે કહ્યું—" બહાર લોકોમાં જેનો મોટો કોળાહળ અત્યારે સંભળાય છે તે સંસારીજીવ નામનો ચોર છે અને તેને [2]વધ્ય સ્થાનકે લઈ જવામાં આવે છે." આચાર્ય મહારાજનું આવું વચન સાંભળીને મહાભદ્રા સાધ્વીએ વિચાર કર્યો કે જે જીવનું સૂરિ મહારાજે આવી રીતે વર્ણન કર્યું

---

ચારે પરિશિષ્ટમાં આપ્યા છે. મતલબ આ પ્રકારની કથા કરવી તે શાસ્ત્રસંમત છે એમ બતાવવાનો ગ્રંથકારનો આશય છે. વિસ્તાર માટે પુસ્તકને છેડે આપેલ પરિશિષ્ટ क જુઓ.

( ૧ ) આવશ્યક સૂત્રમાં મગશેળીઆ પાષાણ અને પુષ્કરાવર્ત મેઘની સ્પર્ધા.
( ૨ ) આવશ્યક સૂત્રમાં નાગદત્ત કથા.
( ૩ ) પિંડનિર્યુક્તિમાંથી મત્સ્ય ચરિત્ર.
( ૪ ) ઉત્તરાધ્યયનમાંથી—દ્રુમપત્રક અધ્યયન.

૧ **મહાવિદેહ**—જૈન ભૂગોળ પ્રમાણે મેરૂ પર્વતની પૂર્વ તથા પશ્ચિમ દિશાએ મહાવિદેહ ક્ષેત્ર શ્રીજંબૂદ્વીપમાં આવેલ છે. તે ક્ષેત્રમા સર્વદા ચોથા આરાના ભાવો વર્તે છે. તેના ૩૨ વિભાગ પાડવામાં આવ્યા છે, જેને **વિજયના** નામથી ઓળખવામાં આવે છે. ચક્રવર્તી આખા વિજય પર જય મેળવી તેના પર સામ્રાજ્ય ચલાવે છે.

૨ **વધ્ય સ્થાનક**—મારી નાંખવાનુ સ્થાન. ફાંસી દેવાની અથવા શૂળીએ ચઢાવવાની જગ્યાને વધ્ય સ્થાનક કહેવામાં આવે છે.

તે કોઇ નરકગામી જીવ હોવો જોઇએ. આવા વિચારથી તે સાધ્વીને તે જીવ ઉપર કરૂણા ઉત્પન્ન થઈ, તેથી તે વધ્ય સ્થાનકે લઇ જવાતા તે જીવની પાસે ગયા. સાધ્વીના દર્શનથી તે જીવને સ્વગોચર જ્ઞાન[1] થયું. પછી તેણે સાધ્વી પાસેથી આચાર્ય મહારાજે કહેલી હકીકત સાંભળી, એટલે વૈક્રિય લબ્ધિથી[2] તેણે ચોરનો વેષ ધારણ કર્યો અને સાધ્વી સાથે આચાર્ય મહારાજ સમક્ષ તે આવ્યો.[3] રાજપુત્રી સુલલિતા જે આચાર્ય સમક્ષ બેઠી હતી તેણે આ નવા આવનાર તસ્કર (ચોર) નો અને તેની ચોરીનો વૃત્તાંત પૂછ્યો. સૂરિ મહારાજે તેને તે જણાવવા કહ્યું, તે ઉપરથી તે ચોરે આ રાજપુત્રીને બોધ થવા માટે તીવ્ર સંવેગ ઉત્પન્ન થાય તેવું પોતાનું ભવસ્વરૂપ ઉપમા દ્વારવડે કહી બતાવ્યું. રાજપુત્ર લલિતાંગ જે બાજુએ બેઠો બેઠો પ્રસંગને લઇને આ અહેવાલ સાંભળતો હતો તે લઘુકર્મી હોવાથી તુરત બોધ પામી ગયો. પેલી ભોળી રાજપુત્રી સુલલિતામાં પૂર્વનો અજ્ઞાન ( કર્મ ) દોષ બહુ હતો, તેથી વારંવાર તેને ઉદ્દેશીને વાત કહેવામાં આવતી હતી, તોપણ તે બોધ પામતી નહોતી, તેને વિશેષ પ્રેરણા થતાં આખરે ઘણી મુશ્કેલીએ તે પણ બોધ પામી; ત્યારપછી એ સર્વેએ તેઓના આત્માનું હિત કર્યું અને આખરે સર્વે મોક્ષે ગયા. આ કથાશરીર મનમાં બરાબર ધારણ કરી રાખવું-લક્ષમાં રાખવું. આ સર્વ બાબતનો વિગતવાર ખુલાસો અને સ્પષ્ટીકરણ આઠમા પ્રસ્તાવમાં થશે.

* * *

## આ ગ્રંથના અધિકારી.

સર્વજ્ઞ મહારાજના નિરૂપણ કરેલા સિદ્ધાન્તરૂપ સમુદ્રના બિન્દુ તુલ્ય આ કથા તે મહાસમુદ્રમાંથી ખેંચીને બહાર કાઢવામાં આવી છે એમ સમજવું. દુર્જન માણસ તેટલા માટે આ કથા સાંભળવાને યોગ્ય નથી. અમૃતબિન્દુ અને કાળકુટ ઝેરનો સંયોગ કોઇ પણ રીતે પસંદ કરવા લાયક નથી. દુર્જન-અધમ મનુષ્યના દોષોની વિચારણા પણ કરવી નહિ. એવી પાપને પેદા કરવાવાળી પાપી મનુષ્યોની કથા કરવાની પણ શી જરૂર છે? કદાચ દુર્જનની સ્તુતિ કરવામાં આવી હોય, તોપણ

૧ **સ્વગોચર જ્ઞાન**—જાતિસ્મરણજ્ઞાન. આ જ્ઞાન મતિજ્ઞાનનો ભેદ છે, એનાથી પૂર્વભવનો વૃત્તાંત યાદ આવે છે.

૨ **વૈક્રિય લબ્ધિઃ**—આ એક પ્રકારની લબ્ધિ છે કે તેનાથી મનુષ્ય મનમા ઈચ્છે તેવુ રૂપ કરી શકે છે. ( power of personation )

૩ કોળાહળ જેનો સભળાતો હતો, અને ચોરનુ રૂપ લઇ ગુરૂ પાસે આવ્યો તે ચક્રવર્તી પોતે છે એમ સમજવુ

તે કાવ્યમાંથી તે દોષો જ શોધી કાઢશે અને તેને વિશેષ જાહેરાત આપશે અને તેઓની નિંદા કરવામાં આવી હોય તો ઉલટો વિશેષે કરીને તે પ્રમાણે કરવા પ્રયત્ન કરશે. આ પ્રમાણે હોવાથી એવા પ્રાણીઓ તરફ બેદરકારી રાખવી એજ ઉચિત છે. " અધમ દુર્જન પ્રાણીની નિંદા કરવામાં પોતામાં કાંઇક દુર્જનપણું આવે છે અને તેઓની સ્તુતિ કરવામાં અસત્ય ભાષણ થાય છે, માટે તેઓના સંબંધમાં તો આંખ આડા કાન કરવા તેજ વધારે યોગ્ય છે. " તેટલા માટે ક્ષીર સમુદ્ર જેવા નિર્મળ અને વિશાળ મનવાળા, ગંભીર હૃદયવાળા, લઘુકર્મી, ભવ્ય સજ્જનો આ કથાના અધિકારી છે. આવા અધિકારી સજ્જન પ્રાણીઓની નિંદા કરવી નહિ, તેમજ તેની પ્રશંસા કરવાની જરૂર નથી, તેઓના સંબંધમાં મૌન ધારણ કરવું તે હિત કરનાર છે. એનું કારણ એમ છે કે એવા અનેક ગુણથી ભરેલા મહા પુરૂષોની નિંદા કરવી એ તો મહા પાપ છે અને મારા જેવો જડબુદ્ધિ તેઓનું યોગ્ય સ્તવન કરી શકે, તેઓની પૂરતી પ્રશંસા કરી શકે તે તદ્દન અશક્ય છે. આવા સજ્જન પુરૂષોની ખાસીઅત એ હોય છે કે તેઓની સ્તુતિ કરવામાં આવી ન હોય તોપણ કાવ્યમાં જો ગુણ હોય છે તો તે તેઓ પોતાની જાતે જોઇ શકે છે, સમજી શકે છે અને કોઇ દોષો હોય તો તેને ઢાંકી દે છે, એટલે પ્રકૃતિથી તેઓ દૂધને ગ્રહણ કરી પાણીને ફેંકી દેનારા હોય છે, અને તેમ કરવામાં પોતાની પ્રશંસાની તેઓ રાહ જોતા નથી. તેઓની સ્તુતિ કરવાની તેટલા માટે ખાસ જરૂર નથી. માત્ર આવા વિશાળ બુદ્ધિવાળા સજ્જનોને વિજ્ઞપ્તિ કરવાની છે કે તેઓએ આ કથા બરાબર સાંભળવી અને એટલી વાત કરવા માટેજ આટલી હકીકત અહીં કહેવામાં આવી છે.

હે ભવ્ય પ્રાણીઓ ! તમારૂં મન સ્થિર કરી કાન દઇ મારા ઉપર કૃપા કરી હું જે કહેવા માગું છું તે થોડી વાર બરાબર સાંભળશો.[1]

## ઇતિ ગ્રંથકર્ત્તાની પ્રસ્તાવના.



૧ મંગળ, વિષય, પ્રયોજન, સંબંધ અને અધિકારી એ પાંચ બાબત ગ્રંથની શરૂઆતમાં જણાવવાનો વિશિષ્ટ સંપ્રદાય આવી રીતે અમલમાં મૂકી ગ્રંથકર્ત્તા ઉપોદ્ઘાત કરે છે. પ્રસ્તાવના વર્ત્તમાન શૈલીને અનુરૂપ છે તે માટે વિવેચન ભા. ક. ની ઉપોદ્ઘાતમાં જુઓ.



## ઉપોદ્ઘાતરૂપે દૃષ્ટાન્ત કથા.[1]

**અદૃષ્ટ મૂલપર્યંત નગર.**

૧ લોકમાં અનંત પ્રાણીઓથી ભરેલું અને સનાતન[2] એક અદૃષ્ટમૂલપર્યન્ત નામનું નગર છે. એ નગર આકાશ જેટલાં ઉંચા અને મનોહર શ્વેત ઘરોની હારોથી વ્યાપી રહેલું છે; જેની શરૂઆત કે છેડો મળી શકે નહિ એવાં અનેક બજારોથી તે સુશોભિત છે; અપાર અને અતિ વિસ્તારવાળા જૂદા જૂદા પ્રકારનાં પણ્યથી[3] તે ભરેલું છે અને કરિયાણાંને ખરીદી શકાય એવા મહામૂલ્યવાળાં કરોડો રત્નોથી ભરપૂર છે. તે નગરીમાં અનેક દેવાલયો સુંદર રીતે શોભી રહ્યાં છે, એ દેવાલયોમાં અનેક પ્રકારના જૂદી જૂદી જાતનાં ચિત્રો ચિતરવામાં આવ્યાં છે અને તેને એવી સુંદર રીતે આળેખવામાં આવ્યાં છે કે બાળકો તેના ઉપર આંખો નિશ્ચળ કરીને તેને જોયા જ કરે છે. ક્રીડામાં કલકલ કરતા વાચાળ બાળકોના સુંદર અવાજથી તે નગર ગાજી ઉઠયું છે. અલંઘ્ય[4] અને તુંગ[5] કિલ્લાઓથી તે વીંટાયેલ છે. તે શહેરની રચના એવી છે કે તેનો મધ્ય ભાગ અતિ ગંભીર હોવા સાથે પ્રાપ્ત થઇ શકે નહિ એટલે એને મેળવવો અતિ મુશ્કેલ પડે તેવો છે અને તે નગરની ચોતરફ મોટી ખાઇઓ હોવાથી તે નગર દુર્ગમ[6] છે. તે નગરમાં અવાજ કરતાં ચપળ કલ્લોલવાળાં અનેક નાનાં મોટાં સરોવરો

---

૧ આખો પ્રથમ પ્રસ્તાવ ઉપોદ્ઘાત જેવો છે. આ દૃષ્ટાન્તના દરેકે દરેક વાક્યનો ઉપન્યાસ ગ્રંથકર્ત્તાએ પોતે કર્યો છે અને તે આગળ વિસ્તારથી બતાવવામા આવશે. ગ્રંથ સમજવાની ચાવી જેવો આ વિભાગ છે. દરેક વિશેષણ બે અર્થવાળા હોવાથી ભાષાન્તરમા બનતા સુધી અસલ શબ્દ રાખી નોટમા તેનો અર્થ આપ્યો છે. તેના શ્લેષ અર્થો ઉપનય પ્રસંગે વિચારવામા આવશે શબ્દો અને તેના અર્થ ધ્યાનમાં રાખવા યોગ્ય છે. પેરા અનુક્રમે જોઈ શકાય તેથી તેને સંખ્યાનો આંક આપવામા આવ્યો છે.

૨ **સનાતન**–કાયમી, નિરંતરનુ, નિશ્ચળ.

૩ **પણ્ય**–કરિયાણા, વેપાર કરવાની વસ્તુ.

૪ **અલંઘ્ય**–ઓળંગી ન શકાય તેવા

૫ **તુંગ**–ઉંચા.

૬ **દુર્ગમ**–અતિ મહેનતે જઇ શકાય તેવુ

છે તેનાથી તે સર્વને વિસ્મય પમાડે છે. તે નગરના કિલ્લાની બાજુમાં અથવા નજીકમાં એવા મોટા ઘોર ભયંકર અંધ કુવાઓ છે કે જે શત્રુઓને મોટા ત્રાસનું કારણ થઇ પડે છે. ચોતરફ ભમતા ભમરાઓના ગણગણાટ કરતાં અવાજના તારરૂપ સંગીતથી સુંદર લાગતા અને જૂદાં જૂદાં અનેક પ્રકારનાં ફૂલ ફળથી ભરપૂર અનેક દેવવનો[1] તે નગરની બહાર શોભી રહ્યાં છે. આ પ્રમાણે અનેકાનેક આશ્ચર્યોવાળું અને ચમત્કાર ઉત્પન્ન કરે તેવું અદૃષ્ટમૂલપર્યન્ત નામે મોટું નગર છે.

**નિષ્પુણ્યક દરિદ્રી.**

૨ તે નગરમાં નિષ્પુણ્યક નામનો એક ગરીબ માણસ રહે છે. તે નિષ્પુણ્યક દરિદ્રી મોટા પેટવાળો છે, સગાસંબંધી વગરનો છે, મહા દુર્બુદ્ધિ છે, તેની પાસે કાંઇ પણ દ્રવ્ય નથી, કોઇ પણ વસ્તુ મેળવવાને માટે પુરૂષાર્થ[2] કરવાની તેનામાં શક્તિ નથી, ભુખથી તેનું શરીર તદ્દન લેવાઇ ગયેલું છે, અને હાડપિંજર જેવો તે દેખાય છે. તે ભાંગેલું ઠીકરૂં લઇને ભિખ લેવા માટે રાત દિવસ ઘેર ઘેર ભટકે છે, ત્યાં સર્વત્ર તેની નિંદા થાય છે અને તેથી તે રંક—ગરીબડો દેખાય છે. તે અનાથ છે, જમીન પર સુવાથી તેનાં પડખાંનાં હાડકાંઓ બહુ ઘસાઇ ગયાં છે, ધૂળથી તેનું આખું શરીર મલિન થઇ ગયું છે અને ફાટેલાં તૂટેલાં વસ્ત્રથી તેનું શરીર નહિ જેવું ઢંકાયલું જણાય છે.

૩ આ દરિદ્રીને જોઇને અનેક દુર્દાન્ત[3] છોકરાઓ વારંવાર તેને મારતા હતા અને તેઓના લાકડી, મુઠ્ઠી અને માટીનાં ઢેફાંના પ્રહારથી તે અધમુઓ થઇ ગયો હતો. આવી રીતે તેના સર્વ અવયવો પર ઘા લાગવાથી તે બહુ દુઃખી થઇ ગયો હતો અને ‘ ઓય મા ! મરી ગયો, મને બચાવ, બચાવ ’ એવા એવા શબ્દો તે વારંવાર બોલતો હતો. તેને ઉન્માદ[4] થયેલો હતો, તેના શરીરમાં સખ્ત તાવ રહેતો હતો, તેના અંગ ઉપર કુષ્ઠ રોગ[5] થયો હતો, શરીર ઉપર ખુજલી થઇ હતી, હૃદય ઉપર શૂળની પીડા થતી હતી અને જાણે તે સર્વ રોગોનું ધામ હોય તેવો થઇ ગયો હતો. તેને એટલી બધી વેદના થતી હતી

---

૧ **દેવવનો**—આરામ બગીચાઓ.

૨ **પુરૂષાર્થ**—જાતમહેનત—જેને લોકોમા પુરૂષાતન કહેવામાં આવે છે તે.

૩ **દુર્દાન્ત**—તોફાની, જેઓને કબજામાં રાખવામાં ઘણી મહેનત પડે તેવા. આ સર્વ વિશેષણો શ્લેષ છે તે ઉપનયથી જણાશે.

૪ **ઉન્માદ**—સન્નિપાત વખતે જે સ્થિતિ થાય છે તે.

૫ **કુષ્ઠ**—કોઢ—અનેક પ્રકારના થાય છે.

કે તેના જોરથી તે મુંઝાઇ ગયો હોય એમ લાગતું હતું. તેને ઠંડીની, ગરમીની, ડાંસની, મચ્છરની, ભુખની, તરસની–એમ અનેક પીડાઓ થતી હતી અને તેથી હેરાન થતો, દુઃખ પામતો, ત્રાસ પામતો નારકીના જીવોના જેવી વેદનાઓ તે સહન કરતો હતો.

૪ એ નિષ્પુણ્યક દરિદ્રીને જોઇને સજ્જન પુરૂષોને મોટી દયા આવે તેવું હતું, અભિમાની પુરૂષોને તે મશ્કરી કરવાનું સ્થાન થઇ પડ્યો હતો, બાળકોને તે રમત કરવાનું રમકડું થઇ પડ્યો હતો અને પાપ કરનારાઓને એક દાખલો પૂરો પાડે તેવો થઇ ગયો હતો.[1]

૫ આ અદૃષ્ટમૂલપર્યંત નગરમાં બીજા પણ ઘણા દરિદ્રીઓ વસતા હતા, પણ એ નિષ્પુણ્યક એટલો દુઃખી હતો કે તેના જેવો નિર્ભાગી બહુધા તે આખા શહેરમાં બીજો કોઇ નહિ હોય એમ લાગતું હતું.

**ભિખારીનાં હવાંતીઆં.**

૬ તે નિષ્પુણ્યક મનમાં અનેક સંકલ્પ વિકલ્પ કર્યા કરતો હતો, રૌદ્રધ્યાન[2] કરતો હતો અને વારંવાર વિચારતો હતો કે 'મને આ ઘરમાંથી ભિખ મળશે, ત્યાંથી મળશે.' એવી રીતે આખો વખત દુર્ધ્યાન કર્યા કરતો હતો. એ પ્રમાણે કરવા છતાં તેને કાંઇપણ મળતું નહિ, માત્ર પરિતાપજ પામતો હતો. કોઇ જગોએ માગતાં ભિખતાં જરા એંઠું જૂઠું અન્ન મળી જાય તો જાણે પોતાને રાજ્ય મળી ગયું હોય એમ માની તે મનમાં રાજી રાજી થઇ જતો હતો. અનેક પ્રકારે અપમાન કરીને આપેલ એઠું જૂઠું અન્ન જે જથ્થામાં બહુજ થોડું હતું તે ખાતાં જાણે કોઇ બળવાન્ મારૂં આ અન્ન લઇ જશે એવી શક જેવાની પણ તેને શંકા રહ્યા કરતી હતી. વળી તે બાપડાને એવા ભોજનથી કોઇ દિવસ તૃપ્તિ થતી નહોતી અને ઉલટી તેની ભુખ વધારે વધારે જોર પકડતી જતી હતી. તે અન્ન પચતાં પચતાં વળી તેના

---

૧ અહીં જે પેરેગ્રાફ પાડવામા આવ્યા છે તે ઉપનય સાથે સંબંધ ધરાવે છે, તેથી પારાઓમાં અવ્યવસ્થા હાલ જણાય તો તેનો ખુલાસો આગળ ઉપનય વાંચવાથી સ્પષ્ટ થઈ જશે. બીજા પ્રસ્તાવથી તો બરાબર નિયમસર પેરેગ્રાફ અને પ્રકરણો પાડવામા આવ્યા છે. હાલ તેની સંખ્યાપર ધ્યાન આપવું.

૨ ક્રૂર આશયથી ઉત્પન્ન થનાર દુર્ધ્યાનને **રૌદ્રધ્યાન** કહેવામાં આવે છે. એનાથી હિંસાના, અસત્ય બોલવાના, ચોરી કરવાના અને વસ્તુરક્ષણના નકામા વિચારો થયા કરે છે.

શરીરમાં વાતવિસૂચિકા[1] ઉત્પન્ન કરીને તેને બહુ પીડા ઉપજાવતું હતું. વળી તે ભોજન સર્વ રોગોનું કારણ હતું અને પૂર્વે થયેલા સર્વ વ્યાધિઓને વધારનાર હતું. આ પ્રમાણે હકીકત હોવા છતાં તે નિષ્પુણ્યક તો તેનેજ સારૂં માનતો હતો અને તેથી વધારે સુંદર ભોજન તરફ નજર પણ કરતો નહોતો. આથી થયું એમ કે ખરેખરા સુંદર અને લ્હેજત આપનાર ભોજનનો સ્વાદ ચાખવાનો તેને પ્રસંગ પણ કદિ આવ્યો નહિ અને તેનો સ્વાદ કેવો હશે તેનું તેને સ્વપ્ન પણ આવ્યું નહિ. આવી રીતે ભિખ માગતો અને ત્રાસ પામતો અદૃષ્ટમૂલપર્યન્ત નગરનાં ઉંચાં નીચાં ઘરોમાં, જૂદા જૂદા આકારવાળી શેરીઓમાં અને ગલીઓમાં જરા પણ થાક ખાધા વગર બહુ વખત તે દરિદ્રી ભટકયો. એ મહા દુર્ભાગી જીવને એવી રીતે રખડતાં રખડતાં કેટલો કાળ ગયો તેની પણ ખબર પડતી નથી.

**સુસ્થિત મહારાજા.**
**સ્વકર્મવિવર દ્વારપાળ.**
**ધર્મબોધકર મંત્રી.**

૭ હવે તે નગરમાં સુસ્થિત નામે એક અતિ પ્રખ્યાત રાજા છે. તે પોતાના સ્વભાવથી સર્વ પ્રાણી સમૂહ પર બહુ પ્રેમ રાખે છે. એકદા પેલો નિષ્પુણ્યક ભિખારી રખડતો રખડતો તે સુસ્થિત મહારાજાના મંદિર પાસે જેમ તેમ કરીને આવી પહોંચ્યો. હવે તે મંદિરના દરવાજા પર સ્વકર્મવિવર[2] નામનો દ્વારપાળ છે. તે દ્વારપાળે અત્યંત કરૂણા ઉપજાવે તેવા આ ભિખારીને જોઇને તેના પર અત્યંત કૃપા કરી અને તેને અપૂર્વ રાજમંદિરમાં દાખલ કર્યો.

**રાજમંદિરનો વૈભવ.**

૮ અનેક રત્નોની પ્રભાના તેજથી તે મંદિરમાં કોઇ જગ્યાએ અંધકારનું તો નામજ નહોતું; કટિમેખલા (કેડનો કંદોરો) અને પગનાં ઝાંઝરમાંથી અનેક સુંદર રાગો તે રાજમંદિરમાં ઉત્પન્ન થયા કરતા હતા; ઝુલતી મુક્તાફળની માળાઓથી શોભી રહેલાં દૈવી વસ્ત્રોના ચંદરવાઓ ઠેકાણે ઠેકાણે તે મંદિરમાં બાંધી દીધા હતા; મંદિરમાં રહેનાર લોકો તાંબુલ ચાવવાથી મનોહર મુખવાળા થયેલા હતા અને તેનાવડે તે મંદિર બહુ શોભતું હતું. જે પુષ્પની માળાઓમાં ચિત્રવિચિત્ર વિભાગો

૧ **વાતવિસૂચિકા**- પેટનો દુઃખાવો, દસ્તનો કોલેરા જેવો વ્યાધિ.

૨ **સ્વકર્મવિવર**-કર્મ જ્યારે વિવર એટલે માર્ગ આપે ત્યારેજ જીવનો વિકાસ થાય છે. **સુસ્થિત** અને **સ્વકર્મવિવર** વિગેરે પાત્રોના ભાવ ઉપનય પરથી બરાબર સ્પષ્ટ થશે. હાલ તો વાર્તા અને નામો ધ્યાનમાં રાખી આગળ વધવું.

પાડવામાં આવ્યા હતા, જેમાંથી સુગંધી પસર્યા કરતી હતી, જેનો રંગ સોના જેવો આકર્ષક દેખાતો હતો અને જે કલરવ કરતા ભમરાઓના [1]ગીતથી ગાજી રહી હતી તેવી અનેક માળાઓ આ અતિ સુંદર રાજમંદિરના આંગણામાં આવી રહી હતી. શરીર પર વિલેપન કરવાની સુંદર વસ્તુઓ જમીન પર એટલી બધી પડી હતી કે તેનો જાણે કાદવ થઇ ગયો હોય એમ લાગતું હતું. તે રાજમંદિરમાં રહેનારા સર્વ પ્રાણીઓ હર્ષથી સંતુષ્ટ થયેલા હોવાથી નિરંતર આનંદનાં વાજિત્રો વગાડતા હતા. અનેક રાજપુરુષો જેઓનાં અંતરમાં બળતા તેજથી તેઓના શત્રુઓ પલાયન કરી ગયા હતા અને જેઓના બાહ્ય વ્યાપારો સર્વ શાંત થઇ ગયા હતા એવાઓવડે આ રાજમંદિર વસાયલું હતું. અનેક મંત્રીઓ જેઓને આખા જગતની ચેષ્ટા સાક્ષાત્ જણાઇ રહેલી હતી, જેઓએ પોતાની બુદ્ધિથી પોતાના શત્રુઓને પણ બરાબર ઓળખી લીધા હતા અને જેઓ સર્વ નીતિશાસ્ત્રનો પાર પામી ગયા હતા તેવાઓ આ અતિ વિશાળ રાજમંદિરમાં વસતા હતા. જેઓ પોતાની આગળ યમને[2]લડાઇના મેદાનમાં જોઇ જરા પણ ગભરાતા નહોતા તેવા અસંખ્ય યોધાઓ એ રાજમંદિરમાં રહેતા હતા.

૯ એ વિશાળ રાજમંદિરમાં અનેક નિયુક્તકો[3] હતા, જેઓ જરા પણ વ્યાકુળતા વગર કરોડો નગરોનું તથા અસંખ્ય ગામ અને ખાણોનું પરિપાલન કરતા હતા અને તેનો સર્વ પ્રબંધ ચલાવતા હતા. ત્યાં સ્વામી ઉપર અત્યંત પ્રીતિવાળા અને ઘણા બળવાન્ તેમજ ખરેખરા ડહાપણવાળા તલવર્ગિકો[4] અનેક રહેલા હતા. તે મંદિરમાં અનેક સ્થવિરા[5] રહેતી હતી, જેમણે પોતે વિષયનો સર્વથા ત્યાગ કર્યો હતો અને જેઓ મદોન્મત્ત[6] થયેલી યુવાન સ્ત્રીઓને યોગ્ય અંકુશમાં રાખવાને શક્તિવાન્ હતી. તે રાજમહેલની ચોકી કરવા માટે અનેક સુભટો ચારે તરફ વીંટાઇને રહેતા હતા. વિલાસ કરતી અનેક રમણીય સુંદર સ્ત્રીઓથી તે મંદિર દેવલોકને પણ જીતી લેતું હતું.

૧૦ આ રાજમંદિરમાં[7] સુંદર કંઠવાળા, પ્રયોગ જાણનારા ઉસ્તાદ ગાયકો વીણા-વેણુ સાથે સુંદર આલાપોવડે મધુર રાગ ગાઇ શ્રોત્રેં-

---

૧ ભમરાઓ ફુલ્લની આસપાસ ગુંજારવ કર્યા કરે છે તેના પર આ રૂપક જણાય છે.

૨ **યમ**-મરણનો દેવ, જેને **જમ** કહેવામા આવે છે તે. ૩ **નિયુક્તકો**-કામદાર, રાજસેવકો ૪ **તલવર્ગિકા**-કોટવાળ. ૫ **સ્થવિરા**-વૃદ્ધ-ઘરડી સ્ત્રીઓ. ૬ **મદોન્મત્ત**-જુસ્સાવાળી, વિષયી. ૭ સર્વ ઇંદ્રિયોને આનંદ થાય-તૃપ્તિ થાય તેવા સાધનો આ રાજમંદિરમા હતાં તે યુક્તિપુરઃસર બતાવે છે.

દ્રિયને અનેક પ્રકારે શાંતિ પમાડતા હતા. મનને આકર્ષણ કરે તેવાં અનેક સુંદર જૂદી જૂદી જાતનાં ચિત્રો એવી સુંદર રીતે ત્યાં ગોઠવવામાં આવ્યા હતાં કે જેને જોઇને આંખો તેના પર સ્થિર થઇ જતી હતી અને ત્યાંથી તેને ખસેડવી ન ગમે તેવી રીતે તે નિશ્ચળ થઇ જતી હતી. ત્યાં ચંદન, અગર, કપૂર, કસ્તૂરી, વિગેરે સુગંધી દ્રવ્યો એટલાં બધાં ચારે તરફ પડી રહેલાં હતાં કે તેનાથી નાસિકાને ઘણી તૃપ્તિ મળતી હતી. કોમળ વસ્ત્ર, કોમળ શય્યા અને સુંદર લલનાઓના યોગથી તેને યોગ્ય સર્વ જનોની સ્પર્શેંદ્રિય ત્યાં પ્રસન્ન થતી હતી. ત્યાં મનને પ્રીતિ ઉત્પન્ન કરનાર અને જીભને સ્વાદિષ્ટ લાગે તેવાં અતિ ઉત્તમ પ્રકારનાં ભોજનથી સર્વ પ્રાણીઓ સ્વસ્થ થઇ જતા હતા.

**મંદિરદર્શનથી સ્ફુરણા.**

૧૧ સર્વ ઇંદ્રિયોને તત્ત્વથી [૧]નિવાણનું કારણ એવા તે રાજમંદિરને જોઇને 'આ શું હશે?' એમ તે રંક આશ્ચર્યપૂર્વક વિચારવા લાગ્યો. તેનામાં હજુ ઉન્માદ ઘણો હતો, તેથી આ રાજમંદિર સંબંધી વિશેષ તાત્ત્વિક હકીકત તે જાણતો નહોતો, પરંતુ હવે તેને ચેતના પ્રાપ્ત થવા માંડી તેથી વિચાર કરતાં કરતાં તેના મનમાં આ પ્રમાણે સ્ફુરણા થવા લાગી. તે વિચાર કરે છે કે 'જે રાજમંદિરમાં નિરંતર ઉત્સવ થઇ રહ્યા છે અને જે મંદિર દ્વારપાળની કૃપાથી હું આજેજ જોઉં છું તે અત્યાર સુધી મારા જોવામાં કદિ પણ આવ્યું નહોતું. આ રાજમંદિરના દરવાજા પાસે અગાઉ પણ હું ઘણી વાર રખડતો રખડતો આવી પહોંચ્યો હતો એમ મને યાદ આવે છે, પણ હજુ તેની નજીક આવું ન આવું ત્યાં તો મહાપાપી દ્વારપાળો મને ત્યાંથી હાંકી મૂકતા હતા. ખરેખર મારૂં નામ નિષ્પુણ્યક છે તે પ્રમાણે હું પુણ્ય વગરનોજ છું, જેને લઇને આવું દેવોને પણ મળવું મુશ્કેલ સુંદર રાજમંદિર મેં અત્યાર સુધી અગાઉ કદિ જોયું પણ નહિ અને તેને જોવાનો ઉપાય પણ કર્યો નહિ!! મોહને લીધે મારી વિચારણાશક્તિ એટલી બધી મંદ પડી ગઇ હતી કે આ રાજમંદિર કેવું હશે તે જાણવાની મને જિજ્ઞાસા[૩] પણ અત્યાર સુધી ઉત્પન્ન થઇ નહિ! ચિત્તને અત્યંત આહ્લાદ ઉત્પન્ન કરનાર આ સુંદર રાજમંદિર બતાવનાર અને મારી ઉપર મોટી કૃપા કરનાર આ દ્વારપાળ

---

૧ **નિર્વાણ**–શાંતિ. પાંચે ઇંદ્રિયોને તૃપ્તિ થવાની બાબત બહુ યુક્તિસર લખી છે, તેનાથી ઇંદ્રિયનું નિર્વાણ થઇ જાય છે એ ધ્યાનમાં રાખવાનું છે. એનો આધ્યાત્મિક ભાવ વિચારવા યોગ્ય છે. નિર્વાણનો અર્થ વિશ્રાંતિ થાય છે અને વિનાશ પણ થાય છે એ બરાબર લક્ષમાં લેવું. ૩ નવું જાણવાની ઇચ્છા, હોંસ.

મારો ખરેખરો બંધુ છે. હું નિભાગી છું; છતાં મારી ઉપર આ ભાઇએ ઘણી મોટી કૃપા કરી છે. સર્વ પ્રકારના કલેશથી રહિત થઇને અને ચિત્તમાં પરિપૂર્ણ હર્ષ લાવીને આ મંદિરમાં રહેવાને આનંદ જેઓ ભોગવે છે તેઓ ખરેખરા ભાગ્યશાળી છે.

**સુસ્થિત મહારાજની નજર.**

૧૨ એ નિષ્પુણ્યક દરિદ્રીને કાંઇક ચેતના પ્રાપ્ત થવાથી ઉપર પ્રમાણે પોતાના મનમાં તે વિચાર કરે છે તે વખતે ત્યાં એક બનાવ બન્યો તે સાંભળોઃ–આ સુંદર રાજમંદિરના સાતમા માળ ઉપર સર્વથી ઉપરની ભૂમિકાએ લીલામાં લીન થઇ સુસ્થિત મહારાજા બિરાજમાન થયા છે. ત્યાં બેઠા બેઠા પોતાની નીચે આવી રહેલ આખા નગરના લોકો જૂદા જૂદા વ્યાપાર કરી રહ્યા છે અને અનેક પ્રકારના આનંદોમાં મચી રહ્યા છે તે સર્વ એકી વખતે એક સાથે જોઇ રહ્યા છે. તે નગરની બહાર અથવા નગરમાં એવી કોઇ વસ્તુ કે એવો કોઇ ભાવ નથી કે જે સાતમી ભૂમિ ઉપર બેઠેલા પરમ ઐશ્વર્યવાળા સુસ્થિત રાજાની નજર બહાર હોય અથવા જેના ઉપર તેઓશ્રીની નજર ન પહોંચી શકતી હોય. અત્યંત બીભત્સ દેખાવવાળા, અનેક રોગોથી ભરેલા શરીરવાળા અને સારા માણસોને અત્યંત દયા ઉપજાવે તેવા તે વખતે મંદિરમાં દાખલ થયેલા નિષ્પુણ્યક દરિદ્રી ઉપર તે મહારાજાની નિર્મળ નજર કરૂણાપૂર્વક પડી અને તેની દૃષ્ટિ પડવા માત્રથીજ તે દરિદ્રીનાં પાપ કેટલેક અંશે ધોવાઇ ગયાં.[1]

**ધર્મબોધકરની વિચારણા.**

૧૩. એ સુસ્થિત મહારાજે રસોડાના ઉપરી તરીકે ધર્મબોધકર નામના રાજસેવકની નિમણુક કરેલી છે. તેણે તે વખતે એ દરિદ્રી ઉપર મહારાજાની કૃપાદૃષ્ટિ થઇ છે એમ જોયું; એટલે તે વખતે તે કાંઇક આશયપૂર્વક વિચારવા લાગ્યો કે–'અહો! હું શું અદ્‌ભુત નવાઇ ઉપજાવે તેવી હકીકત જોઉં છું! જેની ઉપર આ રાજાની નજર–દૃષ્ટિ ખાસ કરીને પડે છે તે તુરત જ ત્રણ લોકનો રાજા થઇ જાય છે અને આ નિષ્પુણ્યક તો ભિખારી છે, રાંકડો છે, આખા શરીરે રોગથી ભરેલો છે, લક્ષ્મીને અયોગ્ય છે, મૂર્ખ છે અને આખા જગતને અનેક પ્રકારના ઉદ્વેગ કરાવે

---

૧ પાપ તદ્દન ધોવાઈ જવાને હજુ વખત લાગવાનો છે, પણ ધોવાઈ જવાના માર્ગ પર ચડી જવાની શરૂઆત થઇ અને સુસ્થિત મહારાજાની કૃપા થઇ એ વાતનુ મહત્ત્વ બતાવવા આ પ્રમાણે કહ્યું જણાય છે.

તેવો છે. એવા દીન રાંક ઉપર મહારાજાની દૃષ્ટિ પડી તે આગળ પાછળનો વિચાર કરતાં કેમ બેસતું આવી શકે ? એવાની તરફ પરમાત્મા નજર કેમ કરે ? અરે હા ! પણ બરાબર છે ! એની તરફ નજર કરવાનો એજ હેતુ જણાય છે કે એને સ્વકર્મવિવર દ્વારપાળે અહીં દાખલ કર્યો છે. એ સ્વકર્મવિવર દ્વારપાળ બહુ ચોકસાઇથી પરીક્ષા કરીને પછી જ કોઇ પણ પ્રાણીને મંદિરમાં દાખલ કરે છે. આ પ્રમાણે હોવાથી રાજાએ [1]સમ્યગ્દૃષ્ટિથી તેના તરફ જોયું હોય એમ જણાય છે. વળી એમ પણ જણાય છે કે જે પ્રાણીનો આ રાજભુવન તરફ પક્ષપાત થાય છે તે મહારાજ સુસ્થિતરાજને વહાલો થઇ પડે છે. આ દરિદ્રી નિરંતર આંખોની પીડાથી હેરાન થતો હતો તે મહેલના દર્શનથી પોતાની આંખો સારી રીતે ઉઘાડે છે; અત્યાર સુધી તે દરિદ્રીનું મોઢું અત્યંત બીભત્સ દર્શનવાળું દેખાતું હતું તે અત્યારે સુંદર રાજમંદિરના દર્શનથી ઉત્પન્ન થયેલા પ્રમોદને લઇને કાંઇક સારૂં થઇ ગયું જણાય છે; તેનાં ધૂળથી ખરડાયલાં અંગો વિકસ્વર થઇ ગયાં છે અને તેને વારંવાર રોમાંચ થયા કરે છે, તેથી તેને આ રાજભુવન ઉપર ખરેખરી પ્રીતિ થઇ હોય એમ જણાય છે. આટલા ઉપરથી એમ લાગે છે કે જો કે એ દરિદ્રી ભિક્ષુકનો આકાર ધારણ કરે છે, પરંતુ હમણાં તેના ઉપર મહારાજાની કૃપાદૃષ્ટિ થઇ છે તેથી તે [2]વસ્તુપણાને પામી જશે.' આ પ્રમાણે વિચાર કરીને તે ધર્મબોધકર કામદાર પેલા દ્રમક ઉપર કરૂણા કરવામાં તત્પર ચિત્તવાળા થયા. લોકોમાં વાસ્તવિક રીતે કહેવાય છે કે ' યથા રાજા તથા પ્રજા. ' રાજાનું જેવું વર્તન એક પ્રાણીના સંબંધમાં થાય તેવું સાધારણ રીતે પ્રજાનું પણ તેની તરફ થઇ જાય છે. આવી રીતે વિચાર કરીને તેના ઉપર આદર ભાવ લાવી ધર્મબોધકર મંત્રી તેની નજીક ગયા અને ' આવ, આવ, તને ( ભિક્ષા ) આપીએ. ' એ પ્રમાણે કહેવા લાગ્યા. તે વખતે પેલા નિષ્પુણ્યકને અનેક પ્રકારની પીડા કરવા માટે તોફાની છોકરાઓ પાછળ પડ્યા હતા તે ધર્મબોધકર મંત્રીના આવા શબ્દો સાંભળીને તુરત નાસી ગયા. પછી ધર્મબોધકર મંત્રી

---

૧ **સમ્યગ્દૃષ્ટિ**—સારી નજર. સમ્યગ્દૃષ્ટિ એ પારિભાષિક શબ્દ છે. છેલ્લા પુદ્‌ગળપરાવર્તમાં જ્યારે ગ્રંથિભેદ થાય ત્યારે સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે. તે વખતની સ્થિતિને-તે યોગબળને સમ્યગ્દૃષ્ટિ કહેવામાં આવે છે. આ બાબત ઉપર આગળ વધારે વિવેચન આવશે. સમ્યક્ શબ્દ અહી શ્લેષ છે.

૨ **વસ્તુપણું**—ધનાઢ્યપણું, રાજાપણું, વસ્તુપણાને પામવુ તેનો અર્થ સમ્યગ્ બોધ થઈ છેવટે અનંત સુખ પ્રાપ્ત કરવુ એમ પણ થાય છે. એ શ્લેષ છે.

ભિક્ષા લેવા આવનારને બેસવા યોગ્ય જગ્યાએ તે દ્રમકને લઇ ગયા અને તેને યોગ્ય દાન આપવા માટે પોતાના સેવકોને તેણે હુકમ કર્યો.

## તદ્દયા.

૧૪ ધર્મબોધકર મંત્રીશ્વરને એક તદ્દયા[1] નામની અતિ સુંદર સુશીળ દીકરી હતી. પોતાના પિતાનાં ઉપર જણાવેલાં વચનો સાંભળીને તે તુરતજ ઉભી થઇ અને મહાકલ્યાણક[2] નામનું સુંદર પરમાન્ન[3] લઇને પેલા દ્રમકને તે ભોજન આપવા માટે જલદી તેની પાસે આવી પહોંચી.

મહાકલ્યાણક ભોજન

આ મહાકલ્યાણક ભોજન સર્વ વ્યાધિઓનો નાશ કરે તેવું, શરીરના વર્ણ (રૂપ), શક્તિ અને પુષ્ટિને વધારનાર, સુગંધી, સારા રસવાળું, દેવતાઓને પણ મળવું દુર્લભ અને અત્યંત મનોહર હતું. હવે તે દરિદ્રીના વિચારો હજુ ઘણા હલકા છે અને તેના મનમાં હજુ અનેક પ્રકારની શંકાઓ છે તેથી જ્યારે તેને ભોજન લેવા માટે આ પ્રમાણે બોલાવવામાં આવ્યો ત્યારે તે મનમાં વિચાર કરવા લાગ્યો કે 'મને જાતે ચાલી ચલાવીને-બોલાવીને આ માણસ ભિક્ષા આપવા માટે આટલો બધો પ્રયત્ન કરે છે તે વાત મને કોઇપણ રીતે ઠીક (લાભકારી) લાગતી નથી. મને લાગે છે કે આ મારૂં ભિખ માગવાનું ઘડાનું ઠીકરૂં ભિક્ષાના અન્નથી ભરેલું છે તે આ (ધર્મબોધકર) મને કોઇ એકાંત જગોએ લઇ જઇને તોડી નાખશે, ભાંગી નાખશે અથવા તે પોતે ઉપાડી જશે. ત્યારે શું હું અહીંથી નાસી જઉં ? કે અહીં એક સ્થાને બેસીને મારૂં ભોજન કરી લઉં ? અથવા મારે કાંઇ ભિક્ષાની જરૂર નથી એમ કહીને ચાલ્યો જાઉં ?' આવા આવા અનેક સંકલ્પ વિકલ્પોથી તેના ભયમાં વધારો થતો ગયો અને તેને લઇને પોતે ક્યાં આવ્યો છે અને ક્યાં બેઠો છે તેનું પણ તે ભાન ભૂલી ગયો. પોતાની વસ્તુ ઉપર તેને એવી ગાઢ મૂર્છા આવી ગઇ કે તેના સંરક્ષણ નિમિત્તક રૌદ્રધ્યાનમાં[4] તે પડી ગયો અને

---

૧ **તદ્દયા**—તેના ઉપરની દયા-કરૂણા. આ **તદ્દયા** નવીન પાત્ર છે એનુ કામ પ્રત્યેક પ્રાણી તરફ પ્રેમ બતાવવાનુ છે. એના સબધી હકીકત યોજના વખતે સ્પષ્ટ થશે.

૨ **મહાકલ્યાણક**-અત્યત મોટા કલ્યાણને કરનાર, ભવિષ્યમાં બહુ સારૂ કરનાર

૩ **પરમાન્ન**-ક્ષીર, ખીર. એનો અર્થ પક્વાન્ન પણ થાય છે બન્ને અર્થ અહી લાગુ પડે છે.

૪ પોતાની વસ્તુઓ જાળવવા માટે દુર્ધ્યાન થાય તે રૌદ્રધ્યાનનો ચોથો ભેદ છે. એના વધારે વિસ્તાર માટે ' જૈન દૃષ્ટિએ યોગ ' ( પ્ર. વિ. ) પૃ ૨૩૭ જુઓ.

તે દુર્ધ્યાનમાં તેની બન્ને આંખો મીંચાઇ ગઇ. તેના મનપર આ વિચારની એટલી બધી અસર થઇ ગઇ કે તેની સર્વ ઇંદ્રિયોના વ્યાપારો જાણે થોડો વખત તદ્દન બંધ થઇ ગયા અને લાકડા જેવો ચેતના વગરનો તે થઇ ગયો અને તે જરાકે હાલતો ચાલતો પણ બંધ થઇ ગયો. પેલી તદ્દયા તેની પાસે ઉભી ઉભી વારંવાર 'આ ભોજન લે, આ ભોજન લે' એમ કહેતી કહેતી થાકી ગઇ, પણ નિષ્પુણ્યક દ્રમક તો તેના તરફ જરા ધ્યાન પણ આપતો નથી અને પોતાની પાસે રહેલું તુચ્છ ભોજન આખી દુનિયામાં કોઇ જગ્યોએ થવું નથી-મળવું નથી એવા વિચારમાં ગુંચવાઇ ગયેલો તે દરિદ્રી તદ્દયાએ આણેલા અમૃત ભોજનની કિમ્મત પણ સમજતો નથી.

ત્રણ ઔષધોની વિચારણા.

૧૫ આવો તદ્દન અસંભવિત બનાવ બનતો જોઇને ધર્મબોધકર મંત્રીશ્વર પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે 'આ રાંકને આવું પ્રત્યક્ષ સુંદર ભોજન આપીએ છીએ તો પણ તે લેતો નથી અને કાંઇ ઉત્તર પણ આપતો નથી તેનું કારણ શું હશે? ઉલટું તેનું મોઢું ઝાંખુ પડી ગયું છે, તેની આંખો મીંચાઇ ગઇ છે અને મોહથી જાણે તેનું સર્વસ્વ લુંટાઇ ગયું હોય નહિ તેમ લાકડાની ખીલી જેવો તે ચેષ્ટા વગરનો થઈ ગયો છે! એટલા ઉપરથી આ પાપાત્મા આવા સુંદર ભોજનને લાયક હોય એમ લાગતું નથી, અથવા બીજી રીતે જોઇએ તો તેમાં એ બાપડાનો કાંઇ પણ દોષ નથી. એ બાપડો શરીરની અંદરના અને બહારના એટલા બધા વ્યાધિઓથી ચોતરફ ઘેરાઇ ગયેલો છે અને તેની પીડાથી એટલો બધો મુંઝાઇ ગયો છે કે તે કાંઇ પણ જાણી શકતો નથી, સમજી શકતો નથી, વિચારી શકતો નથી. જો એમ ન હોય તો તે પોતાના અત્યંત હલકા તુચ્છ ભોજન પર એટલી બધી પ્રીતિ શામાટે કરે? અને જો તેનામાં જરા પણ સમજણ હોય તો આવું અમૃત ભોજન શામાટે ગ્રહણ ન કરે? ત્યારે હવે એ બાપડો નિરોગી કેવી રીતે થાય તેને માટે મારે કાંઇ ઉપાય કરવો જોઇએ. અરે હા! બરાબર છે, તેને નિરોગી કરવા માટે મારી પાસે ત્રણ સુંદર [1]ઔષધો છેઃ-

---

૧ આ અંજન, જળ અને ક્ષીર ત્રણે બરાબર સમજવા યોગ્ય ઔષધો છે. એના પર વિવેચન દાર્ષ્ટાન્તિક યોજનામા થશે. એના પર અનેક પ્રસંગે વિવેચન આવે છે, તેથી તે બરાબર ધ્યાનમા રાખવા.

## વિમળાલોક અંજન.
## તત્ત્વપ્રીતિકર પાણી.
## મહાકલ્યાણક ભોજન.

૧૬ 'તેમાં પ્રથમ તો મારી પાસે વિમળાલોક નામનું મજાનું આંજણ[1] છે, તે આંખના સર્વ વ્યાધિઓ દૂર કરવાને શક્તિમાન છે. તેને બરાબર વિધિપૂર્વક આંખમાં આંજ્યું હોય તો સૂક્ષ્મ વ્યવહિત (પડદા પાછળ રહેલા અથવા દૂર રહેલા) અતીત અને અનાગત એટલે ભૂત કાળના અને ભવિષ્ય કાળના સર્વ ભાવોને જોઇ શકે તેવી સુંદર આંખો તે બનાવી શકે છે.

૧૭ 'વળી મારી પાસે બીજું તત્ત્વપ્રીતિકર નામનું તીર્થજળ[2] છે, તે સર્વ રોગોને એકદમ ઓછા કરી શકે છે. ખાસ કરીને શરીરમાં જે કાંઇ ઉન્માદ હોય તેનો એકદમ તે નાશ કરે છે અને પંડિત પુરુષો કહે છે કે સમ્યગ્ રીતે જોવામાં તે મજબૂત કારણરૂપ થાય છે.

૧૮ 'વળી આ તદ્દયા અહીં લઇને ઉભી છે તે મહાકલ્યાણક નામનું પરમાન્ન છે, તે સર્વ વ્યાધિઓનો મૂળમાંથી નાશ કરવાને શક્તિમાન છે. તેને બરાબર વિધિપૂર્વક સેવવામાં આવ્યું હોય તો તે શરીરનો વર્ણ વધારે છે, પુષ્ટિ કરે છે, ધૃતિ આપે છે, બળ પ્રાપ્ત કરાવે છે, મનને આનંદમાં રાખે છે, પરાક્રમીપણું લાવી આપે છે, નિરંતર યુવાવસ્થા ટકાવી રાખે છે, વીર્યમા વધારો કરે છે અને અજરામરપણું પ્રાપ્ત કરાવે છે એમાં જરા પણ શક જેવું નથી. એ પરમાન્ન એટલું બધું સારૂં ઔષધ છે કે તેના કરતાં વધારે સારૂં ઔષધ આ દુનિયામાં બીજું હોય એમ હું માનતો નથી.

**આંજણનો અદ્ભુત પ્રભાવ.**

૧૯ 'આ પ્રમાણે હોવાથી આ બાપડાને આ ઔષધોવડે ઉપચાર કરીને તેને સમ્યગ્ રીતે વ્યાધિથી છોડાવું'–આ પ્રમાણે ધર્મબોધકર મંત્રીશ્વરે પોતાના મનમાં વિચાર કર્યો. પછી તે મંત્રીશ્વરે શલાકા[3] આણીને અંજન ઉપર મૂકી, તેમાં જરા અંજન લીધું અને પેલો દ્રમક તો માથું ધૂણાવતો રહ્યો, છતાં જોરાવરીથી તેની આંખમાં તે અંજન આંજી દીધું. તે અંજન અત્યંત આનંદને ઉત્પન્ન કરે તેવું હોવાથી, બહુ ઠંડું હોવાથી અને જે ધારી પણ ન શકાય તેવા અનેક ગુણવાળું હોવાથી પેલા

---

૧ **આંજણ**:–આંખમાં આંજવાની દવા. ૨ **તીર્થજળ**:–પવિત્ર ભૂમિનું પાણી. ૩ **શલાકા**:–અંજન આંજવાની સળી.

ભિખારીને જેવું તે આંજ્યું કે તેની ચેતના-સમજશક્તિ ચાલી ગઇ હતી અને તેથી તે જડભરત જેવો થઇ ગયો હતો તે ચેતના પાછી આવવા માંડી. પરિણામ એ થયું કે થોડી વારમાં તેણે આંખો ઉઘાડી, તેના વ્યાધિઓ જાણે નાશ પામી ગયા હોય તેવા થઇ ગયા અને તેના મનમાં પણ જરા આનંદ થયો. તેને પોતાને પણ એમ થવા માંડયું કે આ તે શું થઇ ગયું ? આટલો લાભ જણાયો છતાં પણ પોતાના ભિખના ઠીકરાને જાળવી રાખવાનો તેનો વિચાર પૂર્વકાળના લાંબા અભ્યાસને લઇને હજુ જતો નથી, હજુ તેને સંરક્ષણ કરવાનો વિચાર વારંવાર થયા કરે છે. આ એકાંત સ્થાન છે, તેથી પોતાનું ભિક્ષાપાત્ર કોઇ ઉપાડી જશે એવો વિચાર પણ વારંવાર તેને હજુ આવ્યા કરે છે, અને નાસી જવા સારૂ લાગ શોધવા ચારે તરફ તે નજર નાખ્યા કરે છે.

**જળનો અદ્ભુત પ્રભાવ.**

૨૦ દ્રમકને અંજન આંજવાથી કાંઇક ચેતના પ્રાપ્ત થઇ છે એમ જોઇને ધર્મબોધકર મંત્રી હવે મીઠાં વચનોથી તેની સાથે વાત કરવા લાગ્યા. તેણે વાત શરૂ કરતાં કહ્યું "ભાઇ ! તારા સર્વ તાપોને શમાવી દેનાર આ પાણી જરા પી. આ પાણી પીવાથી તારા આખા શરીરમાં સમ્યગ્ પ્રકારની સ્વસ્થતા થઇ જશે." ધર્મબોધકર મંત્રી આ પ્રમાણે તેને પ્રેરણા કરે છે ત્યારે પેલો ભિખારી પોતાના મનમાં શંકા હોવાથી વિચાર કરે છે કે એ પાણી પીવાથી શું થશે તેની કાંઇ ખબર પડતી નથી. એવા એવા વિચાર કરીને તે પાણી પીવાની ઇચ્છા કરતો નથી. ધર્મબોધકર મંત્રીશ્વરે આવી તેની સ્થિતિ જોઇ ત્યારે તેને તેની ઉપર વધારે દયા આવી અને દયાને લઇને તે ભિક્ષુકનું એકાંત હિત કરવાની બુદ્ધિથી તેની મરજી નહોતી તોપણ તેનું મોઢું જોરથી ઉઘાડીને તેમાં પાણી રેડી દીધું. તે પાણી (જળ) તદ્દન ઠંડું હતું, અમૃતના જેવું સ્વાદિષ્ટ હતું, ચિત્તને અત્યંત આહ્લાદ ઉપજાવે તેવું હતું અને સર્વ સંતાપ દૂર કરે તેવું હતું. તેને પીવાથી તે તદ્દન સ્વસ્થ જેવો થઇ ગયો, તેને જે ઉન્માદ હતો તે લગભગ નહિ જેવો થઇ ગયો, તેના વ્યાધિઓ નરમ પડી ગયા અને તેના શરીરમાં દાહની પીડા થતી હતી તે સર્વ શમી ગઇ, તેમજ તેની સર્વ ઇંદ્રિયો પ્રસન્ન થઇ. આવી રીતે તેનો અંતરાત્મા સ્વસ્થ થવાથી કાંઇક વિમળ ચેતનાવાળો થઇને તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો.:—

૨૧ 'અહો ! આ અત્યંત કૃપાળુ મહાત્મા પુરુષને મેં મહામોહના જોરથી મૂર્ખાઇને અંગે ઠગારા ધાર્યા હતા. એ મહાપુરુષે મારા ઉપર

મોટો ઉપકાર કરીને મારી આંખો પર અંજનનો પ્રયોગ કર્યો, મારી આંખો તદ્દન સારી બનાવી દીધી અને મારી ટુંકી નજર હતી તે દૂર કરી! વળી તેણે મને પાણી પાઇને અત્યંત સ્વસ્થ બનાવી દીધો. ખરેખર તે મારા ઉપર મોટો ઉપકાર કરનારા છે. મેં તો અત્યાર સુધીમાં તેઓ ઉપર શું ઉપકાર કર્યો છે? તેઓએ મારા ઉપર આટલો ઉપકાર કર્યો તેમાં તેઓના મહાનુભાવપણા સિવાય બીજું કાંઇ પણ કારણ નથી.

**ભોજન લેવાનો આગ્રહ.**

૨૨ આવા આવા સારા વિચાર તે દરિદ્રી કરે છે તોપણ પોતાની સાથે લાવેલા તુચ્છ ભોજન ઉપર તેનું ચિત્ત ઘણું લાગી રહેલું હતું, તેથી તેના ઉપરની તેની [1]મૂર્છા કોઇપણ રીતે નાશ પામતી નથી અને પોતાની નજર વારંવાર તે (પેલા તુચ્છ ભોજન) ની ઉપર નાખ્યા કરે છે. આ પ્રમાણે તેને તુચ્છ વસ્તુ ઉપર નજર નાખતો જોઇ તેના મનનો આશય સમજી જઇને ધર્મબોધકર તેને કહેવા લાગ્યા કે "અરે મૂર્ખ [2]દ્રમક! આ કેવું તારૂં વિચિત્ર વર્તન! આ કન્યા તને અતિ સુંદર ભોજન આપે છે તે શું તું જોતો નથી? આ દુનિયામાં પાપી ભિખારીઓ ઘણા હોય છે, પણ મને તો નિશ્ચય થાય છે કે ઘણે ભાગે તારા જેવો નિર્ભાગી તો બીજો કોઇ નહિ હોય, કારણ કે તને તારા તુચ્છ ભોજન ઉપર એટલું બધું લંપટપણું છે કે જેથી આ મારૂં ભોજન અમૃત જેવું છે તે તને આપી દેવામાં આવે છે છતાં તેને તું લેતો નથી. તને એક બીજી વાત કહું. આ રાજમહેલની બહાર અનેક દુઃખી માણસો રહે છે, પરંતુ તેમને આ મહેલ જોઇને આનંદ થયો નથી અને અમારા મહારાજની તેના ઉપર મીઠી દૃષ્ટિ પડી નથી, તેથી અમારો તેઓ તરફ ખાસ આદર હોતો નથી, અમે તેની વાત પણ પૂછતા નથી; તારે માટે તો અહીં પ્રવેશ થયા પછી આ રાજભુવન જોઇને તારા મનમાં આલ્હાદ થયો અને અમારા રાજાની તારા ઉપર દૃષ્ટિ પડી તે કારણથી અમારો તારા પ્રત્યે આદર છે. પોતાના સ્વામીને જે પ્રિય હોય તેનું હિત સ્વામીભક્ત સેવકોએ કરવું જોઇએ એ ન્યાયથી અમે તારા તરફ દયાળુ નજરથી જોઇએ છીએ. અમને અત્યાર સુધી ચોક્કસ વિશ્વાસ હતો કે અમારા રાજા યોગ્ય પ્રાણી શોધીને તેના ઉપર જ પોતાની દૃષ્ટિ નાખે છે અને તેના લક્ષ્યમાં કોઇ મૂઢ આવતોજ નથી એવી અમને ખાતરી હતી. તે વિશ્વાસ પણ આજે તું ખોટો પાડે છે. તારા અત્યંત તુચ્છ ભોજન ઉપર તારૂં મન ચોંટયું છે, તેથી તું આ અતિ સુંદર અમૃત જેવા

---

૧ પ્રેમ, ગાઢતા. ૨ ભિખારી, દરિદ્રી

સ્વાદવાળા પરમાન્નને લેતા નથી, પણ તેમાં તારી મોટી ભૂલ થાય છે. એ ભોજન સર્વ વ્યાધિનો નાશ કરે તેવું છે અને મધુર તેમજ સ્વાદિષ્ટ છે, તેને તું શા માટે લેતો નથી ? માટે દુર્બુદ્ધિ દ્રમક ! તારી પાસેનું કુભોજન તજી દે અને આ સુંદર સ્વાદિષ્ટ ભોજન જેના પ્રતાપથી આ રાજમંદિરમાં રહેલા પ્રાણીઓ લહેર કરે છે તેને સારી રીતે વિશેષ પ્રકારના આદર સહિત ગ્રહણ કર અને તે અન્નના માહાત્મ્યથી થયેલો આ મંદિરમાં રહેતા પ્રાણીઓનો આનંદવૈભવ જરા અવલોકન કરીને જો."

**તુચ્છ ભોજન પર દૃઢ પ્રેમ.**

૨૩ ધર્મબોધકર મંત્રીશ્વરનાં આવાં વચનો સાંભળી તેને કાંઇક વિશ્વાસ આવ્યો અને મનમાં કાંઇક નિર્ણય પણ થયો કે આ પુરુષ મારૂં હિત કરનાર છે; તોપણ પોતાની પાસેના ભોજનના ત્યાગની વાતથી તેના મનમાં ખેદ થવા લાગ્યો. આખરે તેણે જવાબમાં દીન વદને ધર્મબોધકર મંત્રીને કહ્યું, "આપસાહેબે જે વાત કહી સંભળાવી તે સર્વ તદ્દન સાચી હોય એમ મને લાગે છે, પણ મારે આપને એક બાબતની પ્રાર્થના કરવી છે તે આપ બરાબર સાંભળો; આ મારા ઠીકરામાં ભોજન છે તે સ્વાભાવિક રીતે મને મારા પ્રાણથી પણ વધારે વહાલું છે, એને મેં બહુ મહેનત કરીને મેળવેલું છે અને ભવિષ્યમાં એના ઉપર મારો નિર્વાહ થશે એમ હું ધારૂં છું. વળી આપનું ભોજન કેવું છે તે ખરેખર હું જાણતો નથી. આ પ્રમાણે હોવાથી હે સ્વામિન્ ! મારૂં પોતાનું ભોજન છે તે તો કોઇ પણ રીતે છોડવું નહિ એવો મારો નિશ્ચય છે; માટે મહારાજ ! જો આપને આપનું ભોજન મને આપવાની ઇચ્છા હોય તો મારૂં ભોજન મારી પાસે રહે અને આપનું ભોજન મને મળે એવી ગોઠવણ કરી આપો."

**પ્રતીતિ માટે દૃઢ પ્રયત્ન.**

૨૪ ધર્મબોધકર મંત્રી તેનાં આવાં વચનો સાંભળીને મનમાં વિચાર કરવા લાગ્યા–'અહો ! અચિંત્ય શક્તિવાળા મહામોહની ચેષ્ટા તો જુઓ ! એ બિચારો દ્રમક સર્વ વ્યાધિ કરનાર પોતાના તુચ્છ ભોજનમાં એટલો બધો આસક્ત થઇ ગયો છે કે તેના મનમાં મારા ઉત્તમ ભોજનની એક તૃણ જેટલી પણ કિમ્મત કરતો નથી, છતાં હજુ પણ બની શકે એટલાં શિક્ષાવચન એ બાપડા રાંક જીવને કહી સંભળાવું; કદાચ એનો મોહ તેથી નાશ પામશે કે ઓછો થશે તો એ બાપડાનું હિત થશે.' આ પ્રમાણે પોતાના મનમાં વિચાર કરીને ધર્મબોધકર મંત્રીશ્વરે ભિખારી નિષ્પુણ્યકને કહ્યું, "અરે ભાઇ ! તું એટલું

પણ જોતો નથી કે આ તારે શરીરે હજારો વ્યાધિઓ છે તે સર્વ તારી પાસેના તુચ્છ ભોજનના સંબંધથી થયેલા છે ? તારી પાસે જે ભોજન છે તેને વધારે ખાવામાં આવે તો તેથી તારા સર્વ વ્યાધિઓ એકદમ વધી જાય તેમ છે, તેથી સારી બુદ્ધિવાળા પ્રાણીઓએ તેનો એકદમ ત્યાગ કરી દેવો જોઇએ. તારા ભોજન ઉપર તને અત્યારે પ્રેમ આવે છે અને તેને તું તારૂં ગણે છે, પણ તેમાં તારી મોટી ભૂલ થાય છે, તને વસ્તુ અત્યારે ઉલટી સમજાય છે, તેથી તું એમ માને છે; પરંતુ જ્યારે મારા ભોજનનો એક વાર બરાબર તત્ત્વથી સ્વાદ લઇશ ત્યારે તને અટકાવવામાં આવશે તોપણ તારી પોતાની ઇચ્છાથી આ તારૂં કુભોજન તું તજી દઇશ. અમૃત પ્રાપ્ત કરીને પછી કોણ એવો મૂર્ખ હોય કે જે ઝેર પીવાની ઇચ્છા કરે ? વળી હું તને પૂછું છું કે તેં મારા અંજનની શક્તિ અને પાણીનો મહિમા શું હમણાંજ જોયાં નથી ? છતાં તને મારાં વચન ઉપર પૂરતો વિશ્વાસ કેમ નથી આવતો ? તું એમ કહે છે કે ‘ તે ભોજન મેં બહુ મહેનતે મેળવ્યું છે, તેથી મારાથી તેનો ત્યાગ કરી શકાય તેમ નથી ’ તેના સંબંધમાં હું તને ખુલાસો કરૂં છું તે ધ્યાન રાખીને સાંભળ. એ ભોજનને મેળવવામાં બહુ કલેશ થાય છે, એના અનુભવમાં અનેક કલેશો રહેલા છે અને એનાથી ભવિષ્યમાં પણ અનેક પ્રકારના કલેશ ઉત્પન્ન થાય છે તેટલા માટે જ તેનો ત્યાગ કરવાનું કહેવામાં આવે છે. તેં ત્યારપછી એમ કહ્યું કે ‘ભવિષ્યમાં મારો તેના ઉપર નિવાહ[1] છે, તેથી હું તેનો ત્યાગ કરી શકતો નથી ’ તેનો ખુલાસો પણ મનની ઘુંચો છોડી દઇને સાંભળ. એ ભવિષ્યમાં અનેક દુઃખનો નિર્વાહ[2] કરે તેવું ભોજન છે, તેથી કદાચ તું માને છે તેમ તેના ઉપર તારો ભવિષ્યનો આધાર હોય તોપણ દુઃખમાં ડુબેલો તું તેને સર્વદા રાખી શકીશ ? ( રાખી શકીશ નહિ ). વળી તેં કહ્યું કે ‘ આ આપનું સુંદર ભોજન મને આપવામાં આવે છે તે કેવું છે તે હું જાણતો નથી ’ તે બાબતમાં હું તને ખુલાસો કરૂં છું તે બરાબર ધ્યાન રાખીને વિશ્વાસ લાવીને સાંભળ:[3] તને કોઇ પણ જાતનો કલેશ ન થાય તેવી રીતે હમેશાં તારી જેટલી ઇચ્છા હશે તેટલું આ સુંદર ભોજન હું તને આપ્યા કરીશ, માટે તું જરા પણ મુંઝવણ રાખ્યા સિવાય આ પરમાન્નને ગ્રહણ કર. આ સુંદર ભોજન તારાં સર્વ દરદોને મૂળમાંથી

---

૧ નિર્વાહઃ—ભરણપોષણ ૨ નિર્વાહ—પોષણ, પ્રેરણા.

૩ અહીંથી બેંગાલ એશીઆટિક સોસાયટિવાળા મૂળ પુસ્તકનું પૃષ્ઠ ૨૯ શરૂ થાય છે.

દૂર કરી નાખે તેવું છે અને ઉપરાંત શરીરને અને મનને સંતોષ આપે છે, પુષ્ટ કરે છે, બળ વધારે છે, શરીરનો વર્ણ સુધારે છે અને વીર્યમાં વૃદ્ધિ કરે છે. એ ભોજન સારી રીતે ખાવાથી અનંત આનંદથી ભરપૂર થઇ અક્ષય સ્થિતિ પ્રાપ્ત કરી જેવી રીતે અમારા રાજા સુસ્થિત મહારાજ સુખમાં રમણ કરે છે તેવી રીતે તેના જેવો તું પણ થઇ જઇશ, તેટલા માટે હે ભદ્ર! તું આગ્રહ તજી દઇને તારૂં ભોજન જે અનેક રોગોનું કારણ છે તેને છોડી દે, તજી દે, મૂકી દે અને આ પરમ ઔષધ જેવું મહા આનંદનું કારણ સુંદર ભોજન લે, ગ્રહણ કર અને તેનો ઉપયોગ કર."

**શરત અને સ્વીકાર.**

૨૫ ધર્મબોધકર મંત્રીએ આટલો લંબાણ ખુલાસો કર્યો તે સાંભળીને નિષ્પુણ્યકે જવાબ આપ્યો "ભટ્ટારક મહારાજ! મને મારા ભોજન ઉપર એટલો બધો સ્નેહ છે કે તેનો ત્યાગ કરવા માત્રથી તેના પ્રેમના ગાંડપણમાં હું મરી જઇશ એમ મને લાગે છે, માટે મહારાજ! આ ભોજન મારી પાસે રહેવા દઇને આપ મને આપનું ભોજન આપો." તેનો આ પ્રમાણે અત્યંત આગ્રહ જોઇને ધર્મબોધકરે મનમાં વિચાર કર્યો કે 'આ બિચારાને સમજણ આપવાનો હાલ તો બીજો કાંઈ ઉપાય નથી, માટે તે તેનું ખરાબ ભોજન તેની પાસે ભલે રાખે અને આ આપણું ભોજન તેને આપીએ, પછી જ્યારે તેને આ સુંદર ભોજનનો રસ લાગશે ત્યારે તે પોતાની મેળે જ પેલા ખરાબ ભોજનનો ત્યાગ કરી દેશે.' આ પ્રમાણે પોતાના મનમાં વિચાર કરીને ધર્મબોધકર મંત્રીશ્વરે તેને કહ્યું, "ભાઇ! તારૂં ભોજન તારી પાસે રહેવા દઇને આ સુંદર ભોજન હાલ તું લે અને લઇને તેનું ભક્ષણ કર." દરિદ્રીએ જવાબ આપ્યો "ભલે, તેમ કરીશ." આવો તેનો જવાબ સાંભળીને ધર્મબોધકરે તદ્દયાને સંજ્ઞા કરી, એટલે તેણીએ તે દરિદ્રીને ભોજન આપ્યું. તે ભોજન દરિદ્રીએ તુરત ગ્રહણ કર્યું અને ત્યાં બેઠા બેઠા જ તેનું ભક્ષણ કર્યું. આ ભોજન કરવાથી તેની ક્ષુધા શાંત થઈ ગઈ, તેના શરીર ઉપર અનેક વ્યાધિઓ થયા હતા તે વિશેષ ઓછા થઈ ગયા. અગાઉ આંખમાં અંજન આંજવાથી અને પાણી પીવાથી જે સુખ તેને થયું હતું તેના કરતાં અનંત ગણું સુખ આ સુંદર ભોજન કરવાથી તે નિષ્પુણ્યક દરિદ્રીને થયું અને હૃદયમાં અતિ આનંદ થયો. આ પ્રમાણે થવાથી તે દરિદ્રીને ધર્મબોધકર મંત્રી ઉપર ભક્તિ ઉત્પન્ન થઇ, તેના મનમાં જે શંકા હતી તે દૂર થઇ ગઇ અને તે હર્ષ પામીને બોલ્યો, "હું ભાગ્યહીન છું, સર્વ પ્રાણી કરતાં ઘણો અધમ છું અને આપના ઉપર

કોઈ પ્રકારનો મેં ઉપકાર કર્યો નથી, છતાં આપ મારા ઉપર આટલી બધી દયા દેખાડો છો તેથી તમારા સિવાય હે પ્રભો! મારો બીજો કોઈ નાથ નથી."

ઔષધ સેવનનો ઉપદેશ.

૨૬ તેને આ પ્રમાણે બોલતો સાંભળીને ધર્મબોધકર મંત્રીશ્વર બોલ્યા, "જો એ પ્રમાણે છે તો હું કહું તે થોડી વાર અહીં બેસીને બરાબર સાંભળ અને સાંભળીને તે પ્રમાણે આચરણ કર." દરિદ્રી વિશ્વાસ લાવીને ત્યાં બેઠો એટલે તેનું હિત કરવાની ઇચ્છાથી તેના મનને આનંદ પમાડે તેવા સુંદર શબ્દોમાં ધર્મબોધકર બોલ્યા-"તેં કહ્યું કે મારો આપના સિવાય બીજો કોઇ નાથ નથી, પણ એવું તારે બોલવું યોગ્ય નથી, કેમકે રાજાના રાજા મહા ઉત્તમ ભૂપાળ આપણા શ્રીસુસ્થિત મહારાજ તારા સ્વામી છે. એ મહારાજ સ્થાવર અને જંગમ સર્વ પ્રાણી અને પદાર્થોના નાથ છે, ધણી છે, સરદાર છે; અને તેમાં પણ આ રાજભુવનમાં જે પ્રાણીઓ રહે છે તેના તો તેઓશ્રી ખાસ કરીને નાથ છે. જે ભાગ્યશાળી પ્રાણીઓ એ મહારાજાનું દાસપણું સ્વીકારે છે તેઓની સાથે આખું ભુવન થોડા કાળમાં દાસની જેમ વર્તે છે એટલે કે આ ભુવનના સર્વ લોકો તેના દાસ થઈ જાય છે. જે પ્રાણીઓ અત્યંત પાપી હોય છે અને ભવિષ્યમાં પણ જેનો ઉદય થવાનો સંભવ નથી તેઓ બાપડા આ મહારાજાનું નામ પણ જાણતા નથી. જે ભાવિભદ્ર[1] મહાત્માઓ આ રાજભુવનમાં દેખાય છે તેને પ્રથમ તો સ્વકર્મવિવર દ્વારપાળ અંદર પ્રવેશ કરાવે છે અને તેઓ કોઇપણ પ્રકારની શંકા વગર આ રાજાને વસ્તુતઃ સ્વીકારે છે. અંદર દાખલ થનારમાં કોઇ મુગ્ધ ( મોહને વશ પડેલા, સામાન્ય બુદ્ધિવાળા ) હોય છે તેઓને અંદર પ્રવેશ કરાવ્યા પછી જ્યારે હું તેને બધી વાત કહું છું ત્યારે વિશેષ હકીકત તેઓ સમજે છે. આ પ્રમાણે હોવાથી તારા સદ્ભાગ્યને યોગે આ વિશાળ રાજમંદિરમાં જ્યારથી તારો પ્રવેશ થયો છે ત્યારથી આ સુસ્થિત મહારાજા તારા સ્વામી થયેલા છે. હવે તારે મારાં વચનથી શુદ્ધ આત્માવડે જ્યાંસુધી તું જીવે ત્યાંસુધી આ રાજાને તારા મહારાજા તરીકે-નાથ તરીકે સ્વીકારી લેવા. જેમ જેમ તું તેઓના ગુણોનો ઉપભોગ કરતો જઈશ તેમ તેમ તારા શરીરમાં જે અનેક વ્યાધિઓ થયેલા છે તે નરમ પડતા જશે. તને જે રોગો થયેલા છે તેને ઘટાડવાનો અને

---

૧ ભાવિભદ્ર-ભવિષ્યમા જેમનુ કલ્યાણ થવાનુ છે તેવા ભાગ્યશાળી પ્રાણીઓ.

તેનો છેવટે સર્વથા નાશ કરવાનો ઉપાય સદરહુ ત્રણે ઔષધોનો વારંવાર ઉપયોગ કરવો એ જ છે, તેથી હે ભાઈ! સર્વ પ્રકારના સંશયને છોડી દઈને આ રાજભુવનમાં નિરાંતે રહે અને દરેક વખતે વારંવાર અંજન, જળ અને અન્નનો ઉપયોગ કર. એવી રીતે એ ત્રણે ઔષધનો ઉપયોગ વારંવાર કરવાથી તારા સર્વ વ્યાધિઓ મૂળમાંથી નાશ પામી જશે અને તું એ મહારાજાની વિશેષ સેવા કરતાં કરતાં આખરે પોતે પણ નૃપોત્તર (મહારાજા) થઈ જઈશ. આ તદ્દયાને હું ભલામણ કરૂં છું, તે તને દરરોજ ત્રણે ઔષધો આપતી રહેશે. હવે મારે તને વધારે તો શું કહેવું? પણ તને ફરીવાર પુનરાવર્તન કરીને કહું છું કે તારે ત્રણે ઔષધનો બરાબર ઉપયોગ નિરંતર કર્યા કરવો."

**દરિદ્રીનો આગ્રહ.**

૨૭ ધર્મબોધકર મંત્રીની ઉપરની વાત સાંભળીને દરિદ્રી ખુશી થઇ ગયો અને મનમાં વિચાર કરીને બોલ્યો, "સ્વામિન્! આપે આટલી બધી વાત કહી તોપણ હજુ હું મારૂં તુચ્છ ભોજન તજી શકતો નથી, એ સિવાય મારે જે કરવાનું હોય તે આપ મને ઘણી ખુશીથી ફરમાવો."

**ઉપદેશકની ગંભીરતા.**

૨૮ દરિદ્રીનો આવો વિચાર સાંભળીને ધર્મબોધકર મંત્રીશ્વરને મનમાં વિચાર થવા લાગ્યો કે 'આને તો ત્રણ ઔષધનો ઉપયોગ કરવાની વાત કહેવામાં આવી તેના જવાબમાં આ શું બોલવા મંડી ગયો છે? પણ અરે! હવે સમજાય છે કે અત્યારે તેના મનમાં એવો જ વિચાર ચાલે છે કે હું હાલ તેની સાથે જે વાત કરૂં છું તેમાં મારો ઉદ્દેશ ગમે તેમ કરીને તેની પાસેથી તેના ખરાબ ભોજનનો ત્યાગ કરાવવાનો છે. આ વિચાર તે તુચ્છપણાને લીધે કરે છે. કિલષ્ટ[1] ચિત્તવાળા પ્રાણીઓ આખા જગતને દુષ્ટ માને છે અને શુદ્ધ વિચારવાળા પ્રાણીઓ આખા જગતને પવિત્ર માને છે.' આવી રીતે પોતાના પ્રયત્નનો ખોટો અર્થ દરિદ્રીને કરતો જોઇ ધર્મબોધકર જરા હસ્યા અને તેને કહ્યું, "ભાઈ! તું જરા પણ ગભરાઇશ નહિ. હું તારી પાસેથી તારૂં અન્ન હાલ છોડાવવા માગતો નથી, તારે ગભરાયા વગર તારા ભોજનનો ઉપયોગ કરવો. હું તને પહેલાં તે ખરાબ ભોજન તજી દેવાનું વારંવાર કહેતો હતો તે માત્ર તારૂં ભલું કરવાની ઈચ્છાથી જ કહેતો હતો, પણ હવે જ્યારે તને તે વાત પસંદ આવતી નથી તો હાલ હું એ બાબતમાં તદ્દન ચુપ રહીશ, પણ વારૂ, તારે શું કરવા

---

૧ મલિન, મેલવાળા

યોગ્ય છે તે સંબંધી મેં તને અગાઉ અહીં ઉપદેશ આપ્યો હતો અને મહારાજાના ગુણ વિગેરેનું કથન કર્યું હતું, તેમાંથી કાંઈ તેં તારા હૃદયમાં ધારણ કર્યું છે કે નહિ ?"

ભીખારીની કબુલાતો.

૨૯ દરિદ્રીએ કહ્યું–"આપે કહ્યું તેમાંથી કોઇ પણ હકીકત મેં ધ્યાનમાં રાખી નથી. માત્ર તમે તે વખતે કાનને પસંદ આવે તેવું બોલતા હતા તે સાંભળીને હું મારા મનમાં રાજી થતો હતો. સજ્જન પુરૂષોના વાણીનો આશય સમજાયો ન હોય તોપણ તે વાણી જાતે જ અતિ સુંદર હોવાથી મનુષ્યોનાં ચિત્તને પ્રસન્ન કરે છે. બીજું જ્યારે આપ બોલતા હતા ત્યારે મારી આંખો આપની સન્મુખ રહેતી હતી, પણ મારૂં મન બીજી જગ્યોએ ભટકતું હતું, તેથી આપ જે બોલતા હતા તે એક કાનમાં પેસીને બીજે કાનેથી બહાર નીકળી જતું હતું. મારા મનની એવી તદ્દન ખરાબ સ્થિતિ થવાનું તે વખતે એક કારણ હતું. તે વખતે મને જે બીક લાગતી હતી તેનો હવે નાશ થઇ જવાથી તે વખતે એવી સ્થિતિ મારા મનની થઇ હતી તેનું જે કારણ હતું તે આપને કહેવામાં મને કાંઇ વાંધો નથી. મારા મનની ચંચળ સ્થિતિનું કારણ આપ સાંભળો. આપે મારા ઉપર અત્યંત કરૂણા કરીને મને ભોજન આપવા માટે પ્રથમ બોલાવ્યો ત્યારે મારા મનમાં એમ થવા માંડયું કે આ માણસ ભોજન આપવાને બ્હાને મને કોઈ જગ્યો પર લઇ જઇને મારૂં ભોજન લઇ જશે. આવા વિચારને વશ થઇને હું તે વખતે તદ્દન મુંઝાઈ ગયો હતો. આપે ત્યારપછી મારા ઉપર પ્રેમ લાવી મારી આંખમાં અંજન આંજી જ્યારે મને જાગ્રત કર્યો અને મારી મુંઝવણ કાંઇક દૂર કરી ત્યારે અહીંથી કેવી રીતે જલદી નાસી જઉં એવો વિચાર કરવા લાગ્યો હતો. ત્યારપછી આપ સાહેબે જ્યારે જળ પાઇને મારા શરીરને શાંત કર્યું અને મારી સાથે વાતચીત કરી ત્યારે મને કાંઇક તમારો વિશ્વાસ આવ્યો. તે વખતે મેં વિચાર કર્યો કે 'જે પ્રાણી મારા ઉપર આટલો બધો ઉપકાર કરે છે અને જેની પાસે આટલી મોટી વિભૂતિ ( દોલત ) છે તે મારી પાસેથી મારા અન્નને ચોરી જનાર કે મૂકાવી દેનાર કેમ હોઇ શકે ?' ત્યારપછી જ્યારે આપે 'આ ( તારૂં ખરાબ ભોજન ) છોડી દે અને આ ( મારૂં સારૂં ભોજન ) ગ્રહણ કર' એમ કહ્યું, ત્યારે વળી પાછું શું કરવું એવા વિચારની ગુંચમાં પડીને હું મુંઝાઇ ગયો અને વિચાર કરવા લાગ્યો કે 'તે પોતે તો મારૂં ભોજન લઈ લેતા નથી, પણ મારી પાસેથી તેનો ત્યાગ કરાવે છે; પણ મારાથી તો તેનો ત્યાગ

થઇ શકે મ નથી ત્યારે હવે તેમને ઉત્તર શું આપવો ?' છેવટે 'મારૂં ભોજન મારી પાસે રહે અને આપનું ભોજન મને મળે' એવી મેં આપને વિજ્ઞપ્તિ કરી. આપે તે સ્વીકારી સુંદર ભોજન મને આપવા હુકમ કર્યો અને તેનો જ્યારે મેં સ્વાદ ચાખ્યો ત્યારે મને વિશેષ પ્રતીતિ થઇ કે આપ મારા ઉપર અત્યંત પ્રેમવાળા છો. તે વખતે વળી મને વિચાર થવા લાગ્યો કે 'આપના કહેવાથી મારા ભોજનનો ત્યાગ કરી દઉં ? પણ ના, જો હું તેને છોડી દઇશ તો તે ભોજનપરની મૂર્છાથી આકુળવ્યાકુળ થઇને હું જરૂર મરી જઇશ. આ ધર્મબોધકર વાત કરે છે તે તત્ત્વથી ખરેખરી છે, પણ હું તેનો ત્યાગ કરી શકું તેમ નથી, અરે ! આ તો મારે માથે મોટું ધર્મસંકટ આવી પડ્યું !' આવા આવા અનેક વિચારો મારા મનમાં થયા કરતા હતા, તેથી આપ તે વખતે જે બોલતા હતા તે જેમ ભરેલા ઘડા ઉપરથી પાણી ચાલ્યું જાય તેમ ઉપર ઉપરથી ચાલ્યું જતું હતું. આપસાહેબે મારૂં મન જાણી લઇને મારા ભોજનનો ત્યાગ કરાવવામાં આવશે નહિ એમ ફરમાવ્યું ત્યારે કાંઇક સ્વસ્થતા થવાથી આપના કહેવાનો આશય મારા જાણવામાં સહજ આવ્યો છે. મારૂં ચિત્ત આવું અસ્થિર છે અને હું પાપી છું, તેથી મારે શું કરવું જોઇએ તે આપ સાહેબ હવે મને જણાવો કે જેથી આપની કહેલી હકીકત હું મારા મનમાં ધારણ કરૂં."

ઔષધના અધિકારીનું લક્ષણ.

૩૦ નિષ્પુણ્યકની આ સર્વ હકીકત સાંભળીને દયાના સમુદ્ર ધર્મબોધકરે પ્રથમ જે વાત ટુંકામાં સમજાવી હતી તે પાછી ફરીવાર અતિ વિસ્તારથી સમજાવી. ત્યારપછી પોતાનાં વિમળાલોક અંજન, તત્ત્વપ્રીતિકર પાણી અને મહાકલ્યાણક અન્નની અને ખાસ કરીને સુસ્થિત મહારાજ સંબંધી અને તેના અનેક ગુણો સંબંધી હકીકતથી તેને અજાણ્યો જાણીને તેને આ પ્રમાણે કહ્યું, "હે ભાઈ ! મને મહારાજા સાહેબે અગાઉ હુકમ કર્યો છે કે તેનાં ત્રણે ઔષધો મારે યોગ્ય માણસોનેજ આપવાં. જો એ ત્રણે ઔષધો કોઇ અયોગ્યને આપવામાં આવશે તો તે ઉપકાર નહિ કરે, એટલુંજ નહિ પણ ઉલટા અનેક પ્રકારના અનર્થોને ઉત્પન્ન કરશે. અમારા મહારાજનો આવો આદેશ સાંભળીને અમુક પ્રાણી પાત્ર છે કે નહિ તેને કેવી રીતે ઓળખવો એવી મુશ્કેલીનો મેં સવાલ પૂછ્યો હતો. તેના જવાબમાં મહારાજાધિરાજે આ ઔષધને યોગ્ય પ્રાણીનાં લક્ષણો બતાવ્યાં તે આ પ્રમાણે:—

"જે રોગી પ્રાણીઓ આ ઔષધ લેવાને હજુ સુધી યોગ્ય થયા નથી તેને સ્વકર્મવિવર દ્વારપાળ આ રાજમંદિરમાં દાખલજ કરતો નથી. મેં સ્વકર્મવિવર દ્વારપાળને હુકમ આપી રાખ્યો છે કે જે આ

ત્રણે ઔષધને યોગ્ય હોય તેવા પ્રાણીનેજ રાજભુવનમાં ખલ કરવા; અને જેઓ એ ઔષધને યોગ્ય ન હોય તેને દાખલ જ કરવા નહિ. તેમ છતાં કોઇ પ્રાણી આ મંદિરમાં દાખલ થઇ ગયેલ હોય, પણ જે મારો મહેલ જોઇને આનંદ પામે નહિ અને જે એના ઉપર મારી દૃષ્ટિ ખાસ પડે નહિ, એવા પ્રાણીઓને કોઇ બીજા દ્વારપાળે ગમે તેમ કરીને અંદર દાખલ કરેલા છે એમ તારે તેઓનાં ચિહ્ન ઉપરથી સમજી લઇને તેઓનો સંભાળથી ત્યાગ કરવો. જેઓ મારૂં મંદિર જોઇને પોતાનાં મનમાં આનંદ પામે છે-હર્ષમાં આવી જાય છે અને જેઓના આત્મા વિકસ્વર થાય છે તેવા રોગીઓનું ભવિષ્યમાં સારૂં થવાનું હોવાથી તેવાઓ ઉપર હું ખાસ કૃપાદૃષ્ટિ કરૂં છું. સ્વકર્મવિવરે જેને મંદિરમાં પ્રવેશ કરાવ્યો હોય અને જેના ઉપર મારી કૃપાદૃષ્ટિ પડતી હોય તે પ્રાણીઓ આ ત્રણે ઔષધને યોગ્ય છે એમ તારે સમજવું. આ ત્રણે ઔષધો તે પ્રાણીઓની કસોટી કરનારાં છે. એ ઔષધ પ્રાણીઓને આપવાથી તેનો તે પ્રાણી ઉપર કેવો ગુણ થાય છે તે જાણવા ઉપરથી તે આ મંદિરમાં રાખવા યોગ્ય છે કે નહિ તેની ખબર પડી આવે છે. આ ઓષધ ઉપર જે પ્રાણીઓનાં મનમાં પ્રેમ થાય અને તેનો ઉપયોગ કરવાથી ગુણ કરનાર થાય અને તેમ થવામાં પ્રયાસ કરવો ન પડે તે પ્રાણીઓને સુસાધ્ય[1] વિભાગના જીવો તારે સમજવા. જેઓ શરૂઆતમાં ઔષધોને ગ્રહણ કરે નહિ, પરંતુ જેઓને પ્રયાસ કરીને ઔષધો વાપરવા માટે સમજાવવામાં આવે અને જેઓ વખતના વહેવા સાથે ધીમે ધીમે ઔષધો વાપરે તે કૃચ્છ્રસાધ્ય[2] વિભાગના પ્રાણીઓ છે એમ તારે સમજવું. જેઓને આ ઔષધ ઉપર જરા પણ પ્રેમ ન થાય, જેઓને ઔષધ આપવાની ગોઠવણ કરવામાં આવે તે પડી ભાંગે અને જેઓ ઔષધ આપનાર ઉપર ઉલટા દ્વેષ કરે તેઓને અસાધ્ય[3] વિભાગના પ્રાણીઓ સમજવા.'

"આ પ્રમાણે અમારા મહારાજાધિરાજ સુસ્થિતરાજે મને [4]સંપ્રદાયથી કહી રાખ્યું છે તે ઉપરથી તું વચલા કૃચ્છ્રસાધ્ય વર્ગનો પ્રાણી છે એમ તારાં લક્ષણ ઉપરથી જણાય છે. બીજી પણ તને એક વાત કહું તે સાંભળ: મારી આ ઔષધ કરવાની ક્રિયા જે અનંત શક્તિથી ભરપૂર છે અને જે સર્વ વ્યાધિઓનો નાશ કરે તેવી છે તે

૧ **સુસાધ્ય** સહેલાઇથી સમજી શકે તેવા પ્રાણીઓ.

૨ **કૃચ્છ્રસાધ્ય** કૃચ્છ્ર=મુશ્કેલી. પ્રયાસ કરવાથી મહેનતે સમજી શકે તે કૃચ્છ્રસાધ્ય પ્રાણીઓ

૩ **અસાધ્ય:** ન સમજી શકે તેવા પ્રાણીઓ

૪ **સંપ્રદાય:** ઘણા કાળથી ચાલતો આવેલો પ્રવાહ, ઉત્તરોત્તર ઉતરી આવેલ હકીકત

જે પ્રાણીઓ અમારા મહારાજાને પોતાની આખી જીંદગી સુધી ખાસ કરીને ભાવથી રાજા તરીકે સ્વીકારે છે અને તે સંબંધમાં પોતાના મનમાં કોઇ પણ પ્રકારની શંકા રાખતા નથી તેને જ ગુણ કરે છે, ફાયદો કરે છે, લાભ કરે છે; તેથી તું અમારા મહારાજાને તારા નાથ તરીકે સ્વીકાર,! કારણ કે મહાત્મા પુરૂષો ભાવપૂર્વક ભક્તિથીજ પોતાના થાય છે. અનેક રોગી પ્રાણીઓ અગાઉ આ મહારાજાનો નાથ તરીકે ભક્તિપૂર્વક સ્વીકાર કરીને આનંદ પામ્યા, રોગ રહિત થઇ ગયા અને પોતાનું કામ સાધી ગયા તેના દાખલાઓ મોજુદ છે. તારા રોગો ઘણા આકરા છે, તારૂં મન તુચ્છ ભોજન ઉપર હજુ લાગેલું છે, તેથી મને એમ લાગે છે કે તારા સંબંધમાં અસાધારણ પ્રયત્ન કર્યા સિવાય તારા વ્યાધિઓ નાશ પામી જશે નહિ. તેટલા માટે હે ભાઇ! સાવધાન થઈ યત્ન કરી તારૂં મન સ્થિર કરી આ વિશાળ રાજભુવનમાં રાજી ખુશીથી રહે અને આ મારી દીકરી તને વારંવાર ત્રણે ઔષધો આપ્યા કરે તે લઇને તારા આત્માનું આરોગ્ય[1] કર."

**અલ્પ સ્વીકારનો મોટો લાભ.**

૭૧ ધર્મબોધકર મંત્રીશ્વરે આટલી વિગતથી જે લંબાણ વાત કહી તે તેણે બરાબર સ્વીકારી લીધી અને મંત્રીશ્વરે પોતાની દીકરી તદ્દયાને તેની પરિચારિકા[2] બનાવી. નિષ્પુણ્યકે પોતાના ભિક્ષા માગવાના પાત્રને એક સ્થાનકે હંમેશને માટે મૂકી દીધું અને તેની પાલના–જાળવણી કરતાં તેનો કેટલોક કાળ એ પ્રમાણેની સ્થિતિમાં ત્યાં નીકળી ગયો. તદ્દયા–મંત્રીશ્વરની દીકરી તેને રાત દિવસ ત્રણે ઔષધો આપ્યા કરે છે, પરંતુ આ નિષ્પુણ્યકને પોતાના કુભોજન ઉપર હજુ આસક્તિ ઘણી છે, તેથી તેના ઉપર જોઇએ તેટલો પ્રેમ થતો નથી. મોહથી પોતાની પાસેનું તુચ્છ ભોજન તે વધારે ખાતો હતો અને તદ્દયાએ આપેલ ભોજન બહુ થોડું ખાતો હતો, તદ્દયા તેને સંભારી આપે ત્યારે કોઇ વખત જરા અંજન આંખમાં આંજતો હતો અને તીર્થજળ પણ તદ્દયા વારંવાર કહે ત્યારે કોઇ વખત જરા પીતો હતો. તદ્દયા એને હોંશથી મહાકલ્યાણક ભોજન બહુ સારી રીતે આપતી હતી, ત્યારે તેમાંનું જરા ખાઇને બાકીનું અન્ન તે પોતાના ભિક્ષાપાત્રમાં નાખી દેતો હતો. તેના તુચ્છ ભોજનની સાથે આ સુંદર ભોજન મળવાથી તેના અન્નમાં નિરંતર વધારો થયા કરતો હતો અને તેથી તેનું અન્ન દરરોજ રાત દિવસ ખાધા કરે તોપણ પૂરૂં થતું નહોતું.

---

૧ આરોગ્ય–તંદુરસ્તી. અત્ર આત્મિક આરોગ્ય કરવાનું છે તે ધ્યાનમાં રાખવા યોગ્ય છે. ૨ સેવા કરનારી ચાકરડી–દાસી

પોતાના ભોજનમાં આવી રીતે વધારો થતો જોઇને તે મનમાં બહુ રાજી થતો હતો, પણ કોના પ્રતાપથી અને શા કારણથી પોતાના ભોજનમાં વધારો થાય છે તેનું કારણ તે કદિ વિચારતો નહોતો. પોતાના ભોજનમાં આસક્ત થયેલો નિષ્પુણ્યક સુંદર ભોજન તરફ ઓછા ઓછા આદરવાળો થતો જતો હતો અને પોતે કાંઇક સમજતો હતો છતાં જાણે તદ્દન અજાણ્યો હોય તેમ સાંસારિક મોહમાં કાળ ગાળતો હતો. પોતાનું તુચ્છ ભોજન તે રાત દિવસ ખાતો હોવાથી શરીરે હૃષ્ટપુષ્ટ થતો ગયો, પણ ત્રણે ઔષધો આદર વગર માત્ર જરા જરા કોઇ વખત વાપરતો હતો, તેથી તેના વ્યાધિઓનો સમૂળો નાશ થયો નહિ. મહાકલ્યાણક અન્ન તે એટલું થોડું થોડું લેતો હતો તેનાથી પણ તેને ફાયદો તો ઘણો થયો અને તેના વ્યાધિઓ તેથી ઓછા તો થતા ગયા, પણ વસ્તુસ્વરૂપનું બરાબર ભાન ન હોવાને લીધે અને અપથ્ય ભોજનનું જોર વધારે હોવાને લીધે તેના શરીર ઉપર કુભોજનનો વિકાર વારંવાર દેખાતો હતો; અપથ્ય ભોજનના વિશેષ ઉપયોગથી કોઇ વાર તેને શૂળ[1] નીકળતું હતું, કોઇ વખત શરીરે દાહ થઇ આવતો હતો, કોઇવાર તેને મુંઝવણ[2] થઇ આવતી હતી, કોઇ વખત તાવ આવી જતો હતો, કોઇવાર શરદી થઇ આવતી હતી, કોઇવાર જડપણું[3] જણાતું હતું, કોઇ વાર છાતીમાં અને પડખામાં વેદના થઇ આવતી હતી, કોઇ વાર [4]ઉન્માદની પીડા થઈ આવતી હતી અને કોઇ વાર શરીરને પથ્ય વસ્તુ ઉપર [5]અરૂચિ થઇ આવતી હતી. આવી રીતે એ સર્વ રોગો તેના શરીરમાં વિકાર ઉત્પન્ન કરીને કોઇ કોઇ વાર તેને ત્રાસ આપતા હતા.

૩૨ આવી રીતે વ્યાધિઓની પીડાથી ઘેરાયલા અને રડતા નિષ્પુણ્યકને એક વખત દયાળુ તદ્દયાએ જોયો અને તેના સંબંધમાં વિચાર કરીને તે બોલી, "ભાઇ! પિતાજીએ તને પ્રથમથીજ કહ્યું છે કે તારા શરીરે આ સર્વ વ્યાધિઓ છે તે ખરાબ ભોજન ઉપર તને પ્રીતિ છે તેને લઇને જ છે. અમે આ તારી સર્વ હકીકત જોઇએ છીએ, સમજીએ છીએ, પણ તને આકુળતા ન થાય તેટલા સારૂ તને તારી ખરાબ ભોજનનું ભક્ષણ કરવાથી વારતા નથી. આ ત્રણે સુંદર ઔષધો

વસ્તુવિચારણા. તદ્દયા સ્થિરીકરણ.

---

૧ **શૂળ:** બન્ને બાજુના પડખામાં ચસકા આવે તેને **શૂળ** કહે છે

૨ **મુંઝવણ:** મૂર્છા આવી જાય તેને હીસ્ટીરીઆનો વ્યાધિ કહે છે.

૩ **જડપણું:** જાડ્ય. એનાથી સુસ્તી જણાય છે, કાર્યપર અરૂચિ થાય છે.

૪ **ઉન્માદ:** સનેપાત જેવું ગાંડાપણું. ૫ **અરૂચિ:** મંદવાડમાં શરીરને લાભ કરે તેવા ભોજન ઉપર અરૂચિ–અનિચ્છા થવી એ બહુ સાધારણ છે. માંદાને અપથ્ય ઉપરજ બહુધા રૂચિ થાય છે.

જે મહા શાંતિ કરનારા છે તેના ઉપર તારી શિથિળતા છે! અને આ સર્વ પ્રકારના સંતાપને કરનારા ભોજન ઉપર તારી રૂચિ છે! ખરેખર તારી સ્થિતિ ઘણી વિચિત્ર છે. તું અત્યારે રડે છે, પણ તને શાંતિ આપે તેવી બાબત કોઇ અત્યારે તો વિદ્યમાન જણાતી નથી. બીજી એમ પણ વાત છે કે જેને અપથ્ય ઉપર પ્રેમ હોય છે તેને ઔષધ લાગુ પડી શકતાં નથી. હું તારી પરિચારિકા હોવાથી મને પણ આ બાબતમાં અપવાદ[1] આવે છે. હું તને આટલી વાત સમજાવું છું, પણ તને સારૂં કરવાની હાલ મારામાં શક્તિ નથી."

આ પ્રમાણે તદ્દયાની વાત સાંભળીને નિષ્પુણ્યક બોલ્યો, "જો તેમજ હોય તો તમારે મને હવેથી તુચ્છ ભોજનનો ઉપયોગ કરતાં વારંવાર વાર્યા કરવો, કારણ કે એ ભોજન કરવાની મને એટલી બધી પ્રેમપૂર્વક ઇચ્છા રહ્યા કરે છે કે મારી પોતાની મેળે તેનો ત્યાગ કરવાનો ઉત્સાહ મારામાં આવે એમ મને લાગતું નથી. તમારા પ્રભાવથી એ ખરાબ ભોજનનો થોડો થોડો ત્યાગ કરતાં સર્વનો ત્યાગ કરવાની શક્તિ પણ મારામાં આવશે." તદ્દયાએ હર્ષના આવેશમાં આવી જઇને કહ્યું કે "શાબાસ છે, શાબાસ છે! તારા જેવાને એ પ્રમાણે કરવું તે યોગ્ય જ છે." આ પ્રમાણે કહીને પછી તેને વધારે ખરાબ ભોજન લેતાં વારંવાર તે વારવા લાગી. આવી રીતે વારંવાર કહેવાથી તે અપથ્ય ભોજનનો થોડો થોડો ત્યાગ પણ કરવા લાગ્યો, તેમ તેમ તેના વ્યાધિઓ ઓછા પણ થવા લાગ્યા, વિશેષ પીડા થતી હતી તે અટકતી ગઈ અને ઔષધો શરીરપર અસર કરવા લાગ્યા. જ્યારે તદ્દયા નજીકમાં હોય ત્યારે નિષ્પુણ્યક સુંદર ભોજન કરે અને અપથ્ય ભોજન થોડું લે, તેથી વ્યાધિઓ ઓછા થાય, પરંતુ તે જરા દૂર જાય એટલે હજુ તેનામાં અપથ્ય ભોજન ઉપર લંપટપણું ઘણું હોવાથી તે ખાવા મંડી જાય અને ઔષધો જરા લે નહિ, તેથી વળી પાછો અજીર્ણ-વિકાર થઇ આવે.

ધર્મબોધકરે પોતાની દીકરી તદ્દયાને આખા લોકના પાલક તરીકે અગાઉથી નીમેલી હતી, તેથી તેને તો અનંત લોકની સંભાળ રાખવાના કામમાં રોકાઇ રહેવાનું હતું, તેને લઇને તે આ નિષ્પુણ્યક પાસે તો કોઇ કોઇવાર આવી શકતી, એટલે બાકીનો બધો વખત તે તદ્દન છુટો રહેતો હતો. એવા વખતમાં અપથ્ય ભોજન ખાવાથી તેને કોઈ

[1] અપવાદઃ ઠપકો, લોકમાં અપ્રિયપણું.

વારતું નહિ, તેને લીધે વ્યાધિ સંબંધી વિકારો પાછા ઉદ્ભવી નીકળતા હતા, જેથી પાછું 'એ ભગવાન્ એના એ'-એના જેવું થઇ જતું હતું. એ તો પછી તેજ ખાડો અને તેજ મેંઢાંવાળી વાત થતી હતી.[૧]

૩૩ આવી રીતે વ્યાધિઓથી તેને પીડા પામતો ધર્મબોધકરે એક વખત જોયો. તે વખતે ધર્મબોધકરે તેને આ પ્રમાણે હજુ પણ પીડા પામવાનું કારણ પૂછ્યું. એ સવાલના જવાબમાં નિષ્પુણ્યકે પોતાની સર્વ હકીકત તેને જણાવી અને પછી કહ્યું, "સાહેબ! આપની દીકરી તદ્દયા મારી પાસે દરરોજ રહી શકતી નથી અને તેની ગેરહાજરીમાં આ મારા વ્યાધિઓ બહુ વધી જાય છે, તેટલા માટે પ્રભુ! આપ મારે માટે પ્રયાસ કરીને કાંઇ એવી ગોઠવણ કરો કે મને સ્વપ્નમાં પણ જરાએ પીડા થાય નહિ."

ધર્મબોધકર મંત્રીશ્વરે જણાવ્યું "ભાઇ! તારે શરીરે વારંવાર પીડા થઇ આવે છે તેનું કારણ અપથ્ય ભોજનનું સેવન છે. આ તદ્દયાને ઘણાં કામો સોંપેલાં હોવાથી તે તો આખો વખત એક યા બીજા કામમાં વ્યાકુળ રહે છે, તેથી તને અપથ્ય સેવતાં વારંવાર વારે એવી કોઇ સ્ત્રી હોય તો તેને તારી પરિચારિકા નીમી આપું. તું તારા આત્માને હિત શું કરવાથી થાય છે તે જાણતો નથી, પથ્ય ભોજન કરવાથી દૂર દૂર નાસતો ફરે છે અને તારૂં તુચ્છ ભોજન કરવામાં નિરંતર પ્રેમ રાખ્યા કરે છે, તેથી મારે તારા સંબંધમાં શું કરવું?" નિષ્પુણ્યક ધર્મબોધકરનાં આવાં વચન સાંભળી ઉત્તરમાં બોલ્યો "પ્રભુ! આપ આવું હવે કદિ બોલશો નહિ. આપનો હુકમ હવે કદિ ઉલ્લંઘીશ નહિ, ફેરવીશ નહિ, આપની આજ્ઞા બરાબર માન્ય કરીશ."

નિષ્પુણ્યકનું ભલું થાય તેના ખ્યાલમાં થોડો વખત ધર્મબોધકરે તેની વાત સાંભળ્યા પછી વિચાર કર્યો અને પછી તેઓ બોલ્યા "એક સદ્બુદ્ધિ[૨] નામની મારા હુકમમાં રહેનારી છોકરી છે તેને બીજું બહુ કામ નથી, મારો વિચાર તેને તારી [૩]પરિચારિકા (દાસી) બનાવવાનો છે. તે મારી બાળિકા તારી પાસે નિરંતર રહેશે અને તને

---

૧ સાંજે ગોવાળ બૂમ મારે તો બકરા એકઠા થઈ જાય છે, પણ મેંઢા ચાલ્યા આવતાં નથી; પણ મેંઢાની ખાસીઅત એવી હોય છે કે તે દરરોજ અમુક ખાડામાંજ બેસે છે અને સાંજે ગોવાળ તેને હાંકી લેવા ત્યાંજ જાય છે. મતલબ એ છે કે તેજ ખાડા તરફ મેંઢા જાય છે. જેવા-તેવા એ રીતે આ અર્થ જોડવાનો છે.

૨ આ **સદ્બુદ્ધિ** તે Conscience છે. એના પર બરાબર ખ્યાલ કરવો.

૩ **પરિચારિકા**-નોકરડી, દા, હાજરીમા રહેનાર, પાસે રહેનાર, a female attendant.

પથ્ય–હિત કરનાર શું અને અપથ્ય શું છે તેનો વિચાર બતાવશે. આવી સારી દાસી હું તને આપું છું તેથી હવે તારે તારા મનમાં જરા પણ ગભરાવું નહિ. તે ઘણી જાણકાર હોવાથી તેનાથી ઉલટી રીતે ચાલનાર અને આદર વગરના પ્રાણી ઉપર જરા પણ ઉપકાર કરતી નથી, તેથી જો તને સુખ મેળવવાની ઇચ્છા હોય અને દુઃખથી તને ભય ઉત્પન્ન થયેલ હોય તો તે જે કહે તે પ્રમાણે તું દરરોજ કરજે, એ પ્રમાણે હું તને ખાસ હુકમ કરૂં છું, ભલામણ કરૂં છું અને તને ભાર દઇને કહું છું કે તારે તેના કહેવા પ્રમાણેજ કરવું. તેને જે પસંદ ન આવે તે મને પણ પસંદ નથી જ એમ તારે સમજી લેવું. તદ્દયાને અનેક જગ્યોએ કામ હોય છે તો પણ વચ્ચે વચ્ચે કોઈ કોઇ વાર તે પણ તારી પાસે આવી જઇને તને જાગ્રત રાખ્યા કરશે. માત્ર તારૂં હિત કરવાની બુદ્ધિથી અમે તને ટુંકામાં સારભૂત વાત કહીએ છીએ કે જો તારે સુખ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો સદ્બુદ્ધિને રાજી રાખવા માટે તારાથી બની શકે તેટલો પ્રયત્ન તું કર્યા કરજે. જે મૂર્ખ પ્રાણીઓ સારી રીતે આરાધના–સેવા કરીને સદ્બુદ્ધિને પ્રસન્ન કરતા નથી તેના ઉપર આપણા મહારાજા, હું પોતે, કે આ મંદિરમાં રહેનાર બીજું કોઈ પ્રસન્ન થતું નથી. જેના ઉપર તે સદ્બુદ્ધિની અવકૃપા થાય છે તે પ્રાણીઓ દુઃખ ભોગવવાને લાયક ગણાય છે. એના પ્રસાદ સિવાય લોકમાં સુખ આપનાર બીજું કોઈપણ કારણ નથી. મારી જેવા તો તારાથી છેટા રહેનાર હોય છે, પણ આ સદ્બુદ્ધિ તો દરરોજ આખો વખત તારી પાસે જ રહેશે, માટે તારા પોતાના સુખ માટે તારે તેની આરાધના કરવી સર્વ રીતે ઉચિત છે. ” નિષ્પુણ્યકે આ બાબતમાં સંમતિ આપવાથી ધર્મબોધકરે સદ્બુદ્ધિને તેની પરિચારિકા બનાવી અને ત્યારથી ધર્મબોધકર નિષ્પુણ્યકના સંબંધમાં નિશ્ચિંત થયા.

સદ્બુદ્ધિનું પરિણામ.

૩૪ હવે થોડા દિવસ સદ્બુદ્ધિ પેલા દ્રમકની પાસે રહી, તેટલા વખતમાં તેના સંબંધમાં જે બન્યું તે ખાસ જાણવા લાયક હોવાથી અહીં કહેવામાં આવે છે તે સાંભળો. અત્યાર સુધી તે દરિદ્રી બહુ રાગપૂર્વક તુચ્છ ભોજન ઘણું ખાતો હતો, છતાં ધરાતો નહિ, તેટલું બધું તુચ્છ ભોજન હવે તે ખાતો નહિ અને તેના સંબંધની ચિંતા પણ જે તેને બહુ રહેતી હતી તે હવે નાશ પામી હતી. ઘણા કાળથી તેને ટેવ પડી ગઇ હતી તેથી કોઇ કોઇ વાર હજુ પણ તુચ્છ ભોજન કરતો હતો, પરંતુ તે તૃપ્તિ પૂરતું જ કરતો હતો, અને તે પણ બહુ ગૃદ્ધિ–આસક્તિથી કરતો નહોતો, તેથી તેના મનની શાંતિનો નાશ થતો નહોતો.

અત્યાર સુધી બહુ આગ્રહ કરવામાં આવે ત્યારે ત્રણે ઔષધોનો ઉપયોગ તે કરતો હતો, તેને બદલે હવે તે પોતાની મેળે રાજીખુશીથી ત્રણે ઔષધો વાપરવા લાગ્યો અને તે લેવામાં તેને હોંશ પણ વધારે વધારે થવા લાગી. પોતાની જાતને નુકશાન કરે તેવા અપથ્ય ભોજન ઉપર તેની પ્રીતિ ઓછી થવાને લીધે અને પોતાની જાતને લાભ કરે તેવી ત્રણે વસ્તુઓ ઉપર તેની પ્રીતિ વધવાને લીધે તેને જે લાભ થયો તે હવે કહેવામાં આવે છે. અગાઉ જે વ્યાધિઓનાં નામો ગણાવ્યાં હતાં તે હવે તેના શરીરને પીડા કરતા નહોતા અને કાંઈ કાંઇ નરમ પણ પડવા લાગ્યા હતા. તેને કદાચ કોઇ વખત સહજ પીડા થઇ આવતી તો તે પણ થોડા વખતમાં ઓછી થઇ જતી અને આખરે મટી જતી હતી. એ દરિદ્રીને હવે ખરા સુખનો રસ કેવો છે તેનો સ્વાદ આવવા લાગ્યો, તેનું ભયંકર રૂપ હતું તે દૂર થતું ગયું અને તેનામાં શાંતિ આવી ગયેલી હોવાથી તેના સુખ ઉપર સંતોષ પણ બહુ દેખાવા લાગ્યો.

સદ્‌બુદ્ધિ સાથે વાતચિત.

૩૪ એક દિવસ એકાન્તમાં રહેલો તે પોતાના મનમાં અત્યંત રાજી થઇને નિરાકુળપણે સદ્‌બુદ્ધિ સાથે વાત કરવા લાગ્યો, "ભદ્રે! મારા શરીરમાં આ શું બધું નવાઈ જેવું લાગે છે? તું જો તો ખરી, અત્યાર સુધી જે શરીર સર્વ દુઃખથી ભરપૂર હતું તેજ શરીર હવે સુખથી ભરપૂર થઇ ગયું જણાય છે." સદ્‌બુદ્ધિએ જવાબ આપ્યો, "ભાઈ! સારી રીતે પથ્ય સેવવાથી અને તારા શરીરને નુકશાન કરનાર વસ્તુ ઉપરના રાગને દૂર કરવાથી એ સર્વ લાભ થયો છે. લાંબા વખતની ટેવથી ખરાબ ભોજન કદાચ કોઇ વાર તું કરે છે ખરો, પણ તે વખતે હું નજીકમાં હોવાથી તને તેમ કરતાં બહુ શરમ આવે છે. એ ખરાબ ભોજનનો ઉપયોગ જ્યારે શરમ સાથે કરવામાં આવે છે ત્યારે તેની અસર નહિ જેવી થઇ જાય છે, ઉપરાંત તેના ઉપર તિરસ્કાર હોવાથી-ગૃદ્ધિ નહિ હોવાથી વારંવાર તે ખાવાની ઇચ્છા પણ થયા કરતી નથી. આવા પ્રકારની વૃત્તિ થઈ ગયાં પછી તેવું ખરાબ ભોજન કદાચ થોડું ખાઇ લીધું હોય તો તેથી શરીરે વ્યાધિઓને વધારનાર તે થઇ જતું નથી. તારા મનમાં આનંદ અને સુખ થાય છે તે આ કારણથી થયેલ છે."

૩૫ નિષ્પુણ્યકે કહ્યું, "જો એમજ હોય તો તે ખરાબ ભોજનનો હું સર્વથા ત્યાગ કરી દઉં કે જેથી મને ઉંચા પ્રકારનું સુખ સારી રીતે પ્રાપ્ત થાય."

સદ્બુદ્ધિએ જવાબમાં કહ્યું, "વાત તો તદ્દન યોગ્ય છે, પરંતુ તેનો ત્યાગ બરાબર વિચાર કરીને કરજે, કારણ કે તજ્યા પછી તેના ઉપરના પૂર્વ પ્રેમને લઇને અગાઉના જેવી આકુળવ્યાકુળતા તને થવી ન જોઇએ. એક વાર એનો ત્યાગ કર્યા પછી વળી ફરીવાર તેના ઉપર સ્નેહ થઇ આવે તેના કરતાં તો ત્યાગ ન કરવો એજ વધારે ઠીક ગણાય, કારણ કે એ તુચ્છ ભોજન ઉપર સ્નેહ રાખવાથી વ્યાધિઓ બહુ વધી જાય છે. ખરાબ ભોજન થોડું થોડું કરવાથી અને ત્રણે ઔષધનો વધારે વધારે ઉપયોગ કરવાથી તારા વ્યાધિઓ નરમ પડ્યા છે અને તને શાંતિ થયેલી છે, તેટલું થવું પણ અત્યંત દુર્લભ છે. એક વાર સર્વથા ત્યાગ કર્યા પછી તેવા તુચ્છ ભોજનની ઇચ્છા કરનારા તો મહામોહના પ્રતાપથી વ્યાધિઓની લાઘવતા[1] પણ જલ્દી મેળવી શકતા નથી. આ બાબતનો સારી રીતે વિચાર કરીને મનમાં જો ખરેખર ત્યાગ કરવા યોગ્ય ભાસે તોજ ઉત્તમ મનુષ્યોએ તેનો સર્વથા ત્યાગ કરવો ઉચિત છે." સદ્બુદ્ધિનો આવો જવાબ સાંભળીને તેનું મન જરા ગભરાટમાં પડી ગયું, તેથી શું કરવું તેનો બરાબર નિશ્ચય તે કરી શક્યો નહિ.

*સર્વથા ત્યાગને અંગે સાવચેતી.*

૩૬ ત્યારપછી એક દિવસ એમ બન્યું કે મહાકલ્યાણક ભોજન ખૂબ સારી રીતે ખાધા પછી લીલામાત્રથી તેણે ખરાબ ભોજન જરા લીધું. તે વખતે સુંદર ભોજન ખાવાથી તે ધરાઈ ગયેલો હોવાને લીધે અને સદ્બુદ્ધિ તેની પાસે હોવાને લીધે સુંદર ભોજનના ગુણો તેના મન ઉપર બહુ અસર કરવા લાગ્યા, તેથી તે વિચાર કરવા લાગ્યો–'આ મારૂં પોતાનું તુચ્છ ભોજન છે તે અત્યંત ખરાબ થઇ ગયેલું, શરમ ઉપજાવે તેવું, મેલથી ભરેલું, કંટાળો ઉપજાવે તેવું, ખરાબ રસવાળું, નિંદવા યોગ્ય અને સર્વ દોષોનું સ્થાન છે. આવું હું જાણું છું છતાં તેના ઉપરનો મોહ હજુ નાશ કેમ પામતો નથી? મને એમ લાગે છે કે એનો સર્વથા ત્યાગ કર્યા વગર મને સંપૂર્ણ સુખ કદિ મળશે નહિ. હું એનો ત્યાગ કરી દઉં અને અત્યાર સુધીના તેના પરના રાગથી કદાચ પાછો હું તેને ત્યારપછી યાદ પણ કરૂં તો તે પણ દુઃખનું કારણ છે એમ સદ્બુદ્ધિએ મને કહ્યું છે અને જો તેનો એકદમ ત્યાગ નથી કરતો તો દુઃખના દરિયામાં હું હમેશાં પડ્યોજ રહું છું; ત્યારે મારે શું કરવું? હું તદ્દન શક્તિવગરનો નિભાગી છું. અથવા તો મોહને લીધે

1 લાઘવતા–ઓછાશ.

આવા સંકલ્પ મને થયા કરે છે; પણ તેમ કરવાની જરૂર શું છે ? હું તો આ કુભોજનનો સર્વથા ત્યાગ કરી દઉં, પછી જે થવાનું હશે તે થશે; અને વાસ્તવિક રીતે એમાં બીજું થવાનું પણ શું છે ? ત્યાગ કર્યા પછી તુચ્છ ભોજનનું મને નામ પણ યાદ આવશે નહિ. રાજ્ય પ્રાપ્ત થયા પછી પોતાનું અગાઉનું ચંડાળપણું કોણ યાદ કરે ?" આ પ્રમાણે મનમાં નિશ્ચય કરીને સદ્બુદ્ધિને કહ્યું, "આ મારૂં ભોજન ભરવાનું વાસણ લે અને તેમાંથી ખરાબ ભોજન ફેંકી દઇને તેને ધોઇને સાફ કરી આપ." સદ્બુદ્ધિએ તેને જવાબમાં કહ્યું, "આ બાબતમાં તારે ધર્મબોધકરને પૂછવું વધારે સારૂં છે. સારી રીતે વિચાર કરીને કરેલાં કામમાં પાછળથી ફેરફાર કરવો પડતો નથી."

## નિષ્પુણ્યક–સપુણ્યક.

દૃઢ નિશ્ચય. ત્યાગાનંદ.

પછી તે દ્રમક પોતાની સાથે સદ્બુદ્ધિને લઇને ધર્મબોધકરની પાસે ગયો અને ત્યાં જઇને તેની પાસે પોતાની સર્વ હકીકત કહી સંભળાવી. ધર્મબોધકરે કહ્યું "તેં બહુ સારો વિચાર કર્યો છે અને વાત બહુ સારી છે. માત્ર જે કરવું તે ચોક્કસ નિશ્ચય કરીને કરવું કે જેથી ભવિષ્યમાં કોઇપણ દિવસ લોકોમાં હાંસીને પાત્ર થવાનો વખત આવે નહિ." દરિદ્રીએ જવાબ આપ્યો, "નાથ! વારંવાર તેને તેજ વાત મને શામાટે કહ્યા કરો છો ? મારો હવે એ બાબતમાં એટલો નિશ્ચય થઇ ગયો છે કે કુભોજન ખાવા તરફ મારૂં મન જરા પણ જતું નથી." તેનો આવો જવાબ સાંભળીને વિચક્ષણ ધર્મબોધકરે બીજા ડાહ્યા માણસો સાથે વિચાર કરી તે દ્રમકની પાસે ઠીકરાનું વાસણ હતું તે તજાવી દીધું, તેને ચોખા પાણીવડે સારી રીતે સાફ કર્યું અને તેમાં મહાકલ્યાણક ભોજન સારી રીતે ભર્યું. પેલા દ્રમકને તેમાં પ્રમોદ થવાથી તે દિવસથીજ તેમાં વધારો થવા માંડ્યો. આ પ્રમાણે થવાથી ધર્મબોધકર બહુ રાજી થયા, તદ્દયા હરખઘેલી થઇ ગઇ, સદ્બુદ્ધિના આનંદમાં ઘણો વધારો થયો અને આખું રાજ-મંદિર ખુશી ખુશી થઇ ગયું. તે વખતે લોકો આ પ્રમાણે બોલવા લાગ્યા–"આ નિષ્પુણ્યક જેના ઉપર સુસ્થિત મહારાજાની કૃપાદૃષ્ટિ થઇ હતી, જે ધર્મબોધકરને પ્રિય હતો, જેનું તદ્દયા લાલનપાલન કરતી હતી, જે સદ્બુદ્ધિથી દરરોજ અધિષ્ઠિત હતો અને થોડા થોડા અપથ્ય ભોજનનો જે ત્યાગ કર્યા કરતો હતો તે ત્રણ ઔષધના સેવનથી અત્યારે અનેક વ્યાધિઓથી રહિત જેવો થઇ ગયો છે અને તેથી

હવે તે નિષ્પુણ્યક નથી, પણ સપુણ્યક છે." ત્યારપછીથી લોકો તેને નિષ્પુણ્યકને બદલે સપુણ્યકના નામથી ઓળખવા લાગ્યા. પુણ્ય વગરના પ્રાણીઓને આવી અનુકૂળતાઓ અને સગવડો ક્યાંથી મળી શકે? જે જન્મથી દરિદ્રી અને ઓછા નશીબવાળો હોય છે તે ચક્રવર્તીપણાને યોગ્ય થતોજ નથી.

**રાજમંદિરમાં સપુણ્યકસ્થિતિ.**

૩૭ ત્યારપછી તે સપુણ્યક સદ્બુદ્ધિ અને તદ્દયાની સાથે રાજમંદિરમાં રહેવા લાગ્યો, ત્યારથી તેની જે સ્થિતિ બની તે હવે કહીએ છીએ. તે શરીરને નુકશાન કરે તેવું અપથ્ય ભોજન કરતો નહિ હોવાથી તેના શરીરે પ્રગટપણે મોટી પીડા ઘણું ખરૂં તો થતીજ નહોતી અને કદાચ પૂર્વના દોષથી સહજ પીડા થઇ આવતી તો તે બહુ થોડી અને થોડા વખત સુધી રહે તેવી થતી હતી. એને હવે કોઇ પ્રકારની ઇચ્છાઓ રહેલી ન હોવાથી તે લોકવ્યાપારનો વિચાર પણ કરતો નહિ અને અત્યંત આનંદમાં આવીને પૂર્ણ હોંશથી વિમળાલોક અંજન પોતાની આંખોમાં વારંવાર આંજતો હતો, જરા પણ થાક્યા વગર તત્ત્વપ્રીતિકર પાણી દરરોજ પીતો હતો અને પેલું સુંદર મહાકલ્યાણક ભોજન દરરોજ સારી રીતે ખાતો હતો. આ અંજન, જળ અને ભોજનના ઉપયોગથી દરેક મીનિટે તેના બળમાં વધારો થવા લાગ્યો, ધૈર્યમાં વધારો થવા લાગ્યો, શાંતિમાં વૃદ્ધિ થવા લાગી, તેમજ રૂપમાં, શક્તિમાં, પ્રસન્નપણામાં તેમજ બુદ્ધિની અને ઇંદ્રિયોની પટુતામાં ઘણો વધારો થવા લાગ્યો. તેના શરીરમાં રોગો બહુ હોવાને લીધે હજુ સુધી તેને તદ્દન આરામ થયો નહોતો, છતાં તેના શરીરપર ઘણો મોટો ફેરફાર થયેલો દેખાતો હતો. અત્યાર સુધી જે ભૂત પ્રેત જેવો અત્યંત ભયંકર અને કદ્રૂપો લાગતો હતો અને કોઇને તેના સામું જોવું પણ ગમતું નહોતું તે હવે મનુષ્યનો સુંદર આકાર ધારણ કરનાર થઇ ગયો હતો. અગાઉ દરિદ્રીપણામાં તુચ્છતા, અધૈર્ય, લોલુપતા, શોક, મોહ, ભ્રમ વિગેરે હલકા ભાવો તેનામાં બહુ હતા તે ત્રણે ઔષધના આસેવનથી લગભગ નાશ પામવા જેવા થઇ ગયા હતા અને તે તેને જરા પણ પીડા કરતા ન હોવાથી તે નિરંતર આનંદી મનવાળો થઇ ગયો હતો.

### ઔષધદાન નિર્ણય. કથાની ઉત્પત્તિનો પ્રસંગ.

૩૮ એક દિવસ અત્યંત આનંદમાં આવી જઇને સદ્બુદ્ધિને તેણે પૂછ્યું, "ભદ્રે! આ સુંદર ત્રણે ઔષધો મને કયા કર્મના યોગથી

મળ્યા ? ” સદ્બુદ્ધિએ જવાબ આપ્યો, “ ભાઇ ! અગાઉ જે આપ્યું હોય છે તેજ પાછું મળે છે એમ લોકોમાં કહેવાય છે, તેથી એમ જણાય છે કે અગાઉ તેં કોઇ વખત અન્યને એ વસ્તુઓ આપી હશે. ” સદ્બુદ્ધિનો આવો જવાબ સાંભળીને સપુણ્યક વિચાર કરવા લાગ્યો. “ જો કોઇને દીધેલું હોય તે જ પાછું મળતું હોય તો અનેક પ્રકારે કલ્યાણ કરનાર આ ત્રણે ઔષધો હું યોગ્ય પાત્રોને સારી રીતે આપું કે જેથી ભવિષ્યમાં–અન્ય જન્મમાં તે ન ખુટે તેટલાં મને મળ્યા કરે. ”

૩૯ તેના મનમાં આવા પ્રકારનો નિશ્ચય થયો તે સુસ્થિત મહારાજે સાતમે માળે બેઠા બેઠા જોયો, ધર્મબોધકરને તે બહુ પસંદ આવ્યો, તદ્દયાએ તેને વધાવી લીધો, સર્વ લોકોએ તેની પ્રશંસા કરી અને સદ્બુદ્ધિને તો તે બહુજ ગમી ગયો. આ હકીકત તેના જાણવામાં આવવાથી તેને પોતાને ( સપુણ્યકને ) પણ એમ લાગવા માંડ્યું કે ‘ હું પુણ્યવાન્ હોવાથી લોકોમાં બહુ ઉત્તમ સ્થાન ભોગવું છું. હવે કોઇ મારી પાસે આવીને આ ત્રણે ઔષધો માગશે તો તેને હું જરૂર આપીશ. ’ એવા વિચારથી આપી દેવાની ઇચ્છાપૂર્વક તે દરરોજ લેવા આવનારની રાહ જોઇને બેસી રહેતો હતો. પ્રાણી પોતે અત્યંત નિર્ગુણી હોય, પણ મહાત્મા પુરૂષો જો તેની મોટાઇ વધારે છે તો તે આ અધમ દરિદ્રીની પેઠે અભિમાની થઈ જાય છે. હકીકત એવી હતી કે મંદિરમાં જે લોકો રહેતા હતા તે દરરોજ ત્રણે ઔષધોનો સારી રીતે ઉપયોગ કરનારા હતા અને તેના જોરથી કોઇ પણ પ્રકારની ચિંતા પીડા વગરના હોઇને પરમ ઐશ્વર્યવાળા થઈ ગયેલા હતા. જેઓએ તુરતમાંજ એ રાજમંદિરમાં પ્રવેશ કર્યો હતો અને જેઓ દ્રમકની જેવા ( પોતાનું ત્રણ ઔષધરૂપ ધન જેઓ પાસે કાંઇ ન હોય તેવા નિર્ધનીઓ ) હતા તેઓ બીજા પાસેથી ત્રણે ઔષધો સારી રીતે મેળવી શકતા હતા. આ પ્રમાણે હોવાથી મંદિરમાં ઘણા કાળથી આવી રહેલા અથવા નવા આવનારામાંથી કોઈ પણ ઔષધો લેવા માટે તેની પાસે આવતા નહિ અને તે સપુણ્યક ચોતરફ યાચના કરનારની રાહ જોતો ચક્ષુ ફેરવતો બેસી રહેતો હતો.

૪૦ આવી રીતે ઘણો વખત રાહ જોઇને બેસી રહેવા છતાં જ્યારે ઔષધનો ખપી કોઇ તેની પાસે આવ્યો નહિ ત્યારે વળી તેણે એક દિવસ સદ્બુદ્ધિને આ પ્રમાણે થવાનું કારણ પૂછ્યું. સદ્બુદ્ધિએ કહ્યું, “ભાઈ! તારે બહાર આવીને ઘોષણાપૂર્વક આ ત્રણે ઔષધો પોકારી પોકારીને જે કોઇ લે તેને આપવાં અને એમ કરતાં જો કોઇ લેનાર મળી આવશે તો બહુ સારૂં થશે. ” સદ્બુદ્ધિની આવી સલાહથી “ ભાઇઓ ! મારી

પાસેથી આ ઔષધો ગ્રહણ કરો, ગ્રહણ કરો." એ પ્રમાણે ઉંચા સ્વરથી બોલતો તે ઘરે ઘરે ફરવા લાગ્યો. તેની આવી આઘોષણા સાંભળીને જે અત્યંત હલકા પ્રાણીઓ હતા તે કોઇ કોઇ વખત જરા જરા ઔષધ તેની પાસેથી લેતા હતા અને બીજા તેવાજ હલકા પ્રાણીઓ મનમાં વિચાર કરતા હતા કે 'અહો! અગાઉ આ ભિખારીને આપણે જોયો હતો, તે અત્યારે ગાંડો થઈ ગયો હોય એમ જણાય છે. જુઓ તો ખરા! રાજસેવક પાસેથી ઔષધ મેળવીને હવે તે આપણને આપવા નીકળી પડ્યો છે!' આવો વિચાર તેના સંબંધમાં કરીને તે માણસો તેની મશ્કરી કરતા હતા, કેટલાક તેને ઉડાવતા હતા અને કેટલાક તેના તરફ બેદરકારી બતાવી તેના તરફ તદ્દન નિરાદર ભાવ બતાવતા હતા.

સદ્બુદ્ધિએ કરેલ સમાધાન.

આવી રીતે સપુણ્યકને અન્ય પ્રાણીઓને દાન આપવાની થયેલી રૂચિ તેમજ તેના ઉત્સાહને ભાંગી નાખે એવી તુચ્છ લોકોની વર્તણુક જોઇને તે સદ્બુદ્ધિને કહેવા લાગ્યો, "ભદ્રે! મારૂં ઔષધ તો જે ભિખારીઓ હોય છે તેજ માત્ર ગ્રહણ કરે છે, કોઇ મોટા માણસો તો મારી પાસેથી લેતા નથી અને મારી ઇચ્છા તો એવી છે કે સર્વ લોકો મારાં ઔષધનો ઉપયોગ કરે. વિશુદ્ધ દર્શન કરનાર મહાશયા! ભૂત ભવિષ્યની વિચારણા કરવામાં તું ઘણી પ્રવીણ છે, તો મહાત્મા પુરૂષો મારી પાસેથી ઔષધો ગ્રહણ કરતા નથી તેનું કોઇ કારણ હોવું જોઇએ તે તું શોધી આપ."

દાનનો માર્ગ અને લેવાની પ્રાર્થના.

આવો સપુણ્યક તરફનો પ્રશ્ન સાંભળીને 'સપુણ્યકે મને મોટા કામમાં જોડી' એવો વિચાર કરતી વિચક્ષણ સદ્બુદ્ધિએ મહા ધ્યાનમાં પ્રવેશ કર્યો અને એ પ્રમાણે કામ બનવામાં અંતરંગ કારણ શું છે તેનો પોતાના મનમાં નિર્ણય કરીને તે બોલી, "સર્વ પ્રાણીઓ તારાં ઔષધોને ગ્રહણ કરે તેવો એકજ ઉપાય છે અને તે એ છે કે જે રાજમાર્ગમાં લોકોની આવજા બહુ થતી હોય ત્યાં લાકડાના વિશાળ પાત્રમાં આ ત્રણે ઔષધો મૂકીને પછી પોતાના મનમાં વિશ્વાસ રાખીને તારે દૂર બેસી રહેવું. તારૂં અગાઉનું દરિદ્રીપણું સંભારીને જે લોકો આ ઔષધો તારા હાથથી ગ્રહણ કરતા નથી તેઓમાંહીજ કોઇ કોઇ તેના અર્થી હશે તે ત્યાં કોઇને નહિ દેખવાથી પોતાની મેળે જ પાત્રમાંથી ઔષધો ગ્રહણ કરશે. તેમાંથી કોઇક ખરો ગુણવાન્ પ્રાણી પણ તારૂં ઔષધ લેનારો નીકળી આવે તો તું તરી ગયો ( તારો મનોરથ પૂર્ણ

થઇ જશે ) એમ હું માનું છું, કારણ કે કોઇ જ્ઞાનમય પાત્ર આવશે, કોઇ તપમય પાત્ર આવશે, એમાંથી ગમે તે પાત્ર આવશે, તે તને તારશે." સદ્બુદ્ધિના આવા કુશળ જવાબથી સપુણ્યકના આનંદમાં સારી રીતે વધારો થયો અને સદ્બુદ્ધિએ તેને જે પ્રમાણે કહ્યું તે પ્રમાણે તેણે કર્યું. તેટલા માટે આ હકીકત કહેવામાં આવી છે કે એ દરિદ્રીએ બતાવેલાં ઔષધને જે પ્રાણીઓ ગ્રહણ કરશે તે સર્વ રોગ વગરના થઇ જશે, કારણ કે નીરોગી થવાનાં કારણભૂત તે ત્રણે ઔષધોજ છે. જે હકીકત અહીં કહેવામાં આવી છે તે તમામને માટે ( જે આવે તે સર્વને માટે ) કહી છે અને તે ગ્રહણ કરવાથી રચનાર ઉપર ઉપકાર થાય તેમ છે, માટે તે વિષયમાં મારી ઉપર દયા ( કૃપા ) વાળા સર્વેએ તે ( ત્રણે વસ્તુઓ ) લેવાની કૃપા કરવી, સર્વ તે લેવાને યોગ્ય છે.

આ પ્રમાણે દૃષ્ટાન્ત આપની પાસે ટુંકામાં કહી સંભળાવ્યું, હવે તેનો ઉપનય ( ગર્ભિત આશય-રહસ્ય-સાર ) કહેવામાં આવે છે તે સાંભળો.[1]



---

૧ અહીં સુધી ઉપોદ્ઘાતરૂપે સિદ્ધર્ષિ ગણિએ પોતાની વાર્તા કહી. એ વાર્તાનો દરેક શબ્દ અર્થગર્ભિત છે, તે ઉપનયની યોજનાથી જણાશે. આ ઉપોદ્ઘાત તેવી રીતે અર્થવિચારણાથી પૂર્ણ કરી આ પ્રાથમિક વિષય બંધ કરવામાં આવશે અને તેવી રીતે શ્રોતાઓને તૈયાર કરી પછી મહાકથાની શરૂઆત કરવામાં આવશે. આ પદ્ધતિ ચાલુ ઉપોદ્ઘાતની પદ્ધતિને કેટલી મળતી છે તે માટે ઉપોદ્ઘાત જુઓ

## સંક્ષિપ્ત ઉપનય.

અહીં જે અદૃષ્ટમૂલપર્યંત નામનું નગર કહેવામાં આવ્યું છે તે આ સંસાર જેની શરૂઆત અને છેડો કાંઇ દેખાતો નથી તે છે એમ સમજવું. ત્યાં એક દરિદ્રીનું વર્ણન કરવામાં આવ્યું છે તે મહામોહથી હણાયલો, અનંત દુઃખથી ભરેલો અને પુણ્ય વગરનો પૂર્વકાળનો મારો જીવ સમજવો. ભિક્ષા લેવા માટે તેની પાસે એક વાસણ છે એમ જે અગાઉ બતાવવામાં આવ્યું હતું તે ગુણ અને દોષનાં આધારરૂપ આયુષ્ય[1] સમજવું. તે નિષ્પુણ્યકને તોફાની છોકરાઓ ત્રાસ આપતા હતા તે કુતીર્થીઓ સમજવા, તેને વેદના થાય છે એમ કહ્યું તે તેના મનની ખરાબ સ્થિતિ સમજવી, રાગ વિગેરે રોગો સમજવા અને અજીર્ણ–અપચો તેને થતો હતો તે કર્મનો સંચય[2] સમજવો. ભોગોની ત્યાં વાત કરવામાં આવી છે તે સ્ત્રી પુત્ર વિગેરે સમજવા. તે જીવની અત્યંત આસક્તિનું નિમિત્ત હોવાથી સંસાર વધારનાર ગણાય છે અને તેથી તેને કદન્ન–તુચ્છ અધમ ભોજન તરીકે ઓળખવામાં આવ્યું છે. ત્યાં સુસ્થિત મહારાજ રાજમંદિરના ઉપરના માળ ઉપર બેઠા છે એમ કહેવામાં આવ્યું છે તેને પરમાત્મા સર્વજ્ઞ શ્રી જિનેશ્વર ભગવાન્ સમજવા. આનંદને ઉત્પન્ન કરનાર અને અનેક પ્રકારની રાજલક્ષ્મીથી ભરપૂર રાજમંદિરનું ત્યાં વર્ણન કર્યું છે તે જિનશાસન સમજવું. એ રાજમંદિરમાં સ્વકર્મવિવર નામે દ્વારપાળ છે તે પોતાના કર્મોનો ઉચ્છેદ–નાશ સમજવો. તે કર્મવિવર સિવાય અન્ય દ્વારપાળો પણ ત્યાં છે એમ કહેવામાં આવ્યું છે તે મોહ, અજ્ઞાન, લોભ વિગેરે છે એમ તત્ત્વવિચારકોએ સમજી લેવું.

તે રાજભુવનમાં રાજાઓ તે આચાર્યો સમજવા, મંત્રી ઉપાધ્યાય સમજવા, યોદ્ધાઓ તે ગણની ચિંતાનું કાર્ય કરનાર વિદ્વાન્ ગીતાર્થો સમજવા, તલવર્ગિક (ભાયાત–ગરાસદારો) તે સામાન્ય સાધુઓ સમજવા, શાંત પ્રકૃતિની વૃદ્ધ સ્થવિરાઓ તે આર્યા સાધ્વીઓ સમજવી, સેનાનીઓ તે રાજભુવનનું રક્ષણ કરવા માટે પ્રાણ આપે તેવા શ્રાવકો સમજવા. ત્યાં વિલાસીનીઓ બહુ છે એમ કહ્યું તે ભક્તિ કરવાની રૂચિવાળી શ્રાવિકાઓ સમજવી. એ રાજભુવનમાં શબ્દ વિગેરે

[1] Span of Life  [2] સંચય–એકઠું કરવું તે.

વિષયમાં બહુ આનંદ થાય છે એવું વર્ણન કરવામાં આવ્યું છે, તેવી જ હકીકત વિશુદ્ધ ધર્મના પ્રભાવથી સારી રીતે પ્રાપ્ત થાય છે. મને પ્રતિબોધ કરનાર સૂરિ મહારાજ તે ધર્મબોધકર મંત્રી સમજવા અને તેઓની મારા ઉપર કૃપા થઈ તે તદ્દયા સમજવી. વિમળાલોક અંજનની વાત કરી તે જ્ઞાન સમજવું, તત્ત્વપ્રીતિકર જળ તે સમ્યક્ત્વ સમજવું અને ( વિદ્વાન્ માણસોએ ) મહાકલ્યાણક ભોજન તે ચારિત્ર સમજવું, સદ્બુદ્ધિને પરિચારિકા બનાવી તે સારે માર્ગે પ્રવર્તાવનારી સારી બુદ્ધિ સમજવી અને એ ત્રણે વસ્તુઓને ધારણ કરનાર કાષ્ટનું પાત્ર કહેવામાં આવ્યું તે આ ઉપમિતિ ભવપ્રપંચા કથા સમજવી. આ પ્રમાણે સામાન્ય રીતે યોજના કરી બતાવી. હવે એજ હકીકત વિસ્તારથી કહેવામાં આવે છે.[1]



૧ મૂળ ગ્રંથમા અહી સુધી પદ્ય છે, હવેથી ગદ્ય આવે છે અને પ્રથમ પ્રસ્તાવના બાકીના આખા વિભાગમા ગદ્ય છે. આ ગ્રંથનુ ખરેખર ગૌરવ શુ છે તે આ ઉપોદ્‌ઘાત જેવા પ્રથમ વિભાગથીજ જણાય છે. આ વિશેષાર્થ યોજના અગાઉની વાર્તા સાથે રાખીને વાચવાથી બહુ આનદ આવશે. સગવડ માટે પછવાડેનાં પૃષ્ઠોના અક આપ્યા છે અને પેરેગ્રાફને સખ્યા આપી છે. આ પ્રથમ પ્રસ્તાવ વાચ્યા પછી આખો ગ્રંથ સમજવો ઘણો સહેલો થઈ જશે.



## દાર્ષ્ટાન્તિક યોજના–કથાનો ઉપનય.

અવતરણ:—તત્ત્વવેદી પુરૂષોનો એ માર્ગ છે કે અન્યનું કલ્યાણ કરવામાં જોડાયલા હોવાથી કારણ વગર તેઓ કાંઇ વિચાર[1] કરે નહિ. કદાચ અજાણપણામાં તેઓના મનમાં કોઈ વિચાર પ્રયોજન વગર આવી જાય તોપણ તેઓ નિમિત્ત વગર કાંઇ બોલે[2] નહિ, તત્ત્વને નહિ જાણનાર માણસોની વચ્ચે તેઓ રહેતા હોય અને કદાચ કાંઇ બોલે તો તેઓ હેતુ વગર ચેષ્ટા[3] તો કરેજ નહીં, તેઓ જો કારણ વગર ચેષ્ટા કરે તો પછી તત્ત્વ નહિ જાણનારમાં અને તેઓમાં કાંઇ તફાવત રહેતો ન હોવાથી તેઓનું તત્ત્વજ્ઞપણું નાશ પામી જાય છે. આ પ્રમાણે હોવાથી જેઓ પોતાની ગણતરી તત્ત્વના જાણકાર પ્રાણીઓમાં કરાવવા ઇચ્છતા હોય તેઓએ દરેક વખતે પોતાના વિચાર, વાણી અને વર્તનનું સાર્થકપણું[4] વારંવાર વિચારવું અને આ હકીકત જેઓ સમજી શકતા હોય તેઓની પાસે તે કહી સંભળાવવી. આવા તત્ત્વવેદી પુરૂષો નકામા વિચાર, ઉચ્ચાર અને વર્તનમાં ખોટી રીતે સાર્થકપણું માનનારાઓને તેમ કરતાં કૃપા કરીને વારે છે–અટકાવે છે. આ પ્રમાણે હોવાથી હું પણ મારી પ્રવૃત્તિનું સાર્થકપણું પ્રથમથી જણાવું છું. મારી ઇચ્છા ઉપમિતિ ભવપ્રપંચા કથાનો આરંભ કરવાની છે તે તમે જાણો છો, તે વાત મેં બીજું દૃષ્ટાંત આપીને તમને બતાવી છે. તે હકીકત જો તમારા ધ્યાનમાં આવી ગઇ હોય તો હે ભવ્ય પ્રાણીઓ ! મારા ઉપર કૃપા કરી બીજા વિક્ષેપોનો ત્યાગ કરીને આ કથાનો આંતરંગ અર્થ સાંભળો કે જેથી તેનો આશય–અભિપ્રાય શો છે તે આપના ધ્યાનમાં આવે.



---

૧ સંકલ્પ આ મનોયોગની પ્રવૃત્તિ થઈ.

૨ આ વચનયોગની પ્રવૃત્તિ થઈ.

૩ આ કાયયોગની પ્રવૃત્તિ થઈ.

૪ યોગ્ય બાબતમાં મન, વચન અને કાયાના યોગની પ્રવૃત્તિ.



(૧)

## અદૃષ્ટ મૂલપર્યન્ત નગર.

દૃષ્ટાન્તમાં અનેક પ્રાણીઓથી ભરપૂર અને સદા સ્થિર રહેનારૂં અદૃષ્ટ મૂલપર્યંત નામનું નગર કહ્યું તે આ આદિ અને અંત વગરનો અવિચ્છન્ન રૂપવાળો અને અનંતા પ્રાણીઓના સમૂહથી ભરેલો સંસાર સમજવો.

આ સંસારનું નગરપણું[1] કલ્પ્યું છે તે બરાબર છે. એ નગરમાં ધોળાં ઘરોની હાર બતાવી છે તે આ સંસારનગરમાં દેવલોક વિગેરે સ્થાનો સમજવાં; તે નગરમાં બજારના માર્ગો કહ્યા છે તે આ સંસારનગરમાં એક જન્મમાંથી બીજા જન્મમાં અવતાર લેવાની પદ્ધતિ સમજવી; જૂદા જૂદા વેપાર કરવાનાં કરિયાણારૂપ નાના પ્રકારનાં સુખદુઃખો સમજવાં; તેની (ચીજોની) કિમ્મત સમાન અહીં અનેક પ્રકારના પુણ્ય-પાપ[2] સમજવાં; તે નગરમાં વિચિત્ર પ્રકારનાં ચિત્રોથી ઉજળાં લાગતાં અનેક દેવકુળો કહેવામાં આવ્યાં છે તે આ સંસારનગરમાં:આગળ પાછળની હકીકતનો વિચાર નહિ કરનારા, મૂળથી ભ્રમમાં પડી જનારા, ભોળા મનુષ્યના ચિત્તને આક્ષેપ કરનારા સુગત,[3] કણભક્ષ,[4] અક્ષપાદ,[5] કપિલ[6] વિગેરેએ બતાવેલાં કુદર્શન-

---

૧. પૃ. ૧૫ પરનો આખો પેરા ન. ૧ વાંચી લેવો. આ પ્રમાણે હવે પછી પારીગ્રાફોની સંખ્યા સરખાવતા જવી.

૨ બજારમાં વસ્તુ ખરીદવા માટે જેમ પૈસાની જરૂર પડે છે તેમ અહીં પુણ્ય અને પાપથી સુખ અને દુઃખ અનુક્રમે ખરીદી શકાય છે

૩ **બુદ્ધદેવ:** આ બૌધ વિગેરે સર્વ મતોનુ સ્વરૂપ **આનંદઘન પદ્યરત્નાવલી** (પ્રથમ ભાગ) માં પૃ. ૩૯૧ પર વિસ્તારથી આપ્યુ છે. બૌદ્ધો ક્ષણિકવાદી છે, આ મતના સ્થાપક બુદ્ધદેવને **સુગત** કહેવામા આવે છે. આ મતો પર ચોથા પ્રસ્તાવમાં પુષ્કળ વિવેચન આવશે. (જુઓ વિભાગ ૨-પરિશિષ્ટ ન ૦૩)

૪ **કણભક્ષ: વૈશેષિક** દર્શનના સ્થાપનારને કણભક્ષ અથવા કણાદ કહેવામાં આવે છે. સદર પુસ્તકના પૃ. ૩૯૮ પર આ સબંધમા વિશેષ હકીકત બતાવવામાં આવી છે. એ મત **પરમાણુવાદીના** નામથી ઓળખાય છે.

૫ **અક્ષપાદ: ન્યાયદર્શનના** પ્રણેતા. તે **ગૌતમના** નામથી પણ પ્રસિદ્ધ છે. નૈયાયિકો સાત પદાર્થ માને છે, વૈશેષિકો સોળ માને છે. જુઓ સદર પુસ્તક પૃ. ૩૯૨

૬ **કપિલ: સાંખ્યદર્શન** બતાવનાર કપિલના નામથી ઓળખાય છે. આ દર્શન

કુમતો સમજવાં; એ રાજમંદિરમાં ક્રીડામાં કલકલ અવાજ કરનારા બાળકોની વાત કહેવામાં આવી છે તે આગળ પાછળની હકીકતનો વિચાર નહિ કરનારા, મોહથી ભ્રમમાં પડી જનારા બાળ લોકો-ભોળા અજ્ઞાની જીવો સમજવા, બીજી રીતે એ કુમત પોતે પણ કલકલ કરતા બાળક જેવી ચેષ્ટા કરે છે અને આગળ પાછળનો સંબંધ વિચાર્યા વગર જેમ આવે તેમ પરસ્પર વિરોધી વાક્યો પણ કહી દે છે.

નગર વર્ણન વિવેક.

એ નગરમાં ઊંચા ઊંચા કોટ-કિલ્લાઓ કહ્યા તે આ સંસારનગરમાં ક્રોધ, માન, માયા, લોભરૂપ ચારે કષાયો છે; એને કિલ્લા જેવા ગણવાનું કારણ એ છે કે જેમ કિલ્લાઓથી ઘેરો ઘાલવા આવનાર શત્રુઓનાં મનમાં ઉદ્વેગ થાય છે તેમ આ ચારે કષાયો વિવેકી મહાપુરુષોનાં મનમાં પણ ઉદ્વેગનું કારણ ઉત્પન્ન કરે છે. તે નગરની આસપાસ ઓળંગી ન શકાય એવી ખાઇ કહેવામાં આવી છે, તે રાગદ્વેષ અથવા તૃષ્ણારૂપ હોવાથી કદી પણ ઓળંગી ન શકાય તેવી સમજવી; કારણ કે જેવી રીતે સાધારણ ખાઈ પણ ચોર વિગેરેથી ઓળંગી શકાતી નથી, માત્ર પ્રબળ શત્રુજ તેના પર સામ્રાજ્ય મેળવી તેને ઓળંગી શકે છે; તેમ આ તૃષ્ણારૂપ ખાઇ સંસારનગરને બરાબર ચોતરફ વીંટાઇ રહી તેનું રક્ષણ કરે છે અને મહામોહમાંજ એટલું સામર્થ્ય છે કે તે તેને ઓળંગી જાય છે; એટલે એ ખાઇ કરતાં પણ મહામોહનું જોર વધારે છે. તે નગરમાં મોટાં સરોવરો છે એમ કહેવામાં આવ્યું છે તે શબ્દ વિગેરે વિષયો સમજવા, કારણ કે તે વિષયજળથી કદિ ભરાઈ શકાતા નથી અને ઘણા ગંભીર છે; એટલે જેમ મોટાં સરોવરો જળથી કદિ પૂરાં ભરાઈ શકાતાં નથી તેમ આ ઇંદ્રિયોના વિષયો પણ વિષયરૂપ જળથી કદિ પૂરા ભરાઇ શકાતા નથી; એટલે એને ભોગવનાર કદિ તૃપ્ત થઈ શકતા નથી અને સરોવરોની પેઠે તે બહુ ઉંડા હોય છે એટલે તેનાં મૂળ સુધી પહોંચવામાં બહુ મુશ્કેલી પડે છે. તે નગરમાં શત્રુને ત્રાસ કરે તેવા મોટા ભયંકર કુવાઓ કહ્યા તે આ સંસારનગરમાં પ્રિય[1] ( વસ્તુ અથવા વહાલા )-નો વિયોગ, અનિષ્ટ (પસંદ ન પડે તેવા પદાર્થો અથવા સંબંધીઓ)નો

---

૨૫ તત્ત્વ માને છે. આ ઉપરાત પાચમું **જૈમિનીય** દર્શન આવે છે. આ દર્શન સબધી વિસ્તારથી હકીકત શ્રી**ષડ્દર્શનસમુચ્ચય** ગ્રથમાં શ્રી **હરિભદ્રસૂરિએ** બતાવી છે. છએ દર્શન તથા બીજા સપ્રદાયોની હકીકત એકતાળીશમા પદના વિવેચનમાં અવતરણરૂપે કરી છે.

૧ પ્રિયવિયોગ, અનિષ્ટસયોગ એ આર્ત્તધ્યાનના ભેદો છે. એનુ વિસ્તારથી સ્વરૂપ જાણવાના ઈચ્છકે **જૈન દૃષ્ટિએ યોગ** ( પ્ર. ભાગ ) પૃ. ૧૩૧-૧૩૩ ની હકીકત વિચારણાપૂર્વક મનન કરવી.

સંયોગ, સંબંધીનું મરણ, ધનનું હરણ વિગેરે ભાવો સમજવા, કારણ કે અંધકૂપોમાં જેમ પાણીના કલ્લોલ થયા કરે છે અને અનેક પક્ષીઓ ત્યાં આવીને વસે છે તેવી રીતે આ સંસાર પણ ઇષ્ટવિયોગ અનિષ્ટ-સંયોગ વખતે પડેલાં આંસુઓથી ભરપૂર રહે છે અને મિથ્યાત્વવાસિત પ્રાણીઓનો આધારભૂત હોય છે એટલે ઇષ્ટવિયોગ અનિષ્ટસંયોગ વખતે જે અપધ્યાન થાય છે તે બહુધા મિથ્યાત્વ અવસ્થામાં બહુ જોરમાં હોય છે અને એ મિથ્યાત્વવાળા પ્રાણીરૂપ પક્ષીઓ આવા અંધકૂપમાં આવીને પોતાના માળા નાખે છે. તે નગરનાં ફળફૂલથી ભરપૂર અનેક વનો છે એમ કહ્યું છે તે આ સંસારનગરમાં પ્રાણીઓનાં શરીર સમજવાં, કારણકે જેમ વનો-જંગલો ભમરાના ગુંજારવથી અનેક પ્રકારનો ત્રાસ આપે છે અને તેનું મૂળ શોધી કાઢવું અશક્ય થઇ પડે છે તેવી રીતે શરીરરૂપ વનમાં ઇંદ્રિયો અને મનરૂપ ભમરા નિરંતર ગુંજારવ કર્યા કરે છે અને ત્રાસ આપ્યા કરે છે; તેમજ પોતાનાં કર્મરૂપ જૂદા જૂદા પ્રકારનાં ઝાડો, ફૂલ અને ફળના ભારથી ભરેલ હોવાને લીધે તે દુઃખનું કારણ થાય છે અને તેના મૂળનો પત્તો લાગતો નથી; એટલે જીવનો અને શરીરનો સંબંધ ક્યારથી શરૂ થયો તે સંબંધી સમજણ એકદમ પડી શકતી નથી. આવી રીતે જેમ તે અદૃષ્ટમૂલપર્યંત નગર અનેક આશ્ચર્યોથી ભરપૂર કહ્યું છે તેવી રીતે આ સંસારનગરમાં પણ અનેક પ્રકારનાં આશ્ચર્યો થયાં કરે છે.

( ૨ )

## નિષ્પુણ્યક દરિદ્રી.

એ અદૃષ્ટમૂલપર્યંત નગરમાં નિષ્પુણ્યક નામનો ભિખારી છે એમ કહ્યું છે તે આ સંસારમાં સર્વજ્ઞશાસનની[૧] પ્રાપ્તિ થયા પહેલાં અહીં તહીં ચારે ગતિમાં રખડનારો મારો જીવ[૨] જાણવો. તે પુણ્ય વગરનો હોવાથી તેનું નિષ્પુણ્યક નામ આપવામાં આવ્યું છે તે યોગ્ય છે. તે દરિદ્રીને મોટા પેટવાળો એમ કહેવામાં આવ્યું છે તેમ આ જીવ વિષયરૂપ કુભોજનથી કદિ ધરાતો ન હોવાને લીધે ઘણું ખાવાથી મોટા પેટવાળો છે એમ સમજવું. એ નિષ્પુણ્યક દરિદ્રી સગાં સંબંધી વગરનો છે એમ કહેવામાં આવ્યું છે તેમ આ જીવના સંબંધમાં પણ બરાબર સમજવું એટલે કે તે અનાદિ કાળથી સંસારની રખડપટ્ટીમાં એકલો

૧ જૈનશાસનની, ૨ આ ગ્રંથના કરનાર **સિદ્ધર્ષિ ગણિ** આ આખા પ્રસ્તાવમા પોતાની વાત કરે છે. તેઓ માર્ગ પર આવ્યા પહેલાં પોતાની જાતને કેટલી નિંદે છે તે વિચારવા યોગ્ય છે. દરેક જીવે એ હકીકત ઘણે દરજ્જે પોતાની જાતને લાગુ પડે છે એમ સમજી લેવું. **નિષ્પુણ્યક**ની આખી હકીકત ખાસ મનન કરી વિચારવા યોગ્ય છે.

ઉત્પન્ન થાય છે, એકલો મરણ પામે છે, અને પોતાનાં કર્મ પ્રમાણે એકલો સુખ અથવા દુઃખ અનુભવે છે અને તે પ્રમાણે હોવાથી પરમાર્થથી કોઇ તેના સગાં કે સંબંધી નથી. તે નિષ્પુણ્યક ભિખારી દુર્બુદ્ધિ છે એમ કહ્યું તેમ આ જીવ પણ ઘણો મૂર્ખ છે, કારણકે અનેક દુઃખ આપનાર ઇંદ્રિયના વિષયોને પ્રાપ્ત કરીને તે રાજી થાય છે, પરમાર્થથી તેના ખરા દુશ્મનો કષાયો છે તેની તે સેવા કરે છે અને ભાઇઓની જેમ તેની સાથે વર્તે છે, મિથ્યાત્વ ( વિપર્યય ) જે ખરેખરી રીતે અંધપણું છે તેને શુભ દૃષ્ટિરૂપ ગણી તેનો આદર કરે છે, નરકમાં પડવાના કારણરૂપ અવિરતિપણામાં[1] આનંદ માને છે, અનેક પ્રકારના અનર્થોને ઉત્પન્ન કરનાર પ્રમાદસમૂહ[2] રૂપ શત્રુઓ તરફ જાણે તેઓ પોતાના અતિ વહાલા મિત્ર હોય તેમ વહાલથી જુએ છે, મન, વચન, કાયાના અશુભ યોગો તેના ધર્મધનને લુંટનારા હોવાથી ખરેખરી રીતે ચોર જેવા છે, તેને તે બહુ પૈસા પેદા કરનાર કમાઉ દીકરા જેવા ગણે છે અને પુત્ર સ્ત્રી ધન સુવર્ણ વિગેરે સંસારમાં આકરાં બંધન જેવાં છે, છતાં તેને અત્યંત આનંદનાં કારણ માને છે. આ પ્રમાણે હોવાથી આ જીવ અત્યંત દુર્બુદ્ધિ છે.

દારિદ્ર્ય મૂર્તિ.

પેલા ભિખારીને પૈસા વગરનો દરિદ્રી બતાવ્યો તેમ આ જીવની પાસે શુદ્ધ ધર્મની એક કોડિ પણ ન હોવાથી તે દારિદ્ર્યની મૂર્તિજ છે. જેમ તે દરિદ્રીને પુરુષાર્થ વગરનો કહેવામાં આવ્યો તેમ આ જીવ પણ પોતાના કર્મબંધનના હેતુઓનો[3] નાશ કરવાની શક્તિ વગરનો હોવાથી પુરુષકાર[4] વગરનો છે એમ સમજવું. જેમ તે ભિખારીનું શરીર ભૂખથી લેવાઇ ગયું હતું એમ કહેવામાં આવ્યું છે તેમ વિષય-સેવનની ઇચ્છારૂપ આ જીવની ક્ષુધા કદિ પણ શાંત થતી નહિ હોવાને લીધે ભૂખથી લેવાઇ ગયેલા શરીરવાળો તેને સમજવો. તે દ્રમકને અનાથ કહ્યો તેમ આ જીવને પણ સર્વજ્ઞરૂપ નાથ-સ્વામી મળેલા નહિ હોવાને લીધે તે અનાથ જ છે. તે ભિખારીનાં હાડકાં જમીન ઉપર શયન કરવાથી ઘસાઇ ગયાં હતાં તેમ અત્યંત ખરાબ આકરાં પાપોની ભૂમિ

---

૧ **અવિરતિપણું**: ત્યાગભાવને વિરતિપણું કહેવામાં આવે છે, તેથી વિરૂદ્ધ અવસ્થા-ત્યાગ નહિ કરવાપણાના ભાવને અવિરતિપણું કહેવામા આવે છે

૨ મદ્ય, વિષય, કષાય, વિકથા અને નિદ્રા.

૩ **કર્મબંધનના હેતુ** ચાર છેઃ મિથ્યાત્વ ( અજ્ઞાન ), અવિરતિ (ઉપર જુઓ) કષાય અને યોગો. એને નાશ કરવામાં પુરૂષાર્થ-આત્મવીર્યની બહુ જરૂર પડે છે.

૪ **પુરૂષકાર**:-શકિત, તાકાત.

પર આળોટતો હોવાથી આ પ્રાણીનાં સર્વ અંગો અને ઉપાંગો જાણે દળાઇ ગયાં હોય એવો તે દેખાય છે. જેમ તે ભિખારીનું આખું શરીર ધૂળથી મલિન થયેલું હતું તેમ નિરંતર બંધાતાં પાપકર્મોનાં પરમાણુરૂપ ધૂળથી આ જીવનું આખું શરીર મલિન થયેલ છે. જેમ ફાટેલ તૂટેલ કપડાથી તે ભિખારીનું શરીર નહિ જેવું ઢંકાયલું હતું તેમ આ જીવની આકૃતિ પણ મોહની કળાઓને[1] સૂચવનારી નાની નાની ધજાઓથી વીંટાયલી છે અને બીભત્સ રૂપ ધારણ કરે છે. તે દરિદ્રીને નિંદનીક અને દીન ( ગરીબડો-રાંક ) કહેવામાં આવ્યો તેમ આ જીવ પણ વિવેકના સ્થાનભૂત સજ્જનોથી નિંદા પામે છે અને ભય શોક ઉત્પન્ન કરનારાં તુચ્છ કર્મોથી ભરેલો હોવાને લીધે અત્યંત દીન-રાંક છે એમ સમજવું.

**ભિક્ષાપાત્ર અને અટન.**

પેલો નિષ્પુણ્યક ભિખારી અદૃષ્ટમૂલપર્યંત નગરમાં આખો વખત ભીખ લેવા માટે ઘેર ઘેર ભટકે છે એમ કહ્યું, તેમ આ જીવ પણ સંસારનગરમાં વિષયરૂપ તુચ્છ ભોજન મેળવવાની આશાના પાશમાં વીંટળાઇ રહી એક જન્મમાંથી બીજામાં અને બીજામાંથી ત્રીજામાં એમ ઉંચાં નીચાં ઘરોમાં આખો વખત ભટકયા કરે છે. ભીખ લેવા માટે તેની પાસે ભાંગેલું-ખોખરૂં ઠીકરૂં છે એમ કહેવામાં આવ્યું હતું તે વાસણને સ્થાનકે આ જીવનું આયુષ્ય સમજવું, કારણ કે તે વાસણ જ વિષયરૂપ કુત્સિત અન્નને અને ચારિત્રરૂપ મહાકલ્યાણ કરનાર ભોજનને લેવાનો આધાર છે અને તે આયુષ્યને લઇને જ આ જીવ વારંવાર સંસારનગરમાં ભટકે છે.

( ૩ )

**તોફાની છોકરાઓ.**

તે રાંક ભિખારીને દુર્દાન્ત છોકરાઓ વારંવાર મારતા હતા અને તેના પર થયેલા લાકડી, મુઠ્ઠી અને માટીના પ્રહારથી તે અધમુઓ થઇ ગયો હતો એમ કહેવામાં આવ્યું હતું, તે આ જીવના ખોટા વિકલ્પો, શુષ્ક તર્કો, તેને ઉત્પન્ન કરનાર ગ્રંથો અને તેવા ગ્રંથના ઉપદેશક કુતીર્થીઓ સમજવા. તેઓ જ્યારે આ બાપડા જીવને જુએ છે ત્યારે તેના તરફ સેંકડો ખોટા હેતુરૂપ મુદ્દગરોના ઘા કરીને તેના તત્ત્વાભિમુખ શરીરના[2] ટુકડે ટુકડા કરી નાખે છે. આવી રીતે પોતાનું શરીર જર્જરિત

---

૧ **મોહની કળાઓ**:-મોહના જૂદા જૂદા આવિર્ભાવો.

૨ શુષ્ક તર્કો આ જીવને ખોટી દલીલ પૂરી પાડે છે અને સત્ય માર્ગથી દૂર રાખે છે, એથી એના **તત્ત્વાભિમુખ શરીરને** ઘા લાગ્યા કરે છે એટલે તે સત્ય તત્ત્વ પામી શકતો નથી.

થઇ ગયા પછી આ પ્રાણી કાર્ય કે અકાર્યનો વિચાર કરી શકતો નથી, અમુકઃવસ્તુ ખાવા યોગ્ય છે કે નહિ તેનું સ્વરૂપ કળી શકતો નથી, અમુક પ્રવાહી પીવા યોગ્ય છે કે નહિ તેનું સ્વરૂપ જાણી શકતો નથી, અમુક વસ્તુ ત્યાગ કરવા યોગ્ય છે કે ગ્રહણ કરવા યોગ્ય છે તે સમજી શકતો નથી, પોતાને અને પારકાને ગુણ અને દોષના નિમિત્તકારણ ક્યા છે તે લક્ષ્યમાં લઈ શકતો નથી. પછી તે ખોટા તર્કથી વિચારશક્તિને ભરી દઇને વિચારે છે કે–' પરલોક ન હોવો જોઇએ, સારાં ખરાબ કર્મનાં ફળ હોઇ શકે જ નહિ, આત્મા જેવી કોઇ વસ્તુ હોવાનો સંભવ લાગતો નથી, કોઇ પ્રાણી સર્વજ્ઞ હોઇ શકે નહિ, હોવાનો દાવો કરી શકે નહિ અને સર્વજ્ઞે બતાવેલો મોક્ષમાર્ગ હોઇ શકે નહિ–વિગેરે વિગેરે.' આવા આવા વિચાર કુતીર્થીના પરિચયથી અને માઠા સંકલ્પોથી વારંવાર થયા કરે છે તે સર્વ આ જીવને પીડા આપનાર દુર્દાન્ત–તોફાની છોકરાઓ સાથે સરખાવવા યોગ્ય છે. શુદ્ધ તત્ત્વજ્ઞાનથી ઉલટી દિશાએ પોતાનું વલણ રાખીને પછી અતત્ત્વમાં પોતાનું મન લગાડે છે અને તેને પરિણામે તે પ્રાણીઓની હિંસા કરે છે, ખોટું બોલે છે, પારકાનું ધન ચોરી લે છે, વિષયાસક્ત થાય છે, પરિગ્રહનો[1] સંચય કરે છે, પોતાની ઇચ્છાનું માપ કરતો નથી, હદ બાંધતો નથી, માંસ ખાય છે, દારૂ પીએ છે, કોઇ સારો ઉપદેશ આપે તે ગ્રહણ કરતો નથી, ખોટા માર્ગનો પ્રકાશ કરે છે, નમસ્કાર કરવા યોગ્ય મહાત્મા પુરુષોની નિંદા કરે છે, નમસ્કાર ન કરવા યોગ્ય હોય તેની સેવા કરે છે, પોતાના અને પારકાના ગુણ દોષના નિમિત્તકારણ[2] તરફ દોડે છે અને બીજા માણસોની નિંદા કરે છે અને એવી રીતે સર્વ પાપો આચરે છે.

**પાપાચરણથી થતાં દુઃખો.**

એવી રીતે અનેક પાપો આચરવાને લીધે તે પ્રાણી આકરાં કર્મો બાંધે છે, તેને લઈને તે નરકમાં પડે છે. ત્યાં ( નરકમાં ) તે કુંભીપાકવડે[3] રંધાય છે, કરવતવડે વેરાય

૧ ધન, ધાન્ય, ઘર વિગેરે વસ્તુઓનુ એકઠુ કરવુ તેને **પરિગ્રહ** કહેવામાં આવે છે.

૨ અમુક બાબત સારી છે કે ખરાબ છે તે જાણે છે, પણ તેમ થવાનું કારણ પોતાના કર્મ વિગેરે છે તેને ધ્યાનમા લેતો નથી. શુદ્ધ પાઠ गच्छति स्वपरयोर्न विभेदम् પોતાનુ ખરેખરૂ અને પારકુ તે બે વચ્ચે તફાવત સમજતો નથી. गच्छति स्वपरयोर्गुणदोषनिमित्तम् એવો પાઠ હોય તો એનો અર્થ એમ કરવો કે ગુણ દોષનાં નિમિત્તો–બાહ્ય કારણો તરફ ધ્યાન આપે છે, અંદર પ્રવેશ કરી શકતો નથી. સુજ્ઞ મનુષ્યો નિમિત્ત કારણ તરફ જતા નથી પણ ઉપાદાન કારણને શોધે છે

૩ **કુંભીપાકઃ** નરકનો ભયંકર અગ્નિ.

છે, વજ્ર જેવા કાંટાઓથી ભરેલા શાલ્મલી વૃક્ષ[1] ઉપર તેને ચઢાવવામાં આવે છે, ચીપીઆવડે મોઢું ઉઘાડીને ચીસ પડાવે તેવું તપાવેલું સીસું તેના મ્હોંમાં રેડવામાં આવે છે, ત્યાં તેને પોતાનું જ માંસ ખવરાવાય છે, અત્યંત તપાવેલી ભઠ્ઠીઓમાં તે ભુંજાય છે; પરૂ, ચરબી, લોહી, મળ, મૂત્ર અને આંતરડાંથી અત્યંત ભયંકર બનેલી વૈતરણી નદીમાં તેને તરવું પડે છે અને તરવારની ધાર જેવાં અણીદાર પાંદડાંવાળાં વૃક્ષોથી ભરપૂર જંગલોમાં ખંડ ખંડ થાય છે. આ સર્વ પીડાઓ તેને પોતાના પાપથી પ્રેરાયલા પરમાધાર્મિક નામના અસુરો કરે છે.

[2]નરકગતિમાં આ જીવ હોય છે ત્યારે તેને ભૂખ એવી સખ્ત લાગે છે કે આખી દુનિયાનાં સર્વ પુદ્દગલો ખાઈ જવાથી પણ તે ભૂ-

---

૧ **શાલ્મલી વૃક્ષ**—એક જાતના તીવ્ર કાંટાથી ભરેલું ભયંકર નારકીનું ઝાડ.

૨ નારકી સાત છે. તે દરેકમાં મોટા આયુષ્યવાળા જીવો ઉપજે ત્યારથી તે મરણ પામે ત્યાંસુધી અનેક પ્રકારનાં દુઃખો અનુભવે છે. ત્યાં સુખનું નામ પણ હોતું નથી અને દુઃખ એટલું આકરૂં હોય છે કે તેની કલ્પના કરવી પણ મુશ્કેલ છે. નારકીમાં વેદના ત્રણ પ્રકારની હોય છે: **ક્ષેત્ર**વેદના, **અન્યોન્યકૃત** વેદના અને **પરમાધામીકૃત** વેદના.

(૧) **ક્ષેત્ર**વેદનાનો વિચાર કરતાં નરકાવાસ બે પ્રકારના છે. શીત અને ઉષ્ણ. તે બન્ને પ્રકારના નરકાવાસમાં શીત અને તાપની વેદના અસહ્ય છે અને એટલી સખ્ત છે કે તેનો ખ્યાલ કરવો પણ મુશ્કેલ છે. નારકીના શરીરનાં પરમાણુઓ પણ તેને અનેક પ્રકારે દુઃખ આપે તેવા હોય છે. શીત અને ઉષ્ણ વેદના ઉપરાંત બીજી આઠ પ્રકારની વેદના ક્ષેત્રસબંધી ગણાવવામાં આવી છે. ભૂખ મટે નહિ, તરસ છીપે નહિ, ખરજ મટે નહિ, પરવશ રહે, નિરંતર શરીરમાં તીવ્ર તાવ–તાપ–રહ્યા કરે, શરીરે દાહ બળ્યા કરે, ભય અત્યંત થયા કરે, શોક બહુ સખ્ત રહે—આવી રીતે કુલ ક્ષેત્રવેદના દશ પ્રકારની બતાવી છે.

(૨) **અન્યોન્યકૃત** વેદના: નારકીના જીવો વૈક્રિય શરીરવાળા હોવાથી તેઓનું પારા જેવું શરીર છૂટું પડતાં પાછું એક થઇ જાય છે. પૂર્વ વૈર સંભારી નારક જીવો એક બીજા સાથે અનેક પ્રકારના યુદ્ધો મચાવે છે, કાપાકાપી કરે છે, સામા જીવને ત્રાસ આપે છે અને જાતે દુઃખી થાય છે; તેવા યુદ્ધ કરવા માટે પોતાના શરીરો અને શસ્ત્રો પણ અનેક પ્રકારનાં વિકુર્વે છે અને આવી રીતે પરસ્પર એકબીજાનાં દુઃખમાં મોટો વધારો કરે છે.

(૩) **પરમાધામીકૃત** વેદના: તુચ્છ જાતિના અસુરો કે જેઓ અન્યને દુઃખ દેવામાંજ રાજી થાય છે, તેઓ ઉપર ગ્રંથમાં જણાવ્યું તેમ નારકીના જીવોને અનેક પ્રકારનાં દુઃખો આપે છે, ત્રાસ પમાડે છે અને તેઓને રડતા, રાડો પાડતા, દુઃખી થતાં જોઇ આનંદ માને છે. આ અસુરોને પરમાધાર્મિક અસુરો કહેવામાં આવે છે.

ખની શાંતિ થાય નહિ; તેને તરસ એટલી આકરી લાગે છે કે આખી દુનિયાના સર્વ સમુદ્રોનાં પાણી એક સાથે પીવાથી પણ તે છીપે નહિ; ત્યાં તે ઠંડા [1]ક્ષેત્રની ઠંડીથી મહા પીડા પામે છે; ઉષ્ણ-ગરમ ક્ષેત્રમાં ગરમીથી મહા હેરાનગતિ ભોગવે છે; અને એ ઉપરાંત બીજા નારકીનાં જીવો[2] તેને અનેક પ્રકારે દુઃખ આપે છે. તે વખતે આ પ્રાણી મહા દુઃખથી આકુળવ્યાકુળ થઇ 'હે માતા ! રક્ષણ કર, હે તાત ! હે નાથ ! રક્ષણ કરો, રક્ષણ કરો.' એમ રાડો પાડીને બોલ્યા કરે છે, પણ તેના શરીરનું રક્ષણ કરનાર કોઇ ત્યાં હોતું નથી અને આવા ભયંકર દુઃખમાંથી કોઇ તેને બચાવી શકતું નથી.

નારકીનાં આવાં ભયંકર દુઃખમાંથી કદાચ મહા મુશ્કેલીએ તે છુટે તો તિર્યંચ[3] ગતિમાં જન્મ લઇને ત્યાં અનેક પ્રકારની પીડા પામે છે અને દુઃખો સહન કરે છે. તેની પાસે પુષ્કળ બોજો ઉપડાવવામાં આવે છે, લાકડીવડે તેને કૂટવામાં આવે છે, એનાં કાન, પૂછડાં વિગેરે છેદી નાખવામાં આવે છે, હજારો કીડાઓ વિગેરે એનું લોહી પીધા કરે છે, તેને ભૂખ સહન કરવી પડે છે, તે તૃષાથી મરી જાય છે અને જૂદી જૂદી અનેક પ્રકારની પીડાઓથી દુઃખી થાય છે.

ત્યારપછી વળી કોઇ વાર આ જીવ મનુષ્યનો ભવ પ્રાપ્ત કરે છે તો ત્યાં પણ અનેક પ્રકારના દુઃખોથી પીડા પામે છે. હજારો પ્રકારના રોગો તેને દુઃખ ઉપજાવે છે, ત્રાસ આપે છે, હેરાન કરે છે, ઘડપણના વિકારો તેને શિથિળ કરી નાખે છે, નીચ દુર્જનો તેને દુઃખ આપે છે, વહાલાના વિયોગો તેને મુંઝવી નાખે છે, અનિષ્ટ વસ્તુઓ કે પ્રાણીઓ સાથેના સંયોગો કે પ્રસંગો મન ઉપર ખરાબ અસર કરે છે, બીજાઓ તેનું ધન હરણ કરીને તેને રાંક બનાવી દે છે, સગા સંબંધીઓનાં અકાળ મરણો આકુળવ્યાકુળ કરી નાખે છે, અને જૂદા જૂદા પ્રકારના અધ્યવસાયો તેને વિહ્વળ કરી નાખે છે.

કદાચ એ જીવ દેવગતિમાં જન્મ લઈ દેવતા થાય છે તો ત્યાં

---

૧ આ ક્ષેત્રવેદના કહી. ૨ આ અન્યોન્યકૃત વેદના કહી.

૩ દેવતા મનુષ્ય અને નારકી સિવાયના સર્વ જીવોને **તિર્યંચ** સંજ્ઞાથી ઓળખવામાં આવે છે. તેમા એકથી પાંચ ઇંદ્રિયવાળા ( દેવ, મનુષ્ય અને નારક સિવાયના ) સર્વ જીવોનો સમાવેશ થાય છે. પંચેદ્રિય તિર્યંચમાં જળચર, સ્થળચર, ખેચર આદિ જીવોનો સમાવેશ થાય છે. અહીં ખાસ કરીને તિર્યંચ પંચેદ્રિય જીવોનો નિર્દેશ છે એમ સંબંધ પરથી જણાય છે

પણ જૂદા જૂદા પ્રકારની વેદનાઓ સહન કરે છે. ઇંદ્ર કાંઇ પણ હુકમ ફરમાવે તો પરવશ થઇને તે હુકમ તેને ઉઠાવવો પડે છે, અન્ય દેવોનો વૈભવ જોઇને તેને વારંવાર અદેખાઇ આવ્યા કરે છે, પૂર્વભવમાં પોતે ભૂલો કરી હોય તેનું સ્મરણ[1] થવાથી દુ:ખ થાય છે એટલે શુભ ક્રિયા કરવામાં ગયા ભવમાં અમુક અમુક કચાશ રાખી તેથી આ ભવમાં પૂર્ણ ઋદ્ધિ, અધિકાર કે મહત્તા મળ્યાં નહિ એવી કલ્પના વારંવાર થયા કરે છે, અન્ય દેવોની સુંદર યુવતીઓ કે જે પોતાને વશ થાય તેમ ન હોય તેની પ્રાર્થના કરવાને પરિણામે નાસીપાસી થવાથી મનમાં બળી જાય છે, તેનો સંયોગ. કેવી રીતે થાય તેના વિચારો વારંવાર થતા હોવાથી મનમાં શલ્ય રહ્યા કરે છે, મોટી ઋદ્ધિવાળા દેવતાઓથી વારંવાર નિંદા પામે છે, પોતાને મરવાનો ( ચ્યવવાનો ) સમય નજીક જાણી અત્યંત વિલાપ કરે છે અને છેવટે સર્વ પ્રકારના અશુચિના સ્થાનકભૂત ગર્ભના કાદવમાં પડે છે.

**તે દરિદ્રીના દીન શબ્દો.** આવા પ્રકારની સ્થિતિ હોવાથી[2] તે દરિદ્રીના વર્ણનમાં સર્વ અંગો ઉપર મોટા મોટા ઘા વાગવાથી થયેલ તાપને લીધે આકુળવ્યાકુળ થઇને તે બહુ હેરાન થઇ ગયો હતો અને "ઓય મા ! મરી ગયો, મને બચાવ, મને બચાવ, એવા એવા શબ્દો તે વારંવાર બોલતો હતો." એ મતલબની હકીકત કહેવામાં આવી હતી તે આ જીવને સર્વ બરાબર બંધબેસતી આવે છે, કારણ કે નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવગતિમાં અનેક પ્રકારનાં દુ:ખો અનુભવતો વારંવાર તે નિસાસા મૂકે છે, તેના શરીરમાં તાપ આવ્યા કરે છે અને તે વારંવાર રાંક-બાપડો-બિચારો થઇ જાય છે. આ સર્વનું કારણ તેના પોતાના જૂદા જૂદા પ્રકારના માઠા વિકલ્પો, તેને સંપાદન કરાવનાર કુદર્શનગ્રંથો ( અન્ય ધર્મનાં પુસ્તકો ) અને તે પુસ્તકોના બનાવનાર અને મત ચલાવનાર કુગુરૂઓ છે.

આગળ તે ભિખારીના શરીરમાં ઉન્માદ વિગેરે રોગો બતાવ-

---

૧ દેવતા અવધિજ્ઞાન કે વિભંગજ્ઞાનથી પોતાના પૂર્વ ભવ સંબંધી હકીકત ઉપયોગ મૂકીને જાણી શકે છે. જેઓને સમ્યગ્ બોધ થયો હોય છે, તેને અવધિજ્ઞાન હોય છે અને બાકીનાને વિભંગજ્ઞાન હોય છે. આ ગતિ આશ્રયી જ્ઞાન હોવાથી સર્વ દેવોને હોય છે.

૨ જુઓ આ પુસ્તકનું પૃષ્ઠ ૧૬ મું ( નિષ્પુણ્યકનું વર્ણન. ) બેંગાલ રો. એ. સોસાઈટીના મૂળ પુસ્તકનું અહીંથી ૫૧ મું પૃષ્ઠ શરૂ થાય છે.

ભિખારી-ના રોગો.

વામાં આવ્યા તે આ જીવના સંબંધમાં મહામોહ વિગેરે સમજવા. ઉન્માદ સન્નિપાત જેવો વ્યાધિ છે. એની અસર તળે પ્રાણી અનેક પ્રકારનાં અકાર્યો કરે છે, તેવી રીતે મોહ-મિથ્યાત્વ અજ્ઞાનથી અનેક પ્રકારનાં ન કરવા યોગ્ય કાર્યોની પરંપરા આ પ્રાણી કરે છે તેથી ઉન્માદ તે મોહ સમજવો. તાવ આવવાથી આખા શરીરે ગરમી થાય છે તેવી રીતે રાગને[1] લીધે સર્વ અવયવોમાં એક જાતની ગરમી આવે છે, તેથી તાપ તે રાગ સમજવો. જેમ શૂળનો વ્યાધિ થવાથી હૃદય ઉપર અને પાંસળાંઓમાં સખ્ત પીડા થાય છે તેમ દ્વેષને[2] લીધે હૃદયમાં વૈરની સખ્ત વેદના ચાલે છે અને મનમાં ગ્લાનિ રહ્યા કરે છે, તેથી શૂળ તે દ્વેષ સમજવો. જેમ ખસ થવાથી સર્વ અવયવોમાં ખુજલી આવે છે તેમ કામ ( વિષયસેવન ઇચ્છા ) થી વિષયસેવનરૂપ તીવ્ર અભિલાષા ઉત્પન્ન થાય છે અને તેમાં મન વળગેલું જ રહે છે, તેથી ખુજલી તે કામ સમજવો. જેમ ગળતા કોઢના વ્યાધિવડે માણસ લોકો તરફથી નિંદા પામે છે અને તેને મનમાં અનેક પ્રકારના ઉદ્વેગો થયા કરે છે, તેવી રીતે ભય, શોક અને અરતિ ( અપ્રીતિ ) થી થયેલી દીનતાથી પણ લોકોના મનમાં આ દીન પ્રાણી માટે ખરાબ વિચારો આવે છે અને દીન પ્રાણીને પોતાને પણ અનેક પ્રકારના ઉદ્વેગો થયા કરે છે, તેથી દીનતા તે ગળતા કોઢનો વ્યાધિ સમજવો. આંખના વ્યાધિથી જેમ દેખવાની શક્તિનો નાશ થાય છે તેમ અજ્ઞાન ( અંધકાર-જ્ઞાનનું આચ્છાદન ) થી વિવેકદૃષ્ટિ-સાચું ખોટું પારખી લેવાની શક્તિનો નાશ થાય છે, તેથી તે દરિદ્રીના નેત્રરોગને સ્થાને અજ્ઞાન સમજવું. જળોદરના વ્યાધિથી[3] જેમ કાર્ય કરવાના ઉત્સાહનો નાશ થઇ જાય છે તેમ પ્રમાદથી ધર્મનાં શુભ અનુષ્ઠાનો (ક્રિયા-પ્રતિક્રમણ વિગેરે) કરવા તરફ જે ઉત્સાહ હોય છે, તેનો નાશ થઈ જાય છે, અને પ્રાણી મંદ ઉત્સાહવાળો થઇ જાય છે, તેથી જળોદરની સાથે પ્રમાદની સરખામણી કરવી.

રોગોનાં ઉપાદાન કારણો.

આ પ્રમાણે મિથ્યાત્વ, રાગ, દ્વેષ, કામ, દીનતા, અજ્ઞાન અને પ્રમાદ વિગેરે ભાવરોગોથી આ પ્રાણી હેરાન હેરાન થયા જ કરે છે અને તેની મુંઝવણથી પોતે શુભ વિચાર કરી શકતો નથી, તેટલા માટે હાલ તેને ખાવા યોગ્ય ન ખાવા યોગ્યનો વિવેક ( ભક્ષ્યાભક્ષ્યના સ્વરૂપનું

---

૧ રાગ-પરવસ્તુ પરજન વિગેરે તરફ આકર્ષણ. એ વસ્તુ અથવા જનમાં પોતાપણાની માન્યતાથી થાય છે.

૨ દ્વેષ-અન્ય પ્રાણી કે અન્ય વસ્તુ તરફ તિરસ્કાર, ઘૃણા.

૩ જળોદર-આ વ્યાધિમાં પેટ મોટું થઇ જાય છે અને કોઇ કામ કરવાની હોંશ થતી નથી

જ્ઞાન ), પીવા યોગ્ય ન પીવા યોગ્યનો વિવેક ( પેયાપેય વિચાર ) ન હોવાથી તેના પોતાના સંબંધમાં મોટો અંધકાર પ્રવર્તતો હતો અને તે અંધકારમાં તે મુંઝાઇ ગયો છે. એમ હકીકત દરિદ્રીના વર્ણનમાં અગાઉ બતાવી હતી અને પરલોક નથી, શુભ અશુભ કર્મનું ફળ નથી એવા અને એવી જાતના અનેક કુવિકલ્પો તેને થતા હતા. આ અજ્ઞાન અને કુવિકલ્પ બન્નેને ઉત્પન્ન કરનાર સહકારી કારણ તરીકે બાહ્ય કારણોમાં કુતર્કના ગ્રંથો અને તેને પ્રવર્તાવનારા તેના ઉપદેશકો છે એમ સમજવું અને રાગ દ્વેષ મોહ વિગેરે ઉપાદાન કારણ તરીકે એટલે અંતરંગ કારણ છે એમ વિચારવું; અને તે ઉપરથી આ પ્રાણીને અનેક પ્રકારની પીડાઓ થાય છે તેને ઉત્પન્ન કરનાર અને ફેલાવનાર પરમાર્થથી એ રાગ, દ્વેષ ને મોહ છે એમ સમજવું. [1]એમાં એટલી હકીકત લક્ષ્યમાં રાખવાની છે કે કુશાસ્ત્રના સંસ્કાર તો કોઇ કોઇ વખત થાય છે અને એ પીડાઓને ઉત્પન્ન કરવામાં કારણભૂત રાગ, દ્વેષ ને મોહ વિગેરે તો પોતાનો ભાગ સર્વ વખત ભજવ્યા કરે છે, નિરંતર આ પ્રાણીને અનર્થપરંપરા ઉત્પન્ન કરે છે અને તેને સર્વદા અજ્ઞાનદશામાં રાખે છે. એ ઉપરાંત એમાં બીજી પણ એક વાત છે, અને તે એ કે કુદર્શનના અભિપ્રાયોનું શ્રવણ કરવામાં આવે છતાં તે અનર્થપરંપરાનું કારણ થાય અને ન પણ થાય, એટલે અન્ય મતના દર્શન ગ્રંથોના વાંચનમનનથી અનર્થપરંપરા કોઇ પ્રાણીઓને થાય અને કોઇને ન પણ થાય એવો તેમાં વિકલ્પ છે, એક સરખો નિયમ નથી; પરંતુ રાગ દ્વેષ વિગેરે આંતર કારણો જે ઉપર બતાવ્યાં છે, તે સેવવામાં આવે તો જરૂર અનર્થપરંપરા થાય જ છે, એમાં કોઇ જાતની શંકા કે કોઈ પ્રકારનો વિકલ્પ નથી. એ રાગ દ્વેષ મોહ વિગેરેને વશ પડેલો અને તેઓના જોરથી દબાઇ ગયેલો પ્રાણી અજ્ઞાનરૂપ મહા અંધકારમાં પ્રવેશ કરે છે, મનને વિપરીત કરી નાંખે તેવા ખોટા વિકલ્પો કરે છે, સેંકડો ન કરવા યોગ્ય અકાર્યો કરે છે, તેને લઇને મહા આકરાં કર્મોનો સમૂહ એકઠો કરે છે. આવાં આકરાં કર્મો એકઠાં કરવાને પરિણામે કોઇ વખતે તે દેવગતિમાં ઉત્પન્ન થાય છે, કોઈ વખત મનુષ્યગતિમાં જન્મ લે છે, કોઇ વખત પશુભાવ ધારણ કરે છે, અને કોઇ વખત નરકમાં પડે છે. અને ઉપર ચારે ગતિઓનાં

૧ અહીં આ પ્રાણીના સંબંધમાં અનર્થપરંપરા કરનાર કારણોમાં બાહ્ય અને આંતર કારણનો ભેદ પાડવામાં આવ્યો છે તે બરાબર સમજવો. અન્ય ગ્રંથો બાહ્ય કારણ છે, ઉપાદાન કારણ તો મોહ-અજ્ઞાનજ છે એ બરાબર ધ્યાનમાં રાખવું.

દુઃખનું વર્ણન આપ્યું છે. તે પ્રમાણે ત્યાં અનંત વાર [1]અરઘટ્ટઘટ્ટી ન્યાયે મહા દુઃખોને વારંવાર જાતે અનુભવે છે અને ચારે તરફ ભટક્યા કરે છે. આ પ્રમાણે હોવાથી ભિખારીના વર્ણનમાં કહેવામાં આવ્યું હતું કે "તેને ઠંડીની, ગરમીની, ડાંસની, મચ્છરની, ભૂખની, તરસની એમ અનેક પીડાઓ થતી હતી અને તેથી હેરાન થતો, દુઃખ પામતો, ત્રાસ પામતો નારકીના જીવોની જેવી વેદનાઓ તે સહન કરતો હતો." તે સર્વ આ પ્રાણીના સંબંધમાં બરાબર મળતું અને બંધબેસતું આવે છે એમ સમજવું.

(૪)

ત્યાર પછી તે દરિદ્રીના સંબંધમાં કહેવામાં આવ્યું હતું કે "એ નિષ્પુણ્યક દરિદ્રીની સ્થિતિ જોઇને સજ્જન પુરૂષોને મોટી દયા આવે તેવું હતું, અભિમાની પુરૂષોને તે મશ્કરી કરવાનું સ્થાન થઇ પડ્યો હતો, બાળકોને રમત કરવાનું રમકડું થઇ પડ્યો હતો અને, પાપ કરનારાઓને એક દાખલો પૂરો પાડે તેવો થઇ ગયો હતો."

કૃપા હાસ્ય ક્રીડાસ્થાન.

એ સર્વ હકીકતની યોજના આ જીવના સંબંધમાં પણ બરાબર કરવી તે આ પ્રમાણે:–આ પ્રાણી નિરંતર અશાતા વેદનીયરૂપ કર્મના કાદવમાં દબાયલો રહે છે. તેને જ્યારે અત્યંત પ્રશમ સુખમય આત્મસુખનો અનુભવ કરનારા મહાત્મા સાધુઓ જુએ છે, ત્યારે તેઓના ચિત્તમાં સર્વદા કરૂણાભાવ જાગ્રત રહેતો હોવાથી સ્વાભાવિક રીતે આ પ્રાણી ઉપર તેઓને ઘણી દયા આવે છે. સરાગસંયમી[2] સાધુઓ–યતિઓ વીરરસના જોરથી તપસ્યા કરે છે, તેઓને ધર્મ ઉપર રાગ હોય છે, પણ તેઓનો તે રાગ એક પ્રકારની ઘેલછા જેવો હોય છે; અને તપસ્યા વિગેરે જે તેઓ આદરતા હોય છે, તેને માટે તેઓનાં મનમાં બહુ અભિમાન હોય છે. આવા સરાગસંયમી યતિઓને આ પ્રાણી મશ્કરી કરવાનું સ્થાન પૂરૂં પાડે છે. તેઓ પોતાના મનમાં આ જીવ સંબંધી

---

૧ **અરઘટ્ટઘટ્ટી**–એટલે રેંટ–એને કુવાઓ ઉપર યોજવામાં આવે છે. તેમાં ઘડાઓ એવી રીતે ગોઠવ્યા હોય છે, કે ઉપર આવતા ઘડા ઠલવાય છે ત્યારે નીચેના ભરાતા જાય છે; મતલબ કોઈ વખત તદ્દન સર્વ ઘડા ખાલી થતા નથી અને પાણીની મુક્તિ થતી નથી. દેહધારણ અને કર્મગ્રહણ એ ઘડાના જળ સાથે બરાબર સરખાવવા યોગ્ય છે. એનાપર સુંદર રૂપક પ્ર.૭ પ્ર.૪ મા આવશે.

૨ ત્યાગ ઉપર રાગવાળા, ત્યાગની ખાતર ત્યાગ કરનાર નહિ, પણ મોહથી ત્યાગ કરનારને **સરાગસંયમી** કહેવામાં આવે છે.

વિચાર કરે છે કે ધર્મ, અર્થ, અને મોક્ષ એ ચાર પુરુષાર્થમાંથી ધર્મ નામના મુખ્ય પુરુષાર્થના સાધન વગરના આ પ્રાણીમાં માણસાઇ જ કેમ સંભવે? એવો ખ્યાલ કરી તેના તરફ અનાદરની નજરથી તેઓ જુએ છે-આવા પ્રાણીઓનું આ જીવ હાસ્યસ્થાન થઇ પડે છે. વળી કેટલાક પ્રાણીઓ જેઓનાં મનમાં મિથ્યાત્વ પેસી ગયું છે અને જેઓને કોઇ પ્રકારે થોડું થોડું વિષયસુખ મળી ગયું છે, તેઓને આ જીવ ક્રીડા કરવાનું-રમત કરવાનું સ્થાન થઇ પડે છે. આપણે દુનિયામાં જોઇએ છીએ કે પૈસાના મદમાં અંધ થઇ ગયેલાઓ બીજા સામાન્ય માણસો તરફ અનેક પ્રકારની પીડાઓ-હેરાનગતિઓ કરે છે અને તેઓ તરફ તિરસ્કારની નજરથી જોઇ તેઓ જાણે તદ્દન મૂર્ખા-અક્કલ વગરના કે ઠેકાણા વગરના હોય તેમ તેઓને બનાવે છે. દુનિયામાં પાપી પ્રાણીઓ કેવી રીતે પાપ એકઠું કરે છે, અને તેનાં કેવાં ફળ થાય છે, તે હકીકત બતાવવાની હોય છે ત્યારે તે બાબતનો દાખલો આ પ્રાણી પૂરો પાડે છે. આ પ્રમાણે પાપકાર્યોની હકીકત જ્યારે ભગવાન્ બતાવે છે ત્યારે ભવ્ય પ્રાણીઓને સંસારપર વૈરાગ્ય થાય તેટલા માટે આ પ્રાણીઓના જેવા જીવનું દૃષ્ટાન્ત આપે છે. આવી રીતે આ જીવ કૃપા, હાસ્ય અને ક્રીડાનું સ્થાન થાય છે અને પાપીઓનું દૃષ્ટાન્ત પૂરૂં પાડે છે.

( ૫ )

**દુઃખની જીવતી મૂર્ત્તિ.**

તે દરિદ્રીના વર્ણનમાં આગળ કહેવામાં આવ્યું છે કે "આ અદૃષ્ટમૂલપર્યન્ત નગરમાં બીજા પણ ઘણા દરિદ્રીઓ વસતા હતા, પણ એ નિષ્પુણ્યક દરિદ્રી એટલો દુઃખી હતો કે, તેના જેવો નિર્ભાગી બહુધા તે આખા શહેરમાં બીજો કોઇ નહિ હોય એમ લાગતું હતું." તે મારા પોતાના જીવનું અત્યંત વિપરીત વર્તન જોઇને અને અનુભવીને મેં કહ્યું છે, કારણ કે જન્મથી અંધપણાને પણ હલકો પાડી નાખે તેવો[૧] તેને મહામોહ છે, નારકીના તાપને પણ હસી કાઢે તેવો તેને રાગ છે, જેને કોઇ સાથે સરખાવી ન શકાય તેવો એને અન્ય ઉપર દ્વેષ છે, વૈશ્વાનરને[૨] પણ હસી કાઢે એવો તેનો ક્રોધ છે, મેરૂપર્વતને પણ નાનો બતાવે તેવું તેને માન છે, નાગણી (સર્પણી)ની ગતિને પણ

---

૧ તેને **મહામોહ** એટલો આકરો થાય છે કે કોઇ પ્રાણી જાત્યંધ-જન્મથી અંધ હોય તેનુ વિકળચક્ષુપણુ પણ તેની પાસે કાઇ હિસાબમા નહિ. જન્માંધપણાથી પણ આકરો તેનો મહામોહ છે એવી રીતે બાકીના ભાવો માટે પણ સમજી લેવુ. ૨ **વૈશ્વાનરઃ**-મોટો અગ્નિ.

જીતી જાય તેવી તેને માયા છે, સ્વયંભૂરમણ[1] સમુદ્રને પણ નાનો દેખાડે તેવો તેને લોભ છે અને સ્વપ્નામાં[2] લાગેલી તૃષા (પાણી પીવાની ઇચ્છા) જેવું તેનું વિષયલંપટપણું છે. ભગવાનના શાસનની પ્રાપ્તિ થયા પહેલાં આ પ્રમાણે સર્વ મારા જીવના સંબંધમાં હતું અને તે મેં જાતે અનુભવેલું હતું અને મને પોતાને એમ લાગે છે કે અન્ય પ્રાણીઓમાં દોષોની આવી ઉત્કટતા[3] નહિ હોય. આ વાત મારા જીવના સંબંધમાં યુક્તિથી કેવી રીતે બંધબેસતી આવે છે તે આગળ મને પ્રતિબોધ થાય છે તે વખતે વિસ્તારથી કહી બતાવીશ.

(૬)

**ભિખારીનાં હવાંતીઆં.**

ત્યારપછી તે દરિદ્રીના વર્ણનમાં કહેવામાં આવ્યું છે તેની મતલબ આ પ્રમાણે છે. "તે ભિખારી અદૃષ્ટમૂલપર્યન્ત નગરના દરેક ઘરમાં ભિક્ષા માટે રખડતો રખડતો વિચારતો હતો કે 'મને અમુક દેવદત્તના અથવા બંધુમિત્રના અથવા જિનદત્તના ઘેરથી રસકસવાળી, સ્વાદિષ્ટ, પુષ્કળ અને સારી રીતે રાંધેલી ભિક્ષા મોટા પ્રમાણમાં મળશે, તે ભિક્ષાને એકદમ લઇને બીજા ભિખારીઓ ન જુએ તેમ એકાંત જગ્યાપર હું ચાલ્યો જઇશ. પછી એવી રીતે માગીને આણેલી ભીખની વસ્તુઓમાંથી થોડી હું ખાઇ લઇશ અને બાકીની બીજા દિવસ માટે ઢાંકી મૂકીશ. બીજા ભિખારીઓ કદાચ કોઇ પણ કારણથી મને ભિક્ષા સારી રીતે મળી છે એમ જાણી જશે તો તેઓ મારી પાસેથી તેમાંથી લેવાની માગણી કરશે અને મને અનેક પ્રકારે ત્રાસ આપશે, પરંતુ હું મરીશ તોપણ તેઓને મારી ભિક્ષામાંથી એક જરા ભાગ પણ આપીશ નહિ. જ્યારે તેઓ જબરજસ્તી કરી મારી પાસેથી મળેલી ભિક્ષા છોડાવવા યત્ન કરશે, ત્યારે હું તેઓ સાથે લડાઇ કરવા માંડીશ. જ્યારે તેઓ મને લાકડીવડે, મુઠીવડે અને પથરાવડે મારવા લાગશે ત્યારે હું એક મોટો મુદ્દગર લઇ આવીને તેનાવડે તે એકે એકના ચૂરેચૂરા કરી નાખીશ. તે લુચ્ચાઓ મારી પાસેથી નાસીને ક્યાં જશે?' આવા આવા અનેક પ્રકારના માઠા વિ-

---

૧ સર્વથી મોટો છેલ્લો સમુદ્ર **સ્વયંભૂરમણ** નામનો છે. એનાથી વધારે વિસ્તારવાળો કોઈ સમુદ્ર નથી. આ તીર્છા લોકના અર્ધ ભાગને તે રોકે છે અને તેનું પ્રમાણ અર્ધરાજનું છે એમ શાસ્ત્રકાર કહે છે.

૨ સ્વપ્નમાં લાગેલી પાણી પીવાની **તરસ** છીપી શકતી નથી, અથવા ઘણી મુશ્કેલીથી છીપે છે, તોપણ ફરીવાર લાગે છે; તેમજ આ જીવની વિષયસેવનની ઇચ્છા કદિ તૃપ્ત થતી નથી અને કદિ થાય છે, તો તરત ફરીવાર જન્મ લે છે.

૩ **ઉત્કટતા** બહોળતા, સખ્તપણું.

કલ્પોથી તે દરિદ્રીના મનમાં વ્યાકુળતા રહ્યા કરે છે અને દરેક ક્ષણે નકામું રૌદ્રધ્યાન કર્યા કરે છે. તે ભિખારી તે નગરમાં દરેક ઘેર રખડે છે, પણ તે બાપડાને જરા પણ ભોજન મળતું નથી, એટલે ઉલટો તેના હૃદયનો ખેદ વધ્યા કરે છે, અને પ્રતિદિવસ અનેક ગણો વધારે વધારે થયા કરે છે. કદાચ કોઇ વખત દૈવવશે તેને જરા તુચ્છ ભોજન મળી જાય છે, તો જાણે પોતાને મોટું રાજ્ય મળ્યું હોય તેમ તે આખી દુનિયાને પોતાથી હલકી માને છે. "દરિદ્રીના સંબંધમાં ઉપર પ્રમાણેની મતલબની હકીકત કહી હતી તે સર્વ મારા જીવના સંબંધમાં બરાબર યોજવી તે આ પ્રમાણે:-

**ભિક્ષાલાભનો આંતરભાવ.**

આ સંસારમાં પરિભ્રમણ કરતાં શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ એ પાંચે ઇંદ્રિયના વિષયો, સગા સંબંધીઓનો સમૂહ, ધન કનક વિગેરે તથા કામક્રીડા ને વિકથા[1] વિગેરે સંસારવૃદ્ધિનાં કારણો હોવાથી અને અજીર્ણ કરનાર હોવાથી તેને કદન્ન, તુચ્છ-અધમ ભોજન તુલ્ય સમજવાં; કારણ કે તે સંસારવૃદ્ધિનાં કારણો હોવાથી અને કર્મ-સંચયરૂપ અજીર્ણ કરનાર હોવાથી ભોજનની સાથે બરાબર સરખાવી શકાય તેવાં છે. મહામોહમાં આસક્ત થયેલો આ જીવ વિચાર કરે છે તે ઉપર બતાવેલા દરિદ્રીના રૌદ્રધ્યાન સાથે સરખાવવા યોગ્ય છે. આ પ્રાણી વિચાર કરે છે કે-'હું ઘણી સ્ત્રીઓને પરણીશ; તે મારી સ્ત્રીઓ એટલી રૂપવંત હશે કે પોતાના રૂપમાં તેઓ સ્વર્ગ મૃત્યુ અને પાતાળની સર્વ સ્ત્રીઓને હરાવી દેશે, એટલી સૌભાગ્યવાળી હશે કે તેઓ કામદેવને પણ પોતાની તરફ આકર્ષશે, એટલી વિલાસવાળી હશે કે તેવડે તેઓ મોટા મોટા મુનિઓનાં મનને પણ ક્ષોભ પમાડશે, એવી કળાવાળી હશે કે તેમાં તેઓ બૃહસ્પતિને પણ હસી કાઢશે અને વિજ્ઞાન (કળા કૌશલ્ય) માં એટલી પ્રવીણ હશે કે તેવડે તેઓ પોતાની જાતને પંડિત માનનારાઓનાં ચિત્તને પણ રીઝવી શકશે. આવી ગુણલક્ષણવાળી સુંદર આકર્ષક સ્ત્રીઓનાં હૃદયનો વલ્લભ પતિ હું થઇશ. એ મારી વહાલી સ્ત્રીઓ પારકા પુરૂષની ગંધને પણ સહન કરશે નહિ, મારી આજ્ઞાને કદિ પણ લોપશે નહિ, મારા મનને તેઓ દરરોજ અત્યંત આનંદ આપશે, હું તેઓ ઉપર જરા ઉપરઉપરનો ખોટો કોપ બતાવીશ ત્યાં તો તેઓ મને રાજી કરવા મંડી જશે, કામક્રીડાની પોતાની ઇચ્છા પૂરી પાડવા માટે તેઓ મારી અનેક

[1] રાજકથા, દેશકથા, સ્ત્રીકથા અને ભોજનકથા

પ્રકારે ખુશામત કરશે, મારી સૂક્ષ્મ અને સ્થૂળ ચેષ્ટાઓથી મારા હૃદયની વાતો જાણીને મને તે (વાતો) કહી બતાવશે, જૂદા જૂદા પ્રકારના બિબ્બોક ભાવો[1] ધારણ કરીને મારા મનને પોતાના તરફ તેઓ ખેંચશે અને અરસપરસ એક બીજાની ઇર્ષ્યાને લઇને તેઓ મારી ઉપર કટાક્ષનાં બાણ ફેંકીને મને વારંવાર અભિલાષાપૂર્વક ઘાયલ કરશે. વળી મારે ઇંદ્રના પરિવારને પણ હસી કાઢે તેવો, વિનયવાન, ચતુર, શુદ્ધ ચિત્તવાળો, સુંદર વેશવાળો, અવસર જાણનાર, મનને પસંદ આવે તેવો, મારા પર પ્રેમ રાખનાર, સર્વ પ્રકારના ઉપાય કરવામાં કુશળ, શૂરવીર, ઉદાર, સર્વ કળામાં કુશળતાવાળો, સેવાભક્તિ કરવામાં હોંશિયાર પરિવાર[2] થશે. વળી ઇંદ્રના આવાસને પણ હસી કાઢે એવા સાત માળના મારે અનેક મહેલો થશે, જે પોતાના યશરૂપ ચળકતા અમૃતને લીધે ધોળાપણું પામેલા હોવાથી મારા ચિત્તના જેવા નિર્મળ હશે, જે ઘણા ઉંચા હોવાથી હિમાલય પર્વત હોય એવો ખ્યાલ કરાવે તેવા હશે, જેમાં નાના પ્રકારનાં ચિત્રો મૂકવામાં આવેલાં હોવાથી જે જોવા લાયક લાગશે, જે ચંદ્રવાથી સુંદર લાગશે, જે આંખોને આનંદ આપનારી પુતળીઓ તેમજ બીજા જૂદીજૂદી જાતના આકારોથી શોભાયમાન લાગશે, જેમાં ભોજનશાળા, ગૌશાળા, કામશાળા આદિ અનેક શાળાઓ હશે, જે અત્યંત વિશાળ હશે, જેમાં અનેક પ્રકારના ચોકો મૂકવામાં આવ્યા હશે, જેમાં લાંબા પહોળા અને જૂદા જૂદા આકારના અનેક સભામંડપો કરવામાં આવ્યા હશે, જેની ચોતરફ મોટો કિલ્લો આવી રહ્યો હશે, અને જે એકંદર રીતે બહુ આકર્ષક, આનંદદાયક અને રહેવા લાયક હશે—આવા અનેક રાજમહેલો—પ્રાસાદો મારે થશે. તથા મારા રાજમહેલમાં મરકત,[3] ઇંદ્રનીલ,[4] મહાનીલ,[5] કર્કેતન,[6] પદ્મરાગ,[7]

---

૧ **બિબ્બોક:** પતિ તરફ ઉપર ઉપરથી અનાદર બતાવી તે દ્વારા તેને પોતા તરફ ખેંચાણ કરવાના હાવભાવ.

૨ **પરિવાર:** કુટુંબી, સબંધી, નોકર ચાકર વર્ગનો સમૂહ.

૩ **મરકત:** લીલુ મણિ

૪ **ઇંદ્રનીલ:** પન્નુ, પાનુ.

૫ **મહાનીલ:** શનિની એક જાત. Sapphire.

૬ **કર્કેતન:** રત્નની એક જાત.

૭ **પદ્મરાગ:** માણેક ( લાલ રંગનો મણિ ).

વજ્ર,[૧] વૈડૂર્ય,[૨] ચંદ્રકાન્ત,[૩] સૂર્યકાન્ત,[૪] ચૂડામણિ,[૫] પુષ્પરાગ[૬] વિગેરે અનેક જાતિનાં રત્નો હમેશાં પ્રકાશ કરશે, સોનાના ઢગલાઓ મારા મહેલમાં ચારે તરફ પીળા રંગનો પ્રકાશ બતાવશે, મારા ઘરમાં ધાન્ય, ચાંદી અને બીજી ધાતુઓ એટલી બધી વધી પડશે કે લોકો તેટલી બધી વસ્તુઓ મારા ઘરમાં છે એ વાત માનશે પણ નહિ. વળી મુગટ, બાજુબંધ,[૭] કુંડળ,[૮] પ્રાલંબ[૯] વિગેરે અનેક જાતનાં ઘરેણાંઓ મારા હૃદયને બહુ આનંદ આપશે. તથા ચીનનાં વસ્ત્ર ( રેશમી કાપડ ), સુતરનાં વસ્ત્ર તથા દેવદૂષ્ય ( દેવતાનાં આપેલાં કપડાં ) વિગેરે વસ્ત્રો મારા ચિત્તને આનંદ ઉપજાવશે. વળી મારા મહેલની સામે આવેલા ક્રીડા કરવાના બગીચાઓ મારા મનના આનંદમાં ઘણો વધારો કરશે. એ બગીચાઓ એવા સુંદર હશે કે તેમાં રત્ન અને સોનાવડે જૂદી જૂદી જાતના વિભાગોથી શોભી નીકળેલા અનેક બનાવટી પર્વતો દીપી રહ્યા હશે, તેમાં વાવ, ગુંજાલિકા[૧૦] અને ફૂવારા વિગેરે અનેક જળાશયો આવી રહેલ હોવાથી તે અત્યંત મનોહર લાગતા હશે, તેમાં બકુલ,[૧૧] પુન્નાગ,[૧૨] નાગ,[૧૩] અશોક, ચંપક વિગેરે અનેક જાતનાં સુંદર ઝાડોનો વિસ્તાર આવી રહેલો હશે, પાંચ જાતનાં સુગંધી અને મનોહર ફૂલના ભારથી જેની શાખાઓ[૧૪] નમી ગઇ છે

---

૧ **વજ્ર**-હીરો.

૨ **વૈડૂર્ય**-વિદૂર પર્વતમાથી ઉત્પન્ન થયેલ રત્ન જેને Lapis lazuli ના નામથી ઓળખવામાં આવે છે.

૩ **ચંદ્રકાન્ત**-મણિનો પ્રકાર જે ચદ્રદર્શનથી ઓગળવા માડે છે.

૪ **સૂર્યકાન્ત**-મણિનો પ્રકાર જે સૂર્યદર્શનથી ઓગળવા માડે છે.

૫ **ચૂડામણિ**-માથાના મુગટમાં રાખવાનો મોટો હીરો

૬ **પુષ્પરાગ**-પોખરાજ, હીરો.

૭ **બાજુબંધ**-હાથે બાધવાનુ ઘરેણુ. બાજુના નામથી ઓળખાય છે.

૮ **કુંડળ**-કાનમાં પહેરવાનુ ઘરેણુ.

૯ **પ્રાલંબ**-ગળાથી નીચે લટકતી હૃદય સુધી પહોચતી માળા ( સોનાની અથવા મોતીની. )

૧૦ **ગુંજાલિકા**-બગીચામા પાણી વહેવાની વાંકી નીક. સીધી નીક હોય તો સારિણી કહેવાય છે.

૧૧ **બકુલ**-કેશરનુ ઝાડ. સ્ત્રી એને સ્પર્શ કરે ત્યારે તે વિકાસ પામે છે

૧૨ **પુન્નાગ**-સોરંગીનું ઝાડ.

૧૩ **નાગ**-નાગકેશરનુ ઝાડ.

૧૪ **શાખાઓ**-અંત ભાગો.

એવા કુમુદ[1] તથા કોકનદથી[2] તે અતિ સુંદર હશે અને ગુંજારવ કરતા ભમરાઓના અવાજથી સુંદર ગીતો તેમાં ચાલ્યા કરતાં હશે. આવા અનેક સુંદર બગીચાઓ મારા મહેલની પાસે હશે. સૂર્યના રથની સુંદરતાને પણ જીતી લે તેવા અનેક રથો મને પ્રમોદ કરાવશે. ઇંદ્રના ઐરાવત હાથીની મોટાઇને પણ બાજુએ મૂકી દે એવા મારા કરોડો હાથીઓની શ્રેણી મારો હર્ષ વધારશે. દેવતાના પતિ ઇંદ્રના ઘોડાઓની ચાલને પણ હલકી દેખાડે એવા અનેક ઘોડાઓ મારી જાતને સંતોષ આપશે. મારી આગળ દોડતા, મારા ઉપર પ્રીતિ-ભક્તિવાળા, બીજાઓને હઠાવી દેવામાં કુશળ, પરસ્પર એક ચિત્તવાળા ( ભિન્ન વૃત્તિ વગરના ) અને સ્વાર્થ વગરના[3] ન ગણી શકાય તેટલા પાળાઓ ( પાયદળ લશ્કર ) મારા મનનો ઉલ્લાસ વધારશે. મને નમવાની ઇચ્છાવાળા અનેક રાજાઓ પોતાના મુગટમાં રહેલા મણિરત્નોથી મારા પગને લાલ કરશે. હું મોટી પૃથ્વીનો સ્વામી માંડલિક રાજા થઇશ. બુદ્ધિમાં દેવતાઓના મંત્રી ( બૃહસ્પતિ ) ને પણ હસી કાઢે તેવા મારા મોટા પ્રધાનો મારા રાજ્યનો સર્વ કારભાર ચલાવશે.' આ સર્વ વિચારો ( અભિલાષાઓ ) સારી ભિક્ષા મેળવવાના લાભની જે ઇચ્છા પેલા દરિદ્રીને થયા કરતી હતી તેની બરાબર સમજવા.

**શરીરપુષ્ટિના વિતર્કો.**

વળી આ જીવ આગળ વિચાર કરે છે-' આવી રીતે હું મોટો ધનદોલતવાળો થયેલો હોવાથી અને મને કોઇ જાતની ચિંતા ન હોવાને લીધે તેમજ મારાં સર્વ સાધન પૂરાં થઇ ગયેલાં હોવાથી હું કુટીપ્રાવેશિક[4] નામનું રસાયણ સિદ્ધ કરીશ-સાધીશ. એ રસાયણના ઉપયોગથી મારૂં શરીર વળીઆ, ધોળા વાળ, માથામાં તાલ તેમજ કોઇ પણ પ્રકારની

---

૧ **કુમુદ**-કમળ, પદ્મ, પોયણું.

૨ **કોકનદ**-રાતુ પોયણું.

૩ એટલે અંદર અંદર મળી જઇ રાજ્યવિરૂદ્ધ બળવો ઉઠાવે નહિ તેવા-દુર્યોધનના યોદ્ધાઓ માટે **કિરાતાર્જુનીય**માં આવાજ વિશેષણોવાળો શ્લોક છે, જુઓ કિરાત. પ્રથમ સર્ગ-( શ્લોક ૧૯ )

**महौजसो मानयशा धनार्चिता, धनुर्भृतः संयति लब्धकीर्तयः ।**
**न संहतास्तस्य न भिन्नवृत्तयः, प्रियाणि वांछन्त्यसुभिः समीहितुम्॥**

૧ ન સંહતાનો અર્થ ટીકાકાર સ્વાર્થનિષ્ઠ ન થાય તેવા એમ કરે છે. તેઓ ભિન્ન વૃત્તિવાળા નથી એટલે અંદર અંદર લડી મરે તેવી વૃત્તિવાળા નથી અને તેમ હોવાથી તેઓ પોતાના સ્વામીનુ કામ કરનારા છે એવો ભાવ સમજવો.

૪ **કુટીપ્રાવેશિક**-આ નામનું રસાયણ થાય છે, જે બરાબર વિધિપૂર્વક થયું હોય તો તે ખાવાથી શરીર તદ્દન નીરોગી રહે છે.

ખોડ ખાપણ વગરનું, ઘડપણના અને મરણના વિકારથી રહિત, દેવકુમારોથી પણ વધારે કાંતિ-તેજવાળું, સર્વ પ્રકારના વિષયો ભોગવવાને સમર્થ અને બહુ બળવાળું થશે.' પ્રાપ્ત થયેલી ભિક્ષાને એકાંત સ્થાનમાં લઇ જવાના મનોરથ તે ભિખારી ભિક્ષા પ્રાપ્ત થયા પહેલાં અગાઉથી કર્યા કરતો હતો તેની સાથે આ હકીકત સરખાવવી.

**એકાંતમાં ભિક્ષાને ખાવાનો વિચાર.**

વળી તે રાંક પોતાના મનમાં વિચાર કરે છે-'ત્યારપછી આવું સુંદર શરીર મળવાથી મારા મનમાં અત્યંત આનંદ પ્રાપ્ત થશે, પછી ગંભીર પ્રેમસમુદ્રમાં ડુબીને મારી ઉપર વર્ણવી તેવી અનેક સુંદર સ્ત્રીઓ સાથે આવી રીતે ક્રીડા કરીશ:-કોઇ વખત નિરંતર પ્રવર્તતા મદનરસને વશ પડીને ઘણા વખત સુધી સુરતક્રીડા[1] કરી સ્પર્શેન્દ્રિયને તૃપ્ત કરીશ; કોઇ વખત રસેન્દ્રિયને તૃપ્ત કરવા માટે મનને પસંદ આવે તેવા રસો જે બાકીની સર્વ ઇંદ્રિયોને પણ સ્વસ્થ કરનાર હોય તેનો સ્વાદ લઇશ; કોઈ વખત ઘણી સુગંધીવાળા કપૂરથી મિશ્ર કરેલ સુખડ કેશર કસ્તુરી વિગેરેનું વિલેપન કરીને તેમજ પાંચે સુગંધી પદાર્થોથી[2] ભરપૂર તાંબુલ ( પાન ) ખાઇને ઘ્રાણેન્દ્રિય ( નાસિકા-નાક ) ને તૃપ્ત કરીશ; વારંવાર વાગતા મૃદંગ ( ઢોલ ) ના અવાજથી યુક્ત, જાણે દેવતાઓની સુંદરીઓ ( દેવાંગનાઓ ) નૃત્ય કરતી હોય એવો ભ્રમ ઉત્પન્ન કરે તેવી સુંદર સ્ત્રીઓના કટાક્ષના જેમાં પાઠ આવતા હોય અને જે નાટકોમાં અનેક પ્રકારના શરીરના આકાર કરવામાં આવે તેવા અંગહાર[3] નામના નાચો આવતા હોય તેવાં સુંદર નાટકો જોઇને કોઇ વાર ચક્ષુઇન્દ્રિયને આનંદ આપીશ; કોઇ વખત મધુર કંઠવાળા અને ગાયનવિદ્યા ( સંગીત ) ના પ્રયોગમાં સારી રીતે પ્રવીણ થયેલા ગાંધર્વોનાં વેણુ, વીણા, મૃદંગ, કાકલી આદિ વાજિંત્રો સાથે ગાયનોનો સ્વર સાંભળીને શ્રોત્રેન્દ્રિયને આલ્હાદ આપીશ; કોઇ વખત સર્વ કળાઓમાં કુશળ, સરખી વયના, પોતાના હૃદયની ગુપ્ત વાત એક બીજા પાસે કહે તેવા, શૌર્ય, ઔદાર્ય અને વીર્યથી શ્રેષ્ઠ અને રૂપમાં કામદેવને પણ હસી કાઢે તેવા મિત્રો સાથે જૂદા જૂદા પ્રકારની ક્રીડા કરતો સર્વ ઇંદ્રિયોને સામટી-એક સાથે તૃપ્ત કરીશ." પેલા ભિખારીને પોતાની ભિક્ષા એકાંત સ્થાનમાં લઇ જઇને ત્યાં ખાવાની ઇચ્છા થતી હતી, તેની બરાબર આ સર્વ હકીકત સમજવી.

---

૧ સ્ત્રીસયોગ કામક્રીડા" સુરત. ૨ તજ, એલચી, લવીંગ, જાયફળ, જાવ ત્રી-પ ચ સુગધી. ૩ અંગહાર—એક જાતનો નાચ. આ નાચમા આંગળી અને શરીરનાં બીજા અવયવોનાં લટકાઓ બહુ કરવામાં આવે છે.

કુભોજનનો સંગ્રહ

વળી આ જીવ વિચાર કરે છે-' હું આવી રીતે ઘણા વખત સુધી બહુ ઉત્તમ પ્રકારનું સુખ ભોગવીશ. એવી રીતે સર્વોત્તમ સુખ ભોગવતાં મારે દેવકુંવરના આકારને ધારણ કરનાર, શત્રુઓની સ્ત્રીઓનાં હૃદયમાં દાહ ઉત્પન્ન કરનાર, સર્વ સગા સંબંધીઓ તથા વહાલા સ્નેહીઓના જુદા જુદા સ્વભાવને એક સરખી રીતે રાજી રાખનાર અને મારા જેવા જ સેંકડો પુત્રો થશે. આવી રીતે મારા મનના સર્વે મનોરથો પૂર્ણ થશે, મારા સર્વ શત્રુઓ અસ્ત પામી જશે અને તેવી રીતે અનંતો કાળ હું મારી મરજી આવશે તે પ્રમાણે રહીશ-વિહાર કરીશ.' પોતાની પાસેનું કદન્ન ( ખરાબ ભોજન ) ઘણા દિવસ સુધી રાખી મૂકવાની-ઢાંકી મૂકવાની ઇચ્છા તે ભિખારીને થયા કરતી હતી તેની બરાબર આ સર્વે મનોરથો સમજવા.

રૌદ્રધ્યાન અને ભિખારી

વળી પેલો દરિદ્રી જીવ વિચાર કરે છેઃ—' મારી પાસે આટલી અને આવી સંપત્તિ છે એ હકીકત ત્યારપછી કોઇ વાર બીજા રાજાઓ સાંભળશે ત્યારે તેઓ મારી ઉપર ઇર્ષ્યા કરીને સર્વ એકઠા થઇ મારા દેશ ઉપરઃચડી આવશે અને ધમાધમ મચાવવાની શરૂઆત કરશે. એ હકીકત જાણીને હું મારી ચતુરંગિણી સેના[1] સાથે તેઓ ઉપર ચડાઇ કરી તૂટી પડીશ. ત્યારે તેઓ પોતાના બળ ઉપર મુસ્તકીમ રહીને મારી સાથે લડાઇ કરશે. તે વખતે લાંબા વખત સુધી ચાલે તેવો મોટો-મહાભારત વિગ્રહ થશે. સર્વ શત્રુઓ એક બીજા સાથે મળી ગયેલા હોવાથી અને સંખ્યામાં વધારે હોવાથી તથા તેઓનાં સાધનો મારા કરતાં ઘણા વધારે હોવાથી તેઓ મને જરા પાછો હઠાવશે. તે વખતે પછી મારો ગુસ્સો ઘણો વધી જશે અને મારામાં લડાયક જુસ્સો પણ ઘણો ઉશ્કેરાઇ જશે. તેના આવેશમાં સામી બાજુના દરેક રાજાને અને તેના લશ્કરને હું મારી નાખીશ, તેઓના ચૂરેચૂરા કરી નાખીશ, તેઓનો ઘાણ કાઢી નાખીશ.[2] મારાવડે અટકાવાયલા-કેદી તરીકે પકડાયલા સર્વ શત્રુસેનાનીઓ કદી પાતાળમાં જશે તો પણ તેઓનો છુટકારો થશે નહિ.' અગાઉ દરિદ્રીની હકી-

---

૧ હાથી, ઘોડા, રથ અને પાયદળ, એ ચાર અંગવાળી સેનાને **ચતુરંગિણી સેના** કહેવામાં આવે છે.

૨ આવા આવા અનેક વિચાર આ જીવ મનમાં કરે છે. તે વખતે તેની પાસે કાંઈ પણ હોતું નથી, ખાલી રૌદ્રધ્યાન કરી કર્મબંધ કરે છે.

કતમાં તે કારણ વગર અકાળે લડાઇ કરવા તત્પર થઈ ગયો એમ કહ્યું હતું તેની બરાબર આ હકીકત સમજવી.

**સંસારદશામાં ભિખારીપણું.** વળી આ જીવ વિચાર કરે છે:–' આવી રીતે આખી પૃથ્વીપરના સર્વ રાજાઓને મેં જીતી લીધેલા હોવાથી મારા ઉપર ચક્રવર્તીપણાનો અભિષેક કરવામાં આવશે. ત્યાર-પછી સ્વર્ગ, મૃત્યુ અને પાતાળલોકમાં એવી કોઇ પણ વસ્તુ નહિ રહે કે જે મને પ્રાપ્ત થઇ ન હોય.' રાજપુત્ર વિગેરે અવસ્થામાં વર્તતો આ જીવ આવી રીતે કારણ વગર નકામા હજારો સંકલ્પ વિકલ્પ કરી પોતાની જાતને વારંવાર આકુળ-વ્યાકુળ કર્યા કરે છે અને રૌદ્રધ્યાન કરે છે, તેને લઇને મહા આકરાં કર્મ બાંધે છે અને તેને પરિણામે નારકીમાં પડે છે. આવી રીતે અનેક પ્રકા-રનાં દુઃખો અને માનસિક વેદનાઓ તેને થાય છે, છતાં પૂર્વભવના પુણ્યરહિત હોવાથી પોતાના હૃદયના તાપ સિવાય તે બીજો કોઇ પણ અર્થ પ્રાપ્ત કરતો નથી, તેનું કાંઇ વળતું નથી. આટલા ઉપરથી સમજવાની હકીકત એ છે કે જ્યારે આ જીવ રાજાના પુત્ર જેવી સુંદર સ્થિતિમાં હોય છે કે જે વખતે હૃદયની વિશાળતાને લીધે ( તુચ્છ-નજીવી ) વસ્તુઓ પ્રાપ્ત કરવાનો તો તેને મનોરથ પણ ઘણે ભાગે થતો નથી, અને પોતે ઘણા દ્રવ્યની પ્રાર્થનાવાળો હોવાથી જ્યારે તેનું મન ઘણું ઉદાર વિચારનું સ્વાભાવિક રીતેજ હોય છે તે વખતે પણ સાધુ પુરૂષો–મહાત્માઓ કે જેઓએ શાંતરસરૂપ અમૃતનું પાન કરેલું હોવાથી તેના રસની કિંમત જેઓ સમજે છે, અને જેઓ વિષય ભોગવવાનાં ભયંકર પરિણામો જાણી રહ્યા છે, અને જેઓએ સિદ્ધિ ( મોક્ષ ) સ્ત્રીને પ્રાપ્ત કરવામાં પોતાના અધ્યવસાયો બરાબર જોડી દીધા છે તેમને આ જીવ ભિખારી-દરિદ્રી-રાંક જેવો લાગે છે; તો પછી બીજી અવસ્થામાં જ્યારે આ પ્રાણી વર્તતો હોય ત્યારે તેઓ એને માટે શું ધારે ? ( રાજપુત્રને સર્વ પ્રકારની સગવડો હોય છે, પાણી માગે ત્યાં દૂધ હાજર થતું હોય છે, સેવકો સેવામાં હાજર હોય છે, ધનના લાલચુ લોકો બિરૂદાવળી બોલતા હોય છે અને ખમા ખમા થતી હોય છે, તેવા ઉત્તમ મનુષ્યજન્મને માટે જો ખરેખરા સંતપુરૂષનો અભિપ્રાય પૂછ્યો હોય, જે સંતો સંસારનું બરાબર અવ-લોકન કરી શક્યા હોય, તેનો આશય જાણવાની દરકાર કરી હોય તો તેમના તરફથી તમને એક જ જવાબ મળશે કે રાજપુત્રની સ્થિતિ ચોક્કસ ભિખારી જેવી જ છે ! રાજપુત્ર જેવા ઉત્તમ જન્મ માટે તેઓ

આવો અભિપ્રાય આપે તો પછી સાધારણ ઘરે જન્મ થયો હોય તેવા મનુષ્ય માટે તો તેઓ કેવો અભિપ્રાય આપે તે વિચારી લેવું ! ) આ હકીકત ઘણી અગત્યની હોવાથી તે અત્ર વધારે સ્પષ્ટ કરવામાં આવે છે.

**જીવનની પ્રગલ્ભતા.**

તત્ત્વમાર્ગ ( શુદ્ધ–સાચો ધર્મ ) ને નહિ જાણનારો આ રાંક જીવ બ્રાહ્મણ, વાણીઆ, આભીર[1] કે અંત્યજ જાતિમાં ઉત્પન્ન થાય છે ત્યારે તેનો વિચારમાર્ગ બહુ ટુંકો અને તુચ્છ હોવાને લીધે તેને કદિ બે ત્રણ નાનાં ગામોનો લાભ થાય છે, તો જાણે પોતે ચક્રવર્તીપણું પામી ગયો હોય એમ માને છે; પોતે એકાદ ખેતરના ટુકડાનો સ્વામી થઈ જાય તો જાણે પોતે મોટો મંડલિક રાજા થઇ ગયો હોય એમ ગણે છે ! કોઇ વ્યભિચાર કરનારી કુલટા સ્ત્રી તેને મળી જાય તો જાણે પોતે દેવાંગનાને પ્રાપ્ત કરી હોય એમ કલ્પના કરે છે; પોતાના શરીરનાં અમુક અવયવો તદ્દન બેડોળ હોય તોપણ જાણે પોતે કામદેવ જેવો રૂપાળો છે એમ ધારી લે છે; કોઇ વખત બળેલા ઢેઢના પાડામાં રહેનારની જેવા આત્મપરિજનને ( પોતાના પરિવારને ) શક્ર ( ઇંદ્ર ) ના પરિવાર જેવો ગણે છે; કોઇ વખત ત્રણ ચાર હજાર, ત્રણસો ચારસો અથવા તો ત્રણ ચાર કોડિ રૂપીઆનો લાભ થાય તો જાણે પોતે કરોડાધિપતિ થઇ ગયો એમ ગણે છે; કદાચ તેને પાંચ છ દ્રોણ[2] અનાજની ઉત્પત્તિ થાય તો જાણે પોતે મોટો કુબેર ભંડારી થઇ ગયો હોય એમ સમજે છે; કોઇ વખત પોતાના કુંટુંબનું સુખે ભરણપોષણ થાય તેને મહાન્ રાજ્ય પ્રાપ્ત થયા બરાબર માને છે; કોઇ વખતે મુશ્કેલીથી ભરી શકાય તેવા પોતાના પેટનું પૂરૂં કરવાના કામને મોટા ઉત્સવ જેવું ગણે છે; કોઇ વખત ભિક્ષા મળવી તે જાણે જીવન મળ્યું હોય તેમ ગણી લે છે; કોઈ વખત રાજાને અથવા બીજા કોઇને શબ્દ, સ્પર્શ કે બીજી કોઇ ઇંદ્રિયના ભોગો ભોગવતો જોઇને તેના સંબંધમાં એ વિચાર કરે છે કે–' અહો ! એ શક્ર ( ઇંદ્ર ) છે, દેવ છે, વાંદવા યોગ્ય છે, પુણ્યવાન્ છે, મહાત્મા છે, ખરેખર તે બહુ ભાગ્યશાળી મનુષ્ય છે, મને પણ જો એવા વિષયો ભોગવવા માટે કદાપિ મળી જાય તો હું પણ તેની પેઠે વિલાસ કરૂં.' આવા પ્રકારના નકામા નકામા વિચારો કરીને વારંવાર ખેદ પામે છે.

---

૧ **આભીર**. ગોવાળ, આહેર. ૨ **દ્રોણ**. બત્રીશ શેરના વજનનું માપ ( શેર અહીં એંશી રૂપીઆભારનો સમજવો ).

રાજસેવા.

વળી આવા આવા વિચારોથી હેરાન થઇને તેવી વસ્તુઓ પ્રાપ્ત કરવાના ઇરાદાથી તે રાજસેવા ઉઠાવે છે, રાજાની ઉપાસના ( ચાકરી ) કરે છે, તેના તરફ વિનય બતાવે છે, તેને અનુકૂળ લાગે તેવું બોલે છે તેની ખુશામત કરે છે, પોતે દિલગીરીમાં હોય તોપણ તે રાજાને હસતો દેખીને પોતે હસે છે, પોતાને ઘરે પુત્રજન્મ થવાથી ઘણો આનંદ થતો હોય ત્યારે પણ રાજાને રડતો જોઇને પોતે પણ રડવા લાગી જાય છે, રાજાના માનીતા લોકો પોતાના દુશ્મન હોય તોપણ તેનાં વખાણ કરે છે, રાજાના દુશ્મનો પોતાના ઇષ્ટ મિત્ર હોય તોપણ રાજાની સમક્ષ તેની નિંદા કરે છે, રાજાની આગળ રાત દિવસ દોડે છે, પોતે તદ્દન થાકી ગયો હોય તોપણ રાજાના પગ ચાંપવા બેસી જાય છે, રાજાનાં અપવિત્ર સ્થાનો[1] પોતાને હાથે ધુએ છે, રાજાની આજ્ઞાથી ગમે તેવું હલકું કામ ઉપાડી લે છે, યમનાં મ્હોં જેવા રણમેદાનમાં જાતે પ્રવેશ કરે છે, તરવાર-ભાલાના ઘા સહન કરવા માટે પોતાની છાતી આગળ ધરે છે અને ધનની ઇચ્છાવાળો આ રાંક જીવ આવી રીતે દુઃખો ભોગવીને પોતાની ધનપ્રાપ્તિ વિગેરેની ઇચ્છા પૂરી થયા અગાઉ જ મરણ પામે છે.

ખેતી.

વળી આ જીવ કોઇ વખત ખેતી કરવાનો આરંભ કરે છે તો ત્યાં રાત દિવસ હેરાન થાય છે, હળ જોડે છે, જંગલમાં રહીને પશુની જીંદગીનો અનુભવ કરે છે, એટલે જાણે પોતેજ પશુ હોય તેવી જીંદગી વહન કરે છે, નાના પ્રકારના સંખ્યાબંધ જીવોનો ઘાત કરે છે, વરસાદ ન થાય તો સંતાપ પામે છે અને બીજનો નાશ થઇ જાય તો દુઃખી થાય છે.

વ્યાપાર.

વળી આ પ્રાણી કોઇ વખત વેપાર કરે છે તો તેમાં સાચું ખોટું બોલે છે, વિશ્વાસુ અને ભોળા લોકોને ઠગે છે, પરદેશ જાય છે, ઠંડીની પીડા સહન કરે છે, ઉન્હાળાની ગરમી ખમે છે, ભૂખ વેઠે છે, તરસની બાબતમાં બેદરકાર રહે છે, અનેક પ્રકારના ત્રાસ અને પરિશ્રમથી થતાં સેંકડો દુઃખો અનુભવે છે. ધનપ્રાપ્તિ માટે મોટા સમુદ્રોની સફર કરે છે, વહાણ ભાંગી જવાથી અથવા ડૂબી જવાથી પોતે નાશ પામવાની સ્થિતિપર આવી જાય છે અને પોતે પાણીમાં રહેનારા જીવોનું ભક્ષ્ય

---

૧ લઘુશંકા, વડીશંકા કરવાનાં સ્થાનો—જગ્યાઓ

થઇ પડે છે. ધનપ્રાપ્તિ માટે કોઇ વખત પર્વતની ગુફાઓમાં ભમે છે, રાક્ષસોની ગુફાઓમાં જાય છે, રસકૂપિકા[1] શોધે છે અને તે વખતે ( કૂપિકાનું ) રક્ષણ કરનાર રાક્ષસો તેનું પોતાનું જ ભક્ષણ કરી જાય છે. વળી કોઇવાર મોટું સાહસ ઉપાડે છે, રાત્રે શ્મશાનમાં જાય છે, મરેલાં મનુષ્યોનાં શરીર ( મડદાંઓ ) ને ઉઠાવે છે, તેનું માંસ વેંચે છે, ભયંકર વૈતાળોની સાધના કરે છે અને સાધનામાં કાંઇ ભૂલચુક થતાં તે વૈતાળ તેના પરજ ગુસ્સે થઇ આખરે તેને મારી નાખે છે. કોઇ વાર ખન્યવાદનો[2] અભ્યાસ કરે છે, એનાવડે જે જમીનમાં ભંડારો દટાયલા હોય તેનાં લક્ષણો જુએ છે, તેમ કરતાં કોઇ જગ્યોએ નિધાન મળી જાય તો તે દેખવાથી રાજી રાજી થઇ જાય છે, તેને ગ્રહણ કરવા માટે રાત્રિએ ભૂતોને બળિદાન આપે છે અને એવી રીતે બળિદાન આપીને બહાર કાઢેલા નિધાનનાં વાસણમાં પાછા કોલસા જોઇને અત્યંત ખેદ પામે છે. વળી આ જીવ કોઇ વખત ધાતુવાદનો[3] અભ્યાસ કરે છે, ધાતુવાદ જાણનારની સેવા ઉઠાવે છે, તે જે કાંઇ કહે છે તે માન્ય રાખે છે, અનેક જાતની જડીબુટ્ટીઓ એકઠી કરે છે, ધાતુની માટી[4] લઇ આવે છે, પારાને નજીક લાવી રાખે છે, તે પારાને ગરમ કરવો, ઉડાવવો અને મારવો એ સર્વ કામમાં રાત દિવસ અનેક પ્રકારે ખેદ પામે છે, અહોરાત્ર તેને ધમે છે, દરેક ક્ષણે તેને ફુંકે છે, પીળા કે સફેત રંગની જરા પણ સિદ્ધિ થવાના દેખાવથી જાણે હવે સોનું કે રૂપું જરૂર થઇ જશે એવા વિચારથી રાજી રાજી થઇ જાય છે, દરરોજ આશાના લાડવાઓ ખાધા કરે છે, પોતાની પાસે થોડા ઘણા પૈસા હોય છે તે પણ આવી સિદ્ધિઓ મેળવવાની ખાતર ખરાબ કરે છે અને આખરે કોઈ પણ પ્રકારની સિદ્ધિ ન થવાથી નિરાશ થઇને મરણ પામે છે.

ભોગ સારૂ ધનની શોધમાં.

વળી આ પ્રાણી પોતાને વિષયભોગ પ્રાપ્ત થઇ શકે તેટલા સારૂ પૈસા મેળવવાની ઇચ્છા કરે છે અને તેને માટે ચોરી કરે છે, જુગટું રમે છે, જક્ષણીની આરાધના કરે છે, મંત્રોનો જાપ કરે છે, જ્યોતિષની ગણતરી કરે છે, નિમિત્તનો યોગ મેળવે છે, લોકોનાં ચિત્તનું પોતા-

---

૧ રસકૂપિકા—એના રસથી લોઢાનુ સોનુ થઈ જાય એવી માન્યતા છે.

૨ ખન્યવાદ—Minerology. જમીનમા કઈ જગ્યાએ કઇ ધાતુ નીકળશે તે. ભૂસ્તરવિદ્યા ( Geology ) નો પણ આ ખન્યવાદમાં સમાવેશ થાય છે.

૩ ધાતુવાદ —Metallurgy —ધાતુનો ખાસ અભ્યાસ એ પણ ભૂસ્તરવિદ્યાનો એક વિભાગ છે. ૪ તેજમતુરી વિગેરે.

તરફ આકર્ષણ કરે છે, સર્વ પ્રકારની કળાઓનો અભ્યાસ કરે છે, વધારે શું કહેવું ? ટુંકામાં કહીએ તો ધન મેળવવા ખાતર એવું કોઇ કામ નથી કે જે તે ન કરતો હોય, એવું કોઇ વચન નથી કે જે તે બોલતો ન હોય, એવો કોઇ વિચાર નથી કે જે તે પોતાના વિચારપથમાં લેતો ન હોય; આવી રીતે પૈસાની ખાતર અહીંથી તહીં અને તહીંથી અહીં ભમ્યા કરે છે, રખડ્યા કરે છે, દોડાદોડ કર્યા કરે છે, છતાં તેની પાસે પૂર્વ ભવનાં પુણ્યનો જથ્થો નહિ હોવાથી તેની ઇચ્છા જેટલું પ્રાપ્ત કરવાની હોય છે તેના પ્રમાણમાં તેને તલના ફોતરાનો ત્રીજો ભાગ પણ મળતો નથી, માત્ર આથી કરીને તેના ચિત્તમાં મોટો સંતાપ નિરંતર રહ્યા કરે છે અને તેને લઇને તેને કર્મનો મોટો ભારો મળે છે, જેને પરિણામે પોતાની દુર્ગતિમાં જવા યોગ્ય સ્થિતિમાં તે અત્યંત વધારો કરે છે.

વાસ્તવિક ભિખારીપણું.

કદાચ પૂર્વ પુણ્યનો જરા ઉદય થઇ આવે અને તેથી કોઇ વખતે તેને હજાર કે લાખ રૂપીઆની પ્રાપ્તિ થઇ જાય, અથવા પ્રેમ રાખનારી સ્ત્રી, સુંદર શરીર કે વિનયી કુટુંબ પરિવાર મળી જાય અથવા તો તેને ધાન્યનો સંગ્રહ અથવા થોડાં ગામોનું સ્વામીપણું અથવા નાનું સરખું રાજ્ય મળી જાય તો પછી જેમ પેલા દરિદ્રીને જરા તુચ્છ ભોજન મળતું હતું તે વખત તેના લાભથી તે રાજી રાજી થઇ જતો હતો, તેમ આ જીવને મદ (અહંકાર) રૂપ સન્નિપાત થઇ જાય છે અને ત્યારે તે એવો મીજાસમાં આવી જાય છે કે ત્યારપછી કોઈ તેને કાંઇ વિનંતિ કરે તો તે સાંભળતો પણ નથી. બીજા લોકોની સામે નજર પણ કરતો નથી, પોતાની ડોક જરા પણ નમાવતો નથી, મીઠાં વચન બોલતો નથી, હેતુ કે કારણ વગર દમમાં ને દમમાં રહી આંખો ઉઘાડતો નથી, અને વૃદ્ધ વડિલોનું પણ માન જાળવતો નથી. આવી રીતે અતિ હલકા અભિપ્રાયથી જેનું મૂળ સ્વરૂપ નાશ પામી ગયું છે એવો આ જીવ જ્ઞાનરત્નથી પરિપૂર્ણ મહાત્મા ભગવાન્ મુનીશ્વરોને અતિ ક્ષુદ્ર દરિદ્રીથી પણ વધારે અધમ લાગે તેમાં નવાઇ શી છે? સાધારણ વસ્તુને મોટી માનનાર, અલ્પસ્થાયી વસ્તુની વાસ્તવિક કિંમત નહિ સમજનાર, પરવસ્તુની પ્રાપ્તિના અહંકારમાં ઉદ્ધત થઇ અધર ચાલનાર આ જીવને જ્ઞાની મહાત્માઓ યથાસ્વરૂપમાં દેખે છે અને તેની મૂર્ખતા પર વિચાર કરી આત્મદ્રવ્યને અંગે તેને ભિખારી જેવો ગણે છે તે તદ્દન યોગ્ય છે.

જ્યારે આ પ્રાણી પશુભાવ (તિર્યંચગતિમાં) અથવા નરકઅ-

ભિખારીથી પણ અધમ.

વસ્થા ધારણ કરતો હોય છે ત્યારે તેને ભિખારીની ઉપમા વધારે બંધબેસતી આવે છે અથવા વધારે સ્પષ્ટ રીતે કહીએ તો તે ભિખારીની ઉપમાથી પણ આગળ વધી જાય છે; કારણ કે અનેક પ્રકારની મોટી ઋદ્ધિસિદ્ધિવાળા, અતિ આકર્ષક તેજકાંતિવાળા, અતિ ઉચ્ચ પ્રકારનાં પાંચે ઇંદ્રિયોનાં અનેક પ્રકારનાં સુખ ભોગવવાને યોગ્ય અને ઘણી લાંબી સ્થિતિ સુધી સુખી કહેવાતી અવસ્થામાં રહેનારા શક્ર વિગેરે દેવતાઓ પણ જો સમ્યગ્ દર્શનરૂપ રત્નથી રહિત હોય તો વિવેકધનવાળા મહર્ષિઓની નજરમાં તો મોટી દરિદ્રતાની મૂર્ત્તિ જેવા અને વિજળી જેવા ચપળ જીવિતવ્યવાળા લાગે છે. તોપછી સંસારના પેટામાં રહેનારા બીજા સામાન્ય જીવોના સંબંધમાં તો શું કહેવું ? સાધારણ દૃષ્ટિએ દેવતાઓનો અને ખાસ કરીને ઇંદ્રનો વૈભવ બહુ, બહુ વખત રહેનારો અને આકર્ષક લાગે છે, તેવું સુખ ભોગવનાર પણ જ્ઞાનીની નજરે તદ્દન સાચી રીતે ભિખારી અને ચપળ લાગે છે, ત્યારે પછી સાધારણ જીવન માટે મજુરી કરનાર મનુષ્યો, મુંગો માર ખાનારા પશુઓ અથવા એકાંત દુઃખ સહન કરનારા નારકો તો તેઓને કેવા લાગતા હશે-તેનો ખ્યાલ કરી લેવો.

ધનીના કુવિકલ્પો.

લોકોએ તેને તિરસ્કારથી આપેલું કુભોજન ખાતાં ખાતાં જેમ પેલો ભિખારી મનમાં શંકા રાખતો હતો કે કદાચ કોઈ બળવાન્ પ્રાણી તે ભોજન લઇ જશે, તે પ્રમાણે મહામોહમાં પડી ગયેલો આ પ્રાણી ધન, સ્ત્રી કે બીજો તેનો માની લીધેલો વૈભવ જેને પ્રાપ્ત કરવા માટે તેણે અત્યંત ક્લેશ સહન કરેલ હોય છે તેને ભોગવતી વખતે મનમાં બહુ ભય રાખ્યા કરે છે. તે ચોરથી બીહે છે, રાજાથી ત્રાસ પામે છે, પિત્રાઇઓ તરફના ભયથી ધ્રૂજે છે, ભીખ માગનારના વિચારથી ઉદ્વેગ પામે છે, વધારે તો વાત શી કરવી પણ અત્યંત નિઃસ્પૃહ મુનિ મહારાજાઓથી પણ શંકા રાખ્યા કરે છે. એ બાપડો એમ સમજે છે કે આ મુનિરાજાઓ મને ઉપદેશ આપી, ઉપર ઉપરથી મીઠી લાગતી વાતોથી મને આંજી દઇ અથવા મને છેતરીને મારી પાસેથી પૈસા લુંટી લેવા અથવા ઉડાવી દેવરાવવા ઇચ્છા રાખે છે. આવા આવા કુવિચારના ઝેરથી મૂર્છામાં પડી જઇ તે બાપડો વિકલ્પો કરે છે કે 'અરે ! મારી માલ-મિલ્કત અગ્નિથી બળી જશે, અથવા પાણીના પ્રવાહમાં તણાઇ જશે અથવા ચોરોથી ચોરાઇ જશે, માટે એને સુરક્ષિત કરવી જોઇએ.' પછી કોઇના ઉપર વિશ્વાસ ન

હોવાથી કોઇની મદદ વગર રાત્રિએ ઉઠીને તે એકલો જમીનમાં બહુ ઉંડો ખાડો ખોદે છે, ધીમે પગલે ચાલીને જરા પણ ઘરમાં સંચાર થતો હોય તો તેને છુપાવી દઇને પોતાની પુંજી ખાડામાં ધીમે રહીને મૂકે છે, પછી ખાડો પૂરી દઇને જમીનના તળીઆને સરખું કરે છે, તેના ઉપર ધૂળ કચરો વિગેરે નાખે છે, તેને તદ્દન ન ઓળખી-પારખી શકાય તેવું બનાવે છે, વળી તે ધન દાટેલ સ્થાન કદાચ પોતે પણ ભૂલી જાય તો મોટો ગોટાળો થઇ જાય તેથી અનેક પ્રકારનાં ચિહ્નો ( એંધાણો )રાખી મૂકે છે, કંઈ કામ સારૂ આવેલો બહારનો કોઇ માણસ જે વિભાગમાં પોતે ધન દાટચું હોય તે તરફ અથવા ત્યાં જાય—આવે છે તો તેને વારંવાર જોયા કરે છે, તે પ્રદેશ ઉપર પેલા માણસની સહજ પણ નજર પડતી જોઈને આ ભાઇશ્રીને શંકા થાય છે કે જરૂર પોતે ધન ઘરમાં કઇ જગાએ દાટ્યું છે તેની આ માણસને ખબર પડી ગઇ છે, આવા વિચારથી ગભરાઇ જઈ રાત્રે ઉંઘી પણ શકતો નથી, ચિંતામાં તેની ઉંઘ ઉડી જાય છે, વળી ચિંતામાં ને ચિંતામાં રાત્રે ઉઠીને પાછો ખાડો ખોદે છે, તેમાં દાટેલ ધનને બહાર કાઢે છે અને બીજી જગ્યાપર તેને મૂકે છે ! બીકમાં ચોતરફ પોતાની નજર નાખતો આમતેમ ભયમાં જોયા કરે છે, રખે કોઇ પોતાને જોઇ જશે—એવા ભયથી પોતે હાલવા ચાલવાની ક્રિયા કરે છે તે પણ શરીર-માત્રથીજ કરે છે, પણ તેનું મન તો પેલા ધનના બંધનમાં એવું બંધાઇ ગયેલું હોય છે કે તે સ્થાનથી એક ડગલું પણ આગળ પાછળ જતું નથી. આવી રીતે હજારો પ્રયત્નોથી જાળવી રાખેલું ધન કોઇ વખત કોઇ જોઇ જાય અને પછી લઇ જાય તો તે વખતે અકાળે જાણે તેને વજ્રનો ઘા લાગ્યો હોય નહિ એવો તે થઇ જઇ ‘ હે ભાઇ ! હે મા ! હે બાપ ! ’ એવા એવા નિઃશ્વાસના શબ્દો બોલી દયાળુ માણસોની લાગણી ઉશ્કેરે છે, અથવા અત્યંત મૂર્છારૂપ વાઘણે તેનો નાશ કરેલો હોવાથી કોઇ વખત ધનનાશના આઘાતથી તે મરણ પણ પામે છે ! ! આ પ્રમાણે લેશમાત્ર ધનમાં આસક્ત પ્રાણીઓ પોતાનું વર્તન કેવા પ્રકારનું રાખે છે તેની ચેષ્ટાઓનું સંક્ષેપમાં દિગ્-દર્શન કરી બતાવ્યું.

સ્ત્રી આસક્ત-
ની ચેષ્ટાઓ.

એવીજ રીતે પોતાની સ્ત્રીના પ્રતિબંધમાં લેવાઇ ગયેલો આ જીવ અન્ય પુરુષોની ઈર્ષ્યા કરીને બીજા માણસો પોતાની સ્ત્રી સામી નજર પણ ન કરી શકે એવા વિચારથી પોતાના ઘરની બહાર પણ નીકળતો નથી, રાતે ઉંઘતો પણ નથી, માતપિતાનો ત્યાગ કરે છે, સગાસંબંધીઓના સ્નેહને શિથિલ કરી નાખે છે, પોતાના ખાસ ઇષ્ટ મિત્રોને પણ ઘરે આવવાનું આમંત્રણ આપતો નથી, ધર્મનાં કાર્યોનો તિરસ્કાર કરે છે, લોકોમાં પોતાની નિંદા થાય છે તેની પણ દરકાર કરતો નથી, માત્ર સ્ત્રીનું મુખ વારંવાર જોઇને તે જ જાણે પરમાત્માની મૂર્ત્તિ હોય અને પોતે જાણે એક જોગી હોય તેમ બીજું સર્વ કામ-કાજ છોડી દઈ તેનું જ ધ્યાન કરતો અને તેનીજ ચિંતવના કરતો પોતે ઘરમાંજ રહે છે; તે સ્ત્રી જે કરે છે તે એને સારૂં લાગે છે, તે જે બોલે છે તે એને આનંદ આપનાર લાગે છે અને તે પોતાના મનમાં કોઇ વસ્તુ મેળવવાનો વિચાર કરે તે તેની બાહ્ય ચેષ્ટા અને આકારથી જાણી લઇ તે મેળવવા યોગ્ય છે એમ માની લે છે. વળી મોહને લીધે તે પોતાના મનમાં વિચાર કરે છે કે, એ ખરેખર મારા ઉપર પ્યાર રાખનારી છે, મારામાં આસક્ત છે, મારૂં હિત કરનારી છે, એના જેવી સુંદર ઉદાર સોભાગ્યવાળી બીજી કોઇ પણ સ્ત્રી આખી દુનિયામાં હોય એમ તેને લાગતું નથી. કોઈ માણસ તેની સ્ત્રીને મા, બ્હેન કે દેવી અથવા દીકરી તરીકે ગણીને પણ તેની સામું જુવે તો આ ભાઇ-સાહેબ તેના ઉપર ક્રોધ કરે છે, આકુળવ્યાકુળ થઇ જાય છે અને મરી જવા જેવો થઈ જઈ શું કરવું તેનો ખ્યાલ પણ કરી શકતો નથી. કોઇ કારણથી તેની સાથે પોતાનો વિયોગ થાય અથવા તે મરણ પામે તો આ જીવ રડવા લાગે છે, શોક કરવા મંડી જાય છે અને કદાચ મરણ પણ પામે છે. ખરાબ ચાલચલગતવાળી તે સ્ત્રી હોય અને તેથી તે પરપુરુષ સાથે પ્રેમ રાખનારી થાય અથવા પરપુરુષો બળાત્કારે તેને લઇ જાય તો મહામોહમાં આસક્ત આ પ્રાણી જીવે ત્યાંસુધી હૃદયના દાહથી બળ્યા કરે છે અથવા ઘણા દુઃખથી કદાચ પ્રાણ પણ મૂકી દે છે. એવી રીતે એક એક વસ્તુના પ્રતિબંધમાં આ-સક્ત થયેલો આ જીવ અનેક દુઃખો ખમે છે, છતાં પણ વિપરીત નિર્ણયોના યોગથી તે વસ્તુઓનું રક્ષણ કરવા તત્પર રહે છે અને મારી આ વસ્તુ કોઇ ઉઠાવી જશે એવી શંકા નિરંતર રાખ્યા કરે છે.

તૃપ્તિનો અભાવ.

"વળી તે બાપડાને એવા ભોજનથી કોઇ દિવસ તૃપ્તિ થતી નહોતી અને ઉલટી તેની ભૂખ વધારે વધારે જોર પકડતી જતી હતી" એ પ્રમાણે અગાઉ નિષ્પુણ્યકની વાર્તાના પ્રસંગમાં કહેવામાં આવ્યું છે તે પ્રમાણે આ જીવને પણ પૈસા, સ્ત્રી કે વિષયભોગો જે સર્વ લગભગ કુભોજન જેવા છે તે પેટ ભરીને પૂરતાં મળે તોપણ તેની ઇચ્છાનો નાશ થતો નથી, પણ તે નિરંતર વધ્યા કરે છે; તે આવી રીતે-કોઇ વખત કદાચ સો રૂપીઆ મળી જાય છે તો હજાર મેળવવાની ઇચ્છા રાખે છે, કદાચ હજાર પણ મળી જાય છે તો લાખ રૂપીઆ મેળવવાની વાંછા તેને થાય છે, કદાચ લાખ રૂપીઆ મળી જાય તો કરોડ મેળવવાની તેને અભિલાષા થાય છે, કદાચ કરોડ રૂપીઆનો લાભ થઇ જાય તો રાજ્ય મેળવવાની ઇચ્છા કરે છે, કદાચ તે રાજા થઈ જાય તો ચક્રવર્તીપણાની શોધ કરે છે, કદાચ ચક્રવર્તીપણું મળી જાય તો દેવપણાની હોંશ રાખે છે, કદાચ દેવપણું મળી જાય તો શક્રપણું[1] શોધે છે અને કદાચ શક્રપણું મળી જાય તો તેનાથી ઉપર ઉપરના દેવલોકનું સ્વામીપણું મેળવવાના વિચારથી તેના મનમાં આકુળતા રહ્યા કરે છે. આવી રીતે તેના મનોરથો[2] કદિ પૂરા થતા નથી. જેવી રીતે સખ્ત ઉનાળામાં જેનું શરીર ચારે તરફથી લાગતી ગરમીથી બળી રહ્યું હોય, જેને સખ્ત તૃષા લાગી હોય અને જેને મૂર્ચ્છા આવી ગઇ હોય એવો કોઇ મુસાફર સ્વપ્નમાં જળતરંગથી સુંદર લાગતાં મોટાં જળાશયોમાંથી ગમે તેટલું પાણી પીએ તેથી તેની તૃષા છીપતી.નથી, તેવીજ રીતે આ જીવને ધન વિષયોના સંબંધમાં સમજવું. અનાદિ સંસારમાં રખડપટ્ટી કરતાં આ પ્રાણીને અનેક વખત અતિ સુંદર પાંચે ઇંદ્રિયોના વિષયભોગો ભોગવવા માટે મળ્યા, મહામૂલ્યવાન્ અનેક રત્નો તેને પ્રાપ્ત થયા, કામદેવની સ્ત્રી રતિના વિભ્રમને

---

૧ **શક્ર** પ્રથમ દેવલોકનો ઈન્દ્ર, દેવોનો સ્વામી

૨ આવોજ વિચાર ઉપાધ્યાયજીએ લોભની સજ્ઝાયમા બતાવ્યો છે:—

જીરે મારે નિર્ધનને શત ચાહ, શત ચાહે સહસેં લોડીએ, જીરેજી.
જીરે મારે સહસ લહે લખ લોભ, લખ લાભે મન કોડીએ, જીરેજી
જીરે મારે કોટીશ્વર નૃપઋદ્ધિ, નૃપ ચાહે ચક્રીપણું, જીરેજી.
જીરે મારે ચાહે ચક્રી સુરભોગ, સુર ચાહે સુરપતિ સુખ ઘણું, જીરેજી
જીરે મારે મૂળ લઘુ પણ લોભ, વાધે શ્રાવ પરે સહી, જીરેજી.
જીરે મારે ઉત્તરાધ્યયને અનંત, ઈચ્છા આકાશ સમી કહી. જીરેજી

પણ બાજુએ મૂકે એવી સુંદર યુવાન સ્ત્રીઓ સાથે તેણે અનેક પ્રકારના વિલાસો ભોગવ્યા અને સ્વર્ગ, મૃત્યુ તથા પાતાળલોકમાં અતિ સુંદર ગણાતી ઉંચા પ્રકારની ક્રીડાઓ તેની સાથે તેણે કરી, તોપણ ઘણી ભૂખ લાગવાથી જેમ પેટ પાતાળમાં પેસી ગયું હોય નહિ તેમ અગાઉના દિવસોમાં ભોગવેલ વિષય કે ખાધેલ ભોજનની વાત પણ તે જાણતો નથી, યાદ પણ લાવતો નથી, માત્ર નવા નવા વિષયભોગ મેળવવાના મનોરથો કરી કરીને નકામો સૂકાયા કરે છે.

પેટનો દુઃખાવો

વળી પૂર્વે કથાપ્રસંગમાં કહેવામાં આવ્યું છે કે, " આવી લોલપતાથી ખાધેલું અન્ન તેને પચતું નહોતું અને પચતાં પચતાં વળી તેના શરીરમાં વાતવિસૂચિકા ( પેટનો દુઃખાવો ) ઉત્પન્ન કરીને તેને બહુ પીડા ઉપજાવતું હતું." તે આ પ્રાણીના સંબંધમાં આવી રીતે યોજવું: રાગ મોહમાં લેવાઇ ગયેલો આ પ્રાણી કુભોજન જેવાં ધન વિષય સ્ત્રી વિગેરેનો સ્વીકાર કરી લે છે અને તેમાં આનંદ માની તેનો ભોગ ઉપભોગ કરે છે ત્યારે તેને કર્મસંચયરૂપ અજીર્ણ થાય છે; પછી જ્યારે ઉદયદ્વારા એ કર્મોને પચવે છે-નિર્જરે છે-ત્યારે નારકી, તિર્યંચ, મનુષ્ય કે દેવગતિમાં રખડવારૂપ તેને ચુંકો આવે છે, પેટનો દુઃખાવો થાય છે અને એવી રીતે સદરહુ કર્મો તેને અત્યંત પીડા આપે છે, તેને ત્રાસ પમાડે છે અને તેને હેરાન કરે છે. " વળી તે ભોજન સર્વ રોગોનું કારણ હતું અને પૂર્વે થયેલા સર્વ વ્યાધિઓને વધારનાર હતું " એમ જે અગાઉ કથાપ્રસંગમાં કહેવામાં આવ્યું છે તે પણ યોગ્ય છે, કારણ કે એ કુભોજનની સાથે સરખાવેલ ધન વિષય સ્ત્રી વિગેરેનો ભોગ-ઉપભોગ આ જીવ રાગપૂર્વક કરે છે ત્યારે તેને લઇને મહામોહના લક્ષણવાળા અનેક નવા વ્યાધિઓ તેને થાય છે અને પૂર્વના હોય છે તેમાં વધારો પણ થાય છે. આથી સર્વ વ્યાધિઓને ઉત્પન્ન થવાનું અને તેમાં વધારો થવાનું કારણ એ કુભોજન છે. નવીન કર્મો આથી બહુ બંધાય છે અને પૂર્વ કર્મોની સ્થિતિ અને અનુભાગ ( રસ ) વધારે તીવ્ર બને છે.

સુંદર ભોજનના સ્વાદથી બેનસીબ.

" આ પ્રમાણે હકીકત હોવા છતાં તે નિષ્પુણ્યક તો તેને જ ( ખરાબ ભોજનને જ ) સારૂં માનતો હતો અને તેથી વધારે સુંદર ભોજન તરફ નજર પણ કરતો નહોતો. આથી થયું એમ કે ખરેખરા સુંદર લીજત આપનાર ભોજનનો સ્વાદ ચાખવાનો તેને

પ્રસંગ પણ આવ્યો નહિ અને તેનો સ્વાદ કેવો હશે તેનું તેને સ્વપ્ન પણ આવ્યું નહિ." આ પ્રમાણે નિષ્પુણ્યકના સંબંધમાં કથાપ્રસંગે કહેવામાં આવ્યું છે તે આ જીવના સંબંધમાં બરાબર મળતું આવે છે. આ જીવની ચિત્તવૃત્તિ મહામોહથી હણાયલી હોવાને લીધે અનેક દોષોનાં કારણભૂત ધન વિષય સ્ત્રી વિગેરે તેને હેરાન કરનાર-ત્રાસ આપનાર હોવા છતાં તેને પોતાની જાતને સુખ આપનાર અને આત્માને હિતકારી માને છે અને પોતે ઇચ્છે ત્યારે મેળવી શકે તેવું સ્વાધીન, અતિ ઉચ્ચ પ્રકારના વિશિષ્ટ આનંદને આપી શકે તેવું મહાકલ્યાણ કરનાર ચારિત્રરૂપ ક્ષીરભોજન છે તેને એ બાપડો કદિ પામ્યો પણ નથી, કારણ કે મહામોહની નિદ્રામાં પડેલા તે જીવનાં વિવેકરૂપ નેત્રો મીંચાઈ ગયેલાં છે, તેથી જેમ ઉંઘમાં પડેલા માણસને સારાસારનો વિવેક રહેતો નથી તેમ પોતાને કઇ વસ્તુથી લાભ છે અને કોનાથી નુકશાન છે તેનો વિચાર આ પ્રાણીને મહામોહની નિદ્રામાં પડ્યા પછી રહેતો નથી. અનંત કાળ સુધી આ સંસારમાં પરિભ્રમણ કરતાં કદાચ કોઇ વખત તે સુંદર ભોજન આ પ્રાણીને મળેલ હોત તો સર્વ કલેશનો નાશ કરનાર મોક્ષ આ પ્રાણીને ક્યારનું મળી ગયું હોત, આટલો બધો કાળ એ સંસારમાં રખડતો હોત જ નહિ અને મારો જીવ તો સંસારમાં હજુ પણ રખડ્યા કરે છે, તેથી એમ નિશ્ચય થાય છે કે, આ જીવે સચ્ચારિત્રરૂપ સુભોજન પૂર્વે કદિ મેળવ્યું નથી.[1]

**અનંત કાળથી રખડપટ્ટી.**

"આવી રીતે ભિખ માગતાં અને ત્રાસ પામતાં અદૃષ્ટમૂલપર્યન્ત નગરમાં ઉંચાં નીચાં ઘરોમાં, જૂદા જૂદા [2]આકારવાળી શેરીઓમાં અને ગલીઓમાં જરા પણ થાક લીધા વગર બહુ વખત તે દરિદ્રી ભટકયો." આ પ્રમાણે હકીકત નિષ્પુણ્યકના કથાપ્રસંગમાં કહેવામાં

---

૧ આવો જ વિચાર કલ્યાણમંદિરમાં બતાવ્યો છે તે સરખાવો.

**अस्मिन्नपारभववारिनिधौ मुनीश! मन्ये न मे श्रवणगोचरतां गतोऽसि
आकर्णिते तु तव गोत्रपवित्रमंत्रे, किं वा विपद्विषधरी सविधं समेति.**

"હે પ્રભુ! આ અપાર સંસારસમુદ્રમાં તારૂં નામ પણ મેં સાંભળ્યું નહિ હોય એમ મને લાગે છે, કેમકે કાનને પવિત્ર કરનાર તારા નામનો મંત્ર સાંભળ્યા પછી વિપત્તિરૂપ સર્પણી કદિ નજીક આવે ખરી?" **આ**ની પછીના બે કાવ્યો પણ લક્ષ્યમાં લેવા યોગ્ય છે.

૨ **જૂદા જૂદા આકારવાળી શેરીઓ** તે ત્રિક, ચતુષ્ક, ચત્વર આદિ સમજવા. એક જગો પર ત્રણ રસ્તા મળે તેને **ત્રિક** કહેવામાં આવે છે, ચાર રસ્તા સાથે એકઠા થાય તેને **ચતુષ્ક** કહેવામાં આવે છે. શહેર વચ્ચે ચોક હોય તેને **ચત્વર** કહેવામાં આવે છે.

આવી છે તે બરાબર મારા જીવના સંબંધમાં મળતી આવે છે; કારણ કે કાળની આદિ નહિ હોવાથી આ જીવે પણ અનંત પુદ્ગળપરાવર્તો[1]

---

૧ **પુદ્ગળપરાવર્ત**’ સબંધી હકીકત ખાસ સમજવા યોગ્ય છે.

અસખ્ય વર્ષોએ એક ‘**પલ્યોપમ**’ થાય છે એનો સામાન્ય ખ્યાલ આપવા માટે ચાર ગાઉ લાંબો, ચાર ગાઉ પહોળો અને ચાર ગાઉ ઊંડો ખાડો કલ્પી તેમાં યુગળીઆના બારીક વાળના નાનામાં નાના ટુકડાઓ ઠાંસી ઠાંસીને ભરવામાં આવે છે અને તેમાંથી સો સો વર્ષે એક એક વાળ કાઢતાં ખાડો પૂરો થાય ત્યારે ‘બાદર અદ્ધા પલ્યોપમ’ થાય છે. તે વાળના ટુકડાને અસંખ્યાત ગુણા કલ્પી પછી સો સો વર્ષે એકેક કાઢતાં તે ખાલી થાય ત્યારે ‘સૂક્ષ્મ અદ્ધા પલ્યોપમ’ થાય છે અને એવા દશ કોડાકોડિ પલ્યોપમે એક સૂક્ષ્મ અદ્ધા **સાગરોપમ** થાય છે. સાગરોપમનુ વિશેષ સ્વરૂપ ચોથા કર્મગ્રથમા તેમજ લોકપ્રકાશ વિગેરેમાં બતાવવામા આવ્યુ છે તે જિજ્ઞાસુએ ત્યાંથી જાણવા યોગ્ય છે. આવા દશ કોટાકોટિ સાગરોપમનો એક **ઉત્સર્પિણી** અને દશ કોટાકોટિ સાગરોપમનો એક **અવસર્પિણી** કાળ થાય છે. (કોટાકોટિ અથવા કોડાકોડિ એટલે કરોડને કરોડે ગુણીએ તેટલા; મતલબ કે એકડા ઉપર ચૌદ મીંડાં ચઢાવવાથી કોડાકોડિ થાય છે.) અવસર્પિણી કાળના છ આરા હોય છે. ભરત ને ઐરવત ક્ષેત્રમાં પહેલા ત્રણ આરામાં જુગલીઆ હોય છે, જેઓને કલ્પવૃક્ષ સર્વ વસ્તુઓ પૂરી પાડે છે અને ઉપાધિ-વ્યવહાર કોઈ પ્રકારનો હોતો નથી. ચોથા આરામા દુઃખ થવા માંડે છે, પણ ત્રીજા આરાના પ્રાંત ભાગથી ચોથા આરાના પ્રાંત ભાગ સુધીમાં ચોવીશ તીર્થંકર થાય છે. પાંચમા આરામા પાછો મોક્ષમાર્ગ બંધ થાય છે, પણ ધર્મ રહે છે અને છઠ્ઠા આરામાં તો ધર્મનો પણ લોપ થાય છે, આવા અવસર્પિણી કાળનો પ્રથમ આરો ચાર કોડાકોડિ સાગરોપમનો, બીજો ત્રણ કોડાકોડિ સાગરોપમનો, ત્રીજો બે કોડાકોડી સાગરોપમનો અને ચોથો બેતાળીશ હજાર વર્ષે ન્યૂન એક કોડાકોડિ સાગરોપમનો અને પાચમો તથા છઠ્ઠો દરેક એકવીશ હજાર વર્ષના હોય છે. એવી રીતે દશ કોડાકોડિ સાગરોપમથી એક ‘અવસર્પિણી કાળ’ થાય છે. તેમા ક્રમે ક્રમે દુઃખ વધતું જાય છે અને સ્થિતિ સર્વ બાબતમાં વધારે વધારે ખરાબ થતી જાય છે. ઉત્સર્પિણી કાળ પણ એવી રીતે દશ કોડાકોડિ સાગરોપમનો હોય છે, પણ એમાં સ્થિતિ સુધરતી જાય છે, તેથી એની સ્થિતિ અવસર્પિણીના પ્રત્યેક આરાથી ઉલટી સમજવી. એટલે ઉત્સર્પિણીના પ્રથમ આરાની સ્થિતિ એકવીશ હજાર વર્ષની, બીજાની એકવીશ હજાર વર્ષની, ત્રીજાની બેતાળીશ હજાર વર્ષે ન્યૂન એક કોડાકોડિ સાગરોપમની, ચોથા, પાંચમા અને છઠ્ઠા આરાની સ્થિતિ અનુક્રમે બે, ત્રણ અને ચાર કોડાકોડિ સાગરોપમની હોય છે. તેના ત્રીજા આરામાં ૨૩ અને ચોથા આરાના પ્રારભમાં ૧ એમ ૨૪ તીર્થંકરો થાય છે. આ ઉત્સર્પિણી અને અવસર્પિણી બે મળીને એક **કાળચક્ર** કહેવાય છે. આવાં અનત કાળચક્ર આ પ્રાણીએ કર્યા. પુદ્ગળપરાવર્તના કાળનુ જ્ઞાન બહુ ઉપયોગી છે, કારણ કે આ પ્રાણીએ અનંત પુદ્ગળપરાવર્ત કર્યા છે. વળી એને છેલ્લા પુદ્ગળપરાવર્તમાં મોટો ફેરફાર થાય છે જે પ્રગતિને અંગે અન્યત્ર વિચારેલ છે. (જુઓ જૈન દૃષ્ટિએ યોગ પૃ. ૧૭–પ્રથમ વિભાગ). આ

ક્યાં છે, એટલે અનંત પુદ્ગળપરાવર્ત જેટલો કાળ એ સંસારમાં રખડ્યો છે. " એ મહા દુર્ભાગી જીવને ( તે નગરમાં ) એવી રીતે રખડતાં રખડતાં કેટલો કાળ ગયો તેની પણ ખબર પડતી નથી. " એમ અગાઉ કહ્યું છે. આ જીવના સંબંધમાં પણ તે બરાબર સમજી લેવું, એટલે કે આ સંસારમાં તે કેટલો કાળ રખડ્યો તેનો નિર્ણય થઇ શકે એમ નથી, કારણ કે કાળની આદિ–શરૂઆત ન હોવાથી તેની હદ બાંધવી અશક્ય છે.

આવી રીતે મારો રાંક જીવ આ સંસારનગરમાં માઠા સંકલ્પ વિકલ્પ, સાચી ખોટી દલીલો અને ખોટાં દર્શનોરૂપ તોફાની છોકરાઓનાં ટોળાંથી દરેક ક્ષણે તત્ત્વસન્મુખતા રૂપ સુંદર શરીરપર ભ્રાંતિ ( મિથ્યાત્વ )રૂપ માર ખાતો હોવાથી મહામોહ વિગેરે રોગવાળા શરીરવાળો થઈ ગયો છે અને તેવા ખરાબ વ્યાધિઓને તાબે થઇને નરક વિગેરે સ્થાનોમાં અત્યંત પીડા સહન કરવાથી સ્વરૂપભ્રષ્ટ થઈ ગયો છે. તેની આવી સ્થિતિ થઈ ગયેલી હોવાથી જે પ્રાણીઓનાં ચિત્ત વિવેકબુદ્ધિથી નિર્મળ થયેલાં છે તેમને તેના પર અત્યંત દયા આવે છે. આટલું છતાં આગળ પાછળનો વિચાર તે નહિ કરતો હોવાથી તત્ત્વબોધ ( સમ્યગ્જ્ઞાન )થી બહુ છેટો રહે છે. આ સર્વ બાબતોને લીધે તે લગભગ સર્વ જીવોથી અધમ–હલકો છે અને તેવી સ્થિતિનો તે થઈ ગયેલો હોવાથી ધન, વિષય, સ્ત્રી, પુત્રાદિ પ્રાપ્ત કરવાની ખોટી આશારૂપ તુચ્છ ભોજનનો લોલુપી થઈ કદાચ જરા તુચ્છ ભોજન મળે તો તેથી કાંઇક સંતોષ (તૃપ્તિ) પામી જાય છે, પણ તે તૃપ્તિ ટકતી નથી તેથી કદિ પણ તે ધરાતો નથી અને તેવી સર્વ બાહ્ય વસ્તુઓ

---

પ્રમાણે હોવાથી પુદ્ગળપરાવર્ત્તની હકીકત ખાસ સમજવા યોગ્ય છે. એના પર વિસ્તારથી નોટ અધ્યાત્મકલ્પદ્રુમના દશમા પ્રસ્તાવની સાતમી ગાથામાં આપવામાં આવેલ છે તે વાચવાથી જણાશે કે તેના બાદર અને સૂક્ષ્મ એ બે વિભાગ પાડી તેપર દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની યોજના બતાવવામાં આવી છે, બધી રીતે વિચારતાં બહુ લાબો કાળ દરેક પુદ્ગળાવર્ત્ત લે છે એમ જણાઈ આવે છે અને એ કાળ એટલો લાંબો છે કે તેનો વિચાર કરતા આ દુઃખનો છેડો કોઈપણ રીતે લાવવો જોઈએ–એમ સહજ વિચાર આવ્યા વગર રહેતો નથી. પુદ્ગળપરાવર્ત્ત સંબંધી હકીકત બરાબર સ્પષ્ટ રીતે સમજવાની ખાસ જરૂર છે. એ સબંધી વધારે હકીકત વિસ્તારપૂર્વક શ્રીપ્રવચનસારોદ્ધાર ગ્રંથમાં બતાવવામા આવી છે. ( જુઓ પ્રકરણ રત્નાકર ત્રીજો ભાગ પૃ. ૪૧૧. સહેલથી વાચી શકાય તે સારૂ અધ્યાત્મકલ્પદ્રુમની મારી નોટમા તે ટાકી છે. )

કેમ વધારે મેળવવી, તેને કેવી રીતે વધારવી, તેનું કેવી રીતે સંરક્ષણ કરવું, તે બાબતનો નિરંતર વિચાર કર્યા કરે છે, જેને પરિણામે તે મહા આકરાં આઠ કર્મોરૂપ નહિ ઇચ્છવા યોગ્ય ઘણે કાળે પણ ખપે નહીં તેવું અને ન પચી શકે તેવું ભાતું બાંધી લે છે અને તેવું અપથ્ય ભોજન ખાવાથી તેના રાગ વિગેરે વ્યાધિઓ બહુ વધી જાય છે; એમ એ સર્વ અનુભવે છે, છતાં પણ તે સર્વ વ્યાધિનું કારણ શું છે તેની તપાસ કરવામાં વિપરીત બુદ્ધિવાળો હોવાથી ઉલટો કુપથ્ય વધારે કરે છે અને સચ્ચારિત્રરૂપ પરમાન્ન–અતિ સુંદર, પચે તેવું અને દુઃખ માત્રનો નાશ કરે તેવું સુંદર ભોજન ચાખતો નથી અને તેવી રીતે અનંત પુદ્ગળપરાવર્ત્ત સુધી અરઘટ્ટઘટ્ટી યંત્રના ન્યાયથી સર્વ ઉત્પત્તિસ્થાનોમાં રખડ્યા કરે છે, ભટક્યા કરે છે, ફર્યા કર્યા છે,[1] હવે આગળ તે દરિદ્રીના સંબંધમાં શું બન્યું તે અત્ર કહેવામાં આવે છે.

(૭)

## સુસ્થિર મહારાજા.
## સ્વકર્મવિવર દ્વારપાળ.
## યોગ્યતાથી કરાવેલ મંદિરપ્રવેશ.

તે નગરમાં સ્વભાવથી સર્વ પ્રાણીઓ તરફ અત્યંત પ્રેમાળ વૃત્તિ-

---

૧ આ કથાનો વિષય ત્રણ કાળનો છે, તેથી ક્રિયાપદના કાળના જૂદા જૂદા પ્રયોગો આ કથામા કહેવામાં આવ્યા છે તેનો આશય એક સરખોજ છે એમ સમજી લેવુ. વ્યાકરણવેત્તાઓ કહે છે કે विवक्षानुसारेण कारकप्रवृत्तिः એટલે કહેનારની ઈચ્છા પ્રમાણે કારકની પ્રવૃત્તિ થાય છે અને કારક પ્રમાણે કાળની પ્રવૃત્તિ થાય છે. તેઓ સ્પષ્ટ રીતે કહે છે કે કારકની પેઠે કાળ પણ એક સ્વરૂપવાળી વસ્તુમાં તે વસ્તુની સ્થિતિના ફેરફારથી જૂદા જૂદા પ્રકારના કહેવામાં આવે છે એમ અમે જોયેલ છે અને તે અમને અભીષ્ટ છે. એનો દાખલો બતાવતાં તેઓ કહે છે કે પાટલીપુરથી શરૂ થતા આ માર્ગમા એક કુવો હતો, હોતો હવો, થશે, હશે વિગેરે કાળનાં રૂપો એકજ કુવા માટે છે, તોપણ તે માટે જૂદી જૂદી વિવક્ષા થઈ શકે છે, અને તે સર્વ ઉચિત છે. ભાષાન્તરમાં આ મુશ્કેલી મને વારવાર જણાઈ છે. ભૂત અને વર્તમાન કાળનો પ્રયોગ કરવામાં ઘણી વખત અગવડ લાગે છે અને તેનો ખુલાસો ઉપર પ્રમાણે છે. ત્રણ કાળ (ભૂત, ભવિષ્ય અને વર્તમાન) ને લગતી આ વાર્તા હોવાથી જ્યાં અનુકુળ પડે ત્યાં કથાને અનુરૂપ કાળનો પ્રયોગ કર્યો છે. આ બાબતમાં અત્ર કરેલો ખુલાસો સુજ્ઞ વાચનાર વિચારી જશે તો હકીકતનો મુદ્દો અને કથાશરીર કાળપ્રયોગનું કારણ બરાબર બતાવી આપશે. **મો. ગિ.**

વાળા સુવિખ્યાત સુસ્થિત[1] નામના મહારાજા છે એમ પૂર્વે કહ્યું છે તે આ સંસારનગરમાં પરમાત્મા જિનેશ્વર ભગવાન્ સમજવા. તેમના સર્વ ક્લેશો નાશ પામી ગયેલા હોવાથી, તેઓ અનંત જ્ઞાન-દર્શન વીર્યયુક્ત હોવાથી તેમજ ઉપમારહિત સ્વાધીન અતિશય અનંત આનંદસ્વરૂપ હોવાથી વાસ્તવિક રીતે તેજ સુસ્થિત[2] નામને યોગ્ય છે. અવિદ્યા ( અજ્ઞાન ) આદિ ક્લેશમાં રચી પચી પડેલા બીજા કોઇ પણ સુસ્થિત નામને યોગ્ય નથી, કારણ કે મિથ્યાત્વને લીધે એવા બીજાઓ ખરાબ રીતે ( દુઃસ્થિત ) રહેલા છે અને અજ્ઞાન અથવા અલ્પ જ્ઞાન સાથે સુસ્થિતપણું સંપૂર્ણ અંશે કદિ પ્રાપ્ત થતું નથી. એ પ્રભુ સર્વ પ્રાણીઓનું અતિ સૂક્ષ્મપણે રક્ષણ કરવાનો ઉપદેશ આપનારા હોવાથી ( અહિંસા પરમો ધર્મનું સ્વરૂપ વિસ્તારથી બતાવનારા હોવાથી ) અને શિઘ્ર મોક્ષ પ્રાપ્ત કરાવી આપે એવો કુશળ સિદ્ધાન્તમાર્ગ કહેનારા હોવાથી સ્વાભાવિક રીતે જ તે અત્યંત પ્રેમાળ હૃદયવાળા છે. નર અને દેવોના નાયક ચક્રવર્તી અને ઇંદ્રથી પણ તેઓ વધારે પ્રખ્યાત હોવાથી તેમને સુવિખ્યાત કહેવામાં આવ્યા છે, કારણ કે દેવો અને મનુષ્યો પ્રશસ્ત મન વચન કાયાના યોગમાં પ્રવૃત્ત થઈ નિરંતર તેમની સ્તુાત કરે છે. આ પ્રમાણે હોવાથી સર્વજ્ઞ જિનંદ્ર ભગવાન 'મહારાજ' શબ્દ ધારણ કરવાને યોગ્ય છે.

**દ્વારપાળ અને મંદિર પ્રવેશ.**

" પેલો નિષ્પુણ્યક ભિખારી રખડતો રખડતો તે સુસ્થિત મહારાજાના મંદિર પાસે જેમ તેમ કરીને આવી પહોંચ્યો. હવે તે મંદિરના દરવાજા પર સ્વકર્મવિવર નામનો દ્વારપાળ હતો. તે દ્વારપાળે અત્યંત કરૂણા ઉપજાવે તેવા આ ભિખારીને જોઇને તેના પર અત્યંત કૃપા કરી અને તેને અપૂર્વ રાજમંદિરમાં દાખલ કર્યો." આ પ્રમાણે વાત અગાઉ કથાપ્રસંગમાં ત્યારપછી કહેવામાં આવી છે તેની આ પ્રમાણે યોજના કરવી. કોઇ વખત આ જીવ [3]ઘર્ષણ-

---

૧ અહીં મૂળ કથાશરીર પૃષ્ઠ ૧૮ જુઓ. પારિગ્રાફ ન. ૭ સાથે આ ઉપનયને સબંધ છે

૨ **સુસ્થિત**—સારી રીતે સ્થિત થયેલા, રહેલા, નિરતરને માટે બરાબર ગોઠવાઈ ગયેલા. એથી ઉલટી હકીકત સૂચવનારને આગળ **દુઃસ્થિત** કહ્યા છે

૩ નદીમાં અથવા સમુદ્રમા પથ્થર એક બીજા સાથે અથડાઈ પછડાઈને તદ્દન ગોળ બની જાય છે. એવા પથ્થરને જોયો હોય તો એમ લાગે કે તેને ગોળ બનાવતાં ઘણી મહેનત પડી હશે, પણ તે અથડાઈ કુટાઈને જ એવી સ્થિતિએ પહોંચેલ હોય છે. એને **ઘર્ષણઘૂર્ણન** ન્યાય કહેવામા આવે છે. આ પ્રાણી પણ સસારમા રખડતો અથડાતો કુટાતો આગળ જણાવેલી સ્થિતિ પ્રાપ્ત કરે છે

ઘૂર્ણન ન્યાયથી [1]યથાપ્રવૃત્તિ કરણ કરે છે ત્યારે આયુષ્ય કર્મ

૧ **યથાપ્રવૃત્તિકરણ**—આ જૈનનો પારિભાષિક શબ્દ છે. વિકાસ ક્રમમાં એ અમુક દશા બતાવે છે. એના વિસ્તાર માટે નીચે જુઓ. એમા ગ્રથિભેદનું સ્વરૂપ પણ જોવાશે.

**યથાપ્રવૃત્તિ કરણ**—અનાદિ સસારમા પરિભ્રમણ કરતાં આ પ્રાણી મિથ્યાત્વમા—અજ્ઞાનદશામાં અનત કાળ સુધી રહ્યા કરે છે. તે વખતે તેનું સ્વરૂપ જોયું હોય તો રાગદ્વેષમાં આસક્ત, ધર્મથી વિપરીત વર્તન કરનાર, અનેક પ્રકારની શારીરિક અને માનસિક ઉપાધિઓ સહન કરનાર અને ચારે ગતિમાં રખડનાર હોય છે. કોઈ વખતે તે નારક તિર્યંચગતિમાં એકાત દુઃખો ખમે છે, કોઈ વાર દેવગતિમા સુખો ભોગવ્યા એમ માને છે, પણ તે એક સ્થાનકે ઠરીને બેસતો નથી અને તેનુ સ્વરૂપ જોયુ વિચાર્યું કે જાણ્યુ હોય તો તે બહુ ખેદ ઉત્પન્ન કરે તેવુ હોય છે. આ ગ્રથમાં ઉપર આપણે તે સ્વરૂપ કાંઇક જોઇ ગયા છીએ. જ્યા સુધી તેને સમ્યકત્વ પ્રાપ્ત થાય નહિ, શુદ્ધ દેવ, શુદ્ધ ગુરૂ અને શુદ્ધ ધર્મની ઓળખાણ પડે નહિ, ઓળખાણ પડયા પછી અતઃકરણપૂર્વક તે દેવ ગુરૂ ધર્મને શુદ્ધ સ્વરૂપે આદરે નહિ, ત્યાંસુધી તેને કદાચ કોઈ વખત સહજ સુખ જેવું લાગે છે તોપણ અતે ચક્રભ્રમણમા તો તેને પડવુ જ પડે છે, તેથી તેવી સ્થિતિનો છેડો લાવવા માટે તેણે સમ્યકત્વ પ્રાપ્ત કરવુ જ જોઇએ. આ સમ્યકત્વ પ્રાપ્ત કરવા માટે તેણે વિકાસક્રમમાથી પસાર થવુ પડે છે તે ક્રમ કેવા પ્રકારનો છે તે અત્ર બતાવ્યુ છે. સમ્યકત્વ આ જીવના સર્વ દુઃખોનો છેડો લાવનાર હોવાથી પ્રત્યેક પ્રાણી જે પોતાની આ રખડપટ્ટીની સ્થિતિનો છેડો લાવવા ઇચ્છતા હોય તેની પ્રબળ વાંછા સમ્યકત્વ પ્રાપ્ત કરવાની રહેવીજ જોઈએ. એ સમ્યકત્વ પ્રાપ્ત થયા પહેલાં કર્મની નિબિડ ગાંઠનો ભેદ થાય છે. તે ગ્રથિભેદ કરવાની સ્થિતિનો વિચાર જરા વિસ્તારથી કરવા યોગ્ય છે તે આપણે આ પ્રસગે કરી જઈએ

અતિમ—છેલ્લા પુદ્ગળપરાવર્તમા મિથ્યાત્વની મદતા થાય તે વખતે આ પ્રાણી **ઓઘ** દૃષ્ટિ મૂકી **યોગ** દૃષ્ટિમાં પ્રવેશ કરે છે. એ સંબધમા વિશેષ વિચાર 'જૈન દૃષ્ટિએ યોગ' પ્રથમ ભાગના પૃ. ૧૯ થી કરવામા આવ્યો છે તે પર અત્ર ધ્યાન ખેચવામાં આવે છે. જૈનનો વિકાસવાદ સમજવા માટે આ સર્વ બાબત ધ્યાનમાં રાખવાની જરૂર છે. સાધારણ લોકોની દૃષ્ટિ તજી યોગ દૃષ્ટિમાં આ પ્રાણી પ્રવેશ કરે છે ત્યારપછી તે આગળ વધતો જાય છે, આત્મવિચારણા નિયત્રણા અને યોગ્ય માર્ગ આદરી નીતિને પથે વિચરી પોતાની યોગ્ય ફરજો અધિકાર, ઈચ્છા અને અનુકૂળતા પ્રમાણે બજાવી અનેક ગુણો પ્રાપ્ત કરે છે, વ્યવહારકુશળ અને આત્માર્થી થાય છે. સમકિત પ્રાપ્ત કર્યા પહેલાં જીવ ત્રણ કરણ કરે છે. આ ત્રણ કરણ તે સમ્યકત્વ પ્રાપ્તિનાં કારણો છે. વૈરાગ્યવાસનાવડે ઉદાસીન વૃત્તિરૂપ છે. પ્રથમ કરણને **યથાપ્રવૃત્તિ કરણ** નામ આપવામાં આવ્યુ છે. અહી પ્રાણીની પ્રવૃત્તિ પૂર્વે હતી તેવીજ રહે છે, તેની અનાદિની ચાલ હોય છે તેમાં ફેરફાર થતો નથી, પરતુ તેની પ્રગતિ વિશેષ થયેલી હોવાથી અને સાતે કર્મોની સ્થિતિ ઘટેલી હોવાથી મિથ્યાત્વનુ જોર મદ થતુ જાય છે. પ્રાણી કર્મને ફેંકી દેવા માટે સકામ અને અકામ નિર્જરા કરે છે. ઇચ્છાપૂર્વક શુભ આત્મસયમવડે થાય તેને 'સકામ નિર્જરા' કહેવામા આવે છે. જેમકે તપસ્યા, વાંચન, ધ્યાન, વિચારપૂર્વક—

સિવાય બીજાં સાતે કર્મોની ઉત્કૃષ્ટ સ્થિતિ ઓછી કરી સર્વ

---

ઈરાદાપૂર્વક કરવી તે. ઈચ્છા વગર પણ ઘણી વાર નિર્જરા થઈ જાય છે: કેમકે એ ત્રણ ચાર ઇંદ્રિયવાળા જીવો મનવગર દુઃખો સહન કરે છે તેઓ 'અકામ નિર્જરા' કરે છે. પશુઓ અને મનુષ્યો પણ પરાધીનપણે ઘણુ સહન કરે છે. એવી રીતે પોતાનાં છેદન ભેદનથી પણ ઘણી નિર્જરા ઇચ્છા વગર થઈ આવે છે, સ્વાભાવિક રીતે કષાયની મંદતા પણ કેટલીક વાર થઈ જાય છે. આવી સ્થિતિ થતા પ્રાણી ઘણાં કર્મોને ખપાવી દે છે અને નવીન બંધ થોડો કરે છે. એવી સ્થિતિ પ્રાપ્ત થતા સુધીમાં આ પ્રાણીને કેટલાક ગુણો એવા સારા પ્રાપ્ત થઈ જાય છે કે તેને નિર્જરા કરવાનું સકામવૃત્તિએ પણ બહુ વખત બની આવે છે.

એવી રીતે યથાપ્રવૃત્તિ કરણ કરે તે વખતે આયુષ્ય કર્મ સિવાય સાતે કર્મની વધારેમા વધારે સ્થિતિ એક કોડાકોડિ સાગરોપમથી કાંઇક ઓછી રહે છે. એની હકીકત એમ છે કે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય અને અંતરાય એ ચારે કર્મોની ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રીશ કોટાકોટિ સાગરોપમની છે. સાગરોપમનો સ્થિતિકાળ આપણે અગાઉ જોઇ ગયા છીએ. (જુઓ પૃ. ૮૨ ની નોટના. ૧) એકડા ઉપર ચૌદ મીંડા ચડે ત્યારે કોટાકોટિ થતાં એવા સાગરોપમો ૩૦ વખત થાય ત્યારે જેટલો કાળ જાય તેટલી ઉત્કૃષ્ટ સ્થિતિ ઉપરનાં ચાર કર્મોની હોય છે. એટલે એક વખત બાંધેલા જ્ઞાનાવરણીય કર્મનો વધારેમા વધારે ઉદયકાળ બંધ સ્થિતિમાથી અબાધાકાળ બાદ જતાં બાકી રહે તેટલો થાય છે એટલે તેટલા વખત સુધી તે પોતાનુ પરિણામ-ફળ બતાવી શકે છે. એવા એવા બીજા અનંત ભવમાં બાંધેલા જ્ઞાનાવરણીયાદિ કર્મો આત્મા સાથે લાગેલા હોય છે, પણ તે પ્રત્યેકની સ્થિતિ વધારેમાં વધારે ઉપર કહી તેટલી જ હોય છે. તેવી રીતે સર્વ કર્મ માટે સમજી લેવું. એવી રીતે નામ અને ગોત્રકર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ વીશ કોટાકોડિ સાગરોપમની હોઈ શકે છે અને મોહનીય કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ ૭૦ કોટાકોડિ સાગરોપમની હોઇ શકે છે. આવી રીતે સાતે કર્મોની ઉત્કૃષ્ટ સ્થિતિ વિચારી. આઠમા આયુષ્ય કર્મની સ્થિતિ ભવઆશ્રયી હોય છે તેથી અત્ર તે સંબંધી કાંઈ વિચાર કરવાનો નથી. આ રીતે સાત કર્મની જે ઉત્કૃષ્ટ સ્થિતિ બતાવી છે તે પ્રત્યેક જાતના ગમે તેટલા કર્મો હોય તે દરેકની કાંઈક ઓછી એક કોડાકોડિ સાગરોપમની સ્થિતિ આ પ્રાણી કરી નાંખે છે (કાંઇક ઓછી એટલે પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન સમજવી). આવી રીતે સર્વ કર્મની સ્થિતિનો યોગ થઇ આવે અથવા પ્રાણી પોતે પુરૂષાર્થ વાપરી શકે તેને **યથાપ્રવૃત્તિ** કરણ કહેવામાં આવે છે. પ્રમાણમાં અહીં કર્મસ્થિતિ ઘણી ઓછી છે, છતા આવુ કરણ તો ભવસ્થિતિમા પ્રાણી અનેક વાર કરે છે, કારણ કે કોઈ વાર તે પુરૂષાર્થ વાપરી-વીર્યોલ્લાસ દાખવી એ સ્થિતિ પ્રાપ્ત કરે છે અને કોઇ વાર તેમ સંયોગબળે થઇ આવે છે. આવી સ્થિતિ થાય છે ત્યારે તે ગ્રંથિ (મિથ્યાત્વની ગાંઠ) નો ભેદ કરવાની નજીકની સ્થિતિમા આવે છે, પરંતુ શુભ પરિણામ વિશેષ આગળ ન વધવાથી કાંઈ પ્રગતિ કર્યા સિવાય પાછો ચાલ્યો જાય છે અને વધારે સ્થિતિવાળા કર્મો બાંધે છે આવી રીતે ઘણી વાર પ્રાણી ગ્રંથિની નજીક આવી જાય છે અને અનંતી વખત આવીને પાછો ચાલ્યો જાય છે

*કર્મોને એક કોડાકોડિ સાગરોપમની સ્થિતિ સુધી લઇ આવે

આત્મપ્રગતિનુ સ્વરૂપ સમજનાર અહીં સમજી શકશે કે આદરેલ પ્રગતિને વળગી રહેવામાં ચીવટ રાખવામાં ન આવે તો પ્રગતિને બદલે પશ્ચાદ્‌ગતિ થઈ જાય છે.

જેઓ પુરૂષાર્થ કરી આગળ વધવાની ઈચ્છા રાખતા હોય છે તેઓ ગ્રંથિભેદ કરવા માટે ત્યારપછી **અપૂર્વકરણ** કરે છે. આ બીજું કરણ છે. અહી રાગ દ્વેષની ગાઠ (ગ્રંથિ) ને કાપી નાખવારૂપ (ભેદ) ગ્રંથિભેદ કરે છે. કરણ આત્માના અધ્યવસાયરૂપ છે અને પ્રત્યેક કરણમાં આગળ વધતા જવાય છે તેમ પરિણતિની નિર્મળતા વિશેષ થાય છે. આખા સસારપર્યટનમાં પૂર્વે કોઈ વખત નહિ થયેલા એવા આત્મઉન્નતિના અહીં અધ્યવસાય થતા હોવાથી આ કરણને 'અપૂર્વ' કરણ કહેવામા આવે છે. જે પ્રાણીઓની ભવસ્થિતિ પરિપાક પામેલી હોતી નથી તેઓ આ અપૂર્વ કરણ કરી શકતા નથી અને જે પ્રાણી અભવ્ય હોય છે (કે જેઓ યોગ્ય સામગ્રી મળે તોપણ કદિ મોક્ષ જવાના નથી) તેઓ આ કરણ કરી શકતાજ નથી. એવા બન્ને પ્રકારના પ્રાણીઓ યથાપ્રવૃત્તિ કરણની સ્થિતિ સુધી અનેક વાર આવી ઉપર જણાવ્યું તેમ પાછા ચાલ્યા જાય છે. રાગ દ્વેષની ગ્રંથિનું સ્થાનક પ્રત્યેક કર્મની (આયુષ્ય સિવાય) એક કોડાકોડિ સાગરોપમથી કાંઇક ઓછી સ્થિતિ રહે ત્યા જ છે. ગ્રંથિભેદ કરવો એ બહુ મુશ્કેલ છે અને જ્યાંસુધી સાતે કર્મોના સબધમાં સ્થિતિ ઉપર જણાવી તેટલી થઈ જતી નથી, ત્યાસુધી અપૂર્વ કરણ થઈ શકતુ નથી. એક કર્મની પણ સ્થિતિ વધારે રહે તો સર્વ પ્રયાસ નિષ્ફળ થાય છે.

અપૂર્વકરણથી રાગ દ્વેષ મિથ્યાત્વરૂપ ગ્રંથિનો ભેદ કરી પ્રાણી તુરતજ **અનિવૃત્તિકરણ** કરે છે. અહી વિશેષ વિશુદ્ધ પરિણામના જોરથી મિથ્યાત્વ મોહનીયના પુજની બે સ્થિતિ પ્રાણી કરે છે. એક અતર્મુહૂર્ત (સમયથી માંડીને ૪૮ મીનિટથી કાઇક ઓછુ) ની અને બીજી કોડાકોડિ સાગરોપમમાં કાંઈક ઓછી. આ બન્ને સ્થિતિમાથી પ્રથમના અતર્મુહૂર્તની નાની સ્થિતિમા રહેલા કર્મદળનો ક્ષય કરે છે અને બન્ને વચ્ચે અતર–આંતરો પાડે છે. આનુ નામ **અંતરકરણ** કહેવાય છે. અતર કરણમા મિથ્યાત્વના ઉપર જણાવેલા બે પુજમાંથી નાના પુજનો ક્ષય કરેલો હોય છે તેથી તેનો વિપાક કે પ્રદેશઉદય હોતો નથી અને મોટા પુજને ઉપશમાવેલ હોય છે તેથી તે વખતે પ્રાણીને ઉપશમ સમકિત પ્રાપ્ત થાય છે. આ ત્રણ કરણ સબધી હકીકત કર્મપ્રકૃતિ વિગેરે અનેક જૈન ગ્રથોમાં છે ત્યાંથી બરાબર સમજવા યોગ્ય છે. નોટમાં વિસ્તારભયથી અતિ પ્રસગ દૂર કરવા માટે વધારે લખી શકાય નહિ, પણ આત્મપ્રગતિને અગે એ અગત્યનો વિષય હોવાથી તેનો ખાસ અભ્યાસ કરવા યોગ્ય છે. સર્વ પ્રવૃત્તિનો ઉદ્દેશ આત્માની પ્રગતિ કરવાનો છે, તેથી આત્માની પ્રગતિ કેમ થાય છે, કેવી રીતે થાય છે અને તેમાં શું શુ થાય છે તે વિચારવું એકદરે સર્વ રીતે જરૂરી છે.

૧ આયુષ્ય કર્મની સ્થિતિ ભવ આશ્રયી છે, મનુષ્ય ને તિર્યંચનું ત્રણ પલ્યોપમથી વધારે આયુષ્ય હોય નહિ, દેવ અને નારકીના જીવોનુ આયુષ્ય તેત્રીશ સાગરોપમથી વધારે ન હોય, એમાં પણ જઘન્ય ને ઉત્કૃષ્ટ આયુષ્યના અનેક પ્રકાર જીવ વિષયના ગ્રથોમાં બતાવ્યા છે અને તે ઉપરાંત આયુષ્ય કર્મની બીજી ખાસીઅત એ છે કે એ આવતા એક ભવ માટે જ આ ભવમા મુકરર થાય છે; ઘણા ભવ માટે બધાઈ જતુ નથી. આથી કરણવિચારણામા આયુષ્ય કર્મને બાદ કરવામાં આવ્યું છે આયુષ્ય કર્મનો સ્વભાવ વિચારતાં આ હકીકત બરાબર બધબેસતી જણાય છે.

છે અને તે સર્વ કર્મોની ઉપરની સ્થિતિનો ક્ષય કરે છે. એ એક કોડાકોડિ સાગરોપમની સાતે કર્મોની સ્થિતિમાંથી પણ થોડી[1] સ્થિતિનો ક્ષય કરે છે ત્યારે આચારાંગથી માંડીને દૃષ્ટિવાદ પર્યંત [2]બાર અંગ—આગમરૂપ અથવા તેના આધારભૂત

---

૧ અહીં થોડી સ્થિતિનો ક્ષય કરે છે તે પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલી સમજવી.

૨ **બાર અંગ.** પીસ્તાળીશ આગમના પ્રથમ વિભાગમાં અગ્યાર અંગ આવે છે તે સંબંધી કાંઈક હકીકત અહીં બતાવીએ. અત્યારે બારમું અંગ દૃષ્ટિવાદ વિચ્છેદ ગયું છે, બાકીના ૧૧ અંગો ઓછે વધતે અંશે ઉપલબ્ધ છે.

**(૧) આચારાંગ સૂત્ર.** આમાં ૨૫ અધ્યયન છે, મૂળ શ્લોક ૨૫૦૦ છે. એની ઉપર શીલાંગાચાર્યકૃત ૧૨૦૦૦ ટીકા છે. પૂર્વાચાર્યકૃત ચૂર્ણિ ૮૩૦૦ અને ભદ્રબાહુસ્વામીકૃત નિર્યુક્તિ ગાથા ૩૬૮ શ્લોક ૪૫૦ છે. એના ભાષ્ય તથા લઘુવૃત્તિ મળી શકતાં નથી. સર્વ મળીને એ ગ્રંથના કુલ ૨૩૨૫૦ શ્લોક હાલ ઉપલબ્ધ છે. મૂળ ગ્રંથનું અંગ્રેજી ભાષાંતર પ્રો. જેકોબીએ કર્યું છે.

**(૨) સુયગડાંગ સૂત્ર.** એના ૨૩ અધ્યયન (પ્રકરણ) છે. પાખંડ મતોનો એમાં વિચાર છે અને દલીલો મુદ્દાસર બતાવી છે, તેમજ આચાર વિચારની હકીકત તેમાં બતાવી છે. મૂળ શ્લોક ૨૧૦૦, શીલાંગાચાર્યની ટીકા ૧૨૮૫૦ અને ચૂર્ણિ ૧૦૦૦૦ છે. એના પર ભદ્રબાહુસ્વામીની નિર્યુક્તિ ગાથા ૨૦૮ શ્લોક ૨૫૦ છે. સર્વ મળીને એ ગ્રંથના ૨૫૨૦૦ શ્લોકો છે આ ગ્રંથ દ્રવ્યાનુયોગનો છે. આ ગ્રંથનું અંગ્રેજી ભાષાંતર પ્રો. જેકોબીએ કર્યું છે.

**(૩) ઠાણાંગ સૂત્ર.** એના દશ સ્થાનો (અધ્યયનો) છે. મૂળ શ્લોક ૩૭૭૦ છે. એના પર શ્રીઅભયદેવસૂરિની ટીકા છે, જેનું પ્રમાણ ૧૫૨૫૦ શ્લોક છે. સરવાળે એ ગ્રંથના ૧૯૦૨૦ શ્લોક છે.

**(૪) સમવાયાંગ સૂત્ર.** મૂળ શ્લોક ૧૬૬૭ છે. એના પર અભયદેવસૂરિની ૩૭૭૬ શ્લોક પ્રમાણ ટીકા છે. ચૂર્ણિ શ્લોક ૪૦૦ છે. સરવાળે એના ૫૮૪૩ શ્લોક ઉપલબ્ધ છે.

**(૫) ભગવતી સૂત્ર** અથવા **વિવાહપન્નતિ.** એનાં ૪૧ શતક (અધ્યયનો) છે. એમાં ગૌતમસ્વામીએ શ્રી મહાવીર પરમાત્માને છત્રીશ હજાર સવાલો પૂછ્યા છે તેના ઉત્તર છે. મૂળ ગ્રંથ ૧૫૭૫૨ શ્લોક પ્રમાણ, તેના પર અભયદેવ સૂરિની ટીકા ૧૮૬૧૬ શ્લોકની છે. એના પર ૪૦૦૦ શ્લોકની ચૂર્ણિ છે. એકંદરે એ ગ્રંથ ૩૮૩૬૮ શ્લોક પ્રમાણ હાલ ઉપલબ્ધ છે. ૨૫૦૦ શ્લોક પ્રમાણ ટીપ્પણ પણ પ્રાચીન છે.

**(૬) જ્ઞાતાધર્મકથા.** અગાઉ આ ગ્રંથના ધર્મકથાભાગમાં નવીન સાડાત્રણ ક્રોડ કથાઓ હતી. આ ગ્રંથ કથાનુયોગનો છે હાલ તેમાં ૧૯ જ્ઞાતો અને ૧૦ કથાઓ બાકી રહી છે, જેનું પ્રમાણ ૫૫૦૦ શ્લોકનું છે. અભયદેવ સૂરિએ તે પર ૪૨૫૨ શ્લોક પ્રમાણ ટીકા લખી છે.

**(૭) ઉપાસકદશાંગ.** આમાં શ્રીવીરપ્રભુના મુખ્ય દશ શ્રાવકોનો અધિકાર છે

[1]ચાર પ્રકારના સંઘલક્ષણવાળું સદરહુ સુસ્થિત મહારાજાનું મંદિર પ્રાપ્ત કરે છે. ત્યાં સર્વજ્ઞશાસનરૂપ મંદિરમાં પ્રવેશ કરાવવાને તત્પર પોતાના કર્મનો વિવર ( વિચ્છેદ-વિનાશ ) તેને મુખ્ય સાધનભૂત થાય છે અને તેથી સર્વજ્ઞમંદિરના દ્વારપાળ તરીકે કાર્ય કરનાર સ્વકર્મવિર એવું પોતાનું નામ બરાબર સાર્થક કરે તેવો તે દરવાન છે. ત્યાં રાગ, દ્વેષ, મોહ વિગેરે પણ દ્વારપાળ તરીકે કામ કરે છે, પરંતુ ખરેખરી રીતે તેઓ આ પ્રાણીને રાજમંદિરમાં દાખલ કરનારા નથી, પણ તેના માર્ગમાં મુશ્કેલી નાખનારા છે અને તેને અટકાવનારા છે. સર્વજ્ઞ મહારાજના મંદિરના દરવાજા નજીક આ જીવ અનંતી વાર આવી ગયો અને આવ્યા કરે છે, પણ તે રાગ દ્વેષ મોહાદિ દ્વારપાળો તેને વારંવાર રોકી પાડે છે, તેને અંદર દાખલ થવા દેતા નથી. કદાચ કોઇ વખત એ રાગદ્વેષાદિ દ્વારપાળો આ પ્રાણીને સર્વજ્ઞમંદિરમાં દાખલ કરે છે, પરંતુ તેઓવડે એ મંદિરમાં દાખલ થયેલો પ્રાણી વાસ્તવિક રીતે દાખલ થયો જ નથી એમ જણાઇ આવે છે, કારણ કે જેઓનું ચિત્ત રાગદ્વેષથી આકુળવ્યાકુળ રહેલું હોય તેઓ કદાપિ બહારથી યતિ કે શ્રાવકનાં ચિન્હો ધારણ કરે તોપણ તેઓ સર્વજ્ઞશાસનની બહારજ છે એમ સમજવું. આવા બાહ્ય દૃષ્ટિથી સાધુ કે શ્રાવકનો આડંબર રાખનારા

---

એના મૂળ શ્લોક ૮૧૨ અને તેના પર અભયદેવસૂરિની ટીકા ૯૦૦ શ્લોક લગભગ છે. આ ગ્રથનુ અંગ્રેજી ભાષાંતર પ્રો. બુલરે કર્યું છે.

(૮) **અંતગડદશાંગ.** એના ૩ વર્ગ અને બધા મળી ૯૦ અધ્યયન છે. મૂળ શ્લોક ૯૦૦ અને તેના ઉપર શ્રી અભયદેવ સૂરિની ટીકા ૩૦૦ છે.

(૯) **અનુત્તરોવવાઈ સૂત્ર.** એનાં તેત્રીશ અધ્યયન છે. મૂળ શ્લોક ૨૯૨ છે. એના ઉપર શ્રી અભયદેવસૂરિ મહારાજની ટીકા ૧૦૦ શ્લોક પ્રમાણ છે.

(૧૦) **પ્રશ્નવ્યાકરણ.** એનાં દશ અધ્યયન છે. મૂળ સૂત્ર ૧૨૫૦ શ્લોક પ્રમાણ છે. અભયદેવસૂરિ મહારાજે તેના ઉપર ૪૬૦૦ શ્લોક પ્રમાણ ટીકા લખી છે.

(૧૧) **વિપાકસૂત્ર.** તેના બે વિભાગ છે. સુખવિપાક ને દુઃખવિપાક, દરેકનાં દશ દશ હોવાથી આ સૂત્રનાં વીશ અધ્યયન છે. એના મૂળ શ્લોક ૧૨૧૬ છે. એના ઉપર અભયદેવ સૂરિકૃત ટીકા ૯૦૦ શ્લોકની છે.

સર્વ મળીને અગ્યાર અંગની મૂળ સંખ્યા ૩૫૭૫૯, ટીકાના શ્લોક ૭૩૫૪૪, ચૂર્ણિ ૨૨૭૦૦, નિર્યુક્તિ ૭૦૦. કુલ શ્લોક ૧૩૨૭૦૩. પ્રથમનાં બે સૂત્રો પર શીલાંગાચાર્યની ટીકા છે, બાકીનાં નવે ઉપર શ્રી અભયદેવસૂરિની ટીકા છે, તેથી તેમને નવાંગવૃત્તિકારના નામથી ઓળખવામાં આવે છે. બારસું દૃષ્ટિવાદ અંગ જે અતિ વિસ્તારવાળુ હતુ અને જેના એક વિભાગ તરીકે ચૌદ પૂર્વ હતાં તે તદ્દન વિચ્છેદ ગયુ છે, અત્યારે તેનો નાનો ટુકડો પણ મળતો નથી.

૧ સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપ ચાર પ્રકારનો સંઘ.

મોક્ષપ્રાપ્તિરૂપ કાર્ય સાધી શકતા ન હોવાથી તેઓ વસ્તુતઃ સર્વજ્ઞ-શાસનની બહાર જ છે એમ માનવું બરાબર યોગ્ય લાગે છે, તેથી સ્વકર્મવિવર દ્વારપાળ જે પ્રાણી રાજભુવન સુધી આવી પહોંચ્યા હોય છે તેને ગ્રંથિભેદ કરાવીને રાજભુવનમાં પ્રવેશ કરાવે છે એમ હકીકત કહી છે તે બરાબર ઉચિત જણાય છે.

( ૮ )

## રાજમંદિરનો વૈભવ.

નિષ્પુણ્યકની કથામાં એવી મતલબની હકીકત જણાવી હતી કે તે દરિદ્રીએ અગાઉ કદિ પણ નહિ જોયેલું, અનેક પ્રકારની વિભૂતિઓથી ભરેલું, રાજા, પ્રધાનો, મોટા યોદ્ધાઓ, કામદારો અને કોટવાળોથી અધિષ્ઠિત, સ્થવિર ( વૃદ્ધ, ઘરડી ) સ્ત્રીઓથી યુક્ત, લશ્કરી સુભટોથી ભરપૂર, વિલાસ કરતી અનેક સુંદર સ્ત્રીઓથી સનાથ, અતિ ઉત્તમ પ્રકારના અને ઉપમા વગરના શબ્દ વિગેરે ઇંદ્રિયના ભોગોથી સુંદર અને જ્યાં દરરોજ ઉત્સવ થઇ રહ્યો છે એવું રાજમંદિર દેખ્યું; તે પ્રમાણે આ જીવે સંસારચક્રમાં પરિભ્રમણ કરતાં અત્યાર સુધી કર્મની નિવિડ ગાંઠનો ભેદ કર્યો હોતો નથી તેને સ્વકર્મવિવર પ્રાપ્ત થવાથી જ્યારે ક્લિષ્ટ કર્મગ્રંથિનો ભેદ થાય છે અને તેથી સર્વજ્ઞ-મંદિરમાં તે પ્રવેશ કરે છે ત્યારે તેને પણ આ રાજમંદિર ( સર્વજ્ઞ-શાસન ) એવાંજ વિશેષણોથી જોડાયેલ જણાય છે. મતલબ એ છે કે, કર્મવિવર મળ્યા પછી ઉપર જે વિશેષણો મંદિરને લગાડ્યાં તે જૈન-શાસનને લાગુ પડતાં બરાબર જોઇ શકાય છે તે આ પ્રમાણેઃ—

આ [1]મૌનીંદ્ર શાસનમાં અજ્ઞાનરૂપ અંધકારનાં પડળોને દૂર કરનાર, જૂદા જૂદા પ્રકારનાં રત્નના સમૂહના આકારને ધારણ કરનાર, ચળકતા નિર્મળ પ્રકાશથી ત્રણ ભુવનના સર્વ ભાગોને પ્રકાશિત કરનાર અનેક પ્રકારના જ્ઞાન દેખાય છે. વળી આ ભગવાનના પ્રવચનમાં મહાત્મા મુનિઓનાં શરીરને શોભાવનાર હોવાથી સુંદર રત્નોથી જડેલાં ઉત્તમ ઘરેણાંઓના સુંદર આકારને ધારણ કરનાર આમર્ષૌષધિ[2] વિગેરે અનેક પ્રકારની લબ્ધિઓ દેખાય છે. વળી આ જિનમતમાં અતિ સુંદર હોવાને લીધે વિચિત્ર વસ્ત્રોના આકારને ધારણ કરનાર અનેક પ્રકારનાં તપો સજ્જન પુરૂષોનાં હૃદયનું આકર્ષણ કરી રહ્યા છે.

---

૧ મૌનિન્ એટલે મુનિ, તેને વિષે ઈન્દ્ર એટલે શ્રેષ્ઠ મુનિએ બતાવેલા.

૨ તપના પ્રભાવથી અનેક શક્તિઓ પ્રાપ્ત થાય છે. હસ્તાદિનો સ્પર્શ માત્ર ઔષધિનું કામ કરે તેને આમર્ષૌષધિ નામની લબ્ધિ કહે છે ઈત્યાદિ

વળી આ [1]પારમેશ્વર મતમાં સુંદર રચનાને લીધે સારી રીતે ગોઠવાયલા હોવાથી ચપળ ઉજ્જવળ વસ્ત્રોના ચંદરવામાં લટકાવેલા મોતીના ગુચ્છાઓના રૂપને ધારણ કરનાર ચરણકરણરૂપ મૂળ ઉત્તર ગુણો[2] મનને અત્યંત આનંદ ઉપજાવે છે.

**મંદિરમાંના પ્રાણીઓની શાંતિ.** આવા જૈન શાસનમાં વર્તનારા ભાગ્યશાળી પ્રાણીઓનાં ‘સત્યવચન’ તાંબૂલ ( પાન ) જેવાં છે, કેમકે જેમ તાંબૂલ મોઢાનું સારાપણું, સુગંધીપણું અને મનનું આનંદિતપણું આપે છે તેમ તે સત્યવચન પણ સારાપણાની સુગંધી ફેલાવે છે અને મનને પ્રસન્ન રાખે છે. આ ભગવાનના મતમાં મનોહર ફુલના ઢગલાના આકારને ધારણ કરનાર અઢાર હજાર શીલાંગો[3] પોતાની સુગંધી ચારે દિશામાં તથા વિદિશામાં ફેલાવે છે, કારણ કે ફુલનો સમૂહ જેમ ભમરાઓને આનંદ આપે છે તેમ આ શીલાંગો મુનિ મહાત્માઓરૂપ ભ્રમરોને અત્યંત પ્રમોદ આપે છે અને ફુલોને જેમ ગુંથવામાં આવે છે તેમ આ શીલાંગોને વિચિત્ર

---

૧ પરમ ઐશ્વર્ય—જ્ઞાન દર્શન ચારિત્ર સંપત્તિથી યુક્ત તીર્થંકર ભગવાને બતાવેલ મોક્ષમાર્ગમાં.

૨ ચરણ અને કરણના સિત્તેર સિત્તેર ગુણો ( ભેદો ) છે. જેને **ચરણસિત્તરી** અને **કરણસિત્તરી**ના નામથી ઓળખવામા આવે છે. એ બન્ને જાતના ગુણોનુ વિસ્તારથી સ્વરૂપ અધ્યાત્મકલ્પદ્રુમના વિવેચનમાં લખ્યુ છે, તેથી અત્ર તે પુનઃ નિર્દિષ્ટ કરવામાં આવ્યુ નથી. જુઓ સદર ગ્રંથ (પ્રથમાવૃત્તિ) પૃષ્ઠ ૩૯૯ થી ૪૦૨ સુધી. આવી રીતે સર્વજ્ઞશાસનમા જ્ઞાન, દર્શન અને ચારિત્ર અતિ ઉત્કૃષ્ટ પ્રકારના છે એમ આ પારિગ્રાફમાં બતાવવામા આવ્યુ છે.

૩ **શીલાંગ.** વર્તનના અઢાર હજાર ભેદ છે.

**શીલાંગ** એટલે શીલ—શુદ્ધ વર્તન, અત્યુત્તમ ચારિત્રનાં અંગો. એના અઢાર હજાર વિભાગ પાડવામા આવ્યાં છે. અને તેનો રથનો આકાર ચિતારવામા આવ્યો છે. તે આકાર બરાબર સન્મુખ રાખવાથી અઢાર હજાર ભેદ રથના આકારમાં બતાવી શકાય છે. ત્રણ યોગ, ત્રણ કરણ, ચાર સંજ્ઞા, પાંચ ઇન્દ્રિય, પૃથ્વીકાય વિગેરે દશ અને દશ સાધુધર્મ—યતિધર્મ એના મેળાપથી (ગુણાકારથી)અઢાર હજાર શીલાંગ થાય છે. તેનું વિવેચન શ્રીપ્રવચનસારોદ્ધાર ગ્રંથ ( પ્રકરણ રત્નાકર—ભાગ ત્રીજો પૃષ્ઠ ૩૩૯) મા કર્યું છે અને ત્યાં એક કોષ્ટક આપ્યુ છે, જે જોવાથી ૧૮૦૦૦ શીલાંગના અઢાર હજાર શ્લોક બનાવી શકાય તેવુ છે. જિજ્ઞાસુએ આ ભાગ તે પુસ્તકમાંથી જરૂર વાંચી જવા યોગ્ય છે. એ લેખકની વિશિષ્ટ શક્તિનુ ભાન કરાવે છે. પ્રસ્તુત અઢાર હજાર ભેદ કેવી રીતે પડે છે તે આપણે અહીં વિચારી જઈએ:—

યોગ ત્રણ છે: મનયોગ, વચનયોગ, કાયયોગ.

કરણ ત્રણ છે: કરવું, કરાવવુ અને અનુમોદવુ.

સંજ્ઞા ચાર છે: આહારસંજ્ઞા, ભયસંજ્ઞા, પરિગ્રહસંજ્ઞા અને મૈથુનસંજ્ઞા.

પ્રકારની [1]ભક્તિ ( રચના ) થી ગોઠવવામાં આવે છે. આ પારમેશ્વર મતમાં ' સમ્યગ્દર્શન ' ગોરૂ ( ગોશીર્ષ ) ચંદનના વિલેપનનું કાર્ય કરે છે, કારણ કે ગોરૂચંદન જેમ મનુષ્યનાં શરીરને લગાડવાથી શાંતિ આપે છે તેમ આ સમ્યગ્દર્શન મિથ્યાત્વ અને કષાયના સંતાપથી બળી રહેલા ભવ્ય જીવોનાં શરીરને અત્યંત શાંતિ આપે છે તે આવી રીતે:–સર્વજ્ઞ મહારાજે બતાવેલા જૈન દર્શનમાં સમ્યગ્જ્ઞાન, સમ્યગ્-

---

ઇંદ્રિય પાંચ છે: સ્પર્શેંદ્રિય, રસેંદ્રિય, ઘ્રાણેંદ્રિય, ચક્ષુરિંદ્રિય અને શ્રોત્રેંદ્રિય.

પૃથ્વીકાયાદિ દશનો આરંભ થાય છે: પૃથ્વીકાયઆરંભ, અપ્કાયઆરંભ, તેઉકાય ( અગ્નિ ) આરંભ, વાઉકાયઆરંભ, વનસ્પતિકાયઆરંભ, બેઇંદ્રિયઆરંભ, તેઇંદ્રિયઆરંભ, ચૌરિન્દ્રિયઆરંભ, પંચેંદ્રિયઆરંભ અને અજીવઆરંભ.

યતિધર્મ દશ પ્રકારે છે: ક્ષમા ( ક્રોધત્યાગ ), માર્દવ ( માનત્યાગ ), આર્જવ ( માયાત્યાગ ), મુક્તિ ( લોભત્યાગ ), તપ, સંયમ, સત્ય, શૌચ ( પવિત્રપણું–અદત્તત્યાગ ), આકંચન ( ધન પર નિસ્પૃહતા ) અને બ્રહ્મચર્ય.

આ છમાંથી દરેકના એક વિભાગ લેવાથી એક શીલાંગ થાય છે. દાખલા તરીકે પ્રથમ ભેદ આવી રીતે થાય: " મને કરી આહારસંજ્ઞા રહિત થઈ શ્રોત્રેન્દ્રિયનો સંવર કરી ક્ષમા યુક્ત રહી પૃથ્વીકાયનો આરંભ કરે નહિ." હવે આ વાક્યમાંથી બીજું બધું કાયમ રાખી . ક્ષમાયુક્ત ' શબ્દને બદલે ' માર્દવ યુક્ત ' એ શબ્દ મૂકવાથી બીજો ભેદ શીલાંગનો થાય, તેવી રીતે 'આર્જવ યુક્ત' શબ્દ મૂકવાથી ત્રીજો શીલાંગનો ભેદ થાય. આવી રીતે દશ યતિધર્મના ભેદને ઉપર બતાવવામાં આવ્યા છે તેના દશ વાક્યો કરી દશ શીલાંગો કરવા. આ દશ વાક્યો લખી રાખવાં. એ સર્વ પૃથ્વીકાયના આરંભને અંગે થયા. એ દશે વાક્યોને પ્રથમથી વારાફરતી લઇ ' પૃથ્વીકાયનો આરંભ કરે નહિ ' એટલા વાક્યને સ્થાને અનુક્રમે ' અપ્કાયનો આરંભ કરે નહિ, ' ' તેઉકાયનો આરંભ કરે નહિ ' એવા દશ પ્રકારના આરંભને બદલતા સો શીલાંગ થાય. એવી રીતે સો વાક્યો લખાયાં. તે સર્વ શ્રોત્રેન્દ્રિયના સંવરને અંગે થયા. એને સ્થાને અનુક્રમે ત્યારપછી સ્પર્શ, રસ, ઘ્રાણ અને ચક્ષુના સંવરની હકીકત લખવાથી પાંચસે શીલાંગો થાય. આ સર્વ ' આહારસંજ્ઞા રહિત ' ને અંગે ભેદો ગણ્યા છે. તે પાંચસે વાક્યો સાથે ત્યારપછી ભયસંજ્ઞા, મૈથુનસંજ્ઞા અને પરિગ્રહસંજ્ઞા રહિત હોવાની હકીકત લખવાથી બે હજાર ભેદ થાય. આ બે હજાર વાક્યો અનુક્રમે લખી જવા. આ સર્વ ભેદ ' મને કરી'ને થયા તેને ' વચને કરી ' અને ' કાયાએ કરી ' એમ લખવાથી છ હજાર ભેદ થાય. એ છ હજાર ભેદમાં ' કરે નહિ ' એમ જણાવેલ છે, તેની સાથે બીજા પાસે ' કરાવે નહિ ' અને ' અનુમોદન કરે નહિ ' એવા છ છ હજાર ભેદ લખવાથી અઢાર હજાર શીલાંગો થાય છે. આવી રીતે યોગ, કરણ, સંજ્ઞા, ઇંદ્રિય, આરંભ અને યતિધર્મનો પરસ્પર યોગ કરવાથી અઢાર હજાર શીલાંગ થાય છે. આવી રીતે ૧૮૦૦૦ શીલાંગ બીજી પણ બહુ રીતે થાય છે. જુઓ, તેની બુક બહાર પડેલી છે તે. પ્રકાશક ભીમશી માણેક–મુંબઈ.

૧ વિભાગ, ભેદ કુલને ગોઠવવામાં આવે છે તેમ શીલાંગના ભેદો ગોઠવવામાં આવે છે.

દર્શન અને સમ્યગ્ચારિત્રની મુખ્યતા છે એ વાત સુપ્રસિદ્ધ છે. હવે જે ભાગ્યવાન્ પ્રાણીઓ એ દર્શનમાં વર્તતા હોય છે તેઓએ નરકનો મહા અંધકારમય કૂપ પોતાને માટે બંધ કરી દીધો છે,[1] તિર્યંચ ગતિ-રૂપ બંદિખાનાને ભાંગી નાખ્યું છે,[2] અધમ મનુષ્યપણામાં[3] થતાં દુઃખોને દળી નાખ્યાં છે, હલકી જાતના ( તુચ્છ ) દેવોનાં મનમાં થતા અનેક સંતાપોનું મર્દન કર્યું છે, મિથ્યાત્વરૂપ વૈતાળનો નાશ કરી નાખ્યો છે, રાગ વિગેરે શત્રુઓને હીલચાલ વગરના કરી નાખ્યા છે, કર્મને એકઠાં કરવા રૂપ અજીર્ણને જીર્ણ કરી નાખ્યું છે, વૃદ્ધાવસ્થાના વિકારોને તિરસ્કારી નાખ્યા છે, મરણભયને હસી કાઢ્યો છે તથા દેવલોક અને મોક્ષનાં સુખને કરતલવર્તી ( હાથમાં આવેલાં ) કરી મૂક્યાં છે; અથવા તો એ દર્શનમાં વર્ત્તતા ભાગ્યશાળી પ્રાણીઓ સાંસારિક સુખની જરા પણ દરકારજ કરતા નથી, તેઓ આ આખા સંસારનાં પ્રપંચને ત્યાગ કરવા યોગ્યપણાની બુદ્ધિથીજ જુએ છે, તેઓ એમ સમજે છે કે આ ભવપ્રપંચમાં કાંઈ પણ આદરવા યોગ્ય નથી, સર્વ ત્યાગ કરવા યોગ્ય છે, તેઓએ મોક્ષપ્રાપ્તિ માટે એકતાન લગાવી પોતાના અંતઃકરણને તેમાં જોડી દીધેલ હોય છે અને પોતાને મોક્ષ મળવાનું છે એ સંબંધમાં તેઓનાં મનમાં કદિ જરા પણ શંકા હોતીજ નથી, કેમકે ઉપાય[4] અને ઉપેય[5] પરસ્પર વિરૂદ્ધ હોતાં નથી. તેઓ સમજે છે કે પરમપદ મોક્ષની પ્રાપ્તિ માટે સદ્જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ માર્ગ છે તે અપ્રતિહત શક્તિવાળો છે–કદિ પણ પાછો પડે તેવો નથી, સીધો, સરળ અને પ્રેરણા કરનાર છે અને એવો મોક્ષ-પ્રાપ્તિનો ઉપાય એમને મળી ગયો છે. આવા સુંદર માર્ગનો તેઓને લાભ થવાથી તેઓનાં મનમાં નિશ્ચય થયેલો હોય છે કે આથી વધારે સુંદર વસ્તુ હવે કોઇ પ્રાપ્ત કરવાની બાકી રહેતી નથી. આ સંસારમાં જે સારામાં સારી વસ્તુ પ્રાપ્ત કરવા યોગ્ય છે તે તેઓને મોક્ષમાર્ગ પ્રાપ્ત કરવામાં મળી ચૂકી છે. આથી તેઓનું મન તૃપ્ત થઇને સંપૂર્ણ મનોરથવાળું થયેલું હોય છે અને તેથી તેઓને શાંતિ થયેલી હોય

---

૧ એટલે એવા પ્રાણીઓ કદિ નરકગતિમાં જાય તેવો સંભવ નથી. તેઓને માટે નારકી બંધ છે.

૨ તિર્યંચગતિગમન પણ તેને માટે બંધ છે.

૩ **અધમ મનુષ્યપણું**: જ્યાં આનંદ ભોગ નહિ એવું તુચ્છ મનુષ્યપણું, દરિદ્રી ગૃહમાં જન્મ વિગેરે.

૪ **ઉપાય**: મેળવવાનાં સાધનો.

૫ **ઉપેય**: મેળવવાની વસ્તુ, સાધ્ય. ( મોક્ષ અત્ર ઉપેય છે.)

છે, તેને શરીરે લગાડેલા ગોરૂચંદનથી થયેલી શાંતિ સાથે યોગ્ય રીતે સરખાવવામાં આવેલ છે.

મંદિરમાં નિરંતર ઉત્સવ

ઉપર પ્રમાણે હકીકત હોવાથી મહાત્મા જિનેશ્વર દેવના મતમાં વર્તતા પ્રાણીઓને શોક કદિ હોતોજ નથી, તેઓમાં દીનતા દેખાતી નથી, તેઓની આતુરતા સંતાઇ ગયેલી હોય છે, કામદેવનો વિકાર છુપાઇ ગયેલો હોય છે, અન્ય વસ્તુ કે પ્રાણી તરફ ચીઢ (દુગંછા) આવવાની હકીકત ઉપર તેમને ચીઢ આવે છે, તેઓના સંબંધમાં મનનો ઉદ્વેગ તદ્દન અસંભવિત છે, તૃષ્ણા તેઓથી ઘણે દૂર નાસી ગયેલી હોય છે અને ત્રાસને તેઓએ મૂળથીજ ત્રાસ પમાડેલો-દૂર કરેલો હોય છે. તેઓનાં મનમાં ધીરતા રહે છે, ગંભીરતા ઘર કરીને વાસો કરે છે, ઉદારપણું અત્યંત પ્રબળ થતું જાય છે અને આત્મવિશ્વાસ ઘણો વધી જાય છે. સ્વાભાવિક શાંતિસામ્રાજ્યરૂપ સુખના અમૃતનો તેઓ વારંવાર સ્વાદ લેતા હોવાથી તેઓનાં હૃદયમાં નિરંતર [1]ઉત્સવ ચાલ્યાં કરતો હોય છે અને તેને લીધે તેઓનો પ્રબળ રાગ મંદ થઇ ગયો હોય છે, તોપણ તેઓનાં ચિત્તમાં રતિનો પ્રકર્ષ[2] વૃદ્ધિ પામે છે, તેઓનો [3]મદરૂપ વ્યાધિ નાશ પામ્યો હોય છે, તોપણ તેઓનાં મનમાં હર્ષ-આનંદ વર્તે છે અને તેઓ વાસી ( સુતારનું ઓજાર-વાંસલો ) એ છેદ કરનાર અને ચંદનનો લેપ કરનાર ઉપર સમદૃષ્ટિવાળા હોવાથી તેઓના આનંદનો નાશ થતો નથી.

આ જિનેશ્વર મહારાજાના શાસનમાં રહેલા પ્રાણીઓ પોતાના

---

૧ આ આખો પારિગ્રાફ સુસ્થિત રાજાના મંદિરમા ચાલતા ઉત્સવની હકીકત સાથે યોજવાનો છે. એ મંદિરમાં નિરંતર મહોત્સવ કેવી રીતે ચાલે છે તે અત્ર બતાવ્યુ છે.

૨ **રતિનો પ્રકર્ષ** એટલે શુભ રાગ સમજવો. રાગ વિના રતિ હોય નહિ, અને તેઓને શુભ રાગ હોય છે. અહી **રતિ** શબ્દ શ્લેષ છે રાગ વગરના છે તોપણ રતિવાળા છે એ વિરોધાભાસ છે. રાગનો પ્રથમ અર્થ ' મોહ ' અને બીજો અર્થ ' ગુણાનુરાગ ' સમજવો.

૩ **મદઃ** અહંકાર, અભિમાન તેઓ ગર્વ રહિત છે તોપણ તેઓનાં મનમા હર્ષ વર્તે છે, સારા ગુણો જોઇને તેઓને પ્રમોદ થાય છે, મદનો અર્થ હર્ષ પણ થાય છે. તેથી અહી વિરોધ બતાવતા કહે છે કે તેઓ મદ (ગર્વ) રહિત છે તોપણ તેઓ મદ ( હર્ષ )વાળા છે.

સ્વાભાવિક હર્ષથી રાજી થઇને પાંચ પ્રકારના સ્વાધ્યાય[1] કરવાને બહાને આખો વખત ગાયા કરે છે, આચાર્ય વગેરે દશનું[2] વૈયાવચ્ચ[3] કરવારૂપ અનુષ્ઠાન કરીને તદ્રૂપ નાચ કરે છે, તીર્થંકર મહારાજના જન્મને અવસરે તેઓને મેરૂપર્વતપર થતો અભિષેક કરવા માટે, તેઓનું સમવસરણ રચવા માટે તથા પૂજા રથયાત્રા આદિ મહોત્સવો કરવા માટે અનેક પ્રકારની ધામધૂમ કરવામાં કુદે છે, પરદર્શનના વાદીઓ સાથે વાદવિવાદ કરતાં મોટા સિંહનાદો કરે છે અને ભગવાનનાં ચ્યવન (માતાની કુક્ષિમાં અવતરણ), જન્મ, દીક્ષા, કૈવલ્યજ્ઞાનપ્રાપ્તિ અને મોક્ષગમન એ પાંચ કલ્યાણકને પ્રસંગે હર્ષમાં આવી જઇ તેઓ સારાં વાજિત્રો વગાડે છે. આ પ્રમાણે હોવાથી આ જિનેશ્વર મહારાજનું શાસન જેમાં નિરંતર આનંદ આનંદ થયા કરે છે અને જેમાં રહેવાથી સર્વ સંતાપો નાશ પામી જાય છે તે આ જીવને ભાવપૂર્વક કદિ પણ મળ્યું હોય એમ લાગતું નથી. એમ ધારવાનું કારણ એ છે કે આ પ્રાણીનું સંસારમાં ભટકવાનું હજુ સુધી ચાલુ જ છે. ભગવાનનું શાસન ભાવપૂર્વક પ્રાપ્ત કરીને અને તેમના ફરમાનને બહુ સારી રીતે અનુસરીને વિશુદ્ધ વર્તન કરવામાં આવેલ હોત તો ઘણા વખત અગાઉ આ જીવને મોક્ષપ્રાપ્તિ થઇ ગઈ હોત અને તેના સંસારભ્રમણનો છેડો આવી ગયો હોત.

**મંદિરમાં રાજાઓ.**

અગાઉ કહેલી કથામાં રાજભુવનનાં બે વિશેષણ કહેવામાં આવ્યાં હતાં; એક તો તે અદૃષ્ટપૂર્વ હતું (એટલે તેને અગાઉ કદિ જોયેલું નહોતું) અને બીજું અનેક સંપત્તિઓથી તે ભરપૂર હતું (એટલે તેમાં અનેક પ્રકારની ઋદ્ધિ સિદ્ધિઓ ભરેલી છે) એ વિશેષણને લગતી સર્વ હકીકતનો ઉપર બરાબર ખ્યાલ આપ્યો છે. ત્રીજું વિશેષણ ત્યારપછી તે રાજભુવનના સંબંધમાં એવું કહેવામાં આવ્યું હતું કે તેમાં અનેક રાજાઓ, પ્રધાનો, મોટા યોદ્ધાઓ, કામદારો, કોટવાળો

---

૧ **પાંચ પ્રકારે સ્વાધ્યાયઃ** વાચના-વાંચવુ તે, પૃચ્છના-સવાલ પૂછવા તે, પરાવર્તના-ભણેલુ સભારી જવુ તે, અનુપ્રેક્ષા-ભણેલ બાબતપર વિચાર કરી જવો તે અને ધર્મકથા-ધર્મોપદેશ આપવો તે. આ પાંચ પ્રકારનો સ્વાધ્યાય છે. જૈન શાસનમા આસક્ત પ્રાણીઓએ આ પાચે સ્વાધ્યાયમા નિરંતર ઉદ્યત રહેવુ એવો આદેશ છે.

૨ આચાર્ય, ઉપાધ્યાય, સ્થવિર, તપસ્વી, ગ્લાન (રોગી), નવદીક્ષિત મુનિ, સામી (સ્વધર્મી), કુળ, ગણ અને સઘ.

૩-**વૈયાવચ્ચઃ** ઉપર જણાવેલ દશને આહારાદિ લાવી આપવો વિગેરે જરૂરીઆતો પૂરી પાડી તેઓની સેવા કરવી તે.

વિગેરે રહેતા હતા. તે વિશેષણનો ઉપનય અત્ર હવે સ્પષ્ટ કરીએ:- ત્યાં કથાનકમાં કહેવામાં આવ્યું છે કે " અનેક રાજપુરૂષો જેઓનાં અંતરમાં બળતા તેજથી તેઓના શત્રુઓ પલાયન કરી ગયા હતા અને જેઓના બાહ્ય વ્યાપારો સર્વ શાંત થઇ ગયા હતા એવાઓ-વડે આ રાજમંદિર વસાયલું હતું." આ રાજાઓ તે સર્વજ્ઞ-શાસનના આચાર્યો સમજવા. તેઓનાં અંતરમાં મહા તપસ્યાનું તેજ ઝળઝળાયમાન હોવાથી તેઓના રાગ, દ્વેષ, મોહ વિગેરે શત્રુઓ પલા-યન કરી ગયા હોય છે અને બહારના સર્વ વ્યાપારો શાંત થઇ ગયેલા હોવાથી તેઓ આખા જગતને આનંદ આપવાના હેતુભૂત હોય છે. જેમ સ્થૂળ રાજાઓ રત્નથી ભરપૂર હોય છે અને પ્રભુત્વવાળા હોય છે તેમ તેઓ ( આચાર્યો ) ગુણરત્નથી ભરપૂર હોવાને લીધે અને પ્રભુતાની સાથે જોડાઇ ગયેલા હોવાને લીધે 'રાજા' શબ્દને સર્વ પ્રકારે યોગ્ય છે.

**મંદિરમાં મંત્રીઓ.**

" અનેક મંત્રીઓ જેઓને આખા જગતની ચેષ્ટા સાક્ષાત્ જણાઇ રહેલી હતી, જેઓએ પોતાની બુદ્ધિથી પોતાના શત્રુઓને પણ ઓળખી લીધા હતા અને જેઓ સર્વ નીતિશાસ્ત્રોનો પાર પામી ગયા હતા તેવાઓ આ અતિ વિશાળ રાજમંદિરમાં વસતા હતા"- આ પ્રમાણે અગાઉ કહેવામાં આવ્યું છે. અહીં સર્વજ્ઞશાસનમાં મંત્રીને સ્થાને ઉપાધ્યાય સમજવા. તેઓને વીતરાગ ભગવાનના આગમનો સાર સારી રીતે જણાયલો હોવાથી તેઓને આખા જગતની ચેષ્ટા જણાયલી છે એમ કહ્યું છે. તેઓએ પોતાની બુદ્ધિના જોરથી રાગ મોહ વિગેરે પોતાના ખરા શત્રુઓ કોણ છે તેને ઓળખી લીધેલા હોય છે અને શાસ્ત્રનું ખરું રહસ્ય બતાવનાર ચાવી જેવા ગ્રંથોનું તે-ઓને બહુ સારી રીતે જ્ઞાન થયેલું હોવાથી અને તેને વિચારવામાં તેઓએ મોટી કુશળતા પ્રાપ્ત કરેલી હોવાથી તેઓ સર્વ નીતિશાસ્ત્રને જાણનારા છે. જેમ રાજમંત્રીઓ બુદ્ધિવડે આખા રાજ્યનાં સર્વ અંગોની તુલના કર્યા કરે છે તેમ આ ઉપાધ્યાયો પોતાના અસાધારણ બુદ્ધિ-વૈભવથી આખા સર્વજ્ઞશાસનનાં સર્વ અંગોની તુલના કર્યા કરે છે, તેથી તેઓ 'મંત્રી-અમાત્ય' શબ્દને યોગ્ય રીતે ધારણ કરતા શોભી રહ્યા છે.

" જેઓ પોતાની આગળ યમને પણ લડાઇના મેદાનમાં જોઇ

મંદિરમાં યોદ્ધાઓ.

જરા પણ ગભરાતા નથી, તેવા અસંખ્ય યોદ્ધાઓ એ રાજમંદિરમાં વસતા હતા "–આ પ્રમાણે અગાઉ કહેવામાં આવ્યું છે. મહાયોદ્ધાઓ તે અત્ર ગીતાર્થો[1] સમજવા. તેઓનાં અંતઃકરણમાં સત્વની વિશિષ્ઠ ભાવના[2] હોવાથી દેવતાઓ કદિ મહા ભયંકર ઉપસર્ગો[3] કરે તોપણ તેનાથી તેઓ જરાએ ક્ષોભ પામતા નથી અને ઘોર પરીષહોથી[4] જરા પણ ડરતા નથી. તેઓના સંબંધમાં વધારે વાત શી કરવી? કદાચ તેઓ પોતાની સામે યમ જેવા ભયંકર ઉપદ્રવ કરનારને જુએ એટલે કે પોતાને મરણાંત ભય પ્રાપ્ત થાય તોપણ તેઓને તેનો જરા પણ ત્રાસ થતો નથી. જેમ મહાયોદ્ધાઓ લડાઇનો છેડો વિજયમાં લાવી શકે છે તેમ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ને ભાવ પ્રમાણે [5]ગચ્છ, કુળ, ગણ અને સંઘોને મોક્ષપ્રાપ્તિ કરાવવા દ્વારા તેઓના સંસારનો તેઓ છેડો લાવનાર હોવાથી આ ગીતાર્થ વૃષભોને ' મહાયોદ્ધા ' કહેવામાં આવ્યા છે.

( ૯ )

મંદિરમાં કામદારો.

" એ વિશાળ રાજમંદિરમાં અનેક નિયુક્તકો (કામદારો) હતા, જેઓ જરા પણ વ્યાકુળતા વગર કરોડો નગરોનું તથા અસંખ્ય ગામ અને ખાણોનું પરિપાલન કરતા હતા અને તેનો સર્વ પ્રબંધ ચલાવતા હતા" એમ અગાઉ જણાવવામાં આવ્યું છે. તેમાં કામદારો તે આ સર્વજ્ઞ શાસનમાં ગણચિંતકો[6] સમજવા, [7]બાળ, વૃદ્ધ, રોગી અને પ્રાઘુર્ણક[8]

---

૧ **ગીતાર્થ:** જૈન મતનું સંપૂર્ણ જ્ઞાન ધરાવનાર, ષટ્શાસ્ત્રમાં નિપુણ અને નિયત્રણા કરાવવામા કુશળ સાધુ. શાસનની દોરી તેમના હાથમાં હોય છે.

૨ મુનિઓ **પાંચ તુલના** કરે છે: તપ, શ્રુત, સત્ત્વ, એકત્વ અને બળ. (જુઓ વિશેષાવશ્યક) આ વિશિષ્ટ ભાવના જણાવેલી હોય એમ લાગે છે.

૩ **ઉપસર્ગ:** કોઇએ કરેલાં–નીપજાવેલાં દુઃખ અન્યકૃત અનુકૂળ પ્રતિકૂળ સત્ત્વપરીક્ષાનાં કાર્યને ઉપસર્ગ કહેવામા આવે છે.

૪ **પરીષહ:** ક્ષુધા–તૃષા સહન કરવી તે. તેના બાવીશ પ્રકાર છે. તે માટે જુઓ નવ તત્ત્વ–સંવરતત્ત્વ.

૫ સાધુઓના નાના મોટા વિભાગને **કુળ, ગણ** અને **ગચ્છ** કહેવામાં આવે છે. આખા સમુદાયને સંઘનુ નામ આપવામાં આવે છે.

૬ **ગણચિંતકો:** ગણ–ગચ્છ સંબંધી ચિંતા કરનાર સાધુઓ.

૭ બાળ એટલે નાની વયના, વૃદ્ધ અને રોગી એ ત્રણે અન્ય પાસેથી સંભાળ રખાવવાની અપેક્ષા રાખે છે.

૮ **પ્રાઘુર્ણક:** એક સાધુ ઉતરેલા હોય તે સ્થાનપર બીજા સાધુ આવે તે તે ' પ્રાઘુર્ણક '–( પ્રાહુણા ) કહેવાય છે.

રૂપ પાલન કરવા યોગ્ય અનેક પુરુષોથી પરવરેલા કુળ ગણ અને સંઘરૂપ કરોડો નગર અને ગચ્છોરૂપ અસંખ્ય ગામ અને આકરોમાં તેઓ ગીતાર્થ હોવાથી, અનેક પ્રકારના ઉત્સર્ગ[1] અને અપવાદમાર્ગના જાણુનાર હોવાથી અને યોગ્ય સ્થાનકે યોગ્ય પુરુષોને જોડી દેવામાં અત્યંત કુશળ હોવાથી તેનું પાલન કરવા તેઓ સમર્થ હોય છે; તેમજ પ્રાસુક[2] અને એષણીય ભક્ત, પાન, ઔષધ, ઉપકરણુ[3] અને ઉપાશ્રય[4] મેળવી આપવા સંબંધી કાર્ય તેઓ જરા પણુ આકુળવ્યાકુળ થયા વગર નિરંતર કર્યા કરે છે. ઉત્સર્ગ માર્ગમાં સ્પષ્ટ આદેશો હોય છે અને અમુક સંયોગોમાં અપવાદ સેવવાની રજા આપવામાં આવી હોય છે. અમુક સ્થાનકે, અમુક પદપર કે અમુક દેશમાં આ સાધુ યોગ્ય કામ કરશે એવી યોજના કરવી, સર્વની સંભાળ રાખવી, તેઓ માટે દોષ વગરના આહાર પાણીની યોજના કરવી, તેઓને માટે સ્થાન અને વસ્ત્ર પાત્રાદિ ઉપકરણોની વ્યવસ્થા કરવી–એ રીતે આખી રાજ્યવ્યવસ્થા કરવાનું કાર્ય ગણુચિંતકો કરે છે. સર્વ રીતે યોગ્ય અને અનુકૂળ સમજીને આ સ્થાનપર તેમની નિમણુક આચાર્ય મહારાજે કરેલી હોવાથી તેઓ 'નિયુક્તક' ( કામદાર–સ્થાનપર યોજેલ ) નામને બરાબર યોગ્ય છે.

**મંદિરમાં કોટવાળ.** "ત્યાં સ્વામી ઉપર અત્યંત પ્રીતિવાળા અને ઘણા બળવાન તેમજ ખરેખરા ડહાપણવાળા કોટવાળો રહેલા હતા" એમ પ્રથમ કહ્યું છે. આ તલવર્ગિક–કોટવાળો તે સર્વજ્ઞરાજમંદિરમાં રહેલા સામાન્ય સાધુઓ સમજવા. તેઓ લક્ષ્યપૂર્વક આચાર્યમહારાજની આજ્ઞાને ઉઠાવી લે છે, ઉપાધ્યાયના હુકમોને અમલમાં મૂકે છે, ગીતાર્થનો વિનય કરે છે, ગણુચિંતક જે મર્યાદા–હદ બાંધી આપે તેની અંદર રહી કામ કરે છે, ગચ્છ, કુલ, ગણુ કે સંઘનાં કામમાં પોતાની જાતને જોડી દે છે અને ગચ્છ કુલ ગણુ કે સંઘ ઉપર કોઇ પણુ પ્રકારની ઉપાધિ આવી પડે તો પોતે પોતાની જીંદગીને જોખમે પણ તે વિપત્તિને દૂર કરવા પ્રયત્ન કરે છે. તેઓમાં શૂરાતન, ભક્તિ અને વિનય એટલાં બધાં હોય છે કે તેઓ 'કોટવાળ'ની સાથે સરખામણી કરવા યોગ્ય છે, કારણુ કે કોટવાળનું કામ પણુ શૂરાતનથી ભરપૂર હોય છે. તેઓને

---

૧ **ઉત્સર્ગ માર્ગ**: મૂળ માર્ગ. **અપવાદ માર્ગ**: સંયોગને લઇને તેમાં કરવો પડતો ઘટતો ફેરફાર.

૨ **પ્રાસુક**: એટલે જીવ વગરનું. **એષણીય** એટલે સાધુને ખાવા યોગ્ય.

૩ **ઉપકરણુ**: સાધુને રાખવાના વસ્ત્ર, પાત્ર આદિ.

૪ **ઉપાશ્રય**: સાધુને થોડા વખત માટે વસવાનું સ્થાન.

સ્વામી ઉપર અત્યંત ભક્તિ હોય છે અને તેઓ પોતાના ઉપરી અધિકારી તરફ બહુ વિનયપૂર્વક વર્તે છે. એવી રીતે જે જૈનશાસનને અત્ર રાજ્યભુવન તરીકે ઓળખાવવામાં આવ્યું છે તેમાં આચાર્ય મહારાજની આજ્ઞા પ્રમાણે ઉપાધ્યાય તેનું ચિંતવન કરે છે, ગીતાર્થો તેનું રક્ષણ કરે છે, ગણચિંતકો તેની પુષ્ટિ કરે છે અને સાધુ મહાત્માઓ ચિંતા વગરના થઇને નિર્ણીત થયેલા માર્ગને યથાયોગ્ય રીતે અનુસરે છે. આ પ્રમાણે હોવાથી સદરહુ રાજ્યભુવન આચાર્ય આદિથી વ્યાપ્ત છે એમ સમજવું.

મંદિરમાં વૃદ્ધાઓ.

"તે મંદિરમાં અનેક સ્થવિરા ( વૃદ્ધ સ્ત્રીઓ ) રહેતી હતી કે જેમણે પોતે વિષયનો ત્યાગ કર્યો હતો અને જેઓ મદોન્મત્ત થયેલી યુવાન સ્ત્રીઓને યોગ્ય અંકુશમાં રાખવાને શક્તિમાન્ હતી." એ પ્રમાણે અગાઉ નિષ્પુણ્યકની કથામાં કહેવામાં આવ્યું છે. તેની યોજના સર્વજ્ઞશાસનમાં આ પ્રમાણે કરવી. 'સ્થવિરા' તે આ રાજમંદિરમાં આર્યા ( સાધ્વીઓ ) સમજવી. સ્થવિર સ્ત્રીઓને માટે ઉપર બે વિશેષણો કહ્યાં છે: એક તો તેઓ મદોન્મત્ત સ્ત્રીઓનું નિવારણ કરનાર છે એમ કહ્યું છે; અને પોતે ઇંદ્રિયો સંબંધી વિષયભોગોથી નિવૃત્ત થયેલી છે એમ કહ્યું છે; આ બન્ને વિશેષણો 'આર્યા'-સાધ્વીને બરાબર મળતાં આવે છે. તેઓનો પોતાનો શિષ્યવર્ગ અને શ્રમણોપાસક ( તીર્થંકરના ભકત શ્રાવક )વર્ગની સ્ત્રીઓ જ્યારે પ્રમાદ ( આળસ )ને વશ થઇ ધર્મકાર્યમાં આળસ કરતી હોય છે ત્યારે પોતે પરોપકાર કરવામાં તત્પર થઇને અને ભગવાનના આગમમાં બતાવેલ મહાનિર્જરાનું કારણ સાધર્મિકવાત્સલ્યને[૧] જાણીને વારંવાર તેઓને તેમના કર્તવ્યની યાદી આપે છે ( સ્મરણા ), અયોગ્ય કામ કરતાં વારે છે ( વારણા ), શુભ કાર્ય કરવા પ્રેરણા કરે છે ( ચોયણા ), સારાં કામો માટે વારંવાર પ્રેરણા કર્યા કરે છે ( પડિચોયણા) અને તેમ કરીને પોતાના શિષ્યવર્ગને તેમજ શ્રાવિકાવર્ગને ખોટે રસ્તે જતાં વારંવાર અટકાવે છે અને સારે માર્ગે તેઓને લઇ આવે છે. વળી તેઓને [૨]વિષયવિષના વિષમ વિપાક વિદિત હોવાથી વિષયભોગથી નિવૃત્ત વૃત્તિવાળા થઇને સંયમમાં તેઓ રહે છે, અનેક પ્રકારની તપસ્યા કરવામાં ક્રીડા ગણે છે, નિરંતર સ્વાધ્યાય ( અભ્યાસ અને મનન ) કરવામાં આનંદ માને છે, પ્રમાદોને જરા પણ સેવતી નથી અને કોઇ પણ પ્રકારની શંકા ઉઠાવ્યા વગર આચાર્યમહારાજના આદેશને ઉઠાવી લે છે.

---

૧ સાધર્મિક વાત્સલ્ય: પોતાના ધર્મબંધુઓનુ હિત કરવુ તે.
૨ ઇંદ્રિયના વિષયરૂપ ઝેરનું ભયંકર પરિણામ તેઓ જાણતા હોવાથી.

" તે રાજમહેલની ચોકી કરવા માટે અનેક સુભટો ચારે તરફ વીંટાઇને રહેતા હતા " એ પ્રમાણે અગાઉ કહ્યું છે.

**મંદિરમાં સુભટો.** આ સુભટો તે ભગવાનના શાસનમાં શ્રમણોપાસક શ્રાવકો સમજવા. તેઓની સંખ્યા મોટી હોવાથી તેઓ રાજમંદિરની ચોતરફ વ્યાપ્ત થઇને રહેલા છે, કારણ કે દેવગતિમાં અસંખ્ય [1]શ્રાવકો હોય છે, મનુષ્યગતિમાં સંખ્યાતા હોય છે, તિર્યંચગતિમાં બહુ પ્રકારના હોય છે અને નારકગતિમાં પણ બહુ હોય છે. તેઓ શૂરાતન, ઉદારતા અને ગંભીરતા આદિ અનેક ગુણવાળા હોવાથી ભગવાનના શાસનના દુશ્મનો જેઓનાં હૃદયમાં મિથ્યાત્વે વાસ કરેલો હોય છે તેને ઉખેડી નાખવામાં ઘણી ચતુરાઇ ધારણ કરનારા હોય છે અને આવી અનુપમ પ્રવૃત્તિ માટે તેઓ 'સુભટ'ના ઉપમાનને બરાબર રીતે યોગ્ય છે. તેઓ સર્વદા સર્વજ્ઞ મહારાજનું ધ્યાન કરે છે, આચાર્યરૂપ રાજાઓની આરાધના કરે છે, ઉપાધ્યાયરૂપ અમાત્યનો ઉપદેશ આચરે છે, ધર્મધુરંધર ગીતાર્થની આજ્ઞા પ્રમાણે સર્વ ધર્મકાર્યમાં જોડાય છે, સાધુવર્ગ ઉપર અનુગ્રહ કરનાર ગણચિંતકો જેમને કામદારનું સ્થાન આપવામાં આવ્યું છે તેઓને વસ્ત્ર, પાત્ર, ભોજન, પાણી, ઔષધ, આસન, સંથારો, ઉપાશ્રય વિગેરે વિધિપૂર્વક આપે છે, કોટવાળ જેવા સાધુ પુરુષોમાં આ સાધુ આજનો દીક્ષિત છે–આ ઘણા વખતનો છે એવો કોઇ પ્રકારનો ભેદ પાડ્યા વગર સર્વ સાધુઓને મન વચન કાયાથી વંદન કરે છે, સ્થવિરા જનને ઠેકાણે ગોઠવાયલી આર્યા–સાધ્વીઓને ભક્તિપૂર્વક નમે છે, વિલાસીનીને સ્થાનકે ગોઠવાયલી શ્રાવિકાઓને સર્વ ધર્મનાં કામોમાં ઉત્સાહ આપે છે, અને તીર્થંકર મહારાજનો [2]જન્માભિષેક, નંદીશ્વરદ્વીપની યાત્રા[3] અને મનુષ્યલોકનાં પર્વસ્નાત્ર વિગેરે સર્વ ધ્યાન રાખી યથાયોગ્ય કરે છે. મતલબ કે તે દેવ હોય તો દેવતાને યોગ્ય અને મનુષ્ય હોય તો મનુષ્યને યોગ્ય સર્વ ક્રિયાઓ કરે છે. ટુંકામાં જૈન શાસનમાં બતાવેલી નિત્ય ક્રિયાઓ[4] તથા નૈમિત્તિક[5] ક્રિયાઓ તેઓ ઉચિત રીતે કરે છે. તે-

---

૧ આ શ્રાવકો ચતુર્થ ગુણસ્થાનકે સ્થિત થયેલા સમજવા. કારણ કે દેવગતિમા પાંચમું ગુણસ્થાન હોતુ નથી

૨ **જન્માભિષેક** મેરૂપર્વત ઉપર દેવો કરે છે.

૩ પંચ કલ્યાણક પ્રસગે તથા નિત્ય અઠ્ઠાઈમા દેવો **નંદીશ્વર દ્વીપ**ની યાત્રા કરે છે. આ આઠમો દ્વીપ છે

૪ **નિત્ય ક્રિયા:** દરરોજ કરવાની ક્રિયા: આવશ્યક, પૂજા વિગેરે.

૫ **નૈમિત્તિક ક્રિયા:** અમુક પ્રસગે કરવાની ક્રિયા: પ્રતિષ્ઠા, કલ્યાણકમહોત્સવ વિગેરે

એના સંબંધમાં વધારે કેટલી હકીકત કહેવી? તેઓ જૈનશાસન સિવાય ભાવપૂર્વક બીજું કાંઇ પણ જોતા નથી, સાંભળતા નથી, જાણતા નથી, અન્યની શ્રદ્ધા રાખતા નથી, અન્ય ઉપર પ્રીતિ કરતા નથી, અન્યનું પરિપાલન કરતા નથી, માત્ર જૈનશાસન જ મહાકલ્યાણનું કરનાર છે એમ અંતઃકરણથી માને છે. તેઓને સર્વજ્ઞ મહારાજ તરફ ઘણી ભક્તિ હોય છે, તેથી તેઓ સર્વજ્ઞ મહારાજને પણ વહાલા લાગે છે, એટલે તેઓ સર્વજ્ઞમંદિરની અંદર રહેનારા વિનયી મહાન્ ઋદ્ધિવાળા મોટા કુટુંબીઓ જેવા છે એમ સમજવું. આવી શુભ દૃષ્ટિ સિવાય અન્ય દૃષ્ટિવાળા જીવોનો તો આ સર્વજ્ઞભુવનમાં વસવાટજ ક્યાંથી હોય ?

**મંદિરમાં રમણીઓ.**

ત્યારપછી મૂળ કથાનકમાં આગળ કહેવામાં આવ્યું છે કે "વિલાસ કરતી અનેક રમણીય સુંદર સ્ત્રીઓથી તે મંદિર દેવલોકને પણ જીતી લેતું હતું." તેની યોજના સર્વજ્ઞમંદિરમાં આવી રીતે કરવી. વિલાસ કરતી સ્ત્રીઓ તે અત્ર સમ્યગ્દર્શન[1] ધારણ કરવું, અણુવ્રતોને[2] આચરવાં અને તીર્થંકર મહારાજ તથા સાધુની ભક્તિ કરવી–એ બાબતમાં જેઓનું મન લાગી રહ્યું છે એવી શ્રાવિકાઓ સમજવી. તેઓ પણ શ્રમણોપાસક ( શ્રાવક ) ની પેઠે સર્વજ્ઞ મહારાજની આરાધના કરવામાં તત્પર રહીને નિરંતર આજ્ઞાનો અભ્યાસ કરે છે ( આજ્ઞા પ્રમાણે વર્તે છે ),[3] વિશુદ્ધ શ્રદ્ધા ( દર્શન ) માં પોતાના આત્માને વિશેષ દૃઢ કરે છે, અણુવ્રતોને ધારણ કરે છે, ગુણવ્રતોને[4] ગ્રહણ કરે છે, શિક્ષાવ્રતોનો[5] અભ્યાસ કરે છે, જૂદા જૂદા પ્રકારનાં તપો[6] કરે છે, સ્વાધ્યાય કરવામાં રમણ કરે છે, સાધુઓને દાતાનું ભલું કરે તેવું અને તેમને

---

૧ **સમ્યગ્દર્શન:** જૈન દર્શન તરફ રૂચિ.

૨ **અણુવ્રત:** હિંસાત્યાગ, સત્ય વચનોચ્ચાર, પરવસ્તુગ્રહણત્યાગ, સ્ત્રીસંબંધત્યાગ, અને પરવસ્તુ પર માલીકીનું અસ્થાપન. એ પાંચ વ્રતોને સર્વથા આદરવાં તે મહાવ્રત કહેવાય છે; જ્યારે તેને અંશથી આદરવા તેને 'અણુવ્રત' કહેવામાં આવે છે.

૩ જે દેવના આરાધનનો ઉપાય તેની આજ્ઞાનો અભ્યાસ કરવો તેજ છે,

**यस्य चाराधनोपायः सदाज्ञाभ्यास एव हि.**

હરિભદ્રસૂરિ–પ્રથમ અષ્ટક. શ્લોક છઠ્ઠો.

૪ **ગુણવ્રતો:** દિગ્પરિમાણ, ભોગોપભોગપ્રમાણ અને અનર્થદંડત્યાગ.

૫ **શિક્ષાવ્રતો:** સામાયિક, દેશાવગાશિક, પૌષધ અને અતિથિસંવિભાગ.

૬ **તપના** મુખ્ય બે પ્રકાર છે: બાહ્ય અને અભ્યંતર–તે પ્રત્યેકના પણ છ છ ભેદ છે, અને તેના વળી અનેક પેટા ભેદો છે.

( સાધુઓને ) ઉપકારી દાન આપે છે, સદ્ગુરૂ મહારાજના પાદમાં વંદન કરીને હર્ષ પામે છે, સારા સાધુને નમસ્કાર કરીને સંતોષ પામે છે, સુંદર ધર્મકથા કરવામાં મોજ માને છે, સ્વધર્મી બંધુઓને પોતાના નજીકના સગા સંબંધી કરતાં પણ વધારે ગણે છે, જે દેશમાં સ્વધર્મી બંધુ ન હોય ત્યાં રહેવું પડે તો મનમાં ઉદ્વેગ પામે છે, સાધુ મહાત્માને વહોરાવ્યા સિવાય પોતાને ભોજન લેવું પડે તો તે તેમને પસંદ પડતું નથી અને ભગવાનના ધર્મની સેવા કરવાથી જાણે પોતાનો આત્મા આ સંસારરૂપ દુ:ખસમુદ્રનો પાર પામી ગયો હોય એમ અંત:કરણપૂર્વક માને છે. આ પ્રમાણે હોવાથી તેઓ પણ સર્વજ્ઞશાસનમંદિરના મધ્ય ભાગમાં પૂજાનાં ઉપકરણનો[1] આકાર ધારણ કરનારી હોઇ શ્રમણોપાસકો સાથે બંધાઇને ( તેઓની સ્ત્રી તરીકે–ગૃહસ્થ સ્ત્રી તરીકે ) અથવા તેઓથી છૂટી[2] ( વિધવા અથવા કુમારી ) શ્રાવિકાઓ તરીકે રહીને વસે છે. જે સ્ત્રીઓ આવા પ્રકારની ન હોય તે કહાચ તે રાજમંદિરના મધ્ય ભાગમાં રહેતી બહારથી જણાય તો પણ પરમાર્થથી એવી સ્ત્રીઓ તે રાજમંદિરની બહાર જ છે એમ સમજવું. આ સર્વજ્ઞશાસનરૂપ મંદિર ભાવવડેજ ગ્રહણ કરવાનું છે, તેથી બહારની છાયામાત્રથી તેમાં દાખલ થઈ ગયેલા દેખાતા પ્રાણીઓને પરમાર્થથી તેમાં દાખલ થયેલા સમજવા નહિ.

( ૧૦ )

મંદિરમાં વિષયો.

" તે રાજમંદિરમાં પાંચે ઇંદ્રિયના અનેક પ્રકારના ઉપભોગ થઈ શકે તેવા અનુપમ વિષયો હતા અને તેથી તે મંદિર બહુ સુંદર લાગતું હતું " એમ કહીને તે પર વિવેચન કથાપ્રસંગમાં ત્યારપછી કરવામાં આવ્યું છે તેની યોજના આ પ્રમાણે કરવી. સર્વ ઇંદ્રો તે રાજમંદિરના મધ્ય ભાગમાં વસે છે. એ સિવાય બીજા પણ મહર્દ્ધિક[3] દેવતાઓ પણ ઘણું કરીને ભગવાનના મતરૂપ રાજમંદિરની બહાર હોતા નથી.[4]

---

૧ મંદિરમાં જઇએ ત્યા કોઈ કેશર, બરાસ, ફુલ તૈયાર રાખે ત્યારે જાણે તે પૂજાના **ઉપકરણ**નો આકારજ ધારણ કરનાર હોય તેમ લાગે છે. પાઠાંતરે પૂજાનાં ઉપકરણ હાથમા લઈ જાણે કહેતી હોય કે આવો, પધારો, પૂજા કરો–એવી શ્રાવિકાઓ ત્યા છે પાઠાતર पूजोपकरणकरा: એમ છે

૨ ગૃહસ્થી ન હોય તેવી સ્ત્રીઓ એટલે જેઓ કુમારી અથવ વિધવા હોય છે તે પણ **શ્રાવિકા** નામને યોગ્ય છે ( જો તેનામા શ્રાવિકાપણાના ગુણો હોય તો).

૩ **મહર્દ્ધિક:** મોટી ઋદ્ધિવાળા

૪ ઇન્દ્રો સમકિત સહિતજ હોય છે અને મહર્દ્ધિક દેવતાઓના જીવો પણ પ્રાયે ભવ્ય અને સમકિતી હોય છે, ઘણુ ખરૂ મિથ્યાદષ્ટિ જીવો અને અભવ્ય એ સ્થાન પામતા નથી.

આવી રીતે જ્યાં વિમાનના સ્વામી દેવતાઓ અને ઇંદ્રો વસતા હોય ત્યાં શબ્દ વિગેરે ઇંદ્રિયના અનુપમ વિષયોપભોગની સુંદરતા હોય એમાં કાંઇ નવાઇ લાગતી નથી. શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ એ પાંચે ઇંદ્રિયના વિષયોની પ્રાપ્તિના સંબંધમાં એટલું ધ્યાનમાં રાખવા યોગ્ય છે કે વિષયભોગ પુણ્યના ઉદયથી પ્રાપ્ત થાય છે. એ પુણ્ય બે પ્રકારનું હોય છે: પાપાનુબંધી અને પુણ્યાનુબંધી.[1] તેમાં પુણ્યાનુબંધી પુણ્યના ઉદયથી પ્રાપ્ત થયેલા શબ્દ વિગેરે ઇંદ્રિયના વિષયોને અનુપમ વિશેષણ ઘટે છે, કારણ કે સારી રીતે રાંધેલાં મનોહર પથ્ય ભોજનની પેઠે તેનું પરિણામ સુંદર આવે છે. જેમ સારી રીતે તૈયાર કરેલું ભોજન ખાતી વખત સુંદર લાગે છે અને ત્યારપછી શરીરમાં અજીર્ણ કર્યા વગર શરીરની તુષ્ટિ અને પુષ્ટિ કરે છે,[2] તેમ પુણ્યાનુબંધી પુણ્યના ઉદયથી પ્રાપ્ત થયેલા ભોગો પ્રાણીના અધ્યવસાયને વિશેષ ઉજળા કરે છે અને આવી રીતે તે પ્રાણીનો આશય ઉદાર થવાથી તે વિષયોમાં પ્રતિબંધ કરતો નથી એટલે તે વિષયોમાં અંધ લોલુપી થઇ અતિ આસક્ત થઈ જતો નથી. એ પ્રમાણે વિષયભોગ ઉપર અત્યંત રાગ ન હોવાને લીધે વિષયો ભોગવતાં પણ પ્રાણી પૂર્વે બાંધેલ પાપ પરમાણુઓના બંધને શિથિલ કરે છે અને સુંદર ફળ આપે તેવાં પુણ્યનાં પરમાણુઓને ગ્રહણ કરે છે. આવા પુણ્યનો જ્યારે વળી ઉદય થાય છે ત્યારે સંસારપરથી આ પ્રાણીને વૈરાગ્ય ઉત્પન્ન કરાવે છે, સુખની પરંપરા આપે છે અને છેવટે મોક્ષ પ્રાપ્ત કરાવે છે—તેટલા માટે પુણ્યાનુબંધી પુણ્યના ઉદયથી પ્રાપ્ત થયેલા શબ્દ વિગેરે વિષયોના ઉપભોગનેજ સુંદર પરિણામવાળા કહેવામાં આવ્યા છે અને પાપાનુબંધી પુણ્યના ઉદયથી જે વિષયભોગો પ્રાપ્ત થાય છે તે એકદમ મારી નાખે તેવા ઝેરથી લેપ કરાયલા લાડવા ( લાડુ ) ની પેઠે ભયંકર પરિણામ ઉપજાવનાર હોવાથી વાસ્તવિક રીતે 'ભોગ' નામને જ ઉચિત નથી, કારણ કે મરૂભૂમિ ( મારવાડ ) ની મૃગતૃષ્ણા ( ઝાંઝવા ) માં દેખાતા પાણીના કલ્લોલોની પેઠે તેને માટે દોડનાર પુરૂષોનો શ્રમ તદ્દન નિષ્ફળ કરી તે તૃષ્ણાને વધારી મૂકે છે, પણ મનધાર્યા વિષયો કદિ

---

૧ જે પુણ્યનો ઉદય થાગ ત્યારે પુણ્યનો બંધ થાય તે **પુન્યાનુબંધી,** જે પુણ્યનો ઉદય થાય ત્યારે પાપનો બંધ થાય તે **પાપાનુબંધી.** બન્ને પુણ્ય છે, પણ એકમાં અનુબંધ પુણ્યનો અને બીજામાં પાપનો છે. બન્નેના ઉદય વખતે તો ભોગ મળે છે, પણ આગળના પરિણામને લઇને આ ભેદ પાડ્યા છે. આ આખો પેરા વાંચવાથી તે વાત સ્પષ્ટ થશે.

૨ **અધ્યવસાય:** આત્માના વ્યક્ત આવિર્ભાવો ( **વિચાર**ને મળતુ આવ્યુ સ્ફુરણ ).

પ્રાપ્ત થતા નથી.[1] કદાચ મહાસુશ્કેલીએ મળી જતાં તેને ભોગવવામાં આવે તો તે વખતે તે ક્લિષ્ટ આશયોને વધારે છે અને તેથી અધમ વિચારોથી વ્યાપ્ત થઈ જઇ પ્રાણી પોતાની બુદ્ધિ ઉપર અંધી ચઢાવે છે અને વિષયો ઉપર બહુ રાગ–પ્રીતિ આસક્તિ કરે છે. આવી રીતે થોડા દિવસ રહેનાર વિષયોને ભોગવતી વખત તેને પ્રાપ્ત કરાવી આપનાર અલ્પ પુણ્યને પ્રાણી ખપાવી દે છે, વાપરી નાખે છે અને તીવ્ર પાપકર્મના ભારથી પોતાના આત્માને ભારે કરે છે. એવી રીતે બાંધેલાં પાપકર્મો જ્યારે ઉદયમાં આવે છે અને તેનાં પરિણામો ભોગવવાં પડે છે ત્યારે આ પ્રાણી અનંત દુ:ખથી ભરેલા સંસારસમુદ્રમાં અનંતો કાળ ભટકયા કરે છે; તેટલા માટે પાપાનુબંધી પુણ્યના ઉદયથી પ્રાપ્ત થયેલા શબ્દ વિગેરે ઇંદ્રિયના ભોગોને ભયંકર પરિણામવાળા કહેવામાં આવ્યા છે.

[2]સંસારમાં રહેલા કેટલાક પ્રાણીઓને પ્રાપ્ત થયેલા શબ્દાદિ વિષયો સુંદર પરિણામ લાવે તેવા હોય છે. આવા પ્રાણીઓ ઉપર જણાવેલી હકીકત પ્રમાણે ભગવાનના શાસનની બહાર હોતા નથી, તેટલા માટે બુદ્ધિપૂર્વક વિચાર કરનારે ( વિદ્વાને ) અવશ્ય શિઘ્ર મોક્ષ અપાવનાર આ ભગવાનના શાસનમાં ભાવપૂર્વક રહેવું ઉચિત છે. આ ભગવાનના શાસનમાં જે પ્રાણી રહે છે તેઓને તો અવશ્ય સુંદર ભોગો અનાયાસે પ્રાપ્ત થાય છે, તેને પ્રાપ્ત કરાવનાર બીજો કોઇ હેતુ જ નથી એ હકીકત ઉપર જણાવી છે. મતલબ એ છે કે જે કારણોથી મોક્ષની પ્રાપ્તિ થાય છે તેજ કારણથી વિષયભોગોની પ્રાપ્તિ થાય છે, તેથી આ શાસન સર્વ રીતે બુદ્ધિમાનને પસંદ આવે તેવું છે. આવી રીતે અપ્રતિપાતી સુખને[3] પ્રાપ્ત કરાવી આપવાનું કારણ હોવાથી આ પરમેશ્વરનું રાજમંદિર નિરંતર ઉત્સવવાળું છે એમ કહેવામાં આવ્યું હતું. ઉપરનાં સર્વ વિશેષણોથી યુક્ત રાજમંદિર જેમ કથાનકમાં કહેલા

---

૧ ઝેરી લાડવા ખાવાથી તુરત પ્રાણ હરાય છે અને ભયંકર પરિણામ લાવે છે, તેવાં તે વિષયો છે ઉજ્જડ જંગલમાં ઝાંઝવાનું જળ પીવા માટે ગમે તેટલું દોડવામાં આવે તે સર્વ પ્રયાસ નકામો જાય છે અને પાણી મળતું નથી તેમ આવ વિષયો તૃષ્ણા વધારે છે અને પોતે મળતા નથી.

૨ બેંગાલ રોયલ એશીઆટિક સોસાયટિએ છપાવેલ મૂળ ગ્રંથનું પૃ. ૭૬ અહીથી શરૂ થાય છે.

૩ **અપ્રતિપાતી સુખ:** સુખની પાછળ દુ:ખ ન થાય તેવું, પતન ન થાય તેવું, અંત વગરનું સુખ. આવું સુખ મોક્ષમાં મળે છે.

દરિદ્રીએ જોયું તેવી રીતે તે સર્વ વિશેષણોથી યુક્ત **સર્વજ્ઞશાસન** આ જીવ જુએ છે.

(૧૧)

## મંદિરદર્શનથી સ્ફુરણા.

"સર્વ ઇંદ્રિયોને તત્ત્વથી નિર્વાણનું કારણ એવા તે રાજમંદિરને જોઇને 'આ શું હશે?' એમ તે રંક આશ્ચર્યપૂર્વક વિચારવા લાગ્યો. તેનામાં હજુ ઉન્માદ ઘણો હતો, તેથી આ રાજમંદિર સંબંધી વિશેષ તાત્ત્વિક હકીકત તે જાણતો નહોતો." આ પ્રમાણે અગાઉ નિષ્પુણ્યકની કથામાં કહેવામાં આવ્યું છે. તેવીજ રીતે આ જીવને કર્મ વિવર (માર્ગ) આપે ત્યારે મહામુશ્કેલીએ જૈન શાસન પામીને 'એ શું હશે?' એમ જાણવાની તે જિજ્ઞાસા કરે છે, પરંતુ ઉન્માદની સાથે સરખાવવા યોગ્ય મિથ્યાત્વ (વિપર્યય) ના અંશો તેનામાં હજુ બહુ હોવાથી તેવી અવસ્થામાં હોય ત્યાંસુધી જિનમતના વિશેષ ગુણો તે તત્ત્વથી જાણતો નથી. ત્યારપછી તે કથાનકમાં કહેલા નિષ્પુણ્યકને "હવે ચેતના પ્રાપ્ત થવા માંડી છે, તેથી વિચાર કરતાં કરતાં તેના મનમાં આ પ્રમાણે સ્ફુરણા થવા લાગી. તે વિચાર કરે છે કે 'જે રાજમંદિરમાં નિરંતર ઉત્સવ થઈ રહ્યો છે અને જે રાજમંદિર દ્વારપાળની કૃપાથી હું આજે જ જોઉં છું તે અત્યાર સુધી મારા જોવામાં કદિ પણ આવ્યું નહોતું. આ રાજમંદિરના દરવાજા પાસે અગાઉ પણ હું રખડતો રખડતો ઘણી વાર આવી પહોંચ્યો હતો એમ મને યાદ આવે છે, પણ તેની નજીક આવું ન આવું ત્યાં તો મહાપાપી દ્વારપાળો મને ત્યાંથી હાંકી મૂકતા હતા." આ પ્રમાણે પ્રથમ કહેવામાં આવ્યું છે તે સર્વ આ જીવના સંબંધમાં બરાબર મળતું આવે છે; તે આવી રીતેઃ-

**રસ્તે ચડનારના શુદ્ધ વિચારો.**

થોડા સમયમાં જેઓનું કલ્યાણ થવાનું છે એવા ભવ્ય પ્રાણીઓ મહા મુશ્કેલીએ જ્યારે સર્વજ્ઞશાસનને પ્રાપ્ત કરે છે ત્યારે જો કે તે વખતે તેઓ સર્વજ્ઞશાસન સંબંધી વિશેષ હકીકત જાણતા નથી તોપણ તેઓ [1]માર્ગાનુસારી થયેલ હોવાથી તેઓનાં મનમાં એવો વિચાર થાય છે કે અહો! આ અર્હત ભગવાનનું દર્શન અત્યંત અદ્ભુત છે! અહીં જે લોકો વસે છે તેઓ જાણે ભાઇઓ હોય, મિત્રો હોય, એક

---

૧ રસ્તાપર આવી ગયેલને '**માર્ગાનુસારી**' કહે છે, એના ૩૫ ગુણો-બાહ્ય ચિન્હો બતાવ્યાં છે તે માટે જુઓ યોગશાસ્ત્ર (ભી. મા. ભાષાંતર) પૃષ્ઠ ૯૨-૯૩ (પ્રથમ પ્રકાશ.)

અર્થ સિદ્ધ કરવાની ઇચ્છાવાળા હોય, હૃદય અર્પણ કરી દેનારા હોય, એક આત્માવાળા હોય તેમ અરસ્પરસ વર્તે છે, તેઓ જાણે અમૃતનું પાન કરીને ધરાઈ ગયા હોય તેવા જણાય છે, તેઓને કોઇ પણ પ્રકારનો ઉદ્વેગ હોય જ નહિ તેવા દેખાય છે, તેઓને કોઈ પ્રકારની આતુરતા જણાતી નથી, તેઓ ઉત્સાહથી ભરપૂર દેખાય છે, તેઓનાં મનના સર્વ મનોરથો જાણે પૂરા થઈ ગયા હોય તેવા તેઓ જણાય છે અને તેઓ સર્વ વખત આખી દુનિયાના સર્વ પ્રાણીઓનું હિત કરવામાં તત્પર દેખાય છે. આ પ્રમાણે હોવાથી આ સર્વજ્ઞમંદિર ઘણું સુંદર છે એમ મેં આજે જાણ્યું, અગાઉ કદિ બરાબર વિચાર કરેલો ન હોવાથી તે મંદિર આવું સુંદર છે એમ કદિ જાણ્યું નહોતું. આ જીવ ગ્રંથિપ્રદેશ સુધી અનેક વખત આવી ગયો, પરંતુ તે ગાંઠનો ભેદ કરીને તેણે કદિ પણ સર્વજ્ઞશાસનનું અવલોકન કર્યું નહોતું, કારણ કે રાગ દ્વેષ વિગેરે ક્રૂર દરવાનો વારંવાર તેને ત્યાંથી હાંકી મૂકતા હતા તેથી તેણે મંદિરના અંશને કદાચ જોયો હોય, પરંતુ જે વિભાગમાં સમ્યકત્વ પ્રાપ્ત થાય છે તે તેણે અત્યાર સુધી કદિ પણ જોયો નહોતો અને તે સંબંધમાં તેણે કદિ કાંઇ વિચાર પણ કર્યો નહોતો.

**જિજ્ઞાસા: સ્ફુરણા.**

અગાઉ કથાપ્રસંગમાં કહ્યું છે કે:તે દરિદ્રીને વારંવાર વિચારણા કરતાં એવી સ્ફુરણા થઈ આવવા લાગી કે "ખરેખર ! મારૂં નામ નિષ્પુણ્યક છે તે પ્રમાણે હું પુણ્ય વગરનોજ છું, જેને લઇને આવું દેવોને પણ મળવું મુશ્કેલ સુંદર રાજમંદિર મેં અત્યાર સુધી અગાઉ કદિ જોયું પણ નહિ અને તેને જોવાનો ઉપાય પણ કર્યો નહિ ! ! મોહને લીધે મારી વિચારણાશકિત એટલી બધી મંદ પડી ગઇ હતી કે આ રાજમંદિર કેવું હશે તે જાણવાની મને જિજ્ઞાસા પણ અત્યાર સુધી ઉત્પન્ન થઇ નહિ ! ચિત્તને અત્યંત આલ્હાદ ઉત્પન્ન કરનાર, આ સુંદર રાજમંદિર બતાવનાર અને મારી ઉપર મોટી કૃપા કરનાર આ દ્વારપાળ મારો ખરેખરો બંધુ છે. હું નિર્ભાગી છું છતાં મારી ઉપર આ ભાઇએ ઘણી મોટી કૃપા કરી છે. સર્વ પ્રકારના કલેશથી રહિત થઇને અને ચિત્તમાં પરિપૂર્ણ હર્ષ લાવીને આ મંદિરમાં રહેવાનો આનંદ જેઓ ભોગવે છે તેઓ ખરેખરા ભાગ્યશાળી છે." આ પ્રમાણે હકીકત અગાઉ કહી છે તે સર્વ મારા ( આ ) જીવના સંબંધમાં બરાબર ઘટાવવી. કોઇ વખત તીર્થંકર મહારાજના સમવસરણનાં[1] દર્શન કરવાથી,

---

૧ તીર્થંકર મહારાજ વિચરે છે ત્યા દેવતાઓ સુંદર કામચલાઉ રચના કરે છે તેને '**સમવસરણ**' ના નામથી ઓળખવામા આવે છે. એની રચના

જિનેશ્વર મહારાજના મોટા સ્નાત્રમહોત્સવનું અવલોકન કરવાથી, વીતરાગ ભગવાનના બિંબને દેખવાથી, શાંત તપસ્વીઓનો સાક્ષાત્કાર થવાથી અથવા શુદ્ધ શ્રાવકની સોબત થવાથી અથવા તો તેમનાં કરેલાં સારાં અનુષ્ઠાનો જોવાથી આ પ્રાણીના અધ્યવસાયો શુભ ધ્યાનથી વિશુદ્ધ થઇ જાય છે, તે વખતે તેનો મિથ્યાત્વભાવ ખસી જાય છે અને મનનું વલણ નમ્ર થઇ જાય છે. તે પ્રસંગે આ જાણે સર્વજ્ઞદર્શનને ગોચર હોય એવો તેને વિચાર આવે છે, આવા વિચારથી તેજ વિચારો ઉપર આ પ્રાણીને પ્રીતિ થાય છે અને અત્યાર સુધી એવા સુંદર વિચાર કરવાની પોતાને તક મળી નહિ તે માટે તેના મનમાં દિલગીરી

---

દેવતાઓ કરે છે. પ્રથમ વાયુકુમાર દેવો એક યોજન પૃથ્વીને વાળીને સાફ કરે છે, મેઘકુમાર દેવો તેના ઉપર જળ વૃષ્ટિ કરે છે, વ્યંતરદેવો ઉંચી જાતના પાષાણથી ભૂમિ બાંધે છે, તેના પર અધોમુખ ડીટવાળા સુગંધી પુષ્પો વેરે છે અને તોરણો બાંધે છે. ત્યા દેવો રત્નની પૂતળીઓ ગોઠવે છે, ચિત્રો ગોઠવે છે અને શ્વેત છત્રો લટકાવે છ. ચારે તરફ ધ્વજાઓ ફરકાવે છે, અને તોરણ નીચે આઠ મંગળના શ્રેષ્ઠ ચિન્હો કરે છે એ સમવસરણના ઉપલા ભાગનો પ્રથમ ગઢ વૈમાનિક દેવો રત્નનો કરે છે અને તેના ઉપર મણિના કાંગરા બનાવે છે. વચ્ચેનો ગઢ જ્યોતિષ્ દેવો સોનાનો બનાવે છે અને તેના ઉપર રત્નના કાંગરા કરે છે. ભુવનપતિ દેવો બહારનો ગઢ રૂપાનો કરે છે અને તેના ઉપર કાગરા સોનાના કરે છે. આવી રીતે આખો જમીન વિભાગ ગોળ અથવા ચોરસ બનાવી અત્યંત શોભતો કરે છે. દરેક ગઢમાં ચાર ચાર દરવાજા કરે છે. પ્રત્યેક દ્વારે ધૂપના પાત્રો મૂકે છે જેમાંથી ધૂપ ચાલ્યા કરે છે એ પ્રત્યેક દ્વારે ચાર ચાર રસ્તાવાળી અને સુવર્ણ કમળોથી ભરેલી વાવો હોય છે. બીજા ગઢમા ઈશાન ખૂણે પ્રભુને વિશ્રામ લેવા એક દેવછંદ બનાવે છે. અંદરના પ્રથમ ગઢના પૂર્વદ્વારમા બે વૈમાનિક દેવો દ્વારપાળ થાય છે, દક્ષિણદ્વારમાં બે વ્યંતર દેવો દ્વારપાળ થાય છે, પશ્ચિમદ્વારમાં બે જ્યોતિષ્ક દેવો દ્વારપાળ થાય છે અને ઉત્તરદ્વારમાં બે ભુવનપતિ દેવો દ્વારપાળ થાય છે. બીજા ગઢના ચારે દ્વારે બન્ને બાજુએ ચારે નિકાયની જયા, વિજયા, અજિતા અને અપરાજિતા નામની બે બે દેવીઓ પ્રતિહારી થઇને ઉભી રહે છે. બહારના ગઢને ચારે દ્વારે તુંબરૂ, ખટ્વાંગધારી, મસ્તકમાલાધારી અને જટામુગટમંડિત નામના દેવો દ્વારપાળ થાય છે. એ સમવસરણની મધ્યમાં વ્યંતરો પ્રભુથી બારગણુ ઉંચુ ચૈત્યવૃક્ષ રચે છે. તે વૃક્ષની નીચે રત્નોની પીઠ અને પીઠ ઉપર મણિમય છંદક રચે છે. એ છંદકના મધ્યમા ચારે દિશા તરફ પાદપીઠ સહિત રત્ન સિંહાસન રચે છે અને તેના ઉપર ત્રણ ત્રણ ઉજ્જવળ છત્રોની રચના કરવામાં આવે છે. સિંહાસનની બંને બાજુએ બે બે યક્ષો ઉજ્જવળ ચામર હાથમા લઈ ઉભા રહે છે. ચારે દ્વાર ઉપર અદ્ભુત કાંતિસમૂહવાળુ ધર્મચક્ર સુવર્ણના કમળમાં રાખે છે. આવી રીતે સમવરણની રચના દેવતા કરે છે. ( ૧ ભાગ આદીશ્વર ચરિત્ર-પ્રથમ પર્વ, સર્ગ ત્રીજામાંથી લીધો છે. શ્લોક ૪૨૩-૪૫૮ નો સાર-જુઓ શ્રી જૈ. ધ. પ્ર. સભાનુ ભાષાંતર દ્વિતીયાવૃત્તિ પૃ. ૧૨૧-૩

થાય છે; જૈન માર્ગના ઉપદેશ કરનારને બંધુબુદ્ધિથી ગ્રહણ કરે છે અને જૈનધર્મમાં રહેલ બીજા લોકોને માટે અંતઃકરણપૂર્વક તેના ઉપર બહુમાન લાવે છે. આ સર્વ હકીકત જે લઘુકર્મી જીવો સન્માર્ગની નજીક આવ્યા હોય છે અને જેઓએ ગ્રંથિભેદ ન કર્યો હોય અથવા ગ્રંથિભેદ કરી જેઓ સમ્યગ્દર્શન પામવાની નજીક આવી ગયા હોય છે અને જેઓ કેટલાક વખત સુધી ભદ્રકભાવે વર્તતા હોય છે તેઓની છે. એટલે અહીં જે વાત કરવામાં આવી તે વિકાસક્રમમાં આગળ વધી ગ્રંથિભેદના પ્રદેશની નજીક આવી ગયેલાની તથા જેમણે ગ્રંથિભેદ કર્યો છે પણ હજી સમ્યકત્વ પામ્યા નથી તેમની છે એમ સમજવું. સમ્યક્ત્વ પ્રાપ્ત થતાં પહેલાં પ્રાણીની આવી દશા થાય છે એમ વિસ્તારથી જણાવવાનો અત્ર પ્રયત્ન કર્યો છે. સમ્યક્ત્વ વિમળા દશા સૂચવે છે, પણ તે પ્રાપ્ત થયા પહેલાં ચેતનની પ્રગતિ ઘણી થાય છે અને તે કેવી રીતે થાય છે તે આ નિષ્પુણ્યકના દૃષ્ટાન્તથી બરાબર વિચારવા યોગ્ય છે.

## ( ૧૨ )

## સુસ્થિત મહારાજની નજર.

ત્યારપછી સર્વ કલ્યાણના કારણભૂત પરમાત્માની નજર આ પ્રાણી ઉપર પડે છે તેને અંગે કથાનકમાં કહેલો દરિદ્રી ચેતના પ્રાપ્ત કરીને ઉપર કહ્યું તે પ્રમાણે વિચાર કરે છે ત્યારથી તે મહારાજની તેના ઉપર નજર પડી ત્યાંસુધીની હકીકત પર વિચારણા કરવાની છે. તેને માટે મૂળ કથાનકમાં કહેવામાં આવ્યું છે કે “એ નિષ્પુણ્યક દરિદ્રીને કાંઇક ચેતના પ્રાપ્ત થવાથી ઉપર પ્રમાણે પોતાના મનમાં તે વિચાર કરે છે, તે વખતે ત્યાં એક બનાવ બન્યો તે સાંભળો: આ સુંદર રાજમંદિરના સાતમા માળ ઉપર સર્વથી ઉપરની ભૂમિકાએ લીલામાં લીન થઇ સુસ્થિત મહારાજા બિરાજમાન થયા છે. ત્યાં બેઠા બેઠા પોતાની નીચે આવી રહેલ આખા નગરના લોકો જૂદા જૂદા વ્યાપાર કરી રહ્યા છે અને અનેક પ્રકારના આનંદોમાં મચી રહ્યા છે તે સર્વ એકી વખતે એક સાથે જોઇ રહ્યા છે. તે નગરની બહાર અથવા નગરમાં એવી કોઇ વસ્તુ કે એવો કોઇ ભાવ નથી કે જે સાતમી ભૂમિ ઉપર બેઠેલા પરમ ઐશ્વર્યવાળા સુસ્થિત મહારાજાની નજર બહાર હોય અથવા જેના ઉપર તેઓશ્રીની નજર ન પહોંચી શકતી હોય. અત્યંત બીભત્સ દેખાવવાળા, અનેક રોગોથી ભરેલા શરીરવાળા અને સારા માણસોને અત્યંત દયા ઉપજાવે તેવા તે વખતે મંદિરમાં દાખલ થયેલા નિષ્પુણ્યક દરિદ્રી ઉપર તે મહારાજાની નિર્મળ

નજર કરૂણાપૂર્વક પડી અને તેની દૃષ્ટિ પડવા માત્રથીજ તે દરિદ્રીનાં પાપ કેટલેક અંશે ધોવાઇ ગયાં.” આ સર્વ હકીકત આ જીવના સંબંધમાં બરાબર વિચારવી. અહીં પણ જ્યારે તેનાં કર્મ જરા હલકાં થાય છે અને ભદ્રક ભાવમાં વર્તતો આ પ્રાણી જ્યારે માર્ગસન્મુખ વધારે થતો જાય છે[૧] તે વખતે તેના સંબંધમાં યોગ્યપણાને લઇને પરમાત્માની તેના પર દૃષ્ટિ પડવારૂપ અતિ સુંદર બનાવ:બને છે. ત્યાં રાજમંદિરમાં સાતમા માળની સર્વથી ઉપરની ભૂમિકા ઉપર બેઠેલા, પોતાની નીચે આવી રહેલા „અદૃષ્ટમૂલપર્યન્ત ‘ નગરને સર્વ કળાથી યુક્ત સર્વ કાળે[૨] જોઇ રહેલા તેમજ તેની બહાર રહેલા [૩]દ્રવ્યને જોવામાં પણ સંપૂર્ણ શક્તિવાળા, નિરંતર આનંદવાળા અને લીલામાં મગ્ન મહાનરેન્દ્ર આવી રહેલા છે એમ બતાવ્યું છે તે નિરાકાર ( કર્મરહિત–શરીરરહિત ) અવસ્થામાં વર્તનારા પરમાત્મા ભગવાન્ શ્રીસર્વજ્ઞ દેવ સમજવા. તે પરમાત્મા આ મર્ત્યલોકની[૪] અપેક્ષાએ એક બીજાની ઉપર આવી રહેલા માળ જેવા સાત રાજ લોકરૂપ[૫] લોકપ્રાસાદના શિખર ઉપર રહેલા છે. સિદ્ધશિલાપર લોકાન્તે બિરાજમાન મહાત્મા સર્વજ્ઞ મહારાજ જૂદા જૂદા પ્રકારના તે નગરના વ્યાપાર સાથે સરખાવવા યોગ્ય આખા સંસારનો વિસ્તાર એકી વખતે જોઈ શકે છે એટલે આખા સંસારમાં શું થયું, થશે અને થાય છે તે બરાબર જ્ઞાનથી જાણી શકે છે, એટલું જ નહિ પણ ચૌદ રાજલોકની બહાર અલોકમાં રહેલ આકાશ દ્રવ્યને જોવાની પણ તેનામાં શકિત હોય છે, તેઓને લોકાલોકના સર્વ ભાવો પ્રત્યક્ષ કરનાર પાંચમું કેવળજ્ઞાન થયેલું હોવાથી તેઓ તે નગરના અને નગરી બહારના સર્વ ભાવો હાથમાં રહેલા આમળાની પેઠે જોઇ શકે છે. તેઓને અનંત વીર્ય હોવાથી અને સુખ સંપૂર્ણ અનુભવાતું હોવાથી તેઓ નિરંતર આનંદ કરતા જણાય છે અને તદ્રૂપ લીલામાં મગ્ન છે. સંસારમાં રહેલા

---

૧ તેનામાં માર્ગાનુસારીપણાના ગુણો વધારે વધારે આવતા જાય છે.

૨ અતીત, અનાગત અને વર્તમાન–સર્વ કાળના સર્વ ભાવો કોઈપણ વખતે જોઈ રહેલા. **સર્વજ્ઞપણાથી** આ પ્રમાણે બને છે.

૩ **અદૃષ્ટમૂલપર્યન્ત** તે આખો સસાર છે, તેની બહાર અલોકમાં માત્ર આકાશ દ્રવ્ય છે તેને જોવાની પણ સર્વજ્ઞની શકિત છે.

૪ મનુષ્ય વિગેરે રહે છે તે વચ્ચેનો **મર્ત્યલોક** અથવા **તીર્છાલોક** કહેવાય છે. મનુષ્ય વસ્તી અઢીદ્વીપમાં જ હોય છે

૫ રાજલોક: આ મર્ત્યલોક ઉપર સાત રાજલોક વૈમાનિક દેવોના નિવાસના છે અને તેને છેડે સિદ્ધશિલા આવી રહેલી છે, જે પરમાત્માનુ નિવાસસ્થાન છે. લોકનાલિકાનુ ચિત્ર જોવાથી આ સ્પષ્ટ સમજાશે

પ્રાણીઓ સાથે અથવા તેઓને ભોગે આનંદ ભોગવવો એ પરમાર્થથી વિડંબનારૂપ હોવાને લીધે એવો આનંદ તે આનંદ નથી અને તેને ભોગવનાર સંપૂર્ણ આનંદનું સ્વરૂપ સમજતા નથી. આ ભગવાન્ પોતાના અચિંત્ય વીર્યથી પોતામાં રહેલા સુખનો અનુભવ કરે છે અને તેના વિલાસમાં આનંદ પામે છે.

**ભગવાનની કૃપા.**

એવા મહાત્મા સર્વજ્ઞ મહારાજે અનેક રોગોથી પીડાતા અને બીભત્સ દર્શનવાળા પેલા નિષ્પુણ્યક દરિદ્રીને કરૂણાપૂર્વક જોયો, તેવી રીતે આ પ્રાણી પણ પોતાની તથાભવ્યતા પાકી જવાથી આગળ પ્રગતિ કરે છે અને ઉન્નતિના માર્ગપર આગળ આગળ પ્રયાણ કરતો જાય છે, ત્યારે તેના ઉપર પણ ભગવાનની કૃપા[1] થાય છે, કારણ કે ભગવાનની કૃપા વગર માર્ગાનુસારીપણું પણ પ્રાપ્ત થતું નથી. આ મહાત્માની કૃપા હોય તોજ ભાવપૂર્વક ભગવાનમાં બહુમાન થાય છે, તે વગર થતું નથી; કારણ કે આ બાબત કર્મનો ક્ષય અથવા ઉપશમ અથવા તો તેવા બીજા હેતુઓ મુખ્ય ભાગ ભજવી શકતા નથી. પ્રગતિ કરવા માટે કર્મના ક્ષય અથવા ઉપશમની જરૂર છે, પણ તેથી થયેલ વિકાસ ટકી શકતો નથી, એટલે વાસ્તવિક રીતે તેવી ઉપર ઉપરની પ્રગતિ કામની નથી, જ્યારે ભગવાનની કૃપા થાય ત્યારેજ ખરો વિકાસ થાય છે. આ હકીકત લક્ષ્યમાં રાખીને આ પ્રાણી ઉપર ભગવાને વિશેષે કરીને નજર નાખી—દૃષ્ટિ કરી એ પ્રમાણે હકીકત ઉપરની કથામાં કહી છે. એ પરમાત્મા-પરમેશ્વરમાં અચિંત્ય શક્તિ હોવાને લીધે અને અન્ય ઉપર ઉપકાર કરવાનું તેઓને તાન લાગેલું હોવાથી આ પ્રાણીની મોક્ષ સન્મુખ અથવા મોક્ષ પ્રાપ્ત કરવાની પ્રવૃત્તિનું પરમ કારણ તેઓ જ છે એમ લક્ષ્યમાં રાખવું. આ પરમાત્માનું નિરાકાર સ્વરૂપ પણ આખા જગતના સર્વ જીવોનું કલ્યાણ કરી શકે એટલી શક્તિવાળું છે, એટલે તેઓ રૂપ રહિત છે છતાં તેના આલંબનથી સર્વ પ્રાણી ભાવપૂર્વક મોક્ષે જઈ શકે એ બરાબર હકીકત છે, તોપણ તે પ્રાણીનું ભવ્યત્વ, કર્મ, કાળ, સ્વભાવ અને નિયતિ વિગેરે [2]કાર-

---

૧ ભગવાનની કૃપાઃ મૂળમા શબ્દ ભગવદનુગ્રહ છે, 'આ ભગવાન ઈષ્ટ દેવ છે.' એવો આંતરિક અભિપ્રાય. જ્યા જ્યા 'ભગવાનની કૃપા' શબ્દો આવે ત્યા આ અર્થ સમજવો.

૨ પાંચ સમવાયી કારણ કહેવાય છે. કાળ (સમય, વખત), સ્વભાવ, નિયતિ (ભવિતવ્યતા), કર્મ અને ઉદ્યોગ (પુરૂષાર્થ). આ પાચે કારણો એકઠા થાય ત્યારે જ કોઈ પણ કાર્ય બને છે. સર્વ પ્રાણીઓનો એક સાથે મોક્ષ થઇ શકતો નથી તેનુ અત્ર કારણ બતાવ્યું. પ્રભુની કૃપા તો સર્વને મોક્ષ લઈ જાય તેવી છે, પણ

રણોની અપેક્ષાપૂર્વક નિરાકાર રૂપ જગત્ ઉપર ઉપકાર કરવામાં પ્રવૃત્ત થાય છે તેથી એક સાથે સર્વ પ્રાણીઓ મોક્ષ જઇ શકતા નથી. જે પ્રાણીનાં કાળ સ્વભાવ વિગેરે કારણો પરિપાક દશાને પામે તે જ પ્રાણી આગળ વધે છે અને તેના ઉપર ભગવાનની દૃષ્ટિ પડે છે. જે જીવનું કલ્યાણ થવાનું હોય છે અને જે ભદ્રકપરિણામી હોય છે તેના ઉપર જ તેટલા માટે ભગવાનની દૃષ્ટિ-નજર પડે છે એમ હકીકત કહી છે તે હકીકત આગમાનુસાર સમજવી.

## ( ૧૩ )

## ધર્મબોધકરની વિચારણા.

" એ સુસ્થિત મહારાજે રસોઇ ખાતાના ( રસોડાના ) ઉપરી તરીકે ધર્મબોધકર નામના રાજસેવકની નિમણુક કરેલી છે, તેણે તે વખતે તે દરિદ્રી ઉપર મહારાજાની કૃપાદૃષ્ટિ થઈ છે એમ જોયું. " આ પ્રમાણે અગાઉ કથાપ્રસંગમાં કહેવામાં આવ્યું છે. ધર્મનો બોધ કરવામાં તત્પર હોવાથી ધર્મબોધકરના:નામને યોગ્ય એવા મને માર્ગનો ઉપદેશ કરનાર આચાર્ય મહારાજે મારા ઉપર પરમાત્માની કૃપા-નજર થતી જોઇ-એમ તે હકીકત ઉપરથી સમજવું. જે મહાત્મા યોગીઓનો આત્મા વિશુદ્ધ ધ્યાનથી નિર્મળ થયેલ હોય છે અને જેઓનું મન હમેશાં પારકાનું હિત સાધવા તરફ લાગેલું હોય છે તેઓ દેશકાળથી દૂર રહેલા પ્રાણીની ભગવદવલોકનની યોગ્યતા પણ જાણી શકે છે.[1] છદ્મસ્થાવસ્થામા છતાં પાસે રહેલા પ્રાણીઓની યોગ્યતા તો જેઓની બુદ્ધિ જૈન આગમથી વિશુદ્ધ થયેલી હોય છે તેઓ પણ કહી શકે છે.[2] આ પ્રમાણે જ્યારે સામાન્ય શ્રુતજ્ઞાની પણ યોગ્યતા અયોગ્યતા માટે ઉપયોગ પૂર્વક વિચાર કરી નિર્ણય આપી શકે છે, તોપછી વિશેષજ્ઞાની માટે તો શી વાત કરવી ? મને ઉપદેશ દેનાર આચાર્ય મહારાજ તો વિશિષ્ટ જ્ઞાનવાળા હતા, કારણ કે ભવિષ્યમાં મારા સંબંધમાં બનનારો સર્વ બનાવ તેઓ અગાઉથી જાણી ચૂક્યા હતા. એમણે જાણેલો કેટલોક વૃત્તાંત તો મેં જાતે અનુભવ્યો છે તેથી એ સર્વ વાત મારા મનમાં સિદ્ધ થયેલી છે.

---

બીજા સમવાયી કારણોની મોક્ષ જવામા અપેક્ષા રહે છે એ ધ્યાનમા રાખવુ. શાશ્વત ભાવ સિદ્ધોનો અને ગુણોનો આવશ્યક નિર્યુક્તિમા બતાવ્યો છે તે અહીં સ્પષ્ટ કર્યો છે. આનદઘન મહારાજ પણ સિદ્ધને વર્ણવતાં છેવટે કહે છે કે " શાશ્વત ભાવ વિચારકે, પ્રાણી એેલો અનાદિ અનત; નિશાની કહા બતાવુ રે " સિદ્ધનુ ઉપકારીપણુ શાશ્વત ભાવને લઇને છે.

૧ **છદ્મસ્થ**-છદ્મ એટલે ઘર. સસારદશામા રહેલા. કેવલ્યજ્ઞાન ન થાય ત્યાં સુધીની અવસ્થાને છદ્મસ્થદશા કહેવામા આવે છે.

૨ બહુશ્રુત હોય તે શ્રુતજ્ઞાનના ઉપયોગથી કહી શકે છે.

"તે વખતે તે ( ધર્મબોધકર મંત્રી ) કાંઇક આશયપૂર્વક વિચારવા લાગ્યા કે 'અહો ! હું શું અદ્‌ભુત નવાઇ ઉપજાવે તેવી હકીકત જોઉં છું ! જેના ઉપર આ રાજાની દૃષ્ટિ ખાસ કરીને પડે છે તે તુરતજ ત્રણ લોકનો રાજા થઇ જાય છે અને આ નિષ્પુણ્યક તો ભિખારી છે, રાંકડો છે, આખા શરીરે રોગથી ભરેલો છે, લક્ષ્મીને અયોગ્ય છે, મૂર્ખ છે અને આખા જગતને અનેક પ્રકારના ઉદ્વેગ કરાવે તેવો છે. એવા દીન-રાંક ઉપર મહારાજાની દૃષ્ટિ પડી તે આગળ પાછળનો વિચાર કરતાં કેમ બેસતું આવી શકે ? એવાના તરફ પરમાત્મા નજર કેમ કરે ? " વિશેષમાં તેને વિચાર થવા લાગ્યો કે અત્યંત કમનશીબ માણસોનાં ઘરમાં અમૂલ્ય રત્નની વૃષ્ટિ થતી નથી, ત્યારે અહીં આ પ્રમાણે કેમ બન્યું હશે ? " એમ તેને વિચાર કરતાં આપણે કથા-પ્રસંગમાં જોયા, તેવી રીતે આ જીવના સંબંધમાં વિશુદ્ધ ધર્મ બતાવનાર આચાર્યમહારાજના મનમાં વિચાર થાય છે તેની યોજના આ પ્રમાણે કરવી. પ્રથમ અવસ્થામાં વર્તતા આ જીવને ભારે કર્મો લાગેલાં હોવાથી તે સર્વ પ્રકારનાં હિંસાદિ પાપો કરતો હોય છે, સર્વ પ્રકારનાં અસભ્ય અને ખોટાં વચનો બોલતો હોય છે, રૌદ્ર ધ્યાન આખો વખત કર્યા કરતો હોય છે, તેજ જીવ એકાએક સારા નિમિત્તને પામીને સારા વર્તનવાળો, સત્ય અને પ્રિય બોલનારો અને શાંત ચિત્તવાળો દેખાવા લાગે છે, તે વખતે આગળ પાછળનો લાંબો વિચાર કરનાર ચતુર પુરૂષના મનમાં સાધારણ રીતે વિચાર થાય છે કે-કોઇ પણ શુભ ધર્મને સાધી આપનારી આવી સુંદર મન વચન કાયાની પ્રવૃત્તિ ભગવાનની કૃપા વગર કોઇ પ્રાણીની થતી નથી અને અમે આ પ્રાણીની મન વચન કાયાની પ્રવૃત્તિ તો આ ભવમાંજ અતિ અધમ જોઈ છે, તેથી આ બાબતમાં આગળ પાછળનો વિચાર કરતાં ઘણો વિરોધ દેખાઈ આવે છે ! વળી તેમને એવો પણ વિચાર થાય છે કે એવા પાપથી હણાયલા પ્રાણી ઉપર ભગવાનની કૃપા કેવી રીતે થઇ કે હોઇ શકે ? કારણ કે ભગવાનની કૃપા એક વખત થઇ તો પછી તે પ્રાણીને મોક્ષ અપાવીને થોડા વખતમાં તેને ત્રણ ભુવનનો નાથ બનાવી દે છે; તેટલા માટે ભગવાનની કૃપા આ પ્રાણી ઉપર થઇ હોય અથવા ભગવાને તેના ઉપર નજર કરી હોય એ વાત તો સંભવતી નથી. વળી એવો પણ વિચાર થાય છે કે આ પ્રાણીમાં હાલ જે મન વચન કાયાની થોડી થોડી સુંદર પ્રવૃત્તિ દેખાય છે તેનું બીજું કાંઇ કારણ

ધર્મબોધકરને શંકા.

ન હોવાથી ભગવાનની તેના ઉપર સુંદર નજર પડી હોય એમ માનવાનો નિશ્ચય પણ થઇ શકે છે. આવી રીતે સંદેહને દૂર કરવાનું એક કારણ તો મળી જાય છે તોપણ હજુ " આ કેવી નવાઇ જેવી બાબત છે ? " એવા એવા વિચારો મનમાં આવ્યા કરે છે.

દૃષ્ટિપાતનાં કારણો.

આવી રીતે વિચાર કરતાં અને તેનો સાર શોધતાં ધર્મબોધકરે નિશ્ચય કર્યો કે, મહારાજ રાજરાજેંદ્ર શ્રીસુસ્થિત મહારાજની આ ભિખારી ઉપર નજર પડવાનાં બે કારણો સંભવે છે, તેથી તે રંક ઉપર ઐશ્વર્યવાળી સુસ્થિત મહારાજની દૃષ્ટિ પડી છે એમ નિર્ણય થઇ શકે છે તે યુક્તિયુક્ત છે. સારી રીતે બરાબર પરીક્ષા કરીને દાખલ કરનાર સ્વકર્મવિવર દ્વારપાળે તેને અહીં પ્રવેશ કરાવ્યો છે અને તેથી તે મહારાજાની વિશેષ દૃષ્ટિ અને કૃપાને યોગ્ય છે તે પ્રથમ કારણ છે. બીજું આ રાજમંદિર જોઇને જેને મનમાં આનંદ થાય છે તે પ્રાણી મહારાજાને બહુ વહાલો લાગે છે એમ તો અગાઉથી નક્કી કરી રાખેલું છે. આ રંક જીવને રાજ્યભુવન દેખવાથી બહુ આનંદ થયો હોય એમ જણાય છે, કારણ કે તેની આંખો અનેક રોગોથી ભરપૂર હોવા છતાં આ રાજ્યભુવનના દર્શનથી દરેક ક્ષણે ઉઘડે છે, ઉંચી નીચી થાય છે, તેનું બીભત્સ દેખાવવાળું મુખ પ્રભુકૃપાની સંપત્તિથી સુંદર થયેલું જણાય છે અને ધૂળથી ખરડાયલાં સર્વ અંગો અને [1]ઉપાંગો રોમરાય વિકસ્વર થવાથી પુલકિત[2] થયેલાં દેખાય છે. આ સર્વ બાબતો અંદરના હર્ષ–આનંદ વગર બની શકતી નથી, તેથી રાજભુવન તરફ પક્ષપાતરૂપ રાજેંદ્ર દૃષ્ટિપાતનું બીજું કારણ છે. ( એક સ્વકર્મવિવર દ્વારપાળે તેને અહીં પ્રવેશ કરાવ્યો છે તે અને બીજું તેના પોતાના મનમાં સર્વજ્ઞમંદિર તરફ પ્રમોદ થયો છે તે–આ બન્ને કારણોને લઇને મહારાજાની તેના ઉપર દૃષ્ટિ પડી છે એમ ધર્મબોધકર મંત્રીશ્વરે નિશ્ચય કર્યો. ) આવી રીતે શુદ્ધ ધર્માચાર્યો પણ આ જીવના સંબંધમાં વિચાર કરે છે તે આ પ્રમાણે:–વિચારપૂર્વક જ્યારે આ જીવ ઉપર તેઓ લક્ષ્ય આપે છે ત્યારે તેમને જણાય છે કે આ પ્રાણીનાં કર્મે વિવર આપ્યું છે તેથી ભગવાનનું શાસન પ્રાપ્ત કરીને તેને મનમાં આનંદ બહુ થયો છે, તેથી વારંવાર આંખો ઉઘાડવા મીંચવારૂપ જીવ અજીવ આદિ પદાર્થો તરફ જિજ્ઞાસાબુદ્ધિથી તે નજર કરે છે, શાસ્ત્રના થોડા પદાર્થો સમજવામાં આવતાં સુંદર મુખાકૃતિરૂપ સંવેગ ત બતાવે છે

૧ ઉપાંગો: અવયવો–શરીરવિભાગો.

૨ પુલકિત: શરીરપર લાગણી થતાં રોમ ઊભા થઈ આવે છે તે

અને ધૂળથી ખરડાયલાં અંગોમાં રોમાંચના આકારને ધારણ કરનાર સુંદર અનુષ્ઠાનની થોડી થોડી પ્રવૃત્તિ તેનામાં દેખાય છે, તેથી ભગવાનની સુંદર દૃષ્ટિ તેના ઉપર પડી છે એમ નિશ્ચય થાય છે.[1] આ પ્રમાણે ધર્માચાર્યને આ જીવના સંબંધમાં નિર્ણય કરવામાં પણ ઉપર જણાવ્યાં તે જ બન્ને કારણો સાધનભૂત છે, એટલે કે સ્વકર્મે આપેલ વિવર અને ભગવાનના શાસન તરફ પક્ષપાત અથવા તેના તરફ મનનો પ્રસાદ એ બન્ને કારણોને લઇને પ્રાણી શાસનસન્મુખ થાય છે.

**પ્રગતિ નિર્ણય.**

ત્યારપછી તે ધર્મબોધકર મંત્રીએ આ જીવના સંબંધમાં વિચાર્યું કે "આટલા ઉપરથી એમ લાગે છે કે જો કે એ દરિદ્રી ભિક્ષુકનો આકાર ધારણ કરે છે, પરંતુ હમણાં તેના ઉપર મહારાજાની કૃપાદૃષ્ટિ થઇ છે તેથી તે વખતના વહેવા સાથે વસ્તુપણાને પામી જશે." આ પ્રમાણે દરિદ્રીના કથાપ્રસંગમાં કહેવામાં આવ્યું છે. તેવીજ રીતે ધર્માચાર્યો પણ ભગવાનની નજર આ જીવ ઉપર પડી છે એમ નિશ્ચય કરીને ત્યારપછી આગામી કાળે ઉત્તરોત્તર પ્રગતિ થતાં છેવટે તેનું પરમ કલ્યાણ થશે એવો તેના સંબંધમાં સંદેહ વગરનો નિર્ણય કરે છે; તેઓને આ જીવ હવે પોતાના આત્માની પ્રગતિ કરી આગળ વધી અંતે સર્વ દુઃખથી નિવૃત્ત થવાના માર્ગપર આવી ગયો છે એ બાબતમાં જરા પણ શંકા રહેતી નથી.

**પ્રાણી તરફ કરૂણા.**

"આ પ્રમાણે વિચાર કરીને તે ધર્મબોધકર કામદાર પેલા દ્રમક ઉપર કરૂણા કરવામાં તત્પર ચિત્તવાળા થયા. લોકોમાં વાસ્તવિક રીતે કહેવાય છે કે 'યથા રાજા તથા પ્રજા.' રાજાનું જેવું વર્તન એક પ્રાણીના સંબંધમાં થાય તેવું સાધારણ રીતે પ્રજાનું પણ તેના તરફ થઇ જાય છે." આ પ્રમાણે અગાઉ દરિદ્રીના દૃષ્ટાન્તમાં કહેવામાં આવ્યું છે, તે પ્રમાણે વિશુદ્ધ ધર્મનો ઉપદેશ કરનાર આચાર્ય મહારાજ જ્યારે જુએ છે કે પરમાત્માની આ પ્રાણી ઉપર કૃપા થઇ છે ત્યારે તેઓ પોતે પરમાત્માની આરાધના કરવાના કાર્યમાં તૈયાર હોવાથી આ પ્રાણી તરફ કરૂણાભાવથી જુએ છે. ભગવાનની જેના ઉપર મીઠી

---

૧ અહીં આંખો ઉઘાડવા મીચવાને 'તત્ત્વજિજ્ઞાસા' સાથે સરખાવેલ છે, સુંદર મુખાકૃતિને 'સંવેગ' (વૈરાગ્ય) સાથે સરખાવેલ છે અને રોમાંચને સદ-નુષ્ઠાન સાથે સરખાવેલ છે, તે ત્રણે અનુક્રમે સદ્દજ્ઞાન, સદ્દર્શન અને સમ્યક્ચારિત્રનો વિષય છે અને सम्यग्ज्ञानदर्शनचारित्राणि मोक्षमार्गः એ પ્રસિદ્ધ હકીકત છે.

દૃષ્ટિ થઇ હોય તેના તરફ કરૂણાભાવ દેખાડવો એ તેઓના સંબંધમાં ભગવાનની આરાધના જ છે.

ત્યારપછી નિષ્પુણ્યકના કથાપ્રસંગે કહેવામાં આવ્યું છે કે "આવી રીતે વિચાર કરીને તેના ઉપર આદરભાવ લાવી ધર્મબોધકર મંત્રી તેની નજીક ગયા અને 'આવ, આવ, તને ( ભિક્ષા ) આપીએ'–એ પ્રમાણે કહેવા લાગ્યા." તેની આ જીવના સંબંધમાં આવી રીતે યોજના કરવી:–અગાઉ બતાવેલી હકીકત પ્રમાણે અનાદિ સંસારમાં રખડતાં જ્યારે આ જીવની ભવિતવ્યતા પાકી જાય છે, તેનાં કિલષ્ટ ( આકરાં ) કર્મો જ્યારે લગભગ નાશ પામવા જેવાં થઇ જાય છે, માત્ર તેમાંથી થોડાંજ બાકી રહે છે, તે બાકી રહેલાં કર્મો પણ માર્ગ આપે છે, મનુષ્યભવ વિગેરે સુંદર સામગ્રી તેને મળી આવે છે, ને સર્વજ્ઞશાસનનું દર્શન કરે છે, તે શાસન અતિ સુંદર છે એવો તેના મનમાં નિર્ણય થાય છે, પદાર્થનું જ્ઞાન મેળવવાની પ્રબળ ઇચ્છા થાય છે અને જ્યારે તેને સારાં કર્મો ( પુણ્યકાર્ય ) કરવાની કાંઇક બુદ્ધિ થઇ હોય છે–આવે વખતે આવા સુંદર ભદ્રક ભાવમાં વર્તતાં જો કે સહજ પાપકળાઓ હજુ પણ વર્તતી હોય છે તોપણ તેના ઉપર તીવ્ર કરૂણા લાવીને તેનામાં વિશુદ્ધ માર્ગપર આવી જવાની યોગ્યતા છે એમ નિર્ણય કરી આચાર્ય મહારાજ અથવા ઉપદેશકો તેની સન્મુખ થાય છે. એવા મહાત્માઓ જુએ છે કે આ પ્રાણી હજુ પાપકર્મો આચરે છે, તોપણ તેની વૃત્તિ માર્ગસન્મુખ થઇ ગઇ છે અને ભગવાનની તેના ઉપર કૃપા થઇ છે. આથી એવા જીવ પર કરૂણા લાવીને ધર્માચાર્યો તેની સન્મુખ થાય છે. એ ભાવને અહીં ધર્મબોધકર દરિદ્રી સન્મુખ જાય છે તેની સાથે સરખાવવો. ત્યારપછી કૃપા લાવીને આચાર્ય તેને આ પ્રમાણે કહે છે "હે ભદ્ર ! આ લોક[1] "અકૃત્રિમ[2] છે. કાળ અનાદિ અનંત છે. આપણો આત્મા શાશ્વત "છે, અવિનાશી છે. આ આત્માને સંબંધે સંસારનો આખો પ્રપંચ "કર્મનો કરેલો છે. પ્રવાહથી આત્માનો અને કર્મનો સંબંધ અનાદિ

ભિક્ષા આપવાની સન્મુખતા.

---

૧ લોક: વિશ્વ

૨ **અકૃત્રિમ:** કોઇનો બનાવેલો નહિ તેવો. દુનિયા કોઇએ બનાવી નથી, બનાવી શકાય તેવી પણ નથી, બનાવવાની કોઈ જરૂર હોય તેમ પણ નથી, બનાવવાનુ કારણ પણ નથી, સાધનો પણ નથી, અને તેવી ઇચ્છા કરવાનુ સંભવિત પણ નથી.

ભિક્ષાદાન-તત્ત્વાનુસંધાન.

"છે અને મિથ્યાત્વ અવિરતિ કષાય અને યોગ કર્મ-
"બંધના કારણો છે. સંસારપ્રપંચને ઉત્પન્ન કરનાર કર્મ
"બે પ્રકારનાં છે. કુશળરૂપ અને અકુશળરૂપ અથવા
"શુભ અને અશુભ. તેમાં કુશળરૂપ શુભ કર્મો તે
"પુણ્ય અથવા ધર્મ કહેવાય છે અને અકુશળરૂપ અશુભ કર્મો
"પાપ અથવા અધર્મ કહેવાય છે. પુણ્યના ઉદયથી પ્રાણીને સુખનો
"અનુભવ થાય છે, પાપના ઉદયથી પ્રાણીને દુઃખનો અનુભવ થાય છે;
"ઓછાં વધતાં પાપ અને પુણ્યના અનંત ભેદો થાય છે અને તેવા
"જૂદા જૂદા ભેદથી પ્રાણી અધમ મધ્યમ ઉત્તમ વિગેરે અનંત પ્ર-
"કારનાં રૂપો પામે છે. આ પ્રમાણે હોવાથી આ વિચિત્ર સ્વરૂપવાળો
"આખો સંસારપ્રપંચ કર્મજનિત છે." વિશુદ્ધ ધર્મના ઉપદેશક ધર્માચાર્યનાં આવાં વચનો સાંભળીને પૂર્વકાળની અનાદિ કુવાસનાઓને લીધે આ પ્રાણીને અત્યાર સુધી જે અનેક પ્રકારના કુવિકલ્પો થયા કરતા હોય છે: જેવા કે [1]આ જગત્ ઇંડામાંથી ઉત્પન્ન થયું હશે[2] ? કે તેને ઇશ્વરે બનાવ્યું હશે[3] ? કે બ્રહ્માએ તેને કર્યું હશે[4] ? અથવા તે પ્રકૃતિનો વિકાર[5] છે ? અથવા તે દરેક ક્ષણે નાશ પામનારૂં[6] હશે ? વળી પાંચ સ્કંધરૂપ[7] આ જીવ પંચ મહાભૂતમાંથી ઉત્પન્ન થયો હશે[8] ? અથવા તો જ્ઞાનમાત્રજ[9] છે કે આ સર્વ શૂન્ય[10] છે ? કર્મ

૧ દરેક દર્શનમાં જીવ, જગત્ અને ઇશ્વર એ ત્રણે પ્રશ્નો ખાસ મુદ્દાના હોય છે. આ સંબંધમાં ષડ્દર્શનસમુચ્ચય ગ્રંથ વાંચવો. સાધારણ સમજણ માટે જુઓ 'આનંદઘન પદ્યરત્નાવલી–પ્રથમ ભાગ' પૃષ્ઠ ૩૮૭ થી ૪૧૦.

૨ ઇંડામાંથી જગતની ઉત્પત્તિ **પુરાણમાન્યતા** પ્રમાણે છે એને સ્માર્તમત કહેવામાં આવે છે.

૩ ઈશ્વરકૃત સૃષ્ટિનો વિચાર **સેશ્વર સાંખ્ય** અને **જૈમિનીય** દર્શનનો છે.

૪ બ્રહ્માકૃત ઇશ્વરનો વિચાર **પુરાણમાન્યતા** પ્રમાણે છે. દ્વૈતના સર્વ પ્રકારોનો અહીં સમાવેશ થાય છે.

૫ આ જગત્ પ્રકૃતિનો વિકાર છે એમ **સાંખ્ય** દર્શન માને છે.

૬ દરેક ક્ષણે નાશ પામવાની માન્યતા **સૌત્રાંતિક બૌદ્ધ દર્શનની** છે.

૭ રૂપ, વેદના, વિજ્ઞાન, સંજ્ઞા અને સંસ્કાર આ **પાંચ સ્કંધ** બૌદ્ધો માટે છે. (જુઓ આ સર્વ હકીકત માટે આનંદઘન પદ્યરત્નાવલી–પૃષ્ઠ ૩૯૧ )

૮ પંચ ભૂતમાંથી ઉત્પન્ન થઈ તેમાં મળી જવાની માન્યતા **ચાર્વાક** મતની છે. પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને આકાશ એ પંચ ભૂત છે

૯ જ્ઞાન માત્ર જગત્‌ની માન્યતા **યોગાચાર્ય બૌદ્ધ દર્શનની** છે.

૧૦ શૂન્ય ભાવ બૌદ્ધનો એક **માધ્યમિક** નામનો પ્રકાર છે આ છેલ્લા બે અભિપ્રાયો બૌદ્ધ મતના છે.

એવી કોઇ વસ્તુ હશે કે નહિજ હોય[1] ? કે મહેશ્વરને લીધે આ સર્વ જૂદાં જૂદાં રૂપો ધારણ કરે છે[2] ?–આવા આવા અનેક પ્રકારના વિકલ્પો તેના મનમાં થયાં કરતા હોય છે તે ભયંકર રણસંગ્રામમાં બળવાન્ શત્રુસમૂહને જોઇને જેમ બીકણ મનુષ્યો નાસી જાય છે તેમ ( તે સર્વ કુવિકલ્પો ) દૂર હઠી જાય છે. એ વખતે આ જીવની ખાતરી થાય છે કે આ મહાત્મા ધર્માચાર્ય જે વાતો મને કહે છે તે સર્વ ખરેખરી છે અને સત્યાસત્યની પરીક્ષા કરવામાં તેઓ મારાથી વધારે શક્તિવાળા છે અને વસ્તુનું ખરૂં સ્વરૂપ તેઓ જ જાણે છે. આ પ્રમાણે હકીકત બની તે વખતે કથાપ્રસંગમાં જણાવ્યું હતું તે પ્રમાણે " તે વખતે પેલા નિષ્પુણ્યકને અનેક પ્રકારની પીડા કરવા માટે તોફાની છોકરાઓ પાછળ પડ્યા હતા તે ધર્મબોધકરને દેખીને તરત નાસી ગયા. " તે હકીકતની પણ અહીં યોજના થઇ ગઇ, કારણ કે મનમાં સાચા ખોટા વિકલ્પો થયા કરે છે તે તોફાની છોકરાઓ સમજવા. એ કુવિકલ્પો આ જીવને અનેક પ્રકારનો ત્રાસ આપે છે અને ગુરૂ મહારાજના શુભ યોગ અને સંબંધથી તે કુવિકલ્પો દૂર થઇ જાય છે. એવી રીતે સર્વ કુવિકલ્પો જ્યારે નાશ પામી જાય અને જ્યારે ગુરૂ મહારાજનાં સુંદર વચનો સાંભળવાની ઇચ્છાથી પ્રાણી સન્મુખ થાય ત્યારે એવા ધર્માચાર્ય ગુરૂમહારાજ કે જેઓ પારકાનું હિત કરવામાં આનંદ લેનારા છે તેઓ શુદ્ધ માર્ગનો ઉપદેશ આપી આ પ્રાણીને

ધર્મનો શુદ્ધ ઉપદેશ.

કહે છે કે " ભદ્ર ! સાંભળ. સંસારમાં રખડતાં " આ જીવનો જો ખરેખર પ્રેમાળ[3] અંતઃકરણવાળો " પિતા કોઇ હોય તો તે ધર્મ જ છે, ધર્મ જ " અત્યંત સ્નેહથી ભરેલ માતા છે, પોતાના હૃદયના " વિચારથી જરા પણ ભિન્ન ભાવ ( જૂદાઇ ) ન બતાવે તેવો ધર્મજ " ખરેખરો ભાઈ છે, એ ધર્મ જ એક સરખો સ્નેહ રાખનારી ભાઇને " ' ખમા ' કહેનારી બહેન છે, ધર્મ જ સર્વ સુખોની ખાણ જેવી " પતિમાં અત્યંત પ્રેમ રાખનાર અનુરક્ત અને ગુણવાન્ ભાર્યા " છે, ધર્મ જ વિશ્વાસનું સ્થાન, સર્વદા એક સરખા રસથી પ્રીતિ " રાખનાર, અનુકૂળ અને સર્વ કળામાં કુશળ મિત્ર છે. ધર્મ જ

૧ આ **ચાર્વાક–નાસ્તિક**નો મત છે. તેને **લોકાયતીક** પણ કહે છે.

૨ આ મતનુ નામ **ઔલૂક્ય દર્શન** કહેવાય છે

૩ પિતાને પોતાના પુત્ર ઉપર જેમ અત્યંત વાત્સલ્યભાવ રહે છે તેમ આ જીવ તરફ પિતા તુલ્ય ધર્મ વર્તે છે. આ પ્રમાણે માતા, સ્ત્રી, પુત્ર આદિ સર્વ સાથે યોજના કરવી. એમાં પિતા, પુત્ર, માતા, સ્ત્રી, મિત્ર વિગેરેની ફરજો પણ આડકતરી રીતે જણાવી દીધી છે.

" દેવકુમાર જેવી સુંદર આકૃતિ ધારણ કરનાર અને મનને અત્યંત
" આનંદ આપનાર પુત્ર છે, ધર્મજ શીળરૂપ સૌંદર્ય ગુણે કરીને
" જયપતાકા મેળવનારી અને કુળની ઉન્નતિ કરનારી પુત્રી છે, ધર્મ જ
" સદાચરણી બંધુવર્ગ છે, ધર્મ જ વિનયી પરિવાર[1] છે. ધર્મજ રાજ્ય
" છે, ધર્મજ ચક્રવર્તીપણું છે, ધર્મ જ દેવપણું છે, ધર્મજ ઇંદ્રપણું છે,
" ધર્મ જ જરા મરણના વિકારથી રહિત, વજ્રના આકારને ધારણ કર-
" નાર અને સુંદરતામાં ત્રણ ભુવનને હસી કાઢનાર શરીર છે, ધર્મ જ
" સર્વ શાસ્ત્રોના અર્થરૂપ શુભ શબ્દોને ગ્રહણ કરવામાં ચતુર કાન છે,
" ધર્મ જ ત્રણ ભુવનને જોવા સમર્થ કલ્યાણદર્શી આંખો છે, ધર્મ જ
" મનને પ્રમોદ કરાવનાર અમૂલ્ય રત્નના ઢગલા છે, ધર્મ જ ચિત્તને
" આલ્હાદ ઉત્પન્ન કરનાર અને વિષઘાતાદિ આઠ ગુણને ધારણ કર-
" નાર સોનાનો [2]ઢગલો છે, ધર્મ જ શત્રુને હરાવવામાં પ્રવીણ ચતુ-
" રંગ સેના છે, ધર્મ જ અનંત રતિસાગરમાં અવગાહન કરાવનાર
" વિલાસસ્થાન છે; વધારે શું કહેવું ? અનંત કાળ પર્યંત કોઈપણ
" પ્રકારના અંતરાય વગર એકાંત સુખને પ્રાપ્ત કરાવનાર ધર્મ જ છે.
" તેવા સુખને પ્રાપ્ત કરવાનું બીજું કોઇ પણ કારણ નથી."

**વિશેષ ઉપદેશ.**

મધુર બોલનાર મહાત્મા ધર્માચાર્ય એ પ્રમાણે ઉપદેશ આપે છે ત્યારે આ પ્રાણીનું ધ્યાન કાંઇક ભગવાન્ તરફ ખેંચાય છે અને તેથી તે પોતાની આંખો કાંઈક ઉંચી કરે છે, મ્હોં ઉપર પ્રસન્નતાનાં ચિહ્નો બતાવે છે, રાજકથા, સ્ત્રીકથા આદિ નકામી વાતોના વિક્ષેપો તજી દે છે અને કોઇ વખત હૃદયમાં શુભ ભાવ આવવાથી સુખેથી હસે છે, હાથે ચપટી વગાડે છે—આવી રીતે આ પ્રાણીને ધર્મની બાબતમાં કાંઇ કાંઇ રસ પડવા માંડ્યો છે એવી ધર્માચાર્યને ખબર પડતાં તેઓ વળી આ પ્રમાણે આગળ કહે છે:—

" ભાઇ ! ઉપર મેં જે ધર્મની આટલી બધી પ્રશંસા કરી તે
" ધર્મ ચાર પ્રકારનો છે. દાનમય, શીલમય, તપમય અને ભાવના-
" મય. ભાઇ ! જો તને સુખ મેળવવાની બહુ ઇચ્છા હોય તો એ ચારે
" પ્રકારનો ધર્મ તારે કરવા યોગ્ય છે. તું યોગ્ય પાત્રને તારી શક્તિ
" પ્રમાણે દાન આપ (દાન), સર્વ પાપોને તું છોડી દે (સર્વવિરતિ થા)

---

૧ નોકર ચાકર વર્ગ.

૨ સોનાના આઠ ગુણો માટે જુઓ—દશવૈકાલિક નિર્યુક્તિ ગાથા ઉપર (પૃ. ૨૬૩.). વિષઘાત, રસાયણ, મંગળ, વાળી શકાવાપણું, જમણો આવર્ત પડે તે ગુણ, ભારેપણું, ન બળે તે ગુણ અને કોહાય નહિ તે ગુણ. સોનાના એ ગુણો છે.

" અથવા સ્થૂળ પાપોનો ત્યાગ કર ( દેશવિરતિ થા ) અથવા બને તે
" પ્રમાણમાં પ્રાણાતિપાતથી, અસત્ય વચનથી, ચોરી કરવાથી, પર-
" દારા ગમનથી, અપરિમિત વસ્તુસંચયથી, રાત્રિભોજનથી, મદ્ય-
" પાનથી, માંસભક્ષણથી, સચિત્ત ( જીવવાળાં ) ફળો ખાવાથી,
" મિત્રદ્રોહથી, ગુરૂપત્ની સાથે વિહાર કરવાથી અને તેવી બીજી
" તારાથી તજી શકાય તેવી બાબતોથી નિવૃત્ત થા ( શીલ ), તારી
" શક્તિ પ્રમાણે કાંઇક તપસ્યા કર ( તપ ) અને તું વારંવાર સારી
" ભાવના ( ભાવના ) ભાવ. આ પ્રમાણે કરવાથી તને જરા પણ
" શંકા વગર સર્વ કલ્યાણ આ ભવમાં અને પરભવમાં જરૂર
" પ્રાપ્ત થશે. "

( ૧૪ )

તદ્દયા

મહાકલ્યાણક ભોજન.

અગાઉ નિષ્પુણ્યકની [1]કથાનકમાં કહેવામાં આવ્યું છે કે " પછી ધર્મબોધકર મંત્રી ભિક્ષા લેવા આવનારને બેસવા યોગ્ય જગ્યાએ તે દ્રમકને લઇ ગયા અને તેને યોગ્ય દાન આપવા માટે પોતાના સેવકોને તેણે હુકમ કર્યો. ધર્મબોધકર મંત્રીશ્વરને એક તદ્દયા નામની અતિ સુંદર સુશીલ દીકરી હતી. પોતાના પિતાનાં ઉપર જણાવેલાં વચનો સાંભળીને તે તુરતજ ઉભી થઇ અને મહાકલ્યાણક નામનું સુંદર પરમાન્ન લઇને પેલા દ્રમકને તે ભોજન આપવા માટે તેની પાસે આવી પહોંચી. " આ સર્વ હકીકતની ઉપર યોજના થઇ ગઇ છે તે આવી રીતે: ચાર પ્રકારના ધર્મનું ઉપર વર્ણન કરવામાં આવ્યું તે જીવને બોલાવવા તુલ્ય સમજવું; તે દરિદ્રીનું ચિત્ત તે તરફ ખેંચાયું તે ભિક્ષાચરને યોગ્ય જગ્યા તરફ તેને લઇ જવા તુલ્ય સમજવું; ધર્મના ભેદ પાડીને તેના ઉપર ધર્માચાર્યે જે વ્યાખ્યાન કર્યું તે પોતાના સેવકોને ભિક્ષા આપવાના હુકમ તુલ્ય સમજવું અને તેજ ગુરુ મહારાજ ધર્માચાર્યની આ જીવ ઉપરની કૃપા તે તદ્દયા ( **तस्मिन् जीवे दया-कृपा तद्दया** ) નામની મંત્રીશ્વરની પુત્રી સમજવી; દાન, શીલ, તપ અને ભાવરૂપ ચાર પ્રકારના ધર્મનું અનુષ્ઠાન કરવું તે સુંદર પરમાન્ન ( ઉત્કૃષ્ટ ભોજન, ક્ષીર, દૂધપાક )ના ભોજન તુલ્ય સમજવું. એ ધર્મરૂપ પરમાન્ન ધર્માચાર્યની કૃપાથી પ્રાણી મેળવે છે, બીજા કોઇ પણ કારણથી મેળવી શકતો નથી એમ લક્ષ્યમાં રાખવું.

---

[1] આ હકીકતનો સંબંધ અગાઉ પૃ. ૨૩ સાથે છે.

મહાકલ્યાણક ભોજનનું સામાન્ય વર્ણન કર્યાં પછી અગાઉ કથાપ્રસંગમાં કહેવામાં આવ્યું છે કે " તે દરિદ્રીના વિચારો હજુ ઘણા હલકા છે અને તેના મનમાં હજુ અનેક પ્રકારની શંકાઓ છે તેથી જ્યારે તેને ભોજન લેવા માટે આ પ્રમાણે બોલાવવામાં આવ્યો ત્યારે તે મનમાં વિચાર કરવા લાગ્યો કે રાજભુવનમાં આવ્યા અગાઉ હું લોકોને ત્યાં ભિક્ષા માંગતો હતો છતાં તેઓ અનાદર કરી મને કાઢી મૂકતા, વળી કોઇ કોઇ તિરસ્કારપૂર્વક થોડું અન્ન આપતા, હવે અત્યારે મને જાતે ચાલી ચલાવીને-બોલાવીને આ માણસ ભિક્ષા આપવા માટે આટલો બધો પ્રયત્ન કરે છે તે વાત મને કોઇ પણ રીતે ઠીક (લાભકારી) લાગતી નથી. મને લાગે છે કે આ મારૂં ભિખ માગવાનું ઘડાનું ઠીંકરૂં ભિક્ષાના અન્નથી ભરેલું છે તે આ ( ધર્મબોધકર ) મને કોઇ એકાંત જગ્યાએ લઇ જઇને તોડી નાખશે, ભાંગી નાખશે અથવા તેને પોતે ઉપાડી જશે. ત્યારે હું શું અહીંથી નાસી જઉ ? કે અહીં એક સ્થાને બેસીને મારૂં ભોજન કરી લઉં ? અથવા મારે કાંઇ ભિક્ષાની જરૂર નથી એમ કહીને ચાલ્યો જાઉં ? અથવા આને ઠગીને કોઇ જગ્યોએ છુપાઇ જઉં ? કેવી રીતે એનાથી હું છૂટી શકીશ ? મને કાંઇ ખબર પડતી નથી.-આવા આવા અનેક સંકલ્પ વિકલ્પોથી તેના ભયમાં વધારો થતો ગયો અને તેને લઇને પોતે કયાં આવ્યો છે અને કયાં બેઠો છે તેનું પણ તે ભાન ભૂલી ગયો. પોતાની વસ્તુ ઉપર તેને એવી ગાઢ મૂર્ચ્છા આવી ગઇ કે તેના સંરક્ષણ નિમિત્તક રૈદ્રધ્યાનમાં તે પડી ગયો અને તે દુર્ધ્યાનમાં તેની બન્ને આંખો મીંચાઇ ગઇ. તેના મનપર આ વિચારની એટલી બધી અસર થઇ કે તેની સર્વ ઇંદ્રિયોના વ્યાપારો જાણે થોડો વખત તદ્દન શાંત થઇ ગયા અને તે લાકડા જેવો ચેતના વગરનો થઇ ગયો અને તે જરા પણ હાલતો ચાલતો પણ બંધ થઇ ગયો. પેલી તદ્દયા તેની પાસે ઉભી ઉભી વારંવાર ' આ ભોજન લે, આ ભોજન લે ' એમ કહેતી કહેતી થાકી ગઇ, પણ નિષ્પુણ્યક દ્રમક તો તેના તરફ જરા ધ્યાન પણ આપતો નથી અને પોતાની પાસે રહેલુ સર્વ રોગને કરનારૂં તુચ્છ ભોજન આખી દુનિયામાં કોઇ જગ્યાએ થવું નથી-મળવું નથી, એવા વિચારમાં ગુંચવાઈ ગયેલો તે દરિદ્રી તદ્દયાએ આણેલા સર્વ રોગને હરનાર અમૃત જેવા સ્વાદિષ્ટ પરમાન્ન ભોજનની કિંમત પણ સમજતો નથી. " આ શબ્દોમાં દરિદ્રીના સંબંધમાં અગાઉ વાત કર-

**દરિદ્રીને આશંકા.**

વામાં આવી છે તે સર્વ આ જીવના સંબંધમાં બરાબર યોજાય છે, તેની યોજના નીચે પ્રમાણે કરવી.

મૂર્છિતના અધમ વિચારો.

જ્યારે આ પ્રાણીનું એકાંત હિત કરવાની બુદ્ધિથી ધર્માચાર્ય વિસ્તારથી ધર્મના ગુણનું વર્ણન કરીને પછી ચાર પ્રકારના ધર્મનું અનુષ્ઠાન કરવાનો ઉપદેશ આપે છે તે વખતે આ જીવનાં વિવેકચક્ષુ મહા અંધકારમય મિથ્યાજ્ઞાનરૂપ [1]કાચ, પટલ, તિમિર, કામલ વિગેરે વ્યાધિઓથી જોવાની શક્તિને અંગે નરમ પડી ગયેલાં હોવાથી, અનાદિ સંસારભ્રમણના અભ્યાસથી, મહામિથ્યાત્વના સંતાપ તથા ઉન્માદવડે તેનું હૃદય ભ્રમિત થઇ ગયેલું હોવાથી, તેમજ પ્રબળ [2]ચારિત્ર મોહનીયરૂપ રોગથી તે વિહ્વળ ચેતનાવાળો હોવાથી વિષય ધન સ્ત્રી વિગેરે ઉપર ગાઢ મૂર્છાવડે તેની ચિત્તવૃત્તિ પરાભવ પામી જવાથી તે આ પ્રમાણે વિચાર કરે છે કે, હું પહેલાં ધર્મ અધર્મના વિચારોની શોધખોળ કરતો નહોતો ત્યારે કોઇ કોઇ વખત કદાચ આ સાધુમહારાજ પાસે આવી ચઢતો તો તેઓ મારી વાત પણ પૂછતા નહોતા, મારો ભાવ પણ પૂછતા નહોતા અને કદાચ મને કાંઇક ધર્મ સંબંધી વચન કહેતા તોપણ બેદરકારીથી એક બે વચન કોઇવાર બોલતા હતા; અત્યારે તો હવે મને ધર્મ અને અધર્મ શી વસ્તુ છે તે જાણવાની હોંશવાળો જોઇને તેઓ મને પોતાના આદેશમાં (હુકમમાં) રહેલ માને છે અને તેથી ભવિષ્યમાં તેમના ધર્મનો અનુયાયી થઇશ એમ ધારીને હું તેઓને કાંઇ પૂછતો નથી તોપણ પોતાના ગળાને ગમે તેટલું ખેંચવું પડે અથવા તાળવાને શોષ પડે તેની પણ દરકાર કર્યા વગર ઉંચા સ્વરથી અને ઘણી સુંદર વચનરચનાવડે આખા લોકનું સ્વરૂપ પ્રકાશ કરનાર આ મહારાજા ધર્માચાર્ય મારી પાસે ધર્મના ગુણોનું વર્ણન કરે છે અને ત્યારપછી મારૂં એવી બાબતોમાં મન દોરાયલું જાણીને મારી પાસે દાન દેવરાવે છે, શીલ ગ્રહણ કરાવે છે, તપસ્યા કરાવે છે અને ભાવનાઓનું ચિતવન કરાવે છે. આવી રીતે આ ગુરૂમહારાજ એકદમ મારા તરફ આટલો બધો ભાવ બતાવે છે અને મને દાન આપવા વિગેરેની વાતો કહે છે તો આવા પ્રસંગ વગરના વિચિત્ર વચનઆડંબરનું કારણ શું હોવું જોઇએ ? અરે હા !

---

૧ **કાચ, પટલ, તિમિર, કામલ** એ સર્વ આંખના વ્યાધિઓનાં નામ છે, પ્રત્યેકથી જોવાની શક્તિ ઘટતી જાય છે.

૨ **કષાય, હાસ્ય, રતિ, અરતિ** અને **શોક** વિગેરે તથા વેદોદયને ' ચારિત્ર મોહનીય ' કહેવામા આવે છે.

તે કારણ બરાબર સમજાય છે ! મારે સુંદર સ્ત્રીઓ છે, મારી પાસે બહુ ધનનો સંગ્રહ છે, જુદા જુદા અનાજના મોટા કોઠારો છે અને ગાય, ભેંશ, ઘોડા વિગેરે ચાર પગવાળાં જનાવરો તથા વાસણ કુસણો (ઘરવકરી) મારી પાસે બહુ છે, તેથી તેઓ મને ખાસ તક લઇને અને ઉદ્દશીને ઉપદેશ આપે છે તેનો હેતુ એ હોવો

**ઉપદેશકપર વ્હેમ.** જોઇએ કે મારી પાસે શું છે તે સર્વ તેઓ જાણી ગયા છે અને તે જાણપણાનો લાભ લઇ તેઓ મને જણાવે છે કે-તને દીક્ષા આપીએ, તારાં પાપો કાપી નાખીએ, તારાં કર્મબીજનો નાશ કરીએ, તું અમારો વેશ ધારણ કર, ગુરૂનાં ચરણકમળની પૂજા કર, તારાં ધન, સ્ત્રી વિગેરે તારૂં સર્વસ્વ ગુરૂચરણમાં સમર્પણ કર-આ તેઓના કહેવાનો તાત્પર્યાર્થ જણાય છે. વળી તે વિચાર કરે છે કે " અમારા કહેવા પ્રમાણે કરવાથી તું પિંડપાત કરીને એટલે શરીર છોડી દઇને શિવ થઇ જઇશ, તારૂં કલ્યાણ થઇ જશે અને તું પરમાત્મા સાથે એકરૂપ થઇ જઇશ. " આવી આવી સુંદર વચનરચના કરીને એ જૈન ધર્માચાર્ય મને શૈવા-ચાર્ય પેઠે ઠગશે અને મારી પાસેની વસ્તુઓ ઉઠાવી જશે અથવા બ્રાહ્મણો જેમ દુનિયાને કહે છે કે-" સોનાનું દાન આપવું તે મહાફળ આપનાર છે, ગાયનું દાન આપવાથી મહા ઉદય થાય છે, પૃથ્વીનું દાન આપવાથી અવિનાશી થવાય છે, પૂર્ત ધર્મનું[1] અતુલ્ય ફળ છે, વેદનો પાર પામેલા હોય તેને દાન આપવું તે અનંત ગુણ કરનાર છે, તેમજ દુઝતી, તરતની વીંઆયેલી, વાછડાવાળી, વસ્ત્ર ઓઢાડેલી, સોનાનાં શીંગડાવાળી, રત્નોથી મંડિત અને ઉપચાર કરાયલી ગાય જો બ્રાહ્મણને દાનમાં આપવામાં આવે તો તેને ચાર સમુદ્રની વચ્ચે આવી રહેલી અનેક નગર અને ગામોથી ભરેલી અને પર્વતો તથા જંગલોથી યુક્ત પૃથ્વીનું દાન આપવા જેટલું ફળ પ્રાપ્ત થાય છે અને તે ફળ અક્ષય છે." આ પ્રમાણે મિથ્યા શાસ્ત્રોમાં ખોટાં બનાવીને દાખલ કરેલાં મૂર્ખ પ્રાણીઓને છેતરનારાં શ્લોકો તથા વાક્યોથી જેમ બ્રાહ્મણો આખી દુનિયાને છેતરે છે તેમ આ જૈનાચાર્ય પણ જરૂર મારા પૈસા હરી જશે. અથવા " અતિશય સુંદર વિહાર ( બૌદ્ધ સાધુ-ઓને રહેવાનું સ્થાન ) બંધાવો, બહુશ્રુત ( પંડિત ) સાધુઓનો તેમાં વાસ કરાવો, સંઘની[2] પૂજા કરો, બાધ સાધુ( ભિક્ષુ )ઓને દક્ષિણા

૧ **પૂર્તધર્મ:** યજ્ઞ કરવા અથવા કુવા ખોદાવવા તે

૨ **સંઘ:** બૌદ્ધ ધર્માનુયાયીનો સમૂહ. પ્રતમા સંયતની પૂજા કરો-એવો પાઠ છે. સંયત એટલે ઇંદ્રિય વશ કરનાર.

આપો, સંઘના કોશ( ભંડાર )માં તમારૂં ધન મેળવી દો, સંઘના કોઠારમાં તમારૂં ધાન્ય ( અનાજ–દાણા ) મેળવી દો, સંઘના ગોકુળમાં[1] તમારો ચતુષ્પદ વર્ગ–સર્વ ચોપગાં જનાવરો આપી દ્યો, બૌધ ધર્મને અનુસરનારા થાઓ–એવી રીતે કરવાથી તમને થોડા વખતમાં મહાત્મા ભગવાન્ બુદ્ધનું પદ પ્રાપ્ત થશે." આવી રીતે પોતાના વાચાળપણાનો ઉપયોગ કરીને [2]રક્તભિક્ષુ પોતાની માયાજાળ ફેલાવીને–પોતાનાં શાસ્ત્રો બતાવીને જેમ પ્રાણીઓને છેતરે છે તેમ આ શ્રમણ સાધુ પણ મારૂં સર્વસ્વ ઉપાડી લેવાનો પ્રયત્ન કરતા હોય એમ જણાય છે. અથવા "સંઘને જમણ આપો, ઋષિઓને જમાડો, સારા સારા ખાવાના પદાર્થો આપો, મુખવાસ માટે સારી સારી વસ્તુઓ ભેટ કરો, દાન આપવું એ ગૃહસ્થનો મુખ્ય અને મોટો ધર્મ છે, દાનથી સંસારનો પાર પમાય છે." આવી રીતે મને લોભમાં નાખીને છેતરીને પોતાના શરીરનું પોષણ કરનાર [3]દિગંબરની પેઠે આ જૈન શ્રમણને મારૂં ધન હરણ કરવું તો નહિ હોય ? જો એમ ન હોય તો સંસારનો પ્રપંચ તેઓ આટલો બધો પ્રયાસ લઇને મારી પાસે શા માટે કહેતા હોય ? આ બધી વાતનો સાર મને તો એટલો જણાય છે કે આ સર્વ સાધુઓ ( શ્રમણો ) ત્યાંસુધી સારા છે કે જ્યાંસુધી આપણે તેઓની પાસે જઇએ નહિ અને તેઓને વશ પડીએ નહિ; તેઓને વશ થઇ રહેનાર કોઇ શ્રદ્ધાળુ માલુમ પડ્યો એટલે એ માયાવી સાધુઓ નાના પ્રકારના વચનાડંબરથી તેને ભોળવીને તેનું સર્વસ્વ લુંટી લેવાનો પ્રયત્ન કરે છે અને અત્યારે તેઓ મારી સાથે પણ એજ ધોરણસર વર્તે છે. એ બાબતમાં મારા મનમાં શંકા રહેતી નથી. આ ધર્માચાર્યે તો પોતાની વાત શરૂ કરી દીધી છે ત્યારે મારે હવે શું કરવું ? હું તો એ બાબતમાં વધારે વધારે વિચાર કરતાં વધારે વધારે મુંઝાતો જઉં છું. તેઓએ જે સવાલ પૂછ્યા છે તેનો

---

૧ 'સજ્ઞાતિ' એવો શબ્દ છે. તેનો અર્થ ગોકુળ લાગે છે પાંજરાપોળ જેવા 'સજ્ઞાતિ' બૌદ્ધો કરતા હશે એમ અનુમાન થાય છે.

૨ બુદ્ધ ધર્મના ભિક્ષુઓ લાલ રંગનાં કપડાં પહેરે છે તેથી રક્તભિખ્ખુના નામથી ઓળખાય છે.

૩ અહીં **દિગંબર** શબ્દોથી જૈનનો દિગંબર સંપ્રદાય લેવો કે વેદાનુયાયી પરમહંસ આદિ દિગંબર–નગ્ન રહે છે તે મત લેવો તે સ્પષ્ટ નથી. સંઘ શબ્દ જૈન વિભાગ સૂચવે છે જ્યારે ઋષિ શબ્દ જૈનેતર સૂચવે છે કહેવાની મતલબ કોઇ મત ઉપર આક્ષેપ છે જ નહિ, પણ પ્રાણીના મનમાં આવા વિચાર થાય છે એવો અત્ર ભાવ છે. દિગંબર સાધુઓને પણ 'ઋષિ' કહેવામાં આવતા હતા, તેઓ શ્રાવકને ત્યાં ભોજન કરતા હતા તેથી જૈન દિગંબર સંપ્રદાય વધારે સંભવિત છે.

કાંઇ પણ જવાબ આપ્યા વગર ચાલ્યો જાઉં ? અથવા ધર્મનું અનુષ્ઠાન કરવાની મારામાં શક્તિ નથી એમ સાફ કહી દઉં ? અથવા તો ચોર વિગેરે મારૂં ધન લુંટી ગયા છે, મારી પાસે હવે કાંઇ બાકી પૈસા રહેલા નથી કે જે હું પાત્રને આપી શકું એવો ઉત્તર આપી દઉં ? અથવા મારે કાંઇ તમારા ધર્માનુષ્ઠાનનું કામ નથી માટે આપે મને તે બાબતમાં કદિ કાંઇ પણ કહેવું નહિ એમ કહીને ધર્માચાર્યને ઉડાવું ? અથવા આપે હાલ જે વાત કરી છે તે અકાળે કહી છે એમ બતાવવા માટે ક્રોધથી ભવાં ચઢાવું ? ટુંકામાં હવે આ સાધુ મારાં કહેલાં વચનને સમજી જઇને મને છેતરવાનો પોતાનો વિચાર કેવી રીતે છોડી દેશે અથવા મને આ પંચાતમાંથી કેવી રીતે છોડશે તે સમજાતું નથી.

**સાધુની નિ:સ્પૃહતા.**

ઉપર જણાવ્યા તેવા અને તેને મળતા બીજા અનેક માઠા વિચારો પોતાના મનમાં આ પ્રાણી કર્યા કરે છે, તેનો અંતરાત્મા મૂઢ થયેલ હોવાથી તે બાપડાને ખબર પડતી નથી કે એ ધર્માચાર્ય અત્યંત જ્ઞાનવાન્ હોવાથી સંસારમાં રહેલા સર્વ પદાર્થો અને ભાવોને ફોતરાંની મુઠ્ઠી જેવા સમજી રહ્યા છે એટલે મુઠ્ઠી ભરીને ફોતરાં હોય તેની કાંઇ કિંમત નથી અને તે પવનની ફુંક લાગતાં ઉડી જાય તેવાં હોય છે તેમ સંસારના પદાર્થો અને ભાવો કિંમત વગરના અને ઉડી જનારા ( નાશ પામનારા ) છે એમ તેઓ જ્ઞાનબળથી જાણે છે; તે જૈન ધર્માચાર્યો માપ ન કરી શકાય તેવા સંતોષરૂપ અમૃતના પાનથી ધરાઇ ગયેલા હોય છે; તેઓ વિષયરૂપ ભયંકર ઝેરનું તીવ્ર દુ:ખ આપનાર પરિણામ જાણે છે; તેઓ સર્વ વસ્તુ ઉપર સમભાવ રાખતા હોવાથી અને જાતે અત્યંત નિ:સ્પૃહી હોવાથી અને તેઓનું મન મોક્ષ પ્રાપ્ત કરવાની બાબતમાં એકતાનથી લાગેલું હોવાથી તેઓ જ્યારે ઉપદેશ દેવાની બાબતમાં પ્રવૃત્તિ કરે છે ત્યારે તેઓનાં મનમાં ઇંદ્ર કે ભિક્ષુક વચ્ચે જરા પણ તફાવત હોતો નથી, મોટી ઋદ્ધિવાળા દેવો કે નિર્ધન પુરૂષો વચ્ચે તેઓ જરા પણ આંતરો રાખતા નથી, મોટા ચક્રવર્તીમાં અને રંક પ્રાણીમાં કાંઇ અંતર દેખતા નથી, તેમજ ઉદાર પૈસાદાર તરફ આદર કે કૃપણ તરફ અનાદરની નજરથી જોતા નથી; તેઓના વિચારમાં મોટું ઐશ્વર્ય અને દરિદ્રતા સમાન છે, મોટા રત્નના ઢગલા કઠોર પથ્થરના ઢગલા જેવા છે, ઝગમગતા ( તેજસ્વી ) સોનાનો ઢગલો માટીનાં ઢેફાંઓ જેવો છે, રૂપાનો સંચય ધૂળના ઢગલા જેવો છે, ધાન્યના કોઠારો ખાર ( મીઠા ) ના ઢગલા જેવા છે અને ચોપગાં જનાવરો અને બીજી ધાતુઓ વિગેરેમાં અને બીજી સાર વગરની

વસ્તુઓમાં તેઓને કાંઇ તફાવત જણાતો નથી, તેમજ કામદેવની સ્ત્રી રતિના રૂપને પણ હસી કાઢે એવી સુંદર સ્ત્રીઓમાં અને લાકડાના જીર્ણ થાંભલામાં તેઓ કાંઇ ફેર જોતા નથી. આ પ્રમાણે હોવાથી આ પ્રાણીને ઉપદેશ દેવાનો પ્રયત્ન કરવામાં પરોપકાર કરવાની તેઓની વિશુદ્ધ વૃત્તિ સિવાય બીજું કાંઇ પણ કારણ નથી. તેઓ પોતાનો સ્વાર્થ સાધે છે તે પણ સ્વાધ્યાય ( વાંચન, અભ્યાસ, મનન આદિ ) ધ્યાન તપશ્ચર્યા વિગેરે કરીને સાધે છે અને તેથી સ્વાર્થની ખાતર પણ તેઓની ઉપદેશ આપવામાં પ્રવૃત્તિ થતી નથી. તેઓ આ પ્રાણી તરફથી કોઇ પણ પ્રકારની આશા રાખતાજ નથી અને અન્ય કોઇ પણ પ્રકારના લાભની તેઓનાં મનમાં આશા હોવી તે તો તદ્દન અસંભવિતજ છે. આ સર્વ હકીકત બરાબર છે, પણ આ પ્રાણીની બુદ્ધિ અત્યંત બહેર મારી ગયેલી હોવાથી તે આ સર્વ હકીકત સમજતો નથી, તેથી જે ગુરૂમહારાજ અત્યંત ઉદાર આશયવાળા હોય છે તેમને પણ પોતાની અત્યંત તુચ્છ વૃત્તિને લઇને પોતાના જેવા હલકા ધારી લે છે અને મહામોહને વશ પડીને પેલા નિર્માલ્ય–તત્ત્વ વગરના શૈવાચાર્ય, બ્રાહ્મણ કે બૌદ્ધના ભિક્ષુની જેવા તેમને પણ ગણે છે. ગ્રંથિનો ભેદ કર્યો હોય તોપણ તેણે દર્શનમોહનીયના ત્રણ પુંજ[1] ( શુદ્ધ, અર્ધશુદ્ધ અને અશુદ્ધ ) કરેલા હોવાથી જ્યારે ફરી પાછો મિથ્યાત્વ પુંજમાં આ પ્રાણી વર્તતો હોય છે ત્યારે ઉપર જણાવેલા સર્વ કુવિકલ્પો તેને સંભવે છે.

**મિથ્યાત્વની પ્રબળ અસર.**

આ વિકલ્પોથી તેનાં હૃદયમાં વ્યાકુળપણું સ્પષ્ટ જણાય છે. અને તેના પરિણામે તેનામાં વળી પાછું મિથ્યાત્વનું ઝેર વધારે પ્રસરે છે. આ મિથ્યાત્વને વશ પડેલો પ્રાણી વળી પાછો સંસાર તરફ વધારે સરતો જાય છે, તેને અત્યાર સુધી જૈનદર્શન ઉપર પક્ષપાત થયો હોય છે તે વળી પાછો શિથિળ થઇ જાય છે, તેને નવા પદાર્થો સંબંધી જ્ઞાન મેળવવાની ઇચ્છા થઇ હોય છે તેને તે છોડી દે છે, અન્ય પ્રાણીઓ વિશુદ્ધ ધર્મનું આચરણ કરતા હોય છે તેમને જોઇને તેઓનો આ ભાઇશ્રી તિરસ્કાર કરે છે, વિચાર વગરના પ્રાણીઓ (અન્ય ધર્મી)

૧ અંતરકરણમાં દર્શન મોહનીય કર્મના **ત્રણ પુંજ** ( ઢગલા ) કરે છે. તેમાંના અશુદ્ધ ઢગલાને **મિથ્યાત્વ મોહનીય** કહેવામા આવે છે. તેનો ઉદય વર્તતો હોય ત્યારે પ્રાણી મોહમાં મુંઝાઈ જાય છે. શુદ્ધ પુંજને ભોગવતાં ક્ષયોપશમ સમ્યગ્દર્શન પ્રગટ થાય છે. પ્રથમ કર્મગ્રંથની ચૌદમી ગાથાની ટીકામા આ ત્રણ પુંજની હકીકત બહુ સુંદર રીતે આપવામા આવી છે તે જુઓ.

હોય છે તેને એ બહુમાન આપે છે, અગાઉ પોતે થોડું થોડું સારૂં કામ કર્યા કરતો હતો તેમાં પણ આળસ—પ્રમાદ કરે છે, ભદ્રકભાવ છોડી દે છે, નિરંતર વિષયમાં રાચ્યોમાચ્યો રહે છે અને તેમાં આનંદ પામે છે, વિષયને મેળવી આપનાર સાધનો—ધન અને સુવર્ણ વિગેરેને સર્વ બાબતનાં તત્ત્વ જેવાં ગણે છે, સત્ય ઉપદેશ દેનારા ગુરૂ મહારાજને ઠગારા માને છે, તેમનું કહેવું સાંભળતો નથી, પોતે ધર્મની નિંદા કરે છે, ધર્મગુરૂનાં મર્મસ્થાનો ઉઘાડાં પાડે છે, ખોટા વિરૂદ્ધ વિવાદ ઉભા કરે છે અને તેને લઇને ગુરુમહારાજ તરફથી ડગલે અને પગલે પાછો પડે છે. આવી રીતે ગુરુમહારાજ તરફથી અપમાન પામે છે ત્યારે વળી આ પ્રાણી વિચાર કરે છે કે, આ સાધુઓ માયાવીપણાને લીધે પોતાની પાસે સારી રીતે પ્રથમથી રચીને તૈયાર કરેલાં ગ્રંથો રાખતા હોવાથી તેઓને વાદવિવાદમાં હઠાવવા એ મારા જેવા માટે મુશ્કેલ છે. હવે તેઓ પોતાની માયાજાળ વધારે જોરથી ફેલાવી મને ખોટી સાચી વાતો સમજાવી, સાચા ખોટા વિકલ્પો ઉઠાવીને મારા આત્માને પોતાનું ભક્ષ્ય બનાવશે, માટે એવા ધર્માચાર્યને તો આપણે દૂરથીજ નમસ્કાર કરવા, તેઓને છોડી દેવા, તેઓ ઘરે આવતા હોય તો અટકાવી દેવા, માર્ગમાં મળે તો બોલાવવા નહિ, અને તેઓનું નામ પણ સહન કરવું નહિ—એટલે જો કોઇ તેઓનું નામ બોલે કે મને સંભળાવે તો તેમ કરનારને જોસ કરીને અટકાવવો. આ પ્રમાણે મહામોહને વશ પડેલો આ પ્રાણી ખરાબ અન્ન જેવા ધન, વિષય, સ્ત્રી વિગેરે ઉપર મૂર્ચ્છા કરીને અને તેઓના રક્ષણમાં અહર્નિશ તત્પર થઇને સારો અને સાચો ઉપદેશ આપનાર ગુરુ મહારાજને છેતરનાર તરીકે ગણી લે છે અને તેમ કરીને પછી આખો વખત નકામું દુર્ધ્યાન કરે છે. આવી રીતે જ્યારે આ પ્રાણીની સારી ખોટી વસ્તુ તપાસવાની વિવેકબુદ્ધિ નાશ પામી હોય છે ત્યારે તેને આચાર્ય મહારાજ જમીનમાં નાખેલા ઉભા લાકડાના ખીલા જેવો ગણે છે. આવી દશામાં તે વર્તતો હોય છે તેથી ગુરુમહારાજ ધર્માચાર્યની દયા સુંદર ભોજન તુલ્ય સારાં સારાં અનુષ્ઠાનો કરવાનો ઉપદેશ આપે છે તેને એ બાપડો સમજતો નથી. આવી હકીકત જોઇને વિવેકી પ્રાણીઓને ઘણી નવાઇ લાગે છે કે વિષય ધન આદિ જે મહા નરકમાં પાડનારા છે તેના ઉપર આસક્તિ રાખી ગુરુમહારાજ દયા કરી મોક્ષનાં સુખ ઉત્પન્ન કરી આપે તેવાં સુંદર અનુષ્ઠાનો બતાવે છે તેનો આ પ્રાણી તિરસ્કાર કરે છે, તેની અવહેલના કરે છે અને તેના તરફ વિરોધ સ્પષ્ટ રીતે બતાવે છે તે શું ? આ પ્રમાણેની વિચિત્ર

હકીકત જોઇ વિવેકી પ્રાણીને ખેદ થાય છે કે આ પ્રાણી જે પોતાનું અહિત કરે તેને આદરે છે અને હિત કરનારને હાંકી કાઢે છે. આ હકીકત તેઓને નવાઇ ઉપજાવનારી લાગે છે.

( ૧૫ )

## ત્રણ ઔષધોની વિચારણા.

નિરર્થક પ્રયત્ન.

ત્યારપછી નિષ્પુણ્યક દરિદ્રીના કથાપ્રસંગમાં કહેવામાં આવ્યું છે કે "આવો તદ્દન અસંભવિત બનાવ બનતો જોઇને ધર્મબોધકર મંત્રીશ્વર પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે 'આ રાંકને આવું પ્રત્યક્ષ સુંદર ભોજન આપીએ છીએ તોપણ તે લેતો નથી અને કાંઇ ઉત્તર પણ આપતો નથી તેનું કારણ શું હશે ? ઉલટું તેનું મોઢું ઝાંખું પડી ગયું છે, તેની આંખો મીંચાઇ ગઇ છે અને મોહથી જાણે તેનું સર્વસ્વ લુંટાઇ ગયું હોય તેમ લાકડાની ખીલી જેવો તે ચેષ્ટા વગરનો થઇ ગયો છે ! એટલા ઉપરથી આ પાપાત્મા આવા સુંદર ભોજનને લાયક હોય એમ લાગતું નથી." આ જીવના સંબંધમાં આ સર્વ હકીકત બરાબર બંધબેસતી આવે છે. ગુરુમહારાજ એવી રીતે વિસ્તારથી ધર્મની દેશના આપે અથવા બીજી રીતે પ્રયત્ન કરે છતાં પણ જ્યારે તેઓ આ પ્રાણીનો ભદ્રકભાવ નાશ પામતો જુએ અને તેને ઉલટો વિપરીત માર્ગે પ્રવર્તતો જુએ ત્યારે તેઓના મનમાં સ્વાભાવિક રીતે વિચાર થાય છે કે આ જીવનું કલ્યાણ થવાનું નહિ હોવાથી તે ભગવંતના ધર્મને લાયક નથી, તે સારી ગતિમાં જવાને યોગ્ય જણાતો નથી, ખરાબ ગતિમાં જનારો જણાય છે. વળી એ ખરાબ દળ[1] હોવાથી ધમાત્માઓવડે સંસ્કારિત થવાને યોગ્ય જણાતો નથી. આવા મોહથી હણાયલા પ્રાણીપર પ્રયાસ કરવો નકામો છે, તેને માટે પરિશ્રમ ઉઠાવવો ફળ વગરનો છે, તેની ઉપર મહેનત લેવી નિરર્થક છે.

દોષનું ઉત્પત્તિ કારણ.

ત્યારપછી વધારે વિચાર કરીને આપણે કથાપ્રસંગમાં ધર્મબોધકરને નક્કી કરતાં જોયા કે " અથવા બીજી રીતે જોઇએ તો તેમાં એ બાપડાનો કાંઇપણ દોષ નથી. એ બાપડો શરીરની અંદરના તથા બહારના એટલા બધા વ્યાધિઓથી ચોતરફ ઘેરાઇ ગયેલો છે અને તેની પીડાથી એટલો બધો મુંઝાઇ ગયો છે કે તે કાંઇ પણ જાણી શકતો નથી, સમજી શકતો નથી, વિચારી શકતો નથી. જો એમ ન હોય તો

---

૧ ખરાબ દળઃ ઘાટ ઘડવાને અયોગ્ય પાષાણ અગર લાકડું ( તેના જેવો )

તે પોતાના અત્યંત હલકા તુચ્છ ભોજનપર એટલી બધી પ્રીતિ શા માટે કરે ? અને જો તેનામાં જરા પણ સમજણ હોય તો આવું અમૃત-ભોજન શા માટે ગ્રહણ ન કરે ?” તેવીજ રીતે આચાર્ય મહારાજના મનમાં પણ એવોજ વિચાર ચાલતો હોય છે. તેઓ વિચારે છે કે આ જીવ વિષયોમાં ગૃદ્ધિ રાખે છે, ખરાબ માર્ગે જાય છે, સાચો ઉપદેશ આપતાં છતાં ગ્રહણ કરતો નથી. તેમાં એ બાપડાનો કાંઇ દોષ નથી, પરંતુ તેમ થવામાં દોષ મિથ્યાત્વ વિગેરે ભાવરોગોનો છે. એવા રોગોથી તેની ચેતના હણાયલી હોવાને લીધે તે કાંઇ જાણી શકતો નથી, સમજી શકતો નથી, વિચારી શકતો નથી. જો તે રોગોથી મુક્ત હોય તો પોતાની જાતને ( આત્માને ) હિત કરનારી પ્રવૃત્તિ છોડી દઇને પોતાની જાતને નુકસાન કરે તેવી બાબતમાં શા માટે પ્રવૃત્તિ કરે ?

વળી તે ધર્મબોધકર મંત્રીશ્વરે [1]વિચાર કરવા માંડ્યો કે “ ત્યારે હવે એ (નિષ્પુણ્યક) બાપડો નીરોગી કેવી રીતે થાય તેને માટે મારે કાંઇ ઉપાય કરવો જોઇએ. અરે હા ! બરાબર છે, તેને નીરોગી કરવા માટે મારી પાસે ત્રણ સુંદર ઔષધો છે. તેમાં પ્રથમ તો મારી પાસે વિમળાલોક નામનું મજાનું આંજણ છે, તે આંખના સર્વ વ્યાધિઓ દૂર કરવાને શક્તિમાન્ છે. તેને બરાબર વિધિપૂર્વક આંખમાં આંજ્યું હોય તો સૂક્ષ્મ વ્યવહિત ( પડદા પાછળ રહેલા અથવા દૂર રહેલા ) અતીત અને અનાગત એટલે ભૂત કાળના અને ભવિષ્ય કાળના સર્વ ભાવોને જોઇ શકે તેવી સુંદર આંખો તે બનાવી શકે છે. વળી મારી પાસે બીજું તત્ત્વપ્રીતિકર નામનું તીર્થજળ છે તે સર્વ રોગોને એકદમ ઓછા કરી શકે છે, ખાસ કરીને દૃષ્ટિને સત્ય ગ્રહણ કરવામાં ચતુર બનાવે છે, શરીરમાં જે કાંઇ ઉન્માદ હોય તેનો એકદમ તે નાશ કરે છે. વળી આ તદ્દયા અહીં લઇને ઉભી છે તે મહાકલ્યાણક નામનું પરમાન્ન છે તે સર્વ વ્યાધિઓને મૂળમાંથી નાશ કરવાને શક્તિમાન્ છે. તેને બરાબર વિધિપૂર્વક સેવવામાં આવ્યું હોય તો તે શરીરનો વર્ણ વધારે છે, પુષ્ટિ કરે છે, ધૃતિ આપે છે, બળ પ્રાપ્ત કરાવે છે, મનને આનંદમાં રાખે છે, પરાક્રમીપણું લાવી આપે છે, નિરંતર યુવાવસ્થા ટકાવી રાખે છે, વીર્યમાં વધારો કરાવે છે અને અજરામરપણું પ્રાપ્ત કરાવે છે, એમાં જરા પણ શક જેવું નથી. એ પરમાન્ન એટલું બધું સારૂં ઔષધ છે કે તેના કરતાં વધારે સુંદર ઔષધ આ દુનિયામાં બીજું કોઇ હોય એમ હું માનતો નથી. આ પ્રમાણે હોવાથી આ બાપડાનો

1 આનો સબંધ અગાઉના પૃષ્ટ ૨૪-૨૫ સાથે છે. પેરા ના ૧૬-૧૭-૧૮ સાથે છે.

આ ઔષધોવડે ઉપચાર કરીને તેને સમ્યગ રીતે વ્યાધિથી છોડાવું.' આ પ્રમાણે ધર્મબોધકરે પોતાના મનમાં વિચાર કર્યો."

રોગનો ઉપાય.

ધર્માચાર્ય પણ આ જીવના સંબંધમાં એવીજ રીતે વિચાર કરે છે તેની યોજના આ પ્રમાણે કરવી: આ જીવની અત્યાર સુધીની સર્વ પ્રવૃત્તિઓ જોઇને ધર્માચાર્યના મનમાં જ્યારે નિર્ણય થાય છે કે આ જીવ ભવ્ય[1] છે, માત્ર આકરાં કર્મોથી હેરાન થયેલો હોવાને લીધે તેનું મન વ્યાકુળ રહે છે અને તેથી તે ખરા રસ્તાને ચુકી ગયેલો છે, ત્યારે તેઓનો એવો અભિપ્રાય થાય છે કે આ બાપડાનો રોગરૂપ કર્મસમૂહથી કેવી રીતે છુટકારો થાય? આ બાબતનું તાત્પર્ય શોધતાં શોધતાં અને લંબાણથી વિચાર કરતાં કરતાં જ્ઞાન, દર્શન ને ચારિત્રરૂપ ત્રણ ઔષધો આ પ્રાણીને રોગથી મૂકાવવાના ઉપાય છે અને એ સિવાય બીજો કોઇ ઉપાય ધ્યાનમાં આવતો નથી કે જેથી એ કર્મરોગની પીડાથી મુક્તિ પામે, એ પ્રમાણે તેઓશ્રીને જણાય છે.

( ૧૬ )

વિમળાલોક અંજન.

તત્ત્વપ્રીતિકર પાણી.

મહાકલ્યાણક ભોજન.

અંજનની યોજના.

અહીં જ્ઞાન તે અંજન સમજવું. એ સર્વ વસ્તુઓને સ્પષ્ટપણે બતાવતું હોવાથી તેનું નામ વિમળાલોક કહેવાય છે. આંખની અંદર થતા વ્યાધિઓના સમૂહરૂપ અજ્ઞાનનો નાશ જ્ઞાન જ કરે છે, તેમ જ થઇ ગયેલા, થનારા અને થતા સર્વ સ્વભાવોને પ્રગટ કરનાર વિવેકચક્ષુને તે સંપાદન કરી આપે છે.

( ૧૭ )

તીર્થજળની યોજના.

દર્શન તે તીર્થજળ સમજવું. જીવ અજીવ વિગેરે પદાર્થોમાં શ્રદ્ધા ઉત્પન્ન કરવાનું તે હેતુભૂત હોવાથી તેનું નામ તત્ત્વપ્રીતિકર આપવામાં આવ્યું છે. આ દર્શનનો જ્યારે ઉદય થાય છે ત્યારે સર્વ કર્મોની સ્થિતિ[2] ઓછી થઇ એક કોડાકોડી સાગરોપમમાં પણ કાંઇ ઓછી બાકી રહે છે અને તે વખતે દર્શન ( દેખવું-તત્ત્વશ્રદ્ધાન ) પ્રાપ્ત થઇને એ કર્મસ્થિતિમાં ધીમે ધીમે ઘટાડો કરતું જાય છે.

---

૧ ભવ્ય:—અનુકૂળ સામગ્રી પ્રાપ્ત થાય તો મોક્ષમાં જવાની યોગ્યતાવાળો જીવ

૨ આયુષ્ય સિવાય બાકીના સાતે કર્મની

કર્મોને અહીં રોગનું રૂપક આપ્યું છે તેથી સર્વ રોગોને ઘટાડવાનું એ દર્શન કારણ થઇ પડે છે. વળી દૃષ્ટિ સંબંધી જ્ઞાનમાં પણ યથાવસ્થિત અર્થ ગ્રહણ કરવાની ચતુરાઇ આ દર્શન પ્રગટ કરે છે. એટલે જ્ઞાનથી ઘણી હકીકત જણાય છે, પછી યોગ્ય હકીકતને જાણવાનું અને અયોગ્યને રદ્દ કરવાનું કાર્ય દર્શન કરે છે. આ ઉપરાંત મહા ઉન્માદ-તુલ્ય મિથ્યાત્વનો એ દર્શન નાશ કરે છે, એટલે અજ્ઞાનદશાનો દર્શન પ્રાપ્તિથી છેડો આવે છે અને સન્માર્ગ તરફ આદર થાય છે.

( ૧૮ )

ભોજનની યોજના.

ચારિત્ર તે પરમાન્ન સમજવું. સારાં અનુષ્ઠાનો, ધર્મ, સામાયિક, વ્રત વિગેરે એના એક સરખા અર્થને બતાવનાર પર્યાયો છે. મોક્ષ પ્રાપ્ત કરવાનું તે પ્રબળ કારણ હોવાથી અને મોક્ષપ્રાપ્તિમાં પ્રાણીનું વધારેમાં વધારે કલ્યાણ રહેલું હોવાથી તેનું નામ મહાકલ્યાણક કહેવાય છે. રાગ વિગેરે મહા આકરા વ્યાધિઓનો એ પરમાન્ન મૂળથી નાશ કરે છે. એ પરમાન્ન ( ક્ષીરભોજન ) વર્ણ, પુષ્ટિ, ધૃતિ ( ધીરજ ), બળ, મનની પ્રસન્નતા, શક્તિ, યુવાવસ્થાનું ચાલુ રહેવા-પણું અને પરાક્રમ–એના જેવા આત્માના ગુણોને પ્રગટ કરે છે. પ્રાણીમાં એ પ્રમાણે વર્તતું સચ્ચારિત્ર ધૈર્યનું ઉત્પત્તિસ્થાન, ઉદાર-તાનું કારણ, ગંભીરતાની ખાણ, પ્રશમભાવનું શરીર, વૈરાગ્યનું સ્વરૂપ, આંતરવીર્યની સ્ફુરણાનું મોટું કારણ, કંકાસ રહિત સ્થિતિનું આશ્રમ, ચિત્તની શાંતિનું મુખ્ય સ્થાન અને દયા વિગેરે ગુણ-રત્નોનું ઉત્પત્તિસ્થાન છે. વળી તે પરમાન્ન ( ચારિત્ર ) અનંત જ્ઞાન, દર્શન, વીર્ય અને આનંદથી પરિપૂર્ણ, અક્ષય, અવ્યય અને અવ્યા-બાધ સ્થાન આ પ્રાણી માટે મેળવી આપે છે, અને તેથી આ પ્રાણીને માટે અજરામરપણું પણ તેજ ઉત્પન્ન કરે છે. તેટલા માટે આ જ્ઞાન, દર્શન અને ચારિત્રનો પ્રયોગ આ બિચારા કર્મરોગથી હણાયલા પ્રાણી ઉપર કરી તેને રોગમુક્ત કરૂં. આ પ્રમાણે સદ્ધર્મગુરૂ પોતાના મનમાં આ પ્રાણી માટે વિચાર કરે છે.

( ૧૯ )

આંજણનો અદ્ભુત પ્રયોગ.

ત્યારપછી પેલા નિષ્પુણ્યકના [૧]કથાપ્રસંગમાં કહેવામાં આવ્યું છે કે “ પછી તે મંત્રીશ્વરે શલાકા (સળી) આણીને અંજન ઉપર મૂકી, તેમાં જરા અંજન લીધું અને પેલો દ્રમક તો માથું ધૂણાવતો રહ્યો, છતાં જોરાવરીથી તેની આંખમાં તે આંજી દીધું. તે

૧ જુઓ અગાઉ પૃષ્ટ ૨૫ મું. પેરા નં. ૧૯.

અંજન અત્યંત આનંદને ઉત્પન્ન કરે તેવું હોવાથી, બહુ ઠંડું હોવાથી અને જે ધારી પણ ન શકાય તેવા અનેક ગુણોવાળું હોવાથી પેલા ભિખારીને જેવું તે આંજ્યું કે તેની ચેતના–સમજશક્તિ ચાલી ગઇ હતી અને તેથી તે જડભરત જેવો થઈ ગયો હતો તે ચેતના પાછી આવવા માંડી. પરિણામ એ થયું કે થોડીવારમાં તેણે આંખો ઉઘાડી, તેના ચક્ષુના વ્યાધિઓ કાંઇક શાંત થયા અને તેના મનમાં પણ જરા આનંદ થયો. તેને પોતાને પણ એમ થવા માંડ્યું કે આ શું થઇ ગયું ? ” આ પ્રમાણે જે વાર્તા કરી હતી તે આ પ્રાણીના સંબંધમાં આવી રીતે યોજવી: પહેલાં તો આ જીવ ભદ્રકભાવ ધારણ કરે છે, જિનેંદ્ર ભગવાનના ધર્મમાં રૂચિ બતાવે છે, અર્હત્ પરમાત્માની પ્રતિમાની પૂજા કરે છે, સાધુલોકની સેવા કરે છે, ધર્મનું વસ્તુસ્વરૂપ જાણવાની જિજ્ઞાસા બતાવે છે, દાન શીલ તપ ભાવમાં પ્રવૃત્તિ કરે છે, અને ધર્મગુરૂના દિલમાં પોતાને માટે પાત્રબુદ્ધિ ઉત્પન્ન કરે છે; પરંતુ ત્યારપછી અશુભ કર્મના ઉદયથી વિસ્તારવાળી ધર્મદેશના સાંભળવાના પ્રસંગને અથવા બીજા કોઇ નિમિત્તને પામીને ઉપર જણાવેલાં સુંદર પરિણામોથી ભ્રષ્ટ થાય છે[1] એટલે તે દેવમંદિરે જતો નથી, સાધુના ઉપાશ્રયમાં પ્રવેશ પણ કરતો નથી, સાધુઓને જુએ તોપણ તેઓને વંદના સરખી પણ કરતો નથી, સ્વધર્મી બંધુઓને આમંત્રણ પણ કરતો નથી, પોતાને ઘરે દાન આપવાની પ્રવૃત્તિ હોય છે તે પણ બંધ કરી દે છે, ધર્મગુરૂને દૂરથી દેખીને નાસવા લાગે છે, તેઓની પુંઠે તેઓની નિંદા કરે છે–આવી રીતે આ પ્રાણીની વિવેકરૂપ ચેતના નાશ પામી ગયેલી જોઇ ગુરૂમહારાજ પોતાની બુદ્ધિશલાકામાં આ પ્રાણીને પ્રતિબોધ કરવાના ઉપાયરૂપ અંજન લે છે ( એટલે પોતાની બુદ્ધિવડે તેને પ્રતિબોધ કરવાનો ઉપાય ચિંતવે છે ) અને તે માટે જૂદી જૂદી તકો હાથ ધરે છે. કોઇ વખત ગુરૂ મહારાજ બહાર ગયા હોય અને ત્યાં માર્ગમાં આ પ્રાણી સાથે મેળાપ થઇ જાય તો તેઓ તેની સાથે પ્રિય ભાષણ કરે છે, તેની ઉપર પોતાની હિતબુદ્ધિ છે એમ બતાવે છે, પોતાનો સરળ ભાવ તેની પાસે વ્યક્ત કરે છે, પોતે તેને કોઇ પણ પ્રકારે ઠગવાનો ઇરાદો રાખતા નથી એવી ખાતરી આપે છે અને અમુક વ્યક્તિને ( પોતાને ) અંગે તેનામાં કાંઇક સારો ભાવ

અનધિકારીને ઉપદેશ.

---

૧ વધારે પડતી ધર્મદેશના સાંભળે એટલે તેના પરિણામ ભગ્ન થઇ જાય છે. અધિકાર વગર આપેલા ઉપદેશનુ આવુ પરિણામ આવવુ સંભવિત છે. બાળને બાળ યોગ્ય દેશના અપાય, વધારે પડતી આપે તો ઉલટ તેને વિપરીત નીવડે છે.

ઉત્પન્ન થયો છે એમ જોઇને તેઓ કહે છે કે "ભાઈ! સાધુ મહારાજના ઉપાશ્રયે તું કેમ આવતો નથી ? તારા આત્માનું કલ્યાણ કેમ કરતો નથી ? આ મનુષ્યનો ભવ કેમ તદ્દન નકામો કરી નાંખે છે ? શુભ અને અશુભના તફાવતને તું કેમ જાણતો નથી ? તું પશુભાવનો કેમ અનુભવ કરે છે ? અમે તને વારંવાર જણાવીએ છીએ કે આ (ઉપદેશ) તારૂં ખરેખરૂં હિત કરનારો છે એ વાતપર તારે વિચાર કરવો જોઇએ." આ સર્વ હકીકત સળી (શલાકા) ઉપર અંજન સ્થાપન કરવા તુલ્ય સમજવી. અહીં ઉપદેશરૂપ કારણમાં સમ્યગ્‌જ્ઞાનરૂપ કાર્યનો ઉપચાર કર્યો છે એમ સમજવું. એનો આશય એમ સમજવો કે વાસ્તવિક રીતે તો સમ્યગ્‌બોધ–જ્ઞાન એ આ પ્રાણીને પથ્ય છે તેને બદલે તે જ્ઞાનને પ્રગટ કરવાનું કારણ ગુરૂમહારાજનો ઉપદેશ છે, તેથી અહીં પથ્યપણાનો ઉપચાર કરવામાં આવ્યો છે.

**વિચિત્ર ઉત્તર.**

ગુરૂ મહારાજનાં આવાં વચન સાંભળીને આ પ્રાણી આઠ ઉત્તર આપવાની સંકળના કરીને બોલ્યો "મહારાજ! મને બિલકુલ ફુરસદ મળતી નથી (૧); ભગવાનની સમીપે આવવામાં મારૂં કાંઇ વળતું નથી, એટલે મને કોઇ પ્રકારનો લાભ થતો નથી (૨); કામધંધા વગરના પ્રાણીઓ ધર્મની ચિંતા કરે છે એટલે નવરા હોય તેને એક જાતનું એ કામ મળે છે (૩); મારા જેવા જો આમ જ્યાં ત્યાં રખડ્યા કરે તો બાઇડી છોકરાં ભૂખ્યાં મરે (૪); મારે ઘરનાં ઘણાં કામો છે તે બધાં કર્યા વગરનાં રહી જાય (૫); વેપાર બંધ કરવો પડે (૬); રાજસેવા થઇ શકે નહિ (૭); ખેતીવાડીનું કામ ચઢી જાય એટલે કરવું બાકીમાં રહે (૮)." આ હકીકતને પેલો દ્રમક માથું ધુણાવ્યા કરતો હતો તેની સાથે સરખાવવી. તે નિષ્પુણ્યકનાં આવાં વચન સાંભળી કરૂણાહૃદયવાળા ગુરૂમહારાજ પોતાના મનમાં વિચાર કરે છે કે આ બાપડો પ્રાણી શુભ કર્મ–પુણ્ય વિશેષ નહિ કરતો હોવાથી તે જરૂર દુર્ગતિમાં ચાલ્યો જશે, માટે મારે કોઇ પણ રીતે ઉપેક્ષા કરીને તેના તરફ બેદરકારી બતાવવી ન જોઇએ. આ પ્રમાણે વિચાર કરીને પછી ગુરૂમહારાજ તેને કહે છે "ભાઇ! તું કહે છે તેમ જ હશે એટલે તને ધર્મ કરવાનો અવકાશ નહિ મળતો હોય એ વિગેરે તેં ઉપર વાત કહી તે પ્રમાણે જ હશે તોપણ મારી ખાતર–મારા આગ્રહથી મારૂં એક વચન તું કબૂલ રાખ. તારે રાત અને દિવસમાં થઇને એક વખત ઉપાશ્રયે

**વ્યવહારથી ધર્મસેવન.**

આવીને સાધુનાં દર્શન કરી જવાં. માત્ર ચોવીશ કલાકમાં તારી સગવડે તને ઠીક પડે તે વખતે એક વખત સાધુ પાસે આવી જઇ ચાલ્યા જવું એવો નિર્ણય કર અને એ માટે તું અભિગ્રહ લે. એ ઉપ-

રાંત વિશેષ નિયમ કાંઇ પણ લેવાનું હું તને કહેતો નથી.” તે વખતે આવી ભરાણા તેનો ઉપાય શું ? એટલે માર્ગમાં મહારાજ મળી ગયા એટલે તેમની કહેલી આટલી સામાન્ય વાત ન કરીએ તો ઠીક ન લાગે, તેથી મન ન હોવા છતાં પણ ગુરૂમહારાજના અનુરોધથી જીવે એટલો નિયમ ગ્રહણ કર્યો. ગુરૂમહારાજનું આ એક વચન અંગીકાર કર્યું તે દ્રમકની આંખમાં અંજન પડવા તુલ્ય સમજવું. ત્યારપછી પેલો દ્રમક દરરોજ ઉપાશ્રયે જવા લાગ્યો, દરરોજ સાધુમહારાજના સંબંધમાં આવવાથી, તેમનાં [1]સ્વાભાવિક શુભ અનુષ્ઠાનો દેખવાથી, તેઓના નિઃસ્પૃહતા વિગેરે ગુણો તેના જોવામાં આવવાથી અને તેનાં પાપપરમાણુઓનો નાશ થતો જતો હોવાથી તેને જે વિવેકકળાની પ્રાપ્તિ થઇ ‘તે તેની નાશ પામેલી ચેતના તેને ફરીવાર પ્રાપ્ત થઇ’ એમ પૂર્વે કહ્યું છે તેની બરાબર સમજવું; વારંવાર તેને ધર્મપદાર્થને જાણવાની ઇચ્છા થયા કરે છે તે આંખો ઉઘાડવા મીંચવાના બનાવ તુલ્ય સમજવું; અને દરેક ક્ષણે તેની અજ્ઞતાનો નાશ થતો જતો હતો તે તેની આંખની પીડાના ઉપશમરૂપ સમજવું; એટલે જેમ તેના આંખના રોગો ઓછા થતા હતા તેમ તેની અજ્ઞતા દૂર થતી હતી. આવી રીતે બોધ થવાથી મનમાં જે જરા જરા સંતોષ થતો હતો તે તેને વિસ્મય-આશ્ચર્ય થવા તુલ્ય સમજવું.

ઠીકરા ઉપરનો પ્રેમ.

ત્યારપછી આગળ કથાપ્રસંગમાં કહેવામાં આવ્યું છે કે “[2]આટલો લાભ જણાયો છતાં પણ પોતાના ભિખના ઠીકરાને જાળવી રાખવાનો તેનો વિચાર પૂર્વકાળના લાંબા અભ્યાસને લઇને હજુ જતો નથી, હજુ તેને સંરક્ષણ કરવાનો વિચાર વારંવાર થયા કરે છે. આ એકાંત સ્થાન છે તેથી પોતાનું ભિક્ષાપાત્ર આ ઉપાડી જશે એવો વિચાર પણ વારંવાર તેને હજુ આવ્યા કરે છે, અને નાસી જવા સારૂ લાગ શોધવા માટે ચારે તરફ તે નજર નાખ્યા કરે છે.” આ પ્રાણીના સંબંધમાં પણ તેવીજ હકીકત બને છે તે આ પ્રમાણે સમજવી: જ્યાંસુધી આ પ્રાણી [3]પ્રશમ, સંવેગ, નિર્વેદ, આસ્તિક્ય અને અનુકંપાના લક્ષણથી યુક્ત [4]અધિગમ સમકિત પ્રાપ્ત કરતો નથી ત્યાં

---

૧ **સ્વાભાવિક:** બનાવટ વગરનાં, સાચા અંતરના, કૃત્રિમ નહિ.

૨ જુઓ પૃ. ૨૬ પંક્તિ ૭ થી આગળ.

૩ સમકિતના આ પાંચ લિંગ છે. **પ્રશમ**—શાંતિ. **સંવેગ**—વૈરાગ્ય. **નિર્વેદ**—સંસાર પર કંટાળો. **આસ્તિક્ય**—આસ્થા અને **અનુકંપા**—દયા.

૪ અન્યના ઉપદેશથી સમ્યક્ત્વદર્શન થાય તેને **અધિગમ સમ્યક્ત્વ** કહેવામાં આવે છે.

સુધી સામાન્ય ઉપર ઉપરનો બોધ થયા છતાં પ્રાણીમાં વિવેકની અ-લ્પતા હોવાને લીધે તેને ધન વિષય સ્ત્રી વિગેરેમાં પરમાર્થબુદ્ધિ ઓછી થતી નથી એટલે ધન, વિષય, સ્ત્રી જે વસ્તુતઃ ખરાબ ભોજન જેવાં છે તે પોતાનું બહુ સારૂં કરનારાં છે એમ જે પ્રાણીમાં બુદ્ધિ હોય છે તે વિવેક વગર દૂર થતી નથી. આવી તુચ્છ વિચારણાવાળો પ્રાણી અતિ વિશાળ હૃદયવાળા નિઃસ્પૃહી મુનિ મહાત્માઓને પોતાના અધમ મનને અનુસારે પોતાની જેવા ધારે છે અને તેઓની પાસે વધારે વખત રહેવાથી મારી પાસે તેઓ કોઇ વસ્તુ માગશે એવી વારંવાર શંકા લાવ્યા કરે છે. આવા હેતુથી એવા મહાત્મા પુરૂષોનો વધારે પરિચય કરતો નથી અને તેઓની પાસે વધારે વખત આ પ્રાણી રોકાતો પણ નથી.

( ૨૦ )

જળનો અદ્ભુત પ્રભાવ.

વળી પૂર્વે કહેવામાં આવ્યું છે કે "દ્રમકને અંજન આંજવાથી કાંઇક ચેતના પ્રાપ્ત થઇ છે એમ જોઇને ધર્મબોધકર મંત્રી હવે મીઠાં વચનોથી તેની સાથે વાત કરવા લાગ્યા. તેણે વાત શરૂ કરતાં કહ્યું 'ભાઇ! તારા સર્વ તાપોને શમાવી દેનાર આ પાણી જરા પી. આ પાણી પીવાથી તારા આખા શરીરમાં સમ્યક્ પ્રકારની સ્વસ્થતા થઇ જશે.' ધર્મબોધકર મંત્રી તેને આ પ્રમાણે પ્રેરણા કરે છે ત્યારે પેલો ભિખારી પોતાના મનમાં શંકા હોવાથી વિચાર કરે છે કે 'એ પાણી પીવાથી શું થશે તેની કંઈ ખબર પડતી નથી.' એવા એવા વિચાર કરીને સમસ્ત તાપની શાંતિ કરનાર તે પાણી હોવા છતાં તેને પીવાની ઇચ્છા કરતો નથી. ધર્મબોધકર મંત્રીશ્વરે આવી તેની સ્થિતિ જોઇ ત્યારે તેને તેની ઉપર વધારે દયા આવી અને દયાને લઇને 'બળાત્કારથી પણ કોઇનું હિત કરવું' આ નીતિવાકયનું સ્મરણ કરતાં તેમણે તે ભિક્ષુકનું એકાંત હિત કરવાની બુદ્ધિથી તેની મરજી નહોતી તોપણ તેનું મોઢું જોરથી ઉઘાડીને તેમાં પાણી રેડી દીધું. તે પાણી (જળ) તદ્દન ઠંડું હતું, અમૃતના જેવું સ્વાદિષ્ટ હતું, ચિત્તને આલ્હાદ ઉત્પન્ન કરે તેવું હતું અને સર્વ સંતાપ દૂર કરે તેવું હતું. તેને પીવાથી તે તદ્દન સ્વસ્થ જેવો થઇ ગયો, તેને જે ઉન્માદ હતો તે લગભગ નહિ જેવો થઈ ગયો, તેના વ્યાધિઓ નરમ પડી ગયા અને તેના શરીરમાં દાહની પીડા થતી હતી તે સર્વ શમી ગઇ તેમ જ તેની સર્વ ઇંદ્રિયો પ્રસન્ન થઇ. આવી રીતે તેનો અંતરાત્મા સ્વસ્થ થવાથી કાંઇક વિમળ ચેતનાવાળો થઇને તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો." આ પ્રા-

ણીના સંબંધમાં સર્વ એજ પ્રમાણે ઘણું ખરૂં બને છે. તેની યોજના આ પ્રમાણે સમજવી.

સમ્યગ્દર્શન પ્રાપ્તિની મુશ્કેલી

હવે જરા વખત મેળવીને આ ભાઈસાહેબ સાધુમહારાજને ઉપાશ્રયે આવે છે તે વખતે સાધુ મહારાજના સંબંધથી તેને ઉપર ઉપરનું કેટલુંક જ્ઞાન ( દ્રવ્યશ્રુત ) થાય છે અને તેવા દ્રવ્યશ્રુતને લઈને કાંઇક સહજ વિવેકબુદ્ધિ પણ પ્રગટ થાય છે, તોપણ તેનામાં વિશિષ્ટ શ્રદ્ધા હોતી નથી અને ધન, વિષય તથા સ્ત્રીને તે પરમાર્થબુદ્ધિથી ગ્રહણ કરતો હોય છે અને તેનામાં અત્યંત આસક્ત બુદ્ધિ રાખતો હોય છે; વળી તેના ઉપરની પોતાની અત્યંત મૂર્ચ્છા ( વિચાર વગરના પ્રેમ ) ને લીધે મહાત્મા સાધુઓ પણ તેને જ શોધતા હશે એવી આશંકા મનમાં તે રાખતો હોય છે અને તેથી કરીને ધર્મની કથા વાર્તા ચર્ચા ચાલતી હોય તેનો ઈરાદાપૂર્વક ત્યાગ કરતો હોય છે. આવી સ્થિતિમાં આચાર્ય મહારાજ આ જીવને મળે છે. તે વખતે ગુરૂમહારાજ પોતે અત્યંત દયાળુ હોવાથી આ પ્રાણીને વધારે ગુણોનું ભાજન કરવા તેમને વિચાર થાય છે. આવા સંયોગોમાં જ્યારે કોઇ વખત તે ગુરૂમહારાજ પાસે બેઠો હોય છે ત્યારે તેના સાંભળતાં બીજા પ્રાણીને ઉદ્દેશીને સમ્યગ્દર્શનમાં કેટલા ગુણો છે તેનું ગુરૂ વર્ણન કરે છે, સાથે જણાવે છે કે એને પ્રાપ્ત કરવું તે બહુ મુશ્કેલ છે અને કહે છે કે જે પ્રાણીઓ એને ( સમ્યગ્દર્શનને ) આદરે છે તે સ્વર્ગ અને મોક્ષ પ્રાપ્ત કરે છે અને વળી વિશેષમાં જણાવે છે કે પરલોકમાં ઉપર જણાવ્યું તેવું સુંદર ફળ થવા ઉપરાંત આ ભવમાં પણ તેનાથી મનની અપૂર્વ શાંતિ થાય છે. આ પ્રાણીને ચેતના આવ્યા પછી ગુરૂમહારાજ તેને પાણીનો ઉપયોગ કરવાનું આમંત્રણ કરે છે તેની બરાબર આ હકીકત સમજવી.

ઉપદેશકનો અનાદર.

ગુરૂ મહારાજનાં આવાં વચન સાંભળીને આ પ્રાણીનું મન વધારે હિંડોળે ચઢે છે અને તેથી તે વિચાર કરે છે કે ‘ આ સાધુમહારાજ સમ્યગ્દર્શનનાં બહુ વખાણ કરે છે, પણ જેવું હું તે સમ્યગ્દર્શન અંગીકાર કરીશ કે તેઓ જાણી જશે કે હું તેઓને વશ પડેલો છું અને પોતાને કબજે થયેલો મને જાણી જરૂર તેઓ મારી પાસે પૈસાની, અન્નની અને બીજી મારી વસ્તુઓની માગણી કરશે. ત્યારે મારે તે આવી છતી વસ્તુનો ત્યાગ કરી અછતી વસ્તુની આશારૂપ આત્મવંચના ( છેતરપીંડી ) નું શું કામ છે ? આમાં તેઓનો ઉંડો આશય

શું હશે અને મારી પાસે તેઓ શેનો શેનો કેટલો ત્યાગ કરાવશે તેની પણ કાંઇ ખબર નથી.' આવો વિચાર કરીને ગુરૂમહારાજ બોલ્યા તે સાંભળ્યું ન સાંભળ્યું કરીને તેમણે કહેલી વાતમાંથી કાંઇ પણ અંગીકાર કરતો નથી. આ નિષ્પુણ્યકના સંબંધમાં તેને પાણી પીવાની નિમંત્રણા કર્યા છતાં પણ તે પીવાની તેને ઇચ્છા થતી નથી તેની બરાબર સમજવું.

**માર્ગદેશના: અર્થપુરૂપાર્થ.**

આ પ્રમાણે હકીકત જોઇને ગુરૂમહારાજ આ પ્રાણીને બોધ કરવાનો શો ઉપાય કરવો તેનો વિચાર કરે છે. એ બાબતમાં અનેક પ્રકારની વિચારણા કરતાં તેઓ ત્યારપછી આ પ્રમાણે કરે છે: કોઇ વખતે આ પ્રાણી સાધુના ઉપાશ્રયે આવે છે એમ જાણીને અન્ય પ્રાણીઓને ઉદ્દેશીને તેના આવવા પહેલાં ગુરુમહારાજ માર્ગદેશના[1] આપવાની શરૂઆત કરી દે છે: "હે ભવ્ય પ્રાણીઓ! તમે સર્વ પ્રકા-"રના વિક્ષેપ તજી દઇને હું જે હકીકત તમને કહું છું તે બરાબર "સાંભળો. આ સંસારમાં ચાર પ્રકારના [2]પુરુષાર્થ હોય છે: ધર્મ, અર્થ, "કામ અને મોક્ષ. કેટલાક પ્રાણીઓ આ ચાર પુરુષાર્થમાંથી અર્થને જ "પ્રધાન (મુખ્ય) પુરૂષાર્થ ગણે છે." આટલી પ્રસ્તાવના થઇ રહે છે તે વખતે આ પ્રાણી આવી પહોંચે છે. પછી તેના સાંભળતાં ગુરુમહારાજ વ્યાખ્યાન આગળ ચલાવે છે. "પૈસાના ભંડારથી શોભતા પુરુષનું શરીર "ઘડપણથી જીર્ણ થઈ ગયેલું હોય તોપણ પચીશ વર્ષની વયવાળા "યુવાન પુરુષ જેવો તે ગણાય છે, અત્યંત બીકણ હોય તોપણ જાણે "મોટી મોટી લડાઇઓમાં તેણે સાહસ કરી બતાવ્યું હોય અને જાણે તે "અતુલ્ય બળ પરાક્રમવાળો હોય એવાં તેનાં ગીતડાં ગવાય છે; પૂરા "ક ખ ગ ઘ પણ ન આવડતા હોય અને પાટી ઉપર જરા ધૂળ પણ ન "નાખી હોય છતાં જાણે ભાઇસાહેબ સર્વ શાસ્ત્રોનુ અવગાહન કરી શકે "તેવા અને ભણી ચૂકેલા (પારગત થયેલા) હોય એવી તીવ્ર બુદ્ધિવાળા "છે એ પ્રમાણે ભાટલોકો તેની સ્તુતિ કરે છે; પોતે એટલો કદરૂપો "અને બેડોળ હોય કે કોઇને તેની સામે જોવું પણ ગમતું ન હોય તો-"પણ ખુશામત કરનારા તેના સેવકો તે રૂપમાં કામદેવને પણ હરાવી "નાખે તેવો છે એ પ્રમાણે તેની સ્તુતિ કરે છે; તેનામાં પ્રભાવની "એક જરા ગંધ સરખી પણ ન હોય તોપણ સર્વ વસ્તુઓ સાધવામાં

---

૧ **માર્ગદેશના:** ધર્મોપદેશ.

૨ **પુરૂષાર્થ:** ઉદ્યોગથી પ્રાપ્ત કરવાના સાધ્ય. મનુષ્યયત્ન.

" તેનો પ્રભાવ સમર્થ હોય એમ તેના ધનના લાલચુ લોકો જણાવે " છે; નીચ અધમ ઘટદાસીનો[1] દીકરો હોય છતાં જાણે તે કોઇ પ્રખ્યાત " મોટા વંશમાં ઉત્પન્ન થયો હોય એમ તેના ધનની ઇચ્છા કરનારાઓ " તેને કહે છે; સાત પેઢી સુધીમાં કોઇ જાતનું સગપણ ન હોય તોપણ " જાણે તે પોતાનો સગો ભાઇ હોય એવી રીતે સર્વ લોકો તેની સાથે " સંબંધ રાખે છે. આ સર્વ ભગવાન્ અર્થ-ધન-દેવની લીલા છે. " વળી પુરુષત્વ સર્વ પ્રાણીઓનું એકસરખું હોવા છતાં અને આંખ " કાન નાક હાથ પગ એકસરખાં અને સરખી સંખ્યાવાળા છતાં લો- " કોમાં કેટલાક પ્રાણીઓ ( દાન ) આપનાર હોય છે અને કેટલાક યાચક " હોય છે; કેટલાક રાજા હોય છે અને કેટલાક પાળા[2] હોય છે; કેટલાક " ઉંચા પ્રકારના ઇંદ્રિયના સુંદર વિષયો ભોગવવાને યોગ્ય હોય છે અને " કેટલાક દુઃખે કરીને પૂરી શકાય તેવું પેટ ભરવાને પણ અસમર્થ હોય " છે; કેટલાક અન્યને પોષનારા હોય છે અને કેટલાક બીજાવડે પોષાય " છે. આવા આવા અનેક તફાવતો જે દુનિયામાં જણાય છે તે ધન- " અર્થના [3]સદ્ભાવ અને અસદ્ભાવથી ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે " હોવાથી અર્થ મુખ્ય પુરુષાર્થ છે. એને લઇને કહેવામાં આવે છે કે,

अर्थाख्यः पुरुषार्थोऽयं, प्रधानः प्रतिभासते ।
तृणादपि लघुं लोके, धिगर्थरहितं नरम् ॥

" અર્થ નામનો પુરુષાર્થ સર્વથી મુખ્ય લાગે છે, તેથી ઘાસના તર- " ણાથી પણ હલકા જેવા ધન વગરના મનુષ્યને આ લોકમાં ધિક્કાર છે."

આચાર્ય મહારાજે આ પ્રમાણે વાત કરી તે સાંભળીને વ્યાખ્યાનની શરૂઆત થઈ ગયા પછી મોડો આવેલો આ પ્રાણી વિચાર કરે છે કે મહારાજે હાલ તો બહુ સારી વાત કહેવા માંડેલી જણાય છે ! એટલો વિચાર કરીને તે બહુ ધ્યાન રાખીને વાત સાંભળવા લાગી જાય છે, સાંભળીને પોતે જાણે છે અને સમજે છે એમ બતાવવા માટે પોતાની ડોક પણ હલાવ્યા કરે છે, આંખો ઉઘાડે મીંચે છે, અને મુખ વિકસ્વર કરે છે અને મુખે ધીમે ધીમે બોલતો જાય છે કે ' અહો ! મહારાજ શ્રીએ વાત તો બહુ સારી કરી ! ' તેનાં અવયવો ઉપર આવી નિશાની જોઇને ગુરૂમહારાજ સમજી જાય છે કે આ પ્રાણીને વાત સાંભળવાનું કુતુહળ ઉત્પન્ન થયું છે. આટલું અવલોકન કરી લઇ ગુરુમહારાજ વ્યાખ્યાન આગળ ચલાવ છે.

અર્થ દ્વારા આકર્ષણ,

---

૧ ઘટદાસીઃ કુટ્ટણી, વેશ્યા. ૨ પાળાઃ પગે ચાલનાર, રાજસેવક.
૩ હોવાપણું અને નહિ હોવાપણું.

કામ પુરુષાર્થ-પર વિવેચન.

"વળી કેટલાક પ્રાણીઓ કામ ( ઇંદ્રિયભોગ-વિષયસુખના અનુ-
"ભવ )ને પ્રધાન પુરૂષાર્થ માને છે. તેઓ વિચાર કરે
"છે કે લલિત લલનાના મુખકમળમાં રહેલ મધુનું
"પાન કરવામાં ચતુર ભમરાઓના ગુંજારવનું આચ-
"રણ કરવામાં ન આવે અથવા જ્યાંસુધી નવ યૌવના
"સ્ત્રીના મુખકમળના મધ્યમાં આવેલ અધરોષ્ઠમાંથી અમૃતનું પાન
"કરવામાં ન આવે ત્યાંસુધી પુરુષમાં વાસ્તવિક રીતે પુરૂષપણું ઘટતું
"નથી; કારણ કે પૈસાના સંગ્રહનું, કળામાં કુશળતા પ્રાપ્ત કરવાનું,
"ધર્મ પ્રાપ્ત કરવાનું કે આ મનુષ્યજન્મ પામવાનું વાસ્તવિક ફળ તો
"કામ જ છે. અને સર્વ સુંદર સામગ્રીઓ પ્રાપ્ત થઇ હોય પણ
"કામનાં સાધનો તરીકે તેનો ઉપયોગ ન થાય તો તે સર્વ નકામું
"છે. જે પ્રાણીઓ કામભોગની સેવા કરવામાં તત્પર હોઇ તેના ભોગી
"હોય છે તેઓને ભોગનાં સાધનભૂત ધન, સ્ત્રી, સુવર્ણ વિગેરે પોતાની
"મેળે આવીને મળે છે. सपद्यन्ते भोगीनां भोगाः ( એટલે ભોગીને ભોગ
"મળી રહે છે ) એ વાત બાળ ગોપાળ અને સ્ત્રીઓ પણ જાણે છે.
"કહ્યું છે કે—

**स्मितं न लक्षेण वचो न कोटिभि-**
**र्न कोटिलक्षैः सविलासमीक्षितम् ।**
**अवाप्यतेऽन्यैरदयोपगूहनं**
**न कोटिकोट्यापि तदस्ति कामीनाम् ॥**

"બીજા પુરુષોને લાખ સોનામહોર ખરચવાથી પણ જે મંદ
"હાસ્ય પ્રાપ્ત થતું નથી, કરોડ સોનામહોર ખરચવાથી પણ જે વચન
"સાંભળવાનું બની શકતું નથી, લાખ કરોડ સોનામહોર ખરચવાથી
"પણ તેની સામે જે કટાક્ષ ફેંકાતું નથી અને કરોડ કરોડ સોનામહોર
"ખરચવાથી પણ નિષ્ઠુરતાપૂર્વક જે આલિંગન પ્રાપ્ત થતું નથી તે
"સર્વ કામી પુરુષોને સહજ પ્રાપ્ત થાય છે.' ત્યારે કામી પુરુષને તે
"કઇ વાતની કમીના છે ? તેટલા માટે કામજ પ્રધાન પુરુષાર્થ છે.
"આથી લોકમાં કહેવાય છે કેઃ—

**कामाख्य पुरुषार्थोऽयं, प्राधान्येनैव गीयते ।**
**नीरसं काष्ठकल्पं हि, धिक्कामविकलं नरम् ॥**

"આ કામ નામનો પુરુષાર્થજ દુનિયામાં પ્રધાનપણે ગવાય છે, તેથી રસ વગરના અને લાકડા જેવા કામરહિત પુરુષને ધિક્કાર છે."

આ કામ પુરુષાર્થની વાત સાંભળીને આ પ્રાણીનો હર્ષ તેના

હૃદયમાં ન સમાઈ શકવાથી અંદર ઉછળવા લાગે છે, તેથી તે પ્રકટપણે બોલવા લાગે છે કે "અહો ! મહારાજ સાહેબે બહુ સારી વાત કરી ! ઘણા વખત પછી મહારાજશ્રીએ આજે બહુ સારૂં વ્યાખ્યાન કરવા માંડ્યું છે, આવું વ્યાખ્યાન આપસાહેબ દરરોજ આપ્યા કરશો તો જો કે અમારે સંસારનાં કામોમાંથી પાણી પીવાની પણ ફુરસદ નથી તોપણ ગમે તેમ કરી વખત કાઢી બરાબર ધ્યાન રાખી આપ સાહેબનું વ્યાખ્યાન સાંભળવા માટે આવવાનો નિર્ણય કરશું." ગુરુમહારાજે પોતાના સામર્થ્યથી તે નિષ્પુણ્યકનું મોઢું ઉઘાડ્યું હતું તેની બરાબર આ હકીકત સમજવી.

**મોહરાયની અસર: ગુરૂનું પર્યાલોચન.** જ્યારે પેલો પ્રાણી ઉપર કહ્યું તે પ્રમાણે બોલતો હોય છે ત્યારે ગુરુમહારાજના મનમાં એવો વિચાર થાય છે કે 'અહો ! મહામોહની ચેષ્ટા તો જુઓ ! એ મહામોહની અસર તળે આવી રહેલા પ્રાણીઓ પ્રસંગોપાત્ત કહેલી અર્થ અને કામની કથાથી રીઝ પામે છે અને ખાસ યત્ન કરી કહેલી ધર્મની કથા સાંભળીને જરા પણ રીઝ પામતા નથી. અર્થ અને કામમાં પ્રતિબદ્ધ ચિત્તવાળા ક્ષુદ્ર પ્રાણીઓનાં મનમાં કેવા અભિપ્રાયો વર્ત્તતા હોય છે તેનું અમે અત્રે વર્ણન કરી બતાવ્યું, ત્યારે આ બાપડો તો તેમાં જ સુંદરપણાની સ્થાપના કરીને બેસી ગયો છે ! આટલું કરવાથી તે અમે જે કહીએ તે સાંભળવા તત્પર થયો છે તેથી એ રીતે પણ અમે જે પરિશ્રમ કર્યો અને જે જેહમત ઉપાડી તે એક રીતે સફળ થઇ છે. આ પ્રાણીને બોધ પ્રાપ્ત કરવાના ઉપાયો કરવા માટે મેં જે વિચારણા કરી રાખી હતી તે વિચારણારૂપ બીજને આજે કાંઇક અંકુરો ફુટ્યા છે. આને લઇને હવે એ પ્રાણી રસ્તા ઉપર આવી જશે.' આ પ્રમાણે પોતાના મનમાં વિચાર કરી ગુરુમહારાજ તેનો જવાબ આપતાં બોલ્યા કે "રે ભદ્ર ! અમે તો વસ્તુ જેવી હોય તેવા પ્રકારની કહી બતાવીએ છીએ, અમને ખોટું બોલતાં આવડતું નથી." ગુરુમહારાજનાં આવાં વચન સાંભળીને તે પ્રાણીને ગુરુ ઉપર વધારે વિશ્વાસ ઉત્પન્ન થયો, તેથી તે ફરીવાર બોલ્યો "હે ભગવન્ ! આપ કહો છો તેમજ સર્વ હકીકત છે, એમાં કોઇ પ્રકારનો શક નથી." ત્યારે ગુરુમહારાજ કહે છે "ભદ્ર ! જો એમ છે તો કહે, અર્થ અને કામનું માહાત્મ્ય મેં હમણાં કહી સંભળાવ્યું તે તારી સમજણમાં આવી ગયું ?" પેલો [1]પ્રાણી જવાબ આપે છે કે "હા, મહારાજ ! બહુ સારી રીતે મારા ધ્યાનમાં અર્થ અને કામની સર્વ

૧ બેંગાલ રો. એ. સોસાયટીવાળા મૂળ ગ્રંથનું પૃ. ૧૦૧ અહીંથી શરૂ થાય છે.

હકીકત આવી ગઇ." ગુરુમહારાજે કહ્યું "ભાઇ! અમે ચાર પુરુષાર્થનું માહાત્મ્ય કહેવાનો આરંભ કર્યો હતો, તેમાંથી અર્થ અને કામ એ બે પુરુષાર્થ સંબંધી હકીકત કહી સંભળાવી. હવે અમે ત્રીજા પુરૂષાર્થની વાત કરીએ છીએ તે પણ તારે બરાબર ચિત્ત લગાડીને સાંભળવી." પેલો પ્રાણી જવાબમાં કહે છે "મહારાજ! મારૂં બરાબર ધ્યાન છે, આપ વાત આગળ ચલાવો."

ધર્મ પુરુષાર્થનું સ્પષ્ટ વર્ણન.

આ પ્રમાણે વાતચીત થયા પછી ગુરુમહારાજે વ્યાખ્યાન આગળ ચલાવ્યું "વળી કેટલાક પ્રાણીઓ ધર્મને જ પ્રધાન "પુરુષાર્થ માને છે. સર્વ પ્રાણીઓનું જીવત્વ સરખું "હોવા છતાં કેટલાક પ્રાણીઓ એવા કુળમાં ઉત્પન્ન "થાય છે કે જ્યાં ઘણી પેઢી સુધી પરંપરાગત દ્રવ્ય "ચાલ્યું જ આવતું હોય છે, જે કુળો મનને અનેક પ્રકારના આનંદ "ઉપજાવવાનાં સ્થાન હોય છે અને જે કુળનું આખું જગત્ સારી રીતે "માન જાળવે છે; વળી કેટલાક એવાં કુળમાં ઉત્પન્ન થાય છે કે જ્યાં "ધનની ગંધનો પણ સંબંધ થતો ન હોય, આખી દુનિયાનાં સર્વ દુઃખો "જ્યાં આવીને વસી રહેલાં હોય અને જે કુળની સર્વ પ્રાણીઓ નિદાજ "કર્યા કરતા હોય. આવો તફાવત શા માટે પડતો હશે? તથા એક "માબાપથી જન્મ પામેલા ભાઇઓ અને તે પણ જોડલાના (સાથે "જન્મેલા) ભાઇઓમાં મોટો તફાવત જોવામાં આવે છે: તે એવી "રીતે કે તેમાંનો એક રૂપમાં કામદેવ[1] જેવો હોય છે, શાંતિમાં મુનિ-"મહારાજ જેવો હોય છે, બુદ્ધિના વૈભવમાં અભયકુમાર[2] જેવો થાય "છે, ગંભીરતામાં ક્ષીરસમુદ્ર જેવો થાય છે, સ્થિરપણામાં મેરૂપર્વ-"તના શિખર જેવો થાય છે, શૂરવીરપણામાં ધનંજય[3] જેવો થાય છે, "ધનની બાબતમાં કુબેર ભંડારી જેવો થાય છે, દાન દેવામાં કર્ણ જેવો "થાય છે, નીરોગીપણામાં વજ્ર જેવા સખ્ત શરીરવાળો થાય છે, દર-"રોજ પ્રસન્ન રહેવાની બાબતમાં મોટી ઋદ્ધિવાળા દેવતાઓ જેવો થાય "છે; આવી રીતે સર્વ ગુણ અને કળાના સમૂહથી અલંકૃત થયેલો તે "ભાઇ સર્વ પ્રાણીઓનાં મનને આનંદનું કારણ થાય છે અને આંખોને "ઠંડક આપનાર થાય છે; ત્યારે તે જ માબાપનો બીજો પુત્ર પોતાના "ખરાબ દર્શનથી સર્વ લોકોને ઉદ્વેગ પમાડે છે, પોતાની દુષ્ટ ચેષ્ટા-

---

૧ કામદેવનુ રૂપ સર્વથી સુંદર ગણાય છે

૨ **અભયકુમાર**—શ્રેણિક રાજાના પુત્ર, બુદ્ધિમા બહુ શ્રેષ્ઠ ગણાય છે. તેને ઉત્પાતિકી બુદ્ધિ હતી. તેને માટે જુઓ, અભયકુમાર ચરિત્ર.

૩ **અર્જુન**. પાંચ પાંડવોમાથી એક.

" એથી પોતાનાં માતાપિતાને પણ સંતાપ આપે છે, મૂર્ખશિરો-
" મણિ હોવામાં આખી પૃથ્વીને [1]જીતી લે છે, તુચ્છપણાએ કરીને
" આકડાના[2] તેમજ [3]શાલ્મલી વૃક્ષના રૂથી પણ વધારે હલકો હોય છે,
" ચપળપણામાં વાંદરાની લીલાને પણ હસાવે છે, બીકણપણામાં ઉંદરને
" પણ પાછા પાડે છે, નિર્ધન હોવાને લીધે દરિદ્રીનો આકાર ધારણ કરે
" છે, દીનપણામાં ટક્ક[4] જાતિના મનુષ્યોને પણ ઉલ્લંઘી જાય છે, આખા
" શરીરમાં રોગો ભરેલા હોવાથી અને તેમાંના ઘણા તેના શરીરપર
" પ્રગટ દેખાતા હોવાથી તે પોકાર કરતો અને બૂમો પાડતો આખા
" જગતને પોતાની ઉપર કરૂણા ઉપજાવે છે, તેનું ચિત્ત દીનતા, ઉદ્વેગ
" અને શોકથી ભરેલ હોવાથી તેને મહા ભયંકર ઘોર નારકી જેવો
" સંતાપ થયા કરે છે, અને તે પ્રમાણે એ સર્વ દોષનું સ્થાન હોવાથી
" લોકો એને પાપિષ્ઠ અને અદર્શનીય ( નહિ જોવા લાયક ) કહી તેની
" વારંવાર નિંદા કરે છે-આવી રીતે એક માબાપના બે પુત્રોમાં પણ
" આટલો મોટો તફાવત પડે છે તેનું કારણ શું હશે ?

**તફાવત અને નુકસાન.**

" વળી બીજો પણ વિચાર કરવો જોઇએ કે એવા બે પુરુષો કે
" જે ઉંચા પ્રકારનાં બળ, બુદ્ધિ, ઉદ્યોગ અને પરાક્-
" મની બાબતમાં જરા પણ તફાવત વગરના હોય,
" એટલે જેઓની માનસિક અને શારીરિક શક્તિઓ
" સરખી હોય અને ઉદ્યોગમાં પણ એકસરખો પ્રયાસ
" કરનારા હોય અને ટુંકામાં સર્વ બાબતમાં સરખા દેખાતા હોય, તેઓ
" પૈસા પેદા કરવાની બાબતમાં પ્રવૃત્તિ કરે ત્યારે તેઓમાંનો એક ખેતી-
" વાડીનો આરંભ કરે, પશુ પાળવાનું કાર્ય કરે, વેપાર કરવા લાગે,
" રાજાની સેવા કરવાનું કામ હાથ પર લે કે બીજું કોઇ પણ કામ કરવા
" લાગે તે સર્વમાં ફતેહ પામે છે અને ઇચ્છિત મેળવે છે, ત્યારે બીજો
" તેવાંજ કોઇ કાર્યો કે વ્યાપારો શરૂ કરે તેમાં સફળ થતો નથી કે
" ઇચ્છિત મેળવતો નથી, એટલુંજ નહિ પણ પોતાના વડીલો તરફથી
" તેને જે થોડું ઘણું દ્રવ્ય મળેલું હોય છે તે પણ ઉલટો આપત્તિઓ
" દ્વારા ગુમાવી બેસે છે. એમ શા માટે થતું હશે ?

" વળી પણ વિચાર કરવો જોઇએ કે બે પુરુષોને સ્પર્શ, રસ,

---

૧ એટલે તેના જેવો આખી પૃથ્વીમા કોઇ મૂર્ખ હોતો નથી.

૨ આકડાના રૂને **અકોલીયું** કહેવામા આવે છે.

૩ **શાલ્મલીઃ** સીમળાનુ ઝાડ. તેના રેસા થાય છે.

૪ **ટક્કઃ** તુર્કસ્થાનના લોકો સમજે છે એમ પં. મેઘવિજયજી જણાવે છે.

વિશેષતાનાં કારણની શોધ.

" ઘ્રાણ, ચક્ષુ અને કર્ણના ઉચ્ચ પ્રકારના વિષયો એક " સાથે પ્રાપ્ત થાય છે ત્યારે તેઓમાંનો એક એ સર્વ " વિષયોને પ્રબળ શક્તિવાળો અને વધારે વધારે " પ્રીતિવાળો થઇને વારંવાર ભોગવે છે અને બીજાને " અકાળે કૃપણતા પ્રાપ્ત થાય છે અથવા કોઇ પ્રકારનો રોગ ઉત્પન્ન થાય છે " તેથી પરિણામે એ થાય છે કે તેને તે સર્વ ભોગો ભોગવવાની ઇચ્છા " હોય તો પણ તે ભોગવી શકતો નથી. આ પ્રમાણે બનતું ઘણી વાર " જોવામાં આવે છે તેનું કારણ શું હશે? સંસારી પ્રાણીઓમાં ઉપર " જણાવી તેવી અને બીજી અનેક પ્રકારની વિશેષતાઓ (જૂદાપણું) " વારંવાર જોવામાં આવે છે તેનું ઉપર ઉપરથી જોતાં કોઇ કારણ દેખાતું " નથી અને કોઇ પણ બાબત કારણ વગર તો થઇ શકે નહિ. જો એવા " પ્રકારના તફાવતો કારણ વગર જ બનતા હોય તો આકાશની પેઠે હમેશાં " બન્યા કરવા જોઇએ અથવા તો તે સસલાનાં શીંગડાંની પેઠે કોઇ " દિવસ પણ ન હોવા જોઇએ:[1] તે તફાવતો કાંતો હોવાજ જોઇએ અને " કાંતો ન જ હોવા જોઇએ, પણ આ તો બને છે એમ કે એવા તફા- " વતો કોઇ વખત દેખાય છે અને કોઇ વખત બિલકુલ દેખાતા નથી; " માટે એ તફાવતો કારણ વગરના નથી એમ ચોક્કસ જણાય છે અને " તેથી સહજ અનુમાન થાય છે કે એ તફાવતોનું કાંઇ પણ કારણ જરૂર " હોવું જોઇએ."

ધર્મ અધર્મના પરિણામો.

આટલી હકીકત સાંભળીને પેલા પ્રાણીને આ વાત કાંઇક સમજાણી હોય તેવી રીતે તે ગુરુમહારાજને પૂછે છે–" ભગવન્! ત્યારે એવા તફાવતો જોવામાં આવે છે તેનું કારણ શું હશે?" ગુરુમહારાજ તેને પ્રત્યુત્તર આપતાં કહે છે "ભદ્ર! સાંભળ. સર્વ પ્રાણીઓને જે સુંદર વિશે- " ષતાઓ પ્રાપ્ત થાય છે એટલે ઉપર જે જૂદી જૂદી હકીકત પ્રાણી- " ઓની બતાવી અને તેમાં તફાવત રહેતો બતાવ્યો એમ જે અવ- " લોકન કરતાં જોવામાં આવે છે તેનું અંતરંગ (છુપું) કારણ ધર્મ " છે. એ ધર્મ પ્રાણીને સારા કુળમાં ઉત્પન્ન કરે છે, તે જ તેને " સારા ગુણોનું સ્થાન બનાવે છે, એનાં સર્વ અનુષ્ઠાનોને તે સફળ કરે

---

૧ એટલે આકાશને ઉત્પન્ન થવાનુ કાંઈ કારણ નથી તેથી તે સદા છે જ. પછી એ નથી એમ કદિ થતુ નથી અને સસલાના શીંગડા થવાનુ કારણ નથી તો તે કદિ થતા જ નથી. તેમા કદાપિ થઇ જાય છે એવુ બની શકતુ નથી. તે નિયમ પ્રમાણે એવા તફાવતો કા તો હમેશા હોવા જ જોઇએ અથવા કદિ પણ ન જ હોવા જોઇએ.

" છે, પ્રાપ્ત થયેલા ભોગોને તે વારંવાર ભોગવાવે છે અને બીજા અનેક " પ્રકારના શુભ વિશેષોને તે પ્રાપ્ત કરાવે છે; અર્થાત્ એ ધર્મના પ્રતા- " પથી પ્રાણી એવા સુંદર સંયોગોમાં મૂકાય છે કે એ જે કાર્ય હાથમાં " લે છે તેમાં તે સફળ થાય છે અને તેને ઇચ્છિત સર્વ વસ્તુઓ પ્રાપ્ત " થાય છે. એવીજ રીતે આ પ્રાણીઓમાં નહિ પસંદ આવે તેવા તફા- " વતો વારંવાર જોવામાં આવે છે તેનું કારણ અધર્મ છે. એ ખરાબ " પરિણામ ઉત્પન્ન કરનાર અધર્મ આ પ્રાણીને અધમ કુળમાં ઉત્પન્ન " કરે છે, સર્વ દોષોનું તે સ્થાન હોય એવી ખરાબ સ્થિતિ તેને " પ્રાપ્ત કરાવી આપે છે, તે પ્રાણી જે ધંધાઓ કે વ્યવસાયો આદરે તે " સર્વ નિષ્ફળ બનાવી દે છે અને પ્રાપ્ત થયેલા ભોગ ન ભોગવી શકાય " તેવી નિર્બળતાને ઉત્પન્ન કરે છે. આવા આવા ન પસંદ પડે તેવા " અનેક તફાવતો આ પ્રાણીમાં તે અધર્મ ઉત્પન્ન કરે છે; તેટલા માટે " જે ધર્મના પ્રભાવથી આ સર્વ સંપત્તિઓ પ્રાણીઓને આવી મળે છે " તેજ પ્રધાન પુરુષાર્થ છે. અર્થ અને કામની પ્રાણી ગમે તેટલી વાંછા " કરે, પરંતુ ધર્મ વગર તે પ્રાપ્ત થતા નથી અને ધર્મ જે પ્રાણીમાં હોય " છે તે એવી કોઈ પણ વસ્તુની ઇચ્છા કરે કે ન કરે તો પણ પોતાની " મેળે સર્વ સુંદર વસ્તુઓ તેને આવી મળે છે. આ પ્રમાણે હોવાથી " જે પ્રાણીઓ અર્થ કામ પુરુષાર્થ સાધવાની ઇચ્છા રાખતા હોય તેમણે " પણ ધર્મ પુરુષાર્થ સાધવાનો ખાસ જરૂર છે, તેટલા માટે ધર્મ પ્રધાન " પુરુષાર્થ છે. અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત વીર્ય, અનંત આનંદ- " રૂપ આત્માની મૂળ અવસ્થા પ્રગટ કરનાર મોક્ષ નામનો ચોથો પુરૂ- " ષાર્થ જો કે છે અને તે સર્વ પ્રકારના ક્લેશસમૂહને કાપી નાખનાર " હોવાથી અને સ્વાભાવિક આનંદ પ્રાણી સ્વતંત્રપણે ભોગવી શકે એવી " અતી આહ્લાદજનક સ્થિતિ પ્રાપ્ત કરાવનાર હોવાથી મુખ્ય પુરુષાર્થ " તે જ છે, પરંતુ ધર્મ પુરુષાર્થનું તે કાર્ય હોવાથી એટલે ધર્મ પુરુષાર્થ " સાધવાને પરિણામે મોક્ષ પુરુષાર્થ પરંપરાએ સાધ્ય થતો હોવાથી " જ્યારે એ પુરૂષાર્થ સર્વથી મુખ્ય છે એમ કહેવા લાગીએ ત્યારે પણ " તેને પ્રાપ્ત કરાવનાર ધર્મજ પ્રધાન પુરૂષાર્થ છે એમ અર્થ બતાવાય " છે. ભગવાન્ તીર્થંકર મહારાજ પણ તેટલા માટે કહી ગયા છે કે—

**धनदो धनार्थिनां धर्मः, कामार्थिनां च कामदो।**
**धर्म एवापवर्गस्य, पारम्पर्येण साधकः॥**

"ધર્મ ધનની ઇચ્છાવાળાને ધન આપે છે, કામની ઇચ્છાવાળાને "કામ આપે છે, અને પરંપરાએ ધર્મ મોક્ષને પણ અપાવે છે." તેટલા

માટે ધર્મથી કોઇ વધારે મોટો પુરુષાર્થ નથી. આ પ્રમાણે હોવાથી તેઓ કહે છેઃ-

**धर्माख्यः पुरुषार्थोऽयं, प्रधान इति गम्यते।**
**पापग्रस्तं पशोस्तुल्यं, धिग् धर्मरहित नरम्॥**

"ધર્મ નામનો આ પુરુષાર્થ છે તે સર્વથી મુખ્ય છે એમ જણાય છે. પાપમાં પચી રહેલ અને ધર્મ વગરના તેમ જ જનાવરની જેવા જીવતરવાળાને ધિઃક્કાર છે."

ગુરુમહારાજની આવી ધર્મદેશના સાંભળી પેલો પ્રાણી કહે છે-

**ધર્મનાં કારણ, સ્વભાવ, કાર્ય.**

"મહારાજ! અર્થ અને કામ તો સાક્ષાત્ જોવામાં આવે છે અને આપ સાહેબે હમણાં ધર્મનું વર્ણન કરી બતાવ્યું તે તો અમે કોઇ જગ્યાએ હજુ સુધી જોયેલ નથી, તેથી આપ સાહેબ તેનું સ્વરૂપ અમને બતાવો." આ પ્રશ્નના જવાબમાં ધર્માચાર્ય કહે છે "ભદ્ર! જે "પ્રાણીઓ મોહથી અંધ થઇ ગયા હોય છે તેઓ ધર્મને જોઇ શકતા "નથી, પરંતુ જે પ્રાણીઓમાં વિવેક હોય છે તેઓની નજરમાં ધર્મ "પ્રત્યક્ષ દેખાય છે. સામાન્ય રીતે ધર્મનાં ત્રણ સ્વરૂપ આપણે વિચારી "જઇએ. કારણ, સ્વભાવ અને કાર્ય. તેમાં સારાં સારાં અનુષ્ઠાનો "કરવાં તે ધર્મનું કારણ છે એ તો સર્વના જોવામાં આવે છેઃ દાખલા "તરીકે સામાયિક, પૌષધ, દેવપૂજા, ગુરુવંદના વિગેરે. ધર્મનો સ્વભાવ "બે પ્રકારનો છેઃ સાશ્રવ અને અનાશ્રવ. સાશ્રવ સ્વભાવ પ્રાણીમાં "શુભ પરમાણુઓના સંગ્રહરૂપ છે અને અનાશ્રવ સ્વભાવ તે પૂર્વે "એકઠાં કરેલાં કર્મપરમાણુઓના નાશરૂપ છે.[1] આ બન્ને પ્રકારના "ધર્મનો સ્વભાવ યોગીઓ તો બરાબર (પ્રત્યક્ષ) જોઇ શકે છે અને "અમારા જેવા અનુમાનથી જોઇ શકે છે; ધર્મનું કાર્ય તો પ્રત્યેક "જીવમાં જે અનેક પ્રકારની શુભ પ્રાપ્તિઓ (વિશેષો) છે તે સ્પષ્ટ "રીતે દેખાઇ આવતી હોવાથી સર્વને ઉઘાડી રીતે જણાય છે. આ "પ્રમાણે ધર્મનાં કારણ, સ્વભાવ અને કાર્ય એ ત્રણે તું દેખે છે છતાં "તેં ધર્મ જોયો જ નથી એમ શા માટે બોલે છે? આ ધર્મનાં કારણ, "સ્વભાવ અને કાર્ય એ ત્રણે બતાવ્યાં તેમાંથી ધર્મનાં કાયો છે તેને

---

૧ **આશ્રવ** દ્વારા સર્વ કર્મો આવે છે અને અનાશ્રવ અથવા સંવર દ્વારા તે આવતાં અટકે છે અને નિર્જરા દ્વારા તેનો નાશ થાય છે. **અનાશ્રવમાં** સંવરનો અને નિર્જરાનો સમાવેશ થાય છે.

"ધર્મ શબ્દથી લોકો ઓળખે છે. તેમાં જાણવા જેવું એ છે કે સુંદર "અનુષ્ઠાનરૂપ કારણમાં કાર્યનો ઉપચાર કરવાથી તેને પણ કોઇ વખત "ધર્મ કહેવામાં આવ છે. જેમકે આપણે એમ બોલીએ છીએ કે વરસાદ "ચોખા વરસે છે. અહીં વરસાદ તો પાણી જ વરસાવે છે, પણ તે "પાણીના પડવાથી કાર્યરૂપે ભાતનો પાક નીપજશે, તે કારણમાં "કાર્યનો આરોપ કરીને વરસાદ ચોખા વરસે છે એમ કહેવામાં આવે "છે. તે પ્રમાણે સુંદર અનુષ્ઠાન એ ધર્મનું કારણ છે તેને ધર્મ કહેવામાં "આવે છે. ધર્મનો સાશ્રવ સ્વભાવ ઉપર કહેવામાં આવ્યો તે પુણ્યા-"નુબંધી પુણ્યરૂપ સમજવો. જે સ્વભાવ ઉદયમાં આવતાં વિપાકકાળે "વિશેષ નવીન પુણ્યનો બંધ કરાવે તેને પુણ્યાનુબંધી પુણ્ય કહેવામાં "આવે છે, અને જે સ્વભાવ વિપાકકાળે આગળનાં બાંધેલાં શુભ કે "અશુભ કર્મોનો નાશ કરે છે તેને અનાશ્રવ સ્વભાવ કહેવામાં આવે "છે. જૈન પરિભાષામાં આ અનાશ્રવ કર્મસ્વભાવને નિર્જરા કહેવામાં "આવે છે. નિર્જરાનો સામાન્ય અર્થ આત્મપ્રદેશથી કર્મોનું ખરી જવું "એવો થાય છે. આ સાશ્રવ અને અનાશ્રવ બન્ને પ્રકારના સ્વભાવને "કોઇ પણ પ્રકારના ઉપચાર વગર સાક્ષાત્ ધર્મ નામથી ઓળખવામાં "આવે છે. પ્રાણીઓમાં આરોગ્ય, સૌભાગ્ય, યશ, કીર્તિ, ધનપ્રાપ્તિ "વિગેરે જે દેખાય છે તે કાર્યમાં કારણનો આરોપ કરીને લોકો તેને "પણ ધર્મ નામથી ઓળખે છે; દાખલા તરીકે આપણે લોકોને એમ "બોલતાં સાંભળીએ છીએ કે 'આ મારૂં શરીર પૂર્વ કર્મ છે.' અહીં "શરીરરૂપ કાર્યનુ કારણ પૂર્વકૃત કર્મ છે, છતાં શરીરરૂપ કાર્યમાં "કારણનો આરોપ કરી તેને જ કર્મ કહેવામાં આવે છે." એ વાત સાંભળીને આ પ્રાણી બોલે છે–"ભગવન્! આપે ધર્મનાં કારણ, "સ્વભાવ અને કાર્ય એ ત્રણ વસ્તુઓ બતાવી તે ત્રણમાં પ્રાણીએ "આદરવા યોગ્ય શું છે?"

ધર્મગુરુ—"એ ત્રણમાં સદનુષ્ઠાનરૂપ કારણ જે પ્રથમ કહેવામાં આવ્યું હતું તે ખાસ આદરવા યોગ્ય છે, કારણ કે તે બાકીના બન્નેને એટલે ધર્મના સ્વભાવને અને કાર્યને મેળવી આપનાર છે."

પ્રાણી—"એ સદનુષ્ઠાન કયાં કયાં છે?"

ધર્મગુરુ—"સદનુષ્ઠાનના મુખ્ય બે પ્રકાર છે: સાધુધર્મ અને ગૃહસ્થધર્મ. આ બન્ને પ્રકારનાં ધર્મનું મૂળ સમ્યગ્દર્શન છે."

પ્રાણી—"આપ સાહેબે પ્રથમ મને એક વખત સમ્યગ્દર્શન સંબંધી કાંઈક ઉપદેશ કર્યો હતો એવું મને યાદ આવે છે, પરંતુ તે

વખતે એ વાત ઉપર મેં કાંઇ ધ્યાન આપ્યું નહોતું, માટે કૃપા કરીને હવે એ સમ્યગ્દર્શનનું સ્વરૂપ શું છે તે મને કહી બતાવો."

આ પ્રમાણે હકીકત સાંભળીને ગુરૂમહારાજ પ્રથમ અવસ્થાને ઉચિત[1] સમ્યગ્દર્શનનું સ્વરૂપ કહી બતાવે છે. તેઓ કહે છે–"ભદ્ર ! જે પરમાત્મા રાગ, દ્વેષ અને મોહ "વિગેરેથી રહિત હોય, જે અનંત જ્ઞાન દર્શન વીર્ય "આનંદસ્વરૂપ હોય, જે આખી દુનિયાના સર્વ પ્રા- "ણીઓ ઉપર ઉપકાર કરવા તત્પર હોય, જે [2]સકલ અને નિષ્કલરૂપ "હોય એવા અનેક ગુણ યુક્ત પરમાત્મા છે તેજ ખરેખરા દેવ છે એવી "બુદ્ધિથી અંતઃકરણપૂર્વક તેઓની ભક્તિ કરવી (દેવતત્ત્વ), અને તે "રાગદ્વેષરહિત ભગવાને બતાવેલા જીવ, અજીવ (જડ), પુણ્ય "(સુખનો અનુભવ કરાવનાર કર્મ), પાપ (દુઃખનો અનુભવ કરાવ- "નાર કર્મ), આશ્રવ (કર્મ ગ્રહણ કરવાના માર્ગો), સંવર (કર્મને "રોકવાનાં સાધનો), નિર્જરા (બાર પ્રકારનો તપ), બંધ (કર્મ "અને આત્માનું જોડાણ) અને મોક્ષ (સર્વ કર્મથી આત્માને મુક્ત "કરવો) એ નવ પદાર્થોને બરાબર સમજવા, કબુલ કરવા અને તેમાં "વિશ્વાસ રાખવો. (ધર્મતત્ત્વ) અને તે પરમાત્માએ બતાવેલા જ્ઞાન "દર્શન ચારિત્રરૂપ મોક્ષમાર્ગમાં જે પ્રવૃત્તિ કરે તેજ ખરા સાધુઓ "અને તેજ ગુરુ થવાને અને વંદન કરવાને યોગ્ય છે એવી બુદ્ધિ થવી "(ગુરૂતત્ત્વ). એનું નામ સમ્યગ્દર્શન કહેવાય છે. પ્રાણીમાં આ "સમ્યગ્દર્શન છે કે નહિ તે જાણવા માટે પાંચ લક્ષણ અથવા બાહ્ય "ચિહ્નો બતાવવામાં આવ્યાં છે જેને સમકિતનાં પાંચ લિંગ કહેવામાં "આવે છે તે આ પ્રમાણે: ૧ પ્રશમ એટલે શાંતિ–ક્રોધનો ત્યાગ; ૨ "સંવેગ એટલે મોક્ષ મેળવવા યોગ્ય છે એવા નિર્ણયપૂર્વક તેને પ્રાપ્ત "કરવાની અંતઃકરણની અભિલાષા; ૩ નિર્વેદ એટલે સાંસારિક સર્વ "પદાર્થો ઉપર ખેદ–તે તરફ અરૂચિ; ૪ આસ્તિક્ય એટલે ઉપર જણા- "વેલા શુદ્ધ દેવ, શુદ્ધ ગુરુ અને શુદ્ધ ધર્મતત્ત્વ ઉપર શ્રદ્ધા અને "૫ અનુકંપા એટલે દીન દુઃખી પ્રાણી ઉપર અપક્ષપાતપણે દયા. "આવા સમ્યગ્દર્શનને અંગીકાર કરીને પ્રાણી સર્વ પ્રાણીઓ ઉપર

**સામાન્ય સમ્યગ્દર્શનસ્વરૂપ.**

---

૧ શરૂઆતમા બહુ ઊંડી હકીક્ત બતાવવા જતા પ્રાણી રહસ્ય સમજી શકે નહિ તેથી તે વખતે સામાન્ય સ્વરૂપ બતાવવાની યોગ્ય પદ્ધતિ ગુરુમહારાજ અત્ર સ્વીકારે છે.

૨ સકલ એટલે સંપૂર્ણ એટલે પૂર્ણતાને પ્રાપ્ત થાય છે અને નિષ્કલ એટલે વિભાગ વગરના 'સંપૂર્ણ અંશે એકરૂપ' એવો બન્નેનો અર્થ સાથે થાય છે સિદ્ધ-દશામાં દરેક આત્માનું વ્યક્તિત્વ રહે છે એવો ભાવ બતાવવાનો અત્ર આશય છે

" પ્રેમ ભાવ રાખે છે ( મૈત્રી ), ગુણવાનને જોઇ દિલમાં બહુ રાજી થાય " છે ( પ્રમોદ ), દુઃખી પ્રાણી ઉપર દયા લાવે છે ( કરૂણા ) અને પોતા- " નો અવિનય કરનાર કે અપમાન કરનાર અથવા પાપથી હણાયલા " ઉપર મધ્યસ્થ ભાવ રાખે છે ( ઉપેક્ષા ). આવી રીતે ચાર પ્રકારની " ભાવનાઓ ભાવવા ઉપરાંત તેનામાં પાંચ ભાવો એવા સુંદર હોય છે " કે તેનાથી સમ્યગ્દર્શન વધારે દીપી નીકળે છે તે પાંચ ભાવો આ " પ્રમાણે છે: ( ૧ ) 'સ્થિરતા;' જૈન ધર્મ પ્રત્યે અન્યને સ્થિરતા " કરાવવી અને પોતે પરતીર્થીઓની સમૃદ્ધિ દેખીને પણ ધર્મમાં " નિશ્ચળતા રાખવી. ( ૨ ) 'તીર્થસેવા' એટલે ત્યાં જવું, તેની સંભાળ " રાખવી વિગેરે, ( ૩ ) 'આગમકુશળતા' અર્હદ્દર્શન સંબંધી નિપુ- " ણતા ( ૪ ) 'ભક્તિ' અને ( ૫ ) 'શાસનની પ્રભાવના.' આ " સમકિત દર્શનને બીજા પાંચ ભાવો ( દૂષણો ) દૂષિત કરે છે, તેને " અતિચાર લગાડે છે તેથી તે ભાવોનો સમકિતી જીવ અવશ્ય ત્યાગ " કરે છે; તે સમ્યક્ત્વનાં પાંચ દૂષણો આ પ્રમાણે છે: શંકા એટલે " તીર્થંકર મહારાજના બતાવેલા વિશુદ્ધ તત્ત્વમાર્ગમાં શંકા કરવી- " સંદેહ લાવવો; આકાંક્ષા એટલે કુમત વાંચ્છા: અન્યદર્શનીની ઋદ્ધિ " પૂજા બહુમાન વિગેરે દેખી તે દર્શનની અભિલાષા કરવી. વિચિકિત્સા " એટલે ધર્મનાં ફળના સંબંધમાં સંદેહ રાખવો, મનમાં વિચાર કરવો " કે આ વીતરાગ માર્ગના આરાધનથી પોતાને ફળ મળશે કે કેમ ? " પાખંડીપ્રશંસા એટલે મિથ્યાદૃષ્ટિઓની અને તેના ગુરુની પ્રશંસા " કરવી અને સંસ્તવ એટલે તેવા પાખંડીઓ સાથે પરિચય કરવો. " આટલા ઉપરથી તને જણાયું હશે કે એ સર્વ પ્રકારનાં કલ્યાણનાં " સ્થાન અને દર્શનમોહનીય કર્મના ક્ષયોપશમથી પ્રકટ થયેલ " આત્માના પરિણામને વિશુદ્ધ સમ્યગદર્શન કહેવામાં આવે છે. " કહેવાની મતલબ એ છે કે એ સમ્યગદર્શનમાં સર્વ પ્રકારનું કલ્યાણ " થાય એવા વિશુદ્ધ ગુણો છે અને જ્યારે દર્શનમોહનીય નામના " કર્મની પ્રકૃતિનો ક્ષયોપશમ થાય એટલે કેટલીક ખપી જાય અને " બીજી દબાઇ જાય તે વખતે જે શુદ્ધ આત્મપરિણામ જાગ્રત અવ- " સ્થાને પામે છે અને ત્યારે જે સ્થિતિ ઉત્પન્ન થાય છે તેને સમ્યગ્- " દર્શન કહેવામાં આવે છે."

સમ્યગ્ જળથી વ્યાધિની શાંતિ.

ભગવાન્ ધર્માચાર્યે આ પ્રમાણે કહ્યું ત્યારે તે પ્રાણીના મનમાં સારી રીતે ધર્મના સંબંધમાં ખાત્રી થઇ અને તેને લઇને તેનાં આકરાં કર્મો નાશ પામી ગયાં, તેથી તે વખતે આ પ્રાણીને સમ્યગદર્શન પ્રાપ્ત થયું. સુંદર

તીર્થના જળ જેવું આ તત્ત્વપ્રીતિકર પ્રાણી ગુરૂમહારાજે તેને બળાત્કારે પાયું એમ જે હકીકત ઉપર જણાવવામાં આવી હતી તેની બરાબર આ હકીકત સમજવી, કારણ કે તે પ્રાણીને ઉપર પ્રમાણે જ્યારે સર્વ બાબતમાં સામાન્ય પ્રકારે પ્રતીતિ થઇ ત્યારે તેને જે મિથ્યાત્વ ઉદયમાં હતું તે સર્વ ક્ષીણ થઇ ગયું અને જે ઉદયમાં નહોતું આવ્યું તે ઉપશાંત અવસ્થાને પામી ગયું એટલે ઉદયમાં નહિ આવેલું તે હવે પછી માત્ર પ્રદેશ ઉદયથી અનુભવાય તેવી સ્થિતિનું થઇ ગયું; તેટલા માટે અગાઉ એમ કહેવામાં આવ્યું હતું કે આ પ્રાણીમાં જે ઉન્માદ હતો તે લગભગ નાશ પામી ગયો, પણ ઉન્માદનો સર્વથા નાશ થઇ ગયો એમ કહેવામાં આવ્યું નહોતું તેનું એ કારણ સમજવું. એ તીર્થજળ પીવાથી આ પ્રાણીના બીજા વ્યાધિઓ પણ નરમ થઇ ગયા એમ કહેવામાં આવ્યું હતું તેનું કારણ એ કે કર્મો વ્યાધિઓ જેવાં છે અને સમ્યગ્દર્શન પ્રાપ્ત થતાં તે કર્મો હલકાં પડી જાય છે. આ સમ્યગ્દર્શન પ્રાણીને થાય છે ત્યારપછી ચર (ત્રસ) અને અચર (સ્થાવર) સર્વ પ્રાણીઓને દુઃખ દેનાર દાહને તે દળી નાખે છે અને તેને સર્વ જંતુ ઉપર દયાભાવ પ્રગટ થાય છે, તેથી તે (દર્શન)-ને અત્યંત શીતળ કહેવામાં આવ્યું છે. આ પ્રમાણે હોવાથી આ પ્રાણીના શરીરમાં અગાઉ જે દાહની (જ્વર-તાપની) પીડા થતી હતી તે નાશ પામી ગઇ અને તેના મનમાં સ્વસ્થતા પ્રાપ્ત થઈ. એવી સુંદર સ્થિતિ તેના સમ્યગ્દર્શન પ્રાપ્તિથી થઇ એ પ્રમાણે સમજવું. અન્ય પ્રાણીઓને દુઃખ દેવાથી તે પ્રાણીને દુઃખ થાય છે એટલું જ નહિ પણ દુઃખ આપનાર એક જાતનો દાહ શરીરમાં પણ થઇ આવે છે. તે સર્વ બાબતમાં આ સમ્યગ્દર્શન શાંતિ કરી આપે છે તેથી તે અત્યંત શીતળ છે એ પ્રમાણે હકીકત સમજવી.

(૨૧)

ધર્મબોધકરની મહાનુભાવતા.

આ પ્રમાણે પેલા દ્રમકનો અંતર આત્મા સ્વસ્થ થવાથી તેણે મનમાં વિચાર કરવા માંડ્યો. તે વિચારો કેવા પ્રકારના હતા તે બતાવતા કથાપ્રસંગમાં કહેવામાં આવ્યું છે કે "અહો! આ અત્યંત કૃપાળુ મહાત્મા પુરૂષને મેં મહામોહના જોરથી મૂર્ખાઇને અંગે ઠગારા ધાર્યા હતા! એ મહાપુરૂષે મારા ઉપર મોટો ઉપકાર કરીને મારી આંખો પર અંજનનો પ્રયોગ કર્યો, મારી આંખો તદ્દન સારી બનાવી દીધી અને મારી ટુંકી નજર હતી તે દૂર કરી! વળી તેણે મને પાણી પાઇને અત્યંત સ્વસ્થ બનાવી દીધો. ખરેખર તે મારા ઉપર મોટો ઉપકાર કરનાર છે. મેં તો અત્યાર સુધીમાં તેઓ ઉપર શું ઉપકાર કર્યો છે?

તેઓએ મારા ઉપર આટલો ઉપકાર કર્યો તેમાં તેઓના મહાનુભાવપણા સિવાય બીજું કાંઇ પણ કારણ નથી.' " તેજ પ્રમાણે આ પ્રાણીને જ્યારે સમ્યગ્દર્શન થાય છે ત્યારે તેના સંબંધમાં પણ તેમજ બને છે. એ વખતે આ પ્રાણી આચાર્યમહારાજના સંબંધમાં આવો વિચાર કરે છે. [1]વળી વસ્તુનું યથાસ્થિત સ્વરૂપ આ પ્રાણીના જાણવામાં આવેલું હોવાથી તે વખતે આ પ્રાણી રૌદ્ર પરિણામનો ત્યાગ કરે છે, મદથી અંધ થઈ જવાની પોતાની પદ્ધતિ છોડી દે છે, કાવાદાવા કરીને કામ લેવાની ટેવને દૂર કરે છે, બહુ લોભ કરવાની રીતિને દેશવટો આપે છે, રાગવડે જ્યાં ત્યાં માથું મારતો હોય છે તે ચાલને મંદ પાડી દે છે, અન્ય પ્રાણી ઉપર દ્વેષનો ઝપાટો મારતો હોય છે તેને દૂર કરી દે છે અને મહામોહના દોષોને કાપી નાખે છે. આ પ્રમાણે થવાથી આ પ્રાણીનું મન પ્રસન્ન થાય છે, અંતરાત્મા નિર્મળ થાય છે, બુદ્ધિનું ચાતુર્ય વધે છે, ધન કનક અને સ્ત્રીમાં સર્વસ્વપણાની બુદ્ધિ નિવૃત્ત થાય છે, જીવ અજીવ વિગેરે પદાર્થોના જ્ઞાન તરફ આકર્ષણ અને આગ્રહ થાય છે અને તેના સર્વ દોષો આછા થઇ જાય છે–પાતળા પડે છે. આ પ્રમાણે થવાથી આ પ્રાણી પારકા ગુણોને સમજી શકે છે, પોતામાં કેવા કેવા અને કયા કયા દોષો છે તે તેના લક્ષ્યમાં આવે છે, પોતાની પહેલાંની અવસ્થા સંભારે છે, તે વખતે ગુરૂમહારાજે પોતાને માટે કેવા કેવા પ્રયત્નો કર્યા હતા તે યાદ કરે છે, પોતાની અત્યારે કાંઇક યોગ્યતા થઇ છે તેનું કારણ એ ગુરૂમહારાજનો પ્રયત્નજ છે એમ તેને જણાય છે અને પછી તે વખતે જે પ્રાણી મારા જેવો અગાઉ અત્યંત તુચ્છ પરિણામને લીધે ધર્મગુરૂ વિગેરે બાબતમાં પણ અનેક પ્રકારના સાચા ખોટા વિકલ્પો ઉઠાવનારો હોય છે તેને પણ કાંઈક વિવેકદૃષ્ટિ જાગ્રત થવાથી તે પોતાના મનમાં વિચાર કરે છે–" અહો મારી પાપિષ્ઠતા ! અહો મારી મહામોહાંધતા ! ધિક્કાર છે મારા ભાગ્ય ઉપર ! તિરસ્કાર છે મારી કૃપણતા ઉપર ! મારૂં અવિચારીપણું તો જુઓ ! થોડા ઘણા પ્રાપ્ત થયેલા તુચ્છ ધનાદિ ઉપર પ્રતિબંધ રાખી તેના પર તીવ્ર પ્રીતિ કરીને અને તેમાં દૃઢ રાગ લાવીને મેં કેવા ખોટા વિચાર કર્યા કે આ મહાત્મા પુરૂષ જેઓ નિરંતર પારકાનું હિત કરવા માટે જ તૈયાર રહેનાર છે, જેઓ કોઇ પણ પ્રકારના દોષ રહિત હોઇ સંતોષથી પોતાના શરીરનું પોષણ કરનારા છે, જેઓ મોક્ષસુખરૂપ અવિનાશી ધન પેદા કરવામાંજ પોતાના અંતઃકરણની પ્રવૃત્તિ કરી રહ્યા છે, જેઓ આ સંસારના વિસ્તારને ફોતરાંની મુઠી જેવો નિઃસાર ( નકામો, ફોકટ, કિંમત વગરનો ) સમજી રહ્યા છે,

૧ પ્રથમના ચાર વાક્યો અનુક્રમે ક્રોધ માન માયા અને લોભનો ત્યાગ સૂચવે છે.

જેઓ પોતાના શરીરને પણ પીંજરારૂપ ગણીને તેના ઉપરની કોઈ પણ પ્રકારની મમત્વબુદ્ધિનો ત્યાગ કરી રહ્યા છે, તેવાઓને માટે મેં મારા મનમાં ધાર્યું હતું કે તેઓ મારી પાસે આ ધર્મકથાનો પ્રપંચ કરીને કે બીજી કોઇ રીતે મને છેતરીને મારી પાસે જે થોડું ઘણું દ્રવ્ય છે તેને શું લુંટી જશે કે હરી જશે કે પડાવી જશે ! આવા આવા અત્યાર સુધીમાં મેં અનેક વખત વિચાર કર્યા. આવા તુચ્છથી પણ તુચ્છ મહા અધમ વિચારો કરનાર મારાપર ધિક્કાર પડો ! જો આ ધર્માચાર્ય મહાત્મા મારા ઉપર માત્ર પરમ ઉપકાર કરવામાં તત્પર ન હોત તો સારી ગતિરૂપ નગરમાં જવાના સુંદર અને નિર્દોષ માર્ગને બતાવતાં સમ્યગ્જ્ઞાનનું દાન આપવાને બ્હાને મહા નરકમાં જવા યોગ્ય મારી ચિત્તવૃત્તિને તેઓ શા માટે રોકે ? તેમજ વિપર્યાસભાવથી ( મિથ્યાદર્શનથી ) ભરેલા મારા મનને પોતાની બુદ્ધિવડે સમ્યગ્દર્શન પ્રાપ્ત કરાવીને પછી પોતાના ખાસ પ્રયત્નથી શા માટે જેમ બને તેમ મારા સર્વ દોષો મૂકાઇ જાય એવી સ્થિતિ મારે માટે ઉત્પન્ન કરે ? એ મહાત્માને અન્ય પદાર્થની સ્પૃહા એટલી ઓછી છે કે તેઓ માટીનાં ઢેફાં અને સોના તરફ એક સરખી બુદ્ધિ રાખનારા છે, એ નિઃસ્પૃહી મહાત્માને પારકાનું હિત કરવાનું વ્યસન લાગી રહ્યું છે અને તેને લઇને જ તેઓ સર્વ પ્રવૃત્તિ કરે છે. તેઓમાં ખરેખરી ખુબી તો એ છે કે જે પ્રાણી ઉપર તેઓ ઉપકાર કરે છે તેની તરફથી બદલામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યુપકાર થાય એટલે પોતાને કોઈ પણ પ્રકારે બદલો મળે તેવી તેઓ જરા પણ આશા રાખતા નથી. આવા પારકું હિત કરનારા મહાત્માઓના ઉપકારનો બદલો મારા જેવા સાધારણ પ્રાણીઓ પોતાના પ્રાણથી પણ વાળી શકે નહિ, તો પછી પૈસા કે ધાન્યથી તો એવા ઉપકારનો બદલો વાળવાની વાત જ શી કરવી ? " આ પ્રમાણે એ પ્રાણીને સમ્યગ્દર્શન પ્રગટ થવાથી તે હવે અત્યાર સુધીનું પોતાનું ચરિત્ર યાદ કરીને પશ્ચાત્તાપ કરવા લાગ્યો અને સમ્યગ્દર્શનનો બોધ કરનાર ગુરૂ મહારાજ ઉપર જે ખોટો વહેમ તેને પડ્યા કરતો હતો તે દૂર થવા લાગ્યો અને તેને પરિણામે તે પ્રાણીના મનમાં ઉપર જણાવ્યા તેવા સારા વિચારો થવા લાગ્યા એમ સમજવું.

કુવિકલ્પના પ્રકાર.

અહીં પ્રથમ જણાવ્યા તેવા કુવિકલ્પો ( માઠા વિચારો ) બે પ્રકારે ઉત્પન્ન થાય છેઃ એક તો કુશાસ્ત્ર ( મિથ્યાશાસ્ત્ર ) ના શ્રવણથી જે મિથ્યા વાસનાઓ બંધાઈ જાય તેને લઇને ઉત્પન્ન થાય છે. દાખલા તરીકે આ સ્વર્ગ, મૃત્યુ અને પાતાળરૂપ સૃષ્ટિ ઇંડામાંથી ઉત્પન્ન થયેલ

છે,[1] બ્રહ્માદિ દેવે તેને બનાવેલ છે,[2] તે પ્રકૃતિના વિકારરૂપ છે[3] ક્ષણમાં નાશ પામે તેવા છે,[4] વિજ્ઞાન માત્ર છે,[5] શૂન્યરૂપ છે,[6] વિગેરે વિગેરે. આવા કુવિકલ્પોને આભિસંસ્કારિક એટલે બહારના સંસ્કારથી ઉત્પન્ન થયેલા સમજવા. બીજા પ્રકારના કુવિકલ્પો-માઠાં ચિંતવનો સુખની અભિલાષા કરતાં અને દુઃખને ધિક્કારતાં, પૈસા સ્ત્રી આદિમાં સર્વસ્વ-બુદ્ધિ રાખનારા અને તે ધન સ્ત્રી આદિનું રક્ષણ કરવાના ચિત્તવાળા પ્રાણીઓ જેઓએ તત્ત્વમાર્ગ શું છે તે દેખ્યો જાણ્યો હોતો નથી તેમને થાય છે. એને લઇને પ્રાણી જે બાબતમાં કદિ પણ શંકા ન કરવી જોઇએ તેના સંબંધમાં શંકા કરે છે, પોતાના વિચારપથમાં ન લાવવા યોગ્ય બાબતોપર વિચાર કરે છે, ન બોલવાનું બોલે છે અને નહિ આચરણ કરવા યોગ્ય કાર્યો આચરે છે. આવા કુવિકલ્પોને સહજ સમજવા. આ બન્ને પ્રકારના કુવિકલ્પોમાં પ્રથમના આભિસંસ્કારિક કુવિકલ્પો તો સદ્‌ગુરુના સંબંધથી જ કદાચ નાશ પામે, પણ બીજા સહજ કુવિકલ્પો કહેવામાં આવ્યા તે તો જ્યાં સુધી આ પ્રાણીની બુદ્ધિ મિથ્યાત્વથી હણાયલી રહે છે ત્યાંસુધી કદિ પણ નાશ પામતા નથી. જ્યારે અધિગમ સમ્યક્ત્વ આ પ્રાણીને પ્રાપ્ત થાય છે ત્યારે જ એ સહજ કુવિકલ્પો દૂર થઇ શકે છે.

---

૧ **મનુસ્મૃતિ**ના મત પ્રમાણે પરમાત્માએ પ્રથમ અનાદિ તિમિરનો નાશ કર્યો, પછી પાણી બનાવ્યુ અને તેમા બીજ મૂક્યુ; આ બીજનુ સુવર્ણઇંડુ થયું અને તેમાથી બ્રહ્મા ઉત્પન્ન થયા. ( જુઓ મનુસ્મૃતિ-અધ્યાય પ્રથમ, શ્લોક ૫ થી ૧૦ ).

૨ ઉત્પન્ન થયેલા બ્રહ્માએ સર્વ વસ્તુઓ બનાવો સૃષ્ટિનુ કારણ બ્રહ્મા માનવામા આવે છે.

૩ સૃષ્ટિના મૂળ તત્ત્વોનુ નામ **પ્રકૃતિ** છે, એ પ્રકૃતિ ઈશ્વરજન્ય નથી, પણ છે જ. એનામાં વિકાર થવાથી આ જગત્ થાય છે એમ **સાંખ્ય** દર્શન માને છે. નિરીશ્વર સાખ્ય ઈશ્વરને કર્ત્તા તરીકે સ્વીકારતા નથી અને સેશ્વર સાખ્ય તેને સ્વીકારે છે. તેઓ પણ આ પ્રકૃતિમા વિકાર કરવાની ઇચ્છારૂપ માત્ર ઇશ્વરનુ કાર્ય સ્વીકારે છે.

૪ **બૌદ્ધ** લોકો ક્ષણિકવાદી છે, તેઓ પ્રત્યેક વખતે આત્માનો નાશ માને છે. એના અનેક પ્રકાર સમજવા યોગ્ય છે.

૫ **વિજ્ઞાન:** એ ઐહિક ( આ લોકનુ ) જ્ઞાન. જ્ઞાન અને વિજ્ઞાનનો તફાવત શ્રીભગવદ્ ગીતાના સાતમા અધ્યાયમા બતાવવામાં આવ્યો છે. આ લોકના જ્ઞાનને **વિજ્ઞાન** કહે છે અને પરલોકના જ્ઞાનને **જ્ઞાન** કહે છે.

૬ **શૂન્યવાદી** આ જગતને સ્વપ્નવત્ કહે છે. આ સર્વ મતો સબધી કાંઇક હકીકત શ્રી આનદઘનપદ્યરત્નાવલીના એકતાળીશમા પદમા પૃ. ૩૯૨ થી લખી છે તે સર્વ સમજવા યોગ્ય છે. આ હકીકત જિજ્ઞાસુએ ત્યાથી વાચી લેવી.

( ૨૨ )

[૧]પૂર્વે કથાપ્રસંગમાં ત્યારપછી કહેવામાં આવ્યું છે કે, તે દરિદ્રીને પોતાની આંખમાં અંજન આંજનાર અને પોતાને પાણી પાનાર મહાત્મા પુરૂષ ઉપર વિશ્વાસ આવ્યો અને તે પોતાની ઉપર મોટો ઉપકાર કરે છે એમ તેને લાગ્યું તોપણ તેને પોતાના તુચ્છ ભોજન ઉપર જે તીવ્ર મૂર્ચ્છા અત્યાર સુધી હતી તે ઓછી થઇ નહિ—દૂર થઇ નહિ. આ બાબતની આ જીવના સંબંધમાં આવી રીતે યોજના કરવી:—

તુચ્છ ભોજન પર મૂર્ચ્છા.

જો કે જ્ઞાનવરણીય કર્મનો અને દર્શનમોહનીયનો ક્ષયોપશમ થવાને લીધે આ પ્રાણીને સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્દર્શન ઉત્પન્ન થાય છે અને તેને લઇને તેને સંસારના પ્રપંચ ઉપર અત્યાર સુધી જે તત્ત્વબુદ્ધિ હતી એટલે આ સંસારને અને તેના પદાર્થોને તે અત્યાર સુધી પોતાના માનતો હતો તે બુદ્ધિ તેની નાશ પામે છે, આ દુનિયામાં જીવ અજીવ વિગેરે કેટલા પદાર્થો છે તેનું તેને જ્ઞાન થાય છે અને તેના ઉપર આસ્થા થાય છે, અને સમ્યગ્ જ્ઞાન દર્શનને આપનાર ગુરૂમહારાજ પોતાની ઉપર મોટો ઉપકાર કરનાર છે એમ તે કબૂલ કરે છે; તોપણ જ્યાંસુધી આ પ્રાણીને [૨]બાર કષાયો ઉદયમાં વર્તે છે અને નવ નોકષાય[૩] જ્યાંસુધી પ્રબળપણે વર્તતા હોય છે ત્યાંસુધી અનાદિ અભ્યાસની વાસનાઓથી પરવશ થયેલ હોવાને લીધે ધન વિષય સ્ત્રી વિગેરે જે ખરાબ ભોજન સાથે સરખાવવા યોગ્ય છે તેના ઉપર થતી મૂર્ચ્છાને અટકાવવાને તે શક્તિવાન્ થતો નથી. એનું

ત્યાગની બીક.

---

૧ પૃ, ૨૭ ના પારા ૨૨ નો પ્રથમ વિભાગ.

૨ કષાય ચાર છે. **ક્રોધ, માન, માયા** અને **લોભ**. એની તરતમતા પ્રમાણે દરેકના ચાર ચાર વિભાગ પાડવામા આવેલ છે. અતિ તીવ્ર ક્રોધ માન માયા લોભને **અનંતાનુબંધી** કહેવામા આવે છે. ત્યારપછી ઓછા ઓછા ઘટતા હોય તેમને **અપ્રત્યાખ્યાની, પ્રત્યાખ્યાની** અને **સંજ્વલન** કહેવામા આવે છે. સમ્યગ્ જ્ઞાન દર્શન થતા પહેલા અનતાનુબધી કષાયની ચોકડી નાશ પામે છે, પણ બાકીની ત્રણ ચોકડી એટલે બાર કષાય બાકી રહે છે તે કષાયની અહીં વાત ચાલે છે. ( જુઓ પ્રસ્તાવ ૪ દા—પ્રકરણ ૧૯ મુ, )

૩ **હાસ્ય, રતિ** ( આનદ ), **અરતિ** ( પસદ ન આવે તે ), **શોક, ભય, દુગંછા** ( ચીડ ), **સ્ત્રીવેદ, પુરૂષવેદ,** અને **નપુંસકવેદ.** આ નવ કષાયને ઉત્પન્ન કરનાર અને તેના સહચારી હોય છે. તેમને **નોકષાય**ના નામથી ઓળખવામાં આવે છે. ( જુઓ પ્ર ૪. પ્ર ૧૪—૧૫. )

કારણ એ છે કે આ પ્રાણીને મિથ્યા શાસ્ત્રો સાંભળવાથી જે ખોટા સંસ્કારો પડેલા હોય છે તેને લઇને 'મહા અંડ (ઇંડાં)માંથી આ ત્રણ ભુવનની ઉત્પત્તિ થઇ છે' એ અને એવા એવા જે કુતર્કો થયા કરે છે તેને સંસ્કારજા એટલે સંસ્કારથી થયેલા વિતર્કો કહેવામાં આવે છે અને ધન સ્ત્રી એજ પરમ અર્થ છે અને ખાસ મેળવવા યોગ્ય છે એવા વિચારથી તેનું સંરક્ષણ કરવાના વિચારો આ પ્રાણીને થાય છે તેને લઇને જેના ઉપર કદિ શંકા લાવવી ન જોઇએ એવા ગુરૂમહારાજ તરફ તે વહેમની નજરથી જુએ છે. આવા સહજ અભિપ્રાયો અને કુતર્કો મિથ્યા દર્શનના ઉદયથી તેનામાં પ્રવર્તે છે તે મારવાડ દેશમાં જણાતા ઝાંઝવામાં દેખાતી જળકલ્લોલની માળા (મોજાં) જેવા ખોટા હોય છે; આ બન્ને પ્રકારના સંસ્કારથી થયેલા અને સહજ વિકલ્પો તેનાથી વિરૂદ્ધ હકીકત અને દલીલો મળવાને લીધે અને તે સંબંધમાં યથાયોગ્ય પ્રમાણ મળવાને લીધે જ્યારે સમ્યગ્દર્શન થાય છે ત્યારે નાશ પામી જાય છે; પરંતુ ધન વિષય સ્ત્રી ઉપર મૂર્છા આવવારૂપ જે મોહ (આસક્તિ) પ્રાણીમાં હોય છે તે તો ઘણો જબરો છે અને તેનામાં એટલું બધું જોર હોય છે કે તત્ત્વબુદ્ધિ થયા છતાં પણ જાણે દિશામોહ થયો હોય નહિ તેમ તે પ્રાણી સાથે ચોંટ્યો રહે છે; એટલે કુવિકલ્પો નાશ પામે, વસ્તુસ્વરૂપ સમજવામાં આવે તો-પણ મોહ જતો નથી. એ મોહને લઇને આ પ્રાણી ડાભને છેડે લાગેલા પાણીના બિંદુ જેવું સર્વ ચપળ છે એમ જાણતા છતાં પણ જાણે તે કાંઈ ન જ જાણતો હોય, ધનનો નાશ, સગાં સંબંધી સ્નેહીનાં મરણ દેખતાં છતાં પણ જાણે તે નજ દેખતો હોય તેમ વર્તે છે, અત્યંત વિશાળ બુદ્ધિવાળો વિચક્ષણ હોવા છતાં જડ જેવું વર્તન કરે છે અને સર્વ શાસ્ત્રમાં પંડિત હોવા છતાં જાણે પોતે મૂર્ખનો સરદાર હોય તેમ વર્તે છે. આવી સ્થિતિને પરિણામે એ ભાઇશ્રીને સ્વતંત્રપણું પસંદ આવે છે, વર્તનમાં પોતાની મરજી આવે તેવી ચેષ્ટા કરવી ગમે છે, કાંઇ વ્રત નિયમ લેતાં બીહે છે અને તેની એવી સ્થિતિ થઈ જાય છે કે વધારે તો શું પણ કાગડાનું માંસ[1] ભક્ષણ કરવાની બાબતથી પણ નિવૃત્ત થઇ શકતો નથી, મતલબ કે એક સામાન્યમાં પણ સામાન્ય ત્યાગની બાબત પણ સ્વીકારી શકતો નથી.

### ભોજન લેવાનો આગ્રહ.

[2]ત્યારપછી નિષ્પુણ્યકના કથાપ્રસંગમાં આગળ કહેવામાં આવ્યું છે

---

૧ કાગડાનુ માસ અભક્ષ્ય (ન ખાવા યોગ્ય) છે અને અત્યત તુચ્છ છે; છતા એનો ત્યાગ કરવાનો નિયમ પણ આ પ્રાણી કરી શકતો નથી.

૨ પેરા-૨૨ નો આગળનો ભાગ. જુઓ પૃ. ૨૭.

કે " આવા આવા સારા વિચાર તે દરિદ્રી કરે છે તોપણ પોતાની સાથે લાવેલા તુચ્છ ભોજન ઉપર તેનું ચિત્ત લાગી રહેલું હતું તેથી તેના ઉપરની તેની મૂર્ચ્છા કોઇ પણ રીતે નાશ પામતી નથી અને પોતાની નજર વારંવાર તે ( પેલા તુચ્છ ભોજન ) ની ઉપર નાખ્યા કરે છે. આ પ્રમાણે તેને તુચ્છ ભોજન ઉપર નજર નાખતો જોઇ તેના મનનો આશય સમજી જઇ ધર્મબોધકર તેને કહેવા લાગ્યા કે ' અરે મૂર્ખ દ્રમક! આ કેવું તારૂં વિચિત્ર વર્તન! આ કન્યા તને અતિ સુંદર ભોજન આપે છે તે શું તું જોતો નથી ? આ દુનિયામાં પાપી ભિખારીઓ ઘણા હોય છે, પણ મને તો નિશ્ચય થાય છે કે ઘણે ભાગે તારા જેવો નિર્ભાગી તો બીજો કોઇ નહિ હોય; કારણ કે તને તારા તુચ્છ ભોજન ઉપર એટલું બધું લંપટપણું છે કે જેથી આ મારૂં ભોજન અમૃત જેવું છે અને તે તને આપી દેવામાં આવે છે છતાં તેને તું લેતો નથી! તને એક બીજી વાત કહું. આ રાજમહેલની બહાર તો અનેક દુઃખી માણસો રહે છે, પરંતુ તેમને આ મહેલ જોઇને આનંદ થયો નથી અને અમારા મહારાજાની તેના ઉપર મીઠી દૃષ્ટિ પડી નથી તેથી અમારો તેઓ તરફ આદર હોતો નથી, અમે તેની વાત પણ પૂછતા નથી; તારે માટે તો અહીં પ્રવેશ થયા પછી આ રાજભુવન જોઇને તારા મનમાં આલ્હાદ થયો અને અમારા રાજાની તારા ઉપર દૃષ્ટિ પડી તે કારણથી અમારો તારા પ્રત્યે આદર છે. પોતાના સ્વામીને જે પ્રિય હોય તેનું હિત સ્વામીભક્ત સેવકોએ કરવું જોઇએ, એ ન્યાયથી અમે તારા તરફ દયાળુ નજરથી જોઇએ છીએ. અમને અત્યારસુધી ચોક્કસ વિશ્વાસ હતો કે અમારા રાજા યોગ્ય પ્રાણીને શોધીને તેના ઉપર જ પોતાની દૃષ્ટિ નાખે છે અને તેના લક્ષ્યમાં કોઇ મૂઢ આવતો જ નથી એવી અમને ખાત્રી હતી; તે વિશ્વાસ પણ આજે તું ખોટો પાડે છે. તારૂં તારા અત્યંત તુચ્છ ભોજન ઉપર મન ચોંટ્યું છે તેથી તું આ અત્યંત સુંદર અમૃત જેવા સ્વાદવાળા પરમાન્નને લેતો નથી, પણ તેમાં તારી મોટી ભૂલ થાય છે. એ ભોજન સર્વ વ્યાધિનો નાશ કરે તેવું છે અને મધુર તેમજ સ્વાદિષ્ટ છે તેને તું શા માટે લેતો નથી? માટે દુર્બુદ્ધિ દ્રમક ! તારી પાસેનું કુભોજન તજી દે અને આ સુંદર સ્વાદિષ્ટ ભોજન જેના પ્રતાપથી આ રાજમંદિરમાં રહેતા પ્રાણીઓ લહેર કરે છે તેને સારી રીતે વિશેષ પ્રકારના આદર સહિત ગ્રહણ કર અને તે અન્નના માહાત્મ્યથી થયેલો આ મંદિરમાં રહેતા પ્રાણીઓનો આનંદવૈભવ જરા અવલોકન કરીને જો." ગુરૂમહારાજ પણ આ જીવના સંબંધમાં આવીજ રીતે આચરણ કરે છે તેની વિગત આપણે હવે તપાસી જઇએ.

**ગુરૂનો સ્નેહ-પૂર્વક ક્રોધ.**

આ પ્રાણીમાં રહેલ જ્ઞાન અને દર્શન પ્રગટ થયા પછી પણ જ્યારે કર્મની સત્તા તળે પોતે દબાઇ ગયેલ હોવાથી એક લગાર માત્ર પણ ત્યાગભાવ ( વિરતિ ) કરી શકતો નથી ત્યારે તેને ગુરુમહારાજ એવી સ્થિતિમાં આવી પડેલો અને વિષયભોગમાં ગાઢ મૂર્છા કરી તેમાં આનંદ પામતો જોઇ પોતાના મનમાં વિચાર કરે છે કે ' અહો ! આત્માની સાથે આ પ્રાણીનું કેવું દુશ્મનપણું છે ! રત્નદ્વીપમાં કોઇ ભાગ્ય વગરનો પુરુષ ગયો હોય અને જેમ અમૂલ્ય રત્નો તેને મળતાં હોય તેનો સ્વીકાર ન કરતાં કાચના કટકા લઇને પાછો આવે તેમ આ પ્રાણીને અમૂલ્ય રત્ન જેવાં વ્રત-નિયમ મળી આવ્યાં છે તેની અવગણના કરીને તૂટેલા કાચના કટકા જેવા વિષયભોગ ઉપર તે પ્રેમ લાવે છે અને તેનો સ્વીકાર કરે છે ! ' આવા વિચારથી પ્રમાદ કરનાર આ પ્રાણી ઉપર ગુરૂમહારાજને સ્નેહપૂર્વક ક્રોધ થઇ આવ્યો હોય તેમ તેને કહે છે " અરે જ્ઞાન દર્શનના દુશ્મન ! તારી તે કેવી અનાત્મજ્ઞતા[1] ! " અમે પ્રત્યેક ક્ષણે બૂમ પાડી પાડીને તને કહીએ છીએ તે તું શું " સાંભળતો નથી ? અમે બીજા ઘણાએ પોતાનું અકલ્યાણ કરનારા " પ્રાણીઓ જોયા છે, પણ તે સર્વમાં તું તો ખરેખરો મૂર્ખશિરોમણિ " જણાય છે ! કારણ કે તું પરમાત્મા ભગવાન્ વીતરાગનું વચન જાણે " છે, જીવ અજીવ આદિ જે પદાર્થો ભગવાને બતાવ્યા છે તે ઉપર " શ્રદ્ધા રાખે છે, મારા જેવા તને ઉત્સાહ આપનાર અને પ્રેરણા કર- " નાર છે, આવી સર્વ સામગ્રીઓ મળી આવવી અત્યંત મુશ્કેલ છે " એમ તું સમજે છે, સંસારનો છેડો આવવો અત્યંત મુશ્કેલ છે એવી " ભાવના તું ભાવ્યા કરે છે, કર્મનું કેવું ભયંકર પરિણામ આવે છે " તે તારા ધ્યાનમાં છે, રાગદ્વેષનું કેવું ભયંકરપણું છે તે તું અનુભવે " છે, છતાં પણ આ વિષયો જે સર્વ પ્રકારના અનર્થોને પ્રવર્તાવનારા " છે, થોડાક દિવસ જ રહેનારા છે અને મુઠ્ઠીભર ફોતરાં જેવા સાર " વગરના છે, તેના ઉપર તું પ્રીતિ કરે છે, તેનાવડે રંજિત થાય છે અને " તેમાં સુખ માને છે ! અમે તને મહા અનર્થના કુવામાં પડતો જોઇ " તારી ઉપર દયા લાવી સર્વ ક્લેશ દોષોનો નાશ કરનારી સર્વ પાપથી " વિરતિ ( ત્યાગભાવ ) નો ઉપદેશ આપીએ છીએ તેના તરફ તું " તિરસ્કારની નજરથી જુએ છે, અથવા ભૂલ ભૂલમાં પણ નજર " નાખતો નથી ! અમારો તારા તરફ આટલો આદર શા માટે થયો છે " તેનું કારણ તું જાણતો નથી તો તે તને હું કહી સંભળાવું છું, તે " બરાબર ધ્યાન દઇને સાંભળ. તું જ્ઞાનદર્શનયુક્ત હોવાને લીધે સર્વજ્ઞ-

---

[1] અનાત્મજ્ઞતા: આત્માના હિતને નહિ સમજવાપણું

" શાસનમાં દાખલ થયો છે, તેથી અમે તારા તરફ આટલું ધ્યાન ખાસ
" કરીને આપીએ છીએ. પ્રથમ તો ભગવાનનો મત પહેલી વાર તેં
" જોયો ત્યારે તારા મનમાં આનંદ થયો હતો, તું ભગવાનના મતનું
" દર્શન કરતો હતો ત્યારે ભગવાનની દૃષ્ટિ તારા ઉપર પડી એમ અમે
" જોયું હતું અને તેથી અમને જ્યારે એમ જણાયું કે ભગવાનની આના
" ઉપર કૃપા થઇ છે ત્યારે અમને પણ તારી ઉપર આદર થયો. ભગ-
" વાનના સેવકોએ જે પ્રાણી ભગવાનને વહાલા હોય તેના તરફ
" પ્રેમ રાખવો એ ઉચિત છે. જે પ્રાણીઓ અત્યારસુધી સર્વજ્ઞ-
" શાસનરૂપ મંદિરમાં દાખલ થયા નથી અને જેઓ કોઇ પણ પ્રકારે
" દાખલ થઇ ગયા હોય પણ અંદર આવ્યા પછી જેઓને મંદિરના
" દર્શનથી આનંદ થતો નથી અને તેથી જ એવા પ્રાણીઓ ઉપર ભગ-
" વાનની કૃપાદૃષ્ટિ થઈ હોય એમ અમને જણાતું નથી એવા તો
" અનંત પ્રાણીને અમે દેખીએ છીએ, તોપણ તેઓ તરફ ઉદાસીન
" ભાવ રાખીએ છીએ, એટલે એવા પ્રાણીઓનાં કર્મ માટે અને તેઓની
" અધમ સ્થિતિ માટે અમે દિલગીર થઇએ છીએ. એવા પ્રાણીઓ
" અમારા આદરને કોઇ પણ રીતે યોગ્ય નથી. અમારા મનમાં આ
" બાબતમાં અત્યાર સુધી વિશ્વાસ હતો અને સારા માર્ગે લઇ જવા
" યોગ્ય જીવો કયા કયા છે તેનો આ ઉપાયથી અમે નિર્ણય કરતા હતા.
" અમે આ પરીક્ષા કરવાનો ઉપાય અત્યાર અગાઉ બહુ પ્રાણીઓ ઉપર
" અજમાવ્યો હતો, પરંતુ તે નિયમમાં અત્યારસુધી જરા પણ વાંધો
" આવ્યો નહોતો. આવી રીતે તપાસ કરીને-પ્રયોગ કરીને નિર્ણય
" કરેલો અમારો ઉપાય તું ઉલટા પ્રકારનું આચરણ કરીને ખોટો પાડે
" છે. પરીક્ષા કરીને નિર્ણય કરવાની અમારી રીતિ જે સર્વત્ર એક
" સરખી સાચી માલૂમ પડી છે તે તારા સંબંધમાં ખોટી પડે છે, તો
" હે દુર્મતિ ! તુ એ પ્રમાણે કર નહિ; હજી પણ અમે તને કહીએ
" છીએ તે પ્રમાણે કર. આ તારૂં ખરાબ વર્તન તજી દે, દુર્ગતિ નગ-
" રીના માર્ગ જેવી અવિરતનો ત્યાગ કર, અને એક સરખો આનંદ
" આપનારી સર્વજ્ઞ મહારાજે બતાવેલી સમ્યગ્જ્ઞાન દર્શનનું ફળ
" આપનારી વિરતિને ગ્રહણ કર. એ પ્રમાણે તું નહિ કરીશ તો તારાં
" જ્ઞાન દર્શન પણ નિષ્ફળ થશે, કારણ કે જ્ઞાન અને દર્શનનું ફળ વિરતિ-
" ત્યાગભાવ છે અને ચારિત્ર વગર-વિરતિભાવ આદર્યા વગર એકલા
" જ્ઞાનદર્શનથી મોક્ષ મળી શકતું નથી. ભગવાન્ તીર્થંકર દેવે બતા-
" વેલી આ વિરતિને આદરવાથી અને સમ્યક્ પ્રકારે તેનું પરિપાલન
" કરવાથી તે સર્વ કલ્યાણપરંપરાને આપનાર થાય છે, જો કે એ વિર-
" તિભાવ ગ્રહણ કરવાથી પરલોક સંબંધી જે લાભ થાય છે તે વાતને

" હાલ કદાચ બાજુ ઉપર રાખીએ તોપણ ભગવાને બતાવેલી એ
" વિરતિ ઉપર પ્રેમ રાખનાર અને તેને આદરનાર સાધુઓ આ લો-
" કમાં કેવી મોજ માણે છે તે તું શું જોતો નથી ? જાણે સારી રીતે
" અમૃત રસનું પાન કર્યું હોય તેવા તેઓ સ્વસ્થ દેખાય છે, વિષયની
" ઇચ્છાથી અને કામને પરવશ થવાથી જે ઉત્સુકપણું પ્રિયવિરહવેદના
" વિગેરે અનેક દુ:ખો પ્રાણીને થાય છે તે તેઓનાં ( સાધુનાં ) મનને
" જરા પણ અસર કરતાં નથી અને તેઓને એવી કોઇ ઉપાધિ ભોગ-
" વવી પડતી નથી, તેઓમાં કષાય ન હોવાથી લોભના નાશને લીધે
" ધન પેદા કરવામાં, રક્ષવામાં અને તેના નાશમાં જે અનેક દુ:ખો
" દુનિયાદારીવાળા પ્રાણીઓને થાય છે તેને તેઓ જાણતા પણ નથી,
" ત્રણ ભુવન તેવા સાધુઓને નમસ્કાર કરે છે અને મહાદુ:ખથી ભરેલા
" સંસારસમુદ્રથી પોતાના આત્માને પાર પામેલો માનનારા એ સાધુઓ
" કેવો શ્રેષ્ઠ આનંદ કરે છે? આ ભવમાં કેટલું માનસિક અને આત્મિક
" સુખ સાક્ષાત્ અનુભવે છે? આ સર્વ સુંદર સ્થિતિ તેઓ વિરતિભાવ
" આદરવાથી અનુભવે છે તો આવી અનેક ગુણથી ભરેલી વિરતિ શું
" તું તારા આત્મવૈરીપણાથી આદરતો નથી ? "

( ૨૩ )

**તુચ્છ ભોજન પર દૃઢ પ્રેમ.**

ત્યારપછી કથાપ્રસંગમાં કહેવામાં આવ્યું છે કે " ધર્મબોધકર મંત્રીશ્વરનાં આવાં વચનો સાંભળી તેને કાંઇક વિશ્વાસ આવ્યો અને મનમાં કાંઇક નિર્ણય પણ થયો કે આ પુરૂષ પોતાનું હિત કરનાર છે તોપણ પોતાની પાસેના ભોજનના ત્યાગની વાતથી તેના મનમાં ખેદ થવા લાગ્યો. આખરે તેણે જવાબમાં દીનવદને ધર્મબોધકર મંત્રીને કહ્યું " આપસાહેબે જે વાત કહી સંભળાવી તે સર્વ તદ્દન સાચી હોય એમ મને લાગે છે, પણ મારે આપને એક બાબતની પ્રાર્થના કરવી છે તે આપ બરાબર સાંભળો: આ મારા ઠીકરામાં ભોજન છે તે સ્વાભાવિક રીતે મને મારા પ્રાણથી પણ વધારે વહાલું છે, એને મેં બહુ મહેનત કરીને મેળવેલું છે અને ભવિષ્યમાં એના ઉપર મારો નિર્વાહ થશે એમ હું ધારૂં છું. વળી આપનું ભોજન કેવું છે તે ખરેખર હું જાણતો નથી. આના વિના ક્ષણમાત્ર પણ હું જીવી શકું નહિ. વળી એક દિવસનો નિર્વાહ કરનાર એ તમારા ભોજનથી મારૂં શું વળે ? આ પ્રમાણે હોવાથી હે સ્વામિન્! મારૂં પોતાનું ભોજન મારી પાસે છે તે તો કોઇ રીતે છોડવું નહિ એવો મારો નિશ્ચય છે, માટે મહારાજ ! જો આપને આપનું ભોજન મને આપવાની ઇચ્છા હોય તો મારૂં ભોજન

મારી પાસે રહે અને આપનું ભોજન મને મળે એવી રીતે ગોઠવણ કરી આપો." આ પ્રમાણે અગાઉ જે હકીકત કહી છે તેનો આશય હવે વિચારી જઇએ

**ભોગાસક્તની રંક વિજ્ઞપ્તિ.**

આ પ્રાણીને ચારિત્ર આદરવાનાં પરિણામ હોય છે તોપણ કર્મને પરવશ હોવાથી ગુરૂમહારાજ પાસે ઉપર કહ્યું તેવી જ રીતે તે બોલે છે. તેને હવે ગુરૂમહારાજ ઉપર સંપૂર્ણ વિશ્વાસ થયો હોય છે અને જ્ઞાન દર્શનથી કેટલો લાભ છે તે સંબંધમાં તેને પૂર્ણ પ્રતીતિ પણ થયેલી હોય છે, પરંતુ હજુ સુધી તેને ધન સ્ત્રી વિગેરે ઉપરની મૂર્ચ્છા જરા પણ ઓછી થયેલી હોતી નથી અને ગુરૂમહારાજ તો તેને એકદમ ધન સ્ત્રી વિગેરે તેણે પોતાની માનેલી વસ્તુઓનો ત્યાગ કરવાનું અને ચારિત્ર ગ્રહણ કરવાનું કહે છે. તે વખતે આ પ્રાણી એકદમ ગરીબ–રાંક જેવો બની જાય છે અને ગુરૂમહારાજને કહે છે, "આપશ્રી જે આજ્ઞા કરો છો, જે વાત ફરમાવો છો તે બરાબર છે, પરંતુ મારે આપસાહેબને એક નાની સરખી વિનંતિ કરવી છે તે આપ જરા સાંભળવાની મહેરબાની કરો. મારો આત્મા ધન વિષયની બાબતમાં અત્યંત ગાઢ થઇ ગયો છે, તેમાં અત્યંત આસક્ત બની ગયો છે, અને તેમાંથી નિવર્તવાનું કોઇ પણ રીતે બની શકે તેમ નથી. એ ધન વિષયના ત્યાગથી તો હું મરી જઉં ! એ ધન વિષયો તો મહારાજ ! મેં બહુ મહેનત કરીને એકઠાં કર્યાં છે, એને સંપાદન કરવામાં મારે અનેક જાતનાં કષ્ટો વેઠવાં પડ્યાં છે, તો અકાળે તેનો કેવી રીતે ત્યાગ કરી શકું ? મારા જેવા પ્રમાદી પ્રાણીઓ આપે બતાવેલી વિરતિનું સ્વરૂપ કદિ બરાબર સમજતા નથા. બીજી પણ એક વાત આપને કહું: આ ધન વિષયો વિગેરે આજે મેળવી રાખ્યાં હોય તો મારા જેવાને આગળ ભવિષ્યમાં પણ ચિત્તને આનંદ આપવાનું કારણ થઇ પડે અને આપસાહેબ જે અનુષ્ઠાનો ફરમાવો છો તે તો 'રાધાવેધ'ની પેઠે મારા જેવાને સાધવા અત્યંત મુશ્કેલ છે, તેથી આપ મારા જેવા ઉપર આટલો બધો પ્રયાસ કરો છો તે અસ્થાને હોય એમ લાગે છે. કહ્યું છે કે–[1] 'પંડિતો દ્વારા મોટા પ્રયત્નથી પ્રાણીએ તત્ત્વ જાણ્યું હોય તોપણ પ્રાણી પોતાની પ્રકૃતિ તરફ ખેંચાઇ જાય છે, અર્થાત્ પોતાની પ્રકૃતિ છોડતો નથી, જેવો હોય તેવો ને તેવો

---

૧ આ શ્લોક નીચે પ્રમાણે છે–

महतापि प्रयत्नेन, तत्त्वे शिष्टेऽपि पण्डितैः,
प्रकृति यान्ति भूतानि, प्रयासस्तेषु निष्फल ।

પ્રતમા પ્રથમ પંક્તિ આ પ્રમાણે છે–महतापि प्रबंधेन, तत्त्व उक्तेऽपि पन्डितैः ।

રહે છે. આવા પ્રાણીના સંબંધમાં જે કાંઇ પ્રયત્ન કરવામાં આવે તે સર્વ નિષ્ફળ છે.' આ પ્રમાણે હકીકત છે, છતાં આપસાહેબનો મને વિરતિ-ચારિત્ર આપવાનો ખાસ આગ્રહજ હોય તો મારાં ધન વિષય વિગેરે મારી પાસે છે તે રહે અને આપનું ચારિત્ર આપ મને આપી શકતા હો તો આપો, નહિ તો મારે આપના ચારિત્રથી સર્યું ! કાંઇ નહિ; તેના વગર હું ચલાવી લઇશ."

( ૨૪ )

પ્રતીતિ માટે ૯૯ પ્રયત્ન.

પ્રાણીએ-આ જીવે જ્યારે આ પ્રમાણે કહ્યું ત્યારે વિશુદ્ધ હિતકારી સુંદર ભોજન ગ્રહણ કરવાના સંબંધમાં આ પ્રાણીને વિમુખ ( બેદરકાર ) જાણીને કથાપ્રસંગમાં ધર્મબોધકરને ત્યારપછી આપણે વિચાર કરતા જોઇએ છીએ. તેઓ વિચારે છે કે 'અહો ! અચિંત્ય શક્તિવાળા મહામોહની ચેષ્ટા તો જુઓ ! આ બિચારો દ્રમક સર્વ વ્યાધિ કરનાર પોતાના તુચ્છ ભોજનમાં એટલો બધો આસક્ત થઇ ગયો છે કે તેના મનમાં મારા ઉત્તમ ભોજનની એક તૃણ જેટલી પણ કિંમત કરતો નથી, પરંતુ મેં પહેલાં જ નિર્ણય કર્યો છે જે આ બાબતમાં એ બિચારા રાંકનો દોષ નથી, પરંતુ તેના ચિત્તને વિહ્વળ કરનાર તેના રોગોનો જ દોષ છે; છતાં હજુ પણ બની શકે એટલાં એ બાપડા રાંક જીવને શિક્ષાવચન કહી સંભળાવું; કદાચ એનો મોહ એથી નાશ પામશે કે આછો થશે તો એ બાપડાનું હિત થશે.' વિશુદ્ધ ધર્મનો ઉપદેશ કરનાર ગુરૂમહારાજ પણ આ પ્રાણીના સંબંધમાં એવા જ પ્રકારના વિચારો કરે છે. તેઓ વિચારે છે-'અહો ! આ પ્રાણીનો મહામોહ તો કોઈ અપૂર્વ પ્રકારનો જણાય છે ! એ મહામોહના પ્રતાપથી અનંત દુઃખના હેતુભૂત અને રાગાદિ ભાવરોગને વધારી મૂકનાર ધન વિષયાદિ ઉપર પોતાનું મન સ્થાપિત કરી દઇને ભગવાનનાં વચનોને જાણતાં છતાં એક તદ્દન અજાણ્યા પ્રાણીની પેઠે તે વર્તે છે. જીવ અજીવાદિ તત્ત્વ ઉપર તેને શ્રદ્ધા થયેલી હોવા છતાં એક નાસ્તિકની પેઠે આચરણ કરે છે અને તેને લઇને સર્વ દોષ અને કલેશનો નાશ કરનાર મારી બતાવેલી વિરતિને ગ્રહણ કરતો નથી, આદર કરતો નથી, તેના ઉપર પ્રીતિ કરતો નથી; પરંતુ વધારે વિચાર કરતાં મને જણાય છે કે એમાં આ બાપડાનો કાંઇ દોષ નથી, સર્વ દોષ તેનાં કર્મોનો છે. એ કર્મો આ જીવના સારા અધ્યવસાયોને છિન્ન ભિન્ન કરી નાખે છે; પરંતુ હું તો તેને પ્રતિબોધ આપી ઠેકાણે લાવવાના કામમાં જોડાયલો છું અને

ઉપદેશકની માનસિક સ્થિરતા.

તે તેનો લાભ લઇ શકતો નથી તેથી એ પ્રાણી કાંઇ વિરતિ અંગીકાર કરવાનો નથી એમ ધારી લઇને મારે તેના તરફ વિરક્ત થઇ જવું ન જોઇએ-એના સંબંધનો પ્રયત્ન છોડી દેવો ન જોઇએ.'

अनेकशः कृता कुर्याद्देशना जीवयोग्यताम् ॥
यथावस्थानमाधत्ते, शिलायामपि मृद्घटः ॥ १ ॥
यः संसारगतं जंतुं बोधयेज्जिनदेशिते;
धर्मे हितकरस्तस्मान्नान्यो जगति विद्यते ॥ २ ॥
विरतिः परमो धर्मः सा चेन्मत्तोऽस्य जायते;
ततः प्रयत्नसाफल्यं किं न लब्धं मया भवेत् ॥ ३ ॥
अन्यच्च महान्तमर्थमाश्रित्य यो विधत्ते परिश्रमम्;
तत्सिद्धौ तस्य तोषः स्यादसिद्धौ वीरचेष्टितम् ॥ ४ ॥
तस्मात्सर्वप्रयत्नेन पुनः प्रत्याय्य पेशलैः;
वचनैर्बोधयाम्येनं गुरुश्चित्तेऽवधारयेत् ॥ ५ ॥

ગુરુમહારાજ પોતાના મનમાં આગળ વિચાર કરે છે, ' પ્રાણીને અનેક વાર દેશના આપી હોય તો તે તેનામાં યોગ્યતા ઉત્પન્ન કરે છે, જેમકે સખ્ત પથ્થર ઉપર માટીનો ઘડો વારંવાર રાખવામાં આવે તો ધીમે ધીમે તે પોતાનું સ્થાન ત્યાં કરી લે છે.[1] આથી જો હું તેના ઉપર મારો પ્રયત્ન ચાલુ રાખીશ તો જરૂર મારો માર્ગ આગળ જતાં સરળ થઇ જશે. પ્રાણીને તીર્થંકર મહારાજનો બતાવેલો ધર્મ કહેવો તેનાથી વધારે ઉત્તમ આ પ્રાણીનું હિત કરનાર બીજો કોઇ ઉપાય આ દુનિયામાં નથી, કારણ કે એ ધર્મ આદરવાથી વિરતિભાવને અંગે છેવટે સર્વ દુઃખથી મુક્તિ થાય છે અને દુઃખથી મુક્તિ એ પ્રાણીનું પરમ સાધ્ય છે. તેને મુક્તિ અપાવવાનું કારણ એ ઉપદેશ આપનાર ગુરુ બને છે, તેથી આ પ્રાણીનું ઉત્કૃષ્ટ હિત સાધનાર પ્રાણીને શુદ્ધ માર્ગનો ઉપદેશ આપનાર છે એમ લાગે છે. વિરતિ ( ત્યાગભાવ ) એ સર્વથી ઊંચા પ્રકારનો ધર્મ છે, એ જો હું કોઇ પણ પ્રકારે આ પ્રાણીને અપાવી શકું એટલે એ વિરતિભાવ આદરે એવું કોઇ પણ રીતે હું તેને સમજાવી શકુ તોપછી મારે બીજું શું કરવાનું બાકી રહે? વિરતિભાવને આદરે એટલે પછી એ રસ્તાપર બરાબર આવી જાય

૧ પથ્થરના ચોરસા ઉપર દરરોજ જળનો કુંભ-ઘડો મૂકવામા આવે તો ત્યા ઘસાઈ ઘસાઇને પથ્થરમા એક નાનું થાણુ પોતાને માટે તે બનાવી લે છે. એવીજ રીતે કુવા ઉપરના કાળા પથ્થરાઓમાં દોરડી નીચે ઉપર જવા આવવાનો માર્ગ કરી લે છે.

અને તેવા ઉત્તમ સાધન સાથે તેને જોડવાનો મારા મનમાં સંતોષ થાય તો તો બહુ ઠીક થયું કહેવાય. જો કોઇ મોટું કામ ઉપાડી લઇ તેને માટે મહેનત કરવામાં આવે તો બન્ને રીતે આનંદ છે; કામ સિદ્ધ થાય તો તેને મનમાં મોટો સંતોષ થાય છે અને કદાચ કોઈ કારણથી કાર્યસિદ્ધિ ન થઈ તોપણ તેણે બહાદુરીનું કામ તો હાથમાં લીધુંજ કહેવાય, માટે હજુ પણ સર્વ પ્રકારનો પ્રયત્ન કરી સુંદર વચનોથી આ પ્રાણીને સમજાવીને તેને મારા ઉપર વિશ્વાસ પમાડી બોધ કરૂં અને સુંદર માર્ગ બતાવી તેનાં સ્વરૂપ, ફળ અને આદેયતા સમજાવીને તેને માર્ગપર લઇ આવું.' આ પ્રમાણે ગુરુમહારાજ પોતાના મનમાં વિચાર કરે છે.

**એક વિશેષ મહા પ્રયત્ન.**

[1]કથાપ્રસંગમાં ત્યારપછી કહેવામાં આવ્યું હતું કે "આ પ્રમાણે પોતાના મનમાં વિચાર કરીને ધર્મબોધકર મંત્રીશ્વરે ભિખારી નિષ્પુણ્યકને કહ્યું "અરે ભાઇ! તું એટલું પણ જોતો નથી કે આ તારે શરીરે હજારો વ્યાધિઓ છે તે સર્વ તારી પાસેના તુચ્છ ભોજનના સંબંધથી થયેલા છે? તારી પાસે જે ભોજન છે તેને વધારે ખાવામાં આવે તો તેથી તારા સર્વ વ્યાધિઓ એકદમ વધી જાય તેમ છે, તેથી સારી બુદ્ધિવાળા પ્રાણીઓએ તેનો એકદમ ત્યાગ કરી દેવો જોઇએ. તારા ભોજન ઉપર તને પ્રેમ આવે છે અને તેને તું સારૂં ગણે છે, પણ તેમાં તારી મોટી ભૂલ થાય છે; તને વસ્તુ અત્યારે ઉલટી સમજાય છે તેથી તું એમ માને છે; પરંતુ જ્યારે મારા ભોજનનો એક વાર બરાબર તત્ત્વથી તું સ્વાદ લઇશ ત્યારે તને અટકાવવામાં આવશે તોપણ તારી પોતાની ઇચ્છાથી આ તારૂં કુભોજન તું તજી દઇશ. અમૃત પ્રાપ્ત કરીને પછી તે કોણ એવો મૂર્ખ હોય કે જે ઝેર પીવાની ઇચ્છા કરે? વળી હું તને પૂછું છું કે તેં મારા અંજનની શક્તિ અને પાણીનો મહિમા શું હમણાં જ જોયાં નથી? છતાં તને મારાં વચન ઉપર પૂરતો વિશ્વાસ કેમ નથી આવતો? તું એમ કહે છે કે 'તે ભોજન મેં બહુ મહેનતે મેળવ્યું છે તેથી મારાથી તેનો ત્યાગ કરી શકાય તેમ નથી' તેના સંબંધમાં તને ખુલાસો કરૂં છું તે ધ્યાન રાખીને સાંભળ. એ ભોજનને મેળવવામાં બહુ ક્લેશ થાય છે, એના અનુભવમાં પણ અનેક ક્લેશો રહેલા છે અને એનાથી ભવિષ્યમાં પણ અનેક પ્રકારના ક્લેશ ઉત્પન્ન થાય છે, તેટલા માટેજ તેનો ત્યાગ કરવાનું કહેવામાં આવે છે. તેં ત્યારપછી એમ કહ્યું કે 'ભવિષ્યમાં મારો તેના

૧ જુઓ પૃષ્ઠ ૨૮; પંક્તિ ૩૨ પારા ૨૪ નો આગળનો ભાગ.

ઉપર નિવાહ છે તેથી હું તેનો ત્યાગ કરી શકતો નથી ' તેનો ખુલાસો પણ મનની ઘુંચો છોડી દઇને સાંભળ. એ ભવિષ્યમાં અનેક દુઃખોનો નિર્વાહ કરે તેવું ભોજન છે, તેથી કદાચ તું માને છે તેમ તેના ઉપર તારો ભવિષ્યનો આધાર હોય તોપણ દુઃખમાં ડુબેલો તું તેને સર્વદા રાખી શકીશ ? ( રાખી શકીશ નહિ ). વળી તેં કહ્યું કે ' આ આપનું સુંદર ભોજન તને આપવામાં આવે છે તે કેવું છે તે હું જાણુતો નથી. ' તે બાબતમાં હું તને ખુલાસો કહું છું તે બરાબર ધ્યાન રાખીને વિશ્વાસ લાવીને સાંભળ: તને કોઇ પણ જાતનો કલેશ ન થાય તેવી રીતે હમેશાં તારી જેટલી ઇચ્છા હશે તેટલું આ સુંદર ભોજન હું તને આપ્યા કરીશ, માટે તું જરા પણ મુંઝવણ રાખ્યા સિવાય આ પરમાન્નને ગ્રહણ કર. આ સુંદર ભોજન તારાં સર્વ દરદોને મૂળમાંથી દૂર કરી નાખે તેવું છે અને તે ઉપરાંત તે શરીરને અને મનને સંતોષ આપે છે, પુષ્ટ કરે છે, બળ વધારે છે, શરીરનો વર્ણ સુધારે છે અને વીર્યમાં વૃદ્ધિ કરે છે. એ ભોજન સારી રીતે ખાવાથી અનંત આનંદથી ભરપૂર થઇ અક્ષય સ્થિતિ પ્રાપ્ત કરી જેવી રીતે અમારા રાજા સુસ્થિત મહારાજ સુખમાં રમણ કરે છે તેવી રીતે તેના જેવો તું પણ થઇ જઇશ, તેટલા માટે હે ભદ્ર ! તું આગ્રહ તજી દઇને તારૂં ભોજન જે અનેક રોગોનું કારણ છે તેને છોડી દે, તજી દે, મૂકી દે અને આ પરમ ઔષધ જેવું મહા આનંદનું કારણ સુંદર ભોજન લે, ગ્રહણ કર અને તેનો ઉપયોગ કર. ” આવી રીતે રસવતીપતિએ ખરાબ ભોજનના દોષો તે નિષ્પુણ્યકને સમજાવ્યા, તે તજવા યોગ્ય છે એ વાત સ્પષ્ટ કરી બતાવી, કાળાંતરે એ ભોજન ઉપર તેનો નિર્વાહ થવાનો છે એવી તેની જે માન્યતા હતી તે ખોટી હતી એમ બતાવી આપ્યું, પોતાની પાસેના સુંદર ભોજનનાં વખાણ કર્યાં, તે આ પ્રાણીને દરરોજ મળ્યા કરશે એમ જણાવી દીધું અને અગાઉ તેને જળ અને અંજનથી કેવો ફાયદો કર્યો હતો તેનો દાખલો આપી છેવટે કુભોજન છોડી દેવાનો અને પોતાનું સુંદર ભોજન લેવાનો આગ્રહ કર્યો. વિશુદ્ધ ધર્મનો ઉપદેશ આપનાર ગુરુમહારાજ પણ આ જીવના સંબંધમાં એવીજ રીતે કામ લે છે તે હવે આપણે જોઇએ.

ચારિત્ર રસના સ્વાદનું વર્ણન.

ગુરુમહારાજ ધન વિષય સ્ત્રી વિગેરે રાગનાં કારણ છે એમ નિવેદન કરે છે, કર્મસંચય થવાનું કારણ છે એમ તેને સમજાવે છે, દુઃખે કરીને પાર પહોંચી શકાય તેવા અનંત સંસારનાં તે નિમિત્ત કારણ છે એમ સ્પષ્ટ કરે છે અને પછી તેને કહે છે “ ભદ્ર ! ધન “ વિષય વિગેરે કલેશથી મેળવાય છે, એનો અનુભવ કરતી વખતે,

" તેનો ભોગ ભોગવતી વખતે અનેક પ્રકારના કલેશ થાય છે અને
" ભવિષ્યમાં તે અનેક કલેશો ઉત્પન્ન કરે છે. આ પ્રમાણે ધન વિષયથી
" આગળ અને પાછળ સર્વ રીતે અનેક પ્રકારના કલેશ થતા હોવાથી તે
" ત્યાગ કરવા યોગ્ય છે. હે ભદ્ર ! મોહને લીધે તારૂં મન અત્યારે ફરી
" ગયેલું છે તેથી તે વિષયો બહુ સારા છે એવી તારી બુદ્ધિ થાય છે,
" પરંતુ જ્યારે તું એક વાર ચારિત્રનો રસ ચાખીશ ત્યારે તો અમારા
" કહ્યા વગરજ તું એ ધન વિષયની જરા પણ સ્પૃહા કરીશ
" નહિ. **कोऽहि सकर्णकोऽमृतं विहाय विषमभिलषति** એવો કોણ
" બુદ્ધિમાન્ પ્રાણી હોય કે જે અમૃતનો ત્યાગ કરીને ઝેરની ઇચ્છા
" કરે ! અમે જે ચારિત્રપરિણામનો ઉપદેશ આપીએ છીએ તે તને
" કોઇ કોઈ વારજ પ્રાપ્ત થનાર હોવાથી તેના ઉપર તારો નિર્વાહ થઇ
" શકશે નહિ એમ તું ધારે છે અને ધન વિષય સ્ત્રી વિગેરે પ્રકૃતિ-
" ભાવમાં રહેનાર હોવાથી હમેશાં તારી પાસે રહેનારાં છે તેથી તેના-
" વડે તારો નિર્વાહ થઇ શકશે એમ તું માને છે તે પણ બરાબર નથી,
" કારણ કે ધન સ્ત્રી વિષયો વિગેરે પણ ધર્મ રહિત પ્રાણીઓની પાસે
" સર્વદા રહેતાં નથી અને કદાચ રહે તોપણ બુદ્ધિમાન્ પુરૂષ એને
" પોતાનો નિર્વાહ કરનાર તરીકે કદાપિ સ્વીકારે નહિ, કેમકે સર્વ
" પ્રકારના રોગોને વધારી દેનાર અપથ્ય ભોજન હોય તે કદાચ સર્વ
" કાળ પ્રાપ્ત થયાં કરે તોપણ તે નિર્વાહ કરનાર છે એમ કોઇ માને
" નહિ. આ ધન સ્ત્રી વિષયો વિગેરે જેના ઉપર તારી આટલી બધી
" પ્રીતિ છે તે સર્વ અનર્થપરંપરાનાં કારણ છે, માટે તે સુંદર છે કે
" તારો નિર્વાહ કરનારાં છે એવો વિચાર તેઓના સંબંધમાં લાવવો
" ઘટતો નથી. વળી તું કહે છે કે તે ધન વિષયાદિ પ્રકૃતિભા-
" વમાં રહેનારાં છે તે પણ તારી માન્યતા તદ્દન ખોટી છે. આ પ્રાણી
" અનંત જ્ઞાન દર્શન વીર્ય આનંદરૂપ છે, તેથી જ્ઞાન દર્શન વિગેરે
" તેની સ્વાભાવિક પ્રકૃતિ છે અને આ ધન સ્ત્રી વિષય વિગેરે ઉપર જે
" રાગ થાય છે, તેના તરફ આકર્ષણ થાય છે અને તેમાં આ પ્રાણી
" બંધાઇ રહે છે, તે તો માત્ર કર્મને લીધે થયેલા વિભ્રમ ( વિભાવ )નું
" પરિણામ છે એ પ્રમાણે તત્ત્વજ્ઞાનીઓ કહે છે. ચારિત્રનાં પરિણામ
" આ પ્રાણીને થાય છે તે કોઇ કોઇ વખત થનાર તરીકે ( અલ્પ-
" કાલીન ) માત્ર ત્યાંસુધીજ રહે છે કે જ્યાંસુધી આ પ્રાણી પોતાના
" વીર્યને ફોરવતો નથી. એક વખત વીર્યસ્ફુરણા આ પ્રાણીએ
" કરી એટલે ચારિત્રપરિણામ દીર્ઘ કાળ સુધી નિરંતર બન્યાં
" બન્યાં રહે છે અને તે જ આ પ્રાણીનો ખરેખરો નિર્વાહ કરનાર થાય

" છે. આટલા માટે ડાહ્યા માણસોએ તો એ ચારિત્રપરિણામને માટે જ
" પ્રયત્ન કરવો ઉચિત છે. એ ચારિત્રપરિણામના બળથીજ મહા
" પુરૂષો અનેક પ્રકારના પરીષહ અને ઉપસર્ગો થાય તેને સહન કરે
" છે, ધનાદિનો તિરસ્કાર કરે છે, રાગ દ્વેષ વિગેરેને દળી નાખે છે,
" કર્મની જાળને ઉખેડી નાખે છે, સંસારસમુદ્રને તરી જાય છે અને
" અનંતકાળ સુધી સતત્ આનંદવાળા મોક્ષસ્થાનમાં નિવાસ કરે છે.
" વળી જે જ્ઞાન મેં તને આપ્યું તેને લીધે શું તારા અજ્ઞાનનો અંધ-
" કાર દૂર થઇ ગયો નથી? મેં જે દર્શન તને બતાવ્યું તેને લઇને
" તારા વિપર્યાસરૂપ[1] દૈત્યનો નાશ થઇ ગયો નથી? ત્યારે હવે તું
" શા માટે મારાં વચન ઉપર જરા પણ અવિશ્વાસ લાવે છે? તને
" લાભ તો સ્પષ્ટ રીતે બતાવી આપ્યો છે અને તે લાભ તને નિરંતર
" મળ્યા કરશે તે તને બરાબર સમજાવી પણ આપ્યું છે, માટે હે
" ભદ્ર! આ સંસારને વધારનાર ધન, સ્ત્રી, વિષય વિગેરેને છોડી દે
" અને મારી દયાએ (દીકરીએ) લાવેલું આ પરમાન્ન (ચારિત્ર)
" ગ્રહણ કર, એ પ્રમાણે કરવાથી તારા સર્વ ક્લેશો નાશ પામી જશે,
" કપાઇ જશે, હમેશને માટે દૂર થઇ જશે અને તું શાશ્વત સ્થાનમાં
" જઇને નિવાસ કરી શકીશ."

(૨૫)

**શરત અને સ્વીકાર.**

"ધર્મબોધકર મંત્રીએ આટલો લંબાણ ખુલાસો કર્યો તે સાંભળીને નિષ્પુણ્યકે જવાબ આપ્યો "ભટ્ટારક મહારાજ! મને મારા ભોજન ઉપર એટલો બધો સ્નેહ છે કે તેનો ત્યાગ કરવા માત્રથી તેના પ્રેમના ગાંડપણમાં હું મરી જઇશ એમ મને લાગે છે; માટે મહારાજ! આ ભોજન મારી પાસે રહેવા દઇને આપ મને આપનું ભોજન આપો." આ પ્રમાણે મૂળ કથાપ્રકરણમાં કહેવામાં આવ્યું છે તે પ્રમાણે આ પ્રાણીને ગુરુમહારાજ વારંવાર પ્રેરણા કરે છે ત્યારે ગળીઆ બળદની જેમ પગ પસારીને તે ગુરુને ઉત્તર આપે છે–"મહારાજ! મારાં ધન વિષયાદિક છે તેને હું કોઇ રીતે છોડી શકું તેમ નથી, તેથી આ મારા ધન વિષયાદિક મારી પાસે રહે અને તમારૂં કોઇ પ્રકારનું ચારિત્ર મને અપાય તેવું હોય તો તે આપો."

**ભોજન ગ્રહણ.**

ત્યારપછી આગળ કહેવામાં આવ્યું છે કે–"તેનો આ પ્રમાણે અત્યંત આગ્રહ જોઇને ધર્મબોધકરે મનમાં વિચાર કર્યો કે આ બિચારાને સમજણ આપવાનો હાલ તો બીજો કાંઇ ઉપાય નથી, માટે તે તેનું ખરાબ ભોજન તેની પાસે ભલે રાખે અને આ આપણું

---

૧ વિપર્યાસઃ બીનજરૂરી ખોટા વિચારો, મિથ્યાત્વ.

ભોજન તેને આપીએ, પછી જ્યારે તેને આ સુંદર ભોજનનો રસ લાગશે ત્યારે તે પોતાની મેળે જ પેલા ખરાબ ભોજનનો ત્યાગ કરી દેશે. આ પ્રમાણે પોતાના મનમાં વિચાર કરીને ધર્મબોધકર મંત્રીશ્વરે તેને કહ્યું "ભાઇ! તારૂં ભોજન તારી પાસે રહેવા દઇને આ સુંદર ભોજન હાલ તું લે અને તેનું ભક્ષણ કર." દરિદ્રીએ જવાબ આપ્યો "ભલે, તેમ કરીશ." આવો તેનો જવાબ સાંભળીને ધર્મબોધકરે તદ્દયાને સંજ્ઞા કરી એટલે તેણીએ દરિદ્રીને ભોજન આપ્યું. તે ભોજન દરિદ્રીએ તુરત ગ્રહણ કર્યું અને ત્યાં બેઠા બેઠાજ તેનું ભક્ષણ કર્યું. આ ભોજન કરવાથી તેની ક્ષુધા શાંત થઇ ગઇ, તેના શરીર ઉપર અનેક વ્યાધિઓ થયા હતા તે વિશેષ ઓછા થઇ ગયા. અગાઉ આંખમાં અંજન આંજવાથી અને પાણી પીવાથી જે સુખ તેને થયું હતું તેના કરતાં અનંતગણું સુખ આ સુંદર ભોજન કરવાથી તે નિષ્પુણ્યક દરિદ્રીને થયું અને હૃદયમાં અતિ આનંદ થયો. આ પ્રમાણે થવાથી તે દરિદ્રીને ધર્મબોધકર મંત્રી ઉપર વિશેષ ભક્તિ ઉત્પન્ન થઇ, તેના મનમાં જે શંકા હતી તે દૂર થઇ ગઇ અને તે હર્ષ પામીને બોલ્યો "હું ભાગ્યહીન છું, સર્વ પ્રાણી કરતાં ઘણો અધમ છું અને આપના ઉપર કોઇ પણ પ્રકારનો મેં ઉપકાર કર્યો નથી છતાં આપ મારા ઉપર આટલી દયા દેખાડો છો તેથી તમારા સિવાય હે પ્રભો! મારો બીજો કોઇ નાથ નથી."

**સર્વવિરતિ વિ. દેશવિરતિ.**

આ પ્રાણી ચારિત્ર ગ્રહણ કરે એટલે ગુરુ પાસેથી પરમાન્ન ગ્રહણ કરે તેનો ક્રમ આવા પ્રકારનો હોય છે તે આપણે વિચારીએ:–જ્યારે આ જીવને બહુ પ્રકારે ઉપદેશ આપવા છતાં તે ચુસ્ત આગ્રહપણાને લીધે ધન વિષયાદિનો ત્યાગ કરી શકતો નથી ત્યારે ધર્માચાર્ય તેના સંબંધમાં વિચાર કરે છે કે આ પ્રાણી હાલ તુરત સર્વવિરતિ ગ્રહણ કરી ધન વિષયાદિનો સર્વથા ત્યાગ કરી દે એમ તો લાગતું નથી, માટે એને હાલ દેશવિરતિ[1] આપીએ. દેશવિરતિને પાળવાથી તે પ્રાણીમાં વિશેષ ગુણો ઉત્પન્ન થશે અને ત્યાગભાવની મહત્તા તે સમજશે એટલે પછી પોતાની મેળે જ સર્વસંગનો ત્યાગ કરી દઇ તે સર્વવિરતિ અંગીકાર કરશે. આ પ્રમાણે લંબાણથી દીર્ઘ દૃષ્ટિપૂર્વક વિચાર કરીને આ પ્રાણી બ્હાનું કાઢી છટકી ન જાય તેટલા સારૂ તેને દેશવિરતિ ગુરુમહારાજ આપે છે.

---

૧ **સર્વવિરતિઃ** સર્વ સંગત્યાગ. **દેશવિરતિઃ** અંશ ત્યાગ, અલ્પત્યાગ.

ઉપદેશનો ક્રમ.

અહીં ઉપદેશ દેવાનો ક્રમ આ પ્રમાણે છે:-સર્વથી પહેલાં તો સર્વવિરતિનો ઉપદેશ આપવો, પરંતુ જ્યારે એમ માલૂમ પડે છે કે આ પ્રાણી સર્વવિરતિ ગ્રહણ કરવાથી વિમુખ છે, તેને તે ગ્રહણ કરવાનું અને સર્વથા ત્યાગ કરવાનું મન થતું નથી ત્યારે તેને દેશવિરતિનો ઉપદેશ આપવો અને તે તેને આપવી. જો શરૂઆતમાં પહેલેથી જ દેશવિરતિનો ઉપદેશ આપવામાં આવે તો આ પ્રાણી તેમાંજ પ્રતિબંધ કરી દે અને તેમાં રક્ત થઈ જાય અને ગુરુમહારાજની સૂક્ષ્મ ( સ્થાવર ) પ્રાણીઓના નાશના સંબંધમાં સંમતિ થાય. વળી આ પ્રાણીને જો જરા લાગ મળે તો તેને છટકી જવાની ટેવ હોય છે તેથી છટકી પણ જાય, માટે શરૂઆતમાં સર્વવિરતિનો બોધ આપવો અને તે લેવાને શક્તિમાન્ ન હોય તો પછી દેશવિરતિનો ઉપદેશ આપવો. આવી રીતે કરવાથી આ પ્રાણી દેશવિરતિ આદરે છે તે થોડું થોડું પરમાન્ન-સુંદર ભોજન કરે છે તેની બરાબર સમજવું. એ થોડા ભોજનનો ઉપયોગ કરવાથી આ પ્રાણીને વિષયભોગો ભોગવવા સંબંધી જે તીવ્ર ક્ષુધા રહેતી હતી તે જરા શાંત થાય છે, રાગ વિગેરે ભાવરોગો કાંઇક વિશેષ ઓછા થાય છે, જ્ઞાન દર્શનની પ્રાપ્તિથી જે સુખ થયું હતું તે કરતાં અત્યંત વધારે સ્વાભાવિક શાંતિરૂપ પ્રશમસુખ હવે તેને બહુ સારી રીતે ઉત્પન્ન થાય છે,[1] સારી ભાવનાના યોગથી મનમાં આનંદ આનંદ થઇ જાય છે, આવી સુંદર દેશવિરતિ બતાવનાર ગુરુમહારાજ પોતાની ઉપર ઘણો મોટો ઉપકાર કરનાર છે એવી ભાવનાને લઇને તેના ઉપર તેને ભક્તિભાવ ઉત્પન્ન થાય છે અને તેથી આ પ્રાણી ગુરૂમહારાજને કહે છે-"આપજ મારા ખરેખરા નાથ છો. હું દુષ્ટ કાષ્ઠ જેવો તદ્દન નાલાયક હોવા છતાં આપે પોતાના જોરથી મને લાયક બનાવીને ગુણોનું પણ ભાજન કર્યો, તેથી આપનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે."

## ૨૯

### ઔષધસેવનનો ઉપદેશ.

ત્યારપછી કથાપ્રસંગમાં આગળ કહેવામાં આવ્યું તે હવે વિચારીએ. "તેને ( ભિખારીને ) આ પ્રમાણે બોલતો સાંભળીને ધર્મ-

---

૧ જ્ઞાન દર્શનથી થતા સુખ કરતાં પણ ચારિત્રથી વધારે આત્મસુખ થાય છે, કારણકે તેમા આત્મરમણતા છે

બોધકર મંત્રીશ્વર બોલ્યા–" જો એ પ્રમાણે છે તો હું જે કહું તે થોડી વાર અહીં બેસીને બરાબર સાંભળ અને સાંભળીને તે પ્રમાણે આચરણ કર." દરિદ્રી વિશ્વાસ લાવીને ત્યાં બેઠો એટલે તેના ઉપર હિત કરવાની ઇચ્છાથી તેના મનને આનંદ પમાડે તેવા સુંદર શબ્દોમાં ધર્મબોધકર બોલ્યા–" તેં કહ્યું કે મારો આપના સિવાય બીજો કોઇ નાથ નથી, પણ એવું તારૂં કથન યોગ્ય નથી, કેમકે આપણા રાજાના રાજા મહા ઉત્તમ ભૂપાળ શ્રીસુસ્થિત મહારાજ તારા સ્વામી છે. એ મહારાજ સ્થાવર અને જંગમ સર્વ પ્રાણી અને પદાર્થોના નાથ છે, ધણી છે, સરદાર છે; અને તેમાં પણ આ રાજભુવનમાં જે પ્રાણીઓ રહે છે તેના તો તેઓશ્રી ખાસ કરીને નાથ છે. જે ભાગ્યશાળી પ્રાણીઓ એ મહારાજાનું દાસપણું સ્વીકારે છે તેઓની સાથે આખું ભુવન થોડા કાળમાં દાસની જેમ વર્તે છે એટલે કે આ ભુવનના સર્વ લોક તેના દાસ થઇ જાય છે. જે પ્રાણીઓ અત્યંત પાપી હોય છે અને ભવિષ્યમાં પણ જેનો ઉદય થવાનો સંભવતો નથી તેઓ બાપડા આ મહારાજાનું નામ પણ જાણતા નથી. જે ભાવિભદ્ર મહાત્માઓ ( ભવિષ્યમાં જેમનું કલ્યાણ થવાનું હોય છે તેવા ભાગ્યશાળી પ્રાણીઓ ) આ રાજભુવનમાં દેખાય છે તેને પ્રથમ તો સ્વકર્મવિવર દ્વારપાળ અંદર પ્રવેશ કરાવે છે અને તેઓ કોઇ પણ પ્રકારની શંકા વગર આ રાજાને વસ્તુતઃ સ્વીકારે છે. અંદર દાખલ થનારમાં કોઇ મુગ્ધ ( મોહને વશ પડેલા, સામાન્ય બુદ્ધિવાળા ) હોય છે તેઓને અંદર પ્રવેશ કરાવ્યા પછી જ્યારે હું તેને બધી વાત કહું છું ત્યારે વિશેષ હકીકત તેઓ સમજે છે. આ પ્રમાણે હોવાથી તારા સદ્ભાગ્યને યોગે આ વિશાળ રાજમંદિરમાં જ્યારથી તારો પ્રવેશ થયો છે ત્યારથી આ સુસ્થિત મહારાજા તારા સ્વામી થયેલા છે. હવે તારે મારાં વચનથી શુદ્ધ આત્માવડે જ્યાંસુધી તું જીવે ત્યાં સુધી આ રાજાને તારા મહારાજા તરીકે–નાથ તરીકે સ્વીકારી લેવા. જેમ જેમ તું તેઓના ગુણોનો ઉપભોગ કરતો જઇશ તેમ તેમ તારા શરીરમાં જે અનેક વ્યાધિઓ થયેલા છે તે નરમ પડતા જશે. તને જે રોગો શરીરે થયેલા છે તેને ઘટાડવાનો અને તેનો છેવટે સર્વથા નાશ કરવાનો ઉપાય–સદરહુ ત્રણે ઔષધોનો વારંવાર ઉપયોગ કરવો એ જ છે, તેથી હે ભાઇ ! સર્વ પ્રકારના સંશયને છોડી દઇને આ રાજભુવનમાં નિરાંતે રહે અને દરેક વખતે વારંવાર અંજન, જળ અને અન્નનો ઉપયોગ કર. એવી રીતે એ ત્રણે ઔષધનો ઉપયોગ વારંવાર કરવાથી તારા સર્વ વ્યાધિઓ મૂળમાંથી નાશ પામી જશે અને તું એ મહારાજાની વિશેષ સેવા કરતાં

કરતાં આખરે પોતે પણ નૃપોત્તમ ( મહારાજા ) થઇ જઇશ. આ તદ્દયાને હું ભલામણ કરૂં છું, તે તને દરરોજ ત્રણે ઓષધો આપતી રહેશે. હવે મારે તને વધારે તો શું કહેવું ? પણ તને ફરીવાર પુનરાવર્તન કરીને કહું છું કે તારે ત્રણે ઔષધનો બરાબર ઉપયોગ નિરંતર કર્યા કરવો. ” આવી રીતે મૂળ કથાપ્રસંગમાં ધર્મબોધકર મંત્રીએ મધુર વચનથી પેલા ભિક્ષુકને બોલાવ્યો, તેનું મન હર્ષિત કર્યું, તેની પાસે મહારાજના ગુણોનું વર્ણન કર્યું, તે પોતે એ મહારાજાના સેવક છે એમ બતાવ્યું, તે મહારાજાનું દાસપણું સ્વીકારવાનો તેને પણ આગ્રહ કર્યો, મહારાજાના વિશેષ ગુણો જાણવાનું તેના મનમાં કુતૂહળ ઉત્પન્ન કર્યું, એ જ્ઞાન ઉત્પન્ન કરવાનો હેતુ વ્યાધિઓ ઘટાડવાનો છે તે કહી સંભળાવ્યું, એ વ્યાધિઓ ઘટાડવાનું કારણ ત્રણે ઔષધો છે તે સમજાવી આપ્યું, એ ત્રણે ઔષધોનો વારંવાર ઉપયોગ કરવાની સૂચના કરી, તે ઔષધોનો વારંવાર ઉપયોગ કરવાથી મહારાજાની આરાધના થાય છે તે સ્પષ્ટ કર્યું અને એ મહારાજાની આરાધના કરનારાઓને મહારાજા જેવડું જ મોટું રાજ્ય મળે છે એમ પ્રતિપાદન કર્યું. આ પ્રાણીએ દેશવિરતિ આદરેલી હોય છે તે અવસ્થામાં ગુરૂમહારાજ તેને તેમાં વિશેષ સ્થિરતા પમાડવા માટે અને તેની પ્રગતિ કરાવવા માટે એ જ પ્રમાણે આચરણા કરે છે તે આવી રીતેઃ-

આરાધના અને મહારાજ્યપ્રાપ્તિ.

આ પ્રાણીને ગુરૂ મહારાજ કહે છે, “ ભાઇ ! તેં કહ્યું કે ‘ તમેજ મારા નાથ છો ’ તે બોલવું તારા જેવાને માટે તો ઉચિત છે, પણ સાધારણ રીતે એ પ્રમાણે બોલવું ન જોઇએ; કારણ કે મારા અને તારા પરમ નાથ તો સર્વજ્ઞ ભગવાન્ છે. ત્રણ ભુવનમાં રહેલા સર્વ સ્થાવર ( સ્થિર ) અને ત્રસ ( ચર ) જંતુઓનું પ્રતિપાલન કરતા હોવાથી સર્વના નાથ થવાને તે સર્વજ્ઞ મહારાજાજ યોગ્ય છે. વળી એમાં પણ જે પ્રાણીઓ એ સર્વજ્ઞ મહારાજના બતાવેલા જ્ઞાન દર્શન ચારિત્ર પ્રધાન દર્શનમાં વર્તતા હોય છે તેઓના એ મહારાજા ખાસ કરીને નાથ છે. કેટલાએક મહાત્મા પ્રાણીઓ એ મહારાજાનું દાસપણું સ્વીકારીને કેવળજ્ઞાનરૂપ રાજ્ય પ્રાપ્ત કરી આ આખા ભુવનને પોતાના દાસ બનાવે છે એટલે આખો સંસાર તેવા મહાત્માઓનો સેવક બની જાય છે. બાકી જે પાપી પ્રાણીઓ હોય છે તેઓ તો આ મહારાજાનું નામ પણ જાણતા નથી. ભવિષ્યમાં જેઓનું કલ્યાણ થવાનું

હોય છે તેવા ભાવિભદ્ર પ્રાણીઓ જ તે આઠ કર્મો વિવર આપે ત્યારે આ દર્શનની પ્રાપ્તિ કરે છે એટલે આ દર્શનાલયમાં સ્વકર્મ-વિવર દ્વારપાળ તેમને પ્રવેશ કરાવે છે. તું આ જીવ પર રાજી થયો છે એમ તમે સ્વકર્મવિવરે અહીં દાખલ કરાવ્યો છે, તેથી તે ભાવથી આ ભગવાનને આદર્યા છે જ એમ ધારી શકાય છે. એ ભગવાનને મેળવવાનાં અને મેળવ્યા પછી આગળ વધવાનાં આઠ જુદાં સ્થાનો છે. જેના ભેદો તરતમતાએ અનેક પડે છે. તેમાં વધારે સારું સ્થાન પ્રાપ્ત થાય અને જીવ પોતે આગળ પ્રગતિ કરે તેને માટે અમારો આ સર્વ પ્રયત્ન છે. હકીકત એવી છે કે પ્રાણીઓ સામાન્ય રીતે આ ભગવાનને કદાચ ઓળખતા હોય છે તો પણ સદ્‌ગુરૂ દ્વારા આ સંપ્રદાયમાં જ્ઞાન વગર તેને વિશેષ પ્રકારે જાણી શકતા નથી. આવી રીતે ગુરૂમહારાજ આ જીવ પાસે ભગવાનનાં ગુણાનુવર્ણન કરે છે, પોતે પણ એ ભગવાનના સેવક છે એમ બતાવે છે, ભગવાનને વિશેષ કરીને નાથ તરીકે સ્વીકારવાનું તેને સમજાવે છે, ભગવાનમાં વિશેષ ગુણો ક્યા છે તે બતાવીને તે સંબંધી વધારે જ્ઞાન મેળવવા માટે આ પ્રાણીમાં કૌતુક ઉત્પન્ન કરે છે, ભગવાનના ગુણો જાણવાનો ઉપાય રાગ દ્વેષાદિ ભાવરોગોને ઓછા કરવા તે છે એમ તેને જણાવે છે, એ રાગાદિ ભાવરોગોને ઓછા કરવાનો ઉપાય જ્ઞાન, દર્શન અને ચારિત્રની ત્રિપુટીરૂપ ત્રણ ઔષધો છે એમ બતાવે છે, વારંવાર બની શકે તેટલું એ ત્રણે ઔષધોનું સેવન કરવું બહુ જરૂરનું છે એમ તેને ઉપદેશ આપે છે, એ ઔષધનું સેવન કરવું એ ભગવાનની આરાધના છે એમ નિવેદન કરે છે અને એવી રીતે ભગવાનની આરાધના કરવાથી મહારાજ્ય-પ્રાપ્તિ જેવી મોક્ષની પ્રાપ્તિ થાય છે એમ પ્રતિપાદન કરે છે.

**વિશેષ સ્થિરતા અને પ્રગતિ.**

જે ગુણો પ્રાણીએ આદરેલા-સ્વીકારેલા છે તેમાં વિશેષ સ્થિરતા પ્રાપ્ત કરાવવા માટે સૂરિ મહારાજ આ પ્રમાણે હિત કરવાના હેતુથી પ્રાણીને કહે છે, પરંતુ જેવી રીતે પેલો દરિદ્રી રસોઈઆનું વચન સાંભળીને બોલી ઉઠે છે–"સ્વામિન્ ! આપે આટલી બધી વાત કરી તો પણ હજુ હું મારૂં તુચ્છ ભોજન તજી શકતો નથી. એ સિવાય મારે જે કરવાનું હોય તે આપ મને ઘણી ખુશીથી ફરમાવો." તેવી જ રીતે આ પ્રાણી ચારિત્રમોહનીય નામના કર્મથી વિહ્વળ થઈને આવી રીતે વિચાર કરે છે –"અહો ! આ ગુરૂમહારાજ મને વારંવાર ધર્મદેશના આપવા મંડી ગયા છે, તેમાં જરૂર તેઓનો આશય આ મારી પાસે

મારાં ધન સ્ત્રી વિષયો વિગેરે છે તેનો ત્યાગ કરાવવાનો હાવો જોઇએ; પણ હું કોઇ પણ રીતે તેનો ત્યાગ કરી શકું તેમ નથી; માટે હવે તો તેમને જેવી છે તેવી મારા મનની ચોખી વાત કરી દઉં કે જેથી તેઓ નિરર્થક કંઠશોષ ન કરે. આ પ્રમાણે વિચાર કરીને પોતાના મનમાં જે વિચારો ચાલતા હતા તે ગુરૂમહારાજને આ પ્રાણી કહી બતાવે છે.

(૨૮)

દરિદ્રીનો આવો જવાબ સાંભળીને "ધર્મબોધકર" મંત્રીશ્વરને વિચાર થવા લાગ્યો કે આને તો ત્રણે ઔષધોનો ઉપદેશકની વારંવાર ઉપયોગ કરવાની વાત કહેવામાં આવી ગંભીરતા તેનો જવાબમાં આ શું બોલવા મંડી ગયો છે? પણ અરે! હવે સમજાય છે કે અત્યારે તેના મનમાં એવોજ વિચાર ચાલે છે કે હું હાલ તેની સાથે જે વાત કરૂં છું તેમાં મારો ઉદ્દેશ ગમે તેમ કરીને તેની પાસેથી તેના ખરાબ ભોજનનો ત્યાગ કરાવવાનો છે. આ વિચાર તે તુચ્છપણાને લીધે કરે છે. ક્લિષ્ટ ચિત્ત-વાળા પ્રાણીઓ આખા જગતને દુષ્ટ માને છે અને શુદ્ધ વિચાર-વાળા પ્રાણીઓ આખા જગતને પવિત્ર માને છે. આવી રીતે પો-તાના પ્રયત્નનો ખોટો અર્થ દરિદ્રીને કરતો જોઇને ધર્મબોધકર જરા હસ્યા અને તેને કહ્યું—"ભાઇ! તું જરા પણ ગભરાઇશ નહિ. હું તારી પાસેથી તારૂં અન્ન હાલ છોડાવવા માગતો પણ નથી, તારે ગભરાયા વગર તારા ભોજનનો ઉપયોગ કરવો. હું તને પહેલાં તે ખરાબ ભો-જન તજી દેવાનું વારવાર કહેતો હતો તે માત્ર તારૂં ભલું કરવાની ઇચ્છાથી જ કહેતો હતો, પણ હવે જ્યારે તને તે વાત પસંદ આવતી નથી ત્યારે હાલ હું એ બાબતમાં તદ્દન ચુપ રહીશ, પણ તારૂ, તારે શું કરવા યોગ્ય છે તે સંબંધી મેં અગાઉ ઉપદેશ આપ્યો હતો અને મહારાજના ગુણ વિગેરેનું કથન કર્યું હતું તેમાંથી કાંઇ તે તારા હૃદયમાં ધારણ કર્યું છે કે નહિ?" ગુરૂમહારાજ પણ જ્યારે જાણે છે કે પોતે આ પ્રાણીને જ્ઞાન દર્શન ચારિત્ર અંગીકાર કરવાનો ઉપદેશ આપે છે તેને આ પ્રાણી પોતાના વિચારમાં આકુળ રહી ધનાદિ ત્યાગ-માં અર્થમાં સમજી જાય છે ત્યારે તેને ગભરાઇને જવાનું કહી ગુરૂ પૂછે છે કે, અગાઉ તારી પાસે મહારાજના ગુણોનું મેં વર્ણન કર્યું હતું તે અને તારે શું કરવા યોગ્ય છે તે સંબંધી તને ઉપદેશ આપ્યો હતો તે તને યાદ છે કે નહિ? આ સર્વ હકીકત સમજાઇ જાય તેવી છે, બુદ્ધિમાન વાંચનારે તેની યોજના જીવ અને ગુરૂના સંબંધમાં યોગ્ય રીતે કરી લેવી.

( ૨૯ )

## ભિખારીની કબુલાતો.

ગુરૂમહારાજનો આવો પ્રશ્ન સાંભળી પેલા દરિદ્રીએ લંબાણથી જવાબ આપ્યો હતો તે આપણે કથાપ્રસંગમાં[1] વાંચી ગયા છીએ. ત્યાં તેણે જવાબમાં જણાવ્યું તેની મતલબ એ હતી કે "હે નાથ! આપે જે કહ્યું તેમાંનું કાંઇ પણ મેં ધારણ કર્યું નથી, પણ સજ્જનની વાણી સમજાણી ન હોય તો પણ તેના કોમળપણાથી આનંદ થાય તેવા પ્રકારનો આનંદ આપને બોલતાં સાંભળીને મને થયો હતો." ત્યારપછી જૂદી જૂદી વાત ધર્મબોધકરે કરી ત્યારે પોતાનું મન ક્યાં રખડતું હતું તેની સર્વ હકીકત દરિદ્રીએ કહી સંભળાવી. છેવટે જ્યારે ધર્મબોધકરે તેને ખાત્રી આપી કે તેની પાસેનું ભોજન તેઓ ત્યાગ કરાવવા માગતા નથી ત્યારે તેના મનમાં ભય અને આકુળતા હતાં તે દૂર થઇ ગયાં અને પોતાની સર્વ વાત ફરી વાર કહી સંભળાવી. છેવટે દરિદ્રીએ ધર્મબોધકરને કહ્યું—" મહારાજ ! આ પ્રમાણે મારી સ્થિતિ છે અને આવી મારી હકીકત છે ! મારૂં ચિત્ત આવું અસ્થિર છે અને હું પાપી છું તેથી મારે શું કરવું જોઇએ તે આપસાહેબ હવે મને જણાવો કે જેથી આપની કહેલી હકીકત હું મારા મનમાં ધારણ કરૂં." આ પ્રમાણે સર્વ હકીકત આ જીવના સંબંધમાં બને છે તે હવે આપણે જોઇએ.

**ઉપદેશકનો સીધો પ્રશ્ન**

અહીં ગુરૂમહારાજ પણ આ પ્રાણીના મનનો અભિપ્રાય જાણીને તેને કહે છે " હે ભાઇ ! તું સર્વ વસ્તુનો ત્યાગ કરવાને શક્તિવાન નથી તો અમે તારી પાસે સર્વ સંગનો ત્યાગ હાલ કરાવવા પણ માગતા નથી; હાલ તો તને સ્થિર કરવા માટે તારી પાસે ભગવાનના ગુણો અમે અનેક પ્રકારે કહી સંભળાવ્યા છે અને તેં સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્ર થોડું થોડું આદરેલું છે તેને વારંવાર—વધારે વખત સુધી આદરવા માટે ઉપદેશ આપીએ છીએ. એવી રીતે અને એ માટે તને હકીકત કહી સંભળાવી તે તારી ધારણામાં બરાબર આવી છે કે નહિ ?"

**વ્યગ્રતાનો નમુનો.**

ગુરૂમહારાજ આવો સીધો પ્રશ્ન પૂછે છે તેનો આ પ્રાણી જવાબ આપે છે: "આપસાહેબે ઘણી વાર કહ્યું પણ તેમાંની કોઇ પણ બાબત મારી ધારણામાં બરાબર આવી નથી. આપશ્રી જ્યારે જ્યારે એવી વાતો કરો છો ત્યારે ત્યારે આપના અતિ પ્રિય શબ્દોથી મારા

---

[1] લંબાણ ન થાય તે માટે પારા ૨૯ નો ભાવાર્થ અહીં દાખલ કર્યો છે. જુઓ પૃષ્ઠ ૩૩-૪.

મનમાં આનંદ પામું છું અને વિચારૂં છું કે ભગવાનની (ગુરૂની) કહેવાની ઢબ બહુ સારી છે[1] ! આપ તેથી જ્યારે કાંઇ બોલતા હો છો ત્યારે મારૂં હૃદય જો કે તદ્દન શૂન્ય હોય તોપણ આંખો વિકસ્વર કરીને જાણે અત્યંત બુદ્ધિમાન હોઉં અને આપ બોલતા હો તે સર્વ સમજીને હૃદયમાં ઉતારતો હોઉં એવો ઉપર ઉપરનો ડોળ કરીને સાંભળું છું, પરંતુ સાહેબ ! મારા જેવા પ્રાણીમાં તત્ત્વજ્ઞાન કેવી રીતે સ્થિરતા પામી શકે ? મને જાણપણું કેવી રીતે થાય ? કારણકે આપ જ્યારે તત્ત્વના ગૂઢ પ્રદેશોના સંબંધમાં અસાધારણ પ્રયાસ લઈ વ્યાખ્યાન કરતા હો છો ત્યારે જાણે હું ઉંઘતો હોઉં, પીધેલ હોઉં, ઉન્મત્ત ( ગાંડો ) હોઉં, મન વગરનો હોઉં, શોકથી લેવાઇ ગયો હોઉ અથવા તો જાણે મૂર્છા પામેલ હોઉ તેની પેઠે શૂન્ય હૃદયવાળો હું કાંઇપણ ધ્યાન આપતો નથી, આપનું બોલેલું મારા હૃદયમાં ઉતારતો નથી અને તે પર કદિ જરા પણ લક્ષ્ય આપતો નથી. મારા મનની આવી ખરાબ સ્થિતિ થયેલી છે તેનું કારણ પણ આપની સમક્ષ હું ખુલ્લા દિલથી કહી બતાવું છું તે આપ સાંભળો. ” આવી રીતે પશ્ચાત્તાપપૂર્વક સર્વ બાબતની કબૂલાત કરતો આ પ્રાણી ગુરૂમહારાજ પાસે પોતાના ખરાબ વર્તનની નિંદા કરે છે, પોતાનાં ખરાબ ભાષણો માટે ખેદ કરે છે, અગાઉ પોતાને ગુરૂમહારાજ સંબંધી, પોતા સંબંધી, સંબંધીઓ સંબંધી અને વસ્તુઓ સંબંધી કેવા કેવા ખોટા કુવિકલ્પો થતા હતા તે કહી સંભળાવે છે અને પ્રથમથી શરૂ કરીને અત્યારસુધીનું પોતાનું સંપૂર્ણ ચરિત્ર ગુરૂમહારાજ સમક્ષ નિવેદન કરે છે. ત્યારપછી તે જણાવે છે કે “ આપશ્રી મારૂં એકાંત હિત કરવાની ઇચ્છા રાખો છો એ વાત હું જાણું છું. મને એટલી પણ ખબર છે કે આપ વિષયાદિકની નિંદા તેટલા જ માટે કરો છો, એ જ હેતુથી વસ્તુસંગનો ત્યાગ કરવાનો ઉપદેશ આપો છો, એવી રીતે ત્યાગ કરનારના મનમાં કેવું શાંતિસામ્રાજ્ય પથરાય છે તેનું આપ વર્ણન કરો છો અને એવા સુંદર જીવનના પરિણામે પ્રાપ્ત થતું પરમ પદ ( મોક્ષ ) છે તેનાં આપ મારા હિત સારૂ વખાણ કરો છો,

---

૧ વ્યાખ્યાન કરનાર ગુરૂના સબધમાં આવી જ ટીકા અને વાતો કરતા આપણે લોકોને અનુભવીએ છીએ મુદ્દા કરતાં મહારાજની કહેવાની ઢબ પર વિવેચન વધારે થાય છે. સારગ્રહણને અગે શ્રોતાનો મોટો વર્ગ તો શાહુકારી રાખે છે. ગુરૂ પાસેથી કાઇ પણ લઈ જતો નથી. આસક્તિનુ અને પરભાવરમણતાનુ આ પરિણામ છે, જરા અવલોકન કરવાથી ગ્રાહ્ય થાય તેવુ છે અને પરિણામે શોચનીય દશામા લઈ જનારૂ છે

છતાં, જેવી રીતે કોઇ માણસે રીંગણાં અને ભેંસનું દહીં વધારે ખાધાં હોય તો તે જેમ ઉંઘ (નિદ્રા)નું નિવારણ કરી શકતો નથી[1] અથવા તો જેમ કોઇએ મંત્રથી પવિત્ર નહિ કરેલું આકરું ઝેર[2] પીધું હોય તે પોતાની અવ્યવસ્થિત સ્થિતિનો-વિહ્વળતાનો ત્યાગ કરી શકતો નથી, તેવી રીતે કર્મની પરતંત્રતાને લીધે ધન વિષય ઉપર અનાદિ કાળથી થતી મૂર્છાને કોઇ પણ પ્રકારે રોકવાને હું શક્તિમાન થતો નથી. ઘણા વર્ષના અભ્યાસથી એ વસ્તુ ઉપરની મૂર્છાનું આકરું જોર મારાપર ચાલ્યા કરે છે અને તેનાથી વિહ્વળ થયેલો હોવાથી જેમ કોઇ બહુ ઉંઘમાં પડી ગયેલા માણસને કોઇ રાડો પાડી પાડીને જગાડે તેના શબ્દો તે નિદ્રાધીનને આકરા બાણ જેવાં લાગે છે તેમ આપની ધર્મદેશના મને ઉદ્વેગ કરાવતી હતી. આપ જે હકીકત બોલતા હતા તે હું સાંભળતો હતો અને તેમાં રહેલી મધુરતા, ગંભીરતા, ઉદારતા અને પરિણામસુંદરતા વિચારતાં વચ્ચે વચ્ચે કોઇ કોઇ વાર મને આનંદ પણ થતો હતો. પછી 'તું અશક્ત છે તેથી અમે સર્વ વસ્તુઓનો ત્યાગ કરાવવા પ્રયત્ન કરતા નથી' એ પ્રમાણે જ્યારે આપે જણાવી દીધું ત્યારે મારા મનમાં જે ઊંડી બીક પેસી ગઇ હતી તે દૂર થઇ અને તેથી જ આટલી વાત ખુલ્લા મનથી આપની સમક્ષ હું કહી શકો છું. નહિતર તો જ્યારે જ્યારે આપસાહેબ દેશના (ઉપદેશ) દેવા પ્રવૃત્ત થતા હતા ત્યારે ત્યારે મારા મનમાં એવાજ સંકલ્પ વિકલ્પ થયા કરતા કે આ સાહેબ પોતે પૈસા કે વિષયની કોઇ પણ પ્રકારની સ્પૃહા કરનાર નહોવાથી મારી પાસેથી પણ બધું છોડાવવા યત્ન કરે છે અને એ ધન વિષય વિગેરેનો ત્યાગ કરવાને હું શકિતમાન નથી, મારાથી તેનો કોઇ પણ પ્રકારે ત્યાગ થઇ શકે તેમ નથી, તેથી તેઓશ્રી મારે માટે જે પ્રયાસ કરે છે તે સર્વથા નકામો છે-આ પ્રમાણે વિચારો મારા મનમાં ચાલતા હતા; પરંતુ અત્યંત બીકને લીધે મારા મનના વિચારો આપની સમક્ષ હું કહી શકતો નહોતો. મારામાં આટલી તાકાત છે એ આપને મેં નિવેદન કર્યું, હવે મારે શું કરવું યોગ્ય છે તે આપ કૃપા કરીને ફરમાવો."

---

૧ માદક પદાર્થો વધારે ખાવાથી ઉંઘ બહુ આવે છે તે દરરોજના અનુભવનો વિષય છે. દૂધપાક કે કેરીનો રસ ખાધા પછી બપોરે ઝોકાં આવવા સંભવિત છે તેવી રીતે દહીં અને રીંગણાંથી પણ ઉંઘ બહુ આવે છે એમ તેના ખાનારા કહે છે.

૨ મંત્રથી પવિત્ર કરેલુ-મંત્રિત ઝેર વિહ્વળતા કરતુ નથી, મંત્રથી પવિત્ર નહિ કરેલુ-સાધારણ ઝેર તેના પ્રમાણમાં વિહ્વળતા જરૂર કરે છે.

મૂળ કથાપ્રસંગમાં ત્યારપછી કહેવામાં આવ્યું તે આ પ્રમાણે છે.

ઔષધના અધિકારીનું લક્ષણ.

નિષ્પુણ્યકની આ સર્વ હકીકત સાંભળીને દયાના સમુદ્ર ધર્મબોધકરે પ્રથમ જે વાત ટુંકામાં સમજાવી હતી તે પાછી ફરીવાર અતિ વિસ્તારથી સમજાવી. ત્યારપછી પોતાના વિમળાલોક અંજન, તત્ત્વપ્રીતિકર પાણી અને મહાકલ્યાણક અન્નની અને ખાસ કરીને સુસ્થિત મહારાજ સંબંધી અને તેના અનેક ગુણો સંબંધી હકીકતથી તેને અજાણ્યો જાણીને તેને આ પ્રમાણે કહ્યું—"હે ભાઈ! મને મહારાજા સાહેબે અગાઉ હુકમ કર્યો છે કે તેના ત્રણે ઔષધો મારે યોગ્ય માણસોને જ આપવાં. જો એ ત્રણે ઔષધો કોઈ અયોગ્યને આપવામાં આવશે તો તે ઉપકાર નહિ કરે, એટલું જ નહિ પણ ઉલટા અનેક પ્રકારના અનર્થોને ઉત્પન્ન કરશે. અમારા મહારાજાનો આવો આદેશ સાંભળીને અમુક પ્રાણી પાત્ર છે કે નહિ તેને કેવી રીતે ઓળખવા એવી મુશ્કેલીનો મેં સવાલ પૂછ્યો હતો તેના જવાબમાં મહારાજાધિરાજે આ ઔષધને યોગ્ય પ્રાણીના લક્ષણો બતાવ્યાં હતાં તે આ પ્રમાણે:—'જે રોગી પ્રાણીઓ આ ઔષધ લેવાને હજુ સુધી યોગ્ય થયાં નથી તેને કર્મવિવર દ્વારપાળ આ રાજમંદિરમાં દાખલ જ કરતો નથી. મેં સ્વકર્મવિવર દ્વારપાળને હુકમ આપી રાખ્યો છે કે તેણે જે આ ત્રણે ઔષધોને યોગ્ય હોય તેવા પ્રાણીનેજ રાજભુવનમાં દાખલ કરવા અને જેઓ એ ઔષધને યોગ્ય ન હોય તેને દાખલ જ કરવા નહિ. તેમ છતાં કોઈ પ્રાણી આ મંદિરમાં દાખલ થઈ ગયા હોય પણ જે મારો મહેલ જોઈ આનંદ પામે નહિ અને જેઓના ઉપર મારી દૃષ્ટિ ખાસ પડે નહિ એવા પ્રાણીઓને બીજા કોઈ દ્વારપાળે ગમે તેમ કરીને અંદર દાખલ કરેલા છે એમ તારે તેઓના ચિહ્ન ઉપરથી સમજી લઈને તેઓનો સંભાળથી ત્યાગ કરવો. જેઓ મારૂં મંદિર જોઈને પોતાના મનમાં આનંદ પામે છે–હર્ષમાં આવી જાય છે અને જેઓના આત્મા વિકસ્વર થાય છે તેવા રોગીઓનું ભવિષ્યમાં સારૂં થવાનું હોવાથી તેવાઓ ઉપર હું ખાસ કૃપાદૃષ્ટિ કરૂં છું. સ્વકર્મવિવરે જેને મંદિરમાં પ્રવેશ કરાવ્યો હોય અને જેના ઉપર મારી કૃપાદૃષ્ટિ પડતી હોય તે પ્રાણીઓ આ ત્રણે ઔષધને યોગ્ય છે એમ તારે સમજવું. આ ત્રણે ઔષધો તે પ્રાણીઓની કસોટી કરનારાં છે. એ ઔષધ પ્રાણીઓને આપવાથી તેનો તે પ્રાણી ઉપર કેવો ગુણ થાય છે તે જાણવા ઉપરથી તે આ મંદિરમાં રાખવા યોગ્ય છે કે નહિ તેની ખબર

પડી આવે છે. આ ઔષધ ઉપર જે પ્રાણીઓનાં મનમાં પ્રેમ થાય અને તેનો ઉપયોગ કરવાથી ગુણ કરનાર થાય અને તેમ કરવામાં પ્રયાસ કરવો ન પડે તે પ્રાણીઓને સુસાધ્ય વિભાગના જીવો તારે સમજવા. જેઓ શરૂઆતમાં ઔષધોને ગ્રહણ કરે નહિ, પરંતુ જેઓને પ્રયાસ કરીને ઔષધો વાપરવા માટે સમજાવવામાં આવે અને જેઓ વખતના વહેવા સાથે ધીમે ધીમે ઔષધો વાપરે તે કૃચ્છ્રસાધ્ય વિભાગના પ્રાણીઓ છે એમ તારે સમજવું. જેઓને આ ઔષધ ઉપર જરા પણ પ્રેમ ન થાય, જેઓને ઔષધ આપવાની ગોઠવણ કરવામાં આવે તે પડી ભાંગે અને જેઓ ઔષધ આપનાર ઉપર ઉલટા દ્વેષ કરે તેને અસાધ્ય વિભાગના પ્રાણીઓ સમજવા.' આ પ્રમાણે અમારા મહારાજાધિરાજ સુસ્થિતરાજે મને સંપ્રદાયથી કહી રાખ્યું છે તે ઉપરથી તું વચલા કૃચ્છ્રસાધ્ય વર્ગનો પ્રાણી છે એમ તારાં લક્ષણ ઉપરથી જણાય છે. બીજી પણ તને એક વાત કહું તે સાંભળઃ મારી આ ઔષધ કરવાની ક્રિયા જે અનંત શક્તિથી ભરપૂર છે અને જે સર્વ વ્યાધિઓનો નાશ કરે તેવી છે તે જે પ્રાણીઓ અમારા મહારાજાને પોતાની આખી જીંદગી સુધી ખાસ કરીને ભાવથી રાજા તરીકે સ્વીકારે છે અને તે સંબંધમાં પોતાના મનમાં કોઇ પણ પ્રકારની શંકા રાખતા નથી તેને જ ગુણ કરે છે, ફાયદો કરે છે, લાભ કરે છે; તેથી તું અમારા મહારાજાને તારા નાથ તરીકે સ્વીકાર, કારણ કે મહાત્મા પુરુષો ભાવપૂર્વક ભક્તિથીજ પોતાના થાય છે. અનેક રોગી પ્રાણીઓ અગાઉ મહારાજાને નાથ તરીકે ભક્તિપૂર્વક સ્વીકાર કરીને આનંદ પામ્યા, રોગ રહિત થઈ ગયા અને પોતાનું કામ સાધી ગયા તેના દાખલાઓ મોજુદ છે. તારા રોગો ઘણા આકરા છે, તારૂં મન તુચ્છ ભોજન ઉપર હજુ લાગેલું છે, તેથી મને એમ લાગે છે કે તારા સંબંધમાં અસાધારણ પ્રયત્ન કર્યા સિવાય તારા વ્યાધિઓ નાશ પામી જશે નહિ, તેટલા માટે હે ભાઇ! સાવધાન થઇ યત્ન કરી, તારૂં મન સ્થિર કરી આ વિશાળ રાજભુવનમાં રાજીખુશીથી રહે અને આ મારી દીકરી તને વારંવાર ત્રણે ઔષધો આપ્યા કરે તે લઇને તારા આત્માનું આરોગ્ય કર." આ લંબાણ હકીકતની આ જીવના સંબંધમાં યોજના નીચે પ્રમાણે કરવી.

**કૃપા કરીને પુનઃ કથન.**

ઉપર વિસ્તારથી હકીકત જણાવી તે પ્રમાણે જ્યારે આ પ્રાણી ગુરુમહારાજ સમક્ષ પોતાનો સર્વ વૃત્તાંત કહી દે છે અને ત્યારપછી તેમની પાસેથી પોતે હવે શું કરવું તે સંબંધમાં સલાહ માગે છે ત્યારે ગુરુમહારાજ તેના ઉપર અનુકંપા (દયા) લાવીને અગાઉ પોતે જે

હકીકત કહી ગયા હતા અને મોહને લીધે જે સર્વ હકીકત આ પ્રાણીએ ધ્યાનમાં રાખી નહોતી તે સર્વ વાત ફરી વાર તેને કહી સંભળાવે છે. ત્યારપછી ધર્મ સંબંધી બાબતમાં તેને એવો પક્કો બનાવવો કે જેથી ભવિષ્યમાં પણ તે આચારભ્રષ્ટ થઇ ન જાય, તેટલા માટે તેની પાસે ગુરુમહારાજ ધર્મની સામગ્રી મેળવવી કેટલી મુશ્કેલ છે તેનું દિગ્દર્શન કરાવે છે, રાગ વિગેરે અંદરના ખરેખરા ભાવરોગો કેવા પ્રબળ છે તે પર વ્યાખ્યાન આપે છે અને આવી બાબતમાં પોતે પણ સ્વતંત્ર નથી, આજ્ઞાનુસાર કામ કરનારા છે એ હકીકત રજુ કરે છે. આ સર્વ બાબતનું પ્રતિપાદન કરતાં ગુરુમહારાજ આ પ્રાણીને કહે છે—

" ભદ્ર ! તને જેવી સામગ્રી હાલ મળી આવેલી છે તેવી નસીબ વગરના " ( અધન્ય ) પ્રાણીઓને કદિ પણ મળતી નથી; વળી અમે અપાત્ર " પ્રાણીઓના સંબંધમાં પ્રયાસ પણ કરતા નથી; કારણ કે અમને " સુસ્થિત મહારાજે આજ્ઞા કરી છે કે એમનાં જ્ઞાનદર્શનચારિત્ર યોગ્ય " પ્રાણીઓને જ આપવાં અને અયોગ્ય પ્રાણીઓને આપવાં નહિ. " અયોગ્ય પ્રાણીને આપવાથી તે (જ્ઞાનાદિ) સ્વાર્થ સાધન કરી આપતા " નથી, એટલું જ નહિ પણ ઉલટું વિપરીતપણું કરી અનેક ઉપાધિઓ " અને દુઃખો ઉત્પન્ન કરે છે અને વધારી મૂકે છે. [1]જેમ ઔષધ યોગ્ય " રીતે આપ્યું ન હોય તો લાભ થવાને બદલે તેનાથી હેરાનગતિ " થાય છે, તેવી રીતે ધર્માનુષ્ઠાનનુ વિતથપણે આચરણ કરવાથી- " અયોગ્યને ઉપદેશવાથી તે ભયંકર દુઃખોને ઉત્પન્ન કરનાર થઇ પડે " છે. હે ભાઇ ! ભગવાનની કૃપાથી આ જીવ યોગ્ય છે કે યોગ્ય નથી તે

ગુરૂપરંપરા અને અધિકારી વર્ણન.

" જાણવું અમને ગુરૂપરંપરાથી બની આવ્યુ છે. તેમ " જ ભગવાનનો એ સંબંધમાં હુકમ શો છે તે અમે " જાણીએ છીએ. આ જ્ઞાનદર્શનચારિત્ર એવી વસ્તુ " છે કે એ અમુક જીવ સાધ્ય છે કે અસાધ્ય છે, યોગ્ય " છે કે અયોગ્ય છે તે બરાબર બતાવી આપે છે. અમુક જીવને બોલાવી " તેની પરીક્ષા કરવાનું સાધન તે જ્ઞાનદર્શનચારિત્ર દ્વારા બહુ સારૂં " પ્રાપ્ત થાય છે એમ ભગવાને પ્રતિપાદન કર્યું છે. જે પ્રાણીઓ પહેલી " અવસ્થામાં વર્તતા હોય છતાં તેમની પાસે એ જ્ઞાનદર્શનચારિત્ર સબંધી વાતો કહેવામાં આવે તો તે જેઓને બહુ પસંદ આવતી હોય, જેને

૧ धर्मानुष्ठानवैतथ्यात्प्रत्यवायो महान् भवेत् ।
रौद्रदुःखौघजनको, दुःप्रयुक्तादिवौषधात् ॥

" તેવી હકીકતપર બહુ પ્રીતિ થતી હોય, એ ઔષધો સેવન કરનાર
" પ્રાણીઓ જાણે કોઇ જૂદા જ હોય એવો જેઓનાં મનમાં પ્રતિભાસ
" પડતો હોય, જેઓ સુખે સુખે એ ઔષધો ગ્રહણ
સુસાધ્ય. " કરતા હોય અને જેઓ એ ઔષધો સેવવા માંડે કે
" તુરત જ પોતામાં કાંઇ મોટો ફેરફાર બતાવી શકતા
" હોય તે પ્રાણીઓ લઘુકર્મી હોઇને થોડા વખતમાં મોક્ષે જનાર છે
" અને સુંદર લાકડાની પેઠે યોગ્ય રૂપ આળેખવાને લાયક છે એમ
" સમજવું. ભાવરોગ મટાડવાની હકીકતને અંગે તેઓ સુસાધ્ય[1]
" વર્ગમાં આવે તેવા છે એમ જાણવું, એટલે જેના ભાવરોગો જલ્દી
" નાશ પામી જવાના છે એવા તે પ્રાણીઓ છે એમ સમજવું.

" જે પ્રાણીને એ જ્ઞાનદર્શનચારિત્રરૂપ રત્નત્રયી આપવામાં આવે
" ત્યારે તેને તે બહુ સારી ન લાગે, જે પ્રાણીઓ એ
કષ્ટસાધ્ય. " રત્નત્રયીનું આરાધન કરવા તત્પર થયેલા બીજા
" પ્રાણીઓ તરફ આદરવાળી નજરથી ન જુએ,
" જેઓ ગુરૂમહારાજના બહુ સખ્ત પ્રયાસ પછી કાંઇક બોધ પામે,
" જેઓ એ રત્નત્રયરૂપ ઔષધનું સેવન કરે તો પણ બહુ વખત જાય
" ત્યારે તેનો કાંઇ ફેરફાર પોતામાં સહેજસાજ બતાવી શકે અને જેઓ
" વારંવાર અતિચાર લગાડે તેઓ ભારેકર્મી છે અને લાંબે કાળે
" મોક્ષમાં જનારા છે એમ જાણવું અને જેમ મધ્યમ પ્રકારનું લાકડું
" રૂપ આળેખવાના સંબંધમાં સારા શિક્ષકની જરૂર બતાવે છે, તેમ
" તેવા પ્રકારના પ્રાણીઓ સદ્‌ગુરુ તરફથી વારંવાર પ્રેરણા થયા પછી
" જ યોગ્યતા પામતા જાય છે એમ સમજવું. ભાવરોગની શાંતિને
" માટે આવા પ્રકારના પ્રાણીઓને કૃચ્છ્રસાધ્ય[2] વર્ગના સમજવા.

" જે પ્રાણીઓને એ ઔષધના સંબંધમાં કહેલી વાતપર પ્રીતિ
" જ થતી નથી, જે પ્રાણીઓના સંબંધમાં સેંકડો
અસાધ્ય. " પ્રયત્ન કરીને એ ઔષધો આપવામાં આવે તોપણ
" જેઓ એ ઔષધોને અંગીકાર જ કરતા નથી અને
" એ ઔષધ સેવવાનો ઉપદેશ આપનાર ઉપર ઉલટા દ્વેષ કરે છે તેવા મહા
" પાપી અભવ્ય[3] પ્રાણીઓ એ રત્નત્રયરૂપ ઔષધને માટે તદ્દન અયોગ્ય

---

૧ સુસાધ્યઃ સુખે–વગર મહેનતે આરામ થઇ શકે તેવા પ્રાણીઓ.

૨ કૃચ્છ્રસાધ્યઃ મુશ્કેલીથી ઠેકાણે લાવી શકાય તેવા પ્રાણીઓ.

૩ અભવ્યઃ જેઓમાં મોક્ષમાં જવાની યોગ્યતા નથી તેવા પ્રાણીઓ

" છે એમ સમજવું. ભાવવ્યાધિને અંગે તેઓ અસાધ્ય વર્ગના છે
" એમ સમજવું.

" ભદ્ર ! આ ભગવાનની સેવા કરવાથી અમુક પ્રાણી સુસાધ્ય " છે, કષ્ટસાધ્ય છે કે અસાધ્ય છે તેનાં લક્ષણ " અમે આવી રીતે જાણી શકયા છીએ. અમે કોઇ " પણ પ્રાણીની ચેષ્ટા જોઇને તેની ઉપર ઉપર જણા- " વેલી બાબતનો પ્રયોગ અજમાવી જોઇએ છીએ, " તેથી અમને તરતજ માલૂમ પડે છે કે ત્રણમાંથી કયા વર્ગમાં એ " પ્રાણી આવી શકે છે. એવી પરીક્ષા અમે કરી જાણીએ છીએ તેથી " અને અત્યારે તું તારૂં પોતાનું આત્મસ્વરૂપ કહે છે તે ઉપરથી તેમ " જ અમે અત્યારે તારૂં સ્વરૂપ જોઇ રહ્યા છીએ તે ઉપરથી અમને " એમ લાગે છે કે તું પરિશીલનાને[1] યોગ્ય છે એટલે તારા ઉપર ઔ- " ષધોના વારંવાર પ્રયોગ કરવાની જરૂર છે. તું ઉપર જણાવેલા કષ્ટ- " સાધ્ય નામના વચલા વર્ગનો પ્રાણી છે. આ પ્રમાણે હોવાથી જ્યાં- " સુધી તારા રાગ વિગેરે વ્યાધિઓનો નાશ કરવા માટે અમે અસા- " ધારણ પ્રયાસ નહિ કરીએ, ત્યાંસુધી તારા તે વ્યાધિઓ નાશ પામી " જાય અથવા ઘટી જાય એમ અમને લાગતું નથી. હવે ભાઇ ! જો " સર્વ પ્રકારના સંબંધનો ત્યાગ થઇ શકે એટલી તારામાં અત્યારે " શક્તિ ન હોય તો હાલ તો તું આ ભગવાનના શાસનમાં ભાવપૂર્વક " નિશ્ચળ મન કરી સર્વ બહારની આકાંક્ષા[2] છોડી દે અને અચિંત્ય " વીર્યના અતિશયથી જે ભગવાન્ સર્વ દોષોનો નાશ કરવાને શક્તિ- " માન્ છે તેઓને પરિપૂર્ણ ભક્તિથી તારા મનમાં સ્થાપન કર અને " દેશવિરતિપણામાં સ્થિર થઇ જા. તારે આ જ્ઞાનદર્શનચારિત્રને " દરરોજ વધારે વધારે પ્રમાણમાં સેવ્યા કરવાં, આજે સેવ્યાં હોય " તેથી વધારે આવતી કાલે સેવવાં અને એવી રીતે ઉત્તરોત્તર " તેની આસેવનામાં આગળ વધતા જવું. એ રીતે જ્ઞાનદર્શનચારિત્રની " વિશેષ વિશેષ સેવના કરવાથી તારા ભાવરોગો શાંત પામતા જશે. " તે સિવાય બીજી કોઇપણ રીતે તારા આ ખરેખરા આકરા વ્યાધિઓ " નાશ પામે એમ તું માનીશ નહિ."

ચેષ્ટાથી અધિકાર નિર્ણય.

આવી રીતે ઉપદેશ આપવાને તૈયાર થયેલા ગુરૂમહારાજના મનમાં આ જીવ માટે જે દયા ઉત્પન્ન થાય છે તેને તદ્દયા નામની આ પ્રાણીની પરિચારિકા કહી છે એમ સમજવું. ગુરૂમહારાજના

૧ **પરિશીલના:** નિયંત્રણા. દેખરેખ અને આજ્ઞાનુસાર વર્તવાની ફરજ.
૨ **આકાંક્ષા:** ગમે તે દર્શનને અનુસરવાની ઇચ્છા.

મનમાં જે લાગણી થાય છે તે આ પ્રાણી પાસે આવી તેની પરિચારિકા-દાસી તરીકે કામ કરે છે એમ ઉપનય સમજવો.

ઉપર પ્રમાણે હકીકત બન્યા પછી આ પ્રાણી ગુરુમહારાજનું વચન અંગીકાર કરે છે, મારે આ ભવમાં જ્યાંસુધી જીવું ત્યાંસુધી આ પ્રમાણે જ કરવું એવો નિશ્ચય કરે છે,[1] ભગવાનના શાસન મંદિરમાં કેટલોક કાળ દેશવિરતિ તરીકે રહે છે અને ધન વિષય કુટુંબ વિગેરેના આધારભૂત ભિક્ષાપાત્ર[2] જેવા પોતાના જીવિતવ્યને પાળે છે. આ પ્રમાણે હકીકત ચાલતી હતી તે વખતે એક બનાવ બન્યો તે સંબંધી હકીકત હવે આપણે વિચારીએ.

( ૩૧ )

મોટો લાભ.

મૂળ કથાપ્રસંગમાં કહેવામાં આવ્યું છે કે " તદ્દયા અલ્પ સ્વીકારનો મંત્રીશ્વરની દીકરી તેને રાત દિવસ ત્રણે ઔષધો આપ્યા કરે છે, પરંતુ એ નિષ્પુણ્યકને પોતાના કુભોજન ઉપર હજુ આસક્તિ ઘણી છે, તેથી તેના ઉપર જોઇએ તેટલો પ્રેમ થતો નથી." આ પ્રાણીના સંબંધમાં પણ તેમ જ બને છે. ગુરુમહારાજની દયા આ પ્રાણીને વારંવાર જ્ઞાન-દર્શનચારિત્ર મેળવી આપે છે, એટલે ગુરુમહારાજ આ પ્રાણી ઉપર દયા લાવીને વારંવાર તેને જ્ઞાનાદિ આપવા પ્રયત્ન કરે છે, પરંતુ કર્મની સત્તા તળે દબાયલો હોય છે તેથી આ પ્રાણીને ધન, વિષય, કુટુંબ, સ્ત્રી વિગેરે ઉપર ઘણી પ્રીતિ હોય છે તેથી એ હકીકતને તે પોતાના મનમાં કોઇ મોટી વાત તરીકે માનતો નથી અને ગુરુમહારાજની દયાનો વધારે લાભ લઇ શકતો નથી.

ગાઢ આસક્તિ-સહજ ત્યાગ.

જેવી રીતે પેલો દરિદ્રી " મોહથી પોતાની પાસેનું તુચ્છ ભોજન વધારે ખાતો હતો અને તદ્દયાએ આપેલ ભોજનને બહુ થોડું ખાતો હતો " તેવી રીતે આ પ્રાણી પણ મહા મોહને વશ પડીને પૈસા પેદા કરવાની બાબતમાં, વિષયોનો ઉપભોગ કરવાની બાબતમાં અને તેવાં બીજાં સાંસારિક કાર્યોમાં ગાઢપણે આસક્ત રહે છે, તે તે કાર્યો બહુ હોંશથી કરે છે અને ગુરૂમહારાજે દયાપૂર્વક બતાવેલાં વ્રત નિ-

૧ આવા નિશ્ચયને પચ્ચખ્ખાણ કહેવામાં આવે છે અને તેથીજ પ્રાણી વિરતિ ગુણ પામ્યો કહેવાય છે નિશ્ચયપૂર્વક ત્યાગ ન કરે ત્યાંસુધી વિરતિ થતી નથી અલ્પ ત્યાગને દેશવિરતિ કહે છે દેશ એટલે ખંડ-વિભાગ સર્વ ત્યાગને સર્વવિરતિ કહે છે

૨ ભિક્ષાપાત્ર તે સંસારની અપેક્ષાવાળું આયુષ્યકર્મ ઉપમાન કરાયલું હોય એમ અમને સમજાય છે

યમો અનાદરપૂર્વક વચ્ચે વચ્ચે કોઇ કોઈવાર જરા જરા સેવે છે અથવા બિલકુલ સેવતો નથી. જેમ “ તદ્દયા તેને સંભારી આપે ત્યારે કોઇ વખત જરા અંજન આંખમાં આંજતો હતો ” તેમ આ પ્રાણીને ગુરુ મહારાજ વારંવાર પ્રેરણા કરે ત્યારે ગુરુમહારાજની ખાતરજ તેમાં જાણે પ્રવૃત્તિ કરતો ન હોય તેમ જ્ઞાનનો થોડો થોડો અભ્યાસ કરે છે, પરંતુ તે પણ કોઇ વખત જ કરે છે, દરરોજ કરતો નથી. “ અને તીર્થજળ પણ તદ્દયા વારંવાર કહે ત્યારે કોઇ વખત જરા પીતો હતો ” તેવી રીતે આ પ્રાણી પણ પ્રમાદને વશ થઇને જ્યારે ગુરુમહારાજ ખાસ પ્રેરણા કરે ત્યારે સમ્યગ્દર્શનને વધારે વધારે પ્રદીપ્ત કરતો આગળ વધતો જાય છે, પરંતુ તે માત્ર ગુરુમહારાજની ખાતર અને તેમની પ્રેરણાને અંગે જ કરે છે, પણ પોતાના અંતઃકરણના ઉત્સાહથી કરતો નથી.

**તુચ્છ ભોજનમાં વધારો.**

[1]ત્યારપછી નિષ્પુણ્યકની વાતમાં જરા વિસ્તારથી આ પ્રમાણે હકીકત કહેવામાં આવી છે કે “ તદ્દયા એને હોંસથી મહાકલ્યાણક ભોજન બહુ સારી રીતે આપતી હતી ત્યારે તેમાંનું જરા ખાઇને બાકીનું અન્ન પોતાના ભિક્ષાપાત્રમાં તે નાખી દેતો હતો. તેના તુચ્છ ભોજનની સાથે આ સુંદર ભોજન મળવાથી તેના અન્નમાં નિરંતર વધારો થયા કરતો હતો, તેથી તેનું અન્ન દરરોજ રાત દિવસ ખાધા કરે તો-પણ તે કદિ પૂરું થતું નહોતું ( ઘટતું નહોતું ). પોતાના ભોજનમાં આવી રીતે વધારો થતો જોઇને તે મનમાં બહુ રાજી થતો હતો, પણ કોના પ્રતાપથી અને શા કારણથી પોતાના ભોજનમાં વધારો થાય છે તેનું કારણ તે કદિ વિચારતો નહોતો. પોતાના ભોજનમાં આસક્ત થયેલો નિષ્પુણ્યક સુંદર ભોજન તરફ ઓછા ઓછા આદર-વાળો થતો જતો હતો અને પોતે કાંઇક સમજતો હતો છતાં જાણે તદ્દન અજાણ્યો હોય તેમ સાંસારિક મોહમાં કાળ ગાળતો હતો. પોતાનું તુચ્છ ભોજન તે રાત દિવસ ખાતો હોવાથી શરીરે હૃષ્ટપુષ્ટ થતો ગયો, પણ ત્રણે ઔષધો આદર વગર માત્ર જરા જરા કોઇ વખત વાપરતો હતો તેથી તેના વ્યાધિઓનો સમૂળો નાશ થયો નહિ; એટલે મહાકલ્યાણક અન્ન તે એટલું થોડું થોડું લેતો હતો તેટલાથી પણ તેને ફાયદો તો ઘણો થયો અને તેના વ્યાધિઓ તેથી ઓછા ઓછા તો થતા ગયા, પણ વસ્તુસ્વરૂપનું બરાબર ભાન ન હોવાને લીધે

---

૧ જુઓ કથાપ્રસંગ અગાઉ પારા ૩૧ નો આગળનો ભાગ પૃષ્ઠ ૩૯.

અને અપથ્ય ભોજનનું જોર વધારે હોવાને લીધે તેના શરીર ઉપર કુભોજનનો વિકાર વારંવાર દેખાતો હતો. [1]અપથ્ય ભોજનના વિશેષ ઉપયોગથી કોઇ વાર તેને શૂળ નીકળતું હતું, કોઇ વખત શરીરે દાહ થઈ આવતો હતો, કોઇ વાર તેને મુંઝવણ થઇ આવતી હતી, કોઇ વખત શરીરે તાવ આવી જતો હતો, કોઇ વાર શરદી થઇ આવતી હતી, કોઇ વાર જડપણું જણાતું હતું, કોઇ વાર છાતીમાં અને પડખામાં વેદના થઇ આવતી હતી, કોઇ વાર ઉન્માદની પીડા થઇ આવતી હતી અને કોઇ વાર શરીરને પથ્ય વસ્તુ ઉપર અરૂચિ થઇ આવતી હતી. આવી રીતે એ સર્વ રોગો તેના શરીરમાં વિકાર ઉત્પન્ન કરીને કોઇ કોઈ વાર તેને ત્રાસ આપતા હતા." આ પ્રાણીના સંબંધમાં પણ એવાજ પ્રકારની સર્વ વાત બને છે તે આપણે હવે જોઈએ.

અનુવ્રતનું માહાત્મ્ય.

કોઇ વખત ચોમાસાની શરૂઆતમાં દયાતત્પર થઇ ગુરુમહારાજ આ પ્રાણી ઉપર વિશેષ દયા લાવીને તેને વધારે પ્રમાણમાં વિરતિ ગ્રહણ કરાવવા સારૂ તેની પાસે અણુવ્રતનો વિધિ કહે છે. મહાવ્રતમાં સર્વ ત્યાગ કરવાની હકીકત હોય છે અને અણુવ્રતમાં દેશથી (અંશથી) બની શકતી બાબતમાં ત્યાગભાવ કરવાનો હોય છે, તે સર્વ હકીકત ગુરૂમહારાજ તેને સમજાવે છે અને એવા અણુવ્રતો વિશેષ પ્રકારે લેવાનો વિધિ કેવો છે, તે સર્વ બાબતપર વિસ્તારથી વિવેચન કરે છે ત્યારે આ જીવને સંસારપર સંવેગ તો ઘણો આવી જાય છે. અને ત્યાગ કરવાની વૃત્તિ થઇ આવે છે, તોપણ ચારિત્રાવરણીય કર્મના અત્યંત જોરને લઇને અને તેના મંદવીર્યપણાને લઇને માત્ર કોઇ કોઇ વ્રત નિયમ જરા જરા તે લે છે. એ સર્વ તદ્દયા તેને ઘણું ભોજન આપે અને જોઈએ તેટલું લેવા તેને કહે, પણ તે તેમાંથી થોડું ગ્રહણ કરે તેની જેવું સમજવું. વળી ગુરૂમહારાજની ખાતર કોઈ કોઇ વ્રત આ પ્રાણી—તેમાં પોતાનું મન ન હોય તોપણ—લઇ લે છે તે પોતાના કુત્સિત ભોજનમાં સુંદર ભોજન નાખવા—ભેળવવા બરાબર સમજવું. પોતાની ઇચ્છા વિરૂદ્ધ ઓછા સંવેગથી વ્રત નિયમો લીધાં હોય તોપણ તે આ ભવમાં અથવા પરભવમાં જરૂર ધન વિષયનાં

---

૧ રોયલ. એ સોસાયટી બેગાલ બ્રાયવાળી આવૃત્તિના મૂળ ગ્રંથનું પૃષ્ટ ૧૨૬ મું અહીંથી શરૂ થાય છે,

સાધનો વધારી આપે છે તે 'આ સુંદર ભોજનના સંબંધથી તુચ્છ ભોજનનો વધારો થાય છે' એ બાબતની બરાબર સમજવું. મંદ સંવેગથી ગ્રહણ કરેલાં વ્રત નિયમોના પ્રભાવથી પ્રાપ્ત થયેલાં ધન વિષય વિગેરેનો વારંવાર ઉપભોગ કરવામાં આવે તોપણ પેલાં વ્રત નિયમો મજબૂત કારણ હોવાને લીધે ધન વિષય ખૂટતાં નથી એટલે જેમ ધન વિષય વપરાતાં જાય છે તેમ વ્રત નિયમના પ્રભાવથી બીજા મળતાં જાય છે. આ પ્રાણી તો મનુષ્યપણામાં અથવા દેવગતિમાં પોતાની સંપત્તિ વારંવાર વધતી જતી જોઇને બહુ આનંદમાં આવી જાય છે; પરંતુ એ બાપડાને એમ માલૂમ પડતું નથી કે એ ધન વિષય વિગેરે પોતાને વધારે પ્રાપ્ત થતાં જાય છે તે તો માત્ર ધર્મના પ્રભાવથી જ થાય છે તેમાં આનંદ પામવા જેવું શું છે? વાસ્તવિક રીતે તો જે ધર્મના પ્રભાવથી એ વધે છે તેજ કરવો યુક્ત છે! પણ આવી હકીકત તેના ધ્યાન પર આવતી નથી. આવા વસ્તુસ્વરૂપના જ્ઞાન ઉપર લક્ષ્ય નહિ આપતાં તે ધન વિગેરે ઉપર વધારે આસક્તિ રાખે છે અને જ્ઞાન દર્શન તથા દેશથી ચારિત્ર તે ગ્રહણ કરતો હોય છે તેના તરફ વધારે શિથિળતા બતાવે છે. વળી આવી રીતે વસ્તુસ્વરૂપ જાણતાં છતાં અજાણ્યા મનુષ્યની પેઠે મોહના દોષને લીધે તે નકામો વખત ગાળે છે. આવી રીતે જ્યાંસુધી તેનું મન ધનવિષય ઉપર ઘણું ચોંટેલું રહે છે અને ધર્માનુષ્ઠાન કરવા તરફ ઓછો આદર રહે છે, ત્યાંસુધી ગમે તેટલો વખત તે ગાળી નાખે પણ તેના રાગ વિગેરે ભાવરોગો નાશ પામતા નથી. ગુરુમહારાજના આગ્રહથી મંદ ભાવે પણ થોડાં થોડાં સારાં અનુષ્ઠાનો કરે છે તેથી તેને થોડો ઘણો ગુણ થાય છે. મતલબ એ છે કે તેના ભાવરોગો તેથી તદ્દન શાંત પડતા નથી, કારણ કે એનામાં હજુ ધર્મ માટે અંતઃકરણનો આદર નથી, ગુરુમહારાજના આગ્રહથી સારી પ્રવૃત્તિ જરા માત્ર કરે છે તેથી વ્યાધિઓ શાંત રહે છે, પણ ક્ષય પામી જતા નથી.

**ભાવરોગોમાં વધારો.**

હવે આ પ્રાણીને પોતાના આત્મસ્વરૂપનું જ્ઞાન ન હોવાથી તે ધન વિષય ઉપર બહુ આસક્તિ રાખે છે, ઘણો પરિગ્રહ[1] રાખે છે, મોટી જાળ પાથરી હોય તેવો મોટા પાયા ઉપર વ્યાપાર શરૂ કરે છે, ખેતીવાડીનો ધંધો આદરે છે અને આવા પ્રકારના બીજા અનેક આરંભો શરૂ કરે છે. આ

---

૧ **પરિગ્રહ** ધન ધાન્ય આદિ વસ્તુઓ સંગ્રહવી, તેના ઉપર સ્વામિત્વ સ્થાપન કરવું તે.

પ્રમાણે થવાથી રાગ વિગેરે ભાવરોગોને વધી જવાનું મજબૂત કારણ મળી જાય છે. વ્યાધિઓને વધી જવાનું એક વાર કારણ મળી આવે એટલે તે જેમ વધી જઇ પ્રાણીને હેરાન કરે છે તેમ તેઓ આ પ્રાણી ઉપર પોતાની અસર બરાબર બતાવે છે, પોતાના અનેક પ્રકારના વિકારોની અસર આ પ્રાણી ઉપર કરી મૂકે છે, તે વખતે આદર વગર કરેલાં સહેજસાજ સારાં અનુષ્ઠાનોથી આ પ્રાણીનો બચાવ થઇ શકતો નથી; એટલે પછી અકાળે જેમ શૂળની પીડા થઇ આવે તેના જેવી ધન ( પૈસા ) ના ખર્ચની ચિંતાથી કોઇ વખત તે પીડાય છે, કોઇ વખત પારકાની ઈર્ષ્યાના દાહ ( બળતરા ) થી બળી જાય છે, કોઇ વખત તેનું સર્વસ્વ નાશ પામી ગયું હોય ત્યારે જાણે મરવાની અણી પર આવી ગયો હોય તેમ મૂર્ચ્છા પામી જાય છે, કોઇ વખતે કામજ્વરથી થતી પીડાને લીધે તરફડે છે, કોઇ વખત લેણદારો તેનું ધન લઇ જાય તેની પીડાથી જાણે શરદીથી ઠરી ન ગયો હોય તેવો થઇ જાય છે. ‘ અહો આ તો જાણકાર છે છતાં કેવો ઉલટે રસ્તે ચાલે છે ’ એ પ્રમાણે લોકોમાં કહેવાતી મૂર્ખતાવડે હૃદયમાં ખેદાય છે, કોઇ વખત ઇષ્ટ વસ્તુનો વિયોગ અને અનિષ્ટ વસ્તુનો સંયોગ જેને બન્ને પડખામાં અને હૃદયમાં થતી શૂળની વેદના સાથે સરખાવવા યોગ્ય છે તેનાથી હેરાન થયાં કરે છે, કોઇ વખત તે પ્રમાદી ( આળસુ, સુસ્ત ) પ્રાણીને ફરીવાર [1]મિથ્યાત્વરૂપ ઉન્માદનો સંતાપ ઉત્પન્ન થાય છે, સારાં અનુષ્ઠાન કરવાં એ વ્યાધિ મટાડવા માટે પથ્ય—પચે તેવું ભોજન છે તેના તરફ અરૂચિ થવારૂપ ઉપાધિ કોઇ વખત તેને થઇ આવે છે. આવી રીતે અપથ્ય સેવવામાં આસક્ત થયેલો આ જીવ દેશવિરતિની કોટિપર ચઢવા લાગેલો હોય છે તોપણ એવા એવા વિકારોથી હેરાન થયા કરે છે.

## ( ૩૨ )

**વસ્તુવિચારણા—તદ્દયા સ્થિરીકરણ.**

ત્યારપછી કથાપ્રસંગમાં આગળ કહેવામાં આવ્યું છે કે “ આવી રીતે વ્યાધિઓની પીડાથી ઘેરાયલા અને રડતા નિષ્પુણ્યકને એક વખત દયાળુ તદ્દયાએ જોયો અને તેના સંબંધમાં વિચાર કરીને તે બોલી “ ભાઇ ! પિતાજીએ તને પ્રથમથીજ કહ્યું છે કે તારા શરીરે આ સર્વ વ્યાધિઓ છે તે ખરાબ ભોજન ઉપર તને પ્રીતિ છે તેને લઇને જ છે. અમે આ તારી સર્વ હકીકત જોઇએ છીએ, સમજીએ છીએ, પણ તને આકૂળતા ન થાય તેટલા સારૂ તને તારા ખરાબ ભોજનનું ભક્ષણ

1 પાત થવાથી મિથ્યાત્વમા ચાલ્યો જાય ત્યારે એ પ્રમાણે થાય છે.

કરવાથી વારતા નથી. આ ત્રણે સુંદર ઔષધો જે મહા શાંતિ કરનારાં છે તેના ઉપર તારી શિથિળતા છે! અને આ સર્વ પ્રકારના સંતાપને કરનારા ભોજન ઉપર તારી રૂચિ છે! ખરેખર તારી સ્થિતિ ઘણી વિચિત્ર છે. તું અત્યારે રડે છે પણ તને શાંતિ આપે તેવી બાબત કોઇ અત્યારે તો વિદ્યમાન જણાતી નથી. બીજી એમ પણ વાત છે કે જેને અપથ્ય ઉપર બહુ પ્રેમ હોય છે તેને ઔષધ લાગુ પડી શકતાં નથી. હું તારી પરિચારિકા હોવાથી મને પણ આ બાબતમાં અપવાદ આવે છે. હું તને આટલી વાત સમજાવું છું પણ તને સારૂં કરવાની હાલ મારામાં શક્તિ નથી.” આ પ્રમાણે તદ્દયાની વાત સાંભળી નિષ્પુણ્યક બોલ્યો “જો તેમજ હોય તો તમારે મને હવેથી તુચ્છ ભોજનનો ઉપયોગ કરતાં વારંવાર વાર્યા કરવો, કારણ કે એ ભોજન કરવાની મને એટલી પ્રેમપૂર્વક ઇચ્છા રહ્યા કરે છે કે મારી પોતાની મેળે તેનો ત્યાગ કરવાનો ઉત્સાહ મારામાં આવે એમ મને લાગતું નથી. તમારા પ્રભાવથી એ ખરાબ ભોજનનો થોડો થોડો ત્યાગ કરતાં સર્વનો ત્યાગ કરવાની શક્તિ પણ મારામાં આવશે.” તદ્દયાએ હર્ષના આવેશમાં આવી જઇને કહ્યું “શાબાશ છે, શાબાશ છે! તારા જેવાને એ પ્રમાણે કરવું તે યોગ્ય જ છે.” આ પ્રમાણે કહીને પછી તેને વધારે ખરાબ ભોજન લેતાં તે વારવાર વારવા લાગી. આવી રીતે વારંવાર કહેવાથી તે અપથ્ય ભોજનનો થોડો થોડો ત્યાગ પણ કરવા લાગ્યો, તેમ તેમ તેના વ્યાધિઓ ઓછા પણ થવા લાગ્યા, વિશેષ પીડા થતી હતી તે અટકતી ગઇ અને ઔષધો શરીરપર અસર કરવા લાગ્યાં. જ્યારે તદ્દયા નજીકમાં હોય ત્યારે નિષ્પુણ્યક સુંદર ભોજન કરે અને અપથ્ય ભોજન થોડું લે તેથી વ્યાધિઓ ઓછા થાય, પરંતુ વળી તે જરા દૂર જાય એટલે હજુ તેનામાં અપથ્ય ભોજન ઉપર લંપટપણું ઘણું હોવાથી તે ખાવા મંડી જાય અને ઔષધો જરા પણ લે નાહ તેથી વળી પાછો અજીર્ણવિકાર થઇ આવે. ધર્મબોધકરે પોતાની દીકરી તદ્દયાને આખા લોકના પાલક તરીકે અગાઉથી નીમેલી હતી, તેથી તેને તો અનંત લોકની સંભાળ રાખવામાં રોકાઇ રહેવાનું હતું અને તેને લઇને તે આ નિષ્પુણ્યક પાસે તો કોઇ કોઇ વાર આવી શકતી, એટલે બાકીનો બધો વખત તે તદ્દન છૂટો રહેતો હતો. એવા વખતમાં અપથ્ય ખાવાથી કોઇ તેને વારતું નહિ, તેને લીધે વ્યાધિ સંબંધી વિકારો પાછા ઉદ્દભવી નીકળતા હતા, જેથી પાછું ‘એ ભગવાન્ એના એ’–એના જેવું તેને થઇ જતું હતું. એ તો પછી તેજ ખાડા અને તેજ મેંઢાવાળી વાત[1] થતી હતી.”

૧ જુઓ પૃ. ૩૯ નોટ ન ૧.

તદ્દયાની સંભાવના.

આ પ્રાણીના સંબંધમાં પણ એવીજ હકીકત લગભગ બની આવે છે. એમાં ધ્યાનમાં રાખવા યોગ્ય હકીકત એ છે કે ગુરૂમહારાજને આ જીવ ઉપર દયા આવે છે તે દયા જ મુખ્ય કાર્ય કરનારી છે તે વાતપર રૂપક કરીને પ્રધાનપણે તેને 'કર્તા' બતાવી છે. આશય એવો છે કે ગુરૂમહારાજ પોતેજ કર્ત્તા છે, પરંતુ તેમની આ પ્રાણી ઉપરની દયા મુખ્ય ભાગ ઉપદેશને અંગે ભજવે છે તે હકીકતને સ્પષ્ટપણે સન્મુખ રાખવા માટે દયાને રૂપક આપી જાણે તે જૂદું પાત્ર હોય તેવી સંભાવના કથી છે. વાસ્તવિક રીતે તો આ સર્વ ઉપદેશ ગુરૂમહારાજ પોતે જ આપે છે અને ઔષધ આપનાર અને માર્ગ બતાવનાર તે જ છે એ વાત ધ્યાનમાં રાખવી.

સમજ આપવાની એક વધારે રીતિ.

ગુરુમહારાજ જેમના ચિત્તમાં દયા ભરેલી છે તેઓ આ આળસુ-પ્રમાદી જીવને ફરી વાર મળે છે ત્યારે તેને સાંસારિક અનેક ઉપાધિઓથી આકુળવ્યાકુળ થતો જોઇ તેને ઠપકો આપતાં કહે છે—"હે ભાઇ ! જે પ્રાણીઓ વિષયમાં આસક્ત હોય છે તેઓને મનમાં અનેક પ્રકારના સંતાપ થવા એ કાંઇ દુર્લભ બાબત નથી એમ અમે તને અગાઉથી જ કહ્યું હતું; એટલે જેઓ વિષયમાં આસક્ત હોય છે તેઓને મનમાં સંતાપો થયા જ કરે છે. વળી અમે તને વિશેષમાં કહ્યું હતું કે જે પ્રાણીઓ પૈસા પેદા કરવાની બાબતમાં અને તેનું રક્ષણ કરવાની બાબતમાં મંડ્યા રહે છે તેઓથી આપત્તિઓ બહુ દૂર રહેતી નથી (એવા પ્રાણીઓની નજીક દુ:ખો-પીડાઓ રહ્યા કરે છે અને ઘણા ટુંકા વખતમાં તેની સાથે મળી જાય છે). આ પ્રમાણે હકીકત અમે તને કહી હતી છતાં તને તો તેના (વિષય-ધન) ઉપર જ વધારે પ્રેમ થતો જાય છે. વળી એક બીજી પણ વાત છે તે એ કે જ્ઞાન, દર્શન, ચારિત્ર જે સર્વ ક્લેશરાશિરૂપ મહા અજીર્ણનો નાશ કરનાર છે અને તેમ કરીને જે પરમ શાંતિ આપનાર છે તેના ઉપર તું અનાદરની નજરથી જુએ છે; ત્યારે અમે તે હવે શું કરીએ ? જો અમે ત્યાગ કરવાના સંબંધમાં કાંઇ બોલીએ છીએ તો તું આકુળવ્યાકુળ થઇ જાય છે. તારા ઉપર અનેક પ્રકારના ઉપદ્રવો થયા કરે છે તે અમારી પોતાની આંખથી અમે જોયા કરીએ છીએ, તો પણ તને ખરાબ રસ્તે જતાં વારીએ તો તું આકુળવ્યાકુળ થઇ જાય તે ભયથી અમે ચૂપ બેસી રહીએ છીએ. જે પ્રાણીઓને એ જ્ઞાન દર્શન ચારિત્ર ઉપર આદર હોય છે, જેઓ વિરૂદ્ધ કર્મોનો ત્યાગ કરતા જતા હોય છે અને જેઓ

એ રત્નત્રયનું અનુષ્ઠાન કરતા હોય છે તેના વિકારોનું તે (જ્ઞાન દર્શન ચારિત્ર) નિવારણ કરી શકે છે; જેઓને એ રત્નત્રયી ઉપર મનમાં જરા પણ આદર નથી તેઓના વિકારને તે ત્રિપુટી રોકી શકતી નથી. જ્યારે તું અમારા દેખતાં જ રાગાદિ ભાવરોગોથી પીડા પામે છે ત્યારે લોકો પણ અમને તારા ગુરૂ જાણીને ઠપકો આપવા લાગે છે અને અમારી નિંદા પણ કરે છે.” તદ્દયાએ નિષ્પુણ્યકને ઉપર કથાપ્રસંગમાં જે ઠપકો આપ્યો હતો તેની બરાબર આ હકીકત સમજવી.

**ઇચ્છા, આસક્તિ અને ભાવના.**

ગુરૂમહારાજ તરફથી આ પ્રમાણે ઠપકો સાંભળીને આ પ્રાણી ગુરૂમહારાજને પ્રત્યુત્તર આપતાં કહે છે કે “અનાદિ કાળથી અભ્યાસ પડી ગયેલો હોવાને લીધે તૃષ્ણા, લોલુપતા વિગેરે ભાવો મને મુંઝવે છે. એ તૃષ્ણા-લોલુપતાને તાબે થઇને કરેલા આરંભ[1] અને પરિગ્રહનું પરિણામ કેવું ખરાબ આવે છે તે જાણવા છતાં તેને હું છોડી શકતો નથી. આ પ્રમાણે હોવાથી આપ સાહેબે મારા સંબંધમાં ઉપેક્ષા ન કરવી, બેદરકારી ન બતાવવી, મને ખોટે રસ્તે પ્રવૃત્તિ કરતો જોઇને આપે મારૂં યોગ્ય નિવારણ કરવું, તેથી કદાચ એમ પણ બને કે હાલ હું દોષોનો થોડો થોડો ત્યાગ કરૂં છું તો આપશ્રીની મહેરબાનીથી પરિણતિના ફેરફારને અંગે મારામાં સર્વ દોષોનો ત્યાગ કરવાની શક્તિ પણ આગળ જતાં આવે-તેવી શક્તિ હું પ્રાપ્ત કરૂં.”

**તદ્દયાના વ્યવસાયો.**

આ પ્રાણી ઉપર પ્રમાણે ગુરુમહારાજને કહે છે, તેની તે સર્વ વાત ગુરુમહારાજ સ્વીકારી લે છે અને તે પ્રમાદ કરતો હોય છે ત્યારે ગુરુમહારાજ તેનું કોઇ કોઇ વાર નિવારણ પણ કરે છે. ગુરુમહારાજ કહે છે તે પ્રમાણે કરવાથી અત્યાર સુધી પ્રાણીને અશુભ પ્રવૃત્તિ કરવાને લીધે જે પીડા થતી હતી તે ઉપશાંત થાય છે, જ્ઞાન દર્શન વિગેરે ગુણો વધારે વિકાસ પામે છે અને એને લઇને આ પ્રાણીમાં તદ્દયાનાં વચન પ્રમાણે અનુકરણ કરવાથી આરોગ્ય થવારૂપ થોડો થોડો ફેરફાર થયો એમ કહેવામાં આવ્યું હતું તેને બરાબર મળતું આવે છે. માત્ર હકીકત એ બને છે કે આ પ્રાણીમાં વધારે ઉજ્જવળ પરિણામ ન હોવાને લીધે જ્યારે ગુરૂમહારાજ તેને પ્રેરણા કરે છે ત્યારેજ માત્ર તે પોતાનું ખરૂં હિત કરનારી બાબતમાં પ્રવૃત્તિ કરે છે,

---

૧ કોઇ પણ સાંસારિક બાબતની શરૂઆત કરવી. જેમકે ઘર બાંધવું, મીલ ચલાવવી વિગેરે.

પરંતુ જેવી ગુરુમહારાજની પ્રેરણા બંધ થાય છે અથવા ગુરુમહારાજનો જોગ બનતો નથી કે તરતજ પોતાનું વાસ્તવિક કર્તવ્ય કરવામાં તે શિથિળ થઇ જાય છે અને પાછો આરંભ પરિગ્રહની ધમાલમાં પડી જાય છે. જેવો તે આરંભ પરિગ્રહની જંજાળમાં પડી જાય છે કે પાછા રાગ વિગેરે વ્યાધિઓ ઉછળી પડે છે અને તેને મનની અને શરીરની અનેક પ્રકારની પીડાઓ ઉત્પન્ન કરે છે. આવા પ્રકારની પ્રાણીની અવસ્થા થાય છે તે તેની વિહ્વળતા છે એમ સમજવું. એટલે કથાપ્રસંગમાં એમ કહેવામાં આવ્યું હતું કે આ પ્રાણીને વિહ્વળતા થાય છે તે તેને રાગ દ્વેષને લીધે થયેલ માનસિક અને શારીરિક વ્યથા તુલ્ય સમજવી. ગુરુમહારાજ જેવી રીતે વારંવાર પ્રેરણા કરીને આ જીવને શુદ્ધ માર્ગપર લઇ આવે છે તેવી રીતે પ્રેરણા કરીને ઠેકાણે લાવવાના બીજા અનેક જીવો હોય છે. સર્વ પ્રાણીઓ ઉપર કૃપા કરવાની બાબતમાં તત્પર રહેલા ગુરુમહારાજા તો કોઇ કોઇ વખત જે જીવના સંબંધમાં હાલ વાત ચાલે છે તેને પ્રેરણા કરી શકે છે, પણ બાકીના વખતમાં આ જીવ છુટો રહેતો હોવાથી પોતાનું અહિત કરતો હોય તેનાથી તેને કોઈ વારતું નથી. એને લઇને ત્યારપછી ઉપર કહ્યો તેવો અનર્થ ઉત્પન્ન થાય છે. તદ્દયા પાસે ન રહી શકે અને તેની ગેરહાજરીમાં પ્રાણી અપથ્ય ભોજન ખાવા મંડી જાય તેથી તેના રોગો વધી પડે અને વિકાર જણાવે તેની બરાબર આ સર્વ સમજવું.

( ૩૩ )

સદ્બુદ્ધિ

ત્યારપછી મૂળ કથાપ્રસંગમાં[૧] એવી મતલબની હકીકત કહેવામાં આવી હતી કે આવી રીતે વ્યાધિથી પીડા પામતા ધર્મબોધકરે આ પ્રાણીને જોયો ત્યારે તેવી પીડાનું કારણ તેણે તેને પૂછ્યું. એના જવાબમાં નિષ્પુણ્યકે પોતાની સર્વ હકીકત જણાવી અને પછી કહ્યું 'સાહેબ! આપની દીકરી તદ્દયા મારી પાસે હરરોજ રહી શકતી નથી અને તેની ગેરહાજરીમાં મારા વ્યાધિઓ બહુ વધી જાય છે. તેટલા માટે પ્રભુ! આપ મારે માટે પ્રયાસ કરીને કાંઇ એવી ગોઠવણ કરો કે મને સ્વપ્નામાં પણ જરાએ પીડા થાય નહિ.' ધર્મબોધકર મંત્રીશ્વરે જવાબમાં જણાવ્યું 'તદ્દયાને ઘણાં કામો સોંપેલાં હોવાથી તે તો આખો વખત એક યા બીજા કામમાં વ્યાકુળ રહે છે, તેથી તને અપથ્ય ભોજન સેવતાં વારંવાર વારે તેવી કોઇ સ્ત્રી હોય તો તેને તારી પરિ-

૧ જુઓ પૃષ્ઠ ૬૯ થી શરૂ થતો પેરેગ્રાફ. આ હકીકત લંબાણ હોવાથી તેનો સાર જ અહીં આપ્યો છે આખી હકીકત માટે ઉપરનો આખો પેરો વાંચી જવો. પૃષ્ઠ ૪૦ પંક્તિ ૨૧ મા ૩૪ સંખ્યા છપાણી છે તે રદ કરવી.

ચારિકા નીમી આપું. તું તારા આત્માને હિત શું કરવાથી થાય તે જાણતો નથી, પથ્ય ભોજન કરવાથી દૂર નાસતો ફરે છે અને તારૂં તુચ્છ ભોજન કરવામાં નિરંતર પ્રેમ રાખ્યા કરે છે તેથી મારે તારા સંબંધમાં શું કરવું ? ' નિષ્પુણ્યક બોલ્યો, ' આપ આવું હવે કદિ બોલશો નહિ, આપનો હુકમ હું હવે કદિ પણ ઉલ્લંઘીશ નહિ, ફેરવીશ નહિ, આપની આજ્ઞા બરાબર માન્ય કરીશ. ' ધર્મબોધકર ત્યારપછી વિચાર કરી બોલ્યા ' એક સદ્બુદ્ધિ[1] નામની મારી છોકરી છે તેને બીજું બહુ કામ નથી. મારો વિચાર તેને તારી પરિચારિકા બનાવવાનો છે. તે મારી બાલિકા તારી પાસે નિરંતર રહેશે અને તને પથ્ય અને અપથ્ય શું છે તેનો વિચાર બતાવશે. આવી સારી દાસી હું તને આપું છું તેથી હવે તારે તારા મનમાં જરા પણ ગભરાવું નહિ. તે ઘણી જાણકાર હોવાથી તેનાથી ઉલટી રીતે ચાલનાર અને આદર વગરના પ્રાણી ઉપર તે જરા પણ ઉપકાર કરતી નથી, તેથી જો તને સુખ મેળવવાની ઈચ્છા હોય અને દુઃખથી તને ભય ઉત્પન્ન થયેલ હોય તો તે જે કહે તે પ્રમાણે તું દરરોજ કરજે.. .. તદ્દયાને અનેક જગ્યોએ કામ હોય છે તો પણ વચ્ચે વચ્ચે કોઇ કોઇ વાર તે તારી પાસે આવી જઈને તને જાગ્રત રાખી જશે. જો તારે સુખ પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો સદ્બુદ્ધિને રાજી રાખવા માટે તારાથી બની શકે તેટલો પ્રયત્ન કરજે... . મારા જેવા તો છેટા રહેનારા હોય છે, પણ આ સદ્બુદ્ધિ તો દરરોજ આખો વખત તારી પાસે જ રહેશે, માટે તારાં પોતાનાં સુખ માટે તારે તેની આરાધના કરવી સર્વ રીતે ઉચિત છે. ' નિષ્પુણ્યકે આ બાબતમાં સંમતિ આપવાથી ધર્મબોધકરે સદ્બુદ્ધિને તેની પરિચારિકા બનાવી.. ...થોડા દિવસ સદ્બુદ્ધિ દ્રમકની પાસે રહી તેટલા વખતમાં તેના સંબંધમાં ઘણા ફેરફાર થઇ ગયા. તેના ઉપદેશથી દ્રમકની અપથ્ય ભોજન ઉપર પ્રીતિ હતી તે ઉડી ગઇ, આથી અગાઉ જેટલુ તુચ્છ ભોજન તે ખાતો નહિ. વળી હવે તે ત્રણે ઓષધો વધારે પ્રમાણમાં રાજીખુશીથી ખાવા લાગ્યો. આ બન્ને કારણને લઇને તેને જે વ્યાધિઓ થયેલા હતા તે ઓછા થવા લાગ્યા અને રોગના વિકારો તો લગભગ નાશ પામી ગયા. એ દરિદ્રીને હવે સુખનો રસ કેવો છે તેનો સ્વાદ આવવ લાગ્યો, તેનું બીભત્સ રૂપ હતું તે દૂર થઇ ગયું અને તેનામાં શાંતિ આવી ગયેલી હોવાથી તેના સુખ ઉપર સંતોષ પણ બહુ દેખાવા લાગ્યો. " આ પ્રમાણેની મતલબની હકી-

૧ આ સદ્બુદ્ધિને. Conscience કહી શકાય

કત કથાપ્રસંગમાં કહેવામાં આવી હતી. આ પ્રાણીના સંબંધમાં પણ લગભગ એનેજ મળતી હકીકત બને છે તે આપણે હવે વિચારી જોઇએ.

**ખુલ્લા દિલના એકરારો.**

જેમ કોઈ આંધળો માણસ દોડતાં દોડતાં ભીંત અથવા થાંભલા સાથે અફળાઇ જવાથી પીડા પામે અને તેને કેટલી પીડા થાય છે તે વાત જેમ તે બીજા માણસને કહી સંભળાવે, તેવી રીતે ગુરૂમહારાજે જે આચરણો કરવાની મના કરી હોય તેવાં આચરણ કરવાથી વિપત્તિઓ આવે છે તે જાણીને અને અનુભવીને ગુરૂમહારાજ ઉપર આ પ્રાણી વિશ્વાસ મૂકે છે અને માને છે કે ગુરુમહારાજ જે વાત કહેતા હતા તે બરાબર હતી અને ત્યારપછી ગુરૂમહારાજ સમક્ષ એ વિપત્તિઓ અને કષ્ટો કેવી રીતે આવે છે અને તે વખતે પ્રાણીની શી સ્થિતિ થાય છે તે કહી સંભળાવે છે. “ ભગવન્! આપસાહેબના સદુપદેશથી જ્યારે હું ચોરીથી કોઇ પણ પદાર્થ લેતો નથી, રાજ્યવિરૂદ્ધ કોઇ પણ કાર્ય કરતો નથી, વેશ્યા અથવા પારકી સ્ત્રી તરફ દૃષ્ટિ કરતો નથી અને એવું ધર્મવિરૂદ્ધ અથવા લોકવિરૂદ્ધ કોઇ પણ આચરણ આપના ઉપદેશ પ્રમાણે કરતો નથી અને મહા આરંભ અને મહા પરિગ્રહમાં રીઝી જતો નથી ત્યારે લોકો મને સાધુ ( સારા માણસ ) તરીકે ગણે છે, મારામાં વિશ્વાસ મૂકે છે અને મારાં વખાણ કરે છે. એ વખતે શરીરને મહેનત પડવાથી કદાચ કાંઇ થોડું થોડું દુઃખ થાય તો તે મને જણાતું નથી અને હૃદય તદ્દન સ્વસ્થ થઇ જાય છે. આવા પ્રકારનાં શુભ આચરણ કરનારને ધર્મ સારી ગતિ અપાવનાર થાય છે, એટલે એવાં સુકૃત્યને પરિણામે પ્રાણી સદ્ગતિમાં જાય છે એ વિચારથી મનમાં બહુ આનંદ થઇ આવે છે અને જ્યારે આપસાહેબ તરફથી કોઇ પણ પ્રકારની નિવારણા[1] થતી નથી અથવા આપના તરફથી થયેલી નિવારણાની દરકાર ન કરતાં ધન વિષય વિગેરે ઉપર અત્યંત આસક્તિ હોવાને લીધે ગુરૂમહારાજ કાંઇ જાણી જવાના નથી એમ ધારી લઇને પૈસા ઉપરની મૂર્છાને લઇને હું ચોરીથી ધન ઉપાડવા માંડું છું, વિષયલોલુપતાને લીધે વેશ્યા કે પરસ્ત્રીગમન કરૂં છું અને તેવું બીજું કાંઈ પણ ભગવાને નિવારણ કરેલું આચરણ કરૂં છું ત્યારે લોકો તરફથી નિંદા, રાજ્ય તરફથી શિક્ષા અને સર્વ ધનહરણ, શરીરનો ખેદ, મનનો તાપ અને બીજા અનેક પ્રકારના અનર્થો આ લોકમાંજ પ્રાપ્ત કરૂં છું. આવી રીતે વર્તનારાઓને દુર્ગતિરૂપ મહા ઉંડા ખાડામાં ફેંકી દેનાર પાપ થાય છે એવા વિચારથી મારૂં હૃદય બળી

૧ અટકાવવું તે, અમુક કાર્ય ન કરવાનો ઉપદેશ.

જાય છે અને એક ક્ષણવાર પણ મને સુખ મળતું નથી. આ પ્રમાણે હોવાથી હે કૃપાનાથ! આપ કાંઈ એવું કરી આપો કે જેથી આપના કહેવા પ્રમાણે આચરણ કરવારૂપ બખ્તર પહેરીને અનર્થોરૂપ ભાલાંના સમૂહથી રક્ષણ કરાયલો હું રહું."

સ્વાયત્તતાનું મહત્ત્વ.

જીવનાં આ પ્રમાણેનાં વચન સાંભળીને ગુરૂમહારાજે તેને કહ્યું: "ભદ્ર! બીજાના નિવારણ કરવાથી અને તેનાપરના "વિશ્વાસથી અકાર્ય વર્જવાનું બની આવે છે તે તો "કોઇ કોઇ વખત જ બની શકે છે. આ પ્રમાણે "અન્યના ઉપદેશથી કોઇ કોઇ વાર અકાર્ય વર્જવાનું "પરિણામ તને પોતાને અને બીજાને કેવું સારૂં આવે છે તે તેં જોયું "અને તેમ કરવાથી તને કેટલો મોટો ફેર પડી જાય છે તે તેં અનુ- "ભવ્યું. અમારે તો અનેક પ્રાણીઓ ઉપર ઉપકાર કરવાનો હોય છે, "તેઓને ઉપદેશ આપવાનો હોય છે અને તેઓને યોગ્ય રીતે સમજાવ- "વાના હોય છે તેથી તારી પાસે આખો વખત રહીને દરેક બાબતમાં "તને નિવારણ કરવાનું અમારાથી બની શકે નહિ. આ પ્રમાણે હોવાથી "જ્યાં સુધી તારી પોતાની સદ્બુદ્ધિ જાગ્રત નહિ થાય ત્યાં સુધી જે "આચરણોનું અમે નિવારણ કરવાનો તને ઉપદેશ આપીએ છીએ તે "આચરણ ઉપર તારી આસક્તિ હોવાને લીધે તેનાથી થતી અનર્થ- "પરંપરા રોકી શકાશે નહિ; તે અનર્થપરંપરા એ ને એ પ્રમાણે "થયાંજ કરશે. પણ **सद्बुद्धिरेव हि परप्रत्ययमनपेक्ष्य स्वप्रत्ययेनैव "जीवमकार्यान्निवारयति.** સદ્બુદ્ધિજ એક એવી વસ્તુ છે કે જે "અન્ય તરફની પ્રેરણાની અપેક્ષા રાખ્યા વગર પોતાના પ્રયત્નથી- "જાતપ્રેરણાથી જ જીવને અકાર્ય કરતાં નિવારણ કરે છે અને અસર- "કારક રીતે નિવારણ કરી શકે છે. એના પ્રતાપથી પ્રાણી અનર્થોથી "બચી શકે છે."

સદ્બુદ્ધિની મહત્તા.

આ પ્રમાણે સાંભળીને જીવે કહ્યું "ભગવન્! તે કદાચ મને મળવાની હશે તો તે પણ આપના પ્રસાદથી જ મળશે, બીજી કોઇ રીતે મળી શકવાની નથી." ગુરૂમહારાજે ઉત્તરમાં જણાવ્યું "વારૂ, તો હું તને સદ્બુદ્ધિ "આપું છું. અમારા જેવાને તો તે (સદ્બુદ્ધિ) વચન- "ને જ તાબે રહે છે, પરંતુ તારે આ સંબંધમાં આટલું ધ્યાનમાં "રાખવાનું છે કે સદ્બુદ્ધિ આપવામાં આવી હોય તોપણ જે પ્રાણીઓ "પુણ્યશાળી હોય છે તેઓનેજ તે સારી રીતે [1]પરિણમે છે, બીજા-

૧ પરિણામ ઉપજાવે છે.

"ઓને તે સારી રીતે પરિણમી શકતી નથી. એનું કારણ એ છે કે "પુણ્યશાળી પ્રાણીઓ હોય છે તેઓને જ તેના ઉપર આદર થાય છે, "બીજા પ્રાણીઓને તેના ઉપર જોઇએ તેવો આદર જ થતો નથી. શરીર " ધારણ કરનાર પ્રાણીઓને જેટલાં કષ્ટ થાય છે-જેટલા અનર્થ થાય છે " એ સર્વ સદ્બુદ્ધિ નહિ હોવાને લીધે થાય છે અને આ સંસારમાં " જેટલાં કલ્યાણ છે-જેટલાં સુખો છે તે સર્વનો આધાર સદ્બુદ્ધિ " ઉપર જ છે. જે મહાત્મા સદ્બુદ્ધિના સંબંધમાં પ્રયત્ન કરે છે, તેને " પ્રાપ્ત કરવા માટે પ્રયાસ કરે છે અને તેના સંબંધમાં નિર્ણય કરવા " યત્ન કરે છે તેઓજ સર્વજ્ઞ મહારાજની ખરેખરી આરાધના કરે છે " અને જેઓ તેમ કરતા નથી તેઓ સર્વજ્ઞ મહારાજની આરાધના " કરી શકતા નથી. હું તારી પાસે આટલી બધી વાત કરૂં છું, ઉપદેશ " આપું છું અને યોગ્ય માર્ગે દોરી લાવવા પ્રયત્ન કરૂં છું તે સર્વ " પ્રયત્ન તને હરકોઈ પ્રકારે સદ્બુદ્ધિ પ્રાપ્ત કરાવવા માટે જ છે. સદ્-" બુદ્ધિ વગરના પ્રાણીઓન કદાચ વ્યવહારથી-ઉપર ઉપરથી જ્ઞાન " દર્શન ચારિત્ર પ્રાપ્ત થઇ જાય તોપણ તેમાં અને જ્ઞાનાદિ પ્રાપ્ત ન " થાય તેમાં કાંઇ મોટો ફેર પડતો નથી, કારણ કે એવા પ્રકારનું જ્ઞાન " પોતાનું કામ કરતું નથી અથવા આવી રીતે માત્ર વ્યવહારથી જે-" ઓને જ્ઞાનાદિ પ્રાપ્ત થાય છે તેઓ પોતાનું સ્વકાર્ય[1] કરી શકતા નથી " અને પરિણામ વગરનાં જ્ઞાનાદિ તે લગભગ નકામા જેવાં છે. વધારે "તો શું કહેવું ? પણ સદ્બુદ્ધિ વગરના મનુષ્યમાં અને પશુમાં " કાંઈજ તફાવત નથી. અને તેવો પ્રાણી જનાવરથી કોઇ પણ બાબ-" તમાં ચઢતો હોય એમ લાગતું નથી, તેટલા માટે જો તારે સાચું સુખ " મેળવવાની ઇચ્છા-હોંશ હોય અને જો તને દુઃખથી ખરેખરો ભય " થયો હોય તો અમે આજે તને જે સદ્બુદ્ધિ આપીએ છીએ તેને તું " યત્ન કરીને જાળવી રાખજે અને તેના ઉપર પૂર્ણ આદરભાવ બતાવજે. " તેના ઉપર જો તું આદર કરીશ અને તે સંબંધમાં જો બરાબર યત્ન " કરીશ તો તેમ કરવાથી તેં અમારૂં વચન આરાધ્યું, ભુવનના માલેક " પરમાત્માને બહુ પ્રકારે માન આપ્યું, અમને સંતોષ પમાડ્યો, "મોક્ષ પહોંચાડનાર વાહનનો સ્વીકાર (અંગીકાર) કર્યો, લોકસંજ્ઞાનો[2] " ત્યાગ કર્યો, ધર્મઆચરણ કર્યું અને સંસારસમુદ્રથી આત્માને તારી " દીધો એમ અમે ધારી લેશું અને એમ તારે સમજી લેવું."

---

૧ **સ્વકાર્ય:** મોક્ષ પ્રાપ્ત કરવાનુ અથવા આત્મકલ્યાણ કરવાનુ કાર્ય.

૨ **લોકસંજ્ઞા:** પ્રાકૃત લોકોની રૂચિને અનુસરીને કામ કરવું તે

**ઇચ્છા અને પ્રાપ્તિનો પરસ્પર સંબંધ.**

ગુરૂમહારાજના આવા વચનામૃતના પ્રવાહથી તે પ્રાણીનું હૃદય પ્રફુલ્લિત થયું અને તેથી તેણે ગુરૂમહારાજનાં વચનને સ્વીકાર્યું. ત્યારપછી ગુરૂમહારાજ આ પ્રાણીને સદુપદેશ આપે છે "ભદ્ર ! હું તને એક ખાસ ગુહ્ય[1]
"હકીકત કહું છું તે તારે બરાબર ધ્યાન રાખીને
"ધારણ કરવી. જ્યાં સુધી આ પ્રાણી વિપરીત જ્ઞાનને લઇને દુઃખથી
"ભરેલાં ધન વિષય વિગેરેમાં સુખનો આરોપ કરે છે અને સુખથી
"ભરેલાં વૈરાગ્ય તપ સંયમ વિગેરેમાં દુઃખનો આરોપ કરે છે ત્યાં
"સુધી જ એને દુઃખની સાથે સંબંધ થાય છે; જ્યારે એને જણાય છે
"કે ઇંદ્રિયના વિષયોમાં અથવા વિષય સારૂ પ્રવૃત્તિ કરવી તેમાં
"દુઃખ છે અને ધન વિગેરે પદાર્થોની આકાંક્ષા દૂર કરવી એ જ સુખ
"છે ત્યારે એની સર્વ ઇચ્છાઓનો વિચ્છેદ થયેલો હોવાથી એને કોઇ
"પણ પ્રકારની આકુળતા વગર સ્વાભાવિક સુખ પ્રગટ થાય છે અને
"નિરંતર તે આનંદમાં રહે છે. વળી તને એક બીજી પણ મુદ્દાની
"વાત કહું તે તારા હૃદયપટ પર આળેખી રાખજે: જેમ જેમ આ
"પ્રાણી સ્પૃહા ( ઇચ્છા, પારકી આશા ) વગરનો થતો જાય છે તેમ
"તેમ તેનામાં પાત્રતા આવતી જતી હોવાથી તેને સર્વ સંપત્તિઓ
"મળતી જાય છે અને જેમ જેમ એ સંપત્તિ પ્રાપ્ત કરવાની ઇચ્છા-
"વાળો–અભિલાષાવાળો થતો જાય છે તેમ તેમ તેની અયોગ્યતા
"વિચારીને સંપત્તિઓ તેનાથી વધારે ને વધારે દૂર નાસતી ફરે છે !
"આ પ્રમાણેનો તારા મનમાં નિશ્ચય કરીને તારે સાંસારિક પદાર્થો
"મેળવવાને માટે કે ભોગવવાને માટે અભિલાષા કરવી નહિ. જો તું
"એ પ્રમાણે કરીશ તો સ્વપ્નાવસ્થામાં પણ તને મનની કે શરીરની
"પીડાની ગંધ પણ આવશે નહિ એટલે જાગ્રતાવસ્થામાં તો શું પણ
"સ્વપ્નામાં પણ તને કોઇ પ્રકારની માનસિક કે શારીરિક પીડા થશે
"નહિ." ગુરુમહારાજ આ પ્રમાણે પ્રાણીને ઉપદેશ આપે છે તેને અમૃતની જેમ આ પ્રાણી ગ્રહણ કરે છે. આ પ્રાણીને સદ્બુદ્ધિ પ્રાપ્ત થઇ છે એમ ધારીને ગુરૂમહારાજ પોતાના મનમાં નિશ્ચય કરે છે કે હવે પછી એ પ્રાણી ઉલટા માર્ગે દૃષ્ટિ પણ જશે નહિ. આવા વિચારથી ગુરૂમહારાજ એ પ્રાણીના સંબંધમાં નિશ્ચિન્ત[2] થયા.

---

૧ **ગુહ્ય:** સાંભળનારને લાભ કરે તેવી, ઘણા ન જાણે તેવી ખાનગી હકીકત, અન્યથી નહિ સમજાયલુ ગુપ્ત રહસ્ય.

૨ **નિશ્ચિન્ત:** ચિન્તા રહિત, ફીકર વગરના

પીડા: ગુણ અને પ્રમોદ.

આ પ્રાણીને સદ્બુદ્ધિ પ્રાપ્ત થયા પછી તે શ્રાવક અવસ્થામાં વર્તતો હોય અને તેથી ઇંદ્રિયના વિષયોનો ઉપભોગ કરતો હોય, ધન સ્ત્રી વિગેરેને ગ્રહણ કરતો હોય તો પણ તેની સાથે તેને એવો સંબંધ થતો નથી કે જેથી તે કદિ તૃપ્ત ન થાય, મનમાં સંતોષ પામે નહિ અને નિરંતર વધારે મેળવવાની અભિલાષા કર્યા કરે. વળી તેના મનમાં જ્ઞાન દર્શન અને દેશચારિત્ર ઉપર ઘણી પ્રીતિ હોવાને લીધે તેને ધન-ભોગના વિષયો જેટલા મળે તેટલામાં તેને સંતોષ રહે છે. વળી તે ઉપ-રાંત તે સદ્બુદ્ધિના પ્રભાવથી જેટલો જ્ઞાન દર્શન ચારિત્ર મેળવવા માટે યત્ન કરે છે તેટલો યત્ન ધન અથવા ભોગના પદાર્થો મેળવવા માટે કરતો નથી. આને પરિણામે અગાઉ ન થયા હોય તેવા રાગ વિગેરે વ્યાધિઓ નવીન વધતા નથી અને અગાઉ જે થયા હોય તે ઓછા ઓછા થતા જાય છે. એ વખતે પણ પૂર્વે ( અગાઉના વખતમાં ) ઉપાર્જન કરેલાં કર્મનાં ફળ તરીકે જો કે કોઇ કોઇ વખતે શરીર અને મનની પીડા તેને થઇ આવે છે તો પણ તેના ઉપર આ પ્રાણીને તીવ્ર અનુબંધ[1] થતો નહિ હોવાથી તે લાંબો વખત ટકતી નથી, ત્યારે પછી આ પ્રાણીને સંતોષ અને અસંતોષમાં ગુણ દોષનો કેટલો તફાવત છે તે માલુમ પડે છે અને [2]ઉત્તરગુણોની પ્રાપ્તિને લીધે તેના મનમાં પ્રમોદ પણ બહુ થવા લાગે છે.

( ૩૪ )

સદ્બુદ્ધિ સાથે વાતચીત.

આગળ કથાપ્રસંગમાં વાત કરી તે આપણે હવે વિચારીએ. એક દિવસ એકાન્તમાં રહેલો તે ( નિષ્પુણ્યક ) પોતાના મનમાં અત્યંત રાજી થઇને નિરાકુળપણે સદ્બુદ્ધિ સાથે વાત કરવા લાગ્યો. " ભદ્રે ! મારા શરીરમાં આ શું બધું નવાઇ જેવું લાગે છે ! તું જો તો ખરી, અત્યાર સુધી જે શરીર સર્વ દુઃખથી ભરપૂર હતું તે જ શરીર હવે સુખથી ભરપૂર થઈ ગયું છે ! " સદ્બુદ્ધિએ જવાબ આપ્યો " ભાઇ ! સારી રીતે પથ્ય સેવવાથી અને તારા શરીરને નુકશાન કરનાર વસ્તુ ઉપરના રાગને દૂર કરવાથી એ સર્વ લાભ થયો છે. લાંબા વખતની ટેવથી ખરાબ ભોજન કદાચ કોઇ વાર તું લે છે ખરો,

૧ અનુબંધ: આસક્તિ, ચાલુ પ્રવાહ. બીજો અર્થ કરવો હોય તો વાક્ય આ પ્રમાણે વાંચવું: " તેનો ચાલુ પ્રવાહ નહિ રહેલો હોવાથી. " બન્ને અર્થ ઘટે છે.

૨ આ સૂચવન ગુણવ્રત શિક્ષાવ્રતને અંગે જણાય છે.

પણ તે વખતે હું નજીકમાં હોવાથી તને તે બાબતમાં શરમ બહુ આવે છે. એ ખરાબ ભોજનનો ઉપયોગ જ્યારે શરમ સાથે કરવામાં આવે છે ત્યારે તેની અસર નહિ જેવી થઇ જાય છે અને તે ઉપરાંત તેના ઉપર તિરસ્કાર હોવાથી–ગૃદ્ધિ નહિ હોવાથી વારંવાર તે ખાવાની ઇચ્છા પણ થયા કરતી નથી. આવા પ્રકારની વૃત્તિ થઇ ગયા પછી તેવું ખરાબ ભોજન કદાચ થોડું ખાઇ લીધું હોય તો તેથી શરીરે વ્યાધિઓને વધારનાર તે થઇ જતું નથી. તારા મનમાં આનંદ અને સુખ થાય છે તે આ કારણથી થયેલ છે.” આવી રીતે પોતાના મનમાં અને શરીરમાં પ્રમોદ થતો હતો તેનું કારણ સદ્‌બુદ્ધિ સાથે પ્રાણીએ વિચાર્યું અને તેના જવાબમાં સદ્‌બુદ્ધિએ કદન્ન પર લોલુપતાનો કરેલો ત્યાગ અને ત્રણે ઔષધોનું કરેલું સેવન કારણ તરીકે બતાવ્યા અને તેમ કરવાની યુક્તિનું પણ પ્રતિપાદન કર્યું તે પ્રમાણે આ પ્રાણીના સંબંધમાં પણ બને છે.

**સદ્‌બુદ્ધિથી પ્રશમ સુખ.**

સદ્‌બુદ્ધિની સાથે વિચાર કરવાથી આ પ્રાણીના ધ્યાનમાં આવે છે કે શરીરમાં અને મનમાં નિવૃત્તિરૂપ સ્વાભાવિક સુખ હાલમાં પોતાને પ્રાપ્ત થયું છે તેનું કારણ વિષય વિગેરે પરવસ્તુપર આસક્તિનો ત્યાગ અને જ્ઞાન દર્શન ચારિત્ર તરફ આદર અને તેની આચરણા છે. પૂર્વ અભ્યાસથી કદાચ આ પ્રાણી વિષયાદિકમાં પ્રવૃત્તિ કરે છે, તોપણ તેનામાં સદ્‌બુદ્ધિ જાગ્રત થયેલ હોવાને લીધે તે વારંવાર એવો વિચાર કર્યા કરે છે કે તેના જેવાને તે પ્રમાણે કરવું કોઈ પણ રીતે ઉચિત નથી. આવા વિચારને પરિણામે તેને વિષયો ઉપર આસક્તિ થતી નથી, તેથી તેનાપર તીવ્ર આગ્રહ થતો નથી અને તેને લઇને આ પ્રાણીને પ્રશમ સુખ પ્રાપ્ત થાય છે. સદ્‌બુદ્ધિએ આવી રીતે આ પ્રાણીને યુક્તિપૂર્વક સમજાવ્યો એમ સમજવું.

( ૩૫ )

## સર્વથા ત્યાગ.

**સર્વથા ત્યાગને અંગે સાવચેતી.**

પ્રાપ્ત થયેલા સુખના રસમાં આનંદ પામી તેણે સદ્‌બુદ્ધિને જે કહ્યું તે હકીકત ત્યારપછી કથાપ્રસંગમાં કહેવામાં આવી છે. “નિષ્પુણ્યકે કહ્યું કે ‘જો એમ હોય તો તે ખરાબ ભોજનનો હું સર્વથા ત્યાગ કરી દઉં કે જેથી મને સુંદર સુખ સારી રીતે પ્રાપ્ત થાય.’ સદ્‌બુદ્ધિએ જવાબમાં કહ્યું ‘વાત તો તદ્દન યોગ્ય છે, પરંતુ તેનો ત્યાગ

બરાબર વિચાર કરીને કરજે, કારણ કે તે તજ્યા પછી તેના ઉપરના પૂર્વ પ્રેમને લઇને અગાઉના જેવી આકુળવ્યાકુળતા તને થવી ન જોઇએ. એક વાર એનો ત્યાગ કર્યા પછી ફરીવાર તેના ઉપર સ્નેહ થઇ આવે તેના કરતાં તો ત્યાગ ન કરવો એજ વધારે ઠીક ગણાય, કારણ કે એ તુચ્છ ભોજન ઉપર સ્નેહ રાખવાથી વ્યાધિઓ બહુ વધી જાય છે. ખરાબ ભોજન થોડું થોડું કરવાથી અને ત્રણે ઔષધોનો વધારે વધારે ઉપયોગ કરવાથી તારા વ્યાધિઓ નરમ પડેલા છે અને તને શાંતિ થયેલી છે તેટલું થવું પણ અત્યંત દુર્લભ છે. એક વાર સર્વથા ત્યાગ કર્યા પછી તેવા તુચ્છ ભોજનની ઇચ્છા કરનાર મહામોહના પ્રતાપથી વ્યાધિઓની લાઘવતા (ઓછાશ) પણ જલ્દી મેળવી શકતા નથી. આ બાબતનો સારી રીતે વિચાર કરીને મનમાં જો ખરેખર ત્યાગ કરવા યોગ્ય ભાસે તોજ ઉત્તમ મનુષ્યોએ તેનો સર્વથા ત્યાગ કરવો ઉચિત છે.' સદ્બુદ્ધિનો આવો જવાબ સાંભળીને તેનું મન જરા ગભરાટમાં પડી ગયું તેથી પોતે શું કરવું તેનો બરાબર નિશ્ચય તે કરી શક્યો નહિ." આ પ્રાણીના સંબંધમાં પણ એવી જ હકીકત બને છે તે આપણે વિચારીએ.

સર્વસંગ ત્યાગ માટે કરેલ પર્યાલોચના.

ગૃહસ્થ અવસ્થામાં વર્તતા આ પ્રાણીને જ્યારે સાંસારિક પદાર્થો પરની લાલસા તૂટી જાય છે અને જ્ઞાન દર્શન ચારિત્રની આચરણા કરવા પર અત્યંત પ્રેમ થાય છે ત્યારે ખરેખરૂં સુખ શું છે અને ક્યાં છે તે તેના જાણવામાં આવે છે. પછી તેને પરમ શાંતિનું-પ્રશમનું સુખ અવિચ્છિન્નપણે પ્રાપ્ત થાય એટલે એકવાર તે સુખ થયા પછી નિરંતર બન્યું ને બન્યું રહે તેવી સ્થિતિ પ્રાપ્ત થાય તેની ઇચ્છા તેના મનમાં જાગ્રત થાય છે અને તેને પરિણામે તેના મનમાં સર્વ પરભાવનો ત્યાગ કરવાની બુદ્ધિ થઇ આવે છે. તે વખતે તે પોતાની સદ્બુદ્ધિ સાથે પોતે સર્વસંગનો ત્યાગ કરવાને સમર્થ છે કે નહિ તે સંબંધમાં લંબાણ પર્યાલોચના (વિચાર) કરે છે. સદ્બુદ્ધિપૂર્વક વિચાર કરવાથી એને માલૂમ પડે છે કે 'અનાદિ સંસારમાં દીર્ઘ અભ્યાસથી આ પ્રાણી વિષયો ઉપર સ્વાભાવિક ગૃદ્ધિ રાખ્યા કરે છે અને તેથી જાણે પોતાના હોય તેમ માનીને વિષયો સાથે કામ લે છે. આ પ્રમાણે હોવાથી સર્વ પ્રકારના દોષોથી નિવૃત્તિરૂપ ભગવાને બતાવેલી દીક્ષા અંગીકાર કરીને વળી પાછો અનાદિ કાળથી કર્મોએ કરેલી પોતાની વિભાવસ્થિતિમાં જો ચાલ્યો જાય અને પૂર્વ પ્રકૃતિને અનુસરવા લાગે

તો પોતાના આત્માને ઉલટો વિડંબના[1] કરે. આ પ્રમાણે દીક્ષા ગ્રહણ કરીને વિષયાદિપર આસક્તિ થાય અને મન લોલુપી રહે તેના કરતાં તો દીક્ષા પહેલેથી ન ગ્રહણ કરવી તે વધારે સારૂં, કારણ કે તીવ્ર અભિલાષા વગર વિષય વિગેરે સેવતો ગૃહસ્થ ( શ્રાવક ) પણ પ્રધાનપણે જ્ઞાન દર્શન ચારિત્રમાં આચરણ કરતો દ્રવ્યસ્તવનો[2] આશ્રય કરીને કર્મરૂપ અજીર્ણનો નાશ કરતો જાય છે અને તેથી રાગાદિ ભાવરોગને ઓછા કરીને કર્મને હલકાં કરી નાખે છે. આવી ભાવરોગની ઓછાશ પણ અનાદિ કાળથી સંસારમાં રખડતાં આ જીવને અગાઉ કદિ પ્રાપ્ત થઇ હોતી નથી અને તેવી ઓછાશ પ્રાપ્ત થવી એ પણ ઘણી મુશ્કેલ બાબત છે. આ પ્રમાણે હોવાથી દીક્ષા લઇને પણ ત્યારપછી જો વિષયની અભિલાષા થાય તો પછી જે બાબતની પ્રતિજ્ઞા લીધી હોય તે નહિ કરવાથી ( પ્રતિજ્ઞા ભંગથી ) મનમાં ઘણો આકરો કલેશ થાય છે અને તેથી મનમાં વધારે વધારે રાગ વિગેરે વ્યાધિઓ વૃદ્ધિ પામતા જાય છે. પરિણામે જે ભાવરોગોની ઓછાશ તેને ગૃહસ્થાવસ્થામાં ( દેશવિરતિને અંગે ) પ્રાપ્ત થઇ શકી હતી તેટલી પણ તે મેળવી શકતો નથી.

ચારિત્ર મોહનીયનો ઉદય.

જે વખતે પ્રાણી ઉપર પ્રમાણે નરમ નરમ વિચાર કરે છે તે વખતે સર્વસંગનો ત્યાગ કરવાની બુદ્ધિને [3]ચારિત્રમોહનીય કર્મના અંશો વારંવાર હચમચાવ્યા કરતા હોય છે, તેથી એને અત્યારે જે બુદ્ધિ ઉત્પન્ન થઇ હોય છે તે પાછી ડોળાઇ જાય છે; ત્યારપછી ત્યાગબુદ્ધિ ડોળાવાને લીધે તેના વીર્યની હાનિ થાય છે અને તેથી નીચે જણાવ્યાં છે તેવાં અને તેને મળતાં ખોટાં બ્હાનાંઓનો તે આશ્રય લે છે. તે ચારિત્રમોહનીયને લીધે વિચાર કરે છે અથવા જણાવે છે કે " જો હું દીક્ષા લઉં તો આ મારા મોઢા સામું જોઇને જીવનાર મારા કુટુંબનું શું થાય ? મારા વિરહથી આખું કુટુંબ સીદાય[4] અને જરૂર જીવેજ નહિ ! ત્યારે અવસર વગર અત્યારે મારા કુટુંબને કેવી રીતે નિરાધાર

---

૧ **વિડંબના:** હેરાનગતી, ત્રાસ.

૨ **દ્રવ્ય સ્તવ:** વ્યવહારથી આચરણા કરવી તે. દેવપૂજાદિ ગૃહસ્થકાર્ય. જિનભવન બંધાવવુ, બિંબની સ્થાપના કરવી, યાત્રા કરવી, પૂજા કરવી એ સર્વ સૂત્રમા કહેલ વિધિપૂર્વક કરવા તેને દ્રવ્યસ્તવ કહે છે, તે ભાવસ્તવનુ કારણ છે ( પંચાશક ૬-૩ )

૩ કષાય મોહનીય અને નોકષાય મોહનીય કર્મો પ્રાણીને ચારિત્ર આવવા દેતા નથી તેવા પ્રકારનાં કર્મોને **ચારિત્રમોહનીય** કર્મ કહેવામા આવે છે

૪ હેરાન થાય

સ્થિતિમાં છોડી દઉં ? આ મારા છોકરામાં હજુ કોઇ પ્રકારની તાકાત આવી નથી, આ મારી છોકરીને હજુ પરણાવી નથી, મારી બ્હેનનો પતિ પરદેશ ગયો છે અથવા તે બિચારી વિધવા છે, તેથી મારે તેનું ભરણપોષણ કરવું જોઇએ. વળી આ મારો ભાઇ ઘરનો બોજો ઉપાડવાને શક્તિમાન થયો નથી, મારાં માબાપ ઘડપણથી અર્ધા ખોખરાં થઇ ગયેલાં છે અને મારા ઉપર તેઓનો ઘણો સ્નેહ છે; મારા ઉપર અત્યંત પ્રેમ રાખનારી આ મારી સ્ત્રી અત્યારે ગર્ભવતી છે અને મારા વગર એક ક્ષણ પણ જીવી ન શકે તેવી છે. આવા વિસંસ્થૂળ[1] કુટુંબનો હું કેવી રીતે ત્યાગ કરૂં ? અથવા મારી પાસે મોટો ધનનો સંગ્રહ છે, ઘણા માણસો પાસે મારૂં મોટી રકમનું લેણું છે તે ઉઘરાણી મારા વગર કોણ લાવે ? તે ઉઘરાણી મારા વગર તફરકે થઇ જાય, અને મારૂં કુટુંબ અને ભાઇઓ સારી રીતે ભક્તિ કરનારા અને મોટી સંખ્યામાં છે તે સર્વનું મારે ભરણપોષણ કરવું જોઇએ તેથી લોકોની પાસેથી ઉઘરાણી વસુલ કરીને અને તે રોકડ નાણું મારા કુટુંબીઓને અને ભાઇઓને યોગ્ય રીતે વહેંચી દઇને પછી તેમાંથી કેટલાક દ્રવ્યનો ધર્મની બાબતમાં સખાવત દ્વારા ખરચ કરીને, પોતાની હોંશથી માતા પિતા પાસેથી રજા મેળવીને અને મારા ગૃહસ્થ તરીકેનાં સર્વ કાર્યો પૂર્ણ કરીને પછી દીક્ષા લઇશ. ઉઘરાણી વસુલ થઇ નથી, કુટુંબની વ્યવસ્થા હજુ કરી નથી તેથી આ દીક્ષાનો વખત ન હોવાથી આ દીક્ષાના વિચારોથી અત્યારે શું ?"

કાયરનાં બ્હાનાં.

"[2]વળી દીક્ષા લેવી અને પાળવી એ તો સાક્ષાત્ હાથવડે મોટા
"[3]સ્વયંભૂરમણ સમુદ્રને તરવા જેવું છે, ગંગાના
"પૂર જોરથી ચાલતા પ્રવાહની સામે તરવા જેવું છે,
"લોઢાના જવ ચાવવા જેવું છે, લોઢાના લાડુ ભક્ષણ
"કરવા જેવું છે, છિદ્રવાળી ( મોકળી ) કામળને[4]
"સૂક્ષ્મ પવનથી ભરવા જેવું છે, મેરૂપર્વતને પોતાના માથાથી ભેદી
"નાખવાના પ્રયત્ન જેવું છે, સમુદ્રનું ડાભના અગ્ર ભાગથી માપ લેવા
"જેવું છે, તેલથી સંપૂર્ણ ભરેલા પાત્રને હાથમાં લઇને સો યોજન

---

૧ **વિસંસ્થૂળઃ** અસ્તવ્યસ્ત સ્થિતિમા, ઢંગધડા વગરના, પોતાની મેળે વ્યવસ્થા ન ચલાવી શકે તેવા.

૨ આ આખું વાક્ય નિર્બળ–સાંસારરસિક અથવા બ્હાનાં કાઢનારના દૃષ્ટિબિન્દુથી બોલાયેલું છે તે ધ્યાનમાં રાખવુ.

૩ **સ્વયંભૂરમણઃ** સર્વથી મોટો દરિયો. તેનું પ્રમાણ બહુ મોટું છે અને તે સર્વથી છેલ્લો આવેલો છે

૪ અથવા ગધેડા ઉપર નાખવાની ગુણો.

" દોડતાં દોડતાં તેમાંથી તેલનું એક પણ ટીપું બહાર નહિ પડવા દેવા
" જેવું છે, જમણાં અને ડાબાં ફરતાં આઠ ચક્કરોના વિવરોમાંથી
" પસાર થનાર બાણવડે તે આઠે ચક્રની ઉપર રહેલી પૂતળીની ડાબી
" આંખમાં બાણ મારવા જેવું છે, અર્થાત્ રાધાવેધ સાધવા જેવું છે,
" પગ ક્યાં પડે છે તેની દરકાર કર્યા વગર તીક્ષ્ણ તરવારની ધારપર
" ચાલવા જેવું છે; કારણ કે અહીં પરીષહો[1] સહન કરવા પડે છે,
" દેવતાઓ વિગેરેની તરફથી ગમે તે પ્રકારના ઉપસર્ગો થાય તેની
" સામું થવું પડે છે, સર્વ પ્રકારનાં પાપના સંબંધથી નિવૃત્તિ કરવી
" પડે છે, યાવજ્જીવ (જીવે ત્યાંસુધી) મેરૂપર્વત જેટલો ભારે શીલનો
" ભાર વહન કરવો પડે છે, નિરંતર પોતાના આત્માને માધુકરી[2]
" વૃત્તિથી વહન કરવો પડે છે, તેમાં શરીરને ભારે તપથી તપાવવું
" જોઇએ, સંયમને આત્મભાવમાં લઇ આવવો જોઇએ, રાગ વિગેરે
" ભાવશત્રુઓને મૂળથી ઉખેડી નાખવા જોઇએ અને અંતરમાં રહેલા
" અજ્ઞાનરૂપ અંધકારના પ્રસારનો રોધ કરવો જોઇએ. વળી વિશેષ
" શું કહેવું ? કોઇ પણ પ્રકારનો પ્રમાદ કર્યા વગર મહામોહરૂપ વૈતા-
" ળનો નાશ કરવો જોઇએ. "

વધારે બહાનાં.

" આવી રીતે દીક્ષા લેવી અને પાળવી એ તો બહુ ભારે કામ છે અને મારા શરીરનું તો અત્યાર સુધી મેં કોમળ શય્યાવડે, સારાં સારાં ભોજનવડે લાલન પાલન કર્યું છે અને મારા મનના સંસ્કારો પણ એવાજ પ્રકારના છે, તેથી દીક્ષાનો આવો મોટો ભાર ઉપાડવાની હજુ મારામાં શક્તિ આવી નથી. સાથે એ વાત પણ બરાબર ધ્યાનમાં રાખવાની જરૂર છે કે જ્યાંસુધી સર્વ પ્રકારના મનના અને અંતરના ગોટાળા દૂર કરીને ભગવાનની દીક્ષા લેવામાં ન આવે ત્યાંસુધી સંપૂર્ણ શાંતિસામ્રાજ્ય પ્રાપ્ત કરાવનાર અને સર્વ ક્લેશનો છેડો આણનાર મોક્ષ પણ પ્રાપ્ત ન થાય. આમ છે તેથી મારે હવે શું કરવું ? તેની કાંઇ ખબર પડતી નથી. " પોતાને શું કરવું યોગ્ય છે તે બાબતનો નિર્ણય નહિ કરી શકવાને લીધે સંદેહરૂપ હીંડોળા પર ચઢેલો આ પ્રાણી કેટલોક વખત આવા આવા વિચાર કરવામાં કાઢી નાખે છે.

---

૧ **પરીષહો માટે**—જુઓ અધ્યાત્મકલ્પદ્રુમ પૃષ્ઠ ૩૯૧-૨ (તૃતીયાવૃત્તિ).

૨ સાધુ આહાર લેવા જાય તેને **માધુકરી વૃત્તિ** કહે છે. મધમાખ જેમ ફૂલ પર બેસી ફૂલને પીડા ઉપજાવ્યા વગર તેમાથી રસ ચૂસે તેમ સાધુ કોઈને બોજારૂપ થયા વગર અન્ય પાસેથી આહાર ગ્રહણ કરે છે.

[1]ત્યારપછી મૂળ કથાપ્રસંગમાં આગળ હકીકત કહેવામાં આવી હતી તે ધ્યાનમાં હશે. તેનો આશય એ હતો કે સદ્બુદ્ધિનો ઉપર પ્રમાણે જવાબ સાંભળી આ પ્રાણી જરા ગભરાટમાં પડી ગયો. એક દિવસ ત્યારપછી એમ બન્યું કે મહાકલ્યાણક ભોજન ખૂબ સારી રીતે ખાધા પછી લીલામાત્રથી તેણે ખરાબ ભોજન જરા લીધું. તે વખતે સુંદર ભોજન ખાવાથી તે ધરાઇ ગયેલો હોવાને લીધે અને સદ્બુદ્ધિ તેની પાસે હોવાને લીધે સુંદર ભોજનના ગુણો તેના મન ઉપર બહુ અસર કરવા લાગ્યા હતા, તેથી પેલા ખરાબ ભોજનનું તુચ્છપણું, વિરસપણું અને નિંદનીકપણું તેની નજર આગળ ખડું થયું. એ વિચારને પરિણામે તેને પોતાના તુચ્છ ભોજન ઉપર બહુ કંટાળો આવ્યો, અને તેથી એનો ગમે તે પ્રકારે હવે જરૂર ત્યાગ કરવો એવો તેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો. આ પ્રમાણે પોતાના મનમાં નિશ્ચય કરીને તેણે સદ્બુદ્ધિને આદેશ કર્યો કે 'આ મારૂં ભોજન ભરવાનું વાસણ લે અને તેમાંથી ખરાબ ભોજન ફેંકી દઇને તેને ધોઇને સાફ કરી આપ.' સદ્બુદ્ધિએ તેને જવાબમાં કહ્યું 'આ બાબતમાં તારે ધર્મબોધકરને પૂછવું વધારે સારૂં છે. સારી રીતે વિચાર કરીને કરેલાં કામમાં પાછળથી ફેરફાર કરવો પડતો નથી.' ત્યારપછી નિષ્પુણ્યક અને સદ્બુદ્ધિ બન્ને સાથે ધર્મબોધકર પાસે ગયાં અને ત્યાં જઇને નિષ્પુણ્યકે ધર્મબોધકર સમક્ષ પોતાનો સર્વ વિચાર જણાવ્યો. ધર્મબોધકરે આ પ્રાણીને બરાબર કસી જોવા માટે પ્રથમ તેને ખૂબ વિચાર કરવા માટે ભલામણ કરી અને જ્યારે સર્વસંગત્યાગ કરવાનો તેનો દૃઢ નિશ્ચય જણાયો ત્યારે પછી તેમણે એ નિષ્પુણ્યકની પાસેથી ખરાબ ભોજનનો ત્યાગ કરાવ્યો, વિમળ ( પવિત્ર-શુદ્ધ ) જળથી તેના વાસણને સાફ કર્યું અને તેમાં સુંદર ભોજન સારી રીતે ભર્યું. આ પ્રમાણે જે દિવસે ધર્મબોધકરે કર્યું તે દિવસે મોટો મહોત્સવ થયો અને લોકોમાં અત્યાર સુધી જેનું નામ નિષ્પુણ્યક હતું તે હવે સપુણ્યકના નામથી ઓળખાવા લાગ્યો. આવી મતલબની વાત અગાઉ કરી હતી. આવી જ હકીકત ગૃહસ્થ અવસ્થામાં વર્તતા આગળ વધવાની હોંશ રાખતા પણ વિભાવિક ભાવોથી પાછા ખેંચાતા દોલાયમાન બુદ્ધિવાળા જીવોના સંબંધમાં ઘણી વાર બને છે તે આપણે હવે વિચારીએ.

---

૧ જુઓ મૂળ કથા માટે અગાઉનુ પૃષ્ઠ ૪૨-૩ ( પારા ૩૬ ) અહીં તેનો ભાવાર્થ આપવામા આવ્યો છે.

**વિશેષ શુદ્ધ અનુષ્ઠાન.**

જ્યારે આ પ્રાણીને શાંતિમાં પ્રશમ સુખ કેવા પ્રકારનું પ્રાપ્ત થાય છે તેની બરાબર ખબર પડે છે અને આ સંસારના પ્રપંચ ઉપરથી જ્યારે તેનું મન ઉંચું થાય છે છતાં પણ કોઇ કોઇ બ્હાનાંનો આશ્રય કરીને તે ઘરમાં પડ્યો રહે છે, સંગત્યાગ કરતો નથી, ત્યારે કોઇ વિશિષ્ટ પ્રકારનાં તપ તથા બીજા નિયમો ધારણ કરીને તે કાંઇ કાંઇ પ્રગતિ કર્યા કરે છે. આ સુંદર ભોજનનો તે પ્રાણી વધારે વધારે ઉપયોગ કરે છે તેની બરાબર સમજવું. એવી અવસ્થામાં વર્તતો હોય ત્યારે પણ તે અર્થ ઉપાર્જન કરે છે અને કામનું સેવન કરે છે; તેમાં જો કે તેનો બહુ આદર હોતો નથી તોપણ તેવાં કાર્યો કરે છે તે લીલામાત્રથી ખરાબ ભોજન ખાવા બરાબર સમજવું.

**વૈરાગ્યના પ્રસંગો.**

આવી રીતે ગૃહસ્થાવસ્થામાં વર્તતો હોય તેવા વખતમાં જ્યારે કોઇ વખત સ્ત્રી ( ભાર્યા, પત્ની ) કાંઇ વિરૂદ્ધ આચરણ કરે, છોકરો બાપાનું ( પોતાનું ) કહ્યુ ન કરે, દીકરી યોગ્ય મર્યાદાથી હદ ઓળંઘી જાય, બહેન વિપરીત આચરણા કરે, પોતે ધર્મની બાબતમાં પૈસા ખરચતો હોય તે ભાઇઓને બહુ પસંદ ન આવે, આ ભાઇ તો હવે ઘરની બાબતમાં તદ્દન ઠંડા થઇ ગયા છે એમ પોતાનાં માબાપ બીજાની પાસે ફરિયાદ કરે[1], ભાઇઓ પોતાની સાથે દગો રમે, નોકરવર્ગ આજ્ઞાનું ઉલ્લંઘન કરે–હુકમ ન માને, પોતાના શરીરની અનેક પ્રકારે લાલનાપાલના કરવામાં આવે તો પણ તે કૃતઘ્ન માણસની પેઠે રોગ વિગેરેના વિકારો બતાવે અથવા જ્યારે પૈસાનો ભંડાર વિજળીના ઝબકારાની પેઠે અચાનક નાશ પામી જાય, વિસરાળ થઇ જાય–તે વખતે આ પ્રાણી જે સુંદર ભોજન ખાઇને ધરાયલો હોય છે તેને જણાય છે કે એ સર્વ ખરાબ ભોજન છે અને ટુંકા વખતમાં નાશ પામે તેવું છે; તે વખતે આખા સંસારનો વિસ્તાર તેના યથાસ્થિત સ્વરૂપે આ પ્રાણીના લક્ષ્યમાં આવે છે અને તેનો ખરેખરો ભાસ થાય છે. આ સંસારના સ્વરૂપનો બરાબર ભાસ થવાથી તેનું મન સંસારથી જૂદું પડી જાય છે અને અત્યંત વિરાગ થવાથી તેના મનમાં સંવેગ ઉત્પન્ન થાય છે. ત્યારપછી તે પોતાના મનમાં વિચાર કરે છે–' અહો ! સારૂં, પોતાનું ખરૂં હિત કયાં છે અને કેવી રીતે સાધા શકાય તેમ છે તે સબંધી ખરો પરમાર્થ

૧ મૂળમા ' આક્રોશ ' કરે એમ છે. આવી બાબતમા કેટલાક માબાપો ક્રોધ કરે છે અને ઘણાખરા તો તે સબધમાં ફરિયાદ કરે છે, બીજાઓ પાસે પોતાનો અણગમો જાહેર કરે છે

જાણવા છતાં જેની ખાતર હું મારા પોતાના કામની દરકાર ન કરતાં ઘરમાં પડ્યો રહ્યો છું (સંસારમાં રહું છું–દીક્ષા લેતો નથી ) તેજ ધન, સગા, સંબંધી વિગેરેનું પરિણામ તો આવું છે! આ પ્રમાણે વારંવાર બને છે, પણ હું તે બાબતનો બરાબર વિચાર કરતો ન હોવાથી મને એના ઉપર સ્નેહને લીધે મોહ થયા કરે છે અને તે ઓછો થતો નથી. ખરેખર હું મારા કુટુંબીઓને વળગતો જાઉં છું અને તેઓ તો સ્વાર્થસંઘટ્ટ વખતે મારી દરકાર પણ કરતા નથી અને ધન પણ નાશ પામી જાય છે; ત્યારે મારે કોની ખાતર આ બધું મારા આત્માના ભોગે કરવું ? એ ધન કે કુટુંબપર સ્નેહ કરી સંસારમાં પડ્યા રહેવું તે અજ્ઞાનનું પરિણામ છે. આવી રીતે જેના પરિણામે ચોક્કસ નુકસાન થવાનું છે એવું જાણતાં છતાં અનર્થને લઇને જાણે મારૂં હૃદય બહેર મારી ગયું હોય, તેમ મારા આત્માને શા માટે હું છેતરૂં છું ? માટે આ અંતરંગ અને બાહ્ય સંગનો સમુદાય જે સર્વ કચરા જેવો છે, અને જે [1]કોશેટો કરનાર કીડાની જેમ આત્માને બંધન માત્ર કરાવવારૂપ ફળ આપે છે તેનો સર્વથા ત્યાગ કરી દઉં. જો કે જેમ વધારે વધારે વિચાર કરવામાં આવે છે તેમ તેમ વિષય સેવવાના રસમાં લીન થયેલા મનને વિષયભોગનો ત્યાગ કરવો વધારે વધારે મુશ્કેલ લાગતો જાય છે, છતાં મારે એ સર્વસંગનો ત્યાગ કરવો જ જોઇએ, પછી જે થવાનું હશે તે થશે અને એમાં થવાનું પણ શું છે ? મને કાંઇ થવાનું નથી. આ ખરાબ પદાર્થોનો ત્યાગ કરવામાં મારૂં શું ખોટું થવાનું છે ? અરે ! એના ત્યાગથી તો ઉલટો અત્યાર સુધી કદિ નહિ થયેલ જબરજસ્ત મનનો પ્રમોદ પ્રાપ્ત થશે. જ્યાં સુધી આ પ્રાણી વિષયકીચડમાં હાથીની પેઠે ખુંચેલો રહે છે ત્યાં સુધી આ સર્વ વસ્તુઓનો ત્યાગ કરવો તેને આકરો લાગે છે, જ્યારે આ પ્રાણી એ વિષયકાદવમાંથી બહાર નીકળી આવે છે ત્યારે આ જીવમાં વિવેક આવી જવાથી તે ધન વિષય ઉપર નજર પણ નાખતો નથી ' को हि नाम सकर्णको लोके महाराज्याभिषेकमासाद्य पुनश्चान्डालभावमात्मनोऽभिलषेत' ' એવો કોણ ડાહ્યો મનુષ્ય હોય કે જેને એક વખત મોટું રાજ્ય પ્રાપ્ત થાય ત્યારપછી પોતાના અગાઉના ચંડાળપણાની ઇચ્છા રાખે ? ' વાત એવી છે કે કોઇ ચંડાળને પ્રયાસ કરવાથી મોટું રાજ્ય મળી જાય ત્યારે પછી જો તેનામાં ડહાપણ હોય તો તે કદિ

મનની મજબુતી.

---

૧ રેશમનો કીડો પોતાના શરીરમાંથી તાંતણા કાઢી પોતાની જાતને બંધનમાં નાખે છે અને પરિણામે મરણનું દુઃખ પોતાને હાથે કરીને વહોરી લે છે.

રાજ્યને છોડીને પાછું ચંડાળપણું ગ્રહણ કરવાનો વિચાર કરે જ નહિ, તેવી રીતે સર્વસંગત્યાગરૂપ મહારાજ્ય પ્રાપ્ત કર્યા પછી કચરા જેવા વિષયો કે જે ચંડાળપણા સાથે સરખાવવા યોગ્ય છે તેને ભોગવવાની કયા ડાહ્યા પ્રાણીને ઇચ્છા થાય ? માટે મારે એ સર્વ ધન વિષય સ્ત્રી વિગેરેનો ત્યાગ કરવો જ જોઇએ. એને તજી દેવામાં કોઇ પ્રકારની મુશ્કેલી આવવાની નથી.' આવી રીતે પોતાના મનમાં આ પ્રાણી ચોક્કસ નિર્ણય કરે છે.

નિષ્પુણ્યક સપુણ્યક.

**પ્રગતિની ભાવનાની કસોટી.**

ત્યારપછી તે સદ્બુદ્ધિ સાથે વિચાર કરીને નિર્ણય કરે છે કે આ ઘણી મહત્ત્વની બાબત છે; તેથી તે સંબંધમાં ગુરુમહારાજને પણ પૂછવું ઠીક છે. ત્યારપછી ગુરુમહારાજની પાસે જઇને તે નિષ્પુણ્યક પોતાનો સર્વ વિચાર વિનયપૂર્વક તેમને જણાવે છે. ગુરુમહારાજ નિષ્પુણ્યકે બતાવેલા સર્વ વિચારો ધ્યાન આપીને સાંભળે છે, પછી તેને કહે છે “ ભદ્ર ! બહુ સારૂં ! તારો વિચાર ઘણો ઉત્તમ છે, પરંતુ તારે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે આ રસ્તેથી મોટા પુરૂષો પસાર થઇ ગયા છે અને બીકણ માણસોને એ રસ્તે જતાં ભય ઉત્પન્ન થાય છે. તારી આ રસ્તે ચઢવાની ઇચ્છા થઇ છે તો તારે ખૂબ ધૈર્ય ધારણ કરવું. જે પ્રાણીઓને અતિ ઉંચા પ્રકારના ચિત્તનો આશ્રય મળી શકતો નથી તેઓ આ માર્ગના બીજા છેડા સુધી પહોંચી શકતા નથી; માટે તારે જો આ માર્ગ આદરવો હોય તો પ્રથમ પરિપૂર્ણ વિચાર કરજે.” આવા પ્રકારના વિચારો ગુરુમહારાજે બતાવ્યા તે દરિદ્રીની કસોટી કરી મજબૂત કરવા બરાબર સમજવા. તે હકીકત સાંભળીને આ પ્રાણી ગુરુમહારાજનાં વચન ભાવપૂર્વક અંગીકાર કરે છે. ત્યારપછી ગુરુમહારાજ આ પ્રાણીની સારી રીતે પરીક્ષા કરે છે, પોતાની સાથે બીજા ગીતાર્થ સાધુઓ હોય છે તેઓની સાથે આ પ્રાણીની યોગ્યતાના સંબંધમાં વિચાર ચલાવે છે અને ત્યારપછી તેને દીક્ષા આપે છે. આ પ્રમાણે સર્વ વસ્તુસંબંધનો ત્યાગ કરવો તે પેલા નિષ્પુણ્યકના ખરાબ ભોજનના સંપૂર્ણ ત્યાગ બરાબર સમજવું. આ ભવમાં આ પ્રાણીએ જે જે પાપો કર્યાં હોય તે તે સર્વ શોધી શોધીને તે દરેકને માટે ત્યારપછી ગુરુમહારાજ તેને પ્રાયશ્ચિત્ત[1] આપે છે તે શુદ્ધ પાણીથી આ પ્રાણીનું ભિક્ષાપાત્ર સાફ કરવા બરાબર સમજવું. ભિક્ષાપાત્ર તે જીવિતવ્ય ( મનુષ્યભવ ) છે એમ અગાઉ જણાવી દીધું છે. ત્યાર-

૧ પ્રાયશ્ચિત્તઃ આલોયણા, પાપની શિક્ષા.

પછી ચારિત્ર આપવું-દીક્ષા આપવી તે ભિક્ષાપાત્રને સુંદર ભોજનથી ભરવા-પૂરવા બરાબર સમજવું. જ્યારે ગુરુમહારાજના ઉપદેશથી આ પ્રાણી દીક્ષા લે છે ત્યારે અનેક ભવ્ય પ્રાણીઓનાં ચિત્તને આલ્હાદ થાય તેટલા માટે સંઘપૂજા, ચૈત્યપૂજા વિગેરે શુભ પ્રવૃત્તિના કારણભૂત મોટો મહોત્સવ થાય છે. ‘ આ પ્રાણીને અમે સંસારઅટવીથી પાર ઉતાર્યો.’ એવા વિચારથી ગુરુમહારાજના મનમાં પણ સંતોષ થાય છે. એને લઇને આ પ્રાણી તરફ ગુરુમહારાજની દયા વધારે વૃદ્ધિ પામે છે, એ દયાના પ્રભાવથી આ પ્રાણીની સદ્બુદ્ધિ વધારે નિર્મળ થાય છે. એનાં આવાં સુંદર અનુષ્ઠાનો જોવાથી લોકોમાં પણ વિશેષ પ્રશંસા થાય છે, અને જૈનશાસનની ઉન્નતિ થાય છે. આ સર્વ હકીકત કહી તે મૂળ કથામાં કહેલા નીચેના શ્લોક બરાબર સમજવી.

દીક્ષાથી આનંદનું વાતાવરણ.

**धर्मबोधकरो हृष्टस्तद्दया प्रमदोद्धुरा ।**
**सद्बुद्धिर्वर्धितानन्दा, मुदितं राजमन्दिरम् ॥**

‘ આ બનાવથી ધર્મબોધકર ખુશી થયા, તદ્દયા હર્ષઘેલી થઈ ગઈ, સદ્બુદ્ધિનો આનંદ વૃદ્ધિ પામ્યો અને આખું રાજમંદિર ખુશી થઇ ગયું.’ એ બાબતનો આશય આવી રીતે વધારે સ્પષ્ટ થાય છે. ત્યારપછી આ પ્રાણીએ મેરૂપર્વત જેવડો વિરતિનો મોટો ભાર ઉપાડ્યો તે જોઇને ભક્તિના ઉભરાથી ઉભરાઇ જઇને અને આખા શરીરે રોમાંચયુક્ત થઇને ભવ્ય પ્રાણીઓ તેનાં વખાણ કરવા લાગ્યા-“ અહો ! આ ભાઇને ધન્ય છે ! એ ખરેખરો કૃતાર્થ થયો છે ! એ મહાત્મા પોતાના જન્મને ખરેખર સાર્થક કરે છે ! એ ભાઈશ્રીની સારી પ્રવૃત્તિ જોવાથી એમ ખાત્રીપૂર્વક જણાય છે કે ભગવાને એના ઉપર કૃપાનજર કરી છે, એના ઉપર શુદ્ધ ધર્મનો ઉપદેશ આપનાર ગુરુમહારાજની મહેરબાની થઇ છે, એના પરિણામે એનામાં સારી બુદ્ધિ ઉત્પન્ન થઇ છે, એ સદ્બુદ્ધિને પરિણામે એણે બાહ્ય અને અંતરંગ સંગનો ત્યાગ કર્યો છે એટલે બહારથી વિષય ધન આદિ પદાર્થોનો અને અંતરંગથી ક્રોધ માન વિગેરે કષાયનો ત્યાગ કર્યો જણાય છે, એણે જ્ઞાન દર્શન ચારિત્રનો સ્વીકાર કર્યો છે અને રાગદ્વેષ વિગેરે વિકારી ભાવોને લગભગ દળી નાખ્યા છે. મહા પુણ્યશાળી પ્રાણી હોય તેને જ આ પ્રમાણે થવું સંભવે છે.” ત્યારપછી લોકો તેનું નિષ્પુણ્યક નામ બદલીને સપુણ્યક એવા યથાર્થ નામથી

ઓળખવા લાગ્યા[1] અને લોકોમાં તેનું એવું નામ થયું તે બરાબર યુક્તિયુક્ત હતું.

( ૩૭ )

## રાજમંદિરમાં સ્થિતિ.

ત્યારપછી કથાપ્રસંગમાં આગળ કહેવામાં આવ્યું છે કે “ ત્યારપછી સપુણ્યક સદ્બુદ્ધિ અને તદ્દયાની સાથે રાજમંદિરમાં જ્યારથી રહેવા લાગ્યો ત્યારથી તેની જે સ્થિતિ બની તે હવે કહીએ છીએ. “શરીરે નુકસાન કરે તેવું અપથ્ય ભોજન તે કરતો નહિ હોવાથી તેના શરીરે પ્રગટપણે મોટી પીડા ઘણુંખરૂં થતી જ નહોતી અને કદાચ પૂર્વના દોષથી સહજ પીડા થઈ આવતી તો તે બહુ થોડી અને થોડા વખત સુધી રહે તેવી થતી હતી. એને હવે કોઇ પ્રકારની ઇચ્છાઓ રહેલી ન હોવાથી તે લોકવ્યાપારનો વિચાર પણ કરતો નહિ અને અત્યંત આનંદમાં આવીને પૂર્ણ હોંશથી વિમળાલોક અંજન પોતાની આંખમાં વારંવાર આંજતો હતો, જરા પણ થાક્યા વગર તત્ત્વપ્રીતિકર પાણી દરરોજ પીતો હતો અને પેલું સુંદર મહાકલ્યાણક ભોજન દરરોજ સારી રીતે ખાતો હતો. આ અંજન, જળ અને ભોજનના ઉપયોગથી દરેક મીનિટે તેના બળમાં વધારો થવા લાગ્યો, ધૈર્યમાં વધારો થવા લાગ્યો, શાંતિમાં વધારો થવા લાગ્યો, તેમજ રૂપમાં, શક્તિમાં, પ્રસન્નપણામાં અને બુદ્ધિની અને ઇંદ્રિયોની પટુતામાં ઘણો વધારો થવા લાગ્યો. તેના શરીરમાં રોગો બહુ હોવાને લીધે હજુ તેને તદ્દન આરામ થયો નહોતો, છતાં તેના શરીરપર ઘણો મોટો ફેરફાર થયેલો દેખાતો હતો. અત્યાર સુધી જે ભૂત પ્રેત જેવો અત્યંત ભયંકર અને કદરૂપો લાગતો હતો અને કોઇને તેના સામું જોવું પણ ગમતું નહોતું તે હવે મનુષ્યનો સુંદર આકાર ધારણ કરનારો થઇ ગયો હતો. અગાઉ દરિદ્રપણામાં તુચ્છતા, અધૈર્ય, લોલુપતા, શોક, મોહ, ભ્રમ વિગેરે હલકા ભાવો તેનામાં બહુ હતા તે ત્રણ ઔષધના આસેવનથી લગભગ નાશ પામવા જેવા થઇ ગયા હતા અને તે તેને જરા પણ પીડા કરતા ન હોવાથી તે નિરંતર આનંદી મનવાળો થઇ ગયો. ”

---

૧ દીક્ષા અવસરે નામ ફેરવવામાં આવે છે તે હકીકતનુ સૂચક આ વાક્ય સમજવું.

આ સર્વ હકીકત આ જીવના સંબંધમાં પણ એવી જ રીતે બને છે તે આવી રીતે ધ્યાનમાં લેવી. "ઘર વિગેરે [1]દ્વંદ્વોનો ભાવપૂર્વક ત્યાગ કરેલ હોવાથી રાગ વિગેરેથી ઉત્પન્ન થતી પીડા આ પ્રાણીને થતી નથી, કારણ કે કારણ વગર કોઇ કાર્ય થતું નથી અને અહીં દ્વંદ્વના ત્યાગથી સમાનભાવ આવી જાય છે એટલે રાગ દ્વેષ વિગેરે વિકારો કોઇ પ્રકારે જોર કરી શકતા નથી. કદાચ પૂર્વ કર્મોના ઉદયથી કોઇ વખત સહેજ પીડા થઇ આવે છે તો તે બહુ થોડો વખત ટકતી હતી, તે બહુ લાંબો વખત કદિ ચાલતી નહિ. વળી આ પ્રાણી લોકવ્યાપારની કોઇ પણ પ્રકારની અપેક્ષા, ઇચ્છા કે દરકાર રાખતો નહિ હોવાથી તે તો આખો વખત [2]વાંચના, પૃચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા અને ધર્મકથા કરવામાં રોકાઇ રહીને પોતાના જ્ઞાનમાં વધારો કરે છે, જૈન શાસનની શોભા વધારે અને ઉન્નતિ કરે એવા શાસ્ત્રના વિશાળ અને વિસ્તીર્ણ અભ્યાસથી પોતાના દર્શન ગુણને સારી રીતે સ્થિર કરે છે અને ઉત્તમ પ્રકારનાં તપ નિયમ વિગેરેથી પોતાની જાતને સુંદર પ્રવૃત્તિમાં સારી રીતે રોકી ચારિત્રને પણ પોતાના આત્માની સાથે એક કરી નાખે છે એટલે પોતે ચારિત્રમય બની જાય છે. આ હકીકત ભાવપૂર્વક ત્રણે ઔષધોને સેવવા બરાબર સમજવી. ત્યારપછી એ પ્રાણીની એ પ્રકારની પરિણતિ થવાથી તેનામાં બુદ્ધિ, ધીરજ, સ્મૃતિ ( યાદશક્તિ ), બળ વિગેરે ગુણો પ્રગટ થાય છે. માત્ર અગાઉના ભવમાં સંચય કરેલાં કર્મોના જોરથી તેનામાં હજુ ઘણા ભાવરોગો રહેલા છે તેથી જો કે હજુ સુધી તે સંપૂર્ણ નિરોગી થયો નથી તોપણ તે પેલા ભાવરોગોની મંદતા અનુભવે છે. પરિણામ એ થયું કે અત્યારસુધી તેને અનાર્ય ( ખોટું ) કાર્ય કરવામાં પ્રીતિ

આત્મભાવ રમણતા.

---

૧ શીત અને ઉષ્ણ, સુખ અને દુઃખ એ સર્વને દ્વંદ્વ કહેવામાં આવે છે. આ પ્રાણીને સુખ દુઃખપર કે એવા પરસ્પર વિરોધી ભાવોપર સમાનભાવ થાય તે દશા બહુ પસંદ કરવા યોગ્ય—આદરવા યોગ્ય છે. ઘરની બાબતમાં પોતાનું અને પારકું ઘર એવો ભાવ લઇ શકાય, પણ અહીં તે ઘટતો નથી. અહીં ગૃહપતિપણું અને ઘરરહિતપણું—ગૃહપતિપણું તજેલું તે સમજવું. અથવા દ્વંદ્વ એટલે કલેશ.

૨ **પાંચ પ્રકારનો સ્વાધ્યાયઃ** વાંચવું તે **વાંચના,** પૂછવું તે **પૃચ્છના,** ભણેલું યાદ કરી જવું તે **પરાવર્તના,** ભણેલ બાબતોપર વિચાર કરવો તે **અનુપ્રેક્ષા** અને જ્ઞાનગોષ્ટિ તે **ધર્મકથા.**

ઉત્પન્ન થતી હતી તેને બદલે હવે ધર્મઆચરણ કરવામાં પ્રીતિનો અનુભવ થતો હોવાથી તેમાં મજા આવે છે.

રોગનાશ.

ત્રણે ઔષધોના સેવનના પ્રભાવથી તે દરિદ્રીના જેમ બહુ કાળથી થયેલા તુચ્છતા, કલીબતા ( મંદપણુ ), શોક, મોહ, ભ્રમ વિગેરે ભાવો નાશ પામી ગયા અને તે કાંઇક ઉદાર ચિત્તવાળો થયો, તેવીજ રીતે આ જીવ પણ જ્ઞાન દર્શન ચારિત્રને આદરવાથી પોતાને અનાદિ કાળથી જેની સાથે પરિચય થયેલો હતો એવા તુચ્છતા વિગેરે વિકારી ભાવોને દૂર કરીને થોડો થોડો ઉજ્જવળ મનવાળો થયો. આવી રીતે આ પ્રાણીને ભાવ-રોગો નવા ઉત્પન્ન થતા બંધ થઇ ગયા અને પૂર્વ કર્મના જોરથી કોઇ ઉદય આવતા તો તેને તે વધારે વધવા દેતો નહોતો, ઔષધના સેવ-નથી તરતમાંજ મટાડી દેતો હતો. એકંદર ઔષધના પ્રભાવથી તેના શરીરે ઘણી સ્વસ્થતા થઇ આવી. ”

( ૩૮ )

## ઔષધદાન-ગ્રંથઉત્પત્તિ.

દાન કરવા-નો નિર્ણય.

ત્યારપછી કથાપ્રસંગમાં આગળ કહેવામાં આવ્યું છે કે “ એક દિવસ અત્યંત આનંદમાં આવી જઇને સદ્બુદ્ધિને તેણે પૂછ્યું ‘ ભદ્રે ! આ સુંદર ત્રણે ઔષધો મને કયા કર્મના યોગથી મળ્યાં ? ’ સદ્બુદ્ધિએ જવાબ આપ્યો ‘ ભાઇ ! અગાઉ જે આપ્યું હોય તે જ ( આ ભવ-માં ) પાછું મળે છે એમ લોકોમાં કહેવાય છે તેથી એમ જણાય છે કે અગાઉ ( જન્માંતરમાં ) તેં કોઇ વખત અન્યને તે વસ્તુઓ આપી હશે. ’ સદ્બુદ્ધિનો આવો જવાબ સાંભળીને સપુણ્યક વિચાર કરવા લાગ્યો-“જો કોઇને દીધેલું હોય તે પાછું મળતું હોય તો અનેક પ્રકારે કલ્યાણ કરનાર આ ત્રણે ઔષધો યોગ્ય પાત્રને સારી રીતે ખુબ આપું, કે જેથી ભવિષ્યમાં અન્ય જન્મમાં તે ન ખૂટે તેટલાં મને મળ્યાં કરે. ” આ જીવના સંબંધમાં પણ તેવું જ બને છે તે આપણે હવે જોઇએ.

દાન અને પ્રાપ્તિનો સંબંધ.

જ્ઞાન દર્શન ચારિત્રના વિશેષ વિશેષ આસેવનથી આપ્રાણીના મન-માં શાંતિનું સુખ થાય છે તેનો અનુભવ કરતાં સદ્બુદ્ધિના પ્રભાવથી આ પ્રાણીને જણાય છે કે સર્વ પ્રકારનાં કલ્યાણોની પરંપરાને મેળવી આપનાર અને સાધારણ રીતે મળવાં પણ મુશ્કેલ આ જ્ઞાન દર્શન ચારિત્ર સર્વને બહુ મુશ્કેલીએ પ્રાપ્ત થાય છે તે મને મળી ગયાં છે.

તેમ થવું મારા પૂર્વ કાળનાં શુભ આચરણો વગર સંભવે નહિ, એટલે મેં અગાઉ એને મળતાં કોઇ સારાં આચરણો કર્યાં હશે તેના પરિણામે આ સર્વ દર્શનાદિ મને અત્યારે પ્રાપ્ત થયાં છે. આ વિચારને પરિણામે વળી તેને વધારે વિચારો થાય છે. હવે ભવિષ્યમાં પણ એ જ્ઞાન દર્શન મને અવિચ્છિન્નપણે ( ચાલુપણે–આંતરા વગર ) કેવી રીતે મળી શકે એનો પણ વિચાર કરીને નિર્ણય કરવો જોઇએ. વિચાર કરતાં કરતાં એવો નિર્ણય થાય છે કે મને અત્યારે જે પ્રાપ્ત થયેલ છે તે અગાઉ મેં કોઇને તેનું દાન કરેલું હોવું જોઇએ અને એ દાનના કારણથી જ મને અહીં તે મળ્યાં છે. આ વિચારને પરિણામે તે આગળને માટે વિચાર કરે છે કે જો એમ જ છે તો પછી હું સત્પાત્રને ( યોગ્ય પ્રાણીને–અધિકારીને ) એ જ્ઞાન દર્શન ચારિત્રનું હાલ દાન કર્યા કરૂં કે જેથી મારાં ઇચ્છિત સર્વ કાર્યની સિદ્ધિ થાય એટલે એ મને ભવિષ્યમાં ચાલુ નિયમિતપણે મળ્યા કરે.

( ૩૯ )

## લોકોનો નિરાદર.

આગળ કથામાં કહેવામાં આવ્યું હતું કે[૧] " તેના મનમાં આવા પ્રકારનો નિશ્ચય થયો તે સુસ્થિતમહારાજે સાતમે માળે બેઠા બેઠા જોયો, ધર્મબોધકરને તે બહુ પસંદ આવ્યો, તદ્દયાએ તેને વધાવી લીધો, સર્વ લોકોએ તેની પ્રશંસા કરી અને સદ્બુદ્ધિને તો તે બહુજ ગમી ગયો. આ હકીકત તેના જાણવામાં આવવાથી તેને પોતાને (સપુણ્યકને ) પણ એમ લાગવા માંડ્યું કે ' હું પુણ્યવાન્ હોવાથી લોકોમાં બહુ ઉત્તમ સ્થાન ભોગવું છું. હવે કોઇ મારી પાસે આવીને આ ત્રણ ઔષધો માગે તો તેને જરૂર આપીશ. ' એવા વિચારથી આપી દેવાની ઇચ્છાપૂર્વક તે દરરોજ લેવા આવનારની રાહ જોઇને બેસી રહેતો હતો. પ્રાણી પોતે અત્યંત નિર્ગુણી હોય પણ મહાત્મા પુરૂષો જો તેની મોટાઇ વધારે તો તે આ અધમ દરિદ્રીની પેઠે અભિમાની થઇ જાય છે. હકીકત એવી હતી કે એ મંદિરમાં જે લોકો રહેતા હતા તે દરરોજ ત્રણે ઔષધોનો સારી રીતે ઉપયોગ કરનારા હતા અને તેના જોરથી કોઇ પણ પ્રકારની ચિંતા–પીડા વગરના હોઇને પરમ ઐશ્વર્યવાળા થઇ ગયા હતા. જેઓએ તુરતમાં જ એ રાજમંદિરમાં પ્રવેશ કર્યો હતો અને જેઓ દ્રમકની જેવા ( પોતાનું ત્રણ ઔષધરૂપ ધન જેઓ પાસે કાંઇ ન હોય તેવા નિર્ધનીઓ ) હતા એ તો બીજા પાસેથી ત્રણે ઔષધો સારી રીતે મેળવી શકતા હતા. આ પ્રમાણે હોવાથી મંદિરમાં ઘણા કાળથી આવી રહેલા અને નવા આવ-

૧ પેરા ૩૯ પૃ. ૪૫

નારામાંથી કોઇ પણ ઔષધો લેવા માટે તેની પાસે આવતા નહિ અને તે સપુણ્યક ચોતરફ યાચના કરનારની રાહ જોતો ચક્ષુ ફેરવતો બેસી રહેતો હતો. ”— આ પ્રાણીના સંબંધમાં આવીજ હકીકત બને છે તે આપણે જોઇએ.

મિથ્યાભિમાન અને પરિણામ.

બીજા પ્રાણીઓને જ્ઞાન દર્શન ચારિત્ર એ ત્રણ રત્નોનું-ઔષધોનું દાન કરવાની ઇચ્છાવાળો પ્રાણી વિચાર કરે છે ‘ અહો ! ભગવાને મારા ઉપર કૃપાદૃષ્ટિ કરી છે, આચાર્યમહારાજ મારે માટે મોટું માન ધરાવે છે, તેમની દયા મારા ઉપર મહેરબાની કરવા માટે નિરંતર તૈયાર રહે છે, મારા મનમાં સદ્બુદ્ધિનો કાંઇ કાંઇ વિકાસ થઈ ગયો છે અને સર્વ લોકો મારાં વખાણ કરે છે. આટલા ઉપરથી મારો પુણ્યોદય વધારે થયેલ હોવાને લીધે હું જનસમૂહમાં બહુ ઉત્તમ થઇ ગયો છું. ’ આવા વિચારને પરિણામે તે પ્રાણી પોતે પુણ્યશાળી હોવાનું અને લોકોમાં ઉત્તમ હોવાનું મિથ્યા અભિમાન ધારણ કરે છે. પ્રાણી પોતે અત્યંત નિર્ગુણી ( ગુણ વગરનો ) હોય પણ મોટા માણસો તેનું માન સન્માન વધારે તો તેની મગરૂબી વધી પડે છે, તેનું આ દરિદ્રી સાક્ષાત્ ઉદાહરણ છે. જો એમ ન હોય તો આ પ્રાણી પોતાની જાતની સર્વ પ્રકારની લઘુતા ભૂલી જઇને આવી રીતે ખોટું અભિમાન શા માટે કરે ? આવા મિથ્યાભિમાનથી લેવાઇ ગયેલો આ પ્રાણી વિચાર કરે છે કે ‘ જો કોઇ જ્ઞાન દર્શન ચારિત્રનો અર્થી પ્રાણી પોતાની ઇચ્છાથી મારી પાસે આવી વિનયપૂર્વક જ્ઞાનાદિ સંબંધી સવાલ મને પૂછશે તો તેની પાસે હું આ જ્ઞાન દર્શન ચારિત્રનું સ્વરૂપ પ્રતિપાદન કરીશ, એવી રીતે જાતે આવીને વિનયપૂર્વક નહિ પૂછે તો આપણે કાંઇ કહેવા જવાના નહિ. ’ આવા પ્રકારના વિચારમાં તણાયેલો તે પ્રાણી જિનેંદ્રશાસનમાં ઘણો વખત રહે છે, પણ તેની ઇચ્છા પ્રમાણે પૂછનાર તેની પાસે કોઈ આવતું નથી. એનું કારણ એ હતું કે જે પ્રાણીઓ આ જિનરાજના ભુવનમાં પોતાના ભાવથી વર્તતા હોય છે તેઓ તો પોતે સ્વતંત્રપણે જોઇએ તેટલા પ્રમાણમાં જ્ઞાન દર્શન ચારિત્રને ધારણ કરનારા હોય છે અને તેઓ વળી વધારે ઉંચા પ્રકારનાં સુંદર જ્ઞાનાદિ મેળવી શકતા હોય છે તેથી તેઓ આવા પ્રકારના બહારના ઉપદેશની અપેક્ષા રાખતા નથી અને કેટલાક પ્રાણીઓ જેઓ તુરતમાં જ કર્મનું વિવર (માર્ગ) પામીને આ શાસનમાં દાખલ થયેલા હોય છે અને જેઓની વૃત્તિ સન્માર્ગ તરફ સન્મુખ ભાવે થયેલી

હોય છે પણ જેઓ ઉંચા પ્રકારનાં જ્ઞાન દર્શન ચારિત્રથી રહિત હોય છે તેઓ પણ આ પ્રાણી ( જે ઉપર પ્રમાણે મિથ્યાભિમાનને લીધે મગરૂબીથી ટટાર રહે છે તે ) ની સામું પણ જોતા નથી, કારણ કે ભગવાનના મતમાં બીજા અનેક મહા બુદ્ધિશાળી સદ્બોધ આપવામાં કુશળ મહાત્મા પુરૂષો હોય છે કે જેઓની પાસેથી આવા તુરતમાં રાજમંદિરમાં દાખલ થયેલા પ્રાણીઓ જ્ઞાનાદિ પોતાની ઇચ્છા પ્રમાણે જોઇએ તેટલાં કોઇ પણ પ્રકારના ક્લેશ વગર મેળવી શકે છે. આવી રીતે પોતાની પાસેનાં જ્ઞાનાદિના ખપવાળો કોઇ પણ પ્રાણી પ્રાપ્ત ન થવાથી પોતાની જાતને મોટી માનવાના ગર્વમાં નકામો તણાઇ જઇને લાંબો વખત સપુણ્યકની પેઠે આ પ્રાણી બેસી રહે છે, પણ પોતાના સ્વાર્થને તે કોઇ પણ પ્રકારે સાધી શકતો નથી.

( ૪૦ )

મૂળ કથાપ્રસંગમાં ત્યારપછી આગળ કહેવામાં આવ્યું છે કે

લોકોનો નિરાદર.

" આવી રીતે ઘણો વખત રાહુ જોઇને બેસી રહેવા છતાં જ્યારે પોતાનાં ઔષધને લેનારો ( ખપી ) જીવ તેની પાસે કોઇ આવ્યો નહિ ત્યારે વળી એક દિવસ તેણે સદ્બુદ્ધિને આ પ્રમાણે થવાનું કારણ પૂછયું. ત્યારે સદ્બુદ્ધિએ કહ્યું ' ભાઇ ! તારે બહાર આવીને ઘોષણાપૂર્વક આ ત્રણે ઔષધો પોકારી પોકારીને જે કોઇ લે તેને આપવાં અને એમ કરતાં જો કોઇ લેનાર મળી આવશે તો બહુ સારૂં થશે. ' સદ્બુદ્ધિની આવી સલાહથી ' લોકો ! ભાઇઓ ! મારી પાસેથી આ ઔષધો ગ્રહણ કરો, ગ્રહણ કરો ' એ પ્રમાણે ઉંચા સ્વરથી બોલતો તે ઘરે ઘરે ફરવા લાગ્યો. તેની આવી આઘોષણા સાંભળીને જે અત્યંત હલકા પ્રાણીઓ હતા તે કોઇ કોઇ વખત જરા જરા ઔષધ તેની પાસેથી લેતા હતા અને બીજા જરા સારી સ્થિતિવાળા પ્રાણીઓ મનમાં વિચાર કરતા હતા કે ' અહે ! અગાઉ આપણે આ ભિખારીને જોયો હતો તે અત્યારે ગાંડો થઇ ગયો હોય એમ જણાય છે. જુઓ તો ખરા ! રાજસેવક પાસેથી ઔષધો મેળવીને હવે તે આપણને આપવા નીકળી પડ્યો છે ! ' આવો વિચાર તેના સંબંધમાં કરીને તે માણસો તેની ઘણી મશ્કરી કરતા હતા, કેટલાક તેને ઉડાવતા હતા અને કેટલાક તેના તરફ બેદરકારી બતાવી તેના તરફ તદ્દન નિરાદર બતાવતા હતા: આવી રીતે સપુણ્યકને અન્ય પ્રાણીઓને દાન આપવાની થયેલી રૂચિ તેમજ તેના ઉત્સાહને ભાંગી નાખે એવી તુચ્છ લોકોનો વર્તણુક જોઇને તે સદ્બુદ્ધિને કહેવા લાગ્યો ' ભદ્રે ! મારૂં ઔષધ તો ભિખારીઓ માત્ર ગ્રહણ કરે છે, કોઇ મોટા માણસો તો મારી પાસેથી લેતા નથી

અને મારી ઇચ્છા તો એવી છે કે સર્વે લોકો મારાં ઓષધોનો ઉપયોગ કરે. વિશુદ્ધ દર્શન કરનાર મહાશયા ! ભૂત ભવિષ્યની વિચારણા કરવામાં તું ઘણી પ્રવીણ છે, તો મહાત્મા પુરુષો મારી પાસેથી ઔષધો ગ્રહણ કરતા નથી તેનું કાંઇ કારણ હોવું જોઇએ તે શોધી આપ.' આવો સપુણ્યક તરફનો પ્રશ્ન સાંભળીને સપુણ્યકે મને મોટા કામમાં જોડી એવો વિચાર કરતી વિચક્ષણ સદ્બુદ્ધિએ મહા ધ્યાનમાં પ્રવેશ કર્યો અને એ પ્રમાણે કામ બનવામાં અંતરંગ કારણ શું છે તેનો પોતાના મનમાં નિર્ણય કરીને તે બોલી:–' સર્વ પ્રાણીઓ તારાં ઔષધોને ગ્રહણ કરે તેવો એક જ ઉપાય છે અને તે એ છે કે જે રાજમાર્ગમાં લોકોની આવજા બહુ થતી હોય ત્યાં લાકડાના વિશાળ પાત્રમાં આ ત્રણે ઔષધો મૂકીને પછી પોતાના મનમાં વિશ્વાસ રાખીને તારે દૂર બેસી રહેવું. તારૂં અગાઉનું દરિદ્રીપણું સંભારીને જે લોકો આ ઔષધો તારા હાથથી ગ્રહણ કરતા નથી તેઓમાંથી જ કોઇ કોઇ તેના અર્થી હશે તે ત્યાં કોઇને નહિ દેખવાથી પોતાની મેળેજ પાત્રમાંથી ઔષધો ગ્રહણ કરશે. તેમાંથી કોઇ એકાદ ખરો ગુણવાન્ પ્રાણી તારૂં ઓષધ લેનારો નીકળી આવશે તો તારો મનોરથ પૂર્ણ થઇ જશે એમ હું માનું છું, કારણ કે કોઇ જ્ઞાનમય પાત્ર આવશે, કોઈ તપમય પાત્ર આવશે, એમાંથી ગમે તે પાત્ર આવશે તે તને તારશે.' સદ્બુદ્ધિના આવા કુશળ જવાબથી સપુણ્યકના આનંદમાં સારી રીતે વધારો થયો અને સદ્બુદ્ધિએ તેને જે પ્રમાણે કહ્યું તે પ્રમાણે તેણે કર્યું. તેટલા માટે આ હકીકત કહેવામાં આવી છે કે એ દરિદ્રીએ બતાવેલાં ઔષધોને જે પ્રાણીઓ ગ્રહણ કરશે તે સર્વ રોગ વગરના થઇ જશે, કારણ કે નીરોગી થવાનાં કારણભૂત એ ત્રણે ઔષધો જ છે. જે હકીકત અહીં કહેવામાં આવી છે તે તમામને માટે કહી છે અને તે ગ્રહણ કરવાથી રચનાર ઉપર ઉપકાર થાય તેમ છે, માટે તે વિષયમાં મારી ઉપર દયાવાળા સર્વેએ તે ત્રણે વસ્તુઓ લેવાની કૃપા કરવી, સર્વે તે લેવાને યોગ્ય છે." મારા જીવના સંબંધમાં પણ એજ પ્રકારે હકીકત બની છે તે આપણે હવે છેવટે વિચારી જઇએ:–

દાનનો ઉપાય.

આ પ્રાણીને દાન આપવાની ઇચ્છા થતાં તેનાં જ્ઞાન દર્શન ચારિત્ર લે તેવું કોઇ પાત્ર ન મળવાથી તે સદ્બુદ્ધિપૂર્વક નિરાંતે વિચાર કરે છે ત્યારે તેને માલુમ પડે છે કે મૌન ધારણ કરીને બેસી રહેવાથી કોઇને જ્ઞાન દર્શન ચારિત્ર આપવાનું બની શકે તેમ નથી અને બીજા

પરોપકાર અને સંકોચ.

પ્રાણીઓને જ્ઞાન દર્શન ચારિત્ર સંપાદન કરાવવારૂપ ઉપકાર કરવો એજ પરમાર્થથી પરોપકાર છે, તેના જેવો અન્ય પરોપકાર કોઇ હોય એમ સંભવતું નથી. પ્રાણીને સન્માર્ગ પ્રાપ્ત થઇ ગયો હોય તો તે સન્માર્ગ જન્માન્તરમાં પણ પોતાને આંતરા વગર કે અગવડ વગર મળી શકે એવી જેની અભિલાષા હોય તેણે ઉપર જણાવ્યો છે તેવા પ્રકારનો પરોપકાર કર્યા કરવો, કારણ કે પરોપકારનો સ્વભાવ એવો છે કે એ પુરુષોના ગુણોના ઉત્કર્ષને સારી રીતે પ્રગટ કરી આપે છે. વળી જો પરોપકાર બરાબર સારી રીતે કર્યો હોય તો તે ધીરતામાં વધારો કરે છે, દીનતાને દૂર કરે છે, ચિત્તને ઉદાર બનાવે છે, સ્વાર્થીપણું તજાવી દે છે, મનને નિર્મળ કરે છે અને પ્રભુતા પ્રગટ કરે છે. આ પ્રમાણે થવાથી તે પરોપકારપરાયણ પુરુષને વીર્યનો ઉલ્લાસ થાય છે એટલે પરોપકાર તરફ વધારે પ્રવૃત્તિ થાય છે અને તેનાં મોહનીય કર્મો નાશ પામે છે, તેથી જન્માંતરમાં ઉત્તરોત્તર વધારે સારા માર્ગનો આદર તે કરે છે અને ત્યાંથી પાછો પડી જતો નથી. આ પ્રમાણે હોવાથી પોતે જ્ઞાન દર્શનાદિ જાણતા હોય તો પણ અન્યની પાસે તેનું સ્વરૂપ પ્રકાશ કરવાને માટે બની શકતો સર્વ પ્રયત્ન જરૂર કરવો અને તે સંબંધમાં અન્ય પ્રાણી આપણી પાસે માગણી કરશે ત્યારે જ્ઞાનસ્વરૂપ તેને બતાવશું એવી અપેક્ષા રાખવી નહિ. એટલે વગર માગ્યે જ્ઞાનાદિ આપનારની હલકાઇ ગણાશે એવો વિચાર કદિ કરવો નહિ. એ આપવાથી એકાંત લાભ જ છે અને તેમાં કોઇ પણ પ્રકારની હલકાઇ થતી નથી એ ચોક્કસ ખ્યાલમાં રાખવું.

ભગવાનના મતમાં મહાવ્રતીના રૂપમાં વર્તતો આ પ્રાણી યોગ્ય દેશ અને યોગ્ય સમય ( કાળ ) ની રાહ જોતો જૂદાં જૂદાં સ્થાનમાં ફરે છે અને અનેક દૃષ્ટાંતો આપીને અતિ વિસ્તારપૂર્વક ભવ્ય પ્રાણીઓને જ્ઞાનદર્શનનો માર્ગ બતાવે છે. સપુણ્યકે ઘોષણા કરી ઔષધોને આપવા ઇચ્છા બતાવી તેની તુલ્ય આ હકીકત સમજવી.

જ્ઞાનાદિના ખપીના પ્રકાર.

આ પ્રાણી ઉપર પ્રમાણે જ્ઞાનદર્શનચારિત્રના માર્ગનો ઉપદેશ આપે છે ત્યારે તે ઉપદેશ આપનાર પ્રાણીના કરતાં ઓછી બુદ્ધિવાળા જીવો હોય છે તેઓ કદાચ તેના ઉપદેશવિષય કરેલાં જ્ઞાનદર્શનચારિત્ર તેની પાસેથી ગ્રહણ કરે છે, પરંતુ જેઓ મોટી બુદ્ધિવાળા પુરુષો હોય છે તેઓને તો આ પ્રાણીના પૂર્વ અવસ્થાના દોષો સ્મરણમાં

હોવાથી તેનો સર્વ ઉપદેશ હસવા જેવો લાગે છે. આ પ્રાણી જો કે તેઓ તરફની સર્વ પ્રકારની હીલનાને યોગ્ય છે છતાં તે મહાત્માઓ આ પ્રાણીને ધિક્કારતા નથી તેમાં તે મહાત્માઓનું મોટું મન છે, એમાં આ પ્રાણીની કાંઇ વિશેષતા નથી અથવા તેવો તેનામાં અપૂર્વ કોઇ ગુણ નથી.

ગ્રંથવ્યવસ્થા.

આ પ્રમાણે પોતાનો ઉપદેશ તદ્દન મંદ બુદ્ધિવાળાઓજ ગ્રહણ કરે છે એવી સ્થિતિ જોઇ પોતાનો ઉપદેશ સર્વ પ્રાણીઓ ગ્રહણ કરે એવો અનુકૂળ તે કેવી રીતે થઇ શકે તે માટે આ પ્રાણી વિચાર કરે છે. વિચાર કરતાં અને સદ્બુદ્ધિ સાથે અભિપ્રાય મેળવતાં આ પ્રાણીને આ પ્રમાણે રસ્તો સૂજે છે. 'અહો ! હું સર્વ પ્રાણીઓને આવી રીતે સાક્ષાત્ ઉપદેશ આપું છું તે એ સર્વ લોકો લે એમ જણાતું નથી ( કારણ કે તેઓ મારી જાત તરફ નજર કર્યા કરે છે અને મારી યોગ્યતા તરફ જુએ છે ), માટે હવે હું એમ કરૂં કે આ ભગવાનના મતનાં સારભૂત જ્ઞાન, દર્શન અને ચારિત્ર જે હું સર્વ લોકોને બતાવવા ઇચ્છું છું તેના જાણવા યોગ્ય ( જ્ઞેય-જ્ઞાનનો વિષય ), શ્રદ્ધા કરવા યોગ્ય ( શ્રદ્ધેય-દર્શનનો વિષય ) અને આદરવા અથવા આચરવા યોગ્ય ( અનુષ્ઠેય-ચારિત્રનો વિષય ) અર્થની એક ગ્રંથના આકારમાં રચના કરૂં અને તેમાં વિષય[1] અને [2]વિષયીનો અભેદ છે એમ બતાવી આપું. એવી વ્યવસ્થા એ ગ્રંથમાં કરી તે ગ્રંથને આ જૈનશાસનમાં ભવ્ય જીવો સમક્ષ ખુલ્લો મૂકી દઉં. આ પ્રમાણે કરવાથી તેમાં રહેલા જ્ઞાનાદિ સર્વ જીવોને ગ્રહણ કરવા યોગ્ય થશે. હું ગ્રંથ બનાવું છું તે સર્વને ઉપયોગી થાય અને બોધ આપે તો બહુ સારૂં, પણ છેવટે સર્વ જીવોમાંથી એક જીવને પણ તે ભાવપૂર્વક પરિણમશે તો મારો કરેલો સર્વ પ્રયત્ન સફળ થયો એમ હું માનીશ'.[3] આ પ્રમાણે વિચાર કરીને યથાનામ તથા ગુણવાળી આ ઉપમિતિ ભવપ્રપંચ. કથા કે જેમાં આખા સંસારના પ્રપંચનું ઉપમાન કરવામાં આવ્યું છે તેની રચના કરી. એ કથામાં ઉંચા પ્રકારના શબ્દાર્થ ન હોવાથી તે સુવર્ણપાત્રમાં મૂકેલી ન કહી

૧ ગ્રંથનો **વિષય**-જ્ઞાન દર્શન ચારિત્ર.

૨ જ્ઞાનાદિવાન્ જીવ. જીવ અને જીવના **ગુણોનો અભેદ** છે

૩ આ વિચારો કેટલા સુંદર છે અને ઉપોદ્ઘાત તરીકે કેવા અર્વાચીન પદ્ધતિ અનુસાર લાગે છે તે માટે જુઓ ઉપોદ્ઘાત

શકાય, પરંતુ કાષ્ઠના વાસણમાં મૂકવા યોગ્ય[1] ગણાય એવી તેની ઘટના કરી છે અને તેમાં જ્ઞાન દર્શન ચારિત્રરૂપ ત્રણે ઔષધોને મારા સાધારણ શબ્દોમાં બતાવવા મેં પ્રયત્ન કર્યો છે. મારી રચના સુવર્ણ કે રત્નપાત્રને યોગ્ય નથી, પણ કાષ્ઠપાત્રને યોગ્ય છે તે હું અત્ર સ્પષ્ટ રીતે જણાવી દઉં છું.

**પ્રાર્થના.** હકીકત આ પ્રમાણે હોવાથી હવે હું જે પ્રાર્થના કરૂં છું તે હે ભવ્ય પ્રાણીઓ ! તમે ધ્યાન રાખીને સાંભળો. પેલા ભિખારીએ ( સપુણ્યકે ) રાજ્યદ્વારમાં કાષ્ઠના પાત્રમાં મૂકેલા ત્રણે ઔષધોને ગ્રહણ કરીને જે રોગીઓ તેને સારી રીતે સેવે છે તેઓ નીરોગીપણું પ્રાપ્ત કરે છે, એ ઉપરાંત તેણે કાષ્ઠપાત્રમાં મૂકેલાં ઔષધો ગ્રહણ કરવાં તે ઉચિત છે, કારણ કે તેમ કરવાથી તે સપુણ્યક ( ભિખારી–અગાઉનો ) ઉપર પણ ઉપકાર થાય છે. મારી જેવા પ્રાણી ઉપર ભગવાનની કૃપા નજર થવાને પરિણામે ગુરુમહારાજના પ્રસાદથી અને તેને લઇને તેમના પ્રતાપથી પ્રગટ થયેલી સદ્બુદ્ધિના આવિર્ભાવથી આ કથામાં જે જ્ઞાન દર્શન-ચારિત્રની રચના કરવામાં આવી છે તેને જે ભવ્ય સત્ત્વો ગ્રહણ કરશે તેઓના રાગદ્વેષ વિગેરે ભાવરોગો જરૂર નાશ પામી જશે એમાં જરા પણ સંદેહ જેવું નથી, કારણ કે न खलु वक्तुर्गुणदोषावुपेक्ष्य वाच्याः पदार्थाः स्वार्थसाधने प्रवर्तन्ते કારણ કે કહેવાની જે બાબત હોય છે તે કહેનારના ગુણ દોષની અપેક્ષા રાખીને પોતાના ઇચ્છિત સાધ્યની પ્રાપ્તિમાં પ્રવર્તતી નથી; એટલે કહેવાની બાબત સારી, યોગ્ય અને યથાસ્થિત હોય તો બસ છે, કહેનાર ઉપર કાંઇ તેની સાધ્યપ્રાપ્તિનો સંબંધ હોતો નથી. દાખલા તરીકે કોઇ શેઠનો નોકર તદ્દન ભૂખ્યો હોય અને તે એટલો બધો ભૂખ્યો હોય કે ભૂખથી તેનું શરીર તદ્દન દુબળું થઇ ગયું હોય તે પોતાના શેઠના હુકમથી શેઠના પરિવારને માટે તૈયાર કરેલી સુંદર રસોઇ તેઓ તે આરોગે તેટલા માટે પીરસી આપે તો એ ક્ષુધાતુર સેવકની પીરસેલી રસવતી પણ શેઠના પરિવારની ભૂખ મટાડે છે

---

૧ મારી રચના સામાન્ય પ્રકારની છે. અહીં ગ્રંથકર્ત્તા પોતાની લઘુતા બતાવે છે. આ બાબતપર જુઓ ઉપોદ્ઘાત.

૨ કોઇ વિષય ઉપર લખાણ કે ભાષણ કર્યું હોય તો તે લખાણ અથવા ભાષણના શબ્દોજ ખાસ કરીને અસર કરે છે અને પરિણામ નીપજાવે છે. સુંદર પરિણામ લાવવા માટે ખાસ કરીને લેખકના કે વક્તાના પોતાના ગુણ દોષો ઉપર બહુ આધાર રહેતો નથી.

એમ આપણે દુનિયામાં દરરોજ જોઇએ છીએ અને ભોજનમાં ભૂખને શાંત કરવાની જે શક્તિ છે તે ભોજન બનાવનાર અથવા પીરસનારના ક્ષુધાદોષથી ચાલી જતી નથી અથવા નાશ પામી જતી નથી એ આપણે પ્રત્યક્ષ અનુભવીએ છીએ; આવી રીતે હું તો જો કે જ્ઞાનદર્શન ચારિત્રથી અધુરો છું છતાં આ ગ્રંથમાં ભગવાનના આગમમાં જેવી રીતે જ્ઞાન દર્શન ચારિત્ર બતાવવામાં આવ્યાં છે તેને મેં તેવા આકારમાં નિવેદન કર્યા છે તેને જે ભવ્યસત્ત્વો ગ્રહણ કરશે તેઓના રાગદ્વેષાદિ ભાવરોગો જરૂર ઓછા થશે અને છેવટે નાશ પામી જશે, કારણ કે રાગાદિ દોષનો સર્વથા નિરંતરને માટે ક્ષય કરવો એ જ્ઞાન દર્શન ચારિત્રનું મહાન કાર્ય છે. આ ઉપરથી જણાયું હશે કે વક્તાના અંગત દોષથી વક્તવ્ય વિષયના સ્વરૂપને જો તે યથાસ્થિત રૂપે કહેવામાં આવેલ હોય તો કોઇ પણ પ્રકારે હાનિઃથતી નથી.

### આત્મલઘુતા-નિવેદન.

જો કે ભગવાનના સિદ્ધાન્તમાં કહેલું એક પદ પણ ભાવપૂર્વક સાંભળવામાં આવ્યું હોય તો તે સમસ્ત રાગાદિ ભાવરોગનો નાશ કરવાને સમર્થ છે અને તે સાંભળવું તમારાથી સહજ ( વગર પ્રયાસે અથવા અલ્પ પ્રયાસે ) બની શકે તેમ છે અને વળી પૂર્વ કાળના મહાપુરુષોએ રચેલી કથાઓ તથા પ્રબંધોનું ભાવનાપૂર્વક શ્રવણ કરવાથી રાગ વિગેરે વ્યાધિઓ વધારે સારી રીતે નાશ પામી શકે તેવો સંભવ છે, તો પણ આ ઉપાયથી સંસારસમુદ્ર તરવાની ઇચ્છાવાળા મારા ઉપર મહેરબાની કરીને-મારા ઉપર દયા લાવીને સર્વ સજ્જન પુરુષો આ મારી કથા સાંભળવા કૃપા કરશે[1] એવી મને પૂર્ણ આશા છે.



૧ અહીં ગ્રંથકર્ત્તા પોતાના પુસ્તકને વાચવાનો આગ્રહ કવા મુદ્દા ઉપર કરે છે અને કેવી નમ્ર ભાષામા કરે છે તે ખાસ વિચારવા યોગ્ય છે. તેઓ પોતાનાં વખાણ નથી કરતા, પણ જાણે વાચનાર પુસ્તક વાંચે અથવા કથા સાભળે તે કર્ત્તા ઉપર ઉપકાર કરવા માટે હોય એવા આશયથી અતિ નમ્ર લખાણ સિદ્ધર્ષિ ગણિએ કર્યું છે આ મુદ્દાપરના વિવેચન માટે જુઓ ઉપોદ્ઘાત

* * * * * * * * *

<u>ઉપસંહાર.</u>

[1]આ પ્રમાણે અગાઉ જે નિષ્પુણ્યકનું દૃષ્ટાન્ત લખવામાં આવ્યું હતું તેના લગભગ દરેકે દરેક પદનો ઉપનય[2] અહીં વિસ્તારપૂર્વક બતાવ્યો છે, છતાં વચ્ચે વચ્ચે કદાચ કોઇ પદનો ઉપનય ઉતારવો રહી ગયો હોય અથવા ન ઉતાર્યો હોય તો તેની આગળ પાછળના સંબંધથી પોતાની બુદ્ધિવડે યોજના કરી લેવી. જેઓ સંકેત સમજી ગયા હોય છે તેઓને ઉપમાન બતાવવાથી ઉપમેય સમજવું મુશ્કેલ પડતું નથી એટલે જેઓ કથાની અંદરનો આશય જાણતા હોય ( સંકેત ) તેઓને પછી ઉપમાન એટલે જે વસ્તુ સાથે ઉપમા કરવામાં આવે તે બતાવ્યું હોય તો તે ઉપરથી રહસ્યાર્થ ( ઉપમેય-તાત્પર્યાર્થ ) માં શું સમજવાનું છે તે તેઓ સમજી જાય છે, તેને ઉપમેય સમજવામાં મુશ્કેલી પડતી નથી. આ હકીકત બતાવવા માટે આ ગ્રંથની શરૂઆતમાં ઉપમાનરૂપ કથાની રચના કરવામાં આવી છે. હવે જે કથા રચવામાં આવે છે તેમાંનું એક પણ પદ બનતાં સુધી ઉપમેય વગરનું નહિ આવે, પરંતુ એવી બાબતનો વિસ્તારથી ઉપનય કેવી રીતે ઉતારવો તે બાબતમાં આપ સર્વ આ કથાથી શિક્ષિત થઇ ગયા છો તેથી હવે પછી લખવાની [3]ઉપમિતિ ભવપ્રપંચા કથામાં તમારી સર્વની સુખે પ્રવૃત્તિ થઈ શકશે. હવે આ બાબતમાં ઉપોદ્ઘાતરૂપે વધારે વિસ્તાર કરીને લખવાની જરૂર રહી નથી.

* * * * * * * *

---

૧ પ્રથમ પ્રસ્તાવ લખવાનો હેતુ શો છે તે અત્ર ગ્રંથકર્ત્તા પોતેજ સ્પષ્ટ કરે છે. આખા ગ્રંથનો ઉપનય ઉતારતાં લાખો શ્લોકો લખવા પડે, તે વાંચવાનો સમય મળે નહિ તેમજ તેટલી ધીરજ રહે નહિ તેથી તેના બચાવ ખાતર આ સર્વ પ્રયત્ન યોગ્ય રીતે કર્યો છે. હવે જે ગ્રંથ શરૂ થાય છે તેનો અત્ર **ઉપોદ્ઘાત** થયો. એ પર વિશેષ હકીકત માટે જુઓ મારો ઉપોદ્ઘાત.

૨ **ઉપનયઃ** કહેવાનો અર્થ અંદરનો આશય હોય તેનું સ્પષ્ટીકરણ.

૩ અહીં સ્પષ્ટ થાય છે કે ખરેખરો ગ્રંથ બીજા પ્રસ્તાવથી શરૂ થાય છે અને આ આખો પ્રથમ પ્રસ્તાવ તેના ઉપોદ્ઘાત રૂપે છે.

इह हि जीवमपेक्ष्य मया निजं,
यदिदमुक्तमदः सकले जने;
लगति संभवमात्रतया त्वहो[१],
गदितमात्मनि चारु विचार्यताम्.

'મેં મારા જીવની અપેક્ષાએ અહીં જે જે કહ્યું છે તે તે સર્વ ઘણે ભાગે બધા જીવોને લાગુ પડે તેવું છે. આ પ્રમાણે હોવાથી ઉપર જે હકીકત કહેવામાં આવી છે તે તમને પોતાને લાગુ પડે છે કે નહિ તેનો સારી રીતે વિચાર કરશો.'

निन्दात्मनः प्रवचने परमः प्रभावो,
रागादिदोषगणदौष्टयमनिष्टता च;
प्राक्कर्मणामतिबहुश्च भवप्रपञ्चः,
प्रख्यापितं सकलमेतदिहाद्यपीठे.

'આ પીઠબંધરૂપ પ્રથમ પ્રસ્તાવમાં મારી (પોતાની) નિન્દા, જિનશાસનનો પરમ પ્રભાવ, રાગ દ્વેષ વિગેરે દોષોની દુષ્ટતા, પૂર્વ ભવમાં કરેલાં કર્મોની અનિષ્ટતા (ન ઇચ્છવા છતાં પણ ન ઇચ્છવા યોગ્ય પરિણામ નીપજાવવાની પદ્ધતિ) અને બહુ પ્રકારનો સંસારનો પ્રપંચ બતાવવામાં આવ્યો છે.'

संसारेऽत्र निरादिके विचरता जीवेन दुःखाकरे,
जैनेन्द्रं मतमाप्य दुर्लभतरं ज्ञानादिरत्नत्रयम्;
लब्धे[२] तत्र विवेकिनादरवता भाव्यं सदा वर्धने,
तस्यैवाद्य कथानकेन भवतामित्येतदावेदितम्.

---

૧ तनो એ પ્રમાણે પ્રતમા પાઠ છે ૨ लब्धा પ્રતમાં પાઠાંતર

' આ દુઃખની ખાણુરૂપ અનાદિ સંસારમાં રખડતા પ્રાણીને જિનેંદ્ર ભગવાનના ધર્મની પ્રાપ્તિ થયા છતાં પણ સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન, સમ્યક્ચારિત્રરૂપ રત્નત્રયની પ્રાપ્તિ થવી બહુ મુશ્કેલ છે. વિવેકી પ્રાણીએ તે રત્નત્રય પ્રાપ્ત થયા પછી તેના વધારામાં હમેશાં આદર કરવો. આ કથાનકના પ્રથમ પ્રબંધમાં આપની પાસે આ બાબત નિવેદન કરવામાં આવી છે. '

* * *
* * * *

**इति श्रीसिद्धर्षिगणिकृतायां उपमितिभवप्रपञ्चायां**
**कथायां पीठबन्धो नाम प्रथमः प्रस्तावः**



શ્રીસિદ્ધર્ષિગણિની બનાવેલી ઉપમિતિ ભવપ્રપંચા કથાના
પીઠબંધ નામના પહેલા પ્રસ્તાવનું ગુજરાતી
અવતરણ સમાપ્ત.



# પરિશિષ્ટ क.

સંબંધ માટે જુઓ પૃ. ૧૧-૧૨ ની નોટ.

અંતરંગ લોકોનાં જ્ઞાન, અરસ્પરસ બોલચાલ, ગમનાગમન, વિવાહ, સગપણ વિગેરે બતાવવાનાં છે તેનો આગમથી બચાવ કરતાં ગ્રંથકર્ત્તા કહે છે કે ગુણાંતરની અપેક્ષા રાખીને ઉપમા દ્વારથી બોધ કરાવવાની પદ્ધતિ આગમને સંમત છે; તેનાં ચાર દ્રષ્ટાન્તો તેમણે ત્યાં આપ્યાં છે. એ ચારે દ્રષ્ટાન્તો બીજી અનેક રીતે બોધદાયક હોવાથી આગમના ખાસ અભ્યાસીઓને પૂછીને અત્ર ઉતારી લેવામાં આવ્યાં છે તે મનન કરવા યોગ્ય છે. ચારે દ્રષ્ટાન્તો હેતુ અર્થ સાથે નીચે પ્રમાણે છે.

* * * * * * * * *

## (૧)

## [1]આવશ્યક સૂત્રમાં મગશેળીઆ પાષાણ અને પુષ્કરાવર્ત મેઘની સ્પર્ધા.

આવશ્યક સૂત્ર ઉપર હરિભદ્રસૂરિની વૃત્તિ છે તેમાં વિષય ઉદ્દેશ વિગેરે જણાવી ત્યારપછી વ્યાખ્યાનવિધિપર વિવેચન કરતાં જણાવ્યું છે કે સૂત્રનું વ્યાખ્યાન કરનાર આચાર્ય ગુણવાન્ હોવા જોઇએ અને તેને સમજનાર શિષ્ય પણ ગુણવાન્ અને ખપી હોવો જોઇએ. એ પર સાત દ્રષ્ટાન્તો આપ્યાં છે, તેમાંનું એક દ્રષ્ટાન્ત આપણે વિચારી જઇએ.

ગોદ્રષ્ટાન્ત: કોઈ ગામમાં એક ધૂતારે રોગવાળી ગાયને વેચી, એ ગાય એટલી બધી રોગથી ભરપૂર હતી કે ઉભી પણ થઇ શકે તેવી નહોતી. ખરીદનાર મૂર્ખ હોવાથી તેણે તપાસ કર્યા વગર બેઠેલી હતી તેવી ને તેવી સ્થિતિમાં ગાયને ખરીદી લીધી. પછી તે ગાયને બજારમાં વેચવા નીકળ્યો. ખરીદનારા કહેવા લાગ્યા કે અમે ગાયને તપાસીને ખરીદીએ. ત્યારે તે બોલ્યો કે 'મેં જમીન પર બેઠેલી ગાયનેજ ખરીદી છે, માટે તમે પણ તેને તેવીજ ખરીદ કરી લો, તમારે લેવી હોય તો

---

૧ જુઓ આવશ્યક વૃત્તિ પ્રથમ વિભાગ પૃ. ૧૦૦ ( આગમોદય સમિતિ તરફથી છપાયેલ ગ્રંથ )

લો, નહિ તો તમારી ઇચ્છા !' આવી રીતે આચાર્યને કાંઇ સવાલ પૂછવામાં આવે ત્યારે તે જવાબ આપે કે ' મેં પણ એમજ સાંભળ્યું છે તેવું તમે સમજો, સ્વીકારો.' આવો જે આચાર્ય જવાબ આપે તેની પાસેથી અભ્યાસ ન કરવો, સંશય પડે તો મિથ્યાત્વ લાગી જાય, આવી જાય અથવા મિથ્યાત્વમાં ઉતરી જવાનો સંભવ રહે તે માટે. બાકી જે સારી ગાય તપાસ કરવા દઇને વેચનાર હોય, મતલબ જે શંકાઓનું સમાધાન કરે તેવા આચાર્ય હોય તેની પાસેથી સૂત્રનો અભ્યાસ કરવો. પ્રથમ ખરીદનારની પેઠે જે તપાસ કર્યા વગર બેઠેલી ગાયને ખરીદ કરે તેવો શિષ્ય હોય તે ભણવાને માટે અયોગ્ય છે, પછવાડેના ખરીદનારની પેઠે જે તપાસ કરીને ભણનાર હોય તે ભણવાને–અભ્યાસને યોગ્ય છે. આવાં આવાં બીજાં ઉદાહરણો આપીને ગુરૂ અને શિષ્ય થવાને યોગ્ય કોણ છે તે સંબંધી ચર્ચા કરવામાં આવી છે. જ્યાં ઉત્સર્ગમાર્ગની જરૂર હોય ત્યાં અપવાદમાર્ગની પ્રરૂપણા કરે એવાને ગુરુ કરવાની ત્યાં ના પાડી છે, જે નકામો વિસંવાદ ઉભો કરે તેવા આચાર્ય હોય તેને પણ અયોગ્ય ગણ્યા છે, જે સૂત્ર ઘણી વાર ભણે છતાં સ્મરણમાં રાખી શકે નહિ તે શિષ્ય થવાને યોગ્ય નથી અને તેવાને ગુરુપણું તો કદિ અપાય જ નહિ; સવાલ કાંઇ પૂછવામાં આવે અને જવાબ કાંઇ આપે તે ગુરુપણાને યોગ્ય નથી, મુદ્દાસર જવાબ આપે તેજ ગુરુપણાને યોગ્ય છે; સાંભળે કાંઇ અને બોલે કાંઇ તે શિષ્યપણાને યોગ્ય નથી.

આગળ ચાલતાં શિષ્ય ગુરુ થવાનો હોવાથી અયોગ્યને શિષ્ય પણ ન કરવો એવી સ્પષ્ટ આજ્ઞા છે. ગુરુનો ઉપકાર ન સમજનાર અને પોતાની મરજીમાં આવે તેમ વર્તનારને શિષ્ય કરવાની મનાઇ કરવામાં આવી છે. વિનયવાન્ હોય, વારંવાર જિજ્ઞાસાપૂર્વક સવાલ પૂછનાર હોય, પૂછતી વખત યોગ્ય વિવેક જાળવનાર હોય અને ગુરુનો અભિપ્રાય સમજી તે પ્રમાણે વર્તનાર હોય તેને ગુરુ શ્રુત આપે છે. હવે બીજી રીતે શિષ્યની પરીક્ષા કરવાના દાખલાઓ ત્યારપછી બતાવવામાં આવ્યા છે, તેમાં પ્રથમ પુષ્કરાવર્ત મેઘ અને મગશેળીઆ પાષાણનો આપ્યો છે તે દાખલો આ પ્રમાણેઃ–

મગશેળીઓ પથ્થર મગ જેવડો હોય છે, તેને ગમે તેટલો પાણીમાં ભીંજવે, પણ તેને પાણી લાગતું નથી, પાણીમાંથી બહાર નીકળે ત્યારે જેવો ને તેવો હોય છે. સુકો, ભીનાશ પોચાશ વગરનો, નાનો રેતી જેવો એ પથ્થર હોય છે. પુષ્કરાવર્તનો મેઘ ઠંડો, સુંદર, ચાલુ, શાંત પણ અસરકારક હોય છે, સર્વને નવપલ્લવ કરનાર હોય છે, શાંતિ

આપનાર હોય છે અને આખા વિશ્વને આનંદ આપનાર હોય છે. નારદ જેવો કોઈ કલહપ્રિય એક દિવસ મગશેળીઆ પાષાણને કહે છે કે 'અરે ! પુષ્કરાવર્ત મેઘ પાસે તારૂં નામ દીધું તે સાંભળતાં મેઘે કહ્યું કે મગશેળીઆને તો એકધારા માત્રમાં ભીંજવી દઉં.' મગશેળીઓ ઇર્ષ્યાથી બોલ્યો 'અરે ! પુષ્કરાવર્ત મારા એક ફોતરા જેટલા ભાગને પલાળે તો હું મારૂં નામ ફેરવી નાખું.' પછી તે પુષ્કરાવર્ત પાસે ગયો અને મગશેળીઆની વાત કરી, તેથી આખા જંબૂદ્વીપ પ્રમાણમાં વરસનાર આ પુષ્કરાવર્તના મેઘને એક દિવસ મગશેળીઆ પાષાણ સાથે હરીફાઇ થઇ. પુષ્કરાવર્ત મેઘ કહે 'હું સર્વને શાંતિ આપનાર–ભીંજવનાર છું.' મગશેળીઓ બોલ્યો 'હવે તારૂં નામ જવા દે.' પુષ્કરાવર્ત મેઘ કહે 'અરે, તને તો એક ધારામાં ભીંજવી દઉં ! તારામાં દમ શા છે ?' મગશેળીઓ કહે 'અરે ! મારા એક વિભાગના નાનામાં નાના ભાગને પણ જો તું ભીનો કરે તો હું મારૂં નામ છોડી દઉં–મૂકી દઉં.'

આવી વાત સાંભળીને પુષ્કરાવર્ત મેઘ તો બહુજ ગુસ્સે થયો, અને ખૂબ જોરથી વરસવા માંડ્યો, મુશળ ધારાએ વરસવા લાગ્યો અને સાત રાત અને સાત દિવસ ચાલુ વરસ્યો અને મનમાં ધારી લીધું કે હવે તો મગશેળીઓ તદ્દન ભીંજાઇ ગયો હશે, એટલે વરસતો બંધ રહ્યો. પાણી ચાલ્યું ગયું એટલે મગશેળીઓ તો ઉલટો વધારે દીપતો પણ તદ્દન લુખો થઇને હતો તેવો ને તેવોજ રહ્યો ! અને વ્યંગ્યમાં મુખેથી બોલવા લાગ્યો 'ભાઇ સાહેબ ! જુહાર ! ( પ્રણામ ! ).' મેઘ તો તેની આવી ચેષ્ટા જોઇને શરમાઈ ગયો.

આવી રીતે જે શિષ્યને એક પદ પણ લાગતું ન હોય તેને કોઇ આચાર્ય ગર્જના કરીને કહે કે, હું એને અભ્યાસ કરાવીશ, ત્યારપછી તેને ભણાવવા માંડે, પણ તેને એક પદ પણ લાગે નહિ અને અંતે આચાર્ય પણ લજ્જા પામે–આવા શિષ્યને જ્ઞાન આપવું નહિ. એનું કારણ એ છે કે આચાર્ય અને સૂત્રને સંબંધ હોય છે, લોકમાં અપવાદ થાય છે, સૂત્રાર્થમાં વિઘ્ન થાય છે અને બીજા અભ્યાસીઓને પણ તેથી હાનિ થાય છે. વંધ્યા ગાયને દોહવામાં કોઇ જાતનો લાભ થતો નથી.

આવી રીતે શિષ્યની પરીક્ષા કરવાના અનેક ઉપાયો ત્યારપછી બતાવવામાં આવ્યા છે. એ હકીકત શરૂ કરતાંજ કહેવામાં આવ્યુ છે કે આવાં ચરિત્ર અર્થ સમજાવવા માટેજ યોજેલાં છે, જેવી રીતે ચોખા રાંધવા માટે છાણાં, કીટા કે કોલસાની જરૂર પડે તેમ અત્ર દૃષ્ટાન્ત-દ્વારા સાધ્ય અર્થ સમજાવવાનો છે. દૃષ્ટાન્ત સત્કલ્પિત છે અને તેમ કરવું યુક્ત છે, કારણ કે હેતુસર છે. ગ્રંથકર્ત્તા ઉપમાન દ્વારથી ગ્રંથ

કરવાની જે પદ્ધતિ આદરે છે-સ્વીકારે છે તેનો આધાર મૂળ સૂત્રોમાંથી આવી રીતે મળી આવે છે.

*  *  *  *

( ૨ )

આવશ્યકમાં નાગદત્તકથા.[૧]

પ્રતિક્રમણ સંબંધી હકીકત ચાલે છે તેના દેવસી વિગેરે ભેદો બતાવી પ્રથમ અને છેલ્લા તીર્થંકરના સાધુઓને તે અવશ્ય કરવાના છે એમ જણાવ્યું અને મધ્યના બાવીશ તીર્થંકરના સાધુઓને કારણ પડે ત્યારે કરવાનાં એમ જણાવ્યું. કઇ બાબતોનું પ્રતિક્રમણ કરવું તે બતાવી પછી ત્યાં કહે છે કે મિથ્યાત્વનું પ્રતિક્રમણ કરવું, અસંયમનું પ્રતિક્રમણ કરવું, કષાયનું પ્રતિક્રમણ કરવું અને અપ્રશસ્ત મન વચન કાયાના યોગોનું પ્રતિક્રમણ કરવું. પરિપાટીથી ' સંસારપ્રતિક્રમણ ' ચાર પ્રકારનું થાય છે-નરકગતિમાં લઈ જાય તેવા મહા આરંભ વિગેરે કર્યાં હોય-જાણીને કે અજાણતાં કર્યા હોય અને કોઇ અન્યથા પ્રરૂપણા કરી હોય તેની ક્ષમાપના કરવી તે પ્રથમ પ્રકાર છે, એવીજ રીતે તિર્યંચગતિમાં લઇ જાય તેવા દોષો સેવ્યા હોય તેની ક્ષમાપના કરવી, મનુષ્યગતિમાં લઇ જાય તેવા દોષો કર્યા હોય તેની ક્ષમાપના કરવી, અને દેવગતિમાં લઇ જાય તેવા દોષો કર્યા હોય તેની ક્ષમાપના કરવી એ ચાર પ્રકારનું સંસારપ્રતિક્રમણ છે.

ભાવપ્રતિક્રમણ ત્રણ પ્રકારે ત્રિવિધ થાય છે:-અન્ય ધર્મ તરફ મનથી જાય નહિ, વચનથી બોલે નહિ અને પ્રયોજન વગર શરીરથી તેની સાથે સંયોગ ન કરે. તથા અન્યને મનથી તેવી રીતે પ્રવતાવે નહિ, વચનથી પ્રેરણા કરે નહિ, શરીરથી સંબંધ કરાવે નહિ. તેમજ એમ કરનાર સંબંધી મનમાં અનુમોદના કરે નહિ, વચનથી અનુમોદના કરે નહિ, શરીરથી ઇસારો વિગેરે કરે નહિ. એવીજ રીતે અસંયમ, કષાય, યોગ વિગેરેમાં સમજવું. હવે આ સંસારનું મૂળ કષાયો છે. શાસ્ત્રકાર કહે છે કે, ક્રોધ અને માનનો જો નિગ્રહ ન કર્યો હોય તથા માયા અને લોભને વધતાં અટકાવી દીધા ન હોય તો એ ચારે મહાભયંકર થઇ પડે છે અને સંસારવૃક્ષનાં મૂળોમાં જળસિંચન કરે છે. આ કષાયપ્રતિક્રમણના સંબંધમાં એક ઉદાહરણ કહે છે:-

નાગદત્તકથા.

બે સાધુઓ હતા, બન્ને સારી રીતે ચારિત્ર પાળતા હતા, બન્ને

૧ જુઓ આવશ્યક સૂત્ર ઉત્તરાર્ધ-પૂર્વ ભાગ ( આગમોદય સમિતિ ) પૃ. ૫૬૪ થી ૫૭૦. આ સબંધી હકીકત માટે જુઓ શ્લોક ૧૨૫૧ થી ૧૨૭૦

બન્ને કાળ કરીને દેવલોકે ગયા. ત્યાં અંદર અંદર સંકેત કર્યો કે તેઓમાંથી જે દેવલોકમાંથી પહેલો ચ્યવે તેણે બીજાને પ્રતિબોધ કરવાનો પ્રયત્ન કરવો. હવે એક નગરમાં એક શેઠ વસતો હતો, તેને એક પત્ની હતી. એને મોટી ઉમર થયા છતાં છોકરાં નહોતાં થયાં, તેથી તેણે નાગદેવતા નિમિત્તે ઉપવાસ કર્યો. નાગદેવ તેના ઉપર પ્રસન્ન થયા અને તેને આશીર્વાદ આપ્યો કે 'તને દેવલોકથી આવીને એક પુત્ર થશે.'

હવે પેલા બે મિત્રો દેવલોકમાં ગયા હતા તેમાંથી એક ત્યાંથી ચ્યવીને એ શેઠની ભાર્યાની કૂખમાં પુત્રપણે ઉત્પન્ન થયો. યોગ્ય સમયે શેઠે એનું નાગદત્ત નામ પાડ્યું. મોટો થતાં અનુક્રમે એ પુરુષની ૭૨ કળામાં પ્રવીણ થયો. એને ગાયનકળાનો અદ્ભુત શોખ હતો, ગાયનકળા શીખવામાં, ગાયન ગાવામાં અને ગાયન સાંભળવાના પ્રસંગો શોધવામાં જ તેનો આખો વખત જતો હતો અને તેથી લોકોમાં એ ગંધર્વ-નાગદત્ત નામથી સારી રીતે પ્રસિદ્ધિ પામ્યો. ઘરનો ઘણો સુખી હોવાથી અને અનેક મિત્ર તથા સંબંધીઓથી યુકત હોવાથી અનેક પ્રકારના આનંદમાં કાળ પસાર કરતો હતો અને ઇંદ્રિયસુખો ભોગવવામાં લીન થઇને રહેતો હતો. હવે તેનો મિત્રદેવ તેને જૂદે જૂદે પ્રકારે બોધ આપવાના અનેક પ્રસંગો શોધતો હતો, પણ નાગદત્તને કોઈ રીતે બોધ લાગતો નહોતો.

(ગાયનનું સુખ અનુભવવા સાથે નાગદત્ત સર્પોને પણ બહુ રમાડતો હતો. સર્પોને ગાયન સાંભળવાનો અત્યંત શોખ હોય છે, સુંદર મોરલી વાગે તો સર્પો બીજી વાત ભૂલી જઇ ડોલવા મંડી જાય છે, ગાયનમાં લીન થઇ જાય છે, ગંધર્વ નાગદત્ત પાસે તેટલા સારૂ સર્પો પણ ઘણા હતા). હવે પેલા મિત્રદેવે એક વખત તેને બોધ કરવાનો નિર્ણય કર્યો. પોતે રજોહરણાદિરહિત અવ્યકત રહી સાથે ચાર કરંડીઆ લીધા અને તેમાં ચાર સર્પો લીધા. બધી રચના એવી કરી કે નાદગત્ત એને જરા પણ પીછાની શકે નહિ. હવે નાગદત્ત નગરની બહાર બગીચામાં પોતાના સર્પોને લઇને ખેલવા નીકળી પડ્યો હતો, તે વખતનો લાભ લઇને મિત્રદેવ તેનાથી જરા દૂર આવી પોતાની રમત કરવા લાગ્યો. તે વખતે નાગદત્ત સાથે તેના દોસ્તો હતા, તેમણે તેને કહ્યું કે "ભાઇ ! અહીં નજીકમાં કોઇ ચતુર ગારૂડી આવ્યો જણાય છે, એના હાથમાં કરંડીઓ છે તેથી એ સર્પને રમાડનાર હશે એમ જણાય છે."

આ હકીકત સાંભળીને નાગદત્ત તુરતજ એ દેવગારૂડી પાસે આવ્યો અને તે વખતે તેઓ વચ્ચે નીચે પ્રમાણે વાતચિત થઇ.

નાગદત્ત—'અરે કેમ અહીં આવ્યો છે ? શું લાવ્યો છે ?'

દેવ—' સર્પો લાવ્યો છું.'

નાગદત્ત—' તો ચાલ, આપણે સર્પોવડે રમીએ, હું તારા સર્પોને રમાડું અને તું મારા સર્પોને રમાડ.'

દેવે એ વાત કબૂલ કરી, પ્રથમ પોતે નાગદત્તના સર્પો સાથે રમવા માંડ્યું, નાગદત્તના સર્પોએ એને ડંખ માર્યો, પણ એની તેના ઉપર જરા પણ અસર ન થઇ. એણે નાગદત્તના સર્પો ખાધા તોપણ તેના ઉપર અસર ન થઇ. નાગદત્તે આ સર્વ હકીકત જોઇ અને કાંઇક અસૂયાપૂર્વક તેના ઉપર ગુસ્સે થયો.

નાગદત્ત—' હવે લાવ તારા સર્પો ! હું તેની સાથે રમીશ.'

દેવ—'અરે ભાઇ ! જવા દે, તું મારા સર્પો સાથે રમી શકીશ નહિ. એ સર્પો બહુ આકરા છે. જો એ તને કરડશે-ડંખશે તો તું તરત મરણ પામીશ.'

નાગદત્તે આ વાત કબુલ ન કરી, તે તો દેવસર્પોની મશ્કરી કરવા લાગ્યો અને અત્યંત આગ્રહપૂર્વક સર્પોને પોતાને સોંપવાનું કહેવા લાગ્યો. દેવતાએ અત્યંત આગ્રહ જોઇને એક મોટા મંડળની રચના આળેખી, એ મંડળની ચારે દિશાએ કરંડીઆઓને સ્થાપી દીધા. પછી નાગદત્તના આખા પરિવારને, સગાં સ્નેહીઓને એકઠાં કરીને તેમની સમક્ષ સર્વ સાંભળે તેમ કહેવા માંડ્યું:—

" જુઓ ! આ નાગદત્ત મારા સર્પો સાથે ક્રીડા કરવાની ઇચ્છા કરે છે, મારા સર્પો મહા ભયંકર છે, માટે જો ક્રીડા કરતાં નાગદત્તનું મારા સર્પો ભક્ષણ કરી જાય, મારા સર્પો જો એને ખાઇ જાય તો તમારે એ બાબતમા મારો વાંક ન કાઢવો. મારા ચારે દિશાએ સ્થાપન કરેલા સર્પોનો વિગતવાર હેવાલ તમે સાંભળો એટલે તમારા લક્ષ્યમાં પણ મારી સૂચનાઓ રહે:-

" આ મહાનાગ છે, તેની આંખો તરૂણ સૂર્ય જેવી લાલ છે, એની જીભ વિજળીના ચમકારા જેવી ચંચળ છે, મહાભયંકર ઝેરથી ભરેલી એની દાઢો છે અને એનો મિજાસ ઉલ્કાપાતના ભયંકર અગ્નિ જેવો છે. જે પ્રાણીને એ સર્પ ડંસે છે તે કાર્ય કે અકાર્યને જાણતો નથી, આ કરંડીઆમાં અદૃશ્ય મૃત્યુ રહેલ છે જેથી એમાં હાથ નાખે ત્યાં પ્રાણી મરણ પામે છે; તો હે ભાઇ ! તું આવા મહાનાગને કેવી રીતે ગ્રહણ કરીશ ? ( આ પ્રથમ ક્રોધ સર્પ છે, મનુષ્ય ઉપર તેની યોજના કરી લેવી-જેમ કે ક્રોધ કરનારની આંખો તરૂણ સૂર્ય જેવી પ્રચંડ થાય છે વિગેરે. ).

" ત્યારપછી દક્ષિણ દિશામાં જે કરંડીઓ સ્થાપન કર્યો છે તેમાં મેરૂપર્વત જેટલો મોટો આઠ ફેણવાળો સર્પ છે, જમને બોલાવી લાવે તેવી તેને બે જીભો છે. એ જેને કરડે છે તે પ્રાણી સ્તબ્ધ થઇ જાય છે અને દેવોના પતિ ઇંદ્રને પણ તે ગણતો નથી. આવા મેરૂપર્વત જેટલા ઉંચા નાગને તું કેવી રીતે ગ્રહણ કરીશ ? એ તું વિચારી લેજે. [ આ આઠ ફેણવાળો સર્પ માન છે. જાતિ ( વૈશ્ય બ્રાહ્મણ ઢેઢ વિગેરે ), કુળ ( ગોત્ર વિગેરે ), રૂપ ( ખરાબ રૂપ સુરૂપ વિગેરે ), બળ ( સેન્ડો અથવા હાડપિંજર ), લાભ ( ધનાદિકનો ), બુદ્ધિ ( નજર પહોંચાડવી તે ), તપ ( તપસ્યા ), શ્રુત (જ્ઞાન) એ આઠ બાબતનાં અભિમાન થાય છે, તેથી આ સર્પને આઠ ફેણો બતાવવામાં આવી છે. મેરૂપર્વત વિગેરે ઉપમા સમજાય તેવી છે. ]

" આ સુકોમળ અને સુંદર ગતિવાળી નાગણી કે જેની ફણા ઉપર સાથીઆનું ચિહ્ન છે તે આંતરના વિકારો અને વેષપરિવર્તન વિગેરે કરનારી માયા નામની છે, તે છેતરપીંડીના કામમાં ઘણીજ કુશળ છે. આવી એ નાગણી છે અને તારે સર્પને હાથમાં લઇને રમવાની ટેવ છે, પરંતુ તારી પાસે સર્પને વશ કરવાની ઔષધિનું કોઇ પણ પ્રકારનું બળ નથી અને તું તદ્દન ગાફેલ માણસ છો અને એણે ( સાપણે ) તો બહુ ઝેરનો સંચય કરી રાખેલો છે અને અનેક પ્રકારના જાળાંવાળા મોટા વનમાં તે રહેનારી છે. તું જો એની દાઢમાં આવી પડ્યો તો તારી પાસે તો ઔષધિનું બળ પણ નથી તેથી તારા આત્માની દવા કોણ કરશે ? ( આ માયા નામની નાગણી છે. એની હકીકત સ્પષ્ટ છે. એ પ્રપંચથી પ્રચ્છન્નપણે કામ કરનાર છે. )

" સર્વ વસ્તુઓને હઠાવી દેનાર, સર્વ જગોએ જનાર હોવાથી મોટા સ્થાનવાળો, પુષ્કરાવર્તના મેઘ જેવા અવાજવાળો ઉત્તર દિશામાં લોભ નામનો સર્પ છે. જે પ્રાણીને એ ડસે છે તે મોટા સમુદ્ર જેવા થઇ જાય છે, ગમે તેટલી વસ્તુ તેમાં આવે તો તેથી તે ભરાતો નથી, ધરાતો નથી, પૂરો થતો નથી. આવા સર્વ દુઃખના રાજ્યમાર્ગ જેવા સર્પને તું કેમ રમાડીશ ? ( આ ઉત્તર દિશામાં સ્થાપેલ નાગ તે લોભ છે. એ વધતો જ જાય છે અને સમુદ્રની જેમ દુષ્પુર છે. )

" આ ક્રોધ માન માયા અને લોભરૂપ સર્પો આખી દુનિયાને હમેશાં તપેલ-ગરમાગરમ રાખે છે. અને જાણે તાવ આવ્યો હોય તેવી ચેષ્ટાઓ કરાવે છે. આ ચાર સર્પોવડે જે ખવાય છે, આ ચાર સર્પો જેનું ભક્ષણ કરે છે, જેને ડસે છે તે જરૂર નરકમાં પડે છે અને તે

જ્યારે નરકમાં પડે છે તે વખતે તેને કોઇનો ટેકો થતો નથી, કોઇનો આશ્રય મળતો નથી, કોઇ તેને આલંબનભૂત થતું નથી."

'આ પ્રમાણે સર્વ સ્વજનની દેખતાં વાત કરીને એ દેવમિત્રે સર્પોને છોડી મૂકયા. સર્પો તુરતજ એને ડશ્યા અને તેથી નાગદત્ત જમીનપર ઢળી પડ્યો અને બેશુદ્ધ થઇ ગયો.

'દેવે પછી તેને કહ્યું "કેમ? કેમ થયું? જો હું તને વારતો હતો પણ તું થંભાણો નહિ. આ તારી ધૃષ્ટતાનું પરિણામ જો." પૂર્વે કહ્યા હતા તે મિત્રો તેના તરફ કાંઇ કાંઇ ઔષધો ફેંકયા કરે છે, પણ તે ઔષધોનો તેને જરા પણ ગુણ થતો નથી. આખરે એ નાગદત્તનાં સગાંઓ દેવમિત્રને પગે પડ્યા અને કોઇ પણ પ્રકારે એને જીવાડવા વિજ્ઞપ્તિ કરી, ત્યારે આ મિત્રદેવ કહેવા લાગ્યો કે "અરે! અગાઉ મને પણ એ સર્પો ખાઇ ગયા હતા. એ તો જે આવા પ્રકારની ચર્યા કરે તે જ જીવે, બીજાનું જીવવાનું કાંઇ ગજું નથી. જો એ આ પ્રમાણે ચર્યા નહિ કરે અને હું કહું છું તેમ પાલના નહિ કરે તો પછી કદાચ તેને જીવાડવામાં આવે તોપણ આખરે તે જરૂર મરશે જ. હવે એણે ચર્યા અને પાલના કેવા પ્રકારની કરવાની છે તે હું જરા વિસ્તારથી કહું છું તે સાંભળો:-એ ચારે સર્પો અગાઉ મને પણ ખાઇ ગયા હતા તેના ઝેરને દૂર કરવા માટે હું પણ વિવિધ પ્રકારનાં તપો કરૂં છું, પર્વત, જંગલ, શ્મશાન, શૂન્ય ઘર અને વૃક્ષનાં મૂળોનો આશ્રય શોધું છું, એ પાપી સર્પોનો જરા પણ વિશ્વાસ કરતો નથી, વધારે પડતો જરા પણ આહાર કરતો નથી, વધારે સ્નિગ્ધ આહાર કરવાથી-ઘી વિગેરે વધારે ખાવાથી ઉતરેલું વિષ પાછું ચડે છે, જોર પકડે છે, તેથી સંયમયાત્રા સુખે થઇ શકે તેટલો જ આહાર લઉં છું અને તે પણ બહુ હોંશથી તો કાંઇ ખાતો જ નથી, લગભગ જાણે આહાર નજ કરતો હોઉં તેમ રહું છું, વિગઇ[1] વગરનો આહાર કરૂં છું, બહુ અલ્પ આહાર કરૂં છું. એના સંબંધમાં જે લાભ થાય છે તે પણ તમને બતાવું છું. જે પ્રાણી થોડો આહાર કરે છે, થોડું બોલે છે, થોડું ઉંઘે છે અને થોડી ઉપધિ રાખે છે તેને દેવો પણ નમસ્કાર કરે છે. સિદ્ધ (મુક્ત જીવો) અને કેવળી અથવા ચૌદપૂર્વી જેઓ મહા વૈદ્ય છે તેમને નમસ્કાર કરીને સર્વ વિષનું નિવારણ કરનારી વિદ્યા હું કહું છું. એ વિદ્યાનો પાઠ આ પ્રમાણે છે:-

**सव्वं पाणाइवायं, पच्चक्खाईमि अलियवयणं च।**
**सव्वमदत्तादाणं, अब्बंभ परिग्गहं स्वाहा ॥**

---

૧ ઘી તેલ ગોળ દૂધ વિગેરેને 'વિગઇ' ( विकृति ) કહેવામા આવે છે.

'હું સર્વ જીવવધનો ત્યાગ કરૂં છું, અસત્ય વચનનો ત્યાગ કરૂં છું, પારકી વસ્તુ લેવાનો ત્યાગ કરૂં છું, કોઇ પણ સ્ત્રી અથવા તો સર્વ અબ્રહ્મનો ત્યાગ કરૂં છું, સર્વ પરિગ્રહનો ત્યાગ કરૂં છું.'

"એ પ્રમાણે એ ( નાગદત્ત ) જ્યારે સર્વ પાળશે અને મારા જેવો તે થશે ત્યારે તે ઉઠશે."

સંબંધીઓ કહેવા લાગ્યા કે "એટલું કરવાથી પણ જો તે જીવતો રહેતો હોય તો ભલે, તે એમ કરશે."

પછી પૂર્વ દિશા તરફ નજર કરી ઉપર જણાવેલી વિદ્યા-ગારૂડી વિદ્યા-વિષઘાતવિદ્યાનો મંત્ર મિત્રદેવ ભણી રહ્યો એટલે તે ( નાગદત્ત ) ઉભો થયો.

ઉભો થતાંજ માતપિતાએ તેને સર્વ હકીકત કહી સંભળાવી, પણ તેને તે વાત ઉપર ખરી શ્રદ્ધા બેઠી નહિ અને પાછો સર્પને રમાડવા દોડ્યો, વળી પડ્યો, ફરી વિજ્ઞપ્તિ થતાં દેવે તેને ઉઠાડ્યો, વળી દોડ્યો, ફરી પડ્યો. હવે દેવની ત્રીજી વાર તેનાપર કૃપા કરવા ઇચ્છા નહોતી; છતાં વિજ્ઞપ્તિ બહુ થવાથી વળી તેને ફરીવાર ઉઠાડ્યો. પછી તેણે વચન અંગીકાર કર્યું. અને માતાપિતાની આજ્ઞા લઇ તેની સાથે ગયો. એક મોટા વનખંડમાં ગયા પછી તેણે પૂર્વ ભવની હકીકત સાંભળી એટલે તે પ્રબુદ્ધ થયો, જાગ્યો, સમજ્યો, ઠેકાણે આવી ગયો.

દેવતા ત્યારપછી પોતાને સ્થાનકે ગયો.

પછી નાગદત્તે સર્પોને ઓળખી લીધા એટલે એ સર્પોને એણે કરંડીઆમાં નાખી દીધા અને તેમાંથી તેમને જરા પણ બહાર આવવા દેતો નહિ. આવી રીતે ઉદયભાવમાં જ જો કષાયોને ન આવવા દે તો તે ખરૂં પ્રતિક્રમણ કરે છે. ત્યારપછી ઘણો વખત શ્રમણ ( સાધુ )-પણું પાળીને તે સિદ્ધ થયો. આનું નામ ભાવપ્રતિક્રમણ કહેવાય.

અહીં સવાલ એ થાય છે કે વારંવાર આવી રીતે પ્રતિક્રમણ કરવાનો હેતુ શો? મધ્યમ તીર્થંકરોના વખતમાં દોષનો પ્રસંગ હોય ત્યારે પ્રતિક્રમણ કરવાની વાત તો સમજાય છે, પણ તે શિવાય વારંવાર પ્રતિક્રમણ કરવાનું કારણ શું? તે પર વૈદ્યની કથા કહે છે. એક રાજાને છોકરો ઘણોજ વહાલો હતો તેથી તેને એવો વિચાર થયો કે 'આ છોકરાને કદિ રોગ ન જ થાય એવી દવા કરાવું.' પછી રાજાએ ઠામઠામથી કાબેલ વૈદ્યોને બોલાવ્યા અને તેઓને ફરમાવ્યું કે 'મારા પુત્રને કદિ પણ વ્યાધિ ન થાય એવી દવા કરો.' વદ્યોએ પણ તેમ કરવા હા પાડી.

પછી રાજાએ તેમની દવાનો યોગ કેવા પ્રકારનો છે એ સંબંધી સવાલ કર્યો એટલે એક વૈદ્ય કહેવા લાગ્યો કે "મારી દવા એવી છે કે જો

રોગ હશે તો મટાડશે અને જો રોગ નહિ હોય તો તે નવા રોગ ઉત્પન્ન કરશે." બીજા વૈદ્યે કહ્યું "જો રોગ હશે તો મારી દવા તેને મટાડી દેશે, જો રોગ નહિ હોય તો તે ગુણ પણ નહિ કરે અને નુકસાન પણ નહિ કરે." ત્રીજા વૈદ્યે કહ્યું "મારી દવા એવી છે કે એ રોગ હશે તો તેને મટાડી દેશે, જો રોગ નહિ હોય તો એના શરીરનું તેજ વધારશે, રૂપ વધારશે, યુવાવસ્થા સ્થિર કરશે અને લાવણ્ય લાવશે."

પહેલા વૈદ્યને રાજાએ તિરસ્કારી નાખ્યો, બીજાને આંખથી દૂર કર્યો અને ત્રીજા વૈદ્ય પાસે પુત્રની દવા કરાવી. આ પ્રતિક્રમણ પણ એવું છે કે ત્રીજા વૈદ્યની દવા પેઠે દોષો હોય તો તેને દૂર કરે છે અને દોષ ન હોય તો શુદ્ધ ચારિત્રને વધારે શુદ્ધ બનાવે છે.

( આ નાગદત્તની કથામાં ચાર સર્પોને રમાડવાની જે વાત આવી અને તેઓ પાસે જે જૂદી જૂદી ક્રિયાઓ બતાવવામાં આવી તે ઉપમા દ્વારાએ બોધ કરવા સારૂ યોજાયલી છે. એમ અત્ર સમજવું અને તેમ છે એમ મૂળ સૂત્રકાર પણ કહે છે. સિદ્ધર્ષિગણિ આ બાબતનો આશ્રય લઇને ઉપમાન દ્વારાએ બોધ આપવા કથાશરીરની રચના કરે છે અને તેવી રીતે હેતુસર કલ્પિત ઉપમાન કરવામાં તેમને આગમ—મૂળ સૂત્રોનો ટેકો છે. )

* * * *

( ૩ )

## [૧] પિંડનિર્યુક્તિમાંથી મત્સ્યચરિત્ર.

દોષ વગરનાં આહાર પાણી ખાસ કરીને સાધુએ કેવી રીતે લેવાં, આહારના–ગોચરીના દોષો કેવા પ્રકારના હોય છે તે સંબંધી વિસ્તારથી હકીકત પિંડનિર્યુક્તિમાં બતાવવામાં આવી છે.[૨] ત્યાં ગ્રાસૈષણા—વસ્તુઓ ખાવાના સંબંધમાં વિવેચન ચાલતાં તેના દ્રવ્ય અને ભાવ એવા બે પ્રકાર બતાવી દ્રવ્યગ્રાસૈષણા પર ઉદાહરણ બતાવેલ છે. ત્યાં પણ ખાસ સ્પષ્ટતા કરી છે કે કહેલ હકીકત સ્પષ્ટ કરવા સારૂ ઉદાહરણ આપવામાં આવે છે તેના બે પ્રકાર હોય છે. એક 'ચરિત' ( બનેલી હકીકતનું નિરૂપણ ) અને બીજો પ્રકાર 'કલ્પિત' ઉદાહરણનો હોય છે. 'રાંધવા સારૂ જેમ બળતણ હોય છે' તેમ આવાં ઉદાહરણો હેતુ સમજાવવા સારૂ નિર્માણ કરેલાં હોય છે. દ્રવ્યગ્રાસૈષણા સમજાવવા સારૂ એક માછલાની વાર્તા ત્યાં કહી છે તે આ પ્રમાણે:—

---

૧ જુઓ પૃ. ૧૭૦ દેવચંદ લાલભાઇ જૈન પુસ્તકોદ્ધાર ગ્રંથ નં૦ ૪૪ ( ગ્રંથ–પિંડનિર્યુક્તિ. )

૨ બીજા વિભાગ પછવાડે પરિશિષ્ટ નં૦ ૪ પૃષ્ઠ ૧૪૦૪ થી ૨૯ માં તેની કેટલીક વિચારણા કરી છે.

એક માછીમાર માછલાને પકડવા સારૂ એક સરોવર કાંઠે ગયો. સરોવરમાંથી માછલા પકડવા સારૂ તેણે એક દોરડાને છેડે આંકડો નાખી તેમાં માંસનો ટુકડો વળગાડ્યો અને દોરડાને પાણીમાં નાખ્યું અને પોતે કાંઠા ઉપર ઉભો રહ્યો. હવે સરોવરમાં એક અનુભવી વૃદ્ધ માછલો રહેતો હતો. તે ઘણો કાબેલ હતો. માંસનો ટુકડો અંદર આવતાં પેલા વૃદ્ધ માછલાને ગંધ આવી એટલે તરત જ તે માંસ ખાવા ત્યાં આવી પહોંચ્યો. એણે યુક્તિપૂર્વક આજુબાજુથી માંસ ખાઇ લીધું, પણ આંકડામાં પોતાની જાતને ભોંકાવા દીધી નહિ અન પછી પોતાની પૂંછડીવડે દોરડાને ધક્કો મારી પોતે ત્યાંથી ખસી ગયો. જેવો દોરડાને ધક્કો લાગ્યો એટલે માછીમાર સમજ્યો કે એમાં માછલું જરૂર આવ્યું હશે એટલે તેણે ઉપર દોરડું ખેંચ્યું ત્યારે તેને જણાયું કે દોરડું તો માંસના ટુકડા વગરનું છે, માંસ તેમાંથી ખવાઇ ગયું છે અને કોઇ માછલું તેમાં પકડાયું નથી. ત્યારે વળી માછીમારે બીજો માંસનો ટુકડો આંકડામાં ભરાવ્યો અને દોરડું પાણીમાં નાખ્યું. બીજી વાર પણ આજુબાજુથી માંસ ખાઇને પૂંછડીવડે દોરડાને ધક્કો મારી પેલો અનુભવી માછલો ત્યાંથી ખસી ગયો. વળી ત્રીજી વાર માંસનો ટુકડો માછીમારે લટકાવીને આંકડાને અંદર નાખ્યો તો ત્રીજી વાર પણ બુદ્ધિશાળી માછલાએ તેમ જ કર્યું અને માંસ ખાઇ ગયો અને માછીમારનો પ્રયત્ન નિષ્ફળ કર્યો.

પછી માંસને અંદર નાખતાં માછીમારને વિચાર કરતો જોઇ માછલો બોલ્યો "તું શું વિચાર કરે છે? તું તો લાજ–શરમ વગરનો છે! મારી વાત સાંભળ. એક વખત તો હું ત્રણ વાર બગલીના મુખમાંથી નીકળી આવ્યો છું. તે આ પ્રમાણે બન્યું હતું. મને એક વાર બગલીએ ગ્રહણ કર્યો હતો, પછી મને ગળી જવા સારૂ બગલીએ મુખ ઉંચું કર્યું અને મને ઉપર ઉડાડ્યો. મેં તે વખતે વિચાર કર્યો કે જો હું ઉછાળેલ હોઇ સીધે સીધો પાછો પડીશ તો તો જરૂર બગલીના મ્હોંમાં પડીશ અને મારા પ્રાણ જશે, માટે આડો પડી જઉં.[1] આવો વિચાર કરી યુક્તિપૂર્વક હું આડો પડ્યો એટલે બગલીના મુખમાંથી હું છટકી ગયો. વળી બગલીએ મને ગટ કરવા બીજી વાર ઉંચે ફેંક્યો, બીજી વાર પણ હું છટકી ગયો અને ત્રીજી વાર જ્યારે બગલીએ તેમ જ કર્યું ત્યારે જોર વાપરી આડો થઇ હું પાણીમાં પડ્યો અને પસાર થઇ ગયો. વળી ત્રણ વાર સમુદ્રકાંઠે સૂકી જમીનપર આવી ગયો ત્યારે

---

૧ બગલા માછલાને પકડી તેને ઉપર ફેંકે છે અને નીચે પડે ત્યારે ચાંચ ઉઘાડી તેમાં અધર ઝીલી ગટ કરી જાય છે. તેના ગળાની રચના એવી છે કે એ પ્રકારેજ તે માછલાને ખાઇ શકે છે. ડોક નીચી રાખીને તેનાથી માછલું સીધુ ખાઈ શકાતું નથી.

સંભાળથી બચી જઇ જ્યારે ભરતી આવી ત્યારે પાણીમાં પાછો દાખલ થઇ ગયો. એકવીશ વાર હું માછીમારોની જાળમાં આવી ગયો, પણ જે રસ્તે જાળમાં આવતો તેજ રસ્તે પાછો બહાર નીકળી જતો; એક વાર પણ હું જાળમાં ફસાયો નથી. વળી એક વાર તો સરોવરનું પાણી ખાલી કરી બધા માછલાઓને પકડવા માછીમારે પ્રયત્ન કર્યો, સરોવરમાં પાણી ન રહેવાથી હું બીજા માછલાઓ સાથે ફસાઇ ગયો, પકડાઇ ગયો. માછીમારે તો બધા માછલાઓનો પિંડો કરી એક સખ્ત લોઢાની સળીમાં સર્વને પરોવ્યા. તે વખતે મેં યુક્તિ કરી એ લોઢાની સળી મારા મુખ આગળ રાખી મૂકી., પણ મારા શરીરમાં પેસવા ન દીધી અને પછી બધા માછલાઓ ઉપર કચરો લાગેલો હતો તેને ધોવા સારૂ બીજા સરોવરમાં માછીમાર ગયો. ત્યારે તુરત જ કુદકો મારીને હું પાણીમાં પેસી ગયો. આવી મારામાં ચતુરાઇ છે! આવી મારી ઘટના છે! અને હવે તું મને પકડવા ઇચ્છે છે? તને કાંઇ લાજ-શરમ હોય તેમ લાગતું નથી!!"

આ દ્રવ્યગ્રાસૈષણા પર દૃષ્ટાન્ત કહ્યું. મત્સ્યસ્થાનકે સાધુ સમજવા, માંસસ્થાનકે આહાર પાણી સમજવાં, માછીમાર સ્થાનકે રાગ વિગેરે દોષોનો સમૂહ સમજવો. સેંકડો ઉપાયથી પણ પેલો માછલો છેતરાયો નહિ તેવી રીતે સાધુ પણ જ્યારે તેને ભાતપાણી આપવામાં આવે ત્યારે આત્માને અનુશાસન કરે છે અને તેમાં ફસાઇ જતા નથી. અનુશાસન કેવી રીતે કરે છે તે ત્યારપછી વિસ્તારથી બતાવવામાં આવ્યું છે.

આવી રીતે માછલાઓ કદિ બોલતા નથી, પણ હકીકત સમજાવવા માટે આવા દૃષ્ટાન્તની યોજના-કલ્પના આગમમાં પણ કરી છે એમ બતાવવાનો અને તે રીતે આ મહારૂપક કથા સૂત્રાનુસાર છે એમ બતાવવાનો અત્ર ઉદ્દેશ છે.

* * * *

## (૪)
## ઉત્તરાધ્યયનમાંથી દ્રુમપત્રક અધ્યયન

શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં દશમું અધ્યયન દ્રુમપત્રક નામનું છે તેમાં પાંદડાઓ શિખામણ આપતાં હોય તેમ બતાવી તે પરથી સમય માત્ર પણ પ્રમાદ કરવો નહિ એવી શિખામણ આપી છે. આખું અધ્યયન ઘણું ઉપયોગી હોવાથી શ્રીશાંતિસૂરિની ટીકા અનુસારે એ અધ્યયનનો સાર અહીં લખ્યો છે તે વિચારી જવો:—

એક પૃષ્ઠચંપા નામની નગરી હતી. તે નગરીનો શાલ નામનો રાજા હતો. મહાશાલ નામનો યુવરાજ હતો. એ શાલ મહાશાલ નામના ભાઇઓની યશોમતી નામની એક બહેન હતી, જેને કાંપિલ્ય નગરના પીઠ-

રની સાથે પરણાવવામાં આવી હતી. એ યશોમતી અને પીઠરને ગાગલિ નામનો પુત્ર થયો હતો. હવે એક વખત પૃષ્ઠચંપા નગરીની બહાર સુંદર ઉદ્યાનમાં ભગવાન શ્રીમહાવીરસ્વ.મી સમોસર્યા. તેમની દેશના સાંભળીને શાલ રાજાને વૈરાગ્ય ઉત્પન્ન થયો તેથી તેણે પોતાના યુવરાજ ભાઇ મહાશાલને રાજ્ય આપી દીક્ષા લેવાનો નિર્ણય કર્યો. મહાશાલને તે નિર્ણય જણાવ્યો. મહાશાલે તેને જણાવ્યું કે 'ભાઇ! જેમ તમે સંસારથી વૈરાગ્ય પામી દીક્ષા લેવા તૈયાર થયા છો તેવી રીતે હું પણ તમારી સાથે જ સંસારથી નીકળવા ઇચ્છું છું. સંસારમાં આપ મારા વડીલ છો તેમ દીક્ષા લીધા પછી પણ આપ મારા વડીલ જ રહો.' મહાશાલનો આવો વિચાર સાંભળી કાંપિલ્ય નગરથી પોતાના ભાણેજ ગાગલિને તેમણે તેડાવ્યો અને પટ્ટ બાંધીને તેનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો. મોટો મહોત્સવ કરીને બન્ને ભાઇઓએ દીક્ષા લીધી. યશોમતી પરમ શ્રાવિકા થઇ.

શાલ મહાશાલે અગિયાર અંગનો અભ્યાસ કર્યો. ભગવાન્ તો ત્યારપછી જુદી જુદી જગોએ વિહાર કરતા રહ્યા અને લોકો ઉપર ઉપકાર કરતા રહ્યા. એક વખત વિહાર કરતાં કરતાં ભગવાન્ રાજગૃહ નગરે પધાર્યા, ત્યાંથી ચંપા નગરીએ આવ્યા. તે વખતે તેમની સાથે રહેલ શાલ મહાશાલે ભગવાનને પૂછયું "પૃષ્ઠચંપાએ જવાથી જો કોઇને બોધ થાય તેમ હોય, અથવા કોઇ સમ્યકત્વ પણ પામી શકે તેમ હોય, આવી રીતે કોઈના ઉપર ઉપકાર થઇ શકે તેમ હોય તો સાહેબ! અમે પૃષ્ઠચંપા નગરીએ જઇએ. આપ જ્ઞાનબળથી ઉપકારનું કારણ જાણી શકો છો. જો તેમ હોય તો અમને આજ્ઞા આપો." ભગવાને સાથે ગૌતમસ્વામીને લઇને જવાની આજ્ઞા કરી. ત્રણે પૃષ્ઠચંપા નગરીએ ગયા. તે ખબર જાણી ગાગલિ, પીઠર અને યશોમતી વાંદવા આવ્યાં. ગૌતમસ્વામીએ સર્વને ધર્મ સંભળાવ્યો. ધર્મ સાંભળીને સર્વ પ્રતિબોધ પામ્યા. ગાગલિએ કહ્યું—' ભગવન્! માતપિતાને પૂછીને મોટા પુત્રને રાજ્ય આપીને દીક્ષા અંગીકાર કરીશ. પછી તેણે પોતાનાં માતાપિતાને પૂછયું કે 'મને સંસારથી વૈરાગ્ય થયો છે તેથી આપ રજા આપો તો મોટા છોકરાને ગાદીએ બેસાડી હું દીક્ષા લઉં.' જવાબમાં પીઠર અને યશોમતીએ કહ્યું કે 'તારી પેઠે અમે પણ સંસારથી ત્રાસ પામી ગયા છીએ.' ત્યારપછી ગાગલિએ પોતાનાં માતાપિતા સાથે દીક્ષા લીધી. ગૌતમસ્વામી તેમને સર્વને સાથે લઇને પાછા ચંપાનગરી તરફ ચાલ્યા.

હવે પાછા ચાલતાં રસ્તે શાલ અને મહાશાલને ઘણો આનંદ

થયો. પોતાની પ્રેરણાથી આ ત્રણ મનુષ્યો સંસારથી તર્યા એ વિચારથી તેઓને બહુ હર્ષ થયો અને તે હર્ષના આવેગમાં અધ્યવસાયો અત્યંત શુદ્ધ થતાં તેમને બન્નેને રસ્તામાં કેવળજ્ઞાન થયું. વળી ગાગલિ, પીઠર અને યશોમતીને પણ વિચાર થયો કે 'અહો ! આ શાલ મહાશાલે તો આપણને રાજ્યપર સ્થાપન કર્યા અને ત્યારપછી વળી સંસારરૂપ બંદીખાનામાંથી પણ છોડાવ્યા.' આવો વિચાર કરતાં શુભ ધ્યાને તે ત્રણેને પણ રસ્તામાં કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. આવી રીતે આ પાંચે કેવળજ્ઞાનીઓ ચંપાનગરીએ ગૌતમસ્વામી સાથે આવી પહોંચ્યા. મહાવીર ભગવાનને પ્રદક્ષિણા કરી તીર્થને પ્રણામ કરી તેઓ કેવળીઓને બેસવાની જગા ( પર્ષદા ) તરફ ચાલ્યા. ગૌતમસ્વામીએ પણ ભગવાનને પ્રદક્ષિણા દઇ વંદન કર્યું, પોતે ભગવાનને પગે પડ્યા અને ઉભા થઇને શાલ મહાશાલાદિ પ્રત્યે બોલ્યા કે-' અરે તમે ક્યાં જાઓ છો ? આ તરફ આવો અને આ તીર્થંકર મહારાજને વંદન કરો.' તે વખતે ભગવાન્ બોલ્યા ' ગૌતમ ! કેવળીઓની [1]આશાતના કર નહિ.' ગૌતમસ્વામી તુરત સમજી ગયા કે એ પાંચે કેવળી છે એટલે પોતે તેઓની ક્ષમા માગી.

તે વખતે પોતાથી થયેલા દીક્ષિતોને કેવળજ્ઞાન થયું અને પોતે રહી ગયા એ વિચારથી ગૌતમસ્વામીને ખેદ થયો અને શંકા થઇ કે 'શું ત્યારે પોતે સંસારથી તરશે નહિ ?' ગૌતમસ્વામીના મનમાં આવી ચિંતા ચાલતી હતી તે વખતે દેવતાઓનો ધ્વનિ થયો કે ' જે મનુષ્ય અષ્ટાપદ પર્વત ઉપર પોતાની લબ્ધિથી ચઢી જાય અને ત્યાં રહેલાં મંદિરોનાં દર્શન કરે, વંદન કરે, તે તેજ ભવમાં સિદ્ધ થાય એમ પરમાત્માએ કહેલું છે.'

ભગવાન્ તો ગૌતમસ્વામીનું મન જાણી રહ્યા હતા, વળી તેમણે જોયું કે ગૌતમના અષ્ટાપદ જવાથી તાપસોને બોધ થશે અને ગૌતમને પોતાના સંબંધમાં ખાત્રી થશે એ બેવડા લાભનું કારણ જાણીને જ્યારે ગૌતમસ્વામીએ અષ્ટાપદપર જવાની રજા માગી ત્યારે ભગવાને કહ્યું ' અષ્ટાપદ જા અને ત્યાંના ચૈત્યોને વંદન કર. ' પછી અત્યંત આનંદપૂર્વક ભગવાનને વંદન કરી ગૌતમસ્વામી અષ્ટાપદ તરફ ચાલ્યા.

હવે લોકોમાં પણ વાત ચાલતી હતી કે ' જે મનુષ્ય અષ્ટાપદપર પોતાની લબ્ધિથી જાય અને ત્યાં રહેલાં ચૈત્યોનું વંદન કરે તે તેજ ભવમાં મોક્ષે જાય' તેને અનુસરીને કૌડિન્ન, દિન્ન અને સેવાલ નામના ત્રણ તાપસો પાંચસો પાંચસો તાપસના પરિવારસહિત તેની ઉપર ચઢવાનો

૧ કેવલીને કહેવું કે તમે બીજાને વંદન કરો એ તેમનું અપમાન છે અને આ અપમાનદોષને આશાતના કહેવામાં આવે છે.

પ્રયાસ કરી રહ્યા હતા; પાંચસો કૌડિન્ય પરિવારના હતા, પાંચસો દિન્ન પરિવારના હતા અને પાંચસો સેવાલ પરિવારના હતા. કૌડિન્ય પરિવારના હતા તેઓ એક એક ઉપવાસ કરીને ઉપવાસને પારણે જીવવાળાં ( સચિત્ત ) વૃક્ષનાં મૂળો અને કંદનું ભક્ષણ કરતા હતા. અષ્ટાપદ પર્વતની પેલી મેખલા ( હડો )-પ્રથમ શ્રેણિમાં તેઓ રહ્યા હતા. ( અજ્ઞાન કષ્ટનાં પરિણામો અત્ર ખાસ ધ્યાન ખેંચે છે. ) બીજી મેખલામાં દિન્ન પરિવ્રાજકો હતા, તેઓ બે દિવસ તદ્દન ઉપવાસ કરતા હતા અને ત્રીજે દિવસે ઝાડો પરથી પડેલાં પાકાં પીળાં થઇ ગયેલાં પાંદડાંઓનો જ માત્ર આહાર કરતા હતા. તેઓ સર્વ અષ્ટાપદની બીજી શ્રેણિ સુધી પહોંચી શકયા હતા. અષ્ટાપદની ત્રીજી શ્રેણિ ( મેખલા ) સુધી સેવાલ નામના તાપસો પહોંચ્યા હતા, તેઓ એક સાથે ત્રણ ત્રણ ઉપવાસ કરતા હતા અને પારણાને દિવસે સૂકી લીલ ( સેવાળ મીઠા પાણી ઉપર થાય છે તે ) ખાઈ પાછા તે ઉપર ત્રણ ઉપવાસ કરતા હતા. આ સર્વે તાપસો અષ્ટાપદ પર્વતના શિખર સુધી પહોંચવા મથી રહ્યા હતા, પણ તેમના તે કાર્યમાં તેઓ ફતેહ પામતા નહોતા.

સ્થૂળ શરીરવાળા ( દેવશરીર-વૈક્રિય શરીર વગરના ) ગૌતમસ્વામીને દૂરથી આવતા તેઓએ જોયા, તેનું અગ્નિ વીજળી અથવા મધ્યાહ્નના સૂર્ય જેવા તેજવાળું શરીર જોયું, એટલે તેઓ અંદર અંદર વાત કરવા લાગ્યા. "અરે ! આપણે તપ કરી કરીને તદ્દન પાતળા થઇ ગયા પણ આપણો તો પત્તો ખાતો નથી અને આ જાડો સાધુ શું અષ્ટાપદ પર ચઢી જશે ? " ગૌતમસ્વામીને તો જંઘાચારણ લબ્ધિ હતી. લબ્ધિવાળાઓ તો જે વસ્તુ હાથમાં આવી તેનો આશ્રય લઇને ઉપર ચઢી શકે છે. [1]કરોળીઆની જાળના એક સાધારણ તાંતણાને આશ્રયીને પણ ઉપર ચઢી શકે છે. તાપસો તો એમને આવતા પણ જોઇ રહ્યા, ચઢતા પણ જોઇ રહ્યા અને આખરે તેઓની નજરથી દૂર થઇ ગયા ત્યાંસુધી જોઇ રહ્યા અને સ્વામી તો આગળ વધતા ગયા. તાપસોને ઘણી નવાઇ લાગી, તેઓ તેમની પ્રશંસા કરવા લાગ્યા અને પાછા સ્વામી આવશે ત્યારે પોતે સર્વે તેના શિષ્ય થશે એવો સર્વેએ ચોક્કસ નિર્ણય કર્યો.

ગૌતમસ્વામી તો અષ્ટાપદ પર્વત ઉપર ચઢી ગયા, ત્યાં જઇને સર્વ ચૈત્યોને વંદન કર્યું. ઉત્તરપૂર્વ દિશાએ ( ઇશાન ખુણે ) એક

૧ જનકથા—સુર્યકિરણને અવલબીને ગૌતમ સ્વામી ચઢી ગયા એમ છે, પણ મૂળમાં તેમ નીકળતુ નથી. વિચારવા યોગ્ય છે ( પૃષ્ટ ૨૩૯ શ્લોક ૪૨ )

સુંદર અશોક વૃક્ષ હતું ત્યાં રાત્રીવાસો રહ્યા. હવે તે વખતે એક બનાવ બન્યો. શક્રઈંદ્રની સભાનો એક લોકપાળ વૈશ્રમણ નામનો છે તે પણ તેજ વખતે અષ્ટાપદ ઉપરનાં ચૈત્યોને વંદન કરવા ત્યાં આવ્યો. તે લોકપાળે ચૈત્યોને વંદન કરીને ગૌતમસ્વામીને વંદન કર્યું અને પછી ત્યાં સ્વામી સમક્ષ બેઠો. સ્વામીએ તેને ધર્મ કહેવા માંડ્યો. ધર્મદેશના કરતાં ગૌતમસ્વામીએ અણગાર ( સાધુ )ના ગુણોનું વર્ણન કરવા માંડ્યું અને તેમ કરતાં તેમણે જણાવ્યું કે સાધુઓ 'તદ્દન સુકો આહાર લે છે, તદ્દન રસકસ વગરનો આહાર લે છે' વિગેરે વિગેરે. હવે તે લોકપાળ દેવ ગૌતમસ્વામીના શરીર તરફ જોઇજ રહ્યો, તેમના શરીરની સુકુમારતા જોઇ તેને શંકા થઇ કે સુકા નિરસ આહાર લેનારના શરીરમાં આવી દેવતાને પણ ન હોઇ શકે તેવી સુકુમારતા કેમ હોઇ શકે ? તે વખતે તેના મનમાં થતી શંકા સ્વામી સમજી ગયા એટલે તે શંકા ટાળવા માટે સ્વામીએ તેને પુંડરીક અધ્યયન કહી સંભળાવ્યું તે આ પ્રમાણે:—

પુંડરીક અધ્યયન.

મહાવિદેહ ક્ષેત્રમાં પુષ્કલાવતી નામની એક વિજય છે. તે વિજયમાં પુંડરીકિણી નામની એક નગરી છે, તે નગરીમાં એક નલિનીગુલ્મ નામનો બગીચો ( ઉદ્યાન ) છે. તે નગરીમાં મહાપદ્મ નામનો એક રાજા થયો. એ રાજાની પટ્ટરાણીનું નામ પદ્માવતી દેવી હતું. એ મહાપદ્મ રાજા અને પદ્માવતી રાણીને પુંડરીક અને કંડરીક નામના બે પુત્રો થયા. બન્ને પુત્રો ઘણાજ સુકોમળ શરીરવાળા અને માતપિતાની બરાબર છાયા જેવા જ સુંદર ( પ્રતિરૂપ ) હતા. પુંડરીક કુમાર મોટો હોવાથી યુવરાજ થયો હતો.

હવે ત્યારપછી એક પ્રસંગે એવી હકીકત બની આવી કે એ નલિનીગુલ્મમાં કોઇ મોટા વિદ્વાન્ સ્થવિર આચાર્ય આવી પહોંચ્યા. તેમની દેશના સાંભળવા સારૂ મહાપદ્મ રાજા બહાર નીકળી પડ્યા. દેશના સાંભળીને તેમને ઘણો પ્રતિબોધ થયો, ઉપદેશની અસર થઇ અને એ અસર તળે તેમણે જણાવ્યું કે 'પ્રભો ! પુંડરીક કુમારને રાજ્યે સ્થાપન કરી હું સંસારથી નીકળી જવા ઇચ્છું છું.' ગુરૂ મહારાજે જવાબમાં જણાવ્યું 'જેમ સુખ ઉપજે તેમ કરો, સંસારમાં પ્રતિબંધ કરવો નહિં.' છેવટે પુંડરીકને રાજ્યગાદીએ બેસાડી મહાપદ્મ રાજાએ તુરત જ દીક્ષા લઇ લીધી અને ભૂમિપર વિહાર કરવા માંડ્યો. હવે પુંડરીક રાજા થયો અને કંડરીક યુવરાજ થયો. મહાપદ્મ રાજા તો ચૌદ પૂર્વનો અભ્યાસ કરી ગયા, તેમણે ઘણાં વર્ષો સુધી મહા તપ

કર્યો, છઠ્ઠ અઠ્ઠમ (એ ત્રણ ઉપવાસ) સેંકડો કર્યાં અને બહુ સુંદર રીતે ચારિત્ર પાળીને છેવટે એક માસની સંલેખના (અંતઆરાધના) કરી અંતે સિદ્ધ થયા, તેમની સર્વ ઇચ્છાઓ સફળ થઇ, તેઓ અજરામર થઇ ગયા.

પુંડરીક રાજાને પોતાના પિતાના સિદ્ધ થવાના સમાચાર મળતાં તે ઘણોજ રાજી થયો. આ હકીકત વિગતવાર તેના જાણવામાં આવવાનો પ્રસંગ તેજ સ્થવિર સાધુઓથી થયો. એ સ્થવિરો વિહાર કરતાં કરતાં પુંડરીકિણી નગરીએ એક વખત આવ્યા ત્યારે તેનાથી સર્વ હકીકત પુંડરીક રાજાના જાણવામાં આવી. એ ધર્મકથાને પરિણામે પુંડરીક પરમ શ્રાવક થયો. શ્રાવકયોગ્ય સર્વ વ્રતો તેણે આદર્યાં અને ધર્મસેવામાં લયલીન થયો. હવે તે સર્વ વાત બની તે વખતે કંડરીક યુવરાજ પણ હાજર હતો, તેને પણ ધર્મ સાંભળીને ઘણો આનંદ થયો અને સાધુઓને કહેવા લાગ્યો કે 'મારે તો પુંડરીક રાજાની રજા લઇ પિતાની પેઠે સાધુ (અણગાર) થવું છે, તો વડિલ ભાઇને પૂછીને પછી હું આપની પાસે આવું.' સ્થવિર સાધુઓએ જવાબમાં કહ્યું 'તને જેમ સુખ ઉપજે તેમ દીક્ષા લે.' સ્થવિર સાધુઓને પ્રણામ કરીને ત્યાંથી કંડરીક પોતાના વડિલ ભાઇ પાસે જવા નીકળ્યો, ચાર ઘંટવાળા અને અવાજ કરતા સુંદર અશ્વ રથમાં બેઠો અને સ્થાન પાસે આવી રથમાંથી ઉતર્યો. છેવટે જ્યાં પુંડરીક હતો ત્યાં પોતે આવી પહોંચ્યો અને હાથ જોડી પ્રણામ કરી સ્થિત થયો. તે વખતે મોટા અને નાના ભાઇ વચ્ચે નીચે પ્રમાણે વાતચીત થઇ:—

કંડરીક—"ભાઇ! મેં આજે સ્થવિર સાધુઓ પાસે ધર્મ સાંભળ્યો, એ ધર્મ મને બહુ પસંદ આવ્યો, મને તેના ઉપર બહુ રૂચિ થઇ; તેટલા માટે ભાઇ! સંસારના ભયથી હું તો કંટાળી ગયો છું, જન્મ અને ઘડપણના ભયથી હું તો બહુ બી ગયો છું. જો તમે રજા આપો તો હું તો સ્થવિરોની પાસે જઈ દીક્ષા લેવાની ઇચ્છા રાખું છું."

પુંડરીક—"ભાઇ! તું હાલ સ્થવિર પાસે દીક્ષા લે નહિ! મારી ઇચ્છા તારા ઉપર રાજ્યનો અભિષેક કરવાની છે."

પુંડરીકે અત્રે ઇચ્છા બતાવી તેની સાથે કંડરીક સંમત ન થયો, તે બાબતનો જવાબ પણ ન દીધો, માત્ર ત્રણ વાર ફરી ફરીને એકજ વાત કહેતો રહ્યો કે "ભાઇ! મારી ઇચ્છા દીક્ષા લેવાની છે." ત્યારપછી પુંડરીકે સાંસારિક વિષયોમાં રસ ઉત્પન્ન કરે તેવી અનેક વાતો કરી, અનેક કથાઓ કહી, અનેક સૂચવનો કર્યાં, અનેક પ્રકારે વિજ્ઞાપના કરી, પણ તેથી કંડરીક કુમાર જરા પણ વિચારમાં ડગ્યો નહિ.

ત્યારે તેણે વિષયો તરફ પ્રતિકૂળ પણ સંયમનો ભય ઉત્પન્ન કરે તેવી વાતો કરવા માંડી. તેણે કહેવા માંડ્યું “ ભાઇ ! નિર્ગ્રથપ્રવચન સત્ય “ અનુત્તર કૈવલિક છે, તેમાં કેવળજ્ઞાન થાય છે, છેવટે સર્વ દુઃખોનો “ હમેશ માટે નાશ થાય છે એ સર્વ વાત ખરી, પણ ભાઇ ! એની “ દીક્ષામાં સર્પની જેમ એક નજરે રહેવાનું છે, ધનુષના ભાલાની “ તીક્ષ્ણ અણી પર રહેવાનું છે, લોઢાના જવ ચાવવા જેવું છે, એ “ નદીની વાલુકા (રેતી) ની જેવી તદ્દન સ્વાદ વગરની છે, ગંગા જેવી “ મોટી નદીના સામા પુરમાં જવા જેવી તે અતિ મુશ્કેલ છે, મોટા “ સમુદ્રની પેઠે એ હાથવડે તે તરી ન શકાય તેવી છે, એમાં અતિ “ ઝીણી ઝીણી બાબતો કરવી પડે છે, અતિ ભારે બાબતોને ઉલંઘવી “ પડે છે, તરવારની ધાર જેવા મહા આકરાં તપ તપવાં પડે છે. જો “ ભાઇ ! જૈન સાધુથી કોઇ જીવનો ઘાત થઇ શકતો નથી, અરે ! “ મિથ્યાદર્શન સંબંધી એક જરા પણ શલ્ય મનમાં રખાતું નથી, “ તેને તથા અન્ય સાધુને માટે તૈયાર કરેલો આહાર લેવાતો નથી, “ [1]મિશ્ર દોષવાળો આહાર તેનાથી લેવાતો નથી, ગૃહસ્થ પોતાને “ માટે રસોઇ કરતા હોય તેમાં થોડી સાધુ માટે વધારે બનાવે તેવા “ દોષવાળો આહાર લેવાતો નથી,[2] સામો આણેલો આહાર લેવાતો “ નથી,[3] શુદ્ધમાં અશુદ્ધ ભળેલો આહાર લેવાતો નથી[4] સાધુને માટે “ ખરીદ કરેલો આહાર લઈ શકાતો નથી,[5] સાધુને માટે ઉછીતો “ લાવેલો આહાર લઇ શકાતો નથી,[6] બીજા પાસેથી તેની ઇચ્છા “ વગર ઝુંટવી લીધેલો આહાર લઇ શકાતો નથી[7] વસ્તુના ઘણા “ માલેક હોય તેમાંથી એકની પણ ઇચ્છા ન હોય તેવો આહાર લઇ “ શકાતો નથી.[8] સ્થાપન કરી રાખેલ આહાર લેવાતો નથી, અટવી “ વિહાર માટે કરવામાં આવેલો આહાર લેવાતો નથી, દુકાળીઆને “ માટે યોજાયલો આહાર લેવાતો નથી, માંદા સારૂ આણેલો આહાર “ લેવાતો નથી, મહેમાન સારૂ આણેલો આહાર લેવાતો નથી, ઉપા- “ શ્રયના માલિકની પાસેથી લીધેલો આહાર લેવાતો નથી, રાજાના

---

૧ **મિશ્રદોષ:** પોતાને માટે તથા બીજા સાધુ વિગેરેને માટે તૈયાર કરેલ આહાર મિશ્રજાત કહેવાય છે. ( જુઓ પૃ. ૧૪૦૭ )

૨ આને **અધ્યવપૂરક:** દોષ કહે છે. આ સર્વ દોષોપર ભાગ બીજામાં પરિ. શિષ્ટ નં. ૪ બહુ વિસ્તારથી આપ્યું છે. આ દોષના વિવેચન માટે જુઓ પૃ. ૧૪૧૩

૩ આને **અભ્યાહૃત** દોષ કહે છે. જુઓ પૃ. ૧૪૧૦.

૪ આને **પૂતિકર્મ** કહે છે. જુઓ પૃ ૧૪૦૬. ૫. **કૃતદોષ** (પૃ. ૧૪૦૯ )

૬ **પ્રામિત્યક** અથવા **પ્રામિત્ય** દોષ ( પૃ. ૧૪૦૯ ) ૭ આચ્છાદ્યદોષ ( પૃ. ૧૪૧૧ ) ૮ **અનિસૃષ્ટ** ( પૃ. ૧૪૧૨ )

ઘરેથી આહાર લેવાતો નથી, મૂળીઆંવાળો આહાર લેવાતો નથી, કોઇ પ્રકારનાં ખવાતાં નથી, ફળ (ફ્રુટ્સ) ખવાતાં નથી, બીજનું ભોજન થતું નથી, લીલોતરી જીવમિશ્ર ખવાતી નથી, તેવીજ રીતે પીવાની બાબતમાં પણ ઘણી બાબતો જાળવવી પડે છે અને ભાઇ ! "તું તો સુખમાં ઉછર્યો છે, તું ઠંડીની પીડા સહન કરી શકીશ નહિ, "ગરમીનો પરાભવ સહી શકીશ નહિ, ભુખની પીડા વેઠી શકીશ "નહિ, તરસ્યો રહી શકીશ નહિ, ચોરનો ઉપદ્રવ ખમી શકીશ નહિ, "સર્પનો પરાભવ ખમી શકીશ નહિ, ડાંસ મચ્છરના ડંસો સહી "શકીશ નહિ, ચાંચડની પીડા વહોરી શકીશ નહિ, વાત પિત્ત "કફ વિગેરે નાના મોટા અનેક રોગોની પીડા ભોગવી શકીશ નહિ, "ઇન્દ્રિયવિકારોની પીડા શાંતિથી વેઠી શકીશ નહિ. આવા આવા બા- "વીશ પ્રકારના પરીષહો થશે તેને તું સહન કરી શકીશ નહિ. "વળી ભાઇ ! અમે એક પણ દિવસ તારો વિયોગ સહન કરી શકીએ "તેમ નથી, તેથી તું આ રાજ્યલક્ષ્મી હાલ તો ભોગવ, પછી તારી "મરજી થાય તો આગળ ઉપર દીક્ષા લેજે."

કંડરીક—"ભાઇ ! નિર્ગ્રંથપ્રવચન (જૈન માર્ગ) નપુંસકો માટે "નથી, બીકણ પુરુષો માટે નથી, દુર્જન મનુષ્યો માટે નથી, આ "ભવમાં ખાઇ પી લહેર કરવાવાળા માટે નથી, પરલોક માટે બેદરકાર "રહેનાર માટે નથી, ઇંદ્રિયવિષયોના તરસ્યા માટે નથી, સાધારણ મા- "ણસોથી આદરી શકાય તેવું નથી; બાકી જે માણસ ધીરજવાળો હોય, "એક નિર્ણયવાળો ઉદ્યોગી હોય તેનાથી ન થઇ શકે તેવું એ પ્રવચ- "નમાં કાંઇ નથી, માટે ભાઇ ! હું દીક્ષા લેવાની ઇચ્છા રાખું છું."

કોઇ પણ રીતે સમજાવટથી કે ભયથી કંડરીકનો વિચાર ફરે તેમ ન લાગવાથી અનિચ્છાએ પુંડરીકે તેને દીક્ષા લેવાની રજા આપી. પછી પુંડરીકે પોતાના નોકરવર્ગને એકઠા કર્યા અને તેમને કહ્યું કે "કંડરીક દીક્ષા લેવાનો છે તો અત્યંત ઠાઠમાઠ સાથે તેનો નિષ્ક્રમણમહોત્સવની તૈયારી કરો.' મહોત્સવ થયા પછી છેવટે કંડરીકે દીક્ષા લીધી. અનુક્રમે તે અગીઆર અંગ ભણી ગયો અને એક બે ત્રણ ચાર ઉપવાસ કરતો અને મોટી તપસ્યાઓ કરતો તે પૃથ્વીતળ પર વિહાર કરવા લાગ્યો.

હવે એક વખત તદ્દન નિરસ સુકા આહારને લીધે કંડરીકને શરીરે રોગો થઇ આવ્યા અને આખા શરીરે આકરો દાહ થઇ આવ્યો, તોપણ તેણે વિહાર કરવાનું તો ચાલુ રાખ્યું. હવે સર્વ સ્થવિર સાધુઓ જેમની સાથે એ કંડરીક પણ હતો તેઓ સર્વ ગામેગામ અને શહેરેશહેર વિહાર કરતા એ જ નલિનીગુલ્મ વનમાં એક વખત આવી

પહોંચ્યા. પુંડરીક રાજાને સાધુઓ આવી પહોંચવાના સમાચાર મળતાં તે તુરતજ સાધુઓને વંદન કરવા આવ્યો અને આવીને સર્વની સેવા ખરદાસ્ત કરી. આચાર્ય પાસે ધર્મદેશના સાંભળ્યા પછી પોતાનો દીક્ષિત ભાઇ કંડરીક જ્યાં હતો ત્યાં તે આવી પહોંચ્યો. પોતે કંડરીકને નમ્યો, કંડરીકને પ્રણામ કર્યા. તે વખતે તેને જણાવ્યું કે કંડરીકના શરીરમાં વ્યાધિએ પ્રવેશ કર્યો છે. ત્યારપછી પુંડરીક સ્થવિર સાધુઓ પાસે આવ્યો અને તેમને જણાવ્યું કે 'સાહેબ! કંડરીકના શરીરમાં વ્યાધિ થઇ ગયેલ છે તો આપની રજા હોય તો શુદ્ધ વાપરવા યોગ્ય નિર્જીવ ઔષધોથી તેના વ્યાધિઓનો ઉપાય કરૂં અને તેના વ્યાધિ મટી જાય તેવાં ભોજન પાન તેને કરાવું. તેટલા માટે ભગવાન્! આપ સર્વ મારી વાહનશાળામાં પધારો.' પુંડરીક રાજાએ જે વાત કરી તે સ્થવિરોએ સાંભળી અને પછી સર્વ યાનશાળામાં આવી પહોંચ્યા. ત્યારપછી પુંડરીકે પોતાના ભાઇની દવા કરાવવા માંડી, તેને ભાવે તેવી વસ્તુઓ ખવરાવવા માંડી, તેના વ્યાધિઓ મટી જાય તેવો ખોરાક આપવા માંડ્યો, એટલે થોડા વખતમાં તેના વ્યાધિઓ નાશ પામી ગયા, તેને ઘણો આનંદ થયો, શરીર નીરોગી થયું અને દેહમાં ચેતન વધારે આવ્યું.

હવે આવી રીતે તેના વ્યાધિઓ ઓછા થઈ ગયા, દૂર થઇ ગયા, તોપણ મનપસંદ ભોજન મળતું હતું તેના ઉપરની મૂર્ચ્છાને લઇને વિહાર કરવો તેને ગમતો નહોતો. પુંડરીકને આ હકીકતની ખબર મળતાં તે કંડરીક પાસે આવ્યો, ત્રણ પ્રદક્ષિણા કરી તેને નમસ્કાર કર્યો અને પછી કહેવા લાગ્યો "દેવાનુપ્રિય! તું ખરેખરો પુણ્યશાળી છે!
" ખરો ભાગ્યશાળી છે! સારાં લક્ષણવાળો છે! તારો મનુષ્યભવ
" સફળ છે! અહાહા! તેં રાજ્યનો અને દેશનો અને છેવટે
" અંતઃપુરનો ત્યાગ કરીને આવી દીક્ષા લીધી! હું તો ખરેખર કમ-
" નસીબ છું, પુણ્યહીન છું! કારણ કે આ મનુષ્યનો ભવ અનેક
" પ્રકારના જન્મોથી, ઘડપણથી, મરણથી, રોગોથી, શારીરિક દુઃખોથી,
" માનસિક દુઃખોથી અને એવાં એવાં અનેક પ્રકારનાં આકરાં દુઃખોની
" હેરાનગતિઓથી આક્રમણ થયેલો છે, જાતે અનિત્ય છે, અચોક્કસ
" છે, સંધ્યાના રંગ જેવો ક્ષણવિનાશી છે, પાણીના પરપોટા જેવો છે,
" કુશ ઘાસના છેડા પર વળગેલા પાણીના ટીપા જેવો છે, સ્વપ્નના
" દેખવાની ઉપમાને યોગ્ય છે, વિજળીના ચમકારા જેવો ચંચળ છે,
" સડવું પડવું નાશ પામવું વિગેરે ધર્મોથી યુક્ત છે, આગળ અને
" પાછળ અવશ્ય તજવો પડે તેવો છે; મનુષ્યનું શરીર પણ દુઃખનું
" ઘર છે, અનેક વ્યાધિઓનું સ્થાન છે, હાડકાંનો માળો હોય તેવું
" છે, આંતરડાં સ્નાયુ અને નાડીઓથી આડુંઅવળું બંધાયલું છે,

" માટીના ઠામ જેવું કાચું છે. અપવિત્ર પદાર્થોથી ભરેલું છે, તદ્દન
" ન ગમે તેવું છે, છતાં આખો વખત ખમા ખમા કરીને પંપાળવું
" પડે તેવું છે, ઘડપણથી ઘુતરાયલું છે, ખરખર ઓરડી ઘરની પેઠે
" સડવા પડવા નાશ પામવાના ધર્મવાળું છે, પહેલાં અથવા પછીથી
" પણ જરૂર તજવું પડે તેવું છે; વળી મનુષ્યભવમાં ભોગવવાના
" કામભોગો પણ અપવિત્ર છે, અનિત્ય છે, વાયુથી ભરેલા છે, પિત્તથી
" ભરેલા છે, કફથી ભરેલા છે, શુક્રથી ભરેલા છે, લોહીથી ભરેલા છે,
" વિષ્ટા મૂત્ર શ્લેષ્મ પિત્ત શુક્ર લોહીથી ઉત્પન્ન થાય છે, મનને જરા
" પણ ન ગમે તેવા તુચ્છ વાત પદાર્થો મૂત્ર વિષ્ટા પરૂ આદિથી ભરેલા
" હોય છે, મરેલાની ગંધ આવે તેવા ઉશ્વાસ નિઃશ્વાસથી ઉદ્વેગ કર-
" નારા હોય છે, તદ્દન ગંદા હોય છે, બહુ થોડો વખત રહેનારા હોય
" છે, પ્રમાણમાં બહુ ઓછા હોય છે, અંદર મલીનતાથી ભરેલા હોય
" છે, બહુ દુઃખથી ભરેલા હોય છે, બહુ જનને સાધારણ હોય છે, મહા
" મહેનતે જરા તરા મળે તેવા હોય છે, મૂર્ખ માણસોથી ખાસ કરીને
" સેવાયલા હોય છે, સાધુ પુરુષોથી નિરંતર નિંદાયલા હોય છે,
" અનંતો સંસાર વધારી દે તેવા હોય છે, મહા આકરૂં ભયંકર પરિ-
" ણામ નીપજાવનારા હોય છે, ચુડેલની જેમ એક વાર વળગ્યા પછી
" પીછો ન મૂકે તેવા હોય છે, દુઃખની પરંપરા પમાડનારા હોય છે,
" મોક્ષગતિમાં જવામાં અંતરાય કરનારા હોય છે અને પહેલાં અથવા
" પાછળ જરૂર તજવા પડે તેવા પ્રકારના હોય છે; વળી રાજ્ય
" અથવા સોના રૂપાની કે બીજી માલેકીઓ ( શેઠાઇઓ ) પણ
" અગ્નિને તાબે રહે છે, ચોરને તાબે રહે છે, રાજાઓને તાબે રહે છે,
" સગાંસંબંધીઓને તાબે રહે છે, અનિત્ય છે, અસ્થિર છે, અશાશ્વત
" છે અને પહેલાં અથવા પછીથી પણ જરૂર તજવી પડે તેવી છે–
" આવા પ્રકારના રાજ્ય ઉપર, એવા પ્રકારના અંતઃપુર ઉપર,
" એવા મનુષ્યભવ ઉપર, એવા કામભોગો ઉપર મૂર્ચ્છા પામીને
" હું દીક્ષા લઇ શકતો નથી–ત્યારે તું તો ખરેખર ભાગ્યશાળી છે અને
" તારો જન્મ ખરેખર સફળ છે કે તું આવી સુંદર દીક્ષા લઈ શક્યો છે."

પુંડરીકે આટલાં લંબાણ વખાણ કર્યાં તે સાંભળીને કંડરીક તો મૌન ધારણ કરીને ઊભો રહ્યો. ત્યારે વળી પુંડરીક બે ત્રણ વાર ફરી ફરીને બોલ્યો કે " અહો તું ધન્ય છે, અને અહો! હું હીણભાગી છું." પુંડરીકે આવી રીતે બે ત્રણ વાર કહ્યું એટલે કંડરીક મરજી ન છતાં શરમાઇ ગયો. લાજમાં લેવાઈ ગયો અને પુંડરીકની હામાં પોતાની હા ભેળવી દીધી.

ત્યારપછી લાજમાં ને લાજમાં કંડરીકે ત્યાંથી વિહાર કર્યો. સ્થવિરોની સાથે ઉગ્ર વિહાર કરતાં કંડરીકનું મન દીક્ષા ઉપરથી વધારે ને વધારે ઓછું થતું ગયું, આખરે એને સાધુપણા ઉપર તિરસ્કાર આવ્યો, શ્રમણપણામાં જે ગુણ હતો તે તેના ખ્યાલમાંથી છેવટે ખસી ગયો અને આખરે તે સ્થવિરો પાસેથી પણ ખસી ગયો.

આખરે ત્યાંથી થાકીને તે પુંડરીક રાજાના નગરમાં આવ્યો, પુંડરીકના રાજ્યભુવન તરફ આવ્યો, અશોકવૃક્ષનું ઉદ્યાન હતું ત્યાં આવી પહોંચ્યો, તેમાં પણ જે અશોક નીચે પોતે દીક્ષા લીધી હતી ત્યાં આવી પહોંચ્યો. પૃથ્વી પર જ્યાં શિલાપટ્ટ હતો તે સ્થાન પર આવી પહોંચ્યો. હવે તે શિલા પર બેસે છે અને મન પાછું પડી જવાથી સંકલ્પ વિકલ્પ કરે છે તે વખતે પુંડરીકની ધાવમાતા ત્યાં આવી પહોંચી, તેની એ અવસ્થા જોઇ ગઇ અને સર્વ હકીકત તેણે તુરત પુંડરીકને જણાવી. આખા અંતઃપુર અને પરિવારને લઇ પુંડરીક તુરતજ ત્યાં આવી પહોંચ્યો અને અગાઉની માફક કહ્યું " દેવાનુપ્રિય ! તું ખરેખરો પુણ્યશાળી છે " વિગેરે વિગેરે એ બધું સાંભળી કંડરીક મૌન રહ્યો. ત્યારે પુંડરીકે તેને પૂછ્યું " ભાઇ ! ભોગની ઇચ્છા છે ?" જવાબ હકારમાં મળ્યો. નોકરવર્ગને બોલાવી તેજ વખતે તેણે કંડરીકને રાજ્યાભિષેક કર્યો, તેજ વખતે પુંડરીકે પોતાને હાથે પંચમુષ્ટિ લોચ કર્યો, ચાર પ્રકારના યમવાળો ( પ્રાણાતિપાતત્યાગ, અસત્યત્યાગ, અદત્તત્યાગ, પરિગ્રહત્યાગ ) નિયમ આદર્યો, કંડરીકનાં ઓઘો પાત્રાં વિગેરે સર્વ ઉપકરણો પોતે ગ્રહણ કરી લીધાં અને તે વખતે અભિગ્રહ લીધો કે સ્થવિરની પાસે જઇ ધર્મ લઇને ત્યારપછી જ પોતે આહાર લેવો. આવો નિયમ લઇને પોતે સ્થવિરો તરફ ચાલ્યો.

કંડરીકે એક વખત તજેલ અતિ સ્નિગ્ધ ભોજન કરવા માંડ્યું તે પચ્યું નહિ, મહા વેદના થઇ, વધતી ચાલી, આખરે અસહ્ય થઇ પડી, વેદનાની સાથે અંતઃપુર અને રાજ્ય ઉપર મૂર્ચ્છા પણ વધતી ચાલી, મહા પીડામાં જાતે પડી ગયો અને રાજ્ય અંતઃપુર વિગેરેમાં બહુ મૂર્ચ્છા વાળો થયો. એણે તેથી અતિ આકરી શારીરિક વેદનાઓ સહન કરી, મહા અનિષ્ટ દુર્ધ્યાન કર્યાં. એણે લીધેલાં વ્રતોનો ત્યાગ કરેલો હોવાથી મંત્રી વિગેરેએ તેનો ત્યાગ કર્યો, જનસમુદાયે તેની ઉપેક્ષા કરી, હવે તેને અજીર્ણની પીડા વધી. દરમ્યાન તે વિચાર કરે છે કે ' આવાં દુઃખના વખતમાં પોતાનો ત્યાગ કરનાર મંત્રી વિગેરેને એના પુત્રપૌત્રાદિ પરિવાર સહિત મારી નાંખીશ.' આવું તંદુલ મત્સ્ય જેવું દુર્ધ્યાન કરતો અને રાજ્ય ઉપર મૂર્છાવાળો રહીને કોઇ પણ પાપની આલોચના

કર્યા વગર કાળ કરી સાતમી નારકીએ ગયો અને ત્યાં તેત્રીશ સાગરોપ સુધી મહા પીડાઓ તેણે ભોગવી.

પુંડરીક તો સ્થવિરો પાસે તુરત પહોંચી ગયો, તેઓની પાસે ફરીવાર ચાર મહાવ્રત* અંગીકાર કર્યાં. અને ત્રણ ઉપવાસ થયા હતા તેને પારણે જરા પણ દીનતા લાવ્યા વગર આહાર કરવા લાગ્યા. પરંતુ વખત વગરનું, સુકું, નિરસ અને ઠંડું ખાવાથી તે ભોજન તેને પચ્યું નહિ, તેની તેને ઘણી વેદના થઇ આવી, તેને એમ લાગ્યું કે એ વેદના પોતાથી વધારે વખત સહન થઇ શકશે નહિ. એટલે હાથ જોડી માથે લગાવી **णमोऽत्थुणं अरिहन्ताणं भगवंताणं** ઇત્યાદિ અરિહંત અને સ્થવિરોને નમસ્કાર કરીને બોલ્યો કે અહો ! મેં અગાઉ સ્થવિરો પાસે સર્વથી પ્રાણાતિપાતત્યાગ વિગેરે ચાર વ્રત લીધા હતા. યાવત્ સર્વ ન કરવા યોગ્ય યોગોનો ત્યાગ કર્યો હતો હવે અત્યારે પણ એ ચારે યોગો ફરીથી લઉં છું. સર્વ પ્રાણાતિપાતનો ત્યાગ કરૂં છું, યાવત્ સર્વ ન કરવા યોગ્ય યોગોનો ત્યાગ કરૂં છું અને આ મારા શરીરનો પણ છેલ્લો ઉશ્વાસ અને નિઃશ્વાસની સાથે[1] ત્યાગ કરૂં છું. એમ આલોચના કરી સર્વપ્રતિક્રમણ કર્યું અને સમાધિ આદરી. છેવટે કાળ કરી સર્વાર્થસિદ્ધ વિમાને દેવ થયા અને ત્યાં તેત્રીશ સાગરોપમના આયુષ્ય પર્યંત આનંદ કર્યો. ત્યાંથી ચ્યવી મહાવિદેહમાં મનુષ્યદેહ ધારણ કરી મોક્ષે જશે.

આ પ્રમાણે વાત કરી ગૌતમસ્વામી દેવતાને કહે છે કે " તારે બહારની નજરે દુર્બળપણું કે સબળપણું જોવાનું નથી. કંડરીક ઘણો દુબળો થઇ ગયો હતો, પણ અત્યંત દુર્ધ્યાન કરવાથી સાતમી નારકીએ ઉત્પન્ન થયો, જ્યારે પુંડરીક જાડો મજબૂત ભરેલ શરીરવાળો હતો છતાં શુકલ ધ્યાનમાં લીન હોવાથી સર્વાર્થસિદ્ધે ગયો. એવી રીતે હે દેવાનુપ્રિય ! બળ અથવા દુર્બળનું અત્ર કાંઇ કારણ નથી, અહીં તો ધ્યાન ઉપર અકુંશ મેળવવો જોઇએ. ધ્યાનનો નિગ્રહ કરવો એ પરમ પ્રમાણ છે. "

પોતાના મનની વાત જાણવાથી વૈશ્રમણે સ્વામીના જ્ઞાનની પ્રશંસા કરી, સ્વામીને વંદના કરી અને અત્યંત સંવેગ રસમાં લીન થઇ પોતાને સ્થાનકે ગયો. એ અવસરે વૈશ્રમણનો એક સામાનિક દેવતા જે વજ્રસ્વામીનો જીવ હતો તેણે એ અધ્યયનનું શ્રવણ કર્યું તેથી સમ્યકત્વ પામ્યો. કોઇ એમ કહે છે કે એ તિર્યક્ જૃંભકદેવ[2] હતો.

* એ કાળે ચાર મહાવ્રતરૂપ મુનિધર્મ પ્રવતમાન હતો.

૧ જ્યારે છેલ્લો શ્વાસોશ્વાસ સંપૂર્ણ થાય તે અવસર.

૨ તિર્યક્જૃંભકઃ વૈશ્રમણની આજ્ઞામાં રહેનાર વૈતાઢ્ય પર્વતવાસી દેવતાઓ

**તાપસોને બોધ.**

સવારે ગૌતમસ્વામીએ ચૈત્યોને વંદના કરી અને પછી અષ્ટાપદ પર્વત પરથી પાછું ઉતરવા માંડયું. તે વખતે જે તાપસોએ ગૌતમસ્વામીને ઉપર જતાં આગલે દિવસે જોયા હતા તે કહેવા લાગ્યા— 'સ્વામિન્! તમે અમારા આચાર્ય છો, અમે તમારા શિષ્યો છીએ.' ગૌતમસ્વામીએ જવાબ આપ્યો 'એમ નહિ, તમારા અને મારા પોતાના આચાર્યશ્રી ત્રણ જગતના ગુરુ વીર પરમાત્મા છે.' તેઓને વધારે નવાઇ લાગી તેથી પૂછ્યું કે–'શું વળી તમારે પણ માથે બીજા આચાર્ય છે?' ત્યારે ગૌતમસ્વામીએ તેમની પાસે ભગવાનના ગુણની પ્રશંસા કરી. દેવતાએ તે તાપસોને મુનિનો વેષ દીધો. તેમણે ગૌતમસ્વામી સાથે વિહાર કર્યો.

આખરે સર્વ તાપસોએ ગૌતમસ્વામી પાસે દીક્ષા લીધી. હવે ભિક્ષા લઇ આવવાનો વખત થયો એટલે આચાર્યશ્રી ગૌતમસ્વામીએ પૂછ્યું કે–'ભિક્ષામાં શું લાવશું?' તેઓએ જવાબ આપ્યો કે 'ખીર.' હવે ગૌતમસ્વામી પોતે મહા લબ્ધિવાળા હતા તેથી એક પાત્ર ( ભિક્ષાના વાસણ )માં ખીર ભરીને વહોરી લાવ્યા. પછી સર્વને એક પંક્તિમાં બેસી જવા કહ્યું. ગૌતમસ્વામીને અક્ષીણમહાનસ લબ્ધિ હતી તેનો એવો ચમત્કાર છે કે જે વસ્તુપર તે હાથ મૂકે તે કદિ ખૂટે નહિ. તેમણે એકજ પાત્રમાં આણેલી ખીરથી સર્વને તૃપ્ત કરી દીધા, પછી પોતે આહાર કર્યો. હવે સેવાલ અને તેના પાંચસો શિષ્યોને ખીરનું ભોજન કરતાં કરતાંજ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. સર્વે શિષ્યો સાથે ગૌતમસ્વામી ભગવાન્ જ્યાં રહેલા હતા તે તરફ ચાલ્યા. દૂરથી સમવસરણની રચના જોઇને દિન્ન અને તેના ( પાંચસો ) શિષ્યોને કેવળજ્ઞાન થયું. કોડિન્ન અને તેના પાંચસેં શિષ્ય હતા તેમણે ભગવાનને નજરે જોયા એટલે તેમને પણ કેવળજ્ઞાન ઉત્પન્ન થયું.

હવે ગૌતમસ્વામીને આગળ કરીને સર્વેએ ભગવાનને પ્રદક્ષિણા કરી, ત્યારપછી તેઓ કેવળીઓને બેસવાની જગા તરફ ચાલવા લાગ્યા. એટલે ગૌતમસ્વામીએ તેમને કહ્યું–'આ આપણા સ્વામી છે, આપણા આચાર્ય છે, તેમને તમે વંદન કરો, તેમને નમો.' તે વખતે ભગવાન્ પોતે કહેવા લાગ્યા 'ગૌતમ! કેવળીઓની આશાતના કર નહિ.[૧]' ગૌતમસ્વામી હકીકત સમજ્યા અને માફી માગી (મિથ્યાદુષ્કૃત દીધું).

હવે આ બનાવથી ગૌતમસ્વામીને વધારે અધીરજ ઉત્પન્ન થઇ, પોતે હજુ કેવળી કેમ ન થયા? તેને માટે ચિંતા થવા લાગી. ત્યારપછી ભગવાને તેને પૂછ્યું 'ગૌતમ! અન્યનું વચન પ્રમાણ કે જિનવરનું?'

૧ કેવળી તીર્થંકરને નમતા નથી, માત્ર તીર્થનેજ નમે છે.

ગૌતસ્વામીએ જવાબમાં કહ્યું 'ખચીત, જિનવરનું જ.' પછી ભગવાને તેને કહ્યું કે 'ત્યારે હવે તારા મનમાં અધીરજ કેમ થાય છે ? તું મારા તરફ રાગવાળો છે. અતિ પરિચયથી તું મારા પ્રત્યે ઉનની કંબળ સમાન સ્નેહવાળો છે. પણ ગૌતમ ! આગળ જતાં આપણે એક સરખા થઈ જશું, જરા પણ તફાવત વગરના થઇ જશું.' આ હકીકત કહીને પછી ભગવાને આખું દ્રુમપત્રીકા અધ્યયન કહી સંભળાવ્યું તે આ પ્રમાણે:–

"પીળાં પાંદડાંઓને જુનાં થઇ જતાં જોઇ નવી કુંપળીઓ "(કિસલયો) તેના તરફ હસે છે, તેને પડતાં જોઇ તેની મશ્કરી કરે "છે ત્યારે ખરી પડતાં પીળાં પચ થઇ ગયેલાં પાંદડાંઓ લીલી લીલી "કુંપળીઓને કહે છે કે–'જેવી અત્યારે તમે છો તેવા એક દિવસ "અમે પણ હતા, તમારા પણ એક દિવસ અમારા જેવા જ હાલ "થવાના છે. અત્યારે તમે અભિમાન શામાટે કરો છો ?' કિસલય "(કુંપળીઓ)નો સુંવાળા હોવાનો ગર્વ વધારે વખત ટકવાનો નથી, "ચિરકાળ રહેવાનો નથી અને તે હકીકત સમજનાર પાંદડાંઓ તેના "ગર્વ તરફ ટીકા કરતાં આ પ્રમાણે કહે છે. આવી સ્થિતિ "સમજીને હે ગૌતમ ! એક સમય પણ આળસ કરવું નહિ, પ્રમાદ "કરવો નહિ."

અહીં નિર્યુક્તિકાર કહે છે કે ખરી પડતાં પાંદડાંઓ કદિ બોલતાં નથી, પણ ભવ્ય પ્રાણીઓને પ્રતિબોધ આપવાને માટે આ એક પ્રકારની ઉપમા છે. દેશી ભાષામાં પણ એ ઉપમા પ્રચલિત છે તે જાણવામાં હશે:–

પીપળપાન ખરંત, હસતી કુંપળીઆં;
અમ વીતી તમ વીતશે, ધીરી બાપુડીઆં !

આગળ વીર ભગવાન્ કહે છે:—

"શરદ્ઋતુમાં ઘાસના છેડાપર ઝાકળના પાણીનું ટીપું હોય તે જેમ "બહુ થોડો વખત ટકે છે તેવી રીતે મનુષ્યનું જીવન પણ બહુ થોડો વખત "ટકે છે એમ સમજી હે ગૌતમ ! એક સમય પણ પ્રમાદ કરવો નહિ.

"આવી રીતે મનુષ્યભવના આયુષ્યને અનેક પ્રકારે ઉપક્રમ "(ધક્કાઓ) લાગે છે અને જીવન ઉપર અનેક પ્રકારના ઉપઘાતો "લાગ્યા કરે છે, માટે હે ગૌતમ ! એક સમય પણ પ્રમાદ કરવો નહિ.

"મનુષ્યપણું પામવું મહા દુર્લભ છે, સર્વ પ્રાણીઓને ચિર "કાળે પણ તે મેળવવું અત્યંત મુશ્કેલ છે અને કર્મના વિપાકો બહુ "આકરા છે એમ સમજી હે ગૌતમ ! એક સમય પણ પ્રમાદ કરવો નહિ.

"પૃથ્વીકાયમાં પ્રાણી અસંખ્ય કાળ રહે છે, પણ જલદી

" મનુષ્યભવ પાછો મેળવી શકતો નથી, માટે હે ગૌતમ ! એક સમય " પણ પ્રમાદ કરવો નહિ.

" તેવીજ રીતે પ્રાણી અપ્કાયમાં અસંખ્ય કાળ ( અસંખ્ય " ઉત્સર્પિણી અવસર્પિણી સુધી ) રહે છે. તેજ પ્રમાણે તેઉકાયમાં, " વાઉકાયમાં અસંખ્ય કાળ રહે છે, વનસ્પતિમાં અનંતો કાળ કાઢી " નાખે છે, તેવીજ રીતે બેઇંદ્રિયપણામાં, તેઇંદ્રિયપણામાં, ચૌરિંદ્રિય " પણામાં, સંખ્યાતો કાળ કાઢી નાંખે છે. તેમજ પંચેંદ્રિયપણામાં " તિર્યંચમાં સાત આઠ ભવ કરી નાંખે છે, નરકગતિ ને દેવગતિમાં " મોટા તેત્રીશ સાગરોપમનાં આયુષ્યો કાઢી નાખે છે, માટે હે " ગૌતમ ! એક સમય પણ પ્રમાદ કરવો નહિ.

" પ્રમાદથી ભરેલો જીવ એ પ્રમાણે સંસારમાં શુભ અશુભ કર્મો-" થી રખડ્યા કરે છે, માટે હે ગૌતમ ! એક સમય પણ પ્રમાદ કરવો નહિ.

" કદાચ મહા મુશ્કેલીએ મળવું દુર્લભ મનુષ્યપણું મળી જાય " તો પણ આર્ય દેશમાં જન્મ થવો ઘણો મુશ્કેલ છે. શક યવન કે " મ્લેચ્છ દેશમાં જન્મ થાય તો ત્યાં ધર્મપ્રાપ્તિના અભાવે મળેલું " મનુષ્યપણું વ્યર્થ થાય છે, માટે હે ગૌતમ ! એક સમય પણ " પ્રમાદ કરવો નહિ.

" કદાચ મહા મુશ્કેલીએ આર્ય દેશમાં જન્મ થાય તોપણ " પાંચે ઇંદ્રિયો સુંદર હોય, કોઇ પણ પ્રકારની ખોડખાંપણ વગરની " હોય એમ થવું ઘણું મુશ્કેલ છે અને તે સિવાય અસ્ખલિતપણે " સંપૂર્ણ ધર્મારાધન થવું પ્રાયઃ મુશ્કેલ છે એ હકીકત જાણી " હે ગૌતમ ! એક સમય પણ પ્રમાદ કરવો નહિ.

" કદાચ ખોડખાંપણ વગરની ઇંદ્રિયો મળી જાય તોપણ મિ-" થ્યાત્વમાં લપટાયલા પ્રાણીને વિશુદ્ધ ધર્મ સાંભળવાનું દુર્લભ " છે માટે હે ગૌતમ ! એક સમય પણ પ્રમાદ કરવો નહિ.

" કદાચ વિશુદ્ધ ધર્મ સાંભળવાની તક અથવા તકો મળી " આવે તોપણ તે ધર્મ ઉપર શ્રદ્ધા થવી દુર્લભ છે માટે હે ગૌતમ ! " એક સમય પણ પ્રમાદ કરવો નહિ.

" ધર્મ ઉપર શ્રદ્ધા થાય તોપણ શરીરે કરીને સ્પર્શઇંદ્રિયે " કરીને કામની તરફ ( વિષયસેવન તરફ ) મન વધારે જાય " છે, અને તેમ બને ત્યારે ધર્મ કરવાનું શરીરથી બનતું નથી, " માટે હે ગૌતમ ! એક સમય પણ પ્રમાદ કરવો નહિ.

" શરીર જીર્ણ થતું જાય છે, વાળ ધોળા થતા જાય છે અને

" કાનની સાંભળવાની શક્તિ ઘટતી જાય છે, માટે સમય માત્ર પણ " હે ગૌતમ ! પ્રમાદ કરવો નહિ.

" તેવીજ રીતે આંખનું બળ ઘટતું જાય છે, સુંઘવાની શક્તિ " મંદ પડતી જાય છે, જીભની ચાખવાની સત્તા ઓછી થતી જાય છે, " ચામડીની સ્પર્શશકિત ઘટતી જાય છે અને એમ સર્વ પ્રકારનાં બળ " શકિતઓ ઓછાં થતાં જાય છે, માટે હે ગૌતમ ! એક સમય પણ " પ્રમાદ કરવો નહિ.

" વાત પિત્તનો ઉદ્રેગ શરીરમાં ભોંકાયા કરે છે, શરીરમાં આંક- " ડીઓ આવ્યા કરે છે, વિવિધ પ્રકારના ઉપદ્રવો શરીરને ત્રાસ " આપ્યા કરે છે અને તેથી શરીરમાંથી શકિત જાય છે અને જીવરહિત " થઇ પડે છે. માટે હે ગૌતમ ! એક સમય પણ પ્રમાદ કરવો નહિ.

" જેવી રીતે કમળ જળમાં પ્રથમ ડુબેલું હોય છે, પણ પાછળ- " થી જળની ઉપર આવી જાય છે, તેવી રીતે ચિરકાળથી વળગેલા " પરિચિત સંબંધીઓના સ્નેહને છોડી સ્નેહરહિત થઇ હે ગૌતમ " એક સમય પણ પ્રમાદ કરવો નહિ.

" ઘર અને સ્રીનો એક વાર ત્યાગ કર્યા પછી અને અણગારપણુ " આદર્યા પછી વળી પાછો વમન કરેલ વસ્તુઓને ખાવાનો કે ચાટ- " વાનો વિચાર કરવો તે અયોગ્ય છે એમ સમજી હે ગૌતમ ! એક " સમય પણ પ્રમાદ કરવો નહિ.

" મિત્ર બાંધવને તેમજ મોટા ધનના ઢગલાઓને છોડી દઇને " ફરીવાર તેને શોધવા જવું યોગ્ય નથી એમ સમજી હે ગૌતમ ! " એક સમય પણ પ્રમાદ કરવો નહિ.

" જો કે આજે જિનેશ્વર વિદ્યમાન નથી, પરંતુ તેમનો ઉપદેશે- " લો માર્ગ છે. આવો માર્ગ અતીંદ્રિય પદાર્થને દેખનારા જિને- " શ્વર વિના સંભવિત નથી. આવા પ્રકારના સંદેહ વગરના હૃદયવાળા " ભાવી ભવ્યો પણ પ્રમાદ ન કરે તો પછી હું વિદ્યમાન છતાં અને " આવો જરૂર મુકિત આપનાર માર્ગ પ્રાપ્ત થયો છતાં 'કેવળજ્ઞાન મને " ઉત્પન્ન થશે કે નહિ ?' એવો સંશય કરી હે ગૌતમ ! સમય માત્ર પણ " પ્રમાદ કર નહિ.

" રસ્તામાં જે જે કાંટાઓ હોય તેને શોધીને તું મોટા સમ્યગ્- " દર્શનાદિ ભાવમાર્ગમાં દાખલ થયો છે અને આજ ખરો માર્ગ છે " એવો નિશ્ચય કરીને તે મોટે માર્ગે પડી ગયો છે, તો હે ગૌતમ ! " એક સમય પણ પ્રમાદ કરીશ નહિ.

"કોઇ નિર્બળ માણસ બોજો ઉપાડનાર બોજો ઉપાડીને આવે અને
" આગળ ચાલતાં ખાડા ટેકરા કાંટા કચરાવાળો વિષમ માર્ગ આવે
" એટલે કંટાળીને બોજો છોડી દે અને તેમ કરીને પછી આખરે બહુજ
" પસ્તાય તેમ ન થવું જોઇએ; માટે હે ગૌતમ ! જરા પણ પ્રમાદ ન
" કરવો.

" તું તો મોટો દરિયો તરી ગયો છે, અને હવે લગભગ કાંઠે
" આવીને નરમ પડી જવા જેવી કેમ સ્થિતિ થાય છે ? માટે હવે
" સામે કાંઠે પહોંચવા ઝટ તૈયાર થા અને હે ગૌતમ ! એક સમય પણ
" પ્રમાદ કર નહિ.

" તું મહાન્ ક્ષપક શ્રેણિએ ચઢી ઉત્તરોત્તર નિરૂપદ્રવ અનુત્તર
" શિવસ્થાને પહોંચીશ, માટે એક સમય પણ પ્રમાદ કર નહિ.

" તજવા યોગ્ય બાબતો સમજી લે, કષાય અગ્નિથી દૂર થા,
" સંયમની આસેવના કર અને તેવી રીતે ગામ અને નગરમાં જ્યાં
" ત્યાં સર્વ પાપસ્થાનોથી દૂર રહે, શાંતિમાર્ગે ( મુક્તિમાર્ગે ) ચાલ-
" વાનો ભવ્ય પ્રાણીઓને ઉપદેશ દઇ તેમાં વધારો કર અને ગૌતમ !
" એક સમય પણ પ્રમાદ કર નહિ. "

મહાબુદ્ધ શ્રીવીર પરમાત્માની આવી સુંદર પદલાલિત્ય અને અર્થયુક્ત ભાષા સાંભળી ગૌતમના રાગદ્વેષો છેદાઇ ગયા અને છેવટે તે ઇંદ્રભૂતિ ગણધર મોક્ષે ગયા.[1]



૧ શાંત્યાચાર્યકૃત ટીકા પરથી અર્થ સમજી આ આખુ અધ્યયન ઘણું ઉપયોગી લાગવાથી અત્ર ઉતારી લીધું છે. એમાં દ્રુમપત્રની હકીકત ઉપમાન બતાવવા સારૂ આપી છે તે ખાસ પ્રસ્તાવિકછે, બાકીનો તમામ ભાગ ઉપદેશક છે, પુંડરીક કંડરીક અધ્યયનની વાત પણ ખાસ જાણવા જેવી છે. જિજ્ઞાસુને ઉપયોગી ધારી તે આખું અધ્યયન અત્ર રજુ કર્યું છે.

# પરિશિષ્ટ. ख



જુઓ પૃ. ૮૩

## પુદ્‌ગળ પરાવર્તનનું સ્વરૂપ.[1]

*પુદ્‌ગળપરાવર્તનનું સ્વરૂપ જાણવા જેવું છે. તેના દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી પ્રત્યેકના બાદર અને સૂક્ષ્મ ભેદ કરતાં આઠ પ્રકાર થાય છે.

ઔદારિક, વૈક્રિય, તેજસ, કાર્મણ, ભાષા, શ્વાસોશ્વાસ અને મનોવર્ગણાપણે ચૌદ રાજલોકના સર્વ પુદ્‌ગળો પરિણમાવે એટલે પ્રત્યેક વર્ગણારૂપે દરેક પુદ્‌ગળ પરમાણુ પરિણમાવે ત્યારે દ્રવ્યથી બાદર પુદ્‌ગળ પરાવર્ત થાય. ( કોઇક આચાર્યો પ્રથમની ચાર વર્ગણારૂપે સર્વ પુદ્‌ગળ પરિણમાવવાનું કહે છે. ) એજ પુદ્‌ગળ પરમાણુને પ્રથમ ઔદારિક વર્ગણારૂપે ભોગવે, ત્યારપછી અનુક્રમે વૈક્રિય વર્ગણારૂપે ભોગવે, યાવત્ મનોવર્ગણારૂપે ભોગવે, તેમાં એક પરમાણુને ઔદારિક તરીકે ભોગવ્યા પછી વચ્ચે વૈક્રિયાદિરૂપે ગમે તેટલા ભોગવે તે ગણવા નહિ. એવી રીતે અનુક્રમે સાતે વર્ગણાપણે સર્વ પુદ્‌ગળો ભોગવાય ત્યારે દ્રવ્યથી સૂક્ષ્મ પુદ્‌ગળપરાવર્તન થાય છે.

લોકાકાશના અસંખ્ય પ્રદેશો છે. તે દરેક પ્રદેશને મરણથી સ્પર્શે ત્યારે ક્ષેત્રથી બાદર પુદ્‌ગળપરાવર્તન થાય છે અને:લોકાકાશના સર્વ પ્રદેશોને ક્રમસર એક પછી એક પ્રદેશ સ્પર્શી મરણ પામે, એમ સર્વ પ્રદેશોનો અનુક્રમે સ્પર્શ થાય ત્યારે ક્ષેત્રથી સૂક્ષ્મ પુદ્‌ગળપરાવર્તન થાય છે. આમાં એટલું ધ્યાનમાં રાખવાનું છે કે કોઈપણ એક પ્રદેશે મરણ થયા પછી તેના અનંતર પ્રદેશે મરણ થાય તેજ પ્રદેશ ગણવો, બાકી અન્ય પ્રદેશોએ વચ્ચેના વખતમાં ગમે તેટલાં મરણ થાય તે પ્રદેશો ગણવા નહિ.

ઉત્સર્પિણી અને અવસર્પિણીના સર્વ સમયો આડાઅવળા મરણથી સ્પર્શે ત્યારે કાળથી બાદર પુદ્‌ગળપરાવર્તન થાય છે અને ઉપર બતાવેલી રીત પ્રમાણે કાળચક્રના પ્રત્યેક સમયને અનુક્રમે મરણવડે

---

૧ અધ્યાત્મકલ્પદ્રુમ દ્વિતીયાવૃત્તિની પૃ. ૨૫૬-૮ માની નોટ અહીં નોંધી લીધી છે.

* આ વિષય વધારે પારિભાષિક ( technical ) છે. એ બરાબર સમજવા માટે ગુરુગમની જરૂર પડશે.

સ્પર્શે ત્યારે કાળથી સૂક્ષ્મ પુદ્ગળપરાવર્તન થાય છે. એમાં ઉત્સર્પિણીમાં પ્રથમ સમયે કાળ કર્યા પછી તેના પછીનાજ બીજા સમયે બીજી કોઇ પણ ઉત્સર્પિણીમાં કાળ કરે તેજ ગણાય છે. વચ્ચેના મરણસમયો ગણાતા નથી.

કષાયના કારણથી જે અધ્યવસાય થાય તેને લીધે કર્મબંધ થાય છે. એ કર્મબંધમાં બહુ તરતમતા હોય છે. કષાય મંદ કે તીવ્ર હોય તે પ્રમાણે કર્મના અનુબંધમાં ફેર પડે છે. કષાયનાં અસંખ્ય સ્થાનો છે અને તેથી અનુબંધસ્થાન પણ અસંખ્ય છે. પ્રાણીને જેવી જેવી જૂદી જૂદી વાસના તેટલા તેટલા જૂદા જૂદા અધ્યવસાય થાય છે અને તે પ્રત્યેકમાં તરતમતા હોય છે તેથી પ્રત્યેકનું સ્થાન જૂદું પડે છે. એ રીતે અનુબંધ-સ્થાન અસંખ્ય સમજવાં. એ સર્વ અધ્યવસાયસ્થાનક આગળ પાછળ મરણવડે ફરસીને પૂરાં કરે ત્યારે ભાવથી બાદર પુદ્ગળપરાવર્તન થાય છે; અને પ્રથમ અલ્પ કષાયોદયરૂપ અધ્યવસાયે છતો મરણ પામે, તે વાર પછી બીજાં ગમે તેવાં સ્થાનકોએ મરણ પામે, તે ગણાય નહિ, પણ ત્યાર પછી તેની અનંતર રહેલા અધ્યવસાયસ્થાનકે મરણ પામે તેજ ગણાય, એવી રીતે સર્વ અધ્યવસાયસ્થાનકોએ અનુક્રમ પ્રમાણે ચાલતો કાળ કરે ત્યારે ભાવથી સૂક્ષ્મ પુદ્ગળપરાવર્તન થાય છે.

આ સ્વરૂપમાં બાદર પુદ્ગળપરાવર્તનના ચાર ભેદ કહ્યા છે એ જરા ઠીક લાગશે, કારણ કે એમાં બહુ ઓછા ભવો કરવા પડે છે (પ્રમાણ-માં), પરંતુ શાસ્ત્રકાર કહે છે કે એ બાદરના ચાર ભેદ તો સૂક્ષ્મ સમજવા માટેજ બતાવ્યા છે, તેનો બીજો ઉપયોગ નથી. એ સમજવાથી સૂક્ષ્મ ભેદ ગ્રાહ્યમાં આવે તેથીજ બતાવ્યા છે, બાકી અમુક જીવે જે અનંત પુદ્ગળપરાવર્તન કર્યાં અને હજુ કરશે તે તો સૂક્ષ્મ સમજવાં.



શ્રી

# ઉપમિતિ ભવપ્રપંચા કથા.

## દ્વિતીય પ્રસ્તાવ.

---

### અવતરણ.

# દ્વિતીય પ્રસ્તાવ.



| સ્થાન. | મુખ્ય પાત્રો. | | સામાન્ય પાત્રો | |
|---|---|---|---|---|
| મનુજગતિ નગરી. | કર્મ પરિણામ. | મનુજગતિનો મહારાજા. | પ્રિયનિવેદિકા. | દાસી, પુત્રજન્મની વધામણી આપનાર. |
| | કાળ પરિણતિ. | કર્મપરિણામની પટ્ટરાણી. | | |
| | ભવ્ય પુરૂષ. | કર્મપરિણામનો પુત્ર. | | |
| | સુમતિ. | | અવિવેક. | કર્મપરિણામ રાજાનો મંત્રી. |
| | અગૃહીતસંકેતા. | બે સખીઓ. | | |
| | પ્રજ્ઞાવિશાલા. | | | |
| | સદાગમ | ગુરુમહારાજ. | | |

| | | | | |
|---|---|---|---|---|
| અસંવ્યવહાર નગર. | | | તત્પરિણતિ. | પ્રતિહારી. |
| ગોળક પ્રાસાદ. | અત્યંતઅબોધ | અસંવ્યવહારનો સરસુબો. | તન્નિયોગ | કર્મપરિણામનો દૂત |
| નિગોદ ચેંબર. | તીવ્રમોહોદય. | અસંવ્યવહારનો સેનાપતિ. | | |
| | સંસારીજીવ. | કથા કહેનાર વ્યક્તિ. | | |
| | લોકસ્થિતિ. | કર્મ પરિણામની મોટી બ્હેન. | | |
| | ભવિતવ્યતા. | સંસારીજીવની ભાર્યા. | | |

**એકાક્ષનિવાસ નગર**

પાંચ પાડા.

(૧) વનસ્પતિ.
(૨) પૃથ્વીકાય.
(૩) અપ્કાય.
(૪) તેજસ્કાય.
(૫) વાયવીય.

| | | |
|---|---|---|
| **વિકલાક્ષનિવાસ નગર** | **ઉન્માર્ગોપદેશ** | વિકલાક્ષનિવાસ તથા પંચેદ્રિયપશુસંસ્થાનનો સરસુબો. |
| ત્રણ પાડા. | | |
| (૧) દ્વિહ્રષીક. | | |
| (૨) ત્રિકરણ. | **માયા** | ઉન્માર્ગોપદેશની ભાર્યા. |
| (૩) ચતુરક્ષ. | | |

**પંચાક્ષપશુસંસ્થાન.**

| | |
|---|---|
| જળચર<br>સ્થળચર<br>ખેચર | સમૂચ્છિમ<br>ગર્ભજ. |

ઉરઃપરિ
ભુજપરિ.

| | | |
|---|---|---|
| **પુણ્યોદય.** | શુભ મિત્ર અને બંધુ. મનુજગતિએ જતા સહાયી. | હરણ<br>હાથી |



॥ ॐ परमात्मने नमः ॥

# શ્રી ઉપમિતિ ભવપ્રપંચા કથા.

## દ્વિતીય પ્રસ્તાવ.



### અવતરણ.

### તિર્યગ્ગતિ વર્ણન.



## પ્રકરણ ૧ લું.

### મનુજગતિ નગરી.



આ લોકમાં સુમેરૂ પર્વતની પેઠે અનાદિ કાળથી[1] પ્રતિષ્ઠિત, સમુદ્રની પેઠે [2]મહાસત્ત્વોથી સેવિત, [3]કલ્યાણશ્રેણીની પેઠે મનોરથોને પૂરનારી, તીર્થંકર મહારાજે બતાવેલી [4]પ્રવ્રજ્યાની પેઠે સારા માણ-

---

૧ **મનુજગતિના** સર્વ વિશેષણો **શ્લેષથી** ભરપૂર છે. બે અર્થ એક શબ્દના થતા હોય તે શ્લેષ કહેવાય છે **પ્રતિષ્ઠિત:** (૧) મેરૂ પર્વત સાથે 'દ્દઢપણે ઉભો રહેલ' (૨) નગરી સાથે 'સ્થપાયેલ.' જેમ મેરૂ પર્વત અનાદિ કાળથી રહેલ છે તેમ આ નગરી અનાદિ કાળથી સ્થપાયલી છે એમ શ્લેષ સર્વ ઘટાવવા.

૨ **મહાસત્ત્વ** શબ્દ અહીં શ્લેષ છે: (૧) મહાસત્ત્વ એટલે મોટાં જનાવરો-મગરમચ્છ, વ્હેલ આદિ સમુદ્રને અંગે; અને (૨) મહાસત્ત્વ એટલે મોટા સાત્વિક માણસો-તીર્થકરો-મહાત્માઓ, 'આસન્નસિદ્ધ જીવો-એવો અર્થ મનુજગતિ નગરીને અંગે કરવો.

૩ **કલ્યાણપરંપરા** એટલે સારાં કર્મોનો સમૂહ. તે જેમ મનોરથને પૂરા પાડે છે તેમ આ નગરી પણ ઉચ્છિત વસ્તુઓ મેળવી આપે છે. લગભગ સરખા અર્થ બતાવનાર 'મનોરથ' શબ્દ ઉપર અહીં શ્લેષ છે

૪ **પ્રવ્રજ્યા:** દીક્ષા, સંસારસબંધત્યાગ અને પંચમહાવ્રતનું આચરણ-સંયમ.

સોને પ્રમોદ[1] ઉપજાવનારી, સમરાદિત્યની કથા[2] પેઠે અનેક વૃત્તાંતોથી[3] ભરપૂર, ત્રણે ભુવન જીતેલાની પેઠે જેણે નામના[4] મેળવી છે તેવી અને સુસાધુ પુરૂષોની[5] ક્રિયાની પેઠે પુણ્ય વગરના પ્રાણીને મળવી અતિ મુશ્કેલ એવી એક મનુજગતિ નામની નગરી છે. એ નગરી ધર્મની ઉત્પત્તિભૂમિ[6] છે, અર્થનું મંદિર છે, કામનું ઉત્પત્તિસ્થાન છે, મોક્ષનું કારણ છે, અને પંચ કલ્યાણક વિગેરે પ્રસંગ પર થતા અને બીજા અનેક મહોત્સવ આડંબરનું સ્થાન છે. તે નગરીમાં વિચિત્ર પ્રકારનાં સુવર્ણ અને રત્નોની ભીંતોથી[7] સુંદર લાગતાં, અતિ મનોહર હોવાને લીધે જેમાં અનેક દેવો[8] રહેલા છે તેવાં, મેરૂ પર્વતરૂપ[9] ઉંચાં અને વિશાળ અનેક દેવકુળો[10] છે. ત્યાં અનેક આશ્ચર્યજનક

મનુજગતિ નગરી.

---

૧ **પ્રમોદ** શબ્દ અહીં શ્લેષ છે: (૧) આનંદ–દીક્ષા સાથે; (૨) સંપૂર્ણતા–સિદ્ધિ–એ અર્થ નગરી સાથે કરવો.

૨ **સમરાદિત્ય ચરિત્ર** માટે જુઓ ' સમરાઈચ્ચ કહા ' હરિભદ્ર સૂરિ વિરચિત છપાઇને બહાર પડી છે. તે ઉપરાંત રા. કેશવલાલ મોદીએ ' સમરાદિત્ય સંક્ષેપ ' છપાવેલ છે અને 'સમરાદિત્યનો રાસ' શ્રી પદ્મવિજયજીનો કરેલો બહુ સુંદર છે તે પણ છપાઈ બહાર પડેલ છે. એ કથા સુંદર છે અને બહુ બનાવોથી ભરપૂર છે, ખરો વૈરાગ્ય ઉત્પન્ન કરે તેવી છે.

૩ **વૃત્તાંત** શબ્દ અહીં શ્લેષ છે: (૧) વાર્તા–અંતરવાર્તાઓ. સમરાદિત્ય કથામાં બહુ છે અને ચરિત્ર પણ ઘણી વાતોથી ભરપૂર છે; (૨) બનાવો–નગરી સાથે. નગરીમાં અનેક વૃત્તાંતો બન્યા કરે છે

૪ **નામના** શબ્દ પણ અહીં શ્લેષ છે: (૧) વખાણ–ત્રણ ભુવન જીતનારનાં બહુ થાય છે; (૨) આબરૂ–મનુષ્યગતિ ત્રણે ભુવનમાં શ્રેષ્ઠ છે, કારણકે તે મોક્ષનું દ્વાર છે તેથી તેની આબરૂ–ખ્યાતિ બહુ છે.

૫ ભાગ્ય વગરના પ્રાણીઓ જેમ સત પુરૂષોની ક્રિયા મેળવી શકતા નથી, કરી શકતા નથી, તેમ શુભ કર્મ વગરના પ્રાણીઓ આ નગરીને પ્રાપ્ત કરી શકતા નથી

૬ આ નગરીમા ચારે પુરૂષાર્થ–**ધર્મ અર્થ કામ મોક્ષ**–પ્રાધાન્ય છે એમ બતાવે છે.

૭ **મેરૂ** પર્વત સુવર્ણ રત્નમય છે

૮ **દેવો** શ્લેષ છે: (૧) મેરૂપક્ષે–દેવતાઓ; (૨) દેવાલયમાં–જિનેશ્વર દેવો.

૯ **પાંચ મેરૂ** પર્વત છે. એક જંબૂદ્વીપના મધ્યમા, બે ધાતકીખંડમાં અને બે પુષ્કરાર્ધ દ્વીપમાં.

૧૦ **દેવકુળ:** દેવાલયો, મંદિરો, મનુજગતિમા અનેક દેવકુળો હોય તે તદ્દન સ્વાભાવિક અને સમજી શકાય તેવી બાબત છે.

વસ્તુઓના સ્થાનરૂપ હોવાથી દેવતાઓનાં સ્થાનોને હસી કાઢે તેવા અને ક્ષિતિપ્રતિષ્ઠિત[1] આદિ અનેક પુરોથી[2] સુશોભિત ભરત વિગેરે નાના પ્રકારના મહોલ્લાઓ[3] છે અને તે મહોલ્લાની આજુબાજુ ઘણુા ઉંચા હોવાને લીધે કુલશૈલનો[4] આકાર ધારણ કરનારા મહોલ્લાઓના મોટા મોટા ગઢો[5] છે. તે નગરીના મધ્યભાગમાં લંબાકૃતિવાળી, જુદા જુદા વિજયરૂપ[6] દુકાનોથી શોભતી, અનેક મહાત્મા પુરૂષોના ટોળાથી ગીરદીવાળી મહાવિદેહરૂપ[7] મોટી બજાર છે, જ્યાં કિમત આપીને શુભ અશુભ વસ્તુઓની ખરીદી કરી શકાય છે. તે નગરીની ચોતરફ પર્વતના આકારને ધારણ કરનાર માનુષોત્તર[8] નામનો મોટો ગઢ છે જે

---

૧ **ક્ષિતિપ્રતિષ્ઠિત** ભરતક્ષેત્રમાં આવેલુ એક જાણીતું શહેર હતું. જ્યારે આખી મનુષ્યગતિ (મનુષ્ય ક્ષેત્ર–અઢી દ્વીપ અને બે સમુદ્ર) ને એક નગરી ગણવામાં આવે, ત્યારે ભરત ક્ષેત્ર તેનો એક મહોલ્લો–શેરી થાય છે અને **અયોધ્યા-ક્ષિ**તિપ્રતિષ્ઠિત આદિ શહેરો ઘરો થાય છે. કલ્પના બહુ સુંદર છે.

૨ **પુર** શ્લેષ છે: (૧) પુર એટલે નગર એ ભરતની અપેક્ષાએ; અને (૨) ઘર એ મહોલ્લાની અપેક્ષાએ. પુરનો અર્થ ઘર થાય છે એ કોઈપણ કોષ જોવાથી જણાશે.

૩ ભરત આદિ ક્ષેત્રો એટલે **ભરત, ઐરવત, હિમવંત, હિરણ્યવંત, હરિવર્ષ, રમ્યક અને મહાવિદેહ** એ પ્રત્યેક પાંચ પાચ છે તે સર્વ મનુજગતિ નગરીના મહોલ્લાઓ છે.

૪ છ **કુળાચલ** પર્વતો છે. ક્ષેત્રોને જુદા પાડનારને વર્ષધર કહે છે. વર્ષધર (કુલગિરિ) પર્વતો છ છે. હિમવંત, મહાહિમવત, નિષધ, નિલવત, રૂક્મી, શિખરી. મેરૂ કુળાચળમાં કે વર્ષધરમાં ગણાતો નથી. જૈનેતર ગ્રંથોમાં **સાત વર્ષધર** કહ્યા છે; હિમવાન્, હેમકુટ, નિષધ, મેરૂ, ચૈત્ર, કર્ણી, અને શૃંગી (આપ્ટે ડીકસનેરી). વળી અન્ય ગ્રંથોમા કુલશૈલ પણ સાત કહ્યાં છે: મહેદ્ર, મલય, સહ્ય, શક્તિમાન્, ઋક્ષ, વિંધ્ય, પારિયાત્ર. આ સાતને કુળપર્વત કહે છે.

૫ જેમ મહોલ્લાના નાના ગઢ હદ બાંધનારા હોય છે તેની પેઠે આ ભરતાદિ પરાંઓની બાજુમાં **કુલશૈલ-પર્વતરૂપ ગઢો** છે.

૬ મહાવિદેહ ક્ષેત્રના બત્રીશ વિભાગ છે જેને **વિજય** કહેવામાં આવે છે. આ વિજયને દુકાનોનું રૂપક આપવામાં આવ્યુ છે.

૭ **મહાવિદેહ ક્ષેત્ર** જબૂદ્વીપની મધ્યમાં આવેલુ છે. ત્યાં નિરંતર ચોથા આરાના ભાવ વર્તે છે. એમાં અનેક મહા પુરૂષો તીર્થંકર કેવળજ્ઞાની વિગેરે હમેશાં હોય છે. અને કાર્ય સાધે છે. આ મહાવિદેહને બજારની ઉપમા આપીને તેમાં સર્વ વસ્તુ ખરીદી શકાય છે અને તેમાં દુકાનો છે એ રૂપક આપ્યું છે. ધાતકીખંડ અને પુષ્કરદ્વીપમાં પણ બે બે મહાવિદેહો છે.

૮ **માનુષોત્તર પર્વત**–પુષ્કરાર્ધ દ્વીપની ફરતો ગઢરૂપે છે. અઢીદ્વીપનો નકશો જોવાથી આ જોઇ શકાશે.

એટલો ઊંચો છે કે તેને લીધે ચંદ્ર અને સૂર્યની ગતિ પણ રોકાઇ ગયેલી છે, તેને લીધે દુશ્મનો પોતાનું લશ્કર લાવી શકે એવો ભય તો ત્યાં તદ્દન નાશ પામી ગયો છે. તે અતિ ઊંચા ગઢથી દૂર તેની ફરતી મોટા વિસ્તારવાળા સમુદ્રરૂપ મોટી ખાઇ[1] આવી રહેલી છે. તેથી તે નગરીનું બચાવકામ ઘણું સુંદર પ્રકારનું છે. તે નગરીમાં વિબુધથી[2] વસાયલા ભદ્રશાલવનરૂપ[3] અનેક બગીચાઓ છે. એ નગરીમાં અનેક પ્રકારના પ્રાણીસમૂહરૂપ જળના પ્રવાહને વહન કરનાર મોટી [4]નદીઓરૂપ મોટી મોટી શેરીઓ છે. તે નગરીમાં અનેક નદીઓના સંગમના આધારભૂત અનેક રસ્તાઓને મળનારા લવણ અને કાળોદધિ સમુદ્રરૂપ[5] બે મોટા રાજમાર્ગો છે.[6] તે નગરીમાં સદરહુ બે રાજમાર્ગથી જૂદા પડી ગયેલા[7] ( ત્રણ વિભાગમાં વહેંચાઇ ગયેલા ) [8]જંબૂદ્વીપ, ધાતકીખંડ, પુષ્કરવરદ્વીપાર્ધરૂપ ત્રણ મોટા વિભાગો છે ( મોટા મહોલ્લાઓના સમુદાયો છે ). એ નગરીમાં લોકોનાં સુખનું કારણ, પોતપોતાને યોગ્ય સ્થાનકે રહેવાવાળા અને કલ્પવૃક્ષ જેવા સ્થાનાંતર રાજાઓ[9] છે.

કોઇ માણસને કરોડો જીભો હોય તોપણ તે આ નગરીનું વ-

---

૧ નગરને ગઢ જોઇએ અને ગઢ સાથે **ખાઈ** જોઇએ. મનુજગતિને માનુષોત્તર પર્વતરૂપ ગઢ છે અને તેની આગળ પુષ્કરવર સમુદ્રરૂપ ખાઈ છે.

૨ **વિબુધ** શ્લેષ છે: ( ૧ ) ભદ્રશાળ પક્ષે-દેવતા; ( ૨ ) મનુજગતિ પક્ષે-વિદ્વાન્ મનુષ્યો.

૩ **ભદ્રશાળ વન** મહાવિદેહ ક્ષેત્રમા આવેલુ છે.

૪ **ગંગા સિન્ધુ** વિગેરે નદીઓ પર રૂપક છે.

૫ રસ્તાઓ પર માણસો જાય છે તેમ મનુજગતિમાં નદીઓના પ્રવાહ ચાલ્યા કરે છે.

૬ નદી જેમ સમુદ્રને મળે છે તેમ નાની નાની શેરીઓ મોટા રાજમાર્ગને મળે છે.

૭ શહેરની વચ્ચે નદી હોય તેથી જેમ વિભાગ પડી જાય છે, તેમ આ નગરીના ત્રણ મોટા ભાગ પડી ગયા છે. જંબૂદ્વિપમા એક ભરત, એક ઐરવત અને એક મહાવિદેહ વિગેરે ક્ષેત્ર હોય છે, જ્યારે ધાતકીખડ અને પુષ્કરદ્વીપમાં પ્રત્યેકે બે બે હોય છે.

૮ **જંબૂદ્વીપ** સર્વની વચ્ચેનો દ્વીપ છે તેની ફરતો લવણસમુદ્ર છે, ત્યારપછી ધાતકીખંડ દ્વીપ છે, તેની ફરતો કાળોદધિ સમુદ્ર છે, ત્યારપછી પુષ્કરવરદ્વીપ આવે છે. તેની ફરતો પુષ્કરવર સમુદ્ર આવે છે. આવી રીતે ત્યાર પછી અસખ્ય દ્વીપ અને સમુદ્રો છે. મનુષ્યની વસ્તી માત્ર જબૂદ્વિપમાં, ધાતકીખડમાં અને પુષ્કરવરદ્વીપના અર્ધ ભાગમાજ છે.

૯ **સ્થાન સ્થાનના** નાના નાના રાજાઓ છે તે બતાવવા આ રૂપક લખ્યુ છે એ નગરીમાં કલ્પવૃક્ષ પણ બહુ છે, એમ પણ આ રૂપકથી જણાય છે. સ્થાનાતર

નગરની અદ્ભુતતા.

રાબર વર્ણન કરવાને શક્તિમાન્ થઇ શકે એમ નથી, તો પછી મારા જેવા સામાન્ય બુદ્ધિવાળાનું તો ગજું શું ? તે નગરીમાં અનંતા તીર્થંકરો, ચક્રવર્તીઓ,[1] વાસુદેવો અને બળદેવો થયા છે, થશે અને કેટલાક અત્યારે પણ વિદ્યમાન છે. તે નગરી અનંત ગુણોથી ભરેલી હોવાને લીધે આ લોકમાં અને પરલોકમાં દુર્લભ્ય છે. એ પ્રમાણે સર્વ શાસ્ત્ર-ગ્રંથોમાં તેને માટે ગાન કરવામાં આવ્યું છે. ઉંચાં નીચાં સ્થાનમાં[2] ચાલીને જ્યારે પ્રાણી થાકી જાયછે ત્યારે આ નગરીમાં આવીને નિવૃત્તિ[3] મેળવે છે. તે નગરીના લોકો નમ્ર, બુદ્ધિશાળી, પવિત્ર અને ભાગ્યશાળી છે અને તેથી ધર્મને છોડીને બીજું કાંઇ પણ તેઓનાં મનમાં હોતું નથી. તે નગરીની સ્ત્રીઓ હલકાં કામો છોડી દેવાને સર્વદા તૈયાર રહે છે અને પુણ્યશાળી હોઇને જિનેશ્વર મહારાજે બતાવેલો ધર્મ નિરંતર સારી રીતે સેવે છે. એ નગરીનું વધારે શું વર્ણન કરવું ? ટુંકામાં કહીએ તો સ્વર્ગ, મર્ત્ય અને પાતાળ-ત્રણે ભુવનમાં એવી કોઇ પણ ચીજ નથી કે જે એ નગરીમાં સારી રીતે રહેનાર પ્રાણીને મળી શકે તેવું ન હોય. તે નગરી રત્નાકરથી[4] પરિપૂર્ણ છે, વિદ્યાની ઉત્તમ ભૂમિકા છે, મન અને નેત્રને આનંદ આપનારી છે. દુ:ખના સમૂહનો નાશ કર-નારી છે, સર્વ પ્રકારનાં આશ્ચર્યોથી ભરપૂર છે, ઉત્તમોત્તમ વિશેષ વસ્તુઓથી ભરેલી છે, મહાત્મા મુનિઓથી વસાયલી છે. સારા શ્રા-વકોથી અલંકૃત છે, તીર્થંકર મહારાજના જન્મસમયે થતા અભિષેક

---

રાજાઓ એટલે ભાયાત રાજાઓ. સ્થાનાંતર રાજાઓ એ કલ્પના દેવોની હોય તો સર્વ વિશેષણો ઘટે છે. તે લોકોનાં સુખનુ કારણ છે. પોતપોતાને સ્થાને રહેનારા છે અને કલ્પવૃક્ષ જેવા છે. મનુજગતિમાં તેમની સંભાવના કરવી એ મને ઉચિત જણાતું નથી, જો કે ભદ્રશાળ વિગેરે વનોમાં ઉપમાન દ્વારા દેવતાઓને આ નગ-રીમાં દાખલ કરેલા જણાય છે.

૧ છ ખંડ પૃથ્વી સાધે તે **ચક્રવર્તી** કહેવાય છે, ત્રણ ખંડ સાધે તે **વાસુ-દેવ** કહેવાય છે અને વાસુદેવના ભાઇને **બળદેવ** કહે છે. **પ્રતિવાસુદેવે** સાધેલી ત્રણ ખંડ પૃથ્વીને તેની પાસેથી જીતીને વાસુદેવ ભોગવે છે.

૨ ઉંચા **સ્થાન**-સ્વર્ગ દેવલોકાદિ, **નીચાં-સ્થાન**-નરક વિગેરે.

૩ **નિવૃતિ** શ્લેષ છે; ( ૧ ) થાક પક્ષે શ્રમ ઉતારવો, શાંતિ; ( ૨ ) નગરી પક્ષે મોક્ષ.

૪ **રત્નાકર** શ્લેષ છે: ( ૧ ) નગરી પક્ષે સમુદ્ર; ( ૨ ) મનુજગતિ પક્ષે રત્નાધિક્ય મહાત્મા પુરૂષો, રત્ન જેવા પુરૂષો-પુરૂષરત્નો.

વિગેરેથી ભવ્ય પ્રાણીઓને સંતોષ આપનારી છે, ભવ્ય પ્રાણીઓને મોક્ષનું કારણ બને તેવી છે અને પાપી પ્રાણીઓને સંસાર વધારવાનું કારણ થાય તેવી છે.[1] જીવ, અજીવ, પુણ્ય, પાપ આદિ તત્ત્વો છે કે નહિ? હોય તો કેવા આકારમાં છે? શામાટે છે? વિગેરે બાબતના દલીલસર વિચારો મોટે ભાગે એ નગરીમાંજ થાય છે. જે અધમ પ્રાણી આ નગરીમાં આવીને પણ સમ્યગ્દર્શનાદિ ગુણો સાથે જોડાતો નથી તેને લોકો કમનસીબ-ભાગ્યહીન કહે છે. એ નગરીને છોડીને બીજું એવું કોઇ પણ સ્થાન સ્વર્ગ, મૃત્યુ કે પાતાળમાં નથી કે જ્યાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપ ચારે પુરૂષાર્થો સંપૂર્ણપણે સાધી શકાય તેમ હોય.




૧ જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ (કર્મનું આવવું), સંવર (કર્મનું રોકવું), નિર્જરા (કર્મનું ઝેરવવું-ફેંકી દેવું), બંધ (કર્મને બાંધવા) અને મોક્ષ (કર્મનો સર્વથા ત્યાગ) એ **નવ તત્ત્વ** છે. એ સંબંધી ચર્ચા બહુધા મનુષ્યગતિમા જ થાય છે એ હકીકત અત્ર બતાવી છે 'મોટે ભાગે'-બહુધા શબ્દ હેતુસર લખ્યો છે. દેવ તથા પંચેંદ્રિય તિર્યંચને એનું જ્ઞાન શૂન્ય છે.



# પ્રકરણ ૨ જું.



## કર્મપરિણામ અને કાળપરિણતિ.

ઉપર વર્ણવેલી મનુજગતિ નગરીમાં કર્મપરિણામ [1] નામનો મોટો રાજા રાજ્ય કરે છે. એનાં બળ અને પરાક્રમ અન્યની સાથે સરખાવી શકાય તેવાં નથી. તેણે પોતાની શક્તિથી સ્વર્ગ, મર્ત્ય અને પાતાળ (ત્રણે) લોકોને જીતી લીધા છે અને તેની શક્તિનો સખ્ત વેગ એવો આકરો છે કે શક્ર (ઇંદ્ર) પણ તેને રોકી શકતો નથી. તે રાજા પોતાનો પ્રચંડ પ્રતાપ સર્વત્ર ફેલાવવાના ઇરાદાથી સર્વ નીતિ-શાસ્ત્રો પર પગ મૂકીને આખી દુનિયા તરફ એક તરખલાની સમાન ધિક્કારની નજરથી જુએ છે. તે રાજા પ્રાણીઓ તરફ સર્વ અવસ્થામાં તદ્દન દયા વગરનો છે, એને અન્ય પ્રાણીનું દુઃખ જોઇને કાંઇ લાગણી થતી નથી. તે જે કાંઇ સજા કરે તેનો બરાબર સખ્ત અમલ થવો જોઈએ, એવા પ્રચંડ શાસનવાળો [2] છે અને જે દંડ કરે તે કોઇ પણ પ્રકારની અપેક્ષા રાખ્યા વગર તે અમલમાં મૂકે છે. વળી એ રાજાને રમત ગમત બહુ પસંદ આવે છે. તે જાતે ઘણો દુષ્ટ છે અને પોતાની આજુ-

**કર્મપરિણામ રાજાની શક્તિ.**

---

૧ **જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ,** ગોત્ર અને **અંતરાય** એ આઠ કર્મ છે જ્ઞાનાવરણીય કર્મથી આત્માનો જ્ઞાનગુણ અવરાય છે, આચ્છાદાન પામે છે; દર્શનાવરણીય કર્મથી દેખવાનો ગુણ આચ્છાદન પામે છે અને ઉંઘ આવે છે; **વેદનીયથી** સુખ દુઃખનો અનુભવ થાય છે; **મોહનીય** કર્મથી ક્રોધ, માન, માયા, લોભ, શોક વિગેરે અંતરંગ શત્રુનુ જોર થાય છે અને સંસાર તરફ ખેંચાણ થાય છે, આસક્તિ થાય છે, પોતાનું શુ છે અને પારકુ શુ છે તેનુ ભાન ભૂલાય છે: **આયુષ્ય** કર્મથી આયુ–જીવનકાળ નિર્ણીત થાય છે; **નામ** કર્મથી શરીર, આબરૂ, ઇંદ્રિય વિગેરે વિચિત્ર વિગતો પૂરી પડે છે. **ગોત્ર** કર્મથી ઉંચા નીચા કુળમા જન્મવાનું બને છે અને **અંતરાય** કર્મના ઉદયથી દાન લાભ ભોગ ઉપ-ભોગ અને વીર્યમાં વિઘ્ન આવી પડે છે. આ આઠ કર્મોના ઉત્તર ભેદ ૧૫૮ છે. એના અનેક ભેદો પડી શકે છે. એ કર્મોનું પરિણામ ભોગવવું–એનો ઉદય થવો–તેને અહીં **કર્મપરિણામ** રાજાનું રૂપક આપવામાં આવ્યું છે. એનો વેગ અપ્રતિહત છે, કોઇથી રોકી શકાય તેવો નથી, એની શક્તિ અદ્ભુત છે. ૨ **પ્રચંડ શાસન:** આકરો હુકમ.

બાજુ લોભ વિગેરે સુભટોથી વિટાયલો રહે છે; પોતે જાત ઘણો વિચક્ષણ[1] છે અને તેણે નાટકની બાબતમાં ઘણી પરિપૂર્ણતા મેળવેલી છે. તે અભિમાનપૂર્વક પોતાના મનમાં એમ માને છે કે તેના જેવો મલ્લ[2] આખી દુનિયામાં બીજો કોઇ પણ નથી અને કોઇ વખત બીજા પ્રાણી ઉપર ઉપદ્રવ કરવા મંડી જાય છે ત્યારે કોઇની જરા પણ દરકાર કરતો નથી અથવા કંઇકને નિર્ધનીઆ ( ધન વગરના–ભિખારી ) બનાવી મૂકે છે.[3] વળી કોઇ વખત પોતાને હાસ્ય કરવાનું મન થઇ આવે તો સર્વ પ્રાણીઓને વિચિત્ર પ્રકારે હેરાન કરીને તેઓ પાસે પોતાની સન્મુખ નાટક કરાવે છે અને તેઓને થતી હેરાનગતી જોઇને પોતાની જાતને આનંદ આપે છે. એ સર્વે લોકો જો કે ઘણા મોટા છે, તોપણ તેનો પ્રતાપ સહન કરી શકતા નથી અને પરિણામે તે જે જે કહે છે તે તે સર્વ તેઓ કરી આપે છે–તે સર્વ તેઓને કરી આપવું પડે છે.[4]

**લોકોને લેવા પડતા વેશો.**

કોઇ વખત કર્મપરિણામ રાજા કેટલાક લોકોને નારકીનો વેશ આપીને તેઓને વેદનાથી દુઃખી થયેલા અને રાડો પાડતા જોઇને તેમાં આનંદ માનતો વારંવાર નાચે છે.[5] જેમ જેમ એ પ્રાણીઓને મહા દુઃખથી પીડા પામતા જુએ છે તેમ તેમ તેને મનમાં ઘણો સંતોષ થાય છે અને તેના ઉલ્લાસમાં વધારો થાય છે. કોઇ વખત તે રાજા અભિમાનમાં આવી જઇને લોકો કે જેઓ ભયથી મુંઝાઇ ગયેલા હોવાથી તેનો હુકમ માનવા સદા તત્પર રહેનારા હોય છે તેઓને કહે છે ' અરે પ્રાણીઓ ! આ રંગભૂમિ ઉપર તમે[6] તિર્યંચનો આકાર ધારણ કરી-

---

૧ **વિચક્ષણ:** માનસિક બળમા અગ્રગામી; કાબેલ.

૨ **મલ્લ:** કુસ્તી કરનાર, પહેલવાન, શારીરિક બળમાં અગ્રગામી.

૩ મતલબ એ છે કે **કર્મનું પરિણામ** આવી રીતે જરા પણ અપવાદ વગર પ્રાણીને ભોગવવુ પડે છે.

૪ અહીથી રો. એ. સો. ( બેંગાળ ) વાળી આવૃત્તિનું પૃ. ૧૫૦ શરૂ થાય છે.

૫ આ પ્રાણી **નરકગતિ**માં કર્મને પરિણામે જાય ત્યાં તેના કેવા હાલ થાય છે, તે પ્રથમ બતાવેલ છે.

૬ **તિર્યંચ** એટલે એક (સ્પર્શ) ઇંદ્રિયવાળા પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ; બે ઇંદ્રિય (સ્પર્શ, રસ) વાળા પૂરા વિગેરે; ત્રણ ઇંદ્રિય ( સ્પર્શ, રસ અને ઘ્રાણ ) વાળા જૂ, માકડ વિગેરે; ચાર ઇંદ્રિય (સ્પર્શ, રસ, ઘ્રાણ અને ચક્ષુ) વાળા વિંછી વિગેરે અને પાંચ ઇંદ્રિય (સ્પર્શ, રસ, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્ર ) વાળા પ્રાણીઓમાં મગરમચ્છ વિગેરે જળચરો, ઘોડા, ગાય, ભેંસ વિગેરે થળચરો અને પોપટ, કબૂતર વિગેરે ખેચરો. આ સર્વ જીવોને **તિર્યંચ** કહેવામા આવે છે અને આ બીજા પ્રસ્તાવમાં તેઓ સંબંધી ખાસ વર્ણન છે. તેથી આ શબ્દપર બરાબર ધ્યાન આપવું. પાચ

ને મારા મનને આનંદ થાય તેવું [1]સુંદર નાટક જલદી કરો.' પછી કાગડા, ગધેડા, બિલાડી અને ઉંદરનો આકાર ધારણ કરીને, તેમજ સિંહ ચિત્તા, વાઘ અને હરણનો વેશ લઇને તથા હાથી, ઉંટ, બોકડા, બળદ, કબૂતર અને બાજનું રૂપ ધારણ કરીને તથા જૂ, કીડી, કીડા અને માંકડનો આકાર ધારણ કરીને અને આવા અનેક પ્રકારના તિર્યંચનાં રૂપો તે કર્મપરિણામમહારાજાના ચિત્તને આનંદ કરાવવાના હેતુથી ધારણ કરીને તે પ્રાણીઓ બહુ હાસ્ય ઉત્પન્ન કરનારૂં નાટક ભજવી બતાવે છે. વળી કેટલાક પ્રાણીઓ મનુષ્યપાત્રોનો પાઠ ભજવતા કૂબડાનું રૂપ લે છે, કોઇ વામનજી ( ઠીંગણો ) બની જાય છે, કોઈ મુંગો, કોઇ આંધળો, કોઇ ઘડપણને લઇને લાકડી ટેકવી ચાલનારો અને કોઇ બહેરો-એવા વિચિત્ર પ્રકારના મનુષ્યનો વેશ ધારણ કરીને નાટકમાં પાઠ ભજવે છે. વળી કેટલાક પ્રાણીઓ પાસે દેવતાઓના પાઠ ભજવાવે છે અને તેઓ જાણે પરસ્પરની ઇર્ષ્યાથી, શોકથી અને પોતાથી ઉચ્ચ દેવોના ભયથી ત્રાસ પામતા હોય એમ બતાવી આપે છે. આવી રીતે તે પ્રાણીઓ નવીન નવીન વેશ લઇ જૂદા જૂદા પાઠો ગ્રહણ કરી ખેલ ભજવી બતાવે છે તે જોઇ કર્મપરિણામ મહારાજા મનમાં મોજ પામે છે.

એક પાત્ર પાસે નવા નવા પાઠો.

પોતાની મરજીમાં આવે તે પ્રમાણે વર્તનાર-સ્વચ્છંદી કર્મપરિણામ રાજા વળી પાછો નાટક જોવાની ઇચ્છાથી તે લોકો પાસે ફરી વાર કોઇ સારા આકારો ધારણ કરાવે છે અને પાત્રો માટે ફરી વાર જૂદા જૂદા પ્રકારની યોજના કરે છે. આવી રીતે એ મહાપરાક્રમી રાજા પ્રાણીઓને અનેક પ્રકારના ત્રાસ આપ્યા કરે છે, પરંતુ એ હેરાનગતિમાંથી તેઓનો બચાવ કરે એવો કોઇ પ્રભાવી પ્રાણી પેલા બાપડા પ્રાણીઓ મેળવી શકતા નથી અને તે મહારાજા તો એટલો સ્વતંત્ર છે અને પોતાની મરજી પ્રમાણે કામ કરનારો છે કે તેને જે કરવાનું મન થાય તે તે કરે છે અને તેની પાસે કોઇ પ્રાર્થના કરી શકતું પણ નથી અને કદાચ કોઇ તેને તેમ કરવામાં નિષેધ કરે-વારે તો તે કોઇનું કહેવું સાંભળતો પણ નથી.

### કર્મપરિણામનું સંસારનાટક.

તે કર્મપરિણામ મહારાજા આનંદ લેવાના હેતુથી જે સંસાર-

---

ઇંદ્રિયવાળા મનુષ્યો, દેવો અને નારકો સિવાય સર્વ પ્રાણીઓ-જીવોનો સમાવેશ તિર્યંચ શબ્દમાં થાય છે.

૧ નાટકનાં પાત્રો જોઇએ તો નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવગતિના સર્વ પ્રાણી છે તેની અત્ર યોજના બતાવે છે.

નાટક કરાવે છે તે પણ બહુ [1]વિચિત્ર પ્રકારનું હોય છે; કોઇ વખત સ્નેહીઓના વિયોગથી તે કરૂણા રસવાળું હોય છે, કોઇ વખત સ્નેહીઓના સંયોગથી સુંદર દેખાય છે, કોઇ વખત અનેક રોગોથી ભરપૂર હોય છે, કોઇ વખત દારિદ્રથી દોષ પામેલું જણાય છે, કોઇ વખત આપત્તિમાં આવી પડેલા અનેક પ્રાણીઓના સમૂહના દૃશ્યથી ઘણું ભયંકર લાગે છે, કોઇ વખત સંપત્તિના સંયોગોથી ઉત્પન્ન થયેલા મોટા આનંદના કારણથી અત્યંત મનોહર લાગે છે, કોઇ વખત ઉત્તમ કુટુંબમાં જન્મેલા પ્રાણીઓને પોતાના કુળની મર્યાદા છોડી દઇને અત્યંત અધમ કામમાં પ્રવૃત્તિ કરતા દેખાડીને અત્યંત વિસ્મય ઉત્પન્ન કરે છે, સારા કુળમાં જન્મેલી છતાં કુસંગથી ખરાબ ચાલચલગતવાળી થઇ ગયેલી કુલટા સ્ત્રીઓને પોતાની ઉપર અત્યંત પ્રેમ રાખનાર પતિને તજી દઇ હલકા માણસો સાથે પ્રીતિ કરતી બતાવીને તે અત્યંત આશ્ચર્ય ઉત્પન્ન કરે છે અને કોઇ વખત પોતાનાં ધર્મશાસ્ત્રોનું ઉલ્લંઘન કરી તેની મર્યાદાને બાજુ પર મૂકીને કામ કરનારા વિષયાસક્ત પાખંડીઓના હસવા લાયક નૃત્ય ( નાચ ) થી તે ચમત્કાર કરનારૂં હોય છે. એવા વિચિત્ર બનાવોથી તે સંસારનાટક ભરપૂર હોય છે અને તેને તે રાજા કોઇ પણ પ્રકારની આકૂળતા વગર એવી લીલાપૂર્વક નચાવે છે.

**નાટકનો સાજ અને તેનાં પાત્રો.**

તે [2]નાટકમાં રાગ દ્વેષ નામના મૃદંગ ( તબલા–નરઘા ) હોય છે, દુષ્ટાભિસન્ધિ ( ખરાબ અભિપ્રાય ) નામનો પુરૂષ તેને વગાડતો હોય છે, માન ક્રોધ વિગેરે નામ ધારણ કરનારા ઉસ્તાદ ગવૈયા બહુ સુંદર–મધુર કંઠમાંથી ગાન કરનારા હોય છે, મહામોહ નામનો સૂત્રધાર નાટકને ચલાવનાર હોય છે, ભોગાભિલાષ નામના [3] નાંદી હોય છે, અનેક પ્રકારના ચાળા અને આનંદ ઉપજાવે તેવાં નખરાં કરનારો કામ નામનો વિદૂષક[4] હોય છે, કૃષ્ણ વિગેરે લેશ્યા[5] નામનાં વર્ણો

---

૧ નાટકમાં હાસ્ય, કરૂણા વિગેરે રસો અને તેના સ્થાયી ભાવો જોઈએ તેની અત્ર યોજના કરે છે.

૨ નાટકમાં ગાન, સાજ વિગેરે જોઈએ તેનુ હવે વર્ણન ચાલે છે.

૩ નાંદી: પ્રાર્થના, શરૂઆતમાં નાંદી બોલે છે અને ત્યારપછી નાટકમાં રંગભૂમિ પર સૂત્રધાર દાખલ થાય છે. નાંદ્યતે સૂત્રધાર.

૪ વિદૂષક: રંગલો, મશ્કરો–દરેક નાટકમાં વિદૂષક હોય છે.

૫ લેશ્યા: આત્માના અધ્યવસાયને લેશ્યા કહેવામાં આવે છે. કૃષ્ણ, નીલ, કાપોત, તેજો, પદ્મ અને શુકલ એ છ પ્રકારની લેશ્યા હોય છે.

પાત્રોને વિભૂષિત કરે છે, યોનિમાં[૧] પ્રવેશ કરનાર પાત્રોને માટે તે યોનિનેપથ્યની[૨] વ્યવસ્થા કરે છે. ભય વિગેરે સંજ્ઞા[૩] નામના તેમાં મંજીરા હોય છે, તે નાટકની લોકાકાશરૂપ[૪] રંગભૂમિકા[૫] છે અને ત્યાં સ્કંધ[૬] નામના પુદ્ગલો નાટક ભજવવાની સામગ્રીનો[૭] સમૂહ હાજર હોય છે. આવા પ્રકારની સર્વ સામગ્રીથી ભરપૂર તે નાટકમાં જુદાં જુદાં પાત્રોને નવાં નવાં રૂપો આપીને અને વળી પાછા તેમાં વારંવાર ફેરફારો કરાવીને સર્વ પાત્રોને અનેક પ્રકારે કષ્ટ આપતો તે કર્મપરિણામ રાજા બહુ આનંદ માને છે. ઘણી વાત શું કહેવી ! આ દુનિયામાં એવી કોઇ પણ વસ્તુ નથી કે તેને એ મહારાજા પોતાની ઈચ્છા પ્રમાણે કોઇપણ પ્રકારે કર્યા વગર રહે.

## મહાદેવી કાળપરિણતિ,

આવી રીતે ત્રણ ગંડસ્થળોમાંથી મદ ઝરતા જંગલી હાથીની[૮] પેઠે સર્વત્ર પોતાની ઇચ્છામાં આવે તે પ્રમાણે અને અન્ય કોઇ તરફથી થતી અટકાયત વગર વિચરનારા અને પોતાના મગજમાં આવે તે પ્રમાણે કામ કરનારા તે કર્મપરિણામ મહારાજાને તેના આખા અંતઃપુરની તિલક સમાન અને પોતાના રૂપ, લાવણ્ય, વર્ણ, વિજ્ઞાન, વિલાસ અને નૃત્યાદિ ગુણોથી તેજ રાજાની [૯]નિયતિ, [૧૦]યદૃચ્છા વિગેરે

---

૧ **યોનિ:** ૮૪ લાખ જીવયોનિ: જૂદા જૂદા પ્રકારનાં વર્ણ ગંધવાળાં ઉત્પત્તિસ્થાનો છે. આ જીવ એ ચોરાશી લાખ યોનિમાં ફરતો હોય છે.

૨ **નેપથ્ય:** પાત્રોને વેષ પહેરી તૈયાર થવાનું સ્થાન.

૩ **સંજ્ઞા:** આહાર, નિદ્રા, ભય અને મૈથુન એ ચાર સંજ્ઞા સર્વ પ્રાણીઓને હોય છે.

૪ **લોકાકાશ:** ચૌદ રાજલોકની અંદરનો સર્વ ભાગ જ્યાં પ્રાણીઓની ઉત્પત્તિ સંભવે છે. એ આખી તેની ભૂમિકા છે

૫ **રંગભૂમિ:** નાટક કરવાનું સ્થાન-થીએટર.

૬ **સ્કંધ:** પરમાણુઓના એકઠા થયેલા સમૂહને પુદ્ગલસ્કન્ધ કહેવામાં આવે છે. છુટો પરમાણુ અદૃશ્ય ને અગ્રાહ્ય છે.

૭ **સામગ્રી:** સીન, સીનેરી, પડદા અને બીજાં નાટકનાં સર્વ સાહિત્યો.

૮ જે હાથી જંગલી હોય, મદયુક્ત હોય અને ગંડસ્થળોમાંથી મદ ઝરતો હોય પછી તેના ગાંડપણનું શું વર્ણન કરવું ?

૯ **નિયતિ:** यद्भाव्यं तद्भविष्यति-નિર્માણ-ભવિતવ્યતા.

૧૦ **યદૃચ્છા:** સ્વભાવ.

બીજી અનેક રાણીઓથી પણ અતિ સુંદર કાળપરિણુતિ નામની મહારાણી છે. તે મહારાણી ઋતુલક્ષ્મીમાં [૧]શરદ્ ઋતુ જેવી, શરદ્ ઋતુમાં પણ [૨]કુમુદિની જેવી, કુમુદિનીમાં પણ [૩]કમલિની જેવી, કમલિનીમાં પણ [૪]કલહંસિકા જેવી .અને કલહંસિકામાં પણ [૫]રાજહંસિકા જેવી છે. તે કાળપરિણુતિ મહારાણી તે મહારાજાને પોતાના પ્રાણ સમાન વહાલી છે. જાણે કે પોતાની ચિત્તવૃતિ જ હોય તેમ એ મહારાણી જે કરે છે તે પ્રમાણભૂત ગણાય છે, જાણે કે પોતાનું મંત્રીમંડળ હોય તેમ કોઇ પણ કાર્ય કરતાં પહેલાં એ મહારાણીની સલાહ લેવામાં આવે છે. જાણે કે પોતાના નિકટના મિત્રોની મંડળી હોય તેમ એ મહારાણી મહારાજાને પરમ વિશ્વાસનું સ્થાન છે. વધારે શું વર્ણન કરીએ ? ટુંકામાં કહીએ તો કર્મપરિણામ રાજાનું રાજ્ય તે દેવી ઉપરજ આધાર રાખે છે અને વાસ્તવિક રીતે તે મહાદેવી જ રાજ્ય ચલાવે છે. આ પ્રમાણે હોવાથી તે કર્મપરિણામ મહારાજા [૬]ચંદ્ર જેમ ચંદ્રિકાને છોડે નહિ, કામદેવ જેમ [૭]રતિનો વિરહ સહે નહિ, [૮]કેશવ જેમ લક્ષ્મીદેવીથી દૂર થાય નહિ, શંકર જેમ પાર્વતીને અળગી કરે નહિ તેવી રીતે તે કર્મપરિણામ મહા નરેંદ્ર કાળપરિણુતિ રાણીના વિરહની બીકથી કોઇ દિ-

---

૧ **ઋતુ** ૭ છે: વસત, ગ્રીષ્મ, વર્ષા, શરદ્, હેમત અને શિશિર—આ ૭ ઋતુમા શરદ્ ઋતુ સર્વથી સુદર ગણાય છે. સૃષ્ટિસૌદર્ય તે વખતે બહુ સારૂં હોય છે, લીલાં વૃક્ષો આખને શાત કરે છે અને આખી કુદરત જાણે હસતી જણાય છે.

૨ **કુમુદિની:** કુમુદ જેના ઉપર થાય તે છોડને કુમુદિની કહે છે. શરદ્ ઋતુમાં કુમુદો બહુ થાય છે અને તેની શોભા બહુ આકર્ષક હોય છે.

૩ **કમલિની:** કમલ જેના ઉપર ઉગે તેને કમલિની કહે છે. કુમુદિની કરતાં કમલિની મનોહર હોય છે.

૪ **કલહંસિકા:** કુમુદ અને કમલથી ભરપૂર સરોવરમા વિહાર કરતી કલહસીઓ ( હસની માદાઓ ) જોનારને આનદમુગ્ધ બનાવે છે.

૫ **રાજહંસિકા:** કલહસીઓમાં પણ અનેક ઉત્તમ લક્ષણોથી યુક્ત રાજહસીનું સૌદર્ય તો અપ્રતિમ હોય છે.

૬ ચદ્ર અને તેનો શાત શીતળ પ્રકાશ જેને **ચંદ્રિકા** કહેવામા આવે છે તેને સબધ વિરહ વગરનો છે ચદ્ર હોય ત્યાં ચદ્રિકા હોયજ છે.

૭ **રતિ:** એ કામદેવની સ્ત્રી છે સ્પર્શેન્દ્રિયના વિષયનુ પુરૂષાકારરૂપ ‘ કામદેવ ’ છે, તેની સ્ત્રી ‘ રતિ ’ છે.

૮ **કેશવ:** એટલે કૃષ્ણ—લક્ષ્મીદેવી તેમની ભાર્યા. તેજ પ્રમાણે શકર અને પાર્વતી આ સર્વ જાણીતા રૂપકો છે.

વસ તેને એકલી રાખતો નથી, પોતે જ્યાં જાય, જ્યાં બેસે ત્યાં તે મહારાણીને સાથે ને સાથે સર્વ વખત રાખે છે. તે મહારાણી પણ પોતાના પતિ ઉપર બહુ આસક્ત હોવાને લીધે કદિ પણ તેનાં વચનનું ઉલ્લંઘન કરતી નથી. **परस्परानुकूलतया हि दम्पत्योः प्रेम निरन्तरं संपद्यते नान्यथा** સ્ત્રી પુરુષ-પતિ પત્નીની પરસ્પર અનુકૂળતા હોય તોજ પ્રેમ જામે છે, નહિ તો પ્રેમ થતો નથી અને વધતો નથી. આ નિયમ પ્રમાણે વર્તનારા તેઓનો પ્રેમ એટલો જામી ગયો હતો અને પરિપૂર્ણ દશાએ પહોંચી ગયો હતો કે તે પ્રેમ કદાપિ પણ તૂટી જશે એવી કોઇને શંકા કરવાનું કાંઇ પણ કારણ વિદ્યમાન હતું નહિ.

**મહાદેવીનું સખ્ત શાસન.** કાળપરિણતિ મહારાણી મહારાજાની મહેરબાનીથી મોટી થઇ પડી હતી તેને લીધે, જુવાનીના છાકને લીધે, સ્ત્રીહૃદયની તુચ્છતાને લીધે, પોતાના સ્ત્રીસ્વભાવની ચંચળતાને લીધે અને અન્ય પ્રાણીઓને અનેક પ્રકારની વિડંબના થતી જોવામાં તેને કુતૂહળ થતું હોવાને લીધે તે પોતાનો સર્વ જગોએ સારી રીતે પ્રસાર થઇ શકે છે એમ અંતઃકરણમાં માનતી [1]સુષમદુઃષમા વિગેરે નામોવાળી પોતાની

---

૧ કાળચક્રના આરાનાં સુષમ દુષમ વિગેરે નામો આપવામાં આવે છે. એક કાળચક્રના બે મુખ્ય વિભાગ છે. એકને ઉત્સર્પિણી અને બીજાને અવસર્પિણી કહે છે. તે પ્રત્યેકના છ આરા છે.

અહીં જૈન ગણના પ્રમાણે **કાળ**માન કેવી રીતે થાય છે તે વિચાર પ્રાસંગિક છે તે ટુંકાણમાં અત્રે બતાવેલ છે.

અસંખ્ય વર્ષોએ એક **પલ્યોપમ** થાય છે. અસંખ્ય વર્ષોનો ખ્યાલ બરાબર સમજવા માટે અહિં લંબાણ વિવેચન થઇ શકે તેમ નથી. એના સંબંધમાં 'અનવસ્થિત' વિગેરે ચાર પ્યાલાનું સ્વરૂપ ચોથા' કર્મ ગ્રંથ' થી અને 'લોકપ્રકાશ' ગ્રંથથી વિચારી લેવું. મતલબ એ છે કે અસંખ્ય વર્ષે એક પલ્યોપમ થાય છે. એવા દશ કોટાકોટ પલ્યોપમ થાય ત્યારે એક **સાગરોપમ** થાય છે. (એક કરોડને એક કરોડે ગુણવાથી કોટાકોટ થાય છે. એકડા ઉપર ચૌદ મીંડાં ચડે ત્યારે એટલે લખીએ તો ૧૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦૦ સંખ્યાને કોટાકોટ કહેવામાં આવે છે.) આથી અસંખ્ય વર્ષો થાય ત્યારે એક સાગરોપમ થાય છે. આવા ચાર કોટાકોટ સાગરોપમનો અવસર્પિણીનો પહેલો આરો હોય છે તેનું નામ **સુષમસુષમા** કહેવામાં આવે છે. **ભરત** અને ઐરવત ક્ષેત્રની અપેક્ષાએ આ કાળસ્થિતિ છે એમ સમજવું, કારણ કે મહાવિદેહ ક્ષેત્રમાં તો સર્વદા અવસર્પિણીના ચોથા આરાના ભાવ વર્તતા હોય છે. આ અત્યંત સુખી પ્રથમ આરામાં બહુજ આનંદ હોય છે, યુગલિક ધર્મ વર્તતો હોય છે, પતિ પત્ની આનંદ ભોગવે છે, દુઃખનું નામ હોતું નથી, કોઇ પ્ર-

કારની મહેનત કરવી પડતી નથી, ઇચ્છિત વસ્તુ કલ્પવૃક્ષો પૂરી પાડે છે અને જુગલીઆઓ સ્વભાવે સરલ-ભલા હોય છે, તેઓમાં કોઇ જાતના કલહ, વૈર, વિરોધ હોતા નથી અને ત્રણ પલ્યોપમનું તેઓનુ આયુષ્ય હોય છે, પતિ પત્ની સાથે મરણ પામે છે અને મરીને દેવગતિમાંજ જાય છે. બીજા **સુષમા** નામના અવસર્પિણી કાળના આરામા પણ યુગલિક ધર્મ હોય છે, પણ સુખ પ્રથમ આરાના પ્રમાણમા કાંઈક ઓછુ હોય છે, આયુષ્ય બે પલ્યોપમનુ હોય છે. અને તે આરાનુ કાળમાન ત્રણ ક્રોડાક્રોડ સાગરોપમનુ હોય છે. ત્રીજો આરો **સુષમદુઃષમા** નામનો કઇક ઓછા સુખવાળો પણ એકદરે વિશેષ સુખયુક્ત અને યુગલિક ધર્મયુક્ત હોય છે. તેની સ્થિતિ બે ક્રોડાક્રોડ સાગરોપમની છે. એમા આયુષ્ય એક પલ્યોપમ જેટલું હોય છે. એ અવસર્પિણી કાળના ત્રીજા આરાને છેડે લોકોમા હકાર મકાર વિગેરે કહેવાની નીતિઓ પ્રવર્તે છે, કલ્પવૃક્ષો ફળ આપતા બધ થાય છે અને અનેક પ્રકારના વ્યવહારની શરૂઆત થાય છે, પ્રથમ તીર્થંકરનો જન્મ થાય છે, પ્રથમ ચક્રવર્તી પણ તે આરામા થાય છે અને તેઓ અનેક પ્રકારની રાજનીતિ પ્રવર્તાવે છે, યુગળિક ધર્મનો અત આવે છે અને અગ્નિની ઉત્પત્તિ થાય છે, ધાન્યને રાધવાના પાત્રો નીપજાવવામાં આવે છે અને આધુનિક વ્યવહારની રચના શરૂ થતી અનુભવાય છે. ચોથો આરો ત્યારપછી બેતાળીશ હજાર વર્ષ ન્યૂન એક ક્રોડાક્રોડ સાગરોપમ સ્થિતિનો **દુઃષમસુષમા** નામનો આવે છે. તેમા બાકીના ત્રેવીશ તીર્થંકર, બાકીના દશ ચક્રવર્તી, નવ વાસુદેવ, નવ પ્રતિવાસુદેવ અને નવ બળદેવ થાય છે, વર્તમાન સર્વ વ્યવહાર બધાય છે, ત્રીજા આરાના પ્રાંત ભાગથી મોક્ષમાર્ગ ખુલ્લો થાય છે, અને પાપ કરનારાઓ માટે નરકનાં દ્વાર પણ ખુલ્લાં થાય છે, અનેક પ્રકારની નીતિ ચાલે છે, લોકો ધન ધાન્ય એકઠુ કરતાં શીખે છે અને સુખ દુઃખનાં અનેક સાધનો હાથે કરીને ઉત્પન્ન કરે છે. આવો અવસર્પિણી કાળનો ચોથો આરો જે ભાવ ભરત ઐરવતમાં ભજવે છે તે મહાવિદેહમાં સર્વ કાળ વર્ત્યા કરે છે. ત્રીજા આરાના પ્રાંત ભાગથી જ કલ્પવૃક્ષોનો બીલકુલ અભાવ થાય છે, મારામારી, લડાઈ, તોફાન, વિગેર ક્લિષ્ટ ભાવો પણ એ સમયમાં થાય છે અને શમ, ત્યાગ, વૈરાગ્ય અને પ્રગતિનાં પ્રખર સાધનો પણ તેમાં પ્રાપ્ત થાય છે. ચોવીશમા તીર્થંકરના નિર્વાણ પછી થોડા વર્ષમાં ( ત્રણ વર્ષ ને ૮।। માસ પછી ) **દુઃખમા** નામનો એકવીશ હજાર વર્ષનો પાંચમો આરો બેસે છે. તેમાં દુઃખ વધારે અને સુખનો માત્ર ઉપર ઉપરનો ખ્યાલ હોય છે અને તીર્થંકર મહારાજ હોતા નથી, કેવળી પણ પ્રારભમા થોડા વર્ષો સુધીજ હોય છે, ધર્મ તેની આખર સુધી ચાલ્યા કરે છે, પણ મોક્ષગમન બધ થઇ જાય છે અને ઉત્તમ જીવો પ્રાયે એ કાળમા બહુ અલ્પ હોય છે

( કમનસીબે આપણે આ અવસર્પિણી કાળના પાંચમા આરામાં વર્તીએ છીએ અને વળી તેમાં વધારે દિલગીરી ભરેલી હકીકત એ છે કે આપણે **હુંડા અવસર્પિણી** કાળમાં છીએ: એટલે આ અવસર્પિણી કાળ બહુ હલકો ગણાય છે, માત્ર સહજ સંતોષની વાત એ છે કે એ કાળમા પણ પ્રભાવક પુરૂષો થાય છે.)

પરવરેલી,[૧] સમય,[૨]આવલિકા,[૩]મુહૂર્ત,[૪]પ્રહર,[૫]દિન,[૬]અહોરાત્ર,[૭]પક્ષ,

---

પાંચમો આરો પૂર્ણ થયા પછી છઠ્ઠો 'દુષમદુષમા' આરો એકવીશ હજાર વર્ષનો બેસે છે, તેમા અત્યંત દુઃખ હોય છે, મનુષ્યો નાના, નીચા, અત્યંત ટુંકા આયુષ્યવાળા અને તદ્દન ધર્મ વગરના હોય છે. આવી રીતે દશ ક્રોડાક્રોડ સાગરોપમ પ્રમાણ **અવસર્પિણી કાળ** હોય છે તેમાં દિવસાનુદિવસ હાનિ થતી જાય છે. ત્યાર પછી તેટલાજ પ્રમાણવાળો **ઉત્સર્પિણી** કાળ હોય છે. તેનો પહેલો આરો તે અવસર્પિણીના છઠ્ઠા જેવો. બીજો પાચમા જેવો અને ત્રીજામાં ત્રેવીશ તીર્થંકર થાય છે. આવી રીતે ઉત્સર્પિણી કાળમા દિવસાનુદિવસ વૃદ્ધિ-ઉદય થતો જાય છે અને લોકોનાં સુખ સૌભાગ્ય આરોગ્યમા વધારો થતો જાય છે. આવી રીતે ઉત્સર્પિણીના છ આરા અને અવસર્પિણીના છ આરા એ બાર આરા મળીને એક **કાળચક્ર** કહેવાય છે. ચક્રને જેમ આરા હોય છે તેમ આ કાળચક્રને બાર આરા હોય છે. આ બાર આરારૂપ બાર સખીઓ તે કાળપરિણતિ મહારાણીના અંગ જેવી છે અથવા તે તદ્રૂપજ છે એમ કહીએ તો ચાલે. એ હકીકત ઉપર જણાવી છે.

૧ **સમય**નું કાળમાન લક્ષ્યમાં રાખવા યોગ્ય છે. આંખ મીચીને ઉઘાડીએ તેટલા વખતમા અસંખ્ય સમય થાય છે. પ્રથમ દૃષ્ટિએ આ વાત જરા સમજવામા મુશ્કેલી ઉત્પન્ન કરે તેમ છે, તેથી આપણે તેને માટે બે દૃષ્ટાન્ત લઈએ. શાસ્ત્રકાર દૃષ્ટાન્ત આપે છે, કે કોમળ કમળનાં પાંદડા મોટી સંખ્યામા એકઠા કરી તરૂણ પુરૂષ તીક્ષ્ણ ધારવાળી બરછી ઉપરથી મારે તો બધાને એકદમ વીંધી નાખે છે. તેમા પણ એક પાંદડાથી બીજા પાંદડા સુધી બરછીને પહોચતાં વખત લાગે તે પણ અસંખ્ય સમય છે. હવે બીજુ દૃષ્ટાન્ત લઈએ: ટ્રેન કલાકના સાઠ માઈલ જાય છે એટલે એક મિનિટમાં એક માઇલ જાય છે, એક સેકન્ડમા ૮૮ ફીટ તે હિસાબે તે ચાલે છે, એટલે ૧૦૫૬ ઇંચ એક સેકન્ડમાં ચાલે છે. એક ઇંચના ઝીણા દોરાપંક્તિ કરીએ તો ખુલ્લી આંખે દેખાય તેવા ૫૦ લીંટા તો બહુ સારી રીતે દોરાય અને સૂક્ષ્મદર્શક યંત્રથી જોઈએ તો પહોળા લીટા લાગે. આવા હજારો લીંટા પર એક સેકન્ડમા ટ્રેન ચાલે છે. હવે એક સેકન્ડનો કાળ કેટલો સૂક્ષ્મ છે તે વિચારો. આવા લીંટાના પણ હજારો વિભાગ થઇ શકે. એવા એક લીંટાના વિભાગથી બીજા પર જતા કાંઇક પણ વખત લાગે છે એની તો ના પાડી શકાય તેમ નથી. એથી વધારે સૂક્ષ્મ ભાવ સમજવો હોય તો પ્રકાશ (Light) અત્યાર સુધીમા બનાવવામા આવેલ યંત્રોવડે એક સેકન્ડમાં ૧૮૪૦૦૦ માઈલ ચાલતો માપી શકાય છે, તેવા પ્રકાશને પ્રત્યેક ઇંચમાં ઉપર પ્રમાણે કરેલા એક લીંટાથી બીજા લીટા સુધી જવામાં કેટલો સૂક્ષ્મ વખત લાગે તેની કલ્પના કરી લેવી. સામાન્ય બોધ માટે આ દૃષ્ટાન્ત છે: બાકી એથી પણ સૂક્ષ્મમાં સૂક્ષ્મ કલ્પી ન શકાય તેવા કાળ-વખતને **સમય** કહેવામા આવે છે એમ સમજવું. છદ્મસ્થને એક સમયનું જ્ઞાન હોઈ શકતુ નથી, પરંતુ તેનો ખ્યાલ આ પ્રમાણે આપી શકાય તેમ છે.

૨ **આવલિકા:** અસંખ્ય સમયની એક **આવલિકા** થાય છે. એક સેકન્ડમાં પાંચ હજાર ઉપરાંત આવલિકા થાય છે

૩ **મુહૂર્ત:** બે ઘડીનો કાળ. અડતાલીશ મિનિટ. ૧૬૭૭૭૨૧૬ આવલિકાનું એક મુહૂર્ત થાય છે.

[8]માસ, [9]ઋતુ, [10]અયન, [11]સંવત્સર, [12]યુગ, [13]પલ્યોપમ, સાગરોપમ, [14]અવસર્પિણી, ઉત્સર્પિણી, [15]પુદ્‌ગળપરાવર્ત વિગેરે [16]પરિવાર નોકર ચાકરો દ્વારા આ લોકમાં જૂદા જૂદા પ્રકારનાં સર્વ કાર્યો કરવા હું સમર્થ છું એવો ગર્વ પોતાના મનમાં રાખીને પોતાના પતિ કર્મપરિણામ મહારાજાએ ભજવવાની આજ્ઞા કરેલા આ સંસારનાટકમાં પોતાના પતિની બાજુમાં બેસીને અભિમાનપૂર્વક હુકમ કરે છે કે "આ

---

૪ **પ્રહર:** પહોર. સાડી સાત ઘડીનો અથવા ત્રણ કલાકનો એક પહોર થાય છે.

૫ **દીન:** દિવસ. ચાર પહોરનો દિવસ થાય છે. ( ૧૨ કલાકનો. ) એ જાણીતો વિષય છે.

૬ **અહોરાત્ર:** રાત દિવસ. ૨૪ કલાક. તેને વાસ્તવિક રીતે દિવસ કહેવામા આવે છે રાત્રિ બાર કલાકની અને દિવસ ૧૨ કલાકનો સમુચ્ચયે ગણાય છે જો કે નાનો દિવસ, મોટો દિવસ એમ ફેરફાર થયા કરે છે.

૭ **પક્ષ:** પંદર દિવસે એક પખવાડીયું થાય છે એ જાણીતી હકીકત છે.

૮ **માસ:** બે પખવાડિયાનો એક માસ-મહીનો થાય છે.

૯ **ઋતુ:** બે માસની એક ઋતુ ગણાય છે. અગાઉ જણાવ્યું તેમ ઋતુ છ છે: વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ્, હેમત અને શિશિર.

૧૦ **અયન:** ત્રણ ઋતુ અથવા છ માસનો એક અયન થાય છે: દક્ષિણાયન અને ઉત્તરાયન. દક્ષિણાયનમાં સૂર્ય દક્ષિણમા આવવા લાગે છે અને ઉત્તરાયનમા ઉત્તરમાં આવવા લાગે છે.

૧૧ **સંવત્સર:** વર્ષ. છ ઋતુ અથવા બે અયન બાર માસનુ વર્ષ થાય છે. સૂર્યવર્ષ માટે તેમાં કેટલાક દિવસો વધારી સરવાળે તેને ૩૬૫ દિવસથી કાઇ વધારે વખતનું કરવું પડે છે.

૧૨ **યુગ:** પાચ વર્ષનો એક યુગ ગણાય છે. તેમાં બે અભિવર્ધિત એટલે ૧૩ માસવાળા અને ત્રણ ચાંદ્ર વર્ષો આવે છે.

૧૩ **પલ્યોપમ-સાગરોપમ** માટે ઉપરની નોટ જુઓ. એનો વિસ્તારથી વિચાર 'કર્મગ્રંથ' અને 'લોકપ્રકાશ' ગ્રંથમાંથી મળી આવશે.

૧૪ **અવસર્પિણી** અને **ઉત્સર્પિણી** કાળ દશ ક્રોડાક્રોડ સાગરોપમનો થાય છે તે આપણે ઉપર જોઇ ગયા. જુઓ પૃષ્ઠ ૨૬૪ ની નોટ.

૧૫ **પુદ્‌ગળપરાવર્ત:** અનંતી ઉત્સર્પિણી અને અવસર્પિણી જાય ત્યારે એક પુદ્‌ગળપરાવર્ત થાય છે. એના દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવથી બાદર અને સૂક્ષ્મ ભેદો બહુ સમજવા યોગ્ય છે, તે સંબંધી અન્યત્ર અધ્યાત્મકલ્પદ્રુમ દશમા પ્રસ્તાવની સાતમી ગાથા પર નોટમા વિવેચન છે. જિજ્ઞાસુએ પ્રથમ પ્રસ્તાવના પરિશિષ્ટ વમાંથી જોઈ લેવુ ( જુઓ પૃ. ૨૪૬-૭ ).

૧૬ કાળના મોટા વિભાગો-**આરા**ને સખીનુ રૂપ અત્ર આપ્યું છે અને સમય આવળી આદિ સૂક્ષ્મ વિભાગોને પરિવાર-નોકર ચાકરનું રૂપ આપ્યુ છે એ સર્વ એકંદરે કાળનાં અંગો છે.

શહાદેવીનો આકરો હુકમ.

યોનિરૂપ પડદાની અંદર હાલ જે પાત્રો ગોઠવાઇને રહેલા છે તે સર્વે હવે મારા હુકમથી બહાર નીકળો અને બહાર નીકળીને સર્વ પ્રથમ [1]રૂદનવ્યાપાર કરો, ત્યારપછી તેઓ પોતપોતાની માતાઓનાં સ્તનમાંથી દૂધનું પાન કરો, પછી આખા શરીરે ધૂળથી ભરેલા અંગવાળા તેઓ ભૂમિપર [2]ભાખોડીએ ચાલો, બે પગે ડગમગ ચાલતા જમીનને ભેટી પડો, મૂત્ર અને મળથી ખરડાયલા પોતાના શરીરને ખરાબ-દુર્ગંછનીય કરો; ત્યારપછી બાળકપણું મૂકી દઇને કુમારપણું ધારણ કરો, તેમાં જૂદા જૂદા પ્રકારની રમત ગમતો કરો, સર્વ પ્રકારની કળાઓમાં કુશળતા પ્રાપ્ત કરવા માટે અભ્યાસ કરો; ત્યારપછી કુમારભાવ પૂરો થાય એટલે [3]તરૂણપણું ધારણ કરો, ત્યાં સર્વ વિવેકી પ્રાણીઓને હાસ્ય ઉત્પન્ન કરે તેવા કટાક્ષો [4]મહારાજશ્રી કામદેવ નામના મહાગુરુના ઉપદેશ અનુસાર કરો અને તેમ કરવામાં પોતાના કુળને કલંક લાગશે કે બીજી કોઇ મુશ્કેલીઓ આવશે તેની દરકાર ન કરો, પણ જેમ કામદેવ કહે તેમ જૂદા જૂદા પ્રકારના વિલાસો કરો, નાચો અને તોફાન મસ્તી કરો, પરદારાગમન[5] જેવાં [6]અનાર્ય કાર્ય કરો; આ રીતે યુવાવસ્થા પૂર્ણ કરીને ત્યારપછી મધ્યમ અવસ્થા[7] ધારણ કરો, તેમાં સાત્વિક પ્રકૃતિ, પુરૂષાર્થ અને પરાક્રમ બતાવો; આવી રીતે મધ્યમ વય પૂર્ણ કરીને છેવટે વૃદ્ધાવસ્થા-ઘડપણ ધારણ કરો, તેમાં તેઓ કપાળપર કરચલી, ધોળા

---

૧ પુત્ર પુત્રીનો જન્મ થતાજ તેઓ પ્રથમ રડે છે તે આ રૂપક બતાવે છે. રાણીના આખા હુકમમા જન્મથી મરણ સુધીના અગત્યના મોટા બનાવોનો સમાવેશ કરવામાં આવ્યો છે. તાત્પર્ય એ છે કે કર્મ હોય તોપણ તેની સ્થિતિ પાકે-કાળ આવી પહોંચે ત્યારે અનુક્રમે કામ થાય છે. આથી કર્મ અને કાળનાં કાર્યોની વહેચણી થઈ જતી જણાશે.

૨ હાથ, પેટ અને પગે ડગમગ ચાલે, ચાલતા પડી જાય એને **ભાખોડીયે ચાલવું** કહેવામા આવે છે.

૩ જુવાની, ગદ્ધા પચ્ચીશીમાં આવીજ સ્થિતિ થાય છે.

૪ **કામદેવ:** મન્મથ ઉપર આ આડકતરી સખ્ત વક્રોક્તિ છે. કટાક્ષ આંખથી થતું પ્રેમસૂચક ચિન્હ છે.

૫ **પરદારાગમન:** અન્ય સ્ત્રી, પોતાની સ્ત્રી ન હોય તેની સાથે વિષયસુખ ભોગવવું તે.

૬ **અનાર્ય:** આર્ય પુરૂષને-સારા ગૃહસ્થને ન છાજે તેવું કામ.

૭ **મધ્યમ અવસ્થા:** પુખ્ત ઉમર. ગદ્ધા પચીશી અને ઘડપણ વચ્ચેનો સમય.

બાલ, અંગભંગ, અવયવોની શિથિલતા અને શરીરપર લાળ, મેલ વિગેરે લાગવાથી અતિ વિચિત્ર શરીરના દેખાવો દેખાડો, તેના સ્વભાવમાં અનેક પ્રકારની વિચિત્રતાઓ તે વખતે આવી જાઓ. આવી રીતે જીંદગીનાં અનેક નાટકો દેખાડીને પછી શરીરનો ત્યાગ કરીને મડદાંનો–મરી ગયેલાનો પાઠ ભજવો; ત્યારપછી તેઓ પાછા યોનિના પડદા પછવાડે ભરાઇ જાઓ, ત્યાં વળી તેઓ ગર્ભરૂપ કાદવમાં રહીને તદંતર્ગત અનેક પ્રકારનાં દુ:ખોનો અનુભવ કરો અને વળી ત્યાં બીજું રૂપ ધારણ કરીને નવીન નાટક બતાવવા માટે પડદામાંથી બહાર નીકળો. આવી રીતે પડદામાં આવો, બહાર નીકળો, મરણ પામો, પાછા બીજા પડદામાં પ્રવેશ કરો. એમ અનંત વાર આવજા કરી નવા નવા પાઠો જૂદા જૂદા રૂપે ભજવો." આવી રીતે હુકમ કરનારી કાળપરિણતિ મહાદેવી સંસારની અંદર પાઠ ભજવનારાં સર્વ પાત્રોને એક ક્ષણ પણ નિરાંતે [1]બેસવા દેતી નથી અને ક્ષણે ક્ષણે તે બિચારાઓ પાસે નવાં નવાં રૂપ ધારણ કરાવે છે અને તેઓને વારંવાર વેશ બદલવામાં સાધનભૂત નવાં નવાં ઉપકરણો ( ડ્રેસો ) જે પુદ્ગળસ્કન્ધ નામનાં છે તે પણ અતિ ચપળ સ્વભાવવાળાં હોવાથી તેના ઉપર પણ એ મહારાણી પોતાની સત્તા ચલાવે છે અને તે ઉપકરણ પાસે પણ નવાં નવાં રૂપો ધારણ કરાવે છે. તે પાત્રો પણ બાપડા વિચાર કરે છે કે 'શું કરીએ ? જ્યાં રાજા પણ આ રાણીને વશ થઇ ગયેલ છે ત્યાં આપણે છૂટવાની કાંઇ બારી જણાતી નથી.' આ પ્રમાણે વિચાર કરીને તેઓ લાચાર થઇ જાય છે અને કાળપરિણતિ મહારાણી જે પ્રકારના હુકમો કરે છે તે સર્વ ઉપાડી લઇને અનેક પ્રકારના વેષો ધારણ કરી પોતાના આત્માને વિડંબના આપે છે. એ કાળપરિણતિ મહાદેવી એવી જબરી છે કે કર્મપરિણામ મહારાજા હાજર હોય તોપણ પોતાનો પ્રભાવ તેનાથી પણ વધારે છે એમ વારંવાર ખુલ્લેખુલ્લું પોતાના વર્તનથી બતાવે છે. સંસારનાટકમાં ખેલ ભજવનારા પ્રાણીઓ વારંવાર નવીન નવીન રૂપો ધારણ કરે છે તેટલા પૂરતોજ કર્મપરિણામ મહારાજાનો પ્રભાવ ચાલે છે ( અને તે પણ કાળપરિણતિ દેવી જ્યારે વખત થયો છે એમ હુકમ કરે ત્યારેજ ), પણ આ

**રાજા રાણીની સરખામણી.**

---

૧ અહીં જે ક્ષણે કાળ કરે છે તેને બીજે સમયે સીધી ગતિએ જાય તો પ્રાણી અન્યત્ર ઉપજે છે અને તે સમયેજ આહાર લે છે; કદાચ વક્ર ગતિ કરે તો બીજે સમયે આહાર લે છે. આથી નિરાતે બેસવાનો એને કોઈ પણ વખત આવતોજ નથી. સમય કેટલો નાનો છે તે તો આપણે ઉપર જોઇ ગયા છીએ.

કાળપરિણુતિ મહાદેવીને પ્રભાવ તે સંસારથી તદ્દન બહાર આવેલી ( રંગભૂમિની બહાર ) નિર્વૃતિ નામની નગરી છે ત્યાં પણુ ચાલે છે, કારણુ કે તે નિર્વૃતિ નગરીમાં જે લોકો રહે છે તેઓની પણુ ક્ષણે ક્ષણે જૂદી જૂદી અવસ્થા[1] કરવાનું ચાતુર્ય પણુ તે કાળપરિણુતિ દેવીમાં છે. આ પ્રમાણે પોતાની સત્તા રંગભૂમિની બહાર પણુ ચાલતી હોવાથી પોતાના પતિ કરતાં પણુ પોતાની જાતને મોટી માનનારી અભિમાની મહાદેવી શું શું કામ ન કરે ? આવાં અવ્યવચ્છિન્ન ચાલતા અદ્ભુત ( સંસાર ) નાટક કરવામાં અને જોવામાં નિરંતર પ્રવૃત્ત થયેલા તે કર્મપરિણામ મહારાજાને અને કાળપરિણુતિ મહારાણીને મનમાં બહુ આનંદ થાય છે, અને તે નાટક જોવામાં જ રાજ્યનું સાફલ્ય માને છે.



૧ **સિદ્ધદશામાં અવસ્થાંતરઃ** સિદ્ધ દશામાં **ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય** રહેલાંજ છે. જ્ઞાતા સ્વભાવે નવા નવા જ્ઞેયમાં પરિણમવાપણું દરેક સમયે રહે છે, તેથી કાળની અસર સિદ્ધદશામાં પણ થાય છે. ત્યાં કર્મની અસર રહેતી નથી, કારણ નિઃકર્મા થાય ત્યારેજ સિદ્ધ થવાય છે, પણ ઉત્પાદાદિને અંગે કાળની અસર રહે છે. આથી રાજા કરતાં રાણીનો પ્રભાવ વધારે છે એમ બતાવ્યું. કહેવાનું તાત્પર્ય એ છે કે એક વસ્તુને સિદ્ધ અત્યારે વર્તમાન રૂપે જુએ, તેને અગાઉ ભવિષ્યત્ રૂપે જોતા હતા અને હવે પછી ભૂત રૂપે જોશે. એવી રીતે જ્ઞાનમાં અવસ્થાંતર થયા કરે છે અને જ્ઞાન એ સિદ્ધનો સ્વભાવ હોવાથી સિદ્ધને પણ જ્ઞાનમાં કાળની અસર થાય છે. એવીજ રીતે અમુક આત્મા આટલા સમય પહેલાં સિદ્ધદશામાં આવેલ છે તે ગણતરીને પણ કાળની અસર થયા કરે છે. કલ્પનાશક્તિને બહુ જોર આપીને સિદ્ધદશામાં પણ કાળની અસર બતાવવા આ પ્રયાસ કર્ત્તાએ કર્યો જણાય છે.



# પ્રકરણ ૩ જું.



## ભવ્યપુરુષ–સુમતિજન્મ.



સંસારનાટક જોતાં અને નવા નવા ખેલો કરાવતાં તે કર્મપરિણામ મહારાજા અને કાળપરિણતિ દેવી આનંદમાં કાળ નિર્ગમન કરતા હતા. એક વખત તેઓ આનંદકલ્લોલ કરતાં એકાન્તમાં બેઠા હતા તે વખતે રાજાને આનંદમાં જોઇ મહારાણી બોલી—“નાથ! ભોગ ભોગવવા લાયક પદાર્થોનો મેં ઘણી વખત ભોગ કર્યો અને પીવા લાયક સર્વ પદાર્થો જે આ સંસારમાં છે તે મેં ઘણી વાર પીધા અને માન્ય કરવા યોગ્યને માન આપીને ઘણા અભિમાનથી ભરપૂર ઇર્ષ્યા ઉત્પન્ન કરે તેવું જીવન વહન કર્યું. હે પ્રભુ! આપની કૃપાથી આ દુનિયામાં એવું કોઇપણ સુખ બાકીમાં નથી કે જે સુખનો સ્વાદ મેં ચાખ્યો ન હોય. મારા નાથ! આપની કૃપાથી હું સર્વ કલ્યાણ પ્રાપ્ત કરી ચૂકી છું, આ દુનિયામાં દેખવા લાયક સર્વ પદાર્થો આપની કૃપાથી હું જોઇ ચૂકી છું, માત્ર અત્યારસુધી મેં પુત્રનું સુખ જોયું નથી એટલું બાકી છે, તેથી જો આપશ્રીની કૃપાથી મને એક પુત્ર થઇ જાય તો મારૂં જીવતર સફળ થાય, નહિ તો આ જીવન બધું નિષ્ફળ છે.”

**દેવીને પુત્રપ્રાપ્તિની ઇચ્છા.**

રાજા—“દેવિ! તેં બહુ સારી વાત કરી, તેં વાતને ઠીક યાદ કરી, મને પણ તે વાત બહુ ગમી ગઇ છે. સર્વ કાર્યમાં આપણે એકસરખાં સુખી દુ:ખી થઇને રહીએ છીએ, તેથી વહાલી! આ બાબતમાં તારે જરા પણ ખેદ કરવો નહિ, કારણકે જે બાબતમાં આપણા બન્નેનો એકમત થાય છે તે કામ તરત જરૂર બની આવે છે. ૧”

કાળપરિણતિ–“પ્રભુ! આપે બહુ ઠીક કહ્યું અને મારા ઉપર

---

૧ કર્મપ્રકૃતિ સત્તામાં હોય અને તેની સ્થિતિ પાકે ત્યારે તે જરૂર ઉદયમાં આવે છે.

મોટી મહેરબાની કરી. આપે કહ્યું તે પ્રમાણે જરૂર થશે એમ મારી ખાતરી છે અને તે બાબતની હું અત્યારથીજ [1]ગાંઠ વાળું છું."

પતિએ જે વચનો કહ્યાં તે સાંભળીને મહાદેવીની આંખમાં હર્ષનાં આંસુ આવી ગયાં: પતિનાં વચનમાં પૂરો ભરોસો હોવાથી તેને ઘણો સંતોષ થઇ ગયો.

## સુમતિનો જન્મ-ઉત્સવ.

સ્વપ્ન વિચારણા.

ત્યારપછી થોડા વખતે એકદા તે મહાદેવી શય્યામાં સુતા હતા તેવામાં રાત્રિને છેલ્લે પહોરે એક સ્વપ્ન તેમના જોવામાં આવ્યું. તેમાં તેણે જોયું કે 'સર્વ અંગે બહુ સુંદર એક પુરૂષ પોતાના મુખમાં થઇને ઉદરમાં પેઠો, પછી ત્યાંથી તે બહાર નીકળ્યો અને તે પુરૂષને તેનો કોઇ મિત્ર લઇ ગયો.' આવું સ્વપ્ન જોયા પછી મહાદેવીની આંખ ઉઘડી ગઈ અને તે વખતે તેના મનમાં કાંઈક આનંદ થયો અને કાંઈક ખેદ થયો. પછી તુરત પોતાના પ્રિય પતિની પાસે જઈ સ્વપ્ન સંબંધી સર્વ હકીકત મહાદેવીએ તેમને કહી સંભળાવી.

નરપતિ—" મહાદેવિ ! આ સ્વપ્નનું મારા મનમાં જે ફળ ભાસે છે તે તને કહું છું તે સાંભળ. તને આનંદ આપે તેવો એક બહુ શ્રેષ્ઠ પુત્ર થશે, પણ તે લાંબો વખત તારા ઘરમાં રહેશે નહિ, પણ ધર્માચાર્યના વચનથી બોધ પામી પોતાના સ્વાર્થની સિદ્ધિ કરશે."

કાળપરિણતિ—" અરે ! જો મને પુત્ર થાય તો તેટલું જ બસ છે, મને તેથી પૂરો આનંદ થશે. પછી ભલે તે પોતાને મનમાં આવે તેમ કરે."

પુત્ર જન્મ.

તે રાત્રિથી મહાદેવી કાળપરિણતિને ગર્ભ રહ્યો. ગર્ભ ત્રણ માસનો થયો ત્યારે દેવીને મનોરથ[2] થયા કે 'સર્વ પ્રાણીઓને હું અભયદાન આપું, જેઓને ધનની ઇચ્છા હોય તેઓને ધન આપું અને જેઓ ભણ્યા ગણ્યા વગરના અભણ હોય તેઓને જ્ઞાન આપું અને એ સર્વ વસ્તુ જેને જેટલી જોઇએ તેટલી આપું.' આવી આવી

---

૧ એ પ્રમાણે થશે એમ યાદ રહે તે માટે **ગાંઠ બાંધવાનો** નિયમ અગાઉ હતો, હાલ પણ અમૂક વાત યાદ કરાવવા માટે કહિયાની કસની ગાંઠ બાંધવામાં આવે છે. શુભ શુકન નિષ્ફળ ન થાય તે માટે પણ ગાંઠ બાંધવામાં આવે છે.

૨ **મનોરથ:** દોહદ, ગર્ભવતી સ્ત્રીઓને થતી ઈચ્છાઓ.

જે જે ઇચ્છાઓ તેને થતી હતી તે તે સર્વ મહારાજાને જણાવતી ગઇ અને મહારાજાની આજ્ઞાથી તેની સર્વ ઇચ્છાઓ પૂરી થવા લાગી. આવી સારી રીતે ગર્ભ વહન કરતાં જ્યારે ગર્ભકાળ પૂર્ણ થયો ત્યારે શુભ દિવસે શુભ મુહૂર્તે મહાદેવીએ સર્વ લક્ષણયુક્ત એક સુંદર બાળકને જન્મ આપ્યો.

**વધામણી: મહોત્સવ.**

પ્રિયનિવેદિકા નામની દાસીએ પુત્રજન્મની વધામણી તુરત રાજા પાસે જઇને આપી. મહારાજાને તે ખબર સાંભળીને બહુ આનંદ થયો અને જેનું વર્ણન કરવું લગભગ અશક્ય ગણાય એવી અવસ્થાને અનુભવતા રાજાએ તે દાસી આશા રાખે તે કરતાં પણ વધારે ઇનામ આપીને તેને બહુ રાજી કરી. રાજાને તે વખતે જે આનંદ થતો હતો તે તેના રોમરાય વિકસ્વર થતા હોવાથી પ્રત્યક્ષ જણાતો હતો. અત્યાનંદમાં આવેલા મહીપતિએ પોતાના રાજમંત્રીઓને હુકમ કર્યો "મંત્રીઓ! મહારાણીને પુત્રરત્નની પ્રાપ્તિ થઇ છે, તેથી લેનાર પ્રાણી સારો છે કે ખરાબ છે, યોગ્ય છે કે અયોગ્ય છે, તેનો કાંઇ પણ વિચાર કર્યા વગર પુષ્કળ દાન આપો, ગુરૂજનની મોટી પૂજા કરો, સગાસંબંધીઓનું સન્માન કરો, મિત્રોને સર્વ પ્રકારે સંતોષ આપો, કેદીઓને છોડી દો, આનંદનાં વાજિત્રો વગડાવો, મરજી આવે તેમ હર્ષથી નાચો, કુદો, ખાઓ, પીઓ, સ્ત્રીઓનું સેવન કરો, કર લેવાનું બંધ કરો, દંડ માફ કરો, ભય પામેલા લોકોને ધીરજ આપો, સર્વ પ્રાણીઓ સ્વસ્થ ચિત્તે સુખેથી રહો અને કોઇના અપરાધની વાસ પણ આવો નહિ." "આપનો જેવો હુકમ" એ પ્રમાણે બોલીને મંત્રીઓએ મહારાજાને નમસ્કાર કર્યો અને તેના હુકમો સર્વ તુરતજ અમલમાં મૂકયા. સર્વ પ્રાણીઓને આશ્ચર્ય ઉપજાવે તેવી રીતે ઉજવેલો તે જન્મદિવસનો ઉત્સવ સારી રીતે પસાર થયો.

**અભિધાન કરણ.**

કર્મપરિણામ રાજાએ ત્યારપછી યોગ્ય કાળે વિચાર કર્યો કે જ્યારે આ પુત્ર મહાદેવીની કુક્ષિમાં ઉત્પન્ન થયો હતો ત્યારે દેવીએ પોતાના શરીરમાં સર્વ અંગે સુંદર પુરૂષને પ્રવેશ કરતો જોયો હતો, તેથી એ પુત્રનું નામ પણ એ હકીકતને અનુસારે રાખવું જોઇએ; આટલા ઉપરથી વિચાર કરીને મહારાજાએ તે પુત્રનું ભવ્યપુરૂષ[1]

[1] 'ભવ્ય' એ ખાસ પારિભાષિક જૈન શબ્દ છે, યોગ્ય સામગ્રીના સદ્ભાવે મોક્ષમાં જવાની યોગ્યતાવાળા જીવોને ભવ્ય કહે છે. જેઓમા મોક્ષમા જ૦

નામ પાડયું. મહારાણીએ આ હકીકત જાણી ત્યારે તેણે મહારાજાને પ્રાર્થના કરી ' હું પણ પુત્રનું એક બીજું નામ પાડવા ઇચ્છું છું, તો તે બાબતમાં આપ આજ્ઞા કરો. ' રાજાએ જવાબમાં કહ્યું ' આવી માંગળિક બાબતમાં તે બે મત હોય ? એમાં શો વાંધો છે ? તારે મનમાં જે હોય તે ખુશીથી બોલ. ' ત્યારે મહાદેવી બોલ્યાં ' આ પુત્ર જ્યારે ગર્ભમાં હતો ત્યારે મને બહુ સારાં સારાં કામો કરવાની બુદ્ધિ થયા કરતી હતી તેથી આ પુત્રનું [1]સુમતિ એવું બીજું નામ હો.' રાજાએ કહ્યું ' દેવી એ તો દૂધમાં સાકર ભેળવવા જેવુ કર્યું, કારણ કે તેથી તો ભવ્યપુરૂષનું સુમતિ એવું વધારે સુંદર નામ પડશે. ' આ પ્રમાણે બોલી બહુ આનંદમાં આવી જઇને રાજાએ નામકરણ મહોત્સવ વધારે સારી રીતે ઉજવ્યો.



# પ્રકરણ ૪ થું.

## અગૃહીતસંકેતા અને પ્રજ્ઞાવિશાળા.

---



હવે તેજ મનુજગતિ નગરીમાં એક [2]અગૃહીતસંકેતા નામની બ્રાહ્મણી રહેતી હતી, તેણે લોકોનાં મુખેથી રાજપુત્રનો જન્મ થયો છે, તેનો મહોત્સવ ચાલે છે અને તેનું નામ પાડવામાં આવ્યું છે વિગેરે હકીકત સાંભળીને પોતાની પ્રિય સખીને કહ્યું " પ્રિય સખિ ! પ્રજ્ઞાવિશાળા ! લોકોમાં તો મોટી નવાઈ જેવી–આશ્ચર્ય ઉપજાવે

---

વાની યોગ્યતા જ નથી તેઓને **અભવ્ય** કહેવામાં આવે છે. એવા બહુ થોડા પ્રાણી છે; મગના ઢગલામાં જેમ કોઇ કોરડુ મગ હોય તેમ; પરતુ યોગ્યતા છતા મોક્ષ નહિ જનારા–અભવ્યની કોટિ વળગેલા અનંતા જીવો છે, તેમને યોગ્યતા હોવા છતાં સામગ્રી મળવાની નથી. એવા પ્રાણીને **જાતિભવ્ય** કહેવામાં આવે છે.

૧ **સુમતિ:** સારી મતિ–બુદ્ધિ છે જેની એટલે સારી બુદ્ધિવાળો. આ સર્વ બાબતનો ખુલાસો આઠમા પ્રસ્તાવમા થવાનો છે.

૨ **અગૃહીતસંકેતા અને પ્રજ્ઞાવિશાળા:** આ બન્ને પાત્રો ગોઠવવામાં ગ્રંથકર્તાએ બહુ ચાતુર્ય બતાવ્યુ છે. અગૃહીતસંકેતા તદ્દન ભોળી, ભલી, સાદા અને દરેક બાબતને ઉપર ઉપરથી સમજવાવાળી છે, ત્યારે પ્રજ્ઞાવિશાળા કુશળ, હુશિયાર અને રહસ્ય સમજનાર છે. અગૃહીતસંકેતા એવા પ્રશ્નો વારવાર કરે છે કે તેને મળતા જવાબમા રહસ્ય સમજવાની મજા આવે છે. પ્રજ્ઞાવિશાળાના જવાબો બહુ વિ-

સંખીઓનો સંવાદ.

તેવી વાત ચાલે છે તે તેં જાણ્યું ? લોકો કહે છે કે કાળપરિણતિ મહાદેવીએ ભવ્યપુરૂષ નામના પુત્રને જન્મ આપ્યો છે. ”

પ્રજ્ઞાવિશાળા—“ વહાલી બ્હેન ! એમાં આશ્ચર્ય જેવું શું છે ? ”

અગૃહીતસંકેતા—“ મેં પહેલાં સાંભળ્યું હતું કે આ કર્મપરિણામ મહારાજા પોતાના સ્વરૂપથી નિર્બીજ[1] છે અને કાળપરિણતિ રાણી વંધ્યા ( વાંઝણી ) છે. આવું છતાં તેઓને પુત્રની ઉત્પત્તિ થઇ તે ખરેખર મોટા આશ્ચર્યની વાત છે. ”

રાજા રાણીની જનન શકિત

પ્રજ્ઞાવિશાળા—“ અરે ભોળી ! તારૂં નામ અગૃહિતસંકેતા છે તે ખરેખરૂં છે, કારણ કે તું તારા નામ પ્રમાણે આ બાબતની અંદર રહેલો પરમાર્થ બરાબર સમજી શકી નથી. આ રાજા તો અતિબહુબીજ છે. એટલે એનામાં પુત્રોત્પાદક શકિત સાધારણ રીતે હોય તેના કરતાં પણ ઘણી વધારે છે, પરંતુ લોકોની તેના ઉપર નજર ન પડે એટલા માટે અવિવેક વિગેરે તેના મંત્રીઓએ તેને નિર્બીજ તરીકે લોકોમાં જાહેર કર્યો છે. આ મહાદેવી પણ અનંતા છોકરા છોકરીઓને જન્મ આપનારી છે, પણ દુર્જન માણસોની તેના ઉપર નજર પડવાના ભયથી તેજ મંત્રીઓએ વંધ્યા ( વાંઝણી ) તરીકે તેને દુનિયામાં પ્રખ્યાત કરી છે. જો સમજ ! આ લોકમાં જેટલાં પુત્ર પુંત્રી થાય છે તે સર્વમાં પરમ [2]વીર્યપણે તેઓનું જોડાણ હોવાને લીધે પરમાર્થથી ખરેખરી રીતે તો આ રાજારાણી જ તેમનાં માબાપ છે. વળી એ મહારાજા અને મહારાણી નાટક જુએ છે તે સમયે તેઓનું માહાત્મ્ય કેટલું બધું જણાઇ આવે છે તે તેં સાંભળ્યું કે જોયું નથી ? આ મહારાજા સર્વ પાત્રોને પોતાની મરજીમાં આવે તે પ્રમાણે નારકી, તિર્યંચ, મનુષ્ય કે દેવગતિ લક્ષણવાળા સંસારમાં

---

ચારશીળ છે. બાહ્ય અને અંતર રાજ્યમાં આ દરેક પાત્રનું સ્થાન આઠમા પ્રસ્તાવમાં સ્પષ્ટ થશે. અગૃહીતસંકેતાને બ્રાહ્મણી કહેવાનો ખુલાસો પ્રસ્તાવ ૮ પ્રકરણ ૧૭ માં આવશે.

૧ **નિર્બીજ:** બીજ વગરનો એટલે જેને છોકરા ન થઈ શકે તેવો પુરૂષ.

૨ ઉત્કૃષ્ટ વીર્ય–ઉત્પાદક શક્તિ. પ્રાણીની ઉત્પત્તિનું પરમ કારણ તો તેનાં કર્મ અને તેની પરિપાક દશા છે તેથી પિતૃવીર્ય અને માતૃરક્તનું પરમ કારણ તો કર્મ અને તેનો કાળ પરિપાક છે. આટલા ઉપરથી સર્વ પુત્રપુત્રીના **પિતા** અને **માતા** તો **કર્મ** અને તેની પરિપાક દશા ( **કાળ** )જ કહી શકાય

આવી રહેલી લાખો યોનિઓમાં નવા નવા જૂદા જૂદા પ્રકારનાં રૂપો ધારણ કરાવીને તેની પાસે નાટક કરાવે છે અને એવી રીતે મહારાજા પ્રાણીઓ પાસે જૂદા જૂદા પ્રકારનાં રૂપો ધારણ કરાવે છે તે સર્વને મહારાણી ગર્ભાવાસ, બાળપણ, કુમારપણું, યુવાવસ્થા, પુખ્તપણું, વૃદ્ધાવસ્થા, મરણ, અન્યત્ર ગર્ભપ્રવેશ અને તેમાંથી પાછું નિષ્ક્રમણ વિગેરે સ્થિતિમાં પરિવર્તનો ( ફેરફારો ) અનેક વાર કરાવે છે. [1] "

અગૃહીતસંકેતા—" જે વાત તું કહે છે તે તો મેં સાંભળી હતી, પણ મારૂં કહેવું એમ છે કે કર્મપરિણામ મહારાજા સર્વ પાત્રોને જૂદાં જૂદાં રૂપો અપાવવાને શક્તિમાન છે અને કાળપરિણતિ મહારાણી તેઓની અવસ્થામાં વારંવાર મોટો ફેરફાર કરી શકે છે–આટલીજ હકીકત ઉપરથી તેઓ લોકોનાં માબાપ છે એમ કહી શકાય ? "

પ્રજ્ઞાવિશાળા—" વહાલી સખી ! તું તો તદ્દન ભોળી લાગે છે ! ગાય જેવા જનાવરને પણ અરધી વાત કહી હોય તો તે આખી વાત સમજી જાય છે, પણ તું તો આ ઉઘાડી વાત છે તે પણ સમજી શકતી નથી. જો ખરેખરી રીતે વિચાર કરીએ તો આ સંસાર નાટક છે, તો તે નાટકના જે ઉત્પન્ન કરનારા હોય તે પરમાર્થથી વાસ્તવિક રીતે સર્વનાં માબાપ ગણાય. હવે સમજી ? "

અગૃહીતસંકેતા—" જો તેઓ આખી દુનિયાનાં માબાપ છે, છતાં પણ દુર્જન પ્રાણીઓની નજર તેના ઉપર પડવાના ભયથી અવિવેક વિગેરે મંત્રીઓએ તે રાજાને બીજ વગરના અને રાણીને વંધ્યા તરીકે પ્રસિદ્ધ કરી છે તો પછી ભવ્યપુરુષને આવડા મોટા મહોત્સવપૂર્વક શા માટે તેઓના પુત્ર તરીકે જાહેર કરવામાં આવ્યો છે તેનું કારણ તું મને સમજાવ."

પ્રજ્ઞાવિશાળા—" આ ભવ્યપુરુષને મહારાજા અને દેવીના પુત્ર તરીકે જાહેર કરવાનું કારણ શું છે ? તેનો હેવાલ તું સાંભળ. આ નગરીમાં એક શુદ્ધ સત્યવાદી સદાગમ[2] નામના મહાપુરુષ છે, તે સર્વ પ્રાણીઓનું હિત કરનાર છે, સર્વ ભાવોને અને સ્વભા-

સદાગમ-સ્વરૂપ.

---

૧ રાજા રૂપ ધારણ કરાવે છે અને સ્થિતિમાં પરિવર્તન રાણી કરે છે. કર્મ અને કાળના સ્વભાવ અનુક્રમે વિચારવાથી આ સ્પષ્ટ થશે.

૨ **સદાગમ:** એટલે શુદ્ધ પુરુષોએ બતાવેલ વિશિષ્ટ જ્ઞાન ( શ્રુતજ્ઞાન ). આ જ્ઞાનને આકાર આપી પાત્રનું રૂપ આપ્યું છે. એ શબ્દથી શ્રુતજ્ઞાન ધારણ કરનાર ગુરૂ મહારાજ પણ સમજાય છે. બંને અર્થ બરાબર બેસતા આવે છે. સંબંધ ઉપરથી કયો અર્થ લાગુ પડે છે તે વિચારી લેવું.

વોને સારી રીતે જાણનારા છે અને ખાસ કરીને આ કર્મપરિણામ રાજા અને કાળપરિણુતિ, રાણીની ખાનગીમાં ખાનગી વાતોનાં રહસ્ય, તેનાં સ્થાનો અને તેનાં મર્મોને બરાબર જાણનાર છે. તે મહાત્મા સદાગમ સાથે મારે સારો સંબંધ છે, હું તેમને અવારનવાર મળ્યા કરૂં છું. એક વખત હું તેમની પાસે ગઇ હતી ત્યારે મેં તેઓને ખાસ આનંદમા જોયા; તેઓના ચહેરા ઉપર હર્ષનાં ચિન્હો સ્પષ્ટ જણાતાં હોવાથી મેં આગ્રહપૂર્વક તેઓના હર્ષનું કારણ પૂછયું. તેના જવાબમાં તેઓએ જણાવ્યું 'ભદ્રે ! તને આટલું બધું કુતુહળ થયું છે તો મારા હર્ષનું કારણ સાંભળ, આ કાળપરિણુતિ મહારાણી છે તેમણે એક દિવસ મહારાજાને ખાનગીમાં વિજ્ઞપ્તિ કરી કે 'રાજન્ ! હું પોતે વંધ્યા નથી, છતાં લોકો મને વંધ્યા કહે છે એ ખોટા આરોપથી હવે તો હું બહુ કંટાળી ગઇ છું. જો કે મારે

સદાગમ હર્ષકારણ-ભવ્યપુરૂષનો જન્મ.

અનંત પુત્રો છે, છતાં દુર્જન પ્રાણીઓની મારા ઉપર નજર ન પડે તેટલા માટે આપના અવિવેક વિગેરે મંત્રીઓએ વંધ્યા તરીકે દુનિયામાં મને જાહેર કરી છે અને તેના પરિણામે મારાં પોતાનાં બાળકો જાણે બીજાનાં બાળકો હોય એ પ્રમાણે લોકોમાં વાતો થયા કરે છે. આ તો જૂને લીધે કપડાંનો ત્યાગ કરવા જેવી વાત થઇ. મારા ઉપર આવો વંધ્યાપણાનો ખોટો આરોપ આવી પડેલો છે તે આપશ્રીએ ગમે તેમ કરી દૂર કરવો જોઇએ અને મારે માથેથી એ મ્હેણું ટાળવું જોઇએ.' રાજાએ જવાબ આપ્યો ' મને પણ દુનિયામાં મંત્રીઓએ નિર્બીજ તરીકે જાહેર કર્યો છે તેથી આપણા બન્નેને માથે મ્હેણું એક સરખું છે, માટે જરા ધીરી થા ! આપણો દુનિયામાં જે અપયશ થયેલો છે તે દૂર કરવાનો ઉપાય મને મળી આવ્યો છે.' તે ઉપાય કયો છે ? એમ દેવીએ પૂછવાથી રાજાએ જવાબ આપ્યો 'આ પ્રધાન વિગેરેના અભિપ્રાયની દરકાર નહિ કરતાં આ મનુજગતિ નગરીમાં એક સુંદર પુત્રનો તારે પેટે જન્મ થયો છે એમ જાહેર કરવામાં આવશે, અને તે પુત્રના જન્મનો મોટો મહોત્સવ કરવામાં આવશે. આ પ્રમાણે કરવાથી મારા ઉપરથી ઘણા વખતથી નિર્બીજપણાનું અને તારા ઉપર વંધ્યાપણાનું કલંક આવેલું છે તે દૂર થઇ જશે.' રાજાનો આવો જવાબ સાંભળીને દેવીએ રાજાનું વચન માન્ય કર્યું. તેમણે જે પ્રમાણે વિચાર કર્યો હતો તે પ્રમાણે તેણે તેને ત્યાર પછી અમલમાં મૂકયો. પ્રજ્ઞાવિશાળા ! આ ભવ્યપુરુષનો જન્મ થયો છે તે મને બહુ વહાલો છે. આ કર્મપરિણામ અને મહાદેવીને થયેલા પુત્રજન્મથી હું મારા આત્માને

સફળ માનું છું અને તેને લીધે મને હર્ષ થયો છે.' આ પ્રમાણે સદાગમે મને કહ્યું ત્યારે મેં તેમને કહ્યું 'આપના હર્ષનું કારણ બહુ સારૂં છે.' બહેન અગૃહીત સંકેતા ! આ પ્રમાણે હોવાથી પેલા ભવ્યપુરૂષને મહારાજા અને મહાદેવીના પુત્ર તરીકે ઓળખાવવામાં આવ્યો છે તે હવે તારા સમજવામાં આવ્યું હશે. ”

અગૃહીતસંકેતા—“ સારૂં બહેન ! સારૂં. તેં ઠીક વાત કરી. તારી વાતથી મારી શંકા દૂર થઇ ગઇ. વળી હું જ્યારે અહીં આવતી હતી ત્યારે બજારમાં જે વાત થતી હતી તે ઉપરથી પણ મને લાગે છે કે રાજા રાણી અત્યાર સુધી વંધ્ય કહેવાતાં હતાં અને તેને લઇને તેઓ ઉપર જે અપયશનું કલંક લાગેલું હતું તે ધોવાઈ ગયું છે.”

પ્રજ્ઞાવિશાળા—“ બજારમાં તેં શું સાંભળ્યું ? ”

અગૃહીતસંકેતા—“ ઘણા માણસોની વચ્ચે એક અત્યંત સુંદર આકૃતિને ધારણ કરનાર પુરૂષ બજારમાં મારા જોવામાં આવ્યો હતો. એ સુંદર પુરૂષને ગામના આગેવાન શહેરીઓ[1] પૂછતા હતા 'ભગવન્ ! આ રાજપુત્રનો આજે જન્મ થયો છે તે કેવા ગુણોને ધારણ કરનારો થશે ?' તેના જવાબમાં તે સુંદર પુરૂષે જણાવ્યું કે 'ભદ્ર લોકો ! તમે સાંભળો. આ બાળક કાળક્રમે વધતો વધતો સર્વ ગુણોનું ભાજન થશે. એનામાં એટલા બધા ગુણો થશે કે તે સર્વ ગુણોને વર્ણવવાનું તો બની શકે તેમ નથી અને કદિ તેને કહેવા બેસું તો તે સર્વ ધારી રાખવાનું તમારાથી બની શકે એમ પણ નથી. તમારા ધ્યાનમાં એ વાત આવે તેટલા માટે હું તેનું સંક્ષેપથી વર્ણન કરૂં છું તે સાંભળો. એ બાળક રૂપનું તો દ્રષ્ટાંત[2] થશે, યુવાવસ્થાનું સ્થાન થશે, લાવણ્યનું મંદિર થશે, પ્રેમનું દૃષ્ટાન્ત થશે, ઉદારતાનું સ્થાન થશે, વિનયનો ભંડાર થશે, ગંભીરતાનું ઘર થશે, વિજ્ઞાનનું ઠેકાણું થશે, દાક્ષિણ્યની[3] ખાણ થશે, ચાતુર્યનું ઉત્પત્તિસ્થાન થશે, સ્થિરતાની પરિસિમા થશે, લજ્જાના હુકમને અનુસરનાર થશે, કોઇ પણ વિષય જલદી સમજી લેવાની શક્તિ ( વિષય પ્રાગલ્ભ્ય ) માં દાખલો દેવા

ભવ્યના ભાવી ગુણોનું વર્ણન.

---

૧ શહેરીઓ તે અહી સુશ્રાવકો સમજવા. આ વાતની સ્પષ્ટતા આઠમા પ્રસ્તાવમા થશે.

૨ સારામા સારો રૂપવાન્ કોણ છે એમ વાત થશે ત્યાં તેનું દૃષ્ટાન્ત આપવામા આવે તેવો તે થશે

૩ દાક્ષિણ્ય સરલતા સાથે અન્યનુ મન રાખવાનો ભાવ.

લાયક થશે અને ધીરજ, યાદશક્તિ, શ્રદ્ધા અને વિવિદિષા (જાણવાની ઇચ્છા—નવું સમજવાની જિજ્ઞાસા) રૂપ સુંદરીઓનો પતિ થશે. વળી અનેક ભવમાં તેણે સારાં કર્મો કરવાનો અભ્યાસ પાડેલો છે, તેથી ઘણો પ્રગત થયેલો છે તેથી તે બાળ વયમાં હશે ત્યારે પણ રમત ગમતમાં આસક્તિ વગરનો થશે, લોકો ઉપર પ્રેમભાવ સારી રીતે બતાવશે, વૃદ્ધ પુરૂષોનો સારી રીતે વિનય કરશે, ધર્મ ઉપર અત્યંત પ્રીતિ બતાવશે, વિષયોમાં જરા પણ લોલુપતા કરશે નહિ, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ છ અંતરંગ શત્રુઓ પર વિજય પ્રાપ્ત કરશે અને તમારાં સર્વનાં ચિત્તને અત્યંત આનંદ પમાડશે.' લોકોએ આ સર્વ હકીકત સાંભળીને ભયથી અને આનંદથી ચોતરફ જોઇને કહ્યું. 'કર્મપરિણામ મહારાજા અને કાળપરિણતિ મહાદેવીની પ્રકૃતિ ઘણી તીવ્ર હોવાને લીધે તેઓ અમને સર્વ લોકોને અનેક પ્રકારનાં દુઃખો નિરંતર આપ્યા કરે છે, પણ આ એક કામ તો તેઓએ બહુ સારૂં કર્યું. તેઓએ સર્વ દેશદેશાંતરમાં પ્રસિદ્ધ મનુજગતિ નગરીમાં ભવ્યપુરૂષ—સુમતિને જન્મ આપ્યો એ કામ બહુ સારૂં થયું. આવા સુંદર બાળકને જન્મ આપવાથી તેઓનાં અનેક ખરાબ ચરિત્રો હતાં તે તેઓએ ધોઇ નાખ્યાં અને વળી પોતાની ઉપર વાંઝીઆપણાનું કલંક હતું તે પણ દૂર કરી નાખ્યું.' હે બ્હેન! આ સર્વ હકીકત બહુ ધ્યાન આપીને મેં સાંભળી હતી ત્યારેજ મારા મનમાં પ્રશ્ન થયો હતો કે આ રાજા રાણી તો વંધ્ય તરીકે પ્રસિદ્ધ છે, તેઓને ત્યાં તે વળી પુત્રનો જન્મ કેવી રીતે થયો? વળી આ પુરૂષ કે જે સર્વજ્ઞની પેઠે ભવિષ્યમાં પેલો રાજપુત્ર કેવો થશે તેની સર્વ વાતો કરે છે તે કોણ હશે? તે વખતેજ મેં મારા મનમાં નિશ્ચય કર્યો હતો કે મારી વહાલી સખી જે ઘણી ચતુર છે તેની પાસે જઇને ઉપરની બન્ને બાબતના સવાલો પૂછી મારી શંકાઓનું સમાધાન કરીશ, કારણ કે આવી બાબતમાં તે બહુ કુશળ છે. મારા મનમાં બે શંકાઓ થઇ હતી તેમાંની પહેલી [2] શંકા તો તેં દૂર કરી, હવે મારા મનમાં જે બીજી [3] શંકા થઇ હતી તે દૂર કર."

સુમતિનાજન્મથી લોકોને આનંદ.

---

૧ જે વાક્ય તેઓ બોલવાના હતા તેથી રાજ્ય તરફનો ભય અને સુંદર પુત્રના જન્મસમાચારથી આનંદ.

૨ વંધ્ય રાજાને ઘરે પુત્રજન્મ સંબંધી.

૩ સર્વજ્ઞ જેવી વાત કરનાર સુંદર પુરૂષ બજારમાં હતો તે કોણ?

# પ્રકરણ ૫ મું.

## સદાગમપરિચય.



સદાગમની ઓળખાણ કરવા સંબંધી સવાલ અગૃહીતસંકેતાએ કર્યો, ત્યારપછી બંને બહેનપણીઓ વચ્ચે નીચે પ્રમાણે વાતચિત થઇઃ-

પ્રજ્ઞાવિશાળા-" વહાલી સખિ ! બજારમાં તેં જે મહાત્મા પુરૂષને વાતો કરતો સાંભળ્યો તે મારો પરિચિત પુરૂષ મહાત્મા સદાગમ જ હોય એમ તેના [1]કાર્ય દ્વારા હું જાણી શકું છું, એનું કારણ એ છે કે થઇ ગયેલા, થતા અને ભવિષ્યમાં થનારા સર્વ ભાવોને હાથમાં રહેલા આમળાની પેઠે જાણવાને અને સમજાવવાને તેજ મહાત્મા શક્તિમાન્ છે; તેવી રીતે તે ભાવોને પ્રતિપાદન કરી શકે તેવો બીજો પુરૂષ વિદ્યમાન નથી. આ જ મનુજગતિ નગરીમાં સદાગમ સિવાય [2]અભિનિબોધ, [3]અવધિ, [4]મનઃપર્યાય, અને [5]કેવળ નામના બીજા ચાર મહાપુરૂષો વસે છે. જેઓ

સદાગમનો પરિચય.

---

૧ એનુ કાર્ય શુ છે તેની મને ખબર છે અને તેથી તે વાત કરી તે પરથી તે, તે જ હતા એમ હુ અનુમાનથી સ્પષ્ટ રીતે ધારી શકું છુ.

૨ **અભિનિબોધઃ** મતિજ્ઞાન. બુદ્ધિવૈભવ. આ જ્ઞાનથી યોગ્યતા પ્રમાણે દરેક વસ્તુનુ સ્વરૂપ ગ્રાહ્ય થાય છે અને તે પાંચે ઇંદ્રિયો અને મન દ્વારા થાય છે. ઔત્પાતિકી, વૈનિયિકી, કાર્મણકી અને પારિણામિકી આદિ બુદ્ધિઓ પણ આ મતિજ્ઞાનનો વિષય છે. એ જ્ઞાનથી જાણવાનું બને છે, અન્ય પાસે એ હકીકત કહી શકતુ નથી. જાતિસ્મરણ જ્ઞાન એનો પેટા ભેદ છે.

૩ **અવધિઃ** અવધિજ્ઞાનથી અમુક હદ સુધી સર્વ વસ્તુઓ જણાય છે. આ આત્માને પ્રત્યક્ષ જ્ઞાન છે. રૂપી દ્રવ્યને જ જાણવાની એની ખાસ મર્યાદા છે, અરૂપી દ્રવ્યમાં આ જ્ઞાનનો પ્રવેશ નથી. આ જ્ઞાન પોતે જાણે છે અન્યને જણાવી શકતું નથી.

૪ **મનઃપર્યાયઃ** અથવા મનઃપર્યવ. આ જ્ઞાનથી મનુષ્યલોકમા રહેલા સંજ્ઞી પંચેંદ્રિય પ્રાણીઓનાં મનમા થતા ભાવો પ્રત્યક્ષ જાણવામાં આવે છે. આ જ્ઞાન આત્મપ્રત્યક્ષ છે અન અવધિ પેઠે જાણવા પૂરતુ જ છે.

૫ **કેવળઃ** સવ વસ્તુઓ તથા અતીત, અનાગત અને વર્તમાન કાળના તેના સર્વ ભાવો-પર્યાયો આત્માને પ્રત્યક્ષ આ જ્ઞાનથી થાય છે. અવધિ મનઃપર્યવ પેઠે અન્યને આ જ્ઞાન જણાવી શકતુ નથી.

સદાગમ જેવા જ છે, પરંતુ તેઓમાં અન્ય પાસે કોઇ પણ વિષયનું પ્રતિપાદન કરવાની શક્તિ નથી, તેઓ બીજા પાસે કોઇ પણ બાબતની હકીકત કહી શકતા નથી, તે ચારે પોતાના સ્વરૂપથી [1]મુંગાં છે. આ ચારે પુરૂષોનું માહાત્મ્ય કેટલું મોટું છે તે પણ સર્વ લોકો સમક્ષ ભગવાન્ સદાગમ વર્ણવે છે, કારણ કે સારા પુરૂષોની ચેષ્ટાઓનું અવલંબન કરનાર તે સદાગમ છે અને પારકાના ગુણોનો પ્રકાશ કરવાની તેને ટેવ છે."

અગૃહીતસંકેતા–'આ રાજપુત્ર સદાગમને બહુ વહાલો છે તેનું કારણ શું? અને એ બાળકના જન્મથી સદાગમ પોતાના આત્માને સફળ માને છે તેનું કારણ શું? એ હકીકત હું સાંભળવા ઇચ્છું છું.'

પ્રજ્ઞાવિશાળા–" એ સદાગમ ઘણો મોટો મહાત્મા પુરૂષ છે અને તે દરરોજ અન્ય પ્રાણીઓ ઉપર ઉપકાર કરવા તૈયાર રહેતો હોવાથી સર્વ પ્રાણીઓનું હિત થાય એવા જ પ્રકારની પોતાની આચરણા કરે છે. વાત એવી છે કે પાપી પ્રાણીઓ એનાં વચનને અનુસરતા નથી. આ મહાત્મા સદાગમની કેટલી મહત્તા છે, એનો જ્ઞાનવૈભવ કેટલો જબરો છે અને એને પરોપકાર કરવાની કેટલી તીવ્ર ઇચ્છા છે એ સર્વ બાબતનું તેનું માહાત્મ્ય પાપી પ્રાણીઓ સમજતા નથી. આ પ્રમાણે હકીકત હોવાને લીધે ભગવાન્ સદાગમ એ પ્રાણીઓને હિત થાય તેવો ઉપદેશ આપે છે તોપણ તેઓમાંના કેટલાક ઉલટા સદાગમને દોષ આપે છે, કેટલાક તેને ધિક્કારે છે, કેટલાક તેની મશ્કરી કરે છે, કેટલાક આપેલ ઉપદેશ યોગ્ય છે એમ સ્વીકાર્યા છતાં તે પ્રમાણે વર્તવાની પોતાની અશક્તિ જાહેર કરે છે, કેટલાક તો તેનાં વચનથી ડરી જઇને દૂરથીજ નાસવા મંડી જાય છે, કેટલાક તેને ઠગારો ધારીને તેની તરફ શંકાની નજરથી જુએ છે, કેટલાક તેનાં વચનને મૂળથીજ સમજતા નથી, કેટલાક તેનું વચન

હિતોપદેશને અંગે સદાગમને ખેદ.

---

૧ સદાગમ એ શ્રુતજ્ઞાન છેઃ બીજા પાસે વાત કરવાને તેજ સમર્થ છે કેવળજ્ઞાની પણ અન્ય સાથે વાત કરે કે ઉપદેશ આપે તે દ્રવ્ય શ્રુતજ્ઞાન દ્વારા બની શકે છે. બાકીના ચારે જ્ઞાનો સ્વાત્મસ્થિત છે, તે અન્ય સાથે બોલતા ન હોવાથી તેને અત્ર મુંગાં કહેવામા આવ્યાં છે. અન્યને જણાવવાની શક્તિ શ્રુત સિવાય બીજા કોઈ જ્ઞાનમાં નથી.

સાંભળે છે તોપણ તેના ઉપર રૂચિ લાવતા નથી, કેટલાકને તેનાં વચનો ઉપર રૂચિ થાય છે તોપણ તે પ્રમાણે તેઓ અનુષ્ઠાન કરી શકતા નથી અને કેટલાક પ્રાણીઓ તે પ્રમાણે અનુષ્ઠાન કરવાનું શરૂ કરીને વળી પાછા તે બાબતમાં શિથિળ થઇ જાય છે. આ પ્રમાણે હકીકત બનતી હોવાને લીધે સદાગમને પરોપકાર કરવાની ઘણી ઇચ્છા છે, પણ તેની શુભ ઇચ્છાઓનું ધારેલું ફળ પ્રાપ્ત થતું નથી અને પ્રાણીઓમાં આવી અપાત્રતા હોવાને લીધે સદાગમને મનમાં વારંવાર બહુ ખેદ થયા કરે છે. **भवत्येव हि सद्गुरूणामपि निष्फलतया कुपात्रगोचरो महाप्रयासश्चित्तखेदहेतुः** કુપાત્ર પ્રાણીને ઉપદેશ આપવા માટે મોટો પ્રયાસ કરવામાં આવે છતાં તે નિષ્ફળ થઇ જતો જણાય ત્યારે સદ્દગુરૂને પણ ચિત્તમાં ખેદ થાય છે. આ રાજપુત્ર ભવ્યપુરૂષ છે એટલા માટે તે સારૂં પાત્ર હોય એમ એને જણાય છે. કોઇ પ્રાણી ભવ્ય[1] હોય પણ ખરાબ મતિવાળો હોય તો સુપાત્ર થઇ શકતો નથી, પણ આ રાજપુત્ર તો ભવ્યપુરુષ હોવા સાથે સુમતિ-સારી બુદ્ધિવાળો છે અને તે માટેજ તેની માએ તેનું સુમતિ નામ પાડ્યું છે તે તને યાદ હશે. ( જુઓ પૃષ્ઠ ૨૪૭ ). આમ હોવાથી તે સુપાત્ર છે અને એ પ્રમાણે હોવાથી તેના જન્મથીજ તે સદાગમને અત્યંત વહાલો થઇ પડેલો છે. વળી સદાગમ અંતઃ-

સદાગમના આનંદનું કારણ.

કરણપૂર્વક માને છે કે પૂર્વોક્ત રીતે આ બાળકના[2] પિતા હોવાથી એનાં કર્મપરિણામ સુંદર છે અને માતા હોવાથી કાળપરિણતિ અનુકૂળ થઇને વર્તે છે તેથી એમ લાગે છે કે એનું બાળકપણું[3] પૂરૂં થશે કે તરતજ તેનો

---

૧ અગાઉ જણાવ્યું છે તેમ સર્વ ભવ્યો મોક્ષ જઇ શકતા નથી. સામગ્રી અને વર્તન બને મળે ત્યારે યોગ્યતા હોય તો જઇ શકાય છે. ભવ્યત્વ માત્ર શક્તિ બતાવે છે, પણ શક્તિ વ્યક્ત થવી કે નહિ તે સંયોગો પર આધાર રાખે છે. જુઓ પૃષ્ટ ૨૭૪ પરની નોટ.

૨ આ આખું વાક્ય શ્લેષ જેવું છે. સદાગમ વિચાર કરે છે કે આ બાળક વૈરાગ્યવાસી છે તેથી તેનાં કર્મો સારાં લાગે છે, અને તેની સ્થિતિ પણ પરિપાક દશાને પામેલ જણાય છે વળી રાજાએ તેને પોતાના પુત્રના રૂપમા જન્મ આપ્યો છે તેથી તે તેના તરફ પ્રેમાળ નજરે જોઈ તેને યોગ્ય રીતે વર્તવા દેશે એમ અનુમાન થાય છે. વાર્તાના રસમાં આ સવ હકીકત ધ્યાનમાં રાખી આગળ વધવું ઠીક થઇ પડશે.

૩ **બાળકપણું**: અજ્ઞાનકાળ. એ કાળ પૂરો થવાના છેડા ઉપર આ પ્રાણી આવી ગયો હોય એટલો તે પ્રગત છે એમ તેની ચેષ્ટા ઉપરથી જણાય છે

સ્વભાવ ઘણો સારો હોવાથી, કલ્યાણપરંપરા તેની નજીક હોવાથી અને એના જેવા પુરુષો મારાં દર્શનથી ઘણા રાજી થતા હોવાથી જ્યારે તે મારી પાસે આવશે ત્યારે જરૂર તેના મનમાં આવા આવા વિચારો થશે. "અહો! જે નગરીમાં સદાગમ જેવો મહાપુરુષ વસે છે તે મનુજગતિ નગરી બહુ સુંદર છે! મારામાં પણ કાંઇક તેવી યોગ્યતા જરૂર હોવી જોઇએ કે જેને લઇને તે મહાત્માની સાથે મારો મેળાપ થયો છે, તો હવે આ મહાત્મા પુરુષ( સદાગમ )ની વિનયપૂર્વક આરાધના કરીને એના સંબંધી જ્ઞાનનો અભ્યાસ કરૂં.'–આવા આવા વિચારો તે બાળક કરશે અને એનાં માતપિતા અનુકૂળ હોવાથી તે પુત્રને મને અર્પણ કરી દેશે એટલે તે સુમતિ મારો શિષ્ય થશે; એટલે પછી મારામાં જે જ્ઞાન છે તે એ બાળકને આપીને હું મારી જાતને કૃતકૃત્ય–માનીશ–આવી બુદ્ધિથી ભવ્ય પુરુષ ( સુમતિ ) ના જન્મથી સદાગમ પોતાના આત્માને સફળ માને છે અને તે બાબતમાં પોતાને સંતોષ થયેલો હોવાથી લોકોની આગળ રાજપુત્રના ગુણોનું વર્ણન કરે છે."

અગૃહીતસંકેતા–"વહાલી સખિ! આ સદાગમનું એવું તે શું અપૂર્વ માહાત્મ્ય છે કે પાપિષ્ઠ પ્રાણીઓ તેને સમજતા નથી? અને નહિ સમજવાને પરિણામે તે મહાત્મા જે કહે છે તે પ્રમાણે વર્તન કરતા નથી?"

સદાગમ માહાત્મ્ય.

પ્રજ્ઞાવિશાળા–"સખિ! ધ્યાન રાખીને સાંભળ. આ હકીકત બરાબર સમજવાથી તારા મનમાં જે શંકા છે તેનું બરાબર નિવારણ થઇ જશે. જે કર્મપરિણામ નામનો મહારાજા છે તેની શક્તિ કોઇ પણ જગ્યાએ રોકી શકાય તેમ નથી એવો તે જબરજસ્ત છે. એ મહારાજા દરરોજ સંસારનાટક કરતો કરતો પોતાની મરજીમાં આવે તે પ્રમાણે કઇક ધનવાનોને ભિખારી બનાવી દે છે, ભાગ્યશાળીને હીનભાગી કરી મૂકે છે, અત્યંત રૂપાળા પ્રાણીને કદરૂપા બનાવી દે છે, પંડિતોને મૂર્ખ કરી મૂકે છે, શૂરવીરને નિર્માલ્ય બનાવી દે છે, અહંકારી–અભિમાનીને રાંકડા બનાવી દે છે, તિર્યંચ જાતિનું રૂપ લેનાર પ્રાણીઓને નારકીનું રૂપ આપે છે, નારકીનું રૂપ ધારણ કરનાર પ્રાણીને મનુષ્યનું રૂપ આપે છે, મનુષ્યનું રૂપ ધારણ કરનાર પ્રાણીઓને દેવનું રૂપ આપે છે, દેવનું રૂપ ધારણ કરનાર પ્રાણીઓને જનાવરનું રૂપ આપે છે, મોટા મોટા રાજાને તે કીડા બનાવી દે છે, મોટા ચક્ર-

વર્તીઓને ભિક્ષુક બનાવે છે, દરિદ્રભાવ ધારણ કરનાર પ્રાણી પાસે ઐશ્વર્ય ધારણ કરાવે છે; અરે ! એને માટે બહુ કેટલી વાત કરવી ? પોતાની મરજીમાં આવે-ધ્યાનમાં આવે તેવા ભાવોનું પરિવર્તન કરતાં મોટો ફેરફાર કરી-કરાવી નાખતાં તેને કોઇ વારી શકતું નથી અને કોઇનો વાર્યો તે કદિ રોકાતો પણ નથી. આવો જબરજસ્ત તે મહારાજા છે તે પણ આ સદાગમના નામથી ડરી જાય છે અને તેની ગંધથી પણ દૂર નાસી જાય છે.[1] સર્વ લોકોને કર્મપરિણામ મહારાજા સંસારનાટકમાં ત્યાંસુધી જ વિડંબના કરી શકે છે કે જ્યાંસુધી એ સદાગમ મહાત્મા જોરથી હુંકારો કરતા નથી; જો આ મહાત્મા એક તાડુકો જોરથી પાડે તો કર્મપરિણામ મહારાજા તેના ભયથી ડરી જઇને જેમ મોટા વિગ્રહમાં ( લડાઇમાં ) કાયર માણસ પોતાના પ્રાણ છોડી દે છે તેમ તે પ્રાણીઓને છોડી દે છે.[2] આવી રીતે હોકારો કરીને સદાગમે અત્યાર સુધીમાં અનંત પ્રાણીઓને કર્મપરિણામ રાજાની જાળમાંથી છોડાવી[3] દીધા છે."

અગૃહીતસંકેતા—"સદાગમે અનંત પ્રાણીઓને કર્મપરિણામની જાળમાંથી છોડાવ્યા છે એમ તું કહે છે ત્યારે તે પ્રાણીઓ કેમ દેખાતા નથી ?"

કર્મથી છુટેલાઓનું સ્થાન.

પ્રજ્ઞાવિશાળા—"કર્મપરિણામ રાજાના તાબાની બહાર ( તેની હદ બહાર ) એક નિર્વૃત્તિ[4] નામની મોટી નગરી છે. સદાગમના હોકારાથી કર્મપરિણામ રાજાનો તેઓ ઉપર કોઇ પણ પ્રકારનો હુકમ ચાલતો નથી એવી સ્થિતિ જેઓની બની આવે છે તેવા પ્રાણીઓ સદાગમે પોતાને કર્મપરિણામની સત્તામાંથી છોડાવ્યા છે એમ માની, તે

---

૧ કર્મમાં પોતાનો વિપાક આપવાની અચિંત્ય શક્તિ છે તેના ઉપર **જ્ઞાનથી સામ્રાજ્ય પ્રાપ્ત કરી શકાય છે અને જ્ઞાનમાં પ્રગતિ કરતાં આખરે સર્વ કર્મ પર આધિપત્ય મેળવી શકાય છે.** આ હકીકત પર અહીં રૂપક છે.

૨ મતલબ એ છે કે શુદ્ધ આગમ ( શાસ્ત્ર ) નો સમ્યગ્ **બોધ થાય છે એટલે કર્મો પોતાની મેળે છુટી જાય** છે, નાસી જાય છે, આત્મપ્રદેશથી ખરી પડે છે.

૩ અનંતા પ્રાણીઓ જ્ઞાન પ્રાપ્ત કરી, કર્મ ક્ષય કરી આખરે મોક્ષે ગયા છે તે પર આ હકીકત રચાયલી છે.

૪ **નિર્વૃત્તિ:** મોક્ષ-સિદ્ધિસ્થાન. આ ઉપમાન બરાબર વિચારવા યોગ્ય છે.

કર્મરાજના માથા[1] ઉપર પગ મૂકી ઉડીને પેલી નિવૃત્તિ નગરીમાં પહોંચી જાય છે. તે નગરીમાં ગયા પછી સર્વ પ્રકારના ઉપદ્રવો અને ત્રાસથી રહિત થઇને ત્યાં મહાસુખી જીવનમાં સર્વ કાળ[2] તેઓ રહે છે. એ પ્રમાણે હોવાથી સદાગમે છોડાવેલા પ્રાણીઓ અહીં દેખાતા નથી."

અગૃહીતસંકેતા—"જો એમ છે તો પછી તે મહાત્મા સર્વ લોકોને કેમ છોડાવતા નથી ? આ અતિ વિષમ પ્રકૃતિવાળો કર્મપરિણામ રાજા તો બિચારા સર્વ જીવોને બહુ દુઃખ દે છે, ત્યારે જો તે મહાત્મા સદાગમમાં તું કહે છે તેવી શક્તિ હોય તો તેણે લોકોને થતી આવા પ્રકારની કદર્થના તરફ બેદરકારી બતાવવી તે તેમના જેવા મોટા માણસને યોગ્ય નથી."

સર્વ સુખી નહિ થવાના કારણો.

પ્રજ્ઞાવિશાળા—"તું કહે છે તે વાત ઠીક છે, પણ મહાત્મા સદાગમની એ એક પ્રકૃતિ છે કે જે પ્રાણીઓ તેનાં વચનથી ઉલટી રીતે આચરણ કરી પોતાનું કુપાત્રપણું જણાવે છે તેના તરફ તે તદ્દન બેદરકાર રહે છે અને જે પ્રાણીઓ તરફ તે મહાત્મા બેદરકાર છે એમ જણાય છે તે પ્રાણીઓ ધણી ધોરી વગરના છે એમ જાણીને કર્મપરિણામ રાજા તેને વધારે કદર્થના[3] કરે છે, તેને વધારે ત્રાસ આપે છે અને તેને અનેક પ્રકારે હેરાન કરે છે. જે પ્રાણીઓ જાતે પાત્ર હોઇને તે મહાત્મા સદાગમના હુકમને વશ થાય છે અને તે કહે તેમ કરે છે તેને સદાગમ પોતાની પ્રકૃતિને અનુસરનારો જાણી કર્મપરિણામ રાજા તરફથી થતી સર્વ કદર્થનાઓ અને હેરાનગતિઓમાંથી સંપૂર્ણ રીતે છોડાવી દે છે.[4] જે લોકોને આ મહાત્મા સદાગમ ઉપર ભક્તિ હોય છે, છતાં પોતામાં એટલી બધી શક્તિ નહિ હોવાને

---

૧ **જ્ઞાની ઉપર કર્મનું જોર ચાલતું નથી** એ સુપ્રસિદ્ધ હકીકત છે.

૨ **મોક્ષમાં ગયા પછી સંસારમાં પાછું આવવાનું કદિ પણ થતું નથી.** અવ્યાબાધ સુખ ભોગવતા મોક્ષ ગયેલા આત્માઓ અનંત કાળ ત્યાં રહે છે. દરેક પ્રાણીને આશ્રીને મોક્ષની આદિ હોય છે, પણ અંત નથી

૩ જેઓ જ્ઞાન તરફ વિપરીત વર્તન કરે છે તે કર્મથી વધારે ખરડાય છે અને સંસારમા વધારે રખડે છે.

૪ જ્ઞાન સાથે શુદ્ધ વર્તન કરે તે મોક્ષ જાય છે અને કર્મનું ત્યારપછી તેઓ ઉપર કોઇ પ્રકારનું જોર ચાલતુ નથી.

લીધે જેઓ એનાં વચનોને સંપૂર્ણ અંશે અનુસરવાને શક્તિમાન્ થતા નથી, પરંતુ તેનાં વચનોમાંથી ઘણાં, વધારે, અથવા થોડાં, બહુ થોડાં વચનોને પણ અનુસરે છે અથવા કાંઇ નહિ તો સદાગમ ઉપર અંતઃકરણપૂર્વક ભક્તિ રાખે છે અથવા છેવટે કાંઇ નહિ તો તેનું નામ માત્ર પણ હોંશથી લે છે અને તેમ કરીને જેઓ આ મહાત્માનાં વચનને કાંઇક પણ અનુસરે છે તેઓ ઉપર એ મહાત્મા ' ધન્ય, કૃતાર્થ, પુણ્યશાળી, સુલબ્ધજન્મ ' વિગેરે શબ્દોથી સમજાઇ આવતો પક્ષપાત કરે છે.[1] વળી જે પ્રાણીઓ આ મહાત્માનું નામ પણ જાણતા ન હોય પણ જેઓ પ્રકૃતિથી ( કુદરતી રીતે–સ્વભાવથી ) ભદ્રક[2] હોય છે તેઓ પણ આંધળાની હાર જેમ માર્ગાનુસારી[3] થાય છે તેમ અનાભોગથી[4] પણ એ મહાત્માનાં વચનોને અનુસરે છે–આવા અનેક પ્રકારના પ્રાણીઓને જો કે કર્મપરિણામ મહારાજા કેટલાક કાળ સુધી સંસારનાટકમાં નચાવે છે, તો પણ તેઓ સદાગમને વહાલા છે એમ માનીને તેઓની પાસે નારકીનો અથવા તિર્યંચનો કે ખરાબ મનુષ્યનો અથવા અધમ દેવતાનો એવા પાઠો ભજવાવતો નથી, પણ એવા જીવો પૈકી કોઇને [5]અનુત્તરવિમાનના દેવતાઓનું રૂપ આપે છે, કોઇને

---

૧ દુનિયામાં ઘણા પ્રાણીઓ એવા હોય છે કે જેઓ સદાગમ (સુશાસ્ત્ર) ના ફરમાનોને સર્વ અંશે અનુસરી શકતા નથી, પણ કોઈ કોઈ અંશે અનુસરે છે અથવા અનુસરવા ઈચ્છા રાખે છે, તેઓનો જન્મ સફળ ગણાય છે; કારણ કે વિકાસક્રમમાં તેઓની હદ ઉંચી છે અને ધીમે ધીમે તેઓ સારી રીતે આગળ વધી શકે એવી યોગ્યતાવાળા છે એમ તેઓના વર્તન પરથી જણાય છે. **સુલબ્ધજન્મ**–જેણે જન્મીને સારા કાર્યો કરી પોતાનો જન્મ સફળ કર્યો છે એવા પ્રાણીઓ.

૨ **ભદ્રકઃ** ભલા, ભોળા, સરળ પ્રકૃતિવાળા.

૩ **માર્ગાનુસારી** જીવોના પાંત્રીશ ગુણ છે. તે સબંધી ટુંકામાં વાત કરીએ તો તેઓનો વ્યવહાર બહુ ઊંચા પ્રકારનો હોય છે અને દુનિયાની દૃષ્ટિએ તેઓ ફત્તેહમંદ જીવન અનુસરનારા હોય છે. આવા વ્યવહારૂ પ્રાણીઓને સમ્યગ્ બોધ થયો ન હોય છતા એક દેખતાની પછવાડે બીજા અંધ ચાલે અને છેવટે ઇચ્છિત સ્થાનકે પહોચી પણ જાય એવા રસ્તા પર તેઓ છે ' માર્ગાનુસારી ' એટલે રસ્તા પર–લાઇન પર હોનાર પ્રાણી. આવા પ્રાણીઓ ઉપર કર્મનુ બહુ જોર ચાલતું નથી અને તે પ્રગત થાય તો આખરે શુદ્ધ માર્ગમાં આગળ વધી ઇચ્છિત સ્થાને પહોંચે છે.

૪ **અનાભોગથીઃ** અજાણતા. સમ્યગ્ બોધ વગર, માત્ર પ્રકૃતિની સરળતાથી. ઓઘ દ્રષ્ટિમાં આગળ વધતાં આવી સ્થિતિ થાય છે અને પ્રથમની ચાર દ્રષ્ટિઓ આ પ્રગતિમાર્ગ બતાવવા માટેજ નિર્દિષ્ટ થયેલી છે.

૫ બાર દેવલોકની ઉપર **પાંચ અનુત્તરવિમાન** છે. વિજય; વૈજયન્ત,

ગ્રૈવેયક[3] દેવતાનું રૂપ આપે છે, કેટલાકને ઉપર રહેલા દેવલોકોમાં[4] કલ્પોપપન્ન દેવતા બનાવે છે, કેટલાકને આ પૃથ્વી નીચે આવી રહેલા કલ્પોપપન્ન મહર્દ્ધિક[5] દેવતા બનાવે છે, કેટલાકને (જ્યોતિષી) બનાવી અભૂમિ (આકાશ)માં ભૂરૂપતાને[6] દેખાડનારા કરે છે અને કેટલાકને ચક્રવર્તી અથવા મહામાંડળિક વિગેરે પ્રધાન પુરુષની પદવી આપે છે. એવી રીતે જૂદાં જૂદાં પણ સારાં રૂપો અને સારા પાઠો આપી તેઓ પાસે નાટક કરાવે છે, પણ એક વાત ચોક્કસ છે કે એવા પુરુષોને સારૂં રૂપ મૂકાવી દઇને હલકા અધમ-તુચ્છ રૂપથી અથવા તેવા ખરાબ પાઠો આપીને કદિ પણ તેઓ પાસે નાચ કરાવતો નથી. આવો મોટી શક્તિવાળો કર્મપરિણામ મહારાજા પણ તે મહાત્માના ભયથી કંપી જાય છે. એ એકજ હકીકત સદાગમનું માહાત્મ્ય સમજાવવા માટે પૂરતી છે.

---

જયન્ત, અપરાજિત અને સર્વાર્થસિદ્ધ ત્યાં રહેલા દેવોને બહુજ સુખ હોય છે. જ્ઞાનાનંદમા મગ્નતા અને કોઇ પણ પ્રકારની ઉપાધિનો અભાવ-આ એ ગતિના દેવોનુ ખાસ લક્ષણ છે માર્ગાનુસારી જીવોની અનુત્તરવિમાનમા ગતિ સભવતી નથી તેથી આ વાકય વિચારવા યોગ્ય છે. સૂક્ષ્મ બોધ અને ચારિત્ર ગ્રહણ કરેલા સમ્યગ્ દ્રષ્ટિ જીવોનીજ આટલે સુધી ગતિ સભવે છે.

૩ **ગ્રૈવેયક**—આ પણ એક પ્રકારના દેવો છે ગ્રૈવેયકના નવ પ્રકાર છે. ત્યાં પણ તદ્દન માર્ગાનુસારી જીવો જઇ શકતા નથી સર્વચારિત્રીજ જાય છે.

૪ **દેવલોક**—દેવલોક બાર છે. મનુષ્યલોક પછી ઉપર જતાં બાર દેવલોક આવે છે. સુધર્મા દેવલોક વિગેરે તેના નામ છે. આ બારે દેવલોકના દેવતાઓ અને ઇંદ્રો તીર્થંકર મહારાજના ચ્યવન, જન્મ, દીક્ષા, કૈવલ્યપ્રાપ્ત અને મોક્ષ અવસરે મહોત્સવ કરે છે, તેથી તેઓ **કલ્પોપપન્ન** દેવો કહેવાય છે. તેઓનો **કલ્પ**-(ફરજ) એવો છે કે તેમણે મહોત્સવમા ભાગ લેવોજ જોઇએ ગ્રૈવેયક અને અનુત્તરવાસી સુરોને તેમ કરવાનો કલ્પ ન હોવાથી તેઓ **કલ્પાતીત** કહેવાય છે.

૫ પૃથ્વીની નીચે આવેલા કલ્પોપપન્ન દેવો તે **ભુવનપતિ** (દશ), **વ્યંતર** અને **વાણવ્યંતરો**ની જાતિના સમજવા. તેમાં પણ મહર્દ્ધિક દેવો ઘણા હોય છે. **મહર્દ્ધિક** દેવતાઓ જેમને મોટી ઋદ્ધિ હોય છે તેઓ જો ક ઇદ્રથી નાના ગણાય છે, પરતુ તેઓની ઋદ્ધિ, સમૃદ્ધિ અને પરિવાર બહુ મોટા હોય છે

૬ એટલે કેટલાકને **જ્યોતિષના** દેવો બનાવી જમીન પર-ભૂમિ પર ફરતા હોય તેમ ફરતા કરી મૂકે છે. ચદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર અને તારા એ પાચ પ્રકારના દેવોને જ્યોતિષના દેવો કહેવામા આવે છે સર્વ પ્રકારના દેવોનુ વર્ણન વિગત સાથે સાતમા પ્રસ્તાવના છેલ્લા પ્રકરણમાં આવશે

"વળી હે [1]મૃગાક્ષિ! તને જો કૌતુક હોય તો તે સદાગમ મહા-
"ત્માનું કેવું રૂપ છે તે કહી સંભળાવું છું તે બરાબર સાંભળ: પરમા-
"ર્થથી બરાબર જોઇએ તો એજ મહાત્મા ત્રણ જગ-
સદાગમ- "તના નાથ છે, ખરેખરી રીતે સર્વ ઉપર સ્નેહ રાખ-
નું રૂપ. "નાર એ જ છે, જગતનું શરણ પણ એ જ છે, સર્વ
"પ્રાણીઓનો બંધુ (ભાઇ) પણ એ જ છે, વિપત્તિના
"ઉંડા ખાડામાં પડેલાઓનો એજ મહાત્મા ટેકો છે, સંસારઅટવી
"(વિકટ જંગલ)માં ભૂલા પડેલાને સાચો માર્ગ બતાવનાર એજ મહા
"પુરૂષ છે, સર્વ વ્યાધિઓની ખરી દવા કરનાર મહાન્ વૈદ્ય પણ એ જ
"છે, સર્વ [2]વ્યાધિઓનો બરાબર નાશ કરનાર ઉત્તમ ઔષધ પણ એજ
"છે, સર્વ વસ્તુઓનો પ્રકાશ કરનાર એજ મોટો દીપક છે, પ્રમાદ-
"રૂપ રાક્ષસના પંજામાંથી એકદમ છોડાવનાર એ જ મહાત્મા છે,
"અવિરતિરૂપ[3] મેલ અને [4]લીલને પણ ધોઇ નાખનાર એ
"જ છે, (મન, વચન અને કાયાના) દુષ્ટ યોગોને વારવાના કામમાં
"તેજ ખરેખરો ઉદ્યમ કરે છે, શબ્દ વિગેરે પાંચ[5] તોફાની ચોરો જ્યારે
"આ પ્રાણીનું ધર્મધન લૂંટવા મંડી જાય છે ત્યારે તે ચોરના પંજામાંથી
"મૂકાવનાર એજ મહાત્મા છે અને તેના જેવું છોડાવવાનું કામ કરનાર
"બીજો કોઇ જોવામાં આવતો નથી, મહા ઘોર ભયંકર નરકનાં દુઃખ-
"માંથી બચાવી લેનાર અને ત્યાં ગયેલાનો પણ ઉદ્ધાર કરનાર તે મ-
"હાત્મા છે અને પ્રાણીઓને જનાવરપણાનાં (તિર્યંચ ગતિનાં) દુઃખથી

---

૧ **મૃગાક્ષિ:** હરણ જેવી ચપળ આંખો વાળી સુંદર સ્ત્રી.

૨ અત્ર વ્યાધિ તે **ભાવ વ્યાધિ** સમજવા, આ સંસારમા અજ્ઞાનને લઇને સંયોગવિયોગજન્ય અનેક ઉપાધિ થાય છે. જ્ઞાનનો પ્રકાશ પડતા બોધ થાય અને તેથી સ્વપરનો બરાબર ખ્યાલ આવે તે વ્યાધિને દૂર કરવાનો ખરેખરો ઉપાય છે અને એ ખ્યાલ તે **સદાગમ** છે. તેથી એને વૈદ્યનુ સ્થાન આપ્યુ છે. આવી યોજના સર્વ વિશેષણોમાં કરવી.

૩ ત્યાગભાવ ન કરતાં સંસારમાં રાચી રહેવું તેને **અવિરતિ** ભાવ કહેવામાં આવે છે, તે પ્રાયે અજ્ઞાનજન્ય હોય છે, મિથ્યાત્વમાં એ ભાવ વિશેષ વર્તતો હોય છે.

૪ મેલ–કચરો અને લીલ ( પાણી ઉપર દેખાતી સેવાળ )ને ધોઇ નાખનાર-સાફ કરનાર પાણીનું કામ **સદાગમ** કરે છે. અહીં અવિરતિરૂપ લીલ અને કચરો છે એમ સમજવું.

૫ **પાંચ તોફાની ચોરો** તે શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ સમજવા.

"બચાવનાર પણ એ જ મહાત્મા છે, તુચ્છ અધમ મનુષ્યપણામાં[1]
"પ્રાપ્ત થતાં અનેક દુઃખોનો વિચ્છેદ કરાવનાર એ જ મહાત્મા છે અને
"અધમ અસુરપણામાં મનમાં નિરંતર થતા અનેક સંતાપોથી દૂર
"રાખનાર પણ એજ મહાત્મા છે; [2]અજ્ઞાન વૃક્ષનો નાશ કરવા માટે તે
"જ મહાત્મા કુઠાર જેવા છે; એ નિદ્રાને[3] નસાડી મૂકનાર અને પ્રાણી-
"ને જાગ્રત કરનાર છે; [4]સ્વાભાવિક આનંદનું ખરેખરૂં કારણ એ જ છે
"એમ લોકોમાં કહેવાય છે અને સુખદુઃખના અનુભવથી થતી મિથ્યા
"બુદ્ધિને કાપી નાખનાર પણ તેજ મહાત્મા છે. [5]એ મહાત્મા ક્રોધ
"અગ્નિને બૂઝવવા માટે જળ સમાન છે, મહામાનરૂપ મોટા પર્વતના
"ચૂરેચૂરા કરી નાખવા માટે વજ્ર[6] સમાન છે, મહામાયારૂપ મોટી
"વાઘણનો નાશ કરવા માટે [7]શરભ સમાન છે અને મોટા
"લોભરૂપ મહાસાગરનું શોષણ કરવાને વડવાનળ અગ્નિ સમાન છે; એ
"મહાપુરુષ હાસ્યના વિકારને શમાવવાની મોટી શક્તિ ધરાવનારા
"છે અને મોહનીય કર્મના ઉદયથી થતી [8]રતિનો સારી રીતે નાશ
"કરે છે, અરતિથી પીડા પામતા પ્રાણીઓને તે મહાત્મા અમૃત

---

૧ ભિખારી, દરિદ્રી, રોગી, અંધ, બહેરા વિગેરે અધમ મનુષ્યની પંક્તિમાં આવે છે.

૨ પ્રથમ **જ્ઞાનાવરણીય** કર્મ, જેનું કામ જ્ઞાનની આડા આચ્છાદન કરવાનું છે તેના નાશથી આ સ્થિતિ પ્રાપ્ત થાય છે.

૩ નિદ્રાપર સત્તા બીજા **દર્શનાવરણીય** કર્મપર અંકુશ આવવાથી પ્રાપ્ત થાય છે. એ કર્મ દર્શનને રોકે છે અને નિદ્રાને લાવે છે.

૪ સ્વાભાવિક આનંદ આત્મપરિણતિની રમણતામાં છે. દુનિયામાં જે ગાડી વાડી લાડી વિગેરેના સંસર્ગથી આનંદ મનાય છે તે પૌદ્ગલિક છે, અસ્થિર છે, અસ્વાભાવિક છે, નિરંતર રહેનાર ન હોવાથી ખોટો છે. સ્વાભાવિક આનંદ જ્ઞાન વગર થતો નથી અને આત્માની એવી શાંત દશા **વેદનીય** કર્મના ક્ષયથી થાય છે. આઠ કર્મમાં આ ત્રીજું કર્મ છે.

૫ હવે જે વિશેષણો આવે છે તે ચોથા **મોહનીય** કર્મના નાશથી પ્રાપ્ત થાય છે. ક્રોધ, માન, માયા, લોભ, હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય, દુગંછા, વેદ અને મિથ્યાત્વ એ સર્વ મોહના આવિર્ભાવો છે. પ્રથમ ચાર કષાય છે ( ક્રોધાદિ )

૬ **ઇંદ્રનું વજ્ર** બહુ નાનું હોય છે, પણ શક્તિ એટલી હોય છે કે પર્વત પર પડતાં પર્વતનાં ચૂરેચૂરા કરી નાખે છે.

૭ **શરભઃ** અષ્ટાપદ-

૮ **રતિઃ** વિષયમાં પ્રીતિ.

" જેવા લાગે છે અને કોઇ પ્રાણી ભ્રાન્ત થઇ ગયો હોય, ગભરાઇ ગયો
" હોય તેનું સારી રીતે રક્ષણ કરવાને શક્તિમાન છે, શોકથી હિંમત
" હારી ગયેલા પ્રાણીને ખરેખરો સાચો દિલાસો એ મહાત્મા આપે
" છે અને પ્રાણીઓને જુગુપ્સા[3] વિગેરે વિકારો થાય તેને તે સંપૂર્ણ-
" પણે શાંતિ પમાડે છે; [4]કામ પિશાચને લાત મારીને હાંકી કાઢ-
" વાને તેજ મહાપુરૂષ સમર્થ છે અને મિથ્યાત્વરૂપ અંધકારનો નાશ
" કરવા તે (સદાગમ ) પ્રચંડ પ્રતાપવાળો સૂર્ય છે; [5]ચાર પ્રકારનાં
" જીવિત ( આયુ )નો સર્વથા છેદ કરાવવાનું કારણ તે જ મહાપુરુષ
" છે, કારણ કે જ્યાં આગળ જન્મ મરણ ન હોય તેવા શિવાલયમાં
" એ પ્રાણીઓને લઇ જાય છે; સારી અથવા ખરાબ[6] નામ-
" કર્મની અનેક પ્રકૃતિઓને લઇને પ્રાણીઓને અનેક પ્રકારની
" પીડાઓ થાય છે તે સર્વને આ મહાત્મા અશરીરી [7]સ્થાન
" પ્રાપ્ત કરાવીને સર્વથા છેદી નાખે છે; પોતાના ભક્ત જનોને અક્ષય
" અને અવ્યય સર્વોત્તમપણું પ્રાપ્ત કરાવીને ઉંચા નીચા ગોત્રવડે[8] થતી

---

૩ **જુગુપ્સાઃ** બાહ્ય દૃષ્ટિને ન ગમે તેવી વસ્તુ તરફ તિરસ્કાર બતાવવો, નાક મરડવું તે. **નોકષાયનુ** અત્ર વર્ણન ચાલે છેઃ-હાસ્ય ( મશ્કરી, ઠઠ્ઠા ), રતિ ( પ્રેમ ), અરતિ ( ખેદ ), શોક, ભય, અને જુગુપ્સા.

૪ સ્રીવેદ (પુરૂષ ભોગવવાની ઈચ્છા ), પુરૂષવેદ ( સ્રી ભોગવવાની ઈચ્છા ) અને નપુંસકવેદ ( સ્રીપુરૂષ બન્નેને ભોગવવાની ઈચ્છા )નો સમાવેશ થાય છે,

૫ દેવતા, મનુષ્ય, તિર્યંચ અને નારકી એ ચાર ગતિમાં જન્મ મરણનાં દુઃખ હોય છે. એના નાશથી પ્રાણી મોક્ષે જાય છે. આ ગુણ પાચમા **આયુષ્ય** કર્મના ક્ષયથી પ્રાપ્ત થાય છે.

૬ છઠ્ઠા **નામકર્મ**ના ઉદયથી પ્રાણીને શરીર, સંસ્થાન, સંઘયણ, સ્વર, કીર્તિ આદિને લઈને અનેક સારાં અને ખરાબ નામો મળે છે, અહી ખાસ સમજવા જેવું એ છે કે સારાં નામને પણ સોનાની બેડી પેઠે નહિ ઈચ્છવા યોગ્ય ગણ-વામાં આવે છે. શુભ કર્મ પણ જરૂર ભોગવવાં પડે છે અને ભોગ વખતે નવીન કર્મબંધ કરાવે છે, તેથી તેનો ત્યાગ કરવો યોગ્ય છે.

૭ અનંગસ્થાનઃ જે સ્થાનમાં અગ-શરીર નથી, માત્ર આત્મા એકલોજ છે તે **મોક્ષ**ના નામથી જણાયલું અશરીરી સ્થાન છે. તેને અપાવનાર મહાત્મા સમાગમ છે.

૮ સાતમા **ગોત્રકર્મ**ના ઉદયથી પ્રાણી હલકો કે ઉચો કહેવાય છે, એ કર્મના નાશથી ઉક્ત વિશેષણ પ્રાપ્ત થાય છે. અક્ષય જેનો ક્ષય થતો નથી. અવ્યય જેમા કાંઇ ઘટાડો નથી.

" પીડાઓને તે જ મહાત્મા કાપી નાખે છે; એ જ મહાત્મા [1]દાન લાભ
" વિગેરે અનેક શક્તિ આપવાનું કારણ છે અને તેજ મહાત્મા મહાવીર્ય
" ( શક્તિ ) નો યોગ કરી આપવાના કારણભૂત છે. જે અધમ અને
" ભાગ્યહીન પુરુષો બહુ પાપી હોય છે તેઓને આ સદાગમ મહાત્માના
" નામ માટે પણ ઘણું માન હોતું નથી અને તેવા પ્રાણીઓને ઉપર
" જણાવવામાં આવી છે તે સર્વ કદર્થનાઓ કર્મપરિણામ રાજા કરે છે
" અને તે પ્રાણીઓ પાસે સંસારનાટક ભજવાવે છે. જે પ્રાણીઓનું
" થોડા વખતમાં કલ્યાણ થવાનું હોય છે તેવા પુણ્યશાળી ઉત્તમ પુરૂષો
" બહુ આદરપૂર્વક સદાગમનું કહેવું માન્ય કરે છે અને તેના હુકમને
" તાબે રહે છે, તેથી તેઓ અનેક પ્રકારની પીડા આપનાર કર્મપરિ-
" ણામ રાજાની જરાપણ દરકાર નહિ કરતાં તેનું અપમાન કરી સંસાર-
" નાટકથી મુક્ત થઇ નિવૃત્તિ નગરીમાં જાય છે અને ત્યાં લહેર કરે છે.
" કદિ તેઓ આ કર્મપરિણામ મહારાજાના [2]તાબાના પ્રદેશમાં રહે તો-
" પણ કોઈ પણ પ્રકારની ચિંતા રહિત થઇને સદાગમની કૃપાથી કર્મ-
" પરિણામ રાજાને તૃણ જેવો તુચ્છ ગણે છે અને તેની લગાર માત્ર
" પણ દરકાર કરતા નથી. આ સંબંધમાં વધારે શું વર્ણન કરવું ? આ
" દુનિયામાં કે અન્યત્ર એવી કોઇ પણ સુંદર વસ્તુ નથી કે જે આ સ-
" દાગમ મહાત્મામાં ભક્તિવાળા પ્રાણીઓને પ્રાપ્ત થઇ શકે તેમ ન
" હોય. આવી રીતે હે સખિ ! મેં તારી પાસે એ સદાગમ મહાત્માનું
" સંક્ષેપમાં સાધારણ રીતે વર્ણન કરી બતાવ્યું, બાકી વિશેષ પ્રકારે
" સર્વથા તો તેઓના ગુણોનું વર્ણન કરવાને કોઇ સમર્થ થાય તેમ નથી."

પ્રજ્ઞાવિશાલાએ કહેલી આ લંબાણ હકીકત સાંભળી ત્યારે અ-

**સદાગમ પાસે જવાની વિજ્ઞપ્તિ.**

ગૃહીતાસંકેતાને બહુ આશ્ચર્ય થયું. ઘણી નવાઇ લાગી અને મનમાં સંદેહો થવાથી વિચાર કરવા લાગી કે આ મારી સખીએ જેવા ગુણોનું વર્ણન કર્યું તેવા ગુણો તેનામાં ખરેખર હોય તો તેના જેવો તો બીજો કોઇ પ્રાણી મારા જોવામાં આવ્યો નથી, માટે

---

૧ આઠમા **અંતરાય** કર્મના ક્ષયથી દાન લાભ ભોગ ઉપભોગ અને વીર્ય પર જે અંતરાય-આવરણ પડેલ હોય છે તેનો નાશ થતાં આત્માની અનંત શક્તિ પ્રગટ થાય છે.

૨ સદાગમ પ્રાપ્ત થયા પછી અને મોક્ષ જવા પહેલાં કેટલોક કાળ આ સંસારમાં પ્રાણી રહે તે વખતે પણ કર્મો તેને વિડંબના કરી શકતા નથી અને કદાચ પૂર્વનાં રહી ગયાં હોય અને કાંઈ ઉપાધિ કરે તો તેની અસર થતી નથી. કર્મના ઉદય વખતે તેની સામે જોરથી ઉભા રહેવાની શક્તિ પ્રાપ્ત થાય છે.

હું જાતેજ જોઇને ખાતરી કરૂં. બીજાના કહેવાથી સાંભળેલી વાતોવડે પૂરેપૂરો સંદેહ ટળી શકતો નથી. આ પ્રમાણે વિચાર કરીને અગૃહીતસંકેતા બોલી–" મારી અત્યાર સુધી તો ખાતરી હતી કે મારી સખી (તું) સત્ય બોલનારી છે, પરંતુ અત્યારે તું સદાગમના ગુણનું વર્ણન એવા પ્રકારે કરે છે કે જે તદ્દન અસંભવિત હોય. તે સાંભળીને મને એમ લાગે છે કે તું પણ મોઢે ચોકડા વગર જેમ આવે તેમ બહુ બોલકી છો. મને એવો પણ વિચાર થાય છે કે તને તેનો વિશેષ પરિચય છે તેથી તેનાપરના પ્રેમને લઇને તેને માટે તું આટલું બધું બોલે છે. નહિ તો વળી શું કર્મપરિણામ મહારાજા તે કોઇથી કદિ બીતા હશે ? અને વળી શું એક પ્રાણીમાં એટલા બધા ગુણો એક સાથે એક જગ્યાએ હોવાની વાત પણ બનવા જોગ હોય ખરી ? પણ મને ચોક્કસ ખાતરી છે કે મારી વહાલી સખી મને કોઇ પણ દિવસ છેતરતી નથી. આ પ્રમાણે હોવાથી સંદેહપર ચઢેલું મારૂં મન હીંચોળા ખાય છે અને તેમાં અનેક પ્રકારે ડોળાણ થયા કરે છે, તેથી મને એમ લાગે છે કે તારા એ આત્મપરિચિત પુરૂષના મને વિશેષ પ્રકારે દર્શન કરાવવાની જરૂર છે."

પ્રજ્ઞાવિશાળા–" આ તારો વિચાર મને પણ બહુ પસંદ આવે છે. મારા હૃદયમાં વાસ કરી રહેલ એ ભગવાન્ સદાગમને તારે પણ જોવા જોઇએ અને તે માટે તેમની પાસે જવું જોઇએ. ચાલો, ત્યારે આપણે ત્યાંજ જઈએ."





# પ્રકરણ ૬ ઠું.

## સંસારીજીવ તસ્કર.



આગલા પ્રકરણમાં વાતો કરી તેને પરિણામે બન્ને બહેનપણીઓ અગૃહીતસંકેતા અને પ્રજ્ઞાવિશાળા સદાગમ પાસે જવા ચાલી. મોટા મોટા વિજયરૂપ[1] અનેક દુકાનોની પંક્તિ (હાર)થી શોભી રહેલી અને અનેક મહાત્મા પુરુષોથી ખીચોખીચ ભરેલી મહાવિદેહ રૂપ ત્યાં બજાર હતી. તે બજારમાં એ ગઇ અને એ બજારમાં રહેલ, અનેક મહાત્મા પુરૂષોથી પરિવેષ્ટિત અને થયેલા, થતા તેમજ થનારા સર્વ ભાવોનું વર્ણન કરતા ભગવાન્ સદાગમને તેમણે ત્યાં જોયા. તેઓશ્રીની નજદીક બન્ને સખીઓ ગઇ, તે મહાત્માને નમસ્કાર કર્યો અને તેની નજીકમાં બન્ને બેઠી. તેની આકૃતિ જોવા માત્રથીજ અને તેની સામી વારંવાર બહુમાનપૂર્વક નજર કરવાને લીધે અગૃહીતસંકેતાના મનમાં જે સંશય ઉત્પન્ન થયો હતો તે તો દૂર થઇ ગયો, તેના આનંદમાં ઘણો વધારો થઇ ગયો, તેના ચિત્તમાં એ મહાત્મા પુરૂષને માટે વિશ્વાસ ઉત્પન્ન થયો અને તેના દર્શનથી પોતાનો આત્મા કૃતાર્થ થયો છે એમ તે અંતઃકરણપૂર્વક માનવા લાગી. પછી તેણે પ્રજ્ઞાવિશાળાને ઉદ્દેશીને કહ્યું “ અહો ભાગ્યશાળી ! તને ખરેખર ધન્ય છે, તારૂં જીવતર ઘણું શ્રેષ્ઠ છે કે જેને આવા મહાત્મા પુરુષ સાથે પરિચય થયો છે. અત્યાર સુધી મેં તો સર્વ પાપને ધોઇ નાખે તેવા આ મહાત્મા પુરુષનાં

મહાવિદેહ ક્ષેત્રમાં સદાગમ

---

૧ મહાવિદેહ ખંડના બત્રીશ **વિજય** છે-વિભાગ છે. એ દરેકને દુકાનનું રૂપક આપ્યું છે. **મહાવિદેહ** ક્ષેત્ર આખાને બજારનું રૂપક આપ્યું છે. આ બજારમાં વિજયરૂપ દુકાનો છે ત્યાંથી પ્રાણી પાપ પુણ્યરૂપ કરિયાણાં ખરીદ કરે છે. ભરત ક્ષેત્રને બદલે મહાવિદેહ ક્ષેત્રનું રૂપક કરવાનું કારણ એ જણાય છે કે ત્યાં નિરંતર ચોથા આરાના ભાવો વર્તે છે, તે બજાર કદિ બંધ થતી નથી અને તીર્થંકર મહારાજ **સદાગમ** નિરંતર બતાવ્યા કરે છે

દર્શન પણ કર્યાં નહોતાં, તેથી ખરેખર હું કમનસીબ હતી અને છેતરાયલી હતી. હીનભાગી પ્રાણીઓ આ સદાગમ મહાત્માને પ્રાપ્ત કરી શકતા નથી, કારણ કે [1]લક્ષણ વગરના મનુષ્યને ચિંતામણિરત્ન મળતું નથી. આ મહાભાગ્યશાળી મહાત્મા સદાગમનાં દર્શન તારી કૃપાથી આજે હું પામી તેથી મારાં સર્વ પાપો ધોવાઇ ગયાં છે અને હું પવિત્ર થઇ છું. અહો કમલાક્ષિ ! તેં આ મહાત્માના જે અનેક ગુણોનું મારી પાસે વર્ણન કર્યું હતું તે સર્વ તેનામાં છે જ એમ તેના દર્શન માત્રથી મારા મનમાં નિશ્ચય થઇ ગયો છે. આ મહાપુરુષનું વિશેષ ગુણગૌરવ તો હું હજુ જાણુતી નથી, તોપણ મને એટલું તો લાગે છે કે એમની જેવો બીજો કોઈ પણ પુરુષ આ દુનિયામાં છેજ નહિ. એમનામાં એટલા બધા ગુણો હશે એવો મને અગાઉ સંશય થયો હતો તે પણ અત્યારે તેઓના દર્શનથી એકદમ નાશ પામી ગયો છે. તું બડી પક્કી છે અને ખરેખર, તને મારા ઉપર સાચેસાચો સદ્ભાવજ નથી, કારણ કે આજ સુધી મને તેં આ મહાત્મા પુરુષનાં કદિ દર્શન પણ કરાવ્યાં નહિ. પણ બ્હેન ! હવેથી તો મારે તારી સાથે આવીને આ ઉત્તમ પુરુષની દરરોજ સેવા કરવી એવો મારો વિચાર થયો છે. તું તો અહીં બહુ વખત આવેલી છે તેથી આ મહાત્મામાં કયા કયા ગુણો છે, તેમનું ખરૂં સ્વરૂપ શું છે, તેઓના આચાર કેવા છે અને તેઓનું અંતઃકરણપૂર્વક કેવી વિધિએ આરાધન થાય છે એ સર્વ સારી રીતે જાણે છે; પણ હે મિતભાષિણી[3] ! તારે તે સર્વ મને પણ સમજાવવું પડશે, જેથી તેઓશ્રીની આરાધના કરીને હું પણ તારા જેવી થાઉં. ”

**પ્રજ્ઞાવિશાલા**—“ બહુ સારૂં, બહુ સારૂં ! વહાલી સખિ ! જો તું એ પ્રમાણે કરીશ તો મારી મહેનત પણ સફળ થશે. અહો સુંદર લોચનવાળી ! ધન્ય છે તારા વિશેષ જ્ઞાનને અને વચનકૌશલ્યને ! કોઇએ તારા ઉપર ગુણ કર્યો હોય તેને ઓળખવાની ટેવ (કૃતજ્ઞતા) તારામાં ખરેખર વખાણવા લાયક છે. એ મહાત્માને લગતા સંકેતો[4] તું જાણતી નહિ હોવાથી આ સદાગમને તું ઓળખતી નહોતી, પરંતુ

---

૧ ભાગ્યવાન્ પુરૂષનાં બત્રીશ **લક્ષણો** નીતિશાસ્ત્રમાં પ્રસિદ્ધ છે.

૨ **ચિંતામણિ રત્ન**નો પ્રભાવ એવો હોય છે કે તે સર્વ મનની વાંછિત વસ્તુઓ આપે છે. અત્ર ધર્મજ્ઞાનરૂપ ચિંતામણિ રત્ન પર શ્લેષ સમજવો.

૩ **મિતભાષિણી:** બહુ થોડું-જરૂર પૂરતુ બોલનારી.

૪ **સંકેત:** ખબર, હકીકત, આ કારણને લઇનેજ તેનુ નામ **અગૃહીતસંકેતા** રાખવામાં આવ્યું છે.

હવે વાસ્તવિક રીતે એ બાબતમાં તારી યોગ્યતા થયેલી જણાય છે આવી રીતે જો તું દરરોજ મારી સાથે વિચારણા [1]કરીશ તો અત્યારે તો જો કે તું પરમાર્થને જાણતી નથી, પણ ધીમે ધીમે સર્વ વસ્તુની અંદર રહેલા તત્ત્વને બરાબર જાણનાર થઇ જઇશ." આ પ્રમાણે વાતો કરતાં તે બન્ને સખીઓને બહુ આનંદ થયો. પછી તેઓ સદાગમ મહાત્માને નમસ્કાર કરીને તે દિવસે તો પોતપોતાને સ્થાનકે ગઇ, પરંતુ પછીથી તે બન્ને સખીઓ દરરોજ સદાગમ પાસે આવવા લાગી, તે મહાત્માની સેવા કરવા લાગી અને તેમના દિવસો આનંદથી પસાર થવા લાગ્યા.

## રાજપુત્ર સંબંધી નિર્ણય.

પ્રજ્ઞાવિશાળાને ધાવમાતાનું સ્થાન.

તે મહાત્મા અને બુદ્ધિમાન્ સદાગમે એક દિવસ વિશાળ નજર પહોંચાડનાર પ્રજ્ઞાવિશાળાને ઉદ્દેશીને કહ્યું "પેલો રાજપુત્ર ( ભવ્યપુરુષ–સુમતિ ) જે સર્વ ગુણ ધારણ કરનારો થવાનો છે તેને [2]નાનપણથી તારે તારા સ્નેહમાં જોડી દેવાની જરૂર છે, તેથી ભદ્રે ! તું રાજકુળમાં જા, ત્યાં તારો પરિચય વધાર અને કાળપરિણતિ મહારાણી જે રાજપુત્રની માતા થાય છે તેનું મન હરણ કરીને ગમે તે પ્રકારે તું તે રાજપુત્રની ધાવમાતા થા. તારામાં જો આ બાળકને વિશ્વાસ આવશે તો પછી તે સુખમાં ઉછરશે, તોપણ મારે વશ રહેશે; એટલે પછી એવા સુપાત્રમાં મારો નિઃશેષ જ્ઞાન-કોશક્ષેપવીને હું પણ કૃતકૃત્ય થઇશ."

સદાગમની આ પ્રમાણે આજ્ઞા થતાં પ્રજ્ઞાવિશાલાએ 'જેવો મહા-રાજશ્રીનો હુકમ' એમ કહી, મસ્તક નમાવી, તે મહાત્માનાં વચનોમાં આદર લાવીને તેમણે જે પ્રમાણે કહ્યું હતું તે પ્રમાણે કર્યું. એટલે પ્રજ્ઞાવિશાળા રાજપુત્રની ધાવમાતા થઇ. હવે તે ધાવમાતાનું કામ કરે છે અને સ્વર્ગમાં રહેલા દેવોની પેઠે સુખને અનુભવતો કુમાર

---

૧ વિશાળ બુદ્ધિના માણસો સાથે વિચાર કરવાથી અને તેઓના સબંધમા આવવાથી શાસ્ત્રજ્ઞાન પ્રાપ્ત થાય છે અને તેમ ન થાય તો સંકેત પામી શકાતો નથી.

૨ **નાનપણમાં સારા અભ્યાસની** કેટલી જરૂર છે તે અત્ર વિચારવા યોગ્ય છે. નાનપણમા છોકરાને ગમે તેટલા લાડ લડાવવામા આવે પણ તેની બુદ્ધિનો વિકાસ કેવી રીતે થાય તેનો સાથેજ વિચાર કરવાની ખાસ જરૂર છે. બાલ્ય-કાળથી પ્રજ્ઞાવિશાળાને જોડવાની જરૂર અહી ઉચિત રીતે બતાવી છે અહીં 'બાલ્ય' **શબ્દ શ્લેષ છે. ઉમરે વધી ગયેલા પણ ધર્મજ્ઞાનમાં 'બાલ્ય' ભાવ ધારણ કરનારા ઘણા હોય છે તે ધ્યાનમાં રાખવું.**

ઉછરે છે. અનુક્રમે તે રાજપુત્ર વૃદ્ધિ પામતો ગયો અને કલ્પવૃક્ષની પેઠે સર્વ લોકોને આનંદ આપનાર થયો. અગાઉ સદાગમે તેના જે ગુણોનું વર્ણન કર્યું હતું તે સર્વ ગુણો તે બાળકઅવસ્થામાં હતો ત્યારથીજ તેનામાં પ્રગટપણે દેખાવા લાગ્યા.

સુમતિની ગુણવિચારણા.

એક દિવસ સદાગમની સાથે તેનો પરિચય કરાવવાના હેતુથી પ્રજ્ઞાવિશાળા તે રાજપુત્રને સદાગમની પાસે લઇ ગઇ. ભાવિભદ્રકુમાર[1] જે જાતે મહા પુણ્યશાળી જીવ છે તેને મહાત્મા સદાગમને જોતાંજ ઘણો હર્ષ થયો. અંતઃકરણની ભક્તિપૂર્વક સદાગમને નમસ્કાર કરીને રાજકુમાર તે મહાત્માની નજીક બેઠો અને અમૃત જેવાં મનોહર વાક્ય તેઓશ્રી બોલતા હતા તે બહુ ધ્યાન રાખીને હોંશથી સાંભળવા લાગ્યો. ચંદ્રકિરણ જેવા નિર્મળ ગુણોથી રાજપુત્રનું મન મહાત્મા સદાગમ તરફ જીતાઇ ગયું અને તેને પરિણામે તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો–' અહો ! શું એમનાં વાક્યોની મીઠાશ છે ! તેઓશ્રીનું રૂપ કેવું અદ્વિતીય સુંદર છે ! તેઓના ગુણો કેવા આકર્ષણીય છે ! આવા મહાત્મા પુરુષનાં મારે દર્શન થયા તેથી ખરેખર હું ભાગ્યશાળી છું ! આ મનુજગતિ નગરી કે જેમાં આ સદાગમ જેવા મહાત્મા વસે છે તે નગરી પણ ખરેખર ભાગ્યશાળી છે ! આ બુદ્ધિમાન્ મહાત્માનાં દર્શન કરીને મારાં પાપો આજે ધોવાઇ ગયાં હોય એમ મને લાગે છે. ખરેખર, સદાગમ ભગવાન્ થયેલા, થતા અને થનારા સર્વ ભાવોનું નિરૂપણ બહુ સારી રીતે–ભાવપૂર્વક કરે છે, તેથી જો આ મહાત્મા મારા ઉપાધ્યાય થાય તો તેઓની પાસે જે સર્વ કળાઓ છે તે હું ગ્રહણ કરૂં.' તેના મનમાં જે જે વિચારો આવ્યા તે તેણે પ્રજ્ઞાવિશાળાને જણાવ્યા અને તેણીએ

સદાગમને ઉપાધ્યાયસ્થાન.

જઇને તે હકીકત રાજપુત્રના માબાપને જણાવી. તેઓને પણ આ હકીકત સાંભળીને આનંદ થયો. તેઓએ ત્યારપછી સારે દિવસે મોટા ઉત્સવપૂર્વક પોતાના પુત્રને ગુરુમહારાજને અર્પણ કર્યો. પ્રસંગને યોગ્ય સદાગમની પૂજા કરીને અને કૌતુકપૂર્વક તેનો સત્કાર કરીને સુમતિને શિષ્ય તરીકે સોંપી આપ્યો. તે ધીર કુમારે તે વખતે શ્વેત વસ્ત્રો પહેર્યાં, શ્વેત ભૂષણથી ભૂષિત થયો, શ્વેત ફૂલોના સમૂહથી તે ભરાઇ ગયો અને શ્વેત

૧ ભાવિભદ્રઃ જેનું ભવિષ્યમાં સારૂ કલ્યાણ થવાનું છે તેવો.

ચંદનથી તેના શરીર પર વિલેપન કરવામાં આવ્યું.[1] હવે તે રાજકુમાર ઉપાધ્યાયની પાસે મહા આનંદ-પ્રમોદ ઉપજાવે તેવા વિનયથી નમ્ર થઇને શિષ્યપણે રહે છે. તેનો હેતુ કળાઓનો અભ્યાસ કરવાનો છે અને સદાગમની ઇચ્છા પણ તેને કળા શીખવવાની છે. પછી રાજકુમાર દરરોજ પ્રજ્ઞાવિશાળાની સાથે ગુરૂમહારાજ પાસે વિદ્યા ભણવાની જિજ્ઞાસાથી આવવા લાગ્યો.

## સંસારી જીવ.

એક દિવસ બજારમાં સદાગમ મહાત્મા આનંદથી બેઠા છે, તેની બાજુમાં પ્રજ્ઞાવિશાળા સાથે રાજકુમાર પણ બેઠેલ છે, સદાગમની ફરતા બીજા અનેક માણસો બેઠેલા છે, તેઓની પાસે તે મહાત્મા અનેક બાબતો સંબંધી વાર્તાલાપ કરી રહ્યા છે, તે વખતે અગૃહીતસંકેતા પણ પોતાની સખી પ્રજ્ઞાવિશાળા પાસે આવી મહાત્માને નમસ્કાર કરીને શુદ્ધ જમીન જોઇને બેઠી. તેણે પોતાની વહાલી સખીને કુશળ સમાચાર પૂછ્યા, રાજપુત્રને સન્માન આપ્યું અને સદાગમ સન્મુખ આંખો સ્થિર કરીને બેઠી.

*કોળાહળ અને ચોર.*

હવે તે વખતે એક દિશામાંથી એકાએક કોળાહળ ઉઠ્યો. તે દિશા તરફથી કઠોર અને અસ્તવ્યસ્ત ઢોલનો અવાજ સંભળાયો, તોફાની લોકોએ કરેલો [2]અટ્ટહાસ્યનો અવાજ પણ એજ દિશામાંથી આવવા લાગ્યો. આવા વિચિત્ર અવાજને લીધે આખી સભાની નજર તે દિશા તરફ ખેંચાણી. તે વખતે તેઓએ પોતાની બહુ નજીકમાં એક **સંસારી જીવ** નામનો ચોર જોયો અને તેના કારણથીજ મોટો કલકલ અવાજ ઉઠ્યો હતો એમ જણાયું. એ ચોરના આખે શરીરે રક્ષા (રાખ) ચોપડવામાં આવી હતી, તેની ચામડીપર ગેરૂના હાથા પાડવામાં આવ્યા હતા, ઘાસની રક્ષાના આખે શરીરે કાળા ચાંડલા કરવામાં આવ્યા હતા, ગળામાં કણેરના બોડકાની માળા પહેરાવવામાં આવી હતી, છાતીપર રામપાત્ર (કોડિયા) ની માળા પહેરાવવામાં આવી હતી, જુની ફુટેલી ઠીબનું મસ્તકપર છત્ર ધરવામાં આવ્યું હતું, ગળાની એક બાજુએ ચોરીનો માલ લટકાવવામાં આવ્યો હતો, તેને

---

૧ રાજકુમારે શ્વેતાંબર મુનિપણું ગ્રહણ કર્યું એવો ભાવાર્થ સમજવો; પણ તે ચોક્કસ નથી, કારણ મુનિપણું તો તે વાર્તા થઇ રહ્યા પછી આઠમ પ્રસ્તાવમાં લે છે

૨ **અટ્ટહાસ્ય**: ઘણું ઊંચેથી હસવું તે.

ગધેડા ઉપર સ્વારી કરાવી હતી, તેની ચારે બાજુએ રાજસેવકો[૩] ફરી વળેલા હતા, લોકો તેની નિંદા કરી રહ્યા હતા. તેનું આખું શરીર ધ્રૂજતું હતું, આંખો ચકળવકળ થતી હતી, ભયથી છાતી ધડકતી હતી અને દશે દિશાઓમાં આમતેમ અસ્થિરપણે તે જોયા કરતો હતો.

ચોરે લીધેલો સદાગમ આશ્રય.

આવો બનાવ જોઇને પ્રજ્ઞાવિશાળાને બહુ દયા આવી. તેણે મનમાં વિચાર કર્યો કે મહાત્મા સદાગમ સિવાય બીજું કોઇ પણ આ બાપડાની રક્ષા કરી શકે એમ લાગતું નથી. આ પ્રમાણે વિચાર કરીને પ્રજ્ઞાવિશાળા પેલા સંસારી જીવ ચોર પાસે ગઇ, અને એને સમજાવીને મહા પ્રયત્ને તેણે એ ચોરને સદાગમનાં દર્શન કરાવ્યાં અને કહ્યું 'ભદ્ર ! તું આ મહાપુરૂષનું શરણ લે.' તે ચોર પણ જેવો સદાગમની નજીક આવ્યો તેવો જ જાણે તેનામાં અપૂર્વ વિશ્વાસ આવી ગયો હોય તેવી ચેષ્ટા કરવા લાગ્યો અને તેવા પ્રકારના વિચારો કરવા લાગ્યો. તે વખતે કોઈ અપૂર્વ અવર્ણનીય અવસ્થાનો તે અનુભવ કરવા લાગ્યો. પછી સર્વ લોકો હજુ તો તેની સામી નજર કરી રહ્યા છે તેવામાં તો તે પોતાની આંખો મીંચી દઇને જમીનપર પડી ગયો. એવી રીતે જમીન પર પડ્યા પછી કેટલોક કાળ તો તે હાલ્યા ચાલ્યા વગર તદ્દન નિશ્ચળ પડી રહ્યો. 'આ ચોરને એકાએક શું થયું હશે ?' એવા વિચારથી નગરના લોકો જે તેની પછવાડે આવ્યા હતા તે આશ્ચર્ય પામવા લાગ્યા. ત્યારપછી ધીમે ધીમે તે ચોરને ચેતના પ્રાપ્ત થઈ અને જરા સાવધ થયો. પછી તેણે ઉઠીને સદાગમને ઉદ્દેશીને મોટા સ્વરથી પોકાર કર્યો, 'હે નાથ ! મારૂં રક્ષણ કરો, રક્ષણ કરો.' તેના આવા શબ્દો સાંભળીને 'તું ભય રાખ નહિ, તને અભય હો, અભય હો !' એ પ્રમાણે બોલીને સદાગમે તેને આશ્વાસન આપ્યું. ત્યારપછી એ સદાગમમહાત્માના શરણમાં આવ્યો. સદાગમમહાત્માએ એ પુરુષનો સ્વીકાર પણ કરી લીધો. રાજાના સેવકો જેઓ સદાગમમહાત્માનો મહિમા કેટલો મોટો છે અને તેમનામાં કેવી અદ્દભુત શકિત છે તે જાણતા હતા તેઓ મનમાં સમજી ગયા કે હવે આ પુરુષ આપણા રાજાની સત્તામાં રહ્યો નથી, તેથી તેઓ વિચાર કરીને આખા શરીરે ધ્રૂજતા ધ્રૂજતા એકેક ડગલું પાછું ભરતા બહાર નીકળી ગયા અને દૂર પ્રદેશમાં જઇને બેઠા. તેઓ સમજી ગયા કે જ્યાંસુધી એ ચોરનો સદાગમ સ્વીકાર કરશે ત્યાંસુધી પોતાનું કે પોતાના રાજાનું કાંઇ ચાલ-

૩ રાજસેવકને સ્થાને 'રાજપુત્ર' પાઠ પ્રતમાં છે તે પણ યોગ્ય છે, અને તે પાઠ વધારે સમીચીન લાગે છે.

વાનું નથી; આથી રાહ જોતા તેઓ જરા દૂર જઇને બેઠા. સંસારી જીવને પણ આથી જરાક શાંતિ થઈ.

હવે અગૃહીતસંકેતાએ સંસારીજીવને પૂછ્યું, "ભદ્ર! તેં શું ગુન્હો કર્યો હતો કે જેથી આ જમ જેવા રાજપુરુષોએ તને પકડ્યો હતો?"

ચોરનો અહેવાલ.

અગૃહીતસંકેતાનો આવો પ્રશ્ન સાંભળીને સંસારીજીવે જવાબ આપ્યો "આપ એ બાબત પૂછવું જવા દો, એ બાબતમાં કાંઇ માલ નથી, એ હકીકત ખાસ કહેવા લાયક નથી. મહાત્મા એ સર્વ હકીકત સારી રીતે જાણે છે એટલે એ કહેવાની જરૂર પણ નથી." એટલે સદાગમે કહ્યું કે "આ અગૃહીતસંકેતાને તારો વૃત્તાંત સાંભળવાનું કુતૂહળ છે, તો તેની જિજ્ઞાસા તૃપ્ત કરવા માટે તારી હકીકત કહે, એમાં કાંઇ વાંધો નથી." સંસારીજીવે કહ્યું "જેવી આપશ્રીની આજ્ઞા! પરંતુ સર્વ લોકો સાંભળે તેવી રીતે મારા ઉપર થયેલી વિડંબનાનું વર્ણન કરવાને હું સમર્થ નથી, તેથી આપણે નિર્જન સ્થાનકે (એકાન્તમાં) બેસીએ. આપ એ પ્રમાણે આજ્ઞા કરવાની કૃપા કરો."

સદાગમે તે વખતે સભા તરફ નજર કરી, એટલે સભામાં આવેલા વિચક્ષણ લોકો તુરત ઉઠીને દૂર જઇને બેઠા.[1] બીજા લોકો ઉઠ્યા તેની સાથે પ્રજ્ઞાવિશાળા પણ ઉઠવા લાગી, એટલે તેને ગુરુમહારાજે બેસવાની આજ્ઞા કરી. તેની બાજુમાં [2]સદાગમના કહેવાથી ભવ્યપુરુષ પણ બેઠો. પછી આ ચારેની સમક્ષ અગૃહીતસંકેતાને ઉદ્દેશીને સંસારીજીવે પોતાની હકીકત કહેવા માંડી.

* * *

---

૧ બીજા લોકો કોણ હતા તે આઠમા પ્રસ્તાવમાં જણાશે. આ સંસારીજીવ મોટો ચક્રવર્તી છે અને તેજ ચોર છે એમ બતાવ્યું છે. આ સર્વ બાબતનો મેળ આઠમા પ્રસ્તાવમાં મળશે, **પ્રજ્ઞાવિશાળા** તે મહાભદ્રા સાધ્વી છે, આચાર્યની બહેન થાય છે, **સદાગમ** સમંતભદ્ર આચાર્ય છે, **ભવ્યપુરુષ** તે રાજપુત્ર પુંડરીક છે અને **અગૃહીતસંકેતા** તે સુલલિતા છે, અને **ચોર** તે અનુસુંદર ચક્રવર્તી છે.

૨. ૧ **સદાગમ** મહાત્મા, ૨ **પ્રજ્ઞાવિશાળા**, ૩ **ભવ્યપુરુષ**, ૪ **અગૃહીતસંકેતા** આ ચારની સમક્ષ **સંસારીજીવ** પોતાનો વૃત્તાંત કહે છે. ભવપ્રપંચની કથા અત્રેથી ખરેખરી શરૂ થાય છે. એ કથા બહુ મનનપૂર્વક વાંચી વિચારવાની જરૂર છે. વાંચનારે પોતે ખાસ વિચાર કરવો કે જે સ્થિતિ અત્રે વર્ણવી છે તેમાંથી તે પોતે અનેકવાર પસાર થયો છે. જરા સુખમાં પડતાં દુઃખ વિસરી જાય છે, પણ તેને અનેક રીતે સહન કરવું પડ્યું છે. આ ગ્રંથની વિચારણા જેમ સવિશેષ થશે તેમ સંસારનું સ્વરૂપ બરાબર લક્ષ્યમાં આવશે. અહીં સંસારીજીવ પોતાનું ચરિત્ર કહેવા લાગે છે તે ૮ મા પ્રસ્તાવમાં કથા પૂરી થાય ત્યાંસુધી ચાલે છે.



# પ્રકરણ ૭ મું.



## અસંવ્યવહાર નગરે.

અત્યંત અબોધ અને તીવ્ર મોહોદય.

આ લોકમાં[1] અનાદિ કાળથી પ્રતિષ્ઠિત (સ્થપાયેલ) અને અનંત જનોથી ભરેલું એક અસંવ્યવહાર[2] નામનું નગર છે. તે આખા નગરમાં અનાદિ-વનસ્પતિ નામના કુળપુત્રો[3] રહે છે. ત્યાં અગાઉ જણાવેલા કર્મપરિણામ[4] રાજાના સંબંધી અત્યંત અબોધ[5] નામે સેનાપતિ અને

---

૧ આખા વિશ્વના બે મોટા વિભાગ છે: **લોક** અને **અલોક**. લોકમાં જીવ અને અજીવ સર્વ વિદ્યમાન હોય છે, અજીવનાં પાંચે દ્રવ્યો ત્યાં હોય છે. અલોકમાં જીવ હોતાજ નથી અને અજીવના પાંચ દ્રવ્ય પૈકી માત્ર એક આકાશ દ્રવ્યજ લભ્ય છે. લોકનુ પ્રમાણ ચૌદ રાજનુ છે.

૨ આ **અસંવ્યહાર** નગર તે **અનત** સૂક્ષ્મવનસ્પતિ સમજવી. એ સૂક્ષ્મ **નિગોદ** કહેવામા આવે છે. તેના અસખ્ય 'ગોળા' હોય છે, પ્રત્યેક ગોળામાં અસખ્ય 'નિગોદ' હોય છે અને દરેક નિગોદમાં અનત જીવો હોય છે. અતીત, અનાગત અને વર્તમાન કાળના જેટલા સમય થાય તેના કરતા એક નિગોદમાં જીવો અનત ગુણા છે. આથી દરેક સમયે ઉત્કૃષ્ટ સંખ્યાએ જીવો મોક્ષમાં જાય તોપણ સર્વ જીવોનો સંસારમાંથી અભાવ થતો નથી. સૂક્ષ્મ નિગોદમાં હોય છે ત્યાંસુધી પ્રાણી 'અવ્યવહારી' કહેવાય છે, એક વાર બાદર રૂપ લીધા પછી તે 'વ્યવહારી' કહેવાય છે; એક વાર બાદર રૂપ લીધા પછી સુક્ષ્મ નિગોદમા ફરી વાર જાય તોપણ તે 'અવ્યવહારી' કહેવાતો નથી. સોયના અગ્ર ભાગ ઉપર અસખ્ય ગોળા અને તે દરેકમાં અનત જીવો રહી શકે છે.

૩ **કુળપુત્રો** એટલે ઉમરાવો. ખાનદાન-અમીર કુળમાં ઉત્પન્ન થયેલા ગર્ભશ્રીમંતો. અહીં અનાદિ કમ સંતતિવાળા જીવો સમજવા.

૪ **કર્મપરિણામ** રાજાનુ રાજ્ય **મનુજગતિ** નગરીમા બતાવ્યુ છે, પણ તેની સત્તા સર્વ લોકપર ચાલે છે. તેણે પોતાના રાજ્યમાંથી સુબા તરીકે કામ કરી શકે તેવા આ **અત્યંતઅબોધ** અને **તીવ્રમોહોદયને** અસંવ્યવહાર નગરપર રાજ્ય ચલાવવા મોકલ્યા છે.

૫ **અત્યંતઅબોધ:** મહા અજ્ઞાન-અજાણપણુ-મિથ્યાત્વપર આ રૂપક છે. સર્વ જીવને અક્ષરનો (જ્ઞાનનો) અનંતમો ભાગ તો ખુલ્લોજ રહે છે. તેટલુ બાદ કરતાં સર્વથી વધારે જડપણું-અજ્ઞપણું આ નિગોદના જીવને હોય છે. ઉત્ક્રાન્તિમાં સર્વથી છેલ્લે પગથીએ આ જીવો છે.

તીવ્રમોહોદય[1] નામે સરસુબો[2] હમેશને માટે તે હોદ્દા પર નીમાયલા[3] રહે છે. તે નગરમાં વસતા સર્વ લોકો કર્મપરિણામ મહારાજાના હુકમથી અને અત્યંત અબોધ અને તીવ્રમોહોદયને પ્રતાપે અસ્પષ્ટ ચેતનવાળા હોવાને લીધે જાણે ઉંઘતા ન હોય, કાર્ય કે અકાર્ય શું છે તેનો વિચાર નહિ હોવાને લીધે જાણે મદિરાપાન કરેલા ન હોય, એક બીજામાં[4] લોલીભૂત થઇ જતા હોવાથી જાણે મૂર્છા પામેલા ન હોય અને સ્પષ્ટ દેખાય તેવી કોઇ ચેષ્ટા કરતા ન હોવાથી જાણે મૃત્યુ પામેલા ન હોય તેવા દેખાય છે. [5] એ સર્વ જીવોને અત્યંતઅબોધ અને તીવ્રમોહોદય નિગોદ નામના ઓરડામાં નાખી તેને એકપિંડ જેવા કરીને હમેશાં રાખી મૂકે છે. આ કારણને લઈને તે સર્વ જીવો અત્યંત મૂઢ થઇ ગયેલા હોવાથી કાંઇ જાણતા નથી, કાંઇ બોલતા નથી, કાંઇ હાલતા ચાલતા નથી, છેદાતા નથી, ભેદાતા નથી, બળાતા નથી, ભીંજાતા નથી, કુટાતા નથી, આઘાત પામતા નથી અને વેદના (પીડા) ને વ્યક્ત રીતે સહન કરતા નથી. આ સિવાય બીજો કોઇ પણ પ્રકારનો લોકવ્યવહાર પણ તેઓ બાપડા કરતા નથી. આવી રીતે તે નગરમાં વસનારા જીવોને કોઇ જાતનો વ્યવહાર ન હોવાથી તે નગરનું નામ 'અસંવ્યવહાર' કહેવામાં આવે છે. તે નગરમાં સંસારીજીવ નામનો હું પણ એક કુટુંબી હતો. એ નગરમાં વસતાં મને અનંતકાળ વ્યતીત થયો.

*નિગોદમાં જીવસ્થિતિ.

---

૧ **તીવ્રમોહોદયઃ** મોહનીય કર્મનો ખરેખરો ઉદય તેના આકરા સ્વરૂપમા અત્ર હોય છે. એને લઇને પ્રાણી તદ્દન મુંઝાઈ જાય છે અને સંસારને વળગી રહે છે.

૨ **'મહત્તમ'** આ શબ્દ મૂળમા વાપર્યો છે. એનો અર્થ મોટો અધિકારી અથવા અન્યપર શાસન ચલાવનાર એવો થાય છે. Lord of asamvyavahara એ ભાવ એનો છે.

૩ જેમ સેનાપતિની બદલી થાય છે, સરસુબો–વાઈસરોય બદલાય છે તેમ આ લોકોનુ થતું નથી. તેઓ હમેશને માટે નીમાયલા છે.

૪ સોયના અગ્ર ભાગ જેટલી જગ્યામાં અનંત જીવો હોય છે તે અરસપરસ એક બીજામાં કેવી રીતે મળી જતા હશે તેનો ખ્યાલ કરવો. વધારે સ્પષ્ટ સમજવું હોય તો **'નિગોદ ષટ્ત્રિંશિકા'** પ્રકરણ વાંચી જવું. નિગોદ સબંધી ઉપયોગી હકીકતપરનો ઉલ્લેખ આ પ્રસ્તાવને અંતે આપેલ પરિશિષ્ટ નં. ૨ મા જુઓ.

૫ નિગોદના જીવો તીવ્ર અજ્ઞાન અને મોહમાં મસ્ત હોવાથી તેઓના સબંધમાં અત્રે જે સ્થિતિ વર્ણવી છે તે બરાબર બંધબેસતી છે.

તત્પરિણતિની જાહેરાત.

એક દિવસ સદરહુ તીવ્રમોહોદય સભા ભરીને બેઠેલા છે અને તેની બાજુમાં જરા ખસીને અત્યંતઅબોધ સેના પતિ બેઠા છે તેવામાં [1]તત્પરિણુતિ નામની પ્રતિહારી સભામંડપમાં દાખલ થઇ; તે સમુદ્રના તરંગની પેઠે મોતીઓના[2] સમૂહને ધારણ કરનારી હતી ચોમાસાના સમયની લક્ષ્મીની પેઠે તે સમુન્નતપયોધરા[3] હતી,[4] મલયાચલ પર્વતની મેખલાની પેઠે ચંદનની ગંધને[5] ધારણ કરનારી હતી, અને વસંતઋતુની લક્ષ્મીની પેઠે સુંદર પત્ર,[6] તિલક[7] અને આભરણોવડે તે શોભતી હતી. તેણે જમીન સુધી પોતાના હાથ પગ અને મસ્તક નમાવી પ્રણામ કર્યા અને પછી હાથ જોડીને વિજ્ઞપ્તિ કરી. "દેવ! આપણા સારી કીર્તિવાળા મહારાજા શ્રી કર્મપરિણામ તરફથી તન્નિયોગ[8] નામનો દૂત આપની પાસે આવ્યો છે અને આપ-

---

૧ **તત્પરિણુતિ** એટલે તથાપ્રકારની વૃત્તિ. મોહનીય કર્મના ક્ષયોપશમથી વૃત્તિપર અંકુશ આવતો જાય છે. અબોધ જરા બાજુપર ખસી જાય ત્યારેજ વૃત્તિમાં સહજ પણ સુધારો થવો સભવે છે.

૨ સમુદ્રના તરંગ જેમ મોતીથી ભરેલી છીપોને વહન કરે છે તેમ આ પ્રતિહારીએ પોતાના અગપર અલકાર તરીકે મોતીની માળાઓ પહેરી હતી.

૩ **ચોમાસાની લક્ષ્મી** જેમ (૧) સમુન્નત (ઊંચે ચઢેલા) પયોધરા (પયઃ એટલે પાણી-જળ, તેને ધારણ કરનાર વાદળાવાળી) હોય તેમ તે પ્રતિહારી પણ (૨) સમુન્નત (ઊંચા વધેલા-હૃષ્ટપુષ્ટ) પયોધર (સ્તન)ને ધારણ કરનારી હતી. **પયોધર** શબ્દ અહીં શ્લેષ છે

૪ **મલયાચલ** પર્વતપર ચદનનાં વૃક્ષો ઘણાં હોય છે. સંસ્કૃત કવિઓ તેને ચંદનની ગંધને ધારણ કરનાર અને ફેલાવનાર તરીકે વર્ણવે છે. **મેખલા** એટલે ખાંચો પડેલી બાજુ.

૫ **મલયાચલની મેખલા:** (બાજુ) (૧) ચંદનની ગંધ ફેલાવે તેમ આ પ્રતિહારી પણ (૨) પોતાના શરીરે લગાડેલા ચંદનની ગધ ચોતરફ ફેલાવતી હતી.

૬ **પત્ર:** (૧) વસંતશ્રી પક્ષે પાંદડાં અને (૨) પ્રતિહારી પક્ષે શરીરપર ચિત્રેલી પત્રાકૃતિ. વસતઋતુ સુંદર પાંદડાં ધારણ કરે છે, તે સ્ત્રી સુંદર પત્રવલ્લી ધારણ કરે છે, વધારે ખુબસુરત દેખાવા માટે સ્તનાદિ પર પત્રનાં ચિત્રો કાઢવાનો રિવાજ અગાઉ ઘણો હતો એમ જણાય છે.

૭ **તિલક:** (૧) વસંતશ્રી પક્ષે સુદર પુષ્પવાળુ એક જાતનું ઝાડ (૨) પ્રતિહારી પક્ષે કપાળમાં ચાંદલો. આ શ્લેષનો અર્થ સ્પષ્ટ છે.

૮ **તન્નિયોગ:** આ દૂતનુ કાર્ય બહુ મોટું નથી. તન્નિયોગ એટલે કર્મ અને કાળપરિણતિનો સંબંધ (નિયોગ) કરાવી આપી જીવને તેના યોગ્ય સ્થાનપર લઇ આવે તે. એ માત્ર દૂતકાર્ય કરે છે.

સાહેબનાં દર્શન કરવાની ઇચ્છા રાખે છે. આપશ્રીના હુકમની રાહ જોતો હાલ તે બહાર પ્રતિહારભૂમિમાં ઉભો રહ્યો છે. આપનો એના સંબંધમાં જેવો હુકમ." પ્રતિહારીનાં આવાં વચન સાંભળીને તીવ્રમોહોદયે અત્યંતઅબોધ તરફ નજર કરી, એટલે તેણે પ્રતિહારીને હુકમ કર્યો "તું જલદી તેને પ્રવેશ કરાવ." પ્રતિહારીએ હુકમ માથે ચઢાવીને તન્નિયોગ દૂતને તુરતઃરાજસભામાં પ્રવેશ કરાવ્યો.

### લોકસ્થિતિની સંપૂર્ણ વિચારણા.

તન્નિયોગ દૂતે પોતાની મર્યાદા પ્રમાણે સુબાને અને સેનાપતિને પ્રણામ કર્યા. તે વખતે તેઓએ દૂતનો આદરસત્કાર કર્યો અને બેસવા માટે તેને આસન આપ્યું. એટલે ફરીને પોતાને ઉચિત પ્રણામ કરીને તે દૂત આસનપર બેઠો. ત્યારપછી સરસુબા તીવ્રમોહોદયે પોતાનું આસન છોડી દઇ ઉભા થઈ જોડેલા હાથ કપાળે લગાડી કહ્યું "મહારાજા, પટરાણી અને આપણું બાકીનું આખું મંડળ ક્ષેમકુશળ છે ?"

તન્નિયોગ—"હાજી, સર્વ બહુ મજામાં છે."

તીવ્રમોહોદય—"તમને અત્રે મોકલીને મહારાજાસાહેબે અમને આજે યાદ કર્યા તેથી ખરેખર મહારાજાસાહેબની અમારા પર મહેરબાની થઇ છે. હવે તમારા આગમનનું કારણ શું છે ? તે જણાવો."

તન્નિયોગ—"કર્મપરિણામ મહારાજાશ્રીને તમારાથી વિશેષ કૃપાનું પાત્ર બીજું કોણ છે ? મારૂં અહીં આવવાનું કારણ આપને હવે કહું છું તે સાંભળો. આપના ધ્યાનમાં સારી રીતે હશે જ કે આપણા નામદાર મહારાજા કર્મપરિણામની મોટી બહેન લોકસ્થિતિ[1] નામની છે જે બહુમાનને પાત્ર છે, સર્વ અવસરો ઉપર પૂછવાનું ઠેકાણું છે, બહુ મોટી શકિતવાળી છે અને એવી જબરી છે કે તેનું વાકય કદિપણ ઓળંગી શકાય નહિ. પોતાની બહેન ઉપર પ્રસન્ન થઇને મહારાજાશ્રીએ તેને સર્વ કાળને માટે એ અધિકાર આપ્યો છે અને એવા જવાબદાર અધિ-

---

૧ **લોકસ્થિતિ:** આ વિશ્વમાં અમુક કાર્યો અમુક ચોક્કસ નિયમને અનુસરીનેજ ચાલે છે એવા અનિવારણીય નિયમને રૂપક આપ્યુ છે. Invariable low of Nature.

એક ઉત્સર્પિણીમાં ચક્રવર્તી બારજ થાય કે તીર્થંકર ચોવીશજ થાય એવી વ્યવસ્થા આ નિયમથી ચાલે છે. આગળ હકીકત વાંચતાં આ હકીકત વધારે સ્ફુટ થશે.

લોકસ્થિતિની જવાબદારી.

કાર પર તેની કાયમને માટે નીમણુક કરેલી હોવાથી તે લોકસ્થિતિનું જોર વધારે રહે છે. તેને એ અધિકાર આપ્યો ત્યારે આ પ્રમાણે કહેવામાં આવ્યું હતું કે–' બહેન ! આપણો સદા શત્રુવટ ધરાવનારો કોઇ પણ રીતે ઉખેડી ન શકાય તેવો સદાગમ નામનો મોટો દુશ્મન છે. એ વચ્ચે વચ્ચે જ્યારે જ્યારે ફાવે છે ત્યારે ત્યારે આપણા લશ્કરને હઠાવી દઇ તેનો પરાભવ કરે છે અને આપણા રાજ્યમાં દાખલ થઇ કેટલાક લોકોને તેમાંથી બહાર કાઢી મૂકે છે અને આપણાથી તદ્દન અગમ્ય, આપણને જ્યાં પ્રવેશ કરવાનો અધિકાર કે સત્તા પણ નથી એવી નિર્વૃતિ નગરીમાં મોકલી દે છે. આમ જો લાંબો કાળ ચાલે તો તો આપણી વસ્તી ઘટી જાય અને જ્યાં ત્યાં આપણો અપયશ બોલાય, એ વાત તો કોઇપણ રીતે સારી ગણાય નહિ, માટે બહેન ! લોકસ્થિતિ ! તારે આ પ્રમાણે ગોઠવણ રાખવી. ગમે તેમ કરીને મારૂં સ્વરૂપ તો ફેરફાર વગરનું જ રહેવું જોઇએ, તેટલા માટે તારે અસંવ્યવહાર નગરનું સારી રીતે રક્ષણ કરવું, અને જેટલા પ્રાણીઓને પેલો સદાગમ અહીંથી છોડાવે અને મારા રાજ્યમાંથી બહાર પેલી નિર્વૃતિ નગરીમાં મોકલી આપે તેટલા પ્રાણીઓને તારે અસંવ્યવહાર નગરમાંથી લાવીને મારી સત્તા ચાલે તેવા સ્થાનમાં મૂકી આપવા.[1] આ પ્રમાણે કરવાથી સર્વ સ્થાનોમાં જીવો ઘણા મોટા પ્રમાણમાં છે તેમજ રહ્યા કરશે અને તેમ કરવાથી સદાગમે અમુક પ્રાણીઓને છોડાવ્યા એની વાત પણ કોઇ જાણી શકશે નહિ અને કોઇને એ વાત સંભારવાનુ કારણ પણ રહેશે નહિ. વળી વધારે અગત્યની બાબત તો એ છે કે એ પ્રમાણે લોકોની ( વસ્તીની ) સંખ્યામાં ઘટાડો ન થવાથી આપણી આબરૂને પણ જરાએ કલંક લાગશે નહિ.' લોકસ્થિતિની પાસે જ્યારે કર્મપરિણામ મહારાજાએ આ પ્રમાણે વાત કરી હતી ત્યારે તેણે પણ 'મોટી કૃપા' એમ કહી એ પ્રમાણે કરવાનો અધિકાર અંગીકાર કર્યો હતો. હું પોતે પણ જો કે મહારાજાધિરાજ કર્મપરિણામનો નોકર છું તોપણ વિશેષે કરીને તો [2]લોકસ્થિતિનાજ

---

૧ **નિયમ** એવો છે કે જેટલા પ્રાણીઓ મોક્ષે જાય છે તેટલી સંખ્યામાં અવ્યવહાર નિગોદમાંથી નીકળીને વ્યવહારી થાય છે, અને નિગોદમાં તો અનંતા જીવો હોવાથી ત્યાં કાઇ ઓછાશ જણાતી નથી. પરિણામે સર્વ ગતિમાં જીવસંખ્યામાં વધારો કે ઘટાડો થતો નથી. આ પ્રમાણે **લોકસ્થિતિ** ચાલ્યા કરે છે.

૨ મતલબ એ છે કે ઉપર જણાવ્યુ તેમ સંસારઘટનાજ, એવા પ્રકારની ચાલે છે કે જ્યારે અમુક જીવો મોક્ષે જાય છે ત્યારે તેટલાજ જીવો લોકસ્થિતિના નિયમ પ્રમાણે નિયોગબળે અવ્યવહાર રાશિમાંથી બહાર નીકળી આવે છે: એવા પ્રકારનો નિયોગ કરી આપનાર–સંબંધ જોડી આપનાર લોકસ્થિતિ છે.

તાબામાં છું અને તેટલા માટેજ હું તન્નિયોગના નામથી ઓળખાઉં છું. હવે હાલમાંજ પેલા સદાગમે કેટલાક જીવોને છોડાવ્યા છે.[૧] આ પ્રમાણે બનવાથી ભગવતી લોકસ્થિતિએ તેટલા જીવોને અહીંથી લઇ જવા માટે મને તમારી પાસે મોકલ્યો છે. આ હકીકત આપ સાહેબે સાંભળી, હવે યોગ્ય લાગે તે પ્રમાણે હુકમ ફરમાવો."

'જેવી લોકસ્થિતિની આજ્ઞા!' એ પ્રમાણે બોલીને સરસુબાએ અને સેનાપતિએ જણાવ્યું કે દેવીએ જે આજ્ઞા કરી છે તે પાળવાને અમે તૈયાર છીએ.

**તીવ્રમોહોદય**—"ભદ્ર તન્નિયોગ! તું અમારી સાથે ચાલ, આ અસંવ્યવહાર નગર કેટલું વિશાળ છે તે તને બતાવીએ. પછી તું પાછો જા ત્યારે તેં જે સર્વ જોયું હોય તે મહારાજાધિરાજને જણાવજે, જેથી તેઓ સાહેબને લોકો ઓછા થઇ જવાની ચિંતા કોઇ પણ કાળે રહેશેજ નહિ."

**તન્નિયોગ**—'ચાલો સાહેબ! જેવી આપની આજ્ઞા.'

### અસંવ્યવહાર નગરદર્શન.

એમ કહીને તન્નિયોગ ઉભો થયો અને તે જ વખતે તે ત્રણે જણાઓ અસંવ્યવહાર નગર જોવાને ચાલી નીકળ્યા. હાથ ઉંચા કરીને તીવ્રમોહોદયે ગોળક[૨] નામના મોટા મોટા પ્રસાદો–મહેલો બતાવ્યા. તે દરેક મહેલમાં નિગોદ[૩] નામના અસંખ્ય ઓરડાઓ બતાવ્યા. એ ઓરડાને વિદ્વાનો 'સાધારણ શરીર'[૪] એવું નામ પણ આપે છે. એ

૧ એટલે કેટલાક મનુષ્યો હાલ મોક્ષ ગયા છે. (મોક્ષમાર્ગ તો ચાલ્યાજ કરે છે, પણ **સંસારીજીવને** નીકળવાના અવસરનુ આ વર્ણન છે તે ધ્યાનમા રાખવુ.)

૨ નિગોદના જીવોના સ્થાન ગોળ આકારવાળા હોય છે અને તેનુ નામ **ગોળક** કહેવાય છે આ લોકમાં એવા અસખ્ય ગોળા હોય છે સોયના અગ્ર ભાગ પર અસખ્ય ગોળા રહી શકે છે. નિગોદના જીવોને એક ઇંદ્રિય (સ્પર્શ) હોય છે પાચે પ્રકારના સૂક્ષ્મ જીવો હોય છે. પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાઉકાય અને વનસ્પતિકાય, પણ અનત નિગોદ તે સૂક્ષ્મ વનસ્પતિકાયજ સમજવા. એ સૂક્ષ્મ જીવો ચૌદ રાજલોકમાં ઠાસી ઠાસીને ભરેલા છે અને મોક્ષમા અનન્ત જીવો ગયા કરે છે, પરતુ એક નિગોદનો અનતમો ભાગ પણ ખાલી થતો નથી. આથી ત્રણ કાળના સમય કરતાં જીવસખ્યા વિશેષ છે એમ જાણવુ. ગોળકના વર્ણન માટે જુઓ આ પ્રસ્તાવનુ પરિશિષ્ટ નં. ૨

૩ ઉપર કહ્યુ તેમ પ્રત્યેક ગોળકમા અસખ્ય **નિગોદ** હોય છે. મહેલમા ઓરડાઓ હોય તેમ ગોળકરૂપ મહેલમા નિગોદરૂપ ચોબારો.છે.

૪ **સાધારણ શરીર.** અનત જીવોને ધારણ કરનાર એક શરીર હોય તેને

ઓરડામાં રહેલ [1]અનંત જીવોને ત્યારપછી બતાવ્યા. આ બધી હકીકત જોઇને તન્નિયોગ દૂત તો આશ્ચર્યચકિત થઇ ગયો. પછી તીવ્રમોહોદયે પૂછયું 'ભાઇ! તેં આ નગર કેવડું મોટું છે તે જોયું?' જવાબમાં દૂત બોલ્યો 'હા સાહેબ! બહુ સારી રીતે જોયું.' પછી પોતાને હાથે તાળી વગાડીને ઊંચેથી હસતો હસતો તીવ્રમોહોદય બોલવા લાગ્યો "અરે ભાઈ! તું સદાગમની મૂખાઇ તો જો! તે તો કર્મપરિણામ મહારાજાના તાબામાં રહેલા હોય તે સર્વ જીવોને તેના તાબામાંથી મોક્ષમાં લઈ જવાની હોંશ રાખ્યા કરે છે, પણ એ બાપડા સદાગમને ખબર નથી કે એવા પ્રાણીઓ કેટલા છે? જો! આપણા આ અસંવ્યવહાર નગરમાં અસંખ્ય મહેલો (ગોળક-પ્રાસાદો) છે, દરેક મહેલમાં વળી અસંખ્ય અસંખ્ય ઓરડા છે અને એવા દરેકે દરેક ઓરડામાં અનંતા જીવો વસે છે. એ સદાગમને આપણા લોકોને અહીંથી ઉપાડી નિર્વૃતિમાં લઇ જવાનું વેન[2] અનાદિ કાળથી લાગ્યું છે, પણ આટલા બધા કાળથી એ મહેનત કરે છે ત્યારે માત્ર એક ઓરડામાં રહેતા લોકોનો અનંતમો ભાગ તે ઘસડી જઇ શકયો છે.[3] હવે આટલે કાળે એક ઓરડાનો પણ અનંતમો ભાગ જ એ ખાલી કરી શકયો છે ત્યારે મહારાજાધિરાજે લોકોની સંખ્યામાં ઘટાડો થવાની ચિંતા શામાટે રાખવી જોઇએ.?" તન્નિયોગ બોલ્યો 'આપ કહો છો તે હકીકત બરાબર છે અને મહારાજાસાહેબને પણ એ બાબતમાં આપને માટે પૂરતો વિશ્વાસ છે અને તેમના ખ્યાલમાં પણ એ હકીકત છે. વળી હું ત્યાં જઇને આપશ્રીએ કહેલી હકીકત તેઓશ્રીને જરૂર જણા-

સદાગમની મશ્કરી.

---

'સાધારણ શરીર' કહે છે. સાધારણ શરીર સૂક્ષ્મ અને બાદર બે પ્રકારના હોય છે. અત્ર વિવક્ષા સૂક્ષ્મની ચાલે છે.

૧ પ્રત્યેક નિગોદમા અનત જીવો હોય છે. અસખ્ય અને અનતનુ સ્વરૂપ ચોથા કર્મગ્રથથી અને લોકપ્રકાશથી વિચારી લેવુ.

૨ વેન: વાહીઆતપણુ, લત

૩ जइआइ होई पुच्छा, जिणाणमग्गंमि उत्तरं तईआ;

इक्कस्स निगोअस्स, अणंतभागो अ सिद्धिगओ. જૈન માર્ગમાં જ્યારે (આજસુધીમાં કેટલા જીવો મોક્ષે ગયા એમ) કોઈ પણ સવાલ પૂછે ત્યારે જવાબ એજ મળે કે '**એક નિગોદનો અનંતમો ભાગ મોક્ષે ગયો** છે.' અનતની સખ્યા એટલી મોટી છે કે અનતા જીવો મોક્ષ જાય, તેમા અનતા ભળે છતા એક નિગોદમા રહેલા જીવોનો અનતમો ભાગ જ તે થાય. નિગોદના જીવોની અનતની સખ્યા ઘણી મોટી છે.

વીશ, પણ મારે આપને એક બીજી પણ હકીકત કહેવાની છે અને તે એ છે કે મહાદેવી લોકસ્થિતિએ મને ખાસ આજ્ઞા કરી છે કે તેનો હુકમ અમલમાં મૂકવાને અંગે મારે જરા પણ વિલંબ ન કરવો. તેટલા માટે તેણે જે હુકમ કર્યો છે તે બાબત આપ જલ્દી અમલમાં મૂકવાનો ગોઠવણ કરો.'

આ પ્રમાણે વાતચિત કરીને દેવડી (બહારના દરવાજા) પાસે તીવ્રમોહોદય અને અત્યંતઅબોધ બેઠા, અને અંદર અંદર વિચાર કરવા લાગ્યા.

તીવ્રમોહોદય—'વારૂ! ત્યારે હવે અહીંથી બહાર મોકલવા યોગ્ય કયા જીવો છે?'

અત્યંતઅબોધ—"આર્ય! આ બાબતમાં આપણે બહુ વિચાર કરવાની શી જરૂર છે? આપણા નગરના સર્વ લોકોને આ હકીકત જાહેર કરો, એ બાબતનો પડહો વગડાવો, ડાંડી ટીપાવો, ઘોષણા કરાવો કે 'ભગવાન્ કર્મપરિણામ મહારાજાના હુકમથી કેટલાક લોકોને અત્રેથી તેમની રાજધાની તરફ જવાનું છે, માટે જેઓને ત્યાં જવાની હોંશ થાય તેઓ પોતાની મેળે તૈયાર થાઓ.' જે જગ્યાએ એ જીવોને જવાનું છે તે સ્થાન વધારે અનુકૂળ હોવાને લીધે અને હાલ જ્યાં તેઓ રહે છે ત્યાં તેઓ ભીડમાં સંકડાઇ ગયેલા હોવાને લીધે ઘણા લોકો ત્યાં જવાને પોતાની મેળે તૈયાર થઇ જશે. ત્યારપછી કેટલા માણસોને ત્યાં લઇ જવાના છે તેની સંખ્યા તન્નિયોગને ખાસ પૂછીને એ પ્રાણીઓમાંથી જેઓ આપણને પસંદ આવશે તેવાને તન્નિયોગે બતાવેલી સંખ્યા જેટલા ત્યાં મોકલી આપશું."

તીવ્રમોહોદય—"ભાઈ! તું [1]પોતે પહેરેલી કે પહેરવાની વસ્તુઓની વહેંચણ પણ જાણતો નથી. આ લોકોએ બીજું સ્થાન જ જોયું નથી તેથી તેવા સ્થાનનું સ્વરૂપ તેઓ જાણતા નથી, તો પછી ત્યાં અનુકૂળતા પ્રતિકૂળતા શી છે તે તો તેઓ ક્યાંથી જ જાણે? અનાદિ કાળથી તેઓ અહીં વસે છે અને અહીં વસવામાં તેઓને મજા આવે છે. વળી અનાદિ કાળથી તેઓને અરસ્પરસ સ્નેહ પણ એવો જામી ગયો છે કે એક બીજાના વિયોગ તેઓ ઇચ્છતા નથી. જો, ભાઇ!

અબોધનો અબોધ.

---

૧ તું જાતે અબોધ એટલે પોતે પહેરેલાં કપડાં ઘરેણાની વહેંચણ (ગોઠવણ) પણ જાણતો નથી, અમુક કપડું ક્યાં પહેરાય, બંધબેસતું છે કે નહિ, અમુક ઘરેણું શા ઉપયોગનું છે—તેની ગોઠવણ તો સમજુ માણસ જાણે. તું તો તારા ઘરના માણસની વ્યવસ્થા પણ જાણતો નથી.

એકજ ઓરડામાં[1] જે લોકો સાથે વસે છે તેઓ અરસ્પરસ અત્યંત પ્રેમ દર્શાવતા સાથે શ્વાસ લે છે, સાથે શ્વાસ પાછો મૂકે છે, સાથે આહાર લે છે, સાથે નિહાર કરે છે, એક મરણ પામે છે એટલે બીજા તેના લગભગ સર્વ સ્નેહીઓ સાથે મરણ પામે છે, એક જીવે છે ત્યારે બીજા સર્વ જીવે છે[2]–આ પ્રમાણે તેઓ અન્ય સ્થાનના ગુણ નહિ જાણતા હોવાને લીધે અને એક બીજા સાથે સ્નેહથી જોડાયલા હોવાને લીધે પોતાની મેળે તેઓ એ બાબતમાં (બીજી જગ્યાએ જવાની બાબતમાં) કેવી રીતે પ્રવૃત્તિ કરશે? માટે અહીંથી ત્યાં મોકલવા યોગ્ય લોકો કયા છે તે જાણવાનો બીજો કોઈ ઉપાય શોધી કાઢો."

આ પ્રમાણે હકીકત સાંભળીને અત્યંતઅબોધ હવે શું કરવું તે સંબંધી વિચારમાં પડી ગયો.

## ભવિતવ્યતા.

સંસારીજીવ અગૃહીતસંકેતાને ઉદ્દેશીને પોતાની હકીકત આગળ ચલાવતાં કહે છે કે–બહેન અગૃહીતસંકેતા! મારે ભવિતવ્યતા[3] નામની એક સ્ત્રી છે. વાસ્તવિક રીતે એ સ્ત્રી નથી, પણ સાડી પહેરનાર મોટો સૈનિક છે. તેથી હું તો નામ માત્ર તેનો પતિ–ભરતાર છું. ખરેખરી હકીકત જો પૂછો તો મારા ઘરની અને સર્વ લોકોનાં ઘરોની સર્વ પ્રકારની કર્તવ્યતાનું તંત્ર તે એકલી ચલાવે છે. તેનામાં એવી અદ્ભુત શક્તિ હોવાને લીધે તે પોતાના બીજા સંબંધી પુરૂષકાર[4] વિગે-

---

૧ એક નિગોદમાં.

૨ જો કે એક સાથે તો એક નિગોદનો અસંખ્યાતમો ભાગ મરે છે, પણ તે અનંતા હોય છે તેથી સર્વ કહ્યા છે.

૩ **ભવિતવ્યતા.** કોઈ પણ કાર્ય થવા માટે પાંચ કારણો એકઠાં થવાની જરૂર પડે છે, એ પાંચેને સમવાયી કારણ કહેવામાં આવે છે. (૧) પુરૂષાર્થ–ઉદ્યોગ. (૨) કર્મ–કર્મ એ કાર્ય સિદ્ધ થાય તે પ્રકારનું અનુકૂળ હોવું જોઇએ. (૩) કાળ કર્મ તે વખતે પરિપક્વ દશાને પામેલ હોવું જોઈએ. (૪) સ્વભાવ. વસ્તુધર્મની અનુકૂળતા હોવી જોઇએ. (૫) ભવિતવ્યતા: અવશ્ય ભાવીનું એ રૂપક છે. એનું વર્ણન ગ્રંથકર્ત્તાએ બહુ વિસ્તારથી મૂળ ગ્રંથમાં આપ્યું છે. આ પાંચ સમવાયી કારણોથી એક પણ ગેરહાજર હોય ત્યાંસુધી કોઈ પણ કામ બની શકતું નથી.

૪ **પુરૂષકાર**–પાંચ સમવાયી કારણમાંનું આ એક સમવાયી કારણ છે. ઉદ્યોગ, પ્રયાસ, પુરૂષાર્થના નામથી તે પ્રસિદ્ધ છે. ભવિતવ્યતા એની દરકાર કરતી નથી એ ખરૂં, પણ એના વગર પણ કામ થઇ શકતું નથી એ ધ્યાનમાં રાખવું. પાંચે કારણો **એકસરખાં** ઉપયોગી અને જરૂરનાં છે. માત્ર કાર્યપરત્વે ગૌણતા મુખ્યતા થતી દેખાય છે.

રેની મદદની દરકાર પણ કરતી નથી, અમુક ભાવ પુરુષને (પોતાના ભરતારને) અનુકૂળ છે કે પ્રતિકૂળ છે તેનો વિચાર કરતી નથી, અવસર જોતી નથી, પ્રાણીને માથે બીજી આપત્તિઓ આવી પડેલી હોય છે તેની ગણના કરતી નથી; બુદ્ધિના વૈભવમાં કોઇ બૃહસ્પતિ જેવો હોય તે પણ તેને રોકી શકતો નથી, તેનું નિવારણ કરી શકતો નથી; પરાક્રમની બાબતમાં સર્વ દેવોનો રાજા ઇંદ્ર પણ તેને સ્ખલના કરી શકતો નથી અને યોગીઓ પણ તેની સામે થવાનો ઉપાય મેળવી શકતા નથી; તદ્દન ન બની શકે તેવી બાબત લાગતી હોય તેને પણ તે મહાદેવી પોતાના હાથની રમત હોય તેવી રીતે એક સપાટામાં ગ્રહણ કરીને શક્ય બનાવે છે, સર્વ લોકોમાંથી જે પ્રાણીનું પ્રયોજન જ્યારે, જ્યાં, જેવી રીતે અને જ્યાંસુધી કરવાનું હોય છે તેને લક્ષ્યમાં લઇ, વિચારી તે પ્રત્યેક પ્રયોજનને તે તે પ્રાણીના સંબંધમાં તે વખતે, તે જગ્યાએ, તે પ્રકારે અને ત્યાંસુધી અમલમાં મૂકે છે અને તેમ કરવામાં ત્રણ લોકથી પણ તેનું નિવારણ થઇ શકતું નથી: મતલબ કે અમુક કાર્ય અમુક પ્રાણીના સંબંધમાં કયારે કરવું, કેટલા વખત સુધી કરવું, કઇ જગ્યાપર કરવું, કોના સંબંધમાં રાખીને કરવું અને કેવી રીતે કરવું એ સર્વ બાબતની ચાવી મારી પત્ની ભવિતવ્યતાના હાથમાં છે અને તેને કોઇ અટકાવી શકતું નથી, કારણ કે દેવતાના અધિપતિ ઇંદ્ર કે મનુષ્યોના મોટા રાજા ચક્રવર્તીને પણ કહેવામાં આવે કે 'તમારે ભવિતવ્યતા અનુકૂળ છે' ત્યારે તેઓ પણ હૃદયમાં રાજી થાય છે, મુખપર પ્રસન્નતા દર્શાવે છે, આંખો વિકસ્વર કરે છે, એ પ્રમાણે કહેનારને ઇનામ આપે છે, પોતાની જાતને મોટી માને છે, મહોત્સવ કરાવે છે, આનંદદુંદુભિ વગડાવે છે, પોતાનું કૃતકૃત્યપણું વિચારે છે અને પોતાનો જન્મ સફળ માને છે; જ્યારે ઇંદ્ર અને ચક્રવર્તીને આ પ્રમાણે થાય છે તો પછી બીજા સામાન્ય લોકોની વાત તો શી કરવી? જ્યારે એ જ ઇંદ્ર કે ચક્રીને કહેવામાં આવે કે 'તમારા ઉપર અત્યારે ભવિતવ્યતા અનુકૂળ નથી' ત્યારે તેઓ ભયથી થરથર ધ્રૂજવા મંડી જાય છે, દીનતા બતાવે છે, ક્ષણવારમાં મુખ શ્યામ કરી નાખે છે, આંખો મીંચી જાય છે, કહેનારના ઉપર ગુસ્સે થઇ જાય છે, ચિંતાથી ઉંડા વિચારમાં પડી જાય છે, ફીકરથી સૂકાઇ જાય છે, બહુ શોકમાં પડી જઇ પોતાનાં કર્તવ્યો પણ ચૂકી જાય છે અને તેને પ્રસન્ન કરવા માટે કયા ઉપાયો યોજવા તેનો વિચાર કરવા મંડી જાય છે; ટુંકામાં કહીએ તો તે ભગવતી (ભવિતવ્યતા) રૂઠી હોય ત્યારે જરા વાર પણ ચિત્તની શાંતિ તેઓને મળતી નથી અને કઇ રીતે તે સીધી થાય એ બાબતનો ઉદ્વેગ

વારંવાર મનમાં કર્યા કરે છે. જ્યારે ઇંદ્ર અને ચક્રીની આવા પ્રકારની દશા થાય છે તો પછી સામાન્ય પ્રાણીઓના સંબંધમાં તો શી વાત કરવી ? તે દેવી પણ એવી સખ્ત છે કે તેને પોતાને ગમે તે જ કરે છે, બીજો કોઇ પ્રાણી તેની પ્રાર્થના કરે, તેની પાસે રડવા બેસે કે તેને રીઝવવાના ઉપાયો કરે તે કોઇની તે દરકાર કરતી નથી. હું પોતે પણ તેનાથી એટલો બધો ભય ધરાવું છું કે તે દેવી યથેચ્છપણે જે કરે તે બહુ સારૂં છે એમ મારે માનવું પડે છે અને જો કે હું તેનો પતિ છું તોપણ જાણે તેનો નોકર હોઉં તેવી રીતે 'જય દેવી, જય દેવી' એમ બોલતો બોલતો તેની પાસે બેસું છું. તે દેવીનું વિશેષ સ્વરૂપ આ પ્રમાણે [1]છે:-

ભવિતવ્યતાનો આકરો દોર.

તે મારી ભાર્યા ભવિતવ્યતા સર્વત્ર ઉદ્યોગમાં મચી રહેલી છે, અમુક ભુવનના લોકોને અમુક અમુક વસ્તુઓ ઉચિત છે અને અમુક અમુક વસ્તુઓ ઉચિત નથી તે સર્વ તે જાણે છે, જે પ્રાણીઓ ઉંઘી ગયા હોય તેના સંબંધમાં પણ તે જાગતી રહે છે, તે સર્વ પ્રાણી અને વસ્તુઓનું પ્રથક્કરણ કરી આપે છે, જાણે કે મદોન્મત્ત ગંધહસ્તિની[2] હોય તેમ તે આ આખી દુનિયાપર જરા પણ આકૂળતા વગર વિચરે છે અને કોઇથી જરા પણ બીતી નથી. કર્મપરિણામ મહારાજા પણ તેને બહુમાન આપે છે, તેની પૂજા કરે છે, કારણકે જરૂર પડ્યે કાંઇ કામ હોય ત્યારે તે મહારાજાને પણ તેને અનુસરવું પડે છે, તેને અનુકૂળ કરવી પડે છે. આ ઉપરાંત બીજા પણ મહાત્માઓ પોતાનું કામ કરવાની ઇચ્છા રાખતા હોય છે ત્યારે તે ભવિતવ્યતાને અનુકૂળ થઇને કરે છે. આટલા માટે કહેવાય છે કે:—

**बुद्धिरुत्पद्यते तादृग् व्यवसायश्च तादृशः,**
**सहायास्तादृशाश्चैव यादृशी भवितव्यता।**

જેવી ભવિતવ્યતા હોય છે તેવીજ બુદ્ધિ ઉત્પન્ન થાય છે, કામ પણ તેવુંજ સુઝે છે અને મદદ પણ તેવાજ પ્રકારની મળે છે.

સંસારીજીવ અગૃહીતસંકેતાને કહે છે-મારી રાણી ભવિતવ્યતામાં આટલા ગુણો છે, એ સર્વ હકીકત અત્યંતઅબોધ સેનાપતિ સારી રીતે જાણતો હતો.

---

૧ સંસારીજીવ અગૃહીતસંકેતા પાસે પોતાની સ્ત્રીનું સ્વરૂપ વર્ણવે છે.
૨ ઉત્તમ જાતિની હાથણી.

ભવિતવ્યતા સાથે વાતચિત.
સંસારીજીવને મોકલવાનો નિર્ણય.
એકાક્ષનિવાસ નગર તરફ ચલન.

હવે ઉપર જણાવ્યું તે પ્રમાણે અત્યંતઅબોધ સેનાપતિ પોતાના મનમાં વિચાર કરતો હતો તે વખતે તેના મનમાં તરંગ ઉઠ્યો કે 'અહો ! આ બાબતનો ઉપાય તો બહુ સારો છે, ત્યારે શામાટે ચિંતા કરીને હું મારી જાતને આકૂળવ્યાકૂળ કરૂં છું ? એ ભવિતવ્યતા જે સંસારીજીવની પત્ની છે તે કયા કયા જીવો અહીંથી બહાર મોકલવા યોગ્ય છે તેનું સ્વરૂપ બહુ સારી રીતે જાણે છે, માટે તેને બોલાવીને તેની પાસેથીજ આ બાબતમાં ખુલાસો મેળવવો યોગ્ય છે.'

ભવિતવ્યતા સાથે અભિપ્રાયમિલન.

આવા વિચારો અત્યંતઅબોધના મનમાં આવ્યા તે સર્વ તેણે તીવ્રમોહોદય સુબાને જણાવ્યા. તેને પણ આ વાત બહુ સારી લાગી એટલે ભવિતવ્યતાને બોલાવી પૂછવાની બાબતમાં તેણે સંમતિ આપી. તે વખતે એક પુરુષને તેઓએ ભવિતવ્યતાને બોલાવી લાવવા માટે મોકલી આપ્યો, જે ભવિતવ્યતાને સાથે લઇને તુરત પાછો આવ્યો. ભવિતવ્યતા ત્યાં આવી પહોંચી એટલે પ્રતિહારીએ તેને અંદર પ્રવેશ કરાવ્યો. તે વખતે એક તો આ ભવિતવ્યતા દેવી જબરા પ્રભાવવાળી હતી અને બીજું સામાન્ય રીતે સર્વ સ્ત્રીઓ દેવીઓ ગણાય તેથી એ પ્રમાણે વિચાર કરીને સરસુબા અને સેનાપતિએ વચનવડે એ મહાદેવીને[1] પાયનમન (પાયલાગણ-પગે પડવું) કર્યું. મહાદેવી ભવિતવ્યતાએ પણ તેઓને આશીર્વાદ આપીને પ્રસન્ન કર્યા. તેઓએ ભવિતવ્યતાને બેસવાનું આસન આપ્યું, તેના ઉપર તે મહાદેવી બેઠા. પછી તીવ્રમોહોદય સરસુબાએ અત્યંતઅબોધ સેનાધિપતિ તરફ નજર કરી વાત શરૂ કરવાની સંજ્ઞારૂપ ઇસારો કર્યો, એટલે તન્નિયોગ દૂત મહારાજા કર્મપરિણામ તરફથી આવ્યો છે વિગેરે હકીકત કહેવાની શરૂઆત સેનાપતિએ કરવા માંડી. આ હકીકત સાંભળતાંજ ભવિતવ્યતા હસી પડી.

અત્યંતઅબોધ—"ભદ્રે ! આ શું ? તમે કેમ હસ્યા ?"

ભવિતવ્યતા—"કાંઇ નહિ."

---

૧ પોતાની કૈયતના એક માણસની સ્ત્રીને નમસ્કાર કર્યો એ જરા વિચિત્ર લાગશે, પણ ભવિતવ્યતા એવી બળવાન્ છે કે તે સર્વને પોતાની પાસે નમાવે છે.

અત્યંતઅબોધ—" ત્યારે આમ કવખતે હસવાનું કારણ શું ? "

ભવિતવ્યતા—" એટલાજ માટે કે તમે જે વાત કરી તેમાં કાંઇ દમ જેવું નથી. "

અત્યંતઅબોધ—" તે કેવી રીતે ? "

ભવિતવ્યતા—" ખરેખર, આ બાબત તમે મને કહો છો તેથી જણાય છે કે તમે ખરેખરા અત્યંત અબોધ જ છો ( તમે તદ્દન અજ્ઞાન અવસ્થામાંજ છો), તમારૂં નામ ખરેખરૂં છે, કેમકે નામ પ્રમાણે તમારામાં ગુણો જણાય છે. આવી બાબતમાં મારો ઉદ્યોગ-પ્રયાસ ચાલુ છે, અનંતકાળમાં થનારા સર્વ ભાવો પણ હું જાણું છું તો પછી વર્તમાન કાળમાં બનતા બનાવો મારા લક્ષ્યમાં હોય તેમાં શી નવાઇ છે ? આ પ્રમાણે હકીકત હોવાથી તમારે મને અહીં બોલાવીને કહેવાનું કાંઇ કામ નહોતું, એમ જાણીને એ બાબતમાં કાંઇ દમ જેવું નથી એમ મેં કહ્યું. "

અત્યંતઅબોધ—" વાત ખરી છે. તમને સવાલ કરતી વખતે તમારૂં આટલું બધું માહાત્મ્ય છે એ વાત હું વિસરી ગયો. આ મારો એક અપરાધ આપ ખમજો, માફ કરજો. હવે જે લોકો અહીંથી આગળ મોકલવા યોગ્ય હોય તેને તમે મોકલી આપો. અમારે હવે એ બાબતમાં કાંઇપણ પ્રયાસ કરવાની જરૂર નથી. "

ભવિતવ્યતા—" આ એક તો મારો પતિ સંસારીજીવ મોકલવા યોગ્ય છે અને બીજા આ તેની જાતિવાળા જીવો મોકલવા યોગ્ય છે. " ( આમ કહીને આંગળીવડે બીજા મોકલવા યોગ્ય જીવોને દેવીએ બતાવ્યા. )

અત્યંતઅબોધ—" એ હકીકત તમે સારી રીતે જાણો છો તેથી અમારે તેમાં બોલવાની શી જરૂર છે ? "





# પ્રકરણ ૮ મું.

## એકાક્ષનિવાસ નગરે.



ભવિતવ્યતા અત્યંતઅબોધ અને તીવ્રમોહોદય પાસેથી નીકળી અને મારી પાસે આવી.[1] મને સર્વ હકીકત કહી સંભળાવી. મેં જવાબમાં માત્ર 'જેવી મહાદેવીની ઈચ્છા' એ પ્રમાણેજ કહ્યું. એટલે પછી જેટલી સંખ્યામાં જીવોને લઇ જવાને માટે તન્નિયોગ સંદેશો લઇ આવ્યો હતો તેટલી સંખ્યામાં મને અને મારી જેવા બીજા જીવોને ત્યાંથી ચલાવવામાં આવ્યા. તે વખતે ભવિતવ્યતાએ સુબેદાર અને સેનાપતિને કહ્યું "મારે અને તમારે આની સાથે જવું પડશે. સ્ત્રીને પતિ દેવસમાન છે તેથી મારે તો તેનાથી કદિ છૂટા (વિયુક્ત) રહેવાયજ નહિ. વળી તમને ખાસ જાગીર તરીકે આપેલું એકાક્ષનિવાસ[2] નામનું નગર છે, ત્યાં આ લોકોને પ્રથમ જવાનું છે અને એ નગર તમારા તાબાનું હોવાથી તમારે ત્યાં આ લોકોની સાથે રહી તેઓની રક્ષા કરવી-તેઓની ચોકી કરવી એ તમારૂં કામ છે." મહાદેવીની આવી આજ્ઞા સુબેદાર અને સેનાપતિએ માથા પર ચઢાવી. ત્યારપછી ત્યાંથી ચાલી અમે સર્વે એકાક્ષનિવાસ નગરમાં આવી પહોંચ્યા.

પતિને પ્રયાણ કરવાની આજ્ઞા.

### પ્રથમ પાડો-વનસ્પતિ.

એ એકાક્ષનિવાસ નગરમાં પાંચ મોટા [3]પાડાઓ છે. આ પાંચમાંનો એક પાડો પોતાની આંગળીવડે બતાવતાં તીવ્રમોહોદયે કહ્યું "ભદ્ર સંસારીજીવ! તું આ પાડામાં રહે. આ મોહોલ્લો આપણા અસંવ્યવહાર નગરને ઘણો મળતો આવે છે તેથી અહીં રહેવામાં તને બહુ આનંદ

એકાક્ષનિવાસના પાંચ મોહોલ્લાઓ.

---

૧ આ પ્રમાણે સંસારીજીવ-અગૃહીતસંકેતાને ઉદ્દેશીને સદાગમ સમક્ષ વાત કરે છે.

૨ એક 'અક્ષ' એટલે એક ઇંદ્રિય. પાંચમાંથી પહેલી સ્પર્શેદ્રિય એક ઇંદ્રિયવાળા જીવોને આ એકાક્ષનિવાસ નગરમાં રહેલા વર્ણવ્યા છે

૩ વિભાગ. મોહોલ્લો. Ward.

આવશે. એનું કારણ એ છે કે જેવી રીતે તે અસંવ્યવહાર નગરમાં ગોળક નામના પ્રાસાદમાં આવી રહેલા નિગોદ નામના અસંખ્ય ઓરડાઓ હતા અને તેમાં જેમ અનંત જીવો પિંડીભૂત થઇને સ્નેહસંબંધથી હળી મળીને રહેતા હતા, તેવીજ રીતે આ પાડામાં પણ જીવો તે જ પ્રકારે વસે છે. ફેર માત્ર એટલોજ છે કે અસંવ્યવહાર નગરના લોકો લોક સંબંધી કોઇપણ પ્રકારના વ્યવહારમાં પડતા નથી; તેથી તેઓને 'અસંવ્યવહારી' અથવા 'અવ્યવહારીઆ' કહેવામાં આવે છે, તેઓ ભગવતી લોકસ્થિતિના હુકમથી તારી પેઠે એકવારજ અન્ય સ્થાનકે જાય છે, અને ત્યાંથી પાછા આવતા નથી[1] અને આ પાડાના લોકો તો વ્યવહારમાં આવે છે, એક સ્થાનકેથી બીજે સ્થાનકે વારંવાર જાય છે, આવે છે અને તેટલા માટે તેને 'વ્યવહારીઆ' કહેવામાં આવે છે. વળી તે અસંવ્યવહાર નગરમાં રહેનાર લોકોનું 'અનાદિવનસ્પતિ' એવું સામાન્ય નામ આપવામાં આવેલું છે અને આ પાડામાં રહેનાર લોકોનું 'વનસ્પતિ[2]' એવું નામ આપવામાં આવેલું છે એટલો તફાવત છે. વળી અહીંઆં કેટલાક પ્રત્યેકચારીઓ પણ રહે છે. જેઓ ગોળકરૂપ પ્રાસાદ અને નિગોદરૂપ ઓરડાઓની ગોઠવણ વગરના છે, તેઓ દરેક છૂટા છૂટા ઘરમાં રહેનારા છે અને એવા પણ આ એકાક્ષનિવાસ નગરમાં અસંખ્ય જીવો છે. આ પ્રમાણે હોવાથી તું અહીંજ રહે, તને અગાઉ અસંવ્યવહાર નગરનો પરિચય હતો તેના જેવોજ આ (સાધારણ વનસ્પતિ) પાડો છે તેથી તને અહીં ઠીક પડશે." આ પ્રમાણે સાંભળીને "જેવી પ્રભુની આજ્ઞા" એટલા શબ્દોજ હું બોલ્યો.

સાધારણ વનસ્પતિ.

ત્યારપછી મને એક ઓરડામાં મૂકવામાં આવ્યો. મારી સાથે જે બીજા લોકોને પણ લાવવામાં આવ્યા હતા તેમાંથી કેટલાકને તો એજ પાડામાં સ્થાપવામાં આવ્યા, કેટલાકને મોકળા (છૂટા) ફરનારા

---

૧ સ્થાન ભેદ કરી સૂક્ષ્મ નિગોદમાથી નીકળી આગળ ચાલે છે, બાદર નિગોદમા આવે છે ત્યારે **વ્યવહારીઆ** કહેવાય છે. ત્યારપછી તેઓ 'અવ્યવહારીઆ' થતા નથી.

૨ અહી પ્રથમ **સાધારણ વનસ્પતિ**નુ લક્ષણ બતાવ્યું છે. સાધારણ વનસ્પતિમા અનત જીવોનું એક શરીર હોય છે, પણ તે શરીર બાદર હોય છે. ત્યારપછી વનસ્પતિ શબ્દથી વ્યાખ્યા કરેલ હોવાથી તેમા 'પ્રત્યેક વનસ્પતિ' નો પણ સમાવેશ કર્યો છે. એક શરીરમાં એક જીવ હોય તેને **પ્રત્યેક વનસ્પતિ** કહેવામા આવે છે.

કર્યા[1] અને કેટલાકને બીજા પાડામાં[2] લઇ જવામાં આવ્યા. હું તો સાધારણ શરીર[3] નામના સુંદર ઓરડામાં મારી પૂર્વની સ્થિતિની પેઠે જાણે ઉંઘી ગયેલો હોઉં, જાણે પીધેલો હોઉં, જાણે મૂર્છા પામેલો હોઉં, જાણે મરી ગયેલો હોઉં તેમ અનંત જીવો સાથે એકમેક મળી રહેલો, તેઓની સાથે શ્વાસ લેતો, સાથે શ્વાસ મૂકતો, સાથે આહાર લેતો અને સાથે નિહાર કરતો અનંત કાળ રહ્યો.

પ્રત્યેકવનસ્પતિ.

એક વખત ત્યારપછી કર્મપરિણામ મહારાજાનો મારા સંબંધમાં હુકમ આવ્યો તેને અનુસારે પેલા સુબેદાર અને સેનાપતિએ (તીવ્રમોહોદય અને અત્યંતઅબોધે) મને તે ઓરડામાંથી બહાર કાઢ્યો અને ભવિતવ્યતાએ મને એ એકાક્ષનગરના તેજ પાડાના બીજા વિભાગમાં અસંખ્ય કાળ સુધી પ્રત્યેકચારી[4] તરીકે રાખ્યો. અહીં કર્મપરિણામ મહારાજાએ લોકસ્થિતિને પૂછીને, કાળપરિણતિ મહારાણી સાથે વિચાર કરીને, નિયતિ અને સ્વભાવ વિગેરેને નિવેદન કરીને અને ભવિતવ્યતાની અનુમતિ લઇને વિચિત્ર આકારને ધારણ કરનાર લોકસ્વભાવની અપેક્ષાએ પોતાની શક્તિથી સર્વ કાર્ય કરી શકે તેવા પરમાણુઓથી બનેલી 'એકભવવેદ્ય' નામની ગોળીઓ બનાવી અને તે ભવિતવ્યતાને સોંપતાં કહ્યું "ભદ્રે! આખો વખત ક્ષણે ક્ષણે લોકોને અનેક પ્રકારનાં સુખદુઃખો આપવાના કામથી તું થાકી ગયેલી જણાય છે, માટે આ ગોળી લે; જ્યારે જ્યારે દરેક

---

૧ કેટલાકને છૂટા ફરનારા કર્યા એટલે પ્રત્યેક વનસ્પતિમા મૂક્યા

૨ બીજા પાડાઓ તે પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય અને વાયુકાય સમજવા.

૩ **સાધારણ વનસ્પતિકાય** બે પ્રકારની છેઃ **સૂક્ષ્મ** અને બાદર સૂક્ષ્મ નિગોદમાથી જ્યા સુધી બહાર ન નીકળે ત્યા સુધી જીવ **અવ્યવહારીઓ** કહેવાય છે એકવાર પણ બહાર નીકળ્યો એટલે તે **વ્યવહારીઓ** કહેવાય છે વ્યવહારીઓ થયા પછી તે ફરીવાર સૂક્ષ્મ નિગોદમા જાય તો પણ વ્યવહારીઓ કહેવાય છે. બાદર વનસ્પતિકાયના અનત જીવોનુ શરીર દેખી શકાય છે, અને ત્યા આવ્યા પછી તે વ્યવહારીઓ કહેવાય છે બાદર અનતકાય-સાધારણ શરીરનું **લક્ષણ** બતાવતાં શાસ્ત્રકાર કહે છે કે 'જેની નસો, સાધા અને વિભાગો છૂપા હોય, ભાગવાથી જેના સરખા કટકા થતા હોય અને છેદ્યા પછી પણ જે ઉગે તેવા હોય તેને સાધારણ વનસ્પતિ કહે છે' એક શરીરે એક જીવ હોય તે પ્રત્યેક વનસ્પતિ કહેવાય છે. જેના ફળ, ફૂલ, છાલ, કાષ્ઠ, મૂળ, પાદડા અને બીજ એ દરેકમા જૂદા જૂદા જીવ હોય છે તે **પ્રત્યેક વનસ્પતિ** છે

૪ પ્રત્યેક વનસ્પતિકાયમા તેના સ્વરૂપ માટે નોટ ન ૨ પૃ, ૩૧૮

૫ અનેક કર્મોના જૂદા જૂદા વિપાકો ભોગવવાની જરૂર પડે છે તે પરરૂપક કરીને આ ગોળીઓ બનાવી છે. **એકભવવેદ્ય** ગોળી એટલે એક ભવમા

પ્રાણીને આપેલી ગોળી જીર્ણ થઇ જાય ( ઘસાઇ જાય ) ત્યારે ત્યારે તારે તેઓને એક બીજી ગોળી આપવી. આખા જન્મમાં તારી ઇચ્છા પ્રમાણેનાં સર્વ કાર્યો આ ગોળી કર્યા કરશે તેથી તને વ્યાકુળતા બહુ ઓછી થશે. ” રાજાએ આ પ્રમાણે આજ્ઞા કરી તે ભવિતવ્યતાએ સ્વીકારી લીધી. ત્યારપછી તે દરેક પ્રાણીને સર્વ કાળે એકેક ગોળી આપવા લાગી.

ભવવેદ્ય ગોળીની યોજના.

હું જ્યારે અસંવ્યવહાર નગરમાં હતો ત્યારે પણ જ્યારે જ્યારે મારી ગોળી જીર્ણ થતી હતી ત્યારે ત્યારે તે બીજી ગોળી દેતી હતી, પણ તેથી એકસરખા આકારવાળું સૂક્ષ્મ રૂપ મારૂં તે વારંવાર કરતી હતી. હવે હું એકાક્ષનિવાસ નગરમાં આવ્યો ત્યારે પેલા તીવ્રમોહોદય અને અત્યંતઅબોધને કુતૂહળ બતાવતી હોય નહિ તેમ તે મારાં અનેક રૂપો કરતી હતી; એ એકાક્ષનિવાસ નગરમાં આવીને જ્યારે હું વસતો હતો ત્યારે પણ કોઇ વખત તે મારૂં સૂક્ષ્મ રૂપ કરતી હતી, તેમાં પણ કોઇ વખત પર્યાપ્ત[1] રૂપ કરતી હતી અને કોઈવાર અપર્યાપ્ત રૂપ કરતી હતી; વળી કોઇ વખત મને બાદર ( દેખી શકાય તેવા ) આકાર ધારણ કરનારો બનાવતી; તેમાં પણ કોઇ વખત મને પર્યાપ્ત આકાર ધારણ કરનારો બનાવતી અને કોઇવાર તો અપર્યાપ્ત દશામાં મૂકતી, એવી બાદર દશામાં પણ કોઇ વખત મને ઓરડામાં (સાધારણ વનસ્પતિમાં ) રાખતી, અને કોઇવાર પ્રત્યેકચારી ( પ્રત્યેક વનસ્પતિ ) બનાવતી હતી; અહીં પણ કોઇ વખત અંકુરના આકારને ધારણ કરનાર, કોઇ વખત કંદનું રૂપ ધારણ કરનાર, કોઇવાર ઝાડના મૂળમાં રહેનાર, કોઇવાર છાલમાં રહેનાર, કોઇવાર સ્કંધમાં[2] રહેનાર, કોઇવાર શાખામાં રહેનાર, કોઇવાર પ્રશાખામાં ( નાની ડાળીમાં ) રહેનાર, કોઇવાર નવા અંકુરમાં વસનાર, કોઇવાર પાંદડાની આકૃતિવાળો, કોઇવાર ફૂલરૂપે, કોઇવાર ફળરૂપે, કોઇવાર

---

ભોગવવાના આયુ વિગેરે કર્મોનો સમુદાય. સાધારણ વનસ્પતિકાયનો જીવ એક શ્વાસોશ્વાસ જેટલા વખતમાં ૧૭ ઉપરાંત ભવ કરે છે, પ્રત્યેક વનસ્પતિમાં આવે ત્યારે આયુષ્ય વધે છે.

૧ **પર્યાપ્તિ:** આહાર, શરીર, ઇંદ્રિય, શ્વાસોશ્વાસ, ભાષા અને મન આ ૭ પર્યાપ્તિ છે. એકેંદ્રિયને તેમાની પ્રથમની ચાર હોય છે. બે, ત્રણ અને ચાર ઇંદ્રિયવાળા જીવોને પાચ અને પંચેંદ્રિયને છ પર્યાપ્તિ હોય છે પોતાને યોગ્ય પર્યાપ્તિ પૂરી ન કરે તે પ્રાણી **અપર્યાપ્ત** કહેવાય છે, અને પૂરી કરે તે **પર્યાપ્ત** કહેવાય છે.

૨ **સ્કંધ.** ઝાડનુ થડ.

બીજમાં વસનારો, તેમાં પણ કોઇવાર મૂળબીજ તરીકે, કોઇવાર [1]અગ્રબીજનું રૂપ ધારણ કરનારો, કોઇવાર પર્વબીજનું[2] રૂપ ધારણ કરનારો, કોઇ વાર સ્કંધબીજનું[3] રૂપ ધારણ કરનારો, કોઇવાર બીજના [3A]અંકુરનું રૂપ ધારણ કરનારો, કોઇવાર સામાન્યપણે સંમૂર્છિમપણે[4] ઉત્પન્ન થયેલો, કોઇવાર ઝાડના આકારને ધારણ કરનાર, કોઈવાર ગુલ્મનું[5] રૂપ ધારણ કરનારો, કોઇવાર લતાના રૂપવાળો, કોઇવાર વેલડીના રૂપવાળો અને કોઇ વખત ઘાસના આકારવાળો મને બનાવ્યો. આવી અવસ્થામાં હું વર્તતો હતો તે વખતે કોઇ બીજા નગરના લોકો[6] આવીને કંપાયમાન સ્થિતિમાં મને છેદે, ભેદે, દળે, વાટે, મરડે, તોડે, વીંધે, બાળે અને બીજી અનેક પીડા આપે અને તે વખતે ભવિતવ્યતા પાસે હોય તોપણ તે ઉભી ઉભી જોયા કરે અને તે હકીકત તરફ તદ્દન બેદરકારી બતાવે.

## બીજો પાડો–પૃથ્વીકાય.

આવા પ્રકારનાં દુઃખો સહન કરતાં અનંત કાળ ચાલ્યો ગયો, છેવટે મને આપેલી છેલ્લી ગોળી જ્યારે જીર્ણ થઇ ત્યારે ભવિતવ્યતાએ મને બીજી ગોળી આપી. આ ગોળીના પ્રભાવથી હું એકાક્ષનિવાસ નગરના બીજા પાડામાં ગયો. ત્યાં પાર્થિવ[7] નામથી જાણીતા થયેલા લોકો વસે છે. આ લોકોની પાસે જઇને હું પણ પાર્થિવ થયો. ભવિતવ્યતાએ નવી નવી ગોળીઓ આપીને મારાં સૂક્ષ્મ, બાદર, પર્યાપ્તક, અપર્યાપ્તક રૂપ કર્યાં. કાળા. આસમાની, ધોળાં, પીળાં, લાલ વિગેરે રંગનાં મારાં રૂપ કર્યાં. રેતી, પથ્થર, મીઠું (લુણ), હડતાળ, મણશીલ, સુરમા, શુદ્ધ પૃથ્વી આદિ આકારો મારી પાસે ધારણ કરાવ્યા અને તેમ કરીને મને અસંખ્યાતા કાળ સુધી અનેક પ્રકારની વિડંબના કરી.

---

૧ **અગ્રબીજ:** જેનો કંદ વાવવાથી ઉગે તેવી વનસ્પતિ

૨ **પર્વબીજ:** શેરડી વિગેરેની પેઠે જેના સાંધામાં બીજ હોય તેવા વૃક્ષ

૩ **સ્કંધબીજ:** જે વૃક્ષના સ્કંધ વાવવાથી ઉગે તેવા વૃક્ષ.

3A **બીજ અંકુર:** છુટા બીજ વાવવાથી ઉગે તેવી વનસ્પતિ તરીકે.

૪ **સંમૂર્છિમ:** બીજ વિના પોતાની મેળે ઉત્પન્ન થનારી વનસ્પતિને 'સંમૂર્છિમ' કહેવામાં આવે છે.

૫ **ગુલ્મ** એક જાતિનાં વૃક્ષોને ગુલ્મ સંજ્ઞા આપેલી છે આ સર્વ માટે જુઓ લોકપ્રકાશ

૬ એકેંદ્રિય સિવાયના કોઇ પણ જીવો.

૭ **પૃથ્વીકાય:** સાત પ્રકારની ધાતુઓ, માટી, પથરા, મીઠું (લુણ), પારો, ખારો, રત્ન, હિંગળોક, હડતાળ વિગેરે એકેંદ્રિય સ્થાવર છે.

ત્યાં મને ભેદવામાં આવ્યો, દળવામાં આવ્યો, ચૂરવામાં આવ્યો, કાપવામાં આવ્યો અને બાળવામાં આવ્યો. તેવી રીતે એ પાડામાં મેં મહા ભયંકર દુઃખો સહન કર્યાં.

## ત્રીજો પાડો અપ્કાય.

એ પ્રમાણે પાર્થિવ લોકોમાં રહેતાં રહેતાં જ્યારે છેલ્લી ગોળી જીર્ણ થઈ ગઇ ત્યારે ભવિતવ્યતાએ મને એક નવી ગોળી આપી. એ ગોળીના પ્રભાવથી હું એકાક્ષનિવાસ નગરના ત્રીજા પાડામાં ગયો. ત્યાં આપ્ય[1] નામના કુટુંબીઓ વસે છે; હું પાર્થિવરૂપ મૂકીને ત્યાં ગયો એટલે મારૂં પણ આપ્ય રૂપ થઇ ગયું. અહીં પણ જ્યારે જ્યારે એક ગોળી જીર્ણ થાય ત્યારે ત્યારે બીજી ગોળી આપીને ભવિતવ્યતા મારૂં રૂપ ફેરવી નાખતી. એ પ્રમાણે કરતાં કરતાં અસંખ્યાતા કાળ સુધી મને કોઇવાર ઝાકળ, કોઇવાર હિમ, કોઈવાર મહિકા[2], કોઇવાર હરતનુ[3] અને કોઇવાર નિર્મળ પાણીનું રૂપ આપવામાં આવ્યું. આવી રીતે મારી પાસે વિચિત્ર પ્રકારની આકૃતિઓ ધારણ કરાવવામાં આવી. આ પાડામાં રહ્યા રહ્યા મેં ગરમી અને ઠંડી તથા ક્ષાર અને ક્ષત્ર[4] વિગેરેથી થતી તેમજ અનેક પ્રકારનાં શસ્ત્રોથી થતી વેદનાઓ સહન કરી.

## ચોથો પાડો–તેજસ્કાય.

આપ્ય કુટુંબીઓમાં વસતાં વસતાં જ્યારે છેલ્લી ગોળી જીર્ણ થઇ ગઈ ત્યારે ભવિતવ્યતાએ મને એક બીજી ગોળી આપી. એ ગોળીના જોરથી એકાક્ષનિવાસ નગરના ચોથા પાડામાં હું પહોંચી ગયો. એ પાડામાં તેજસ્કાય[5] નામના અસંખ્ય બ્રાહ્મણો વસે છે. હું પણ તેજ

---

૧ **આપ્ય**; પાણી, ઝાકળ, બરફ, કરા વિગેરેનો અપ્કાય એકેન્દ્રિયમા સમાવેશ થાય છે.

૨ **મહિકા:** આકાશમાં વાદળાંને યોગે ઝીણાં પાણીનાં ટીપાં પડે છે તે. તેને ધુમસનુ પાણી કહે છે.

૩ **હરતનુ:** વનસ્પતિનાં પત્રોપર ટપકતાં ને ચોટેલા પાણીનાં બિંદુઓ.

૪ **ક્ષાર ક્ષત્ર:** ક્ષારની પીડા તે મીઠા પાણીને ખારા પાણીના સંબંધથી ઉપઘાત થાય તે. ક્ષત્રવેદના એટલે પાણીને ખણવાથી થતી વેદના, પાણીને ડખોળવાથી જીવોને ઘણો આઘાત ( શસ્ત્રના મારવા જેવો ) લાગે છે; અથવા ક્ષત્ર એટલે ખાતર–ખાતર ઉપર પાણી નાખવાથી સર્વ જીવો મરી જાય છે

૫ **તેજસ્કાય**–અગ્નિ. સ્થાવર એકેંદ્રિયનો આ એક ભેદ છે. તેમા સર્વ ઉષ્ણકાય જીવોનો સમાવેશ થાય છે.

સ્કાય બ્રાહ્મણ થયો. મારો વર્ણ સોના જેવો ચળકતો, મારો સ્પર્શ ગરમ, શરીર દાહરૂપ અને શરીરાકૃતિ સોય જેવી થઇ. હું ત્યાં વસતો હતો ત્યારે જ્વાળા, અંગાર, મુર્મુર,[1] અર્ચિસ્,[2] આલાત,[3] શુદ્ધ અગ્નિ, વિજળી, ઉલ્કા,[4] ઇંદ્રના વજ્રનો અગ્નિ, વિગેરે નામો મારાં પડ્યાં, એટલે કે મારે એવાં એવાં રૂપો લેવાં પડ્યાં. મને બુઝાવી નાખવા વિગેરેથી થતાં અનેક પ્રકારનાં દુઃખો એ પાડામાં મારે સહન કરવાં પડ્યાં. એ પાડામાં સૂક્ષ્મ અને બાદર તેમજ પર્યાપ્તક અને અપર્યાપ્તક રૂપ લેતો અસંખ્ય કાળ સુધી હું ત્યાં ભટક્યો.

## પાંચમો પાડો–વાઉકાય.

એ તેજસ્કાય પાડામાં સર્વ તેજસ્કાય બ્રાહ્મણો સાથે વસતાં વસતાં જ્યારે મને આપેલી છેલ્લી ગોળી જીર્ણ થઇ ગઇ ત્યારે વળી ભવિતવ્યતાએ એક બીજી ગોળી મને આપી. આ ગોળીના ઉપયોગથી હું એકાક્ષનિવાસ નગરના પાંચમાં પાડામાં ગયો. ત્યાં વાયવીય[5] નામના અસંખ્ય ક્ષત્રિયો વસતા હતા. ત્યાં હું પણ વાયવીય ક્ષત્રી થઇ ગયો. મારો સ્પર્શ ગરમ અને ઠંડો બંને પ્રકારનો થયો, ચક્ષુવાળા પ્રાણીઓ મને ન જોઇ શકે તેવા રૂપવાળો અને શરીરના બંધારણમાં પતાકા ( ધ્વજા ) ની આકૃતિવાળો હું થયો. હું ત્યાં હતો ત્યારે મને કોઇ કોઈ વાર ઉત્કલિક[6] વાયરો કહેવામાં આવતો, કોઇવાર મંડલિક[7] વાયરો કહેવામાં આવતો, કોઇ વાર ગુંજવાત[8] કહેવામાં આવતો, કોઇ વાર ઝંઝાવાત[9] કહેવામાં આવતો, કોઇ વાર સંવર્તકવાત[10] કહેવામાં

---

૧ **મુર્મુરઃ** ઢાંકી રાખેલો અગ્નિ.

૨ **અર્ચિસ્ઃ** અગ્નિની શિખા

૩ **આલાતઃ** અંગારો ( ઉંબાડીઉ )

૪ **ઉલ્કાપાતનો** અગ્નિ, આકાશમાંથી થતી અગ્નિની વૃષ્ટિ.

૫ **વાયવીયઃ** પવન. એકેંદ્રિય સ્થાવરનો આ ભેદ છે એને વાઉકાય કહે છે. એ સ્થાવરનો ભેદ છતા ' ગતિત્રસ ' કહેવાય છે. તેઉકાય પણ ગતિત્રસ કહેવાય છે.

૬ **ઉત્કલિય વાયરોઃ** નીચે રેતીમા લીટીઓ પાડતા વાયરાને ઉત્કલિત વાત કહેવામાં આવે છે.

૭ **મંડલિકઃ** વટોળીઓ.

૮ **ગુંજ વાતઃ** ગુંજારવ કરતો વાયરો

૯ **ઝંઝા વાતઃ** આકરો શબ્દ કરતો વાયરો

૧૦ **સંવર્તક વાતઃ** ગોળ ફરતો વાયરો.

આવતો, કોઇવાર ઘનવાત[1] કહેવામાં આવતો, કોઈવાર તનુવાત[2] કહેવામાં આવતો, કોઈવાર શુદ્ધવાત કહેવામાં આવતો–આવી રીતે જૂદે જૂદે પ્રસંગે મારાં નવાં નવાં વિચિત્ર નામો પડતાં હતાં, ત્યાં મને પંખા વિગેરે શસ્ત્રના ઘાતથી તથા નિરોધથી બહુ દુઃખ પડતું હતું. ત્યાં પણ મારી પાસે સૂક્ષ્મ અને બાદર, પર્યાપ્તક અને અપર્યાપ્તક રૂપો લેવરાવીને ભવિતવ્યતાએ મને અસંખ્યાતા કાળ સુધી રખડાવ્યો.

એકાક્ષનિવાસ નગરમાં રખડપટ્ટી.

આ પાડામાં એવી રીતે ઘણો વખત રહ્યા પછી જ્યારે મને આપેલી ગોળીઓમાંથી છેલ્લી ગોળી વપરાઇ ગઇ ત્યારે વળી મને પહેલા પાડામાં ફરીવાર લઇ જવામાં આવ્યો. ત્યાં ભવિતવ્યતાના હુકમથી વળી પાછો અનંતો કાળ રહ્યો. ત્યારપછી વારંવાર બીજી ગોળીઓ આપીને મને બીજા ત્રીજા એમ સર્વે પાડાઓમાં ફરીવાર ફેરવ્યો અને તે દરેકમાં અસંખ્ય કાળ સુધી રાખ્યો. આવી રીતે એકાક્ષનિવાસ નગરમાં ભવિતવ્યતાએ અત્યંતઅબોધ અને તીવ્રમોહોદયની સમક્ષ મને બધા પાડામાં અનેક પ્રકારે અનંત વાર રખડાવ્યો.



# પ્રકરણ ૯ મું.

## વિકલાક્ષનિવાસ નગરે.



એક દિવસ ભવિતવ્યતા રાજી થઇને બોલી "આર્યપુત્ર! તું આ નગરમાં બહુ કાળ રહ્યો, તેથી હવે આ સ્થાનપર તને ઘણી અરૂચિ થઇ ગઇ હોય તેમ જણાય છે. તને આ સ્થાનનું અજીર્ણ થયું છે તો તેને મટાડવા સારૂ તને હવે બીજા સ્થાનમાં લઇ જઉં." મારે તો એ ભવિતવ્યતા દેવીનો હુકમ માનવાનો જ હતો, તેથી 'જેવી દેવીની આજ્ઞા' એટલો મેં જવાબ આપ્યો. મહાદેવીએ ત્યારપછી બીજી ગોળીઓ બનાવીને મને આપી.

---

૧ **ઘન વાત:** ઠરેલા ઘીના જેવો ઠરી ગયેલો વાયરો.

૨ **તનુ વાત:** અત્યંત પાતળો વાયરો. આ ઘનવાત અને તનુવાતને આધારે નરક દેવલોકાદિ રહેલા છે.

## ઉન્માર્ગોપદેશ સુબો: માયા પત્ની.

મનુષ્યલોકમાં એક વિકલાક્ષનિવાસ[1] નામનું નગર છે. તે નગરમાં ત્રણ મોટા પાડાઓ છે. તે નગરનું પરિપાલન કરનાર તરીકે ઉન્માર્ગોપદેશ[2] નામના અધિકારીને કર્મપરિણામ મહારાજાએ નીમ્યો છે. એ અધિકારીને માયા[3] નામની સ્ત્રી છે. ભવિતવ્યતાએ આપેલી ગોળીના પ્રભાવથી હું પહેલા પાડામાં ગયો. ત્યાં સાત લાખ કુળકોટિની સંખ્યામાં અસંખ્ય દ્વિહૃષીક[4] નામના કુળપુત્રો વસે છે, તેઓમાં હું પણ બે ઇંદ્રિયવાળો કુળપુત્ર થયો. અગાઉ જે ઉઘણશી જેવી, દારૂ પીધેલ જેવી, મૂર્છા પામેલ જેવી, લગભગ મરણ પામેલા જેવી મારી સ્થિતિ એકાક્ષનિવાસ નગરમાં દેખાતી હતી તે અહીં આવવાથી દૂર થઇ ગઇ અને હવે જાણે મારામાં કાંઇક દમ હોય, ચેતના હોય, એમ જણાવા લાગ્યું. ( હું સ્થાવર મટીને ત્રસ થયો. )

### પ્રથમ પાડો-દ્વિહૃષીક.

*બેઇંદ્રિયમાં અનેક યાતના.*

મારાં પાપનો હજુ છેડો આવ્યો નહિ. અહીં મારી સ્ત્રીએ મને એક ગોળી આપીને મહા અપવિત્ર સ્થાનમાં કરમીઓ[5] બનાવ્યો. એ રૂપમાં મૂત્ર, આંતરડાં, ક્લેદ ( રૂધિરાદિ ) અને જંબાલ (કચરા) થી ભરેલા પેટમાં મને રહેલો જોઇને મારી સ્ત્રી ભવિતવ્યતા બહુ રાજી થતી હતી. વળી કોઇ વખત કૂતરા વિગેરેને પડેલા ચાંદામા જીવડારૂપે મને બીજા અનેક જીવો સાથે પડેલો જોઈને તે બહુ ખુશી થતી હતી. પુરુષના વીર્ય અને સ્ત્રીના રૂધિરમાં અથવા વિષ્ટામા લીલા કરતો અને પરસ્પર ઘર્ષણથી દુ:ખ પામતો એક પ્રકારના કૃમિની આકૃતિને

---

૧ **વિકલાક્ષનિવાસ:** બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરેંદ્રિય જીવોને વિકલેંદ્રિય કહેવામાં આવે છે, કારણ કે તેઓમા સંપૂર્ણ પાંચે ઇંદ્રિયો હોતી નથી. બે, ત્રણ, ચાર ઇંદ્રિયોવાળા જીવોનુ સમુચ્ચય નામ વિકલેંદ્રિય છે. વિકલાક્ષ નગરના એ ત્રણ જૂદા જૂદા પાડા કલ્પવામા આવ્યા છે.

૨ **ઉન્માર્ગોપદેશ:** વિકલેંદ્રિય જીવોની ચેતના કાંઈક વ્યક્ત હોય છે, પણ તેઓ અજ્ઞાનને લીધે ઉન્માર્ગેજ ગમન કરનારા હોય છે

૩ **માયા:** વિકલેંદ્રિય જીવોમાં માયા બહુ હોય છે

૪ **દ્વિહૃષીક:** સ્પર્શન અને રસના. આ બે ઇંદ્રિયવાળા જીવોને દ્વિહૃષીક કહેવામાં આવે છે. હૃષીક એટલે ઇંદ્રિય.

૫ **કરમીઆ:** કમી. વિષ્ટામા ઉત્પન્ન થતી અને રહેતી ઝીણી મોટી જાત. આ પેરાંમાં બતાવ્યા છે તે સર્વ જીવો બેઇંદ્રિય છે.

[1]ધારણ કરતો મને જોઇને ભવિતવ્યતા આનંદ પામતી હતી. વળી એક બીજી ગોળી આપીને મને જળોનું રૂપ લેવરાવીને મારી સ્રી ભવિતવ્યતા માયાદેવી સાથે હસતી, મને દુઃખ ભોગવતો જોઇ આનંદ પામતી અને વધારે દુઃખ દેતી. તે દેવીને કહેતી કે "માયાદેવી! તારો ઉન્માર્ગોપદેશ પતિ છે તેથી તું બહુ અભિમાન કરે છે, પણ આ મારા પતિનું સામર્થ્ય તો જો! મારો પતિ જો ભૂખ્યો હોય અને તેને પીડા થતી જગ્યાપર મૂક્યો હોય તો તે ચોંટી પડીને પોતાની શક્તિથી સર્વ લોહીને ચૂસી લે છે;[2] વળી મારા પતિની [3]ત્યાગશક્તિ પણ કાંઇ જેવી તેવી નથી તે પણ તું જો! જે કોઇ તેને હાથમાં ધારણ કરીને દબાવે છે તેને તે સર્વ લોહીનું [4]દાન કરી દે છે." હે અગૃહીતસંકેતા! આવી રીતે મારી સ્રીના હાથથી હું દુઃખ પામતો હતો, તેમાં પણ જ્યારે તે આવું આવું બોલીને મારી મશ્કરી કરતી હતી ત્યારે તો હું બેવડો દુઃખી થતો હતો. વળી એક બીજી ગોળી આપીને મને મોટા દરિયામાં તેણે શંખ બનાવ્યો અને જ્યારે શંખ વગાડવાવાળાએ મને લઇને છિન્નભિન્ન [5]કર્યો ત્યારે દુઃખથી મને રડતો જોઇને તે ઘણો આનંદ પામી. જૂદા જૂદા રૂપમાં મારી સ્રી સાથે તે પાડામાં રહેતાં અને અનેક પ્રકારનાં દુઃખો-સહન કરતાં [6]અસંખ્યાતો કાળ ચાલ્યો ગયો.

ભવિતવ્યતા અને માયાદેવી.

## બીજો પાડો–ત્રિકરણ.

પોતાની મરજી આવે તેમ કરનારી ભવિતવ્યતાએ વળી એક દિવસ મને બીજી ગોળી આપી. આ ગોળીના પ્રભાવથી વિકલાક્ષનિવાસ નગરના બીજા પાડામાં મને લઇ જવામાં આવ્યો. ત્યાં આઠ

---

૧ વર્ચસ શબ્દનો અર્થ શુક્ર, વીર્ય અને વિષ્ટા થાય છે. એમાં ઉત્પન્ન થનાર જીવો બે ઇંદ્રિયવાળા હોય છે.

૨ આ જળોનું વર્ણન છે. એ લોહી પીએ છે.

૩ ત્યાગ–દાન અને તજી દેવાની શક્તિ. મશ્કરી વ્યંગ્ય છે તે વિચારવા યોગ્ય છે.

૪ જળોઃ આ જળોનું વર્ણન છે. જળોનો સ્વભાવ લોહી ચુસવાનો અને દાબવાથી તે કાઢી નાખવાનો છે. વ્યંગ્યમાં મશ્કરી છે.

૫. છિન્નશંખઃ શંખને વાગે તેવો કરવા માટે તેમાંથી માસ વિગેરે કાઢી નાખવામાં આવે છે તેને શંખને છિન્ન કર્યો–છેદ્યો એમ કહેવાય છે.

૬ ગમનાગમનઃ અન્ય ગતિમાં ગયા વગર બેઇંદ્રિય જીવો તેજ ગતિમાં અસંખ્ય કાળ સુધી જન્મ મરણ કર્યા કરે. બીજી ગતિમાં એક વાર જઇ આવ્યા પછી ફરી વાર તેટલોજ કાળ તે ગતિમાં રહે તો વાંધો નથી.

લાખ કુળકોટિ પ્રમાણ અસંખ્ય ત્રિકરણ[1] નામના ગૃહપતિઓ રહે છે. હું પણ તેઓમાં ત્રિકરણ નામનો ઘરબારી થયો. જુ, માંકડ, મંકોડા, કંથુઆ અને કીડી વિગેરેનું રૂપ ત્યાં મને ભવિતવ્યતાએ આપ્યું. અહીંથી તહીં રખડતો, ભૂખ્યો અને બાળકોથી ચંપાતો અને બળાતો જોઇને મારી સ્ત્રી સંતોષથી લહેર કરવા લાગી. આ પાડામાં મને નવી નવી ગોળીઓ આપીને અને તેનાવડે નવાં નવાં રૂપ ધારણ કરાવીને અસંખ્ય વાર આમ તેમ રખડાવવામાં આવ્યો.

### ત્રીજો પાડો–ચતુરક્ષ.

એક દિવસ વળી બીજી ગોળી આપીને મારી સ્ત્રીએ મને વિકલાક્ષનિવાસ નગરના ત્રીજા પાડામાં મોકલ્યો. ત્યાં નવ લાખ કુળકોટિ પ્રમાણ [2]ચતુરક્ષ નામના અસંખ્ય કુટુંબીઓ વસે છે. હું પણ ત્યાં ચતુરક્ષ નામનો કુટુંબી થયો. પતંગિયું, માખી, ડાંસ, વીંછી વિગેરેના આકારો મારી પાસે ત્યાં ધારણ કરાવ્યા. આ પાડામાં હું રહેતો ત્યારે વિવેક વગરનાં પ્રાણીઓએ કરેલા મારા મર્દન ( ચોળવું, કચરવું ) વિગેરેથી અનેક પ્રકારનાં દુઃખો પામ્યો. જ્યારે જ્યારે મારી ગોળીઓ જીર્ણ થતી હતી ત્યારે ત્યારે નવી નવી ગોળીઓ ભવિતવ્યતા મને આ પાડામાં પણ આપતી હતી. એ પ્રમાણે ગોળીઓ આપી અસંખ્ય રૂપો મારી પાસે લેવરાવીને આ ત્રીજા પાડામાં પણ તેણે નાટક કરાવ્યું. આ ત્રણે પાડામાં વારા ફરતી નવાં નવાં રૂપો ધારણ કરાવીને અસંખ્યાતાં[3] હજાર વર્ષ સુધી મને ફેરવવામાં આવ્યો. કોઇ વખત પર્યાપ્તક રૂપે અને કોઇ વખત અપર્યાપ્તક રૂપે એ ત્રણે પાડામાં મારી પાસે અનેક પ્રકારના ખેલ કરાવવામાં આવ્યા.



---

૧ ત્રિકરણઃ સ્પર્શન, રસન અને નાસિકા. આ ત્રણ ઇંદ્રિયો જેને હોય તે. કરણ એટલે ઇંદ્રિય. ગૃહપતિ એટલે ઘરબારીઓ.

૨ ચતુરક્ષઃ સ્પર્શન, રસન, નાસિકા અને ચક્ષુ. આ ચાર ઇંદ્રિયો જેને હોય તે. અક્ષ એટલે ઇંદ્રિય.

૩ संखिज्जसमाविगला ઇતિ જીવવિચારે. અત્ર અસંખ્યાત લખે છે તે ચિંત્ય છે. જીવવિચારમાં સંખ્યાતા વર્ષો સર્વ વિકલેંદ્રિયો માટે છે, અહીં અસંખ્યાતાં વર્ષ કહ્યાં છે.



# પ્રકરણ ૧૦ મું.

## પંચાક્ષપશુસંસ્થાને.



એક દિવસ ભવિતવ્યતા મારા ઉપર ખુશી થઇ અને પંચેંદ્રિયં કરવાનો વખત હવે આવી પહોંચ્યો છે એમ જાણીને મને કહેવા લાગી. "આર્યપુત્ર ! આ વિકલાક્ષનિવાસ નગરમાં રહેતાં તને જો સંતોષ ન થતો હોય તો હું તને બીજે નગરે લઇ જઉં." મેં જવાબમાં દેવીને કહ્યું "દેવી ! તને જે ગમે તે કર, કારણ કે સર્વ કાર્યોમાં તું જે કરે તે મારે પ્રમાણ છે." પછી મને આપેલી ગોળીઓમાંથી છેલ્લી ગોળી જીર્ણ થઇ છે એમ જાણી બીજા નગરમાં જવા માટે તેણે મને બીજી ગોળી આપી.

પશુસંસ્થાનના જીવોના પ્રકાર.

આ તીર્છા લોકમાં એક પંચાક્ષપશુસંસ્થાન[1] નામનું નગર છે તે શહેર ઉપર પણ પેલા ઉન્માર્ગોપદેશનેજ સરસુબા તરીકે નીમવામાં આવ્યો છે. તે નગરમાં સાડીત્રેપન લાખ કુળકોટિ પ્રમાણ કુળવાળા પાંચ ઇંદ્રિયવાળા લોકો વસે છે. તેઓ જળચર, સ્થળચર અને ખેચર (આકાશચર) જાતિના હોય છે, તેઓને ચેતના સ્ફુટ હોય છે અને સંજ્ઞા પણ હોય છે. વિદ્વાન્ માણસો તેઓને '[2]ગર્ભજ સંજ્ઞી' નું નામ પણ આપે છે. વળી આ જીવોમાં જો કોઇને ચેતના સ્ફુટ ન હોય તો તેઓને

---

૧ પંચાક્ષપશુસંસ્થાનઃ પાંચ ઇંદ્રિયઃ સ્પર્શન, રસના, નાસિકા, આંખો અને કાન એ જેને હોય તેવા પંચેંદ્રિય તિર્યંચો. વિકલેંદ્રિયપણાથી આગળ વધી પ્રાણી ઘણું ખરૂં પંચેંદ્રિય તિર્યંચ થાય છે. એકથી ચાર ઇંદ્રિયવાળા જીવો પણ તિર્યંચ કહેવાય છે.

૨ ગર્ભજઃ માતા પિતાના સંયોગે ગર્ભથી ઉત્પન્ન થનાર, માની કુક્ષિમાંથી જન્મનાર. આનાથી ઉલટી રીતે જેઓ જન્મે તેને સંમૂર્છિમ કહે છે, ચાર ઇંદ્રિય સુધી તો સંમૂર્છિમ સ્થિતિજ હોય છે.

'અસંજ્ઞી' ના[1] નામથી પણ ઓળખવામાં આવે છે અને તેઓ [2]સંમૂર્છિમ હોય છે. હું ગોળીના પ્રભાવથી સ્પષ્ટ ચૈતન્ય વગરનો (સંમૂર્છિમ) પંચાક્ષના નામથી ઓળખાતો ત્યાં ઉત્પન્ન થયો. ત્યાં મારી સ્ત્રી જેને રમત ગમતનો બહુ શોખ છે તેણે મને વિના કારણ આખો વખત રાડો પાડતો દેડકાનો આકાર ધારણ કરનારો બનાવ્યો. આવી રીતે અસંખ્ય જૂદા જૂદા આકારોમાં સંમૂર્છિમ તરીકે રખડાવીને પછી મને ગર્ભજનો આકાર ધારણ કરનારો બનાવવામાં આવ્યો. આ ગર્ભજ પાંચ ઇંદ્રિયવાળા પ્રાણીઓમાં પણ પ્રથમ મને જળચર બનાવવામાં આવ્યો: ત્યાં પણ જ્યારે મને મત્સ્ય (માછલા) નું રૂપ આપવામાં આવ્યું ત્યારે માછીમારો મને પકડવા લાગ્યા અને છેદ કરીને તથા અગ્નિમાં પકાવીને મને હજારો પ્રકારનાં દુ:ખો આપવા લાગ્યા. ત્યારપછી પાંચ ઇંદ્રિયવાળા પ્રાણીઓમાં ચાર પગવાળા સ્થળચરનું રૂપ મને આપવામાં આવ્યું. ત્યાં વળી મને સસલાં, ડુક્કર, હરણ વિગેરેનો વેષ આપવામાં આવ્યો અને તે વખતે શિકારીઓ તીર મારીને મારા ગાત્રના કટકે કટકા કરી નાખતા અને એ રીતે મને અનેક પ્રકારની પીડા થતી હતી. વળી એ સ્થળચરમાં રહેતાં કોઈ વખત મને [3]ભુજપરિસર્પ અને [4]ઉર:પરિસર્પનું રૂપ આપવામાં આવ્યું. ઘો, સર્પ, નકુળ (નોળીઓ) વિગેરે જાતમાં ઘણો વખત રહેતાં ક્રૂરપણાને લીધે એક બીજાનું ભક્ષણ કરવાથી મારે બહુ દુ:ખ સહન કરવું પડ્યું. વળી કોઇવાર મને ખેચરનું રૂપ આપવામાં આવ્યું, ત્યાં કાગડા, ઘુવડ વિગેરેનું રૂપ ધારણ કરતાં મેં અનેક પ્રકારનાં દુ:ખો સહન કર્યાં. અસંખ્ય પ્રાણીઓથી ભરેલા તે પંચાક્ષપશુસંસ્થાન નગરના દરેક કુળમાં હું જળચર, સ્થળચર અને ખેચરરૂપે થયો. આ નગરમાં મારી ભાર્યા મારી પાસે સાત આઠ વાર[5] ઉપરાઉપર નવાં નવાં રૂપો ધા-

સંમૂર્છિમ. ગર્ભજ.

જળચર: સ્થળચર: ખેચર.

૧ **અસંજ્ઞી:** અહીં સંજ્ઞા એટલે મન સમજવું. મન વગરના પ્રાણીને 'અસંજ્ઞી' કહે છે. બાકી આહાર વિગેરે ચાર અથવા દશ સંજ્ઞા તો સર્વ જીવોને હોય છે.

૨ **સંમૂર્છિમ:** અગાઉ કહ્યું તેમ ગર્ભ વગર ઉત્પન્ન થયેલાને સંમૂર્છિમ અથવા અસંજ્ઞી કહે છે, તેને મન હોતું નથી.

૩ **ભુજપરિસર્પ:** હાથથી ચાલનારા સ્થળચરો: નોળીયા વિગેરે.

૪ **ઉર:પરિસર્પ:** પેટથી ચાલનારા સ્થળચરો: સર્પ વિગેરે.

૫ **ગમનાગમન:** પંચેંદ્રિય તેજ ગતિમાં સાત આઠ ભવ એક સાથે કરે, ત્યારપછી અન્ય ગતિમાં જઈ આવી વળી પાછા સાત આઠ ભવ તે ગતિમાં કરે.

રણ કરાવતી હતી. વળી કોઇ બીજી જગ્યા પર લઇ જતી હતી અને પાછી તે નગરમાં ફરીવાર લઇ આવતી હતી. આવી રીતે વારંવાર તે નગરમાં લાવીને મારાં અનેક રૂપો ભવિતવ્યતાએ બનાવ્યાં. પરંતુ એક સાથે તો તિર્યંચ રૂપમાં ત્રણ પલ્યોપમ[1] (સૂક્ષ્મ અદ્ધા) અને કાંઇક અધિક સાતક્રોડ [2]પૂર્વ વર્ષ સુધી રહ્યો.[3] આવી રીતે પર્યાપ્ત અને અપર્યાપ્તપણામાં તથા સંજ્ઞી અને અસંજ્ઞીના રૂપમાં એ પંચાક્ષપશુસંસ્થાન નગરમાં મારી અનેક પ્રકારની વિડંબનાઓ તેણે કરી.

## શ્રુતિરસિક હરણ.

એક વખત ભવિતવ્યતાએ તેજ નગરમાં મને હરણનું રૂપ આપ્યું. હું હરણના ટોળામાં રહેતો હતો, ભયથી ચપળ થયેલી મારી આંખો દશે દિશાઓમાં ચકળવકળ થયા કરતી હતી, હું જંગલમાં મોટાં ઝાડોનાં ઝાડો ટપી જતો હતો અને જ્યાં ત્યાં રખડતો હતો. એક વખત એક પારધિએ બહુ મધુર સ્વરથી ગીત ગાવા માંડ્યું. એ ગીત એવું સુંદર હતું કે તેનાથી આખું હરણીઆનું ટોળું તેની તરફ દોરાઇ ગયું.[4] હરણોને દોડાદોડ કરીને ફલંગો મારવાની ટેવ હોય છે તે તેઓએ છોડી દીધી, તેઓની ચેષ્ટા પણ અટકી ગઈ, આંખો પણ સ્તબ્ધ થઇ ગઇ, બાકીની સર્વ ઇંદ્રિયોનો વ્યાપાર નિવૃત્તિ પામી ગયો અને તેઓ મધુર ગીત સાંભળતાં કર્ણેદ્રિયમાં એક રસ થઇ ગયા. આવી રીતે અમારા ટોળાનાં સર્વ હરણોને કોઇ પણ પ્રકારની હીલચાલ વગરનાં જોઇને પેલો શિકારી પારધિ અમારી નજીક આવ્યો, ધનુષ્ય તૈયાર કર્યું, તેની સાથે બાણને સાંધ્યું, જમણો પગ આગળ કરી ડાબો પગ પાછળ કરી શિકારોની મુદ્રા સાધી, નિશાન તાકયું, ડોક જરા નીચી અને આગળ કરી, બાણને કાન સુધી ખેંચ્યું, પછી જ્યારે

---

૧ **પલ્યોપમ** એ સમય બતાવનાર સંખ્યા છે. એના પ્રમાણના ખ્યાલ માટે પાંચમો કર્મગ્રંથ જોવો. સામાન્ય ખ્યાલ એક જોજન લાંબા, પહોળાં અને ઉંડા જુગલીઆના સૂક્ષ્મ વાળથી ભરેલા ખાડાથી કરવો. સો સો વર્ષે એક બાલ કાઢતાં આખો ખાડો પૂર્ણ થાય ત્યારે એક બાદર અદ્ધા પલ્યોપમ થાય છે. સુક્ષ્મ તે કરતા અસંખ્ય ગણું હોય છે.

૨ **પૂર્વ**: ચોરાશી લાખને ચોરાશી લાખ વર્ષે ગુણીએ એટલે ૭૦૫૬૦૦૦૦-૦૦૦૦૦ વર્ષે એક પૂર્વ થાય.

૩ સાત ભવના સાત પૂર્વ ક્રોડ ને જે આઠમો ભવ તેમાં કરે તો યુગલિકનોજ કરે તેના ત્રણ પલ્યોપમ—આટલો ઉત્કૃષ્ટ કાળ સમજવો.

૪ માત્ર એક ઇંદ્રિયને ( અહીં શ્રોત્ર ઇંદ્રિયને ) વશ પડતાં કેટલું દુઃખ થાય છે તે પર આ વિચારવા યોગ્ય દાખલો છે.

તેણે તે બાણ છોડ્યું ત્યારે તેણે મને તેવડે વીંધી નાખ્યો અને હું તરતજ ભૂમિપર પડ્યો. આ વખતે મને ભવિતવ્યતાએ આપેલી ગોળી પણ જીર્ણ થઇ ગઇ.

મોટા ટોળાનો ઉપરી હાથી.
દાવાનળનો આકરો જોસ.
પશ્ચાત્તાપથી નિર્જરા અને પ્રગતિ

હરિણના ભવમાં વાપરવા યોગ્ય એકભવવેદ્ય ગોળી ત્યાં પૂરી વપરાઇ જવાથી મારી સ્ત્રી ભવિતવ્યતાએ મને બીજી ગોળી આપી. આ ગોળીના પ્રભાવથી હું હાથી થયો. ધીમે ધીમે હું મોટો થતો ગયો અને અનુક્રમે હું એક ટોળાનો ઉપરી થયો. સ્વાભાવિક રીતે સુંદર કમળનાં વનોમાં, અતિ સ્વાદિષ્ટ [1]સલ્લકીનાં પાંદડાંથી ભરપૂર વૃક્ષોમાં અને આનંદ ઉપજાવે તેવા વનના વિભાગમાં હું વસતો હતો, હાથણીઓનાં ટોળાંઓથી વિંટાયલો રહેતો હતો અને આનંદસાગરમાં ચિત્તને ઝબોળતો મારી ઇચ્છામાં આવે તેમ હરતો ફરતો હતો. આવી રીતે આનંદમાં નિમગ્ન થઇ લહેર કરતો હતો તેવામાં એક દિવસ અમારૂં ટોળું અકસ્માત્ ભય પામ્યું, જનાવરો આમતેમ નાસભાગ કરવા લાગ્યાં, વાંસની ગાંઠો ફાટવાથી થતા ધડધડ અવાજો સંભળાવા લાગ્યા અને ધૂમાડાના ગોટેગોટા નીકળવા લાગ્યા. આ બધું શું હશે તે સંબંધી વિચાર કરતાં મેં મારી પછવાડેની બાજુએ નજર કરી તો મને દેખાયું કે મહા ભયંકર જ્વાળાઓથી બીહામણો લાગતો દાવાનળ (વનનો અગ્નિ) તદ્દન મારી નજીક આવતો હતો, મને એ દાવાનળ જોઇને મરણનો ભય ઉત્પન્ન થયો, મારી શક્તિ અને પુરુષાર્થ ચાલ્યાં ગયાં, મેં દીનતા અંગીકાર કરી, પેટભરાપણાનો આશ્રય કર્યો, મારો અહંકાર ચાલ્યો ગયો, મારા ટોળાને મેં છોડી દીધું-તજી દીધું અને એક દિશા તરફ નાસવા માંડ્યું. નાસતો નાસતો હું થોડે દૂર ગયો ત્યાં ગામનાં ઢોરને પાણી પીવાનો એક જૂનો પૂરાણો સુકાઇ ગયેલો મોટો અંધકારવાળો કુવો આવ્યો. એના ઉપર ઘણું ખડ ઉગી ગયું હતું અને તેથી ઢંકાઇ ગયેલો હોવાને લીધે ખુબ દોડતાં મારા જોવામાં તે કુવો આવ્યો નહિ. તેની આગળ હું આવી પહોંચ્યો. મારા બન્ને આગળના પગો તે કુવામાં પડી ગયા. મારા શરીરના પછવાડેના ભાગને પણ

1 સલ્લકી: એક જાતનું ઝાડ એના પાંદડાં હાથીને બહુ ભાવે છે.

કાંઇ ટેકો ન હોવાથી તે પણ પછવાડે પડ્યું. મારૂં શરીર જબરજસ્ત હોવાથી હું કુવામાં પડ્યો અને બહુ ભારે હોવાથી આખા શરીરે ઘાયલ થયો. પ્રથમ થોડો વખત તો મને મૂર્છા આવી ગઇ, કેટલીક વારે કાંઇક ચેતના આવી, પણ મારા શરીરને જરા પણ હલાવી ચલાવી શકું નહિ એવી સ્થિતિ થઇ ગઇ. મારે આખે શરીરે તીવ્ર વેદના થવા લાગી. હવે મને પશ્ચાત્તાપ થવા લાગ્યો અને વિચાર આવ્યો કે સેવા કરનારા,લાંબા વખતથી પરિચયમાં આવેલા, ઉપકાર કરનાર, આપણામાં અનુરક્ત અને આજ્ઞાને અનુસરનારા તેમજ આપત્તિમાં આવી પડેલા પોતાના સંબંધીઓને જે તજી દે અને માત્ર પેટભરાપણું જ આદરી ખરે વખતે નાસી જાય તેવા મારી જેવા પ્રાણીઓને તો આમ જ ઘટે ! અરે અરે ! મારી નિર્લજ્જતા તો જુઓ ! મારે વિષે તો યુથાધિપતિ ( ટોળાનો ઉપરી ) એ શબ્દ માત્ર રૂઢ છે. માટે હવે વિચાર કરવાની શી જરૂર છે ? આ તો જેવાં કર્યાં તેવાં ભોગવાય છે, માટે હવે એ સંબંધી મનમાં કાંઈ ખેદ કરવો નહિ. આવા વિચારોથી–ભાવનાથી મારા મનમાં જરા મધ્યસ્થતા પ્રાપ્ત થઇ–મને જરા નિરાંત વળી, થતી વેદના મેં સહન કરી અને તે અવસ્થામાં સાત રાત પસાર કરી.

### પંચાક્ષપશુસંસ્થાનથી આગળ પ્રયાણ.

હવે ભવિતવ્યતા મારા ઉપર પ્રસન્ન થઈ અને કહેવા લાગી ‘ સાબાશ! આર્યપુત્ર ! સાબાશ ! તારા અધ્યવસાય ( આત્માના વિચારો) સુંદર થયા છે. તેં ઘણું આકરૂં દુઃખ સહન કર્યું છે, તારી આવા પ્રકારની ચેષ્ટાથી હું તારા ઉપર રાજી થઇ છું તેથી હું હવે તને બીજા નગરમાં લઇ જઈશ. ’ મેં જવાબમાં ‘ જેવી દેવીની આજ્ઞા ’ એમ કહ્યું. પછી મહાદેવી ભવિતવ્યતા–મારી સ્ત્રીએ એક સુંદર આકારવાળો પુરુષ બતાવ્યો અને ત્યારપછી કહ્યું “હું તારાપર પ્રસન્ન થઇ છું તેથી તારી સહાયમાં આ પુણ્યોદય[1] નામના પુરુષને મોકલું છું. હવે તારે એની સાથે જવું. એ તને ઘણા પ્રકારની મદદ કરશે. ” ‘ જેવી દેવીની આજ્ઞા ’

પુણ્યોદયની સહાય.

૧ પુણ્યોદય. શુભ કર્મનો ઉદય. પુણ્ય એ શુભ પ્રકૃતિ છે અને પાપ તે અશુભ પ્રકૃતિ છે. આ પુણ્યના ઉદયને કેટલીક વાર પ્રાણી પોતાના આત્મીય પુરુષાર્થ સાથે ભેળવી નાખી ભૂલ કરે છે તે સમજવા યોગ્ય છે. અનેક રીતે થતો પુણ્યનો ઉદય બરાબર અનુભવમાં લેવાની જરૂર છે. એના ઉદય વખતે જમે પુંજી ખરચ થાય છે એ પણ ધ્યાનમાં રાખવું.

એમ ફરીવાર મેં કહ્યું. આ વખતે મને ભવિતવ્યતાએ જે ગોળી અગાઉ આપી હતી તે પૂરી થઇ ગઇ. ભવિતવ્યતાએ તે વખતે મને એક બીજી ગોળી આપીને કહ્યું 'આર્યપુત્ર! તું અહીંથી જઇશ ત્યારે આ પુણ્યોદય તારો ગુપ્ત સહોદર ( એકજ પેટમાં ઉત્પન્ન થનાર ) બંધુ અને મિત્ર થઇને તારી સાથે રહેશે.'

* * * * *

## ભવ્યપુરુષને મુદ્દાસરનો પ્રશ્ન.

આ પ્રમાણે સંસારીજીવ[1] કહેતો હતો ત્યારે ભવ્યપુરુષે પ્રજ્ઞાવિશાળાના કાન નજીક જઇને પૂછ્યું "[2]માડી!( સંસારીજીવ તરફ આંગળી કરીને ) આ પુરુષ કોણ છે? તેણે શેની કથા કરવા માંડી છે? અસંવ્યવહાર વિગેરે નગરો ક્યાં છે? આ ગોળી જે એક એક વખત આપવામાં આવે છે ત્યારે નવીન નવીન રૂપો ધારણ કરાવે છે અને વિધવિધ પ્રકારનાં સુખો અને દુઃખોનો અનુભવ કરાવે છે તે કઇ? એક જ પુરુષની આટલા બધા વખત સુધી એક ને એક ઠેકાણે રહેવાની વાત કેવી રીતે હોઇ શકે? વળી મનુષ્ય પ્રાણીના કીડી અને કરમિયાં અને એવાં બીજા રૂપો કેવી રીતે હોઇ શકે? મને તો આ ચોરની આખી વાર્તા કોઇના ભેજામાંથી નીકળી હોય તેવી આલજાળ જેવી કલ્પિત લાગે છે! આ સર્વ બાબતનો ભાવાર્થ શો છે? તે માતાજી! મને કહો."

## પ્રજ્ઞાવિશાળાનો સ્પષ્ટ ખુલાસો.

પ્રજ્ઞાવિશાળાએ કહ્યું "આ ચોરનું હાલનું વિશેષ રૂપ શું છે તે તેણે હજુ સુધી કહ્યું નથી. સામાન્ય રૂપે તો તે સંસારીજીવ નામનો પુરુષ છે. તેણે સંસારીજીવના નામથી પોતાનું ચરિત્રજ કહ્યું છે. આ સર્વ હકીકત બંધબેસતીજ કહેવામાં આવે છે. એ હકીકત કેવી રીતે છે તે હવે હું તને સમજાવું છું અસાંવ્યાવહારિક જીવરાશિ (અવ્યવહારી નિગોદ ) તે અસંવ્યવહાર નગર સમજવું. પૃથ્વી, અપ્ ( જળ ), અગ્નિ, વાયુ અને વનસ્પતિરૂપ પાંચે એકેંદ્રિયની જાતિઓ સમજવી અને તેઓને ઉત્પન્ન થવાનું અને રહેવાનું સ્થાન તે એકાક્ષનિવાસ નગર સમ-

---

૧ આ સર્વ કથા સંસારીજીવ અગૃહીતસંકેતાને ઉદ્દેશીને સદાગમ સમક્ષ કહી બતાવે છે અને ભવ્યપુરૂષ તથા પ્રજ્ઞાવિશાળા સાંભળે છે.

૨ પ્રજ્ઞાવિશાળા ભવ્યપુરૂષની ધાવમાતા છે તેથી 'માડી' કહીને તે તેને બોલાવે છે.

જવું. બે ઇંદ્રિયવાળા જીવો, ત્રણ ઇંદ્રિયવાળા જીવો અને ચાર ઇંદ્રિયવાળા જીવો જેઓને માટે વિકલેંદ્રિયની સંજ્ઞા વાપરવામાં આવી છે તેઓને ઉત્પન્ન થવાનું અને વસવાનું સ્થાન તેને વિકલાક્ષનિવાસ નામનું નગર કહેવામાં આવ્યું છે. પાંચ ઇંદ્રિયવાળા તિર્યંચોના સ્થાનને પંચાક્ષપશુ-સંસ્થાનનું નામ આપવામાં આવ્યું છે. એક ભવમાં ભોગવવા યોગ્ય ઉદયમાં આવનારાં કર્મોના સમૂહને એક ભવવેદ્ય 'ગોળી'નું નામ આપવામાં આવ્યું છે. એ કર્મોના ઉદયથી નાના પ્રકારના રૂપો થાય છે અને સુખ દુઃખ વિગેરેનો અનુભવ પણ તે કર્મનાજ ઉદયથી થાય છે. આ પુરુષ ( પ્રાણી–જીવ ) પોતે તો અજર અમર છે. એ કદિ જીર્ણ થતો નથી અને કદિ મરણ પામતો નથી, તેથી એ પોતે અનંત કાળ અવસ્થાન કરે ( રહે, જીવે કે ફરે ) તેમાં કાંઇ નવાઇ જેવું નથી, તે બરાબર યોગ્ય છે. સંસારી જીવનાંજ કરમિયા કીડિ વગેરે રૂપો થાય છે. એમાં નવાઇ જેવું શું છે? હજુ તું બાળક છે, મુગ્ધ છે, તેથી આ બધી હકીકત જાણતો નથી. જો ભાઇ! આ દુનિયામાં ત્રણ ભુવનમાં એવું કોઇ પણ ચરિત્ર નથી કે જે આ સંસારીજીવના સંબંધમાં બનતું ન હોય, તેથી ભાઇ! તેના સંબંધમાં જે જે હકીકત બની હોય તે તે સર્વ તેને કહી જવા દે. [1]પછી હું ફુરસદે એ સર્વનો ભાવાર્થ તને સમજાવીશ." ભવ્યપુરુષે પોતાની ધાત્રી પ્રજ્ઞાવિશાળાની આજ્ઞા પોતાના માથાપર ચઢાવી.

* * * * *

### ઉપસંહાર.

उत्पत्तिस्तावदस्यां भवति नियमतो वर्यमानुष्यभूमौ,
भव्यस्य प्राणभाजः समयपरिणतेः कर्मणश्च प्रभावात्;
एतच्चाख्यातमत्र प्रथममनु ततस्तस्य बोधार्थमित्थं,
प्रक्रान्तोऽयं समस्तः कथयितुमतुलो जीवसंसारचारः. १.
स च सदागमवाक्यमपेक्ष्य भो, जडजनाय च तेन निवेद्यते;
बुधजनेन विचारपरायणस्तदनु भव्यजनः प्रतिबुध्यते. २.

સમયપરિણતિ ( કાળપરિણતિ ) અને કર્મના પ્રભાવથી ભવ્ય-પ્રાણીની ઉત્પત્તિ ઉત્તમ મનુષ્યભૂમિમાં ત્યારપછી થાય છે. આ હકીકત હવે[2] કહેવામાં આવશે અને ત્યારપછી આ સર્વ હકીકત અને

૧ આનો બરાબર ખુલાસો આઠમા પ્રસ્તાવમાં થશે.
૨ આગળના પ્રસ્તાવોમાં.

જીવનું સંસારમાં ચલન જેની બીજા સાથે સરખામણી થાય તેમ નથી તે તેના બોધને માટે કહેવામાં આવશે. સદાગમના વાક્યને અનુસારે તે સંસારચાર જડ બુદ્ધિવાળી અગૃહીતસંકેતાને કહેવામાં આવે છે, તે સાંભળીને બુધ-સમજુ (પ્રજ્ઞાવિશાળા) અને ત્યારપછી વિશારશીળ ભવ્યપુરૂષ પ્રતિબોધ પામે છે.

**प्रस्तावेऽत्र निवेदितं तदतुलं संसारविस्फूर्जितं,**
**धन्यानामिदमाकलय्य विरतिः संसारतो जायते;**
**येषां त्वेष भवो विमूढमनसां भोः सुन्दरो भासते,**
**ते नूनं पशवो न सन्ति मनुजाः कार्येण मन्यामहे ॥ ३ ॥**

આ (બીજા) પ્રસ્તાવમાં સંસારનું સ્વરૂપ બહુ વિસ્તારથી બતાવવામાં આવ્યું છે તે સાંભળીને ભાગ્યશાળી પ્રાણીઓને સંસારથી વિરતિ થાય છે. આ સાંભળવા કે વાંચવા છતાં પણ જે મૂઢ પ્રાણીઓને આ સંસાર સારો-સુંદર લાગે છે અથવા તેના તરફ આકર્ષણ થાય છે તેઓને માટે તેઓનાં કાર્યોપરથી અમે એમ માનીએ છીએ કે તેઓ મનુષ્ય નથી પણ પશુ છે.

**इत्युपमितभवप्रपञ्चायां कथायां संसारीजीवचरिते**
**तिर्यग्गतिवर्णनो नाम द्वितीयः प्रस्तावः**

ઉપમિતિ ભવ પ્રપંચા કથામાં સંસારીજીવના ચરિત્રને
અંગે તિર્યગ્ગતિ વર્ણન નામનો આ બીજો પ્રસ્તાવ
સમાપ્ત થયો.

**इति द्वितीयः प्रस्तावः**



# પરિશિષ્ટ નં. ૧.

## નિગોદનું સ્વરૂપ.[1]

આ સંસારમાં સર્વથી કનિષ્ઠ અવસ્થા ભોગવનારા જીવો નિગોદના નામથી ઓળખાય છે. તેમને ત્રણ યોગમાં માત્ર શરીરજ હોવાથી તેઓ શરીર સંબંધી પીડા અનંતી ભોગવે છે, છતાં અત્યંત અવ્યક્તપણું હોવાથી તેઓ તે પીડા ભોગવતાં સદ્‌ભાવ સંપાદન કરી કર્મ ખપાવી શકતા નથી, માત્ર વિપાકોદયવડે જે કર્મ ખપે છે તેજ ખપે છે. તેના પ્રમાણમાં કર્મ બંધાય પણ છે. પ્રાણીમાત્રનાં કેટલાંક કર્મ પ્રત્યેક સમયે પ્રદેશોદયથી પણ ખપે છે, પરંતુ તેની અહીં વિવક્ષા કરવામાં આવી નથી.

નિગોદ બે પ્રકારની છેઃ સૂક્ષ્મ નિગોદ અને બાદર નિગોદ. **સૂક્ષ્મ નિગોદ** તે સૂક્ષ્મ વનસ્પતિકાય જીવોનાં શરીરો સમજવાં. તેમાં રહેલા જીવો પણ નિગોદ જીવો કહેવાય છે. સૂક્ષ્મ પાંચે પ્રકારના સ્થાવરો પૈકી માત્ર વનસ્પતિકાયજ નિગોદ છે, અને તેજ એક શરીરમાં અનંત નિગોદીઆ જીવો રહેલ છે. બાકીના ચાર સ્થાવર સૂક્ષ્મો જો કે અદ્રશ્યાદિક ગુણોવડે વનસ્પતિકાય જેવા છે, પરંતુ તેઓ પ્રત્યેક શરીરી છે, અને તેની ગણના વ્યવહારરાશિમાં કરેલી છે.

નિગોદનો બીજો પ્રકાર **બાદર નિગોદ** છે, તે સાધારણ વનસ્પતિ તરીકે ઓળખાય છે. કંદમૂળ, લીલ, ફૂલ વિગેરેનો તેની અંદર સમાવેશ થાય છે. તે છદ્મસ્થ અને ચર્મચક્ષુવાળા જીવોને દ્રશ્ય છે, પરંતુ તેની અંદર પણ એક શરીરમાં અનંતા જીવોની સ્થિતિ છે. નિગોદ નામ (બન્ને જાતિમાં) તેના શરીરનું છે. તેવા શરીરો અસંખ્યાતાં છે અને દરેક શરીરમાં જીવો અનંતા હોય છે તથા સઘળા શરીરોના મળીને પણ અનંતાજ હોય છે. નવ પ્રકારના અનંતા પૈકી સૂક્ષ્મ બાદર નિગોદના સર્વ જીવો તેમજ એક નિગોદમાં રહેલા જીવો આઠમે-મધ્ય અનંતાનંતે છે. આ આઠમા અનંતાના અનંત ભેદો હોવાથી ઉપરની હકીકતને બાધ આવતો નથી. કોઇ પણ કાળે સર્વજ્ઞને પ્રશ્ન કરવામાં આવે તો ઉત્તર એજ મળે કે—બાદર અથવા સૂક્ષ્મ એક નિગોદમાં રહેલા જીવોનો અનંતમો ભાગ સિદ્ધિપદને પામેલો છે.

બાદર નિગોદ કરતાં સૂક્ષ્મ નિગોદમાં જીવની સંખ્યા અસંખ્યાત ગુણી છે.

બે પ્રકારની નિગોદ પૈકી અવ્યવહાર રાશિયા જીવો સૂક્ષ્મ નિગોદમાંજ રહે છે. તેમાં અનંતકાળથી તેજ અવસ્થાએ રહેલા અનંતા જીવો છે. બાદર નિગો-

---

૧ આ નિગોદસ્વરૂપનો આખો લેખ **શેઠ કુંવરજી આણંદજીએ** લખ્યો છે.

દમાં વ્યવહારરાશિ જીવોજ રહેલા છે કારણ કે તે જીવો વ્યવહારમાં આવ્યા કરે છે. એક વાર સૂક્ષ્મ નિગોદરૂપ અવ્યવહાર રાશિમાંથી નીકળેલો જીવ ફરીને સૂક્ષ્મ નિગોદમાં જાય તોપણ તે વ્યવહારરાશિઓજ કહેવાય છે અને તે અમુક કાળે (અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણીએ ) પાછો તેમાંથી નીકળીને બીજી પ્રકારની જીવજાતિમાં જરૂર આવે છે.

વ્યવહારરાશિમાં રહેલા જીવો સર્વે મોક્ષે જવાના છે એવો નિશ્ચય નથી, કારણ કે તેમાં અનાદિ કાળથી બાદર નિગોદ રહેલી છે, જેનો અનંતમો ભાગજ મોક્ષે ગયેલ છે અને જવાનો છે, તેમજ વ્યવહારરાશિમાં રહેલા અનંતા અભવ્ય જીવો છે કે જેઓ કદાપિ મોક્ષે જવાનાજ નથી. ( અભવ્ય જીવો ચોથે–જઘન્ય યુક્ત અનંતે છે. ) તેમજ અવ્યવહારરાશિમાં રહેલા સર્વ જીવો મોક્ષે જવાના નથી એમ પણ નથી; કારણકે વ્યવહારરાશિમાંથી એક જીવ મોક્ષે જાય ત્યારે અવ્યવહારરાશિમાંથી એક જીવ વ્યવહારરાશિમાં આવે છે. આવો અચળ ક્રમ છે. માત્ર જે જીવો **જાતિભવ્ય** છે અને તથાપ્રકારની સામગ્રીને અભાવે અવ્યવહારરાશિમાંથી નીકળવાનાજ નથી, તેથીજ તેઓને મોક્ષની સામગ્રી મળવાની નથી અને તેવી સામગ્રીના અભાવથી તે જીવો મોક્ષે પણ જવાના નથી. જો સામગ્રી મળે તો તેઓ મોક્ષે જઇ શકે તેવા સ્વભાવવાળા છે. આ જીવોને અભવ્યની કોટે વળગેલા કહેવામાં આવે છે.

સૂક્ષ્મ નિગોદ ચૌદ રાજલોકમાં સર્વત્ર સર્વ આકાશપ્રદેશમાં રહેલી છે, અને બાદર નિગોદ તો લોકના અસંખ્યાતમા ભાગમાં રહેલ છે.

સૂક્ષ્મ નિગોદ અને બાદર નિગોદ એ તે જીવોનાં શરીરનું નામ છે એમ અગાઉ કહેવામાં આવ્યું છે. તેમાં રહેલા દરેક જીવોને તૈજસ અને કાર્મણ એ બે શરીરો તો પૃથક્ પૃથક્ છે પણ ઔદારિક શરીર અનંત જીવોનું એકજ હોય છે અને તેથી તે સાધારણ તથા નિગોદના નામથી ઓળખાય છે. દરેક જીવ અસંખ્યાત પ્રદેશી છે, અને તે દરેકના પ્રદેશોની સંખ્યા લોકાકાશના પ્રદેશ તુલ્ય ( બરાબર સરખી ) છે. કોઇ પણ જીવ લઘુમાં લઘુ અવગાહના કરે ત્યારે પણ અસંખ્યાત આકાશપ્રદેશને અવગાહીનેજ રહી શકે છે. જો કે તે તે આકાશપ્રદેશે બીજા અનંત જીવોના દરેકના અસંખ્ય અસંખ્ય આત્મપ્રદેશો હોય છે તોપણ જીવોનો અને પુદ્ગળોનો મળીને રહેવાનો સ્વભાવ હોવાથી એક એક આકાશપ્રદેશે અનંતા છૂટા પરમાણુ, બેથીમાંડીને યાવત્ અનંતા પરમાણુના અનંતા સ્કંધો અને અનંત જીવોના અસંખ્ય અસંખ્ય આત્મપ્રદેશો પરસ્પરને બાધા કર્યા સિવાય રહી શકે છે. તે દરેક જીવના પ્રત્યેક આત્મપ્રદેશે અનંતી અનંતી કર્મવર્ગણાઓ લાગેલી હોય છે. તે વર્ગણાઓ અનંત પરમાણુઓના સ્કંધોની બનેલી હોય છે.

આ પ્રમાણે પ્રત્યેક આકાશપ્રદેશે જો કે અનંતા જીવોના આત્મપ્રદેશો રહે-

લા છે તોપણ તેમાં જઘન્ય પદ અને ઉત્કૃષ્ટ પદ લાભે છે. લોકને અંતે જ્યાં ખૂણા નીકળેલા હોય છે અને જે નિષ્કૂટ કહેવાય છે ત્યાં કે જ્યાં રહેલા જીવોને ત્રણ દિશાની સ્પર્શના હોવાથી ત્રણ દિશિનોજ આહાર મળી શકે છે. બાકીની ત્રણ દિશાએ અલોક હોય છે, ત્યાં જઘન્ય પદ લાભે છે. ત્યાંના પ્રત્યેક આકાશ-પ્રદેશ ઉપર જીવપ્રદેશો સર્વથી થોડા હોય છે. તે જઘન્ય પદના જીવપ્રદેશો કરતાં સર્વ જીવોના પ્રદેશો અસંખ્ય ગુણા હોય છે, અને ઉત્કૃષ્ટ પદવાળા એક એક આકાશપ્રદેશે તે સર્વ જીવો કરતાં વિશેષાધિક જીવપ્રદેશો હોય છે. બાકી જ્યાં ચાર કે પાંચ દિશાનો આહાર મળી શકે છે ત્યાં મધ્યમ પદ લાભે છે.

ત્રણ, ચાર કે પાંચ દિશાથી આહાર મળે તેવા સ્થાનમાં ખંડગોળા ઉત્પન્ન થાય છે. જ્યાં છ દિશાનો આહાર મળી શકે ત્યાંજ પૂર્ણ ગોળા ઉત્પન્ન થાય છે, અને એવા ગોળામાંજ ઉત્કૃષ્ટ પદ પણ લાભે છે.

આ ખંડગોળા અને પૂર્ણ ગોળાની નિષ્પાદક નિગોદ કહેવાય છે. પરંતુ ગોળક ( ગોળા ) તે આકશપ્રદેશોની રચના છે. તેનો આકાર ગોળ લાડવા જેવો હોવાથી તે ગોળક કહેવાય છે. જ્યાં ઊર્ધ્વ, અધો અને પૂર્વ પશ્ચિમાદિક ચાર મળી છએ દિશાએ લોક હોય છે ત્યાં પૂર્ણ ગોળા ઉત્પન્ન થાય છે, તે પ્રત્યેક અસંખ્ય આકાશપ્રદેશના બનેલા હોય છે. તે પ્રત્યેક ગોળાના એકેકા મધ્યબિંદુ તરીકે આકાશપ્રદેશને મૂકીને બીજા મધ્ય બિંદુને આશ્રીને અસંખ્ય ગોળાઓ છએ દિશાએ ઉત્પન્ન થાય છે. આવા ગોળા જ્યાં એક, બે કે ત્રણ દિશાએ અ-લોક હોય છે ત્યાં બની શકતા નથી, તેથી તે સ્થાને ખંડ ગોળા બને છે, અને તેથીજ ત્યાં જીવો અને જીવપ્રદેશો ઓછા હોય છે. તે હેતુથીજ ત્રણ દિશાએ અલોકવાળા સ્થાને જઘન્ય પદ કહેવામાં આવેલું છે.

આવા એક ગોળાના સર્વ પ્રદેશોને અવલંબીને અસંખ્ય નિગોદો રહેલી છે, કે જેની અવગાહના તે પૂર્ણ ગોળક સદ્દશજ છે, પરંતુ તે પ્રસ્તુત ગોળાને અનુસરીને બીજા તે ગોળાની બહાર અસંખ્ય ગોળાઓ નિષ્પન્ન થાય છે, અને ગોળાઓની સંખ્યા કરતાં નિગોદની સંખ્યા અસંખ્યાત ગુણી થાય છે.

આવા ગોળકો પ્રસ્તુત ગોળકમાં એક એક પ્રદેશની હાનિ અને એક પ્રદે-શની અન્ય તરફ વૃદ્ધિ એમ કરતાં જૂદાંજૂદાં મધ્યબિંદુ કલ્પવાથી અસંખ્યાતા બને છે. તે સંબંધી વધારે સમજુતી નિગોદષટ્ત્રિંશિકા પ્રકરણમાં આપેલી છે, તે ગુરૂગમથી સમજવા લાયક છે. સ્વયમેવ સમજવા જતાં કેટલીક વાત સમ-જાતી નથી અને કેટલીક વાત એવી રીતે અન્યથા સમજાઇ જાય છે કે તેને સુ-ધારતાં બહુ વિલંબ લાગે છે, માટે પ્રથમથી ગુરૂમહારાજ પાસેજ આ વિષય સમજવા યોગ્ય છે. આં હકીકત તેને આધારેજ લખવામાં આવી છે.

વ્યવહાર નયે જેટલા પૂર્ણ ગોળક છે, તેટલાંજ ઉત્કૃષ્ટ પદ છે.

નિશ્ચય નય આ સંબંધમાં એટલું વિશેષ કહે છે કે—જ્યાં બાદર નિગોદ કંદાદિ રહેલ હોય તે આકાશપ્રદેશો તેમજ બાદર નિગોદમાંથી અને સૂક્ષ્મ નિગોદમાંથી નીકળેલા પણ તે બે પ્રકારની નિગોદમાંજ ઉપજવાના જીવોના આત્મપ્રદેશો તેમજ તે બન્ને પ્રકારની નિગોદમાં ઉપજવા આવતા અન્ય પૃથ્વીકાયાદિ જીવોના આત્મપ્રદેશો જ્યાં વધારે લાભે ત્યાં ત્યાં ઉત્કૃષ્ટ પદ સમજવું, જેથી ગોળક અને ઉત્કૃષ્ટ પદ એ બે સરખાં નહીં થાય, પણ ઉત્કૃષ્ટ પદ ગોળા કરતાં ઓછાં થશે. બાકી બાદર નિગોદ વિગેરેના આશ્રય વિના તો તેની સમાનતાજ થશે.

ગોળા અસંખ્યાતા છે, અને તે પ્રત્યેક ગોળામાં અસંખ્ય નિગોદ તો તેટલીજ અવગાહનાવાળી રહેલી છે. બાકી વધતી ઘટતી અવગાહનાવાળી નિગોદો અસંખ્યાત ગુણી છે અને તે પ્રત્યેક નિગોદમાં અનંતા જીવો રહેલા છે. તે દરેક નિગોદના જીવો સિદ્ધના જીવો કરતાં અનંતગુણા છે. સિદ્ધના જીવો પાંચમે ( મધ્યમ યુક્ત ) અનંતે છે, અને આ એક નિગોદમાં રહેલા જીવો આઠમે અનંતે છે. સમકિત પામ્યા પછી પતિત થયેલા જીવો કે જેઓ અર્ધ પુદ્દગળપરાવર્તની અંદર ફરી સમકિત પામીને મોક્ષે અવશ્ય જવાનાજ છે તેવા જીવો **અભવ્ય કરતાં અનંતગુણા** છે, તે પણ પાંચમે અનંતે છે. પાંચમા અનંતાનાં અનંતાં સ્થાનો હોવાથી આ સંખ્યા અબાધિતપણે ઘટી શકે છે. સિદ્ધના જીવોમાં નિરંતર વૃદ્ધિ થતી જાય છે, છતાં તે પાંચમે અનંતે તે કારણથીજ ગણી શકાય છે.

ક્ષેત્રવિચારણાએ પ્રત્યેક ગોળકની તેમજ પ્રત્યેક નિગોદની અવગાહના અંગુળના અસંખ્યાતમા ભાગની અને અસંખ્ય આકાશપ્રદેશની છે. બાદર નિગોદની અવગાહના પણ અંગુળના અસંખ્યાતમા ભાગની છે, અને તેમા પણ દરેક નિગોદ ( શરીર ) માં અનંતા જીવો છે. દરેક જીવનું તૈજસ અને કાર્મણ એ બે શરીર જૂદાં જૂદા છતાં ઔદારિક શરીર જૂદું જૂદું નથી.

નિગોદનું સ્વરૂપ એટલું બધું સૂક્ષ્મ અને માત્ર કેવળીગમ્ય છે કે જેને માટે શાસ્ત્ર ઉપર અને પરમાત્માની વાણી ઉપરજ આધાર રાખવાથી સમજાય છે. અતીંદ્રિય પદાર્થ માત્ર શ્રદ્ધાવડેજ ગ્રાહ્ય થઇ શકે છે. તે છતાં ગુરૂગમથી તે સ્વરૂપ મેળવીને પૂર્વ પુરૂષોએ અનેક ગ્રંથોમાં અને સૂત્રમાં તેમજ તેની વૃત્તિઓમાં તેનું સ્વરૂપ વિસ્તારથી વર્ણવ્યું છે. લોકપ્રકાશના દ્રવ્યલોકવાળા પ્રથમ વિભાગમાં શ્રીવિનયવિજય ઉપાધ્યાયે પણ નિગોદનું સ્વરૂપ બહુ સારી રીતે વર્ણવ્યું છે, તેમાંથી તેમજ નિગોદષટ્ત્રિંશિકામાથી ગુરૂદ્વારા સમજીને આ સ્વરૂપ અહીં સંક્ષિપ્ત લખેલું છે. વિશેષના ખપી જીવોને તે તે ગ્રંથો વાંચી જોવા વિજ્ઞપ્તિ છે.

ઇતિ નિગોદવિચાર.

શ્રી

# ઉપમિતિ ભવપ્રપંચા કથા.

## તૃતીય પ્રસ્તાવ.

### અવતરણ.

# તૃતીય પ્રસ્તાવ.



## વૈશ્વાનર ( ક્રોધ ) ને અંગે.

| સ્થળ. | | મુખ્ય પાત્રો. | | સામાન્ય પાત્રો. | |
|---|---|---|---|---|---|
| જયસ્થળ | નગર. | પદ્મ. | રાજા | | |
| | | નંદા. | પદ્મરાજાની રાણી. | | |
| | | નંદિવર્ધન. | સંસારીજીવ. પદ્મરાજાનો પુત્ર. | અમોદકુંભ. | વસ્ત્રામણી આપનાર દાસીપુત્ર. |
| | | બુદ્ધિસમુદ્ર. | કળાચાર્ય. | રાજકુમારો. | નંદિવર્ધનના સહાધ્યાસી. |
| | | વિદુર. | રાજસેવક. | મતિધન. | પદ્મરાજાના મંત્રીઓ. |
| | | જિનમતજ્ઞ. | નિમિત્તિયો. | બુદ્ધિવિશાળ. | |
| અંતરંગ | નગર. | વૈશ્વાનર. | ધાવપુત્ર. અંતરગરાજ્યે નંદિવર્ધનનો મિત્ર. | અજ્ઞાકર. | |
| ચિત્તસૌંદર્ય. | નગર. | | | સર્વરોચક. | |
| શુભપરિણામ. | રાજા. | પુણ્યોદય. | નંદિવર્ધનનો અંતરંગ મિત્ર. | સ્ફુટવચન. | શાર્દૂલપુરના રાજા અરિદમનનો દૂત, જેનુ ખૂન નજીવી બાબતમાં નંદિવર્ધનને હાથે થાય છે તે. |
| નિષ્પ્રકંપતા. | (પહેલી) રાણી. | | | | |
| ક્ષાંતિ. | નિષ્પ્રકંપતાની દીકરી. | | | | |
| ચારૂતા. | (બીજી) રાણી. | | | | |
| દયા. | ચારૂતાની દીકરી. | | | | |



# સ્પર્શન પ્રબંધ.

**ક્ષિતિપ્રતિષ્ઠિત** નગર.
અંતરંગ પાત્રો.

| | |
|---|---|
| **કર્મવિલાસ.** | રાજા |
| **શુભસુંદરી** | રાણી. મનીષીની મા. |
| **અકુશળમાલા.** | રાણી. બાળની મા. |
| **સામાન્યરૂપા.** | રાણી. મધ્યમબુદ્ધિની મા. |
| **મનીષી.** | કર્મવિલાસનો પુત્ર. ( શુભસુંદરીનો પુત્ર. ) |
| **બાળ.** | કર્મવિલાસનો પુત્ર. ( અકુશળમાલાનો પુત્ર. ) |
| **મધ્યમબુદ્ધિ.** | કર્મવિલાસનો પુત્ર. ( સામન્યરૂપાનો પુત્ર. ) |
| **સ્પર્શન.** | બાળનો ખાસ મિત્ર. |

**ભવજંતુ.** સ્પર્શનપ્રસંગમુક્ત મોક્ષગામી મહાપુરૂષ.

| | |
|---|---|
| **બોધ.** | મનીષીનો અંગરક્ષક. |
| **પ્રભાવ.** | બોધનો અંગત કાર્ય કરનાર નોકર. |

**સ્પર્શન મૂળશુદ્ધિ.**

**રાજસચિત્ત** નગર. (અંતરંગ)

| | |
|---|---|
| **રાગકેશરી.** | રાજસચિત્ત નગરનો રાજા. |
| **વિષયાભિલાષ.** | રાગકેશરી રાજાનો મંત્રી |

**વિપાક.** પ્રભાવને સર્વ હકીકત બતાવનાર
રાજસચિત્ત નગરનો નાગરિક.

**મહામોહ.** રાગકેશરીનો પિતા. મોટો રાજા.

**સંતોષ.** સદાગમનો અનુચર, સ્પર્શનનો કટ્ટો શત્રુ.

**ક્ષિતિપ્રતિષ્ઠિત.** બહિરંગ પાત્રો.

**શત્રુમર્દન** રાજા.

**મદનકંદળી.** રાણી.

**કુશસ્થળ** નગર.

**વિભીષણ.** શત્રુમર્દનના અંતઃપુરનો રાજસેવક.

**પ્રબોધનરતિ.** આચાર્ય.

અંતરકથા. મિથુનદ્વય.

**તથાવિધ.** નગર. **ભોગતૃષ્ણા.**
**આર્જવ.**

**ઋજુ.** રાજા. **અજ્ઞાન.**
**પાપ.**

**પ્રગુણા.** રાણી.

મનુષ્યમિથુન.
- **મુગ્ધ.** કુમાર. ઋજુ રાજાનો પુત્ર.
- **અકુટિલા.** મુગ્ધની સ્ત્રી.

વ્યંતરમિથુન.
- **કાલજ્ઞ.** વ્યંતર.
- **વિચક્ષણા.** વ્યંતરી.

**પ્રતિબોધ.** કેવળજ્ઞાની આચાર્ય.

**શુભાચાર.** ઋજુરાજાનો નાનો પુત્ર.

**વ્યંતર.** કામદેવમંદિરનો અધિષ્ઠાયિક.

**નંદન.** રાજપુરુષ, બાળના ખબર આપનાર.

**સુબુદ્ધિ** શત્રુમર્દનરાજાનો મંત્રી. **સુલોચન** શત્રુમર્દનનો પુત્ર, રાજ્યગાદીએ બેસનાર.

**ધવળ.** સેનાપતિ–કુમાર પાસે સમાચાર લાવનાર.

**કુશાવર્તપુર નગર.** (બાહ્ય)

**કનકચૂડ.** જયસ્થળ નગરનો રાજા. કનકશેખરનો પિતા અને નંદિવર્ધનનો મામો.

**કનકશેખર.** કુશાવર્તપુરના રાજા કનકચૂડનો દીકરો. નંદિવર્ધનના મામાનો દીકરો.

**ચતુર.** કનકશેખર કુમારનો અંગરક્ષક

**સુમતિ.**
**વરાંગ.**
**કેશરી.** } કનકશેખરને પાછા તેડવા આવેલા ત્રણ પ્રધાનો.

**શૂરસેન.** કનકચૂડરાજાનો ચોથો પ્રધાન જેને વિમલાનનના ને રત્નવતીનુ આતિથ્ય કરવાનું કામ સોપવામાં આવ્યું હતુ તે.

**કપિંજલા.** વૃદ્ધ ગણિકા કનકમંજરીની ધાવમાતા. રથકારને મળી નંદિવર્ધન સાથે યોગ કરાવી આપનાર.

**ચૂતમંજરી.** કનકચૂડરાજાની રાણી. કનકશેખરની માતા.

**મલયમંજરી** કનકચૂડ રાજાની બીજી રાણી. કનકમંજરીની માતા અને નંદિવર્ધનની સાસુ.

**મણિમંજરી.** કનકચૂડરાજાની દીકરી. કનકમંજરીની મોટી બ્હેન.

**કનકમંજરી.** નંદિવર્ધનની બીજી રાણી. કુશાવર્તપુરના રાજા કનકચૂડની દીકરી. તેની માતા મલયમંજરી

| | | | |
|---|---|---|---|
| **વિશાળા** નગરી. (બાહ્ય) | **નંદન.** | વિશાળાનગરીનો રાજા. નંદિવર્ધનનો સસરો. | |
| | **પ્રભાવતી.** | નંદનરાજાની રાણી. વિમલાનનાની માતા. | |
| | **પદ્માવતી.** | નંદનરાજાની રાણી. રત્નવતીની માતા. | |
| | **વિમલાનના.** | નંદનરાજાની દીકરી. કનકશેખરની પત્ની. | **વિકટ.** નંદનરાજાનો દૂત. વિમલાનના તથા રત્નવતીને કુશાવર્તપુરમાં લઈ આવનાર. |
| | **રત્નવતી.** | નંદનરાજાની દીકરી. નંદિવર્ધનની પત્ની. | **દારૂક,** દૂત. કુશાવર્તપુરમાં નંદિવર્ધનને બોલાવવા આવનાર. |

---

| | | | |
|---|---|---|---|
| **કનકપુર.** (બાહ્ય) | **વિભાકર** | કનકપુરનો રાજવારસ. વિમલાનનાને પરણવા ઈચ્છનાર. | **પ્રભાકર**–કનકપુરનો રાજા.<br>**મધુસુન્દરી**–પ્રભાકર રાજાની રાણી. |
| અંતરંગનગર. **રૌદ્રચિત્તપુર** (હિંસા) | | | |
| રાજા. **દુષ્ટાભિસન્ધિ.** | **અવરસેન.** | વિષમકૂટ પર્વતપરના અંબરીષ નામના બારવટીઆઓનો ઉપરી. | |
| રાણી. **નિષ્કરૂણતા.**<br>દીકરી. **હિંસા.**<br>અંતરંગનગર. **તામસચિત્ત** (ક્રોધ.)<br>રાજા. **દ્વેષગજેન્દ્ર.** | | | **સમરસેન.** કલિંગદેશનો રાજા. વિભાકરનો સહાયક.<br>**દ્રુમ.** વંગદેશનો રાજા. વિભાકરનો મામો અને સહાયક. |

પ્રભાકર—કનકપુરનો રાજા.
મધુસુન્દરી—પ્રભાકર રાજાની રાણી.

અંતરંગનગર. રૌદ્રચિત્તપુર (હિંસા)
રાજા. દુષ્ટાભિસન્ધિ.
રાણી. નિષ્કરૂણતા.
દીકરી. હિંસા.

અવરસેન. ચિત્રકૂટ પર્વતપરના ... નામના ભારવટીઆઓનો ઉપરી.

સમરસેન. કલિંગદેશનો રાજા ...

રાણી. અવિવેકતા.
પુત્ર. વૈશ્વાનર.
નગર. શાર્દૂલપુર. (બહિરંગ)

**અરિદમન.** રાજા. જેણે પોતાની દીકરી નંદિવર્ધનને આપવાનું સ્ફુટવચન સાથે કહેવરાવ્યું હતું.

**રતિચૂલા.** તેની રાણી.

**મદનમંજૂષા.** અરિદમન રાજાની દીકરી.

**વિવેકાચાર્ય.** કેવળી. શાર્દૂલપુરમાં આવી રાજાના સંશય છેદનાર.

**ધરાધર.** વિજયપુરના રાજાનો દીકરો વૈશ્વાનરથી ભરેલો અને નંદિવર્ધન સાથે લડી તેની સાથે ઘણા ભવ વૈરભાવે ભટકનાર.

**રણવીર.** કનકપુરની નજીક આવેલ ભીમનિકેતન નામની ચોરની પલ્લીનો નાયક.

**વિમલમતિ.** અરિદમનનો મંત્રી.

**સ્ફુટવચન.** અરિદમન રાજાનો પ્રધાનપુરૂષ. જુઓ પૃ. ૩૩૮



ॐ परमात्मने नमः ॥

# શ્રી ઉપમિતિ ભવપ્રપંચા કથા.

## તૃતીય પ્રસ્તાવ.

### અવતરણ.

### પ્રકરણ ૧ લું.

### નંદિવર્ધન અને વૈશ્વાનર.



તિર્યંચગતિમાં આ પ્રાણી હોય તે વખતે તેને સાંસારિક સ્થિતિને અંગે વિચિત્રપણું કેવા કેવા પ્રકારનું થાય છે તે અગાઉ બતાવી ગયા. મનુષ્યભવમાં કેવી કેવી વિચિત્રતા થાય છે તે હવે કહેવામાં આવે છે:-

સદાગમની સમક્ષ રાજપુત્ર ભવ્યપુરૂષ અને પ્રજ્ઞાવિશાળાની હાજરીમાં અગૃહીતસંકેતાને ઉદ્દેશીને સંસારીજીવ પોતાનું ચરિત્ર આગળ ચલાવે છે:—

#### નંદિવર્ધનનો જન્મ-મહોત્સવ.

ભદ્રે અગૃહીતસંકેતે! ત્યારપછી એક ભવમાં ભોગવવા યોગ્ય નવીન ગોળી મેળવીને હું તિર્યંચ ગતિમાંથી નીકળી પડ્યો અને આગળ જવા લાગ્યો. આ મનુજગતિ નગરી જેમાં આપણે સર્વ અત્યારે બેઠા છીએ તેમાં ભરત નામે પાડો ( મહોલ્લો ) છે. તે ઘણી મોટી નગરીમાં એક અતિ સુંદર અને ધ્યાન ખેંચે તેવું જયસ્થળ નામનું નગર[1]

---

૧ નગરમાં નાનું નગર હોઇ શકે. મુંબઈમાં માડવી કે ગીરગામ એક નાના ગામ જેવાં જ છે.

છે. તે નગરમાં મોટા રાજાને યોગ્ય સર્વ ગુણોથી ભરપૂર પદ્મ નામના રાજા હતા. કામદેવની સ્ત્રી રતિના જેવી તે પદ્મરાજાને નંદા નામની રાણી હતી. ભવિતવ્યતાએ મને તે નંદાદેવીની કુક્ષિમાં દાખલ કર્યો અને તે રાણીના ગર્ભમાં ઉચિત વખત સુધી હું રહ્યો. ત્યાર પછી પુણ્યોદય નામનો સહચારી મને આપવામાં આવ્યો હતો, તેની સાથે હું મારી માતાની કુક્ષિમાંથી બહાર નીકળ્યો. નંદા રાણીએ મને જોયો અને પોતાને પુત્ર થયો એવું અભિમાન[1] તેને થયું. તે વખતે પ્રમોદકુંભ નામનો એક દાસીનો પુત્ર હતો, તેણે પદ્મ મહારાજાને મારા જન્મની વધામણી આપી. એ હકીકત સાંભળીને મહારાજાને બહુ આનંદ[2] થયો અને અત્યંત હર્ષ થવાને લીધે આખા શરીરના સર્વ અવયવોમાં રોમાંચ ખડા થઇ ગયા. જે છોકરો વધામણી લઇને આવ્યો હતો તેને સારૂં ઈનામ આપવામાં આવ્યું અને મહારાજાએ મારા જન્મનો મહોત્સવ કરવા માટે આજ્ઞા કરી. એ આજ્ઞાને અનુસરીને મોટાં મોટાં દાન આપવામાં આવ્યાં, કેદખાનામાંથી કેદીઓને છોડી દેવામાં આવ્યા, નગરદેવતાનું પૂજન કરવામાં આવ્યું, દુકાને દુકાને અને બારણે બારણે તોરણાદિ લટકાવીને શોભા કરવામાં આવી, મોટા મોટા રસ્તાઓ પર પાણી અને સુગંધી પદાર્થોનો છંટકાવ કરીને તેને શુદ્ધ કરવામાં આવ્યા, આનંદનાં વાજિત્રો વગાડવામાં આવ્યા, બહુ સારાં અને શ્વેત કપડાં પહેરીને નગરના લોકો રાજભુવનમાં આવવા લાગ્યા, તેઓને યથાયોગ્ય માન સન્માન આપવામાં આવ્યું, તેવા પુરૂષોને યોગ્ય આચરણ તેઓ સાથે કરવામાં આવ્યું, શરણાઇ અને બીજાં વાજિત્રો વાગવા માંડ્યાં, ગાનારી સ્ત્રીઓ ધવળમંગળ ગાવા લાગી, [3]કંચુકી, વામન અને કુબ્જ લોકો સાથે સ્ત્રીઓ નાચવા લાગી; આવી રીતે મારા જન્મનો મહોત્સવ અતિ આનંદથી થયો. એ બનાવને એક મહીનો વીતી ગયા પછી સંસારીજીવ એવું મારૂં અસલ નામ હતું તે અદૃશ્ય થઇ ગયું અને તેને બદલે નંદિવર્ધન નામ પાડવામાં આવ્યું. હું તેઓનો પુત્ર છું એવું અભિમાન મને પણ થયું. હવે

પુણ્યોદયનો સાથે જન્મ.

૧ મિથ્યા જ્ઞાન અથવા ગર્વ.

૨ અહીં કર્ત્તાએ 'અનુશય' શબ્દ વાપર્યો છે તેનો અર્થ પશ્ચાત્તાપ પણ થાય છે.

૩ કંચુકી એટલે જનાનખાનાનો નોકર. વામન (ઠીંગણા) અને કુબ્જ (કુબડા) પણ અંતઃપુરમાં નોકર હોય છે.

મારાં તે માતા પિતાને અનેક પ્રકારે આનંદ આપતો અને પાંચ ધાવના લાલનપાલનથી ઉછેરાતો હું ત્રણ વર્ષની ઉમરનો થયો.

**વૈશ્વાનરનો જન્મ-સ્વરૂપ.**

અંતરંગ પરિવાર.

હું અસંવ્યવહાર નગરથી આગળ ચાલ્યો ત્યારથીજ મારો બેવડો પરિવાર (કુટુંબ) હતો: એક [1]અંતરંગ પરિવાર અને બીજો બહિરંગ પરિવાર. આ અંતરંગ પરિવારમાં પહેલેથી એક અવિવેકિતા[2] નામની બ્રાહ્મણી મારી ધાવમાતા તરીકે કામ કરતી હતી. આ મારી ધાવમાતાએ મારો જન્મ થયો તેજ દિવસે એક છોકરાને જન્મ આપ્યો. એ છોકરાનું નામ વૈશ્વાનર[3] પાડવામાં આવ્યું. આ છોકરો ખાનગી રીતે-ગુપ્ત રીતે તો શરૂઆતથી જ મારી સાથે હતો, પરંતુ હવે તે બીજા સર્વને દેખાય-જણાય તેવા સ્પષ્ટ આકારમાં મારી સાથે થયો. મેં એ બ્રાહ્મણપુત્ર વૈશ્વાનરને જોયો ત્યારે તેનું રૂપ આવા પ્રકારનું હતું: તેને વાંકાચુંકા અને પહોળા વૈર અને કલહ[4] નામના બે પગ હતા, જરા જાડી, કઠણ અને ટુંકી ઈર્ષ્યા અને સ્તેય[5] નામની બે જાંઘો હતી, બહુ આડી અવળી રીતે આવી રહેલા [6]અનુશય અને અનુપશમ[7] નામના બે સાથળો હતા, એક બાજુએ ઊંચી થયેલ પૈશૂન્ય[8] નામની કેડ હતી, પરમર્મઉદ્‍ઘાટન[9] નામનું વાંકું વિષમ અને લાંબું પેટ

---

૧ **અંતરંગ પરિવાર**માં અંદરનું વાસ્તવિક સ્વરૂપ-વસ્તુનું હાર્દ-તત્ત્વ સમજવું અને **બહિરંગ** પરિવારમાં ઉપર ઉપરની દૃષ્ટિથી દેખાતાં સગા સંબંધીઓ-કુટુંબીઓ સમજવાં. આ અર્થમાં **અંતરંગ** અને **બહિરંગ** શબ્દો આખા ગ્રંથમાં વારંવાર વાપરવામાં આવશે: **પદ્મ**રાજા, **નંદા** દેવી વિગેરે બહિરંગ પરિવાર સમજવો. વૈશ્વાનરનું સ્વરૂપ હાલ ચાલે છે તેનો અંતરંગ પરિવારમાં સમાવેશ થાય છે.

૨ **અવિવેકિતા**—અવિવેક—વિવેક ગુણનો નાશ. આથીજ ક્રોધનો જન્મ થાય છે એ બરાબર વિચારવાથી જણાશે. વિવેકી પ્રાણીઓ ક્રોધ કરતા નથી.

૩ **વૈશ્વાનર**-આનો મૂળ અર્થ અગ્નિ થાય છે. અહીં તે ક્રોધને બતાવે છે. ક્રોધ થાય ત્યારે શરીરમાથી અગ્નિ નીકળવા માંડે છે. વૈશ્વાનર એ ક્રોધનું રૂપક સમજવું. " વૈશ્વાનર " એવું ક્રોધનું નામ પણ છે.

૪ **કલહ:** કજીઓ, કંકાસ.

૫ **સ્તેય:** ચોરી.

૬ **અનુશય:** અત્યંત દ્વેષ, પૂર્વનું વૈર.

૭ **અનુપશમ:** શાંતિનો અભાવ, સમતાની ગેરહાજરી.

૮ **પૈશૂન્ય:** ચાડીઆપણું, ચુગલીખોરપણું.

૯ **પરમર્મઉદ્‍ઘાટન:** પારકાના મર્મ—ખાનગી વાત ખુલ્લી પાડવાની ટેવ.

હતું, અંતસ્તાપ[1] નામની ઘણી સાંકડી છાતી હતી, આડા અવળા જાડા પાતળા ખાર અને મત્સર નામના બે હાથથી તે શોભતો હતો, વાંકી ચુંકી લાંબી ક્રૂરતા નામની ડોકથી તે જોડાયલો હતો, હોઠની બહાર નીકળી પડેલા અને છુટા છુટા મોટા અસભ્યભાષણરૂપ[2] દાંતોથી તે અનેક પ્રકારની વિટંબના પામતો હતો, તે છિદ્રમાત્ર ચંડત્વ[3] અને અસહનત્વ[4] નામના બે કાનોથી હાસ્યપાત્ર બન્યો હતો, તેને તામસભાવ નામની અત્યંત બેસી ગયેલી ( ચીબી ) નાસિકા હતી, જે માત્ર એ ઠેકાણે એક નિશાનીરૂપે જ બાકી રહેલી હતી, તેનાથી તે મશ્કરી કરવાનું પાત્ર થઇ પડ્યો હતો, તેને રૌદ્રત્વ[5] અને નૃશંસત્વ[6] નામની બે ગોળમટોળ આંખો હતી અને તે એટલી બધી લાલ હતી કે તેને લીધે તે ચણોઠી જેવી લાગતી હતી, એ આંખોને લીધે તેનું રૂપ ઘણું ભયંકર લાગતું હતું, અનાર્યઆચરણ[7] નામનું ત્રણ ખૂણાવાળું તેને મોટું માથું હતું. તેને અનેક પ્રકારનાં નાટકો કરવા પડતાં હતાં અને અગ્નિના ભડકા જેવા દેખાતા પરોપતાપ[8] નામના ઘણા પીળા બાલના ( મવાળાના ) ગુચ્છાથી તે પોતાનું વૈશ્વાનર નામ યથાર્થ કરી બતાવતો હતો. આવા પ્રકારના વૈશ્વાનર નામના બ્રાહ્મણપુત્રનો મારી સાથે જ જન્મ થયો.

## વૈશ્વાનર નંદિવર્ધનની મૈત્રી.

અનાદિ કાળના પરિચયને લીધે મારો તે વૈશ્વાનર ઉપર સ્નેહ થયો. તે મારો સાચો મિત્ર છે એમ ધારીને મેં તેને ગ્રહણ કર્યો, પરંતુ પરમાર્થથી તે મારો ખરેખરો શત્રુ છે એ હકીકત તે વખતે મારા સમજવામાં આવી નહિ. એ મારો અંતરંગનો સગો છે અને અવિવેકિતા નામની મારી ધાવમાતાનો પુત્ર છે એમ ધારીને તે મારો મોટો હિત કરનારો છે એવો ચોક્કસ નિર્ણય મારા મનમાં તે વખતે થયો. મારા મનમાં આવા પ્રકારનો નિર્ણય થયો હતો તે વૈશ્વાનરે જોઈ લીધો. તેને

---

૧ **અંતસ્તાપ:** શરીરમાં બળતરા–દાહ ચાલે, મન બળી જાય તે સ્થિતિ.

૨ **અસભ્ય ભાષણ:** ગૃહસ્થને ન છાજે તેવા વચનો બોલવા તે.

૩ **ચંડત્વ:** બહુ આકરી પ્રકૃતિ.

૪ **અસહનત્વ:** અન્યનુ બોલેલું કે કરેલુ ન ખમી ખાવાની ટેવ

૫ **રૌદ્રત્વ:** ભયંકરપણું.

૬ **નૃશંસત્વ:** ક્રૂરપણું.

૭ **અનાર્યઆચરણ:** આર્ય પુરૂષને યોગ્ય નહિ એવા પ્રકારનુ વર્તન.

૮ **પરોપતાપ:** પારકાને–અન્યને પીડા ઉપજાવવી તે

જણાયું કે આ રાજપુત્ર ( હું-નંદિવર્ધન ) તેના ઉપર પ્રીતિ કરે છે એટલે તુરત તે મારી નજીક નજીક આવવા લાગ્યો તે જ્યારે તદ્દન પાસે આવ્યો ત્યારે પ્રેમથી હું તેને ભેટ્યો. મેં તેના ઉપર સ્નેહભાવ બતાવ્યો, એને પરિણામે અમારા વચ્ચે પ્રેમભાવ વધ્યો અને આખરે દોસ્તી જામી. ત્યારપછી તો અમારી દોસ્તી એટલી બધી વધી પડી કે હું ઘરમાં કે બહાર જ્યાં જાઉં ત્યાં તે મારો મિત્ર મારી સાથે આવતો હતો અને એક ક્ષણ પણ મને વીલો મૂકતો નહોતો. આવી રીતે વૈશ્વાનર સાથે મેં ભાઇબંધી કરવા માંડી તેથી પુણ્યોદય નામનો મારો મિત્ર જે મારી સાથે આ નગરીમાં આવ્યો હતો તે પોતાના મનમાં બહુ નારાજ થયો. તેને વિચાર થયો કે અહો ! આ વૈશ્વાનર મારો શત્રુ છે, પરંતુ આ નંદિવર્ધન કુમાર ખરૂં સ્વરૂપ સમજ્યા વગર હું તેનામાં રક્ત છું છતાં મારી દરકાર કરતો નથી અને સર્વ દોષોથી ભરેલા અને પરમાર્થથી તેના શત્રુ વૈશ્વાનર સાથે પ્રીતિ કરે છે ! વળી મને એમ પણ વિચાર થાય છે કે તેમાં આશ્ચર્ય પામવા જેવું શું છે? અજ્ઞાની મૂર્ખ પ્રાણીઓ પાપમિત્રનું સ્વરૂપ જાણતા નથી, એવા મિત્રની સોબતનું પરિણામ કેવું ભયંકર આવશે તે સમજતા નથી, તેનો સંગ દૂર કરવાનો ઉપદેશ આપનારની વાતને યોગ્ય આવકાર આપતા નથી. તે પાપમિત્રની ખાતર બીજા સન્મિત્રોને પણ તજી દે છે, તેવા મિત્રની સંગતને વશ પડી ખોટે માર્ગે ઉતરી જાય છે. આમ કરતાં કોઇ વખત દોડાદોડ કરતા આંધળાઓ ભીંત સાથે અફળાવાથી પાછા હઠે છે તેવીજ રીતે આવા પ્રકારની કુસંગત કરનાર પ્રાણીઓને જ્યારે સખ્ત ફટકો પડે છે ત્યારેજ તેઓ કુમાર્ગથી પાછા હઠે છે, પણ અન્ય પ્રાણીઓ તેમને એવી સોબતથી દૂર રહેવાનો ઉપદેશ આપે છે ત્યારે તેઓ તેને અનુસરતા નથી. આ નંદિવર્ધન કુમાર આવા પાપી મિત્રની સાથે સોબત કરે છે તેથી તે પણ મૂર્ખજ જણાય છે. હું અત્યારે એ પાપી મિત્રની સોબત નહિ કરવા માટે તેને સમજાવીશ તોપણ તેથી શું વળવાનું છે? ભવિતવ્યતાએ મને એના સહચારી તરીકે રહેવાનું કહ્યું છે અને વળી તે નંદિવર્ધન કુમાર અગાઉ જ્યારે [1]હાથી હતો ત્યારે તેને બહુ વેદના થઇ તો પણ તે મધ્યસ્થ ભાવ અને સમતા રાખીને નિશ્ચળ રહ્યો હતો તે વખતે તેણે મારા મન ઉપર મોટી અસર કરી હતી

પુણ્યોદયને અંતર ખેદ.

---

૧ જુઓ અગાઉ પૃષ્ઠ ૩૨૭-૮

તેથી[1] જો અત્યારે એ ખરાબ મિત્રની સોબતમાં પડી ગયો છે તો પણ મારે વિના અવસરે એને તજી દેવો યોગ્ય નથી. આ પ્રમાણે વિચાર કરીને મારો સહચારી પુણ્યોદય જો કે મારા ઉપર ગુસ્સે થયો હતો તોપણ મારી બાજુમાં અગાઉની માફક પ્રચ્છન્ન રૂપે રહેવા લાગ્યો.

## વૈશ્વાનરની સાથે પ્રીતિ;
## મિત્રો સાથે ખરાબ વર્તન;
## નિરર્થક અભિમાન.

વૈશ્વાનર મારો અંતરંગ મિત્ર હતો. મારે તે ઉપરાંત બહિરંગ બીજા ઘણા મિત્રો થયા. તે સર્વ મિત્રો સાથે અનેક પ્રકારની ક્રીડાઓ કરતો હું મોટો થવા લાગ્યો. જ્યારે રમત ચાલતી હોય ત્યારે મારાથી મોટી વયના છોકરાઓ, ભલે તે મોટા ઘરના-ઉચ્ચકુળના હોય, ભલે તે મારાથી વધારે પરાક્રમવાળા હોય, તોપણ તે સર્વ મને વૈશ્વાનરથી અધિષ્ઠિત થયેલો ( મિજાસમાં આવી ગયેલો-ક્રોધી મુદ્રાવાળો ) જોઇ બીકથી ધ્રૂજી જતા હતા, મને પગે લાગતા હતા, મારી ખુશામત કરતા હતા, મારા ચોબદારની જગા લેતા હતા, મારી આગળ દોડતા હતા, મારા વચનનો જરા પણ અનાદર નહોતા કરતા. વધારે શું વાત કરવી? પણ મારી છબીથી કે મારા પડછાયાથી પણ તેઓ ડરી જતા હતા. આ સર્વ હકીકતનું ખરેખરૂં કારણ તો અચિંત્ય શક્તિવાળો પણ ગુપ્તરૂપે રહેલો મારો સહચારી મિત્ર પુણ્યોદય હતો, પણ મહામોહને વશ થવાથી તે વખતે મારા મનમાં એમ સ્ફુરી આવ્યું કે મારાથી મોટી ઉમરના છોકરાઓ પણ મારી સાથે આવી રીતે વર્તે છે તેનું કારણ મારો મિત્ર વૈશ્વાનરજ છે;[2] કારણ કે તે મારો મિત્ર જ્યારે મારી નજીકમાં હોય છે ત્યારે પોતાની અતુલ્ય શક્તિથી તે મારા તેજસ્વીપણામાં વધારો કરે છે, મને ઉત્સાહ આપે છે, મારા બળને ઝગઝગાવી મૂકે છે, તેજ પ્રાપ્ત કરાવે છે, મનને સ્થિર કરે છે, ધીરજ ઉત્પન્ન કરે છે, ઉચ્ચતા-મહાનુભાવપણાને જમાવે છે અને ટુંકામાં કહીએ તો એક પુરુષને યોગ્ય સર્વ ગુણો મારામાં મારો વૈશ્વાનર મિત્ર જોડે છે. આવા વિચારને લીધે વૈશ્વાનર ઉપર મારી પ્રીતિ વધવા લાગી અને તે મારો પરમ પ્રિય મિત્ર થયો.

---

૧ અહીંથી રો. એ. સો ( બંગાલ ) વાળી આવૃત્તિનું પૃ. ૨૦૧ શરૂ થઈ છે.

૨ સંસારમાં પ્રાણી ફાવે છે ત્યારે તેનું માન પોતેજ લે છે; જ્યારે ખત્તા ખાય છે ત્યારે નસીબને (કર્મને) માથે આરોપ કરે છે. કર્મનુ સામ્રાજ્ય સર્વત્ર વર્તે છે એ ફતેહની ધૂનમાં ભૂલી જાય છે.

## સુંદર કળાનો અભ્યાસ; વૈશ્વાનરનો સહયોગ; સહાધ્યાયી પર દમ.

આવી રીતે વધતાં વધતાં અનુક્રમે હું આઠ વર્ષનો થયો તે વખતે મારા પિતા પદ્મરાજાને વિચાર થયો કે 'કુમાર હવે યોગ્ય ઉમરનો થયો છે, માટે તેને કેળવણી આપવી જોઇએ.' આ વિચારને પરિણામે તેમણે જોશીઓ પાસે એક શુભ દિવસ જોવરાવ્યો. એક મુખ્ય વિદ્વાન્ [1]કળાચાર્યને બોલાવવામાં આવ્યા, વિધિપૂર્વક તેની પૂજા કરવામાં આવી, એ પ્રસંગને યોગ્ય બીજી ઉચિત [2]ક્રિયાઓ કરી અને બહુ આદરપૂર્વક મારા પિતાએ મને તે કળાચાર્યને સોંપ્યો. તેજ કળાચાર્યને અગાઉ પણ મારા ભાઇઓ-ભાયાતો અને રાજપુત્રો અભ્યાસ માટે સોંપવામાં આવ્યા હતા. તે સર્વની સાથે હું પણ કળા ગ્રહણ કરવા લાગ્યો, અભ્યાસ કરવા લાગ્યો.

અભ્યાસની સરળતાઓ.

અભ્યાસ કરવાનાં સર્વ સાધનો તૈયાર હોવાથી, મારા પિતાશ્રીનો કેળવણી આપવાની બાબતમાં દૃઢ ઉત્સાહ હોવાથી, કળાચાર્ય મને અભ્યાસ કરાવવામાં ખાસ રસ લેતા હોવાથી, બાલ્યકાળ (છોકરાપણાની વય) કોઇ પણ પ્રકારના વ્યવહારની ચિંતાથી રહિત હોવાથી, પુણ્યોદય સર્વદા બાજુમાં રહેતો હોવાથી, [3]ક્ષયોપશમ ઉત્કટ હોવાથી તેમજ તે વખતે ભવિતવ્યતા અનુકૂળ હોવાથી બીજી કોઇ પણ બાબતમાં ધ્યાન ન આપતાં એકચિત્તે બહુ થોડા વખતમાં લગભગ સર્વ કળાઓ કળાચાર્ય પાસેથી હું શીખી ગયો. મારો વૈશ્વાનર મિત્ર જે મને અત્યંત પ્રિય હતો તે મારી આ-

---

૧ **કળાચાર્ય:** સર્વ કળાઓ શીખવનાર. પુરુષની ૭૨ કળાઓ છે. આ આચાર્યનુ નામ બુદ્ધિસમુદ્ર છે જે આગળ જણાશે.

૨ નિશાળગરણું, છોકરાઓને મીઠાઇ વિગેરે આપવી, ઈત્યાદિ તે કાળમાં પ્રચલિત રિવાજો.

૩ **ક્ષયોપશમ:** જ્ઞાન આત્માનો ગુણ છે, એ જેટલો આવરણ પામે-એનાપર આચ્છાદન લાગે તેટલા પૂરતુ જ્ઞાન પ્રગટ થતુ નથી, સ્પષ્ટ જણાતું નથી. એ આવરણોમાથી કેટલાકને દૂર કરવામાં આવે (ક્ષય) અને કેટલાકને દબાવી દેવામાં આવે (ઉપમશ) તેને 'ક્ષયોપશમ' કહે છે. જ્ઞાનાવર્ણીય કર્મનો જેટલો ક્ષયોપશમ હોય તેટલું જ્ઞાન પ્રગટપણે દેખાય છે આત્મા શુદ્ધ સ્વરૂપે તો જ્ઞાનમયજ છે પણ તેની તે શુદ્ધ સ્થિતિ જ્ઞાનાવરણીય કર્મથી અવરાઇ જાય છે-આચ્છાદિત થઇ જાય છે.

વૈશ્વાનરની સાથે દોસ્તી.

જીમાં સાથેજ રહેતો હતો અને મારા અભ્યાસકાળમાં પણ કારણ મેળવીને અથવા વિના કારણે મને ભેટી જતો. તે મારો વહાલો મિત્ર મને જ્યારે ભેટતો ત્યારે ગુરુમહારાજ-કળાચાર્યનો ઉપદેશ હું યાદ કરતો નહોતો, મારા ઉત્તમ કુળને કલંક લાગે તે બાબતની દરકાર કરતો નહોતો, પિતાજીના મનને મારી આ હકીકત સાંભળવાથી કે જાણવાથી ખેદ થશે તેથી બ્હીતો નહોતો, આ સર્વ વાતનું ગુપ્ત રહસ્ય શું છે તે સમજતો નહોતો, મને પોતાને અંદરખાનેથી કેટલો ખેદ અને અંતરજવાળા થતી હતી તે જાણતો નહે તો, અભ્યાસ તદ્દન હેતુ વગરનો-અર્થ વગરનો થઇ જાય છે તે વિચારતો નહોતો, માત્ર તે વૈશ્વાનરને મારો પરમ પ્રિય મિત્ર ગણીને તેના કહેવા પ્રમાણે હું આખે શરીરે [1]પરસેવાથી ભીંજાઇ, લાલ આંખ અને ચઢાવેલાં ભવાં સાથે દરેક અભ્યાસ કરનાર બાળકોની સાથે કજીઆ કરૂં, સર્વની ખાનગી બાબતોની ચાડી કળાચાર્ય પાસે ખાઉં અને સાચું-ખોટું બોલું, તેઓ કોઇ મધ્યસ્થ વચન બોલે-વચ્ચે પડીને મને સમજાવવા યત્ન કરે-તે સહન પણ કરૂં નહિ અને નજીકમાં લાકડી કે બીજું જે કાંઇ હાથમાં આવે તેવડે દરેક સહાધ્યાસીને ફટકાવવું ! મને વૈશ્વાનર

વૈશ્વાનરની અસરઃ વિદ્યાર્થી તથા ગુરુ.

ભેટ્યો છે એમ જાણીને ભયથી ત્રાસ પામેલા તેઓ સર્વે પણ મને અનુકૂળ લાગે તેવુંજ બોલે, મારી ખુશામત કરે અને મારે પગે પડે. એ સર્વ રાજપુત્રો શક્તિવાળા હતા, છતાં પણ મારી ગંધમાત્રથી પણ [2]નાગદમની ઔષધિથી હતપ્રતાપ સર્પોની પેઠે તેઓ સ્વતંત્ર ચેષ્ટા કરી શકતા નહિ, અને ઉદ્વિગ્ન મનવાળા થઇ ભયથી કંપતા કંપતા જાણે કેદખાનામાં પડ્યા હોય તેવી રીતે મહાદુઃખમાં માત્ર પોતપોતાનાં માબાપોની આજ્ઞાને અનુસરવા ખાતરજ ત્યાં અભ્યાસ કરીને પોતાનો સમય ગાળતા હતા, પરંતુ તેઓને મારો ભય એટલો બધો લાગતો હતો કે આ સર્વ વાત મારા કળાચાર્ય-ગુરુમહારાજને કહેવાની પણ હિંમત

---

૧ ક્રોધી મુખમુદ્રાનાં આ સર્વ ચિન્હો છે, જે અવલોકન કરવાથી જણાઇ આવશે

૨ **નાગદમની**: નાગ એટલે સર્પ અથવા જુલમી માણસ. દમની એટલે વશ કરનારી અથવા અંકુશમા રાખનારી. નાગદમની ઔષધિ થાય છે, જે માદળીઆમાં રાખી ગળે બાંધી હોય તો ગમે તેવો ભયંકર ઝેરી સર્પ એ ઔષધિ ધારણ કરનાર-પ્રાણીને કરડી શકતો નથી, કારણ કે તે ઔષધિની ગંધથી જ સર્પ વશ થઇ જાય છે. આ લોકમાન્યતા પર અત્ર અલંકાર છે.

કરતા નહિ, કારણ કે તેઓના મનમાં ભય રહેતો હતો કે તેમ કરવાથી કદાચ સર્વનો નાશ થશે; પરંતુ કળાચાર્ય તો મારી તદ્દન પાસે હોવાથી મારી સર્વ ચેષ્ટાઓ સારી રીતે જોતા હતા અને સર્વ હકીકત તેઓના ધ્યાનમાં જ હતી, પણ મારા તોફાનનું છોકરાઓ ઉપર જે પરિણામ આવતું હતું તે તેઓએ આડકતરી રીતે જોઇ લીધેલું હોવાથી તેઓ પણ પોતાના હૃદયમાં બીહી ગયેલા હોવાને લીધે આ સંબંધમાં મને શિક્ષણ આપવા માટે અથવા ઠપકો આપવા માટે મારી સામું પણ જોઇ શકતા નહોતા અને કદાચ બીજું કાંઇ બ્હાનું લઇને કળાચાર્ય મારી પાસે કાંઇ પણ બોલે તો હું તેનો પણ તિરસ્કાર કરતો, એટલુંજ નહિ પરંતુ તાડના પણ કરી દેતો. આ પ્રમાણે થયા પછી તો અન્ય રાજપુત્રોની પેઠે તે પણ મારી સાથે છેટેથીજ કામ લેવા લાગ્યા. આવી રીતભાત અને હકીકત જોઇને મહામોહના દોષથી હું વિચાર

નંદિવર્ધન પર અવળી અસર.

કરવા લાગ્યો કે “ અહો ! મારા પરમ પ્રિય મિત્ર વૈશ્વાનરનું માહાત્મ્ય અને શક્તિ તો જુઓ ! પોતાના સ્નેહી ઉપર હિત કરવાની તેની શક્તિ કેવી સુંદર છે ! વળી તેની કુશળતા જુઓ ! તેનો વાત્સલ્ય ભાવ–પ્રેમ જુઓ ! તેનો મારાપરનો દૃઢ રાગ જુઓ ! જ્યારે તે મને પ્રેમથી ભેટે છે ત્યારે મારામાં પરાક્રમ ઘણું વધી જાય છે તેથી રાજાની પેઠે સર્વત્ર મારૂં શાસન અસ્ખલિત ચાલે છે. એ પ્રતાપ મારા મિત્રવર્ય વૈશ્વાનરનો છે ! વળી તે એક ક્ષણવાર પણ મને મૂકીને જતો નથી તેથી તેજ મારો ખરેખરો ભાઇ છે, તેજ મારૂં ખરેખરૂં અંગ છે, તેજ મારૂં સર્વસ્વ છે, તેજ મારૂં જીવિત છે અને તેજ મારૂં પરમ તત્ત્વ છે. એ ( વૈશ્વાનર )ના વગરનો પુરુષ કાંઇ પણ કરી શકતો નથી અને તેથી ઘાસના બનાવેલા ચાડીઆથી તેવો પુરૂષ કોઈ પણ રીતે ચઢતો નથી. ” આવા આવા વિચારોથી મિત્ર વૈશ્વાનર ઉપર મારો દૃઢ રાગ, વધારે વધારે સ્થિર થતો ગયો.

## વૈશ્વાનરાનુરક્ત રાજકુમાર.

એક દિવસ અમે બન્ને—હું અને વૈશ્વાનર–ખાનગીમાં બેઠા હતા તે વખતે અમારી વચ્ચે નીચે પ્રમાણે ગુપ્ત વાતો થઇ:—

નંદિવર્ધન—“ મિત્ર ! વધારે કહેવાની કાંઇ જરૂર હું જોતો નથી, પણ મારે તને જણાવી દેવું જોઇએ કે મારા પ્રાણ તારે આધીન છે અને તારે એને તારી મરજીમાં આવે તે પ્રમાણે યોજવા. ”

આ પ્રમાણે મારી વાણી સાંભળીને વૈશ્વાનરના મનમાં આનંદ થયો કે ચાલો! આપણો પરિશ્રમ પણ સફળ થયો, કારણ કે આ ભાઇશ્રી હવે બરાબર મારે વશ થઇ ગયા એમ જણાય છે. આ પ્રમાણે વિચાર કરીને વૈશ્વાનરે મારા ઉપર બહુ પ્રેમ બતાવવા માંડ્યો. અરસ્પરસ પ્રેમમાં અનુરક્ત પ્રાણીઓ એક બીજાનું બોલેલું સાંભળે છે, કોઇ પણ પ્રકારના સંકલ્પવિકલ્પ ઉઠાવ્યા વગર તેને ગ્રહણ કરી લે છે, તેના સંબંધમાં અંતરના ભાવપૂર્વક પ્રવૃત્તિ કરે છે અને એવાં વચનમાં જે ક્રિયા કરવાની સૂચના કરી હોય તેને જરૂર અમલમાં મૂકે છે. આ પ્રમાણે હોવાથી પોતાનો અત્યારે બરાબર વખત આવ્યો છે એમ વિચારીને તેણે મને (નંદિવર્ધનને) કહ્યું "તું કહે છે તે બરાબર છે, તેમાં જરા પણ શક જેવું નથી. એ સઘળું હું જાણી રહ્યો છું, છતાં મારા જેવા આગળ તું પોતેજ એ હકીકત કહી બતાવે છે તેનું કારણ માત્ર તારી કૃપાજ છે. એ મહા-પ્રસાદ (કૃપા)નો મહિમા એવો છે કે જે પ્રાણીએ એની પ્રસાદી લીધી હોય તે આનંદમાં આવી જઇને વ્યક્ત અર્થવાળી હકીકત પણ વારંવાર બોલ્યા કરે છે અને એ તેને એ પ્રમાણે જોરથી બોલાવે છે. મિત્ર! એમાં તે શું? પરંતુ તારા પ્રાણને પણ જો તારી ઇચ્છા હોય તો અક્ષય કરૂં."

નંદિવર્ધન–"એ તમારા પ્રસાદનો શરીર સાથે સંબંધ કેવી રીતે થાય છે તે કૃપા કરીને કહો."

વૈશ્વાનર.–"હું કાંઇક રસાયણ વિદ્યા પણ જાણું છું"

નંદિવર્ધન–"ભલે! એમ હોય તો મારા પ્રાણ અક્ષય કરો."

ક્રૂરચિત્ત નામે વડાં.
વૈશ્વાનરનો પ્રસાદ.
અંદરથી ગુપ્ત ધ્વનિ.

આ પ્રમાણે વાતચિત થયા પછી વૈશ્વાનરે ક્રૂરચિત્ત નામનાં વડાં તૈયાર કર્યાં અને હું એકાંતમાં બેઠો હતો તે વખતે મારી પાસે વડાં લઇને આવ્યો. તેણે મને કહ્યું "મારી શક્તિથી તૈયાર કરેલાં આ વડાં છે. એને ખાવાથી તે ઘણી શક્તિ–તાકાત–કૌવત આપે છે, પ્રાણીની ઇચ્છા પ્રમાણે આયુષ્ય લાંબું કરે છે અને બીજી જે કાંઇ ઇચ્છા-કામના હોય તે સર્વ તે પૂરી પાડે છે. આ પ્રમાણે હોવાથી આ વડાં તું ખા."

આ પ્રમાણે અમારા બેની વચ્ચે વાતચિત ચાલતી હતી ત્યારે બાજુના ઓરડામાં રહેલ કોઈ પુરુષે મંદ અવાજે કહ્યું "[1]તારા ઇચ્છિત સ્થાનકે હવે તે ઉત્પન્ન થશે એમાં શો શક છે ?"

આ પ્રમાણે કોઇ તદ્દન ઝીણા સ્વરથી બોલ્યું તેથી તે મારા સાંભળવામાં આવ્યું નહિ; પણ વૈશ્વાનરે તે સાંભળ્યું અને તેના મનમાં વિચાર થયો કે 'અહો મારી ઇચ્છા પૂર્ણ થશે ! મારાં તૈયાર કરેલાં વડાં ખાવાથી આ નંદિવર્ધન મહા નરકમાં જશે. ત્યાં જશે અને વળી ત્યાં તેનું લાંબું આયુષ્ય થશે. એમ ન હોય તો આવા આંતર ધ્વનિનો અર્થ બીજો શો હોઇ શકે ? મહા નરકજ મને તો પસંદ આવે તેવું સ્થાન છે.' આવા વિચારથી પોતાનાં વડાંના પ્રયોગથી હું ( નંદિવર્ધન ) મહાનરકમાં લાંબા વખતને માટે જઇશ એમ જણાતાં મારા મિત્રના મનમાં બહુ સંતોષ થયો. અમારા બન્ને વચ્ચે ત્યારપછી નીચે પ્રમાણે જરા વધારે વાતચિત થઇ. મેં કહ્યું—"તારા જેવો મિત્ર મારે અનુકૂળ હશે તો મારૂં શું ઇચ્છત નહિ થાય ?"

વડાનું ખાદન: વૈશ્વાનરને આનંદ.

મારાં આવાં વચન સાંભળીને વૈશ્વાનર બેવડો ખુશી થયો અને મને વડાં આપ્યાં. તુરત તે વડાં મેં લઇ લીધાં. તે વડાં આપીને તેણે મને કહ્યું "મારા ઉપર તારે એક બીજી પણ મહેરબાની કરવી પડશે. જ્યારે જ્યારે કોઇ પ્રસંગ પ્રાપ્ત થાય અને હું દૂર રહીને તને સંજ્ઞા ( નિશાની ) કરૂં ત્યારે તારે જરા પણ સંકલ્પ વિકલ્પ કર્યા વગર આ વડાંઓમાંથી એક વડું ખાઇ લેવું." મેં જવાબમાં હસતાં હસતાં જણાવ્યું "આ બાબતમાં પ્રાર્થના કરવા જેવું શું છે ? મારા પ્રાણો—મારો આત્મા—મારૂં સર્વસ્વ મેં તો તને સોંપી દીધેલ છે તો પછી તારે મારી પ્રાર્થના કરવાનું કારણ કાંઇ પણ રહેતું નથી."

વૈશ્વાનર—"મોટી કૃપા થઇ. કુમારનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છુ."

## વિદુરનો રિપોર્ટ.

હવે મારા પિતા પદ્મરાજાએ એક દિવસ રાજવલ્લભ વિદુર નામના સેવકને બોલાવીને કહ્યું—"અરે વિદુર ! કુમાર નંદિવર્ધનને

---

૧ તારા એટલે વૈશ્વાનરના. ઉત્પન્ન થશે એટલે જન્મશે. મતલબ તારાં વડા ખાઇ ક્રૂર થઇ તે નરકમાં જશે.

જ્યારે કળાચાર્ય પાસે અભ્યાસ કરવા મૂક્યો ત્યારે મેં તેને હુકમ કર્યો હતો કે હાલ તેણે કળાગ્રહણ કરવામાંજ માત્ર ધ્યાન આપવું અને અભ્યાસ કરવો. મેં તેને એટલો સખ્ત હુકમ કર્યો હતો કે તેણે મને મળવા પણ આવવું નહિ, કારણ કે તેથી ભણવામાં એકાગ્રતા રહે નહિ. મેં તેને તે વખતે જ જણાવી દીધું હતું કે વખતો વખત મને યોગ્ય લાગશે ત્યારે તેના અભ્યાસગૃહમાં હું જાતે આવીને તેની મુલાકાત લઇ જઇશ; પરંતુ અહીં રાજ્યકાર્યમાં અનેક પ્રકારની વ્યાકુળતા રહેતી હોવાથી મારાથી ત્યાં જવાનું બની શકતું નથી. આ પ્રમાણે હકીકત છે તેથી તારે દરરોજ નિશાળે જઇ કુમારની તંદુરસ્તી અભ્યાસ વિગેરે હકીકતની જાતે તપાસ કરી મારી પાસે નિવેદન કરવી." વિદુરે રાજ્યઆજ્ઞા માન્ય કરી.

વિદુરને હુકમ.

મારા પિતા પદ્મરાજાના હુકમને અનુસરીને વિદુર મારી ખબર લેવા દરરોજ આવવા લાગ્યો, એટલે મારા સહાભ્યાસી બીજા રાજકુમારોને તથા કળાચાર્યને હું કેટલી હેરાનગતિ કરતો હતો, સર્વને કેવો અને કેટલો ત્રાસ આપતો હતો તે સર્વ તેના જોવામાં આવ્યું. મારા પિતાને એ વાત જણાવવામાં આવશે તો તેમને આઘાત લાગશે એ વિચારથી વિદુરે આ સર્વ હકીકત કેટલાક વખત સુધી તો મારા પિતાને કહી નહિ, પણ દરરોજ મારા તરફનો ત્રાસ વધતો જતો જોઇને એક દિવસ પિતાશ્રી પાસે એણે સર્વ હકીકત જણાવી. પિતાશ્રીએ તે સાંભળીને વિચાર કર્યો કે-'આ વિદુર કદિ ખોટું બોલે નહિ અને કુમાર કદિ એવું અયોગ્ય આચરણ કરે નહિ! ખરેખર, આમાં સત્ય રહસ્ય-સાચી વાત શું હશે તે સમજી શકાતું નથી. વિદુર કહે છે તે પ્રમાણે જો કુમાર કળાચાર્યને ત્રાસ આપતો હોય તો પછી કળાનો અભ્યાસ કરવાનું પ્રયોજન જ શું રહે છે?' આવા આવા વિચારથી મારા પિતાના મનમાં બહુ દુઃખ થયું અને ચિંતા થવા લાગી. ત્યારપછી મારા પિતાએ પુખ્ત વિચાર કરીને નિર્ણય કર્યો કે 'આ બાબતમાં તો હવે કળાચાર્યને બોલાવી સર્વ હકીકત પૂછીને નિર્ણય કરવો એજ ઉચિત છે. ચોક્કસ હકીકત સમજાયા પછી તેનું નિવારણ કરવાના ઉપાયો વિચારી લેશું અને તે ઉપાયો કરવા માટે પ્રયત્ન કરશું.' આ પ્રમાણે વિચાર કરીને બહુમાનપૂર્વક કળાચાર્યને લઇ આવવા માટે મહારાજાએ વિદુરને હુકમ કર્યો.

વિદુરનું અવલોકન.

### પદ્મરાજા સમક્ષ કળાચાર્યનું આગમન.
### પ્રથમ વિવેક અને પછી સત્ય વાતચિત.
### રાજાનો ક્ષોભ અને કળાચાર્યની વિચારણા.

વિદુર જાતે જઇને ત્યારપછી કળાચાર્યને પદ્મરાજા સમક્ષ બોલાવી લાવ્યો. મારા પિતાશ્રી કળાચાર્યને આવતાં જોઇ ઊભા થયા,* આસન આપ્યું, સત્કાર પૂજા કરી અને તેમની આજ્ઞા થયા પછી રાજા સિંહાસનપર બેઠા.

પદ્મરાજા—"આર્ય બુદ્ધિસમુદ્ર ! સર્વ કુમારોનો અભ્યાસ બરાબર ચાલે છે ?"

[1]કળાચાર્ય—"આપની કૃપાથી સર્વનો અભ્યાસ સારી રીતે ચાલે છે અને આગળ વધે છે."

પદ્મરાજા—"વારૂ ! નંદિવર્ધને (કુમારે) કાંઇ કળાઓ ગ્રહણ કરી ?"

કળાચાર્ય—"હાજી ! બહુ સારી રીતે સર્વ કળામાં તે કુશળ થઇ ગયો છે. એની વિગત આપ સાહેબ બરાબર સાંભળો. સર્વ [2]લિપિઓનું જ્ઞાન તો તેનું પોતાનુંજ થઇ ગયું છે, ગણિત તો જાણે તેણે જ બનાવ્યું હોય તેવું થઇ ગયું છે, વ્યાકરણ તો જાણે તેણે પોતેજ ઉત્પન્ન કર્યું હોય તેવું સારૂં તૈયાર થયું છે, જ્યોતિષ તો એનામાં ઘર કરી ગયું છે, આઠ પ્રકારના મહાનિમિત્તો[3] તો તેના આત્મભૂત થઇ ગયા છે, [4]છંદશાસ્ત્રનું તો તેને એવું સારૂં જ્ઞાન થઇ ગયું છે કે તે તેણે બીજાઓને પણ કહી સંભળાવ્યું છે, તેણે નૃત્યનો અભ્યાસ કર્યો છે, ગાયનકળા શીખી ગયો છે, [5]હસ્તીશિક્ષા તો તેને ઘરની બૈરી જેવી થઇ ગઇ છે, [6]ધનુર્વેદ તો એનો દોસ્તાર–મિત્ર થઇ

---

* કળાચાર્યનુ માન કેટલુ હોય છે તે વિચારવા જેવુ છે.

૧ કળાચાર્યની વાતપરથી રાજા પાસે ખુશામતીઆ કેવી રીતે વાત કરે છે તે જોવા જેવુ છે. સત્ય અને હિત કરે તેવુ બોલનારા ખાસ કરીને રાજા પાસે બહુ થોડા હોય છે.

૨ **લિપિ:** લખવું તે. writing.

૩ **મહાનિમિત્તો:** નિશાનીથી ભવિષ્ય જાણવાની શક્તિ. એનાં આઠ અંગો હોય છે એ પર વધારે વિવેચન આગળના પ્રસ્તાવમાં આવે છે.

૪ **છંદશાસ્ત્ર:** પિંગળ.

૫ **હસ્તીશિક્ષા:** હાથીને કેળવવાની ચતુરાઇ.

૬ **ધનુર્વેદ:** ધનુષ્ય બાણ કેવી રીતે તાકવા, મારવાં વિગેરે.

ગયો છે, વૈદકશાસ્ત્ર તો એનું સખા થઇ ગયેલ છે, ધાતુવાદ[1] તેના હુકમમાં આવી ગયેલ છે, મનુષ્યનાં જૂદાં જૂદાં લક્ષણો કેવાં હોય છે, વેપારની વસ્તુઓ ક્યારે ખરીદવી, ક્યારે વેચવી[2] અને નિશાન તાકીને અમુક ચોક્કસ પાંદડાંનેજ કેવી રીતે વીંધવા[3] એવી એવી વિદ્યાઓ તો એની દાસી થઇ ગઇ છે. આપની પાસે કેટલી લંબાણ વાત કરૂં ? ટુંકામાં કહું તો એવી કોઇ પણ કળા બાકી રહી નથી કે જેમાં કુમાર બરાબર પારંગત થયો ન હોય."

પદ્મરાજાએ આ પ્રમાણે હકીકત સાંભળી એટલે તેમની આંખમાં હર્ષનાં આંસુ આવી ગયા. ત્યાર પછી તેમણે કળાચાર્યને કહ્યું "આર્ય ! બરાબર છે, એમજ હોવું જોઇએ અને તેમ હોય એમાં કાંઇ નવાઇ જેવું પણ નથી. આપ જેવા જ્યારે ઉદ્યોગ કરે ત્યારે કુમારને શું પ્રાપ્ત ન થાય ? ખરેખર ! તમારા જેવાને ગુરુ તરીકે મેળવનાર કુમાર ભાગ્યશાળી છે"

કળાચાર્ય—"દેવ ! એમ બોલો નહિ. અમે તે કોણ માત્ર છીએ ? એ તો સર્વ આપનોજ પ્રતાપ છે."

પદ્મરાજા—"આપ બોલો છો તેવાં વિવેકનાં વચન બોલવાની કાંઈ જરૂર નથી. ખરી વાત એ છે કે આપની કૃપાથી જ અમને સર્વ પ્રકારે આનંદ થાય તેવી રીતે નંદિવર્ધન કુમાર સર્વ ગુણોને ધારણ કરનાર થયો છે."

કળાચાર્ય—"જો આપ એમ કહો છો તો પછી અમુક કામ કરવા માટે નીમેલા માણસોએ પોતાના શેઠને કોઇ પણ બાબતમાં જરા પણ ઠગવા ન જોઇએ-એ નિયમને અનુસરીને મારે આપને વિજ્ઞપ્તિપૂર્વક કાંઇક વાત કરવી છે તે યોગ્ય કે અયોગ્ય ગમે તેવી હોય તેને માટે આપ ક્ષમા કરશો. દેવ ! ખરેખરૂં અને મનને પસંદ આવે તેવું વચન મળવું મુશ્કેલ છે. ( કારણ કે ખરૂં હોય છે તે ઘણીવાર મનને પસંદ આવે તેવું હોતું નથી. મીઠું બોલનારા બહુ હોય છે; પણ સાચું બોલનારા થોડા હોય છે, કારણ કે કેટલીક વાર સાચામાં કડવાશ આવી જાય છે. )"

---

૧ **ધાતુવાદ:** રસાયણ વિગેરે ક્રિયાથી સોનુ રૂપું કરવાની વિદ્યા-Mineralogy

૨ આને **આધેય વિક્રય** નામની કળા કહેવામા આવે છે.

૩ આને **પત્રચ્છેદ્ય** નામની કળા કહેવામાં આવે છે. પત્રચ્છેદ્ય કળામાં પાદડાંઓમાં આકૃતિ કરવાની કળા પણ આવે છે. અર્જુને એકલવ ભીલ પાસે જે કળા જોઈ હતી તે આ પત્રચ્છેદ્ય કળા હતી.

પદ્મરાજા—" આપને જે કહેવાનું હોય તે કહો, સાચું બોલવામાં ક્ષમા માગવાની શી જરૂર છે ?"

કળાચાર્ય—"મહારાજ ! આપ એમ કહો છો તો સાંભળો. આપે છેવટે એમ કહ્યું કે નંદિવર્ધન કુમાર સર્વ ગુણોનું ભાજન થયો છે તેના સંબંધમાં મારે કહેવાનું કે કુમારનું સ્વાભાવિક સ્વરૂપ જોતાં તેમજ હોવું જોઇએ એમાં જરા પણ શક જેવું નથી. પરંતુ [1]કલંકથી જેમ ચંદ્રમા, કાંટાથી જેમ કમળ, કૃપણપણાથી જેમ લક્ષ્મીવંતપણું, લજ્જા રહિતપણાથી જેમ સ્ત્રી, બીકણપણાથી જેમ પુરૂષ અને પર- (અન્ય પ્રાણી) ને ઉપતાપ (પીડા) ઉપજાવવાથી જેમ ધર્મ દોષવાળો (દૂષિત) થઇ જાય છે તેમ રાજકુમાર નંદિવર્ધનનું સર્વ સુંદર સ્વરૂપ વૈશ્વાનર નામના મિત્રની સોબતથી દૂષિત થઇ ગયું છે એમ હું સમજું છું; કારણ કે સર્વ કળાઓમાં કુશળતાને અંગે પ્રશમ[2] અલંકાર રૂપ છે. પેલો વૈશ્વાનર તદ્દન પાપી મિત્ર હોવાથી જેટલો વખત કુમારના પડખામાં રહે છે તેટલો વખત પોતાના જોરથી કુમારના પ્રશમનો નાશ કરે છે. કમનશીબે એવું થયું છે કે એ વૈશ્વાનર કુમારનો પરમાર્થથી મોટો દુશ્મન છે, છતાં કુમાર મહામોહને વશ પડીને તેને પોતાની ઉપર મોટો ઉપકાર કરનાર હોય એમ ગણે છે. કુમારનું [3]પ્રશમરૂપ અમૃત એ પાપી મિત્રે નાશ કરેલું હોવાથી સઘળા જ્ઞાનના સારભૂત તેનામાં બીજા ગમે તેટલા ગુણો હોય તોપણ તે સર્વ નિષ્ફળ છે. "

## વૈશ્વાનર સંગમુક્તિ-તદુપાય ચિંતવન.

આ પ્રમાણે કળાચાર્યની હકીકત સાંભળીને ઝાટકો વાગ્યો હોય તેમ પદ્મરાજાને મહાદુઃખ થયું. ત્યાર પછી થોડો વખત જવા દઇ મહારાજાએ વિદુરને કહ્યું " આ ચંદન રસના છાંટણાથી શીતળ લાગ-

---

૧ શાંતિ આપનાર સુંદર સ્વચ્છ ચંદ્રમા જેમ હરિણના લાંછનથી એબવાળો લાગે છે, તેવી રીતે સ્વાભાવિક સુંદર કુમાર વૈશ્વાનરની સોબતથી દોષવાળો લાગે છે. કમળ બહુ સુંદર છે પણ કાંટાથી તેમાં દોષ આવી જાય છે. ગમે તેટલું ધન હોય પણ અન્યને આપવું ગમતું ન હોય તો ધનાઢ્યપણું નકામું છે. સુંદર સ્ત્રી મર્યાદા વગરની હોય તો દૂષિત ગણાય છે. પુરૂષ બાયલો હોય તો કલંકિત લાગે છે. પરિતાપ ઉપજાવનાર ધર્મ બટ્ટાવાળો લાગે છે. એ પ્રમાણે કુમાર દૂષિત લાગે છે. બહુ સારી રીતે કળાચાર્યે આ વાત મૂકી છે.

૨ પ્રશમઃ સમતા. શાંતિ. મનની સ્થિરતા, Equanimity of min.

૩ પ્રશમને અમૃત સાથે પણ સરખાવી શકાય, અમૃત શાંતિ અને દીર્ઘ આયુષ્ય આપે છે, તેમ પ્રશમ પણ બન્ને વસ્તુ આપે છે.

તો પંખો તું બંધ કર, કારણકે મને બહારની ગરમી કોઇ પણ પ્રકારની પીડા કરતી નથી. તું અહીંથી જા અને કુમારને બોલાવી લાવ. કુમારને અહીં સ્પષ્ટ રીતે કહી દઉં કે હવે પછી તેણે તેના પાપી મિત્ર વૈશ્વાનરની જરા પણ સોબત કરવી નહિ અને તેમ કરીને મારા મનમાં જે દુઃસહ તાપ થયો છે તેનું હું નિવારણ કરૂં."

વિદુરે તેજ વખતે પંખો બાજુ ઉપર મૂકી દીધો અને જમીન સુધી પોતાનું માથું અને હાથ લંબાવી નમન કરી જવાબ આપ્યો "જેવી મહારાજા સાહેબની આજ્ઞા! પરંતુ આપે જે મોટું કામ મને સોંપ્યું છે તે ધ્યાનમાં લઇને જો કે એક અમલદાર તરીકે આપના હુકમના સંબંધમાં બોલવાનો મારો અધિકાર નથી તોપણ વગર નીમેલો તમારો સલાહકાર થઇ જઇને જરા મારો વિચાર બતાવું છું[1] તે આપ ધ્યાનમાં લેવા કૃપા કરશો અને એ પ્રમાણે હું મારા વિચારો બતાવું તો તે સંબંધમાં દેવે કોપ ન કરવો."

પદ્મરાજા—"ભદ્ર! હિતની બાબત બોલનાર ઉપર કોપ કોણ કરે? તારે આ સંબંધમાં કહેવાનું હોય તે ખુશીથી કહે."

વિદુર—"આપ કુમારશ્રીને અત્રે બોલાવી શિખામણ આપવાનું અને વૈશ્વાનરનો સંગ મૂકાવવાનું ધારો છો; પણ મેં તો કુમાર નંદિવર્ધન સાથેના થોડા પરિચય ઉપરથી જોઇ લીધું છે કે કુમાર વૈશ્વાનરનો અંતરનો જીવજાન દોસ્ત થઈ ગયો છે અને તેની સોબત મૂકાવવાને કોઇ પણ શક્તિમાન્ નથી. વાત એટલે સુધી વધી પડી છે કે કુમાર એ પાપી મિત્રને હિત બુદ્ધિથી ખરેખરો પોતાનો સમજે છે અને તેના વગર એક ક્ષણ પણ રહી શકે તેમ નથી, કારણકે તે જરા દૂર થાય તો કુમારને ધીરજ રહેતી નથી, ચિંતા થયા કરે છે, અને તેના વગર પોતાના આત્માને તૃણ જેવો માને છે. તેટલા માટે કદાચ આપ કુમારને એ પાપી મિત્રની સોબત છોડી દેવાના સંબધમાં કાંઇ કહેશો તો મારા ધારવા પ્રમાણે કુમારને મોટો ઉદ્વેગ થશે, કદાચ તે આત્મઘાત કરશે અથવા તો બીજો કોઇ મોટો અનર્થ કરી બેસશે. તેટલા માટે આપ સાહેબ જાતે કુમારને એ સંબંધમાં કાંઇ કહો તે મને ઠીક લાગતું નથી."

કળાચાર્ય—"રાજન્! આ વિદુરે આપની સમક્ષ કહ્યું તે સર્વ ખરા ખર છે. અમે પોતે પણ કુમારની પાપી મિત્ર સાથેની મૈત્રી છોડાવવા ઘણા વખતથી સખ્ત પ્રયત્ન કરીએ છીએ. અમારા મનમાં વારંવાર

---

૧ હું આટલી વાત કરીશ ત્યારે આપની મોટાઇ નહિ રાખું; મારી બેઅદબી માફ કરશો–બોલવાની આ એક સુંદર રીત છે.

વિચાર થતો હતો કે જો કોઇ પણ રીતે કુમાર અને પાપી મિત્ર વૈશ્વાનરનો સંબંધ તૂટી જાય તો કુમાર ખરેખર તેના નામપ્રમાણે નંદિવર્ધન ( આનંદમાં વધારો કરનાર ) થાય, પરંતુ એ બન્નેનો પ્રેમ કોઇ એવો તો ગાઢ થઇ ગયો છે કે કુમાર કાંઇ અનર્થ કરી બેસે એ ભયથી વૈશ્વાનર સાથેનો સંબંધ છોડાવી શકાતો નથી. આ પ્રમાણે હોવાથી કુમાર અને વૈશ્વાનર વચ્ચેનો સંબંધ છોડાવવા યત્ન કરવો એ લગભગ ન બની શકે તેવી ક્રિયા ( અશક્ય અનુષ્ઠાન ) છે એમ મારૂં પણ માનવું છે. ”

પદ્મરાજા—“ ત્યારે આનો ઉપાય શું કરવો ? ”

કળાચાર્ય—“ એ તો બહુ ગહન વાત છે, અમે પણ તે વાતનો ઉપાય જાણતા નથી.”

વિદુર—“ દેવ ! એમ સાંભળ્યું છે કે ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળના સર્વ પદાર્થોને જાણનાર જિનમતજ્ઞ નામનો એક પ્રખ્યાત નિમિત્તિયો આપણા નગરમાં આજકાલ આવ્યો છે, તે કદાચ આ બાબતને અંગે આપણે શો ઉપાય કરવો તે બતાવી શકશે.”

પદ્મરાજા—“ બહુ સારૂં; તો તેને તું જાતે જઇને જલ્દી અહીં બોલાવી લાવ.”

વિદુર—“ જેવો મહારાજાશ્રીનો હુકમ !”





# પ્રકરણ ૨ જું.

## ક્ષાન્તિકુમારી.



વિદુર જિનમતજ્ઞ નિમિત્તિયાને બોલાવવા ગયો અને થોડા વખતમાં તેને સાથે લઇને પદ્મ મહારાજા સમક્ષ પાછો આવ્યો. રાજાએ નિમિત્તિયાને દૂરથી જોયો, દૂરથી તેની આકૃતિ જોતાં જ પોતાના મનમાં તે સંતોષ પામ્યા, તેને બેસવા માટે આસન આપ્યું, યોગ્ય આદર સત્કારની ક્રિયા કરવામાં આવી અને ત્યારપછી અત્યાર સુધી નંદિવર્ધનના સંબંધમાં જે વાતો બની હતી તે સર્વ નિમિત્તિયાને કહી સંભળાવી. તે સાંભળીને બુદ્ધિનાડીના સંચારથી નિમિત્તિયાએ જવાબ આપ્યો "મહારાજ! તમે જે સવાલ પૂછો છો તે સંબંધમાં બીજો કોઇ પણ ઇલાજ નથી; માત્ર એક જ ઉપાય છે અને તે પણ પ્રાયે ઘણો મુશ્કેલ છે."

પદ્મરાજા—"એ ઉપાય કેવા પ્રકારનો છે, તે આપ કહી સંભળાવો."

જિનમતજ્ઞ—"મહારાજા! સાભળો.—[1]

### ચિત્તસૌંદર્ય નગર:

"એક ચિત્તસૌંદર્ય[2] નામનું નગર છે તે [3]સર્વ ઉપદ્રવથી રહિત છે, સર્વ ગુણોનું નિવાસસ્થાન છે, કલ્યાણપરંપરાનું કારણ છે અને મંદભાગી પ્રાણીઓને દુર્લભ છે.

---

૧ હવે અહીં વૈશ્વાનર સાથે કુમાર સબંધ કેવી રીતે છોડી દે તેનો ઉપાય **જિનમતજ્ઞ** નિમિત્તિયો જણાવે છે.

૨ **ચિત્તસૌંદર્ય** નગર તે સુંદર **મન** સમજવું. સુન્દર મનના શુભ વિચારો અહીંથી નીકળે છે એનો ફરી ઉપયોગ આઠમા પ્રસ્તાવમા છે.

૩ ચાર વિશેષણો નગરના અત્ર બતાવ્યા તે કેવી રીતે ઘટે છે તે સાથેજ બતાવ્યું છે. દરેક વિશેષણ મનન કરવા યોગ્ય છે.

( આ ચિત્તસૌંદર્ય નગરમાં રહેનાર પુણ્યશાળી જીવાને રાગાદિ ચારા કાઇ પણ પ્રકારની પીડા ઉપજાવી શકતા નથી તેમજ તે નગરના લોકાને ક્ષુધા, તૃષા વિગેરે કાઈપણ પ્રકારની અસર કરી શકતા નથી, તેથી સમજુ માણસો તે નગરને ' સર્વ ઉપદ્રવથી રહિત ' કહે છે.

તે નગરમાં નિવાસ કરીને લોકો જ્ઞાન મેળવવાને પાત્ર થાય છે અને કળામાં જેટલી કુશળતા તે નગરમાં તેઓને મળે છે તેટલી બીજી કાઈપણ જગાએ મળી શકતી નથી, તેમજ ત્યાં વસનાર લોકોમાં ઉદારતા, ગંભીરતા, વીરતા, ઉદ્યોગીતા વિગેરે ગુણો સહજ એકઠા થઇ જાય છે, તેથી તે નગર ' સર્વ ગુણોનું નિવાસસ્થાન ' છે એમ કહેવામાં આવ્યું છે.

તે ચિત્તસૌંદર્ય નગરમાં રહેનાર ભાગ્યશાળી પ્રાણીઓને ઉત્તરોત્તર એક પછી એક વધારે સારા સુખની શ્રેણી મળતી જાય છે અને જે સુખ પ્રાપ્ત થયું હોય તેમાંથી કદિ પણ અધઃપાત થતો નથી, તેટલા માટે એ નગરને ' કલ્યાણપરંપરાનું કારણ ' કહ્યું છે.

ઉપર જણાવ્યું તેમ તે નગર સર્વ ઉપદ્રવથી રહિત, સમસ્ત ગુણોથી વિભૂષિત અને કલ્યાણપરંપરાનું કારણ હોવાથી તે સર્વદા આનંદને આપનાર અને પુણ્યશાળી જીવોથી વસાયલું છે અને તેમ હોવાથી ' મંદભાગી ( ઓછા નસીબવાળા ) પ્રાણીઓને તેની પ્રાપ્તિ દુર્લભ છે.' )

## શુભપરિણામ રાજા.

" ચિત્તસૌંદર્ય નગરમાં સર્વ લોકોનું હિત કરનાર, દુષ્ટોને દાબી દેવામાં ખાસ ઉદ્યમ કરનાર, સારા માણસોને પાળવામાં ખાસ ધ્યાન આપનાર અને કોશ [1] અને દંડની [2] સમૃદ્ધિથી પરિપૂર્ણ શુભપરિણામ[3] નામનો રાજા છે.

( ત્યાં રહેનારા સર્વ લોકોનાં ચિત્તમાં થતા સર્વ પ્રકારના સંતાપોને તે રાજા શાંત કરે છે અને તેના જરા જરા સંબંધમાં

---

૧ રાજાને કોશ ( ૧ ) ખજાનો હોય તેમ સાથે ( ૨ ) એક જાતનુ દિવ્ય પણ હોય છે.

૨ દંડ ( ૧ ) રાજ્યદંડ અને ( ૨ ) શિક્ષા પ્રકરણ.

૩ **શુભ પરિણામઃ** મનમા સારા વિચારો આવવા તે.

આવનારને પણ મોટો આનંદ ઉત્પન્ન કરાવે છે અને જગતના સર્વ પ્રાણીઓને સારી ક્રિયાઓમાં પ્રવર્તન કરાવે છે તેથી વિદ્વાનો એને ' સર્વ લોકોનું હિત કરનાર ' કહે છે.

રાગ, દ્વેષ, મોહ, ક્રોધ, લોભ, મદ, ભ્રમ, કામ, ઇર્ષ્યા, શોક, દીનતા વિગેરે જે જે દુઃખ આપનારા ભાવો છે અને જે પોતાની ખરાબ ચેષ્ટાથી લોકોને વારંવાર સંતાપ આપ્યા કરે છે તે સર્વને એ રાજા જડમૂળથી ઉખેડી નાખનારો છે અને તે સંબંધમાં તે નિરંતર ચિંતા કરનારો છે, તેથી તે રાજાને ' દુષ્ટને દાબી દેવામાં ખાસ ઉદ્યમ કરનાર ' જણાવ્યો છે.

વળી જ્ઞાન, વૈરાગ્ય, સંતોષ, ત્યાગ ( દાન ), સંયમ વિગેરે મનુષ્ય માત્રને આલ્હાદ ઉત્પન્ન કરનાર ગુણોનું અને માન્ય પુરુષોએ સંમત કરેલા તેના જેવા બીજા ગુણોનું પરિપાલન કરવાને તે રાજા સર્વદા તૈયાર રહે છે, અને તે કામ કરતી વખતે તેને બીજા કોઇ પણ કામ કરતાં વધારે અગત્ય આપે છે તેથી એ શુભપરિણામ રાજાને ' સારા માણસોને પાળવામાં ખાસ ધ્યાન આપનાર ' નું વિશેષણ યોગ્ય રીતે આપવામાં આવ્યું છે.

એ મહારાજાનો કોશ ( ભંડાર ) બુદ્ધિ, ધીરજ, સ્મૃતિ, સંવેગ, સમતા વિગેરે ગુણરત્નોથી ભરપૂર છે; રથ, હાથી, ઘોડા અને પાળા એ ચાર પ્રકારના લશ્કરવાળા રાજાની પેઠે દાન, શીળ, તપ, ભાવરૂપ ચાર પ્રકારના લશ્કરથી તે રાજાનો રાજ્યદંડ[1] વિસ્તાર પામેલ છે. રાજ્યઆજ્ઞા સર્વત્ર માન્ય થાય છે; આ પ્રમાણે હોવાથી એ મહારાજાને ' કોશ અને દંડની સમૃદ્ધિથી પરિપૂર્ણ ' કહેવામાં આવ્યો છે. )

## નિષ્પ્રકંપતા રાણી.

" એ મહારાજાને [2]નિષ્પ્રકંપતા નામની મહાદેવી છે. તેણે શરીરની સુંદરતાના વિષયમાં વિજયધ્વજ પ્રાપ્ત કરેલ છે, કળાઓમાં કુશળતા મેળવેલી હોવાથી તેણે ત્રણે ભુવનને જીતી લીધા છે, પોતાના નાના પ્રકારના વિલાસોને લીધે કામદેવની પ્રિયા રતિના

---

૧ અથવા શામ, દામ દંડ અને ભેદ એ ચાર નીતિ ગણ લઈ શકાય

૨ નિષ્પ્રકંપતા: મેરૂની પેઠે સ્થિર રહેનાર, વિચાર કરે તેવી નહિ, પણ મક્કમ, અડગ વિચારની.

વિભ્રમોને પણ તેણે હસી કાઢ્યા છે અને તેણે પોતાના પતિ તરફ અપૂર્વ ભક્તિને લીધે અરૂંધતિના[1] માહાત્મ્યને પણ તિરસ્કારી કાઢ્યું છે.

(દેવતા અસુર અને મનુષ્યોની સ્ત્રીઓમાં જે સર્વથી સુંદર હોય તે સર્વ સ્ત્રીઓ સાથે મળીને પોતાનાં શરીરપર સુંદર આભૂષણો અને વસ્ત્રો પહેરીને મોટા સાધુસમુદાયને ચળાવવા માટે એકસાથે કદાચિત્ પ્રયત્ન આદરે ત્યારે અન્ય દિશામાં નિષ્પ્રકંપતા મહાદેવીને સ્થાપવામાં આવે તો તેઓનાં ચિત્ત પેલી સ્ત્રીઓ તરફ ન જતાં આ દેવીમાંજ આસક્ત રહે. આ પ્રમાણે હોવાથી 'તેણે શરીરની સુંદરતાના વિષયમાં [2]વિજયધ્વજ પ્રાપ્ત કરેલ છે' એવું વિશેષણ તે દેવીને આપવામાં આવ્યું છે.

[3]રૂદ્ર, ઇંદ્ર, ઉપેંદ્ર, ચંદ્ર વિગેરે ત્રણ લોકમાં પ્રસિદ્ધ થયેલા કળાબાજ ગણાય છે. તે અને બીજા પણ જેઓ કળાવાનો કહેવાતા હોય તે સર્વ કામ ક્રોધ વિગેરે ભાવશત્રુથી—ષડિપુથી[4]—જીતાયલા છે, એટલે એવા મોટા કળાબાજોને પણ એ છ શત્રુઓ હાર ખવરાવી દે છે. આથી જો બરાબર રીતે વિચાર કરીએ તો તેઓ ખરા કળાવાન ન કહેવાય. આ મહાદેવીમાં તો કોઇ અપૂર્વ કૌશલ્ય રહેલું છે કે રમત માત્રમાં તે સર્વ શત્રુઓને જીતી

---

૧ **અરૂંધતિ** પુરાણિક દંતકથા પ્રમાણે કર્દમ પ્રજાપતિની નવ દીકરીઓમાંની તે એક હતી અને તેને વશિષ્ટઋષિ સાથે પરણાવી હતી. એ ઋષિપર અરૂંધતિની અનન્ય ભક્તિ અને પ્રેમ હતાં. પતિભક્તિરૂપે—સતીત્વના દૃષ્ટાન્તરૂપે—અરૂંધતિનું દૃષ્ટાન્ત ઘણે સ્થળે અપાય છે. તે પોતાના પતિને તપ હોમ હવન વિગેરે અનુષ્ઠાનોને અંગે સંપૂર્ણ મદદ કરતી હતી.

૨ કોઇ પણ બાબતમાં **જયધ્વજ** ત્યારે જ મળે છે કે જ્યારે રણસંગ્રામમાં ઉતરી સામા પક્ષને હરાવી દેવામાં આવે. મુનિહૃદયનો કબજો મેળવવાના ઇરાદાથી **રંભા મેનકા** વિગેરે મુનિહૃદયપર હુમલો કરે ત્યારે આ મહાદેવી તેની સામી લડે છે અને રણક્ષેત્ર મૂકી અપ્સરાઓને પણ નાસી જવું પડે છે અને મુનિહૃદય નિષ્પ્રકમ્પતાને વશ થાય છે, ચળિત થયા વગરનાં રહે છે. આથી રણમેદાનમાં જયપતાકા **નિષ્પ્રકમ્પતાને** મળે છે. બહુ સારા આકારમાં આ વાત રજુ કરી છે.

૩ **રૂદ્ર** ૧૧ છે, તે શંકરના રૂપમય ગણાય છે અને ઘણા ભયંકર કહેવાય છે. ઇંદ્રનો નાનો ભાઇ **ઉપેંદ્ર** કહેવાય છે. પુરાણોક્ત કથાનુસાર પાંચમા વામન અવતાર વખતે એ ઇંદ્રની સાથે હતો.

૪ **ષડિપુ:** કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર.

લે છે. આ પ્રમાણે હોવાથી-અનેક કળાઓમાં કુશળતા મેળવેલી હોવાથી ' તેણે ત્રણ ભુવનને જીતી લીધા છે ' એમ એ મહાદેવી નિષ્પ્રકંપતાના સંબંધમાં કહેવામાં આવ્યું છે.

ત્યાર પછી આગળ ચાલતાં ' પોતાના નાના પ્રકારના વિલાસોને લીધે કામદેવની પ્રિયા રતિના વિભ્રમોને તેણે ભુસી કાઢ્યા છે ' એમ તે મહાદેવીના સંબંધમાં કહેવામાં આવ્યું છે તે પણ યોગ્ય છે, કારણ કે રતિના જે વિલાસો છે તે તો માત્ર કામને સંતોષના કારણભૂત થાય છે, એના એવા પ્રકારના વિલાસોની વાર્તા પણ મુનિઓ તો જાણતા નથી, વિચારતા નથી; પરંતુ આ દેવીના વ્રતનિર્વાહાદિ વિલાસો તો મુનિવર્ગના ચિત્તને પણ આક્ષેપ કરનારા છે.

તે મહાદેવીની પતિભક્તિના સંબંધમાં એટલુંજ કહેવાનું છે કે જ્યારે તેના પતિ શુભપરિણામ મહારાજા કોઇ પણ પ્રકારની આપત્તિ ( દુઃખ ) માં આવી પડે છે ત્યારે તે મહાદેવી પોતાના પ્રાણ આપીને પણ પોતાની અચિન્ત્ય શક્તિવડે પતિને મુશ્કેલીમાંથી તારી કાઢે છે. તેટલા માટે ' તેણે પોતાના પતિ તરફ અપૂર્વ ભક્તિને લીધે અરૂન્ધતિના માહાત્મ્યને પણ તિરસ્કારી કાઢ્યું છે ' એમ તેના સંબંધમાં કહેવામાં આવ્યું છે; કારણ કે આ દેવી પતિની મુશ્કેલી દૂર કરી શકે છે ત્યારે સતી અરૂન્ધતિ પતિનું રક્ષણ કરી શક્યા નહોતા. )

આ મહારાણીનું વધારે કેટલું વર્ણન કરવું ? ટુંકામાં કહીએ તો રાજાનાં સર્વ કાર્યો કરનારી આ મહાદેવી છે અને તેથી રાજાના મોટા રાજ્યમાં તે એક અગત્યની સ્ત્રી થઇ પડી છે.

## ક્ષાન્તિ પુત્રી.

એ નિષ્પ્રકમ્પતા મહાદેવી અને શુભપરિણામ રાજાને ક્ષાન્તિ નામની પુત્રી છે, તે સર્વથી સુંદર વસ્તુઓમાં પણ સુંદર છે, અનેક આશ્ચર્યોનું જન્મસ્થાન છે, ગુણ રત્નોની પેટી છે અને શરીરની વિલક્ષણતાથી મહા મુનિઓનાં મનને પણ પોતાની તરફ ખેંચનારી છે.

( જે પ્રાણીઓ તે ક્ષાંતિની સેવા કરનારા છે તેઓને તે નિરંતર આનંદ આપનારી છે અને તે એટલી બધી ભલી છે કે તેને યાદ કરવાથી પણ તે સર્વ દોષોને મૂકાવી દૂર ફેંકાવી દે છે. એ વિશાળ ચક્ષુવાળી ક્ષાન્તિપુત્રી જે મનુષ્ય તરફ લીલામાત્રમાં

પણ જુએ છે તેને પંડિત પુરૂષો ' મહાત્મા ' નો ઇલકાબ આપીને તેના સંબંધમાં બહુ વખાણ કરે છે. જે ભાગ્યશાળી પ્રાણી એ સ્રીરત્નનું આલિંગન ( ભેટ ) મેળવવાને નસીબવાન થાય છે તે સર્વ મનુષ્યોનો ચક્રવર્તી થાય છે, રાજાનો પણ રાજા થાય છે.[1] આ પ્રમાણે હોવાથી તે ક્ષાન્તિપુત્રીથી વધારે સારી કોઇ વસ્તુ દુનિયામાં હોય એમ જણાતું નથી અને તેટલા માટેજ વિદ્વાનો તેને ' સર્વથી સુંદર વસ્તુઓમાં પણ સુંદર ' નું ઉપનામ આપે છે.

( આ લોકમાં આર્ત્ત અને રૌદ્ર દુર્ધ્યાન છે, ધર્મ અને શુકલ સદ્ધ્યાન છે; તેમાં પણ શુકલ ધ્યાન શ્રેષ્ઠ છે. મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવળ એ પાંચ જ્ઞાનમાં કેવળજ્ઞાન સર્વોત્કૃષ્ટ છે, કારણ કે તેનાથી સર્વ ભૂત અને ભાવી બનાવો જણાય છે. સર્વ ઋદ્ધિમાં પ્રશમ-સમતાની ઋદ્ધિ વધારે કિંમતી ગણાય છે. ) આ સર્વોત્કૃષ્ટ શુકલ ધ્યાન, કેવળ જ્ઞાન અને પ્રશમ ઋદ્ધિ વિગેરે સર્વ જીવોને ચમત્કાર ઉત્પન્ન કરે તેવા અદ્ભુત ભાવો આ જગતમાં વિદ્યમાન છે તે સર્વ ક્ષાન્તિના પ્રસાદથી અને તેની આરાધના કરવાથી અનેક પ્રાણીઓએ અનેકવાર પ્રાપ્ત કર્યા છે, કરે છે અને કરશે-તેથી આ ક્ષાન્તિપુત્રીને ' અનેક આશ્ચર્યોનું જન્મસ્થાન ' કહેવામાં આવી છે.

ત્યારપછી તે કન્યા ' ગુણરત્નોની પેટી ' છે એમ કહેવામાં આવ્યું છે તે પણ બરાબર છે. દાન, શીળ, તપ, જ્ઞાન, કુળ, રૂપ, પરાક્રમ, સત્ય, શૌચ ( પવિત્રપણું ), સરળતા, અલોભ, શક્તિ, ઐશ્વર્ય વિગેરે આ લોકમાં જે જે સુંદર ગુણો છે અને જેની કિંમત રત્ન જેવી ગણાય છે તે સર્વનો આધાર ક્ષાન્તિ ઉપર છે, ક્ષાન્તિ હોય તો જ તે ગુણો ટકી શકે છે અને તે વગર તે શોભતા પણ નથી. જેમ આશ્રય વગર આશ્રિતો ખરાબ લાગે છે, તેમ ક્ષાન્તિ વગર ગુણો શોભા વગરના લાગે છે.

વળી બીજી રીતે જોઇએ તો ક્ષાન્તિ-ક્ષમા એ જ મોટું દાન છે, ક્ષાન્તિ એ જ મોટો તપ છે, ક્ષાન્તિ એ જ મોટું જ્ઞાન છે, ક્ષાન્તિ એ જ મહા દમ ( ઇંદ્રિય દમન ) છે, ક્ષાન્તિ એ જ મહા શીળ છે, ક્ષાન્તિ એ જ મોટું કુળ છે, ક્ષાન્તિ એ જ મોટી શક્તિ છે, ક્ષાન્તિ

---

૧ જે પ્રાણીઓ સમતાને ભેટે છે એટલે ક્ષમાને ધારણ કરનારા હોય છે તેઓ ગમે તેવા સંયોગોમા ક્રોધ કરતા નથી. પ્રાંતે તે કેવળજ્ઞાની અથવા તીર્થંકર થાય છે.

એ જ પરાક્રમ છે, ક્ષાન્તિ એ જ સંતોષ છે. ક્ષાન્તિ એ જ ઇંદ્રિયોનો નિગ્રહ છે, ક્ષાન્તિ એ જ મોટું શૌચ-પવિત્રતા છે, ક્ષાન્તિ જ મહા દયા છે, ક્ષાન્તિ જ મોટું રૂપ છે, ક્ષાન્તિ જ મોટું બળ છે, ક્ષાન્તિ જ મોટું ઐશ્વર્ય છે, ક્ષાન્તિને જ ધૈર્ય કહેવામાં આવે છે, ક્ષાન્તિજ પરબ્રહ્મ છે, ક્ષાન્તિ જ પરમ સત્ય છે, ક્ષાન્તિ જ ખરેખરી મુક્તિ છે, ક્ષાન્તિ જ સર્વ અર્થને સાધનાર છે, ક્ષાન્તિ જ ત્રણ જગત્‌ને પૂજવા યોગ્ય છે, ક્ષાન્તિ જ જગતનું હિત કરનારી છે, ક્ષાન્તિજ જગતમાં મોટી છે, ક્ષાન્તિ જ કલ્યાણ કરનારી છે, ક્ષાન્તિ જ જગતને પૂજવા યોગ્ય છે અને ક્ષાન્તિ જ પરમ મંગળનું કારણ અથવા પોતેજ મંગળ રૂપ છે, સર્વ વ્યાધિઓને દૂર કરે તેવું સુંદર ઔષધ ( Panacea ) ક્ષાન્તિ જ છે અને શત્રુનો નાશ કરનાર ચતુરંગી સેના પણ ક્ષાન્તિજ છે. ટુંકામાં કહીએ તો ક્ષાન્તિમાં સર્વ વાતો આવી જાય છે-આ પ્રમાણે હોવાથી તેને 'મુનિઓનાં મનને પણ પોતાની તરફ ખેંચનારી' કહેવામાં આવી છે. )

### કુમારને એ કન્યા પરણાવવા ભલામણ.

"જે સ્ત્રીનાં આવાં સુંદર રૂપો હોય તેને કયો ડાહ્યો માણસ પોતાના મનમાં ધારણ કરતાં અચકાય ? એટલે સુધી વાત છે કે જે પ્રાણીના ચિત્ત ઉપર આ કન્યા હોંશથી ચઢે છે તે પ્રાણીનું નસીબ ફરી જાય છે અને તે આ સ્ત્રી જેવો સુંદર બની જાય છે. આ પ્રમાણે હોવાથી સર્વ ઇચ્છાઓને પરિપૂર્ણ કરનારી આ કન્યાને મેળવવાને સમ્યગ્ ગુણોની આકાંક્ષાવાળો દરેક પ્રાણી પોતાના હૃદયમાં સદા કાળ હોંશ રાખ્યા કરે છે.

"આ પ્રમાણે હકીકત હોવાથી તમારા ધ્યાનમાં આવ્યું હશે કે એ કન્યામાં સર્વ સુંદર ગુણો છે અને તેથી તે સર્વને બહુ વહાલી લાગે તેવી છે; તે જ કારણને લીધે તમારા કુમારના મિત્ર વૈશ્વાનરને અને તેને જરા પણ બનતું નથી. બન્ને એક બીજાથી ઉલટા હોવાથી સ્વાભાવિક રીતે પરસ્પરના શત્રુભાવે રહે છે. વૈશ્વાનરને પણ એ રાજકન્યાની એવી બીક લાગે છે કે તેના દર્શનમાત્રથી ગભરાઇ જઇ તેનાથી દૂરને દૂર તે નાસતો ફરે છે. એ વૈશ્વાનર સર્વ દોષોનો ઢગલો છે અને આ કન્યા અનેક ગુણોનું મંદિર છે. એ પાપી વૈશ્વાનર સાક્ષાત બળતો અગ્નિ છે અને આ ક્ષાન્તિકુમારી બરફના જેવી ઠંડી અને

વૈશ્વાનર અને ક્ષાન્તિકુમારી.

આનંદ આપનારી છે. એ બન્ને સ્વાભાવિક રીતે શત્રુભાવે રહે છે એમ અમે ઉપર કહ્યું તેનું કારણ એ છે કે એક બીજામાં તદ્દન ઉલટા ગુણો હોવાથી એ બન્ને એક સ્થાને એકી વખતે કદિ રહી શકતા નથી અને તેથી જેવા ક્ષાન્તિકુમારી પધાર્યા કે ભાઇસાહેબ વૈશ્વાનરને ત્યાંથી ઉપડીજ જવું પડે છે. હે રાજન ! જો તમારો કુમાર આ ભાગ્યશાળી કન્યાને પરણશે તો તરતજ પેલા પાપી મિત્ર સાથે તેની દોસ્તી તૂટી જશે.”

કુમાર કન્યા સંબંધનો ઉપાય.
કન્યાની માગણી માટે હુકમ.
મતિધન મંત્રીની તૈયારી.

ઉપર પ્રમાણે જિનમતજ્ઞ નિમિત્તિયાએ લંબાણથી વાત કરી તેના સંબંધમાં ચતુર વિદુરે તરત પોતાના મનમાં વિચાર કર્યો કે-અહો ! આ જિનમતજ્ઞે વાત કહી તેનો ભાવાર્થ એમ જણાય છે કે ચિત્તસૌંદર્યમાં ( સુંદર ચિત્તમાં ) જે શુભ પરિણામ છે અને તેની જે નિષ્પ્રકમ્પતા (સ્થિરતા) છે તેનાથી જન્મ પામેલી ક્ષાન્તિ (ક્ષમા) છે,[1] તે આ નંદિવર્ધન કુમાર અને તેના પાપી મિત્ર વૈશ્વાનરનો સંબંધ દૂર કરવાને શક્તિમાન્ છે, બીજો કોઇ તે સંબંધ રદ કરાવવાનો ઉપાય જણાતો નથી. આ સર્વ વાત તેમણે કહી તે બરાબર છે; અથવા તે બરાબર વાત કરે તેમાં નવાઇ જેવું શું છે ? જિનમતને જાણનાર, બરાબર ન હોય તેવી અયુક્ત વાત કદિ કરતા જ નથી.

ઉપર પ્રમાણે નિમિત્તિયાએ વાત કરી તે સાંભળીને પદ્મરાજાએ પોતાની બાજુમાં બેઠેલા મતિધન મંત્રીના મ્હોં સામું જોયું; મંત્રીએ તુરતજ-રાજાની સામું નીચું મુખ કરી નમન કર્યું, ત્યારે રાજાએ તેને કહ્યું “ આર્ય મતિધન ! આ સર્વ સાંભળ્યું ? ”

મતિધન—“ હા મહારાજ ! મેં સર્વ હકીકત બરાબર સાંભળી. ”

રાજા—“ જુઓ ! નંદિવર્ધન કુમારમાં મોટા માણસને યોગ્ય અનેક ગુણો છે તે સર્વ તેના પાપી મિત્ર વૈશ્વાનરના સંબંધથી દોષવાળા થયા છે અને ફળ વગરના થયા છે એ હકીકત બહુ સંતાપ કરનારી અને ઉદ્વેગ કરનારી થઇ પડી છે. તેટલા માટે આર્ય ! તમે જાઓ અથવા બોલવાની અને વાતચિત કરવાની કળામાં અતિ કુશળ હોય તેવા આપણા

---

૧ મતલબ કે સુન્દર ચિત્તમાં જો શુભ પરિણામ સ્થિર થઈ ક્ષાંતિને જન્મ આપે તો ક્રોધ આપોઆપ ચાલ્યો જાય.

મુખ્ય અમલદારોને ચિત્તસૌંદર્ય નગરે મોકલો, તે દેશમાં ન મળી શકતી હોય તેવી નજરાણાંની વસ્તુઓ એકઠી કરીને તેઓને સોંપો, સંબંધ કરવા અને વધારવા યોગ્ય મધુર અને વિવેકનાં વચનો તેઓને બરાબર શીખવો અને તેઓની મારફત શુભપરિણામ મહારાજા પાસે તેની ક્ષાંતિપુત્રીનું આપણા કુમાર માટે માગું કરો."

મતિધન—"જેવો મહારાજશ્રીનો હુકમ."

આ પ્રમાણે જવાબ આપી મતિધન મંત્રી બહાર જવાની તૈયારી કરતો હતો, તેવામાં જિનમતજ્ઞ નિમિત્તિયાએ કહ્યું "આવા પ્રકારના આરંભની જરૂર નથી. એ ચિત્તસૌંદર્ય નગરે એવી રીતે જઇ શકાય તેવું નથી."

પદ્મરાજા—"આર્ય! એમ કેમ ?"

જિનમતજ્ઞ—"નગર, રાજ, ભાર્યા, પુત્ર, મિત્ર વિગેરે આ લોકની સર્વ વસ્તુઓ બે પ્રકારની છે—અંતરંગ અને બહિરંગ. આમાંની જે બહિરંગ વસ્તુઓ છે તેમાં તમારા જેવાનું ગમનાગમન (જવું આવવું) થઇ શકે છે અને આજ્ઞા (હુકમ) ચાલી શકે છે, એટલે કે તમે પોતે ત્યાં જઈ શકો છો અથવા બીજાને જવાની આજ્ઞા આપી શકોછો; પણ અંતરંગ વસ્તુઓના સંબંધમાં તેમ બની શકતું નથી. ઉપર ચિત્તસૌંદર્ય નગર કહ્યું, તેમાં ચિત્તપરિણામ રાજા બતાવ્યો, તેની નિષ્પ્રકમ્પતા રાણી બતાવી અને તેની પુત્રી ક્ષાન્તિ જણાવી તે સર્વ અંતરંગ છે, તેટલા માટે ત્યાં દૂતને—એલચીને મોકલવો તે યોગ્ય નથી, ત્યાં તમારો દૂત જઈ શકતો નથી.

*અંતરંગ અને બહિરંગ.*

રાજા—"ત્યાં જવાને ત્યારે કોણ શક્તિમાન્ છે અને ત્યાં કોનો હુકમ ચાલે છે ?"

જિનમતજ્ઞ—"અંતરંગ રાજા હોય તે જ તેમ કરવા સમર્થ છે."

રાજા—"તે રાજા કોણ છે ?"

### અંતરંગ અને બહિરંગ તંત્રો.

જિનમતજ્ઞ—મહારાજ તે અંતરંગ રાજાનું નામ કર્મપરિણામ છે. તે કર્મપરિણામ રાજાએ આ શુભપરિણામ રાજાને ચિત્તસૌંદર્ય નગર ગરાસમાં આપ્યું છે અને તેમ હોવાથી એ શુભપરિણામ રાજા પોતે કર્મપરિણામને વશ હોય—એનો ભાયાત (પટાવત) હોય તેમ વર્તે છે.

રાજા—"તે કર્મપરિણામ મહારાજા મારા જેવાની પ્રાર્થના સાંભળે છે ખરો કે પોતાના મનમાં આવે તેમજ કરનારો છે?"

જિનમતજ્ઞ—"તે કર્મપરિણામ રાજા કોઇની પ્રાર્થના કદિ સાંભળતો નથી, ઘણે ભાગે તે પોતાના મનમાં આવે તેમજ કરનારો છે અને સારા માણસો એની પ્રાર્થના કરે તેવી અપેક્ષા પણ તે રાખતો નથી, તેની પાસે વિવેકના ગમે તેટલા શબ્દો કહેવામાં આવે તેથી તે રીઝી જતો નથી, બીજા પ્રાણીઓનો ગમે તેટલો આગ્રહ થાય તેથી તે લેવાઇ જતો નથી અને માણસને દુઃખ આવી પડેલા જોઇ દયા ખાતો નથી, માત્ર જ્યારે કોઇ કામ કરવાનું હોય છે ત્યારે તે પોતાની મ્હોટી બ્હેન [1]લોકસ્થિતિની સલાહ લે છે, પોતાની સ્ત્રી કાળપરિણતિની સાથે તે કામના સંબંધમાં વિચારણા કરે છે અને પોતાના મિત્ર [2]સ્વભાવની સાથે તે સંબંધમાં વાતચિત કરે છે, નંદિવર્ધનની ઘણા ભવની સ્ત્રી તરીકે સાથે રહેનાર ભવિતવ્યતાને અનુસરે છે અને કોઇ કોઇ વખત પોતાના કામના સંબંધમાં તે નંદિવર્ધન કુમારની શક્તિથી જરા બીહે છે. આવી રીતે કર્મપરિણામ મહારાજા એ અંતરંગ લોકોને પૂછીને પોતાની મરજીમાં આવે તે પ્રમાણે કામ કરે છે અને તે પ્રમાણે જ્યારે તે કામ કરવા લાગે છે ત્યારે બહારના લોકો ગમે તેટલા રડે, રાડો પાડે કે ચીસો પાડે તેની દરકાર કરતો નથી. તેની મરજીમાં આવે તે પ્રમાણે કામ કરતો ચાલ્યો જાય છે; માટે તેની પ્રાર્થના કરવી કે તેની પાસે માંગણી કરવી તે નકામી છે, પરંતુ જ્યારે તેને યોગ્ય લાગશે ત્યારે તે પોતેજ શુભપરિણામ રાજાને હુકમ કરીને તેની ક્ષાન્તિપુત્રીને તમારા કુમારને અપાવશે, તમારી પ્રાર્થનાથી તેમ નહિ કરે, પણ પોતાના ધ્યાનમાં આવશે ત્યારે યોગ્ય કાળે તે કામ કર્મપરિણામ રાજા જાતે જ કરશે.[3]"

પદ્મરાજા—"જો એમ હોય તો તો અમારૂં મોટું દુર્ભાગ્ય! કર્મપરિણામ રાજાના મનમાં તે કામ કરવાનું ક્યારે આવશે તે આપણે જાણતા નથી અને કુમારના પાપી મિત્રને તેનાથી દૂર ખસેડવામાં ન આવે

---

૧ લોકસ્થિતિના પરિચય માટે પૃ. ૨૦૩-૪ અને તેની નોટ જુઓ.

૨ અગાઉ જણાવ્યું છે (જુઓ પૃ. ૩૦૮) તેમ કોઇપણ કાર્ય કરવામાં પાંચ સમવાયી કારણોની જરૂર રહે છે, ઉદ્યોગ, કર્મ, ભવિતવ્યતા, કાળ અને સ્વભાવ. નંદિવર્ધન જેવા હજુ પોતાની શક્તિનો ઉપયોગ બરાબર કરી શકતા નથી. લોકસ્થિતિ એ કુદરતનો કાયદો ( Law of nature ) સમજવો.

૩ આ વાત આઠમા પ્રસ્તાવના સાતમા પ્રકરણમાં બનશે.

ત્યાં સુધી કુમારના સર્વ ગુણો નિષ્ફળ હોવાને લીધે એ વાતનો હાલ તો કાંઇ સંભવ પણ ધારી શકાતો નથી. તેથી અત્યારે તો ખરેખર આપણે જીવતાજ[1] ન હોઇએ એવી એ વાત થઇ ગઇ છે.”

જિનમતજ્ઞ—“મહારાજ ! આ બાબતમાં શોક કરવો નકામો છે. જ્યાં હકીકત એવી છે ત્યાં આપણે શું કરીએ ? શું કરી શકીએ ?

“જે હકીકત બની શકે તેવી હોય તેમાં જો પ્રાણી આળસ કરે તો તે ઠપકાને યોગ્ય ગણાય છે, પણ જે હકીકત તદ્દન બની શકે તેવી હોયજ નહિ તેના સંબંધમાં તે કોઇ પણ રીતે જવાબદાર ગણી શકાય નહિ. અન્યત્ર નીતિશાસ્ત્રમાં પણ કહ્યું છે કે જે પ્રાણી પોતાના અને સામાના બળ અને નબળાઇનો વિચાર કર્યા વગર પોતાથી ન બની શકે તેવા કામમાં પ્રવૃત્તિ કરે છે તે ડાહ્યા માણસોના હાસ્યને યોગ્ય બને છે.[2]” આ પ્રમાણે હકીકત છે તેથી રાજન્ ! જે થવાનું હશે તે થશે. તમારે હાલ તો ચિંતાનો ત્યાગ કરીને થોડો વખત રાહ જોવી એજ ઉચિત છે. વળી તમારા મનની શાંતિ થાય એવું એકાદ કારણ છે તે તમને કહું છું. નિરાલંબનપણું[3] આદરીને બેસી રહો, તમારા જેવાએ દીનતા કરવી એ તો કોઇ પણ રીતે યોગ્ય નથી.”

પદ્મરાજા—“આર્ય ! આપે બહુ સારૂં કહ્યું ! આપે જે આ છેલ્લું વચન કહ્યું તેથી અમારા મનને જરા નિરાંત વળી છે. હવે અમારા મનની શાંતિનું કારણ આપે જણાવ્યું તે શું છે તે અમને કહો.”

જિનમતજ્ઞ—“મહારાજ ! આ કુમારનો પુણ્યોદય નામનો એક મિત્ર છે તે પોતાનું રૂપ ગુપ્ત રાખીને રહે છે. એ પુણ્યોદય મિત્ર જ્યાં સુધી કુમારની બાજુમાં હશે ત્યાં સુધી પેલો પાપી મિત્ર વૈશ્વાનર કુમારને ગમે તેટલા અનર્થો કરશે તે સર્વ ઉલટા કુમારના લાભનાં કારણ

---

૧ જ્યા આપણો પ્રયાસ ચાલે નહિ ત્યાં આપણે મુઆ જેવાજ છીએ એનો અત્ર રાજાના બોલવાનો આશય જણાય છે.

૨ नरः प्रमादी शक्येऽर्थे, स्यादुपालम्भभाजनम् ।
अशक्यवस्तुविषये, पुरुषो नापराध्यति ॥
योऽशक्येऽर्थे प्रवर्तेत, अनपेक्ष्य बलाबलम् ।
आत्मानश्च परेषां च, स हास्यः स्याद्विपश्चिताम् ॥

૩ નિરાલંબનપણું. પારકાની આશા-અન્ય ઉપર આધાર રાખવો તેથી રહિતપણું.

થાય એમ તે કરી દેશે." આ હકીકત સાંભળી (સંસારીજીવ કહે છે કે) મારા પિતા કાંઇક શાંત થયા.

### સમયઘંટ અને વિસર્જન.

આ વખતે સૂર્ય આકાશના મધ્ય ભાગમાં આવ્યો હતો, એટલે શરણાઇ તથા નોબતો વાગવા માંડી અને છેવટે શંખ વાગ્યો. સમય જણાવનાર કાળનિવેદકે કહ્યું—"આ દુનિયામાં તેજની[1] વૃદ્ધિ ક્રોધ કરવાથી થતી નથી, પણ [2]મધ્યસ્થ ભાવથી થાય છે–એમ બતાવતો સૂર્ય મધ્યસ્થપણાને પામ્યો છે. (અર્થાત્ સવાર કરતાં બપોરે સૂર્યના તેજમાં વધારો થાય છે તેનું કારણ તેનું મધ્યસ્થાયીપણું છે; તે બતાવે છે કે ક્રોધ કરવાથી તેજ વૃદ્ધિ પામતું નથી પણ મધ્યસ્થ ભાવ–તટસ્થ ભાવ રાખવાથી પોતાનું તેજ વધે છે. આમ શિક્ષા આપવા સાથે કાળનિવેદકે જણાવ્યું કે મધ્યાહ્ન કાળ થઇ ગયો છે.)

### વિદુરનો સંદેશો.

તાતે જણાવ્યું કે 'મધ્યાહ્ન કાળ થયો છે તેથી હવે સર્વેએ ઉઠવું જોઇએ.' એમ કહી રાજાએ કળાચાર્યનું અને નિમિત્તિયાનું પૂજન કર્યું, તેઓને બહુ માન આપીને વિદાય કર્યા અને સભા બરખાસ્ત કરી. હવે મારા પિતાએ નિમિત્તિયાના વચનથી જાણ્યું હતું કે મારા સંબંધમાં કાંઇ પણ કરવું અને મને સુધારવો એ તદ્દન અશકય અનુષ્ઠાન હતું, તોપણ પુત્રપરના સ્નેહને લીધે તેમણે વિદુરને આદેશ કર્યો કે–"પેલા પાપી મિત્રની સોબતથી કુમાર કોઇ પણ રીતે દૂર રહી શકશે કે નહિ એ સંબંધમાં તારે કુમારના અભિપ્રાયની પરીક્ષા કર્યા કરવી." "જેવો મહારાજાનો હુકમ!" એમ કહી વિદુર ત્યાંથી ચાલી નીકળ્યો. મારા પિતાશ્રી પણ સભામંડપ છોડી મહેલમાં ગયા અને ત્યારપછી તેમણે દિવસને યોગ્ય સર્વ કરણી કરી.

બીજે દિવસે વિદુર મારી પાસે આવ્યો, મને તેણે પ્રણામ કર્યા અને મારી પાસે બેઠો. મેં પૂછ્યું "વિદુર! કાલે કેમ જણાયો નહિ?" વિદુરે પોતાના મનમાં વિચાર કર્યો કે–'મહારાજાસાહેબે મને આજ્ઞા કરી છે કે મારે કુમારના અભિપ્રાયની બરાબર પરીક્ષા કરવી અને તે ઉપર નજર રાખવી. વળી પેલા નિમિત્તિયા પાસેથી દુર્જનની સોબત

---

૧ **તેજ:** (૧) પ્રકાશ, (૨) શક્તિ.

૨ **મધ્યસ્થભાવ:** (૧) તટસ્થ ભાવ (૨) સૂર્યપક્ષે આકાશની મધ્ય રેખાપર–વચ્ચે આવવું તે.

કરવાથી કેવાં ભયંકર પરિણામો આવે છે તે પર એક વાર્ત્તા સાંભળી છે, તેથી તે જ વાર્તા આજે કુમારને કહી સંભળાવું, જેથી તેના મનમાં કેવા ભાવો વર્તે છે તે બરાબર જણાઇ આવે.' આવો વિચાર મનમાં કરી વિદુરે પ્રગટપણે કુમારની સામું જોઇ કહ્યું "કાલે કાંઇક જોવા-જાણવા[1] જેવુ થયું હતું"

મેં કહ્યું—"વળી એવું તે શું હતું ?"

વિદુર—"એક મજાની વાર્તા સાંભળી હતી."

મેં કહ્યું—"તે કથા કેવી હતી ? કહી તો સંભળાવ !"

વિદુર—"હું તે કથા બરાબર કહું છું, પણ કુમારે તે ખાસ ધ્યાન રાખીને સાંભળવી."

મેં કહ્યું—"હું બરાબર ધ્યાન રાખીને સાંભળું છું, ચલાવ."

વિદુરે[2] વાત કહેવા માંડી તે નીચે પ્રમાણે હતી:—



૧ આત્તગય એટલે ફુરસદ અથવા પ્રયોજન. કાંઈ મનનુ કામ હતુ તેથી આવ્યો ન હતો. ક્ષણ એટલે ફુરસદ ઉપરથી ભાવવાચક નામ થયેલ શબ્દ છે

૨ અહીં સ્પર્શેન્દ્રિયને વશ થવાથી કેવાં ભયંકર પરિણામ થાય છે તે બતાવવા કથા શરૂ કરી છે વિદુર આ વાત નંદિવર્ધન પાસે કહે છે-એ સર્વ સંસારીજીવ સદાગમ સમક્ષ અગૃહીતસંકેતાને ઉદ્દેશીને કહે છે અહીંથી શરૂ થતી વાર્તા પ્રકરણ ૧૭ને અંતે પૂરી થશે



# સ્પર્શનકથાનક.



## પ્રકરણ ૩ જું.



### મનીષી અને બાળ.



ક્ષિતિપ્રતિષ્ઠિત નગરે કર્મવિલાસ.
શુભસુન્દરી અને અકુશળમાળા.
મનીષી અને બાળ નામના બે પુત્રો.



આ મનુજગતિ નગરીમાં અને આ જ ભરત નામના પાડામાં એક ક્ષિતિપ્રતિષ્ઠિત નામે નગર હતું. તે નગરમાં અચિંત્ય શક્તિથી ભરપૂર કર્મવિલાસ નામનો એક રાજા હતો. તેને બે રાણીઓ હતી: એક શુભસુન્દરી અને બીજી અકુશળમાળા. એ શુભસુંદરી રાણીથી રાજાને પુત્ર થયો તેનું નામ [1]મનીષી રાખવામાં આવ્યું હતું અને અકુશળમાળાથી પુત્ર થયો તેનું નામ બાળ રાખવામાં આવ્યું હતું. આ મનીષી અને બાળ અનુક્રમે વધતાં વધતાં કુમારની અવસ્થાએ આવી પહોંચ્યા અને પોતાની ઇચ્છા પ્રમાણે વિચિત્ર પ્રકારના વન વિગેરેમાં ક્રીડા કરી આનંદરસને અનુભવવા લાગ્યા. આવી રીતે તેઓ વિચરતા હતા તેવામાં તેઓએ [2]સ્વદેહ નામના બગિચામાં

---

૧ **મનીષી**-વિચારણા પૂર્વક વર્તન કરનાર પાત્ર છે અને **બાળ** સ્પર્શેન્દ્રિયનો લોલુપી, પુદ્ગળાનંદી, દીર્ઘ વિચાર વગરના સંસારરસિક જીવોને બતાવનાર પાત્ર છે.

૨ **સ્વદેહ**-એટલે પોતાનું શરીર, તેની નજીકમાં એટલે તેમાંજ; મતલબ બહિરંગમાં નહિ પણ અંતરંગ પ્રદેશમાં.

પોતાની નજીકમાં કોઇ પુરુષને ઉભેલો જોયો. હજુ કુમારો તે પુરુષને જુએ છે તેટલામાં તો તે પુરુષ તદુચ્છ્રય[1] નામના રાફડા ઉપર ચઢી ગયો, તેની બાજુમાં એક મૂર્ધ નામનું ઝાડ હતું. તેની શાખા સાથે ફાંસો બાંધ્યો અને પોતાની ડોક નીચી કરી તેમાં દોરડું પરોવી દીધું અને પોતે પોતાને હાથે લટકી ગયો. 'અરે! સાહસ કર મા, સાહસ કર મા' એમ બોલતા બન્ને રાજકુમારો તેની પાસે દોડી ગયા અને બાળે પેલું દોરડું કાપી નાખ્યું એટલે પેલો ઝાડે લટકેલો પુરુષ મોહથી મુંઝાઇ જઇ જમીનપર પડી ગયો અને તેની આંખો ઊંચી ચઢી ગઇ. બન્ને કુમારે તેના શરીરપર વાયુ (પવન) નાંખીને તેને સાવધ કર્યો, તેથી તેને શાંતિ થવાથી તેણે આંખો ઉંચી કરી, દિશાઓમાં જોવા માંડયું અને બન્ને કુમારને નજરે જોયા, એટલે કુમારે તેને પૂછયું "ભાઇ! આ અધમ પુરુષોને યોગ્ય ગળે ફાંસો ખાઇ આત્મઘાત કરવાનું તમે શું કર્યું? તમારા આવા ખરાબ અધ્યવસાય થવાનું કારણ શું છે તે જો કહેવામાં વાંધો ન હોય તો અમને કહી જણાવો." પેલા પુરુષે તે વખતે દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો અને બોલ્યો "મારી કથામાં કાંઇ માલ નથી તેથી તે વાત જવા દો. મારા આત્મદુઃખરૂપ અગ્નિને ઓલવવાની ઇચ્છાથી ઉપર પ્રમાણે હું ગળામાં ફાંસો નાંખીને મારૂં કામ કરતો હતો, તેમાં તમે મને અટકાવી દીધો તે તમે જરા પણ સારૂં કર્યું નથી; માટે હવે મહેરબાની કરીને મારા કામમાં જરા પણ અડચણ કરશો નહિ" આ પ્રમાણે કહીને વળી તે પુરૂષ પોતાની જાતને ઝાડે બાંધેલા દોરડા સાથે લટકાવવા તૈયાર થઇ ગયો. બાળે વળી ફરી વાર તેને ઝાલી રાખ્યો અને કહ્યું "ભાઇ! અમારા આગ્રહથી તારી હકીકત અમને કહે; પછી જો તારા દુઃખનું કોઇ ઔષધ અમે ન કરી શકીએ તો તારી ઇચ્છામાં આવે તેમ કરજે." પેલા પુરૂષે કહ્યું જો તમારો આટલો બધો આગ્રહ છે તો સાંભળો:—

ઝાડે લટકેલ સ્પર્શન.

બાળે કાપેલ દોરડું.

---

[1] તદુચ્છ્રય-તત્ એટલે તેની ઉચ્છ એટલે ઉંચાઇ. મતલબ જમીનપરથી ઊંચો રાફડો હોય છે તેના પર તે ચઢી ગયો.

## ભવજન્તુની અંતર કથા.[1]
### સ્પર્શનસંગ અને મુક્તિ.
### મુક્તિસંગ પ્રાણીનું વર્ણન.

મારે એક ભવજંતુ નામનો મિત્ર હતો તેની અને મારી દોસ્તી એવી હતી કે તે જાણે મારૂં બીજું શરીર હોય, મારૂં સર્વસ્વ હોય, મારૂં જીવતર હોય, મારૂં જાણે હૃદયજ હોય. એનો મારાપર એટલો બધો સ્નેહ હતો કે એક ક્ષણવાર પણ તે મારો વિરહ સહન કરી શકતો નહિ. સર્વ વખત મારી લાલનાપાલના કરતો હતો અને દરેક ઝીણી ઝીણી બાબતમાં પણ મને પૂછીને કામ કરતો હતો. મને વારંવાર પૂછે 'ભાઇ સ્પર્શન! તને શું પસંદ આવે છે? તારી શી મરજી છે? વિગેરે.' હું તેના ઉત્તરમાં જે તેને કહું તે મારા માટે તે લઇ આવતો, એટલો બધો મારા ઉપર તેનો સ્નેહ હતો. મને પ્રતિકૂળ થાય અથવા લાગે તેવું કોઇ પણ કામ મારો મિત્ર ભવજંતુ કદિ કરતો નહિ. એક દિવસ મારે કમનસીબે તે મારા મિત્રે સદાગમને[2] જોયો. મનમાં પૂજ્યભાવ લાવીને તે સદાગમની સાથે મારા મિત્રે એકાંતમાં વાતચિત કરી, વિચારણા કરી અને તે વખતે તેને આનંદ થયો હોય એમ દેખાયું. આ વખતથી માંડીને ભવજંતુની મારા ઉપરની પ્રીતિ મંદ થવા માંડી.

**સદાગમ-પરિચય.** ત્યારપછી અગાઉ તે મારી લાલનાપાલના કરતો હતો તે ઓછી થવા લાગી, મારા તરફ એ એકીભાવ રાખતો હતો તે અટકી ગયો, મારા ઉપદેશ પ્રમાણે ચાલવાનું તેણે બંધ કર્યું અને વાત એટલે સુધી વધી ગઇ કે મારા સબંધી સુખદુ:ખની વાત પણ પૂછે નહિ અને તે દિવસથી ઉલટો મને પોતાનો દુશ્મન માનવા લાગ્યો, મારા અપરાધો શોધવા લાગ્યો અને મને પ્રતિકૂળ હોય-ન ગમે તેવું હોય તેની સેવા કરવા લાગ્યો, તેવી વસ્તુના સંબંધમાં વધારે આવવા લાગ્યો. આ પ્રમાણે બન્યું ત્યારે મારા મનમાં વિચાર થયો કે 'અહો! આ શું થઇ ગયું?

---

૧ આ કથા **સ્પર્શન** બાળ આગળ કહે છે. એ સર્વ વિદુર નંદિવર્ધન પાસે કહે છે એ આખી વાત સસારી જીવ સદાગમ સમક્ષ અગ્રહિતસંકેતાને ઉદ્દેશીને કહે છે. ભવજંતુની અંતરકથા પૃ. ૩૭૯ પૂરી થાય છે એ એક નાનો હેવાલ છે.

૨ **સદાગમ:** શુદ્ધ વસ્તુસ્વરૂપ સમજાવનાર જ્ઞાન. આ સદાગમ અને જેની પાસે સંસારીજીવ વાત કરેછે તે એકજ છે, પણ કથાપ્રસંગને અંગે જૂદા જૂદા ગણવામાં આવે તો પણ જ્ઞાનના અસંખ્ય ભેદ હોવાથી વાંધો આવે તેમ નથી.

મેં તો એ ભાઇસાહેબનું કાંઇ બગાડ્યું નથી; વખત વગર એ તે જાણે [1]છઠ્ઠીમાંજ બદલાઇ ગયો હોય નહિ તેમ મારો મિત્ર આવો થઇ ગયો તેનું કારણ શું હશે? અરે! હું કેવો દુર્ભાગી! મારાં નસીબ ફુટી ગયાં'–આ પ્રમાણે બોલતો રડતો જાણે મારાપર કોઇએ વજ્રનો ઘા કર્યો હોય, જાણે મને કોઇએ છુંદી નાખ્યો હોય, જાણે મારૂં સર્વસ્વ કોઈ હરણ કરી ગયું હોય તેવી રીતે મૂર્ત્તિમાન્ શોકમય હું થઇ ગયો અને મને બહુ દુઃખ થવા લાગ્યું. ઘણો વિચાર કરતાં મને સમજાયું કે 'મારા મિત્રે સદાગમ સાથે વિચારણા કરી, વાતચીત કરી–એ અનર્થ-પરંપરાનું ખરેખરૂં કારણ છે. એ પાપી સદાગમે મારા પરમ પ્રિય મિત્રને છેતર્યો જણાય છે. પણ અરેરે! મારો મિત્ર હજુ પણ મારૂં હૃદય ચીરી નાખતો હોય તેમ વારંવાર સદાગમ સાથે એકાંતમાં વિ-ચારણા કર્યા કરે છે, મારા મિત્રને તેમ ન કરવા હું વારંવાર પ્રાર્થના કરૂં છું પણ તે સાંભળતો પણ નથી અને થાય છે એમ કે એ સદા-ગમ સાથે જેમ જેમ વધારે વધારે વાતચીત મારો મિત્ર કરતો જાય છે તેમ તેમ તેની વાત એને વધારે રૂચિકર થતી જાય છે અને તે મારા તરફ વધારે વધારે શિથિળ થતો જાય છે; મારા મિત્રનું શિથિળપણું વધે છે તેમ મારૂં દુઃખ પણ વધતું જાય છે.' આવી રીતે સદાગમ સાથે મારો મિત્ર ભવજંતુ દરરોજ ચર્ચા-વાર્તા-વિચારણા કરતો હતો. એમ કરતાં એક દિવસ તો એકાંતમાં બેસીને સદાગમ સાથે મારા મિત્રે ખુબ પર્યાલોચના કરી અને તેને પરિણામે મારા મિત્રે મારી સાથેનો સર્વ સંબંધ તે વખતથી તોડી નાખ્યો, પોતાના મનમાંથી પણ મને દૂર કર્યો, મારા કહેવાથી તેણે અગાઉ કોમળ તળાઇ, ઓશીકાં વિગેરે લીધેલાં હતાં અને જે મને બહુ પસંદ આવતાં હતાં તે સર્વ તેણે તજી દીધાં, હંસપક્ષીના રૂવાંથી ભરેલાં આસ-નીઆઓ દૂર કરી દીધાં, ઉત્તરીય વસ્ત્ર, રેશમી વસ્ત્ર, ખેસ, ચીનાઇ વસ્ત્રો અને લાંબાં વસ્ત્રો સર્વ દૂર મૂકી દીધાં. શિયાળા અને ઉન્હાળામાં ઋતુ-ધર્મથી ઉલટાં કસ્તુરી, ગોરૂચંદન આદિના વિલેપનો જે મને બહુ

ભવજંતુ સદાગમ પર્યાલોચના

સ્પર્શન વિરૂદ્ધ વર્તન.

---

[1] છઠ્ઠીનો બદલાયલો એટલે જન્મનો બદલાયલો. જાણે જન્મ્યો ત્યારથી જ ફરી ગયો હોય તેવો તે દેખાય છે. જન્મ પછી છઠ્ઠે દિવસે વિધાત્રા લેખ લખે છે એવી લોકમાન્યતા છે, તેને છઠ્ઠી કહે છે. તે દિવસના લેખથીજ જાણે બદલાઈ ગયો હોય તેવો આ જણાય છે.

આનંદ આપનારાં હતાં તેનાં તેણે પચ્ચખ્ખાણ કરી દીધાં, કોમળ શરીરલતાથી આનંદ આપનાર મને ઘણો પ્રિય અને આલ્હાદ આપનાર સ્ત્રીસમુદાયનો તેણે સર્વથા ત્યાગ કર્યો.[1] અને વાત ત્યાં સુધી આગળ વધતી ચાલી કે તે દિવસ પછીથી તો તે ( મારો મિત્ર ભવજન્તુ ) માથે કેશનો લોચ કરે, કઠણ જમીનપર સુવે, શરીરપર મેલ ચઢવા દે, અંગપર ફાટેલાં તુટેલાં જીર્ણ કપડાં પહેરે, સ્ત્રીનાં અવયવનો સંગ દૂરથી તજી દે, કદાચ સ્ત્રીના અવયવને જરા પણ અડકી જવાય અથવા બીજી કોઈપણ બાબતમાં બેદરકારીથી ગફલતી થાય તો પ્રાયશ્ચિત્ત કરે, સખ્ત ઠંડીવાળા માહમાસમાં ટાઢ સહન કરે, ઉન્હાળાની સખ્ત ગરમીમાં તેમજ જેઠ અસાડ માસમાં સૂર્યની આતાપના લે અને જાણે મારો ખરેખરો મોટો દુશ્મન થઇ ગયો હોય નહિ તેમ જે જે વાત મને પ્રતિકૂળ લાગે તે તે સર્વ એ ભાઈસાહેબ આચરે. આ પ્રમાણે જ્યારે સર્વ હકીકત બની ત્યારે મેં મારા મનમાં વિચાર કર્યો કે ' આ ભાઇએ ( ભવજન્તુએ ) તો આપણો સર્વથા ત્યાગ કર્યો છે અને મને શત્રુ તરીકે માની લીધો છે, પરંતુ ઘરડાની કહેવત એવી છે કે ખરેખરા પ્રેમી માણસો હોય છે તે મરે ત્યાં સુધી પણ સ્નેહને વિસરતા નથી; તેથી જોકે હાલ તો ભવજંતુ પેલા સદાગમની શીખવણીએ ચઢી જઇ મને આવી રીતે દુઃખ આપે છે તો પણ હાલ મારે તેને તજી દેવો ન જોઇએ, કારણ કે એ બાપડો ભોળો છે, અત્યાર સુધી ઘણા કાળપર્યંત મારી સાથે એકાત્મભાવ હોય તેટલો પ્રેમ રાખતો હતો અને મને પસંદ આવે તેવાં ઘણાં કામો કર્યા કરતો હતો. અત્યારે એનામાં વિપરીત ભાવ થઇ ગયો છે તે સદાગમની સોબતને લીધે જ થયો છે. વળી થોડા વખત પછી સદાગમ ચાલ્યો જશે અથવા તેઓની દોસ્તી છુટી જશે એટલે મારો મિત્ર પાછો જરૂર ઠેકાણે આવી જશે.' આવા આવા વિચાર કરીને ભવજંતુએ તો જોકે મને કાઢી મૂકયો હતો તોપણ તેનો સદાગમ સાથેનો સંબંધ દૂર

સ્પર્શનનો કાલ્પનિક દિલાસો.

---

૧ આ સર્વ કહેવાની મતલબ એ છે કે ભવજંતુ જે અત્યાર સુધી સ્પર્શઇંદ્રિયના વિષયમા આસક્ત હતો તે હવે સદાગમના પ્રસગમા આવી, તેનો ઉપદેશ સાંભળી, તેનુ રહસ્ય વિચારી, સંસારનો ત્યાગ કરી સાધુ થઈને બેઠો છે. આ વિચાર યોગ્ય શબ્દોમા પ્રૌઢ રીતે મૂકયો છે અને **સ્પર્શનને** તેના ખરા આકારમા ચિતર્યો છે.

ઉઘાડો તિરસ્કાર અને મુક્તિ.

થવાની રાહ જોતો, ખોટી આશાના પાસથી બંધાયલો, મારા મિત્રના વિરહનું દુઃખ અનુભવતો, શરીર નામના પ્રાસાદમાં હું કેટલોક કાળ રહ્યો. એક દિવસ તો સદાગમના વચનને અનુસરીને તેણે મારો ઉઘાડો તિરસ્કાર કર્યો, મને અનુકૂળ ન આવે તેવી ક્રિયાઓ કરી, મને શરીરમાંથી બહાર ધકેલી કાઢ્યો અને મારો મિત્ર જાણે [1]પરમાધામી હોય નહિ તેમ તદ્દન દયા વગરનો થઇને-મારો તિરસ્કાર કરીને મારા ઉપર કોપાયમાન થયો અને કહેવા લાગ્યો કે 'તું તારી આંખોથી મને દેખી શકે નહિ એવી જગ્યાએ હું જાઉં છું.' એ પ્રમાણે બોલી ત્યાંથી તે ક્યાંઇ નાસી ગયો, ભાગી ગયો. હમણા મને એમ પત્તો મળ્યો છે કે તે મારો અગાઉનો મિત્ર ભવજંતુ તો [2]નિર્વૃત્તિ નગરીએ ગયો છે અને એ નગરી મારા જેવાને અગમ્ય છે એટલે હું તો ત્યાં કદિ જઇ શકતો નથી. આ પ્રમાણે થયું એટલે મેં મારા મનમાં વિચાર કર્યો કે પોતાના મિત્રથીજ આવી રીતે તિરસ્કાર પામેલા અને બકરીને ગળે લટકતા નકામા સ્તન-આંચળ જેવા મિત્ર વગરના મારા જીવતરની શું જરૂર છે? આમ વિચારીને મેં ઉપર પ્રમાણે કર્યું. (ગળાફાંસો ખાધો.)

## બાળસ્પર્શન સ્નેહવર્ધન.

આ પ્રમાણે સ્પર્શનની વાત[3] સાંભળી બાળ બોલ્યો "બહુ સારૂં! સ્પર્શન! બહુ સારૂં. તારો વ્યવસાય તો યોગ્ય જણાય છે. પોતાના પ્રિય મિત્ર તરફથી તિરસ્કાર થાય તે સહન ન થઈ શકે તેવી બાબત છે. મિત્રના વિરહથી જે પીડા થાય તે બીજા કોઇ ઉપાયથી મટી શકતી નથી. લોકોમાં કહેવાય છે કે ક્ષમા કરનારા પુરૂષો પણ પારકા તરફથી થતો તિરસ્કાર સહન કરે તે બનવા જોગ નથી. સોનાથી પાષાણ (માટી) જૂદો પડે ત્યારે તેનો પરાભવ થાય છે, અને

---

૧ નારકીમા રહેનારા એક જાતના અધમ અસુરો છે. તેઓ નારકોને દુઃખ દેવામા આનંદ માને છે. તેઓ '**પરમાધામી**' નામથી ઓળખાય છે

૨ **નિર્વૃત્તિ**-મોક્ષ. ત્યા ગયા પછી શરીર ન હોવાથી ઇંદ્રિયના વિષયને માર્ગ મળતો નથી, તેથી તે **સ્પર્શન**ને અગમ્ય છે.

૩ આ પ્રમાણે **સ્પર્શન-બાળ** અને **મનીષી** પાસે વાત કરે છે-એ સર્વ હકીકત વાર્તારૂપે **વિદુર** રાજકુમાર **નંદિવર્ધન** પાસે કહે છે-એ સર્વ હકીકત **સંસારીજીવ અગૃહીતસંકેતા**ને ઉદ્દેશીને **સદાગમ** સમક્ષ કહી બતાવે છે. આ **સ્પર્શન** અને **ભવજંતુ** સબંધની વાત ૩૭૬ પૃષ્ઠથી શરૂ થાય છે.

વિરહ સહન ન થવાથી અંતે તે બળીને રાખ થાય છે.[૧] આબરૂદાર મનુષ્યો મિત્રના વિરહે જીવતા નથી અને જીવે તો તે તેમને યોગ્ય પણ નથી. સૂર્ય ( મિત્ર ) અસ્ત થયા પછી દિવસ એકદમ ચાલ્યો જાય છે તે એ જ બતાવે છે.[૨]

અહો તારો મિત્ર ઉપરનો પ્રેમ ! અહો તારો દૃઢ સ્નેહ ! અહો તારૂં કૃતજ્ઞપણું ! અહો તારૂં સાહસ ! અહો તારો સત્ય ભાવ ! વળી બીજી બાજુ જોઇએ તો ભવજંતુની ક્ષણવારમાં રક્તતા અને ક્ષણવારમાં વિરક્તતા વિચિત્ર છે ! તેનું કૃતઘ્નપણું ( કરેલ ગુણોને હણવાપણું ) પણ જબરૂં ઠર્યું ! તેની તો સર્વ બાબતો અલૌકિક જણાય છે ! તેની મૂઢતા, તેનું ઘાતકી હૃદય અને અનાર્યને યોગ્ય તેની ક્રિયા અને પ્રવૃત્તિ સર્વ વિચિત્ર પ્રકારના જણાય છે ! આ પ્રમાણે હકીકત છે. હવે તને એક વાત કહું છું તે તું સાંભળ. "

સ્પર્શન—" આપ કોઇ પણ પ્રકારના સંકલ્પ વિકલ્પ વગર ખુલ્લા દીલથી જે કહેવું હોય તે મને ખુશીથી કહો. "

બાળ—" ગમે તેવા પ્રતિકૂળ પ્રસંગોમાં પણ પાછા ન હઠનાર, મિત્રતાનું ખરેખરૂં અભિમાન રાખનાર અને સ્નેહની ખાતર કેડ બાંધનાર તારા જેવા પ્રેમી મનુષ્યને કરવું ઘટે તેજ તેં કર્યું છે એમ તો મારે કહેવું જોઇએ; પણ હવે તો તારે મારા ઉપર કૃપા કરીને તારા પોતાના પ્રાણ તો ધારણ કરવા પડશે, તારે આત્મઘાત તો ન જ કરવો, નહિ તો મારી પણ તારા જેવી જ ગતિ થશે. તારા આવા સ્વાભાવિક મિત્રવત્સલપણાથી હું તારા ઉપર રાજી રાજી થઇ ગયો છું. સારા માણસો દાક્ષિણ્યથી ભરેલા હોય છે અને અમુક પ્રાણી સારો માણસ છે કે નહિ તે તેના કામ પરથી જણાય છે. આ પ્રમાણે હોવાથી હું જે વાત કહું છું તે તારે કોઇ પણ પ્રકારનો વિચાર કર્યા

---

૧ ખાણમાં સોનું અને માટી પાષાણ સાથે હોય છે. પથ્થરને પોતાના મિત્ર સોનાનો વિરહ થાય છે-એટલે સોનાને શુદ્ધ કરી તેનાથી જૂદું પાડવામાં આવે છે ત્યારે પાષાણ પોતાના મિત્રનો વિરહ સહન કરી શકતો નથી અને તેથી બળી મરે છે. ( ભઠ્ઠીપર ચઢાવવામાં આવે છે ત્યારે પથ્થરની રાખ થઇ જાય છે. )

૨ દિવસને અને સૂર્યને એટલી બધી ગાઢી દોસ્તી છે કે સૂર્યનો વિરહ થાય એટલે તે અસ્ત થઇ જાય ત્યારે દિવસ પણ તેનો વિરહ સહન ન કરી શકવાને પરિણામે તેની પછવાડે ચાલ્યો જાય છે, એટલે કે દિવસ મટી જાય છે, ( રાત્રી થાય છે. ) દિવસે સૂર્ય ( મિત્ર ) ની ગેરહાજરીમાં રહેવુંજ યોગ્ય ન ધાર્યું, **મિત્ર** શબ્દનો અર્થ **સૂર્ય** પણ થાય છે.

વગર કરવી એવી મારી તને ખાસ પ્રાર્થના છે, વાત ખરી છે કે એક માણસને કેરી ખાવાની ઇચ્છા થઇ હોય તો તે આંબલીથી તૃપ્ત થઇ શકતી નથી, તો પણ મારા ઉપર કૃપા કરીને ભવજન્તુના વિરહનું દુઃખ તને થયું છે તેના ઉપાય તરીકે મારો સંબંધ તારે માની લેવો."

સ્પર્શન—"બહુ સારૂં, આર્ય! તમારા ઉપર કોઇ પણ પ્રકારનો ઉપકાર નહિ કરનાર મારી જેવા ઉપર વાત્સલ્ય બતાવનાર તમે અતિ સ્નેહથી ભીનાં થયેલાં વચનરૂપ અમૃતના સિંચનવડે મારા પ્રાણોને આખરે બચાવ્યા છે. મારે હવે તમને વધારે તો શું કહેવું? પણ અત્યાર સુધી મારા મનમાં જે શોકસંતાપ થયા કરતો હતો તે હાલ તો ચાલ્યો ગયો છે, તમે હાલ તો મારા અગાઉના મિત્ર ભવજંતુને ભૂલાવી દીધો છે. તમારા દર્શનથી મારી આંખો શીતળ બની ગઇ છે, મારૂં ચિત્ત આનંદમાં આવી ગયું છે, અને મારૂં શરીર શાંત થઇ ગયું છે. હવે તો મારે તમેજ[1]ભવજંતુ પોતે છો એમ હું સમજું છું."

તે વખતથી સ્પર્શન અને બાળનો સ્નેહ બરાબર ગાઢ થવા લાગ્યો.

## મનીષીની વિચારણા.

મનીષીએ આ સર્વ વાતચીત ચાલતી હતી તે વખતે પોતાના મનમાં વિચાર કર્યો કે 'જે માણસ બહુ વિચાર કરીને કામ કરનાર હોય છે તે પોતાની ઉપર અનુરક્ત, પ્રેમી, નિર્દોષ, મિત્રનો કદાપિ ત્યાગ કરે નહિ અને દોષ વગરના સ્નેહીનો ત્યાગ કરવાનો ઉપદેશ કે સૂચના સદાગમ કદિ આપે પણ નહિ. મેં એમ સાંભળ્યું છે કે એ સદાગમ જે કાંઇ કામ કરે છે કે બોલે છે તે સર્વ પૂર્ણ વિચાર કરીને આચરે છે, માટે આ બાબતમાં કાંઇ ઉંડું કારણ હોવું જોઇએ. આ સ્પર્શન પણ ઘણે ભાગે બહુ સારો હોય એમ તો લાગતું નથી, બાળે એની સાથે દોસ્તી બાંધવા માંડી છે તે મારા વિચાર પ્રમાણે તો ખોટું કર્યું હોય એમ જણાય છે.' આ પ્રમાણે મનમાં વિચાર કરતો હતો તે વખતે સ્પર્શને તેની સાથે વાત કરવા માંડી. મનીષીએ પણ લોકરૂઢી અનુસાર વિવેક જાળવવા ખાતર તેની સાથે વાતચિત કરી અને ઉપર ઉપરથી સ્પર્શન સાથે મૈત્રી બાંધી.

## સ્પર્શનના સંબંધપર કર્મવિલાસ.

પછી બાળ, સ્પર્શન અને મનીષી ત્રણે નગર તરફ પાછા ફર્યા.

---

૧ અત્યાર સુધી સ્પર્શન આપ અને તમે-બહુ વચનથી બાળ સાથે વાત કરે છે, હવે મિત્રતા થયા પછી તે એકવચનનો ઉપયોગ કરશે તે યોગ્ય છે.

સર્વે રાજભુવનમાં દાખલ થયા, [1]રાજસભામાં તેઓએ કર્મવિલાસ રાજાને કાળપરિણતિ મહાદેવી સાથે સિંહાસનપર બેઠેલા જોયા. રાજબાળકોએ પોતાના માતપિતાને વંદન કર્યું. માતાપિતાએ તેઓને આશીર્વાદ આપ્યા, બેસવાને આસન આપ્યાં. પણ તેઓ આસન ઉપર ન બેસતાં જમીન ઉપર બેસી ગયા. તેઓએ પોતાના પિતાને સ્પર્શન સાથે ઓળખાણ કરાવી અને તેની સર્વ હકીકત કહી બતાવી. એ હકીકત સાંભળીને કર્મવિલાસ મહારાજા બહુ રાજી થયા અને મનમાં વિચાર કરવા લાગ્યા કે ‘ આ સ્પર્શનને મેં અગાઉ પણ ઘણીવાર જોયો છે. જેમ અપથ્ય સેવવાથી વ્યાધિ વધી પડે છે તેના જેવો તે છે (એટલે તે સંસાર-કર્મ-વ્યાધિને વધારનાર છે). એની સાથે આ બન્ને રાજકુમારોને દોસ્તી થઇ એ બહુ સારૂં થયું. મારી તો આ અનાદિ કાળથી એવી પ્રકૃતિ પડી ગઇ છે કે જે પ્રાણીઓ આ સ્પર્શનની સાથે અનુકૂળ થઇને રહે છે તેની સાથે હું પ્રતિકૂળ થઇને રહું છું અને જે પ્રાણી એના ઉપર કોઇ પણ પ્રકારનો સ્નેહ ન રાખતાં પ્રતિકૂળ થઇને વર્તે છે તેની સાથે મારે અનુકૂળપણે વર્તવું પડે છે; જે એનો એકાંતે સર્વથા ત્યાગ કરે છે તેને તો મારે તદ્દન મૂકી દેવો પડે છે-છોડી દેવો પડે છે. આ પ્રમાણે હોવાથી આ કુમારો એના તરફ કેવું વર્તન રાખે છે તેનું બારીકીથી અવલોકન કરીને જેમ યોગ્ય લાગશે તેમ હું કરીશ.’ આ પ્રમાણે વિચાર કરીને અંતરંગ રાજા કર્મવિલાસે કહ્યું “ વત્સો ! આ સ્પર્શન પોતાનો પ્રાણત્યાગ કરતો હતો તેની સાથે દોસ્તી કરીને તેના પ્રાણો તમે બચાવ્યા તે બહુ સારૂં કર્યું. તમારો અને આ સ્પર્શનનો સંબંધ ખીર ખાંડના મેળાપ જેવો છે. ”[2]

## સ્પર્શનસંબંધપર અકુશળમાળા.

બાળની માતા અકુશળમાળાએ વિચાર કર્યો ‘ કે આ બાળનો સ્પર્શન સાથેનો સંબંધ બહુ સારો જોડાયો. હું ખરેખર ભાગ્યશાળી છું.

---

૧ આ અંતરંગ રાજસભા સમજવી. બહિરંગ પ્રદેશમાં રાજા રાણી શત્રુમર્દન અને મદનકંદળી છે તે કથામાં આગળ આવશે. અંતર પ્રદેશમાં રાજા કર્મવિલાસ છે. આ સંબંધમાં ખુલાસો પ્રકરણ ૧૪ મામાં આ જ પ્રસ્તાવમાં આવશે. ત્યાં શત્રુમર્દન રાજા અબોધનરતિ આચાર્યને ખુલાસાવાર હકીકત પૂછશે એટલે સર્વ વાત સ્પષ્ટ થશે.

૨ કર્મપરિણામ રાજાના મુખમાં જે વચનો મૂક્યા છે તે તેને યોગ્ય છે, વિચારો પણ બરાબર છે. સ્પર્શનને વશ પડનાર વિશેષ કર્મ ઉપાર્જન કરે છે, વશ નહિ પડનાર અલ્પ કર્મ ઉપાર્જન કરે છે, અને સર્વથા ત્યાગ કરનાર મોક્ષે જાય છે. અકુશળમાળા અને શુભસુન્દરી પણ પોતાની ઉત્ક્રાન્તિ પ્રમાણે વિચાર કરે છે.

મારા પુત્રની આ નવીન દોસ્તીથી મારૂં પણ યથાર્થ નામ નીકળશે. સ્પર્શનને જે અનુકૂળ રહીને વર્તે છે તે મને બહુ પ્રિય લાગે છે. તે જ મને પાળે છે, પોષે છે અને મારો સ્નેહ મેળવી તેનું સુખ અનુભવી શકે છે. મેં અગાઉ પણ એ પ્રમાણે હકીકત અનુભવથી બરાબર જોઇ લીધી છે. વળી મારા પુત્રના મુખ ઉપરના રંગથી એમ જણાય છે કે એને સ્પર્શન ઉપર બહુ રાગ થયો છે અને ભવિષ્યમાં પરસ્પર બહુ અનુકૂળપણે વર્તે એવો સંભવ જણાય છે. આ પ્રમાણે હોવાથી મારા મનની બધી હોંશ પૂરી થશે. ' આ પ્રમાણે મનમાં વિચાર કરી અકુશળમાળાએ બાળને કહ્યું–" ભાઇ બાળ ! બહુ સારૂં કર્યું ! તારા મિત્ર સાથે તારો વિયોગ ન થાઓ ! "

## સ્પર્શનસંબંધપર શુભસુંદરી.

મનીષીની માતા શુભસુંદરીએ વિચાર કર્યો ' કે મારા પુત્રને આવા પાપી મિત્ર સાથે સંબંધ થયો તે જરા પણ યોગ્ય થયું નહિ. એ સ્પર્શન વાસ્તવિક રીતે મિત્ર નથી પણ દુશ્મન છે અને અનેક અનર્થપરંપરાનું કારણ છે અને મારો તો તે સહજ (સ્વાભાવિક રીતે) શત્રુ હોય તેમ વર્તે છે. એણે મને અગાઉ પણ અનેક વાર ઘણા પ્રકારની હેરાનગતિઓ કરી છે, તેથી તેની સાથે આપણે કોઇ રીતે મેળ ખાય એમ લાગતું નથી. મારા પુત્રના ચહેરા પરથી તથા આંખોના વિકારથી તેનો આ નવા મિત્રપર વિરક્તભાવ હશે એમ જણાય છે અને તેટલી હકીકતથી મારા મનમાં કાંઇક નિરાંત રહે છે. આ પ્રમાણે હોવાથી આ પાપી મારા પુત્ર ઉપર પોતાનું જોર વાપરી શકશે નહિ એમ લાગે છે, અથવા તો શું થશે એ કાંઇ કહી શકાય નહિ, કારણ કે એ પાપી દુરાત્મા સ્પર્શન બહુ કર્કશ છે.' આવા અનેક વિકલ્પો શુભસુંદરીના મનમાં થવા લાગ્યા અને તેથી તેને કાંઇક વ્યાકુળતા પણ થઇ, પણ તે ગંભીર હોવાથી મૌન ધારણ કરીને બેસી રહી.

આ વખતે મધ્યાહ્ન થયો, સભા વિસર્જન કરવામાં આવી અને સર્વે પોતપોતાને સ્થાનકે ગયા.





# પ્રકરણ ૪ થું.

## સ્પર્શનમૂળશુદ્ધિ.



તે દિવસથી માંડીને બાળનો સ્પર્શન સાથે સ્નેહસંબંધ વધવા લાગ્યો. મનીષી તો આશ્ચર્ય પામીને સર્વ હકીકત જોયા કરે છે, પરંતુ સ્પર્શનનો કોઇ પણ પ્રકારે વિશ્વાસ કરતો નથી. પેલો સ્પર્શન પણ બન્ને રાજકુમારોની પાસે ને પાસે રહેતો હોવાથી આખો વખત અંદર તેમજ બહાર તેઓનો પલ્લો છોડતો નથી, બન્ને રાજકુમારો સાથે જૂદી જૂદી જગ્યાએ તે રખડે છે અને અનેક પ્રકારની ક્રીડાઓ કરે છે.

મનીષીની વિચારણા અને નિર્ણય.

ત્યારપછી એક વખત મનીષીએ પોતાના મનમાં વિચાર કર્યો કે 'આ સ્પર્શનના પ્રસંગથી તો ચિત્ત આ ઠેકાણે સ્થિર રહેતું નથી તો પછી એનો પરિચય કરનારનું જ્યાં ત્યાં મન રખડ્યા કરે–એમાં તે સુખ કેમ મળી શકે? એ ભાઇસાહેબનું (સ્પર્શનનું) ખરેખરૂં સ્વરૂપ શું છે? કેવું છે? તે પણ હજુ બરાબર સમજાતું નથી. જ્યાં સુધી આ બાબતનો પરમાર્થ સમજવામાં આવે નહિ ત્યાં સુધી એની સાથે પરિચય વધારવો કે ન વધારવો એ બાબતનો નિર્ણય પણ થઇ શકતો નથી. માટે હવે તો એનું ખરેખરૂં મૂળ[1] શું છે તેની બરાબર શોધ કરવાની ખાસ જરૂર લાગે છે, અને એના સંબંધી બધી હકીકત જાણીને પછી યોગ્ય લાગે તેમ તેના સંબંધમાં આચરણ કરવું ઘટે છે.' આ પ્રમાણે પોતાના મનમાં મનીષીએ નિર્ણય કર્યો.

ત્યાર પછી સ્પર્શનના મૂળની શોધ કરવા માટે પોતાના બોધ[2] નામના અંગરક્ષકને ખાનગીમાં બોલાવ્યો અને તેને કહ્યું–" ભદ્ર! મને

---

૧ **મૂળ શોધવું**—એ કોણ છે? ક્યાંનો છે? કોનો સંબંધી છે વિગેરે બાબતની ઉંડાં ઉતરી માહીતગારી મેળવવી.

૨ **બોધ**—બોધ 'ઉપદેશ' છે. તેની પાસે વિવેચક બુદ્ધિથી સવાલ થાય ત્યારે તેનામાં **પ્રભાવ**–શકિત હોય તો તે સર્વ બાબતની શોધ કરી લાવે છે અને પૂછનારને સંતોષ આપે છે Aides de Camp–એડીકાંપ–અંગરક્ષક તરીકેનું **બોધનું** કાર્ય બરાબર છે.

બોધને શોધાદેશ, પ્રભાવને સોંપણી.

આ સ્પર્શન ઉપર ઘણો અવિશ્વાસ આવ્યા કરે છે, માટે એ કોણ છે વિગેરે બાબતની તજવીજ કરીને મને બરાબર હકીકત જણાવ." બોધે જવાબમાં કહ્યું "જેવો રાજકુમારનો હુકમ !" બોધ ત્યારપછી તુરત ત્યાંથી બહાર નીકળી પડ્યો. બોધની પાસે એક પ્રભાવ નામનો સુદામ માણસ દૂત તરીકે કાર્ય કરે તેવો હતો. એ પ્રભાવે દેશ દેશાવરની અનેક ભાષાઓનો અભ્યાસ કર્યો હતો, જૂદા જૂદા પ્રકારના વેષો ધારણ કરવામાં અને ફેરવવામાં તે બહુ કુશળ હતો, પોતાના શેઠનું કાર્ય કરવામાં કેડ બાંધીને મંડી પડે તેવો હતો, પોતાનું કામ બરાબર સમજનારો હતો અને અન્ય તેને પકડી ન શકે તેવી કુશળતાથી કામ આટોપનાર હતો. આ પ્રભાવ નામના દૂતને બોધે પોતાની પાસે બોલાવ્યો અને તેને જે કાર્ય માટે બોલાવ્યો હતો તે તેને જણાવી દીધું. પ્રભાવ ત્યાર પછી સ્પર્શનની મૂળશુદ્ધિ કરવા માટે અનેક દેશમાં ઘણો વખત રખડ્યો. અને ઘણી હકીકત એકઠી કરી. એક દિવસ બોધ પાસે પાછો તે આવી પહોંચ્યો અને તેની સમિપ દાખલ થઇ પ્રણામ કરી જમીનપર બેસી ગયો. બોધે પણ તેને સામા યોગ્ય નમસ્કાર આદિ કર્યા પછી સ્પર્શનના મૂળની શોધ કરતાં તેણે શું શું જોયું તેનું વર્ણન કરવા જણાવ્યું. પ્રભાવે આજ્ઞા માથે ચઢાવી પોતાનો અહેવાલ કહેવો શરૂ કર્યો *—

[1]સ્પર્શનના મૂળની શોધ કરવા ગયેલ પ્રભાવનો અહેવાલ.

"હું અહીંથી નીકળીને જૂદા જૂદા અનેક બાહ્ય પ્રદેશોમાં ગયો; પરંતુ ત્યાં તો મને સ્પર્શનની પ્રવૃત્તિનું મૂળ કારણ જરા પણ સમજાયું નહિ. ત્યાર પછી હું અંતરંગ પ્રદેશમાં ગયો. ત્યાં મેં રાજસચિત્ત[2]

* અહી બેંગાલ રોયલ એ. સોસાયટીવાળી મૂળ બુક (નવીન ભાગ)નુ પૃ. ૨૬૬ શરૂ થાય છે.

૧ આ પ્રમાણે બોધની સમક્ષ પ્રભાવ સ્પર્શનની મૂળશુદ્ધિ સબંધી હકીકત રજુ કરે છે; એ સર્વ હકિકત **નંદિવર્ધન**ના બોધ માટે વિદૂર તેની પાસે કહે છે; અને આ આખી વાર્તા **સંસારીજીવ** પોતાના અનુભવ પ્રમાણે અગ્રહીતસંકેતાને ઉદ્દેશીને સદાગમ સમક્ષ કહે છે. સ્પર્શેંદ્રિયની મૂળશુદ્ધિનું વર્ણન અહીં સામાન્ય છે; પરંતુ ચોથા અધિકારમાં રસેંદ્રિયની મૂળશુદ્ધિને અંગે પ્રકર્ષ અને વિમર્શનો અધિકાર આવશે ત્યાં બહુ અદ્ભુત હકીકત રસમય વિસ્તારયુક્ત ભાષામાં આવશે. બન્ને વર્ણન ખાસ સરખાવવા યોગ્ય છે.

૨ **રાજસચિત્ત**-એનું વિશેષ વર્ણન ચોથા પ્રસ્તાવના આઠમા પ્રકરણમાં આવશે.

નામનું નગર જોયું. તે નગર ભિલ્લ (લુટારા-જંગલી) લોકોની પલ્લી[1] જેવું દેખાતું હતું, તેની ચોતરફ કામ વિગેરે ચોર લોકો ભરાઇ રહેલા હતા, તે પાપી લોકોનું નિવાસસ્થાન હતું, મિથ્યા અભિમાનની ખાણુ જેવુ હતું, અકલ્યાણુપરંપરાના હેતુ જેવું હતું, ચોતરફ અંધકારથી વિંટાયલું હતું અને પ્રકાશના એક પણુ કિરણુ વગરનું હતું; એવી રીતે ભીલ્લ લોકોની પલ્લીને સર્વ પ્રકારે મળતું આવે તેવું એ નગર હતું. એ રાજસચિત્ત નગરમાં રાગકેશરી[2] નામનો રાજા રાજ્ય કરતો હતો. તે સર્વ તાફાની લોકોનો સરદાર હતો, સર્વ પાપી પ્રવૃત્તિઓનું કારણુ હતો, સન્માર્ગરૂપ પર્વતોને [3]વજ્રપાત જેવો હતો, શક્ર-ઇંદ્ર વિગેરેને પણુ દુર્જય[4] હતો અને કોઇ સાથે તુલના થઇ શકે નહિ એટલા મોટા બળ અને પરાક્રમવાળો હતો.

રાજસચિત્ત નગરે રાગકેસરી રાજા.

એ રાગકેસરી રાજાને એક [5]વિષયાભિલાષ નામનો અમાત્ય (કારભારી-દિવાન) હતો. તે રાજાનાં સર્વ કાર્યો સંબંધી વિચાર કરનારો હતો, સર્વ ઠેકાણે એનો હુકમ અસ્ખલિત માન્ય થતો હતો, આખી દુનિયાને પોતાને વશ કરવામાં તે મહા કુશળ હતો, પ્રાણીઓને મોહમાં નાખી દેવાની બાબતનો તેણે ખાસ અભ્યાસ કર્યો હતો, કોઇ પાપ-અનીતિને રસ્તે કામ કરવું હોય તો તે બહુ ચાલાકીથી કરવામાં કુશળ હતો, અને પોતે કોઇ પણ કામ કરે તેમાં પારકા ઉપદેશની જરાપણ દરકાર કરે તેવો નહોતો અને તેથી રાજાએ આખા રાજ્યનો ભાર તેના ઉપર નાખી દીધો હતો.

એ રાજસચિત્ત નગરમાં દરબારગઢના મધ્યચોકમાં હું ફરતો ફરતો આવી પહોંચ્યો, તે વખતે એકદમ ત્યાં મોટો કોળાહળ ઉઠયો.[6] તે અવા-

---

૧ ભિલ્લ લોકો લુટારા જેવા હોય છે, તેઓ જંગલમા પોતાનો કંપ રાખે છે તેને પલ્લી કહે છે.

૨ **રાગકેસરી** 'રાગ'નું આ રૂપક છે. કર્મબંધનમા **રાગ** અને **દ્વેષ** મુખ્ય ભાગ ભજવે છે, તેમાં પણ રાગ વધારે બળવાન્ છે તે આગળ જણાશે.

૩ પર્વતને જેમ વજ્ર તોડી નાખે તેમ એ સારા માર્ગોને કાપી નાખનાર હતો.

૪ મોટા મોટા ઇંદ્રો પણ રાગને જીતી શકતા નથી, પણ રાગથી જીતાય છે.

૫ **વિષયાભિલાષ**-ઇંદ્રિયના વિષયો સેવવાની ઇચ્છા, કામભોગ ભોગવવાની લાલસા. એ અભિલાષા પ્રત્યેક ઇંદ્રિયને અંગે થાય છે. આ મંત્રીનો વિશેષ પરિચય ચોથા પ્રસ્તાવમાં થશે.

૬ અહીં હવે **સ્પર્શનનું**-કામદેવનું વર્ણન આવે છે.

જની સાથે મિથ્યાઅભિનિવેશ[1] વિગેરે અનેક રથો બહાર નીકળી પડતા જણાયા; તે રથની આગળ ભાટ લોકો મોટેથી બિરૂદાવળી બોલી યોદ્ધાઓનું માહાત્મ્ય વધારતા હતા; તેમાં લાલ્ય (લોલુપતા–ગૃદ્ધિ) વિગેરે અનેક રાજાઓ બેઠા હતા; ત્યાંથી વળી આગળ જોઉં છું તો પોતાના ગર્જારવથી દિશાઓને ગજાવી નાખતા મમત્વ વિગેરે હાથીઓ રાજમાર્ગે નીકળતા દેખાયા. બીજી બાજુએ હેષારવથી–ખોંખારાથી દિશાઓને બહેરી કરી મૂકતા અજ્ઞાન વિગેરે ઘોડાઓ ચાલતા દેખાયા. તેઓની આગળ રણયોદ્ધાના ગુમાનથી ચાલતા અને હાથમાં નાના પ્રકારનાં આયુધોને ધારણ કરતા ચાપલ્ય વિગેરે પાયદળ લશ્કરના અસંખ્ય માણસો દોડતાં જણાયા. તે વખતે કામદેવના પ્રયાણને સૂચવનાર ઢોલ તાંસાના અનેક શબ્દો સંભળાયા. તુરતજ જાણે ખરવા (તીક્ષ્ણ પવન) થી પ્રેરાઇને વાદળાંઓ ચઢી આવ્યાં હોય તેમ વિલાસરૂપ ધ્વજાઓથી ભરપૂર અને બિબ્બોકરૂપ શંખ અને રણશીંગડાના અવાજથી ચારે દિશાને અવાજમય કરી દેતું મોટું લશ્કર એકઠું થવા લાગ્યું.

રાજસચિત્તમાં કોળાહળ.

ઉપર વર્ણવ્યું તેવું મોટું લશ્કર જોઇને હું મનમાં વિચાર કરવા લાગ્યો કે–આ તે શું કોઈ મોટો રાજા બહાર ફરવા નીકળી પડ્યો છે કે શું ? જો તે રાજા હોય તો તેને આવી રીતે બહાર ફરવા જવાનું કારણ શું હશે ? આવી રીતે હું મનમાં વિચાર કરતો હતો તેવામાં મેં વિષયાભિલાષ મંત્રીના સંબંધી [2]વિપાક નામના એક પુરૂષને જોયો. તે પરિણામે ઘણો દારૂણ, પોતાના સ્વરૂપથી સંસારની વિચિત્રતા બતાવનાર, જ્ઞાની માણસોને પણ બોધ આપનાર, વિવેકી પ્રાણીઓને વૈરાગ્ય ઉત્પન્ન કરનાર અને વિવેક વગરના પ્રાણીઓને પોતાનું જરા પણ સ્વરૂપ સમજવા નહિ દેનાર હોય એવો મને તે તેના દેખાવ ઉપરથી લાગ્યો. મેં તેની સાથે મીઠી મીઠી વાત કરવાની શરૂઆત કરી તેને પૂછ્યું ' ભાઇ ! આ રાજા અત્યારે પ્રયાણ કરે છે તેનું કારણ જાણવાનું મને કુતૂહળ થયું છે તેથી તે આપ જાણતા હો તો કહો.' વિપાકે કહ્યું ' ભાઇ ! જો એમ જ છે તો હું કહું

વિપાક સાથે વાતચીત

---

૧ સાચાને ખોટું–ખોટાને સાચું મનાવનાર અજ્ઞાન

૨ વિપાક: કર્મનું ફળ, કર્મનો ભોગવટો–તેનું રૂપક બતાવનાર. આ વિપાકની હકીકત સમજવા યોગ્ય છે

છું તે સાંભળો:—" એક વખત આ નામદાર રાગકેસરી રાજાએ પોતાના વિષયાભિલાષ મંત્રીને પોતાની પાસે બોલાવીને કહ્યું કે 'આર્ય વિષયાભિલાષ! હવે તો તમે કાંઇ એવું કરો કે જેથી આખું જગત્ મારે વશ થઇ જાય અને બધા જાણે મારા નોકરો હોય એવી રીતે મારી સાથે વર્તે. એ પ્રમાણે થાય તો પછી આપણે વારંવાર મહેનત કરવી પડે છે તે સર્વ બંધ થઇ જાય.' વિષયાભિલાષ મંત્રીએ રાજાની એ આજ્ઞા પોતાના મસ્તકપર ચઢાવી. પછી રાજાનું આ કામ કરવાને કોણ સમર્થ છે તે વિષે પૂરતો વિચાર કરીને મંત્રીએ પોતાના મનમાં નિર્ણય કર્યો કે રાજાનું આવું આકરૂં કામ કરવાને બીજો તો કોઇ શક્તિમાન્ નથી, પરંતુ તે સંબંધમાં મનમાં બહુ ક્લેશ કરવાની પણ જરૂર નથી, કારણ કે પેલા પાંચ આપણા ખાસ અંગીત માણસો છે તે જ એ કામ સાધી શકશે એમ મારો તો પાકો ભરોસો છે. આ પ્રમાણે વિચાર કરીને એ સ્પર્શન વિગેરે પાંચ[1] અંગીત માણસોને વિષયાભિલાષે પોતાની પાસે બોલાવ્યા. એ પાંચે મનુષ્યો આ મંત્રીવર્યમાં અત્યંત રક્ત હતા, તેઓએ અત્યાર પહેલાં પોતાનું પરાક્રમ અનેક જગ્યાએ બતાવ્યું હતું, મંત્રીવર્યના સાચા સેવક તરીકે ઘણી વખત વિજયપતાકા[2] પ્રાપ્ત કરી હતી, મનુષ્યનાં હૃદયને પોતાની તરફ આકર્ષણ કરવામાં તેઓ અત્યંત કુશળ હતા, શૂરવીરને સાવધ કરનાર હતા, ચંચળ પ્રાણીઓમાં અગ્રગામી હતા, અન્ય પ્રાણીઓને છેતરવાની કળામાં પારંગત થયેલા હતા, સાહસિક પ્રાણીઓમાં છેલ્લી હદ સુધીનાં સાહસો કરવામાં પાછા ન પડે તેવા હતા, અને બહુ દુઃખે કરીને વશ થઇ શકે તેવા કઠોર પ્રાણીઓના દૃષ્ટાંતરૂપ હતા એ પાંચે અંગીત માણસોને વિષયાભિલાષે આખા જગતને વશ કરવા માટે મોકલી આપ્યા."

સંતોષ અને સ્પર્શનનો સંબંધ.

વિપાક પાસેથી આટલી હકીકત સાંભળતાં મેં (પ્રભાવે) મારા મનમાં વિચાર કર્યો કે આ પણ ઠીક વાત મળી આવી! આટલા ઉપરથી સ્પર્શનનું મૂળ સ્થાનક તો સમજવામાં આવ્યું. વિપાકે પોતાની વાત આગળ ચલાવી:—' ત્યારપછી આ મોટા વિસ્તારવાળા જગ-

૧ આ પાંચ ખાસ માણસો તે પાંચ ઇંદ્રિયો સમજવી: સ્પર્શન, રસ, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્ર. આ પાંચને વિષયાભિલાષના પુત્રપણે અન્યત્ર કહેવામાં આવેલ છે. ( જુઓ વૈરાગ્યકલ્પલતા. )

૨ વિજયપતાકા: માન અકરામની નિશાનીઓ.

તુમાં એ પાંચે મનુષ્યો ભમે છે અને આખા જગતને પોતાને વશ કરીને તે દ્વારા રાગકેસરી રાજાને વશ રાખે છે અને તેઓ સર્વ જાણે તેના નોકરો હોય તેમ જગતના લોકો પાસેથી કામ લે છે; પરંતુ ધાન્યના સમુદાયપર ઉપદ્રવ કરનાર ઇતિઓની[1] પેઠે તેઓના કામકાજ ઉપર ત્રાપ મારનાર સંતોષ નામનો એક ચોર તેઓને મોટો ઉપદ્રવ કરનાર હુમણા ઉત્પન્ન થયો છે એમ સાંભળ્યું છે. એ સંતોષ તેઓની સામે થઇને-તેઓને હરાવીને-અત્યાર સુધીમાં કેટલાક લોકોને તો અહીંથી ઘસડી પણ ગયો છે અને રાગકેસરી મહારાજના અધિકારની બહાર આવેલી એક નિવૃતિ[2] નામની નગરી છે ત્યાં લઇ ગયો છે એમ સાંભળ્યું છે.'

વિપાકે કહેલી આટલી હકીકત સાંભળી મેં[3] મારા મનમાં વિચાર કર્યો કે 'આ વાતમાં અને આપણી સમક્ષ બાળ મનીષીની સાથે સ્પર્શને વાત કરી હતી તેમાં જરા ફેર પડ્યો તેનું કારણ શું? ત્યાં સ્પર્શને વાત કરી હતી ત્યારે તો એમ કહ્યું હતું કે ભવજંતુ સદાગમના બળથી મોક્ષે ગયો અને આ (વિપાક) તો એમ કહે છે કે સ્પર્શન વિગેરેને મારી હઠાવી સંતોષે અનેક લોકોને નિવૃતિનગરીમાં સ્થાપન કર્યા છે. ત્યારે મોક્ષમાં સ્થાપન કરનાર તે સદાગમ હશે કે સંતોષ હશે? આ પ્રમાણે બન્ને વાતોમાં કાંઇક ફેરફાર મને લાગે છે; પરંતુ અત્યારે એવો નકામો વિચાર કરવાની શી જરૂર છે? હાલ તો આ વિપાક જે હકીકત કહે છે તે બરાબર ધ્યાન રાખીને સાંભળી લઉં, આગળ ઉપર અવકાશે પછી તેના ઉપર વિચાર કરી લઇશ.'

**રાગકેસરીને ક્ષોભ અને તેનુ શાંત્વન.**

વિપાકે ત્યારપછી પોતાની વાત આગળ ચલાવી. 'આવી રીતે સ્પર્શન વિગેરેને સંતોષ તરફથી મોટો ઉપદ્રવ થાય છે એ હકીકત અમારા મહારાજ રાગકેસરીને આજે તેમના ખાસ સંબંધી માણસોએ જણાવી. પોતાના સેવકોનો પરાભવ થયો છે એવી હકીકત તેઓએ અગાઉ કદિ પણ સાંભળેલી નહિ અને તે હકીકત તેમનાથી કોઇ રીતે

1 ઈતિ. ઉપદ્રવો. ઈતિઓ સાત પ્રકારની હોય છે તે બધી ધાન્યનો નાશ કરનારી છે. અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, તીડ, ઉંદર, શુક ઇત્યાદિ

2 નિર્વૃતિઃ મોક્ષ અહીં રાગનું જોર ચાલતુ નથી

3 આ પ્રમાણે પ્રભાવ નામનો દૂત બોધ પાસે વાત કરે છે. પ્રભાવ પોતાને માટે પહેલા પુરૂષમાં વાત કરે છે.

સહન થઇ શકે તેવી પણ હતી નહિ, તેથી જેવી તે વાત સાંભળી કે તે વખતેજ મહારાજા રાગકેસરીની આંખો કોપથી લાલચોળ થઇ ગઇ, ગુસ્સાથી હોઠ ફરકવા લાગ્યા, ભયંકર ભવાંઓ ચઢી ગયાં, કપાળ ઉપર કરચલી પડી ગઇ, આખે શરીરે પરસેવો થઇ ગયો, જમીન ઉપર તાણી તાણીને પોતે પોતાના હાથને પછાડવા લાગ્યા, પ્રલયકાળના મહા ભયંકર અગ્નિ જેવું રૂપ ધારણ કરી અત્યંત ક્રોધાવિષ્ટ થઇ સ્ખલનાયુક્ત વચનો બોલતાં પોતાના માણસોને હુકમ કરવા લાગ્યા– 'અરે દોડો! ઝટપટ પ્રયાણનો ડંકો વગડાવો, ચતુરંગ લશ્કર તૈયાર કરો વિગેરે.' રાજાનો આ હુકમ સેવકોએ માથે ચઢાવ્યો. પોતાના રાજાને આટલા બધા ચિંતામાં પડી ગયેલા જોઇ વિષયાભિલાષ મંત્રીએ કહ્યું 'દેવ! મારા પ્રભુ! આટલા બધા આવેશમાં આવી જવાનું કાંઇ કારણ નથી. અરે એ બાપડો સંતોષ તે કોણ માત્ર છે! એને કોઇ પણ પ્રકારના આદરની જરૂર હોય? જે કેસરીસિંહ કપાળમાંથી મદના ઝરા નીકળતા હાથીઓના સમુદાયને લીલામાત્રમાં ચૂર્ણ કરી નાખેછે તે સિંહ શું હરણને હણવા માટે પોતાના મનને કોઇ પણ પ્રકારની ચિંતા આપતો હશે? આપની પાસે એ બાપડાનું ગજુ શું છે? એની તાકાત કેટલી છે? એના સંબંધમાં આપે જાતે જરા પણ તસ્દી શા માટે લેવી પડે છે?' મહારાજાએ કહ્યું—'મિત્ર! તારી વાત ખરી છે; પરંતુ આપણા માણસોને હેરાન કરીને એ પાપી સંતોષે મને ઘણો ઉદ્વેગ કરી મૂકયો છે. તેથી જ્યાં સુધી એને મૂળમાંથી ઉખેડી મૂકીશ નહિ ત્યાં સુધી મારા મનમાં નિરાંત થશે નહિ.' મંત્રીએ કહ્યું- 'દેવ! એ તો નજીવી બાબત છે, એમાં આપને આટલું બધું આવેશમાં આવી જવું જરૂરનું નથી. એ વાતમાં કાંઇ પણ દમ નથી.' આટલી મંત્રીની વાત સાંભળી એટલે રાગકેસરી રાજા કાંઇક સ્વસ્થ થયા. પછી વિજય મેળવવા માટે બહાર નીકળતી વખતે કરવા યોગ્ય ઉચિત ક્રિયાઓ કરવામાં આવી. [1]પોતાની સમિપે સ્નેહજળથી ભરપૂર પ્રેમબંધ નામનો સોનાનો કળશ સ્થાપન કર્યો, કેલિજલ્પ (આનંદક્રિડા સૂચક) જય જય શબ્દની ઉદ્ઘોષણા કરાવી અને ચાટુ વચનરૂપ મંગળ ગવરાવ્યાં અને રતિકલહ નામના વાજિંત્રો વગાડવામાં આવ્યાં; તેમજ શરીરે ચંદનનું વિલેપન કર્યું, આભૂષણો વિગેરે પહેરી લીધાં. હવે રાજા રથ ઉપર સ્વારી કરવાને તૈયાર થયા

૧ શુભ પ્રયાણમાં મંગળકળશ સ્થાપન, જયધ્વનિ ઉચ્ચારણ અને સધવા પાસે મંગળગીતગાન એ બહુ ફતેહસૂચક મનાય છે.

ત્યાં તેઓને સાંભર્યું કે 'અરે! આ બાબતમાં મેં પિતાશ્રીને તો હજુ કાંઇ પૂછ્યું પણ નથી! અહો મારી કેટલી ભૂલ! કેટલું આળસ! કેટલો અવિનય! અહો આ બાબત ઘણી નજીવી છે છતાં હું એમાં એટલો બધો વ્યાકુળ થઇ ગયો છું કે પિતાશ્રીને વંદન કરવું જોઇએ એ વાત પણ હું વિસરી ગયો!' આ પ્રમાણે વિચાર કરીને પિતાને વંદન કરવા રાજા પાછો[1] ચાલ્યો.'

**રાગકેસરીના પિતા મહામોહ.**

વિપાકે આટલી વાત મને કહી ત્યારે મેં તેને પૂછ્યું 'અરે ભાઇ વિપાક! વળી આ રાગકેસરી રાજાનો બાપ પણ છે? તે કોણ છે?' વિપાકે જવાબમાં કહ્યું 'અરે ભાઇ પ્રભાવ! તું તો તદ્દન ભોળો જણાય છે! આ મહારાજા રાગકેસરીનો પિતા અદ્‌ભુત કામોનો કરનાર અને ત્રણ જગત્‌નો જાણીતો મહામોહ નામે છે તે વાતની તને ખબર પણ નથી એ તો ભારે નવાઇની વાત! અરે સ્ત્રીઓ અને છોકરાઓ પણ એ વાત તો જાણે છે. જો સાંભળઃ—

"એ મહામોહ આખા જગતને લીલા માત્રમાં ચકડોળે ચઢાવે છે.
" મોટા મોટા ચક્રવર્તી અને ઇંદ્રો જે જગત્‌ના રાજા ગણાય છે તે પણ
" તેના નોકર થઇને રહેલા છે. પોતાના શૂરાતન ઉપર મદાર બાંધીને
" પ્રાણીઓ બીજા સર્વની આજ્ઞાનું ઉલ્લંઘન કરે છે, પરંતુ મહા મોહની
" આજ્ઞાનું જરા પણ ઉલ્લંઘન કોઇ કરી શકતું નથી. વેદાન્તવાદીઓના
" સિદ્ધાન્તમાં જેવી રીતે કહ્યું છે કે પરમાત્મા સ્થાવર અને જંગમ-
" આખા જગત્‌માં વ્યાપક થઇને રહેલા છે તેવી રીતે મહામોહ પોતાના
" વીર્યથી રાગદ્વેષ વિગેરે રૂપોવડે સર્વ લોકોમાં વ્યાપક થઇને રહેલો
" છે. જેમ વેદાંતવાદીના મત પ્રમાણે જીવો વ્યક્તિભેદે પરમાત્માથી
" પ્રવર્તે છે અને પાછા પરમાત્મામાં લય પામી જાય છે તેવી રીતે એ
" મહામોહમાં મદ વિગેરે બીજા સર્વ પ્રવર્તે છે અને તેની અંદરજ
" પાછા સર્વ સમાઇ જાય છે. આથી એ મહામોહ વેદાન્તવાદીઓના
" પરમાત્મા જેવોજ બરાબર જણાય છે. પરમાર્થને સમજનાર અને
" સંતોષથી થતું ખરૂં સુખ જાણનાર પ્રાણીઓ પણ ઇંદ્રિયોના
" સુખમાં લલચાઇ જાય છે તે સર્વ મહામોહને લઇને થાય છે.
" સર્વ શાસ્ત્રો ભણીને જેઓ પોતાની જાતને પંડિત માનતા હોય છે
" તેવા માણસો પણ વિષયોમાં આસક્ત થઇ જાય છે-તે સર્વ ચાળા
" કરાવનાર એ મહામોહ જ છે. સર્વ કર્મોને જીતનાર જિનેંદ્ર ભગ-

---

1 તૈયાર થયા પછી પાછા જવું પડે તે અપશકુન ગણાય છે

" વાનના તત્ત્વને જાણનારા પ્રાણીઓ પણ કષાયને વશ થઇ જાય છે
" તેનું કારણ મહામોહનું શાસન જ છે. આવો સુંદર મનુષ્યજન્મ
" પામીને અને જૈનશાસન જેવું સુંદર શાસન પ્રાપ્ત કરીને પણ પ્રા-
" ણીઓ પોતાના ગૃહમાં આસક્ત થઇ સંસારમાં રખડ્યા કરે છે તેનું
" કારણ એ મહામોહ છે. એ મહામોહ કોઇથી આકુળવ્યાકુળ થયા
" વગર પોતાના વીર્યથી સર્વને ઓળંગી જઇને [1]યતિભાવમાં રહેલા
" કેટલાક સાધુઓને પણ મહા હેરાનગતિ આપે છે. ગંધહસ્તીની
" માફક તે મહામોહ મનુષ્યલોકમાં, પાતાળમાં અને સ્વર્ગમાં આનં-
" દથી સર્વત્ર વિલાસ કરે છે.[2] ગાઢ મિત્રતાને યોગે પૂર્ણ વિશ્વાસમાં
" વર્તતા મિત્રોને જે મિત્ર છતાં ઠગે છે-તેનું કારણ મહામોહ જ છે.
" કુળવાન સ્ત્રીઓ પોતાની ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખનાર પતિને
" તજી દઇને પરપુરૂષ સાથે રમણ કરે છે તેનું કારણ આ મહામોહ
" છે. પોતાના ઉત્તમ કુળની વિશુદ્ધ મર્યાદા મૂકી દઇને કેટલાક
" પ્રાણીઓ પરદારા સાથે રમણ કરે છે તેનું કારણ પણ એ મહારાજા
" મહામોહ છે. ગુરૂના પ્રતાપથી પોતે ગુણનું ભાજન થયા હોય છે
" છતાં પોતાના તે જ ગુરૂને પ્રતિકૂળ થઇ બેસે છે તે આ મહામોહને
" વશ પડવાથી થાય છે.[3] વળી કેટલાક પ્રાણીઓ ચોરી વિગેરે અર્થ
" પુરૂષોને નહિ કરવા યોગ્ય કામો કરે છે અને તેમ કરવામાં
" આનંદ લે છે તે સર્વનો પ્રવર્તક-ચાલક એ મહામોહ છે. એ
" મહામોહ રાજા જેનો આવો લાંબો ( ઉન્નત ) અહેવાલ છે તેણે
આખી દુનિયાનું પરિપાલન કર્યા પછી એક વખત વિચાર કર્યો કે પોતે તો હવે વૃદ્ધ થયો છે તેથી પોતાના રાજ્યનો ભાર પોતાના પુત્રને આપવો તે ઠીક છે, કારણ કે પોતે બાજુમાં રહ્યો રહ્યો પણ પોતાના બળથી રાજ્ય સંભાળવાને પૂરતી રીતે શક્તિમાન્ છે. આવો વિચાર કરીને મહામોહ રાજા પોતાનું સર્વ રાજ્ય પોતાના મોટા પુત્ર રાગકેસરીને આપીને પોતે હવે આરામ લે છે અને રાજ્યસંબંધી

---

૧ સાધુદશામા મોહનુ જોર ઓછુ હોવુ જોઇએ, છતાં એ એટલો પ્રબળ છે કે કોઇ કોઈ સાધુઓને પણ હેરાન કરીને તેના ઉપર તે પોતાનુ જોર ચલાવે છે.

૨ મોહનુ જોર દેવ, નારક, તિર્યંચ અને મનુષ્ય એમ સર્વપર ચાલે છે. ગંધહસ્તી જેમ સર્વત્ર વિલાસ કરે એમ તે ત્રણે લોકમા ફર્યા કરે છે અને લહેર કરે છે

૩ ગુરુના પ્રતાપથી દેશત્યાગ-સર્વત્યાગ કરે છે અને પાછા પતિત થઈ જાય છે, તેઓનુ આ વર્ણન છે.

બહુ ચિંતા કરતો નથી, એમ છતાં પણ આ આખી દુનિયા એ મહાત્માના પ્રભાવથી જ ચાલે છે. આવડા મોટા જગતને ચલાવનાર અને તેનું પરિપાલન કરનાર એના સિવાય બીજો કોણ હોઇ શકે? મહામોહ રાજા આવાં આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવાં અદ્ભુત કામો કરનારો છે અને ત્રણ લોકમાં સારી રીતે પ્રસિદ્ધિ પામેલો છે તેના સંબંધમાં તારે આટલું પણ પૂછવું પડયું એ ભારે નવાઇની વાત છે.'

મેં (પ્રભાવે) પૂછયું 'ભાઇ! તારે મારા ઉપર ગુસ્સો ન કરવો. હું તો મુસાફર છું, મેં અગાઉ મહામોહરાજાનાં નામ વિગેરે તો સાંભળ્યાં હતાં, પણ તે સાધારણ રીતે જ, પરંતુ એ રાગકેસરીનો પિતા થાય છે એવી વાત તો જાણી નહોતી. આટલું બધું અંધારૂં હતું તે તારા ખુલાસાથી દૂર થયું. આ પ્રમાણે હકીકત છે તેથી તેં જે વાત શરૂ કરી હતી તેનો બાકીનો ભાગ પણ તારે મને કહેવો જોઇએ, જેથી મારા સમજવામાં આખી હકીકત આવી જાય.'

મહામોહ વર્ણન.

વિપાકે પોતાની વાત આગળ ચલાવી. 'ત્યારપછી રાગકેસરી રાજા પોતાના પિતા મહામોહ નરેન્દ્રની સન્મુખ ગયા. અને તમસ્[1] નામની બે લાંબી ભ્રમરો હતી, અવિદ્યા નામનું થરથર થતું સુકલ લકડી જેવું અને ઘડપણને લીધે તદ્દન જીર્ણ થયેલું શરીર દેખાતું હતું અને તે મહારાજા તૃષ્ણા નામની વેદિકા ઉપર નાખેલા વિપર્યાસ નામના સિંહાસન ઉપર બેઠા હતા.

મહામોહની તૈયારી.

રાગકેસરી પોતાના હાથ અને મસ્તકથી ભૂમિનો સ્પર્શ કરતો પિતાના પગમાં પડ્યો. મહામોહ પિતાએ પુત્રને બોલાવ્યો એટલે તે જમીનપર બેઠો. પિતાએ તેને આસન અપાવ્યું. પિતાના પ્રેમવચનથી તે આસન ઉપર રાગકેસરી બેઠો. રાગકેસરીએ પોતાના પિતાની તબિયતના કુશળસમાચાર પૂછયા અને ત્યારપછી પોતાને ત્યાં આવ-

---

૧ મહામોહનાં અત્ર ચારે લક્ષણો બતાવ્યા છે. એના ભ્રમર **અજ્ઞાન**-અંધકારમય છે એ મિથ્યાત્વ સૂચવે છે; એનું શરીર **અવિદ્યા**મય છે એ પણ જ્ઞાનાવરણીયની બહુલતા બતાવે છે; એની વેદી **તૃષ્ણા**ની છે જે મોહનુ ખાસ લક્ષણ છે અને **વિપર્યાસ**-રૂપાંતર જ્ઞાન, ઉલટુ જ્ઞાન એ તેનું આસન છે. **અજ્ઞાન, અવિદ્યા, તૃષ્ણા** અને **વિપર્યાસ** એ ચાર શબ્દમાં મહામોહનું સ્વરૂપ બરાબર સમજી શકાય છે.

વાનું શું કારણ બન્યું હતું તે સર્વ કહી સંભળાવ્યું. મહામોહ પિતાએ સર્વ વાત સાંભળી. પછી તેઓ વચ્ચે નીચે પ્રમાણે વાતચીત થઇ:-

મહામોહ--'પુત્ર! જીર્ણ વસ્ત્રની પેઠે હવે મારે માટે જીંદગીનો છેવટનો ભાગ બાકી રહેલો છે.[1] જેમ પામા (ખસ)થી વ્યાપ્ત શરીરવાળા પાસે જેટલું કામ લઇ શકાય તેટલું લઇ લેવું એજ ઠીક છે, તે જેટલું કામ આપે તે લાભમાં લેખું ગણાય, તેમ મારા ખરખર બોરડી જેવા શરીરનો જેટલો લાભ લેવાય તેટલો સારો; તેટલા માટે હું હયાત છું ત્યાં સુધી તારે લડાઈ માટે પ્રસ્થાન કરવું યોગ્ય નથી. આ મોટું વિસ્તારવંળું રાજ્ય છે. તેના ઉપર બેસી તારા મનમાં કોઇપણ પ્રકારની શંકા રાખ્યા વગર રાજ્યનું પાલન કર અને તારે જે કાર્ય કરવાનું છે તે હું સાધી દઇશ.'

રાગકેસરી-(કાન બંધ કરીને) 'પિતાજી! આપ આવું બોલો નહીં, એવી વાત કરો નહિ, અમંગળ સર્વ શાંત થઇ જાઓ! આપનુ શરીર અનંત કાળ સુધી અખંડ રહો! હું તો આપના શરીરને કોઇપણ પ્રકારની બાધા-પીડા ન થાય એમાં જ આનંદ માનનાર આપનો નોકર માત્ર છું, તેથી આવાં કાર્યોમાં જ આપ મને આજ્ઞા કરો! આપની પાસે આ બાબતમાં વારંવાર વધારે શું કહેવું? હું શત્રુને હરાવવા માટે જાઉં છું. આપ મને આજ્ઞા આપો!'

મહામોહ--'પુત્ર! આ બાબતમાં તો મારે જ જવું પડશે, તને તો હું અહીં રાજ્યમાં રહેવાની જ આજ્ઞા કરૂં છું.'

આ પ્રમાણે બોલીને મહામોહ રાજા ઉભા થયા. મહામોહ પિતાનો આ સંબંધમાં આટલો બધો દૃઢ આગ્રહ જોઇ રાગકેસરીએ કહ્યું 'આપની જો એજ પ્રમાણે કરવાની ઇચ્છા અને આજ્ઞા છે તો પછી આપની પાછળ હું પણ આવીશ. આપ એ સંબંધમાં તો મને કોઇ પણ પ્રકારની અટકાયત કરશો નહિ એમ હું ધારૂં છું.'

મહામોહ--'ભલે, એમ કર. હું એક ક્ષણ વાર પણ તારો વિરહ સહન કરી શકું તેમ નથી. માત્ર આ કામ બહુ મોટું અને જબરજસ્ત હોવાથી મારે એકલાએ જવું એમ મેં જણાવ્યું હતું, પરંતુ તેં સાથે આવવાની માગણી કરી છે તો તે બહુ સારી વાત છે.'

રાગકેસરી--'બહુ મોટી કૃપા થઇ!'

---

૧ અહીં મૂળમા 'પશ્ચિમ ધાવ' શબ્દ વાપર્યો છે. ધોબીને તદ્દન જીર્ણ અથવા અધોતું કપડું છેલ્લીવાર ધોવા આપવામાં આવે ત્યારે તેને કહેવાય છે કે આ તેની છેલ્લી 'ધોણ છે' તે અર્થમાં ધાવ શબ્દ અહીં વાપર્યો છે.

ત્યારપછી રાગકેસરી મહારાજાએ પોતાની સાથે આવનારા બીજા રાજાઓને પણ ખબર આપી દીધી કે 'પિતાજી મહાનરેન્દ્ર રાજા મહામોહ પણ સાથે જ કુચ કરવાના છે.' આ હકીકત સાંભળીને એમનું આખું લશ્કર બહુ જુસ્સામાં આવી ગયું પછી મહામોહ નરેન્દ્ર, રાગકેસરી રાજા, વિષયાભિલાષ વિગેરે સર્વ મંત્રી અને સામંતો સર્વ પ્રકારના લશ્કરને સાથે લઇને સંતોષ નામના ચોરનો નિગ્રહ કરવા માટે ચાલી નીકળ્યા છે. એ હકીકતથી આખું રાજસચિત્ત નગર ક્ષોભાયમાન થઇ ગયું છે અને આ મોટા કોળાહળના શબ્દો સંભળાય છે તે એ લશ્કરના પ્રયાણ કરવાનો અવાજ છે. એ મહારાજા અને રાજા બહાર નીકળી પડ્યા છે તેનો આ હેતુ છે. તને એ હકીકત જાણવાનું બહુ કૌતુક હતું તેથી એ સર્વ વાત મેં તને કહી સંભળાવી. નહિ તો અમારે એકદમ પ્રયાણ કરવાનું હોવાથી મારે એક શબ્દ પણ બોલવા જેટલી ફુરસદ નથી, કારણ કે લશ્કરની પ્રથમ પંક્તિમાં સર્વની આગળ પ્રયાણ કરનારાઓના નાયક તરીકે મારી નીમણુક[1] થઇ છે.'

બોધની પાસે રિપોર્ટ રજુ કરતાં પ્રભાવ કહે છે કે "વિપાકની આટલી વિસ્તારયુક્ત હકીકત સાંભળી તેનો આભાર દશાવતાં મેં (પ્રભાવે) કહ્યું 'આર્ય! મારે આ બાબતમાં તમારો કયા શબ્દોમાં આભાર દર્શાવવો? સજ્જન પુરુષો હમેશાં પરોપકાર કરવામાં તત્પર હોય છે. જ્યારે એ સજ્જન પુરુષો પારકાનું ભલું કરવા તૈયાર થાય છે ત્યારે પોતાનું કામ ભૂલી જાય છે અથવા તેને ગૌણ કરી નાખે છે, પોતાને હાથે પેદા કરેલા પૈસાનો પરદાને માટે વ્યય કરે છે, અનેક પ્રકારનાં દુઃખો પારકાને માટે સહન કરે છે, પોતાની જાતને ગમે તેટલી આપત્તિઓ સહન કરવી પડે તેની દરકાર કરતા નથી, પોતાનું માથું પણ આપે છે, પોતાનો જીવ પણ જોખમમાં મૂકે છે અને પારકાનું કામ તે ખુદ પોતાનું જ કામ હોય એમ અંતઃકરણથી માનીને કરે છે.' મારાં આવાં વચન સાંભળીને વિપાક રાજી થયો, મારી તરફ પોતાનું મસ્તક જરા નમાવ્યું અને પોતે જાય છે એમ બોલતો મને પ્રણામ કરીને વિપાક ત્યાંથી વિદાય થયો."

વિપાકનો આભાર.

પોતાની વાત બોધ સમક્ષ આગળ ચલાવતો પ્રભાવ કહે છે—

---

૧ આ હકીકત તદ્દન યોગ્ય છે. વિપાકનો જ્યારે ઉદય થાય એટલે પરિપાક દશામાં કર્મો આવે ત્યારે સત્તામાંથી ખેંચાઇને ઉદયમાં આવે છે, જે હકીકતપર આ રૂપક છે, વિપાકને તેટલા માટે પ્રથમ હરોળમા જ રહેવું પડે છે.

બોધનો રિપોર્ટ.

"આપ સાહેબે મને જે કામ સોંપ્યું હતું તે લગભગ સિદ્ધ થઇ ચુકયું હતું; કારણ કે આપનો હુકમ હતો કે મારે સ્પર્શનના મૂળની શોધ કરીને આપની પાસે સર્વ હકીકત નિવેદન કરવી. એ વિપાકે સ્પર્શન વિગેરેના જે ગુણો ગણાવ્યા હતા તે આપણા સ્પર્શનમાં સર્વ બંધબેસતા આવે છે. એ વાતનો મને પોતાને પણ બરાબર અનુભવ થઇ ગયો છે. તેટલા માટે વિપાકે જે પાંચ પુરુષ ( સ્પર્શન, રસન, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્ર ) એ સંતોષને જીતવાને મોકલવામાં આવ્યા હતા એમ કહ્યું હતું, તે પાંચ પૈકી આ સ્પર્શન પ્રથમ પુરુષ છે. આથી તેના મૂળની શોધ તો બરાબર મળી આવી; પરંતુ પેલા સંતોષની વાતમાં જે ગોટાળો થયો છે તેની હજુ સુધી મને બરાબર સમજણ પડી નથી; પરંતુ મને એમ લાગે છે કે એ સંતોષ તે પેલા સદાગમનો જ કોઇ નોકર હોવો જોઇએ. જો એમ ન હોય તો તો આગળ પાછળ વાતમાં જરૂર કાંઇ વિરોધ આવી જાય. પરંતુ મેં વિચાર્યું કે આટલો બધો વિચાર કરવાની શી જરૂર છે? મારા સ્વામી ( શેઠ ) બોધ પાસે જઇને આ સર્વ હકીકત નિવેદન કરીશ, એટલે તે સર્વ હકીકત યોગ્ય રીતે જાણી શકશે. મારા મનમાં જે ગોટાળો થયો છે તે એ છે કે અહીં ભવજંતુને સદાગમે નિર્વૃત્તિ નગરીમાં મોકલ્યો એમ વાત થઇ હતી અને ત્યાં રાગકેસરી રાજા પાસે એમ ફરિયાદ આવી કે સંતોષ નામનો ચોર બધા માણસોને નિર્વૃત્તિ નગરીમાં ઉપાડી જાય છે- આટલો ફેર પડ્યો છે. હવે આ હકીકત સાંભળીને આપસાહેબને યોગ્ય લાગે તેમ હુકમ ફરમાવો.[1]"

### પ્રભાવનો આભાર.

આ પ્રમાણે લંબાણ રિપોર્ટ કર્યો તે સાંભળી બોધ બહુ રાજી થયો. પછી તેઓ બન્ને એકસાથે રાજકુમાર મનીષી પાસે આવ્યા અને પ્રભાવે સ્પર્શન સંબંધી જે વિગતવાર હકીકત મેળવી હતી તે સર્વ તેઓએ કુમારને કહી સંભળાવી રાજકુમાર મનીષી આ સર્વ હકીકત સાંભળી બહુ રાજી થયો અને તેણે પ્રભાવનો આટલી બધી તસ્દી લેવા માટે સારી રીતે આદરસત્કાર કર્યો.

---

૧ આ પ્રમાણે પ્રભાવે જે રિપોર્ટ પૃ. ૩૮૫ પર આપવો શરૂ કર્યો હતો તે અહીં પૂરો થયો. આ સર્વ વાત વિદુર કુમાર નંદિવર્ધન પાસે કરે છે તે પૃ. ૩૭૩ થી શરૂ થઇ છે. આખી હકીકત સંસારીજીવ સદાગમ સમક્ષ કહે છે તે બીજા પ્રસ્તાવથી ચાલુ છે.



# પ્રકરણ ૫ મું.

## સ્પર્શનની યોગશક્તિ.



એક દિવસ મનીષી અને સ્પર્શન સાથે બેઠા હતા તે વખતે લાગ જોઇને મનીષીકુમારે સ્પર્શનને સવાલ કર્યો " અરે ભાઇ સ્પર્શન ! તને તારા પરમ પ્રિય મિત્ર ભવજંતુની સાથે પેલા સદાગમે વિરહ કરાવ્યો કે તે વખતે બીજો કોઇ પણ તેની સાથે હતો ? "

### સ્પર્શનને સંતોષનો મોટો ભય.

સ્પર્શન—" ભાઇ મનીષી ! તેની સાથે એક બીજો પણ હતો, પણ હવે એ વાત જ જવા દો ને. મને તે પાપી ક્રૂર કર્મ કરનારની એટલી બધી બીક લાગે છે કે હું તેનું નામ પણ બોલી શકતો નથી. પેલો સદાગમ તો ભવજંતુને મને કદર્થના કરવાનો માત્ર ઉપદેશ જ આપતો હતો પણ મને અનેક પ્રકારની કદર્થના કરનાર તો તે સદાગમનો એક સેવક ( અનુચર ) હતો જે મહાઘાતકી[1] કામ કરનાર હતો અને જે અનેક પ્રકારની પીડાઓ કરી મને દુઃખ દેતો હતો અને જે અનુચર ભવજંતુને મારાથી વિમુખ કરતો હતો અને તેને મારી સાથે રૂસણાં લેવરાવતો હતો. એ પાપી અનુચરે મારા મિત્ર ભવજંતુને શરીરપ્રાસાદમાંથી બહાર કાઢીને નિર્વૃત્તિનગરીમાં પહોંચાડી દીધો. આવી સર્વ બાબતો બની તે સર્વનું કારણ એ અનુચર જ હતો, બાકી સદાગમ તો ઉપદેશ જ દેતો હતો. "

મનીષી—"પણ ભાઇ ! એ અનુચરનું નામ શું હતું તે તો કહે."

સ્પર્શન—"મેં આપને હમણાં જ કહ્યું કે મને એ પાપીનો એટલો

---

૧ સંતોષનું આ ઘાતકીપણું સ્પર્શનની નજરથી સમજવું.

બધે ધાક લાગે છે કે હું તેનું નામ પણ હજુ સુધી બોલી શકતો નથી. વળી મેં તમને અગાઉ પણ એટલા માટે જ તેની વાત કરી નહોતી. વળી તે મહાપાપી માણસ છે તેથી એનું નામ લેવાનું શું કામ છે? પાપી માણસની કથા કરવાથી પાપ વૃદ્ધિ પામે છે, આબરૂને દૂષણ લાગે છે, લઘુતા પ્રાપ્ત થાય છે, મનમાં ઉલટા સુલટા વિચારો આવે છે અને ધર્મબુદ્ધિનો ક્ષય થાય છે."

મનીષી—"તારી વાત તો ખરી છે. પણ મને તેનું નામ સાંભળવાનું મોટું કૌતુક થયું છે; વળી જ્યાં સુધી તું મારી પાસે છે ત્યાં સુધી તારે એ અનુચરનો કે બીજા કોઇનો ભય રાખવાનું જરા પણ કારણ નથી. 'અગ્નિ' એટલો શબ્દ બોલવાથી કાંઇ મ્હોંમાં દાહ–બળતરા થતી નથી; માટે તેનું નામ તો તું મને જરૂર જણાવ."

મનીષીનો આટલો સખ્ત આગ્રહ જોઇને સ્પર્શને બીકથી દશે દિશાઓમાં જોવા માંડ્યું અને પછી ધીમે સાદે કહ્યું "ભાઇ! જો એમજ છે તો સાંભળ. એ પાપીનું નામ સંતોષ છે."

## મનીષીનો વિચારપૂર્વક આત્મનિર્ણય.

મનીષીએ હવે પોતાના મનમાં વિચાર કર્યો–'ખરેખર! સ્પર્શનની મૂળશોધ જે પ્રભાવે કરી હતી તે બરાબર જણાય છે. સંતોષ સંબંધી હકીકત તેણે કરેલી શોધ સાથે બરાબર મળતી આવતી નહોતી, તે પણ બંધબેસતી આવી ગઇ. આ સ્પર્શનનો પરિચય વધારે સારો નથી એમ શરૂઆતથીજ મેં ધારણા કરી હતી તે બહુ સારું થયું, કારણ કે તેને વિષયાભિલાષ મંત્રીએ લોકોને છેતરવા માટે જ મોકલ્યો છે અને તે કામ કરવાસારુ જ તે જ્યાં ત્યાં ફર્યા કરે છે. આ પ્રમાણે હોવાથી તે કોઇ પણ રીતે સોબત કરવા યોગ્ય નથી એમ મનમાં નિશ્ચય થાય છે. એનાં લક્ષણો પણ સારાં જણાતાં નથી, તોપણ એને અત્યાર સુધી મિત્ર તરીકે ગ્રહણ કરીને તેના ઉપર મેં બહારથી–ઉપર ઉપરથી સ્નેહભાવ બતાવ્યો છે અને તેની સાથે ઘણો કાળ ક્રીડા પણ કરી છે તેથી તેને એકદમ અકાળે છોડી દેવો એ તો યોગ્ય નહિ ગણાય; પણ હવે હું તેનું સ્વરૂપ બરાબર જાણી ગયો છું તેથી મારે તેનો બહુ વિશ્વાસ તો કરવો જ નહિ, તેની અનુકૂળતા પ્રમાણે સર્વ આચરણા કરવી નહિ, મારું આત્મસ્વરૂપ તેને સોંપી દેવું નહિ, મારી ખાનગી વાત તેને કહી દેવી નહિ, તેમજ તેને હું માત્ર ઉપર ઉપરથી જ ચાહું છું એ હકીકત પણ તેને જાણવા દેવી નહિ; કારણ કે તે

સ્વભાવે બહુ વિચિત્ર છે. તેની સાથે હાલ તો કાળક્ષેપ કરવો અને અગાઉ જેવું તેની સાથે વર્તન રાખતો હતો તેવું જ બહારથી તો તેની સાથે વર્તન રાખવું, અગાઉની પેઠે જ તેની સાથે સંબંધ રાખીને સર્વત્ર ફરવું, તે જે જે કામ કરવાનું સૂચવે તેમાંથી આત્મિક પ્રયોજનને બગાડે તેવું ન હોય તે કરવું અને જ્યાં સુધી મારાથી તેનો સર્વથા ત્યાગ ન થઇ શકે ત્યાં સુધી તેની સાથે એ પ્રમાણે વર્તવું; પણ તેની ઉપર બહુ આસક્તિ રાખવી નહિ. આ પ્રમાણે જો હું તેની સાથે વર્તીશ તો તે મને કોઇ પણ પ્રકારની બાધા-પીડા ઉપજાવી શકશે નહિ.' મનીષીએ પોતાના મનમાં આવી રીતે નિર્ણય કર્યો. ત્યારપછી સ્પર્શન, મનીષી અને બાળ ચિત્રવિચિત્ર સ્થાનોમાં અગાઉની માફક જ વિલાસ કરતા ફરવા હરવા લાગ્યા અને કાળ પસાર કરવા લાગ્યા.

સંસારમાં સારભૂત શું છે ? તેવો સવાલ;
મનીષીને કૌતુક, બાળની આસક્તિ;
સ્પર્શને બતાવેલ યોગછળની અસર.

એક દિવસ પોતાના મિત્રમંડળમાં સ્પર્શને વાતચીત શરૂ કરી. તેણે કહ્યું "અરે ભાઇઓ ! લોકોમાં સારભૂત શું છે ? સર્વ પ્રાણીઓ શેની અભિલાષા કરે છે ?"

બાળ—"મિત્ર ! એમાં સવાલ કરવા જેવું શું છે ? એ તો બહુ જાણીતી વાત છે અને સર્વ તે વાતને સારી રીતે સમજે છે."

સ્પર્શન—"ત્યારે કહોને, તે શું છે ?"

બાળ—"મિત્ર ! તે સુખ છે."

સ્પર્શન—"જો તેમજ છે તો પછી દરરોજ તેની સેવા શા માટે કરવામાં આવતી નથી ?"

બાળ—"તેની સેવા કરવાનો ઉપાય શો છે ?"

સ્પર્શન—"હું પોતે જ તેનો ઉપાય છું."

બાળ—"તે કેવી રીતે ?"

સ્પર્શન—"મારામાં યોગશક્તિ છે તેનાવડે હું પ્રાણીના શરીરમાં પેસીને બહાર અથવા અંદર કોઈ જગ્યાએ છુપાઇને[1] બેસી જાઉં છું; ત્યારપછી તે પ્રાણીઓ ભક્તિપૂર્વક મારૂં ધ્યાન કરે, કોમળ

1 આ સ્પર્શનનો વિષય છે. એ ચામડીમાં રહીને અંદરથી કામ કરે છે

અને સુંદર સ્પર્શની સાથે સંબંધ કરે, તો તેથી તેઓને એવું સારૂં સુખ મળે છે કે જેને કોઇ અન્ય સુખની ઉપમા જ આપી શકાય નહિ. તેટલા માટે સુખસેવનનો ઉપાય હું પોતે જ છું. હવે તમે તે વાત બરાબર સમજ્યા ? ”

આટલી હકીકત સાંભળીને મનીષીએ પોતાના મનમાં વિચાર કરી લીધો કે ‘આ સ્પર્શને અમને છેતરવાનો પ્રપંચ અત્યારે બરાબર આદર્યો છે, પણ કાંઇ નાહ, જોવા તો દો, તે ભાઇશ્રી હવે શું કરે છે ?’

બાળ—“ અરે મિત્ર ! જો એમ હતું તો પછી અમારે આટલા બધા વખતથી તારી સાથે સંબંધ છે છતાં તે વાત તેં અમને આજ સુધી એક પણ વખત કેમ જણાવી નહિ ? તેં ખરેખર અમને અત્યાર સુધી છેતર્યા ! અમે તેટલે અંશે કમનશીબ રહ્યા ! કારણ કે સુખ પ્રાપ્ત કરવાનો આવો સારો ઉપાય હસ્તગત હોવા છતાં પણ અત્યાર સુધી અમે સુખ વગરના રહી ગયા. તારી પાસે આવી જબરી યોગશક્તિ છે છતાં તેને તું પ્રગટ કરતો નથી અને અમારી પાસે તે સંબંધી વાત પણ કરતો નથી તે તો તારી બહુ ગંભીરતા કહેવાય ! પણ હવે તો કૃપા કરીને અમને એ કુતૂહળ બતાવ, તારી યોગશક્તિને વિકસ્વર કર અને અમને સુખ પ્રાપ્ત કરવાના હેતુભૂત બરાબર થઇ જા. અમને તારી યોગશક્તિ જોવાનો અને તેનો અનુભવ કરવાનો પ્રસંગ મળ્યો છે તેનો ખરો લાભ અમને આપ. ”

“ કેમ મારી શક્તિ હું બતાવું ? ” એ પ્રમાણે મનમાં જરા સંદેહપૂર્વક એક દૃષ્ટિબાણ મનીષી તરફ ફેંકીને સ્પર્શને મનીષીને સવાલ કર્યો. બાળે જેવી ઇચ્છા બતાવી તેવીજ ઇચ્છા મનીષીની પણ હશે કે નહિ તે જાણવાના ઇરાદાથી એ સવાલ સ્પર્શને કર્યો હતો. મનીષીને પણ શું થાય છે તે જોવાનું કુતૂહળ થયું, તેથી તેણે જવાબમાં જણાવ્યું “ ભાઇ ! બાળે તમને જે પ્રમાણે કરવા કહ્યું છે તે પ્રમાણે કરો. એમાં વિચાર કરવા જેવું કે વિરોધ બતાવવા જેવું શું છે ? ”

મનીષીનો આ પ્રમાણે જવાબ સાંભળીને સ્પર્શને [1]પદ્માસન

---

૧ યોગી ધ્યાન કરે છે ત્યારે આ પ્રમાણે આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા વિગેરે કરે છે. એવીજ રીતે સંસારી પ્રાણીઓ સ્પર્શન કે બીજી કોઈ પણ ઇંદ્રિયનાં આસક્ત થાય છે ત્યારે એવી જ એકાગ્રતા કરે છે. જરા બારીક અવલોકન કરવાથી એ વાત જણાઇ આવશે. વિષય સેવતી વખતે યોગધ્યાનના જેવી જ એકતા થાય છે; માત્ર આશયમાંજ મોટો તફાવત હોય છે.

યોગશક્તિનો પ્રભાવ.

કર્યું, શરીરને સ્થિર કર્યું, બહારની કોઇ પણ બાબત તરફ ખેંચાતા મનના વિક્ષેપને દૂર કર્યો, આંખને નિશ્ચળ કરી નાકના અગ્રભાગ તરફ બરાબર અનિમેષપણે સ્થાપન કરી, મનને હૃદયકમળપર સ્થિર કર્યું, ધારણા બરાબર સ્થિર કરી, ધારણામાં જે વિષય ધાર્યો તેના તરફ બરાબર એકતાન લગાવ્યું, ધ્યાન લગાવ્યું, ઇંદ્રિયની સર્વ વૃત્તિઓને રૂંધી દીધી, પોતે તદ્દન સ્વરૂપશૂન્ય હોય એવો થઇ ગયો, સમાધિ કરી, અંતર્ધાન કરવાના હેતુભૂત આત્મસંયમ બરાબર કર્યો, અંતર્ધાન બરાબર કર્યું ( એટલે પોતે અદૃશ્ય થઇ ગયો ), મનીષી અને બાળના શરીરમાં તે પેઠો, તેઓના શરીરમાં પોતાને જે પ્રદેશ બહુ પસંદ હતો ત્યાં સ્થાન કર્યું, તે વખતે બાળ અને મનીષીના મનમાં તેણે અત્યંત નવાઇ ઉપજાવી, અને બન્નેના મનમાં કોમળ સ્પર્શ પ્રાપ્ત કરવાની ઇચ્છા જાગૃત કરી.

## સ્પર્શનની યોગશક્તિની જૂદી જૂદી અસર.

બાળ ઉપર સ્પર્શનનું યોગબળ.

એવી રીતે સ્પર્શન પોતાની યોગશક્તિ બતાવી શરીરમાં દાખલ થયો એટલે બાળ સુંવાળી પથારીઓ, સુંદર આરામખુરશીઓ, કોમળ વસ્ત્રો, હાડ માસ ત્વચા અને રોમને સુખ આપનાર મર્દનો, સુંદર લલિત લલનાઓ સાથે વારંવાર વિષયસુખનો ઉપભોગ, ઋતુથી ઉલટાં વીર્યવાળાં વિલેપનો[1] અને બીજા સર્વ પ્રકારનાં શરીરને પ્રિય લાગે તેવાં સ્નાન અને ઉદ્વર્તન[2] વિગેરેમાં આસક્ત થઇ ગયો. જેવી રીતે કોઇને ભસ્મક[3] વ્યાધિ થયો હોય તેને ગમે તેટલું ખાવાનું તથા પીવાનું આપવામાં આવે તે સર્વ તે ખાઇ જાય છે, તેવી રીતે તે સ્પર્શન

---

૧ **ઉલટાં વીર્યવાળાં વિલેપનો:** શિયાળામાં ગરમ વિલેપનો કરવાં ( ઉષ્ણવીર્ય ), ઉન્હાળામા ઠંડા વિલેપનો કરવા ( શીતવીર્ય )–આ રિવાજ ઘણો જાણીતો છે. ઋતુની અસર શરીરપર ન થાય તેટલા માટે તેમ કરવામાં આવે છે.

૨ **ઉદ્વર્તન:** શરીરપરથી તૈલાદિની અસર કાઢી નાખવા માટે લગાડવામાં આવતા લેપને ઉદ્વર્તન કહે છે.

૩ **ભસ્મકવ્યાધિ:** ગમે તેટલું ખાય પણ ભુખ મટે નહિ અને દસ્ત પણ ખોરાકના પ્રમાણમાં આવે નહી, એ વ્યાધિને 'ભસ્મક' કહે છે. આ વ્યાધિવાળો ગમે તેટલુ ખાય તે સર્વ ભસ્મ થઇ જાય છે અને નવું નવું ખાધા કરે છે, પણ ધરાતો નથી.

એ કોમળ શયન વિગેરે સર્વ વસ્તુને અતૃપ્તપણે ખુબ ભોગવવા લાગ્યો. બિચારો બાળ તો એ કોમળ સ્પર્શના વિષયોમાં એટલો બધો ફસી ગયો કે તેના સંબંધમાં અનેક પ્રકારની તજવીજ કર્યા છતાં તેના મનમાં કિંચિત્ માત્ર પણ સંતોષ થયો જ નહિ અને તેને પરિણામે તેના મનની શાંતિ ઉલટી ચાલી ગઇ. જેમ કોઇ પ્રાણીને ખસ (ખુજલી) થઇ હોય અને તેના પર ચળ આવવાથી ખણવામાં આવે ત્યારે જરા ઉપર ઉપરથી સુખ લાગે પણ આખરે તેને શારીરિક દુઃખ વધારે થાય છે તેવી તે બાપડાની સ્થિતિ થઇ ગઇ; છતાં પણ શુદ્ધ વિચારને અભાવે અને વસ્તુસ્થિતિના દુર્લક્ષ્યને લીધે જ્યારે જ્યારે સુંદર શય્યા વિગેરેનો ઉપભોગ કરે ત્યારે ત્યારે તેને વિચાર આવે કે અહો ! મને કેવું સુંદર સુખ છે ! અહો મને કેવો આનંદ થાય છે ! આવી જાતના વિચારથી મનમાં ફુલાયા કરે અને એવી ખોટી ભાવના ભાવીને પોતે જાણે પરમ સુખ ભોગવતો હોય એમ માની લઇ નકામો રસાંતરમાં અવગાહન કરે અને તેવા સુખમાં[1] લીન થઇ જાય.

મનીષી ઉપર સ્પર્શનનું યોગબળ.

મનીષી એથી ઉલટી રીતે જ્યારે જ્યારે તેને કોમળ શય્યા વિગેરેની ઇચ્છા થઇ આવે ત્યારે ત્યારે પોતાના મનમાં વિચાર કરે કે અહો ! અત્યારે મને જે વિકાર થાય છે તે સ્પર્શને કરેલો વિકાર છે, એ કાંઇ સ્વાભાવિક ઇચ્છા નથી. એ સ્પર્શન મારો ખરેખરો કટ્ટો દુશ્મન છે અને એ બાબતનો મેં મારા મનમાં પાક્કો નિર્ણય કર્યો છે. આવી રીતનો વિચાર કરીને સ્પર્શનને અનુકૂળ આવે એવું કોઇ પણ પ્રકારનું તે આચરણ કરતો નહિ. વળી કાંઇક મિત્રભાવે એને અંગીકાર કર્યો છે માટે તેને તદ્દન ખોટું લગાડવું ન જોઇએ અને તેની મિત્રતા છોડી દેવા માટે હજુ થોડો વખત રાહ જોવાની જરૂર છે એમ ધારી સ્પર્શનને અનુકૂળ કોઇ કોઇ પ્રવૃત્તિ જરા મનીષી કરી લે, પરંતુ તેમાં તે જરા પણ ગૃદ્ધિ રાખતો ન હોવાને લીધે સંતોષામૃત વડે તેનું મન સ્વસ્થ થયેલું હોવાથી નિરોગી શરીરવાળાને જેમ પથ્ય ભોજન સુખદાયી થાય છે તેમ પેલા શયન વિગેરેના ઉપભોગ તેને સુખ ઉપજાવતા હતા. વળી એ સુજ્ઞ મનીષી બાળની માફક એ શયનાદિક સાથે પ્રેમપૂર્વક મૈત્રી કરતો નહોતો તેથી ભવિષ્યમાં તેને કોઇ પણ પ્રકારનું

---

૧ સંસારમાં પ્રાણીઓ આવી રીતે માનેલાં સુખના ધરકડા ખોટી રીતે લીધા કરે છે, વસ્તુતઃ સુખ ન હોય તેમાં સુખ માની તેની પાછળ દોડ્યા કરે છે અને હેરાન થાય છે

દુઃખ થાય તેવો બંધ[1] પણ તે કરતો નહોતો. આવી રીતે બાળ અને મનીષીની જૂદી જૂદી વર્તનાનુસાર સ્પર્શન પોતાના યોગબળની તેઓ ઉપર જૂદી જૂદી અસર કરતો હતો.

## બાળની જીવનસાર્થકતા સંબંધી માન્યતા.

હવે એક દિવસ અંતર્ધાન થયેલ સ્પર્શન પ્રગટ થઇને બાળને કહેવા લાગ્યો—"મિત્ર! મારી મહેનતનું કાંઇ ફળ થયું? તને તેથી કોઇ પણ પ્રકારનું સુખ થયું કે નહિ અને તારા ઉપર કાંઇ ઉપકાર થયો કે નહિ?" બાળે જવાબ આપ્યો "ભાઇ! તેં ખરેખર મારા ઉપર મોટી મહેરબાની કરી છે. હું કલ્પના પણ કરી ન શકું તેવો આનંદ મને કરાવીને તેં મને સ્વર્ગનું—દેવલોકનું સુખ અનુભવાવ્યું છે અને વાસ્તવિક રીતે જોઇએ તો તેમાં નવાઇ જેવું પણ શું છે? તને વિધાતાએ બીજા પ્રાણીઓ ઉપર ઉપકાર કરવા માટે જ બનાવ્યો હોય એમ જણાય છે. ખરેખર, તારા જેવા દુનિયામાં પારકા ઉપર ઉપકાર કરવા માટે જ જન્મ પામે છે અને મારા જેવાનો જન્મ તારા જેવાથીજ સાર્થક[2] થાય છે. આ જન્મમાં જે સુખ લેવું જોઇએ તે તારાથીજ મળે તેમ છે. તારા જેવાની સજ્જનતા અતિ ઉચ્ચ પ્રકારની છે. તારા જેવા ઉત્તમ મનુષ્યો પોતાના સ્વભાવથીજ અન્ય માણસોને સુખના હેતુ રૂપ થયા કરે છે. મિત્રવર! તારી કૃપાથી હાલ તો હું પૂર્ણ આનંદ ભોગવું છું." બાળનો આવો ઉત્તર સાંભળી સ્પર્શને વિચાર કર્યો કે ચાલો! એક કામ તો થયું! આ બાળ તો હવે આપણો નોકર થઇ ગયો અને તે એટલે સુધી કે હું તેને કાળી વસ્તુ ધોળી કહું કે ધોળી વસ્તુ કાળી કહું તો તે કોઇ પણ પ્રકારના વિચાર વગર તે કબુલ કરી દે, એટલી હદ સુધી તે મારે વશ થઇ ગયો છે. એને હવે હું જેમ નચાવવા ધારીશ તેમ તે નાચશે. આ પ્રમાણે મનમાં વિચાર કરીને સ્પર્શને કહ્યું "મિત્ર! મારૂં એટલુંજ કામ હતું! તારા ઉપર આટલો ઉપકાર થઇ શક્યો તેથી હું પણ મારી જાતને ભાગ્યશાળી સમજું છું."

---

૧ કર્મનો બંધ-કર્મ ગ્રહણ, પાપાનુબંધી પુણ્યનો ઉદય હોય ત્યારે સુખ ભોગવાય છે, પણ તેથી પાપનો બંધ થાય છે. સુજ્ઞ પ્રાણીઓને પુણ્યાનુબંધી પુણ્યનો ઉદય સરખામણીએ ઇષ્ટ છે તે સમજણ રાખી તેમાં વૃદ્ધિ કરતા નથી, તેથી ભવિષ્યમાં કદી દુઃખ પામતા નથી.

૨ બાળજીવો જીંદગીનું સાર્થક ઇંદ્રિયભોગમાંજ માને છે

## મનીષીનો ગૂઢ સાક્ષીભાવ.

ત્યાર પછી સ્પર્શન મનીષી પાસે ગયો અને તેને કહ્યું " મિત્ર ! તારી ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરી આપવાને મારો પ્રયાસ સફળ થયો કે નહિ ? " મનીષીએ જવાબ આપ્યો " અરે ભાઇ ! એની તે શી વાત કરવી ! તારી તો બહુ જબરી શક્તિ જણાય છે. અને તે એટલી બધી છે કે મ્હોંઢેથી તેનું પૂરતું વર્ણન પણ થઇ શકે નહિ ! "

મનીષીનો જવાબ.

આવો ગુઢ જવાબ સાંભળી સ્પર્શને પોતાના મનમાં વિચાર કર્યો કે આ ભાઇસાહેબ જે કાંઇ બોલે છે તેમાં કાંઇ ઊંડો ભેદ જણાય છે. આ મનીષી ખરેખરો દુષ્ટ છે, મારા જેવા એના મનનું કોઇ રીતે રંજન કરી શકે એમ લાગતું નથી. ખરેખર, મારૂં સ્વરૂપ બરાબર કેવું છે તે ભાઇસાહેબ ઘણું ખરૂં પામી ગયા હોય એમ ભાસે છે; માટે અહીં તો મર્યાદામાંજ બેસી રહેવું અને એ સંબંધમાં એની પાસે કાંઇ વધારે બોલવું નહિ એમાં જ માલ છે. એની પાસે વધારે વાત કરવામાં કાંઇ વળે તેમ લાગતું નથી. આવી રીતે મનમાં વિચાર કરીને તેણે ધૂર્ત્ત માણસને છાજે તેવો અવાજ કર્યો, પોતાના ચ્હેરાપર જરા પણ વિકાર જણાવા ન દીધો અને મૌન ધારણ કરીને તે બેસી રહ્યો.

## અકુશળમાળાની પ્રેરણા.

આ બાજુ બાળે પોતાની માતા અકુશળમાળા પાસે જઇને સ્પર્શને પોતાની યોગશક્તિ કેવી રીતે બતાવી તે સંબંધી સર્વ હકીકત અથથી માંડીને ઇતિ સુધી કહી સંભળાવી, તેમાં સ્પર્શને પોતાની યોગશક્તિથી કેવી રીતે સુખ સંપાદન કરાવ્યું અને તેમ કરવાનું તેનામાં કેટલું સામર્થ્ય હતું એ વાત બહુ રસથી જણાવી. આ સર્વ હકીકત સાંભળીને અકુશળમાળા બોલી-" ભાઇ ! મેં તો તને પ્રથમ કહ્યું હતું કે તારે આ સ્પર્શન સાથે દોસ્તી થઇ છે તે બહુ સારી વાત થઇ છે અને તેથી પરંપરાએ તને બહુ સુખ થશે. ભાઇ ! મારામાં પણ એવી યોગશક્તિ છે તેની મજા વળી તને કોઇ વખત બતાવી આપીશ. " બાળે આ નવી વાત સાંભળીને કહ્યું " જો એમ હોય તો માતાજી ! મહેરબાની કરીને હાલ તુરતજ એ કુતૂહળ બતાવવાની કૃપા કરો એવી મારી વિનંતિ છે. " અકુશળમાળાએ જવાબમાં કહ્યું " જ્યારે મારી યોગશક્તિનો પ્રયોગ અજમાવીશ ત્યારે તને તે સંબંધી સર્વ હકીકત કહીશ. "

## શુભસુંદરીની વિચક્ષણ સલાહ.

જેવી રીતે બાળે પોતાની માતા અકુશળમાળાને સ્પર્શન સંબંધી સર્વ હકીકત કહી સંભળાવી, તેવી રીતે મનીષીએ પણ પોતાની માતા શુભસુંદરી પાસે સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. સર્વ હકીકત સાંભળીને વિચક્ષણ શુભસુંદરીએ કહ્યું " વત્સ ! એ પાપી મિત્ર સાથે તારે જરા પણ સંબંધ રાખવો તે કોઇ પણ રીતે મને ઉચિત લાગતું નથી, કારણ કે પરંપરાએ પણ એ સ્પર્શનનો પરિચય કરનારને અનેક દુઃખો પ્રાપ્ત થય છે. " મનીષીએ કહ્યું " માતાજી ! આપ કહો છો તે બરાબર છે, પણ આપે એ સંબંધમાં જરા પણ ભય કરવાનું કારણ નથી. હું એ સ્પર્શનને એના ખરા સ્વરૂપમાં ઓળખી ગયો છું તેથી એ મને વશ કરવા માટે અનેક પ્રકારના પ્રયત્નો કરે છે, તો પણ હું તેનાથી છેતરાઉં તેમ નથી. ફક્ત હાલ હું તેનો ત્યાગ કરતો નથી પરંતુ ત્યાગને માટે યોગ્ય અવસરની રાહ જોયા કરૂં છું; કારણ કે એને મેં મિત્ર તરીકે એક વખત સ્વીકાર્યો છે તો પછી અકાળે તેને એકદમ તરછોડી નાખવો એ મને ઠીક લાગતું નથી. " શુભસુંદરીએ આ પ્રમાણે પુત્રનાં વચન સાંભળીને કહ્યું " વત્સ ! એ વિચાર તેં ઘણો સારો કર્યો છે. તારૂં વ્યવહારકુશળપણું યોગ્ય છે, તેમજ તારા વત્સલભાવને, નીતિમાર્ગે વર્તવાની તત્પરતાને, ગંભીરતાને, તેમજ સ્થિરતાને ધન્ય છે. વ્યવહારનો એક નિયમ છે કે જેને એક વખત ગ્રહણ કર્યો હોય તેનામાં કાંઇ દોષ હોય તો પણ સજ્જન માણસો તેનો અકાળે ત્યાગ કરતા નથી, જેમકે તીર્થંકર મહારાજ ગૃહસ્થ-પણામાં હોય છે ત્યારે તે ગૃહસ્થપણાનો અકાળે ત્યાગ કરતા નથી.[1] વળી જેને એકવાર ગ્રહણ કર્યું-સ્વીકાર્યું તેમાં કોઇ દોષો હોય તો પણ તેનો જો અકાળે ત્યાગ કરવામાં આવે તો સજ્જન પુરૂષોમાં એવી રીતે અકાળે ત્યાગ કરનાર પ્રાણી નિંદા પામે છે અને પોતાનો સ્વાર્થ સાધી શકતો નથી; પરંતુ તેવી દોષવાળી વસ્તુને ત્યાગ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય-સમય આવી પહોંચે તે વખતે પણ જો પ્રાણી મૂર્ખાઇને અંગે તેનો ત્યાગ કરી દેતો નથી તો પછી પરિણામે તેનો પોતાનોજ ક્ષય થાય છે એ બાબતમાં જરા પણ શંકા જેવું નથી; તેટલા માટે બુદ્ધિશાળી પ્રાણી ત્યાગ કરવા યોગ્ય વસ્તુને

૧ તીર્થંકરો ઘરનો દોષ જાણે છે, છતા અવસરેજ તેનો ત્યાગ કરે છે

કોઈ કારણસર હેયબુદ્ધિપૂર્વક ગ્રહણ કરીને પણ તેનો ત્યાગ કરવાના અવસરની અપેક્ષા રાખે છે તો તે પ્રશંસાપાત્ર બને છે."

**કર્મવિલાસ મહારાજાનો નિર્ણય.**
**બાળનો વિલાસ–વૃથા ઉપદેશ.**
**મનીષીની તે સલાહપર વિચારણા.**

કર્મવિલાસ રાજાએ પોતાની બન્ને રાણીઓ ( શુભસુંદરી અને અકુશળમાળા ) પાસેથી તે સર્વ હકીકત સાંભળી .ત્યારે તે પોતાના મનમાં મનીષી ઉપર પ્રસન્ન થયો અને બાળ ઉપર ગુસ્સે થયો.

હવે ત્યારપછી બાળે તો કોમળ શય્યાઓ પર આરામ કરવો, સુંદર સ્ત્રીઓ સાથે સ્પર્શેંદ્રિય સંબંધી સુખો ભોગવવા વિગેરે વિગેરે જે જે બાબતો સ્પર્શનના પ્રદેશની હતી તે સર્વ વધારે વધારે આસક્ત થઇને બહુ બહુ પ્રકારે સેવવા માંડી અને રાત દિવસ તે જ કામમાં આસક્ત રહેવા લાગ્યો, રાજકુમારને યોગ્ય બીજા સર્વ વ્યાપારો છોડી દીધા, તે એટલે સુધી કે પોતાના દેવ અને ગુરુને પગે લાગવાનો દર-રોજનો નિયમ હતો તે પણ છોડી દીધો, કળાનો અભ્યાસ કરવાનો નિયમ પણ છોડી દીધો, કુળમર્યાદા ઓળંગવા માંડી, પશુ-ધર્મનો સ્વીકાર કર્યો, આવા વર્તનને લઇને લોકો તેની નિંદા કરવા લાગ્યા, તે બાબતની દરકાર પણ તેણે છોડી દીધી, પોતાના કુળને કલંક લાગે તેવું કોઇ કાર્ય કરવું ન જોઇએ એવો અત્યાર સુધી વિચાર રહેલો હતો તે વિચાર પણ છોડી દીધો, પોતે બીજા પ્રાણીઓને હસ-વાનું–ઠઠ્ઠા મશ્કરીનું સાધન થતો હતો તે વાત તેના જાણવામાં પણ આવી નહિ, [1]પોતાના હિત કરનાર પક્ષ તરફ પણ તેણે બેદરકારી બતાવવા માંડી અને કોઇ સાચો ઉપદેશ આપે તો તે ગ્રહણ કરવાનું પણ છોડી દીધું, માત્ર જ્યાં જ્યાં નારી ( સ્ત્રી ) સંગ, કોમળ આસન કે બીજું કાંઇ પણ સ્પર્શનને સુખ ઉપજાવે તેવું હોય તેને પ્રાપ્ત કર-વાના અને ભોગવવાના કામમાં તે લાગી જતો અને પછી તેના ઉપ-ભોગનું પરિણામ શું થશે તે વિચાર્યા વગર આસક્તિ રાખીને તેમાં પ્રવર્ત્યા કરતો હતો. આવું તેનું ગાઢ આસક્તિવાળું વર્તન જોઇને મની-ષીને તેના ઉપર કરૂણા આવી જતી ત્યારે વળી કોઇ કોઇ વાર તે સ્પર્શનની મૂળ શુદ્ધિ કેવા પ્રકારની હતી તે સંબંધી પોતે ( મનીષીએ ) ચલાવેલી શોધખોળની સર્વ વાત તેની પાસે નિવેદન કરતો અને

૧ હિત કરનાર પક્ષ મોક્ષમાર્ગે અનુસરતા લોકો અથવા મોક્ષમાર્ગને અનુસરતા અનુષ્ઠાન

પાછો વધારામાં કહેતો કે “ ભાઇ બાળ ! એ સ્પર્શન મોટો ઠગારો છે, જરા પણ વિશ્વાસ કરવા યોગ્ય નથી, એ ખરેખરો મોટો દુશ્મન છે. ” આવી હકીકત તે બાળની પાસે કહેતો અને તેને સ્પર્શન વિરૂદ્ધ ઉશ્કેરતો ત્યારે બાળ જવાબમાં કહેતો કે “ ભાઇ મનીષી ! આવી નહીં અનુભવેલી બાબતના સંબંધમાં વાત કરવાનો અર્થ શો ? જે મારો પરમ મિત્ર છે, અનંત સુખસાગરમાં અવગાહન કરાવવામાં હેતુભૂત છે, તેને તું મારો પરમ શત્રુ–મોટો દુશ્મન કહે છે એ કેવી વાત !” આવા વિચિત્ર જવાબો સાંભળી મનીષી પોતાના મનમાં વિચાર કરતો કે ખરેખર, આ બાળ મૂર્ખ જ જણાય છે ! એને અટકાવવાનું કામ હાલ તો તદ્દન અશક્ય લાગે છે તેથી તેને રોકવો નકામો છે; માટે હાલ તો મારી જાતને બચાવી લેવાનો યત્ન કરવો એ જ શ્રેયસ્કર છે. નીતિશાસ્ત્રમાં પણ કહ્યું છે કે કોઇ મૂર્ખ માણસ અકાર્ય કરવા તૈયાર થયો હોય ત્યારે તેને તેમ કરતો અટકાવવા માટે જે મહેનત લઇને કહેવામાં આવે છે તે વાણીનો વિસ્તાર [1]રાખના ઢગલામાં ઘીની આહુતિ પેઠે નકામો થાય છે. એવા મૂર્ખને સેંકડો ઉપદેશ આપવામાં આવે તો પણ તે અકાર્ય કરવાથી કદિ પાછો હઠતોજ નથી. રાહુને ગમે તેટલાં વાક્યો કહેવામાં આવે તો પણ ચંદ્રને ગળી જવાના કામથી તેને કોઇ વારી શકતું જ નથી. દુર્વિનીત પ્રાણીઓ ( હલકા માણસો ) જ્યારે અકાર્ય કરવામાં તત્પર થયા હોય ત્યારે સમજુ પ્રાણીએ તેવા પ્રાણીને વારવા નહિ, પણ તેઓનો અનાદર કરવો. આવી રીતે પોતાના મનમાં વિચાર કરીને બાળ સ્પર્શનના સંબંધમાં શિક્ષણ આપવાની ને કહેવાની જે પદ્ધતિ મનીષીએ સ્વીકારી હતી તે છોડી દીધી અને ( મનીષી ) મૌન ધારણ કરીને બેસી રહ્યો.



૧ રાખના ઢગલામાં ઘી ગમે તેટલું નાખવામાં આવે તો તેથી કોઈ પણ પ્રકારનો લાભ થતો નથી. ઘી જાય છે અને મહેનત નકામી થાય છે; તેમ મૂર્ખને આપેલો ઉપદેશ નકામો થાય છે અને મહેનત પણ માથે પડે છે.



# પ્રકરણ ૬ ઠું.



## મધ્યમ બુદ્ધિ



### મિથુનદ્વય—અંતરકથા.



હવે[1] એજ કર્મવિલાસ રાજાને ઉપર જણાવેલી શુભસુંદરી અને અકુશળમાળા ઉપરાંત એક ત્રીજી સામાન્યરૂપા નામની રાણી હતી. એ રાણીથી રાજાને મધ્યમબુદ્ધિ નામનો પુત્ર થયો હતો. આ મધ્યમબુદ્ધિ ઉપર બાળ અને મનીષીનો બહુ પ્રેમ હતો અને તેની સાથે બન્નેએ ઘણા કાળ સુધી ક્રીડા કરી હતી. કાંઇ રાજ્ય સંબંધી કામકાજ હોવાને લીધે મહારાજાના હુકમથી તે દેશાવર ગયો હતો, તે હમણા ક્ષિતિપ્રતિષ્ઠિત નગરે આવી પહોંચ્યો. તેણે આવીને તુરતજ બાળ અને મનીષીને સ્પર્શનની સાથે જોયા. તે બન્ને ભાઇઓને ભેટયો અને સ્પર્શનને મળ્યો. પછી મધ્યમબુદ્ધિને જરા કૌતુક થયું, તેથી પોતાનું મ્હોઢું બાળના કાન સુધી લંબાવીને તેને ખાનગી રીતે પૂછ્યું "અરે ભાઇ! આ નવો માણસ કોણ છે?" બાળે જવાબમાં કહ્યું "બંધુ! એ તો ન કલ્પી શકાય તેવા પ્રભાવવાળો સ્પર્શન નામનો આપણો મિત્ર છે." મધ્યમબુદ્ધિએ તેનું વિશેષ સ્વરૂપ પૂછવાથી બાળે સ્પર્શન

---

૧ વાંચનારને યાદ આપવાની જરૂર નથી કે **વિદુર** આ સર્વ વાર્તા **નંદિવર્ધન**કુમાર પાસે કહે છે. **વિદુરે** જે કથા કહેવા માંડી હતી તેમાં **કર્મવિલાસ** રાજાના બે પુત્રો **બાળ** અને **મનીષી**ની વાત અત્યાર સુધીમાં આવી છે. એ બન્ને પાત્ર સાથે હવે **કર્મ**વિલાસ રાજાનો ત્રીજો પુત્ર દેખાવ આપે છે. આ સર્વ હકીકત **અગૃહીતસંકેતા** વિગેરે સાંભળે તેમ **સંસારીજીવ સદાગમ** સમક્ષ કહે છે.

**મનીષી** શુભસુંદરીનો પુત્ર છે તે શુભ વિચારથી થયેલ ઉચ્ચ બુદ્ધિ બતાવે છે, **બાળ** અકુશળમાળાનો પુત્ર છે તે અયોગ્ય વિચારથી થતી અજ્ઞદશાને—સંસાર વૃદ્ધિને બતાવે છે. **મધ્યમબુદ્ધિ**—ચાલુ પ્રવાહવાળા મધ્યમ જીવોને બતાવે છે. આ ત્રણે પાત્રો મનન કરીને અભ્યાસ કરવા લાયક છે.

સંબંધી સર્વ હકીકત જણાવી દીધી, જે સાંભળીને મધ્યમબુદ્ધિને પણ સ્પર્શન ઉપર રાગ થયો. પછી બાળના કહેવાથી સ્પર્શને પોતાની શક્તિ મધ્યમબુદ્ધિ ઉપર પણ ચલાવવા માંડી. સ્પર્શને પોતાનું માહાત્મ્ય તેને બતાવવા માટે યોગશક્તિનો પ્રયોગ કર્યો, પોતે અંતર્ધાન થઇ ગયો, મધ્યમબુદ્ધિના શરીરમાં દાખલ થયો, તેને મોટું આશ્ચર્ય ઉત્પન્ન કર્યું, તેનામાં કોમળ સ્પર્શ પ્રાપ્ત કરવાની ઇચ્છા જાગૃત કરી, તેની પાસે સુંદર કોમળ શય્યા, લલિત લલનાઓ વિગેરે સાથે સ્પર્શનો આનંદ કરાવ્યો અને તેમ કરીને મધ્યમબુદ્ધિના મનમાં પોતાની ઉપર પ્રેમ ઉત્પન્ન કર્યો. મધ્યમબુદ્ધિ આવો તેના યોગનો પ્રયોગ જોઇ અનુભવી રાજી રાજી થઇ ગયો. આ પ્રમાણે પોતાનું સામર્થ્ય બતાવીને અંતર્ધાન થઇ ગયેલ સ્પર્શન પાછો પ્રગટ થયો અને પોતાનો પ્રયાસ સફળ થયો છે કે નહિ? એવો મધ્યમબુદ્ધિને સવાલ કર્યો. એ સવાલનો જવાબ આપતાં મધ્યમબુદ્ધિએ તેનો આભાર માન્યો. સ્પર્શને પણ પોતાના મનમાં વિચાર કર્યો કે ફીકર નહિ! આ ભાઇ સાહેબ પણ મારા સપાટામાં આવી ગયા છે!

## મધ્યમબુદ્ધિને સંશય, મનીષીની ચેતવણી.

આ સર્વ બનાવ પ્રત્યક્ષ બનતો જોઇને મનીષી પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે અહો! પાપી સ્પર્શને તો આ મધ્યમબુદ્ધિને પણ લગભગ પોતાને વશ કરી લીધો; પણ એ બાપડો તદ્દન અજાણ્યો છે અને જરૂર સ્પર્શનથી છેતરાઇ ગયો જણાય છે. તેથી જો હજુ પણ તે ઉપદેશ ગ્રહણ કરે તો તેને ખરી હકીકત સમજાવું કે જેથી એ બાપડો એનાથી ભોળવાઇને ઠગાઇ ન જાય. આ પ્રમાણે વિચારીને મનીષીએ મધ્યમબુદ્ધિને એકાંત પ્રદેશમાં લઇ જઇને ખાનગી રીતે કહ્યું "ભાઇ! આ સ્પર્શન સારો માણસ નથી, એને તો વિપર્યાભિલાષે લોકોને છેતરવા માટે અહીં મોકલેલો છે અને આખો વખત તે લોકોને છેતરવાનો ધંધોજ કર્યા કરે છે." મધ્યમબુદ્ધિએ આ સંબંધમાં વિસ્તારથી બધી હકીકત પૂછવાથી મનીષીએ સ્પર્શનની મૂળશુદ્ધિ સંબંધી સર્વ વાત પ્રથમથી છેડે સુધી પોતે જે પ્રમાણે બોધ અને પ્રભાવ પાસેથી મેળવી હતી તે સર્વ કહી સંભળાવી. આ સર્વ હકીકત સાંભળીને મધ્યમબુદ્ધિએ પોતાના મનમાં વિચાર કર્યો કે સ્પર્શનનો મારા ઉપર આટલો બધો પ્રેમભાવ છે એ મેં અનુભવ્યું છે. વળી એની શક્તિ પણ અચિંત્ય છે અને એ સુખનો હેતુ પણ છે એ સર્વ મેં જોઇ લીધું છે. બીજી બાજુએ જોઇએ

તો આ મનીષી પણ કદિ અયોગ્ય વચન બોલે તેવો નથી. ત્યારે હવે આમાં તત્ત્વ શું છે અને મારે શું કરવું યોગ્ય ગણાય? અથવા આ પ્રમાણે સંકલ્પ વિકલ્પ કરવાથી શો લાભ મળવાનો છે? માતાજી પાસે જઇને તેમનેજ સર્વ હકીકત પૂછવી એ વધારે ઠીક છે અને પછી તે જે પ્રમાણે હુકમ કરે તે પ્રમાણે આચરણા કરવી.[1]

### માતા પાસે સવાલ;
### સંશયમાં કાળક્ષેપ;
### માતૃકથિત અંતરકથા.

આ પ્રમાણે વિચાર કરીને મધ્યમબુદ્ધિ પોતાની માતા સામાન્યરૂપા પાસે ગયો, તેને પગે પડ્યો; તેણીએ તેનાં ઓવારણાં લીધાં, મધ્યમબુદ્ધિ જમીનપર બેઠો, પછી તેણે બધી હકીકત પોતાની માતુશ્રીને કહી સંભળાવી. સર્વ હકીકત સાંભળી લીધા પછી સામાન્યરૂપાએ કહ્યું "વત્સ! હાલ તો તારે સ્પર્શન અને મનીષી બન્નેનાં વચનને અનુકૂળ રહીને વર્તવું, જેથી તું મધ્યસ્થપણે રહીશ એટલે તને કોઇ પણ પ્રકારના ભયનું કારણ રહેશે નહિ. કાળાન્તરે પછી વધારે હકીકતની માહીતગારી તને મળે ત્યારે જે પક્ષ વધારે બળવાન્ જાણવામાં આવે તેને આદરવો અને જે ઓછો બળવાન્ જણાય તેને છોડી દેવો. વ્યવહારશાસ્ત્રમાં કહ્યું છે કે-બે જૂદાં જૂદાં કામોના સંબંધમાં જ્યારે મનમાં શંકા ઉત્પન્ન થાય ત્યારે હમેશાં કાળક્ષેપ કરવો. તેના સંબંધમાં બે જોડલાંનું દૃષ્ટાંત ધ્યાનમાં રાખવું." મધ્યમબુદ્ધિએ તે બે જોડલાં કોણ હતાં તે પૂછવાથી સામાન્યરૂપાએ મિથુનદ્વયની વાત કહેવા માંડી.

* * * *

* * * *

---

1 જૂદી જૂદી બાબતમાં નિર્ણયપર આવી જવાની **બાળ, મનીષી** અને **મધ્યમબુદ્ધિની** પદ્ધતિ ખાસ વિચારવા યોગ્ય છે. ત્રણે વિકાસક્રમના જૂદા જૂદા અંશોપર છે. **બાળ** વગર વિચારે ઝુકાવે છે; **મનીષી** વિચક્ષણપણે નિર્ણય કરે છે; મધ્યમબુદ્ધિ વિશેષ પૃચ્છા અને અવલોકન કરે છે.

## મિથુનદ્વય અંતર કથા.

મુગ્ધ અને અકુટિલા

એક તથાવિધ નામનું નગર છે. ત્યાં ઋજુ નામનો રાજા રાજ્ય કરે છે. તેને પ્રગુણા નામની રાણી છે. આ રાજા રાણીને કામદેવ જેવા રૂપ અને આકારવાળો મુગ્ધ નામનો પુત્ર છે અને એ રાજકુમારને રતિના જેવા લાવણ્યવાળી સુંદર અકુટિલા નામની સ્ત્રી છે. આ મુગ્ધકુમાર અને અકુટિલાને અરસ્પરસ બહુ પ્રેમ હતો. તેઓ ઇંદ્રિયનાં સુખો અનેક પ્રકારે ભોગવતાં વખત પસાર કરતા હતા. વસંત ઋતુના એક સુંદર પ્રભાતે મુગ્ધકુમાર પોતાના મહેલની અગાશીમાં આનંદથી સૃષ્ટિસૌંદર્ય જોતો ઉભો હતો તે વખતે દૂરથી મનોહર, વિકાસ પામેલા અને વિધવિધ પ્રકારના પુષ્પો અને લીલોતરીથી છવાયલા પોતાના ઘરના બગિચાને જોઇને તેમાં (બગિચામાં) ક્રીડા કરવાની તેને ઇચ્છા થઇ, તેથી તે પોતાની સ્ત્રી અકુટિલાને કહેવા લાગ્યો "દેવિ! આજે આ બગિચાની શોભા કાંઈ ઓર જણાય છે, માટે ચાલો, આપણે ફૂલો એકઠાં કરવાને નિમિત્તે ત્યાં જઇને આનંદક્રીડા કરીએ." અકુટિલાએ જવાબ આપ્યો "જેવી પ્રાણેશની આજ્ઞા!" આવો વિચાર કરીને હીરાજડિત સુવર્ણની પુષ્પછાબડીઓ લઇને તેઓ બન્ને બગિચામાં ગયા અને ફૂલ વીણવા લાગ્યા. ફૂલ વીણતાં વીણતાં મુગ્ધકુમાર બોલ્યો "વ્હાલી! જોઇએ કે આપણા બેમાં છાબડી પહેલવહેલી ફૂલોથી કોણ ભરી દે છે? તું બીજી દિશામાં જા! હું આ દિશામાં જાઉં છું." અકુટિલાએ તે વાત કબુલ કરી. પુષ્પસંચય કરતાં કરતાં તેઓ એક બીજાથી બહુ દૂર નીકળી ગયાં અને વચ્ચે ઝાડી હોવાથી એક બીજાને દેખાતાં બંધ થઈ ગયાં.

કાળજ્ઞ અને વિચક્ષણા;

વ્યંતરે કરેલો મોટો ગોટાળો;

વિચક્ષણાનો ગોટાળામાં વધારો.

હવે તે જ વખતે તે પ્રદેશ ઉપર એક વ્યંતર જોડલું ફરતું ફરતું

૧ સામાન્યરૂપા પોતાના પુત્ર મધ્યમબુદ્ધિને વાત કહે છે. આ કથા કુમાર નંદિવર્ધન પાસે વિદુર કહી સંભળાવે છે તેના પેટામાં છે. આખી વાર્તા સંસારીજીવનો અનુભવ સદાગમ સમક્ષ ચાલે છે તેને અનુસરે છે. આ અંતર વાર્તા પ્રકરણ ૭ માની આખરે પૂરી થાય છે.

આવી પહોંચ્યું. તેમાં જે પુરૂષ હતો તેનું નામ કાળજ્ઞ હતું અને સ્ત્રી હતી તેનું નામ વિચક્ષણા હતું. તેઓ બન્ને આકાશમાં ફરતા હતા, તે વખતે બન્નેએ આ મનુષ્યજોડલાને બગિચામાં ફૂલો વીણતાં જોયા. કર્મના પરિણામ અચિંત્ય હોવાને લીધે, તે બન્ને મનુષ્યદંપતી અતિ સુંદર હોવાને લીધે, કામદેવ હમેશાં પરિણામનો વિચાર કર્યા વગર કામ કરતો હોવાને લીધે, વસંતનો સમય કામદેવને ઉદ્દીપન કરનાર હોવાને લીધે, તે પ્રદેશ ઘણો રમણીય અને આકર્ષક હોવાને લીધે, વ્યંતર દેવોને રમત ગમત અને ટીંખળ કરવાનો સ્વભાવ હોવાને લીધે, ઇંદ્રિયો સ્વભાવિક રીતે ચપળ હોવાને લીધે, વિષયાભિલાષને દૂર કરવો અતિ મુશ્કેલ હોવાને લીધે, મનોવૃત્તિ અતિ ચપળ હોવાને લીધે અને ભવિતવ્યતા પણ તેવીજ હોવાને લીધે તે વ્યંતરદંપતીમાંથી કાળજ્ઞને અકુટિલા ઉપર તીવ્ર પ્રેમ થયો અને વિચક્ષણાને મુગ્ધકુમાર ઉપર બહુ રાગ થયો.

કાળજ્ઞની યુક્તિ.

હવે જો આ વાતની એક બીજાને ખબર પડે તો મુશીબત ઉભી થાય, તેથી કાળજ્ઞ વ્યંતરે પોતાની સ્ત્રીથી એ હકીકત છુપાવવા માટે યુક્તિઓ કરવા માંડી અને તેમ કરતાં વિચક્ષણાને કહ્યું. "દેવિ! તમે આગળ ચાલો! પ્રભુભક્તિ માટે થોડાં પુષ્પો આ રાજબગિચામાંથી વીણીને હું તમારી પાછળ આવું છું." વિચક્ષણાનું મન તે વખતે મુગ્ધકુમારે હરણ કર્યું હતું તેથી તે પણ ચુપચાપ મૌનપણે રહી. કાળજ્ઞ વ્યંતર બગિચામાં અકુટિલા પુષ્પ વીણતી હતી તે દિશા તરફ ચાલ્યો અને ખૂબ ઝાડીવાળા પ્રદેશમાં નીચે ઉતર્યો તેથી વિચક્ષણા વ્યંતરીને દેખાતો બંધ થઇ ગયો. પછી કાળજ્ઞ વ્યંતરે વિચાર કર્યો કે આ મનુષ્યદંપતી શા માટે એક બીજાથી દૂર ફર્યા કરે છે અને એક બીજાથી વધારે વધારે દૂર શા માટે જતા જાય છે એ સંબંધી તપાસ કરવી જોઇએ. પછી તે વ્યંતરે [1]વિભંગજ્ઞાનનો ઉપયોગ મૂકયો તેથી તેઓ એક બીજાથી દૂર શા માટે વિચરે છે તેનું કારણ તેના જાણવામાં આવી ગયું. અકુટિલાને પોતાને વશ કરવાનો ઉપાય તેણે પોતાના મનમાં તુરત જ વિચારી લીધો અને પોતે ( કાળજ્ઞ વ્યંતરે ) મુગ્ધકુમારનું વૈક્રિય રૂપ ધારણ કરી લીધું, હાથમાં સોનાની છાબડી બનાવીને લઇ લીધી,

---

1 વિભંગજ્ઞાન: અવધિજ્ઞાનથી દૂરની વસ્તુનું જ્ઞાન થાય છે. અજ્ઞાન દશામાં ભવપ્રાયોગ્ય દૂરની વસ્તુના જ્ઞાનને વિભંગજ્ઞાન કહેવામાં આવે છે. મિથ્યાત્વી દેવોને અને અસુરોને એ જ્ઞાન હોય છે.

તેને ફૂલથી ભરી દીધી, પોતે અકુટિલાતરફ ગયો અને એકદમ બોલ્યો "પ્રિયા ! મેં તારા ઉપર જીત મેળવી છે ! તું હારી ગઇ ! હારી ગઇ !" 'અહો ! આર્યપુત્ર તો બહુ જલ્દી આવી પહોંચ્યા અને મને આટલી ઉતાવળથી જીતી પણ લીધી, એવા વિચારથી અકુટિલા જરા ઝાંખી પડી ગઇ. તેની તે અવસ્થા જોઇ કાળજ્ઞવ્યંતર જેણે મુગ્ધકુમારનું રૂપ લીધું હતું તે બોલ્યો "પ્રિયા ! દીલગીર થવાની જરૂર નથી. આ તો સાધારણ બાબત છે. હવે આપણે ઘણાં પુષ્પો એકઠાં કરી લીધાં છે તેથી ચાલો ! આપણે આ બાજુના કેળના ગૃહમાં જઇએ. વહાલી ! જો, એ કેળનું ઘર કેવું સુંદર છે ! એ આખા બગિચાના આભૂષણ જેવું છે." ભોળી અકુટિલા બાપડી કાંઈ વિશેષ હકીકત જાણતી ન હોવાને લીધે ખરી હકીકતના અજાણપણામાં તેણે સર્વ વાત સ્વીકારી લીધી. ત્યાંથી મુગ્ધકુમારનું રૂપ ધારણ કરનાર કાળજ્ઞ વ્યંતર અને અકુટિલા કેળના ઘરમાં ગયા અને ત્યાં પાંદડાંઓની સુંદર પથારી બનાવી તે પર આરામ કર્યો.

વિચક્ષણાનું રૂપ.

હવે આ બાજુએ વિચક્ષણા વ્યંતરીએ આકાશમાં રહીને વિચાર કર્યો કે કાળજ્ઞ વ્યંતર (પોતાનો પતિ) હજુ પૃથ્વી પર ફરે છે, તે પાછો ન આવે અને પેલી મનુષ્યસ્ત્રી દૂર રહે તેટલા વખતમાં પેલા રતિરહિત થયેલા કામદેવના આકારને ધારણ કરનાર તરૂણ પુરૂષને (મુગ્ધ કુમારને) મનાવી-સમજાવી-માન આપી જન્મની સફળતા કરૂં ! એ મનુષ્યદંપતી (મુગ્ધ અને અકુટિલા) એક બીજાથી દૂર શા માટે રહ્યા છે તેનું કારણ તે વ્યંતરીએ વિભંગજ્ઞાનથી જોઇ લીધું અને તુરતજ પોતે અકુટિલાનું વૈક્રિય રૂપ ધારણ કરી હાથમાં સુવર્ણની છાબડી ફૂલથી ભરેલી લઇને મુગ્ધકુમારની પાસે ગઈ અને મોટેથી હસીને બોલવા લાગી "આર્યપુત્ર ! તમને જીતી છું, જીતી છું, તમે હારી ગયા !" કુમાર જરા સંભ્રમમાં પડીને તેના સામું જોઇ રહ્યો અને પછી બોલ્યો "વહાલી ! ખરેખર, આજ તો તેં મને જીત્યો ! બોલ, ત્યારે હવે શું કરશું ?" વિચક્ષણા વ્યંતરી જેણે અકુટિલાનું રૂપ લીધું હતું તે બોલી "જે હું કહું તે આજ તો તમારે કરવું પડશે." કુમારે કહ્યું કે "તે શું છે તે તો મને જણાવ." વિચક્ષણાએ જવાબમાં કહ્યું "ચાલો ! આપણે લતામંડપમાં-કેળના ઘરમાં જઇએ અને ત્યાં જઇને બગિચાની સુંદર વનરાજી ખીલી છે તેનો આનંદ-ઉપભોગ મજાથી કરીએ."

કેળગૃહમાં બે જોડલાં

મુગ્ધકુમારે એ વાત કબુલ કરી અને જે કદળીલતામંડપમાં કાળજ્ઞવ્યંતર અને અકુટિલા ગયા હતા તેજ મંડપમાં આ બન્ને પણ દાખલ થયા. ત્યાં તેઓએ એક જોડલાને જોયું. વધારે વધારે ધારી ધારીને જોતાં તેઓ વધારે આશ્ચર્ય પામતાં પામતાં એક બીજાને વધારે ટીકી ટીકીને જોવા લાગ્યા. આમાં તલના ફોતરાના ત્રીજા ભાગ જેટલો પણ તફાવત પોતાના જોડલામાં અને બીજા જોડલામાં તેઓને જણાયો નહિ; ગમે તે ભાગ સરખાવે તો એક સરખો જ લાગે. હવે ખરેખરો મુગ્ધકુમાર હતો તેણે વિચાર કર્યો—અહો ! ભગવતી વનદેવતાના પ્રભાવથી આજ તો હું અને મારી રાણી બન્ને બેવડા થઇ ગયા ! એ તો અમારો મહાન ઉત્કર્ષનો બનાવ બન્યો ! માટે ચાલો ! જઇને પિતાશ્રીને પણ આ વાતના આનંદ-સમાચાર આપીએ ! તેણે પોતાની સાથેના બાકીના સર્વેને ઇચ્છા જણાવી કે આપણે આ હકીકત પિતાજીને જણાવીએ. સર્વેએ તે કબૂલ કરવાથી ચારે જણાં ( મુગ્ધ અને અકુટિલા તથા તેમનાં રૂપ ધારણ કરેલાં કાળજ્ઞ અને વિચક્ષણા ) ઋજુ રાજા પાસે જવાં નીકળ્યાં.

ગોટાળાને ટેકો.

ઋજુ રાજા એ ચારેને જોઇને બહુ આશ્ચર્ય પામ્યો તેમજ પ્રગુણા રાણી અને બીજા રાજ્યપરિવારને પણ ઘણી નવાઇ લાગી. તેઓએ મુગ્ધકુમારને પૂછયું કે 'ભાઇ ! આ સર્વ શું છે તે તું અમને સમજાવ તો ખરો !'

મુગ્ધ કુમાર—' પિતાજી ! એ તો વનદેવતાનો પ્રભાવ છે.'

ઋજુ રાજા—' તે કેવી રીતે ?'

મુગ્ધકુમારે સર્વ હકીકત કહી સંભળાવી. આ હકીકત સાંભળીને સરળ પ્રકૃતિવાળા ઋજુરાજાએ વિચાર કર્યો કે અહો ! હું ધન્ય છું ! ભાગ્યશાળી છું ! મારા ઉપર વનદેવતાની બહુ મોટી કૃપા થઇ ! હર્ષના ઉત્સાહમાં આવી તેણે તો આખા નગરમાં મોટો મહોત્સવ કરવાનો આદેશ આપી દીધો, અનેક પ્રાણીઓને મોટાં મોટાં દાન આપ્યાં અને મોટા પાયા ઉપર નગરદેવતાનાં પૂજન-અર્ચન કરાવ્યાં અને મોટી ધામધુમ કરી મૂકી. પછી રાજાએ આખા રાજ્યમંડળને બોલાવીને જાહેર કર્યું કે " મારે એક જ પુત્ર હતો તેના બે પુત્ર અને એક પુત્રવધૂની બે પુત્રવધૂઓ થઇ ગયા તેથી હે લોકો ! તમે ખાઓ, પીઓ અને હે સજ્જન પુરૂષો ! તમે ગાઓ, બજાવો,

નાચો અને લહેરો કરો !' પ્રગુણા રાણી પણ રાજાએ કહ્યું તેજ કથન કરતી આનંદ મંગળના વાજિંત્રો વગાડીને કાનને પણ બહેરા કરી નાખવા લાગી અને ઉંચા હાથ કરીને નાચવા લાગી અને પોતે હતી તેથી બેવડી થઇ ગઇ છે—એવા વિચારથી બહુ આનંદ પામી, અકુટિલા બહુ આનંદ પામી, અંતઃપુરની સર્વ સ્ત્રીઓએ પણ નાચવા માંડયું, આમ આખું નગર રાજી રાજી થઇ ગયું અને સર્વત્ર આનંદ પસરી રહ્યો.

કાળજ્ઞને થયેલી શંકા અને તે પર વિચારણા.
પોતાના વર્તનપર વિચાર અને ચુપકીદી.
વિચક્ષણાએ લીધેલો લગભગ તેવો જ માર્ગ.

વ્યંતર જાતિના દેવતાઓને રમત ગમત અને ખાસ કરીને ટીંખળ બહુ પ્રિય હોય છે, તેથી કાળજ્ઞ વ્યંતર આ બધી લીલા જોઇને બહુ રાજી થયો. માત્ર તેના મનમાં એક વિચાર આવ્યો કે આ બીજી સ્ત્રી કોણ આવી છે? એ સંબંધમાં તેણે પોતાના વિભંગજ્ઞાનનો ઉપયોગ મૂકયો ત્યારે તેને જણાયું કે એ તો પોતાની જ સ્ત્રી વિચક્ષણા છે ! એ હકીકત તેને જણાતાં મનમાં ક્રોધ ભરાયો અને વિચાર થયો કે આ તો દેવાંગના છે તેથી એને તો મારી શકાશે નહિ પણ એ દુરાચારી પુરૂષને (સાચા મુગ્ધકુમારને) મારી નાંખું. વળી તે વિચક્ષણાને મારી શકાશે તો નહિ, પણ તેને સખ્ત પીડા કરૂં કે તે હવે પછી પારકા પુરૂષની ગંધ લેવાનો કદિ વિચાર પણ કરે નહિ. આવો કાળજ્ઞ વ્યંતરે પોતાના મનમાં નિશ્ચય કર્યો. પણ તેજ વખતે વળી ભવિતવ્યતાની પ્રેરણા થવાથી તેના મનમાં વિચાર થયો કે મેં જે વિચાર કર્યો છે તે બરાબર નથી, હું પોતે પણ શુદ્ધ આચારવાળો નથી તો પછી વિચક્ષણાને મારે પીડા કરવી ન જોઇએ. જેવો તેનો દોષ છે તેવો જ મારો પણ એકસરખો દોષ છે. મુગ્ધકુમારને મારી નાખવો તે તો વળી કોઇ પણ રીતે યોગ્ય નથી, કારણ કે એને મારીશ તો આ બાબતમાં કાંઇ ગોટાળો છે એમ ધારીને અકુટિલા મને સેવશે નહિ અને વિચક્ષણા મારા ઉપર હંમેશને માટે ખેદ રાખશે. ત્યારે હવે શું કરવું ? મારી સ્ત્રીની ચપળ વૃત્તિ જોઇ જ નથી—એમ આંખ આડા કાન કરીને અકુટિલાને લઇને અહીંથી બીજે ચાલ્યો જાઉં ? ના, પણ એમ કરવું તે પણ ઉચિત નથી, કારણ કે આ સર્વ સ્વાભાવિક હશે કે આમાં

ટીંખળી વ્યંતર.

કાંઇ ગડબડ હશે એવો જો અકુટિલાને વહેમ પડી જશે તો પછી તે પણ મને ભજશે નહિ–મારી સાથે આનંદ ભોગવશે નહિ અને તેના વગર અહીંથી ચાલ્યા જવું તે તો નકામું અને નિરર્થક થાય. તેટલા માટે બીજા કોઇની ઇર્ષ્યા–અદેખાઇ ન કરતાં અહીં રહેવું અને વખત કાઢવો એ વાત વધારે ઠીક લાગે છે.'

વિચક્ષણાએ પણ એવો જ વિચાર કર્યો કે અહો! આતો મુગ્ધકુમારનું રૂપ લઇને મારા પતિ કાળજ્ઞ વ્યંતર જ આવ્યા જણાય છે! એના સિવાય બીજો કોણ એવી રીતે અહીં આવે? અરેરે! એમનાં દેખતાં હું પરપુરૂષની સાથે કેવી રીતે રહી શકું? આવા વિચારથી વિચક્ષણાના મનમાં ઘણી શરમ આવી. વળી પોતાની દેખતાં પોતાનો પતિ અન્ય સ્ત્રી સાથે સંબંધ કરે છે તે જોઇને તેને ઇર્ષ્યા પણ ઘણી આવી. અહો! આવા સંયોગોમાં અહીં રહેવું તે કેવી રીતે બની શકે! પણ હવે ત્યાંથી ચાલ્યા જવાથી પણ શી અર્થસિદ્ધિ થાય એવી તેના મનમાં ઘુંચ આવવા લાગી. હવે તો અહીં રહેવા સિવાય બીજો કાંઇ ઉપાય જ નથી એવો વિચાર કરીને બીજો કાંઇ રસ્તો ન સૂજવાથી જેમ થવાનું હોય તેમ થશે એમ પોતાના મનને ધીરજ દેતી તે પણ ત્યાં જ રહી ગઇ. હવે તે બન્નેએ (કાળજ્ઞ અને વિચક્ષણાએ) વૈક્રિય રૂપ બતાવવું બંધ કર્યું, (નવી વિક્રિયા બતાવવી બંધ કરી,) એક બીજા પર ઇર્ષા કરવી મૂકી દીધી, દેવમાયાથી મનુષ્યોનાં સર્વ ધર્મો બજાવવાનું જારી રાખ્યું અને દરેક બે બે આકારમાં દેખાતાં અને બેને ભોગવતાં કાળજ્ઞ અને વિચક્ષણા ત્યાં લાંબો વખત એજ સ્થિતિમાં રહ્યાં.[1]

વિલાસી વિચક્ષણા.



૧ **કાળજ્ઞ** વખત જાણનાર છે. **વિચક્ષણા** ડાહી છે. કુમાર હજુ **મુગ્ધ** છે, રૂચિવંત થયો છે, પણ સંપૂર્ણ સન્મુખ થયો નથી. તેથી તેને વખતોવખત બેવડું રૂપ ધારણ કરવુ પડે છે. સંસારનાં ભોગો ભોગવે છે. અને વળી વખત આવતા પ્રસંગ શોધી તેમાંથી નીકળી જવાની રાહ જુએ છે. કુમારની સ્ત્રી પણ કપટ વગરની–અકુટિલા છે. એ નાની વાર્તાનું રહસ્ય ખાસ વિચારીને લક્ષ્યમાં લેવા યોગ્ય છે આ વાર્તામાં ઘણા ઊંડા ભાવો છે.



# પ્રકરણ ૭ મું.

## પ્રતિબોધકાચાર્ય.

### ( અંતર કથા ચાલુ. )


વે તે તથાવિધ નગરની બહાર મોહવિલય નામનું ઉદ્યાન છે. ત્યાં અનેક શિષ્યોના પરિવારથી પરિવરેલા અને કેવળજ્ઞાનાદિ લક્ષ્મીના સમુદ્ર પ્રતિબોધક નામના આચાર્ય પધાર્યા. આવા મહાન્ આચાર્ય મહારાજના આગમનના સમાચાર વનપાળકે મહારાજા ઋજુરાજાને નિવેદન કર્યા. ગુરૂ આગમનના સમાચાર સાંભળી તેઓશ્રીને વંદન કરવાને માટે રાજા આખા નગરના લોકોને સાથે લઇને નગરની બહાર આવ્યો. આ આચાર્યશ્રીને માટે દેવતાઓએ એક સુંદર મોટું સુવર્ણ કમળ[1] બનાવ્યું હતું, તે કમળપર બેસીને આચાર્યશ્રી દેશના આપતા હતા. ગુરૂમુખનાં દર્શન કરી શિલાતળ ( જમીન ) સુધી પોતાનું મસ્તક નમાવીને રાજાએ તેમના ચરણકમળમાં વંદના કરી, બીજા સર્વ મુનિમહારાજાઓને પણ વંદન કર્યું, કર્મવૃક્ષને તોડી પાડવામાં તીક્ષ્ણ કુઠાર જેવા [2]ધર્મલાભ રૂપ આશીર્વાદથી ભગવાન્ આચાર્યશ્રીએ રાજાને અભિનંદન કર્યું, તેમજ બીજા મુનિઓએ પણ તેને ધર્મલાભ આપ્યો. ઋજુરાજા જમીનપર બેઠો. કાળજ્ઞ વ્યંતર વિગેરે સર્વ સાથે આવ્યા હતા તેઓ વંદન વિગેરેનો યોગ્ય વિનય કરીને પોતપોતાને યોગ્ય સ્થાને બેસી ગયા.

આચાર્ય મહારાજની દેશના.
વ્યંતરોના શરીરમાંથી નીકળેલી સ્ત્રી.
પશ્ચાત્તાપ અને સ્વરૂપ દર્શન.

---

૧ **કમળરચના:** તીર્થંકર માટે સમવસરણ દેવો બનાવે છે. કેટલાક સામાન્ય કેવળી માટે કમળની રચના કરે છે. કમળ: દેશના દેવા માટે કરેલી એક પ્રકારની રચના છે.

૨ **ધર્મલાભ:** વંદનના જવાબમાં 'ધર્મલાભ' આપવો એ જૈનમુનિનો આચાર છે. તેઓ સામે પ્રણામ કરતા નથી, બીજો આશીર્વાદ આપતા નથી, માત્ર સંસારથી પાર ઉતારનાર 'ધર્મ તમને મળો' એ સૂચવનાર **'ધર્મલાભ'** શબ્દ બોલે છે.

આચાર્ય મહારાજ દેશના આપવાનું કાર્ય ચલાવી રહ્યા હતા. તેમણે હવે દેશનાનો વિષય આગળ ચલાવ્યો. તેઓએ દેશના દરમ્યાન સંસારની નિર્ગુણતા બતાવી, કર્મબંધનના [1]હેતુઓનું વિસ્તારથી વર્ણન કર્યું, સંસારરૂપ બંદીખાનામાં પડી રહેવાની સ્થિતિના અવગુણો દર્શાવ્યા, મોક્ષમાર્ગની પ્રશંસા કરી, મોક્ષસુખમાં કેટલી વિશેષતા છે તે વધારે સ્પષ્ટ આકારમાં કહી સંભળાવી, વિષયસુખની લાલચમાં પડી રહેવાથી કેવી રીતે સંસારમાં પરિભ્રમણ થાય છે તે હકીકતપર ભાર મૂકયો અને તેવા પ્રકારના સુખથી શિવસુખ પ્રાપ્ત કરવામાં વિઘ્ન કરનાર અનંત કાળપર્યંત રખડપટ્ટી કેવી રીતે થાય છે તે હકીકત બતાવી આપી.

ભગવાનની આવી વાણી સાંભળીને પેલા કાળજ્ઞ વ્યંતર અને વિચક્ષણા વ્યન્તરી ઉપર જે મોહરાજાનું જાળું પથરાઇ ગયું હતું તે ખસી ગયું, દૂર થઇ ગયું, તેઓ બન્નેમાં સમ્યગ્દર્શનનાં પરિણામ જાગૃત થયાં અને કર્મઇંધનને બાળી નાખવાને શક્તિમાન પ્રબળ પશ્ચાત્તાપ રૂપ અગ્નિ જાગૃત થયો, તેથી તે જ ક્ષણે તેઓ પોતાના ખરાબ વર્તન માટે પશ્ચાત્તાપ કરવા લાગ્યા.

કદરૂપી સ્ત્રી દૂર ખસી ગઇ.

આ વખતે તેઓનાં શરીરમાંથી એક સ્ત્રી બહાર નીકળી આવી. તે સ્ત્રીનું શરીર એ વ્યન્તર અને વ્યન્તરીના શરીરમાંથી નીકળતાં લાલ અને કાળાં પરમાણુઓનું બનેલું જણાતું હતું, તે દેખાવમાં તદ્દન કદરૂપી લાગતી હતી. તેનું સ્વરૂપ ભયંકર હતું અને વિવેકી પ્રાણીઓને બહુ ઉદ્વેગ કરાવે તેવી હતી. તે સ્ત્રી બન્ને વ્યન્તરોના શરીરમાંથી બહાર નીકળ્યા પછી તુરતજ ભગવાનના શરીરનું તેજ સહન ન કરી શકવાથી તે પર્ષદા (સભા)ની બહાર ચાલી ગઇ અને અવળું મુખ રાખી સભાની બહાર દૂર પ્રદેશમાં જઇને જમીન ઉપર બેઠી.

પેલા કાળજ્ઞ અને વિચક્ષણાનાં હૃદય પશ્ચાત્તાપથી એટલાં બધાં પાણી પાણી થઇ ગયાં કે તેઓની આંખોમાં પણ આંસુ આવી ગયાં અને તેઓ બન્ને એક સાથે ભગવાનના પગમાં પડ્યા. ત્યારપછી કાળજ્ઞ વ્યન્તરે કહ્યું "ભગવન્! હું તો અધમમાં પણ મહા અધમ છું.

અસલ સ્વરૂપે.

---

૧ હેતુઃ મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગપ્રવૃત્તિથી કર્મબંધન થાય છે. किरइ जीएण हेउहिं, जेणंतो भन्नए कम्मम्. બંધહેતુને પામીને જે બંધાય તે 'કર્મ' કહેવાય છે.

પ્રભુ ! મેં મારી સ્ત્રીને પણ છેતરી અને પરસ્ત્રીની સાથે વિષયસેવન કર્યું, સરળ હૃદયવાળા મુગ્ધ કુમારને છેતર્યો, ઋજુ રાજાઅને પ્રગુણા રાણીને ખોટા પુત્રનો મોહ ઉત્પન્ન કર્યો અને આ પ્રમાણે કરીને ખરી રીતે તો મેં મારા પોતાના આત્માને જ છેતર્યો! પ્રભુ! હું આવો પાપી છું, તો મારા શુદ્ધિ કેવી રીતે થશે ! ”

વિચક્ષણા—“ ભગવન્ ! મારી શુદ્ધિ પણ કેવી રીતે થશે ? મેં પાપીએ પણ એ સઘળાં કામો કર્યાં છે. એ સર્વ અત્ર નિવેદન કરવાની શી જરૂર છે ? આપશ્રીને દિવ્ય જ્ઞાન[1] છે તેથી આપ એ સર્વ હકીકત જાણી રહ્યા છો અને આપને તો તે સર્વ હકીકત પ્રત્યક્ષ જ છે, તેથી મારે તે કહી બતાવવાની જરૂર નથી. પ્રભુ ! મારે શું કરવું તે પણ જણાવવા કૃપા કરશો.”

આચાર્ય—“ તમારે એ બાબતમાં ખેદ કરવાની જરૂર નથી. એમાં તમારો બન્નેનો કાંઇ દોષ નથી, તમારૂં અસલ સ્વરૂપ તો નિર્મળ છે.”

કાળજ્ઞ-વિચક્ષણા—“ ભગવન્ ! ત્યારે એ કોનો દોષ છે ? ”

આચાર્ય—“ આ તમારા શરીરમાંથી બહાર નીકળી પેલી દૂર જે સ્ત્રી બેઠી છે તેનો એ સર્વ દોષ છે. ”

કાળજ્ઞ-વિચક્ષણા—“ ભગવન્ ! એ સ્ત્રીનું નામ શું છે ? ”

આચાર્ય—“ ભદ્ર ! એનું નામ ભોગતૃષ્ણા કહેવાય છે. ”

કાળજ્ઞ-વિચક્ષણા—“ એવા પ્રકારના અનેક દોષોનું કારણ તે કેવી રીતે થાય છે ? ”

આચાર્ય—“ એ ભોગતૃષ્ણાનું સ્વરૂપ તમે સાંભળો:—

ભોગતૃષ્ણાનું સ્વરૂપ.

“ જેવી રીતે રાત્રી અંધકારને ચોતરફ ફેલાવે છે તે પ્રમાણે એ “ ભોગતૃષ્ણા રાગ વિગેરે દોષોના સમૂહને ચોતરફ ફેલાવે છે. એ “ મહા નીચ કાર્યો કરનારી અને અયોગ્ય ચેષ્ટાઓ આચરનારી હોવાથી “ તે જેનાં શરીરમાં દાખલ થાય છે તેને ન કરવા યોગ્ય કામો કર- “ વાની બુદ્ધિ એકદમ ઉત્પન્ન થાય છે. જેમ ઘાસ કે કાષ્ટથી અગ્નિ “ કદિ ધરાતો નથી અને ગમે તેટલા જળથી સમુદ્ર તૃપ્ત થતો

---

૧ દિવ્યજ્ઞાનઃ કેવળજ્ઞાન-સર્વજ્ઞપણું. એથી અતીત, અનાગત અને વર્તમાન કાળના સર્વ ભાવો એક કાળે જાણી દેખી શકાય છે.

" નથી તેવી રીતે ગમે તેટલા ભોગો ભોગવવામાં આવે તો પણ
" તેથી એ તૃષ્ણા કદિ ધરાતી નથી. જે મૂર્ખ પ્રાણી એમ સમજે છે
" કે એને શબ્દ વિગેરે ઇંદ્રિયોનાં વિષયસુખોનું ભોજન આપીને શાંત
" રાખ્યા કરવી એ સારૂં છે અને તેટલા માટે જે તેને ભોગ આપ્યા
" કરે છે તે બાપડા જળમાં દેખાતાં ચંદ્રને પોતાને હાથે પકડવાની
" ઇચ્છા કરવા જેવું કરે છે. જે પ્રાણીઓ મોહને વશ થઇને એ ભોગ-
" તૃષ્ણાને પોતાની વહાલી સ્ત્રી બનાવે છે તે મહા ભયંકર અને અંત
" વગરના સંસારસમુદ્રમાં રખડ્યા કરે છે. જે ઉત્તમ પ્રાણીઓ એ ભોગ-
" તૃષ્ણા (સ્ત્રી)ને દોષવાળી જાણીને પોતાના શરીરરૂપ ઘરમાંથી બહાર
" હાંકી મૂકે છે અને પોતાનાં ચિત્તરૂપ દ્વાર બંધ કરી દે છે
" તે સર્વ પ્રકારના ઉપદ્રવોથી મુક્ત થઇને અને પોતાનાં સર્વ પાપો
" ધોઇ નાંખીને આત્માને નિર્મળ-મેલ વગરનો કરી પરમ પ-
" દને પ્રાપ્ત કરે છે. જે સંત પુરૂષો-સજ્જન પુરૂષો આ ભોગતૃષ્ણાથી
" રહિત હોય છે તેઓ સ્વર્ગ મર્ત્ય અને પાતાળ લોકમાં સર્વ પ્રાણીને
" વંદન કરવા યોગ્ય થાય છે અને જે પ્રાણીઓ એ ભોગતૃષ્ણાને
" વશ પડી જાય છે તેઓ સાધુપુરૂષોની નિંદાને પાત્ર થાય છે. વળી
" એની પ્રકૃતિ એવી વિલક્ષણ છે કે જે અધમ પ્રાણીઓ મોહને વશ
" પડી જઇને એ ( ભોગતૃષ્ણા )ને અનુકૂળપણે વર્તે છે તેઓને એ સ્ત્રી
" બહુ દુઃખ આપે છે અને જે ઉત્તમ પ્રાણીઓ એ સ્ત્રીથી પ્રતિકૂળપણે
" વર્તે છે, તેઓને એ અત્યંત સુખ આપે છે. જ્યાં સુધી પ્રાણીનાં
" મનમાં એ પાપીષ્ટ ભોગતૃષ્ણા વર્તતી હોય છે, ત્યાં સુધી પ્રાણી
" મોક્ષ ઉપર દ્વેષ કરે છે અને સંસારને બહુ વહાલો માને છે.
" જ્યારે પુણ્યશાળી પ્રાણીઓને કોઇપણ પ્રકારે એ ભોગ-
" તૃષ્ણા નાશ પામી જાય છે-દૂર જાય છે ત્યારે આ આખો સંસાર
" તે પ્રાણીને ધૂળ જેવો નિઃસાર લાગે છે. જ્યાં સુધી એ ભોગતૃષ્ણા
" શરીરમાં હોય છે, ત્યાં સુધી પ્રાણી સ્ત્રીનાં અંગો ( અવયવો ) જે
" અશુચિના ઢગલા છે તેને ડોલરનું પુષ્પ, કમળ, ચંદ્રમા વિગેરે સાથે
" સરખાવે છે,[1] અને તે અંગો જાણે ખરેખર ડોલર, કમળ કે ચંદ્ર જ

---

૧ ભર્તૃહરિનો આ સબંધમાં નીચેનો પ્રસિદ્ધ શ્લોક છે તે વિચારવો:—

स्तनौ मांसग्रन्थी कनककलशावित्युपमितौ,
मुखं श्लेष्मागारं तदपि च शशाङ्केन तुलितम् ।
स्रवन्मूत्रक्लिन्नं करिवरकरस्पर्धि जघनम्,
मुहुर्निन्द्यं रूपं कविजनविशेषैर्गुरुकृतम् ॥

" છે એમ અંતઃકરણપૂર્વક માને છે અને એ ભોગતૃષ્ણા જેવી મનમાંથી
" નીકળી ગઇ, ખસી ગઇ કે પછી સ્વપ્નમાં પણ તે અંગોને માટે
" ઇચ્છા કે વાંચ્છના તેને રહેતી નથી. પુરુષપણું કે મનુષ્યપણું સરખું
" હોવા છતાં કેટલાક પ્રાણીઓ બીજાના નોકર થઇને જીવન ગાળે છે
" અને ગમે તેવાં અધમ કામો કરે છે તેનું કારણ એ ભોગતૃષ્ણા છે.
" જે મહાત્મા પુરૂષોનાં શરીરમાંથી તે ભોગતૃષ્ણા બહાર નીકળી જાય
" છે તેઓ કદાચ ધન વગરના હોય દુનિયાની નજરમાં નિર્ધનીઆ
" દેખાતા હોય તો પણ તે ધીર વીર પુરૂષો ઇંદ્રના પણ સ્વામી બની
" શકે છે, કારણકે ભોગની તૃષ્ણા જવા પછી એને કોઇની અપેક્ષા કે
" દરકાર રહેતી નથી તેથી ઇંદ્રો પણ તેમને વંદન કરે છે કેટલાક તામસી
" અને કેટલાક રાજસી પરમાણુથી એ ભોગતૃષ્ણાનું શરીર બનેલું
" છે એમ બીજા શાસ્ત્રોમાં પણ કહ્યું છે."

આચાર્ય મહારાજ સભાને ઉદ્દેશીને અને ખાસ કરીને કાળજ્ઞ વ્યન્તર અને વિચક્ષણા વ્યન્તરીને ઉદ્દેશીને કહેવા લાગ્યા કે "આ પ્રમાણે હોવાથી તે પાપી સ્ત્રી (ભોગતૃષ્ણા) તમારાં પાપકર્મોમાં તમને પ્રવર્તાવનારી નીવડી છે અને તમને અત્યાર સુધી જે અધમ ઇચ્છાઓ થઈ હતી તેનું કારણ એ દૂર બેઠેલી પાપી સ્ત્રી (ભોગતૃષ્ણા) જ છે. તમારો બન્નેનો એમાં કાંઇ દોષ નહોતો. તમે બન્ને તો સ્વરૂપથી તદ્દન નિર્મળ છો, પણ તમારામાં જે દોષો દેખાયા હતા અથવા દેખાય છે તેનું કારણ એ સ્ત્રી છે. આ જગ્યાએ રહી શકવાને તે અશક્ત હોવાથી તે બહાર જઇ દૂર ઉભી રહીને તમારી રાહ જુએ છે અને તમે મારી પાસેથી બહાર ક્યારે નીકળો તેની રાહ જોયા કરે છે."

રાહ જોતી ભોગતૃષ્ણા.

વિચક્ષણા અને કાળજ્ઞ—"ભગવન્! ત્યારે એ પાપી ભોગતૃષ્ણાથી અમારો હંમેશને માટે છૂટકારો ક્યારે થશે?"

---

**અર્થ**—સ્ત્રીનાં સ્તનો માસના લોચા છે તેને કવિઓ સોનાના કળશો સાથે સરખાવે છે; કફથી ભરેલા મ્હોઢાને ચંદ્ર સાથે સરખાવે છે; સરતા મૂત્રથી ખરાબ થતી જાંઘને હાથીની સુંઢ સાથે સરખાવે છે; વારવાર નિંદવા યોગ્ય રૂપને મોટા કવિઓએ વિના કારણ મહત્તા આપી દીધી છે. કર્તાનો આવા પ્રકારનો આશય છે તે બતાવે છે કે જે કવિઓએ આવું રૂપ આપ્યું છે અને ઉપમાઓ કલ્પી છે તેઓ ભોગતૃષ્ણાને આધીન હતા.

## તૃષ્ણામોચનની ચાવીઓ.

આચાર્ય—" હાલ આ ભવમાં તો તમારો તેનાથી સર્વથા છૂટ-
" કારો થઈ શકશે નહિ, કારણ કે તમે એને હાલ સર્વથા છોડી શકો
" એમ જણાતું નથી; પણ એને સંપૂર્ણપણે દળી નાખે એવું સમ્યગ્-
" દર્શનરૂપ [1]મોગર આજે તમને પ્રાપ્ત થયું છે; એ સમ્યગ્દર્શનને
" તમારે સદ્ગુરૂ સાથે વધારે વધારે સંબંધ રાખીને વારંવાર વધારે ને
" વધારે તેજસ્વી કર્યા કરવું, એ ભોગતૃષ્ણાને અનુકૂળ થાય એવું
" કોઇ પણ આચરણ તમારે બનતા સુધી કરવું નહિ, એના સંબંધમાં
" આવવાથી મનમાં વિકાર થાય છે તે લક્ષ્યમાં રાખવું, એવા પ્રકારના
" વિકારના પ્રસંગ આવે કે તુરત તેનાથી ઉલટી ભાવનાઓ ભાવી
" વિકારોની સામે થવું—આ પ્રમાણે જો તમે વારંવાર કર્યા કરશો તો
" તે ( ભોગતૃષ્ણા ) તમારા શરીરમાં રહેશે તો પણ પાતળી પડતી
" જશે અને તમને જરાપણ હેરાનગતિ કરી શકશે નહિ, ત્રાસ આપી
" શકશે નહિ અને અગવડમાં ઉતારી શકશે નહિ. એ પ્રમાણે કરવાથી
" આગળ ભવાંતરમાં એ ભોગતૃષ્ણાનો સર્વથા ત્યાગ કરવાને તમે જ-
" રૂર શક્તિમાન્ થશો."

કાળજ્ઞ વ્યંતર અને વિચક્ષણા વ્યંતરી આ હકીકત સાંભળીને બહુ રાજી થયા અને 'પ્રભુ! આપે અમારી ઉપર બહુ કૃપા કરી' એમ બોલતાં આચાર્ય ભગવાનના પગમાં પડ્યા. હવે આ બનાવ જોઇને અને આચાર્ય મહારાજનાં વચન સાંભળીને ઋજુ રાજા, પ્રગુણા રાણી, મુગ્ધકુમાર અને અકુટિલા—એ ચારેને મનમાં બહુ પશ્ચાત્તાપ થયો અને તેની સાથેજ તેમને વિશુદ્ધ અધ્યવસાય પ્રગટ થયા. ઋજુ રાજા અને પ્રગુણા રાણીએ પોતાના મનમાં વિચાર કર્યો કે પુત્ર અને પુત્રવધૂ બેવડા થઇ ગયા એવા ભ્રમને પારણામે અમે નકામી વિડંબના ઉભી કરી અને તેમ કરીને છોકરાને અને છોકરાની વહુને ઉલટે માર્ગે ચાલવા દીધા, એ કામ આપણાથી બહુ ખોટું થઇ ગયું. મુગ્ધ-

---

[1] સમ્યગ્દર્શન: શુદ્ધ દેવ ગુરુ ધર્મ ઉપર શ્રદ્ધા. એ સમ્યગ્દર્શનથી આત્માનો વિકાસ ધીમે ધીમે વધતો જાય છે અને ભોગતૃષ્ણાના સ્વરૂપનુ જ્ઞાન થવાથી ધીમે ધીમે તેનો ત્યાગ થતાં છેવટે તેનાથી સર્વથા મોક્ષ થાય છે, તેથી એ દર્શનને મુદ્ગર કહેવામાં આવ્યુ છે. ભોગતૃષ્ણાના ત્યાગનો ઉપાય આચાર્યશ્રીએ બતાવ્યો છે તે ખાસ વિચારવા યોગ્ય છે.

કુમારે પોતાના મનમાં વિચાર કર્યો કે અહો ! મેં પરસ્ત્રી સાથે રમણ કરીને મારા કુળને મોટું કલંક લગાડ્યું. અકુટિલાએ પોતાના મનમાં વિચાર કર્યો કે અહો ! [1]મારૂં શીલ ખંડન થઇ ગયું, મારાથી મોટું અકાર્ય થઇ ગયું. ચારેના મનમાં તે વખતે એવો વિચાર થયો કે આપણે આ સર્વ હકીકત બની છે તે ભગવાનને બરાબર જણાવી દઇએ. એ મહાત્મા આપણે સર્વેએ જે પાપો કર્યાં છે તેનાથી શુદ્ધ થવાનો કાંઇ રસ્તો કાઢી આપશે અને તેઓ જે ઉપાય બતાવશે તે આપણે બરાબર કરશું.

આર્જવ બાળક પ્રકટન.
અજ્ઞાન બાળકનું રૂપ.
પાપના માથાપર લાત.

*આર્જવ-પ્રકટન.*

આવી રીતે રાજા, રાણી, કુમાર અને કુમારવધૂ વિચાર કરતા હતા તે વખતે 'હું તમારૂં રક્ષણ કરીશ, હું તમારૂં રક્ષણ કરીશ' એમ બોલતું એક બાળક જેનુ શરીર આ ચારેપુરૂષોનાં શરીરમાંથી નીકળતાં શુદ્ધ પરમાણુઓનું બનેલું હતું તે બહાર નીકળી આવ્યું; તે બાળકનો વર્ણ ઉજ્જવળ હતો, તે જાતે તેજસ્વી હતું, તેનો આકાર એટલો બધો સુંદર લાગતો હતો કે તેની સામે નજર કરવાથી આંખો ઠરતી હતી અને મન પ્રસન્ન થતું હતું. આ નાનું બાળક ભગવાનના મુખ સામું જોઇ સર્વની આગળ આવીને ભગવાનની સામે બેસી ગયું. એ બાળકની પછવાડે એક બીજું બાળક બહાર નીકળ્યું તેનો વર્ણ શ્યામ હતો, આકાર બેડોળ હતો અને સામું જોવાથી ઉદ્વેગ થાય તેવું તે બાળક હતું. આ બીજા શ્યામ વર્ણના બાળકમાંથી તેના જેવા જ ખરાબ આકાર અને બેડોળ રૂપને ધારણ કરનાર પણ સ્વભાવમાં વળી આ બીજા બાળકથી પણ વધારે ખરાબ એક ત્રીજું બાળક બહાર નીકળ્યું અને બહાર નીકળવાની સાથે એકદમ વધારે મોટું મોટું થવા લાગ્યું. એને વધતું જોઇને પહેલું બાળક જે શ્વેત રંગનું હતું તેણે જોરથી પેલા વધતા બાળકના માથા પર લાત મારીને તેને વધતું અટકાવી દીધું અને તેને અસલ સ્વરૂપમાં-પ્રકૃતિમાં

---

૧ અહીં બેંગાલ રો. એ. સોસાયટિવાળા મૂળ ગ્રંથની આવૃત્તિનું પૃ ૨૫૧ શરૂ થાય છે.

આણી દીધું આ પ્રમાણે બન્યું એટલે પેલાં બે કાળા વર્ણનાં બાળકો હતાં તે ભગવાનના સભાસ્થાનમાંથી બહાર નીકળી ગયાં. આ પ્રમાણે ત્રણે બાળકોનું આશ્ચર્યજનક ચરિત્ર ચાલી રહ્યું છે તે વખતે આચાર્ય ભગવાને ઋજુ રાજા વિગેરેને ઉદ્દેશીને કહ્યું "ભદ્રો ! તમે સર્વ વિચાર કરો છો કે તમે પોતે વિપરીત આચરણ કર્યું, પણ તમારે તે સંબંધમાં દીલગીર થવાની જરૂર નથી, કારણ કે એમાં તમારો પોતાનો કાંઇ દોષ નથી, તમે સર્વ તો સ્વરૂપથી નિર્મળ છો."

ઋજુરાજાદિ—"સાહેબ ! ત્યારે એમાં કોનો દોષ છે તે અમને સમજાવો."

આચાર્ય—"આ ધોળા વર્ણનું બાળક તમારા શરીરમાંથી બહાર નીકળ્યું ત્યાર પછી જે કાળા વર્ણનું બાળક બહાર નીકળ્યું તેનો એ સર્વ દોષ છે."

ઋજુરાજાદિ—"સાહેબ ! એ બાળકનું નામ શું છે?"

આચાર્ય—"એનું નામ અજ્ઞાન છે."

ઋજુરાજાદિ—"એ અજ્ઞાન બાળકમાંથી વળી એક બીજું કાળું બાળક ઉત્પન્ન થયું અને તેને પેલા ધોળા બાળકે લાત મારીને વધતું અટકાવી દીધું, તે બાળકનું નામ શું છે તે અમને કૃપા કરીને કહો."

આચાર્ય—"એનું નામ પાપ કહેવાય છે."

ઋજુરાજાદિ—"ત્યારે સાહેબ ! પેલા ધોળા રંગના બાળકનું નામ શું તે પણ અમને જણાવવા કૃપા કરો."

આચાર્ય—"એનું નામ આર્જવ[1] કહેવાય છે."

ઋજુરાજાદિ—"આ અજ્ઞાન બાળક કેવું છે ? એ અજ્ઞાનમાંથી પાપ કેવી રીતે ઉત્પન્ન થયું ? એને વધતાં જતાં આર્જવે કેવી રીતે અટકાવ્યું ? એ સર્વ હકીકત અમે વિસ્તારથી સમજવા ઇચ્છા રાખીએ છીએ અને અમને તે સમજવાની ઘણી આતુરતા છે માટે આપ સાહેબ અમારા ઉપર કૃપા કરીને એ સર્વ હકીકત કહી સંભળાવો."

આચાર્ય—"જો તમારી ઇચ્છા એ પ્રમાણે છે તો સાંભળો:—

---

૧ આર્જવઃ સરળતા, માયાનો ત્યાગ, મૂળમાં એનું સ્વરૂપ વિસ્તારથી તુરતમાં જ બતાવવામાં આવશે.

અજ્ઞાન સ્વરૂપ.

" આ તમારા શરીરમાંથી અજ્ઞાન બાળક બહાર નીકળ્યું તેજ
" સર્વ દોષોનું કારણ છે. એ જ્યાંસુધી શરીરમાં હોય છે ત્યાંસુધી
" પ્રાણીઓ કરવા યોગ્ય અને ન કરવા યોગ્ય કાર્યોનો તફાવત સમજી
" શકતા નથી તેમજ પોતાને ગમન કરવા યોગ્ય શું છે અને શું
" નથી ( ગમ્યાગમ્ય[1] ) તે પણ સમજી શકતા નથી. એ અજ્ઞાન
" શરીરમાં હોય છે ત્યાંસુધી અમુક ખાવા યોગ્ય છે કે નહિ ( ભક્ષ્યા-
" ભક્ષ્ય ), અમુક પીવા યોગ્ય છે કે નહિ ( પેયાપેય ) તેને પ્રાણી
" સમજી શકતો નથી અને અંધ માણસો જેમ ઉન્માર્ગે ચઢે ( કુવામાં
" પડે ) તેમ કુમાર્ગમાં તેઓ ઝંપલાવે છે. એવી રીતે આંધળીઆ
" કરીને ઉન્માર્ગે પ્રવર્તનાર પ્રાણી ભયંકર કઠોર કર્મો બાંધે છે. અને
" તે આકરાં અશુભ કર્મોને પ્રભાવે પાર વગરની સંસારઅટવીમાં
" અનેક પ્રકારનાં દુઃખો ખમતાં ભમ્યા કરે છે, રખડ્યા કરે છે, ભટ-
" કયા કરે રાગ છે. દ્વેષ વિગેરેને પ્રવર્તાવનાર પણ એ અજ્ઞાન જ છે.
" ભોગતૃષ્ણા જેનું સ્વરૂપ મેં તમને હમણાં કહી બતાવ્યું અને જે
" બહાર જઇને દૂર બેઠી છે તેને પણ જ્યારે પ્રાણી ઉપર પોતાની અ-
" સર કરવી હોય છે ત્યારે તે અજ્ઞાનની મદદની અપેક્ષા રાખે છે.
" જો અજ્ઞાન ન હોય તો ભોગતૃષ્ણા પાછી ચાલી જાય છે અને કદાચ
" થોડો વખત રહે તો પણ તુરત જ પાછી રસ્તે પડી જાય છે, કારણ
" કે અજ્ઞાન વગર તેનું જોર ચાલી શકતું નથી. એ અજ્ઞાનનું જોર
" કેટલું છે તે જુઓ. આ આત્મા સ્વરૂપથી સર્વજ્ઞ છે એટલે સર્વ
" ભાવો જાણી શકે તેવો છે, સર્વદર્શી છે એટલે સર્વ ભાવોને દેખી
" શકે તેવો છે અને નિર્મળ છે એટલે તદ્દન મેલ વગરનો છે; તેવો
" આત્મા પણ એ અજ્ઞાનનો સંબંધ થવાથી પાષાણ સમાન બની જાય
" છે. પથ્થરમાં અને તેનામાં જાણે કાંઇ તફાવત જ ન હોય તેવો તે
" જડ થઇ જાય છે. દેવતાઓમાં, મનુષ્યમાં અને મોક્ષમાં જે દૈવી
" સંપત્તિઓ છે તે સર્વનું સન્માર્ગનો રોધ કરનાર અજ્ઞાન હરણ
" કરી લે છે અને અજ્ઞાનવડે તે સર્વ શુભ સંપત્તિઓ નાશ પામી
" જાય છે. અજ્ઞાન જ ભયંકર નરક છે, કારણ કે તે મહા અંધકારમય
" છે. અજ્ઞાન જ ખરેખરૂં દારિદ્ર છે અને અજ્ઞાન જ ખરેખરો શત્રુ-

---

૧ ગમ્યાગમ્યઃ—પરસ્ત્રી અગમ્ય-નહી ગમન કરવા યોગ્ય છે, સ્વસ્ત્રી સં-
સારીને અમુક કાળે ગમન કરવા યોગ્ય છે, ઇત્યાદિ.

" દુશ્મન છે; અજ્ઞાન રોગનો સમૂહ છે, અજ્ઞાન વૃદ્ધાવસ્થારૂપ છે, " અજ્ઞાન સર્વ વિપત્તિ રૂપ છે અને અજ્ઞાન જ વાસ્તવિક મરણ છે. " જો પ્રાણીમાં અજ્ઞાન ન હોય તો આ ઘોર સંસારસમુદ્ર પ્રાણીને જેવો " આચરણ કરનાર જણાય છે તેવો આકરો, સંસારમાં રહેતાં છતાં " પણ, જણાતો નથી. પ્રાણીમાં જે જે અચોક્કસ વર્તન જોવામાં આવે " છે, ખરાબ રસ્તે થતી અનેક પ્રવૃત્તિઓ જોવામાં આવે છે અને " અરસ્પરસ વિરોધવાળાં જે ગોટાળા દેખાય છે તે સર્વનું કારણ એ " અજ્ઞાન છે. જે પ્રાણીઓના મનમાં એ સર્વ પ્રકાશને આવરણ કર- " નાર અજ્ઞાન વર્તતું હોય છે તેઓ જ પાપકર્મમાં પ્રવૃત્તિ કરે છે. " જે ભાગ્યવાન્ પ્રાણીઓનાં ચિત્તમાંથી એ અજ્ઞાન નીકળી જાય છે " તેઓનો અંતરાત્મા પરમ શુદ્ધ થઇ જાય છે અને તેવા પ્રાણીઓ " પછી સદાચારમાં જ પ્રવૃત્તિ કરે છે અને એવા પ્રાણીઓ જેઓનાં " મન અત્યંત શુદ્ધ થયેલાં હોય છે તેઓ ત્રણ ભુવનને વંદન કરવા " યોગ્ય થઇને સર્વ પાપરૂપ પંકથી મુક્ત થઇ આખરે પરમ પદ-મો- " ક્ષને પ્રાપ્ત કરે છે. અત્ર જે અજ્ઞાનનું વર્ણન કર્યું તેના પ્રસ્તુત બા- " બતમાં તમો ચારે જણ એક સાથે ભોગ થઇ ગયા તેથીજ બધો ગો- " ટાળો થઇ ગયો, તેમાં સર્વ દોષ એ અજ્ઞાનનો છે; તમારો એમાં " કશો દોષ નથી.

<u>પાપ સ્વરૂપ.</u>

" એ અજ્ઞાન જેનું ઉપર વર્ણન કર્યું તે પાપરૂપ બાળકને હ- " મેશાં જન્મ આપે છે તેવી રીતે તેણે અહીં પણ પાપને ઉત્પન્ન કર્યું " છે. ડાહ્યા માણસો એ પાપને સર્વ દુઃખોનું કારણ છે એમ " કહીને વર્ણવે છે તે તદ્દન યોગ્ય છે. એ પ્રાણીઓને ઉદ્વેગ રૂપ " ભયંકર સમુદ્રમાં હડસેલી મૂકે છે. આ દુનિયામાં કલેશો થાય છે તે " સર્વનું કારણ એ પાપ છે. એમ કહેવામાં આવે છે. અને તેટલા " માટે પાપનું કારણ થાય એવું કોઇ પણ કાર્ય સમજુ માણસે કરવું " ન જોઇએ. કેવાં કામો એ પાપનાં કારણો બને છે તે જોવાની તમને " સ્વાભાવિક ઇચ્છા હશે તો તે પણ તમને જણાવું છું: હિંસા, " અસત્ય, ચોરી, મૈથુન, પરિગ્રહ-એ પાંચ, શુદ્ધ તત્ત્વજ્ઞાન તરફ " અશ્રદ્ધા તેમજ ક્રોધ, માન, માયા અને લોભ-એ સર્વે પાપનાં " કારણો છે. મોક્ષ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખનારે એ હિંસાદિ પાંચ, " અશ્રદ્ધાન અને ચાર કષાયોને આચરવા નહિ, એટલું જ નહિ પણ " પ્રયત્ન કરીને એના પ્રસંગોને દૂર રાખવા, તેમ કરવાથી પાપ

"બંધાશે નહિ અને પાપ નહિં બંધાય તો પછી દુઃખનો સંભવ
"રહેશે નહિ. તમને પણ અજ્ઞાનને લીધેજ પાપ પ્રાપ્ત થયું, તેથી
"સમજવું કે એ હિંસા વિગેરે સર્વ દોષોને પ્રવર્તાવનાર મૂળ કારણ
"તરીકે પેલું અજ્ઞાન જ છે.

## આર્જવ સ્વરૂપ.

"એ વધતા જતા પાપને આર્જવે અટકાવી દીધું એમ અગાઉ
"તમારા જોવામાં આવ્યું હતું, તે આર્જવનું સ્વરૂપ હવે તમે સાંભળો:
"આર્જવ પ્રાણીઓના આશયને અત્યંત શુદ્ધ કરનાર હોવાથી
"તેઓનાં વધી જતાં પાપોને તે અટકાવી શકે છે. સર્વ પ્રાણીઓના
"સંબંધમાં આર્જવ એ જ કામ કરે છે અને તમારા સંબંધમાં પણ
"તેણે પોતાની રીતિ પ્રમાણે પાપને જીતવાનું કાર્ય કરી બતાવ્યું છે.
"બાળકનું રૂપ ધારણ કરનાર અને પ્રકૃતિથી હસતાં મુખડાવાળું એ
"એ આર્જવ બાળક 'હું તમારૂં રક્ષણ કરીશ, હું તમારૂં રક્ષણ
"કરીશ' એમ નિરંતર બોલ્યા કરે છે. જે ભાગ્યશાળી પ્રાણીઓનાં
"ચિત્તમાં એ આર્જવ વર્તતું હોય છે તેઓ કદાચ અજ્ઞાનથી પાપા-
"ચરણ કરે તો પણ તે બહુ થોડું પાપ બાંધે છે, કારણ એ આર્જવ
"પાપને વધવા દેતું નથી; વળી એવા પ્રાણીઓ જ્યારે શુદ્ધ માર્ગને
"જાણી જાય છે ત્યારે કર્મને કાપી નાખીને મોક્ષમાર્ગમાં પ્રવૃત્તિ કરે
"છે અને એવી રીતે શુભ મનવાળા થયેલા ભાગ્યશાળી પ્રાણીઓ
"આખા જીવનપર્યંત નિષ્કપટ આચાર પાળીને સંસારનો પાર
"પામી જાય છે.

## ધર્માચરણ–કર્ત્તવ્ય.

"તમે સર્વ ભદ્રક જીવો એ ભાવને પામ્યા છો અને આર્જવ
"શું છે તે બરાબર સમજી ગયા છો તેથી હવે તમારે સમ્યગ્ધર્મનું
"સેવન કરવું અને અજ્ઞાન તેમજ પાપને ધોઇ નાખવાં. જે હકીકત
"હું હવે તમને બતાવું છું તે બરાબર ધ્યાન રાખીને સમજો. સમજુ
"વિદ્વાન માણસે વિચારવું કે આ સંસારમાં વિશુદ્ધ ધર્મજ એક ખાસ
"આદરવા લાયક વસ્તુ છે, કારણ કે એ ધર્મ વગર બીજું જે કાંઇ
"છે તે સર્વ દુઃખનું કારણ છે. પોતાને વહાલાં હોય તેઓ
"સાથેનો સંયોગ અનિત્ય છે, તેમજ ઇર્ષ્યા અને શોકથી ભરપૂર છે;
"જુવાની અસ્થિર–ચપળ છે અને હોય તેટલો વખત પણ ખરાબ
"આચરણોનું નિવાસસ્થાન છે; અનેક પ્રકારના કલેશો કરીને ઉત્પન્ન
"કરેલી સંપત્તિ પણ અનિત્ય છે અને જે જીંદગી ઉપર સર્વ ભાવોની

" ધારણા કરી રાખેલી હોય છે તે પોતે પણ અનિત્ય છે. એક વાર
" જન્મ થાય છે, વળી મૃત્યુ થાય છે, વળી જન્મ થાય છે, પાછું વળી
" મરવું પડે છે એમ ચાલ્યાજ કરે છે; તેમાં વળી કર્માનુસાર અધ-
" માદિ સ્થાનોનો અનેક પ્રસંગે આશ્રય લેવો પડે છે-આવી રીતે
" સર્વ વારંવાર થયા કરે છે. તેથી અહીં સંસારમાં કોઇપણ પ્રકારનું
" સુખ નથી. આ સંસારમાં સર્વ વસ્તુઓ સ્વભાવથી જ અસુંદર
" ( ખરાબ ) છે, સારી નથી, માટે એમાં ડાહ્યા-વિવેકી પ્રાણીએ કોઇ
" પણ ધારણા બાંધવી એ યુક્ત લાગતું નથી. આ જગતમાં જો કોઇ
" વસ્તુ આધાર બાંધવા લાયક હોય તો માત્ર એક કલંક વગરનો અને
" આખા જગતને વંદન કરવા યોગ્ય ધર્મ જ છે, કારણ કે તે ઉત્કૃષ્ટ
" અર્થને સાધનાર છે; આ પ્રમાણે હોવાથી સુજ્ઞ ચારિત્રવાન પ્રાણીએ
" એ ધર્મને સેવવો યુક્ત છે અને તે સિવાય બીજી કોઇ પણ વસ્તુ
" ઉપર આધાર રાખવો એ તદ્દન નકામું છે. "

### રાજા, રાણી, કુમાર અને વધૂપર અસર.
### ઋજુ અને પ્રગુણા રાજારાણીનો પ્રવ્રજ્યાનિર્ણય.
### શુભાચાર પુત્રને રાજ્ય અને ચારેની દીક્ષા.

[1]આચાર્યમહારાજનું આવું અમૃત જેવું ભાષણ સાંભળીને તે સર્વ પ્રાણીઓનાં ચિત્ત સંસારવાસથી નિવૃત્ત થયાં. ઋજુરાજાએ કહ્યું " સાહેબ ! આપ જે ફરમાવો તે કરવા હું તૈયાર છું. " પ્રગુણારાણીએ ઋજુરાજા સામે નજર કરી કહ્યું " મહારાજ ! હવે શા માટે જરા પણ વિલંબ કરવો જોઇએ ? " મુગ્ધકુમારે કહ્યું " પિતાજી ! આપનું કથન યુક્ત છે. માતાજી ! આપે કહી તે વાત પણ બરાબર છે. એવા પ્રકારનું અનુષ્ઠાન કરવું તે તદ્દન યોગ્ય છે અને આપણે કરવા યોગ્ય છીએ." અકુટિલાની આંખો આનંદથી પ્રફુલ્લ થઇ ગઇ તોપણ વડીલોની સમક્ષ લજ્જાને લઇને તે કાંઇ બોલી શકી નહિ અને તેઓ જે બોલ્યા તેને માટે ઇંગિતથી સંપૂર્ણ સંમતિ દર્શાવતી મર્યાદાને

---

૧ **અબોધનરતિ** આચાર્ય મહારાજ આ પ્રમાણે ઉપદેશ **ઋજુ** રાજા, **પ્રગુણા** રાણી, **મુગ્ધ** કુમાર, અકુટિલા, **કાળજ્ઞ**, અને **વિચક્ષણા** સન્મુખ આપે છે. સંદેહ પડતી બાબતમાં કાળક્ષેપ કરવો અને તપાસ કરવી તે ઉપર આ સર્વ વાર્તા **મધ્યમબુદ્ધિ** પાસે તેની માતા **સામાન્યરૂપા** કહે છે **સ્પર્શેંદ્રિય** કેવી રીતે કાર્ય કરે છે તે બતાવવા આ **બાળ** અને **મનીષી**નું દૃષ્ટાન્ત કુમાર **નંદિવર્ધન** સમક્ષ **વિદુર** કહે છે અને પોતાનો આખા સંસારચક્રનો અનુભવ બતાવતાં **સંસારીજીવ** આ સર્વ વાત **સદાગમ** સમક્ષ કહી બતાવે છે. વાર્તાના રસમાં આ હકીકત ચાલી ન જાય તેથી આટલું સ્મરણ આપ્યું છે

લઇને તે મૌન ધારણ કરી બેસી રહી. તે વખતે તેઓ ચારે ભગવાનના ચરણમાં પડ્યા. ઋજુરાજાએ કહ્યું "ભગવાન! આપે જે આજ્ઞા કરી તે અમે અંગીકાર કરવા તૈયાર છીએ." તેને જવાબમાં આચાર્ય ભગવાને કહ્યું "તમારા જેવા ભવ્ય પ્રાણીઓએ તેમ કરવું તે તદ્દન યોગ્ય છે." પછી મહારાજા ઋજુરાજાએ સારો દિવસ ક્યારે આવશે તે સંબંધી સવાલ કર્યો તેના જવાબમાં આચાર્યમહારાજે જણાવ્યું કે આજનો જ દિવસ બહુ ઉત્તમ છે; એટલે રાજાએ ત્યાં રહ્યા રહ્યાજ મોટાં દાનો આપ્યાં, દેવનું પૂજન કર્યું, પોતાનો એક બીજો શુભાચાર નામનો પુત્ર હતો તેને રાજ્યગાદી ઉપર બેસાડ્યો અને પોતાની પ્રજાના સર્વ માણસોને બહુ સારી રીતે અનેક પ્રકારે આનંદ આપ્યો. હવે એ ચારે મનુષ્યો (ઋજુરાજા, પ્રગુણારાણી, મુગ્ધકુમાર અને અકુટિલા) પોતાને દીક્ષા લેવા યોગ્ય સર્વ કર્તવ્યકર્મ કરીને પ્રવ્રજ્યા લેવા માટે તૈયાર થયા, ગુરૂમહારાજે તેમને સદ્ભાવ આપ્યો અને એ ચાર જણાએ તેજ વખતે દીક્ષા લીધી. તેજ સમયે પેલા અજ્ઞાન અને પાપ બાળકો બહાર ઉભાં રહ્યાં હતાં તેઓ દૂર ભાગી ગયાં-નાસી ગયાં અને પેલું ધોળું બાળક (આર્જવ) હતું એણે ચારેના શરીરમાં પ્રવેશ કર્યો.

કાળજ્ઞ વિચક્ષણાની શુદ્ધ આત્મવિચારણા.
ચારિત્રની અશક્તિ પણ સમ્યક્ત્વ પ્રાપ્તિ.
ભોગતૃષ્ણાનો સ્વીકાર પણ જોરનો અભાવ.

તે વખતે કાળજ્ઞ વ્યન્તર અને તેની સ્ત્રી વિચક્ષણા પોતાના હૃદયમાં વિચાર કરે છે કે ખરેખર, આ ચારે મનુષ્યોને ધન્ય છે. તેઓનો અવતાર તો બરાબર સફળ થયો, તેઓ ખરેખરા પુણ્યશાળી જીવો છે. અને તેમ હોવાને લીધે જ તેઓ ભગવાનની બતાવેલી દીક્ષા લેવાને ઉદ્યમવંત થયા છે. આ સંસારસમુદ્ર તરવો ઘણો મુશ્કેલ છે પણ તેઓ તો એ ભવસમુદ્રને તરી ગયા! સંસારસમુદ્રને પાર પહોંચાડવા માટે પ્રબળ કારણભૂત એ ચારિત્રરત્ન છે, પણ અમે [1]દેવભવને લીધે કમનસીબે તે રત્નથી બેનસીબ રહ્યા છીએ; છતાં અમોને પણ ઘણો ઉત્તમ લાભ મળ્યો છે અને તે આ છે; અનંત ભવે પણ પ્રાપ્ત થવું મુશ્કેલ સમ્યક્ત્વરૂપ રત્ન જે મિથ્યાત્વના ચૂરેચૂરા કરી નાંખે છે તે આજે પ્રાપ્ત થયું છે તેથી અમે પણ તેટલે અંશે ભાગ્યશાળી છીએ; કેમકે દરિદ્રી પ્રાણીને રત્નનો ઢગલો કદિ પ્રાપ્ત

---

૧ દેવતાઓ હંમેશા અવિરતિ જ હોય છે, તેઓ ચારિત્ર લઈ શકતા નથી-એટલુંજ નહિ પણ એક સામાન્ય પચ્ચખ્ખાણ-નિયમ પણ લઈ શકતા નથી.

થતો નથી. આ પ્રમાણે પોતાના મનમાં વિચાર કરીને તેઓ બન્ને પણ સૂરિ મહારાજનાં ચરણમાં પડ્યા અને પછી તેમની આજ્ઞા લઇને પોતાના સ્થાનપર જવા માટે નીકળ્યા. તેઓ જેવા સભાસ્થાનમાંથી બહાર નીકળ્યા કે તુરતજ ભોગતૃષ્ણા જે બહાર તેઓની રાહ જોઇને ઉભી રહી હતી તે પાછી તેઓના શરીરમાં દાખલ થઇ ગઇ, પણ હવે આ વ્યન્તર અને વ્યન્તરીને શુદ્ધ સમ્યક્ત્વ થયું હતું તેના જોરથી એ ( ભોગતૃષ્ણા ) તેઓને ભવિષ્યમાં કોઇ પણ પ્રકારનો અડચણ કે અગવડ કરી શકે તેવી સ્થિતિમાં રહી નહોતી.

## વ્યંતર વ્યંતરીના ખુલાસા.

હવે એક દિવસ વિચક્ષણા અને કાળજ્ઞ એકાંતમાં બેઠા હતા તે વખતે વિચક્ષણાએ પૂછ્યું "પ્રાણનાથ! જ્યારે તમે જોયું કે હું આપને છેતરતી હતો અને પરપુરૂષ સાથે વિચરતી હતી ત્યારે આપે આપના મનમાં મારે માટે શો વિચાર કર્યો હતો?" આ પ્રશ્નના જવાબમાં કાળજ્ઞને તે વખતે પોતાના મનમાં મુગ્ધને મારી નાખવાના અને છેવટે એકાએક સાહસ ન કરતાં કાળ વિલંબ કરવાના જે જે વિચાર અને નિર્ણયો થયા હતા તે સર્વ તેણે કહી સંભળાવ્યા. આવો વિચારશીળ જવાબ સાંભળી વિચક્ષણા બોલી "આર્યપુત્ર! આપનું નામ [1]કાળજ્ઞ છે તે તદ્દન યોગ્ય છે. તમે તમારા નામ પ્રમાણે વખતને જાણનાર અને શોધનાર છો, એમાં જરા પણ શંકા જેવું નથી. તમે તે વખતે ઉતાવળા ન થઇ જતાં વખત કાઢ્યો તેથી તમે તમારૂં નામ સાર્થક કરી બતાવ્યું છે."

પછી કાળજ્ઞે વિચક્ષણાને પૂછ્યું "વ્હાલી! મને પરસ્ત્રી સાથે રમણ કરતો જોઇ તારા મનમાં શા શા વિચારો થયા હતા?" તેના જવાબમાં વિચક્ષણાને જે જે લાગણીઓ થઇ હતી તે સર્વ તેણે કહી બતાવી. ત્યારે કાળજ્ઞે કહ્યું "ખરેખર! તારા મનમાં ઇર્ષ્યા-અસૂયા થવા છતાં તેં વખત કાઢી નાખી ઉતાવળ ન કરી તેથી તારૂં વિચક્ષણા ( ડાહી, સમજુ ) નામ છે તે તેં સાર્થક કર્યું છે. વહાલી! જો આપણે કાળવિલંબ કર્યો તો ભોગો પણ ભોગવ્યા, પ્રીતિ પણ બની રહી અને અકાળે આપણો વિરહ ન થયો, તેમજ છેવટે આપણને ધર્મ પણ પ્રાપ્ત થયો અને ઋજુરાજા વિગેરે ઉપર આપણે મોટો ઉપકાર કર્યો. તેટલા માટે આપણે જે કાળવિલંબ કર્યો તે આપણને તો બહુ સફળ

---

૧ कालं जानाति सकालज्ञः સમયને જાણે તેને 'કાળજ્ઞ' કહેવામાં આવે છે.

થયો." વિચક્ષણાએ જવાબમાં કહ્યું "નાથ! એ બાબતમાં શો સંદેહ છે? વિચાર કરીને જે કાંઇ કરવામાં આવે છે તે સારૂં જ થાય છે."

પછી તે દંપતીને પરસ્પર બહુ સારી પ્રીતિ થઇ અને શુદ્ધ ધર્મ-પ્રાપ્તિથી આત્માને કૃતાર્થ માનતાં તેઓ આનંદથી રહેવા લાગ્યા.[1]

### કથાનો સાર-સામાન્યરૂપાનો ઉદ્દેશ.

સામાન્યરૂપા મધ્યમબુદ્ધિને ઉપર પ્રમાણે મિથુનદ્વયનું દૃષ્ટાન્ત આપીને કહે છે "હે પુત્ર! મેં તને આ મિથુનદ્વયનું દૃષ્ટાન્ત આપ્યું તે ઉપરથી તારા સમજવામાં આવ્યું હશે કે જ્યારે કોઇ પણ બાબતમાં સંદેહ પડી જાય અથવા એક નિર્ણયપર આવવાનું બની શકે તેમ ન હોય ત્યારે સારો રસ્તો એ છે કે થોડો વખત કાઢી નાખવો અને હકીકત કઇ દિશામાં વલણ લે છે તે તપાસવું, જોવું, અવલોકવું અને પછી જે બાબત ગ્રહણ કરવાથી લાભ વધારે જણાતો હોય તે બાબત આદરવી." મધ્યમબુદ્ધિએ પોતાની માતાની આજ્ઞા માથા ઉપર ચઢાવી. હવે સ્પર્શન જે ભાવથી સર્વનો ખરેખરો દુશ્મન છે, તેના ઉપર મધ્યમબુદ્ધિ મનીષીના કહેવાથી બહુ પ્રીતિ કરતો નથી અને વળી કોઇ વખત બાળના કહેવાથી તેના ઉપર જરા જરા સ્નેહ કરે છે, તો પણ પોતે ચેતતો રહે છે. એવી રીતે મધ્યમબુદ્ધિ ત્યાગ અને સ્નેહ વચ્ચે હીંચોળા ખાતો વખત કાઢ્યા કરે છે.



૧ આ કથા પૃ, ૪૧૧ થી શરૂ થાય છે અને તે મધ્યમબુદ્ધિની માતા સામાન્યરૂપાના મ્હોમાં મૂકવામાં આવી છે. એમા બહુ ઊંડો આશય છે અને તે ખાસ વિચારવા યોગ્ય છે. ઉપર ઉપરનો સાર તો સામાન્યરૂપાજ કહે છે પણ તેના અંતરમા ઋજુ અને અકુટિલ મનુષ્યોની ભોળાઇ, બાહ્ય દેખાવમાં ફસી ન જવાનો અને બીજો બહુ બોધ છે તે વારંવાર વાંચવાથી સ્ફુરી આવશે.



# પ્રકરણ ૮ મું.

## મદનકંદળી



બાળે એક દિવસ પોતાની માતા અકુશળમાળાને તેની [1]યોગશક્તિ બતાવવા માટે આગ્રહ કર્યો તેના જવાબમાં તેણે પુત્રને પોતાની બરાબર સન્મુખ રહેવા કહ્યું અને જણાવ્યું કે પોતે હવે યોગશક્તિ બતાવે છે તે બાળકુમારે ધ્યાનમાં રાખવી. ત્યારપછી અકુશળમાળાએ ધ્યાન કર્યું અને પ્રાણને અંદર રોકીને પછી બાળના શરીરમાં પેઠી. અકુશળમાળા બાળના શરીરમાં પેઠી એટલે સ્પર્શન પણ હર્ષપૂર્વક બાળના શરીરમાં દાખલ થયો. એ અકુશળમાળા અને સ્પર્શન બન્ને બાળના શરીરમાં દાખલ થઇને કોમળ સ્પર્શવાળી વસ્તુઓ પ્રાપ્ત કરવાની બાળને અભિલાષા ઉત્પન્ન કરાવીને તેને વારંવાર હેરાન કર્યા કરવા લાગ્યા અને તેને પરિણામે બાળ બીજાં સર્વ કામકાજ છોડી દઇને તેઓના ઉપર એકતાન લગાવી રહ્યો. રાતદિવસ અનેક સ્ત્રીઓ સાથે ભોગ ભોગવવાના કામમાં વિચરી રહ્યો અને સાળવી, ડુંબ અને ઢેઢ જાતની હલકી સ્ત્રીઓમાં પણ આસક્ત થઇને તેઓ ઉપર લોલુપતા રાખી તેને વશ થઇ તેઓ સાથે ભોગ ભોગવવા લાગ્યો.

અકુશળમાળાની યોગશકિત

આવી રીતે અકાર્યમાં પ્રવૃત થયેલા અને સત્કાર્યથી વિરૂદ્ધ ચાલનારા બાળને જોઇને એ પાપી છે એમ બોલી લોકો તેની નિંદા કરવા લાગ્યા અને ખુલ્લે ખુલ્લું કહેવા લાગ્યા કે 'એ બાળ મૂર્ખ છે, અજ્ઞાની છે, લાજ વગરનો છે, નિર્ભાગી છે, કુળને કલંક લગાડનાર છે.' લોકો તેની આવી અનેક પ્રકારની

લોક લાજ, નહિ કાજ.

---

[1] આ યોગશકિત બતાવી આપવાનું વચન અકુશળમાળાએ અગાઉ આપ્યું હતું. જુઓ પૃ. ૪૦૫

નિંદા કરે છતાં એ બાળ પોતાના મનમાં માનતો કે આપણુને તો માતાજી અને સ્પર્શનની કૃપાથી લીલા લહેર છે. લોકોને બોલવું હોય તે ભલે બોલો ! એ લોકો ગમે તે બોલે તેની ચિંતા કરવાથી સર્યું ! વળી અકુશળમાળા જેણે તેના શરીરમાં પ્રવેશ કર્યો હતો તે પણ વચ્ચે વચ્ચે કોઇ કોઇ વાર તેના શરીરમાંથી બહાર આવીને પોતાની અદ્ભુત યોગશક્તિનું કેવું સારૂં પરિણામ આવ્યું, તે સંબંધી બાળને સવાલો કરે ત્યારે આપણા આ ભાઇસાહેબ પોતાના માતાજીને જવાબ આપે કે " માતાજી ! મારા ઉપર તો તમે જરાપણ શંકા વગર મોટો ઉપકાર કર્યો છે અને આપે તો મને મોટા સુખસાગરમાં પ્રવેશ કરાવ્યો છે. હવે માતાજી ! હું એક બીજી વિનંતિ કરૂં છું કે મહેરબાની કરીને તમારે મારા આખા જીવનપર્યંત આ મારા શરીરનો ત્યાગ ન કરવો. " અકુશળમાળાએ એ વાત અંગીકાર કરી અને તેને જણાવ્યું કે "બીજું સર્વ કામ મૂકી દઇને હું તારૂં કામ કરી આપીશ." આવી રીતે બાળે માતા પોતાને અનુકૂળ અને સ્વાધીન થયેલી જોઇને મનમાં વિચાર કર્યો કે સ્પર્શન મિત્ર તો મારે વશ થયો, સામગ્રિ પણ સર્વ અનુકૂળ થઈ ગઇ અને માતાજી પણ મને પોતાનું યોગબળ બતાવ્યા કરે છે, તેથી ખરેખર, આ દુનિયામાં હું મોટો ભાગ્યશાળી છું, મારા જેટલો અને જેવો સુખી આ દુનિયામાં બીજો કોઇ હોય એમ મને લાગતું નથી. આવા આવા વિચારોકરીને પોતાની કુટેવોમાં બાળ વધારે ચુસ્ત થતો ગયો.

માતાને વિજ્ઞપ્તિ

### મધ્યમબુદ્ધિની સલાહ.

બાળનું આવું વર્તન જોઇને લોકો તેની બહુ નિંદા કરતા હતા તેથી સ્નેહને લીધે મધ્યમબુદ્ધિ જેને લોકઅપવાદનો ઘણો ભય રહેતો હતો તે એક દિવસ તેને કહેવા લાગ્યો " ભાઇ બાળ ! તારે આવી રીતે લોકવિરૂદ્ધ કરવું તે કોઇપણ રીતે ઉચિત નથી. તું જે કાર્ય કરે છે તેનું પરિણામ વિચારતો નથી. અગમ્ય વસ્તુ ત્યાગ કરવા યોગ્ય છે, તેના તરફ ગમન કરીને તું બહુ પાપ કરે છે, તેમ કરવું તે અતિ તિરસ્કાર-નિંદાને યોગ્ય છે, પાપથી ભરપૂર છે અને કુળને કલંકલગાડનાર છે. " બાળે જવાબમાં કહ્યું " ભાઇ મધ્યમબુદ્ધિ ! તને મનીષીએ છેતર્યો હોય એમ જણાય છે, નહિ તો સ્વર્ગમાં વસનાર જીવો જેવું સુખ ભોગવે છે તેવું સુખ ભોગવતાં મને તું આવી નજરથી કેમ

સલાહની અવગણના

જુઓ ? જે મૂર્ખ પ્રાણીઓ [1]જાતિદોષથી સ્ત્રી વિગેરે કોમળ પદાર્થોની ઇચ્છા રાખતા નથી અને તેના તરફ પસંદગી બતાવતા નથી તેઓ [2]સ્થાન દોષને લીધે મહારત્નને છોડી દેનાર જેવું આચરણ કરે છે. ” તેનો આવો જવાબ સાંભળીને મધ્યમબુદ્ધિએ પોતાના મનમાં વિચાર કર્યો કે આ બાળને કાંઇ પણ શિખામણ આપવાનો પરિશ્રમ કરવો તે તદ્દન નકામો છે.કારણકે એ હવે શિખામણને યોગ્ય રહ્યો નથી.

**વસંત સમય.**

**લીલાધર ઉદ્યાન.**

**કામદેવ મંદિર.**

આવી રીતે બાળ, મધ્યમબુદ્ધિ અને મનીષી વર્તન કરી રહ્યા છે, તેવામાં [3]મન્મથને જાગૃત કરનાર વસંતઋતુનો કાળ આવી પહોંચ્યો. તે વખતે વનના જૂદા જુદા સર્વ વિભાગો સુંદર પુષ્પો ( ફુલો ) ના સમૂહથી ભરપૂર થઈ ગયા છે અને ગણગણાટ કરતા અને અહીંથી તહીં ઉડતા ભમરાઓના ઝંકાર સ્વરથી ( ગણગણાટથી ) અત્યંત મનોહર દેખાવા લાગ્યા છે; પતિ સાથે વિચરતી પ્રેમાળ પત્નીના હૃદયને આનંદ આપનાર મીઠી કોયલના ટહુકાથી વનના ભાગો ગાજી રહ્યા છે; ઉઘડેલા-વિકાસ પામેલા કેશુડાના અગ્રભાગમાં રહેલ લાલ પુષ્પનો સમૂહ વિયોગથી દુઃખી થતી સ્ત્રીનો જેવો માંસનો પિંડ દેખાય તેવો એકદમ લાલ વર્ણનો દેખાય છે[4]; આંબાની માંજર ચારે દિશાને સુગંધિત બનાવી રહી છે અને અત્યંત પ્રસન્ન થઇ વસંતરજની સાથે ઘણી ક્રિડા કરે છે. ( મતલબ કે વસંતઋતુમાં આંબાપરથી માંજરો જમીન પર પડે છે ); દેવતા અને કિન્નરનાં જોડલાંઓ વનમાં આવીને અનેક પ્રકારની ક્રીડાઓ અને આનંદ કરી રહ્યા છે તેથી મનુષ્યલોકનું વન જાણે સ્વર્ગનું નંદનવન હોય તેવી રમણીયતાની કથાને કહી રહ્યું જણાય

---

૧ **જાતિદોષઃ** સ્ત્રી અમુક જાતિની છે. તેવા જાતિના કારણે સ્ત્રીનો કેટલાક ત્યાગ કરે છે.

૨ **સ્થાનદોષઃ** રત્ન ખારા દરિયામાં થાય છે માટે તજવા યોગ્ય છે એવી માન્યતા.

૩ **મન્મથઃ** કામદેવ અનંગ.

૪ વિયોગી સ્ત્રીઓનાં માંસનો સમૂહ હોય તેવો દેખાય છે. સૂચન. વિયોગથી પીડાતી સ્ત્રીનું માંસ સૂકાતું જાય છે તે જાણે અહીં કિંશુક પુષ્પરૂપે રહ્યું હોય એવો ભાવ લાગે છે.

છે[૫]; ચર્ચરી[૬]ની રમત સારી રીતે રમાઇ રહી છે; ઘેર ઘેર હીંડોળા ખાટો બંધાઇ ગઇ છે. અને કામદેવને ઉદ્દીપન કરે તેવી સુગંધ સાથે મલયાચળનો પવન મંદ મંદ વાઇ રહ્યો છે.

લીલાધર ઉદ્યાન

આવા વસંતઋતુના સમયમાં કામદેવના બળથી આનંદિત થઇને મધ્યમબુદ્ધિને સાથે લઇ બાળ ક્રીડા કરવા માટે એક દિવસ બહારૂં નીકળી પડ્યો. તે બહાર નીકળ્યો તે વખતે તેના અંતરંગ રાજ્યમાં વર્તનારી તેની માતા તેની સાથે હતી અને મિત્ર સ્પર્શન પણ તેના શરીરમાં દાખલ થઇ ગયેલો હતો. એવા વખતે અને એવા સંયોગોમાં કુમાર મધ્યમબુદ્ધિ સાથે નગરની બહાર નંદનવનની શોભાને દેખાડતું લીલાધર નામનું ઉદ્યાન છે ત્યાં તે આવી પહોંચ્યો. એ ઉદ્યાનના મધ્ય ભાગમાં એક મોટું મંદિર છે, તેનાં શિખરો બહુ ઉંચાં અને શ્વેત છે, તે મંદિર જોનારની ચક્ષુને અત્યંત આનંદ આપે તેવું છે, વળી એ મંદિરને મોટાં મોટાં તોરણો લટકાવી દઇને તેની શોભામાં વધારો કરવામાં આવ્યો છે. બગિચાના મધ્યમ ભાગમાં આવી રહેલ

મન્મથ-મંદિર

તે મંદિરમાં લોકોએ સ્ત્રીઓનાં હૃદયને અતિ આનંદ આપનાર રતિપતિ શ્રી કામદેવને પ્રતિષ્ઠા કરીને દેવ તરીકે બેસાડેલ છે. એ દેવની લોકો તેરસને[૭] દિવસે પૂજા કરે છે અને આજે તેજ તિથિ છે (તેરસ છે). કુમારિકાઓ ત્યાં સારો પતિ મેળવવાનો લાભ મળવા સારૂ પૂજા કરવા આવે છે, પરણેલી સ્ત્રીઓ પોતાના સૌભાગ્યમાં વધારો થવાનો લાભ મેળવવા સારૂ પૂજા કરવા આવે છે, કેટલીક સ્ત્રીઓ પોતાના પતિનો સ્નેહ ન હોય તે સ્નેહને પ્રાપ્ત કરવાનો લાભ મેળવવા સારૂ ત્યાં પૂજા કરવા આવે છે અને મોહથી અંધ થયેલા કામી પુરુષો પોતાને પસંદ આવે તેવી સ્ત્રીઓ સાથે સંબંધ કરવાની તક મેળવવાની લાલચે પૂજા કરવા સારૂ એ મંદિરમાં આવે છે.

## કામદેવની શય્યાપર બાળકુમાર.

કામદેવના મંદિરમાં આજે મોટા અવાજો અને ગડબડ થતી સાંભળીને ત્યાં શું થતું હશે એ જોવાના કૌતુકથી બાળકુમાર પોતાના

---

૫ સૂચન: દેવ અને કિન્નરનાં યુગલો તે વનમાં એ અવસરે ભ્રમથી દેવલોક કરતાં પણ મનુષ્ય લોકની રમણીયતા વખાણી ત્યાં ક્રીડા કરવા આવ્યા છે.

૬ ચર્ચરી: વસંત ઋતુની એક જાતની ક્રીડા છે. ઉત્સાહ હર્ષની રમત અથવા રમત કરનારાઓની ટોળીઓ આનંદ કરી રહી છે.

૭ અનંગત્રયોદશી. આ તેરસને દિવસે કામદેવની પૂજા થાય છે. ઉત્તર હિંદમાં આ પર્વ હાલ પણ પ્રચલિત છે એમ સાંભળ્યું છે.

ભાઇ મધ્યમબુદ્ધિ સાથે એ મંદિરમાં દાખલ થયો. રતિના નાથ કામદેવને કોઇ ભક્તિપૂર્વક પ્રણામ કરી રહ્યું છે, કોઇ પ્રયત્નપૂર્વક તેની પૂજા કરી રહ્યું છે અને કોઇ ગુણકીર્તન વડે તેની સ્તુતિ કરી રહ્યું છે. બાળે તે દેવપ્રાસાદની પ્રદક્ષિણા દેવા માંડી તે વખતે તેણે દેવપ્રાસાદની બાજુમાં એક વાસભુવન[1] જોયું. એ વાસભુવન ગુપ્ત સ્થાનકે આવી રહેલું હતું, જોવાથી કોતુક ઉપજાવે તેવું હતું, અતિ સુંદર હતું અને મંદ મંદ પ્રકાશયુક્ત હતું. એ વળી શું હશે? એવું કૌતુક થવાથી મધ્યમબુદ્ધિને બારણા આગળ ઉભો રાખીને બાળ વાસભુવનમાં દાખલ થયો. ત્યાં તેણે એક મોટી શય્યા (બીછાવેલ પલંગ) જોઇ. એ શય્યા અતિ વિસ્તારવાળી હતી, પલંગ ઉપર બીછાવેલી સુંદર તળાઇઓથી રચેલી હતી, અનેક કોમળ ઓશિકાઓથી આનંદ આપે તેવી હતી અને તદ્દન ડાઘ વગરની અને કોમળ ચાદરયુક્ત હતી. એ શય્યાના મધ્ય ભાગમાં રતિની સાથે કામદેવ સુતેલા હતા.[2] આવી દેવતાઓને પણ મળવી મુશ્કેલ સુંદર શય્યા બાળકુમારે જોઇ. વાસભુવનમાં પ્રકાશ ઘણો મંદ હતો તેથી તે શું હશે એમ વિચાર કરતાં કરતાં બાળકુમાર તે શય્યાને અડક્યો, બે ચાર વખત હાથથી અડકતાં અડકતાં આખરે બાળકુમારને જણાયું કે એ કામદેવની શય્યા હોવી જોઇએ. એ શય્યાના કોમળ સ્પર્શથી પરવશ થઇ તેણે વિચાર કર્યો કે અહો! આવી કોમળ શય્યા તો બીજી જગ્યાએ હોવી પણ અસંભવિત છે. એ વખતે એના શરીરમાં રહેલ માતાજી અને સ્પર્શને તેને પ્રેરણા કરી અને પોતાની ચપળતા પણ જાગૃત થઇ તેથી બાળ વાસભુવનમાં એકલો એકલો વિચાર કરવા લાગ્યો કે આ શય્યા ઉપર જરા વખત મારી ઈચ્છા પ્રમાણે સુઈ લઇને હું તેને માન આપું. એ વખતે બાળે વિચાર ન કર્યો કે એ શય્યામાં તો કામદેવ પોતે રતિ મહાદેવી સાથે સુતેલા છે; દેવોની શય્યામાં સુનારને કેવાં દુઃખ વેઠવાં પડે છે તેનો પણ તેણે વિચાર ન કર્યો; વળી લોકો તે વાત જાણશે અથવા દેખશે તો તેથી પોતાની કેટલી હાંસી થશે તેનો પણ તેણે વિચાર ન કર્યો; મધ્યમબુદ્ધિ તેની રાહ જોઇને વાસભુવન બહાર ઉભો રહ્યો છે તે તેની મશ્કરી કરશે તેનો ખ્યાલ પણ તેને આવ્યો નહિ. ભવિષ્યમાં શું થશે તેનો જરા પણ વિચાર કર્યા વગર

વાસભુવનમાં પ્રવેશ.

મદનશય્યા.

૧ વાસભુવનઃ ઘર, સુવાનો ઓરડો.

૨ આ દેવ અને દેવી માનસિક છે, અંતરંગ રાજ્યમાં રહેનારા છે.

મોહથી તે શય્યા ઉપર ચઢ્યો અને તેના ઉપર સુઇને બાળચેષ્ટાઓ કરવા મંડી ગયો. પોતાના અંગોને આમ તેમ મરડતો અને હલાવતો તે શય્યા ઉપર અપૂર્વ પ્રીતિવાળો થઇને તેના સ્પર્શના સુખને બહુ માનતો અને પોતાની જાતને ભાગ્યશાળી માનતો તે શય્યામાં આળોટવા લાગ્યો.

## મદનકંદળીનો સ્પર્શ.

ક્ષિતિપ્રતિષ્ઠિત નગરમાં ઉપર જણાવેલાં બાળ, મનીષી, મધ્યમબુદ્ધિ વિગેરે જનો હતાં અને તેઓના પિતા કર્મવિલાસ અંતરંગ રાજ્યના રાજા હતા. તે ઉપરાંત [1]બહિરંગ નગરમાં બહુ વિખ્યાતિવાળો તેજસ્વી શત્રુમર્દન નામનો રાજા તે નગરનું રાજ્ય કરતો હતો. તે રાજાને ઉત્તમ કુળમાં જન્મેલી અને પોતાના પ્રાણથી પણ વધારે વહાલી મદનકંદળી નામે રાણી હતી. તે રાણી અદ્ભુતરૂપા સૌભાગ્યવાળી હતી અને કમળના જેવી આંખો વાળી હતી. એ મહારાણી પોતાના હાથમાં પૂજાની સામગ્રી લઈને પોતાના પરિવાર સાથે કામદેવની પૂજા કરવા માટે તે મંદિરમાં તે દિવસે આવી હતી. મંદિરના મધ્ય ભાગમાં રહેલ કામદેવની પૂજા કરીને તે મહારાણી પણ વાસભુવન તરફ આવી. તેને જોઇને તે સ્ત્રી છે એવો નિર્ણય થવાથી લજ્જા અને ભયથી બાળકુમાર થોડો વખત હાલ્યા ચાલ્યા વગર પડી રહ્યો. એ વાસભુવનમાં અગાઉ જણાવ્યું તેમ પ્રકાશ ઘણો મંદ હતો તેથી શય્યા ઉપર રહેલા કામદેવની તે હરણ જેવા લોચનવાળી મદનકંદળી રાણી હાથનો સ્પર્શ કરી પૂજા કરવા લાગી અને તેમ કરતાં ચંદનવડે રતિ અને કામદેવને વિલેપન કરતાં મદનકંદળીએ બાળકુમારના આખા શરીરે પોતાના કોમળ હાથથી સ્પર્શ કર્યો. તે વખતે અકુશળમાળાની પ્રેરણાથી અને સ્પર્શનના વશવર્તીપણાથી મલીનબુદ્ધિવાળા બાળે પોતાના મનમાં વિચાર કર્યો કે જેવો આ કોમળાંગી સ્રીનો હસ્તસ્પર્શ મને મૃદુ (કોમળ) લાગે છે તેવો સ્પર્શ મેં મારા જન્મમાં કદિ પણ અનુભવ્યો નથી. ખરેખર, અન્ય સ્પર્શની સુંદરતા મેં અત્યાર સુધી ખોટી જ કલ્પી હતી, હવે તો મને એમ લાગે છે કે ત્રણ લોકમાં આ સ્રીથી વધારે કોમળ કોઇ પણ વસ્તુ નથીજ. હવે મદનકંદળી રાણી કામદેવની પૂજા કરીને વખત થયો એટલે પોતાના સ્થાન તરફ ચાલી ગઇ.

---

૧ બાહ્ય, સ્થૂળ, વ્યવહાર.

## કામદેવવશ બાળની સ્થિતિ.

મદનકંદળી ત્યાંથી વિદાય થયા પછી બાળ કુમારની શી દશા થઇ તે જુઓ. એ સ્ત્રી પોતાને કેવી રીતે પ્રાપ્ત થાય તેના વિચારમાં અને ચિંતામાં બાળનું હૃદય શોકાતુર થઇ ગયું. તેના મનમાં વર્ણન કરી ન શકાય તેવો અંતઃતાપ થવા લાગ્યો, તે પોતાની જાતને પણ ભૂલી ગયો અને શય્યામાં પડ્યો પડ્યો ગરમ ઊંડા નિઃસાસા ઉપર નિઃસાસા મૂકતો જાણે મૂર્છા પામેલો હોય, જાણે ગાંડો હોય, જાણે પોતાનું સર્વસ્વ હરાઇ ગયું હોય; તપેલી શિલાપર જાણે મત્સ્ય પડ્યો હોય તેની માફક આમથી તેમ અને તેમથી આમ આડો અવળો આળોટતો લોટતો અને શય્યામાં પછાડા મારતો તરફડવા લાગ્યો.

મધ્યમબુદ્ધિ વાસભુવનમાં.

બાળ વાસભુવનમાં આવી સ્થિતિ અનુભવતો હતો તે વખતે તેનો ભાઈ મધ્યમબુદ્ધિ જે વાસભુવનમાં પ્રવેશદ્વાર આગળ તેની રાહ જોતો ઉભો હતો તેણે વિચાર કર્યો કે અરે! આટલો બધો વખત થયો તો પણ બાળ હજુ વાસભુવનમાંથી પાછો બહાર કેમ નીકળતો નથી? તે અંદર રહ્યો રહ્યો શું કરે છે? તે જોઉં તો ખરો! આવો વિચાર કરીને મધ્યમબુદ્ધિ વાસભુવનમાં દાખલ થયો અને પોતાનો હાથ લગાડીને કામદેવની શય્યા જોઇ લીધી. એ શય્યા એટલી બધી કોમળ હતી કે તેને હાથ લગાડતાં જ મધ્યમબુદ્ધિનું મન પણ તેના તરફ હરાઈ ગયું. (અંધારાને લીધે) તેણે ત્યારપછી આંખો વધારે ઉઘાડીને જોયું તો શય્યાના એક વિભાગપર ઉપર જણાવેલી દશામાં આમ તેમ પછાડા મારતો બાળ તેના જોવામાં આવ્યો. બાળની એવી દશા જોઇને તેણે વિચાર કર્યો કે અહો! આ ભાઇશ્રીએ આ શું અકાર્ય આદર્યું? દેવની શય્યા ઉપર ચઢવું યુકત નથી. રતિના રૂપને પણ શરમાવે તેવી ગુરુની સ્ત્રી હોય તો પણ તે સર્વથા અગમ્ય છે. વળી આ શય્યા ઘણું સુખ આપે તેવી છે પણ દેવ (કામદેવ-મદન મહારાજ)ની પ્રતિમાથી અધિષ્ઠિત થયેલી છે તેથી માત્ર વંદન કરવા યોગ્ય છે, પણ ઉપભોગ કરવા લાયક નથી-આવો પોતાના મનમાં વિચાર કરીને [1]મધ્યમબુદ્ધિએ બાળને જાગૃત કર્યો, પણ તે કાંઇ

---

૧ મદયમબુદ્ધિ એ 'જાહેર અભિપ્રાય' public opinion વ્યવહાર ધર્મ છે અને મનીષી એ 'આર્ષ સત્ય' absolute truism નિશ્ચયધર્મ છે એ ખાસ ધ્યાનમાં રાખવું.

પણ બોલ્યો નહિ. મધ્યમબુદ્ધિએ કહેવા માંડ્યું "અરે ભાઇ! તેં આ ન કરવા યોગ્ય કામ કર્યું છે આ દેવની શય્યા ઉપર ચઢવું કે સુવું તે યોગ્ય નથી" વિગેરે વિગેરે. આવી રીતે બાળને તેણે ઘણી રીતે સમજાવવા પ્રયત્ન કર્યો, પણ બાળે મધ્યમબુદ્ધિને કાંઇ પણ જવાબ આપ્યો નહિ.

હવે તે વખતે એ મંદિરનો અધિષ્ઠાયક વ્યંતર ત્યાં દાખલ થયો. તેણે [1]આકાશ બંધનથી બાળને બાંધી લીધો અને જમીનપર પછાડ્યો. પછી તેના આખા શરીરે સખ્ત વેદના ઉત્પન્ન કરી કે જેનાથી તે તદ્દન મરણતોલ સ્થિતિમાં આવી ગયો. આવો ભયંકર પ્રસંગ જોઇને મધ્યમબુદ્ધિએ હાહારવ કર્યો. એટલે એ શું હશે એ જોવાની ઇચ્છાથી કૌતકને લીધે દેવમંદિર તરફથી અનેક લોકો વાસભુવન તરફ આવવા લાગ્યા. વ્યંતરે ધક્કા મારીને બાળને વાસભુવનમાંથી બહાર ધકેલી મૂકયો અને મોટા ધડાકા સાથે જમીનપર પછાડ્યો, જેને પરિણામે તેની આંખપરની ભમર ભાંગી ગઇ અને કંઠે પ્રાણ આવી ગયા. આવી સ્થિતિમાં બાળને સર્વ લોકોએ જોયો. તેની પછવાડે દીન મનયુક્ત મધ્યમબુદ્ધિ પણ વાસભુવનમાંથી બહાર નીકળ્યો. મધ્યમબુદ્ધિ વાસભુવનમાંથી બહાર આવ્યો એટલે એ બધી શેની ગડબડ છે? એમ લોકો તેને પૂછવા લાગ્યા; પણ લાજનો માર્યો તે લોકોને કાંઇ પણ જવાબ આપી શકયો નહિ. તે વખતે પેલો વ્યંતર કોઈ પુરૂષના શરીરમાં દાખલ થયો અને તે પુરૂષના મુખથી તેણે સર્વ હકીકત બની હતી તે લોકોને કહી સંભળાવી. આ હકીકત સાંભળીને મકરધ્વજના ભક્ત લોકો ત્યાં હાજર હતા તેઓએ એ બાળને દેવનું અપમાન કરનારો ગણી એ મહા પાપી છે એમ બોલીને તેનો ઘણો તિરસ્કાર કર્યો, તેના સંબંધીઓ કહેવા લાગ્યા કે "આપણા કુળને કલંક લગાડનાર અને સાચા વિષવૃક્ષ જેવો એ આપણામાં ઉત્પન્ન થયો છે." એમ બોલીને તેઓ સર્વ તેની નિંદા કરવા લાગ્યા. "હવે એ બાળ પોતાનાં પાપનાં ફળ બરાબર ભોગવે અને તેમ થવાને તે સર્વ રીતે યોગ્ય છે." એમ બોલીને સામાન્ય લોકોએ તેની ટીકા કરી અને "જે પ્રાણીઓ

વ્યંતર અને બાળ.

બાળ અને લોકો

---

૧ સ્પર્શનને વશ પડેલા પ્રાણીઓ કલ્પનાના બંધનથી જ બંધાય છે; તેને માટે જાડાં દોરડાનો ખપ પડતો નથી; કારણ કે કાચા સુતરના પ્રેમતંતુઓ તોડવાની તેનામાં તાકાત રહેતી નથી. સૂચન. આકાશબંધન એ એક પ્રકારનું બંધન હોવું જોઇએ. જેમકે મયુરબંધન

વિચાર કર્યા વગર કામ કરે છે તેઓ સર્વ અનર્થો અને દુઃખો સહન કરે છે તો આમાં શી નવાઇ ?" એમ કહીને વિવેકી લોકોએ તેની ઉપેક્ષા કરી. હવે તે વખતે પેલા વ્યંતરે ભયંકર રૂપ ધારણ કરીને કહ્યું "આ દુરાત્મા બાળના તમારા સર્વના દેખતાં ટુકડે ટુકડા કરી નાખું છું." તે સાંભળી મધ્યમબુદ્ધિએ હાહારવ કરી મૂક્યો અને જે પુરૂષના શરીરમાં વ્યંતરે પ્રવેશ કર્યો હતો તેને પગે પડીને બોલ્યો "અરે અરે ! કૃપા કરો, કૃપા કરો; દયા કરો, દયા કરો. મારા ભાઇના પ્રાણની હું તમારી પાસે ભિક્ષા માગી લઉં છું; મહેરબાની કરીને તેનો વિનાશ ન કરો." લોકોને પણ મધ્યમબુદ્ધિના કકળાટથી તેના ઉપર દયા આવી ગઇ તેથી તેઓ પણ બોલ્યા "અરે ભટ્ટારક ! એને બાપડાને એક વાર જવા દો, ફરીવાર તે દેવને અપમાન કરવાનું કામ નહિ કરે." તે વખતે મધ્યમબુદ્ધિ ઉપર કરૂણા આવવાને લીધે અને લોકોના અતિ આગ્રહથી વ્યંતરે બાળને જતો કર્યો. બાળને થોડી વાર પછી શરીરમાં ચેતના આવી, શરીર ઉપર ઘા વાગવાથી કળ ચઢી ગઇ હતી તે નરમ પડવા લાગી અને જરા સ્ફુર્તિ આવી એટલે મધ્યમબુદ્ધિ તેને મંદિરમાંથી બહાર લઇ આવ્યો અને મુશ્કેલીથી તેને ઘરે ( રાજમંદિરે ) લઈ ગયો.

બાળ અને કર્મવિલાસ.

કર્મવિલાસ રાજાએ પોતાના પરિવાર પાસેથી આ સર્વ હકીકત સાંભળી ત્યારે પોતાના મનમાં તેણે વિચાર કર્યો કે અરે, આતો બાળને હજુ શું થયું છે ? પણ હવે તો તેના આવા વર્તનથી હું તેને પ્રતિકૂળ થઇશ તેથી તેના હવે કેવા હાલ થશે તે તો આ લોકોના ખ્યાલમાં પણ નથી. આવા દુરાચારી અને દેવનું અપમાન કરનાર પુત્રને તો બરાબર [1]સજા કરવી જોઇએ. આ પ્રમાણે વિચાર કરીને કર્મવિલાસ રાજાએ પોતાના પરિવારને કહ્યું 'અરે ! એવા અવિનયી તોફાની છોકરાની આપણે તે શા માટે ચિંતા કરવી જોઇએ ? આપણા અનુશાસનને[2] પણ હવે તે યોગ્ય રહ્યો નથી. આપણા કોઇ પણ માણસે તેની સાથે જરૂર ઉપરાંત વધારે સંબંધ કરવો નહિ—આ પ્રમાણે હું સર્વને હુકમ કરૂં છું.' કર્મપરિણામ મહારાજાની આ આજ્ઞા તેના આખા પરિવારે પોતાને માથે ચઢાવી.

---

૧ **કર્મવિલાસની સજા:** પોતાની ગેરવર્તણુક અનુસાર બાળ રાત્રીએ ફરવા નીકળશે ત્યારે તેના કેવા હાલહવાલ થશે તે હકીકત તુરતમાં જ વાંચવામાં આવશે અને ભવિષ્યમાં પણ તેને મોટી સજા કર્મના વિપાક તરીકે થશે. આ હકીકત પર અત્ર રૂપક છે.

૨ **અનુશાસન:** નિયંત્રણા, સમજાવવું તે.

## બાળનો અંતસ્તાપ.

હવે મધ્યમબુદ્ધિએ બાળકુમારને પૂછ્યું. "ભાઇ! તને હવે તો શરીરે કંઈ પીડા નથી થતી ને?"

બાળ—"શરીરે તો પીડા નથી થતી, પણ મારા મનમાં સંતાપ થતો જાય છે અને વધતો જાય છે."

મધ્યમબુદ્ધિ—"પણ એ સંતાપ તને શા કારણથી થાય છે તેનું કારણ તું જાણે છે?"

કામદેવ હંમેશાં વાંકો હોય છે અને તેની પ્રવૃત્તિઓ વિપરીત હોય છે, તેથી બાળે સીધો ઉત્તર ન આપતાં કહ્યું "હું તે જાણતો નથી. પણ વારૂ, તું કામદેવના મંદિરમાં વાસભુવનના બારણા આગળ ઉભો હતો તે વખતે વાસભુવનમાં પ્રવેશ કરતી અથવા બહાર નીકળતી કોઇ સ્ત્રીને તેં જોઇ હતી કે નહિ?"

મધ્યમબુદ્ધિ--"હા, એક સ્ત્રીને જોઇ હતી, પણ તેનું તારે શું છે?"

બાળ—"ત્યારે તે કોણ હતી એ પણ તેં જાણ્યું હશે?"

મધ્યમબુદ્ધિ—"હા, સારી રીતે જાણ્યું હતું. એ શત્રુમર્દન રાજાની રાણી મદનકંદળીના નામથી પ્રસિદ્ધ છે."

મધ્યમબુદ્ધિનો આવો જવાબ સાંભળીને 'અરેરે! એવી સ્ત્રી મારા જેવાને ક્યાંથી હોય?' એવી ચિંતામાં પડી બાળે લાંબો નિ:શ્વાસ મૂક્યો. મધ્યમબુદ્ધિ વ્યવહારકુશળ હોવાથી પોતાના મનમાં સમજી ગયો કે આ ભાઇસાહેબ એ મદનકંદળીના અર્થી થઇ ગયા જણાય છે. પછી મધ્યમબુદ્ધિએ વિચાર કર્યો કે આ ભાઇસાહેબને એ મદનકંદળી ઉપર રાગ થયો છે તે એક રીતે નવાઇ જેવું ન ગણાય. એ મદનકંદળી અતિ સુંદર અને રૂપાળી હોવાને લીધે માણસોને પોતાની તરફ આકર્ષણ કરી પોતાના સંબંધમાં અભિલાષા ઉત્પન્ન કરાવે છે. મંદિરના બારણા સાંકડા હોવાને લીધે તે મંદિરમાંથી બહાર નીકળતી હતી તે વખતે મને પણ તે સ્ત્રીનો સ્પર્શ થયો હતો; ત્યારે મને પણ એમ લાગ્યું હતું કે ભુવનમાં બીજી કોઇપણ વસ્તુનો સ્પર્શ એવો મોહક નહિ હોય અને તે વખતે મારૂં મન પણ તેના વિલાસના વિચારમાં જરા ડોલાયમાન થયું હતું, પણ કૂલીન માણસોએ પરસ્ત્રીગમન કરવું ઉચિત નથી એવા વિચારથી હું તુરત તે વખતે પાછો હઠી ગયો હતો. આ ભાઇશ્રી પણ મારૂં વચન માને તો બરાબર હકીકત સમજાવીને તેને ખોટું કાર્ય કરવાથી વારૂં. આ પ્રમાણે પોતાના મનમાં વિચાર કરીને મધ્યમબુદ્ધિ બોલ્યો "અરે ભાઇ

મધ્યમબુદ્ધિની સલાહ.

બાળ ! હજુ પણ તું મૂર્ખ—અજ્ઞાન રહ્યો ! આ તે કેટલું અંધેર ! અવિનયનું કેવું ખરાબ પરિણામ આવે છે તે તેં જાતે હમણાજ નથી અનુભવ્યું ? તારા પ્રાણ તો કંઠે આવી ગયા હતા અને તારા દુર્વિનયને લીધે ભગવાન મકરધ્વજ ( કામદેવ ) તારા ઉપર ઘણા ગુસ્સે થઇ ગયા હતા તેના હાથમાંથી તને મહા મુશ્કેલીએ છોડાવ્યો એ વાત તું આટલી વારમાં ભૂલી ગયો ? માટે ભાઇ ! આવા ખોટા ખોટા વિચારો મૂકી દે. દ્રષ્ટિવિષ સર્પના માથામાં રહેલ મણિને બતાવનાર-સૂચવનાર[1] એ મદનકંદળી છે એમ તું સમજ. એ સ્ત્રીની ઇચ્છા કરવાના પરિણામે તું પોતે બળીને ખાખ થઇ જઇશ અને તારો એક પણ અર્થ સિદ્ધ થશે નહિ એ તું ચોક્કસ માનજે.” મધ્યમબુદ્ધિના આવા વિચાર સાંભળીને બાળ સમજી ગયો કે મધ્યમબુદ્ધિ પોતાને હવે બરાબર ઓળખી ગયો છે તેથી પોતાના મનમાં શા વિચાર ચાલે છે તે તેનાથી છૂપાવવાની જરૂર રહી નથી. આ પ્રમાણે હોવાથી બાળે

બાળનો જવાબ.

તેને સ્પષ્ટ રીતે કહ્યું ” અરે ભાઇ ! એમ છે ત્યારે તેં મને છોડાવ્યો એમ તું શાનો કહે છે ? એમજ કહેને કે તેંજ મને વધારે માર ખવરાવ્યો ! કારણ કે તારા વચનથી કામદેવે મને છોડી દીધો તેથી મારા શરીરને જે વેદના થતી હતી તે ઓછી થઇ છે; પણ મારા ઉપર તર્કવિતર્ક ( સંકલ્પ વિકલ્પ ) ની પરંપરારૂપ ખેરના અંગારાનો ઢગલો નાખી દીધો છે અને તેથી મારૂં આખું શરીર બળે છે, જળે છે અને ફડફડે છે. કામદેવે જ્યારે મને બંધન કરવા માંડયું તે વખતે જો હું મરી ગયો હોત તો મને આટલી બધી વેદના થાત નહિ; તેં મને છોડાવીને તો આ મોટો અનર્થ કરી મૂકયો છે. મારા મનમાં આવડો મોટો સંતાપ થયો છે તેને ઓલવવા માટે પેલી મદનકંદળીના મેળાપરૂપ અમૃતના સિંચન વગર બીજો ઉપાય નથી. મારે હવે તને વધારે શું કહેવું ?”

મધ્યમબુદ્ધિ તે વખતે પોતાના મનમાં સમજી ગયો કે આને ગુણને બદલે દોષ બેઠો; વળી તેને એ પણ જણાયું કે એને મદનકંદળી તરફ એટલું બધું આકર્ષણ થયું છે કે એ હાલ કોઈપણ રીતે ઓછું થઈ શકે, કે એ બાબતમાંથી એ ભાઇ પાછા હઠે એવું લાગતું નથી. આ બધી હકીકત જોઇને તે ચૂપ બેસી રહ્યો.

---

૧ દ્રષ્ટિવિષ સર્પની આંખમાં ઝેર હોય છે; એ દૂરથી નજર ફેંકે ત્યા પ્રાણીને ઝેર ચઢવા માંડે છે. એવા સર્પના માથામા મણિ હોય તે લેવા પ્રયત્ન કરવો એ મરણને મળવા જવા જેવુ છે.



# પ્રકરણ ૯ મું.

## બાળમધ્યમમનીષી અને સ્પર્શન.

### બાળ મદનકંદળીની શોધમાં.

### રાત્રિચર્યા અને મયૂરબંધન.

### બાળની શોધમાં મધ્યમબુદ્ધિ.



સૂર્ય અસ્ત થયો. જાણે બાળના હૃદયમાંથી જ નીકળ્યું હોય તેમ ચારે તરફ અંધારૂં ફેલાયું. પહેલો પહોર પસાર થયો. રસ્તા ઉપર લોકોનું ગમનાગમન બંધ થઇ ગયું. રાત્રિના બીજા પહોરને વખતે પોતે જે કામ કરે છે તે કરવા યોગ્ય છે કે નહિ તેનો વિચાર કર્યા વગર બાળ ઊભો થયો અને પોતાના ભુવનમાંથી બહાર નીકળ્યો, રાજમાર્ગ તરફ ચાલ્યો અને જે બાજુએ શત્રુમર્દન રાજાનો મહેલ આવેલો હતો તે તરફ ચાલવા માંડ્યું અને એ માર્ગે કેટલેક દૂર ગયો. હવે આ બાજુ મધ્યમબુદ્ધિને સ્નેહને લીધે બાળનું શું થશે એવો વિચાર થવાથી તે પણ તેની પછવાડે ચાલ્યો.

રાજ્યમહેલને માર્ગે; રસ્તામાં મયૂરબંધ.

એવી રીતે બાળ ચાલ્યો જાય છે અને મધ્યમબુદ્ધિ તેની પછવાડે છપાતો છૂપાતો આવે છે તે વખતે બાળે એક પુરૂષને જોયો. તે પુરૂષે બાળને લાત મારીને તેને [1]મયૂરબંધવડે મજબુત બાંધ્યો. તે વખતે બાળે મોટેથી રાડો પાડવા માંડી. 'આવ્યો, આવ્યો' એ પ્રમાણે મધ્યમબુદ્ધિ જોરથી બોલવા લાગ્યો. મધ્યમબુદ્ધિ તે વખતે દૂરથી જોઇ રહ્યો અને પેલા પુરૂષે બાળને ઉપાડીને આકાશમાં ઉડવા માંડ્યું. બાળ વધારે બૂમો પાડવા લાગ્યો ત્યારે તે પુરૂષે બાળનું મ્હોઢું ઢાંકી દીધું

---

૧ **મયૂરબંધનઃ** આકરૂં બંધન. એમાં આડો અને ઊભો બંધ ઘણો મજબૂત લેવામાં આવે છે.

અને પોતે બાળને ઉપાડીને પશ્ચિમ દિશા તરફ આકાશમાં ચાલવા માંડ્યું. 'અરે દુષ્ટ વિદ્યાધર ! તું મારા ભાઇને લઇને ક્યાં જાય છે?' એ પ્રમાણે રાડો પાડતો પોતાની તરવાર ખેંચીને તે વિદ્યાધરને માર્ગે જમીનપર મધ્યમબુદ્ધિ પણ ચાલવા લાગ્યો. ચાલતાં ચાલતાં નગરની બહાર નીકળી ગયો. ત્યાં તો પેલો વિદ્યાધર આકાશમાં ઉડતો હોવાથી એટલો દૂર નીકળી ગયો કે તે દેખાતો પણ બંધ થઇ ગયો.

તે વખતે મધ્યમબુદ્ધિ તદ્દન નિરાશ થઇ ગયો તો પણ પોતાના બંધુ ઉપરના સ્નેહને લીધે પોતે દોડવાનું ચાલુ રાખ્યું અને મનમાં ધાર્યું કે આગળ ઉપર કોઈ પણ જગ્યોએ બાળને પેલો વિદ્યાધર છોડી મૂકશે. આવી રીતે દોડતાં દોડતાં મધ્યમબુદ્ધિએ રાત્રી પૂરી કરી, તેના પગમાં પાદરક્ષક ( પગરખાં-જોડાં ) નહિ હોવાથી અનેક કાંટા અને ખીલા ખીલીઓ તેને વાગ્યાં, ચાલવાના શ્રમથી તે તદ્દન થાકી ગયો, ક્ષુધાથી તે પીડાવા લાગ્યો, તૃષાથી તે હેરાન થવા લાગ્યો, શોકથી તે વિહ્વળ થઇ ગયો, દીનતાથી તે લેવાઇ ગયો; છતાં પણ પશ્ચિમ દિશા તરફ ચાલતાં, અને ગામેગામ ખોવાયલા ભાઇની ખબર પૂછતાં, તે સાત રાત અને સાત દિવસ રખડ્યો, ત્યારે આખરે કુશસ્થળ નામના નગરે આવી પહોંચ્યો.

### કુશસ્થળ નગરે કૂવાને કાંઠે.
### નંદને આપેલો બાળનો પત્તો.
### બાળ મધ્યમનો આખરે મેળાપ.

કુશસ્થળ નગરના બહારના ભાગમાં મધ્યમબુદ્ધિ જરા રોકાયો, ત્યાં એક બીલકુલ વપરાશમાં નહિ આવતો જુનો ઊંડો કૂવો તેના જોવામાં આવ્યો. પછી પોતાના ભાઇ વગર આ જીવતરની શી જરૂર છે એમ વિચાર કરીને તે કૂવામાં ડૂબી મરવાના નિર્ણયથી તેણે ગળા સાથે એક મોટો પથ્થર બાંધ્યો. તે વખતે તે બાજુએ એક નંદન નામનો રાજપુરૂષ આવી ચઢ્યો. તેણે મોટેથી બુમ મારી કે-'સાહસ ન કર, સાહસ ન કર ! ' આ પ્રમાણે બોલતો તે મધ્યમબુદ્ધિની પાસે આવી પહોંચ્યો અને કૂવાની પાળ ઉપર જે વખતે મધ્યમબુદ્ધિ ઊભો રહી અંદર પડવાની તૈયારીમાં હતો તે વખતે પેલા નંદને તેને થોભી રાખ્યો, તેને ગળેથી પથ્થર છોડાવી નાંખ્યો, તેને જમીનપર બેસાડ્યો અને પછી આવું અધમ પુરૂષને યોગ્ય આપઘાત કરવાનું કારણ મધ્યમબુદ્ધિને તેણે પૂછ્યું. તેના જવાબમાં મધ્યમબુદ્ધિએ પોતાને

પોતાના ભાઇ બાળથી કેવી રીતે વિયોગ થયો હતો તે સંબંધી સર્વ હકીકત કહી સંભળાવી. આ હકીકત સાંભળીને પેલા નંદને કહ્યું 'ભાઇ! જો એમજ છે તો તારે હવે દીલગીર થવાની જરૂર નથી. તારા ભાઇ સાથે તારો મેળાપ જરૂર થઇ શકશે.' 'એ મેળાપ કેવી રીતે થશે?' એમ મધ્યમબુદ્ધિએ તેને પૂછતાં તેના જવાબમાં નંદને કહ્યું 'ભાઇ મધ્યમબુદ્ધિ! સાંભળ. આ નગરમાં અમારો સ્વામી હરિશ્ચન્દ્ર નામનો રાજા રહે છે. તેને વિજય માઠર શંખ વિગેરે નજીકમાં રહેનાર માંડળિક રાજાઓ વારંવાર ત્રાસ આપ્યા કરતા હતા. એ હરિશ્ચન્દ્ર રાજાને એક રતિકેલિ નામનો વિદ્યાધર પરમ મિત્ર છે. એક વખત તે વિદ્યાધર અમારા રાજા પાસે આવ્યો હતો તે વખતે શત્રુઓ તરફથી ઉપદ્રવ પામતા અમારા રાજાને જોઇને વિદ્યાધરે તેમને એક ભયંકર વિદ્યા આપવા જણાવ્યું અને કહ્યું કે એ વિદ્યાના પ્રભાવને લીધે તેને સીમાડાના રાજાઓથી કદિ પણ પરાભવ થશે નહિ. રાજાએ એ હકીકત સાંભળીને પોતાના વિદ્યાધર મિત્રનો આભાર માન્યો. ત્યાર પછી પેલા વિદ્યાધરે અમારા રાજા પાસે છ મહિના સુધી એ વિદ્યા સિદ્ધ કરવા માટે પૂર્વસેવા[1] કરાવી અને આજથી આઠમે દિવસે તે અમારા રાજાને કોઇ સ્થાને લઇ ગયો, તેની પાસે અરિ વિદ્યાની સાધના કરાવી અને બીજા એક પુરૂષની સાથે રાજાને બીજે દિવસે પાછો નગરમાં લઇ આવ્યો. રાજાની સાથે આણેલા તે પુરૂષના માંસ અને લોહીવડે હોમક્રિયા કરવા માંડી. એ પ્રમાણે વિદ્યાની સાત દિવસ સુધી પશ્ચાત્સેવા[2] કરી. તે પુરૂષ કે જેને વિદ્યાધર લઇ આવ્યો હતો અને જેના માંસ લોહીથી હોમ હવન કરવામાં આવ્યો હતો તેને આજે જ છોડ્યો છે અને મારૂં માનવું એમ છે કે એજ પુરૂષ તારો ભાઇ હોવો જોઇએ. હવે મારે તને કહેવું જોઇએ કે રાજાએ તે પુરૂષને હમણાં જ મને સોંપ્યો છે.' મધ્યમબુદ્ધિએ કહ્યું 'જો એમજ હોય તો મારા ઉપર મહેરબાની કરીને તે પુરૂષને હમણાંજ મને બતાવો કે જેથી તે મારો ભાઇ છે કે નહિ તેની બરાબર હું ખાત્રી કરૂં.' એમ કરવાની હા પાડીને નંદન ( રાજપુરૂષ ) તેને લાવવા માટે ગયો અને બાળને ઉપાડી લાવીને થોડા વખતમાં પાછો આવ્યો.

### બાળના હાલ.

બાળના શરીરમાં માત્ર હાડકાંજ બાકી રહ્યાં હતાં, લોહી અને

---

૧ પૂર્વસેવાઃ વિદ્યા સિદ્ધ કરવા પહેલા સાધના કરવી પડે તે. તેમાં જપ, તપ, બ્રહ્મચર્ય વિગેરેનો સમાવેશ થાય છે

૨ પશ્ચાત્સેવાઃ વિદ્યા પ્રાપ્ત થયા પછી કરવાની વિધિઓ.

માંસ તો લગભગ તદ્દન ખલાસ થયા હતા, તેના માત્ર શ્વાસોશ્વાસ ચાલતાં હોવાથી જ તે જીવતો હોય એમ જણાતું હતું, બાકી તે એટલો બધો નબળો થઇ ગયો હતો કે તેની વાચા પણ બંધ થઇ ગઇ હતી. આવી સ્થિતિમાં મધ્યમબુદ્ધિએ બાળને જોયો અને તે બાળ છે એમ બહુ મુશ્કેલીએ ઓળખ્યો. તુરતજ તેણે નંદનને જણાવ્યું "ભાઇ! જેની હું તને વાત કરતો હતો તે જ આ મારો ભાઇ છે! ખરેખર તું નામથી અને કામથી નંદન[1] છે. તારૂં નામ ખરેખરૂં સાર્થ છે. તેં આજે મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે." નંદને જવાબમાં કહ્યું "ભાઇ મધ્યમબુદ્ધિ! તારા ઉપર કરૂણા લાવીને મેં આ રાજદ્રોહનું કામ કર્યું છે. હમણાંજ હું તારા ભાઇને (બાળને) લેવા જતો હતો ત્યારે મેં સાંભળ્યું કે વળી પાછો આજે રાત્રે રાજા વિદ્યાને લોહીથી તૃપ્ત કરવાનો છે અને તેમ હોવાથી તે વખતે આ પુરૂષનું તેને કામ પડશે. આ પ્રમાણે હકીકત છે તેથી હવે મને તો જે થવાનું હશે તે થશે, પણ તું તો આને લઇને અહીંથી જેમ બને તેમ જલદી છટકી જા. આગળ ઉપર જે થશે તે હું જોઇ લઇશ." મધ્યમબુદ્ધિએ નંદનનો ઉપકાર માનતાં તેની સૂચના માથે ચઢાવી અને તેને ભલામણ કરી કે ગમે તેમ કરીને નંદને તેના પોતાના પ્રાણ બચાવવા. આ પ્રમાણે વાતચિત કરીને બાળને ઉપાડીને મધ્યમબુદ્ધિએ ચાલવા માંડયું. મનમાં તેને મોટી બીક હતી તેથી રાત દિવસ દોડતો દોડતો તે આગળ ચાલવા લાગ્યો. વચ્ચે જરા વખત રોકાઇને તે બાળને પાણી પાય, પવન નાખે અને જરા પ્રવાહી આહાર આપે-એમ કરતાં પોતાની જાતની, શરીરની, કે સગવડની દરકાર ન કરતાં મહા મુશીબતે મધ્યમબુદ્ધિ પોતાનાં સ્થાન પર આવી પહોંચ્યો.

### બાળને થયેલા કડવા અનુભવનું તાદ્દશ્ય વર્ણન.

પોતાના મુકામપર બન્ને ભાઇઓ આવી પહોંચ્યા પછી થોડાક દિવસો પસાર થયા ત્યારે બાળમાં કાંઇક ચેતન આવ્યું. એક વખત તેને કેવા પ્રકારનો અનુભવ થયો હતો તે જણાવવાને મધ્યમબુદ્ધિએ તેને કહ્યું. તેના જવાબમાં બાળે કહ્યું "ભાઇ! તારા દેખતાં જ તે રાત્રે પેલા વિદ્યાધરે મને બાંધીને ઉપાડ્યો અને જમપુરી જેવા એક મહા ભયંકર સ્મશાનમાં તે મને લઇ ગયો. ત્યાં ધગધગતા અંગારાથી ભરેલા અગ્નિકુંડ પાસે ઊભેલા એક પુરૂષને મેં જોયો. તે ઊભેલા પુરૂષને આકાશમાં ચાલનાર તે વિદ્યાધરે કહ્યું 'મહારાજ!

---

૧ નંદન: આનંદ આપનાર.

તમારૂં ઇચ્છિત કામ આજે સિદ્ધ થયું. વિદ્યા સિદ્ધ કરવાને માટે જોઇએ તેવા લક્ષણવાળો પુરૂષ મને પ્રાપ્ત થયો છે.' તે ઊભેલા પુરૂષે જવાબ આપ્યો. 'ચાલો, બહુ કૃપા થઇ!' પછી પેલા વિદ્યાધરે કહ્યું 'એક વિદ્યાનો જાપ પૂરો થાય ત્યારે તમારા હાથમાં હું જે આહુતિ આપું તે તમારે અગ્નિમાં નાખવી.' આ હકીકત તે ઊભેલા પુરૂષે કબૂલ કરી. જાપ કરવાનો આરંભ થયો. ત્યાર પછી પેલા વિદ્યાધરે યમની જીભ જેવી અતિ તીક્ષ્ણ અણીવાળી અને સૂર્ય જેવી ચકચકતી ખંજર કાઢી અને તેનાવડે મારી પીઠમાંથી તેણે એક માંસની પેશી (ટુકડો) કાપી કાઢી અને વળી તે જ ભાગને દાબીને તેમાંથી કેટલુંક લોહી કાઢયું અને તેવડે પોતાનો ખોબો ભર્યો. તે વખતે ત્યાં જે બીજો પુરૂષ હતો તેનો એક જાપ પૂરો થયો એટલે વિદ્યાધરે તેને લોહી અને માંસની આહુતિ આપી. તે પોતાના હાથમાં લઇને તેણે અગ્નિકુંડમાં નાખી. વળી પાછો ફરીવાર જાપ શરૂ કર્યો. પરમાધામી રાક્ષસો જેમ નારકીના જીવોના શરીરને કાપે તેમ તે વિદ્યાધર મારા શરીરના જૂદા જૂદા ભાગોમાંથી માંસના કકડાઓ કાપીને અને તે ભાગને દાબીને તેમાંથી લોહી કાઢીને તેનો ખોબો ભરી પેલા જાપ કરનારને અગાઉની માફક આપતો હતો અને જાપ પૂરો થતાં તે લઇને બીજો પુરૂષ અગ્નિમાં તેની આહુતિ આપતો હતો. તે વખતે મને એટલી સખ્ત પીડા થતી હતી કે આખરે પીડાથી મુંઝાઇને મને મૂર્છા આવી ગઇ અને હું જમીન પર પડી ગયો; પરંતુ પેલો વિદ્યાધર તો મારૂં હૃષ્ટપુષ્ટ શરીર જોઇને બહુ આનંદ પામતો હતો અને નિર્દય બની મારી પીડાની જરા પણ દરકાર કર્યા વગર મને વધારે ને વધારે કાપતો હતો. તે વખતે આકાશમાં થતા અટ્ટહાસ્ય પેઠે, પ્રલયકાળના મેઘના ગર્જારવ પેઠે, ગુલગુલિ શબ્દ કરતા સમુદ્રની પેઠે, ડોલતી પૃથ્વીની પેઠે, શિયાળીઆઓ પોતાની તેજસ્વી જીભથી ભયોત્પાદક શબ્દો કરવા લાગ્યા, (લાળી કરવા મંડી ગયા,) ભયંકર રૂપ ધારણ કરનાર વૈતાળો નાચવા લાગ્યા અને લોહીનો વરસાદ વરસવા લાગ્યો. આવા ભયંકર દેખાવોથી પણ રાજાનું ચિત્ત જરા પણ ડોલાયમાન થયું નહિ-ચળ્યું નહિ એટલે આખરે પેલી ભયંકર વિદ્યા રાજાની પાસે આવી, એકસો આઠ જાપ[1] પૂરા થયા, તે વખતે 'હું તને સિદ્ધ થઇ છું' એમ બોલતી વિદ્યા પ્રગટ થઇ, સાધના કરનારે (રાજાએ) તેને નમસ્કાર કર્યો અને વિદ્યા તે સાધકના શરીરમાં

જાપ, હોમ; લોહી, માંસ.

વિદ્યાસિદ્ધિ. તીવ્ર લેપ.

---

૧ અર્થ આઠસો એવો નીકળે છે. ૧૦૮ નો સંભવ વધારે છે.

દાખલ થઇ. મારા શરીરમાંથી માંસ તથા લોહી નીકળેલ હોવાને લીધે દયા આવે તેવી રીતે મને રડતો જોઇને રાજાને મારા ઉપર કરૂણા આવી અને અંદર શ્વાસ લેતા રાજાએ દાંતનો અવાજ કર્યો. રાજાને તેમ કરતો જોઇને વિદ્યાધરે વાર્યો અને કહ્યું 'રાજન્! આ વિદ્યાનો એવો કલ્પ (નિયમ) છે કે જે પ્રાણીની તે વિદ્યાને આહુતિ આપી હોય તેના ઉપર સાધના કરનારે દયા લાવવી ન જોઈએ.' એ પ્રમાણે બોલીને પેલા વિદ્યાધરે મારા શરીર ઉપર કોઇ જાતનો લેપ લગાડ્યો તે વખતે જાણે ચારે તરફ લાગેલા અગ્નિથી બળી જતો હોઉં, વજ્રથી જાણે ચૂરાઇ જતો હોઉં, ઘાણીથી જાણે પીલાઇ જતો હોઉં, તેમ હું ઘણી આકરી પીડા પામવા લાગ્યો, પણ મજબૂત બંધાયલું મારૂં પાપી જીવન તે વખતે પણ પૂરૂં થયું નહિ, હું મરણ પામ્યો નહિ અને એક ક્ષણવારમાં દાવાનળથી બળેલા છાણા જેવું મારૂં શરીર થઇ ગયું. બન્ને જણા (વિદ્યાધર અને રાજા) મને ત્યાંથી ઉપાડીને નગરમાં લઇ ગયા. પછી મારા શરીર ઉપર સોજા લાવવા માટે મને ખાટી વસ્તુનું ખૂબ ભોજન કરાવ્યું, જે ખોરાકને પરિણામે મારૂં આખું શરીર તદ્દન બહેરૂં થઇ ગયું. તેવી જ રીતે તે રાજાએ મારા માંસ અને લોહીથી આહુતિ આપીને સાત દિવસ સુધી એકસો આઠ આઠ[1] જાપ દરરોજ કર્યાં. ત્યાર પછી તેં જે અવસ્થામાં મને જોયો તે ભાઇ! તું સારી રીતે જાણે છે. ભાઇ! આ મારા અનુભવની હકીકત છે. એ દુઃખનો હું જ્યારે અનુભવ કરતો હતો ત્યારે મનમાં એમ થતું હતું કે જેવાં દુઃખનો મેં અનુભવ કર્યો તેવું દુઃખ પ્રાયે (ઘણું કરીને) નરકમાં પણ હશે નહિ."

મધ્યમબુદ્ધિએ અત્યંત દીલગીરી સાથે આ બાળના દુઃખી અનુભવનો વૃત્તાંત સાંભળીને કહ્યું 'ભાઇ બાળ! ખરેખર, તારે માથે આવું દુઃખ ન ઘટે! અરેરે! એ પાપી વિદ્યાધર કેવો દયા વગરનો! અને તે વિદ્યા પણ કેવી ભયંકર!'

## મનીષીએ આપેલો વ્યવહારૂ બોધ.

હવે તે વખતે લોકાચારને અનુસરીને બાળની ખબરઅંતર પૂછવા માટે મનીષી ત્યાં આવ્યો, તેણે બારણામાં ઊભા ઊભા ઉપર પ્રમાણે શોક કરતો મધ્યમબુદ્ધિને સાંભળ્યો. તે જ વખતે તે અંદર દાખલ થયો. તેને મધ્યમબુદ્ધિએ તથા બાળે બેસવાનું આસન આપવા વિગેરેથી સત્કાર કર્યો અને તેની સાથે વાતચિત કરવા માંડી. થોડી વાતચિત થયા પછી મનીષીએ પૂછ્યું—'અરે ભાઇ મધ્યમબુદ્ધિ! તું આ પ્રમાણે શોક શા માટે કરે છે?'

૧ આગળના પાના ઉપરની નોટ જુઓ.

મધ્યમબુદ્ધિ—'મારા શોકનું કારણ અલૌકિક છે, ભારે જબરૂં છે.'

મનીષી—' તેવું અસાધારણ કારણ શું છે ? '

તે વખતે મધ્યમબુદ્ધિએ ઉપવનમાં પોતે બાળ સાથે ગયો ત્યારથી માંડીને બાળને વિદ્યાધરે ઉપાડ્યો, તેના શરીરમાંથી માંસ અને લોહી લીધાં વિગેરે સર્વ હકીકત કહી સંભળાવી. મનીષીએ આ સર્વ હકીકત અગાઉ જાણી હતી, છતાં પણ અજાણ્યાની પેઠે દેખાવમાં આશ્ચર્ય બતાવીને સર્વ હકીકત મધ્યમબુદ્ધિ પાસેથી બરાબર સાંભળી. ત્યારપછી મનીષી બોલ્યો " બાળને આવું તે શું થયું ? એ [1]ઠીક તો ન થયું; જો કે મેં તો એને પ્રથમથી જ કહ્યું હતું કે તું પાપી સ્પર્શન સાથે સંબંધ કરે છે તે જરા પણ સારૂં નથી. આ બાળને જે અનર્થો પ્રાપ્ત થયા છે તે સર્વ મારા સમજવા પ્રમાણે એ સ્પર્શને કરેલા છે; કારણ કે એ પાપી સ્પર્શન આર્યપુરૂષને ઘટે નહિ તેવાં અકાર્ય કરવાના વિચારનું કારણ છે અને જ્યારે પ્રાણી આર્યપુરૂષને ન ઘટે તેવાં કામો કરવાનો એક વખત સંકલ્પ કરે છે ત્યારે અધમ ચિત્તવૃત્તિને લીધે અને પાપના ઉદયનું બહુ જોર થઈ ગયેલું હોવાને લીધે જેમ માછલું કાંટામાં રહેલ માંસનો ટુકડો ખાવા લલચાઇ જાય છે અને સપડાઈ જાય છે તેમ એક પણ કાર્ય સિદ્ધ કર્યા વગર આપત્તિના ખાડામાં ઢળી પડે છે અને મરણ પણ પામે છે. ઊંધા અને ઉલટા રસ્તાથી કોઇ દિવસ કોઇ પણ પ્રાણીનું કાર્ય સિદ્ધ થયું નથી અને થવાનું નથી. સુખ મેળવવા માટે આર્યપુરૂષને ન ઘટે તેવાં કામો કરવાનો સંકલ્પ કરવો તે ઊંધો માર્ગ છે. એવા ખોટા સંકલ્પ કરવામાં આવે છે ત્યારે તે ધીરજનો ધ્વંસ કરે છે, વિવેકનો વિનાશ કરે છે, ચિત્તને મલિન કરે છે, પૂર્વે બાંધેલાં પાપકર્મોને લાવી મૂકે છે અને છેવટે પ્રાણીને સર્વ અનર્થોના માર્ગ પર લાવી મૂકે છે. આ પ્રમાણે હોવાથી આર્યપુરૂષને ન ઘટે તેવાં કામનો સંકલ્પ કરવો તેમાં સુખની ગંધ પણ ક્યાંથી હોઈ શકે ? બાળને આવી મહા ભયંકર પીડા ભોગવવી પડી તેનું કારણ માત્ર તેણે મારી શિખામણ ન માની અને પોતાના મનમાં આવ્યું તેમ કબૂલ રાખી સ્પર્શન સાથે સંબંધ વધારતો ગયો તે જ છે. બાળે શિખામણ ન માની તેનાં ફળ તે પોતે ભોગવે જ, તેમાં તું શોક શા માટે કરે છે ? "

---

૧ આ વ્યવહારવચન છે, પીડા થાય તે તો ઠીક નહિ, જો કે બાળ તો તેને સર્વથા યોગ્ય છે. આગળ મનીષીના વિચાર વાચવાથી સ્પષ્ટ થશે.

બાળ—" ભાઇ મનીષી ! આવું સંબંધ વગરનું-ઠેકાણા વગરનું બોલવાથી શો લાભ છે ? મોટા માણસો મોટું કામ સાધવા તૈયાર થયા હોય તેઓને વચ્ચે વચ્ચે કદાચ દુઃખ આવી પડે તો તેથી તેઓનું મન દુઃખાતું નથી અને તેઓ પોતાના કામથી પાછા પણ હઠતા નથી. જો કમળની જેવી કોમળ કાયાવાળી પેલી મદનકંદળી મને પ્રાપ્ત થાય તો પછી આ દુઃખ તે શી બિસાતમાં છે ? "

**મનીષીની સત્ય વિચારશીળ સલાહ.**

**બાળના વર્તનપર જૂદી જૂદી ટીકાઓ.**

**મનીષી અને મધ્યમબુદ્ધિની વાતચિત.**

જેમ કોઇ મનુષ્યને વિકરાળ સર્પે ડંસ માર્યો હોય તો પછી તેનો બચાવ કરવાનો કોઇ રસ્તો કે ઉપાય રહેતો નથી, તેવી રીતે એ બાળ હવે ઉપદેશ, મંત્ર કે તંત્રથી સાચા માર્ગ પર આવી શકે તેવું નથી, તેનો અંતર વ્યાધિ અસાધ્ય થઇ ગયો છે, એમ વિચારી મનીષીએ પોતાના જમણા હાથની આંગળીએ મધ્યમબુદ્ધિને વળગાડ્યો અને તે સ્થાનમાંથી ઉઠી જઇ મનીષી મધ્યમબુદ્ધિ સાથે બહાર આવ્યો અને પછી તે બન્ને ભાઇ ( મધ્યમબુદ્ધિ અને મનીષી ) બાજુના ઓરડામાં દાખલ થયા. ત્યાં ગયા પછી મનીષીએ મધ્યમબુદ્ધિને કહ્યું " ભાઇ મધ્યમબુદ્ધિ ! આ બાળ તો તેના નામ પ્રમાણે બાળ (અજ્ઞાન-મૂર્ખ) જ રહ્યો ! એ પોતાનું ખરૂં આત્મહિત ક્યાં છે તે જરા પણ સમજતો નથી, તો તેની પીઠે વળગીને તારે પણ વિનાશ પામવાનો વિચાર છે?"

મધ્યમબુદ્ધિ—" ભાઇ મનીષી ! તેં મને બરાબર બોધ આપ્યો એમાં જરા પણ શંકા જેવી વાત નથી. આ બાળ તારી સાચી સલાહ પણ સાંભળતો નથી તો હવે તેની સાથે સંબંધ રાખવાથી સર્યું ! વળી બાળના સંબંધમાં હાલ જે ઉપર જણાવેલો બનાવ બન્યો છે તે પણ અત્યંત શરમ ઉપજાવે તેવો છે. ત્યારે શું પિતાજીને હજુ એ વાતની ખબર પડી નહિ હોય ? "

મનીષી—" અરે પિતાજીએ એ હકીકત જાણી છે એટલું જ નહિ પણ આખા ગામે તે હકીકત જાણી છે. ભાઇ ! પ્રભાતનું આચ્છાદન તે વળી કાંઇ પટ ( વસ્ત્ર ) થી થઇ શકતું હશે ? આડું કપડું ધરવાથી કાંઇ પ્રભાત છૂપાવી શકાય ? "

મધ્યમબુદ્ધિ—" એ વાતની સર્વ માણસોને કેવી રીતે ખબર પડી ગઇ ? "

મનીષી—" ભાઇ મધ્યમબુદ્ધિ! કામદેવના મંદિરમાં જે બનાવ બન્યો હતો તે તો ઘણા લોકોના દેખતાં જ બન્યો હતો, તેથી તેઓ તે જાણે તેમાં નવાઇ નથી. હવે વિદ્યાધરે બાળને ઉપાડ્યો, તે હકીકત લોકોના જાણવામાં કેવી રીતે આવી એમ તું પૂછતો હો તો તેનો ખુલાસો એ છે કે તે રાત્રીએ જ્યારે વિદ્યાધરે બાળને ઉપાડ્યો ત્યારે તારા હાહારવથી અને 'હું આવ્યો, હું આવ્યો' એવા પોકારથી ઘણા માણસો ઉંઘમાંથી જાગી ગયા હતા. તેઓએ એ સર્વ હકીકત આખા નગરમાં ફેલાવી."

મધ્યમબુદ્ધિએ વિચાર કર્યો કે બાળ ગમે તેવો તો પણ પોતાનો ભાઇ છે એમ ધારીને પોતે તેની હકીકત છૂપાવી રાખતો હતો, પણ એ વાત તો ઘણી જાહેર થઇ ગઇ હોય એમ જણાય છે. સારી રીતે છૂપાવીને કોઈ કામ કર્યું હોય તોપણ તે લોકમાં ઘણે ભાગે પ્રગટ થયા વગર રહેતું નથી અને ખાસ કરીને પાપ તો તુરતમાં જરૂર પ્રસિદ્ધ થઇ જાય છે. તેટલા માટે પોતાનાં કરેલાં પાપાચરણો છૂપાવવા માટે પ્રાણીઓ પ્રયાસ કરે છે, તે તેમની મિથ્યા બુદ્ધિ છે. આવા પ્રકારનો પ્રયત્ન કરવો તે પણ મોહના આવકપણાની એક પ્રકારની રમત જ છે. આ પ્રમાણે પોતાના મનમાં વિચાર કરીને મધ્યમબુદ્ધિએ મનીષીને કહ્યું " ભાઇ મનીષી ! આ હકીકત સાંભળીને તેં શું કર્યું ? પિતાજીએ શું ધાર્યું ? માતાજીએ શું કર્યું ? અને નગરવાસી જનોએ શો વિચાર કર્યો ? એ સર્વ હું તારી પાસેથી જાણવા ઇચ્છું છું."

મનીષી—" ભાઈ મધ્યમબુદ્ધિ ! સાંભળ. સજ્જન પ્રાણીઓએ દુર્ગુણી પ્રાણી તરફ ઉપેક્ષા રાખવી જોઇએ એવી ભાવનાથી મને બાળ તરફ[1] માધ્યસ્થ્ય ભાવ રહ્યો; તેમજ ક્લેશ પામતાં પ્રાણી ઉપર સજ્જન પુરૂષોએ દયા રાખવી જોઇએ[2] એ વિચારથી મને તારા ઉપર

બાળ તરફ જૂદી જૂદી ટીકાઓ.

---

૧ સમ્યકત્વની ચાર ભાવના છે: મૈત્રી, પ્રમોદ, કરૂણા, અને માધ્યસ્થ્ય. ચોથી માધ્યસ્થ્ય ભાવનામાં-પ્રાણી કર્મને વશ છે, કોઈ પ્રાણી નિર્ગુણી હોય તો તેના ઉપર ક્રોધ કરવો ઉચિત નથી, એમ વિચારી તેના સબંધમાં મૌન રાખવું અને દોષ તરફ બેદરકારી બતાવવી અને તે દોષો ઓછા થઇ શકે તેવું હોય તો તેનો ઉપાય કરવો, પણ ન અટકાવી શકાય તેવા દોષો હોય તો તેના તરફ ઉપેક્ષા રાખવી એ માધ્યસ્થ્ય ભાવનાનું લક્ષણ છે. (જુઓ અ. કલ્પદ્રુમ-દ્વિ. આવૃત્તિ-પૃ. ૨૭.)

૨ દીન, દુઃખી, પીડા પામતા પ્રાણીઓ ઉપર દયા તે કરૂણાભાવ-યોગની ત્રીજી ભાવના. આ ચારમાંની એક ભાવના છે.

બહુ કરૂણા આવી, વળી પેલા પાપી મિત્ર ( સ્પર્શન ) ની સોબતથી ઉત્પન્ન થતી આવા પ્રકારની પીડાઓથી હું મુક્ત રહ્યો એવા વિચારથી મને મારી જાતમાં-મારા આત્મામાં વિશેષ શ્રદ્ધા-પાકો ભરોસો આવતો ગયો. વળી મહાત્માઓ ગુણ ઉપર અને ગુણવાળા પ્રાણીઓ ઉપર વિશેષ [1]પ્રમોદવાળા થાય છે-તેઓ ગુણ જોઇને રાજી રાજી થઇ જાય છે એ વિચારથી આ પાપી મિત્ર સ્પર્શન જે સર્વ અનર્થોનું મૂળ છે તેને પોતાની પાસેથી એકદમ દૂર હાંકી મૂકનાર મહાત્મા ભવજંતુ[2] ખરેખર પુણ્યશાળી અને ભાગ્યશાળી છે એ વિચારથી તેના તરફ પ્રમોદ થયો, તેના વિચારથી મનમાં આનંદ આવવા લાગ્યો અને તેને માટે મનમાં મોટું માન ઉત્પન્ન થયું.

મનીષીનું વર્તન.

પિતાશ્રીએ તો આ હકીકત જાણી ત્યારે તેઓ અટ્ટહાસ્ય કરીને ખુબ હસ્યા. મેં તેઓશ્રીને એ પ્રમાણે હસવાનું કારણ પૂછ્યું ત્યારે તેઓએ મને જણાવ્યું કે 'જ્યારે પ્રાણીઓ પ્રતિકૂળ થાય છે ત્યારે તેઓને જે પ્રમાણે શિક્ષા મળે છે તેવું જ બાળને થયું છે તેથી મને તો એ હકીકતથી આનંદ થાય છે.

માતા પિતાનો મત.

માતા સામાન્યરૂપાએ તો શોક કરીને રડો પડવા માંડી અને પોતાનો પુત્ર ક્યાં ગયો હશે એ વિચારથી બહુ દીલગીર થઇ ! પોતાના પુત્રને આવી કોઇપણ પ્રકારની અડચણ થઇ નહિ એ વિચારથી મારી માતા ( શુભસુંદરી ) આનંદ પામી. બાળને કોઈ ઉપાડી ગયું છે એવી વાર્તા સાંભળીને નગરના સર્વ લોકો તો બહુ રાજી થઇ ગયા. તું બાળની પછવાડે ગયો એ હકીકત સાંભળીને સર્વ નગરવાસી જનોને તારા ઉપર દયા આવી

---

૧ પારકાનું હિત ચિંતવન કરવું તે **મૈત્રીભાવ**, ગુણ અને ગુણવાન્ તરફ પક્ષપાત કરવો તે **પ્રમોદભાવ**, સંસારથી પીડા પામતા પ્રાણીઓ પર દયા કરવી તે **કરૂણાભાવ** અને નિવારણ ન કરી શકાય તેવા દોષો તરફ ઉપેક્ષા રાખવી એ **માધ્યસ્થ્યભાવ**. અત્ર બીજી પ્રમોદ ભાવનાની વાત કરી તેમાં ગુણવાન્ તરફ રાગ થાય છે.

૨ ભવજંતુના વિયોગથી સ્પર્શન આત્મઘાત કરતો હતો તે હકીકત યાદ કરવા માટે જુઓ આ પ્રસ્તાવનું પ્રકરણ ત્રીજું. એવા પ્રાણી તરફ પ્રમોદ આવવો તે મુમુક્ષુને માટે તદ્દન સ્વાભાવિક છે.

અને મારી સ્વસ્થ વૃત્તિ જોઇને સર્વ નગરવાસીઓને મારી તરફ પક્ષપાત થયો.

મધ્યમબુદ્ધિ—"આ સર્વ હકીકત તારા જાણવામાં કેવી રીતે આવી ?"

મનીષી—"કુતૂહળને લીધે નગરમાં ફરવા નીકળી પડ્યો હતો ત્યારે મેં લોકોને અંદર અંદર વાત કરતાં સાંભળ્યા હતા. તેઓ બોલતા હતા કે—'અરે કુળને કલંક લગાડનાર, અંતઃકરણથી મહા દુષ્ટ, મર્યાદાથી રહિત, દુરાચારી અને હમેશાં વિષયપરવશ હોઇ લોકના નિંદનીય માર્ગે ગમન કરનાર લંપટી અને તે માટે આખા નગરને અનેક રીતે હેરાન કરનાર એ બાળને કોઇ મહાત્મા હરી ગયો એ તો બહુ સારી વાત થઇ.' આ હકીકત સાંભળીને વળી બીજો માણસ ટોળામાંથી બોલી ઉઠ્યો. 'હા, એ તો બહુ ઠીક થયું, પણ એ બાળને કોઇએ છિન્નભિન્ન કરીને મારી નાખ્યો એવી વાત જો સંભળાય તો એથી પણ વધારે સારૂં થાય; કારણ કે એ પાપીનો તો કોઇ પણ રીતે નાશ થાય તો જ નગરવાસી સ્ત્રીઓનાં શિયળનું રક્ષણ થઇ શકે તેમ છે; તે સિવાય બીજો કોઇ પણ રસ્તો નથી.' તે વખતે ટોળામાંનો એક ત્રીજો માણસ બોલી ઉઠ્યો 'અરે હારે હા! એ તો બહુ સારી વાત થઇ! પણ એની પછવાડે વળગીને પેલો મધ્યમબુદ્ધિ ખેદ પામે છે. અને હેરાન થાય છે તે સારૂં નથી, એ આપણને તો સારો જણાય છે!' ત્યારે વળી ટોળામાંનો એક બીજો માણસ બોલી ઉઠ્યો 'અરે ભાઇ, જવા દે ને! વળી જે પાપીઓના મિત્ર હોય તે કદિ સારા હોતા હશે ? જે ખરેખરૂં જાતીય સુવર્ણ[1] હોય તે શ્યામતા[2] સાથે સોબત કરે જ નહિ અને જો તેમ કરે તો પછી તેની જ મારફતે એવો સંબંધ કરનાર પ્રાણી અનેક દુઃખો પામે અને લોકોમાં તેની ગેરઆબરૂ થાય તેમાં શું આશ્ચર્ય જેવું છે ? જે પ્રાણીઓ શરૂઆતથી જ આવા પાપકાર્ય કરવામાં આસક્તિવાળા પ્રાણીઓના સંબંધનો ત્યાગ કરે છે તેઓને કોઇ પ્રકારનો દોષ લાગતો નથી અને લોકો તેઓને દોષવાન્ ગણતા પણ નથી. તેના સંબંધમાં પેલો મનીષી દાખલો લેવા લાયક છે. તે પોતે મહાત્મા છે તો પાપી બાળની સાથે પોતાનો સર્વ સંબંધ છોડી દઇને કેવો કલંક વગરનો થઇને નિરાંતે સુખમાં

---

૧ જાતીય સુવર્ણ. સો ટચનું–ખત્રીશવલ્લુ શુદ્ધ સોનું. ૨ શ્યામતાઃ કાળાશ–મેલ.

રહે છે ? ' ભાઇ મધ્યમબુદ્ધિ ! લોકોને અંદર અંદર આ પ્રમાણે વાત કરતાં સાંભળવાથી આ સર્વ હકીકત મારા જાણવામાં આવી છે અને તેથી બાળનો સંબંધ છોડી દેવાની મેં તને સૂચના કરી છે. ”

### સાચી સલાહની અસર.
### વિચાર અને નિર્ણય.
### બાળસમાગમત્યાગ.

મધ્યમબુદ્ધિએ વિચાર કર્યો કે ખરેખર દોષમાં રચી પચી રહેલ પ્રાણીને આ ભવમાં પણ સુખની ગંધ માત્ર પણ આવતી નથી, તેને એક દુઃખ ઉપર બીજું અને બીજા ઉપર ત્રીજું, એમ દુઃખ ને દુઃખજ આવ્યાં કરે છે. વળી એવા પ્રાણીને દુઃખના ભારની પીડા થાય છે તેટલાથી જ છુટકો થતો નથી, પરંતુ લોકો પણ તેના ઉપર આક્રોશ કરીને તેના દુશ્મનની ગરજ સારે છે. એક તો એવા પ્રકારનો પ્રાણી દુઃખથી બળી જતો હોય છે અને ઉપરાંત વધારામાં લોકોમાં તેની નિંદા થાય છે તેથી તેને તો બરાબર ગુમડા ઉપર ફોલ્લો થવા જેવું થાય છે[1]. કુબુદ્ધિ બાળને બરાબર એ જ પ્રમાણે થયું છે અને તેની સાથે સંબંધ રાખવાથી હું પણ લોકોની દયાનું પાત્ર થયો અને કેટલાક વિચારવાન પ્રાણીઓએ તો મને લગભગ બાળ જેવો જ ધાર્યો. પાપી બાળ સાથેનો સંબંધ દુઃખની ખાણ અને સજ્જન માણસોને નિંદવા યોગ્ય છે એમ હવે જ્યારે મારા સમજવામાં ચોક્કસ આવ્યું ત્યારે તે સંબંધ જરૂર કરવા યોગ્ય નથી એવો નિર્ણય થાય છે. ગુણમાં રાચી રહેલ પ્રાણીઓને સર્વ સંપત્તિ આ જ ભવમાં મળી જાય છે. એ પણ બરાબર ચોક્કસ થયું અને તેના દાખલામાં આ ભાઇ મનીષી પોતે જ છે. એણે બાળ અને સ્પર્શનનો સંબંધ કરવાની મૂળથી ના પાડી તેથી અત્યાર સુધી તેના ઉપર કોઇ પણ પ્રકારનું કલંક આવ્યું નહિ, તે તદ્દન સુખી રહ્યો અને પંડિત પુરૂષોના વખાણને પાત્ર થયો. આ પ્રમાણે નજરોનજર જોવાય છે છતાં પણ કેટલીક વાર વર્તન કરતી વખતે લોકો દોષ તરફ આદરભાવ બતાવે છે અને ગુણ તરફ મંદ ઉત્સાહ બતાવે છે, તે પાપકર્મના ઉદયથી જ હોય છે. [2]મેં તો ગુણ અને દોષ

---

૧ આ મૂળનો અર્થ છે. દાઝયા ઉપર ડામ લાગવા જેવો તેનો અર્થ છે.

૨ અહીં મૂળ ગ્રંથ બેં. રો. એ. સો.વાળા ખાસ ભાગની આવૃત્તિનું પૃષ્ઠ ૨૭૬ શરૂ થાય છે.

વચ્ચેનો તફાવત બરાબર જોઇ લીધો છે. મનીષીએ કહ્યું તેમ મારે તો ગુણ પ્રાપ્ત કરવા માટે જ પ્રયત્ન કરવો એ વધારે સારૂં છે.

આ પ્રમાણે પોતાના મનમાં વિચાર કરીને પછી મનીષીને તેણે પ્રગટપણે કહ્યું—"હાલ તો હું લોકોમાં ઉઘાડી રીતે ફરીને મોઢું બતાવી શકું તેમ નથી, કારણ કે બાળની હકીકત પૂછીને લોકો વારંવાર મને કંટાળો આપ્યા કરશે અને બાળની એ હકીકત અત્યંત શરમ ઉપજાવે તેવી હોવાથી તે વારંવાર બોલવાનું કે બીજાને કહેવાનું મને મન થતું નથી. વળી એ વાત જો હું લોકોને કહેવા બેસું તો બાળને કેવી કેવી હેરાનગતિઓ થઇ એ હકીકત મારી પાસેથી સાંભળી દુર્જન લોકો તેના ઉપર વધારે વધારે હસશે; તેથી ભાઇ મનીષી! મારે હાલ તો રાજભુવનમાં જ રહેવું વધારે ઠીક છે એમ મને લાગે છે. લોકો બાળની હકીકત ભૂલી જાય નહિ ત્યાં સુધી જાહેરમાં દેખાવું તે મને ઉચિત લાગતું નથી."

મનીષી—"જેમ તારૂં મન વધે તેમ કર, તેમાં મને કાંઇ પણ વાંધા જેવું લાગતું નથી; મારૂં તો તને ખાસ કહેવાનું એ છે કે એ પાપી મિત્રનો સંબંધ તારે કોઇ પણ પ્રકારે કરવો નહિ."

તે દિવસથી મધ્યમબુદ્ધિ મહેલમાં જ રહેવા લાગ્યો, તેણે બહાર જવા આવવાનું તદ્દન બંધ કરી દીધું. વાતચિત પૂરી થયા પછી મનીષી ત્યાંથી પોતાના સ્થાનપર ગયો.





# પ્રકરણ ૧૦ મું.

## બાળના હાલહવાલ.



હવે આ બાજુએ બાળના શરીરમાંથી અકુશળમાળા અને સ્પર્શન બહાર નીકળ્યા, પ્રગટ થયા. અકુશળમાળા કહેવા લાગી "વાહરે વાહ ! દીકરા ! તેં બહુ સારૂં કર્યું ! પેલા જૂઠા વાચાળ મનીષીનો તિરસ્કાર કરીને મારાથી ઉત્પન્ન થયેલા પુત્રને ઘટે તેવું વર્તન તેં કર્યું તેથી તું મારો ખરેખરો દીકરો છે ! "

સ્પર્શન—"માતાજી ! આવા પુરૂષોએ એવા પ્રકારનું વર્તન કરવું તે યોગ્ય જ છે. એ પ્રમાણે આચરણ કરીને મારા વ્હાલા મિત્રે મારા તરફનો દૃઢ પ્રેમ બતાવી આપ્યો છે. અરે ! આટલા સારા શબ્દો કહેવાની પણ શી જરૂર છે ? હવે તો આપણે ત્રણેને અરસ્પરસ એક બીજાના સુખ દુ:ખમાં એક સરખો ભાગ લેવાનો સંબંધ જોડાયો. મોટું કામ કરવાને જે પ્રાણી તૈયાર થયો હોય તેને વચ્ચે વચ્ચે વિઘ્નો-અડચણો આવે, પણ તેની શું તે કદિ પણ દરકાર કરે છે ? "

બાળ—"મારૂં પણ એ જ કહેવું છે. માત્ર પેલો મનીષી તે વાત જાણતો નથી."

સ્પર્શન—"તારે એવાનું શું કામ છે ? તારા સુખમાં એ પાપી વિઘ્ન કરનાર છે. હું પોતે અને તારી માતા જ માત્ર તારાં ખરાં સુખનાં કારણરૂપ છીએ."

બાળ—"એ બાબતમાં શો શક છે ? એ તો સંદેહ વગરની વાત છે ! "

આટલી વાતચિત થયા પછી અકુશળમાળાએ અને સ્પર્શને પોતાની યોગશક્તિ ચલાવીને પાછા બાળના શરીરમાં પ્રવેશ કર્યો.

મદનકંદળીને પ્રાપ્ત કરવાના બાળના પછાડા.
ફસાઇ જતાં આખી રાત્રી ભયંકર યાતના.
લોકોનો તિરસ્કાર, સજા, દુ:ખ અને ભય.

બાળના શરીરમાં જેવા તે બન્ને ( માતા અને સ્પર્શન ) દાખલ થયા કે તેજ વખતે મદનકંદળી સાથે વિષયસુખ ભોગવવાની બળવત્તર ઉત્સુકતા બાળને વધી પડી, તેના શરીરમાં દાહ થવા લાગ્યો, તેને બગાસાં આવવા લાગ્યાં, તે બિછાના પર પડી ગયો અને આમથી તેમ અને તેમથી આમ શરીર પછાડવા લાગ્યો. આવા પ્રકારની તેની ચેષ્ટા મધ્યમબુદ્ધિએ દૂરથી જોઇ, તેને બાળ ઉપર દયા આવી, પણ મનીષીનું વચન સંભારીને તેણે બાળને સમાચાર પણ પૂછ્યા નહિ.

મદનકંદળીના વાસભુવનમાં.

આ વખતે સૂર્ય અસ્ત થયો. રાતના પહેલે પહોરે જ બાળ બહાર નીકળી પડ્યો. મધ્યમબુદ્ધિએ તેને બહાર નીકળતો જોઇને તેની તરફ તિરસ્કાર બતાવ્યો પણ આ વખતે તે તેની પછવાડે ગયો નહિ. પેલો બાળ શત્રુમર્દન રાજાના રાજભુવન પાસે આવી પહોંચ્યો, અને ગમે તે પ્રકારે રાજભુવનમાં દાખલ થયો. દૂરથી મદનકંદળીનું અંત:પુર જોયું એટલે તે તરફ તેણે ચાલવા માંડ્યું. લોકોની હાજરી તે વખતે બહુ ગીચોગીચ હોવાને લીધે,[1] રાત્રીના અંધકારને લીધે, ચોકીદારો બીજા કામમાં ઘુંચાઇ ગયેલા હોવાને લીધે, કોઇ પણ ન જુએ તેવી રીતે બાળ મદનકંદળીના વાસભુવનમાં દાખલ થઇ ગયો. તેના મધ્ય ભાગમાં જાજ્વલ્યમાન પ્રકાશ કરતા મણિ રત્નના દીવાઓની નીચે મોટી કિંમતનો એક વિશાળ પલંગ તેના જોવામાં આવ્યો. તે વખતે મદનકંદળી રાણી શયનગૃહની નજીકમાં આવી રહેલી બાજુની [2]પ્રસાધન શાળામાં પોતાના શરીરપર ચંદનાદિનું વિલેપન કરતી હતી, કપડાં અલંકારો ધારણ કરતી હતી અને શણગાર સજતી હતી. પેલી શય્યાને શૂન્ય જોઇને બાળ તેના ઉપર ચઢ્યો; શય્યા બહુ કોમળ છે તે વિચારથી તેના મનમાં આનંદ થયો; પોતાનું પ્રાવરણ[3] ઉપાડીને ઓશિકા પર મૂકી હજુ તો જરા આડો અવળો ન થાય ત્યાં

---

૧ લોકોના ટોળામા તે દાખલ થઇ ગયો એમ જણાય છે.

૨ Toilet room કપડા, આભૂષણો ધારણ કરવાં, કેશ ઓળવા વિગેરે, શણગાર સજવાનો ખાનગી ઓરડો

૩ પ્રાવરણ ઉપરનું અંગ્રાર પિછોડો, ઓવરકોટ.

તો શત્રુમર્દન રાજાએ સાયંકાળને યોગ્ય સર્વ કાર્યો કરી, સભાને વિસર્જન કરી, થોડાક અંગિત પુરૂષોને સાથે લઇને સભામંડપમાંથી શયનગૃહ તરફ આવવા માંડ્યું. તે વખતે હાથમાં બળતી મશાલો લઇને કેટલાક સેવકો મહારાજાને માર્ગ બતાવતા હતા. વાતચિત કરતાં અને ધીમે ધીમે ચાલતાં રાજા અનુક્રમે વાસુભુવનનાં બારણાં સુધી આવી પહોંચ્યા. રાજા પોતે આવે છે એમ દૂરથી બાળે જોયું.

શત્રુમર્દન વાસભુવનમાં.

શત્રુમર્દન રાજાનું ભવ્ય રાજતેજ હોવાને લીધે, બાળના હૃદયમાં સત્ત્વ બીલકુલ ન હોવાને લીધે, ખરાબ કામનું આચરણ નિરંતર ભય ઉત્પન્ન કરનાર હોવાને લીધે, કર્મવિલાસ રાજા એવા પ્રાણીઓથી હંમેશા વિપરીત હોવાને લીધે, અકુશળમાળા પોતાનું ફળ આપવાને ઘણી આતુર થયેલી હોવાને લીધે અને સ્પર્શન પોતાનો વિપાક ( ફળ પરિણામ ) બતાવવાને તૈયાર થઈ ગયેલો હોવાને લીધે, બાળનાં અંગોપાંગો અત્યંત ભયથી ધ્રૂજવા લાગ્યાં અને તેની સાથે બાળ પલંગ ઉપરથી પટકાઇને સ્વયમેવ જ ભૂમિ ઉપર પડ્યો, જમીનથી પલંગ ઘણો ઊંચો હોવાને લીધે, રત્નમય ફરસબંધી અતિ તેજસ્વી હોવા સાથે અવાજ કરે તેવી હોવાને લીધે અને બાળનું શરીર શિથિલ તથા અસ્તવ્યસ્ત થઇ ગયેલું હોવાને લીધે બાળના પડવાનો મોટો ધડાકો થયો.

એ શું થયું ? એ તપાસવાને રાજા એકદમ શયનગૃહમાં દાખલ થયો. ત્યાં તેણે બાળને જોયો. એ ત્યાં કેવી રીતે દાખલ થઇ ગયો હશે, એ સંબંધમાં રાજાના મનમાં અનેક તર્કવિતર્ક થવા લાગ્યા. પલંગના ઓશિકા ઉપર રાજાએ બાળનો ઓવરકોટ ( અંધાર પીછોડો ) જોયો અને શય્યા અવ્યવસ્થિત થયેલી જોઇ. આથી એ શય્યા પરથી નીચે પડ્યો છે એમ રાજાના લક્ષ્યમાં આવ્યું અને ખાતરી થઇ કે એ અત્યંત દુષ્ટ માણસ છે અને વળી રાણીની અભિલાષા કરનારો છે. આટલી પ્રતીતિ થતાં રાજાને તેના ઉપર ઘણો ક્રોધ આવ્યો. બાળની દીનતા તુરતજ તેના જાણવામાં આવી ગઇ, પણ એ મહા અધમ પુરૂષ છે તેથી તેના હેવાનિયતપણાનો હવે છેડો લાવવો જ જોઇએ એવી બુદ્ધિથી રાજાએ તેની પીઠ ઉપર પગની લાત મારી, તેના બન્ને હાથને પાછળ આડા વાળીને ભરડો દીધો અને તે બહુ બૂમો પાડતો

સપડાવું અને રાજ્ય હુકમ.

હતો તેની દરકાર કર્યા વિના તેના પોતાના જ અંધારપીછોડાથી તેને મજબૂત બાંધ્યો.

પછી પોતાના વિભીષણ નામના સેવકને બોલાવીને રાજાએ કહ્યું "અરે વિભીષણ ! આ મહા અધમ પુરૂષ છે. એને આ જ રાજમંદિરના આગણામાં રાખીને હું સાંભળી શકું તેવી રીતે આખી રાત સારી રીતે હેરાન કરો અને એનાં પાપનાં ફળ એને સારી રીતે ચખાડો. એને એટલી બધી પીડા આપો કે એનો કરૂણ સ્વર-રડવાનો અવાજ હું આખી રાત સાંભળ્યા કરૂં." વિભીષણે રાજ્યઆજ્ઞા માથે ચઢાવી. પછી મોટે સ્વરે રાડો પાડીને રડતાં બાળકને પકડીને વિભીષણ નજીકની રાજ્યભૂમિમાં તેને ઘસડી ગયો, વજ્ર જેવા આકરા કાંટાથી ભરેલા લોઢાના થાંભલા સાથે તેને બાંધ્યો, કોરડાના સખત ફટકા તેને લગાવ્યા, તેના શરીર પર ધગધગતું ગરમ તેલ રેડ્યું, તેની આંગળીઓમાં લોઢાની ખીલીઓ ઠોકી અને એવી એવી અનેક પ્રકારની કદર્થનાઓ કરી વિભીષણે બાળને આખી રાત નારકીના જીવો જેવી પીડા સહન કરે છે તેવી પીડા તેને ઉપજાવી. એવી પીડાથી બાળે આખી રાત હૃદયને વીંધી નાંખે તેવા કરૂણાજનક પોકાર કર્યા.

રાત્રીમાં અસહ્ય યાતના.

તેનો રડવાનો અવાજ કેટલાક મનુષ્યોએ જાતે સાંભળ્યો અને કેટલાક એક બીજાના કર્ણોપકર્ણ સાંભળવાથી રાજમંદિરમાં શું બન્યું છે તે જાણવાને આખું નગર પ્રભાતમાં રાજમંદિર નજીક એકઠું થયું. તેઓએ બાળને જોયો. "અરે હજુ પણ એ પાપી જીવે છે?"-એવાં એવાં કડવાં વચનો એના સંબંધમાં લોકો બોલવા લાગ્યાં. તેવાં વચનો સાંભળવાથી બાળને હતું તે કરતાં પણ સો ગણું વધારે દુઃખ લાગવા માંડ્યું. તે વખતે રાત્રે જે હકીકત બની હતી તે કેટલાક નગરવાસીઓને વિભીષણે કહી સંભળાવી, જે સાંભળી બાળની ધીઠતા તરફ સર્વને વધારે અણગમો આવ્યો અને તેના વિશેષ દ્વેષી થયા. પરિણામે આખરે નગરના આગેવાન શહેરીઓએ રાજાને પ્રાર્થના કરી કે "મહારાજ ! આપ નામદારશ્રી સાથે પણ જે આવી રીતે વર્તે છે તે દુષ્ટ માણસ હોવો જ જોઇએ; તો હવે તેના સંબંધમાં એવો બંદોબસ્ત કરો કે જેથી બીજો કોઇ પણ મનુષ્ય તેના જેવું ખરાબ કામ કદિ કરે નહિ."

લોકોનો તિરસ્કાર

હવે તે શત્રુમર્દન રાજાને એક સુબુદ્ધિ[1] નામનો પ્રધાન હતો.

---

૧ આ જૈન હૃદય છે. સજા કરે તો પણ દેહાંતદંડની સજા નહીં એમ આ હૃદય જણાવે છે. અત્યારે પણ ફાંસીની સજાના લાભાલાભ પર ઘણી ચર્ચા ચાલે છે.

એની બુદ્ધિ શ્રી અર્હત્પરમાત્માના આગમના બોધથી પવિત્ર થયેલી હતી. તેણે એક દિવસ રાજા પાસે નમ્રતાપૂર્વક માગણી કરી હતી કે કોઇ પણ હિંસાના કામમાં તેના ઉપર મહેરબાની કરીને તેની સલાહ પૂછવી નહિ. રાજાએ પ્રધાનની તે માગણી કબૂલ રાખી હતી.

દેહાંત દંડની આકરી સજા.

આટલા માટે એ સુબુદ્ધિ પ્રધાનની સલાહ લીધા વગર જ રાજાએ પોતાના સેવકોને ફરમાન કર્યું કે 'એ અધમ પાપીને અનેક પ્રકારની પીડાઓ નીપજાવીન પછી મારી નાખો.' બાળને દેહાંતદંડની આવી ભારે શિક્ષા થતી જોઇને રાજ્ય તરફથી જાણે મોટો લાભ થયો હોય તેમ લોકો બહુ રાજી થયા. ત્યાર પછી બાળને એક ગધેડા ઉપર બેસાડવામાં આવ્યો, તેની ડોકમાં રામપાત્રનો હાર પહેરાવવામાં આવ્યો, લાકડી, મુઠ્ઠી અને પથ્થરોથી ચોતરફ તેના ઉપર પ્રહાર કરવામાં આવ્યા અને તેવી સ્થિતિમાં દીન સ્વરે આક્રંદ કરતાં અને બીજા માણસો પોતાની તરફ અત્યંત હૃદયભેદી કડવાં વચનો બોલે તે સાંભળતાં બાળને નગરના રાજ્યમાર્ગ, ત્રીભેટાઓ, ચોક અને બજારમાં સર્વ ઠેકાણે ફેરવવામાં આવ્યો. નગર ઘણું મોટું હોવાને લીધે સર્વત્ર ફેરવવામાં લગભગ આખો દિવસ નીકળી ગયો. સાંજ પડવા આવી ત્યારે તેને વધ કરવાને સ્થાનકે રાજસેવકો લઇ આવ્યા. ત્યાં આગળ એક ઝાડની શાખા સાથે તને ગળાફાંસો દઇને લટકાવવામાં આવ્યો અને તેને એવી રીતે લટકાવેલો જોઇને નગરવાસી જનો શહેરમાં પાછા ફર્યા.

પાસ તૂટ્યો. ઘરે ગયો.

હવે ભવિતવ્યતાને લીધે બાળના ગળામાં જે દોરડું બાંધવામાં આવ્યું હતું તે તૂટી ગયું,[1] બાળ નીચે પટકાઇ પડ્યો, તેને મૂર્છા આવી ગઇ. મડદા જેવો ચેષ્ટા વગરનો થઇ ગયો, બહારનો મંદ મંદ આવતો ઠંડો પવન તેના શરીરને લાગ્યો તેથી ધીમે ધીમે તેને ચેતના આવી, એટલે જમીનને વળગતો વળગતો અને નિસાસાના અવાજ કરતો તે પોતાના ઘર તરફ ગયો.

## એક ખુલાસો.

[ કુમાર નંદિવર્ધન પાસે આ વાર્તા વિદુર કરે છે, આખી વાર્તા સંસારીજીવ સદાગમ સમક્ષ કહે છે અને અગૃહીતસંકેતા

---

૧ અસલ ફાંસી એકવારજ થતી; જો દોર તૂટે તો ગુન્હેગારના નસીબ ! હમણા હુકમ લખે છે તેમાં જીવ જતાં સુધી લટકાવી ફાસી આપવી એમ ખાસ જણાવે છે; નહિ તો ફાંસીએ ચઢાવ્યો, એટલે સજા પૂરી થાય.

વિગેરે સર્વ સાંભળે છે—એ વાંચનારના ધ્યાનમાં હશે. આટલી વાત સાંભળીને વચ્ચે અગૃહીતસંકેતાએ પૂછયું " અરે સંસારીજીવ ! તું જે વાતા કહે છે તેમાં ક્ષિતિપ્રતિષ્ઠિતપુર નગરમાં મોટી શક્તિ (વીર્ય) વાળો કર્મવિલાસ નામનો રાજા છે એમ તેં પ્રથમ કહ્યું હતું અને વાર્તા આગળ ચાલતાં અનેક પ્રકારના શાસન કરનાર શત્રુમર્દન રાજા તે જ નગરમાં છે એમ કહ્યું ! તો એ બન્ને વાત કેમ ઘટી શકે ? "

સંસારીજીવ—" ભોળી બહેન ! જ્યારે હું ( મારો જીવ ) નંદિવર્ધન હતો અને જે વખત વિદુર મારી પાસે એ વાર્તા કરતો હતો ત્યારે મેં પણ તેને એ જ સવાલ પૂછ્યો હતો, જેના જવાબમાં વિદુરે મને જણાવ્યું હતું કે ' કર્મવિલાસને અંતરંગ રાજ્યનો રાજા સમજવો અને શત્રુમર્દનને બહિરંગ રાજ્યનો રાજા સમજવો. એ પ્રમાણે જ્યારે તમે વિચારશો ત્યારે આ વાતમાં જરા પણ વિરોધ જેવું લાગશે નહિ. બહિરંગ રાજાઓની આજ્ઞા બહિરંગ નગરોના અપરાધીઓ ઉપર ચાલે છે, બીજા કોઇની ચાલતી નથી અને અંતરંગ રાજાઓ તો ગુપ્ત રહીને લોકોને પોતાની શકિતવડે સારાં ખરાબ નિમિત્તો જોડી આપે છે. ( જેઓએ શુભ કર્મો કર્યાં હોય તેઓની સાથે સારાં નિમિત્તો જોડી આપે છે અને જેઓએ અશુભ કર્મો કર્યાં હોય તેઓની સાથે ખરાબ નિમિત્તો જોડી આપે છે ); પછી નિમિત્તને લઇને સારાં ખરાબ ફળ પ્રાણી ભોગવે છે. બાળને જે જે દુઃખ થયાં તે પરમાર્થથી તો કર્મવિલાસ રાજાની પ્રતિકૂળતાને લીધે જ થયાં એમ તારે સમજવું. ' આ પ્રમાણે વિદુરે કહ્યું ત્યારે મારા મનમાં જે શંકા થઇ હતી તે દૂર થઇ. હવે તું સમજી ? ત્યાર પછી નંદિવર્ધન કુમાર પાસે વિદુરે વાતા આગળ કહી, તે હવે સંભળાવું છું. "]

## મધ્યમબુદ્ધિની વ્યવહારૂ વિચારણા.

વિદુર કહે છે:—મહા મુશ્કેલીથી એક પહોર રાત ગઇ ત્યારે બાળ પોતાના ઘર નજીક આવી પહોંચ્યો. હવે બીજી બાજુએ તે દિવસે સવારમાંજ મધ્યમબુદ્ધિએ બાળનો આગલી રાતનો સર્વ હેવાલ[1] લોકો પાસેથી સાંભળ્યો હતો. બાળ ઉપર તેને હજુ પણ કિંચિત્ સ્નેહ હોવાને લીધે ઉપરની હકીકત સાંભળીને તેને કાંઇક શોક થયો અને તે પોતાના મનમાં વિચારવા લાગ્યો કે ' અહો ! બાળને આટલું બધું દુઃખ કેમ થયું ? ' વળી ફરીથી વધારે વિચાર કરતાં તેના મનમાં આનંદ થયો અને ચિંતવન થયું કે ' અહો ! મનીષીનાં વચન પ્રમાણે કરવાનું અને

---

૧ શત્રુમર્દન રાજાએ બાળને કેવી કદર્થના કરી વિગેરે.

નહિ કરવાનું આ ભવમાં જ કેવું પરિણામ થાય છે તે ખરેખર વિચારવા યોગ્ય છે. તેના ઉપદેશ પ્રમાણે વર્તવાથી મને હાલ જરા પણ ખેદ ન થયો અને મારો અપયશ પણ ફેલાયો નહિ. અગાઉ મનીષીનું વચન મેં માન્યું નહોતું ત્યારે મને ક્લેશ પણ થયો હતો અને મારો અપયશ પણ સારી રીતે બોલાયો હતો. [1] બાળ તો જરા પણ અપવાદ વગર મનીષીનાં વચનથી તદ્દન ઉલટીજ જ રીતે વર્તતો આવ્યો છે તેથી તેને માથે અનેક પ્રકારનાં દુઃખો પડ્યાં કરે, દુનિયામાં તેના અપયશનો ઢોલ વાગે અને છેવટે તેનું મરણ પણ થાય તો તેમાં નવાઇ જેવું શું છે ? ખરેખર, મનીષીનાં વચન ઉપર મને પ્રીતિ થઇ અને તે પ્રમાણે ચાલવાનો મેં નિશ્ચય કર્યો તેથી હું ખરેખરો ભાગ્યશાળી છું. ડાહ્યા માણસોએ કહ્યું છે કેઃ—

**नैवाभव्यो भवत्यत्र सतां वचनकारकः ।**
**पक्तिः काङ्कटुके नैव, जाता यत्नशतैरपि ॥**

'જે પ્રાણીનું ભવિષ્યમાં સારૂં થવાનું ન હોય ( જે અભવ્ય હોય ) તે કદિ સજ્જન પુરૂષોનાં વચનને અનુસરનાર થતોજ નથી, સેંકડો પ્રયત્ન કરવા છતાં કાંગડું મગ કદિ ચઢતો-પાકતો નથી.' આવી રીતે વિચાર કરતાં બાળ ઉપર તેના મનમાં જરા જરા સ્નેહ હતો તે પણ નાશ પામી ગયો અને પોતાના મનમાં એક પ્રકારની શાંતિ થઇ ગઇ. આવી જાતના વિચારોમાં તેનો તે આખો દિવસ પસાર થઈ ગયો. હવે રાતે જ્યારે બાળ ત્યાં આવી પહોંચ્યો ત્યારે લોકાચાર પ્રમાણે તેની સાથે મધ્યમબુદ્ધિએ સહજસાજ વાત કરી અને સમાચાર પૂછ્યા, ત્યારે બાળે વિષાદપૂર્વક પોતાને જે જે પીડાઓ થઇ હતી તે સર્વ કહી સંભળાવી. તેની વાતો સાંભળી તેના વર્તનથી તેના પ્રત્યે અતિ અનાદર થવાથી મધ્યમબુદ્ધિએ વિચાર્યું કે આવા પ્રાણીને શિખામણ આપવી નકામી છે. માત્ર તેની શરમ ખાતર ઉપર ઉપરથી કાંઈક શોક તેણે દર્શાવ્યો. બાળનાં સર્વ અંગોનાં ચૂરેચૂરાં થઇ ગયાં હતાં અને મન દુઃખથી આકુળવ્યાકુળ થઇ ગયું હતું, તેમજ તેને રાજ્ય તરફથી મોટો ભય હતો તેથી ગુપ્ત રીતે તે મહેલમાં જ પડી રહ્યો, બીલકુલ બહાર ન નીકળતાં મહેલમાં જ રહેવા લાગ્યો અને એવી સ્થિતિમાં ઘણો વખત પસાર થયો.

---

૧ **બાળની** સાથે એક વખત પોતે ગયો ત્યારે કેવું દુઃખ થયું હતું અને અપકીર્ત્તિ થઇ હતી. તેની સાથે આ વખતે ન ગયો તેનું પરિણામ તે બરાબર સરખાવી શકે છે.



# પ્રકરણ ૧૧ મું.

## પ્રબોધનરતિ આચાર્ય.



વે તે નગરની બહાર આવેલા નિજવિલસિત[1] નામના ઉદ્યાનમાં પ્રબોધનરતિ નામના આચાર્ય સમવસર્યા-પધાર્યા. ગંધહસ્તિને[2] વિંટળાઇને અનેક ઉત્તમ નાના મોટા હાથીઓ રહે છે તેમ તે મહાત્મા આચાર્યની સાથે અનેક અતિશય ગુણવાળા મોટા નાના શિષ્યો રહેલા હતા, તેઓશ્રી કરૂણારસના પ્રવાહ હતા, સંસારસમુદ્ર તરવા માટે સેતુબંધ (પાજ-પુલ) હતા, તૃષ્ણાલતાનો છેદ કરવા માટે ફરશી હતા, માનપર્વતનો નાશ કરવા માટે વજ્ર[3] હતા, ઉપશમ ( સમતા ) વૃક્ષ ( ઝાડ ) ના મૂળ હતા, સંતોષઅમૃતના દરિયા હતા, સર્વ વિદ્યા-સમુદ્રમાં પ્રવેશ કરવા માટે તીર્થ[4] હતા, વિશુદ્ધ આચારોના ઘર[5]

---

૧ **નિજવિલસિત:** આત્મગુણમાં વિલાસ કરવો-રમણતા કરવી-એ રૂપ ઉદ્યાન-બગિચો-અંતઃકરણનો નાજુક વિભાગ. એ અંતઃકરણમા પ્રબોધ-જ્ઞાન શુદ્ધ દશામાં આવિર્ભાવ પામવા પર આ ઉપનય સમજવો. આ ઉદ્યાનનો બરાબર અર્થ આગળ **સુબુદ્ધિ** મંત્રી કરશે. એનો પ્રભાવ આગળ આ પ્રસ્તાવના સોળમા પ્રકરણમાં જોવામા આવશે

૨ **ગંધહસ્તિ**ની આકર્ષક શક્તિથી અનેક હાથીઓના ટોળા તેને અનુસરીને ચાલે છે, સર્વ હાથીઓના મદ તેની પાસે ગળી જાય છે

૩ **વજ્ર:** ઇંદ્રનું હથિયાર, તે મોટા પર્વતને કાપી નાખે છે માન પર્વત જેવો છે; તેને કાપી નાખવા માટે આચાર્ય વજ્ર જેવું કામ કરતા હતા.

૪ **તીર્થ:** સમુદ્ર અથવા નદીમા પ્રવેશ કરવાના માર્ગને 'તીર્થ' કહે છે. માગધ વરદામ વિગેરે લવણસમુદ્રને અંગે આ અર્થમા તીર્થ છે, કાશી જેવા ક્ષેત્રો વિદ્યાવતાર તીર્થ કહેવાય છે આ મહાત્મા પોતેજ વિદ્યાપીઠ હતા એમ કહેવાનો આશય છે

૫ **આચારોના ઘર:** તેઓમા જ્ઞાન હોવા સાથે વિશુદ્ધ આચારો-ક્રિયામાર્ગ પોષનારા તત્ત્વો-પણ હાજર હતા.

હતા, પ્રજ્ઞાચક્રની નાભિ[1] હતા, લોભસમુદ્રના વડવાનળ[2] હતા, ક્રોધસર્પને માટે મોટા મંત્ર[3] હતા, મહામોહના અંધકારને દૂર કરનાર સૂર્ય હતા, શાસ્ત્રરત્નોની પરીક્ષા કરવાને કસોટિના પથ્થર હતા, રાગવનનાં વૃક્ષોને બાળી નાખનાર દાવાનળ[4] હતા, નરકદ્વારને બંધ રાખવામાં મોટી ભોગળ[5] હતા, શુદ્ધ માર્ગના બતાવનાર હતા, અતિશયવાળા જ્ઞાનરત્નના ભંડાર હતા અને ટુંકામાં કહીએ તો એ મહાત્મા સર્વ ગુણોના મિલનસ્થાન[6] હતા.

## મનીષી માટે કર્મવિલાસની અનુકૂળતા.

હવે પેલી બાજુએ કર્મવિલાસ રાજાએ જ્યારે જાણ્યું કે મનીષી

---

૧ **પ્રજ્ઞાચક્રની નાભિ:** પ્રજ્ઞા-સમયસૂચકતા આદિ તાત્કાળિક બુદ્ધિ-તે રૂપ ચક્રના મધ્યભાગ રૂપ હતા; મતલબ તેઓમાં અનેક પ્રકારની બુદ્ધિ હતી.

૨ **વડવાનળ:** દરિયામાં એક પ્રકારનો અગ્નિ થાય છે તે મહા ભયંકર હોઈ સમુદ્રના પાણીનુ શોષણ કરે છે. એ અગ્નિને 'વડવાનળ' કહેવામાં આવે છે. આ મહાત્મા લોભરૂપ સમુદ્રની સાથે વડવાનળનુ કામ કરનારા હતા—મતલબ લોભનો નાશ કરનારા હતા.

૩ **મંત્ર:** મહા ભયંકર અને ઝેરી સર્પને વશ કરવા જાગુલી મંત્રનો ઉપયોગ કરવામાં આવે છે, એનાથી સર્પનું ઝેર ઉતરી જાય છે. ક્રોધ ભયંકરપણામાં સર્પ-એરૂ જેવો જ છે. એને વશ કરવામાં અને એનુ ઝેર ઉતારવામાં આ મહાત્મા પાસે જાગુલી મત્ર સમાન આત્મબળ હતુ.

૪ **દાવાનળ:** જગલમાં જ્યારે દાવાનળ થાય છે ત્યારે એ ભયંકર અગ્નિથી સર્વ ઝાડોનો નાશ એક સાથે થઇ જાય છે. આ મહાત્મા રાગવનમાં ઉગેલાં સર્વ કષાયવૃક્ષોને બાળી નાખનાર દાવાનળ જેવા હતા.

૫ **ભોગળ:** અર્ગલા. જુના જમાનાના ઘરના બારણાની બાજુમાં ભીતમા પ્રવેશ કરતી અને ખેચવાથી બારણાની આડી આવી રહેતી ભોગળો રાખવામાં આવતી હતી. એ ભોગળ જ્યાં સુધી દ્વારની આડી હોય ત્યાં સુધી બારણું ઉઘડી શકતુ નથી, નરકના બારણાંની પાછળ તેઓ ભોગળ જેવા હતા તેથી નરકના બારણા તેઓ માટે સર્વદા બધ જ રહેતાં. બીજી રીતે બારણાંને બહારથી બધ કરી શકાય તેવી ગોઠવણવાળા અદરના આગળીઆને પણ ભોગળ-અર્ગલા કહેવામા આવે છે. બન્નેમાંથી એક પણ રીતે દ્વારની સામે ભોગળ લગાવવામાં આવી હોય તો પછી તેને-ભોગળને (અર્ગલાને) ખસેડ્યા વગર બારણાં ઉઘડી શકતાં નથી.

૬ **મિલનસ્થાન:** મળવાનું ઠેકાણુ એકત્ર થવાની જગા. એમનામા સર્વ ગુણો એક સ્થાને એકઠા થઇને આવી રહ્યા હતા.

તો દરરોજ સ્પર્શનથી ઉલટો જ ચાલ્યા કરે છે ત્યારે રાજાને તેના ઉપર વધારે પક્ષપાત થયો અને તેણે શુભસુંદરીને કહ્યું "વહાલી! તું સારી રીતે જાણે છે કે અનાદિકાળથી મારી આ પ્રકૃતિ એક સરખી વર્તે છે; જે સ્પર્શનની સાથે અનુકૂળ થઇને રહે છે તેની સાથે મારે પ્રતિકૂળપણે વર્તવું પડે છે; સ્પર્શનની સાથે જે પ્રતિકૂળ થઇને રહે છે; તેની સાથે મારે અનુકૂળપણે વર્તવું પડે છે. જ્યાં હું પ્રતિકૂળપણે વર્તું છું ત્યાં અકુશળમાળા મારી સહાયમાં સાધનભૂત થઇ રહે છે; અને તેની મારફત હું કામ લઉં છું અને જ્યાં હું અનુકૂળપણે વર્તું છું ત્યાં તું પોતે મારી સહાયમાં રહે છે અને તારી મારફત હું કામ લઉં છું. આ પ્રમાણે હકીકત હોવાથી બાળ, સ્પર્શનને અનુકૂળ રહેતો હતો તેથી મેં અકુશળમાળા દ્વારા મારૂં પ્રતિકૂળ ફળ તેને થોડું થોડું બતાવી આપ્યું છે તે તો તેં જોયું, પણ આ મનીષી સ્પર્શનને પ્રતિકૂળ રહે છે તેને મારૂં અનુકૂળ ફળ હજુ સુધી મેં બતાવ્યું નથી. એને સ્પર્શન ઉપર આસક્તિ ન હોવા છતાં કોમળ શય્યા, સ્ત્રીસંભોગ વિગેરેના અનુભવમાં અનેક પ્રકારનાં સુખ થાય છે અને દુનિયામાં તેનો યશ બોલાય છે તેમજ તેને (મનીષીને) દુઃખની ગંધ પણ આવતી નથી તે સર્વનું કારણ તારી સહાયદ્વારા હું જ છું, છતાં મારી જ્યારે તેના ઉપર કૃપા થઇ છે ત્યારે તેને માત્ર એટલું જ ફળ મળે તે ઠીક કહેવાય નહિ; તેને હજુ સુધી જે લાભ થયો છે તે તો ગેરલાભ ન થવા પૂરતો જ લાભ છે, પણ તેને વિશેષ ખાસ લાભ આપવો જોઇએ; માટે એ મનીષીને વિશેષ લાભ મળે તે માટે મારી મરજી પ્રમાણે તું પ્રયાસ કર, કારણ કે વિશેષ પ્રકારના ખાસ લાભને તે યોગ્ય છે."

શુભસુંદરીએ જવાબ આપ્યો "બહુ સારૂં, આર્યપુત્ર! બહુ સારૂં. આપ કહો છો તે અતિ સુંદર છે. મારા મનમાં પણ હતું કે એ મનીષી આપની કૃપાને ખાસ યોગ્ય છે. આપે ફરમાવ્યું તેમ તેના સંબંધમાં હું પ્રયત્ન કરીશ."

નિજવિલસિતમાં ત્રણે ભાઇઓ.

આ પ્રમાણે કહીને શુભસુંદરીએ પોતાની યોગશક્તિ પ્રગટ કરી, પોતે અંતર્ધાન થઇ મનીષીના શરીરમાં પ્રવેશ કર્યો, મનીષીના મનમાં ઘણોજ પ્રમોદ[1] થયો, આખું શરીર અમૃતના સિંચનથી તરબોળ થઇ ગયું, નિજવિલસિત ઉદ્યાનમાં જવાની ઇચ્છા તેને થઇ આવી, તે તરફ જવા સારૂ તે નીકળ્યો, પણ વળી મનમાં વિચાર થઇ આવ્યો

---

૧ પ્રમોદઃ મનીષીનો આનંદ અંતરંગ પ્રમોદમાંજ છે એ ધ્યાનમાં રાખવું.

કે ત્યાં એકલો કેવી રીતે જઉં? મધ્યમબુદ્ધિને ઘરમાં ને ઘરમાં ભરાઇ રહ્યાને હવે તો ઘણો વખત થઇ ગયો છે, લોકો બાળની વાત પણ લગભગ ભૂલી જવા આવ્યા છે અને તેથી મધ્યમબુદ્ધિને જાહેરમાં દેખાવામાં શરમાવાનું કાંઇ કારણ રહ્યું નથી, માટે તેને પણ [1]નિજવિલસિત ઉદ્યાનમાં સાથે લઇ જાઉં. આ પ્રમાણે વિચાર કરી મનીષી મધ્યમબુદ્ધિ પાસે ગયો અને પોતાના મનમાં નિજવિલસિત ઉદ્યાનમાં જવાની ઇચ્છા થઇ આવી હતી તે તેને કહી સંભળાવી. પેલી બાજુએ કર્મવિલાસ રાજાએ પોતાની સ્ત્રી સામાન્યરૂપાને ઉત્સાહિત કરી કે તેણે પણ પોતાના પુત્રને તેનાં કર્મનું ફળ આપવું. એ સામાન્યરૂપા રાણી જે મધ્યમબુદ્ધિની માતા થતી હતી તે અકુશળમાળા અને શુભસુંદરીથી સાધારણ પ્રકારની ( ઓછી ) શક્તિવાળી અને ચિત્રવિચિત્ર ફળને આપનારી હતી. તેણે મધ્યમબુદ્ધિના શરીરમાં પ્રવેશ કર્યો. તેની પ્રેરણાથી મધ્યમબુદ્ધિની ઇચ્છા પણ નિજવિલસિત ઉદ્યાનમાં જવાની થઇ અને મધ્યમબુદ્ધિએ બાળને પણ એ ઉદ્યાનમાં અવશ્ય આવવાનું કહેવાથી પરાણે પરાણે તે પણ નિજવિલસિત ઉદ્યાનમાં આવવાને પ્રવર્ત્યો. એવી રીતે બાળ મધ્યમબુદ્ધિ અને મનીષી ત્રણે નિજવિલસિત ઉદ્યાનમાં ગયા.

## પ્રમોદશેખર મંદિર તરફ પ્રયાણ.

કુતૂહળથી નાના પ્રકારના વિલાસ કરતા કરતા તેઓ નિજવિલસિત ઉદ્યાનમાં આવી રહેલા એક પ્રમોદશેખર [2] નામના જિનમંદિરમાં આવી પહોંચ્યા. તે દેવમંદિર મેરૂપર્વતની પેઠે ઘણું ઉંચું [3] હતું, સાધુના હૃદયની પેઠે અતિ વિશાળ [4] હતું અને તેમાં

---

૧ **નિજવિલસિત ઉદ્યાન**મા ત્રણે ભાઇઓ કેવી જૂદા જૂદા પ્રકારની પ્રેરણાથી જાય છે તે ખાસ લક્ષ્યમાં લેવા યોગ્ય છે.

૨ **પ્રમોદશેખર**–આત્મગુણવિલાસમા જે પ્રમોદ–નિરતિશય આનંદ થાય છે તેનો અંતરમા સાક્ષાત્કાર–અનુભવ–એ પર અહીં રૂપક છે. એમા આદિનાથનું મંદિર અને હૃદયમંદિર બન્નેનો ભાવ સાથે રાખ્યો છે. વિશેષાર્થ આગળ **સુબુદ્ધિ** મંત્રી સમજાવશે. ( જુઓ પ્રકરણ ૧૬ મુ–ચાલુ પ્રસ્તાવનું. )

૩ **ઉંચું**: શ્લેષ. ( ૧ ) મેરૂપર્વત ઘણો ઉંચો–એક લાખ યોજન છે; ( ૨ ) મંદિરના શિખરો પણ ગગનચુંબી હોય છે.

૪ **વિશાળ**: શ્લેષ. ( ૧ ) મનની વિશાળતા સાધુ પક્ષે; અને ( ૨ ) જગ્યાની વિશાળતા મંદિર પક્ષે.

સૌંદર્ય[1] અને ઔદાર્યના યોગથી તે દેવલોકને પણ હઠાવે તેવું હતું. શ્રીમાન્ યુગાદિદેવ શ્રી આદીશ્વર ભગવાનના બિંબને તે મંદિરમાં બિરાજમાન કરવામાં આવ્યા હતા. એ મંદિરની ચારે તરફ ઉંચો વિશાળ ગઢ આવી રહેલો હતો. લોકનાથ શ્રી યુગાદિદેવની મધુર સ્વરથી સ્તુતિ કરતા અને સ્તોત્રો બોલતા શ્રાવકલોકોનો કર્ણપ્રિય અવાજ સાંભળીને એ શું હશે એ જાણવાના કૌતુકથી ત્રણે કુમારો મંદિરમાં દાખલ થયા. તેઓએ ત્યાં મહા ભાગ્યવાન, શાંત, ધીર પ્રબોધનરતિ આચાર્ય મહારાજને જોયા. તેઓશ્રી દક્ષિણ દિશામાં બિરાજમાન થયેલા હતા, દેવભુવનના આંગણાના આભૂષણ જેવા હતા, અતિ વિનયી સાધુઓની વચ્ચે બેઠેલા હતા, મહા તપસ્વી હતા અને સંસારસમુદ્રથી પાર ઉતારનાર તીર્થંકર મહારાજનો કલંક વગરનો શુદ્ધ સનાતન[2] ધર્મ પ્રાણીઓને સંભળાવતા હતા. તે વખતે જાણે અનેક તારાઓવાળા આકાશમંડળમાં એક ચંદ્ર શોભતો હોય તેમ તેઓશ્રી શોભતા હતા.

ત્રણે ભાઇઓને આચાર્ય દર્શન.

**મનીષી** મહા નિર્મળ ચિત્તવાળો અને ભાવીભદ્રાત્મા[3] હોવાથી તેણે પ્રથમ જિનબિંબને પછી આચાર્યમહારાજને નમસ્કાર કરીને છેવટે સર્વ મુનિઓને પાદવંદના કરી. કાંઇક શુદ્ધ મનથી તેની પછવાડે પછવાડે મધ્યમબુદ્ધિએ પણ દેવ અને સાધુઓને નમસ્કાર કર્યા; પરંતુ પાપી માતા અકુશળમાળા અને મિત્ર સ્પર્શનની અસર નીચે મૂકાયલો અધમ બાળ કોઇને પણ નમ્યો નહિ. તેણે કોઇને વંદના પણ કરી નહિ અને કોઇને પગે પણ લાગ્યો નહિ. માત્ર સ્તબ્ધ મનવાળો થઇને એક ગામડીઆ જેવો-બુડથલ જેવો દેખાતો મનીષી અને મધ્યમબુદ્ધિ ઉભા હતા ત્યાં જઇને તેઓની પાછળ ગોઠવાઇ ગયો. ગુરૂમહારાજે તે

---

૧. **સૌંદર્ય અને ઔદાર્ય:** દેવલોકના ચૈત્યોમાં સૌંદર્ય બહુ હોય છે, કારણ કે દેવોને રત્ન મણિ માણેકની ખોટ નથી. આ હૃદયમંદિરમાં સૌંદર્ય સાથે વિશાળ હૃદયની અંદર રહેલી ઉદારતા પણ સ્પષ્ટ જણાતી હતી; તેથી તે દેવલોકના મંદિર કરતાં પણ વધારે ભવ્ય હતું. દેવલોકમાં સૌંદર્ય હોય છે પણ આ હૃદયમંદિરમાં ઔદાર્ય વધારામાં હતું તેથી પણ તેની વિશિષ્ટતા છે સૌંદર્ય અને ઔદાર્ય (૧) દેવલોક પક્ષે સ્થૂળ અને (૨) મંદિર પક્ષે માનસિક સમજવા, એ રીતે આ શ્લેષ ઘણો અર્થસૂચક છે.

૨ **સનાતન:** નિર્ણિત, અનાદિ, જુનો.

૩ **ભાવીભદ્રાત્મા:** જેનું નજીકના ભવિષ્યમાં સારૂં થવાનું હોય છે તેને 'ભાવી ભદ્રાત્મા' કહેવામાં આવે છે.

તે ત્રણેને મધુર વાક્યથી ધર્મલાભ[1] કહ્યો અને પ્રેમથી બોલાવ્યા. પછી તેઓ જમીનપર બેસી ગયા.

## શત્રુમર્દન રાજાનું ઉદ્યાનાગમન.

હવે સૂરિમહારાજ ઉદ્યાનમાં પધાર્યા છે એ વાત લોકો પાસેથી જિનભક્ત સુબુદ્ધિમંત્રીએ જાણી એટલે મુનિવંદન કરવા માટે તૈયાર થયા અને શત્રુમર્દનરાજાને પણ પ્રેરણા કરતાં તેણે કહ્યું 'સાધુ મહાત્માના પાદવંદનથી જેઓ આ જન્મમાં પોતાના આત્માના પાપપંક ( કચરા ) ને ધોઈ નાખે છે તેઓ મહા ભાગ્યવાન્ છે અને તેઓ ખરેખર ડહાપણવાળા છે.' સુબુદ્ધિમંત્રીનાં આવાં વચન સાંભળીને મદનકંદળી અને બીજી અંતઃપુરની રાણીઓ સહિત શત્રુમર્દનરાજા આચાર્યમહારાજને વાંદવા માટે ઉદ્યાન તરફ જવા સારૂ બહાર નીકળ્યો. રાજાને એ પ્રમાણે ઉદ્યાનમાં જતા જોઇને નગરના લોકોને અને સૈન્યને પણ આશ્ચર્ય ઉત્પન્ન થયું અને તેઓ પણ રાજાની પછવાડે ઉદ્યાન તરફ ચાલ્યા.[2] સૈન્ય સહિત શત્રુમર્દન રાજા ઉદ્યાનમાં આવેલા ચૈત્યમાં બિરાજમાન શ્રીયુગાદિદેવને પગે પડ્યા અને અંતઃકરણમાં ઘણો હર્ષ લાવીને પ્રબોધનરતિ આચાર્યને વંદના કરી તેમજ બીજા સર્વ સાધુઓને નમસ્કાર કર્યા. પછી ગુરૂમહારાજે અને સાધુઓએ તેને આશીર્વાદ[3] દીધો ત્યારે વિનયથી પોતાનું માથું નમાવીને રાજા જમીનપર બેઠો.

## સુબુદ્ધિની પૂજા અને સ્તુતિ.

સુબુદ્ધિમંત્રીએ પણ યુગાદિપ્રભુના ચૈત્યમાં આવી તીર્થંકર ભગવંતના પદકમળમાં નમસ્કાર કર્યો અને દેવપૂજનસંબંધી ક્રિયાઓ બહુ વિચારણાપૂર્વક કરી. તેમાં ધૂપદીપાદિવડે દેવપૂજન કરતી વખતે

---

૧ **ધર્મલાભઃ** સાધુને કોઇ વંદન કરે ત્યારે તેઓ 'ધર્મલાભ' એટલા અક્ષર બોલે છે. એ જૈન પરિભાષાનો શબ્દ છે. એનો આશય ઘણો ગંભીર છે. વંદન કરનારને **ધર્મ**નો લાભ-ધર્મની પ્રાપ્તિ થાઓ એવો આશીર્વાદ છે અને **ધર્મ** એ સર્વસ્વ હોઇ પ્રાણીને સંસારથી ઉંચે લાવનાર છે.

૨ **આગેવાનનું અનુકરણઃ** આગેવાન પુરૂષને લોકો હમેશા અનુસરે છે, કોઇ વિસ્મયથી અને કોઈ કૌતુકથી પણ તેનાં કાર્યોને અનુસરે છે અને આમ હોવાથી આગેવાન પુરૂષોએ પોતાનો વ્યવહાર સ્વ અને પરના હિત ખાતર બહુ ઉંચા પ્રકારનો રાખવાની ખાસ જરૂર છે. महाजनो येन गतः स पन्थाः ।

૩ આશીર્વાદમાં સાધુઓ **ધર્મલાભ** એટલું જ કહે છે. સંસારસમુદ્રથી તારનાર **ધર્મ** તને મળો એ મહા પ્રશંસનીય આશિષ્ છે. જુઓ ઉપરની નોટ ના ૧.

ભક્તિથી તેનાં સર્વ અંગોમાં એક પ્રકારનો અપૂર્વ ઉત્સાહ ઉત્પન્ન થયો. વળી તેણે તીર્થંકરમહારાજને જમીનપર હાથ અને પગ લગાડીને વંદન કર્યું (પંચાંગ પ્રણામ કર્યા) તે વખતે તેના મનમાં ભાવના થઇ આવી કે આ પ્રાણીને સંસારઅરણ્યમાં તીર્થંકરમહારાજના દર્શન કે વંદનનો લાભ મળવો અત્યંત મુશ્કેલ છે. આ ભાવના એવી અપૂર્વ હૃદયસ્પર્શી થઇ કે તેનાથી તેનું મન બહુ નિર્મળ થઇ ગયું. આનંદજળથી તેની આંખો ભરાઇ ગઇ અને તે નેત્રજળવડે તેણે પોતાના પાપરૂપ મેલને ધોઇ નાખ્યો. ત્યારપછી ભગવાનના બિંબ ઉપર દૃષ્ટિ સ્થાપન કરીને પંચાંગ પ્રણામ (ખમાસમણ) ને છેડે પોતે જમીનપર બેઠો અને ભક્તિપૂર્વક શક્રસ્તવ[1] બોલ્યો. પછી હાથથી આંગળીઓને અંદર અંદર કમળના ડોડવા પેઠે મેળવી બે હાથની કોણીઓને પેટ ઉપર સ્થાપન કરીને–યોગમુદ્રાપૂર્વક[2] એકાગ્ર ચિત્ત કરી—લય લગાવીને અતિ મધુર વાણીથી ભુવનદેવ શ્રી યુગાદિનાથની સ્તુતિ [3]અનન્ય મનવડે તે કરવા લાગ્યો.

### સુબુદ્ધિ મંત્રીએ કરેલી યુગાદિદેવની સ્તુતિ.

"હે જગદાનંદ[4]! (જગત્‌ને આનંદ આપનાર!) મોક્ષમાર્ગ
"વિધાયક! (સર્વ કર્મથી મુક્તિ મેળવવાનો માર્ગ બતાવનાર!) તમને
"નમસ્કાર છે. હે જિનેંદ્ર! વિદિતઅશેષભાવ![5] (જેમને સર્વ ભાવો
"જણાયલા છે તેવા હે પ્રભુ!) [6]સદ્‌ભાવનાયક! (સુંદર ભાવોને

---

૧ **શક્રસ્તવઃ** નમુત્થુણં–એ શક્રસ્તવના નામથી ઓળખાય છે, એમાં તીર્થંકર મહારાજની સ્તુતિ છે.

૨ **યોગમુદ્રાઃ** દેવવંદન ભાષ્યમાં યોગમુદ્રાનું સ્વરૂપ આ પ્રમાણે બતાવેલું છેઃ બન્ને હાથની દશ આંગળીઓને માંહોમાંહે અંતરીત કરીને બન્ને હાથોને કમળના ડોડવાના આકાર પેઠે જોડવા અને બને હાથની કોણીઓને પેટ ઉપર લગાડવી. (દેવવંદન ભાષ્ય–ગાથા ૧૫ મી.)

૩ **અનન્ય મનઃ** એકચિત્ત; બીજી જગોએ–જ્યાં ત્યાં–નહિ ભમતું મન.

૪ **જગદાનંદ, મોક્ષમાર્ગવિધાયકઃ** મોક્ષમાં કોઇ પણ પ્રકારનું દુઃખ નથી, નિરંતર આત્માનંદ વર્તે છે–તે માર્ગને બતાવનાર તીર્થંકરમહારાજ હોવાથી તે જગતને આનંદ આપનાર છે.

૫ **વિદિતઅશેષભાવઃ** થઈ ગયેલા, થતા અને થવાના સર્વ ભાવોને જાણનાર પ્રભુ છે, તેઓથી કોઇ ભાવ અજાણ્યો નથી, અને તેવા અદ્‌ભુત જ્ઞાનબળને કારણે તેઓ નમનને યોગ્ય છે.

૬ **સદ્‌ભાવઃ** તેઓ હમેશાં સદ્‌ભાવવાળા છે. અને સદ્‌ભાવોના બનાવનાર છે. ખરાબ ભાવ તેઓ બતાવતા નથી, જો કે સર્વ ભાવોને તેઓ જાણે છે ખરા. લોકનાયક ઇંદ્ર કે ચક્રવર્તી તો સ્થૂળ નાયક છે, ભાવ ઉપર તેઓનું આધિપત્ય નથી; તેથી પ્રભુની ઇંદ્રાદિકથી પણ વિશેષતા છે એ ભાવ અત્ર બતાવ્યો છે.

"બતાવનાર ! ) તમને નમસ્કાર છે. અહો પ્રલીનઅશેષસંસાર-
"વિસ્તાર[1] ! હે પરમેશ્વર ! તમને નમસ્કાર છે. હે વચનાતીત[2] !
"ત્રણ લોકના શેખર[3] ! તમને નમસ્કાર છે. સંસાર સમુદ્રમાં ડૂબતા
"અનંત પ્રાણીઓને તારનાર[4] ! મહા ભયંકર સંસારરૂપ અટવીના
"સાર્થવાહ[5] ! તમને નમસ્કાર છે. હે પ્રભુ ! અનંત
"પરમાનંદપૂર્ણ ધામ (મોક્ષ) માં રહેલ આપશ્રીને લોકો ભક્તિથી[6]
"અહીં સાક્ષાત્ જુએ છે. જો એમ ન હોય તો હે પ્રભુ !
"તમારી મૂર્ત્તિની સ્તુતિ કરનારા પ્રાણીઓનાં પોતાનાં મનમાં
"જેવો પ્રમોદ[7] આવે છે તેવો આનંદ ત્રણ ભુવનમાં બીજા
"કોઇ પણ પદાર્થમાં કેમ ન આવે ? આપની મૂર્ત્તિમાં મને
"તો આપનો સાક્ષાત્કાર જણાય છે. હે નાથ ! જ્યાં સુધી
"સંસારી પ્રાણીઓનાં ચિત્તમાં આપશ્રી હોતા નથી ત્યાં સુધી જ

---

૧ **પ્રલીનઅશેષસંસારવિસ્તાર:** સંસારનો સર્વ વિસ્તાર—દેવ મનુષ્ય તિર્યંચ નારક ગતિનાં સર્વ દુઃખો જેઓનાં નાશ પામી ગયાં છે અને તેથી જે પરમ ઐશ્વર્યને પ્રાપ્ત થયા છે. ઐશ્વર્ય છતાં ઉપાધિનો નાશ થયો છે એ તેમની વિશેષતા છે.

૨ **વચનાતીત:** પ્રભુમા એટલા બધા ગુણો છે કે વચનોથી તેનું વર્ણન કરવું અશક્ય છે. હજારો જીભથી કરોડો વર્ષ સુધી તેમના ગુણોનું વર્ણન કરવામા આવે તો પણ તેમના ગુણો પૂર્ણ કહેવાય નહિ તેથી તેઓને 'વચનથી અતીત' કહ્યા છે.

૩ **ત્રણ લોકના શેખર:** લોકોમા તેમના જેવા કોઈ ન હોવાથી સર્વના મસ્તકપર જેમ મુગટ રહે તેમ તેઓ લોકોના શેખર તુલ્ય છે.

૪ **તારનાર:** સમુદ્રમાં ડૂબતા પ્રાણીઓને બચાવવાનું કામ ઘણું વિકટ છે. પ્રભુનું '**નિર્યામક**' વિશેષણ છે તેનો આ વિસ્તાર છે.

૫ **સાર્થવાહ:** ભયંકર જંગલમાં ફાડી ખાનારા જનાવરો તેમજ લુંટારાનો મોટો ભય હોય છે. આવી અટવી સાર્થવાહના સથવારા વગર ઓળગી શકાતી નથી. સંસારઅટવીમાં વિકારોનો તેવોજ આકરો ભય છે- એ ભયંકર અટવીમાંથી પ્રાણીને પ્રભુ યોગ્ય માર્ગે દોરી જઇને અટવીને બીજે છેડે મૂકે છે. પ્રભુના '**સાર્થવાહ**' વિશેષણપર આ વિસ્તાર છે.

૬ **ભક્તિથી સાક્ષાત્કાર:** આપ તો મોક્ષમા બિરાજમાન છો, પણ ભક્તિપૂર્વક આપને નમનારા લોકો અહીં—આ સંસારમાં પણ આપને જુએ છે. મૂર્ત્તિપૂજાનો આ ચમત્કાર છે અને ભક્તિયોગનુ માહાત્મ્ય સમજનારા તે બાબત પોતાના ખ્યાલમાં બરાબર લાવી શકે છે.

૭ **પ્રમોદ:** દ્રવ્યના નિમિત્તથી ભાવ કેવા પ્રકારના થાય છે તે એક વખત અમૃતક્રિયાનો અનુભવ કરતી વખતે જ ખબર પડે. મયણાસુંદરીનુ શાસ્ત્રપ્રસિદ્ધ દૃષ્ટાંત અહીં વિચારવા યોગ્ય છે.

" પાપના પરમાણુઓ (પાપ કર્મના ઉદય) નો તાપ તેઓનાં હૃદયમાં
" રહે છે પરંતુ જેવા આપશ્રી પ્રાણીઓનાં ચિત્તમાં વાસ કરો છો કે
" તુરત જ પ્રાણીનાં પાપપરમાણુઓ ( પાપકર્મો ) એકદમ નાશ
" પામી જાય છે, તેઓનાં સર્વ પાપપંક[1] ધોવાઇ જાય છે અને તેઓ
" ઉપર સદ્ભાવ અમૃતનું સિંચન થઈ તેઓને નિરંતર અપૂર્વ
" આનંદ પ્રાપ્ત થાય છે. જે બિચારાઓને ઉકળાટમાં શાંતિ કરનાર
" અને અનાથ દશામાં સનાથ બનાવનાર આપનો આશ્રય હોતો નથી,
" જેમનાં હૃદયમાં આપ સ્થાન પામતા નથી, તેઓ બાપડા રાગાદિ
" ચોરોવડે કેમ ન લુંટાય[2] ? આપશ્રીને નિઃશંક[3] મનથી ગ્રહણ
" કરીને અને મદ મત્સર વિગેરે ષડ્રિપુને ગળે પગ મૂકીને ( તેનો
" નાશ કરીને ) પ્રાણીઓ મોક્ષ ચાલ્યા જાય છે. જો અહિંસા[4] રૂપ
" હાથનો ટેકો આપીને આપ પ્રાણીઓને ઉંચા લાવત નહિ તો આખું
" જગત્ નરકરૂપ અંધકારમય ભયંકર કુવામાં પડી ગયું હોત. ભવ્ય
" પ્રાણીઓને તમારૂં શરીર અત્યંત સુંદર, સર્વ ક્લેશથી રહિત,
" વિકાર વગરનું અને બહુ મનોહર ભાસે છે, તેને જોતાં પ્રાણીને
" તુરત જણાઇ જાય છે કે હે વીતરાગ પ્રભો ! આપ પોતે અનંત વી-
" ર્યયુક્ત અને સર્વજ્ઞ છતાં અભવ્ય પ્રાણીઓને તેવા લાગતા નથી,
" તેનું કારણ તેઓનું પોતાનું પાપચરિત્ર[5] છે. પાપી માણસોની

---

૧ **પાપપંકઃ** પાપરૂપી કચરો ભક્તિજળથી ધોવાઇ જાય છે, અને સારા પાણીનો છટકાવ થાય છે. રસ્તો કે આંગણુ સાફ કરવા માટે પ્રથમ કચરો કાઢવામા આવે છે અને પછી પાણી છટાય છે.

૨ **રાગાદિ ચોરની લુંટઃ** ચોર પાસેથી ચોરી મૂકાવવા માટે મજબૂત શાસન કરનાર રાજા હોવો જોઈએ, જેના ભયથી ચોરો નાસી જાય. રાગાદિ ચોરપર પ્રભુનો એવો ધાક બેસી ગયો છે કે તે જ્યા હોય ત્યા **રાગ દ્વેષ વિગેરે ચોરટાઓ** રહીજ શકે નહિ. **મહાગોપ** વિશેષણ અહીં સાર્થક થાય છે.

૩ **શંકા વગરનું મન અને રિપુપર જયઃ** મોક્ષ જવા માટે બે બાબત કરવાની બતાવીઃ (૧) **શંકા વગર દેવપર શ્રદ્ધા** રાખવી; (૨) **ષડ્રિપુપર પગ દેવો. દર્શન** અને **ચારિત્રનો** ઉત્કૃષ્ટ વિષય અહીં બતાવી દીધો છે

૪ **અહિંસા હાથનો ટેકોઃ** કુવામા પડનારને પડતાં બચાવી લેવા માટે હાથના ટેકાની જરૂર છે. પાપમય જગત્ નરકમા જાય તેને ટેકો અહિંસાના ઉપદેશ રૂપ હાથથી ભગવાને આપ્યો. अहिंसा परमो धर्मः । એ **જૈનધર્મનો મુદ્રાલેખ છે**–તે વાત અહીં વધારે સ્પષ્ટ કરી છે. ' **મહામાહણ** ' વિશેષણ અહીં સાર્થ થાય છે.

૫ **પાપચરિત્રઃ** કોઇ અંધ માણસ સૂર્ય ન દેખી શકે તો તેમા સૂર્યનો

" દૃષ્ટિમાં વિકાર હોવાથી તેઓ શુદ્ધ રૂપને તથાસ્વરૂપે જોઇ શકતા " નથી. હે પ્રભુ! રાગ[1] દ્વેષ અને મહામોહને સૂચવનાર અનુક્રમે " હાસ્ય, શસ્ત્ર, વિલાસથી વિયુક્ત અને અક્ષમાળા વિગેરેથી રહિત હે " નિષ્પાપ પવિત્ર નાથ! તમને નમસ્કાર છે. હે પ્રભુ! તમે અનંત ગુણોથી " ભરપૂર છો, તેથી તમારી સ્તુતિ હું શી રીતે કરી શકું? હું તો " મંદ બુદ્ધિવાળો છું, પરંતુ આપ પ્રત્યે ગાઢ સદ્‌ભાવથી હું બંધાયો " છું. વળી મારા મનમાં જે શુભ ભાવનાઓ છે અને જેને હું પ્રગટ " બોલી શકતો નથી, તે તમે પોતેજ સારી રીતે જાણો છો; તો " હવે કૃપા કરીને ભવપરંપરાનો છેદ કરનારી તમારી નિશ્ચળ ભક્તિ " મારા ઉપર દયા કરીને મને ભવે ભવ જરૂર આપજો."

આવી રીતે ત્રિલોકનાથ શ્રી યુગાદિદેવની સ્તુતિ કરી ઉભા થઇ જિનમુદ્રા[2] ધારણ કરી ફરીવાર પંચાંગ ક્ષમાશ્રમણાદિપૂર્વક વંદન કરી આખરે મુક્તાશુક્તિમુદ્રા[3] ધારણ કરીને અતિ સુંદર રીતે જયવિયરાય સ્તોત્રથી તેમણે પ્રભુની સ્તુતિ કરીને નમસ્કાર કર્યા.

---

દોષ નથી તે નિયમ પ્રમાણે. **અભવ્યનું અધમ ચરિત્ર પ્રભુને સત્ય સ્વરૂપે જોઈ શકતું નથી.**

૧ **હાસ્ય શસ્ત્ર વિલાસ અક્ષમાળા:** રાગને સૂચવનાર હાસ્ય, દ્વેષને સૂચવનાર શસ્ત્ર અને મોહને સૂચવનાર વિલાસ પ્રભુને હોતા નથી. મતલબ તેઓ હાસ્ય અને વિલાસ જેવા સ્થૂળ ભાવ વગરના છે, તેનાથી તથા શસ્ત્રથી રહિત છે અને તેથી સ્થૂળ સાંસારિક પ્રાણીઓથી ઉંચી હદે ગયેલા છે. તેને જાપ કરવા લાયક અન્ય દેવ કોઇ નથી એ ભાવ અક્ષમાળાની ગેરહાજરી બતાવે છે.

૨ **જિનમુદ્રા:** દેવવંદનભાષ્યમાં જિનમુદ્રાનું સ્વરૂપ નીચે પ્રમાણે આપ્યું છે: " ચાર આંગળ જેટલું અંતર બે પગના આગળના ભાગમાં અને તેથી કાંઈક ન્યૂન અંતર પાછળના ભાગમાં રાખી બન્ને પગે સીધા ઉભા રહેવું–એમ કરવાથી **જિનમુદ્રા** થાય છે. ( દેવવંદનભાષ્ય–ગાથા ૧૯ મી. )

૩ **મુક્તાશુક્તિ મુદ્રા:** તેનું સ્વરૂપ આપતાં કહે છે કે " હાથની આંગળીને અન્યોન્ય આંતર્યા વગર બન્ને હાથ પોલા જોડી રાખીને લલાટસ્થળે ( કપાળે ) સ્થાપવા અથવા અન્ય આચાર્યોના મત પ્રમાણે લલાટથી દૂર રાખવા તેને **મુક્તાશુક્તિ મુદ્રા** કહે છે. ( દેવવંદનભાષ્ય–ગાથા ૧૭ મી. ) ભાષ્યકારના મત પ્રમાણે પંચાંગ પ્રણામ અને સ્તવપાઠ ( નમુત્થુણં ) વિગેરે ' યોગમુદ્રા ' થી કરવામાં આવે છે. એમાં હાથની દશે આંગળીઓને માહોમાહે આંતરી કમળના ડોડવાની જેમ બન્ને હાથ રાખી હાથની કોણીઓ પેટપર રાખવામાં આવે છે ( સદરગાથા ૧૫ મી ). દ્વાદશાવર્ત વંદન અને કાઉસગ્ગ જિનમુદ્રાથી કરાય છે અને ત્રણે પ્રણિધાન (જાવંત કેવી સાહૂ, જાવંતિ ચેઇયાઇ અને જયવિયરાય) મુક્તાશુક્તિ મુદ્રાથી કરાય છે ( સદર ગાથા ૧૮ મી ).

આ સુકૃત્યથી તે મંત્રીશ્વર પોતાના આત્માને બહુ કૃતાર્થ-ધન્ય-ભાગ્યશાળી સમજવા લાગ્યો અને પછી આનંદનાં આંસુવડે આચાર્યમહારાજનાં ચરણકમળને સીંચન કરતાં ગુરૂમહારાજને તેણે દોષમાત્રનો નાશ કરનાર દ્વાદશાવર્ત વંદન[1] કર્યું, મનમાં સમતાભાવ લાવીને પ્રસંગને અનુરૂપ બાકીના સર્વ સાધુઓને તેણે ભક્તિપૂર્વક નમસ્કાર કર્યા અને સૂરિમહારાજે તથા સાધુઓએ તેને 'ધર્મલાભ' આપ્યો. ત્યારપછી એ સુબુદ્ધિમંત્રી શુદ્ધ-જીવરહિત-પોતાને યોગ્ય જમીન પર બેઠો અને તેણે તે વખતે સૂરિમહારાજને સુખશાતા પૂછી.

### સૂરિમહારાજનો ઉપદેશ

હવે આચાર્યમહારાજે વિશેષ પ્રકારે ધર્મદેશના દેવા માંડી. દેશના દરમ્યાન તેઓએ પ્રથમ આ સંસારનું નિર્ગુણપણું બતાવ્યું; તેમાં બતાવી આપ્યું કે આ સંસાર મહા કનિષ્ઠ છે, ખાસ તજવા યોગ્ય છે, તેમાં કોઇ પણ પ્રકારનો લાભ કે વાસ્તવિક આનંદ જરા પણ નથી અને તે એકંદર રીતે આત્માને ઘણું નુકશાન કરનાર છે. એ સંસારને વધારનાર અને તેનું ખરેખરૂં કારણ કર્મો છે. તે કર્મો મિથ્યાત્વ ( અશ્રદ્ધા અને અજ્ઞાન ), અવિરતિ ( ત્યાગનો અભાવ), કષાય ( ક્રોધ, માન, માયા અને લોભ વિગેરે) અને યોગ (મન, વચન, કાયાની પ્રવૃત્તિ) ને લઇને આત્મા સાથે બંધાય છે, તેથી ખરેખરી રીતે એ સંસારનું કારણ મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ જ છે. વળી જો પ્રાણી બરાબર પુરૂષાર્થ કરે છે તો તે સર્વ કર્મથી મુક્તિ મેળવી નિર્વાણ પામી શકે છે અને ત્યારપછી તેને એકસરખો અહર્નિશ આનંદ જ પ્રાપ્ત થાય છે અને ત્યાંથી ફરીને કદિ પણ સંસારમાં પાછા આવવાનું થતું નથી. એ મોક્ષ પ્રાપ્ત કરવા માટે પ્રાણીએ કેવી પ્રવૃત્તિઓ આદરવી, તેમાં કેવાં કેવાં સાધનો યોજવાં તે પણ બતાવ્યું. આવી રીતે સંસારનું નિર્ગુણપણું, કર્મહેતુપર વિચારણાવિવેચનયુક્ત લંબાણ દેશના નિર્વાણની મહત્તા અને તે પ્રાપ્ત કરવાનાં સાધનોપરત્વે આપી. મુનિમહારાજ શ્રી પ્રબોધનરતિ આચાર્યની અમૃતના સિંચન જેવી આ મધુર દેશના સાંભળીને પ્રાણીઓ માનસિક સંતાપરહિત થઇ ગયા અને તેઓનાં મનમાં આનંદ આનંદ વ્યાપી રહ્યો.

---

૧ ગુરૂમહારાજને ત્રણ પ્રકારના વંદન થાય છે: ફિટ્ટા વંદન, થોભ વંદન અને દ્વાદશાવર્ત વંદન. ( જુઓ ગુરૂવંદન ભાષ્ય. ) એ ત્રણે વંદનનું ટુંકામાં સ્વરૂપ નીચે પ્રમાણે છે: મસ્તક નમાવી બે હાથ જોડી પ્રણામ કરવાથી ફિટ્ટા વંદન થાય છે. બે હાથ, બે જાનુ અને મસ્તક એ પાંચે અંગોને સંપૂર્ણ નમાવી બે વખત પ્રણામ કરવાથી થોભ વંદન થાય છે. દ્વાદશાવર્ત વંદન બે વાંદણાં દેવાથી થાય છે. (ગુરૂવંદન ભાષ્ય ગાથા ૧ અને ૪.)



# પ્રકરણ ૧૨ મું.

---

## ચાર પ્રકારના પુરૂષો.[1]



શત્રુમર્દન રાજાએ પોતાના તેજસ્વી નખોનાં કિરણોથી પ્રકાશિત અંજલી જોડી બન્ને હાથો કમળના ડોડાની જેમ મેળવી પોતાના મસ્તક સુધી લાવીને (હાથ જોડી નમસ્કાર કરીને) સૂરિમહારાજને પૂછ્યું "ભગવન્! સુખની વાંચ્છા કરનાર પ્રાણીએ આ સંસારમાં સર્વ સંપત્તિને પ્રાપ્ત કરાવનાર કઇ વસ્તુ અતિ પ્રયત્નથી પણ મેળવવી જોઇએ ?"

આચાર્ય—"રાજન્! આ સંસારમાં પ્રાણીએ ગમે તેટલો "પ્રયાસ કરીને સર્વજ્ઞમહારાજે બતાવેલો ધર્મ આ-"ચરવો જોઇએ, કારણ કે ધર્મ દ્રવ્ય મેળવી આપે "છે, મનની સર્વ કામનાઓ પૂર્ણ કરે છે અને "છેવટ સંસારથી મુક્તિ પણ અપાવે છે. એવી રીતે "ધર્મ સર્વ પુરૂષાર્થને સાધનાર હોવાથી તે ખાસ આદરવા યોગ્ય છે. "એ ધર્મ અનંત સુખથી ભરપૂર મોક્ષમાં પણ પ્રાણીને લઇ જાય છે "અને પ્રાણી સંસારમાં હોય ત્યાં સુધી પ્રસંગવશાત્ તેને સુખ પણ "મેળવી આપે છે."

સુખ કેમ મળી શકે ?

શત્રુમર્દન—"જો એમ છે તો સર્વ સુખના સાધનભૂત તે ધર્મને પ્રાણીઓ કેમ આચરતા નહિ હોય ? અને તેમ છતાં વળી સુખ મેળવવાની ઇચ્છા રાખીને પ્રાણીઓ શા માટે કલેશ પામતા હશે?"

---

૧ આ પ્રકરણની દરેક વાત બહુજ વિચારી સમજવા યોગ્ય છે, આખું પ્રકરણ ડબલ ઈનવર્ટેડ કોમામાં અને બ્લાક ટાઈપમા છે એમ ગણવું.

### આચાર્યે બતાવેલું ઇંદ્રિયોનું સ્વરૂપ.
### ઇંદ્રિયદમનથી સુખ અને તેની દુર્જયતા.
### સુખસાધન છતાં ધર્મદૂરીકરણમાં કારણો.

આચાર્ય—“ રાજન્ ! સુખ મેળવવાની ઇચ્છા જલ્દી થઇ શકે “ તેવી છે પણ ધર્મસાધન જલ્દી થઇ શકે તેવું નથી, કારણ જે પ્રા- “ ણીઓ પોતાની પાંચે ઇંદ્રિયોના સમૂહને જીતી લે છે તેઓ જ તેને “ ( ધર્મને ) સાધી શકે છે. હવે એ ઇંદ્રિયો અનાદિ ભવચક્રમાં પરિ- “ ભ્રમણ કરતાં બહુ બળવાન્ થઇ ગયેલી હોય છે; તેથી દુર્બુદ્ધિવાળા “ પ્રાણીઓ એને સાધારણ રીતે જીતી શકે તેમ નથી. આ પ્રમાણે “ હોવાથી એવા પ્રાણીઓ માત્ર સુખ મેળવવાની ઇચ્છા કરે છે “ પણ તેને પ્રાપ્ત કરી આપનાર ધર્મને આદરતા નથી, ઉલટા “ ધર્મથી દૂર નાસતા ફરે છે.

શત્રુમર્દન—“ સુખ મેળવવાની ઇચ્છાવાળા પ્રાણીઓ જે ઇંદ્રિયોનો જય કરવા અશક્ત થાય છે, જેનો જય કરી શકતા નથી અને ધર્મથી દૂર નાસે છે, તે ઇંદ્રિયો કઇ કઇ છે અને કેવા સ્વરૂપ- વાળી છે ? અને તે શા માટે દુર્જય ( દુઃખે કરીને-મુશ્કેલીથી જીતી શકાય તેવી ) છે ? એ સર્વ હકીકત હું બરાબર સાંભળવા ઇચ્છું છું તો આપ કૃપા કરીને મને સમજાવશો. ”

આચાર્ય—“ સ્પર્શન, જીહ્વા, નાક, આંખ અને કાન એ પાંચને “ ઇંદ્રિયો કહેવામાં આવે છે. જ્યારે પોતાને પસંદ આવે તેવો “ સ્પર્શ થાય ત્યારે આનંદ આવે અને પોતાનાં મનને ન ગમે તેવો “ સ્પર્શ થાય ત્યારે દુઃખ થાય-દ્વેષ થાય; એવી રીતે સારો સ્વાદ મળે “ ત્યારે જીભને ગમે, કડવો સ્વાદ આવે ત્યારે થુંકવાનું મન થાય; “ એ જ પ્રકારે સર્વ ઇંદ્રિયોના સંબંધમાં સમજી લેવું. નાકનું કામ “ સુંઘવાનું છે, આંખનું કામ જોવાનું છે અને કાનનું કામ સાંભળવાનું “ છે. તે પાંચે ઇંદ્રિયોને ઇષ્ટ વિષય મળે ત્યારે આનંદ થાય છે અને “ અનિષ્ટ સંયોગે દરેક ઇંદ્રિયને દ્વેષ થાય છે. પાંચે ઇંદ્રિયનું આ સ્વરૂપ “ છે. તમારા પ્રથમ પ્રશ્નનો એ ઉત્તર સમજવો. ત્યારપછી તમે બીજો “ સવાલ એ કર્યો છે કે ‘એ ઇંદ્રિયો દુર્જય શા માટે છે ?’ તેના સંબંધમાં “ તમને હકીકત કહું છું તે બરાબર ધ્યાન રાખીને સાંભળો. કેટલાક “ માણસો એવા બળવાન્ હોય છે કે લડાઇમાં હજારો યોદ્ધાઓને ભારે “ પડે અને મદોન્મત્ત હાથીઓને પણ વશ કરી શકે. આવા બળ-

" વાળા પુરૂષોને પણ ઇંદ્રિયો જીતી લે છે. ઇંદ્ર વિગેરે મહા શક્તિ-
" વાળા પ્રાણીઓ ત્રણે ભુવનને પોતાની શક્તિથી એક આંગળી
" ઉપર નચાવી શકે છે, તેવા જોરાવર પ્રાણીઓને પણ ઇંદ્રિયો એક
" ક્ષણવારમાં પોતાને વશ કરી લે છે. મોટા દેવ તરીકે ઓળખાતા
" બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર ( શિવ ) જેવાને પણ એ ઇંદ્રિયો
" પોતાને વશ કરી લે છે, તે એટલે સુધી કે તેઓ ઇંદ્રિયોના દાસ
" થઇને રહે છે.[1] સર્વ શાસ્ત્રોમાં પ્રવીણ હોય અને પરમાર્થના જાણ-
" કાર હોય એવા પ્રાણીઓ ઉપર પણ જ્યારે ઇંદ્રિયો પોતાનું સામ્રા-
" જ્ય ચલાવે છે, ત્યારે તેઓ નાના બાળકોની પેઠે વર્તે છે. એ ઇંદ્રિયો
" દેવતા, મનુષ્ય અને અસુરોથી ભરેલા ત્રણે લોકને પોતાના બળથી
" રાંક તુલ્ય માને છે, તેની જરાએ દરકાર કરતી નથી અને તેની તરફ
" તિરસ્કારની નજરથી જુએ છે. તેટલા માટે હે રાજન્ ! એ ઇં-
" દ્રિયો દુર્જય છે એમ મેં કહ્યું છે, એ હવે તમારા સમજવામાં
" બરાબર આવ્યું હશે ! "

ત્યાર પછી મનીષીની હકીકત જ્ઞાનથી જાણીને સૂરિમહારાજ સર્વને બોધ આપવા સારૂ બોલવા લાગ્યા; તે વખતે તેઓની દંતપંક્તિમાંથી નીકળતાં કિરણોવડે જાણે તેઓના હોઠ રંગાઇ ગયા હોય તેવા લાગતા હતા. સૂરિ મહારાજ આગળ બોલ્યા કે " હે રાજન !
" સર્વ ઇંદ્રિયોની તો શી વાત કરૂં ? પણ એક સ્પર્શેંદ્રિય પણ લોકોમાં
" મહા બળવાળી થઇને રહે છે. તે એટલી બધી બળવાન છે કે તેને
" એકલીને જીતવાને જગતના અનંત જીવો સમર્થ થઈ શકતા નથી,
" જ્યારે તે એકલી સ્થાવર અને જંગમ ( સ્થિર અને ચાલતા ) ત્રણે
" લોકને જીતીને પોતાના કબજામાં લઇ શકે છે અને તેઓને પોતાને
" વશ રાખે છે. "

### સ્પર્શેંદ્રિયનો જય કરનાર પુરૂષો.

શત્રુમર્દન—" મહારાજ ! એ સ્પર્શેંદ્રિયને જીતનાર કોઇ પણ મનુષ્ય હશે કે આ ત્રણ ભુવનમાં એ ઇંદ્રિયનો જય કરનાર કોઇ પણ પ્રાણી હયાત હશેજ નહિ ? "

આચાર્ય—" રાજન્ ! સ્પર્શેંદ્રિયપર જય મેળવનાર પુરૂષો

[1] બ્રહ્માનો તિલોત્તમા સાથેનો પ્રસંગ, કૃષ્ણનો અનેક ગોપીઓ સાથેનો પ્રસંગ અને શંકરનો તાપસી સાથેનો પ્રસંગ. તેઓ ઇંદ્રિયનું દાસત્વ કેવી રીતે સ્વીકારી ચૂક્યા હતા તે બતાવી આપે છે. જુઓ ચોથા પ્રસ્તાવનું પરિશિષ્ટના. ૨ તથા કામદેવના વર્ણન માટે પ્ર. ૪ પ્ર. ૧૪.

" દુનિયામાં છે જ નહિ એમ તો ન જ કહેવાય, પણ તેનાપર જય
" મેળવનાર બહુ થોડા છે એમ કહી શકાય. એ સ્પર્શેંદ્રિયપર જય
" કરનારા પ્રાણીઓ બહુ થોડા હોય છે. તેનું કારણ હું તને કહી સંભ-
" ળાવું છું તે ધ્યાન રાખીને સાંભળ. આ ભુવનમાં [1]જઘન્ય, મધ્યમ,
" ઉત્કૃષ્ટ અને ઉત્કૃષ્ટતમ–એમ ચાર પ્રકારના પુરૂષો હોય છે. આ ચારે
" પ્રકારના પુરૂષોનું સ્વરૂપ તને કહું છું તે બરાબર ધ્યાનમાં લેવા
" યોગ્ય છે.

## ( ૧ ) ઉત્તમોત્તમ પ્રાણીઓનું સ્વરૂપ.

" એ ચાર પ્રકારના પ્રાણીઓમાં જે ઉત્તમોત્તમ ( ઉત્કૃષ્ટતમ )
" પુરૂષો કહ્યા છે તેનું સ્વરૂપ પ્રથમ કહું છું તે સાંભળો: અનાદિ કા-
" ળથી આ પ્રાણીનો ઇંદ્રિયો સાથે સંબંધ ચાલતો આવેલો છે પ્રત્યેક
" ભવમાં પ્રાણી ઇંદ્રિયની લાલનાપાલના કરતો આવ્યો છે અને તેથી
" તેને તે બહુ વહાલી લાગતી આવી છે. તેનું બરાબર સ્વરૂપ જ્યારે
" ઉત્તમોત્તમ પ્રાણીને સર્વજ્ઞમહારાજના બતાવેલાં વિશુદ્ધ આગમોના
" સંબંધથી જણાય છે ત્યારે તેવો પ્રાણી જેને આપણે 'ઉત્કૃષ્ટતમ'
" વિભાગમાં જણાવ્યો છે તેના સમજવામાં આવે છે કે એ ઇંદ્રિયો
" અને ખાસ કરીને પ્રસ્તુત સ્પર્શેંદ્રિય બહુ દોષોનું સ્થાન છે અને
" અનેક દોષોને ઉત્પન્ન કરનાર છે. એટલું જણાયા પછી વળી વધારે
" તપાસ કરતાં તેમને માલુમ પડે છે કે એ ઇંદ્રિયને મહાત્મા પુરૂ-
" ષોએ તિરસ્કારી કાઢેલ છે. એટલું જણાતાં પોતાનાં મનમાં સંતોષ
" લાવીને પોતે ગૃહસ્થ અવસ્થામાં હોય તો પણ વસ્તુતત્ત્વ બરાબર
" ઓળખીને સ્પર્શેંદ્રિયની લોલુપતામાં પડી કોઈ પણ પ્રકારનું અણ-
" ઘટતું આચરણ કરતા નથી. વળી આગળ ચાલતાં એવા પ્રાણીઓને
" જિનાગમનો વિશેષ બોધ થાય છે અને શાસનમાં સ્થિરતા પ્રાપ્ત
" થાય છે ત્યારે તેઓ સ્પર્શેંદ્રિય સાથે પોતાને જે કાંઇ સંબંધ રહ્યો
" હોય તે સર્વ તોડી નાખે છે અને ભાગવતી દીક્ષા લઇ મનને અ-
" ત્યંત નિર્મળ કરી સંતોષભાવ ધારણ કરી તદ્દન સ્પૃહા વગરના–
" ઇચ્છા વગરના થઇ જાય છે અને તેવી સ્થિતિમાં તેઓને સ્પર્શન
" તરફ કાંઈ ઇચ્છા કે વલણ જરા પણ થતું નથી. ત્યારપછી તેઓ
" ભયંકર સંસારઅટવીથી ખેદ પામી પાપ વગરના થઇ મનમાં મહા
" સત્વ ધારણ કરી સ્પર્શનને જે પ્રતિકૂળ બાબતો હોય તેની જ સે-
" વના કરે છે, પણ સ્પર્શનને જે વાત ગમતી હોય–જે તેને અનુકૂળ
" હોય તેની સેવના કરતા નથી, તેવી વસ્તુ આદરતા નથી અને તેની

[1] કનિષ્ટ, મધ્યમ, ઉત્તમ અને ઉત્તમોત્તમ.

"સાથે સંબંધ રાખતા નથી, ત્યારપછી તેઓ ભૂમિ ઉપર શયન "કરે છે પણ કોમળ શય્યાને શોધતા નથી, તેઓ પોતાના માથા- "પરના, મૂછના તથા દાઢીના વાળનો લોચ કરે છે પણ તેને સારી "રીતે ઓળતા નથી અને તેને દુઃખ ન થાય તેવી રીતે ક્ષૌર ( હજા- "મત ) કરાવતા નથી. આવી રીતે અનેક પ્રકારના સ્પર્શનને પ્રતિકૂળ "શારીરિક કલેશોને તેઓ ખુશીથી આદરે છે અને સ્પર્શેદ્રિયને સુખ "થાય તેવી બાબતોની જરા પણ ઇચ્છા રાખતા ન હોવાથી તેઓને "કલેશોથી જરા પણ આકુળતા થતી નથી. એ પ્રમાણે સર્વ "કર્મોથી થતા કલેશોનો નાશ કરીને સ્પર્શેદ્રિયપર સંપૂર્ણ જય "મેળવી તેઓ આખરે નિવૃત્તિનગરી ( મોક્ષ ) માં ચાલ્યા જાય "છે. જ્યાં ગયા પછી તેઓને કોઇ પણ પ્રકારનો કલેશ કદિ થઇ "શકતો નથી. આવી રીતે તેઓ સ્પર્શેદ્રિયપર સંપૂર્ણ જય મેળવે "છે. આવા પ્રકારના પ્રાણીઓને વિચક્ષણ મનુષ્યો 'ઉત્કૃષ્ટતમ' "( ઉત્તમોત્તમ ) વર્ગના મનુષ્યો કહે છે અને જેઓ એ પ્રમાણે વર્તે "છે તે મહા ભાગ્યવાન્ હોય છે, પણ એટલી વાત ખરી છે કે એવા "ઉત્કૃષ્ટતમ વર્ગના પ્રાણીઓ જગતમાં વિરલા (બહુ થોડા) હોય છે."

## ઉપદેશથી જૂદી જુદી અસર.

મનીષીના વિશુદ્ધ વિચારો.

ભગવાન્ આચાર્યમહારાજ શ્રી પ્રબોધનરતિનાં આવાં વચન સાંભળીને સુંદર મનવાળા મનીષીના મનમાં વિચાર[1] થયો કે આ ભગવાને જેવું સ્પર્શેદ્રિયનું સ્વરૂપ હમણા કહી બતાવ્યું અને તેમાં જણાવ્યું કે એ સ્પર્શેદ્રિય અત્યંત આકરી છે તેવુંજ સ્વરૂપ બોધ અને પ્રભાવે મને અગાઉ [2]સ્પર્શનનું કહ્યું હતું. તે વખતે મને જણાવ્યું હતું એ મહા બળવાળો સેનાની સ્પર્શન અંતરંગ નગરમાં વસનાર છે આટલા ઉપરથી એમ સમજાય છે કે હમણા આચાર્યમહારાજે જે સ્પર્શેદ્રિયનું વર્ણન કર્યું તે પુરૂષના આકારમાં સ્પર્શન અમને સર્વને છેતરે છે. આ વાત બરાબર તેમજ હોવી જોઇએ, નહિ

---

૧ વિચારશીળ મનીષી પોતાના મનમાં જ વિચાર કરી સ્વયં બોધ પામે છે સુજ્ઞ સરલ મહાત્માઓનો એ જ માર્ગ છે. એને બળવાન્ નિમિત્ત મળે કે તુરત એ રસ્તે આવી જાય છે; બાહ્ય પ્રેરણાની એને વિશેષ જરૂર રહેતી નથી.

૨ બોધ અને પ્રભાવે કહેલા સ્પર્શનના સ્વરૂપ માટે જુઓ ઉપર–આ પ્રસ્તાવનું પ્રકરણ ૪થું. અહીં તે હકીકતનો ઉપનય મનીષી પોતે જ બહુ સારી રીતે ઉતારે છે વિદુરે બાળ અને મનીષીની વાર્તા કહેવા માંડી ત્યારથી જ આ વિષય શરૂ થાય છે. વિદુરની વાર્તા પ્રકરણ ત્રીજાથી શરૂ થાય છે.

તો આવી રીતે કેમ હોઇ શકે? વળી ભગવાને જે 'ઉત્તમોત્તમ' પુરૂષોનું વર્ણન કર્યું તેવું જ વર્ણન ભવજંતુનું મારી પાસે સ્પર્શને કર્યું હતું[1] અને તેજ વખતે તેણે જણાવ્યું હતું કે સદાગમના બળથી એ સ્પર્શનનો પૂર્વનો મિત્ર ભવજંતુ પોતાના પ્રિયમિત્રનો (સ્પર્શનનો) તિરસ્કાર કરીને સંતોષની મદદ વડે નિવૃતિ નગરીએ ચાલ્યો ગયો અને તેણે વધારે જણાવ્યું હતું કે પોતે (સ્પર્શન) તેના ખેદમાં ગળામાં ફાંસો નાખી આપઘાત કરતો હતો. બોધ અને પ્રભાવે મને અગાઉ જે હકીકત કહી હતી તે અને અત્યારે પ્રબોધનરતિ મહારાજ જે હકીકત કહે છે તે એક બીજાની સાથે મેળવવાથી એમાં રહસ્ય શું છે તે બરાબર સમજાઇ જાય છે, માટે આ બાબતમાં હવે કાંઇ સંદેહ રહેતો નથી. હવે બાકીના ત્રણે પુરૂષોની હકીકત સાંભળી સર્વ રહસ્ય જાણી લઉં. આ સૂરિમહારાજ પોતાની વિશાળ જ્ઞાનદૃષ્ટિથી સ્થાવર અને જંગમ ત્રણ લોકના સર્વ ભાવોને બરાબર જાણે છે અને તેઓ સર્વ પ્રકારની શંકાઓનું નિરાકરણ કરવાને સમર્થ છે.

મધ્યમબુદ્ધિની મનીષા.

આશ્ચર્યયુક્ત દૃષ્ટિથી અને મનનપૂર્વક મનીષી જ્યારે આ પ્રમાણે પોતાના મનમાં વિચાર કરતો હતો ત્યારે મધ્યમબુદ્ધિએ તેના તરફ પોતાનું ચિત્ત આપીને પૂછ્યું "ભાઇ મનીષી! તું તારા મનમાં કાંઇ ઊંડો વિચાર કરતો હોય એમ જણાય છે. શું કાંઇ તારા સમજવામાં નવીન તત્ત્વની હકીકત આવી છે?"

મનીષી—"આ મહાત્મા મુનિમહારાજ ચોખા શબ્દોમાં બધી વાત કરે છે તો પણ ભાઇ! શું તારા સમજવામાં હજુ મુદ્દાની વાત આવી નથી? મને તો જરા પણ શંકા વગર એમ લાગે છે કે આ મહાત્માએ જેવું સ્પર્શેંદ્રિયનું વર્ણન કર્યું તેવો જ સ્પર્શન પણ હતો."

આ પ્રમાણે વાત સાંભળી ત્યારે મધ્યમબુદ્ધિને આશ્ચર્ય લાગ્યું અને તેથી સ્પર્શન અને સ્પર્શેંદ્રિય એકસરખા કેવી રીતે હોઇ શકે? એવો સવાલ તેણે પૂછ્યો; તેના જવાબમાં મનીષીએ તેનું કારણ પોતાના મનમાં હતું તે સર્વ તેને કહી[2] સંભળાવ્યું અને તેમાં તેણે સ્પ-

---

૧ જુઓ પ્રકરણ ૩ જું. ત્યાં ભવજંતુના પ્રસંગની વાર્તા સાથેજ બાળનું કથાનક શરૂ થાય છે.

૨ મૂળ હકીકત તો એમ છે કે વ્યવહારૂ મધ્યમબુદ્ધિના મનમાં મનીષી (જાણવાની ઈચ્છા) થવાથી તે સ્વરૂપ તે સમજી ગયો અને બાળનું લક્ષ્ય ત્યાં ન હોવાથી તે સમજ્યો નહિ. યાદ રાખવાનું છે કે બાળ, મનીષી અને મધ્યમબુદ્ધિ એક રીતે અંતરંગ રાજ્યના પાત્રો છે બાળનું લક્ષ્ય ન હોવાથી તે કાંઇ સમજ્યો નહિ તે આપણે તુરતમાં જોશું.

શ્રેંદ્રિય અને સ્પર્શન એક કેવી રીતે છે તે ભવજંતુનો સંબંધ બતાવી સ્પષ્ટ કરી આપ્યું.

બાળના તુચ્છ વિચારો.

તે વખતે બિચારો [1]બાળ તો પાપકર્મના જોરથી ચારે દિશામાં આમ તેમ જોયા કરતો હતો અને ગુરૂમહારાજ હિતનાં વચન બોલતા હતા તે તરફ તદ્દન અનાદર બતાવતો હતો. હવે તે વખતે આચાર્યમહારાજના મુખમાંથી નિકળતી અમૃતજેવી વાણીનું પાન કરતી મહા સ્વરૂપવાળી અને વિશાળ આંખોવાળી મદનકંદળી રાણી જે રાજાની સમીપે જ બેઠી હતી તેના ઉપર બાળની પાપી નજર ગઇ, એટલે તુરત જ તેના મનમાં વિચાર થયો કે મારી હૃદયવલ્લભા મદનકંદળી પણ અહીં જ આવેલી જણાય છે ને શું ?

બાળદષ્ટિએ મદનકંદળી.

અહાહા ! સોનાની જેવી કાંતિને ધારણ કરતું તેનું શુદ્ધ શરીર દેખવા માત્રથીજ તેની સંપૂર્ણ કોમળતા-નાજુકતા બતાવી આપે છે ! તેના બન્ને પગો જેની અંદરની શિરાઓ દેખાતી નથી, જે કાચબાની પીઠ જેવા ઉન્નત ( ઉપસેલા ) છે અને જે ઘણા ઉત્તમ પ્રકારના અને સરખા છે તે [2]રક્ત કમળની જેવી શોભા આપે છે. એ મદનકંદળીના બન્ને સાથળો કામદેવના મંદિરમાં જાણે [3]તોરણનો આકાર ધારણ કરતા હોય તેમ ઘણા સુંદર દેખાવાથી બહુ શોભા આપે છે, એ સુંદર સ્ત્રીના નિતંબ ઉપર આવી રહેલી [4]મેખલાવડે જાણે કામદેવરૂપી હાથી બંધાઇ ગયો હોય એમ જણાય છે અને તે તેની સામું જોનારને અમૃતનું પાન કરાવે છે.

---

૧ મુનિ ઉપદેશ આપે છે ત્યારે **બાળ** કેવો ધંધો કરે છે તે વિચારવા યોગ્ય છે. ઉપદેશ વખતે આવી દશા બાળજીવોની થઈ આવે છે તે પર ધ્યાન આપવું. ઉપયોગ રાખવાથી આ બાબતો સુધરી શકે છે

૨ **મદનકંદળી**ના પગ રાતાં કમળની જેવા દેદીપ્યમાન કાંતિવાળા છે, તેની નસો દેખાતી નથી; તે કાચબાની પીઠની માફક ઉપસી આવેલ અને ઘટ છે. રાતા કમળને પદ્મ કહેવામાં આવે છે. આખું વાક્ય શ્લેષ છે. **શિરા:** ( ૧ ) નાડી, ( ૨ ) નસ, રેસા

૩ **તોરણ:** એ સુંદરીના સાથળો કમાનની જેમ અર્ધચંદ્રાકાર છે તે જાણે કામદેવના મંદિરમાં તોરણ લટકાવી દીધું હોય તેવા લાગે છે. **તોરણ:** ( ૧ ) કમાન. ( ૨ ) તોરણ.

૪ **મેખલા:** કંદોરો-સ્ત્રીઓ કટ ઉપર પહેરે છે. એ જાણે મન્મથમાતંગને ( કામદેવરૂપ હાથીને ) બાંધવાની વિશાળ સાંકળ હોય તેવી શોભા આપે છે **મેખલા:** ( ૧ ) કટિસૂત્ર, કંદોરો; ( ૨ ) હાથીને બાંધવાની સાંકળ.

[1]એ નમણી સ્ત્રીની સુંદર કેડ ઉપરના ભારથી કૃશ થઇ ગયેલી અને [2]ત્રિવલયથી શોભતી તેમજ રોમરાજીને ધારણ કરતી અતિ સુંદર દેખાય છે. [3]સત્કામરસની વાવડી જેવી તેની નાભિ ( ડુંટી ) અતિ મનોહર લાગે છે અને સજ્જન પુરૂષોના હૃદય જેવી અતિ ગંભીર[4] જણાય છે. એનાં સ્તનો કઠીન, ગોળ, પુષ્ટ, પાણીના કુંભનો[5] (કળશનો) આકાર ધારણ કરનારાં, અને અતિ સુંદર છે. અહાહા! સુકુમાર, મનોહર અને મહા પુણ્યથી મળી શકે તેવી અતિ રમણીય એની બે [6]બાહુલતા છે. સુંદર રૂપ ધારણ કરનારાં એ સુંદરીના કર ( કાંડા થી જાણે રાતા અશોકનાં નવીન, સુંદર [7]રક્ત પલ્લવો પણ :જીતાઇ ગયા હોય એમ મને લાગે છે. તેની ગોળાકાર ડોક ઉપર [8]ત્રણ રેખાઓ

૧ અથવા જંઘાયુગ્મ અને મન્મથ હાથીને જૂદા લેવા. જંઘાયુગ્મ તોરણનો આકાર (આવો) ધારણ કરે છે. મેખલાના કલાપથી બાંધેલા હાથી જેવું તેનું નિતંબબિંબ અમૃત જેવુ લાગે છે કાનને, જીભને અથવા આંખને સારૂ લાગે તે સર્વ '**અમૃતાયતે**' એમ કહેવાય છે. અહીં આંખને સારૂં લાગે છે એમ સમજવું. ( આ નોટ પૃ. ૪૮૦ના છેલ્લા વાક્યને અંગે છે. )

૨ **ત્રિવલય:** માંસ અને ચરબીને લીધે થતા પેટના વાટા ગોળાકાર હોય છે અને કામી જનોને બહુ સુંદર દેખાય છે. કૃશતામાં પણ સૌંદર્ય છે. ભાર-શરીરના ઉપરના ભાગનો અને વલયપક્ષે માંસ ચરબીનો સમજવો. મોહદૃષ્ટિએ સર્વ વસ્તુ સુંદર દેખાય છે. કેડને બદલે 'ઉદર' શબ્દ વાપરવાની સૂચના થઇ છે. કારણમાં જણાવાય છે કે ત્રિવળી ઉદર ઉપર હોય છે અને સ્ત્રી સબંધે 'કૃશોદરી' વિશેષણ પણ વપરાય છે તેથી અહીં ઉદરની પ્રશંસા જણાય છે. આ સૂચના પણ વિચારણીય છે.

૩ **સત્કામ રસ:** (૧) કામદેવનો રસ; (૨) શુભ કાર્ય કરવાની પ્રીતિનો રસ.

૪ **ગંભીર:** (૧) ઉંડી; (૨) વિશાળ

૫ **પાણીના કુંભ** સાથે બધા શ્લેષો છે. બરાબર મળતા આવી જશે વાંચવાથી સ્પષ્ટ થાય તેવા સર્વ શબ્દો છે.

૬ **લતા** સાથે સર્વ વિશેષણો શ્લેષ છે. **સુકુમાર:** (૧) નાજુક; (૨) લતા પક્ષે કુમળી. **પુણ્ય:** (૧) શુભ કર્મ; (૨) ઉત્તમ કામ, મહેનત

૭ અશોક વૃક્ષના પાદડાં લાલ હોય છે, તેની સાથે શ્લેષ છે. **નવીન:** (૧) અપૂર્વ; (૨) વસંતમાં પ્રાપ્ત થયેલા **કર** એટલે અહીં કાંડું સમજવુ અને **હાથ** એટલે ખભાથી શરૂ કરીને આખો હાથ સમજવો. કર એટલે hand અને હાથ એટલે Arm સમજવા. આખા હાથને ઉપર લતા સાથે સરખાવ્યા અને કાંડાના રંગના વખાણ કર્યા.

૮ **ત્રણરેખા:** સુંદર ગોળ ડોકની નીચે ત્રણ વલય-રેખાઓ કુદરતી રીતે પડે છે તે પુષ્ટ અને સરખા શરીરવાળાને જોવાથી જણાઈ આવશે. નમણી સ્ત્રીઓની ડોક બરાબર ગોળ હોય છે અને તેને જોઇને બાળ જેવા જીવો બહુ આનંદ પામે છે **રેખા:** (૧) ત્રણ વલય; (૨) કિરતાર પક્ષે લેખની રેખાઓ. ગળામાં ત્રણ રેખા પડતી હોય તે બહુ સારી ગણાય છે અને જાણે કિરતારે સારા લેખ લખ્યા હોય તેને સૂચવે છે—આ વ્યવહાર શ્લેષ છે.

બહુ સુંદર રીતે પડે છે તે જાણે-ત્રણ લોકનો જય સૂચવનાર તરીકે કિરતારે કરી હોય તેના જેવી લાગે છે. અધર (નાચેનો હોઠ) અતિ કોમળ સુંદર[1] અને વર્ણમાં જાણે [2]પરવાળાનો ખંડ હોય તેવા અત્યંત લાલ જણાય છે. નિર્મળ સુકોમળ ગાલમાંથી નીકળતો પ્રકાશ અતિ મનોહર છે. મોગરાની કળીઓનો આકાર ધારણ કરનારા તેના મ્હોઢામાં આવી રહેલા દાંતો વિલાસ કરતાં કિરણોનો જાણે ઢગલો હોય નહિ એવા સુંદર દેખાય છે[3] અને તેના જેવા સુંદર દાંતો ત્રણ ભુવનમાં કોઇ પણ સ્થાન જોવામાં આવતા નથી. એની બન્ને આંખો કાંઇક ધોળી અને કાંઇક શ્યામ, વિસ્તારવાળી લાલ પંક્તિ-રેષાથી શોભતી અને સૂક્ષ્મ પાપણવાળી હોવાથી અતિ આનંદ આપે છે. તે મધુર સ્ત્રીની નાકની ડાંડી ઉંચી છે, તેની બન્ને ભમરો લાંબી અને સુકોમળ બાલવાળી છે. એનું કપાળ સુંદર સેંથાવાળા બાલથી બહુ આકર્ષક લાગેછે. એના બે કાન બનાવીને [4]પ્રજાપતિને પણ પોતાના મનમાં અભિમાન આવ્યું હશે કે તેના કાનો પણ તેના શરીરના રૂપ ગુણને અનુસારજ બન્યા છે. સુંદર તેલથી ઓળેલો આ સૌંદર્યની નિધાન પદ્મણીનો સ્નિગ્ધ ચોટલો (અંબોડો) ઘણો આકર્ષક જણાય છે અને તેમાં ભરેલાં માલતીનાં ફૂલોની સુગંધથી ખેંચાયલા ભમરાઓ[5] તેની પાસે આવ્યા કરે છે, તેથી તેની શોભામાં બહુ વધારો થાય છે. ખરેખર, કાનને પ્રિય લાગે અને મન્મથ (કામદેવ) ને જાગ્રત કરે તેવાં તેનાં વચન સાંભળીને પોતાનો સ્વર તેની પાસે કાંઇ નથી એવા વિચારથી કોયલ[6] શરમાઇ ગઇ હોય એમ મને તો લાગે છે. દુનિયામાંથી

---

૧ સુંદરને માટે 'પેશલ' શબ્દ વાપર્યો છે જે શ્લેષ છે: (૧) નાજુક-હોઠ પક્ષે; (૨) સુંદર નરમ-પરવાળા પક્ષે

૨ **પરવાળાનો** રંગ ખુલતો રાતો (લાલ) હોય છે જે ચક્ષુને પ્રિય લાગે છે.

૩ **મતલબ** કહેવાની એ છે કે એના દાતો તદ્દન સ્વચ્છ અને ખેરી વગરના હતા. કિરણ બન્ને જંગોએ અલંકારિક રીતેજ વપરાયેલ છે.

૪ **પ્રજાપતિ:** બ્રહ્મા. શરીરની રચના તે બનાવે છે એ લૌકિક માન્યતાપર આ રૂપક છે. આ હકીકત જૈનમતને અનુકૂળ નથી પણ બાળ જેવા જીવોનાં મુખમાં બરાબર બધબેસતી આવે છે.

૫ **ભમરાઓ** માલતી-જાઇનાં ફૂલો આસપાસ ઘણો ગણગણાટ કરે છે. એ જાતિનાં પુષ્પોની વેણી મદનકંદળીએ અંબોડામાં નાંખેલ હોવાને લીધે ત્યાં પણ ભમરાઓ ગણગણાટ કરી તેના સૌંદર્યમા **બાળ**ની દૃષ્ટિએ વધારો કરે છે.

૬ સ્વરની મધુરતા **કોયલ**માં સવિશેષ હોય છે. તેનાથી પણ મદનકંદળીનો સ્વર વધારે મધુર છે એમ કહેવાનો અત્ર આશય છે.

વીણી વીણીને સારામાં સારા પરમાણુઓ એકઠા કરીને આ અતિ રમણીય પદ્મણીનું રૂપ બ્રહ્માએ ઘડ્યું હોય એમ ચોખ્ખું જણાય છે; કારણ કે જો તેમ ન હોય તો આવું સુંદર રૂપ ક્યાંથી હોઇ શકે? જેવું એનું રૂપ સુંદર છે તેવો એનો સ્પર્શ પણ કોમળ હોવો જ જોઇએ એમાં જરા પણ શંકા જેવું મને લાગતું નથી; અમૃતના કુંડમાં જરા પણ કડવાશ હોવાનો સંભવ જ કેમ હોઇ શકે? એ અતિ ચપળ આંખોવાળી મારૂં મન હરણ કરનારી સ્નેહસરિતા મારી સામું આડી નજરે વારંવાર જુએ છે તેથી તે પણ મારી ઈચ્છા કરતી હશે એમ અનુમાન થાય છે.' આવી જાતના વિપરિત વિચારથી બાળનું મન આકુળવ્યાકુળ થઇ ગયું અને ભવિષ્યમાં પોતાને સુંદરીસંસર્ગથી થનારા (કલ્પિત) સુખના ખોટા ખ્યાલમાં તે તદ્દન મૂઢ જેવો થઇ ગયો.

### ઉત્તમ પ્રાણીનું સ્વરૂપ.

સૂરિમહારાજે પોતાનો ઉપદેશ આગળ ચલાવ્યો—"રાજન્! "મેં તને ઉત્તમોત્તમ પુરૂષોનું સ્વરૂપ કહી સંભળાવ્યું તે તારા સમ- "જવામાં આવ્યું હશે. હવે હું બીજા ઉત્તમ વર્ગના મનુષ્યોનું તારી "પાસે વર્ણન કરી બતાવું છું તે બરાબર ધ્યાન રાખીને સાંભળ."

સૂરિમહારાજે આ પ્રમાણે કહ્યું ત્યારે મનીષીએ વિચાર કર્યો કે-અહો! આ વાત બહુ સારી થઈ. સૂરિમહારાજથી આ હકીકત બરાબર સારી રીતે સમજાશે. તે વખતે તેણે મધ્યમબુદ્ધિને પણ સૂચના કરી કે સૂરિમહારાજ જે કાંઇ કહે તે બરાબર ધ્યાન રાખીને સાંભળવું અને સમજવું. ત્યાર પછી સૂરિમહારાજે આગળ ચલાવ્યું:—

"મનુષ્ય જન્મ પ્રાપ્ત કરીને જે પ્રાણીઓ સ્પર્શેંદ્રિયને શત્રુ તરીકે "ઓળખી જાય છે તેને ઉત્તમ પ્રાણીઓ સમજવા. આ વર્ગના પ્રાણી- "ઓનું ભવિષ્યમાં સારૂં થવાનું હોવાથી તેઓનાં મનમાં નિર્ણય "થાય છે કે એ સ્પર્શેંદ્રિય પ્રાણીઓને જરા પણ લાભ કરનારી નથી. "ત્યારપછી તેઓ બોધ અને પ્રભાવદ્વારા જ્યારે એ સ્પર્શેંદ્રિયના "મૂળની હકીકત સંબંધી બરાબર તપાસ કરે છે, ત્યારે અસલ "સ્થિતિમાં એ ઇંદ્રિય કોણ છે તેની તેઓને બરાબર ખબર પડે છે. "આવી રીતે એ સ્પર્શેંદ્રિયનું મૂળ શું છે એ જ્યારે તેઓના જાણ- "વામાં આવે છે ત્યારે તેઓ સમજે છે કે એ ઇંદ્રિય તો નિરંતર "પ્રાણીઓને છેતરવાનું જ કામ કરનારી છે. આ હકીકત તેઓના "જાણવામાં આવ્યા પછી તેઓ નિરંતર તેના સંબંધમાં શંકા રાખ્યા "કરે છે, તેનાથી ચેતતા રહે છે અને તેનો કદિ પણ વિશ્વાસ કરતા

" નથી; એટલુંજ નહિ પણ પોતાની ઇચ્છા ઉપર અંકુશ રાખીને તે " સ્પર્શેંદ્રિયને અનુકૂળ થઇ પડે એવું કાંઇ પણ આચરણ બનતા સુધી " કરતા નથી અને એ પ્રમાણે કરવાથી એ વિચક્ષણ પ્રાણીઓ કદિ " દોષોને ( પાપને ) વહોરી લેતા નથી. શરીર ધર્મ કરવાનું સાધન છે " તેથી તેને ટકાવી રાખવા પૂરતું તેઓ સ્પર્શેંદ્રિયને અનુકૂળ વર્તન " કરે છે, પરંતુ તેમાં તેઓની જરાપણ આસક્તિ ન હોવાને લીધે " તેઓ જરા પણ હેરાન થતા નથી, એટલુંજ નહિ પણ ઉલટા સુખના " ભાજન થાય છે. આવા પ્રકારના મનુષ્યો આ લોકમાં પણ મોટી " કીર્તિને પ્રાપ્ત કરે છે, તેઓના વર્તનની સર્વત્ર પ્રશંસા થાય છે અને " તેઓનો આશય ઘણો ચોખ્ખો અને મેલ વગરનો હોવાથી પરભ-" વમાં તેઓ સ્વર્ગ અને મોક્ષસુખના માર્ગની નજીકમાં આવી જાય " છે. આ બાબતમાં તેઓને પ્રેરણા કરનાર ગુરૂમહારાજ તો માત્ર " નામના જ તેઓના સંબંધમાં કારણભૂત થાય છે, બાકી વાસ્તવિક " રીતે તો તેઓ મોક્ષમાર્ગ તરફ પ્રયાણ પોતાની મેળે જ કરે છે. " આવા પ્રાણીઓ પોતે મોક્ષમાર્ગ તરફ પ્રયાણ કરે છે એટલુંજ " નહિ પણ તે માર્ગ તરફ બીજાઓને પણ સાથે લઇ જાય છે. તેઓ " પોતાનાં વચનથી અન્યને પણ બતાવી આપે છે કે આત્માને ગુણ " ( હિત ) કરનાર માર્ગ જો કોઇ પણ હોય તો તે એ જ માર્ગ છે. " કોઇ બાળ જીવો તેઓનાં આવાં વચન સાંભળીને સન્માર્ગ તરફ " આદર કરતાં નથી તો તેઓ તરફ આવા ઉત્તમ પુરૂષો અનાદરની " નજરથી જુએ છે. તેની સાથેનો પરિચય બંધ કરે છે અને પોતાના " વિશુદ્ધ માર્ગમાં વ્યાકુળ થયા વગર આગળ વધ્યા કરે છે. આવા " મહાબુદ્ધિશાળી મનુષ્યો સ્વાભાવિક રીતે જ દેવપૂજન, આચાર્ય (ગુરૂ) " ના ગુણનું બહુમાન, તપસ્વીનું વૈયાવચ્ચ, તેમજ યોગ્ય વર્તનવાળા " મહાપુરૂષોની પૂજા અને સત્કાર કરવામાં આસક્ત હોય છે અને " તેમને એવા પ્રકારનાં કાર્યો કરવામાં બહુજ આનંદ આવે છે. "

*ઉત્તમ મનુષ્યોના લક્ષણપર મનીષિની વિચારણા.*

સૂરિમહારાજે આ પ્રમાણે ઉપદેશ આપ્યો ત્યારે મનીષીના મનમાં વિચાર ઉઠ્યો કે પ્રબોધનરતિ આચાર્યમહારાજે ઉત્તમ મનુષ્યનું જે સ્વરૂપ કહ્યું તેવું મેં કાંઇ જાતે અનુભવ્યું હોય એમ મને લાગે છે; તે જ વખતે મધ્યમબુદ્ધિએ પણ વિચાર કર્યો કે આચાર્યમહારાજે ઉત્તમ પુરૂષોનું જે વર્ણન કર્યું છે તે સર્વ મનીષીમાં જોવામાં આવે છે એમ મને લાગે છે. સૂરિમહારાજે પોતાની ઉપદેશ-ધારા આગળ ચલાવી:—

## મધ્યમ પ્રાણીનું સ્વરૂપ.

" શત્રુમર્દન રાજન્ ! તમારી પાસે મેં ઉત્કૃષ્ટ વર્ગના મનુષ્યોનું " વર્ણન કરી બતાવ્યું. હવે ત્રીજા મધ્યમ વર્ગના પુરૂષોનું વર્ણન કરી " બતાવું છું તે તમે ધ્યાન રાખીને સાંભળો. જેઓ આ મનુષ્ય- " જન્મ પ્રાપ્ત કરીને સ્પર્શેંદ્રિયનું સ્વરૂપ મધ્યમબુદ્ધિવડે—સામાન્ય " નજરથી જોઇ શકે છે તેઓને મધ્યમ પ્રાણીઓ સમજવા. આ " વર્ગના પ્રાણીઓ સ્પર્શેંદ્રિયને પ્રાપ્ત કરીને તેના સુખમાં આસક્ત " થઇ જાય છે; વળી કોઇ વિદ્વાન્ મનુષ્ય તેઓને તે ઇંદ્રિયોનું સ્વરૂપ " કેવું છે અને તેનાં ભોગનાં ફળ કેવાં છે તે સંબંધમાં ઉપદેશ આપે " છે ત્યારે તેઓનું મન ડોળાય છે. તેઓને વિચાર થાય છે કે—આ " વિચિત્ર સંસારમાં કરવું શું ? એક બાજુ જોઇએ છીએ તો અનેક " પ્રાણીઓ ઇંદ્રિયના ભોગોની પ્રશંસા કરે છે અને ઘણા પ્રાણીઓ બહુ " આનંદપૂર્વક તેની સેવના કરે છે; વળી કેટલાક શાંત જીવો સર્વ પ્ર- " કારની સ્પૃહાનો ત્યાગ કરીને આ ભોગોની નિંદા કરે છે; ત્યારે " આવી ઘુંચમાં આપણે કયો માર્ગ લેવો ? આ કાંઇ સમજાતું નથી. " આવા આવા વિચાર કરીને તેઓ સંદેહમાં પડી જાય છે, અને " એમાંથી એકે નિર્ણયપર આવી શકતા નથી. છેવટે જ્યારે તેઓને " એકે માર્ગ સૂજતો નથી ત્યારે તેઓ એ સંબંધમાં કાળક્ષેપ કરે છે " ( કાંઇ પણ નિર્ણય કર્યા વગર વખત કાઢે છે ) અને વિચારે છે કે " આ બાજુએ કે પેલી બાજુએ ઢળી જવા પહેલાં જરા વખત પસાર " થવા દેવો આગળ ઉપર થઇ રહેશે. મનુષ્યનાં જેવાં કર્મ હોય છે " તેવી તેઓને બુદ્ધિ થાય છે, કારણ કે સુજ્ઞ મનુષ્યો કહી ગયા છે કે " ' બુદ્ધિઃ કર્માનુસારિણી ' એટલે શુભાશુભ કર્મને અનુસાર બુદ્ધિ " થાય છે. આવી ડોલાયમાન સ્થિતિમાં તેઓ સ્પર્શેંદ્રિયને અતિ " સુખની હેતુભૂત તો સમજે છે અને તેને અનુકૂળ સર્વ આચરણો " કરે છે પણ તેમાં ઘણા આસક્ત બની જતા નથી. સ્પર્શેંદ્રિયને " વશ થઇ જઇને તેઓ લોકવિરૂદ્ધ કોઇ પણ આચરણ કરી નાખતા " નથી તેથી તેઓને મોટું દુઃખ કે પીડા આવી પડતી નથી. તેઓને " ડાહ્યા મનુષ્યો જે કાંઇ શિખામણ આપે છે તે સર્વ તેઓ બહુ સારી " રીતે સાંભળે છે અને સમજે છે, પણ તેઓએ કદિ દુઃખ જોયેલું ન " હોવાને લીધે તેવા વિચક્ષણ પુરૂષોના ઉપદેશ પ્રમાણે આચરણ કરતા " નથી. વળી તેઓ બાળ જીવની સાથે સ્નેહમાં પડી જઇને તેઓની " દોસ્તી કરી બેસે છે અને તેવા સંબંધને પરિણામે કોઇ કોઇ વાર " ભયંકર દુઃખ પણ પામે છે. આવા પ્રકારની ભાઇબંધીને લીધે

"લોકોમાં તેઓની નિંદા પણ થાય છે, કારણ કે પાપી મનુષ્યોની "સંગતિ સર્વ પ્રકારના અનર્થોને ઉપજાવનારી હોય છે. વળી જ્યારે "તેઓ વિદ્વાન પુરૂષોનો બોધ પામી પોતાનું વાસ્તવિક હિત ક્યાં "છે અને શેમાં છે તે બરાબર સમજે છે અને તદનુસાર વર્તન કરે છે "ત્યારે તેઓનું અજ્ઞાન ઉડી જાય છે અને તેઓ ખરેખરા સુખી થાય "છે અને મહાત્મા પુરૂષનો સંબંધ થવાથી તેઓ ઉત્તમ માર્ગને "પ્રાપ્ત કરે છે. પછી પંડિત પુરૂષોની પેઠે તેઓ પણ ગુરૂ મહારાજ, "દેવ તેમજ તપસ્વીઓનું અર્ચન તથા પૂજન બહુમાનપૂર્વક "કરે છે."

મધ્યમ જીવોનાં લક્ષણ પર વિચારણા.

આચાર્યમહારાજની આવી વાણી સાંભળીને મધ્યમબુદ્ધિએ વિચાર કર્યો કે પોતાના જ્ઞાન અને અનુભવથી આચાર્ય મહારાજે મધ્યમ પુરૂષોનાં જે લક્ષણો બતાવ્યાં તે સર્વ મને પોતાને અનુભવસિદ્ધ છે. મારા મનની સ્થિતિ તે મહાત્માશ્રીએ કહી તેવીજ બરાબર થઇ છે. મનીષીએ પણ પોતાના મનમાં તેજ પ્રમાણે વિચાર કર્યો કે મહાત્મા આચાર્યે મધ્યમ વર્ગના જીવોનાં જે લક્ષણ બતાવ્યાં છે તે સર્વ પોતાના ભાઇ મધ્યમબુદ્ધિમાં છે. સૂરિમહારાજે પોતાના ઉપદેશનો લય ત્યાર પછી આગળ વધાર્યો:—

### જઘન્ય જીવોનું સ્વરૂપ.

"ભવ્ય પ્રાણીઓ! એ પ્રમાણે મધ્યમ જીવોના ગુણો તથા અ- "વગુણો તમને બતાવવામાં આવ્યા તે તમારા સમજવામાં આવી "ગયા હશે. હવે જઘન્ય મનુષ્યોનું સ્વરૂપ કેવા પ્રકારનું હોય છે તે "તમને કહું છું તે બરાબર ધ્યાન દઇને સાંભળો. મનુષ્યજન્મ પા- "મીને જે પ્રાણીઓ એ સ્પર્શેંદ્રિયને પોતાના સગા જેવી ગણે છે, "તે પોતાની મોટામાં મોટી દુશ્મન છે એમ જે પોતે જાણતાં નથી "અને તેમને પોતાને હિત થાય તેવું કહેનારા પુરૂષો ઉપર જેઓ ઉ- "લટા ક્રોધ કરે છે તેવા પ્રાણીઓને જઘન્ય મનુષ્યો સમજવા, એ "વર્ગના મનુષ્યોને સ્પર્શેંદ્રિયનો યોગ મળી જાય છે ત્યારે ખસ[1] ઉપર "ચળ આવતી હોય એવી તેઓનાં મનની સ્થિતિ થઇ જાય છે અને "જેમ ખસ ઉપર ખણવાથી છેવટે દુઃખ થાય છે, છતાં ખરજવા- "ળાને તે સંબંધી વિચાર રહેતો નથી તેવી રીતે પરમાર્થથી નુક-

૧ ખસઃ પામાઃ હાથની આગળીપર કે છેડે થાય છે તેની ઉપર ચળ–ખરજ બહુ આવે છે, એ ચામડીનો વ્યાધિ છે.

" સ્નાન કરનાર સ્પર્શેન્દ્રિય ઉપર એક વખત આસક્તિ લાગ્યા પછી
" તેવા પ્રાણીને ભવિષ્યનો વિચાર રહેતો નથી. તેનાપરની આસક્તિથી
" એટલો બધો વિરૂદ્ધ ભાવ ( ખોટો ખ્યાલ ) તેના મનમાં જડ ઘા-
" લીને બેસે છે કે પછી તે એમ જ સમજે છે કે એ સ્પર્શેન્દ્રિય જ
" પોતાનું સ્વર્ગ છે, એ જ પોતાનો પરમાર્થ છે, એ જ પોતાનો સુખ-
" સાગર છે. આવા વિચાર થવા માંડે છે કે પછી તેઓનાં હૃદયમાં
" અંધકાર ચોતરફ ફેલાય છે અને પછી વિવેકનું શોષણ કરનારાં
" રાગનાં કિરણો ચિત્તમાં વધી જાય છે, એટલે વિવેકવિચારશૂન્ય થઇ
" તે અંધકારમાં દોડ્યા કરે છે, સાચા માર્ગથી ભ્રષ્ટ થઇ જાય છે, સદ્-
" ભાવ તેનાં હૃદયમંદિરમાં આવી શકતો નથી અને તેવા વિચારમાં
" તેઓની બુદ્ધિ પણ અંધ બની જાય છે; વળી એટલે સુધી તેઓની
" સ્થિતિ બગડી જાય છે કે તેઓ જે કાર્ય કરે છે તે લોકથી અને
" ધર્મથી વિરુદ્ધ છે અને અનેક માણસો તેની વારંવાર નિંદા કરે છે
" એ હકીકત તેના લાભ ખાતર કોઇ તેમને કહેવા જાય અથવા
" એવાં અધમ કાર્યો ભવિષ્યમાં ન કરવા બાબદ તેમને કોઇ વારે તો
" આવા માણસો વારનારના દુશ્મન થઇને બેસે છે. આવા પાપી
" પ્રાણીઓ ચંદ્ર જેવા પોતાના વિશુદ્ધ કુળને મસી ( આંજણ ) જેવું
" કાળું કરે છે અને પોતાના એવા અધમ ચરિત્રને લીધે લોકો તરફથી
" હાંસીને પાત્ર થાય છે. તેઓ એટલા બધા વિષયાંધ બની જાય છે
" કે અગમ્ય સ્ત્રીઓ પ્રત્યે ગમન કરવાની ( વિષય-સેવનની ) ઇચ્છા
" રાખે છે અને તેથી કોઇ પણ પ્રકારની લાજ શરમ કે મર્યાદા વગરના
" આવા લોકો [1]આકડાના રૂથી પણ વધારે લઘુતાને પામે છે. સ્ત્રી સાથે
" વિષય સંભોગ અને તેવી બીજી અધમ બાબતો રૂપ મોઠો ગ્રહ
" તેઓના હૃદયમાં પ્રવેશ કરે છે ત્યારે તેઓનાં મનમાં જે દુઃખ થાય
" છે અને લોકોમાં તેઓની જે વિડંબના થાય છે તે વાણીવડે વર્ણવી
" શકાય તેમ નથી. ટુંકામાં કહીએ તો એટલું તો સ્પષ્ટ કહી શકાય
" તેમ છે કે લોકોમાં જે જે પ્રકારની પીડાઓ, હેરાનગતિઓ અને
" ત્રાસો થઇ શકવા શક્ય છે તે સર્વ આવા પ્રકારના પ્રાણીઓને થાય
" છે અને તે સર્વ તેઓને સહન કરવા પડે છે. આવા પ્રાણીઓ પોતાની
" પ્રકૃતિવડે જ ગુરૂ, દેવ અને તપસ્વીઓના મહા દુશ્મન હોય છે,
" મહા પાપી આચરણ કરનારા હોય છે, અત્યંત નિર્ભાગી હોય છે

---

૧ તોલમા આકડાનુ રૂ બહુ હલકુ હોય છે, ફુક મારવાથી ઉડી જાય છે. અધમ માણસોનો ( અલંકારિક ) તોલ એવા રૂથી પણ ઓછો થાય છે.

"અને ગુણને કલંક લગાડનારા હોય છે. તેઓ મહામોહમાં પડી ગયેલા "હોવાથી તેઓનું હિત હૃદયમાં ધારણ કરીને કોઇ તેઓને સન્માર્ગનો "ઉપદેશ કરે છે તો તેઓ તે હકીકતને કદિ પણ સાંભળતા નથી "અને કદિ સાંભળે છે તો તેને કબૂલ કરતા નથી."

જઘન્યનાં લક્ષણ- પર વિચારણા.

મુનિમહારાજ આચાર્યશ્રી પ્રબોધનરતિનાં આ વાકયો સાંભળીને મનીષી તથા મધ્યમબુદ્ધિએ પોતાના મનમાં વિચાર કર્યો કે સૂરિમહારાજે અતિ પ્રકટ શબ્દોમાં સ્પર્શેંદ્રિયમાં આસક્ત જીવો જેને જઘન્ય વર્ગના ગણવામાં આવ્યા છે તેનું જે વર્ણન કર્યું તે સર્વ ખુલ્લી રીતે બાળમાં દેખાઇ આવે છે અને ખરેખર ! આ સૂરિમહારાજ જે કહે છે તે તદ્દન સાચું જણાય છે; કારણ કે પોતાના જ્ઞાનમાં બેઠું ન હોય-જે બરાબર તેઓએ જ્ઞાનદ્રષ્ટિથી જોયું ન હોય તે કદિ તેઓ બોલતા નથી.

હવે પેલા બાળે તો સૂરિમહારાજે જે ઉપદેશ આપ્યો અને હકીકત સમજાવી તેના તરફ જરા પણ ધ્યાન આપ્યું નહિ, તે તો રાણી મદનકંદળી ઉપર આસક્ત થઇને તેણીની તરફ જ જોઇ રહ્યો હતો અને તેની સાથે વિલાસ કરવાના વિચારમાંજ મસ્ત થઇ ગયો હતો.

સૂરિમહારાજે પોતાના ઉપદેશનો ઉપસંહાર કરતાં જણાવ્યું "રાજન શત્રુમર્દન ! મેં તમને અહીં જઘન્ય વર્ગના પ્રાણીઓનું વર્ણન "કરી બતાવ્યું તે તમારા સમજવામાં આવ્યું હશે; તેના સંબંધમાં "તમને વિશેષ એટલું જણાવવાનું કે આવા પ્રકારના જઘન્ય વર્ગના "પ્રાણીઓ આ ભુવનમાં બહુ હોય છે અને બાકીના ત્રણે વર્ગના "(ઉત્તમોત્તમ, ઉત્તમ અને મધ્યમ) પ્રાણીઓ તો ત્રણ ભુવનમાં પણ "બહુ થોડા હોય છે. એમ કહેવાનું કારણ એ છે કે ત્રણ ભુવનમાં સ્પર્શે- "દ્રિયને જીતનાર પ્રાણીઓ બહુ વિરલ (ઓછા) હોય છે."

શત્રુમર્દન—"કયા હેતુને લઇને જીવ ધર્મ આચરી શકતો નહિ હોય ? એ બાબતનો મેં આપને પ્રશ્ન કર્યો[1] હતો તે સંબંધમાં આપે આ હકીકત કહીને મારી તે શંકા દૂર કરી છે તે માટે હું આપનો આભાર માનું છું."

## ચાર પ્રકારના પ્રાણીઓ પર વિવેચન.

એ અવસરે સુબુદ્ધિ મંત્રી બોલ્યો કે "મહારાજ ! આપસાહેબે જઘન્ય, મધ્યમ, ઉત્કૃષ્ટ અને ઉત્કૃષ્ટતમ એ ચાર વર્ગના પ્રાણીઓનું

૧ જુઓ પૃષ્ટ ૪૭૪. ત્યાં આ પ્રશ્ન સૂરિમહારાજને રાજાએ કર્યો હતો.

સ્વરૂપ પશ્ચાનુપૂર્વીથી[1] અમને હાલ બતાવ્યું તે સંબંધમાં મારે આપશ્રીને એટલું પૂછવાનું છે કે એ જૂદા જૂદા પ્રકારના સ્વરૂપવાળા પ્રાણીઓ પોતાની પ્રકૃતિથીજ એવા હોય છે કે[2] એ પ્રાણીઓનું એવા પ્રકારનું સ્વરૂપ કરનાર કોઇ બીજું કારણ છે તે આપશ્રી સમજાવો."

આચાર્ય—"મહામંત્રી! સાંભળ. પ્રાણીઓનું એવું જૂદા જૂદા પ્રકારનું સ્વરૂપ થાય છે તે કાંઇ સ્વાભાવિક થતું નથી પણ કારણને લઇને થાય છે. એ ચાર વિભાગમાં જે પ્રથમ ઉત્કૃષ્ટતમ વિભાગના પ્રાણીઓ કહ્યા તેઓ ઉત્કૃષ્ટ ( ઉત્તમ ) વિભાગના પ્રાણીઓ કરતાં એકજ બાબતમાં જૂદા પડી શકે છે અને તે બાબત એ છે કે તેઓને ( ઉત્કૃષ્ટતમ વિભાગવાળા પ્રાણીઓને ) પોતાનું કાર્ય સિદ્ધ થઇ ચૂકેલું હોય છે. બાકી ઉત્કૃષ્ટતમ અને ઉત્તમ વર્ગના પ્રાણીઓ વચ્ચે વસ્તુતઃ કાંઇ ભેદ નથી, ઉત્તમ વર્ગના પ્રાણીઓ મનુષ્યભવ પ્રાપ્ત કરી, ભવસ્વરૂપ જાણી, મોક્ષમાર્ગ ઓળખી તેનું સેવન કરે છે અને તેવડે કર્મજાળને કાપી નાખી, સ્પર્શેંદ્રિયનો ત્યાગ કરી મોક્ષ પામે છે ત્યારે તે જ ઉત્કૃષ્ટ મનુષ્યોને ઉત્કૃષ્ટતમ વર્ગના પ્રાણીઓ કહેવામાં આવે છે. ત્યારપછી એ વર્ગના પ્રાણીઓની સ્થિતિ સ્વસ્વરૂપે મોક્ષમાં થાય છે. આ અવસ્થાની અપેક્ષાએ જોઇએ તો તેને ઉત્પન્ન કરનાર કોઇ નથી; તેટલા માટે ઉત્કૃષ્ટતમ વિભાગના પ્રાણીઓના કોઇ માતા પિતા હોતા નથી. બાકી સંસારમાં રહેલા પેલા જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ વર્ગના પ્રાણીઓ તેવા પ્રકારનાં પોતાનાં ભિન્ન ભિન્ન કર્મોને લીધે થાય છે, તેથી તેઓને ઉત્પન્ન કરનાર તેઓના પિતાતરીકે કર્મવિલાસ રાજા ગણાય છે. એ કર્મ ત્રણ પ્રકારનાં હોય છેઃ શુભ, અશુભ ( અકુશળ ) અને સામાન્ય પ્રકારનાં. તેમાં જે કર્મપદ્ધતિ શુભ હોવાથી સુંદર લાગે તે શુભસુન્દરી રૂપ માતા મનુષ્યવર્ગમાં ઉત્કૃષ્ટ વર્ગના લોકોને જન્મ આપે છે; જે કર્મપદ્ધતિ અકુશળ (અશુભ) હોવાથી અસુંદર–ખરાબ લાગે તે અકુશળમાળારૂપ માતા મનુષ્યવર્ગમાં જઘન્ય વર્ગના પુત્રોને જન્મ આપે છે અને જે કર્મપદ્ધતિ શુભ અશુભ મિશ્રિત હોવાથી સામાન્ય રૂપવાળી છે તે સામાન્યરૂપા માતા મધ્યમ વર્ગના પ્રાણીઓને મનુષ્ય તરીકે જન્મ આપે છે."

---

૧ **પશ્ચાનુપૂર્વીઃ** ઉલટા ક્રમમાં એટલે પ્રથમ ઉત્કૃષ્ટતમ વર્ગના પ્રાણીનું અને છેવટે જઘન્યવર્ગના પ્રાણીનુ સ્વરૂપ.

૨ અહીં બે. રો. એ. સોસા વાળા નવા ખાસ ભાગનુ પૃ ૩૦૧ શરૂ થાય છે

મનીષીએ આ અદ્‌ભુત હકીકત સાંભળીને તે પર વિચાર કરવા માંડ્યો—'અહો આ આચાર્યમહારાજે તો ઉત્કૃષ્ટ મધ્યમ અને જઘન્ય મનુષ્યો ગુણથી અમારી સમાન રૂપવાળા છે એટલું જ નહિ પણ ચારિત્રથી પણ અમારી જેવા જ હોય છે એમ બરાબર બતાવી આપ્યું, તેથી આ વાત તો અમને ત્રણે ભાઇઓને બરાબર મળતી આવે છે. વળી એ મહાત્માએ માતપિતા સંબંધી જે હકીકત કહી તે પણ અમને બરાબર બંધબેસતી આવે છે, તેથી ખરેખર, એ ત્રણે સ્વરૂપવાળા અમે ત્રણે બંધુઓ જ હોઇશું એમ મને તો ચોક્કસ લાગે છે. સ્પર્શને મને અગાઉ જણાવ્યું હતું કે પેલો[1] ભવજંતુ તેનો તિરસ્કાર કરીને નિર્વૃત્તિનગરીમાં ચાલ્યો ગયો, તે વખતે તેના કોઇ મા કે બાપ છે એમ તેણે મને કહ્યું નહોતું. આટલા ઉપરથી મારા મનમાં એમ નિશ્ચય થાય છે કે તે ભવજંતુ હતો તેને જ ઉત્કૃષ્ટતમ વિભાગમાં મૂકવો જોઇએ. અમારા ત્રણે ભાઇઓનો પિતા કર્મવિલાસ રાજા છે અને ભગવાને જણાવ્યું તેમ અમારી માતાઓ જૂદી જૂદી છે, તેથી મને એમ અનુમાન થાય છે કે જઘન્ય વર્ગનો પ્રાણી તે બાળ, મધ્યમવર્ગનો મધ્યમબુદ્ધિ અને ઉત્કૃષ્ઠ વર્ગનો પ્રાણી તે હું પોતે. પણ હજુ વધારે વાત સાંભળતાં ચોક્કસ નિર્ણય પર અવાશે.'

તે પર મનીષીએ કરેલી વિચારણા.

આવી રીતે મનીષી પોતાના મનમાં વિચાર કરતો હતો તે વખતે સુબુદ્ધિ મંત્રીશ્વરે[2] વળી બીજો પ્રશ્ન કર્યો—"ભગવન્! ચાર વર્ગના જૂદા જૂદા પ્રકારના પ્રાણીઓ આપશ્રીએ બતાવ્યા તે હમેશાં એવા ને એવા રહેવાના કે તેઓમાં કાંઇ રૂપપરાવર્તન થઇ શકે ખરૂં? એટલે કે એક વર્ગના પ્રાણીઓ બીજા વર્ગમાં જઇ શકે એવું કાંઇ બની શકે કે નહિ? તે આપ મને સમજાવો."

ચાર વર્ગના પુરૂષોની વર્ગમાં સ્થિતિ

આચાર્ય—"ઉત્કૃષ્ટતમ વિભાગવાળા પ્રાણીઓનું સ્વરૂપ તો સ્થિત છે, તેઓ કદિ બીજી સ્થિતિ પામતા નથી અને જે વર્ગમાં અને સુખમાં તેઓ છે તેમાં જ નિત્ય રહે છે. બાકી બીજા ત્રણ વર્ગનું રૂપ

---

૧ જુઓ પૃષ્ટ ૩૭૯,

૨ આ પ્રમાણે સુબુદ્ધિ પ્રશ્ન કહેછે વિગેરે હકીકત **નંદિવર્ધન** કુમારને સ્પર્શનનું બળ અને સોબતની અસર બતાવવા **વિદુર** કહે છે અને આખી વાતો **સંસારીજીવ સદાગમ** સન્મુખ કહી બતાવે છે, અગૃહીતસંકેતાને ઉદ્દેશીને તે કહે છે અને પાસે પ્રજ્ઞાવિશાળા અને ભવ્યપુરૂષ બેઠાં છે તે સાંભળે છે.

અનિત્ય છે, કારણ કે તેઓને કર્મવિલાસ રાજાને આધિન રહેવું પડે છે. એ કર્મવિલાસ રાજા બહુ વિષમ (અવ્યવસ્થિત) પ્રકૃતિનો છે, તેથી ઉત્કૃષ્ટ વર્ગના પ્રાણીઓને પણ કોઇ વાર મધ્યમ બનાવી મૂકે છે અને કોઇ વાર તો તદ્દન જઘન્ય પણ બનાવી મૂકે છે; વળી મધ્યમ વર્ગના પ્રાણીને તે કોઇ વાર ઉત્કૃષ્ટ બનાવે છે અને કોઇ વાર તદ્દન જઘન્ય બનાવી દે છે; તેમજ જઘન્ય વર્ગના પ્રાણીઓને કોઇ વાર મધ્યમ બનાવે છે અને કોઈ વાર ઉત્કૃષ્ટ પણ બનાવે છે. સ્થિતિ આ પ્રમાણે હોવાથી જેઓ કર્મવિલાસ રાજાના પંજામાંથી છૂટી ગયા હોય તેઓનું જ એકસરખું રૂપ હંમેશ માટે રહે છે, બાકી બીજાઓનું તેમ રહી શકતું નથી."

મનીષીએ વિચાર કરવા માંડયો કે 'આ સર્વ હકીકત પણ અમારા (ત્રણ ભાઇઓના સંબંધમાં) અને ભવજંતુના સંબંધમાં બરાબર બંધબેસતી આવી જાય છે. એનું કારણ એ જણાય છે કે અમારો પિતા બહુ વિષમ પ્રકૃતિવાળો છે; એમણે પોતે જ મને એક વખત કહ્યું હતું કે તે પ્રતિકૂળ હોય ત્યારે પ્રાણીને જેવું બને છે તેવું જ બાળને બન્યું છે. પોતાનો છોકરો પણ ઉલટે માર્ગે ચાલતો હોય તો તેને પણ જે રાજા યોગ્ય રીતે દુઃખપરંપરા આપી યોગ્ય શિક્ષા કરે છે તે રાજા બીજા માણસો ઉપર કેમ આસક્તિ રાખે? તે બીજાને ન્યાલ કરી દે કે છોડી દે અથવા તેઓપર મમતા રાખે એમ ધારવું તદ્દન ભૂલભરેલું જ છે.'

### ઉત્કૃષ્ટતમ વર્ગની પ્રાપ્તિનો ઉપાય.

સુબુદ્ધિ—"ભગવન્! આપે જે ઉત્કૃષ્ટતમ વર્ગના પ્રાણીઓ કહ્યા તે કોના પ્રભાવથી તેવા થાય છે?"

આચાર્ય—"એ વર્ગના પ્રાણીઓ કોઇ બીજાના પ્રભાવથી તેવા થતા નથી પણ પોતાના જ વીર્યથી-પોતાનીજ શક્તિથી તેવા થાય છે."

સુબુદ્ધિ—"એવા પ્રકારનું વીર્ય ઉત્પન્ન કરવાનો ઉપાય શો? તે આપ કૃપા કરીને બતાવો."

આચાર્ય—"શ્રી જિનેશ્વર મહારાજે બતાવેલી દીક્ષા અંગીકાર કરવી અને તેને ભાવપૂર્વક પાળવી એજ એવા પ્રકારની વીર્યપ્રાપ્તિનો ઉપાય છે."

મનીષીએ પોતાના મનમાં વિચાર કર્યો કે જો એમ જ હોય તો મારે પણ ઉત્કૃષ્ટતમ વિભાગના પ્રાણી થવું છે. સંસારની આવા પ્રકારની વિડંબનાઓ અને પીડાઓ શા માટે સહન કરવી જોઇએ? એમાં

લાભ શો છે ? એથી અર્થ શો સરે છે ? માટે મારે એ દીક્ષા લેવી તે જ ઉચિત છે. આ પ્રમાણે વિચાર કરતાં કરતાં મનીષીના મનમાં દીક્ષા લેવાના પરિણામ દૃઢ થતા ગયા. આચાર્યમહારાજ અને સુબુદ્ધિમંત્રીની અરસપરસ વાત સાંભળીને મધ્યમબુદ્ધિને પણ દીક્ષા લેવાના પરિણામ થયા. માત્ર એવું નૈષ્ઠિક[1] અનુષ્ઠાન પોતે કરી શકશે કે નહિ તે સંબંધી પોતાના મનમાં વિચાર કરતો હતો.

સુબુદ્ધિ—" અમને જે ગૃહસ્થધર્મ અગાઉ આપે બતાવ્યો હતો તે એવા પ્રકારના વીર્યને પ્રકટ કરવાનું કારણ થાય કે નહિ ? "

ગૃહસ્થ ધર્મ અને દીક્ષાની સરખામણી.

આચાર્ય—" પરંપરાએ ગૃહસ્થધર્મ પણ એવા પ્રકારના વીર્યને પ્રકટ કરવાનું કારણ થાય ખરો, પરંતુ સાક્ષાત્ કારણ તો ન થાય; કારણકે એ ગૃહસ્થ ધર્મ મધ્યમ પ્રકારના પ્રાણીઓને યોગ્ય છે. એ ધર્મનું સારી રીતે સેવન કરવામાં આવ્યું હોય તો તે મધ્યમ વર્ગના પ્રાણીને ઉત્કૃષ્ટ વર્ગનો બનાવવામાં ઘણો સાધનભૂત થાય છે અને તેથી પરંપરાએ તે ઉત્કૃષ્ટતમ વિભાગમાં પણ પ્રાણીને લઇ જાય છે. આટલા માટે એને પરંપરાએ કારણભૂત કહેવામાં આવ્યો છે. બાકી સર્વ કલેશોનો નાશ કરનારી અને સીધી રીતે સંસારનો વિચ્છેદ કરનારી પવિત્ર ભાગવતી દીક્ષા તો દુર્લભ્ય જ છે. એ વાતમાં જરા પણ સંદેહ જેવું નથી. આ પ્રમાણે હકીકત છે છતાં મંત્રીશ્વર ! ગૃહસ્થધર્મ પણ સંસારને ઘણો ઓછો કરી નાખનાર છે અને તેટલા માટે આ સંસારસમુદ્રમાં તેને પણ અતિ દુર્લભ સમજવો. આ સર્વ હકીકત કહેવાનો પરમાર્થ એ છે કે ભગવાનના મતની દીક્ષા પ્રાણીને અતિશય વીર્યના યોગવડે તેજ ભવના ઉત્કૃષ્ટતમ વિભાગમાં લાવી મૂકે છે, જ્યારે ગૃહસ્થધર્મ લંબાણથી[2] ધીમે ધીમે તે સ્થિતિ પ્રાપ્ત કરાવે છે. "

આ હકીકત સાંભળીને [3]મધ્યમબુદ્ધિએ પોતાના મનમાં વિચાર કર્યો કે તીર્થંકરમહારાજે બતાવેલો આ ગૃહસ્થધર્મ મારે હાલ આદરવો એ ઠીક જણાય છે.



---

૧ **નૈષ્ઠિક અનુષ્ઠાન:** દૃઢ, નિયમસરનું. એક વખત આદર્યા પછી આખા જીવન પર્યંત તેવી જ સ્થિતિ રહે તેને નૈષ્ઠિક અનુષ્ઠાન કહે છે. બાળપણથી બ્રહ્મચારી હોઈ આખી જીંદગી બ્રહ્મચર્ય ધારણ કરે છે તેને નૈષ્ઠિક બ્રહ્મચારી કહેવામાં આવે છે.

૨ સાત આઠ ભવે. ૩ **મધ્યમબુદ્ધિ** આવી રીતે કાળક્ષેપ કર્યા કરે છે, ત્રણે ભાઇઓના વર્તનમાં અને નિશ્ચયમાં કેટલો ફેર પડે છે તે ધ્યાનમાં રાખવા યોગ્ય છે.



# પ્રકરણ ૧૩ મું.

## બાળનું અધમ વર્તન–તે પર વિચારણા.



બાળ આખી ઉપદેશશ્રેણી દરમ્યાન અકુશળમાળા અને સ્પર્શનના તાબામાં હતો, તેણે ઉપદેશનો એક પણ અક્ષર ધ્યાન રાખીને સાંભળ્યો નહિ, તેની ચિત્તવૃત્તિ વધારે વધારે અસ્થિર થતી ચાલી અને તેનાં મનમાં અનેક પ્રકારના સંકલ્પવિકલ્પો[1] ચાલવા લાગ્યા. એ તો રાણી મદનકંદળીની સામું જોતો જાય અને મનમાં વિચારતો જાય કે–અહો ! આ સુંદરીનું શું મનોહર રૂપ છે ! અહો ! તેનું કેવું સુકુમારપણું છે ! વળી એ મદનકંદળી રાણી પણ મારા ઉપર ઘણો પ્રેમ રાખતી જણાય છે ! એનો મારા ઉપર રાગ ચોક્કસ જણાય છે, કારણકે તે વારંવાર આડી આંખે મારા તરફ જોયા કરે છે ! ખરેખર, એ ગૌરાંગીના નાજુક અંગોના સ્પર્શનું સુખ અનુભવવાથી હવે જરૂર મારો જન્મ સફળ થશે એમ મને લાગે છે ! આવા આવા વિચાર કરતાં છેવટે બાળ આત્મસ્વરૂપ ભૂલી ગયો અને ગમે તે ભોગે મદનકંદળીના સ્પર્શનનું સુખ મેળવવાની તેને દૃઢ ઇચ્છા થઇ. માણસો જ્યારે અધમ માર્ગ ઉપર ઉતરી પડે છે ત્યારે પછી આંધળા માણસની પેઠે કાર્ય અકાર્યનો કાંઇ પણ વિચાર કરી શકતા નથી, એ તો જાણે તેઓને ભૂત વળગ્યું હોય તેમ અંધારામાં ઝુકાવી દે છે. એવી સ્થિતિમાં વર્તતો બાળ હજારો લોકો જોઇ રહ્યા છે, રાજા પોતે હાજર છે, ગુરૂમહારાજ તેમજ

બાળનું અત્યંત અધમ વર્તન

---

૧ આવી ગંભીર દેશના ચાલતી હોય, અતિ વિદ્વાન આચાર્ય સમીપમાં હોય, અનેક મનુષ્યો અને ખુદ રાજાની પણ હાજરી હોય, છતા ઇંદ્રિયલુબ્ધ પ્રાણીઓનુ વર્તન તેમજ તેમના વિચારો કેવા થાય છે તે લક્ષ્યમાં લઇ વિચારવા યોગ્ય છે.

પોતાના મોટા ભાઇઓ વિગેરે બેઠા છે અને મોટો જનસમુદાય ઉપદેશધારા ઝીલી રહ્યો છે એ ન વિચારતાં મદનકંદળી ઉપર આંખો અને મન સ્થિર કરીને લથડતે પગે તેની તરફ દોડ્યો. લોકોમાં તો આ હકીકત જોઇને મોટો હાહારવ થઇ ગયો. 'અરે આ શું? એ કોણ? આવા પવિત્ર સ્થાને અધમ આચરણ કરનાર એ દુષ્ટ પાપી કોણ છે?' વિગેરે વિગેરે અવાજો હાજર રહેલા જનસમુદાયમાંથી થવા લાગ્યા.

મદનકંદળી પર બાળનો ધસારો.

બાળ તો તે કોઈની દરકાર ન કરતાં મદનકંદળી રાણીની નજીક આવી પહોંચ્યો. શત્રુમર્દન રાજાએ એકદમ તેને જોઇ લીધો અને તેનો ઇરાદો કેવો છે? તે તેની દૃષ્ટિના વિકારથી જાણી લીધો. આ પેલો પાપી બાળ જ છે એમ રાજાએ તેને ઓળખી લીધો. રાજાની આંખો કોપથી લાલ થઇ ગઇ, મોઢું ભયંકર થઇ ગયું અને મુખમાંથી તેણે હુંકાર[1] કર્યો. તે વખતે બાળે અગાઉ પણ આવાં અધમ કાર્યોનાં મરણાંત દુઃખદાયી ફળોનો અનુભવ કરેલો હતો; તેથી તેના મનમાં મોટો ભય ઉત્પન્ન થઇ ગયો અને તેને લીધે તેનો મદનજ્વર[2] એકદમ ઉતરી ગયો, શરીર પર કાંઇક ચેતના આવી અને મુખપર દીનતા દેખાવા લાગી. તરતજ પાછે મ્હોંઢે તેણે નાસવા માંડ્યું પણ તેના સાંધાઓ ઢીલા થઇ ગયા, શરીર ગારોગારો થઇ ગયું અને ગતિ અટકી પડી. તો પણ જેમ તેમ કરીને તે થોડાં પગલાં ચાલ્યો. ત્યાં તેનું આખું શરીર ધ્રૂજતું હોવાથી તે જમીનપર પડી ગયો. તે વખતે સ્પર્શન (તેના શરીરમાંથી બહાર નીકળી) પ્રગટ થયો અને ભગવાનના અવગ્રહથી[3] બહાર નીકળી દૂર જઇ બેઠો અને ત્યાં રહીને શું થાય છે તે જોવા લાગ્યો. લોકોમાં જે હાહાકાર ઉઠ્યો હતો તે જરા શાંત થયો. બાળના આવા અત્યંત અધમ આચરણથી તેના બન્ને ભાઇઓ (મનીષી અને મધ્યમબુદ્ધિ) મનમાં શરમાયા. રાજાને તો વિચાર થયો કે આવા નિર્માલ્ય (માલ વગરના-દમવગરના-અધમ પ્રાણી) ઉપર કોપ શું કરવો? એવાને શિક્ષા કરવી એ મરેલાને મારવા બરાબર છે.

---

૧ હુંકાર: 'હ હ' એવો અવાજ-કોઇ અન્ય માણસ ખરાબ કામ કરતો જોવામા આવે ત્યારે જોનારથી થઇ જાય છે તે.

૨ મદનજ્વર: કામની દશ અવસ્થાઓમાની એક અવસ્થા.

૩ અવગ્રહ: ગુરૂ સમક્ષ પુરૂષો સાડા ત્રણ હાથ દૂર બેસે તેને 'અવગ્રહ' કહે છે.

**બાળના અધમવર્તનની વિચિત્રતાપર પ્રશ્ન.**
**તેનું અંતરંગ કારણ બતાવવાનો આચાર્યનો પ્રયત્ન.**
**બાળનું ભવિષ્ય અને છેવટનો ભયંકર રખડપાટો.**

રાજશંકા અને પ્રશ્ન

હવે શત્રુમર્દન રાજાએ બાળના સબંધમાં આચાર્યમહારાજને સવાલ કર્યો "ભગવન! આ પુરૂષનું ચરિત્ર તો ભારે અલૌકિક જણાય છે! તેનાપર વિચારણા કરવી પણ અશક્ય છે અને જેઓના અનુભવમાં દુનિયાના અનેક માણસોનાં ચરિત્રો આવેલાં છે તેવાઓને પણ એની હકીકત માનતાં આંચકો આવે તેવું તેનું વિચિત્ર વર્તન છે. આ પ્રાણીએ પૂર્વ કાળમાં કેવા પ્રકારનું આચરણ કર્યું હતું અને હાલ તેના મનમાં શા વિચારો ચાલે છે તે જ્ઞાનદૃષ્ટિથી આપશ્રી તો પ્રત્યક્ષ જાણી શકો છો, કારણ કે ત્રણ ભુવનના સર્વ બનાવો આપશ્રીને તો હસ્તામળક[1] જેવા છે, પણ મને તો એમાં બહુ આશ્ચર્ય લાગે છે. એણે અગાઉ જે વર્તન કર્યું હતું તે તો કદાચ વિચિત્રતાને યોગે સત્ત્વવાળા પ્રાણીઓને પણ સંભવે, પણ અત્યારે મેં એનું ચરિત્ર જોયું તે તો નજરોનજર જોવા છતાં પણ ઇંદ્રજાળની પેઠે માનવા લાયક લાગતું નથી અને નજરે જોયેલી હકીકતપર પણ શંકા આણે છે. એનું કારણ એમ છે કે રાગવિગેરે સર્પોનો સંહાર કરનાર આપ જેવા [2]ગરૂડની સમક્ષ અતિ અધમ પ્રાણીઓ પણ આવું આચરણ કેમ કરી શકે? એવા પ્રકારનું કાર્ય કરવાનો અધ્યવસાય પણ કેવી રીતે સંભવી શકે?"

આચાર્ય—"રાજન્! એ સંબંધમાં જરા પણ આશ્ચર્ય પામવા જેવું નથી, કારણ કે એ બાપડાનો એમાં કાંઇ દોષ નથી."

શત્રુમર્દન—"ત્યારે એમાં કોનો દોષ છે?"

આચાર્ય—"બાળના શરીરમાંથી નીકળીને દૂર જઇ પેલો પુરૂષ બેઠો છે તેને તમે બરાબર જોયો?"

શત્રુમર્દન—"હાજી! એ પુરૂષને બરાબર જોયો."

---

૧ **હસ્તામળકઃ**-હાથમા રહેલું આમળુ જેમ બરાબર જોઈ શકાય છે, બરાબર દેખી શકાય છે-તેવા પ્રત્યક્ષ.

૨ **રાગસર્પના ગરૂડઃ** સર્પને ગરૂડ પક્ષી ચાંચમા ઉપાડીમારી નાખે છે રાગરૂપ સર્પને મુનિમહારાજ જ્ઞાનરૂપ ચાંચમા ઉપાડી સંહારી નાખે છે, તેનો નાશ કરે છે.

આચાર્ય—"એ પુરૂષ જે દૂર બેઠો છે તેનો એ સર્વ દોષ છે. બાળે અગાઉ જે આચરણ કર્યું હતું તે પણ એના જ પંજામાં સપડાઇ એને તાબે થઇને કર્યું હતું. એક વખત એ દૂર બેઠેલા પુરૂષના સપાટામાં આવી કોઈ પણ પ્રાણી એને વશ પડી જાય છે એટલે પછી એવું જગત્‌માં કોઇ પણ પાપ નથી કે જે તે ન આચરે. એને વશ પડનાર પ્રાણીની એવી પરાધીન સ્થિતિ થઇ જાય છે; તેથી બાળના સંબંધમાં કાંઈ અલૌકિક બન્યું હોય, વિચારણા ન થઈ શકે તેવું બન્યું હોય, માની ન શકાય તેવું બન્યું હોય એમ તમારે ધારવું નહિ. એ દૂર બેઠેલા પુરૂષને વશ પડવાનાં આ સર્વ સાધારણ પરિણામ છે."

શત્રુમર્દન—"જો તેમજ હોય તો શરીરની અંદર રહેલા અને પોતાના આત્માને જ અનર્થ ઉપજાવનારા આવા અધમ પુરૂષને બાળ શા માટે પોતાના શરીરમાં ધારણ કરી રાખતો હશે ?"

આચાર્ય—"એ શરીરની અંદર રહેલો પુરૂષ એટલો બધો ખરાબ છે એમ એક તો આ (બાળ) બાપડો જાણતો નથી ! બીજું એ અંદર રહેલો પુરૂષ બાળનો મહા દુશ્મન છે છતાં એ તેના સ્વભાવને ન જાણી શકવાથી તેને પોતાના ભાઇ જેવો ગણે છે અને તેના ઉપર બહુ પ્રેમ રાખે છે !"

શત્રુમર્દન—"આવી ખોટી માન્યતા થવાનું કારણ શું ?"

આચાર્ય—"એ બાળના શરીરમાં યોગશક્તિવડે એની માતા અકુશળમાળાએ પ્રવેશ કર્યો છે. એ અકુશળમાળા આ સર્વ ખોટી માન્યતાનું કારણ છે. અમે હમણાં જે સ્પર્શેંદ્રિયના સંબંધમાં તે ઘણી મુશ્કેલીથી જીતી શકાય તેવી છે એમ વિસ્તારથી વર્ણન કરી ગયા એ સ્વરૂપ જ આ સ્પર્શન નામનો બાળનો પાપી મિત્ર છે અને એ સ્પર્શન કે જે સ્પર્શેંદ્રિયનું મૂર્તિમાન્‌રૂપ છે તે જ પેલો દૂર જઇ બેઠો છે. અમે જે ચાર પ્રકારના પ્રાણીઓનું ઉપર વર્ણન હમણા કરી બતાવ્યું તેમાંના જઘન્ય વર્ગનો પ્રાણી આ બાળ છે, અને અકુશળ (અશુભ) કર્મની માળા (હાર) રૂપ એ જ નામની (અકુશળમાળા નામની) તેની માતા છે. આ પ્રમાણે હોવાથી હવે કઈ વાત એના સંબંધમાં સંભવી ન શકે ? વળી રાજન્ ! તમે પૂછયું કે ભગવાનની સમક્ષ એવા અતિ દુષ્ટ અધ્યવસાય પ્રાણીને કેમ ઉદ્ભવી શકે ? તેના સંબંધમાં કહેવાનું કે તમારે એમાં પણ જરાએ આશ્ચર્ય પામવા જેવું નથી;

બાળના મિત્ર અને માતા.

કારણ કે પ્રાણીનાં કર્મ બે પ્રકારનાં હોય છે: [1]સોપક્રમ અને નિરૂપક્રમ. આમાં જે સોપક્રમ કર્મો છે તેનો કોઇ મહાત્મા પુરૂષના સંયોગથી કે તેવા બીજા કોઇ કારણથી ક્ષયોપશમ થાય છે પણ જે નિરૂપક્રમ કર્મો છે તેનો તેવી રીતે ક્ષયોપશમ થતો નથી. એવાં નિરૂપકમ કર્મોને વશ પડેલા પ્રાણીઓ મહાત્માઓની સમક્ષ ગમે તેવાં ખરાબ કાર્યો કરે તેને કોણ વારી શકે છે? દાખલા તરીકે ભગવાન્ મહાત્મા શ્રી તીર્થંકર દેવ જેઓના પુણ્યસમૂહનો વિચાર કરવો પણ અત્યંત મુશ્કેલ છે તેઓ જ્યારે [2]ગંધહસ્તીની માફક આ પૃથ્વીતળપર વિચરતા હોય છે તે વખતે જેમ ગંધહસ્તીની ગંધથી બીજા હાથીઓ દૂર નાસી જાય છે તેમ સાધારણ હલકા પ્રકારના હાથીઓ જેવા દુષ્કાળ, ઉપદ્રવ, લડાઇ, મહામારી, વૈર વિગેરે સર્વ [3]સો યોજનથી પણ દૂર ભાગી જાય છે; એવા મહાત્મા ભગવાનની પાસે પણ જે ક્ષુદ્ર પ્રાણીઓ નિરૂપક્રમ કર્મના પાસથી બંધાયલા હોય છે તેઓ શાંત તો થઇ શકતા નથી, એટલું જ નહિ પણ ઉલટા ભગવાનની જ ઉપર અતિ અધમ પ્રકારના ઉપદ્રવો કરવા તૈયાર થઇ જાય છે. શાસ્ત્રમાં આપણે ગોવાળીઆ,[4] સંગમ[5] વિગેરે અત્યંત પાપીઓનાં ચરિત્રો સાંભળીએ છીએ તે પરથી જણાયછે કે એવા પાપીઓ ભગવાનને પોતાને પણ મહાઉપસર્ગો પોતાનાં પાપકર્મના જોરથી કરે છે. એવા મહાત્મા ભગવાન્ શ્રી તીર્થંકર દેવ જ્યાં વિચરતા હોય છે ત્યાં દેવતાઓ [6]સ-

સોપક્રમ નિરૂપક્રમ કર્મો.

---

૧ **સોપક્રમ:** ઉપક્રમ લાગવાથી-અમુક નિમિત્તો મળવાથી પોતાનુ ફળ આપ્યા વિના જેનો વિનાશ થાય તેવા કર્મો અને **નિરૂપક્રમ** કર્મો: તે જેને અસર ન થઇ શકે, જે તેજ રૂપે ફળ આપે તેવાં કર્મો.

૨ **ગંધહસ્તી** જ્યારે પૃથ્વીપર ફરે છે ત્યારે તેની ગધથી બીજા હાથીઓ નાસતા ફરે છે.

૩ ભગવાન્ વિચરતા હોય તેની આસપાસ સો યોજનથી કાંઈ વધારે ભાગમા કોઈ પણ પ્રકારના કુદરતી ઉપદ્રવો થતા નથી એ તેમના **અતિશયનું** જોર છે.

૪ **ગોવાળીઓ:** કાનમા ખીલા ઠોકનાર અને પ્રભુના પગ પર ખીર રાંધનાર ગોવાળીઆનું દૃષ્ટાન્ત પ્રસિદ્ધ છે. ( જુઓ મહાવીર ચરિત્ર-સર્ગ ચોથો. શ્લોક ૬૧૯-૬૪૯,

૫ **સંગમ:** છ માસ સુધી વાચતા કે સાભળતા પણ આંસુ પડાવે તેવા સર્વથી ભારે ઉપદ્રવ-ઉપસર્ગ કરનાર સગમના પરિષહો બહુ ભયંકર હતા. (જુઓ ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્રના દશમા પર્વનો સર્ગ ચોથો. શ્લોક ૧૬૪-૩૨૬.)

૬ **સમવસરણ:** એનુ વર્ણન ખાસ વાંચવા યોગ્ય છે. (જુઓ ત્રિષષ્ટિ શ પુ. ચરિત્ર. આદીશ્વર ચરિત્ર સર્ગ ત્રીજો શ્લોક ૪૨૩-૪૫૮. )

મવસરણ કરે છે, તેઓ ચાર સિંહાસન પર ચતુર્મુખે[1] બીરાજેલા દેખાય છે, તેઓની મૂર્ત્તિ માત્રના દેખવાથી જ ( એટલે તેઓને જોવાથી જ ) પ્રાણીઓનાં રાગદ્વેષ ગળી જાય છે, કર્મનાં જાળાંઓ તૂટી પડે છે, વૈર સંબંધ શાંત થઇ જાય છે, સ્નેહના પાસો કપાઇ જાય છે અને ખોટી બાબત સાચા તરીકે સમજાણી હોય તેવો ભ્રમ દૂર થઇ જાય છે; છતાં અભવ્ય હોવાને લીધે અથવા નિરૂપક્રમ કર્મોના આકરા આવરણને લીધે કેટલાક પ્રાણીઓનાં અંતઃકરણમાં વિવેકકિરણનો પ્રસાર થઈ શકતો નથી અને તેને લીધે તેવા પ્રાણીઓને ભગવાનની નજીકમાં હોવા છતાં ઉપર જણાવ્યો તેવો કોઇ પણ પ્રકારના લાભનો એક અંશ પણ થતો નથી, એટલું જ નહિ પણ ભગવાનને ઉદ્દેશીને તેઓના મનમાં એવા એવા ખ્યાલો થાય છે કે અહો! આની ઇંદ્રજાળ મહાઅદ્ભૂત દેખાય છે! અરે! એનું લોકોને છેતરવાનું ચાતુર્ય તો જુઓ! અરે! લોકોની અક્કલ તો જુઓ કે તેઓ ઇંદ્રજાળ રચવામાં કુશળ, જૂઠા અને વાચાળ મનુષ્યથી છેતરાઇ જાય છે! આ પ્રમાણે તીર્થંકરમહારાજના સંબંધમાં અને તેઓશ્રીની નજીકમાં પણ ખરાબ આચરણ કરનારા અધમ પ્રાણીઓ હોય છે; તેટલા માટે હે રાજન્! એ બાળે મારી સમક્ષ એવું આચરણ કર્યું અથવા તો ખરાબ આચરણ કરવાનો અધ્યવસાય ( વિચાર ) કર્યો તેમાં કાંઇ અત્યંત અદ્ભુત વાત બની નથી. એ બાળના શરીરમાં અકુશળમાળા નિરૂપક્રમપણે વર્તે છે અને તે તેની માતા થાય છે તે મ્હાને તેની તદ્દન નજીક રહે છે; અને એ પોતાના પાપી મિત્ર સ્પર્શનને અંગીકાર કરીને ચાલે છે તેથી તેનું આવું પરિણામ આવે તેમાં તારે જરા પણ વિસ્મય પામવા જેવું નથી. ”

સુબુદ્ધિ—“ ભગવાનના આગમના શ્રવણાદિકથી જે પ્રાણીઓની બુદ્ધિ નિર્મળ થયેલી છે તેઓને આ વાતમાં જરા પણ નવાઇ જેવુ લાગતું નથી. નિરૂપક્રમ કર્મોનું એવા જ પ્રકારનું પરિણામ થાય છે એ બાબતમાં જરા પણ શંકા જેવું નથી; પરંતુ અમારા મહારાજા ( શત્રુમર્દન ) તો આપશ્રીના પ્રભાવથી હવે એવી બાબતોમાં નિપુણ થતા જાય છે, તેઓએ તો હજુ એવી બાબતો સમજવાની શરૂઆત જ કરી છે, તેથી તેઓ આપસાહેબ સાથે આ પ્રમાણે પ્રશ્નવાર્તા કરી રહ્યા છે. ”

---

૧ અતિશયને લીધે ચાર મુખે બેઠેલા દેખાય છે, ખુદ ભગવાન પોતે પૂર્વાભિમુખ બેસે છે, એનુ વિસ્તૃત વર્ણન છઠ્ઠા પ્રસ્તાવમાં આવશે. (જુઓ પ્ર. ૬. પ્ર.૧૫)

શત્રુમર્દન—"મારા બુદ્ધિશાળી મંત્રી! તેં બરાબર અવસરને યોગ્ય સત્ય વાત કરી!" પછી આચાર્ય તરફ ફરી રાજાએ કહ્યું "સાહેબ! એ બાળની છેવટે શી સ્થિતિ થશે અને તેના શા હાલ થશે તે મને કહી બતાવવા કૃપા કરો."

બાળ સંબંધી છેવટનો પ્રશ્ન.

આચાર્ય—"તમારા ક્રોધનું પરિણામ તે સમજતો હોવાથી તેના હૃદયમાં ભય પેસી ગયેલો છે તેથી તે (બાળ) હાલ જરા પણ હાલતો ચાલતો નથી. અહીંથી જેવા તમે બહાર જશો કે પાછી તેને તેની અસલ સંજ્ઞા પ્રાપ્ત થશે અને એવી સ્થિતિ થતાં જ વળી પાછા પેલા સ્પર્શન અને અકુશળમાળા તેના ઉપર પોતાનું સામ્રાજ્ય સ્થાપન કરશે. ત્યારપછી તમારા ભયને લીધે કોઇ પણ બીજા પ્રદેશમાં ચાલ્યા જવાના વિચારથી તે નાસતો નાસતો અનેક પ્રકારના કલેશો સહન કરીને કોલ્લાક નામના સંન્નિવેશ (ગામડા)માં જઈ પહોંચશે ત્યાં કર્મપૂરક નામના ગામની નજીકના ભાગમાં જ્યારે તે જઇ પહોંચશે ત્યારે રસ્તાના થાકને લીધે તેને ઘણી તૃષા લાગશે, તે વખતે દૂરથી તે એક મોટું તળાવ જોશે. તળાવને જોઇને પાણી પીવાને માટે તથા ન્હાવાને માટે તે તે તરફ જશે. એ ત્યાં જઈ પહોંચશે તે પહેલાં એજ તળાવ પાસે એક ચંડાળ અને તેની સ્ત્રી આવી પહોંચેલા હશે. એ એમાંથી ચંડાળ તે વખતે તળાવને કાંઠે આવેલા ઝાડો પર રહેલાં પક્ષીઓનો શિકાર કરવામાં રોકાઇ ગયેલો હશે અને ત્યાં કોઇ માણસ નથી એમ ધારી ચાંડાળણી તળાવમાં ન્હાવા માટે ઉતરશે. ચાંડાળણી જેવી તળાવમાં ઉતરી રહેશે તે જ વખતે બાળ તે તળાવની પાસે આવી પહોંચશે. તેને તળાવને કાંઠે આવી રહેલો જોઇ માતંગી (ચાંડાળણી) પોતાના મનમાં વિચાર કરશે કે 'આ તો કોઇ [1]સ્પર્શ્ય વર્ગનો પુરૂષ દેખાય છે તેથી સરોવરમાં ઉતરવાનો મેં અપરાધ કરેલો હોવાને લીધે જરૂર તે મારી સાથે કલેશ કરશે.' એવી બીકથી તે (ચાંડાળણી) પાણીમાં ડૂબકી મારી જશે અને કમળના જથ્થામાં છુપાઇને તે પાણીમાં સ્થિર ઊભી રહેશે. પેલો બાળ પણ ન્હાવા માટે પાણીમાં પડશે અને અજાણતાં જ ચાંડાળણીની નજીક

આચાર્યે કહેલું બાળનું ભવિષ્ય.

---

[1] ચાંડાળને અસ્પર્શ્ય વર્ગના ગણવામાં આવતા હતા અને આવે છે. ઢેઢ અને ચંડાળ સિવાય બાકીના હિંદુઓ સ્પર્શ્ય ગણાય છે. એ વાતની યોગ્યાયોગ્યતાપર અત્ર વિચાર કરવાનો પ્રસંગ નથી. અસ્પર્શ્ય વર્ગનો મનુષ્ય તળાવમાં ન્હાઈ શકે નહિ, કારણ એથી પાણી અપવિત્ર થાય છે એવી માન્યતા છે.

જઇ પહોંચશે, અને તેની સાથે તેનો ભેટો થઇ જશે. બાળને તે વખતે તેના અંગનો સ્પર્શ થશે અને સ્પર્શ થતાં જ માતંગી ઉપર બાળનું લંપટપણું પ્રગટ થશે. પેલી સ્ત્રી તુરતજ તેને જણાવશે કે પોતે તો ચંડાળની સ્ત્રી છે, એમ છતાં પણ જોર વાપરીને-બળાત્કાર કરીને બાળ તેના શરીરપર તૂટી પડશે, જે વખતે ચાંડાળ સ્ત્રી હાહારવ કરીને બૂમો પાડવા લાગશે. તેની બુમ સાંભળીને ક્રોધમાં આવેલો ચાંડાળ વૃક્ષોમાંથી બહાર આવી તેની તરફ દોડશે અને દૂરથી જ બાળને અને પોતાની સ્ત્રીને એવી અવસ્થામાં જોશે. તે વખતે તેઓને એવી અવસ્થામાં જોઇને બાળની ઉપર પેલા ચાંડાળનો ક્રોધ સળગી ઉઠશે, એટલે તુરત જ પોતાના ધનુષ્યમાં તે બાણ જોડશે. અને 'અરે અધમ પુરૂષ! તારૂં પુરૂષાતન બતાવ! આવું બાયલા જેવું કાર્ય કરતાં શરમ ન આવી?' એ પ્રમાણે બોલતો ચાંડાળ તેને બાણ મારશે. બાળ તો તેને જોઇને જ ધ્રુજવા મંડી જશે અને તેના એકજ બાણથી તે પૂરો થઇ જશે. ત્યાંથી નીકળીને અનેક કુયોનિમાં (ખરાબ જગોએ) જન્મ લેશે, વળી મરીને નરકમાં જશે અને એવું એવું તેના સંબંધમાં અનંત વાર થશે. એવી રીતે અનંત કાળ સુધી અત્યંત અધમ અવસ્થામાં રહી સંસારચક્રમાં તે રખડ્યા કરશે અને અનેક પ્રકારનાં દુઃખો ચિત્રવિચિત્ર આકારમાં તીવ્રપણે સહન કર્યા કરશે."





# પ્રકરણ ૧૪ મું.

## અપ્રમાદ યંત્ર–મનીષી.



આચાર્ય શ્રી પ્રબોધનરતિએ બાળનું ચરિત્ર તથા ભવિષ્ય વર્ણવ્યું અને તેનાં કારણો જણાવ્યાં તેને અંગે શત્રુમર્દન રાજાને ઘણા સવાલો થયા. નિજવિલસિત ઉદ્યાનમાં તેજ પ્રસંગે ત્યારપછી રાજા, આચાર્ય અને મંત્રી વચ્ચે નીચે પ્રમાણે પ્રશ્નોત્તર અને ખુલાસાઓ થયા. એ આખો પ્રસંગ બરાબર લક્ષ્યમાં રાખવા યોગ્ય છે. (વિદુરે નંદિવર્ધનને કહેવા માંડેલી વાર્તા આગળ ચલાવતાં તે કહે છે કે:—)

શત્રુમર્દન—"ભગવન્! અકુશળમાળા માતા અને સ્પર્શન મિત્ર તો ઘણા ભયંકર જણાય છે, કારણ કે બાળને જે દુ:ખો પડ્યાં અને પડશે તે સર્વનું કારણ તેઓ બે જ છે."

આચાર્ય—"રાજન! એની વાત શી કરવી? એના ભયંકરપણાની તો હદ આવી રહી છે!"

સુબુદ્ધિ—"ભગવન્! એ અકુશળમાળા અને સ્પર્શન એ બાળ ઉપર જ પોતાનો પ્રભાવ ચલાવતા હશે કે બીજા પ્રાણીઓ ઉપર પણ તેઓની શક્તિ ચાલતી હશે?"

આચાર્ય—"મહામંત્રી! એ બન્નેનું જોર પ્રત્યેક પ્રાણી ઉપર ચાલે છે. અહીં તફાવત માત્ર એટલો છે કે બાળ ઉપર તેઓનું એટલું બધું જોર ચાલતું હતું કે તેઓનું રૂપ તદ્દન ઉઘાડું જણાઇ આવતું હતું; બાકી પરમાર્થથી વિચાર કરવામાં આવે તો કર્મવાળા સર્વ સંસારી જીવો ઉપર તે બન્નેનો પ્રભાવ ચાલે છે; કારણ કે અકુશળમાળા તે યોગિની (જોગણ) અને સ્પર્શન તે યોગી છે.[1] કોઇ વખત વ્યક્ત રૂપવાળા થવું અને કોઇ વખત અદ્રશ્ય થઇ જવું એવી શક્તિ તો યોગીઓમાં હોય છે જ, અને તેથી આ બન્નેને[2] યોગીના વર્ગમાં મૂકવામાં આવ્યા છે."

---

૧ અનેક પ્રસંગે પૂર્વે વાર્તામા તેઓએ પોતાની યોગશક્તિ બતાવી છે. દાખલા તરીકે જુઓ આ પ્રસ્તાવનુ પ્રકરણ ૫ મુ. પૃષ્ઠ ૪૦૦–૪૦૩

૨ આ કટાક્ષ વચન છે.

શત્રુમર્દન—"ત્યારે શું સાહેબ! અમે દેખી શકીએ તેવી રીતે પણ તેઓનો પ્રભાવ હોઇ શકે છે? થઇ શકે છે? અમારા ઉપર પણ તેનું જોર ચાલે છે?"

આચાર્ય—"હા! તમારા ઉપર પણ તેનો પ્રભાવ હોઇ શકે છે અને જોર ચાલી શકે છે અને તે છે જ."

સ્પર્શન અકુશળમાળાને દેશનિકાલનો હુકમ.
રાજાએ કરેલા આદેશનું અવ્યવહારૂપણું.
અંતરંગ લોકો સાથે કામ લેવાના માર્ગ.

શત્રુમર્દન (રાજા મંત્રી તરફ જોઇ બોલ્યો)—"મંત્રી! જ્યાં સુધી આ બન્ને પાપીઓનું મર્દન કર્યું નથી (તેઓને હરાવી દીધા નથી-તેમનો નાશ કર્યો નથી) ત્યાં સુધી મારી શત્રુમર્દનતા[1] કેમ કહેવાય? તેટલા માટે જોકે ભગવાનની સમક્ષ એવું બોલવું યોગ્ય નથી, છતાં દુષ્ટનો નિગ્રહ કરવો-પાપીઓને દાબી દેવા એ રાજાનો ધર્મ છે, તેથી હું તને આ પ્રમાણે કહું છું તે તું બરાબર સાંભળ."

સુબુદ્ધિ—"સાહેબ! ફરમાવો."

શત્રુમર્દન—"આચાર્યમહારાજે જણાવ્યું કે એ સ્પર્શન અને અકુશળમાળા બન્ને પેલા બાળની સાથે જવાના છે. એ પ્રમાણે હોવાથી હવે આપણે તેઓનો વધ કરવાની કાંઇ જરૂર નથી, જ્યારે તેઓ પોતાથી જ ચાલ્યા જવાના છે ત્યારે આપણે તેઓને મારી નાખવાની શી જરૂર છે? માત્ર તું તેઓને ફરમાવી દે કે 'મારા રાજ્યની બહાર નીકળી જઇને તમારે દૂરથી પણ દૂર (બને તેટલું દૂર) ચાલ્યા જવું અને આ પુરૂષ (બાળ) મરી જાય ત્યારે પણ તમારે અમારા દેશમાં દાખલ થવું નહિ-પાછા આ તરફ કદિ પણ આવવું નહિ. જો તમે આ આજ્ઞાનો ભંગ કરશો તો પછી તમને દેહાન્તદંડની શિક્ષા કરવામાં આવશે.' આવા પ્રકારનો હુકમ કરવા છતાં પણ કદાચ તેઓ મારા દેશમાં પાછા પ્રવેશ કરે તો પછી તારે જરા પણ વિચાર કર્યા વગર તે બન્નેને લોહયંત્રમાં[2] ઘાલીને પીલી નાખવા. તે બન્ને એટલા બધા ખરાબ છે કે ગમે તેટલું રડે-રાડો પાડે કે બુમો પાડે તો પણ તેઓના ઉપર તારે કિંચિત્ પણ દયા લાવવી નહિ."

---

૧ **શત્રુમર્દન:** શત્રુનું મર્દન કરે-તેઓને ચોળી નાખે તે **શત્રુમર્દન.** રાજાના નામનો એ અર્થ છે અને તેને તે સાર્થ કરવા માગે છે.

૨ **લોહયંત્ર:** લોઢાનું યંત્ર-પ્રેસ. ઘાણી જેવું હોય છે.

સુબુદ્ધિ મંત્રીએ વિચાર કર્યો કે—'રાજાની એ બન્ને ઉપર ઘણી અવકૃપા થઇ છે અને તેના આવેશમાં આવીને રાજા આ પ્રમાણે હુકમ કરે છે. રાજા અત્યારે એટલા બધા આવેશમાં આવી ગયેલા છે કે જ્યારે મને પોતાની પાસે રાખ્યો ત્યારે મને વચન આપ્યું હતું કે 'કોઇ પણ હિંસાના કામમાં જોડાવાનું મને ફરમાવવામાં આવશે નહિ' એ વચન પણ તેઓ ભૂલી ગયા જણાય છે. વારુ, પણ આચાર્ય મહારાજ આ જ હકીકતપરથી રાજાને પ્રતિબોધ કરવાનું કારણ શોધી કાઢશે, મારે તો રાજાની આજ્ઞા માથે ચઢાવવી એ જ ઉચિત વાત છે.' એ પ્રમાણે મનમાં વિચાર કરી સુબુદ્ધિ[1] મંત્રી બોલ્યો. "જેવો મહારાજા સાહેબનો હુકમ!" આટલું બોલી સુબુદ્ધિ મંત્રી પેલા સ્પર્શન અને અકુશળમાળાને રાજાનો હુકમ નિવેદન કરવા સારુ જવાની તૈયારી કરવા લાગ્યો.

તે વખતે આચાર્ય મહારાજ બોલ્યા "એ બન્નેના સંબંધમાં એવી આજ્ઞા કરવાથી સર્યું! તેઓને મૂળમાંથી ઉખેડી નાખવાનો આ ઉપાય નથી, કારણ કે સ્પર્શન અને અકુશળમાળા અંતરંગ જાતિના છે અને અંતરંગ લોક ઉપર લોહયંત્ર કે ફાંસી કે બીજાં કોઈ પણ હથિયારો ચાલતાં નથી. બહારનાં કોઇ પણ શસ્ત્રો-હથિયારો તેઓ સુધી પહોંચી જ શકતાં નથી."

શત્રુમર્દન—"ત્યારે સાહેબ! એ બન્નેનો નાશ કરવાનો શો ઉપાય છે? તે કહો."

### સ્પર્શનને ઉન્મૂલન કરવાનો સાચો ઉપાય.

### અપ્રમાદ યંત્ર.

આચાર્ય—"અંતરંગમાં એક અપ્રમાદ[2] નામનું યંત્ર છે તે એ સ્પર્શન અને અકુશળમાળાનો નાશ કરે તેવું છે. આ અહીં જે

---

૧ સુબુદ્ધિ મંત્રી—એ રાજાનું જ Conscience છે એ વાત ધ્યાનમાં રાખવી.

૨ **પ્રમાદ:** સમયમે ગોયમ મ કરે પ્રમાદ समयं गोयम मा पमायए એ સૂત્ર છે. (જુઓ પ્રથમ પ્રસ્તાવ—પરિશિષ્ટ क નં૦ ૪. પૃ ૨૪૩-૨૪૫) ધર્મકાર્યમાં-આત્મજાગૃતિમાં એક સમય પણ પ્રમાદ ન કરવો. નિરંતર કર્મશત્રુનો નાશ કરવા તત્પર રહેવું એ રૂપ 'અપ્રમાદ—પ્રમાદનો ત્યાગ નામનું યંત્ર અંતરંગમાં છે. પ્રમાદ આઠ પ્રકારના બતાવ્યા છે: [૧] અજ્ઞાન, [૨] સંશય, [૩] મિથ્યાજ્ઞાન, [૪] રાગ, [૫] દ્વેષ, [૬] સ્મૃતિભ્રંશ—વિસ્મરણ, [૭] ધર્મનો અનાદર, [૮] યોગોનું દુઃપ્રણિધાન—મનોયોગાદિને દુષ્ટપણે ધારણ કરવા તે

સાધુઓ મારી પાસે છે તેઓ પેલા બન્નેનો નાશ કરવા માટે અને તેનું ચૂર્ણ કરી નાખવા માટે તે યંત્રને નિરંતર વહન કરે છે."

શત્રુમર્દન—"એ અપ્રમાદરૂપ યંત્ર આપે કહ્યું તેની સાથે બીજો ક્યા ક્યા પ્રકારનો સામાન હોય છે–એ યંત્રનાં ઉપકરણો[1] કેવાં કેવાં હોય છે?"

આચાર્ય—"એ ઉપકરણોને આ સાધુઓ નિરંતર પોતાની સાથે જ રાખે છે અને તેનું દરેક ક્ષણે અનુશીલન[2] કરે છે."

શત્રુમર્દન—"સાહેબ! સાધુઓ વળી એ ઉપકરણોનું કેવી રીતે અનુશીલન કરે છે?"

અપ્રમાદ યંત્રથી સ્પર્શનને દાબવાના કાર્યની ઘટના.

આચાર્ય—"આ મુનિઓ[3] જીવે ત્યાં સુધી (જીવિતપર્યંત) બીજા "પ્રાણીઓને જરા પણ પીડા ઉપજાવતા નથી, એક જરા પણ અસત્ય "વચન બોલતા નથી, એક દાંતને ખોતરવાની સળી "જેટલી પણ પારકી વસ્તુ વગર દીધી લેતા નથી, "નવગુપ્તિ[4] યુક્ત બ્રહ્મચર્યને ધારણ કરે છે, સર્વથા "પરિગ્રહનો ત્યાગ કરે છે, ધર્મનાં ઉપકરણો ઉપર "તથા પોતાના શરીર ઉપર પણ જરાએ મમતા કરતા નથી, રાત્રીએ

---

૧ **ઉપકરણ:** વસ્તુઓ. જિનકલ્પી અને સ્થવિરકલ્પીના ઉપકરણ માટે જુઓ પ્રકરણ રત્નાકર ભાગ ત્રીજામા છાપેલ પ્રવચનસારોદ્ધાર ગ્રંથના દ્વાર ૬૦ અને ૬૧ પૃષ્ઠ ૧૩૩ થી ૧૪૪.

૨ **અનુશીલન:** વારવારનો અભ્યાસ, ક્ષણે ક્ષણનુ આચરણ

૩ આ **અપ્રમાદ યંત્રનું** સ્વરૂપ ગ્રંથકર્તાએ પોતે જ તૈયાર કર્યું છે, તે કોઇ ભેદો નથી, પણ સાધુચર્યારૂપ નિયમો યુક્તિસર ગોઠવ્યા છે.

૪ **નવગુપ્તિ:** બ્રહ્મચર્યરૂપ કલ્પવૃક્ષના રક્ષણ માટે વાડરૂપ નવગુપ્તિ શાસ્ત્રકારે બતાવી છે તે આ પ્રમાણે છે.

[ આ પુરૂષ આશ્રયી લખેલ છે. સ્ત્રીઓએ સ્ત્રીના સ્થાને પુરૂષ શબ્દ સમજી લેવો.

૧ પશુ નપુંસક કે સ્ત્રીથી રહિત સ્થાનકે રહેવુ.
૨ સ્ત્રી સબંધી વાર્તા રાગ સહિત કરવી નહિ.
૩ સ્ત્રી જે આસને બેઠી હોય ત્યા બે ઘડી સુધી બેસવુ નહિ
૪ સ્ત્રીના અગોપાગ રાગપૂર્વક ધારી ધારીને જોવાં નહિ.
૫ ભીતને આંતરે સ્ત્રી પુરૂષ સુતા હોય અથવા કામભોગની વાતો કરતાં હોય ત્યાં સુવું કે બેસવુ નહિ.
૬ પૂર્વઅવસ્થામાં પોતે કામભોગ સેવ્યાં હોય તે યાદ કરવા નહિ.
૭ સરસ માદક આહાર લેવો નહિ.
૮ નિરસ આહાર પણ વધારે પડતો લેવો નહિ.
૯ શરીરની શોભા–વિભૂષા કરવી નહિ.

"[1]ચારે પ્રકારના આહારનો સર્વથા ત્યાગ કરે છે, દિવસના સર્વ "પ્રકારના [2]દોષ વગરનો અને શાસ્ત્રમાં વર્ણવેલો અને સંયમયાત્રા "બરાબર વહન કરવા માટે જોઇએ તેટલો જ શુદ્ધ આહારાદિ લે છે, "પોતાનું આચરણ પાંચ સમિતિ[3] અને ત્રણ ગુપ્તિથી બરાબર યુક્ત "રાખે છે, અનેક પ્રકારના અભિગ્રહો[4] લઇને બહાદુરીથી આગળ

---

૧ **ચાર આહાર: અશન** (રાંધેલી વસ્તુઓ), **પાન** (પાણી), **ખાદીમ** (મીઠાઇ-ફળાદિ) અને **સ્વાદીમ** (પાન સોપારી વિગેરે મુખવાસ). આ ચાર પ્રકારનો આહાર કહેવાય છે. ચઉવિહાર કરનાર એ ચારે પ્રકારના આહારનો રાત્રીએ ત્યાગ કરે છે

૨ **આહાર દોષ:** આહારને અંગે કેટલાક દોષો મુનિએ વર્જવા જોઇએ તેની વિગત માટે જુઓ પ્રવચનસારોદ્ધાર દ્વાર ૬૫-૬૯-૧૧૨. આગળ ચોથા પ્રસ્તાવના ચોથા પરિશિષ્ટમાં તે લખ્યા છે.

૩ **પાંચસમિતિ ત્રણગુપ્તિ:** સાધુએ સદૈવ પાંચ સમિતિ અને ત્રણગુપ્તિ પાળવી જોઈએ, એને આઠ **પ્રવચનમાતા** કહેવામાં આવે છે. તે નીચે પ્રમાણે છે.

**ઈર્યાસમિતિ**—ચાલતી વખત ચાર હાથ પ્રમાણ આગળ ભૂમિ જોઇને ચાલવું.

**ભાષાસમિતિ**—વિચારીને સત્ય-પ્રિય-હિત અને પથ્ય વચન બોલવુ.

**એષણાસમિતિ**—આહાર પાણી વિગેરે નિરવદ્ય લેવા (૪૨ દોષરહિત લેવાં)

**આદાનભંડમતનિક્ષેપણાસમિતિ**—કોઈપણ વસ્તુ લેતાં, મૂકતા, ફેરવતા પ્રમાર્જન કરી જીવોની યતના કરવી.

**પારિષ્ઠાપનિકા સમિતિ**—વસ્તુ નાખી દેતાં ભવિષ્યમા જીવોત્પત્તિ ન થાય તેવી તેની સ્થિતિ કરી જીવરહિત ભૂમિએ તેનો નિક્ષેપ કરવો.

**મનોગુપ્તિ**—મનપર મજબુત અંકુશ. **વચનગુપ્તિ**—વચનપર યોગ્ય અંકુશ.

**કાયગુપ્તિ**—શરીરની પ્રવૃત્તિપર રીતસરનો કાબુ.

એ આઠ પ્રવચનમાતા સાધુએ આખો વખત ધ્યાનમા રાખી પાળવાની છે. બાહ્ય અને અંતરંગ સર્વ પ્રવૃત્તિ ઉપર તેથી ઘણો અંકુશ આવી જાય છે. (શ્રાવકને એ પ્રવચનમાતા સામાયિક પોસહ વખતે તો જરૂર પાળવી એવો આદેશ છે.)

૪ **અભિગ્રહ:** દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવથી સાધુઓ જૂદા જૂદા પ્રકારના અભિગ્રહ (નિયમ) લે છે. ૧ અમુક વસ્તુ અમુક મનુષ્ય આપે તોજ લેવી, નહિ તો તપમાં વધારો કરવો તે દ્રવ્યાભિગ્રહ ૨ ભિક્ષાની ભૂમિ અથવા ઘરની સંખ્યા સબંધી નિયમ તે ક્ષેત્રાભિગ્રહ ૩ અમુક કાળેજ ભિક્ષા માટે ભ્રમણ કરવું તે કાળાભિગ્રહ. ૪ આપનારની સ્થિતિ પર આધાર તે ભાવાભિગ્રહ. જેમકે રડતી, બેઠેલી, ઉભેલી, ગાતી વિગેરે વીરપરમાત્માનો વિગતવાર અભિગ્રહ વિચારવા યોગ્ય છે. તેમનો રાજ્યબાળા, દાસી થયેલી, ઉમરા ઉપર બેઠેલી, પગમાં બેડી, સુપડાના ખુણામાં બાકળા લઇને ભિક્ષાચરો નિવૃત્ત થયા હોય એવા અવસરે આંખમાં આંસુ સાથે વહોરાવે તો ખપે-આવો અભિગ્રહ છ માસે પૂરો થયો હતો. આમાં

"વધતા જાય છે, [1]અકલ્યાણુ મિત્રનો જરા પણુ સંબંધ કરતા "નથી, સજજન પુરૂષો જાણે પોતારૂપ જ હોય તેવો સદ્ભાવ "તેઓ તરફ બતાવે છે, પોતાને યોગ્ય જે [2]સ્થિતિ હોય તેનું જરા "પણુ ઉલ્લંઘન કરતા નથી, [3]લોકમાર્ગની-વ્યવહાર પક્ષની અપેક્ષા "નિરંતર ધ્યાનમાં રાખ્યા કરે છે, ગુરૂમહારાજના વર્ગને-[4]વડીલ "વર્ગને સારી રીતે માન આપે છે, તેઓ ( વડીલો ) જેવા પ્રકારની "આજ્ઞા કરે તે અનુસાર ચાલે છે-વર્તે છે, ભગવાનના આગમનું "સારી રીતે શ્રવણુ[5] કરે છે, મહાયત્નપૂર્વક વ્રતોની ભાવના ભાવે "છે, દ્રવ્ય ( બાહ્ય ) આપત્તિ આવી પડે ત્યારે ઘણી ધીરજ ધારણુ "કરે છે, ભવિષ્યમાં પોતાને કોઇ પણ પ્રકારનાં દુઃખ પડવાનાં હોય "તેનો પ્રથમથી વિચાર કરીને તેનો ઉપાય સમજણુ પહોંચે ત્યાં "સુધી કરી રાખે છે, પોતાને અપ્રાપ્ત જ્ઞાનાદિ યોગોની પ્રાપ્તિ માટે "વારંવાર પ્રયત્ન કરે છે, પોતાના ચિત્તનો પ્રવાહ કર્મબંધને માર્ગે ન

---

ચારે પ્રકારના અભિગ્રહનો સમાવેશ થાય છે. અનેક પ્રકારે એકદત્તી આદિ તથા અન્ય વસ્તુના અભિગ્રહો હાલ પણ સાધુઓ કરતા જોવામાં આવે છે.

૧ **અકલ્યાણમિત્રઃ**—પોતાનું શ્રેય ન થાય-ખરાબ થાય તેવા કોઈપણ પ્રકારનાં સંબંધ સાધુઓ જોડતા નથી. સુંદર સંયોગો સાથે સુયોગ થાય તેને શાસ્ત્રકાર યોગાવચકપણું કહે છે.

૨ એટલે સાધુના ૨૭ ગુણો પાળવામાં અને વિકસાવવામાં અપ્રમાદી રહે છે અને પોતાની સ્થિતિને યોગ્ય ન હોય એવું જરા પણ આચરણ આચરતા નથી

૩ **લોકમાર્ગ:** મતલબ એ છે કે એકદમ નિશ્ચયમાર્ગી થઇ જતા નથી; વ્યવહાર ઉપર પણ બરાબર નજર રાખે છે. સાધુ એકાંત નિશ્ચયમાર્ગી થઈ જાય તો તે પોતાની જાતને અને શાસનને ઘણું નુકશાન કરી નાખે. વ્યવહાર ન લોપવા માટે શાસ્ત્રમાં વારંવાર વિસ્તારથી કહેવામા આવ્યું છે. પ્રો. હર્મન જેકોબીવાળી બુકમાં अपेक्षन्ते लोकमार्गं એવો પાઠ છે તેનો આ અર્થ કર્યો છે. અન્યત્ર नापेक्षति लोकमार्गं એવો પાઠ છે. લોકમાર્ગની અપેક્ષા રાખતા નથી. **લોકમાર્ગ:** શબ્દાદિ ઈષ્ટ વિષયમાં પ્રવૃત્તિ અને ન ગમે તેવાની ત્યાગ બુદ્ધિ. એ માર્ગ મુનિને ન ઘટે, મતલબ તેઓને શબ્દાદિ ઈષ્ટ અનિષ્ટ વિષયો તરફ રાગદ્વેષનો જે પ્રચલિત માર્ગ છે તે ન હોય.

૪ **વાડલને માન:** વિનયના (૫૨) પ્રકાર પ્ર. સા. ગ્રંથના ૬૫ મા દ્વારમા બતાવ્યા છે. તેમાં તીર્થંકરાદિ તેર પ્રકારના વડીલોની આશાતના ન કરવી, બની શકે તેટલી ભક્તિ કરવી, અંતરંગથી બહુમાન કરવું અને તેઓની કીર્તિનો પ્રસાર કરવો—એ ચાર બાબતપર ખાસ ધ્યાન આપવું. વિનયનો એ માર્ગ છે અને તે પ્રકારે ૧૩ ને ચાર ગુણા કરતાં વિનયના (૫૨) ભેદ થાય છે. ( પૃ. ૧૫૯-૧૬૦ સદર ગ્રંથ. )

૫ **શ્રવણુ:** સાંભળવું તે. શ્રવણની મુખ્યતા કરવાનુ કારણ સાંપ્રદાયિક જ્ઞાનની પ્રાપ્તિ તે દ્વારાજ થાય છે તે છે.

" જાય તે બહુ લક્ષ્યપૂર્વક ધ્યાનમાં રાખે છે, મનનું વલણ તેવા માર્ગે
" જાય તે પહેલાં તેની સામેનો ઉપાય પોતે તૈયાર કરી મૂકે છે, [1]અસં-
" ગપણાના અભ્યાસમાં આસક્ત રહીને આખો વખત મનને નિર્મળ
" રાખ્યા કરે છે, યોગમાર્ગનો અભ્યાસ કરે છે, પરમાત્માને પોતાના
" ચિત્તમાં સ્થાપન કરે છે, તેના ઉપર પોતાની ધારણા[2] બરાબર
" બાંધે છે, બહારની કોઇ પણ બાબતો પોતાને વિક્ષેપ કરે એમ કદિ
" થવા દેતા નથી, પરમાત્મા ઉપર એકતાન લાગે તેવા પ્રકારનું પો-
" તાના અંતઃકરણનું વલણ કરી દે છે, યોગની સિદ્ધિ પ્રાપ્ત કરવા
" માટે યત્ન કરે છે, શુક્લધ્યાન આદરે છે, પોતાનો આત્મા શરીર
" અને ઇંદ્રિયથી તદ્દન જૂદો છે એમ જુએ છે, ઉત્કૃષ્ટ પ્રકારની
" સમાધિ પ્રાપ્ત કરે છે અને પોતાનું વર્તન એકંદરે એવું વિશુદ્ધ
" કરી નાખે છે અને માનસિક નિર્મળતા એટલી ઉત્કૃષ્ટ પ્રકારની
" સાધે છે કે શરીરમાં રહ્યા છતાં પણ મોક્ષના સુખનું ભાજન પોતાને
" બનાવે છે.

**અંતરંગ શત્રુઓને દાબનાર કોણ.**

" એવી રીતે હે રાજન્! ઉપર ગણાવ્યા તે પ્રમાણે પરપીડા-
" વર્જનથી માંડીને છેલ્લા મોક્ષનું ભાજન આત્માને
" બનાવવા સુધીનાં અપ્રમાદયંત્રનાં સર્વ ઉપકરણો
" મુનિઓ દરેક ક્ષણે ઉપયોગમાં લે છે અને મુનિ
" જેમ જેમ એ ઉપકરણોનો વધારે ને વધારે
" ઉપયોગ કરે છે તેમ તેમ અપ્રમાદયંત્ર વધારે મજબુત થતું જાય
" છે, તેઓ આવી રીતે અપ્રમાદયંત્રને મજબુત બનાવે છે તેને લીધે
" પેલા સ્પર્શન, અકુશળમાળા તથા તેના જેવા બીજા જે અંતરંગના
" દુષ્ટ લોકો હોય છે તેઓને પીલી નાખવાને તેઓ પૂરતી શકિતવાળા
" થાય છે અને એ અપ્રમાદયંત્રથી જો દુષ્ટ અંતરંગ લોકોને એક વાર
" પીલી નાખ્યા હોય તો પછી તેઓ કદિ પણ પ્રકટ થઇ શકતા નથી,
" તેથી હે રાજન્! તમારા મનમાં એ દુષ્ટ લોકોને પીલી નાખવાનો
" ખરેખરો વિચાર થયો હોય તો તમારે ઉપર જણાવ્યું તેવું અપ્ર-
" માદયંત્ર ધારણ કરવું અને તમારા પોતાના જોર ( વીર્ય-શકિત )
" ઉપર આધાર રાખી તમારે જાતે જ તેઓને પીલી નાખવા. એ કામ-
" માં તમારે મંત્રીને હુકમ આપવો યોગ્ય નથી. કદાચ કોઇ બીજા
" માણસો એને પીલી આપે તો તેથી તેઓ પરમાર્થથી બરાબર

---

૧ અસંગપણું: ચિત્તને કોઈ પણ સાસારિક વસ્તુમાં ચોંટવા ન દેવું તે અસંગપણું.

૨ ધારણા: યોગનું છઠ્ઠું અંગ છે વિસ્તાર માટે જુઓ જૈન દૃષ્ટિએ યોગ પૃ. ૧૩૦.

" પીલાતા નથી. બીજો પ્રાણી પીલે તો તેના સંબંધમાં તેઓ પીલાય
" છે, પણ તેથી તમને તેનો લાભ મળતો નથી. તમારે તેમને તમારા
" સંબંધમાં પીલવા હોય તો તમારા પોતાના બળનો જ ઉપયોગ
" કરવો જોઇએ. "

**અપ્રમાદયંત્ર અને ભાવદીક્ષાને સંબંધ.**
**મનીષીના દીક્ષા લેવાના પરિણામ.**
**ભગવાનનો જવાબ અને નિરધાર.**

આચાર્યમહારાજ પ્રબોધનરતિ આ પ્રમાણે રાજાને ઉપદેશ આપી રહ્યા હતા તે વખતે ભગવાનના વચનરૂપ પવનથી કર્મરૂપ કાષ્ટને બાળી નાખે તેવો શુભપરિણામરૂપ અગ્નિ મનીષીના મનમાં વધારે સળગ્યો. પોતાની ઉન્નતિ કરવાના વિચારો વધારે દૃઢ થયા; પણ ભગવાને અગાઉ દીક્ષા લેવાની વાત કહી અને પછવાડે અપ્રમાદયંત્રની વાત કરી તે બન્નેનો સંબંધ તે બરાબર સમજ્યો નહિ. તેથી પોતનો સંદેહ પૂછવા સારૂ હાથ જોડીને તેણે ભગવાનને આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરી "ભગવન્! આપે પ્રથમ એમ કહ્યું કે ભાવદીક્ષા લેવાથી આત્મબળનો ઘણો વધારો થાય છે અને તેથી પુરૂષનું ઉત્કૃષ્ટપણું સધાય છે અને છેવટે આપે દુષ્ટ અંતરંગ લોકોને દાબી દેવાને સમર્થ અને પોતાના વીર્યપર આધાર રાખતું અપ્રમાદયંત્ર બતાવ્યું-ત્યારે એ ભાવદીક્ષા અને અપ્રમાદયંત્ર એ બન્નેમાં અરસપરસ શો તફાવત છે? તે જણાવવા કૃપા કરો."

આચાર્ય—" તે બન્નેમાં જરા પણ તફાવત નથી, માત્ર શબ્દનોજ ભેદ છે. ટુંકામાં કહીએ તો અપ્રમાદયંત્ર એજ ભગવાનના મતની ભાવદીક્ષા સમજવી."

મનીષી—" જો એમજ હોય તો ભગવન્! હું તે ભાવદીક્ષાને યોગ્ય હોઉં તો મને તે જરૂર આપવા કૃપા કરો."

આચાર્ય—" તું તેને સર્વ પ્રકારે યોગ્ય છે; તને તે સર્વ પ્રકારે અવશ્ય આપવામાં આવશે."

**મનીષી સાથે શત્રુમર્દન રાજાની ઓળખાણ.**
**અંતરંગ રાજ્યને અંગે રાજાની નવી ચિંતા.**
**ગૃહસ્થ ધર્મની ઓળખાણ અને નિર્ણય.**

શત્રુમર્દન—" ભગવન! મેં અનેક મોટી લડાઇમાં સાહસ કરી મોટા પરાક્રમી તરીકે નામ મેળવ્યું છે તેવાને આપની પાસેથી સાંભળેલા અપ્રમાદયંત્રની હકીકત સાંભળીને તેનું અનુષ્ઠાન કરવાની સુકે-

લીથી મનમાં ધ્રૂજ ઉત્પન્ન થાય છે! ત્યારે આ મહાત્મા કોણ છે? ક્યાંથી આવેલા છે? તેઓને તો જાણે મોટું મહારાજ્ય જીતવાની ઇચ્છા થઇ હોય તેમ આનંદથી તે અપ્રમાદયંત્રને આદરવાની ઇચ્છા થઇ છે, એ મહાપુરૂષ કોણ છે?"

આચાર્ય—"એનું નામ મનીષી છે અને તે આ ક્ષિતિપ્રતિષ્ઠિત નગરનો જ રહેનાર છે."

રાજા શત્રુમર્દને પોતાના મનમાં વિચાર કર્યો કે 'જ્યારે પેલા પાપી બાળને મેં મારી નાખવાનો હુકમ કર્યો હતો તે વખતે લોકોને મનીષી નામના તેના ભાઇની પ્રશંસા કરતાં સાંભળ્યા હતા. તેઓ એમ બોલતા હતા કે 'અહો! એક જ બાપના બે દીકરા છે, છતાં આ બાળ અને મનીષી વચ્ચેનો તફાવત તો જુઓ! એકનું આવું ખરાબ વર્તન છે તેથી તે સર્વ પ્રકારે તિરસ્કારને યોગ્ય છે, ત્યારે બીજો મહાત્મા છે અને સર્વ રીતે પ્રશંસાને પાત્ર છે. આ તેજ મનીષી હોવો જોઇએ. તો સાથે સાથે એના સંબંધનો ખુલાસો પણ આચાય મહારાજને પૂછી લઉં.' આ પ્રમાણે પોતાના મનમાં વિચાર કરીને રાજા શત્રુમર્દન બોલ્યા "મહારાજ! આ નગરમાં એના માબાપ કોણ છે અને તેના બીજા સગાસંબંધીઓ કોણ છે?"

આચાર્ય—"આ ક્ષિતિપ્રતિષ્ઠિત નગરનો સ્વામી કર્મવિલાસ નામનો મોટો રાજા છે તે આ મનીષીનો પિતા થાય છે અને તેને શુભસુંદરી નામની પટ્ટરાણી છે તે આ મનીષીની માતા થાય છે. વળી તે જ કર્મવિલાસ રાજાને એક બીજી અકુશળમાળા નામની સ્ત્રી છે તેનો પેલો બાળ નામનો પુત્ર છે. વળી મનીષીની પાસે એક બીજો પુરૂષ ઉભો છે તે સદરહુ રાજાની એક ત્રીજી સામાન્યરૂપા નામની રાણી છે તેનો દીકરો મધ્યમબુદ્ધિ છે. એના સગાઓમાંથી આટલા હાલ તો અહીં છે. બાકીના એના ઘણા સગાઓ તો દેશાંતરમાં છે, તેની વાર્તા કરવાનું હાલ આપણને કાંઇ પ્રયોજન નથી."

શત્રુમર્દન—"[1]ત્યારે મહારાજ! શું આ ક્ષિતિપ્રતિષ્ઠિત નગરનો ભોક્તા (સ્વામી) એ કર્મવિલાસ છે? હું નહિ?"

---

૧ પોતાની ઉપર વાત આવી ત્યાં મૂળ બાબનને મૂકી દઇ પ્રાણી કેવો બીજા સવાલ પર ઉતરી જાય છે તેનુ આ દષ્ટાન્ત છે. અહીં મનીષીની વાત પૂછતાં રાજ્યપર વાત આવી એટલે મનીષીની વાત અદ્ધર લટકી ગઇ અને રાજા કોણ છે? તે વાત ચાલી. મનુષ્ય સ્વભાવ જ એવો છે. પગ નીચે રેલો આવે ત્યારે એનુ અસલ સ્વરૂપ પ્રકાશે છે.

આચાર્ય—"તમે નહિ."

શત્રુમર્દન—" તે કેવી રીતે ?

આચાર્ય—"સાંભળો:—

### અંતરંગ રાજ્યની પરિક્રિયા.
### કર્મવિલાસનું અખંડ સામ્રાજ્ય;
### બુદ્ધિદ્દષ્ટિએ તેનું સૂક્ષ્મ નિરીક્ષણ.

"એનું કારણ એ છે કે એ કર્મવિલાસ મહારાજ જે જે હુકમો કરે છે તે તે સર્વ ભયથી કંપિત થઇ ગયેલા મનવાળા સર્વ નગરવાસીઓ કદિ પણ ઉલ્લંઘી શકતા નથી; જે જે હુકમ તે મહારાજા ફરમાવે છે તેમાં જરા પણ ફેરફાર કરવાની તેઓ હિંમત પણ કરી શકતા નથી. તારૂં પોતાનું રાજ્ય તારી પાસેથી હરણ કરી લેવું હોય, બીજા કોઇને આપી દેવું હોય કે તને પોતાને રાજા તરીકે ચાલુ રાખવો હોય તે સર્વ કાર્ય કરવાને તે કર્મવિલાસ રાજા સમર્થ છે. એ સર્વ બાબતમાં તારો હુકમ ચાલી શકતો નથી, પણ તે રાજાનો હુકમ ચાલે છે. તેટલા માટે આ નગરીનો પરમાર્થથી તે કર્મવિલાસ જ રાજા છે. રાજાઓ આજ્ઞા કરી શકે, હુકમ ફરમાવી શકે અને તેનો બરાબર અમલ થઇ શકે તેમાં તેઓની મોટાઇ છે. જો રાજા આજ્ઞા કરી શકતો ન હોય અથવા તેનો અમલ થતો ન હોય તો તેનામાં પ્રભુપણું રહી શકતું નથી."

પ્રભુત્વની વ્યાખ્યા

શત્રુમર્દન—"ભગવન્! જો આપ કહો છો તેમ તે કર્મવિલાસ આ નગરનો રાજા હોય તો પછી તે અહીં દેખાતો કેમ નથી ?"

આચાર્ય—"એ કર્મવિલાસ રાજા અહીં દેખાતો નથી તેનું કારણ તું સાંભળ: એ કર્મવિલાસ અંતરંગનો મોટો રાજા હોવાથી તારા જેવાને તે કદિ દેખાતો નથી. જે અંતરંગ લોક છે તેમની પ્રકૃતિ એવા પ્રકારની હોય છે કે તેઓ ગુપ્ત રૂપે અંદર રહીને સર્વ કાર્યો કરે છે. ધીરજવાળા બહાદુર પ્રાણીઓ તેવા અંતરંગ લોકને બુદ્ધિદષ્ટિથી માત્ર જોઇ શકે છે અને બીજા પ્રાણીઓના સંબંધમાં પણ તેઓને પ્રકટ થયેલા તેઓ સ્પષ્ટ રીતે જોઈ શકે છે. તારે આ હકીકતને લઇને કાંઇ પણ ખેદ લાવવાની (દીલગીરી કરવાની) જરૂર નથી, કારણ કે એ રાજાએ તને એકલાને જ જીતેલો છે એમ નથી, પણ આ સંસારના ઉદરમાં રહેનારા પ્રાયઃ સર્વ પ્રાણીઓને એ કર્મવિલાસ રાજાએ પોતાની શક્તિથી વશ કરી લીધેલા છે."

વાતનું રહસ્ય સમજી જઈને સુબુદ્ધિમંત્રીએ રાજાને ઉદ્દેશીને કહ્યું "મહારાજ! આચાર્યમહારાજે હમણા જે રાજાનું વર્ણન કર્યું તેને મેં પણ બરાબર ઓળખી લીધો છે. હું આપસાહેબને વધારે સારી રીતે તે રાજાનું સ્વરૂપ કહી સંભળાવીશ, મને ભગવાને (આચાર્યશ્રીએ) જ અગાઉ એ રાજાનું સ્વરૂપ સમજાવ્યું હતું. આપે એ સંબંધમાં ચિંતા કરવાની જરૂર નથી."

## ગૃહસ્થધર્મનું સ્વરૂપ અને આદર.

આ પ્રમાણે વાતચીત ચાલતી હતી તે વખતે અવસર જોઈને મધ્યમબુદ્ધિએ પોતાનું મસ્તક નમાવી આચાર્યશ્રીને વિજ્ઞપ્તિપૂર્વક પૂછ્યું "ભગવન્! આપે થોડા વખત પહેલાં વાત કરી હતી કે ગૃહસ્થનો ધર્મ સંસારને ઓછો કરનાર છે, તો તે ધર્મને જો હું યોગ્ય હોઉં તો મને તે આપો."

આચાર્ય—"ભગવાનના મતની ભાવદીક્ષા સંબંધી હકીકત સાંભળીને તારા જેવા જે કોઈ તેને આદરવાને શક્તિમાન્ ન હોય તેઓએ ગૃહસ્થધર્મનો આદર કરવો એ બરાબર ઉચિત છે, યોગ્ય છે, કરવા લાયક છે."

શત્રુમર્દન—"ભગવન્! એ 'ગૃહસ્થધર્મ' કેવા પ્રકારનો છે તે મને પણ કૃપા કરીને સમજાવો! મારે તે સમજવાની બહુ ઇચ્છા છે."

આચાર્ય—"જો એમ છે તો રાજન! ગૃહસ્થધર્મનું સ્વરૂપ સાંભળ."

ત્યારપછી આચાર્યમહારાજે મોક્ષરૂપ કલ્પવૃક્ષને ઉગાડનાર સમ્યગ્દર્શનરૂપી[1] અમોઘ બીજ કેવા પ્રકારનું હોય છે તેનું પ્રથમ વર્ણન કર્યું, ત્યારપછી સંસારવૃક્ષના મૂળનો થોડા વખતમાં છેદ કરવામાં નિપુણ અને સ્વર્ગ અને મોક્ષના માર્ગ સાથે જલદી સંબંધ કરાવી આપનાર [2]અણુવ્રત ગુણવ્રત અને શિક્ષાવ્રતનું વર્ણન કર્યું, અને તેને લીધે તે વખતે તદાવરણ કર્મોનો કાંઈક નાશ અને કાંઈક ઉપશમ (ક્ષયોપશમ)

---

૧ **સમ્યગ્દર્શનઃ** શુદ્ધ દેવ, શુદ્ધ ગુરૂ અને શુદ્ધ ધર્મપર વિશુદ્ધ શ્રદ્ધા મોક્ષ સુધી પ્રાણીને જરૂર લઈ જાય છે તેથી મોક્ષરૂપ ઝાડના નિરૂપહત બીજ તરીકે તેને ગણવામા આવે છે. એ બીજ વાવ્યા પછી જરૂર ઊગે છે.

૨ **અણુવ્રતઃ** પાચ **અણુવ્રત** છે. સ્થૂળપણે જીવવધ ન કરવો, પાચ મોટાં જૂઠાં ન બોલવાં, સ્થૂળ ચોરી ન કરવી, સ્વસ્ત્રીમાં સંતોષ રાખી પરસ્ત્રીનો ત્યાગ કરવો અને પરિગ્રહનુ પ્રમાણ કરવુ—હદ બાંધવી—એ પાચને 'અણુવ્રત' કહેવામાં

થવાથી રાજાને પણ દેશવિરતિ[1] ગ્રહણ કરવાના ભાવ થયા. તેના મનમાં એમ આવ્યું કે 'આવો ગૃહસ્થધર્મ તો આપણા જેવાથી પણ થઇ શકે ખરો.' આ પ્રમાણે વિચાર કરીને શત્રુમર્દન રાજા બોલ્યા, "ભગવન્! આપે વર્ણન કર્યો તેવા પ્રકારનો ગૃહસ્થધર્મ મને પણ આપીને મારા ઉપર અનુગ્રહ કરો."

આચાર્યમહારાજે ઉત્તરમાં કહ્યું-"રાજન! તે ધર્મ તમને સારી રીતે આપું છું." પછી આચાર્યમહારાજે શત્રુમર્દન રાજાને અને મધ્યમબુદ્ધિને ગૃહસ્થધર્મ વિધિપૂર્વક આપ્યો.[2]



---

આવે છે. સાધુના પાંચ મહાવ્રત કરતાં એ ઘણા ઓછાં છે, પણ પગથીઆં જેવાં છે. જૂદી જૂદી દિશાઓમાં કેટલે દૂર જવુ તેનું પ્રમાણ કરવું, (દિગ્વ્રત) ખાવાની વસ્તુઓમા વિવેકપૂર્વક ત્યાગભાવ કરવો, રાત્રીભોજન કરવું નહિ અને કર્માદાનના વ્યાપાર કરવા નહિ (ભોગોપભોગ વ્રત) અને રાજકથા, સ્ત્રીકથા કરવી, નાટક જોવા, પ્રમાદાચારણ સેવવું વિગેરે નકામાં પાપો સેવવા નહિ (અનર્થદંડ)—એ ત્રણ **ગુણવ્રત** કહેવાય છે. બે ઘડી સ્થીર ચિત્તે બેસી જ્ઞાન મેળવવુ કે ધ્યાન કરવુ (સામાયિકવ્રત), અમુક વખત માટે સર્વ વસ્તુ તથા દિશાઓનો સંક્ષેપ કરવો (દેશાવગાસિકવ્રત), ચાર કે આઠ પહોર સાધુધર્મની ભાવના કરી સંસારથી દૂર રહેવું (પૌષધવ્રત), અને અતિથિ સાધુની યોગ્ય આદરપૂર્વક જરૂરીઆતો પૂરી પાડવી (અતિથિસંવિભાગવ્રત), આ ચારને **શિક્ષાવ્રત** કહેવામાં આવે છે. વિસ્તાર માટે જુઓ બારવ્રતની ટીપ.

૧ **દેશવિરતિ:** થોડા ત્યાગ કરવાનો નિયમ ધરવો તેને **દેશવિરતિ** કહે છે. સાધુ **'સર્વવિરતિ'** હોય છે, કારણ તેઓ બાહ્ય સંસર્ગનો સર્વથા ત્યાગ કરવાનો નિયમ (પચ્ચખ્ખાણ) કરે છે. દેશવિરતિ અને સર્વવિરતિ વચ્ચેનો આ તફાવત બરાબર ધ્યાનમા રાખવો.

૨ **વિધિ:** ગૃહસ્થધર્મ આપવાનો વિધિ કર્યો એટલે **બારવ્રત** ઉચ્ચરાવ્યા એમ સમન્વય છે. ગૃહસ્થધર્મનો વિષય ઉપર કહેલો છે, તેનો નિર્ણય થયા પછી તેનો વિધિપૂર્વક આદર થાય છે. ગુરુસાક્ષીએ તે સર્વ થાય છે. તેનો વિધિ અનેક ગ્રંથોમા બતાવવામા આવેલ છે. જુઓ શ્રાદ્ધવિધિ.



# પ્રકરણ ૧૫ મું.

## શત્રુમર્દનાદિનો આંતર પ્રમોદ.



આચાર્યમહારાજ પ્રબોધનરતિ મનીષીને દીક્ષા દેવા તૈયાર થયા તે વખતે શત્રુમર્દન રાજાએ આચાર્યના પગમાં પડીને વિજ્ઞપ્તિ કરી "ભગવન્ ! આ મનીષીએ ભાવથી તો ભગવાનના મતની દીક્ષા લઇ જ લીધી છે, તેથી તે ખરેખર કૃતકૃત્ય થઇ ગયેલ છે. એ મનીષીને ઉદ્દેશીને અમારો સંતોષ જાહેર કરવાને માટે અમે તેનો દીક્ષા મહોત્સવ કરવાની ઇચ્છા રાખીએ છીએ તો તેમ કરવાની આપ અમને આજ્ઞા આપો !"

### દ્રવ્યસ્તવ અને ગુરૂઓ.

શત્રુમર્દન રાજાની આવી માગણી સાંભળીને આચાર્યમહારાજ મૌન રહ્યા. તે વખતે સુબુદ્ધિ મંત્રીએ રાજાને કહ્યું "જ્યારે તમારે [1]દ્રવ્યસ્તવમાં પ્રવૃત્તિ કરવાની હોય ત્યારે ગુરૂમહારાજને પૂછવું નહિ. એવી બાબતમાં આદેશ આપવાનો ભગવાનનો અધિકાર નથી. તમારા જેવાએ દ્રવ્યસ્તવ યોગ્ય અવસર જોઇને ઉચિત લાગે તે પ્રમાણે કરવું જોઇએ. તેઓશ્રી તો માત્ર દ્રવ્યસ્તવની અનુમોદના કરે છે એટલે બીજા કોઇ દ્રવ્યસ્તવ કરે તો તે હકીકતને તેના યથાસ્વરૂપમાં બતાવે છે, તેના વખાણ કરે છે, તેને યોગ્ય સ્થાન આપવાની સૂચના-ભલામણ કરે છે. એવા દ્રવ્યસ્તવને યોગ્ય ઉપદેશ તેઓ અવસરે આપે છે. દાખલા તરીકે તેઓ ઉપદેશના ગર્ભમાં જણાવે છે કે મોટા પાયા ઉપર દેવની પૂજા કરવા યોગ્ય છે, દેવની પૂજા સિવાય ધનનો વ્યય કરવા

---

૧ **દ્રવ્યસ્તવઃ** સ્થૂળ વ્યવહાર ધર્મનું સ્વરૂપ. બાહ્ય ઉપકરણદ્વારા ધર્મનાં સાધનો કરવાનો પ્રચાર. દ્રવ્યપૂજા, ગુરૂને ઉપકરણદાન, આહારદાન, ઉજમણું વિગેરેનો 'દ્રવ્યસ્તવ' મા સમાવેશ થાય છે.

માટે બીજું વધારે ઊંચું કોઇ પણ સ્થાન નથી. માટે આવી બાબતમાં ઘટતું હોય–યોગ્ય લાગતું હોય તે આપ જાતે જ કરો ! ગુરૂમહારાજ એ સંબંધી આજ્ઞા આપે નહિ. આપણે મનીષીને વિનતિ કરીએ કે દીક્ષા લેવામાં તે જરા ઢીલ કરે જેથી દ્રવ્યસ્તવ–મહોત્સવ આપ કરી શકશો. ” શત્રુમર્દન રાજાએ તેમ કરવાની સંમતિ બતાવી.

ત્યારપછી યોગ્ય માનપૂર્વક રાજા અને મંત્રીએ મનીષીને વિજ્ઞપ્તિ કરી કે, ‘ અમારો વિચાર દીક્ષાનો મહોત્સવ કરવાનો છે તેથી થોડો વખત દીક્ષા લેવામાં વિલંબ કરો ’ મનીષીએ પોતાના મનમાં વિચાર કર્યો કે ‘ આવી ધર્મની બાબતમાં વખત કાઢવો એ ઠીક નથી, છતાં મોટા માણસો કોઇ બાબતમાં આદરપૂર્વક વિજ્ઞપ્તિ કરે તેમને ના પાડવી એ પણ અવિવેક ગણાય અને અવિવેક કરવાનું પણ પોતાથી બને તેવું નથી.’ એવા વિચારથી તેણે રાજા તથા મંત્રીની માગણી સ્વીકારી. [1]

**અત્યંત ઉચ્ચ પ્રકારની દ્રવ્ય શુદ્ધિ. જિનમંદિરે રચના.**
**પરમાત્માના બિંબનું સિંહાસનમાં સ્થાપન.**
**મનીષીને સ્નાન. પરમાત્માને અભિષેક.**
**અભિષેકમાં ચારિત્રને અગ્રસ્થાન.**
**ધન્ય નરોનો પ્રભુકિંકરતા.**

ત્યારપછી રાજાએ પોતાના સર્વ મંત્રીઓને એકદમ કામે લગાડી દીધા અને કામ જલ્દી કરવા માટે સર્વને ઘણી સ્પષ્ટ રીતે હુકમો આપી દીધા. તે સર્વ મંત્રી સામંતોએ આખા જિનમંદિરની ચારે તરફ અને ઉપર એવા સુંદર પડદાઓ લટકાવી દીધા કે મંદિરમાં કોઇ પણ પ્રકારે ગરમી થાય નહિ, તડકો લાગે નહિ અને તેની શોભામાં હાનિ થાય નહિ. કસ્તુરી, કેશર, ચંદન અને કર્પૂરનું મિશ્રણ કરી તે મંદિર અને આંગણાનું તળિયું સુંદર લેપથી અતિ સુશોભિત કરી દીધું. ગુંજારવ કરતા ભમરાઓથી સેવાતાં સંગીતનો સુંદર સ્વર આપનાર પાંચ જાતિનાં અતિ સુગંધી ફૂલો મંદિરમાં ઘુંટણ સુધી પાથરી દીધાં. અત્યંત કિંમતી વસ્ત્રનો ચંદરવો બંધાવી દીધો, જેને સોનાના થાંભલા મૂકીને તેની ઉપર સ્થિત કર્યો, તે ચંદરવા નીચે મણિના દર્પણો અને નાના નાના કાચ લટકાવી દીધાં અને તેની ચોતરફ વધારે શોભા માટે મોતીના માળાઓ લટકાવી દીધી. ચારે બાજુએ એટલાં રત્નો

---

૧ આમાં દ્રવ્યસ્તવને અંગે ગુરૂ કર્તવ્ય તથા મનીષીનુ આંતર ઔદાર્ય અને દાક્ષિણ્ય અનુકરણીય છે, વિચારણીય છે, પ્રશસ્ય છે.

લટકાવી દીધાં કે તેને લઇને અંધકાર સાથેનો સંબંધ તો તદ્દન દૂરજ થઇ ગયો અને કૃષ્ણાગરૂનો ધૂપ એટલો સુંદર અને સારી રીતે કરવામાં આવ્યો કે ત્યાં કોઇ પણ પ્રકારની દુર્ગંધની વાસ પણ રહી શકે નહિ. પડોપાંદડી જેવા સુગંધી દ્રવ્યના ફેલાવાથી તેમજ ઘુંટેલા કેવડાની સુંદર ગંધથી તે જિનમંદિરની અંદર બહાર તથા આસપાસ સર્વત્ર દેવલોકથી પણ વધારે સુગંધ આવવા લાગી અને તેમાં સુંદર સ્ત્રીઓ સ્નાન કરવા લાગી. આવી રીતે સઘળી સામગ્રિ તૈયાર કરીને દેવપૂજન માટે તે જિનમંદિરને સારી રીતે શણગારી દીધું. એટલામાં અનેક દેવતાઓ પારિજાતક,[1] મંદાર,[2] નમેરૂ,[3] હરિચંદન,[4] સંતાનક[5] અને અનેક પ્રકારનાં કમળોથી વિમાનો ભરી નભસ્તળને પ્રકાશિત કરતા અને દુંદુભિ આદિ સ્વર્ગીય વાજિંત્રો વગાડતાં જિનમંદિર તરફ વાજતે ગાજતે આવ્યા. તેઓને એવી સારી રીતે પ્રભુભક્તિ માટે તૈયાર થયેલા જોઇ લોકો તેઓની સામે જોઇ રહ્યા અને તેઓ અત્યંત આનંદમાં આવી જગદ્ગુરૂ શ્રી જિનેશ્વર દેવની પૂજા કરવા માટે તૈયાર થઇ ગયા. તેઓએ વિચિત્ર પ્રકારના રંગરાગપૂર્વક એવી સરસ રીતે પૂજા કરવાની ગોઠવણ કરી કે લોકો તેઓની સામું આંખ ફરકાવ્યા વગર લાંબા વખત સુધી જોઇજ રહ્યા અને તે એટલું બારિકીથી અનિમેષપણે જોવા લાગ્યા, કે જાણે તેઓ ખરેખર દેવતા જ હોય તેવા શોભવા લાગ્યા[6] ત્યારપછી અનંતગુણ આનંદથી ચિત્તમાં ભરપૂર થઇ જઇને રાજાએ સર્વ લોકોની સાથે તે દેવતાઓની સારી વાણીવડે સ્તુતિ કરી તેમને આનંદ પમાડ્યો અને સુંદર સિંહાસન ઉપર એટલે મેરૂપર્વત જેવા ઉંચા ભદ્રાસનમાં જિનેંદ્ર ભગવાનના બિંબને પધરાવ્યું અને વિધિપૂર્વક સ્નાત્ર મહોત્સવની તૈયારી કરી.

મનીષીને ઉત્તમ પ્રકારે સ્નાન કરાવવામાં આવ્યું, સારાં વસ્ત્રો પહેરાવવામાં આવ્યાં, મુકુટ અને બાજુબંધ તેના અંગપર ધારણ કરાવ્યાં, ગોરૂચંદનથી તેને વિલેપન કર્યું, તેના ગળામાં સુંદર મોટા

---

૧ **પારિજાતકઃ** પારિજાત નામનુ દેવલોકનુ ઝાડ.

૨ **મંદારઃ** પારિભદ્ર નામનુ દેવલોકનું ઝાડ

૩ **નમેરૂઃ** સુરપુન્નાગ નામનુ દેવલોકનુ ઝાડ.

૪ **હરિચંદનઃ** કેશર. ૫ **સંતાનકઃ** કલ્પવૃક્ષ.

૬ દેવતાઓની આંખ ઉઘાડ-બંધ થતી નથી, તેઓ અનિમેષ હોય છે. લોકો પણ અહીં આંખો મટકાવતા ન હોવાથી દેવતા જેવા લાગે એવી કલ્પના છે.

મૂલ્યનો હાર નાખવામાં આવ્યો, કાનમાં કુંડળ એવા સુંદર નાંખવામાં આવ્યાં કે જેથી તેના ગાલ ઉપર પણ તેનો પ્રકાશ પડવા લાગ્યો અને જાણે ઇંદ્ર હોય તેવો સુંદર તેને મંત્રીઓએ વસ્ત્રાભૂષણ વિગેરેથી બનાવી દીધો, છતાં મનીષિના બહારના સર્વ વિકારો તદ્દન શાંત થઇ ગયા હતા અને મન પણ તદ્દન પવિત્ર થઈ ગયું હતું. તેવા મનીષીને ઉદ્દેશીને 'એ અમારામાં સર્વથી મોટા છે–મહાભાગ્યશાળી છે, એ અમારો નાયક છે, એ પૂજન કરવાને યોગ્ય છે. એણે અત્યંત મુશ્કેલ ભગવતી દીક્ષા લેવાને અંતઃકરણથી નિર્ણય કર્યો છે.' એમ બોલતાં બોલતાં રાજા વિગેરેએ જિનસ્નાત્ર કરવાના કાર્યમાં તેને પ્રથમ સ્થાને[1] સ્થાપન કર્યો અને સુંદર તીર્થોના જળથી ભરેલ, સુવર્ણનો બનાવેલ, મનને હરણ કરે તેવો, સુંદર ધર્મના સારરૂપ મુનિના હૃદય જેવો નિર્મળ, ગોરૂચંદન અને દિવ્ય કમળોથી આચ્છાદિત મુખવાળો અને જેની ચોતરફ સુંદર ચંદનના હાથ લગાડેલા છે એવો સંસારનો છેદ કરનાર દિવ્ય કુંભ ( કનક કળશ ) રાજા શત્રુમર્દને પોતે મનીષીને આપ્યો. મનમાં અત્યંત આનંદ લાવીને આખા શરીરે રોમાંચપૂર્વક ભક્તિ કરવા તત્પર થયેલા શત્રુમર્દન રાજાએ બીજો જળકળશ પોતાના હાથમાં લીધો. તે વખતે પેલો મધ્યમબુદ્ધિ અને શત્રુમર્દન રાજાનો કુંવર સુલોચન પણ ભગવાનને અભિષેક કરવાને તૈયાર થઇ ગયા અને તેઓ પણ રાજાની સાથે જોડાયા. ચંદ્રની જેવી અત્યંત સ્વચ્છ કાંતિને ધારણ કરનાર ચામર હાથમાં લઇને ભગવાનની સામી બાજુએ મદનકંદળી ઉભી રહી. એ મદનકંદળીની સાથે એક પદ્માવતી નામની તેના જેવાજ આકારવાળી સ્ત્રીને રાજાએ બીજો ચામર લઇને મદનકંદળીની બાજુમાં ઉભી રાખી. મનમાં અત્યંત આનંદપૂર્વક અને બીજાને આનંદ વધારે તેવું વર્તન કરનાર સુબુદ્ધિ મંત્રી મુખપર મુખકોશ બાંધીને પોતાના હાથમાં ધૂપધાણું લઇ રાણીની આગળના ભાગમાં ઉભો રહ્યો. ત્યાર પછી પૂજાને લગતાં બીજા પરચુરણ કાર્યોમાં મોટા મોટા મંત્રીઓ અને મુખ્ય નાગરિકોને યોગ્યતા પ્રમાણે રાજાએ ગોઠવી દીધા.

ખરેખર! આ સંસારમાં શક્ર પણ જેની નોકર તરીકે સેવા કરે છે તેવા ભગવાનના મંદિરમાં જે પ્રાણીઓ નોકરપણું–કિંકરતા સ્વીકારે છે તેઓ ખરેખરા ભાગ્યશાળી છે, તેઓનો જન્મ સફળ થયો છે,

---

૧ પોતાના કરતાં પણ ઉંચું સ્થાન તેને યોગ્ય રીતે રાજાએ આપ્યું. સ્નાત્રમાં યોગ્યતા અનુસાર ક્રમ રાખવામાં આવે છે. ચારિત્ર લેનારને ઉદ્દેશીને આ મહોત્સવ હોવાથી તેની જ મુખ્યતા હોય.

તેઓનું સમૃદ્ધ થવું પણ સાર્થક છે, તેઓ કળા, ગાયન કે વિજ્ઞાનના સાચા અભ્યાસી છે, તેઓ ખરેખરા દ્રવ્યવાળા છે, તેઓ ખરેખરા રૂપવાળા છે, તેઓ સાચા શૂરવીર છે, તેઓ પોતાનાં કુળને ભૂષણ જેવા છે, તેઓ સર્વગુણસંપૂર્ણ છે, તેઓ ત્રણ ભુવનમાં પ્રશંસાને પાત્ર છે અને તેઓનું ભવિષ્યમાં સાચેસાચું કલ્યાણ થવાનું છે.

અભિષેક વર્ણન.

ત્યારપછી ભગવાનના અભિષેકનો મહોત્સવ શરૂ થયો. દેવતાઓનાં દુંદુભિનાદ જેવા વાજીત્રોના અવાજે ચારે દિશાઓને પૂરવા લાગ્યા. પ્રૌઢ અવાજ કરતા ઢોલના પ્રતિઘોષ સાથે પડછંદો પાડનાર શરણાઇના વિવિધ પ્રકારના અવાજ મનુષ્યોના કાનને બહેરા કરી મૂકવા લાગ્યા. કાંસીનો અવાજ ઉચ્ચાર કરતા રવ ( અવાજ )થી મિશ્ર અવ્યક્ત અને મધુર મોટા ઘોષ સાથે ચોતરફ ફેલાઇ રહ્યો. શાંતિના અતિ સુંદર સુખરસનો અનુભવ કરાવે તેવા, ભગવાનના ઉત્તમ ગુણોનાં વર્ણનથી ભરેલાં અને સાંભળવાથી હૃદયમાં ઘણો આનંદ ઉત્પન્ન કરે તેવાં ગીતો વચ્ચે વચ્ચે ગવાવાં લાગ્યાં. સર્વજ્ઞ મહારાજે બતાવેલાં વચનોને ઉન્નત કરે તેવાં અને રાગદ્વેષ વિગેરે ભયંકર સર્પોને જાંગુલી મંત્ર જેવાં અર્થભાવયુક્ત મોટાં મોટાં સ્તોત્રો શુદ્ધ અને ગંભીર અવાજથી વચ્ચે વચ્ચે બોલાવાં લાગ્યાં. જૂદી જૂદી ઈંદ્રિયોના તેમજ હાથ પગના હલનચલન(લ્હેંકા)પૂર્વક અનેક પ્રકારના નાચો અંતઃકરણના પ્રમોદને સૂચવતા નચાવા લાગ્યા. એવી રીતે મેરૂપર્વત ઉપર જેમ દેવતાઓ અને અસુરો ભગવાનનો અભિષેક અત્યંત ઠાઠપૂર્વક કરે છે તેવી રીતે પ્રભુનો અભિષેક મહોત્સવ કરીને શત્રુમર્દન રાજાએ તથા બીજા સર્વેએ શ્રીઆદિનાથ પ્રભુ જેઓ મૂળનાયક હતા તેમની તથા અન્ય સઘળાં જિનેશ્વર ભગવાનનાં બિંબોની વિશેષ પ્રકારે પૂજાભક્તિ કરી, તેમજ તે વખતે કરવા યોગ્ય બાકીનાં સર્વ યથોચિત કૃત્યો કરીને સર્વ સાધુઓને વંદન કર્યું, પુષ્કળ દાન આપવામાં આવ્યું, સાધર્મી બંધુઓને ખાસ કરીને વિશેષ સન્માન આપવામાં આવ્યું. ત્યારપછી મનીષીને પોતાના મુકામપર લઇ જવાને માટે પોતાનો જયકુંજર નામનો હાથી મંગાવી તેના ઉપર મનીષીને બેસાડવામાં આવ્યો. રાજાએ પોતે તેની પછવાડે બેસી છત્ર ધારણ કર્યું અને તે વખતે આખા શરીરમાં હર્ષના રોમાંચપૂર્વક રાજાએ મોટે સ્વરે આ પ્રમાણે ઉદ્‌ઘોષણા કરી " અરે સામંતો અને મંત્રીઓ! તમે સાંભળો: આ સંસારમાં 'સજ્જન' છે તે વગર શકે પ્રાણીની મોટામાં મોટી તાત્ત્વિક સંપત્તિ છે, આત્મિક મિલ્કત છે અને

રાજાએ કરેલી યોગ્ય ઉદ્‌ઘોષણા.

તે પ્રમાણે સર્વજ્ઞમહારાજ વારંવાર કહી ગયા છે;[1] તેથી આ સંસારમાં અહીં જે પ્રાણીનું સત્ત્વ સર્વથી વધારે પ્રકાશે છે તે સર્વ રાજા થવાને અને સર્વ પર પોતાની પ્રભુતા સ્થાપન કરવાને વાસ્તવિક રીતે હક્કદાર થાય છે. આ પ્રમાણે હોવાથી ઘણી પ્રગતિ કરાવે તેવા ઉત્કર્ષને સાધનાર આ મહાત્મા મનીષીનું માહાત્મ્ય કેટલું છે તે તમે સર્વેએ સારી રીતે સ્પષ્ટપણે જોઇ લીધું છે. જુઓ, જ્યારે ભગવાને પેલા અપ્રમાદયંત્રની વાત કરી ત્યારે તે બહુ આકરૂં પડશે અને જાળવવું ઘણું મુશ્કેલ પડશે, એ વિચારથી મને પણ ત્રાસ થયો હતો, તે તમારા સર્વના ધ્યાનમાં છે. એવું યંત્ર પોતાને આપવા માટે આ મહાત્માએ તુરત જ ભગવાન પાસે વિનતિ કરી એ સર્વ તમારા લક્ષ્યમાં હશે. તેટલા માટે એનામાં અસાધારણ સત્ત્વ-આત્મિક વીર્ય છે એમાં જરા પણ શંકા જેવું નથી. આપણા સર્વના ઉપર ઉપકાર કરવાની બુદ્ધિથી જ્યાંસુધી તે ઘરમાં રહે, આપણી સાથે રહે, ત્યાંસુધી તે આપણો સ્વામી છે, તે આપણો દેવ છે, તે આપણો ગુરૂ છે, તે આપણો પિતા છે, એમ ધારીને એવા વડીલ તરીકે આપણે સર્વેએ તેની સાથે વર્તન કરવું, અત્યારે હું પોતે અને તમે સઘળાઓ તેની વિનયપૂર્વક સેવા કરી આપણા આત્માને નિર્મળ કરીએ. ઉત્તમનો વિનય કરવાથી આત્માનાં[2] પાપો ધોવાઇ જાય છે માટે તેમ કરવું આપણને સર્વને યોગ્ય છે." રાજાનાં આવાં વચન સાંભળી અત્યંત પ્રમોદમાં આવી સર્વ સામંતો, મંત્રીઓ અને નગરજનો બોલવા લાગ્યા કે—"આપસાહેબ કહો છો તે તદ્દન યોગ્ય છે અને આપ સરખા રાજા કહે તે કોને પસંદ ન આવે ? આપનું વચન અમને સર્વને પ્રમાણ છે."

### મનીષીના હૃદયમાં શુભસુંદરી.
### મનીષીનો નગરપ્રવેશ અને હર્ષ.
### સભાસ્થાનપ્રવેશ, સ્નાન, ભોજન.

આ પ્રમાણે વાત ચાલતી હતી તે વખતે મનીષીના શરીરમાં યોગશક્તિદ્વારા રહેલી તેની માતા શુભસુંદરી વધારે વિકાસ પામી અને પોતાની યોગશક્તિ વધારે બતાવવા લાગી. તે વખતે મનીષીના મનમાં અત્યંત આનંદ થયો. સાધારણ મનુષ્યોને સંસારમાં કોઇ

---

૧ પોતાનું સત્ત્વ પ્રગટ કરવું એ સ્પષ્ટપણે-શંકા વગર-વિરોધ વગર આ સંસારમાં મોટી સંપત્તિ છે.

૨ રાજા આ સર્વ સમ્યક્ત્વ પ્રાપ્ત થવાના પ્રમોદથી બોલે છે તે હમણાંજ સ્પષ્ટ થશે

પણ જગોએ મળવી તદ્દન અશક્ય એવી આત્મિક તેમજ બહિર્ લક્ષ્મીને પ્રાપ્ત કરીને અને રાજાના સામંતોથી તથા મંત્રીઓથી પરવરીને તે વખતે મનીષી વધારે શોભવા લાગ્યો. તે વખતે સુબુદ્ધિમંત્રી તેની વધારે વધારે સ્તુતિ કરવા લાગ્યો. મધ્યમબુદ્ધિ પણ તે પ્રસંગે મનીષીની સાથે હાથી ઉપર આરૂઢ થયો હતો. પછી હાથી ઉપર આરૂઢ થયેલ અને રાજાથી છત્ર કરાયેલ મનીષી એવી રીતે નગરના દરવાજા સુધી આવી પહોંચ્યો.

નગરવાસી જનોએ આખા શહેરમાં મોટી ધ્વજાઓ બાંધી દીધી હતી, દુકાનોને અત્યંત સુંદર રીતે શણગારી હતી અને સર્વ મુખ્ય રસ્તાઓ પાણીનો છંટકાવ કરીને તથા કચરો દૂર કરીને સુંદર કરી દીધા હતા. એવી રીતે નગરને શણગારીને, ઉજ્જ્વળ સુંદર વસ્ત્રો પહેરીને શહેરીઓ મનીષીને લેવા માટે અત્યંત હર્ષપૂર્વક સામા આવ્યા. તેઓએ અનેક પ્રકારે સ્તુતિ કરીને તેને ( મનીષીને ) નગરમાં પ્રવેશ કરાવ્યો. તેઓ સર્વ બોલવા લાગ્યા કે " આ મનીષી ખરેખર ધન્ય છે, નસીબદાર છે, ભાગ્યશાળી છે, મહાત્મા છે, મનુષ્યોમાં અતિ ઉત્તમ છે; એનો જ જન્મ ખરેખરો સફળ છે, એણે પૃથ્વીને પણ શોભાવી છે, દિપાવી છે અને એના જેવા મહાત્માનો અમારા નગરમાં જન્મ થવાથી અમે પણ ખરેખરા નસીબદાર થયા છીએ, કારણકે નસીબ વગરના પ્રાણીઓ કદિ રત્નપુંજના સંબંધમાં આવી શકતા નથી, તેઓને કદિ રત્નપુંજ મળી શકતો નથી. "

ત્યારપછી પોતાના દેવ જેવા રૂપથી અનેક સ્ત્રીઓનાં નેત્રોને અત્યંત આનંદ આપતો અને દ્રવ્યાર્થી પ્રાણીઓને મોટું દાન આપતો તેમજ પોતાની સારી રીતભાતથી વિશુદ્ધ ધર્મમાં પ્રાણીઓનો પક્ષપાત કરાવતો મનીષીકુમાર આખા નગરમાં ફર્યો. લોકોનાં મોટા સમૂહની વચ્ચે થઇને આખા નગરમાં ભ્રમણ કરી અનુક્રમે તે રાજમંદિરમાં આવી પહોંચ્યો. રાજમંદિરને પણ રત્નરાશિથી એવું સુંદર બનાવી દીધું હતું કે તેની છાયાથી ( રત્નના તેજથી ) જાણે આકાશમાં ઇંદ્રનું ધનુષ્ય બ ધાઇ ગયું હોય નહિ ! એવું સુંદર અને રંગબેરંગી તે દેખાતું હતું. રાજમંદિરમાં પ્રવેશ કરતાં રાજપરિવારના અનેક માણસોએ તેમજ ખુદ શત્રુમર્દન રાજાએ કુમારનું બહુ સન્માન કર્યું અને અનેક યુવાન રસિક લલનાઓએ પોતાની ચપળ આંખોથી તેને વધાવી લીધો. રાજમંદિરમાં તે વખત ગીતો અને નાચો એટલાં ચાલતાં હતાં કે જાણે તે મંદિર દેવતાઓનું સ્થાન કે ઇંદ્રભુવન હોય તેવું શોભતું હતું.

પછી દેવભુવનમાં ઇંદ્રની માફક નિઃશંક હૃદયે સભાસ્થાનમાં બેસી

કુમારે સર્વને આનંદ આપ્યો, મનમાં જરા પણ અભિમાન લાવ્યા વગર જો કે પોતાને કોઇ પણ પ્રકારનો રાગ નહોતો તો પણ રાજાને સંતોષ આપવાના હેતુથી રાજસભામાંથી ઉઠીને મનીષી મજ્જનશાળા (સ્નાનગૃહ) માં ગયો. સ્નાનગૃહમાં રાણી મદનકંદળીએ અત્યંત ગૌરવપૂર્વક જાણે કે પોતાનો અતિ વહાલો ભાઇનો દીકરો હોય તેમ તેના શરીરને ચોળીને સ્નાન કરાવ્યું, વળી અંતઃપુરની બીજી રાણીઓ તેમજ દાસીઓ જેઓ સ્નાનસંબંધી સર્વ કાર્યમાં ઘણી પ્રવીણ હતી તેઓ મીઠા મધુર અવાજ કરતી તેની ચોતરફ વીંટાઇ વળી. હીરા પાના રત્ન અને માણેકની કાંતિથી શોભી રહેલી સુંદર વાવડીના નિર્મળ પાણીમાં મનીષીએ ત્યારપછી સ્નાન કર્યું.

પછી સર્પની કાંચળી જેવાં ઝીણાં અને તદ્દન સફેદ સુંદર વસ્ત્રો શરીરપર ધારણ કરીને મનીષી મનોહર દેવભુવનમાં ગયા. એ દેવમંદિરમાં સુબુદ્ધિ મંત્રીએ ચિત્તને અત્યંત આનંદ આપે તેવી રચના કરાવેલી હતી. મનીષી ઘણા વખતથી માર્ગપર તો આવી ગયેલ હતો, તેના હૃદયમાં પરમાર્થ દ્રષ્ટિએ જિનપરમાત્માનું સ્વરૂપ આળેખાઇ ગયું હતું, છતાં તે દિવસે પ્રબોધનરતિ આચાર્યના ઉપદેશથી વીતરાગનું સ્વરૂપ વિશેષે કરીને તેને પ્રાપ્ત થયું હતું, વધારે સ્પષ્ટ થયું હતું, તેથી તે દિવસે રાગ દ્વેષ અને મોહના ઝેરનો નાશ કરનાર ભગવાનના દેહસ્થ અને પરબ્રહ્મ સ્વરૂપપર સ્થિર ચિત્તે તેણે વધારે ને વધારે વિચાર કર્યો.

જિનમંદિરમાં એવી રીતે દ્રવ્ય અને ભાવ પૂજન કરીને બહાર નીકળ્યા પછી માણસો ઓછા થતા ગયા. મનીષીકુમારને ત્યારપછી ભોજનમંડપમાં લઇ જવામાં આવ્યા. ત્યાં પ્રથમથી સુંદર ભોજનની સર્વ સામગ્રિઓ અને સાધનો તૈયાર કરવામાં આવ્યાં હતાં. અનેક પ્રકારનાં મનને અને જીભને આનંદ આપે તેવા ખાવાના તથા પીવાના પદાર્થોને ગોઠવીને પીરસી રાખ્યા હતા. રાજા મનીષીને તે બતાવતા ગયા અને મનીષી રાજાને સારૂં લાગે તેટલા ખાતર પોતાને ખપે તેવા આહારને તે વખતે વાપરવા લાગ્યા, પરંતુ તેમાં તેને રાગ તથા પ્રીતિ જરા પણ હતી નહિ, જેથી તેની સ્વસ્થતા તો વૃદ્ધિ પામતી જ રહી. એવી સ્થિતિમાં આહાર લઇને મનીષીકુમાર ઉભા થયા.

ત્યારપછી રાજાના અત્યંત આગ્રહથી તેણે પાંચ સુગન્ધી વસ્તુઓથી મિશ્ર તંબોળ લીધું. તેના શરીરપર ચંદન કસ્તુરી ને કેશરનું વિલેપન કરવામાં આવ્યું, શરીરપર સુંદર અલંકારો અને ઉંચી જાતનાં વસ્ત્રો તેણે ધારણ કર્યાં, સુગંધીથી ભમરાઓને પણ પોતાની તરફ ખેંચે તેવી સુગંધી

પુષ્પોની માળાઓ ગળામાં પહેરી અને તેવી રીતે તૈયાર થયા પછી રાજાએ મનીષીને મહા મૂલ્યવાન સિંહાસનપર બેસાડ્યો.

ત્યારપછી અનેક સામંતો આવીને તેના ચરણમાં નમન કરી ગયા, તેમના મુકુટમાં રહેલ રત્નની પ્રભાથી મનીષીના પગ લાલ દેખાવા લાગ્યા. તે વખતે મોટા સ્વરથી બંદીલોકો-ભાટચારણો તેની સ્તુતિ કરવા લાગ્યા, આવી રીતે ગુણવાનને (મનીષીને) યોગ્ય સ્થાન[1] આપીને રાજા શત્રુમર્દન પોતાના મનમાં બહુજ રાજી થયા અને પછી સુબુદ્ધિ મંત્રીને કહેવા લાગ્યા.

સુબુદ્ધિને અભિનંદન.

રાજા શત્રુમર્દન કહે છે—"મિત્ર ![2] આજે અમને આ કલ્યાણપરંપરા પ્રાપ્ત થઇ છે તે સર્વ તારે લીધે છે. એમાં તારો ખરેખરો પ્રતાપ છે; કારણ કે ભગવાનને વંદન કરવા માટે તેં જ અમને પ્રેરણા કરી હતી. જો ! તારે લીધે મેં આજે ત્રણ જગતને આનંદ આપનારનાથને જોયા અને ભક્તિપૂર્વક અત્યંત આનંદ સાથે તે ત્રણ ભુવનના નાથ આદીશ્વર ભગવાનને વંદન કર્યું, તેમની પૂજા કરી, તેમનો સ્નાત્રમહોત્સવ કર્યો, વળી કલ્પવૃક્ષ જેવા આચાર્ય પ્રબોધનરતિ મહારાજને પણ આનંદપૂર્વક જોયા–તેમને વંદન કર્યું; વળી વધારામાં સંસારથી મુક્ત કરે તેવો ભગવાનનો ધર્મ પણ મને પ્રાપ્ત થયો, વળી આવા મહાપુરૂષ (મનીષી) સાથે મારે મળવાનું પણ થયું અને એણે તો ખરેખર અમારા હૃદયમાં ખરેખરો ઉત્સવ કરી દીધો છે. આ પ્રમાણે તું કરે એમાં નવાઇ પણ શું છે ? કારણકે મહાત્મા પુરૂષો તો પરપ્રાણીઓને હમેશાં સંતોષના વધારનાર જ થાય છે, તેઓનું પોતાનું કાર્ય એજ છે કે તેઓ બીજા માણસને પ્રીતિ ઉપજાવે. પુણ્યવાન પ્રાણીઓના સંબંધમાં તેમણે એમ કરવું એ તો તદ્દન યોગ્ય જ છે, પણ મારે માટે તે ઘણું નવાઇ જેવું છે ! નહિ તો કયાં [3]ચંડાળ

---

૧ રાજાએ મનીષીને પોતાથી પણ વધારે માન આપીને આવો માણસ રાજાથી પણ વધારે યોગ્ય છે એમ બતાવી આપ્યું.

૨ રાજા મંત્રીને 'મિત્ર' કહે છે તે ખાસ વિચારણીય છે. નોકર સાથે આવો સંબંધ રાખવો જોઇએ. સુબુદ્ધિ અંતરંગ રાજ્યે રાજાની સદસદ્વિવેકશક્તિ (conscience) છે તે પણ ધ્યાનમાં રાખવુ.

3 ચંડાળ અતિ નિર્ધનાવસ્થામાં હોય છે તેથી આઢક પ્રમાણ લઘ તેની પાસે હોય તે ઘણી નવાઇની વાત ગણાય. તેમ રાજા વિચારે છે કે મારા જેવા પુણ્યહીનને આવી વસ્તુ પ્રાપ્ત થઇ એ મોટી વાત ગણાય

કુમારે સર્વને આનંદ આપ્યો, મનમાં જરા પણ અભિમાન લાવ્યા વગર જો કે પોતાને કોઇ પણ પ્રકારનો રાગ નહોતો તો પણ રાજાને સંતોષ આપવાના હેતુથી રાજસભામાંથી ઉઠીને મનીષી મજ્જનશાળા ( સ્નાનગૃહ ) માં ગયો. સ્નાનગૃહમાં રાણી મદનકંદળીએ અત્યંત ગૌરવપૂર્વક જાણે કે પોતાનો અતિ વહાલો ભાઇનો દીકરો હોય તેમ તેના શરીરને ચોળીને સ્નાન કરાવ્યું, વળી અંતઃપુરની બીજી રાણીઓ તેમજ દાસીઓ જેઓ સ્નાનસંબંધી સર્વ કાર્યમાં ઘણી પ્રવીણ હતી તેઓ મીઠા મધુર અવાજ કરતી તેની ચોતરફ વીંટાઇ વળી. હીરા પાના રત્ન અને માણેકની કાંતિથી શોભી રહેલી સુંદર વાવડીના નિર્મળ પાણીમાં મનીષીએ ત્યારપછી સ્નાન કર્યું.

પછી સર્પની કાંચળી જેવાં ઝીણાં અને તદ્દન સફેદ સુંદર વસ્ત્રો શરીરપર ધારણ કરીને મનીષી મનોહર દેવભુવનમાં ગયા. એ દેવમંદિરમાં સુબુદ્ધિ મંત્રીએ ચિત્તને અત્યંત આનંદ આપે તેવી રચના કરાવેલી હતી. મનીષી ઘણા વખતથી માર્ગપર તો આવી ગયેલ હતો, તેના હૃદયમાં પરમાર્થ દૃષ્ટિએ જિનપરમાત્માનું સ્વરૂપ ઓળખાઇ ગયું હતું, છતાં તે દિવસે પ્રબોધનરતિ આચાર્યના ઉપદેશથી વીતરાગનું સ્વરૂપ વિશેષે કરીને તેને પ્રાપ્ત થયું હતું, વધારે સ્પષ્ટ થયું હતું, તેથી તે દિવસે રાગ દ્વેષ અને મોહના ઝેરનો નાશ કરનાર ભગવાનના દેહસ્થ અને પરબ્રહ્મ સ્વરૂપપર સ્થિર ચિત્તે તેણે વધારે ને વધારે વિચાર કર્યો.

જિનમંદિરમાં એવી રીતે દ્રવ્ય અને ભાવ પૂજન કરીને બહાર નીકળ્યા પછી માણસો ઓછા થતા ગયા. મનીષીકુમારને ત્યારપછી ભોજનમંડપમાં લઇ જવામાં આવ્યા. ત્યાં પ્રથમથી સુંદર ભોજનની સર્વ સામગ્રિઓ અને સાધનો તૈયાર કરવામાં આવ્યાં હતાં. અનેક પ્રકારનાં મનને અને જીભને આનંદ આપે તેવા ખાવાના તથા પીવાના પદાર્થોને ગોઠવીને પીરસી રાખ્યા હતા. રાજા મનીષીને તે બતાવતા ગયા અને મનીષી રાજાને સારૂં લાગે તેટલા ખાતર પોતાને ખપે તેવા આહારને તે વખતે વાપરવા લાગ્યા, પરંતુ તેમાં તેને રાગ તથા પ્રીતિ જરા પણ હતી નહિ, જેથી તેની સ્વસ્થતા તો વૃદ્ધિ પામતી જ રહી. એવી સ્થિતિમાં આહાર લઇને મનીષીકુમાર ઉભા થયા.

ત્યારપછી રાજાના અત્યંત આગ્રહથી તેણે પાંચ સુગન્ધી વસ્તુઓથી મિશ્ર તંબોળ લીધું. તેના શરીરપર ચંદન કસ્તુરી ને કેશરનું વિલેપન કરવામાં આવ્યું, શરીરપર સુંદર અલંકારો અને ઉંચી જાતનાં વસ્ત્રો તેણે ધારણ કર્યાં, સુગંધીથી ભમરાઓને પણ પોતાની તરફ ખેંચે તેવી સુગંધી

પુષ્પોની માળાઓ ગળામાં પહેરી અને તેવી રીતે તૈયાર થયા પછી રાજાએ મનીષીને મહા મૂલ્યવાન સિંહાસનપર બેસાડ્યો.

ત્યારપછી અનેક સામંતો આવીને તેના ચરણમાં નમન કરી ગયા, તેમના મુકુટમાં રહેલ રત્નની પ્રભાથી મનીષીના પગ લાલ દેખાવા લાગ્યા. તે વખતે મોટા સ્વરથી બંદીલોકો-ભાટચારણો તેની સ્તુતિ કરવા લાગ્યા, આવી રીતે ગુણવાનને ( મનીષીને ) યોગ્ય સ્થાન[1] આપીને રાજા શત્રુમર્દન પોતાના મનમાં બહુજ રાજી થયા અને પછી સુબુદ્ધિ મંત્રીને કહેવા લાગ્યા.

સુબુદ્ધિને અભિનંદન.

રાજા શત્રુમર્દન કહે છે—"મિત્ર ![2] આજે અમને આ કલ્યાણપરંપરા પ્રાપ્ત થઇ છે તે સર્વ તારે લીધે છે. એમાં તારો ખરેખરો પ્રતાપ છે; કારણ કે ભગવાનને વંદન કરવા માટે તેં જ અમને પ્રેરણા કરી હતી. જો ! તારે લીધે મેં આજે ત્રણ જગતને આનંદ આપનાર નાથને જોયા અને ભક્તિપૂર્વક અત્યંત આનંદ સાથે તે ત્રણ ભુવનના નાથ આદીશ્વર ભગવાનને વંદન કર્યું, તેમની પૂજા કરી, તેમનો સ્નાત્રમહોત્સવ કર્યો, વળી કલ્પવૃક્ષ જેવા આચાર્ય પ્રબોધનરતિ મહારાજને પણ આનંદપૂર્વક જોયા—તેમને વંદન કર્યું; વળી વધારામાં સંસારથી મુક્ત કરે તેવો ભગવાનનો ધર્મ પણ મને પ્રાપ્ત થયો, વળી આવા મહાપુરૂષ (મનીષી) સાથે મારે મળવાનું પણ થયું અને એણે તો ખરેખર અમારા હૃદયમાં ખરેખરો ઉત્સવ કરી દીધો છે. આ પ્રમાણે તું કરે એમાં નવાઇ પણ શું છે ? કારણકે મહાત્મા પુરૂષો તો પરપ્રાણીઓને હમેશાં સંતોષના વધારનાર જ થાય છે, તેઓનું પોતાનું કાર્ય એજ છે કે તેઓ બીજા માણસને પ્રીતિ ઉપજાવે. પુણ્યવાન પ્રાણીઓના સંબંધમાં તેમણે એમ કરવું એ તો તદ્દન યોગ્ય જ છે, પણ મારે માટે તે ઘણું નવાઇ જેવું છે ! નહિ તો ક્યાં [3]ચંડાળ

---

[1] રાજાએ મનીષીને પોતાથી પણ વધારે માન આપીને આવો માણસ રાજાથી પણ વધારે યોગ્ય છે એમ બતાવી આપ્યું.

[2] રાજા મંત્રીને 'મિત્ર' કહે છે તે ખાસ વિચારણીય છે. નોકર સાથે આવો સબંધ રાખવો જોઇએ. સુબુદ્ધિ અંતરંગ રાજ્યે રાજાની સદસદ્વિવેકશક્તિ ( conscience ) છે તે પણ ધ્યાનમાં રાખવું.

[3] ચંડાળ અતિ નિર્ધનાવસ્થામાં હોય છે તેથી આઢક પ્રમાણ તલ તેની પાસે હોય તે ઘણી નવાઇની વાત ગણાય. તેમ રાજા વિચારે છે કે મારા જેવા પુણ્યહીનને આવી વસ્તુ પ્રાપ્ત થઇ એ મોટી વાત ગણાય

અને ક્યાં તલનું મોટું માપું ? અહો મિત્ર વત્સલ ! તેં આ પ્રમાણે કરીને મને તો કલ્યાણપરંપરા પ્રાપ્ત કરાવી દીધી છે. લોકોમાં એમ કહેવાય છે કે મંત્રી હમેશા રાજાનું હિત કરે છે તે પ્રમાણે તારૂં મંત્રીપણું બરાબર સાર્થક થયું છે. વળી તારૂં નામ સુબુદ્ધિ છે તે પણ બરાબર નામ પ્રમાણે ગુણવાળું થયું છે. ખરેખર! તને આ બાબતમાં ઘણી સાબાશી ઘટે છે.”

સુબુદ્ધિ મંત્રીએ જવાબમાં કહ્યું “મહારાજ ! આપ એ પ્રમાણે કહો નહિ. અમારા જેવાનું જીવતર [1]તમારા પુણ્યના જોરથી ચાલે છે, તો તેવા નોકર માણસને માટે આપ આટલી બધી માનની લાગણી બતાવો છો તે યોગ્ય નથી. આવી આવી સુંદર બાબતો આપને મેળવી આપનાર અમે તે કોણ? એવી કલ્યાણપરંપરા પ્રાપ્ત કરવાને દેવ પોતે જ યોગ્ય છો. [2]નિર્મળ આકાશમાં પ્રકાશ કરતી સુંદર નક્ષત્રપદ્ધતિ જોઇને કોઇને આશ્ચર્યબુદ્ધિ ઉત્પન્ન થતી જ નથી, મતલબ આકાશ જો વાદળા વગરનું હોય છે તો તેમાં અનેક નક્ષત્રો અને તારાઓ સ્પષ્ટપણે દેખાય જ છે; નિર્મળ આકાશનો જ એ પ્રતાપ છે.[3]”

મનીષી—“મહારાજ ! પ્રભુની તમારા ઉપર કૃપા થઈ છે તો અત્યારે તમને જે કલ્યાણ પ્રાપ્ત થયું છે તે તો કોણ માત્ર છે? તમારા હૃદયરૂપ નિર્મળ આકાશમાં અનન્ત જ્ઞાનરૂપ સૂર્યનો ઉદય થવાનો છે તેનો હજુ આ તો અરૂણોદય છે એમ સમજો. કેવળ–જ્ઞાનરૂપ સૂર્યના ઉદયને પરિણામે પરમ પદ ( મોક્ષ )ના કલ્પનાતીત આનંદનો યોગ થશે તેની આગાહી કરનાર તરીકે હજુ તો તમને માત્ર શરૂઆતની સમ્યગ્દર્શનની પ્રાપ્તિ થઇ તેનો આ સઘળો પ્રમોદ ઉત્પન્ન થયો છે, પરંતુ એ તો હજુ પ્રાથમિક છે. બાકી જ્યારે તમારા નિર્મળ અંતઃકરણરૂપ આકાશમાં કેવળાલોક રૂપ સૂર્યનો પ્રકાશ થશે ત્યારે તો તમને અદ્ભુત કલ્યાણ પ્રાપ્ત થશે. હજુ તો તેની શરૂઆતજ થઈ છે.”

---

છે. क्व डोम्बः क्व तिलाढकम् એ વાક્પ્રયોગ( Idiom ) છે. ‘ક્યાં રાજા ભોજ અને ક્યાં ગાંગો તેલી’ એવો તેનો અર્થ સંબંધપરથી જણાય છે. ગરીબને ઘેર ઘેંસનું આંધણ હોય, ત્યા વળી માલમશાલા તે ક્યાંથી હોય ? આવો ભાવ રહેલો છે.

૧ સુબુદ્ધિ મંત્રી એ રાજાની પોતાનીજ સદ્અસદ્વિવેકશક્તિ (conscience) છે એમ ઉપર જણાવ્યુ છે તે અહિ વધારે સ્પષ્ટ થાય છે.

૨ નિર્મળ આકાશપ્રદેશમાં સુંદર નક્ષત્રપદ્ધતિ સંભવિત જ છે, રાજાને નિર્મળ આકાશ સાથે અત્ર સરખાવેલ છે.

૩ આપનો આત્મા પવિત્ર છે તેથી તેમાં આ સર્વ કલ્યાણપરંપરા પ્રગટ થાય તે સ્વાભાવિક છે.

શત્રુમર્દન—" ખરેખર, નાથ[1] ! મારાપર મોટી કૃપા થઇ છે ! આપ કહો છો એમાં કશો સંદેહ નથી: આપના અનુચરોને કઇ વસ્તુ પ્રાપ્ત થઇ શકે તેમ નથી ? " ( ત્યારપછી સુબુદ્ધિ મંત્રી તરફ ફરી રાજાએ કહ્યું ) " મંત્રી ! આ મહાત્મા મનીષી હજુ તો આજે જ ખરેખરા ઉપદેશ પામ્યા છે અને જાગૃત થયા છે, છ.ા. એમનામાં કેટલો વિવેક અને ઊંડી સમજણ આવી ગઇ છે તે તો તું જો ! "

મંત્રી—" મહારાજ ! એમાં નવાઇ જેવું શું છે ? તેમનું નામ જ મનીષી છે તે સર્વ રીતે યોગ્ય છે 'મનીષી' એટલે બુદ્ધિ ચાતુર્ય-વાળા મહાપુરૂષો એ તો આપ જાણો છો. એવા મહાત્માઓ તો જન્મથીજ જાગૃત થયેલા અને ઊંડી સમજણવાળા જ હોય છે. તેઓને જાગૃત કરવામાં ગુરૂઓ તો માત્ર નિમિત્તભૂત જ થાય છે, બાકી વાસ્તવિક રીતે તો તેઓ સ્વતઃ બોધ પામી જાય છે. "



---

૧ યોગ્ય પ્રાણીને જ્યારે સમ્યગ્દર્શનની પ્રાપ્તિ થાય છે ત્યારે તેનામાં કેવું નિર્મળ ગુણાનુરાગીપણું આવે છે તે આ શત્રુમર્દન રાજા મનીષીની સાથે જે વચનોનો પ્રયોગ કરે છે તેનાથી જાણી શકાય છે.



# પ્રકરણ ૧૬ મું.

## નિજવિલસિતઉદ્યાનપ્રભાવ.



મનીષીને મહોત્સવપૂર્વક અગાઉ જણાવ્યા પ્રમાણે રાજમંદિરમાં પ્રવેશ કરાવ્યો તેજ વખતે રાજાના હુકમથી સબુદ્ધિ મંત્રીએ મધ્યમબુદ્ધિને પણ પોતાનો સાધર્મીભાઇ જાણીને આત્મીય સદનમાં ( પોતાના ઘરમાં )[1] પ્રવેશ કરાવ્યો હતો. [2]મધ્યમબુદ્ધિ ત્યાં આવ્યો. તે સંબંધમાં તેણે ઘણો આનંદ બતાવ્યો હતો અને ઉચિત દાનો પણ આપવામાં આવ્યાં હતાં. મંત્રીના આત્મસદનમાં આવ્યા પછી મધ્યમબુદ્ધિએ સ્નાન કરી લીધું, ભોજન કર્યું, પાનસોપારી ખાધાં, શરીરે વિલેપન કર્યું, શરીરપર અલંકારો ધારણ કર્યાં, યોગ્ય શરીરશોભા કરી, શરીરપર માળા ધારણ કરી. સુબુદ્ધિ અને તેના પરિવારના મનુષ્યોના પ્રેમથી ભરેલા મીઠાં સ્તુતિનાં વચનો સાંભળીને તેના સરળ હૃદયને ઘણો આનંદ થયો. એ પ્રમાણે બધું કામ પરવારીને તે પણ રાજસભામાં તે વખતે આવી પહોંચ્યો. તેણે આવતાની સાથે જ યોગ્ય માનપૂર્વક મનીષીને નમસ્કાર કર્યો અને તેના સિંહાસનની બાજુમાં એક મોટી બેઠક તેને આપવામાં આવી તેની ઉપર તે બેઠો.

મધ્યમબુદ્ધિ આગમન.

મધ્યમબુદ્ધિનો પણ ઉપકાર.
રાજાનો મધ્યમ જનોમાં ગણના,
મનીષી મધ્યમ જનોની તુલના.

---

૧ સુબુદ્ધિ–આત્મીય સદન–વિગેરે શબ્દો બહુ ગૂઢ અર્થમાં અત્ર વપરાયલા છે તે વિચારતાં સમજાઇ જશે.

૨ સુબુદ્ધિ સદ્અસદ્‌વિવેકશક્તિ છે, અને મધ્યમ વર્તન રાજાનું છે તેનું રૂપક સ્વરૂપ મધ્યમબુદ્ધિ છે. આ વાત સાથે એ પણ ધ્યાનમાં રાખવું કે આ સર્વ વાર્તા વિદુર નંદિવર્ધન કુમાર પાસે સંગતિના પરિણામ બતાવવા સારૂ કહે છે અને સદાગમ પાસે સંસારીજીવ પોતાનો અનુભવ કહી બતાવે છે.

મધ્યમ બુદ્ધિને ઉદ્દેશીને શત્રુમર્દનરાજાએ સુબુદ્ધિમંત્રીને કહ્યું "મિત્ર! આ મધ્યમબુદ્ધિએ પણ અમારા ઉપર ઘણો ઉપકાર કર્યો છે."

સુબુદ્ધિ—"તે કેવી રીતે?"

શત્રુમર્દન—"સાંભળ. આચાર્યમહારાજે આજે જ્યારે અપ્રમાદ યંત્રના સંબંધમાં [1]ઉપદેશ આપ્યો ત્યારે ભયંકર લડાઇના મેદાનમાં બીકણ માણસ જેવો આકુળવ્યાકુળ થઇ જાય તેના જેવી વ્યાકુળતા મને થઇ આવી હતી, કારણ કે મને તે વખતે એમ લાગ્યું હતું કે એ અપ્રમાદયંત્રને ગ્રહણ કરીને તદનુસાર વર્તન કરવું તે મારા જેવા માટે ઘણું મુશ્કેલ હતું; તે વખતે આ મધ્યમબુદ્ધિ ભાઇએ આચાર્યભગવાનને ગૃહસ્થધર્મ પોતાને આપવાની માગણી કરી અને તે મારાથી પણ ગ્રહણ થઇ શકે તેવા પ્રકારનો છે એવી બુદ્ધિ મારામાં ઉત્પન્ન કરીને મને આશ્વાસન આપ્યું અને મારી વ્યાકુળતા દૂર કરી. ગૃહસ્થધર્મ અંગીકાર કરવાથી મારા મનમાં પણ ઘણી ધીરજ આવી, મને મોટો ટેકો મળ્યો અને મારા ચિત્તમાં ઘણો આનંદ થયો. તે સર્વનું કારણ એ મધ્યમબુદ્ધિની સૂચના અને પ્રશ્ન હતાં. એથી એણે પણ મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે."

સુબુદ્ધિ—"એ મધ્યમબુદ્ધિ યથાર્થ નામવાળો છે. લોકોમાં એવી કહેવત પણ છે કે સમાન ગુણ, વર્તન, સુખ અને દુઃખવાળાનેજ પ્રાયે દોસ્તી થાય છે. એનું વર્તન મધ્યમ પ્રકારનું હોવાથી તે મધ્યમ સ્થિતિના માણસોને આશ્વાસન આપે તે ઉચિત છે."

રાજાએ પોતાના મનમાં વિચાર કર્યો કે-અહો! મારા મનમાં અત્યારસુધી એવું મિથ્યા અભિમાન હતું કે હું રાજા છું તેથી સર્વ પુરૂષોમાં શ્રેષ્ઠ છું અને અત્યારે આ સુબુદ્ધિ મંત્રીએ યુક્તિપૂર્વક વાત કરીને [2]અર્થાપત્તિથી મને મધ્યમ જનની[3] ગણનામાં મૂકી આપ્યો. ખરેખર, મારા મિથ્યા અભિમાનને ધિક્કાર છે! અને એવું અભિમાન કરનાર મને પણ ધિક્કાર છે! અથવા તો ખરેખર વસ્તુસ્થિતિ એવીજ છે તો પછી મારે તેમાં દિલગીર થવા જેવું નથી; કારણ કે મોટો હાથી

---

૧ જુઓ પૃષ્ઠ ૫૧૧. ત્યાં **મધ્યમબુદ્ધિએ** ગૃહસ્થધર્મ સંબંધી પ્રશ્ન આચાર્યને કર્યો છે.

૨ By inference. અનુમાન ઉપરથી;

૩ **મધ્યમજન:** સામાન્ય માણસ બહુ ઉંચો નહિ અને તદન માલ વગરનો નહિ વચલા વર્ગનો મનુષ્ય

ત્યાંસુધી જ શૂરવીર અને ત્રાસ આપનાર દેખાય છે કે જ્યાંસુધી વિકરાળ દાઢવાળો સિંહ દેખાવ આપતો નથી; પણ જેવી હાથીને દૂરથી સિંહની ગંધ પણ આવે છે કે તુરત તે ધ્રૂજી ઉઠે છે અને પછી તે બીકણુ બાયલા જેવો લાગે છે. આ પ્રમાણે હોવાથી મનીષીની અપેક્ષાએ તો મારી મધ્યમરૂપતા યોગ્ય જ છે. એ મહાભાગ્યશાળી માણસ ખરેખરો સિંહ છે અને તેની અપેક્ષાએ તો મારા જેવા બીકણુ હાથીઓ જ છે, તેથી મારે આ બાબતમાં દિલગીરી કરવી યોગ્ય નથી; કારણ કે ઉત્તમ પુરૂષની ગણનામાં નહિ તો મધ્યમ પુરૂષોની ગણનામાં આવવું તે પણ મારા જેવા પ્રાણીઓ માટે તો મોટું સદ્ભાગ્ય ગણાય. મધ્યમ વર્ગનો અશક્ત પ્રાણી હોય અને કદિ પોતાનાં કાર્યો પૂરાં કરે તો સર્વોત્તમ થઇ શકે, પણ જઘન્ય હોય તે તો કદિ એકદમ સર્વોત્તમ થઇ શકતો નથી. મારા મનમાં અગાઉ હું સર્વોત્તમ છું એવું એક જ મિથ્યા અભિમાન નહોતું, પણ બીજી ઘણી બાબતોનાં મિથ્યા અભિમાનો હતાં. પણ હવે તેની ચિંતા કરવાથી ફળ શું ?

### ધર્માનુષ્ઠાનમાં નિમિત્તની ઉપકારિતા.
### નિજવિલસિત ઉદ્યાનનો મહા પ્રભાવ.
### વ્યક્તિભેદે વિચિત્ર પ્રકારનો ક્ષેત્રસ્વભાવ.

રાજા આ પ્રમાણે વિચાર કરતો હતો તે વખતે સુબુદ્ધિ મંત્રી બોલ્યો “ આપના ઉપર એ મોટો ઉપકાર કરનાર છે એ વિચાર આપે બહુ સારો કર્યો; કારણ કે જૈનધર્મના અનુષ્ઠાનની પ્રવૃત્તિ કરવામાં જે કોઇ જરા માત્ર પણ નિમિત્તભૂત થાય તેના જેવો મોટો ઉપકાર કરનાર આ દુનિયામાં બીજો કોઇ પ્રાણી નથી. ”

શત્રુમર્દન—“ ખરેખર, એ બાબત તું કહે છે તે જ પ્રમાણે છે. હવે એક બીજી વાત કહું. મારા મનમાં એક વિચાર વારંવાર આવ્યા કરે છે. આચાર્યમહારાજનાં વચનને સંભારી તેનું નિરાકરણ મારા મનમાં વારંવાર કર્યા કરૂં છું તો પણ ભિક્ષા માગનાર લાજ વગરના બ્રાહ્મણની પેઠે વારંવાર તે વિચાર મારા મનમાં આવ્યાજ કરે છે. હવે એ મારી શંકા તારે દૂર કરવી જોઇએ. ”

સુબુદ્ધિ—“ તે વિચાર કેવા પ્રકારનો છે તે જણાવવા આપ કૃપા કરશો ? ”

શત્રુમર્દન—“ સાંભળ ! આપણે આજે સવારે જ્યારે પ્રમોદશેખર ચૈત્યમાં દાખલ થયા કે તુરત મારા મનમાં જે કાંઇ કલહ કંકાસ

વિગેરે હતા તે સર્વ દૂર થઇ ગયા, રાજ્યનાં કાર્યો કરવા રૂપ ચિંતા-પિશાચીને જાણે કોઇએ ઉખેડી નાખી હોય તેમ અદૃશ્ય થઇ ગઇ, મોહની સર્વ જાળો ત્રુટી ગયા જેવી થઇ ગઇ, પ્રબળ રાગરૂપ અગ્નિ જાણે ઓલવાઇ ગયો હોય તેવો થઇ ગયો, દ્વેષરૂપ વૈતાળ નાશી ગયા જેવો થઇ ગયો, વિપરીત ( વસ્તુને ઉલટી સમજાવનાર ) દુરાગ્રહરૂપ ભૂત જાણે પલાયન કરી ગયો હોય તેમ થઇ ગયું, આખા શરીર ઉપર જાણે અમૃતનો વરસાદ વરસ્યો હોય એવી શાંતિ થઇ ગઇ અને હૃદય જાણે સુખસાગરમાં ડૂબી ગયું હોય તેમ એક ક્ષણ માત્રમાં અનુભવ થવા લાગ્યો. આ સર્વ હકીકત મેં જાતે અનુભવી હતી. ત્યારપછી ભુવનગુરૂ આદિનાથને પ્રણામ કર્યા, ગુરૂમહારાજને ચરણે નમસ્કાર કર્યા અને મુનિરાજોને વંદના કરી તેમજ ભગવાનનાં વચન સાંભળ્યાં, તે વખતે જે અનુપમ આનંદનો મેં આજે સવારે અનુભવ કર્યો તે વાણીથી કહી શકાય તેવો નથી. આવા અપ્રતિમ જૈન મંદિરમાં, એવા અચિંત્ય પ્રભાવવાળા ગુરૂમહારાજ પાસે હોવા છતાં, તેઓ રાગનું ઝેર શમાવવા વૈરાગ્ય માર્ગના ઉપદેશ કરતા છતાં, શાંત ચિત્તવાળા તપસ્વી લોક પાસે હોવા છતાં અને માણસોનો એટલો મોટો સમુદાય હાજર હોવા છતાં પણ પેલા બાળને અત્યંત અધમ આચરણ કરવાનો અધ્યવસાય કેવી રીતે થયો હશે ? ”

સુબુદ્ધિ—“ એ મંદિરમાં આપસાહેબે પ્રવેશ કર્યો કે તુરત આપને એક ક્ષણવારમાં ન કલ્પી શકાય તેવા ગુણોનો આવિર્ભાવ થયો એમ આપસાહેબે કહ્યું તેમાં કાંઇ નવાઇ જેવું નથી, એ ભગવાનના મંદિરનું નામ જ [1]પ્રમોદશેખર છે. એ મંદિર તેવા ગુણસમુદાયોનું કારણ જ હોવાથી તેમાં પ્રવેશ કરતાં એવા ગુણો અવિર્ભાવ પામે તે સ્વાભાવિક છે, તેથી આપને જે અનુભવ થયો છે તેમાં જરા પણ નવાઈ પામવા જેવું નથી. પણ આવા પ્રકારના સયોગો છતાં બાળના મનમાં અતિ તુચ્છ અધ્યવસાય કેમ થયો એમ આપે પૃછ્યું તેનું કારણ તો આચાર્યભગવાને અગાઉ જ જણાવી દીધું છે. વળી તેના સંબંધનું ( તેનું ) નામ વિચારવાથીજ એ બાબતની શંકા તો દૂર થઇ જાય છે. તેનું નામ બાળ છે અને પાપને અટકાવવાની સર્વ સામગ્રી હાજર હોય છતાં બાળ જીવો પાપનું આચરણ કરે છે એ બાળપ્રકૃતિનો સ્વભાવ છે. વળી ભગવાનનાં કથનો વિચારતાં એ પણ સમજાય તેમ છે કે પ્રાણીને શુભ અથવા અશુભ પરિણામો થાય

૧ જુઓ પૃષ્ટ ૪૬૬.

છે તેમાં તેને [1]દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને ભવની અપેક્ષા રહે છે. એટલે પ્રાણીને જે વિચારો, અધ્યવસાયો કે પરિણુતિ થાય તેમાં એ પાંચે બાબતો ઉપયોગી ભાગ ભજવે છે. બાળને તે વખતે જે અધ્યવસાય થયો તે ક્ષેત્રને લઇને થયો હતો એમ મને લાગે છે. ”

શત્રુમર્દન—“ જો ક્ષેત્રના ઉપર તું આટલો બધો ભાર મૂકતો હો તો ગુણોની ખાણુ સમાન એ જૈનમંદિર તો પવિત્રમાં પવિત્ર ક્ષેત્ર હતું ! અને એ જ ક્ષેત્રમાં એ બનાવ બન્યો, તો આવું સુંદર ક્ષેત્ર બાળના સંબંધમાં એવા અશુભ પરિણામ ઉત્પન્ન કરવાનું કારણુ કેવી રીતે થઇ શકે ?”

સુબુદ્ધિ—“ મહારાજ ! એમાં મંદિરનો દોષ નહોતો, પણુ ઉદ્યાન ( ઉપવન ) નો દોષ હતો, દેવમંદિર પણુ ઉદ્યાનમાં આવી રહેલું છે, તેથી ઉદ્યાન [2]સામાન્ય ક્ષેત્ર છે અને એ ઉદ્યાન બાળના અશુદ્ધ અધ્યવસાયનું કારણુ છે. ”

શત્રુમર્દન—“ જો એ ઉદ્યાન ખરાબ અધ્યવસાયનું કારણુ હોય તો અમે પણુ તે જ ઉદ્યાનમાં હતા તો અમને તે ખરાબ અધ્યવસાયનું કારણ કેમ ન થયું ?”

સુબુદ્ધિ—“ એ [3]ઉદ્યાન ઘણુા વિચિત્ર સ્વભાવવાળું છે અને જૂદા જૂદા માણસોને અંગે તે અનેક પ્રકારનાં પરિણુામો નિપજાવનારૂં–કામો કરાવનારૂં થઇ શકે છે. એ પ્રમાણે હોવાથીજ તેનું નામ [4]નિજવિલસિત પાડવામાં આવ્યું છે. તે જૂદા જૂદા પ્રકારનાં [5]સહકારી કારણોને લઇને ભિન્નભિન્ન પ્રાણીમાં જૂદા જૂદા પ્રકારનાં [6]વિલસિત પ્રકટ કરે છે.

---

૧ **દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ, ભવ:** દ્રવ્ય એટલે વસ્તુ પોતે, ક્ષેત્ર એટલે સ્થાન, કાળ એટલે સમય, ભાવ એટલે સંયોગો અને ભવ એટલે એક જન્મ અને મરણ વચ્ચેનો સમય ( તેના સયોગો સાથે એટલે ગતિ અને ત્યાં તદ્યોગ્ય નામકર્મો વિગેરે. )

૨ Common ground.

૩ એ ઉદ્યાનનુ નામજ **નિજવિલસિત** છે. દરેક પ્રાણીનો વિલાસ જૂદા પ્રકારનો હોય છે તેથી આવિર્ભાવ પણ પ્રથક્ પ્રથક્ થાય છે; આજુબાજુની વસ્તુઓ વિલાસ અને વિકાસપણે પરિણમી જાય છે અને તેને સહકારી કારણ ગણવામાં આવે છે.

૪ તેના વર્ણન માટે જુઓ પૃષ્ટ ૪૬૩

૫ **સહકારી:** સાથેના, મદદ કરનાર.

૬ **વિલસિત:** લીલા, ગમ્મત.

*સહકારી કારણો; સર્વની જરૂરીઆત.*

એના આપણે પ્રત્યક્ષ દાખલા જોઇએ. બાળની સાથે સ્પર્શન મિત્ર અને અકુશળમાળા હતા તેથી તેના જોવામાં જ્યારે મદનકંદળી આવી ત્યારે તે ઉદ્યાને તેના મનમાં મદનકંદળી સાથે વિષયભોગ ભોગવવાના અને એને લગતા બીજા વિચારો ઉત્પન્ન કર્યા. અહીં સ્પર્શન અને અકુશળમાળાનો સહયોગ અને મદનકંદળીનું દર્શન સહકારી કારણો સમજવાં. મનીષી, મધ્યમબુદ્ધિ અને આપના જેવા પુણ્યશાળી વિશિષ્ટ પુરૂષોને જ્યારે સૂરિમહારાજના પાદપ્રણમનનો અવસર મળ્યો ત્યારે તે જ ક્ષેત્રે (ઉદ્યાને) તમારા મનમાં સર્વવિરતિ દેશવિરતિ અંગીકાર કરવાની અને એવી બીજી ઉત્તમ ભાવનાઓ ઉત્પન્ન કરી. અહીં સૂરિપાદપ્રણામ સહકારી કારણ સમજવું. જો કે કોઇ પણ કાર્ય થવામાં [1]દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, સ્વભાવ, કર્મ, નિયતિ, પુરૂષકાર વિગેરે કારણો કેટલાંક પ્રકટપણે અને કેટલાંક અપ્રકટપણે સર્વ એક સાથે મળીને જ તે કાર્યના કારણપણાને પામે છે અને તેઓમાંનું માત્ર એક જ કારણ સ્વતંત્ર રીતે કોઈ દિવસ પણ કોઇ કાર્યનું કારણ થઇ શકતું નથી, સર્વ સાથે હોય ત્યારે જ કાર્યની નિષ્પત્તિ થાય છે, છતાં

*એક કારણની ઉપચારથી મુખ્યતા.*

પણ એકને અંગે વાત ચાલતી હોય અને તેની મુખ્યતા હોય તો સર્વમાંથી તેને એક મુખ્ય કારણ તરીકે કહી શકાય છે. ખરીરીતે તો સર્વ કારણો એકઠાં થાય ત્યારે જ કાર્ય થાય છે, પણ અમુક અમુક અપેક્ષાએ એક એકની મુખ્યતા દેખાઇ આવે છે. એ વખતે ઉદ્યાનના વિચિત્ર પ્રકારના ભાવો હૃદયપર વધારે અસર કરનાર હોવાથી ક્ષેત્રનું કારણ તરીકે મુખ્યપણે આપની પાસે નિવેદન કર્યું છે.

શત્રુમર્દન—" મિત્ર ! એ વાત તો તેં બહુ સારી કરી. હવે એક બીજી વાત તને પૂછું ! આચાર્યમહારાજની પાસે પેલા કર્મવિલાસ રાજા સંબંધી વાત નીકળી ત્યારે તેં કહ્યું હતું [2]કે તું તેનું બધું સ્વ-

---

૧ કારણો: કોઈ પણ કાર્ય થવા માટે પાચ કારણ એકઠાં મળવાં જોઇએ: **કાળ** પરિપક્વ થવો જોઇએ; વસ્તુનો તે **સ્વભાવ** જોઇએ; વસ્તુ તે પ્રકારે બનતી હોવી જોઇએ. ભવિતવ્યતા–**કર્મ** તેવા પ્રકારનુ હોતું જોઇએ અને તે માટેનો **ઉદ્યોગ** હોવો જોઇએ એ પાંચમાંથી એક પણ કારણ મદ હોય તો કોઈ કામ થઇ શકતુ નથી. દ્રવ્ય ક્ષેત્રનો સમાવેશ સ્વભાવમાં થઇ જાય છે. મૂળ મુખ્ય કારણો પાંચ છે: કાળ, સ્વભાવ, નિયતિ ( ભવિતવ્યતા ), કર્મ અને ઉદ્યોગ

૨ જુઓ પૃષ્ઠ ૫૧૧. ત્યાં સક્ષેપમા આચાર્યે કર્મવિલાસનું સ્વરૂપ કહ્યું હતુ; પછો વધારે સ્વરૂપ જણાવવાનુ સુબુદ્ધિમંત્રીએ રાજાને વચન આપ્યું હતુ.

રૂપ સારી રીતે જાણે છે અને આગળ ઉપર તે મને તું કહી સંભળાવીશ. તેનું સ્વરૂપ હવે તું મને જણાવ. મને તે સાંભળવાની તીવ્ર ઇચ્છા તે વખતથી થયેલી છે. ”

સુબુદ્ધિ—“ જો આપની એવી ઇચ્છા હોય તો આપ [1]એકાંતમાં બેસો એટલે આપની સાથે વાત કરૂં.

### કર્મવિલાસ રાજાનું વાસ્તવિક સ્વરૂપ. તેના આખા પરિવારપર વિચારણા. સ્પર્શેંદ્રિય સંબંધ અને ગુરૂના ઉપદેશનું રહસ્ય.

ત્યાર પછી મનીષીની રજા લઇને રાજા તથા મંત્રી રાજસભામાંથી ઊઠીને બાજુના એકાંત ઓરડામાં ગયા, ત્યાં સુબુદ્ધિ મંત્રીએ કહેવા માંડ્યું “ રાજન્ ! આચાર્યમહારાજે જે વાત કરી તેનો પરમાર્થ આ પ્રમાણે હતો જે આપ ધ્યાન રાખીને સાંભળો. તમને યાદ હશે કે ભગવાન્ આચાર્ય મહારાજે [2]ચાર પ્રકારના પુરૂષો બતાવ્યા હતા. તેમાં જે પ્રથમ ઉત્કૃષ્ટતમ વર્ગના પુરૂષો છે તે સર્વ કર્મના પ્રપંચથી રહિત હોવાથી તેઓને સિદ્ધ અથવા ‘મુક્ત’ કહેવામાં આવે છે. ત્યારપછી જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ જીવો કહ્યા તે અનુક્રમે બાળ, મધ્યમબુદ્ધિ અને મનીષી ( બુદ્ધિશાળી ) સમજવા. હવે આચાર્યમહારાજે જે કર્મવિલાસ રાજાની વાત કરી હતી તે પ્રાણીઓનાં એવાં પ્રકારનાં જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ રૂપનો જનક પોતપોતાના કર્મનો ઉદય [3]સમજવો. એ કર્મોની બહુ જબરી શક્તિ છે અને તેજ સંબંધમાં આચાર્યમહારાજ પાસે વાત થઈ હતી, બીજા કોઇના સંબંધમાં નહિ. એ રાજાની શુભ અશુભ અને મિશ્ર ( શુભાશુભ ) એવી ત્રણ પ્રકારની પરિણતિ છે. એ ત્રણે પ્રકારની વૃત્તિઓને અનુક્રમે શુભસુંદરી, અકુશળમાળા અને સામાન્યરૂપાનું નામ આપીને

---

૧ આવા ઉતમ વિચારો અને ખાસ કરીને સ્વરૂપ જ્ઞાન એકાંતમાં ચોક્કસ થાય છે. ચિત્તની એકાગ્રતા એકાંત વગર થવી લગભગ અશક્ય છે. રાજાને પોતાની સુબુદ્ધિ સાથે એકાગ્રતા કરી નિર્ણયપર આવવું છે.

૨ ચાર પ્રકારના પુરૂષોનો હેવાલ આ પ્રસ્તાવના પ્ર. ૧૨ મા માં પૃષ્ટ ૪૭૭ થી શરૂ થાય છે અને તેનું વર્ણન પૃષ્ટ ૪૮૮ સુધી ચાલેલ છે તે ખાસ ધ્યાનમાં રાખવા લાયક છે.

૩ એટલે કર્મ એ ત્રણ વર્ગના પ્રાણીઓના પિતા થયા. **બાળ, મંદમબુદ્ધિ** અને **મનીષીના** પિતા **કર્મવિલાસ** છે એમ કહેવામાં આવ્યું છે. જુઓ પૃ. ૩૯૪. જનક એટલે પિતા—ઉત્પન્ન કરનાર.

એને મનીષી બાળ અને મધ્યબુદ્ધિની માતાઓ તરીકે બતાવવામાં આવી છે, કારણ કે એ ત્રણ વર્ગના પુરૂષોને એવા સ્વરૂપમાં તે જ માતાઓ ( પરિણતિઓ ) જન્મ આપે છે. "

શત્રુમર્દન—" ત્યારે બાળ જીવોનો મિત્ર કોણ છે ? તે પણ તું મને જણાવ. "

સુબુદ્ધિ—" સર્વ અનર્થને ઉત્પન્ન કરનાર પેલો દૂર ઊભો છે તે સ્પર્શેન્દ્રિય નામનો તેઓનો મિત્ર સમજવો. "

આંતર વિચારણા.

શત્રુમર્દન રાજાએ આ હકીકત સાંભળી પોતાના મનમાં વિચાર કર્યો કે–અહો ! ભગવાને આ સર્વ વાત કહી તે મેં પણ સાંભળી હતી, પણ તે સંબંધનો ભાવાર્થ સારી રીતે જાણી શક્યો નહોતો. આ સુબુદ્ધિએ પોતાના મનમાં વિચાર કરીને હકીકતનો મેળ બરાબર મેળવ્યો છે. મને એમ લાગ છે કે એવા પ્રકારનો સારો માર્ગ બતાવનાર અને બોધ આપનાર ખરા સાધુઓ સાથે સુબુદ્ધિને લાંબા વખતથી પરિચય છે તે કારણને લઇને જ તે આ હકીકત બરાબર સમજી ગયો. અહાહા ! એણે કેવી મજાની અને સરળ શબ્દોમાં વાત કરી ! ભગવાને પણ કેવી યુક્તિથી નામ આપ્યા વગર અન્ય રીતિએ આ મનીષી વિગેરે સર્વનાં ચરિત્રો કહી દીધાં હતાં ! તેઓએ પણ બહુ સુંદર રીતે દેશના દીધી હતી ! પણ તેમાં આશ્ચર્ય પામવા જેવું શું છે ? તેઓનું નામ જ પ્રબોધનરતિ છે, એટલે તેઓને અન્ય પ્રાણીઓને બોધ આપવામાં જ આનંદ આવે તે તેઓના નામને બરાબર યોગ્ય છે.

### મનીષીને વિલંબ કરવા રાજાની માગણી.
### સુબુદ્ધિનો દીક્ષા સંબંધી વિચારણીય જવાબ.
### ગુણ પક્ષપાત અને ખોટા સ્નેહનાં પરિણામો.

રાજાએ સુબુદ્ધિ મંત્રીને કહ્યું " મિત્ર ! હવે તારે વધારે તસ્દી લેવાની જરૂર નથી. એ હકીકત તો મારા સમજવામાં બરોબર આવી ગઇ. હવે હું તને એક બીજી વાત કરૂં. જો, સાંભળ ! જો આ મનીષી વિષયોની સાથે સંબંધ કરી થોડો વખત સંસારમાં રહે તો ત્યારપછી અમે પણ તેની સાથે દીક્ષા લઇએ. એનું કારણ એ છે કે જ્યારથી મેં એને જોયો છે ત્યારથી જ એના ઉપર મને ઘણો સ્નેહ ઉત્પન્ન થયો છે, તેથી તેનાથી છુટા પડતાં જાણે તેનો વિરહ સહન જ નહિ થઇ શકે એમ ધારીને હૃદય તેની પાસેથી ખસતું જ નથી; એને જોતાં જોતાં અને એના વદનકમળને નિરખતાં નિરખતાં નેત્ર પાછાં હઠી શકતાં

નથી-આ પ્રમાણે હોવાથી એનો વિરહ એક ક્ષણવાર પણ સહન કરવાની મારામાં શક્તિ નથી. એને આવી રીતે છોડી શકાય તેમ નથી અને જે પ્રમાણે તે ચારિત્ર લેવા તૈયાર થઇ ગયો છે તે પ્રમાણે ચારિત્ર ગ્રહણ કરવાને અમને અત્યારે પરિણામ ઉત્પન્ન થતા નથી; માટે તેની પાસે તું પ્રેમથી માગણી કર, ઉત્તમ શબ્દ ( સંગીત ) વિગેરે વિશિષ્ટ ભોગોનું સ્વરૂપ તેની પાસે રજુ કર, તેને એમ જણાવી દે કે એ શબ્દ વિગેરે ભોગોનો હવે તે જ ખરેખરો સ્વામી છે. તેને વજ્ર ( હીરો ), ઇંદ્રનીલ (પન્નું ), મહાનીલ ( એક જાતનો મણિ ), કર્કેતન ( રત્ન ), પદ્મરાગ ( માણેક ), ( મરકત ) ( લીલો મણિ ), વૈડૂર્ય ( રત્ન ), ચંદ્રકાન્ત ( મણિ ), પુષ્પરાગ ( પોખરાજ ) વિગેરે અમૂલ્ય રત્નો આપણી પાસે છે તે બતાવ, દેવતાઓની અપ્સરાઓને પણ ભૂલાવે તેવી સુંદર રૂપવંત કન્યાઓ તેને દેખાડ અને એવું એવું સર્વ તેના સંબંધમાં ગોઠવીને તેને સંસાર તરફ એવા પ્રકારનો લોભ લગાડી દે કે જેથી તે કાંઇ પણ વધારે વિચાર ન કરતાં કેટલોક કાળ સંસારમાં રહી આપણી હોંશ પૂરી કરે."

વિષયાનુકૂળતા કરવાની સૂચના.

સુબુદ્ધિ—" જેવો મહારાજાનો હુકમ ! પણ આ બાબતમાં મારે આપસાહેબને જરા પ્રાર્થના કરવાની છે તે યોગ્ય હોય કે અયોગ્ય હોય તો પણ તેને માટે આપે મને ક્ષમા આપવી પડશે."

શત્રુમર્દન—" તું તો હવે મને સારો અને સાચો ઉપદેશ આપનાર થયો છે, તેથી તને તો મારા ઉપર મોટો અધિકાર પ્રાપ્ત થયો છે એમ કહી શકાય; કારણ કે ઉપદેશદાનથી તું મારો ગુરૂ થયો અને હું તારો શિષ્ય થયો. હવે તારે મારા સંબંધમાં કાંઇ પણ સંભ્રમ ( વિચાર-ગુંચવણ ) કરવાનો હોય જ નહિ. તારા મનમાં જે કાંઇ હોય તે જરા પણ વિકલ્પ કર્યા વિના તું વગર વિલંબે કહે."

સુબુદ્ધિ—" જો એમ છે તો સાંભળો. આપ સાહેબે પ્રથમ કહ્યું કે આપને મનીષી ઉપર ઘણો જ પ્રેમ આવે છે તે વાત તદ્દન યોગ્ય છે-અને બનવાજોગ છે, કારણ કે મહા પુરૂષો હમેશાં ગુણવાન્ તરફ જરૂર પક્ષપાત રાખે છે. એવા પ્રકારનો પક્ષપાત પાપના સમૂહને દળી નાખે છે, સારા આશયને વધારે પ્રકટ કરે છે, સજ્જનપણાને જન્મ આપે છે, આબરૂને વધારે છે, ધર્મને એકઠો કરે છે અને તેમ ( એવો પક્ષપાત ) કરનારની મોક્ષમાં જવાની યોગ્યતા છે એમ બતાવી આપે છે. ત્યારપછી આપશ્રીએ કહ્યું કે કોઇ પણ રીતે તેને

(મનીષીને) લોભમાં નાખીને કેટલોક વખત સંસારમાં રાખવો, પરંતુ તે વાત મને બીલકુલ યોગ્ય લાગતી નથી. એમ કરવાથી તેના ઉપર તમે વાસ્તવિક સ્નેહ બતાવતા નથી; પણ તેના દુશ્મનની ગરજ સારો છો; કારણ કે [1]આ સંસાર મહા ભયંકર જંગલ-વન જેવો છે; તેમાંથી કોઇ બહાર નીકળી જવાની ઇચ્છાથી આખા જગતનું હિત કરનાર જૈન મતમાં વિશેષ પ્રવૃત્તિ કરવા મનથી, વચનથી અને કાયાથી ઉદ્યમ કરતો હોય તો તેને જે પ્રાણી વધારે ઉત્સાહ આપે તેજ સ્નેહ સંબંધથી પ્રેરાયેલ તેનો ખરેખરો બંધુ છે એમ સમજવું, અને ખોટા સ્નેહના મોહથી જે પ્રાણી એવી રીતે સંસારમાંથી નીકળી જવાની ઇચ્છા કરનારને વારે-અટકાવે તે ખરેખરી રીતે તેનું અહિત કરનારો હોવાથી પરમાર્થથી તે તેનો શત્રુ છે-દુશ્મન છે એમ સમજવું. એ મનીષી પોતાનું હિત કરવા તૈયાર થયો છે તેને તમારે વારવો નહિ, અટકાવવો નહિ. એ પ્રમાણે કરશો (એને નહિ અટકાવો) તો જ આપે ખરો સ્નેહ કર્યો ગણાશે. વળી એક બીજી પણ વાત આપને કહું. મનીષીને લોભાવવા માટે તમે [2]પાર્થિવ તો શું પણ કદાચ મોટા [3]દૈવી વિષયો લાવો અને તે સંબંધમાં હજારો પ્રયત્ન કરો તો પણ તેને ચળાવવો અશક્ય જ છે. એનો હેતુ એ છે કે એ મહાત્મા મનીષીને વિષયોરૂપ વિષ (ઝેર) ના વિષમ (ભયંકર) વિપાકને સમજાવનાર ભગવાનના વચન ઉપર સારી રીતે નિર્ણિત થયેલ વિશિષ્ટ બોધ થઇ ગયેલો છે, તેના હૃદયસરોવરમાં સર્વ પ્રકારની પાપરૂપ કલુષતાને ધોઇ નાખનાર વિવેકરત્ન સ્ફુરાયમાન થયું છે, વસ્તુઓના યથાયોગ્ય સ્વરૂપને જણાવનાર સમ્યગ્દર્શન તેના આત્મામાં વધારે ઉલ્લાસ પામ્યું છે અને સર્વ દોષોથી મૂકાવે તેવા ચરણ (ચારિત્ર) ધર્મને ગ્રહણ કરવાના પરિણામ તેને થઇ ગયા છે. ભગવાનની કૃપાથી જ્યારે પ્રાણીમાં એવા મહાકલ્યાણ કરનાર ગુણસમૂહો જાગ્રત થાય છે ત્યારે પછી તેનું ચિત્ત વિષયમાં રમણ કરતું જ નથી, આખો સંસારનો પ્રપંચ તદ્દન ત્યાગ કરવા યોગ્ય તેને લાગે છે, આખા જગતના વિલાસો ઇંદ્રજાળ જેવા ખોટા અને ટુંકો વખત રહેનારા દેખાય છે અને ઇષ્ટ (વહાલાઓ) નો સંબંધ થોડીવાર રહેનારો હોવાથી સ્વપ્ન

સુબુદ્ધિનો જવાબ, દીક્ષાની મહત્તા.

---

૧ દીક્ષા લેવા ઉદ્યુક્ત થયેલાની સામે પડનારે આ વાત ખાસ વિચારવા યોગ્ય છે.

૨ **પાર્થિવ:** આ પૃથ્વી પરના-સાદા

૩ **દૈવી:** દેવલોકના-અસાધારણ.

જેવો તેને લાગે છે. તેને મોક્ષમાર્ગ સાધવાની જે પ્રબળ બુદ્ધિ થઇ હોય છે તે બીજા કોઈના કહેવાથી પ્રલયકાળે પણ નાશ પામતી નથી એ આપે ચોક્કસ સમજવું. આ પ્રમાણે હકીકત હોવાથી મહારાજ ! જો આપણે એને સંસારમાં રહેવા માટે લલચાવવા પ્રયત્ન કરશું તો તેની પાસે આપણા ઉપર મોહની કેટલી સત્તા ચાલે છે તેનો પ્રકટ પુરાવો રજુ કરશું, બાકી તમે તેમાં જે ધારણા રાખી છે તે કદિ પણ સિદ્ધ થવાની જરા પણ આશા નથી. માટે આવા ખોટા પ્રયત્નથી સર્યું !"

શત્રુમર્દન—"જો એમ જ હોય તો પછી અત્યારે અવસરને યોગ્ય આપણે શું કરવું જોઇએ તે તું મને જણાવ."

સુબુદ્ધિ—"એને માટે દીક્ષા લેવાનો સારો દિવસ જોવરાવીને તે દિવસને લગતા દિવસોએ વધારે પ્રમોદ થાય એવા ધાર્મિક મહોત્સવો કરો અને એ સંબંધમાં બને તેટલો આદર બતાવો."

શત્રુમર્દન—"તે તો સર્વ તું સારી રીતે જાણે છે, માટે જેમ યોગ્ય લાગે તેમ કર."





# પ્રકરણ ૧૭ મું.



## નિષ્ક્રમણોત્સવ–દીક્ષા–દેશના.

સિદ્ધાર્થ નામના જોશીને શત્રુમર્દન રાજાએ બોલાવ્યો. જોશી તુરત આવ્યો અને રાજસભામાં દાખલ થયો. તે આવી પહોંચતાં રાજાએ તેને આસન આપ્યું; યોગ્ય ક્રિયા ઉપચાર કરવામાં આવ્યા અને પછી તેને બોલાવવાનું પ્રયોજન કહી સંભળાવ્યું અને દીક્ષામહોત્સવ માટે શુભ મુહૂર્ત પૂછ્યું.

### નિમિત્તિયાએ આપેલ મુહૂર્ત.

જોશીએ ત્યારપછી ગણતરી કરીને કહ્યું કે 'આજથી નવમે દિવસે ચાલુ માસના ચાલુ પખવાડીઆની શુદ તેરશ ને શુક્રવારે ચંદ્રમાનો ઉત્તરાભાદ્રપદ નક્ષત્ર સાથે યોગ થાય છે. તે વખતે મહાકલ્યાણ કરનાર શિવદ્દિનયોગ થાય છે અને તે દિવસે સૂર્ય ઉગ્યા પછી [1]સવા બે પહોર ગયે વૃષલગ્ન સાત ગ્રહો શુભ સ્થાને આવેલા હોય તેવું એકાન્ત નિરવદ્ય થાય છે, શુભ કાર્ય કરવાનો તે બહુ સુંદર સમય છે, માટે તે વખતે તેને ચારિત્ર ગ્રહણ કરાવવું.' રાજાને અને મંત્રીને તે હકીકત ઘણી પસંદ આવી. અને તે મુહૂર્ત્ત તેઓએ સ્વીકાર્યું. જોશીની યોગ્ય પૂજાદિ કરી તેને વિદાય કરવામાં આવ્યો અને તે દિવસ આનંદમાં પસાર થઇ ગયો.

### અઠ્ઠાઇ મહોત્સવ.

બીજા દિવસથી માંડીને રાજાએ પ્રમોદશેખર ચૈત્યમાં તેમજ નગરમાં આવેલાં બીજા વિશાળ જૈન દેરાસરોમાં દેવતાઓને પણ દેવભુવનોનું સૌંદર્ય ભૂલાવે તેવો મોટો મહોત્સવ મંડાવ્યો, તેમજ જેને જે જોઇએ તે લ્યો લ્યો–એવી મોટી ઘોષણાપૂર્વક મોટાં મોટાં દાન આપવામાં આવ્યાં. એ મહોત્સવના આઠે દિવસ મનીષીને મોટા

---

૧ સૂર્યોદયથી ૬॥ કલાક ગયે, બપોરે લગભગ પોણે વાગે

જયકરિવર નામના હાથીપર બેસાડી નગરના ત્રીક, [1]ચોક અને ચત્વરમાં ફેરવવામાં આવ્યો. તે વખતે રાજા પોતે તેની આગળ મંત્રી સામંતોસહિત પગે ચાલતો હતો; તેથી જાણે ઇંદ્રમહારાજ ઐરાવત હાથીપર આરૂઢ થયા હોય એવી મનીષીની શોભા લાગતી હતી અને તે વખતે બહુ મૂલ્યવાન્ વસ્ત્રાભૂષણોથી દેવતા સમાન શોભતા શહેરીઓ અનેક પ્રકારે તેની સ્તુતિ કરતા હતા. આવી રીતે મનીષીને આખા નગરમાં ફેરવીને શત્રુમર્દન રાજાએ અપ્રતિમ વિલાસોનો તેને અનુભવ કરાવ્યો.

ગુણપ્રતાપ.

એ પ્રમાણે મહોત્સવ ચાલતાં આઠમો દિવસ આવી પહોંચ્યો. રાજસભામાં જૂદા જૂદા સર્વ માણસોને સન્માન આપતાં વિનોદપૂર્વક પ્રથમના બે પહોર પસાર થયા. સૂર્યનું ચરિત્ર જાણે મનીષીનું ચરિત્ર જ સૂચવતું હોય નહિ તેમ તે વખતે સમય જણાવનાર (ઘંટ વગાડનાર પહોરેગીર) દરવાને જણાવ્યું "લોકોમાં અંધકાર દૂર કરીને અને બુદ્ધિ"માન પ્રાણીઓને આનંદ ઉપજાવીને આ સૂર્ય હવે સર્વને મસ્તકે આ"વ્યો છે તે એમ સ્પષ્ટપણે જણાવે છે કે જેમ વધતા વધતા [2]પ્રતાપથી "(વધારે તાપથી) હું સર્વની ઉપર આવી રહ્યો છું, તેવી રીતે પોતાના "ગુણથી સર્વ પ્રાણીઓ લોકોની ઉપર આવી શકે છે—સર્વની ઉપર "પોતાનું આધિપત્ય સ્થાપન કરી શકે છે."

## નિષ્ક્રમણ મહોત્સવ.

સમય જણાવનારના આવા શબ્દો સાંભળી શત્રુમર્દનરાજાએ સુબુદ્ધિમંત્રી વિગેરેને ઉદ્દેશીને કહ્યું, "અહો ! મુહૂર્તનો વખત હવે નજીક આવી પહોંચ્યો છે, તેથી હવે આચાર્યમહારાજ પાસે જવાની સામગ્રી એકદમ તૈયાર કરો." સુબુદ્ધિ મંત્રીએ કહ્યું "મહારાજ ! જાણે મનીષીની પુણ્યપરિપાટિ હોય તેમ આપની સર્વ

સુબુદ્ધિની બાહ્ય સામગ્રીની યોજના.

સામગ્રી તૈયાર જ છે. સોના જેવા ઉજ્જવળ રથો જેને ઘોડા જોડવામાં આવ્યાં છે તે ઘણઘણ અવાજ કરતા તૈયાર થઇને ચાલવા મંડી ગયા છે. એની

---

૧ ત્રીક, ચત્વર, ચોકઃ ત્રણ રસ્તા મળે તેને ત્રીક અને ચાર એકઠા મળે તેને ચત્વર કહે છે અને ખુલ્લી જગાઓ હોય તેને ચોક કહે છે.

૨ પ્રતાપ શ્લેષ છેઃ (૧) સૂર્ય સંબંધે સખ્ત તાપ અને (૨) મનીષી સબંધે તેજ—કાંતિ

પછવાડે રાજપુરૂષોથી બીરાજમાન સંખ્યાતીત હાથીઓ જાણે રાજદ્વાર પાસે આવીને ઘન ગર્જારવ કરતો હોય તેમ ગર્જારવ કરતા ડોલી રહ્યા છે. તેની પછવાડે જેના ઉપર સુંદર અશ્વારો બેસી ગયા છે અને જેઓનાં મોઢાં કાંઇક ચાલતાં જણાય છે તેવા મરોડવાળી ડોકવાળા સેંકડો ઘોડાઓ આકાશને જાણે પી જતા હોય તેવો દેખાવ આપતા હેષારવ કરી રહ્યા છે. ત્યારપછી આજના બનાવ સંબંધી હકીકત જાણી લઇને મદમસ્ત પાયદળ લશ્કર સુંદર વેશ પહેરીને આવેલું ચાલી રહ્યું છે તે જાણે ક્ષીરસમુદ્રનું જળ હોય તેના જેવું શોભે છે. સુંદર રત્નનાં આભૂષણો ધારણ કરીને તેમજ સુંદર દ્રવ્યસમૂહ સાથે લઇ સુંદર લોચનવાળા સ્ત્રીપુરૂષોનાં ટોળાં ચાલી નીકળ્યાં છે. મહાત્મા મનીષીના મોટા પુણ્યથી ખેંચાઇને અનેક દેવનાઓ આકાશમાર્ગમાં આવી આકાશને શોભાવી રહ્યા છે. આ બાજુએ નગરના લોકો કૌતુકથી અહીં મોટી સંખ્યામાં આવી પહોંચ્યા છે અને હર્ષના તરંગમાં એવા આવી ગયા છે કે જાણે સમુદ્રમાં મોટો ક્ષોભ થયો હોય તેવો દેખાવ થઇ રહ્યો છે; અથવા તો મારી પાસેથી હકીકત સાંભળીને અને મનીષીના ગુણથી રીઝી જઇને તેમજ આપનો અભિપ્રાય જાણી જઇને પછી કોણ માણસ વાંકો રહે ? આવી બાબતમાં તો સર્વને હોંશથી ભાગ લેવાનું મન થાયજ, એમાં કાંઇ શક જેવું નથી; માટે હવે આપસાહેબે પણ ઉઠવું જોઇએ. ”

**નિજ વિલસિત ઉદ્યાનને માર્ગે.**

સુબુદ્ધિ મંત્રીનાં આવાં વચન સાંભળી રાજા તેમજ મનીષી બન્ને ઉભા થયા અને દરવાજા પાસે આવી પહોંચ્યા. એક મુખ્ય રથ જેમાં ઘૂઘરીઓનાં જાળ ચોતરફ વિસ્તારવામાં આવ્યાં હતાં તેમાં મનીષી બેઠા. એવી રીતે સુંદર સુખરૂપ આસન ઉપર મનીષીકુમાર બીરાજમાન [1] થયા ત્યારે તેના માથા ઉપર પહેરાવેલાં મુકુટનાં કિરણોથી તેના મસ્તકનો ભાગ જરા રંગાઇ જતો જણાતો હતો, તેના કાનમાં પહેરેલા કુંડળો દોલાયમાન થઇ રહ્યાં હતાં, તેની છાતી ઉપર ઘણાં મોટા ઉત્તમ મોતીઓની માળા શોભી રહી હતી, તેના હાથમાં કડાં અને બાજુબંધો સુંદર કાંતિને ધારણ કરી રહ્યાં હતાં. અતિ સુગંધી

---

૧ મૂળ ગ્રંથમા આ વાક્ય ઘણુ મોટુ તદ્દન વિચિત્ર રચના અને અદ્ભુત કાવ્યચાતુર્ય દર્શાવનાર વાક્ય છે ઘણો વિચાર અભ્યાસ અને તપાસ કરી તેનુ અવતરણ કર્યું છે, એમાં કાઇક જરૂરી ફેરફાર આ આવૃત્તિમાં કર્યો છે. હજુ પણ મૂળ વાક્ય વિચારવા યોગ્ય રહે છે

તંબોળ અને અંગવિલેપનથી તેની બાહ્ય ઇંદ્રિયોને પ્રસન્ન કરવામાં આવી હતી, તેના શરીરપર તદ્દન સ્વચ્છ અને મહા મૂલ્યવાળાં દિવ્ય વસ્ત્રો શોભી રહ્યાં હતાં, તેના શરીરપર ઉંચી નીચી થતી જૂદા જૂદા પ્રકારની ફુલોની માળા શોભી રહી હતી, દરેક પ્રેમી માણસના મનોરથને પૂરે તેવા પ્રકારનું તેનું રૂપ થયું હતું, મહારાજા શત્રુમર્દન તેના રથના સારથી થઇને રથને ચલાવી રહ્યા હતા, તેના માથા ઉપર તેના યશ જેવું શ્વેત છત્ર ધારણ કરવામાં આવ્યું હતું, સુંદર સ્ત્રીઓના હાથમાં ધારણ કરેલા ચંદ્રની નિર્મળ કૌમુદીનાં કિરણો જેવા તદ્દન સફેત ચામરો તેની બાજુમાં વીંઝાતા હતા, બંદીજનો મોટા સ્વરથી સ્તુતિ કરતા સાથે ચાલતા હતા, બીજી બાજુએ જરા દૂર આનંદરસથી ભરપૂર વિલાસ કરનારી નાયિકાઓ નૃત્ય કરતી સાથે ચાલતી હતી, સુંદર વાજિત્રોમાંથી નીકળતો મધુર સ્વર ચોતરફ ફેલાઇ સર્વ દિશાઓને બહેરી કરી મૂકતો હતો, કિન્નર ( ગાયન કરનાર )નો મોટો સમૂહ ગાન કરતો સાથે ચાલતો હતો, તેની સાથે દેવતાઓ હર્ષાતિરેકથી સિંહનાદ જેવા મોટા શબ્દો કરતા આકાશમાં ચાલતા હતા, નગરના અનેક લોકો વખાણ કરતા સાથે ચાલતા હતા, નગરવાસી સ્ત્રીઓ પોતાનાં મુખ બારીમાંથી બહાર કાઢીને તેની સામું જોઇ રહી હતી, કેટલીક તો તેને દેવકુમાર જેવો માનીને કૌતુકથી તેની સામું જ જોઇ રહી હતી અને તેને નીરખી નીરખીને જોવામાં પોતાની જાતને ભાગ્યશાળી માનતી હતી, કેટલીક સ્ત્રીઓ એના પોતાને દર્શન થવાથી અતિ હર્ષમાં આવી ગઇ હતી, કેટલીક સ્ત્રીઓએ એ પોતાની સામી નજર કરશે તેવા ખ્યાલથી અનુપમ શૃંગાર ધારણ કર્યો હતો, કેટલીક મદનના રસથી પરવશ થઇ નાના પ્રકારના વિલાસ કરવામાં મશગુલ થઇ હતી અને પોતાને જોવાની ઉત્કંઠાથી મને પાછળ કરીને આ સ્ત્રી પોતે એને જોવામાં તત્પર થઇ છે એમ કેટલીક સ્ત્રીઓ પરસ્પર ઇર્ષ્યા કરતી હતી અને પોતાના વડીલો પોતાને એવી રીતે બારીએથી જોતાં જોઇ જશે તે વિચારથી જરા શરમાઇ જતી દેખાતી હતી તેમજ આવો રૂપસૌંદર્યવાળો મનુષ્ય સંસાર છોડી જશે એ વિચારથી દિલગીર પણ થતી હતી અને જે સંસારમાંથી આના જેવો રૂપાળો પુરૂષ ચાલ્યો જાય છે તેવા સંસારનું કામ પણ શું છે એવા વૈરાગ્યના રસમાં કેટલીક સ્ત્રીઓ લીન થતી હતી. આવી રીતે નગરવાસી સ્ત્રીઓ પોતાના હૃદયમાં રહેલા અનેક પ્રકારના રસોને અને ભાવોને બતાવતી બારીમાંથી તેને અભિનંદન દેતી હતી, આકાશમાં તેની સાથે દેવસુંદરીઓ અને અપ્સરાઓ ચાલતી હતી, તેની પછવાડેના બીજા રથમાં તેના જેવા રૂપવાળો અને જાણે

**પ્રમોદ શિખરને પગથિયે.**

તેની છબી જ હોય તેવો મધ્યમબુદ્ધિ બેઠો હતો. તેની સાથે અનેક રથ, હાથીઓ અને ઘોડાના સમૂહો અત્યંત આનંદ સાથે ઘણા હર્ષથી ચાલતા હતા. એવી રીતે ચાલતાં અનુક્રમે મનીષી નિજવિલસિત ઉદ્યાનમાં આવી પહોંચ્યો. રથમાંથી જેવો તે નીચે ઉતર્યો કે તુરત જ રાજપરિવાર તેની આજુબાજુ વીંટળાઇ વળ્યો. ત્યારપછી તે થોડો વખત [1]પ્રમોદશેખર ચૈત્યના દરવાજા પાસે ઉભો રહ્યો.

### ઉદાત્ત અનુકરણ.
### રાજાની દીક્ષેચ્છા.
### સંબંધીઓના જવાબ.

મનીષી રથમાં બેઠો ત્યારથી માંડીને તેનામાં કેટલું આત્મબળ છે તેની પરીક્ષા કરવા સારૂ શત્રુમર્દન રાજા વધારે વધારે તેના સ્વરૂપનું લક્ષ્યપૂર્વક અવલોકન કરવા લાગ્યા હતા અને તેની હીલચાલપર ખાસ ધ્યાન આપતા હતા. રાજાએ જોયું કે ઘણા હર્ષમાં આવી જવાનાં કારણો મોજુદ હતાં છતાં અત્યંત વિશુદ્ધ અધ્યવસાયોથી મનીષીના મનનો મેલ

**રાજાનું અવલોકન-દીક્ષાના પરિણામ.**

ધોવાઇ ગયેલ હોવાને લીધે તેના મનમાં જરા પણ વિકાર જણાતો નહોતો, એટલું જ નહિ પણ સંસારના ચિત્રવિચિત્ર વિલાસોના દર્શનથી જેમ ક્ષાર[2] માટી અને અગ્નિના પુટથી રત્ન (હીરા) વધારે નિર્મળ થાય તેમ તેનું ચિત્તરત્ન વધારે વધારે નિર્મળ[3] થતું હતું. આવું તેનું નિર્મળ મન તેના શરીર ઉપર પણ પોતાની અસર કરી શક્યું અને તેથી તેનું શરીર પણ તે અવસરે એટલું દેદીપ્યમાન દેખાયું કે રાજાએ વધારે બારિકીથી અવલોકન કરીને જોયું તો જણાયું કે જ્યારે સૂર્યનો ઉદય થાય ત્યારે જેમ તેનાં કિરણોના તેજથી તારાઓનો સમૂહ પ્રકાશતો નથી તેમ મનીષીના (આત્મિક) તેજ પાસે પોતાનું આખું રાજ્યમંડળ જરા પણ પ્રકાશ કરી શકતું નથી. આવી રીતે તેના ગુણનું બહુમાન કરતાં કરતાં રાજા તેમાં એટલો બધો લીન થઇ ગયો કે તેને પરિણામે સંસારમાં બંધન કરાવનાર કર્મનું જાળું હતું તે ત્રુટી

---

૧ નિજવિલાસમાં—આત્મરમણ કરતી વખતે પ્રમોદ થાય છે તે પર આ આખું રૂપક છે.

૨ હીરા (રત્ન) માટી અને ક્ષારથી અથવા દવામાં નાખી ગરમ કરીને મેલ વગરના કરી શકાય છે, તેમ સંસારના વિચિત્ર વિલાસોના દર્શનરૂપ ક્ષાર—માટી વિગેરેથી તેનુ મન નિર્મળ થતુ હતું

૩ **નિર્મળઃ** મેલ વગરનું 'મેલ' શ્લેષ છેઃ (૧) હીરા—રત્ન પક્ષે—કચરમ; (૨) મનીષી પક્ષે—પાપ.

ગયું અને તેને પોતાને પણ ચારિત્ર (દીક્ષા) લેવાની ઇચ્છા ઉત્પન્ન થઈ. એ ઉત્તમ ઇચ્છા ઉદ્યાનમાં આવતાં તુરત જ તેણે સુબુદ્ધિ મંત્રીશ્વરને, મધ્યમબુદ્ધિને, રાણી મદનકંદળીને અને સર્વ સામંતોને કહી સંભળાવી. મહાત્મા પુરૂષોનાં પડખાં સેવવાનો અચિંત્ય પ્રભાવ હોવાને લીધે, કર્મનો ક્ષયોપશમ વિચિત્ર રીતે કામ કરતો હોવાને લીધે અને મનીષીના અકૃત્રિમ ગુણો તરફ રંજિત થઈ ગયેલા હોવાને લીધે તે સર્વનું આત્મવીર્ય પણ ઉછળ્યું, તેથી તેઓએ રાજાનો અભિપ્રાય જાણીને જવાબમાં કહ્યું કે "સાહેબ ! આપે બહુ સારી વાત કરી, તમારા જેવાએ તેમ જ કરવું યોગ્ય છે, કારણ કે વિવેકી પ્રાણીઓને આ નિઃસાર સંસારમાં બીજું કાંઇ પણ શ્રેષ્ઠ જણાતું જ નથી. પ્રભુ ! આ સંસારમાં જો કોઇ પણ વસ્તુ રમણીય હોય, વખાણ કરવા યોગ્ય હોય, સારભૂત હોય, ગ્રહણ કરવા યોગ્ય હોય કે સુંદર હોય તો તત્ત્વજ્ઞાનનું સ્વરૂપ બરાબર સમજનારા વિશાળ બુદ્ધિવાળા મહાપુરૂષો કે જે આપ જેવાને પણ પૂજ્ય છે તેઓ સંસારનો શામાટે ત્યાગ કરે ? આવા મોટા બુદ્ધિશાળી પુરૂષો કેદખાના જેવા આ સંસારનો ત્યાગ કરતા જણાયા છે તેથી એમ સહજ જણાઇ આવે છે કે આ સંસારમાં સાર જેવું કાંઇ પણ નથી. આવો સંસાર કે જે અનેક પ્રકારના મોટા ભયોને વારંવાર ઉત્પન્ન કર્યા કરે છે તેનો જ્યારે મનીષી પણ ત્યાગ કરે છે ત્યારે જાણી, વિચારી, સમજીને ડાહ્યા માણસોએ તેમાં પડી રહેવું યોગ્ય નથી. અમે સર્વેએ મનીષીનું ચિત્ત બરાબર અભ્યાસ કરીને હમણા હમણા જોયું છે તેથી હવે અમારૂં મન પણ સંસાર તરફ રમણ કરતું નથી. જેવી રીતે તેના પ્રભાવથી દીક્ષા લેવાના વિચારો કરવા અમે હોંશવાળા થયા છીએ તેવી જ રીતે તેનાવડે જ અમે સર્વ કાર્ય સંપાદન કરશું અને તેનાવડે જ પરિપૂર્ણતા પામશું એમ અમને લાગે છે; તેથી ભગવાન્ શ્રી જિનેશ્વર દેવના મતની અત્યંત નિર્મળ અને સંસારનો છેદ કરનાર દીક્ષા અમે પણ લેવા ઇચ્છીએ છીએ તેથી તેને માટે આપશ્રી અમને રજા આપો."

*નિશ્ચય અને પ્રસંગાનુરૂપ ભાષણ.*

શત્રુમર્દન રાજા—"ધન્ય છે તમારા વિવેકને ! અને ધન્ય છે તમારા ગંભીર ચિત્તને ! તમારૂં વચનચાતુર્ય તેમજ આત્મબળ ખરેખર વખાણને પાત્ર છે. તમે બહુ સારો વિચાર કર્યો છે અને આવાં વચન બોલી તમે મને પણ બહુ સારો ઉત્સાહ આપ્યો છે.

*સર્વ સામાન્ય ધન્યવાદ.*

વળી તમે આમ એક ક્ષણવારમાં મોહ પીંજરાને તોડી નાખ્યું તે બહુ ઉત્તમ કર્યું છે."

એવી રીતે સર્વને સામાન્ય રીતે ઉદ્દેશીને ધન્યવાદ આપ્યા પછી શત્રુમર્દન રાજાએ વધારે હર્ષમાં આવી એક એકને ઉદ્દેશીને કહેવા માંડ્યું. પ્રથમ સુબુદ્ધિ મંત્રીને ઉદ્દેશીને કહ્યું, "અહો મારા મિત્ર! તને તો સંસારનો સ્વભાવ સારી રીતે જણાયલો હતો અને આટલો વખત તું સંસારમાં માત્ર મારે માટે મારી રાહ જોઇને જ રહ્યો હતો; તારે સંસારમાં પડ્યા રહેવાનું બીજું કારણ પણ શું હોઇ શકે? કેમકે એક પ્રાણીને રાજ્યનો લાભ મળવાનો સંભવ હોય તો તે કદી ચાંડાળપણું સ્વીકારે ખરો? ખરેખર મિત્ર! તેં બહુ સારૂં કર્યું છે, મારા ઉપર મોટી કૃપા કરી છે અને આ પ્રમાણે અત્યાર સુધી આચરણ કરીને તેમજ હવે મારી સાથે દીક્ષા લેવાનો નિશ્ચય બતાવીને આપણી મૈત્રી સાચી હતી એમ બરાબર બતાવી આપ્યું છે."

સુબુદ્ધિને.

મધ્યમબુદ્ધિ તરફ નજર કરીને શત્રુમર્દનરાજાએ પોતાનું સંભાષણ આગળ ચલાવ્યું, "ભાઇ! તારે તો પ્રથમથી જ મનીષી સાથે સોબત હોવાથી તું તો ખરેખરો ભાગ્યશાળી છે. જે પ્રાણીને કલ્પવૃક્ષની પ્રાપ્તિ થાય તેને પછી કોઇ જાતનું દુઃખ ખરેખર રહેતું જ નથી. હાલમાં વળી એના ચારિત્ર લેવાના વિષય ઉપર વધારે ધ્યાન આપવાથી તેને અનુસરવાનો વિચાર કરીને તું પણ તારા ભાઇ જેવો છે એમ તેં બતાવી આપ્યું છે તે ઘણું સારૂં કર્યું છે. આપણા વૃદ્ધો કહે છે કે 'સૌ સારૂં જેનું છેવટ સારૂં' એ કહેવત તને બરાબર લાગુ પડે છે."

મધ્યમબુદ્ધિને.

ત્યારપછી રાણી મદનકંદળીને ઉદ્દેશીને રાજાએ કહેવા માંડ્યું "રાણી! સુવર્ણ અને પદ્મકમળ જેવું તમારૂં ચિત્ત ખરેખર અતિ સુંદર અને નાજુક છે. તેવા મનને લઇને જ તમે આ વાતનો સ્વીકાર કર્યો છે. લોકોમાં તમને મારી વહેવારૂ રીતે ધર્મપત્ની (સ્ત્રી) કહેવામાં આવતા હતા તે વાત ધર્મની બાબતમાં પણ મારી સાથે જોડાવાનો વિચાર કરીને-ખરેખરૂં કર્તવ્ય કરી બતાવીને આજે તમે સત્ય કરી આપી છે. તેટલા માટે દેવી! તમે ઘણો સારો નિર્ણય કર્યો છે. સંસારકારાગૃહમાં સપડાઇ ગયેલા જીવોને માટે એનાથી વધારે સારૂં બીજું કોઈ પણ કાર્ય નથી."

મદનકંદળીને.

સર્વ સામાન્ય પ્રત્યે.

તે વખતે પોતાના સામન્તોમાંથી અને નગરવાસી વિગેરેમાંથી પણ જે જે દીક્ષા લેવા માટે ભાવથી તૈયાર થઇ ગયા હતા તે તે દરેકને મધુર વાક્યથી રાજાએ ઉત્સાહ દેવા માંડ્યો. રાજા બોલ્યા "અહો! તમે જેઓ પરમાત્માના મતની ઉત્તમ દીક્ષા લેવા તૈયાર થયા છે તે સર્વ ખરેખરા ભાગ્યશાળી છો, મહાત્મા છો, ઉત્તમ મનુષ્યો છો અને કૃતકૃત્ય છો! તમે સર્વ બહુ સારૂં કરો છો, તમારા જેવાએ એમ કરવું તે તદ્દન યોગ્ય છે, તમે આ લોકમાં મારા ખરેખરા[1] ભાઇઓ છો."

## સુલોચનને રાજ્ય–સર્વની દીક્ષા.

તે વખતે પોતાના પુત્ર સુલોચનકુમારને પોતાનાં સર્વ રાજ્યચિહ્નો (દંડ, છત્ર, છડી વિગેરે) સોંપી દઇને તેને રાજ્યગાદી ઉપર સ્થાપન કરવામાં આવ્યો. રાજ્યચિન્હો સોંપ્યા એજ ગાદી સોંપ્યા બરાબર ગણવામાં આવ્યું. તે સિવાય બીજાં પોતાને કરવાનાં કામો હતાં તે સર્વ તુરતમાં આટોપી લઇને રાજા જિનમંદિરમાં આવ્યા. પછી બાકીનાં બીજાં સર્વ કાર્યો કરીને અને જગદ્ગુરૂ શ્રી જિનેશ્વર દેવની પૂજા કરીને સર્વેએ ગુરૂમહારાજ પાસે આવી પોતાના વિચાર ગુરૂમહારાજ શ્રીપ્રબોધનરતિ આચાર્યને જણાવ્યા. ગુરૂ મહારાજે બહુ મધુર શબ્દોમાં મીઠાશથી કહ્યું કે "આ બાબતમાં હવે જરા પણ વિલંબ કરી સંસારમાં રહેવું ઠીક નથી." પછી કેટલાક સુંદર શબ્દોવડે સર્વને ધન્યવાદ આપ્યો અને જેમનાં પાપો ધોવાઇ ગયેલાં હતાં એવા ગુરૂમહારાજે જૈન આગમમાં બતાવેલી વિધિ પ્રમાણે સર્વને દીક્ષા આપી. તે વખતે સર્વનો વૈરાગ્ય વધારવા માટે અને તે પ્રમાણે કરવું [2]શાસ્ત્રાનુસાર હોવાથી આચાર્યમહારાજે ટૂંકી દેશના આપી.

## આચાર્ય મહારાજની દેશના.

"આદિ અને અંત વગરનો આ સંસાર જેમાં જન્મમરણ વારંવાર થતાં હોવાથી જે ઘણો ભયંકર છે તેમાં તીર્થંકર મહારાજના મતની દીક્ષા લેવી તે પ્રાણીને માટે ઘણું મુશ્કેલ છે. એ "દીક્ષા અત્યંત નિર્મળ છે અને મન વચન કાયાના સર્વ સાવદ્ય

---

1 નિર્મિથ્યાઃ શબ્દ અત્રે મૂળમાં છે. જેનામાંથી કૃત્રિમ ભાવ નાશ પામી ગયા છે તેવા.

2 તે પ્રમાણે કરવાનો 'કલ્પ' હોવાથી વૈરાગ્યમાં સ્થિર કરવા એ ગુરૂમહારાજની ફરજ છે

" યોગોપર અંકુશ આણનાર છે. એ અત્યંત દુર્લભ દીક્ષા જ્યાં સુધી
" પ્રાણીને ઉદયમાં આવતી નથી, જ્યાં સુધી પ્રાણી તેનો લાભ મેળવી
" શકતો નથી, ત્યાંસુધી આ સંસારમાં તેને અનેક પ્રકારનાં પારા-
" વાર દુઃખો થાય છે, ત્યાંસુધી રાગ દ્વેષ અને તેનાં ભયંકર પરિ-
" ણામો તેનાપર પોતાની અસર બતાવ્યા કરે છે, ત્યાં સુધી કર્મો
" પોતાનો પ્રભાવ તેનાપર સ્પષ્ટપણે દાખવ્યા કરે છે, ત્યાં સુધી
" જન્મ મરણના ફેરા થયા કરે છે, ત્યાં સુધી અનેક પ્રકારની આપ-
" ત્તિઓ આવ્યા કરે છે, ત્યાં સુધી અનેક પ્રકારની પીડાઓ અને
" ઉપાધિઓ થયા કરે છે, ત્યાં સુધી પ્રાણી બીજા માણસો પાસે ગરીબ
" રાંક–બાપડો–બિચારો થઇને બોલે છે, ત્યાં સુધી દુર્ગતિમાં જઇ
" અનેક દુઃખો સહન કરવાનો સંભવ રહે છે, ત્યાં સુધી અનેક પ્રકા-
" રના રોગો થાય છે અને ત્યાં સુધી અનેક પ્રકારના કલેશોથી ભરપૂર
" ભયંકર સંસારસમુદ્રને અવકાશ મળ્યા કરે છે. જ્યારે કર્મ માર્ગ
" આપે અને લોકનાથ શ્રી ભગવાનદેવની કૃપા થાય ત્યારે તીર્થંકર
" મહારાજ શ્રી જિનેશ્વર દેવની બતાવેલી દીક્ષા પ્રાણીને પ્રાપ્ત થાય છે
" અને પછી પ્રાણીનાં સર્વ પાપો ધોવાઇ જતાં જાય છે; તેથી પ્રાણી
" છેવટે જ્યાં સર્વ પ્રકારનો આનંદ નિરંતર વર્તી રહેલ છે અને
" દુનિયાનાં સર્વ કલેશોની જ્યાં ગંધ પણ નથી એવી ઉત્તમોત્તમ
" ગતિએ પહોંચી જાય છે અને ત્યારપછી મેં જે ભયંકર ઉપદ્રવોનું
" અગાઉ વર્ણન કર્યું તેવી સંસાર સંબંધી સર્વ ઉપાધિઓ તેનાથી
" દૂર ચાલી જાય છે. જે પ્રાણીઓ દીક્ષા ગ્રહણ કરે છે તેઓ આ
" સંસારમાં પણ ખરેખર અમૃત રસનું પાન કરે છે, તેઓને આ ભ-
" વમાં પણ કોઇ પ્રકારની અડચણ થતી નથી અને તેઓ સુખથી ભર-
" પૂર રહે છે. ભગવાન્ શ્રી જિનેશ્વર દેવના મતની આવી દીક્ષા આજે
" તમને પ્રાપ્ત થઇ છે, તમે તે રાજીખુશીથી સ્વીકારી છે અને તેમ
" કરીને આ ભવસમુદ્રમાં પ્રાણીએ જે ખાસ પ્રાપ્ત કરવા યોગ્ય છે તે
" તમે પ્રાપ્ત કર્યું છે. મારે તમને ખાસ ભલામણ કરીને કહેવાનું એ
" જ છે કે હવે તમારે સર્વ પ્રમાદ છોડી દઇને એ દીક્ષા પાળવા
" માટે અને આત્માની પ્રગતિ કરવા માટે વારંવાર આખી જીંદગી
" સુધી પ્રયત્ન કર્યા કરવો; કારણ કે દીક્ષા લીધી હોય છતાં પણ કમ-
" ભાગ્યવાળા અધમ પુરૂષો પ્રમાદવશ થવાથી તેનો પાર પામી
" શકતા નથી. જે પ્રાણીઓ મનુષ્યોમાં ઉત્તમ હોય છે તેજ તેનો પાર
" પામે છે."

ગુરૂમહારાજની આ પ્રમાણેની દેશના સાંભળ્યા પછી સર્વેએ

એક સાથે ગુરૂમહારાજને કહ્યું " સાહેબ ! આપ અમને આજ્ઞા આપો, આપનો હુકમ[1] ઉઠાવવા તૈયાર છીએ. "

**રાજર્ષિ શત્રુમર્દનનું શંકાસમાધાન.**
**શુભસુંદરી ને અકુશળમાળાના પુત્રો.**
**સામાન્યરૂપાના બાળકોની મોટી સંખ્યા.**
**કર્મવિલાસના પુત્રોના ત્રણ પ્રકાર.**
**કર્તવ્યપ્રેરણા અને યોગ્ય સ્પષ્ટીકરણ.**

તે વખતે પોતાના મુખ ઉપર મુહપત્તિ[2] રાખીને અત્યંત આનંદમાં આવી શત્રુમર્દન સાધુએ આચાર્યમહારાજને સવાલ કર્યો "હે પ્રભુ ! મનીષીનું ચિત્ત ઘણું વિશાળ, નિર્મળ, ધીર, ગંભીર, ઉદાર, દયાતત્પર, ચિંતા વગરનું, દ્વેષના સંબંધ વગરનું, અચંચળ, જગતને આનંદ આપનાર અને ટુંકામાં કહીએ તો વાણીથી જેનું વર્ણન ન કરી શકાય તેવું છે. તો તેવું ચિત્ત શું બીજા કોઇનું હોય ખરૂં ? અહો ! એનું સુંદર ચિત્ત જોઇને અને તેનું વર્તન વિલોકીને અમારાં સર્વ સાંસારિક બંધનો શિથિળ થઇ ગયાં અને આ ભયંકર સંસાર-કારાગ્રહમાંથી સર્વ મુક્ત થઇ ગયા ! પ્રભુ ! એવું ચિત્ત કોઇનું હોય ખરૂં કે નહિ તે અમને સમજાવો."

ગુરૂમહારાજ બોલ્યા " એ મનીષીની માતા શુભસુંદરીનું નામ તો તમે અગાઉ સાંભળ્યું છે. એ શુભસુંદરીનાં જેટલાં છોકરાં છે તે સર્વેનું એવા જ પ્રકારનું નિર્મળ મન હોય છે. "

રાજા પોતે તો હવે તેનું તત્ત્વ કાંઇક કાંઇક સમજી ગયો હતો, તો પણ ભોળા લોકોને બોધ થવા માટે મસ્તક નમાવીને શત્રુમર્દન

---

૧ દીક્ષા લીધા પછી કોઇ પણ કાર્ય પોતાની મરજીથી કરી શકાતું નથી, ગુરૂમહારાજની પ્રત્યેક કાર્ય માટે અને સામાન્ય ચાલુ બાબત માટે આજ્ઞા લેવી પડે છે એ સંપ્રદાય અનુસાર इच्छामो अणुसट्ठीं એટલે ' આપ આજ્ઞા કરો ' ' હું આપનાથી અનુશાસન કરાવવા ઈચ્છું છું ' એમ કહી શિષ્ય દરરોજ આદેશો માગે છે. નિયંત્રણા માટે આ રિવાજ બહુ ઉપયોગી છે.

૨ **મુખવસ્ત્રિકા**: મુખની પાસે હાથમાં નાનું વસ્ત્ર જીવદયા વિગેરે અનેક વિશાળ હેતુથી રાખવામા આવે છે તેને ' **મુહપત્તિ** ' કહેવામાં આવે છે. વધારે અપભ્રંશ થતાં તેને ' મોમતી ' પણ કહેવામાં આવે છે. તેનું પ્રમાણ ૧૬ આંગળનું ચોરસ હોય છે, તેને ઘટ વાળીને રાખવામા આવે છે.

શુભસુંદરીના પુત્રો.

સાધુએ ફરીને સવાલ કર્યો " ત્યારે શું મહારાજ ! એ શુભસુંદરીને વળી ઘણાંએ છોકરાઓ છે ? અમે તો એના આ એક જ છોકરાને ( મનીષીને ) ઓળખીએ છીએ અને તે તેને એકનો એક જ છોકરો છે એમ જાણીએ છીએ- "

ગુરૂમહારાજ તેના જવાબમાં કહેવા લાગ્યા " એ શુભસુંદરીને તો ઘણાંએ છોકરાં છે. આ ત્રિભુવનમાં જે જે પ્રાણીઓ મનીષી જેવા દેખાય છે તે સર્વ શુભસુંદરીનાં છોકરાંઓ છે એમાં જરા પણ શંકા જેવું નથી. આ દુનિયામાં જે પ્રાણીઓ ઉત્તમ છે, જેઓ મહા સત્ત્વવાળા પ્રાણીઓને માર્ગે ચાલનારાં છે, તેઓ મનીષી જેવાં શુભસુંદરીનાં જ બચ્ચાંઓ છે એમ જાણવું. "

શત્રુમર્દન રાજર્ષિ—" ત્યારે મહારાજ ! આપે પેલા બાળની માતા અકુશળમાળાનું વર્ણન કર્યું તેને પણ બાળ સિવાય બીજા પુત્રો હશે ?"

અકુશળમાળાના પુત્રો.

ગુરૂ મહારાજ—" હા, તેને પણ ઘણાં છોકરાં છે. આ ત્રિભુવનમાં અધમ, ક્લિષ્ટ, હલકા સ્વભાવના મનુષ્યો જે જે જણાય તે તે સર્વે અકુશળમાળાનાં છોકરાંઓ છે એમ સમજવું. બાળના જેવું અધમ આચરણ કરે તેટલા ઉપરથી તેમને ઓળખી લેવાં કે તેઓ અકુશળમાળાના દીકરાઓ છે. "

શત્રુમર્દન રાજર્ષિ—" સામાન્યરૂપાને પણ મધ્યમબુદ્ધિ જેવાં બીજાં છોકરાંઓ હશે ?

સામાન્યરૂપાના પુત્રો.

ગુરૂ મહારાજ—" અરે, એ સામાન્યરૂપાને તો ઘણાંએ છોકરાંઓ છે. આ દુનિયામાં કેટલાંક મનીષી જેવાં અત્યુત્તમ ચરિત્રવાળાં હોય છે અને કેટલાંક બાળ જેવા અત્યંત અધમ ચરિત્રવાળાં હોય છે, તે સિવાયના બીજાં બધાં પ્રાણીઓ એ મધ્યમબુદ્ધિના જ ભાઇઓ છે એમ સમજવું. જેઓ મધ્યમબુદ્ધિ જેવા હોઇ કાંઇક મલીન પ્રકારના આચારોને અમલમાં મૂકનારાં હોય છે તેવા આ ત્રિભુવનમાં રહેલાં પ્રાણીઓ સામાન્યરૂપાનાં બાળકો છે એમ સમજવું. મનીષી અને બાળ જેવાં જીવોની સાથે સરખાવતાં જો આવાં મધ્યમબુદ્ધિ જેવાં જીવોની ગણતરી કરવામાં આવી હોય તો તે અનંતગણી વધારે થાય તેમ છે; તેથી મેં તમને ઉપર જણાવ્યું કે એ સામાન્યરૂપાને તો ઘણાં છોકરાંઓ છે. "

શત્રુમર્દન રાજર્ષિ—" જ્યારે એમ છે તો ભગવન્ ! મારા મનમાં એક વિચાર સ્ફુરે છે. આપ કહો છો તે વાતનો સાર તો એ થયો કે કર્મવિલાસ રાજાએ ત્રણ સ્ત્રીઓથી જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એમ ત્રણ પ્રકારનાં પ્રાણીઓ ઉત્પન્ન કર્યાં. તેવી રીતે તો આ આખું જગત્ કર્મવિલાસ મહારાજનું કુટુંબીજ થયું ! એ વાત બરાબર છે ?"

કર્મવિલાસનો પરિવાર.

ગુરૂમહારાજ—" તમે જે કહ્યું તે તદ્દન બરાબર છે. તમે તેનો ભાવ બરાબર સમજી ગયા છો. તમારા જેવાની બુદ્ધિ તુરત જ ખરા રસ્તાપર આવી જાય છે. એમાં હકીકત એમ છે કે સર્વ યોનિઓમાં જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ વર્ગનાં પ્રાણીઓ હોય છે તો ખરાં, પરંતુ તેઓ પોતાના ખરા રૂપમાં મનુષ્યપણામાંજ વ્યક્ત થાય છે. મનુષ્યપણામાં તો એ આખું કુટુંબ સર્વત્ર સ્પષ્ટ જણાઇ રહ્યું છે.

" હવે સમજુ માણસે શું કરવું જોઇએ તે સંબંધમાં સંક્ષેપથી મુદ્દાની હકીકત કહી બતાવું તે તમે સાંભળો. બાળનું ચરિત્ર તદ્દન ત્યાગ કરવા યોગ્ય છે, તેથી તેના જેવું આચરણ કોઇએ કરવું નહિ અને તેની સાથે વધારે સમાગમ પણ કરવો નહિ. જે પ્રાણી સુખ ઇચ્છતો હોય તેણે મનીષીના ચરિત્રનો આદર કરવો અને તેના જેવા થવા પ્રયત્ન કરવો. એમ કહેવાનો હેતુ એ છે કે ઘણા ખરા જીવો બહુધા મધ્યમબુદ્ધિ જેવા હોય છે અને તેઓ જો રીતસરનું વર્તન અને અનુષ્ઠાન કરે તો મનીષી ( બુદ્ધિવંત-ઉત્તમ વર્ગના પ્રાણી ) પ્રયત્નથી થઇ શકે છે. એટલા માટે જ હે ભવ્ય પ્રાણીઓ ! તમને વારંવાર કહેવામાં આવ્યું હતું કે મારા વચનને અનુસરીને તમારે મનીષીના ચરિત્રનું અનુકરણ કરવું અને ખાસ પ્રયત્ન કરીને તમારે પાપમિત્રનો પરિચય છોડી દેવો; કારણ કે એ સ્પર્શનની સાથેના સંબંધને લીધે બાળ આખરે વિનાશ પામ્યો અને તેનો ત્યાગ કરવાથી આ મનીષી લોકોમાં સુસ્પષ્ટ પ્રસિદ્ધ મોટાઇ મેળવીને આખરે મોક્ષને સાધનારો થયો. આ પ્રમાણે હોવાથી પોતાનું હિત ઇચ્છનાર પ્રાણીએ પવિત્ર મિત્રો સાથે સોબત કરવી. મનમાં અંતઃકરણપૂર્વક સમજવું કે એવી પવિત્ર માણસો સાથેની મૈત્રી આ ભવમાં અને પરભવમાં સર્વ પ્રકારની સંપત્તિઓને પ્રાપ્ત કરવાના હેતુભૂત છે, કોઇ પણ ખરાબ માણસ સાથે સોબત કરવી તે આ ભવમાં પણ દુઃખને માટે થાય છે અને સારા માણસ સાથે સોબત કરવી તે સુખને માટે થાય છે. એ બન્ને હકીકત તમે મધ્યમબુદ્ધિના સંબંધમાં બહુ સારી રીતે જોઇ છે. જુઓ, જ્યાં સુધી એણે બાળનો

કર્તવ્યોપદેશ.

પરિચય રાખ્યો-બાળની સોબત કરી ત્યાંજ સુધીજ તે અનેક પ્રકારનાં દુઃખો સહન કરવાને યોગ્ય થયો અને જ્યારથી એણે મનીષીનો પરિચય વધાર્યો અને તેની સાથેજ સોબત કરવા માંડી ત્યારથી તેને આનંદ આનંદ થવા લાગ્યો. આ પ્રમાણે હકીકત સમજીને તમારે નિશ્ચય કરવો જોઇએ કે બહિરંગ પ્રદેશમાં તેમજ અંતરંગ પ્રદેશમાં તમારે દુર્જનની સોબત કરવી નહિ અને સોબત માત્ર સજ્જનની સાથે જ કરવી."[1]

આવા જિનેશ્વરદેવના શાસનના અપ્રતીમ અને અત્યંત મનોહર શબ્દો સાંભળીને ઘણા પ્રાણીઓ બોધ પામી ગયા અને ધર્મ કરવા તત્પર થઇ ગયા. પછી દેવતાઓ પોતપોતાને સ્થાનકે ગયા. સુલોચન કુમાર રાજ્યાસનારૂઢ થઇને રાજ્ય ચલાવવા લાગ્યો અને આચાર્યમહારાજ પોતાના પ્રથમના તેમજ નવીન શિષ્યોને સાથે લઇને અન્યત્ર વિહાર કરી ગયા.

જિનાગમમાં બતાવેલા માર્ગે ઘણો કાળ ચાલીને જ્યારે અંત સમય નજીક આવ્યો ત્યારે સર્વ વિધિવડે જ્ઞાનઅગ્નિથી, ધ્યાનઅગ્નિથી, તપઅગ્નિથી, વીર્યના ઉપયોગરૂપ અગ્નિથી, સર્વ પાપો બાળી નાખીને મનીષીએ શરીરરૂપ પીંજરૂં મૂકી દઇ મોક્ષ (નિર્વૃતિ નગર) પ્રાપ્ત કર્યું. મધ્યમબુદ્ધિ અને તેના જેવા બીજા મધ્યમ પ્રકારના પ્રયાસ કરનારા રાજા વિગેરે પ્રાણીઓ હતા તેઓનાં કર્મો ઘણાં ઓછાં અને આછાં થઇ ગયાં અને તેવા સર્વ સાધુઓ દેવલોકે ગયા. (તે હવે પછી મોક્ષે જશે.) બાળના સંબંધમાં ભગવાને પ્રથમથી ભવિષ્ય ભાખ્યું હતું કે તે ચાંડાળને હાથે મરીને નરકમાં પડશે એમ જ બન્યું. મુનિમહારાજનું ભવિષ્ય વચન કદિ ખોટું પડતુંજ નથી.

* * * *
* * * * *

## સ્પર્શન કથાનક સંપૂર્ણ.

---

૧ આ પ્રમાણે આચાર્ય અબોધનરતિ શત્રુમર્દન વિગેરેને ઉપદેશ આપે છે. કુસંગ ન કરવાના દૃષ્ટાન્ત તરીકે આ સર્વ વાર્તા વિદુર કુમાર નંદિવર્ધન પાસે કહી રહ્યો છે-સંસારનું સ્વરૂપ બતાવતાં સંસારીજીવ પોતાની સર્વ હકીકત સદાગમ સમક્ષ અગૃહિતસંકેતા, પ્રજ્ઞાવિશાળા અને ભવ્યપુરૂષની હાજરીમાં કહી બતાવે છે.

૨ આ સ્પર્શનની વાર્તા પૃ. ૩૭૪ થી શરૂ થઈ છે વિદુરે તે વાર્તા કુમાર નંદિવર્ધન સમક્ષ કહેવા માંડી હતી તે અત્ર પૂર્ણ થાય છે હવે સંબંધ પૃ ૩૭૩ થી ચાલુ છે.



# પ્રકરણ ૧૮ મું.

## કનકશેખર.



સ્પર્શનની વાર્તા કુસંગથી થતા ગેરફાયદા બતાવવા માટે વિદુરે પ્રકરણ ત્રીજાથી શરૂ કરી હતી. જ્યારે વિદુરને રાજાએ નંદિવર્ધન કુમારની પાસે બીજીવાર મોકલ્યો ત્યારે તેને કુમારે પૂછ્યું હતું કે ગઇ કાલે કેમ દેખાયો નહિ ? તેના જવાબમાં પોતે એક આશ્ચર્યકારક વાર્તા સાંભળવામાં રોકાઇ જવાનું કહ્યું, એટલે કુમારે એ વાત કહેવાનું કહેવાથી વિદુરે સ્પર્શનની વાત શરૂ કરી હતી. તે વાત પૂરી થયા પછી વિદુર અને રાજકુમાર નંદિવર્ધન વચ્ચે નીચે પ્રમાણે વાતચીત થઇ:—[1]

### કથાનકની કુમારપર અસર.

વિદુર—"કુમારશ્રી ! મેં ગઇ કાલે આ વાર્તા સાંભળી, તે જરા મોટી હોવાથી મારો તો આખો દિવસ તે સાંભળવામાં ચાલ્યો ગયો, તેથી હું આપની પાસે આવી શક્યો નહિ તે ક્ષમા કરશો."

નંદિવર્ધન—"ભાઇ ! બહુ સારૂં કર્યું, વાર્તા બહુ મજાની છે ! સાંભળતાં તેમાં બહુ રસ જામે છે અને વળી સાથે બોધ પણ મળે છે. ખરેખર ! પાપી મિત્રો સાથે સોબત કરવી એ બહુ ખરાબ છે. જુઓને ! પેલા બાળે સ્પર્શન જેવા દુષ્ટ મિત્ર સાથે દોસ્તી કરી તો તેને આ ભવમાં અને પરભવમાં અનેક પ્રકારની પીડાઓ-ઉપાધિઓ અને દુઃખપરંપરા જ પ્રાપ્ત થયાં ! એ દુઃખોનું કારણ એવી ખરાબ સોબત જ હતું, બીજું કાંઇ પણ નહિ."

વિદુરે પોતાના મનમાં વિચાર કર્યો કે ચાલો ! એક વાત તો

---

[1] હવે વાર્તા ચાલે છે તે સંસારીજીવ ( નંદિવર્ધન )ની છે. સંસારીજીવ પોતેજ તે કહી સંભળાવે છે અને હવે જ્યાં જ્યાં પહેલો પુરૂષ આવે ત્યાં ત્યાં તે તે વખતના સંસારીજીવના ભવને અંગે તેને પોતાને ઉદ્દેશીને અગાઉ માફક છે એમ સમજવું. આ પ્રસ્તાવમાં પ્રથમ પુરૂષનો હવે ઉપયોગ થાય ત્યારે તે નંદિવર્ધન માટે, સમજવો

ઠીક થઈ! આ કુમાર કથાનો હેતુ અને આશય તથા તેનો સાર બરાબર સમજ્યો તો જણાય છે! હવે મારે કદાચ તેને વધારે કહેવું પડશે તો તે સાંભળશે એમ લાગે છે. જોઇએ તો ખરા, શો રંગ થાય છે તે!

સમજ્યો તો ખરો, પણ પથ્થર ઉપર પાણી.
આવેશના કબજામાં, વૈશ્વાનરના તાબામાં.
વિદુરને તમાચો, વડાંનો આહાર–તેની અસર.

હવે તે વખતે મારી નજીકમાં જ પેલો વૈશ્વાનર મિત્ર ઉભો હતો તેણે મેં ( નંદિવર્ધન કુમારે ) વિદુરને જે વચન કહ્યું તે સાંભળ્યું અને સાંભળતાં જ તેને ઝટકો વાગ્યો હોય તેમ તે વિચારવા લાગ્યો કે અરે! આ વિદુર તો બહુ ઉંધી વાત બોલવા લાગ્યો જણાય છે! એણે તો એને બરાબર પાઠ પઢાવી દીધા! એ કાંઇ સારી વાત ન થઇ. એ એનો વધારે પરિચય થાય તે મારે માટે જરાપણ સારૂં નથી. એ વિદુર ઘણો બટકબોલો અને ઉંડી હકીકત સમજનારો છે અને તેથી મારૂં ખરૂં સ્વરૂપ કુમારને જરૂર જણાવી દેશે તો તે બહુ ભુંડું થશે.

વિદુરે મનમાં વિચાર કરીને કુમારને જવાબ આપ્યો "બરાબર છે! તમે વાત તો બરાબર સમજી ગયા જણાઓ છો. વળી એક બીજી વાત તમને કહું તે સાંભળો. આ પ્રાણીને એવી ટેવ પડી ગયેલી હોય છે કે જ્યારે કોઇ પણ ઠેકાણે તે કાંઇ જુએ છે અથવા સાંભળે છે ત્યારે તે બનતા સુધી તે બાબતને પોતાની બાબતમાં જોડી દઇને વિચાર કરે છે, તેથી મેં પણ એ વાર્તા સાંભળીને મારા મનમાં વિચાર કર્યો હતો કે રાજકુમાર નંદિવર્ધનને પણ કોઇ પાપી મિત્રનો સંબંધ ન થાય તો બહુ જ સારૂં થાય."

નંદિવર્ધન--"એવી બાબતમાં ભદ્ર! તારે વિચાર શામાટે કરવો પડ્યો? મારી પાસે કોઈ પાપી મિત્રના સંબંધની ગંધ અત્યારે છે નહિ અને ભવિષ્યમાં કદિ થવાની પણ નથી."

વિદુર—"અમારી પણ આપની પાસે એજ વિજ્ઞપ્તિ છે."

ગુપ્ત સૂચના.

આ પ્રમાણે કહીને પછી વિદુર મારા[1] કાનની નજીક આવ્યો અને જરા ધીમે ધીમે કોઇ બાજુમાં ન સાંભળે તેમ કહેવા લાગ્યો "જુઓ! ભાઇ! એક વાત તમને કહેવાની છે. પેલો વૈશ્વાનર છે તે લોકોના કહેવા

૧ નંદિવર્ધનના છેલ્લા પૃષ્ટની નોટ જુઓ

પ્રમાણે ઘણી ખરાબ પ્રકૃતિવાળો સંભળાય છે, માટે તમારે તેની ખરાખર પરીક્ષા કરવી. જેવી રીતે સ્પર્શનની સોબતથી બાળને અનેક અનર્થો પ્રાપ્ત થયા તેવી રીતે એ વૈશ્વાનર આપને અનર્થનું કારણ ન થાય એ બાબત આપે ખાસ લક્ષ્યમાં રાખવા યોગ્ય છે."

આવેશમાં વિવેકનું ભાન ભૂલી ગયો.

આ હકીકત સાંભળીને તદ્દન નજીકમાં રહેલા વૈશ્વાનર મિત્રે મારી સામું ઇરાદાપૂર્વક જોયું. તેના મુખ ઉપરથી હું સમજી ગયો કે વિદુરનાં વચનથી તેના મનમાં ઘણું દુઃખ લાગ્યું છે. અગાઉ તેણે એક સંજ્ઞા (નિશાની) મને સમજાવી રાખી હતી તેવી નિશાની સૂચનારૂપે મને તેણે (વૈશ્વાનરે) કરી અને મને ક્રૂરચિત્ત નામનું એક વડું આપી દીધું અને મેં પણ તે જ વખતે તે વડું ખાઇ લીધું. જેવું એ વડું મેં ખાધું કે તુરતજ તેના પ્રભાવથી મારો અંતરનો તાપ એકદમ વધવા લાગ્યો, આખા શરીરપર ગુસ્સાને લીધે પરસેવાની ઝરીઓ વળી ગઇ, આખું શરીર ક્રોધને લીધે ચણોઠી જેવું લાલચોળ બની ગયું, દાંતોવડે હોઠ દબાઇને આવેશનો ભાવ બતાવવા લાગ્યા અને કપાળ ઉપર ક્રોધની કરચલીઓ[1] વળી ગઇ અને મુખ અતિ ભયંકર દેખાવા લાગ્યું. તે વખતે મારા મિત્ર વૈશ્વાનરે આપેલા પેલા વડાંના પ્રભાવથી હું એટલો બધો તેને વશ થઇ ગયો કે મેં પાપીએ વિદુરનો મારાપર એટલો પ્રેમ અને એટલી વત્સલતા હતા તેને વિસારી દીધા, તેણે જે કહ્યું હતું તે મારા હિત ખાતર જ કહ્યું હતું તે વાતને પણ હું ભૂલી ગયો, તેની સાથે ઘણા વખતનો સંબંધ હતો તે ગણ્યો નહિ, તેની સાથે સ્નેહભાવ હતો તેનો ત્યાગ કરી દીધો, દુર્જનપણું સ્વીકારી લીધું અને અત્યંત કઠોર વચનોવડે વિદુરનો તિરસ્કાર કરતાં[2] હું બોલ્યો—"અરે દુરાત્મા! લાજ વગરના! શું તું મને બાળ[3] જેવો ગણે છે? અને શું પેલા ન કલ્પી શકાય તેવા પ્રભાવવાળા અને મારા ઉપર અનેક પ્રકારના ઉપકાર કરનાર અંતરંગમાં રહેલા મારા હૃદયવત્સલ વૈશ્વાનરને તું પેલા દુષ્ટ પાપી સ્પર્શન જેવો ગણે છે?"

---

૧ જ્યારે ક્રોધ થાય છે ત્યારે શરીરનો આવો જ દેખાવ થાય છે ક્રોધ કરનારનું નિરીક્ષણ કરવાથી તે બરાબર જોઈ શકાશે.

૨ પ્રો. જેકોબીએ છપાવેલા ઉ. ભ. પ્ર. કથાના ખાસ ભાગ અહીં પૂરો થાય છે. હવે પ્રથમના છાપેલા ભાગનુ પૃ. ૬૪૧ અહીંથી શરૂ થાય છે.

૩ સ્પર્શનના દૃષ્ટાન્તનો અધમ પાત્ર. એની કથા હમણાંજ પૂરી થઇ છે. તે કથાપાત્રને ઉદ્દેશીને આ વાત છે

વિદુરે એનો કાંઇ જવાબ આપ્યો નહિ. મને તેથી એટલો બધો ગુસ્સો ચઢ્યો કે તેનો ગાલ તોડી નાખે એવો એક તમાચો મેં તેને લગાવી દીધો અને એક મોટું પાટિયું ઉપાડીને તેને મારવા દોડ્યો; એટલે ભયથી તેનું આખું શરીર ધ્રૂજવા લાગ્યું અને બીકમાં ને બીકમાં તે નાસવા લાગ્યો. ભાગીને તે મારા પિતાશ્રી પાસે ગયો અને તેમને સર્વ હકીકત કહી સંભળાવી. તે વખતે અત્યંત દિલગીરી સાથે મારા પિતાશ્રીએ પોતાના મનમાં નિશ્ચય કર્યો કે 'હવે છોકરો ( હું પોતે ) વૈશ્વાનરની સોબત છોડે એ અશક્ય લાગે છે. જે થાય તે ખરૂં, આપણે તો હવે એ બાબતમાં મૌન જ ધારણ કરવું.' આવો નિર્ણય મારા પિતા પદ્મરાજાએ પોતાના મનમાં કર્યો.

## નંદિવર્ધનનું યૌવન.

હવે આ બાજુએ બાકીની કળાનો અભ્યાસ મેં થોડા વખતમાં પૂરો કર્યો, એટલે એક સારો દિવસ શોધીને તે દિવસે મારા શિક્ષાગુરૂની કળાશાળામાંથી મારા પિતાશ્રી પદ્મરાજા મને પોતાની પાસે લઈ ગયા, મારા પિતાએ કળાચાર્યની પૂજા કરી અનેક પ્રકારનાં મોટાં દાનો તેને આપ્યાં અને મારા કળાગ્રહણની સમાપ્તિ સંબંધી મોટો ઉત્સવ કર્યો. મારા પિતાએ, માતાએ અને બાકીના સર્વ લોકોએ મને અભ્યાસ પૂરો કરવા માટે ધન્યવાદ આપ્યો. મારે માટે એક જૂદો રાજમહેલ તૈયાર કરવામાં આવ્યો હતો. ત્યાં 'તને સુખ થાય તેમ રહેજે' એમ કહી મારે માટે જૂદા માણસોની નિમણુક કરી આપી અને મારા ભોગ ઉપભોગ માટે જે જે વસ્તુઓ જોઇએ તે તે સર્વ પૂરી પાડવાની વ્યવસ્થા કરવામાં આવી.

યૌવન વર્ણન.

દેવકુમારની પેઠે અનેક પ્રકારના આનંદનો અનુભવ કરતો હું રાજમંદિરમાં રહેવા લાગ્યો. અનુક્રમે ત્રણ ભુવનને લોભમાં[1] નાખે તેવો સમુદ્રનો જાણે અમૃતરસ હોય, સર્વ લોકની આંખોને [2]આનંદ આપનાર રાત્રીને સમયે થયેલ જાણે ચંદ્રનો ઉદય હોય, અનેક પ્રકારના રાગના[3] વિકારોથી વાંકું થયેલ ચોમાસાના વખતનું જાણે મેઘધનુષ્ય

---

૧ લોભ: શ્લેષ છે: ( ૧ ) સાગર પક્ષે-આકાંક્ષા, પ્રાપ્તિની ઇચ્છા; ( ૨ ) યૌવન પક્ષે આસક્તિ.

૨ આનંદ: શ્લેષ છે: ( ૧ ) ચન્દ્રોદય પક્ષે-ખુશી; ( ૨ ) યૌવન પક્ષે-હર્ષ.

૩ રાગ: શ્લેષ છે: ( ૧ ) મેઘધનુષ્ય પક્ષે-રંગ. મેઘધનુષ્યમાં ઘણા રંગો સ્પષ્ટ દેખાય છે; ( ૨ ) યૌવન પક્ષે-પ્રેમ

હોય અને જાણે કામદેવના હથિયારરૂપ કલ્પવૃક્ષનાં ફૂલોનો[1] સમૂહ હોય તેવું, કમળના વનમાં સુંદર લાલ[2] રંગવાળો જાણે સૂર્યનો ઉદય થયો હોય તેવું દેખાતું, અને મોરના વિવિધ પ્રકારના નાચ અને વિલાસનો કલાપ હોય તેવું યૌવન મને પ્રાપ્ત થયું; મારી યુવાવસ્થાનો તે વખતે આરંભ થયો; મારૂં શરીર તેથી ઘણું સુંદર અને આકર્ષક થયું, મારી છાતીનો ભાગ વધારે પહોળો થયો, સાથળો બન્ને ભરાઇ ગયા, કેડનો ભાગ પાતળો થવા લાગ્યો, નિતંબનો ભાગ વધારે સ્થૂળ થવા લાગ્યો, જાણે મારો પોતાનો પ્રતાપ હોય તેમ શરીરપર રોમ-બાલની પંક્તિઓ ફૂટી નીકળી, આંખોમાં નિર્મળપણું આવ્યું, બન્ને હાથો વધારે દીર્ઘ થયા, અને એ જુવાનીના જોરથી કામદેવે પણ આવીને મારા અંતઃકરણમાં નિવાસ કર્યો.

હું મારા જૂદા રાજભુવનમાંથી બહાર નીકળીને દરરોજ સવારે બપોરે અને સાંજે વડીલોને વંદન કરવા રાજકુળમાં જતો હતો. એવી રીતે એક દિવસ હું મારા માતાપિતા પાસે સવારમાં ગયો અને તેમને બન્નેને પગે પડી નમસ્કાર કર્યા. તેઓએ મને આશીર્વાદ આપ્યો. તેમની પાસે હું થોડો વખત બેઠો. ત્યારપછી તેઓની રજા લઇ હું મારા રાજભુવનમાં આવ્યો અને મારા સિંહાસન ઉપર બેઠો.

### કનકશેખરનું જયસ્થળ નગરે આગમન.

તે વખતે રાજકુળમાંથી એકાએક મોટો અવાજ ઉઠ્યો. એ કોળાહળ શેનો હતો તેની મને ખબર ન હોવાથી એવા અકાળે થયેલા કોળાહળ માટે મારા મનમાં કાંઇક સંભ્રમ થવા માંડ્યો અને તે કોળાહળ તરફ જવાની હું ઇચ્છા કરવા ગયો, તેવામાં તો ચપળ નામનો બળવાન્ સેનાપતિ રાજકુળમાંથી નીકળી મારી તરફ આવતો દેખાયો. તે મારી નજીક આવ્યો અને મને નમસ્કાર કરીને કહેવા લાગ્યો—

પિતાનો સંદેશો.

"કુમાર! દેવ (પદ્મરાજા) આપને આ પ્રમાણે સંદેશો કહેવરાવે છે તે સાંભળો: તું જેવો આજ સવારે (હમણા) અમારી પાસેથી નીકળીને બહાર ગયો તેવો જ એક દૂત અમારી પાસે આવ્યો અને

---

૧ ફૂલ: શ્લેષ છે. (૧) કલ્પવૃક્ષ પક્ષે-પુષ્પ અને (૨) યૌવન પક્ષે-નાજુકતાનું રૂપક.

૨ રંગ: શ્લેષ છે. જુઓ નોટ નં. ૩ અગાઉના પૃષ્ટમા

૩ યૌવન: જુવાની, યુવાવસ્થા, સદુપયોગ થાય તો તેનુ નામ 'જોબન' કહેવાય છે; દુરૂપયોગ થાય તો તેનુ નામ 'ગદ્ધાપચ્ચીશી' કહેવાય છે.

તેણે જણાવ્યું કે રાજા કનકચુડનો પુત્ર કનકશેખર કુશાવર્તપુર નગરથી પોતાના પિતાએ કરેલા અપમાનને લીધે રોસાઇને નીકળ્યો છે તે અહીંથી માત્ર એક ગાઉ દૂર આવેલા મલયનંદન નામના વનમાં આવી પહોંચ્યો છે. માટે હવે યોગ્ય લાગે તેમ મારે કરવું. તે આપણે ઘેર પરોણા તરીકે આવતો હોવાથી, નજીકનો સગો હોવાથી અને મોટો માણસ હોવાથી તેને સામા તેડવા જવું સર્વ રીતે યોગ્ય છે અને જરૂરનું છે. આ વિચાર સભામાં બેઠેલા સર્વ સભ્યોને જણાવી હું પોતે તેને તેડી લાવવા માટે તેની સામે જાઉં છું અને કુમારે પણ તુરત જ સામા આવવું.' આ પ્રમાણે કહીને મને આપને બોલાવવા માટે પિતાશ્રીએ મોકલ્યો છે. માટે આપસાહેબ હવે સત્વર પધારો."

મોટાના સગપણ.

'પિતાશ્રીનો જેવો હુકમ'-એમ કહીને હું પણ મારા પરિવારને લઇને ચાલ્યો અને પિતાશ્રીની સવારી ભેગો થઇ ગયો. પછી પેલા ધવળ સેનાપતિને મેં પૂછ્યું કે 'આ કનકશેખર અમારો સગો કેવી રીતે થાય છે?' ધવળે કહ્યું 'કુમાર સાહેબ! આપની માતા નંદા અને એ કુમારના પિતા કનકચૂડ સગા ભાઇ-બ્હેન થાય, તેથી એ કનકશેખર આપના મામાનો દિકરો છે, તેથી તે તમારો ભાઇ થાય.'

પ્રવેશ અને આદરાતિથ્ય.

આ પ્રમાણે વાત કરતાં કરતાં અમે સર્વ કનકશેખરની નજીક આવી પહોંચ્યા. તે મારા પિતાશ્રીને પગે પડ્યો. પછી હું અને મારા પિતા બન્ને તેને પ્રેમથી ભેટ્યા. એક બીજાને યોગ્ય ગૌરવ અરસ્પરસ કર્યું. પછી બહુ આનંદ સાથે કનકશેખરને જયસ્થળ નગરમાં પ્રવેશ કરાવ્યો, મારા પિતાએ અને માતાએ કનકશેખરને કહ્યું-'વત્સ! બહુ સારૂં કર્યું. તારૂં મુખકમળ અમને બતાવીને કલ્પી પણ ન શકાય એવો આનંદ અમને ઉત્પન્ન કર્યો. આ રાજ્ય તારા પિતાનું જ છે એમ સમજવું અને અહીં રહેવામાં તારે જરા પણ સંકોચ રાખવો નહિ.' મારા માતાપિતાનાં આવાં વચન સાંભળી કનકશેખર બહુ રાજી થયો, અને તે વચનોને વધાવી લીધાં. મારા મહેલની નજીકમાં એક સુંદર પ્રાસાદ કનકશેખરને રહેવા સારૂ પિતાશ્રીએ આપ્યો. તે ત્યાં આનંદથી રહ્યો. ધીમેધીમે તેને મારા ઉપર સ્નેહ વધતો ગયો અને તેને મારામાં વિશ્વાસ પણ બેસતો ગયો.





# પ્રકરણ ૧૯ મું.

## ખટપટી દુર્મુખ અને કનકશેખર.



કનકશેખર જયસ્થળ નગરમાં મારી સાથે આનંદથી રહેતો હતો. તે વિશેષ સ્વસ્થ થયા પછી એક દિવસ અમે બન્ને એકલા બેઠા હતા તે વખતે મેં કનકશેખરને પૂછ્યું—" મારા સાંભળવામાં એમ આવ્યું છે કે તારા પિતાએ તારૂં અપમાન[1] કર્યું તેથી અપમાનને લઇને તારે અહીં આવવું પડ્યું છે, તો તારા પિતાએ તારૂં કેવું અને શા સારૂં અપમાન કર્યું તે હકીકત સાંભળવાની મારી ઇચ્છા છે." કનકશેખરે કહ્યું-" સાંભળ—

### કનકશેખરની પૂર્વ વાર્તા.
### શમાવહ ઉદ્યાનમાં દત્તમુનિ.
### શ્રાવકધર્મકથન અને આદર.

મારા પિતા કનકચૂડ અને મારી માતા ચૂતમંજરી મને અનેક પ્રકારના લાલન પાલન કરીને લાડ લડાવતા હતા, અને કુમાર અવસ્થાનો લાભ લેતો હું નિર્દોષપણે કુશાવર્તનગરમાં આનંદ કરતો હતો. એક દિવસ મારા મિત્રો સાથે રમત કરતો કરતો હું નંદનવન સમાન શમાવહ[2] નામના બગિચામાં પહોંચી ગયો. ત્યાં સાધુઓને બેસવા યોગ્ય જગ્યાએ રક્ત અશોક વૃક્ષની નીચે એક અત્યંત શાંત મહાત્મા -મહા ભાગ્યવાન્ મુનિમહાશયને મેં જોયા: તેઓ ક્ષીર સમુદ્રની જેવા અત્યંત ગંભીર, મેરૂ પર્વતની જેવા સ્થિર, સૂર્યની જેવા મહા તેજસ્વી અને શુદ્ધ સ્ફટિક રત્નની જેવા નિર્મળ દેખાતા

---

૧ **અપમાન:** અહીં અસલમાં અભિમાન શબ્દ છે તેનો ભાવ 'ગર્વ' થાય; રીસાઈને અપમાનને અંગે રાજ્યવારસો મોસાળ કે ફઈને ત્યાં જવાના ઘણા દાખલા બને છે અને બનેલા સાંભળ્યા છે તેને અનુસારે આ વાત સંભવે છે.

૨ **શમાવહ:** શમ એટલે શાંતિ-તેને લાવનાર. **નિજવિલસિત** ઉદ્યાનમાં **અનુભવ** થાય છે, અહીં **શમ**-પ્રશમને લાવનાર આ બગિચો છે.

હતા. તેમને જોઇને કુદરતી રીતે મને તેમના ઉપર ભક્તિ ઉત્પન્ન થઇ, એટલે હું તેમની નજીક ગયો, તેમને મેં વંદન કર્યું અને પછી જીવજંતુ વગરની શુદ્ધ જમીન જોઇને હું તેની ઉપર બેઠો. મારા મિત્રો મારી સાથે રમત કરવા આવ્યા હતા તેઓ પણ મુનિમહારાજને નમસ્કાર કરીને મારી બાજુમાં વિનયપૂર્વક મસ્તક નમાવીને બેઠા.

એ સાધુમહારાજનું નામ દત્ત હતું. તેઓએ પોતાનું ધ્યાન પૂરૂં કરીને અમને સર્વને ધર્મલાભનો આશીર્વાદ આપ્યો અને બધાઓની સાથે યોગ્ય સંભાષણ કર્યું. તેઓનાં મધુર વચનપર પ્રીતિ ઉત્પન્ન થવાથી મેં નમ્રપણે તેઓશ્રીને કહ્યું 'ભગવન્! તમારા દર્શનમાં ધર્મ કેવા પ્રકારનો બતાવ્યો છે?' આવો મારો પ્રશ્ન સાંભળીને અત્યંત સુંદર સ્વરથી મારા અને સર્વનાં મનને આનંદ પમાડતાં તે મુનિમહારાજે જિનેશ્વર ભગવાનનો ધર્મ કાંઇક વિગત સાથે અમને સર્વને કહી સંભળાવ્યો. એમાં પણ તેઓશ્રીએ પ્રથમ સાધુધર્મનો ઉપદેશ આપ્યો અને ત્યારપછી વિસ્તારપૂર્વક શ્રાવકધર્મપર વિવેચન કર્યું. તેમણે કહ્યું કે 'શ્રાવકનો ધર્મ કલ્પવૃક્ષ જેવો છે, સમ્યગ્દર્શન[1] એ કલ્પવૃક્ષનું મૂળ છે, બારવ્રતરૂપ એ વૃક્ષને સ્કંધ (થડ) છે, શમ, સંવેગ, નિર્વેદ, આસ્તિક્ય અને અનુકંપા એ વૃક્ષની નાની શાખાઓ છે, એનાં ફળો મહાન છે-વિગેરે' તે સાંભળીને એવા પ્રકારનો ગૃહસ્થધર્મ મેં અને મારા મિત્રોએ તે વખતે ગ્રહણ કર્યો. પછી મુનિમહારાજ અન્યત્ર વિહાર કરી ગયા. હું પણ ઘરે આવીને ગૃહસ્થધર્મનું પ્રતિપાલન કરવા લાગ્યો.

### અતિ ઉપયોગી પ્રશ્ન.

તે દત્ત મુનિમહારાજ જેમણે મને ગૃહસ્થધર્મ આપ્યો હતો તેઓ થોડા વખત પછી ફરતા ફરતા પાછા અમારા નગરની નજીકમાં આવ્યા. ધર્મ મેળવવાની તીવ્ર ઇચ્છાથી અને અન્ય અન્ય શ્રાવકોની સોબતથી હું જરા ધર્મની બાબતમાં પ્રવીણ થઇ ગયો હતો. હું નગરની બહાર ઉદ્યાનમાં તેમની પાસે ગયો, તે મુનિમહારાજને વંદન કર્યું અને પછી ગુરૂમહારાજને પૂછ્યું કે 'સાહેબ! જૈન શાસનનો સાર શો છે? તેનું ખરેખરૂં રહસ્ય શું છે તે મને સમજાવો.'

### જૈન ધર્મનો સાર.

ગુરૂ મહારાજે ઉત્તરમાં કહ્યું—"(૧) અહિંસા (૨) ધ્યાનયોગ
"(૩) રાગ વિગેરે દુશ્મનોપર અંકુશ અને (૪) સાધર્મી બંધુઓ-
"પર પ્રેમ એ જૈન આગમનો સાર છે."

---

૧ સમ્યગ્દર્શનઃ શુદ્ધ દેવ, ગુરૂ અને ધર્મપર અવિસ્ખલીત શ્રદ્ધા

## સારપર વિચારણા.

ગુરૂમહારાજનો આવો જવાબ સાંભળીને ( કનકશેખરકુમાર કહે છે કે ) મેં મારા મનમાં વિચાર કર્યો કે મારા જેવો પ્રાણી સર્વ પ્રકારના આરંભ સમારંભમાં પ્રવૃત્તિ કરી રહેલો છે તેને પ્રાણીની સર્વથા હિંસા ન કરવી એ તો ઘણું મુશ્કેલ કામ છે, લગભગ અશક્ય જેવું છે. ત્યારપછી ગુરૂમહારાજે ધ્યાનયોગ માટે ભલામણ કરી, પણ મારી જેવા જીવો તો વિષયની લાલસામાં મુંઝાઇ રહેલા હોય છે અને ધ્યાનયોગ તો સ્થિર મન હોય તો જ સાધી શકાય તેવો છે, તેથી મારા જેવા માટે તો તે પણ દૂરથી દૂર-વધારે દૂર જાય છે. ત્યારપછી ગુરૂમહારાજે રાગ વિગેરે શત્રુઓનો નિગ્રહ કરવાની વાત કરી પણ એ તો જે પ્રાણીઓ તત્ત્વપરાયણ હોય અને જરા પણ પ્રમાદ કરનારા ન હોય તેઓથી જ સાધી શકાય છે. મારા જેવાથી રાગાદિ ઉપર વિજય મેળવવાનું પણ બની શકે તેમ મને લાગતું નથી. ત્યારપછી સ્વધર્મી ( સાધર્મી ) બંધુઓપર પ્રીતિ રાખવી-પ્રેમ રાખવો અને તેઓનું વાત્સલ્ય કરવું એ છેલ્લી સૂચના મહાત્મા ગુરૂમહારાજે કરી તે કદાચ મારા જેવાથી બની શકે તેવું મને લાગ્યું; તેથી હવે મારે એ બાબતમાં મારી શક્તિ હોય તેટલો પ્રયત્ન જરૂર કરવો એમ મેં નિરધાર કર્યો; કારણ જે પ્રાણી પોતાનું હિત ઇચ્છતો હોય તેણે સારભૂત બાબત સમજીને તેનું અનુષ્ઠાન કરવું જોઇએ. આ નિશ્ચય કરીને તેમજ ગુરૂમહારાજને વારંવાર વંદન કરીને મારા સંવેગ રંગને વૃદ્ધિ પમાડતો હું રાજમંદિરમાં આવ્યો.

વિચારણાનું પરિણામ.

## [1]સાધર્મીવાત્સલ્ય ( કનકશેખરકૃત ).

મારા પિતાશ્રીને હું એકનો એક પુત્ર હોવાથી પોતાના જીવ કરતાં પણ મને તે વધારે ચાહતા હતા. મારા પિતાની મારા ઉપર ઘણી કૃપા હોવાને લીધે મારી જે ઇચ્છા થાય તે પૂરી પાડવાને સમર્થ હતા, છતાં પણ હું તો રાજ્યનીતિને અને વિનયને અનુ-

---

૧ **સાધર્મીવાત્સલ્યઃ** કોમના આગેવાન ધર્મીષ્ટ ભાવીભદ્રોએ આ વિભાગ બરાબર વિચારવા યોગ્ય છે. ખરૂં સાધર્મીવાત્સલ્ય કયાં છે તે સમજનાર અને બતાવનાર બહુ અલ્પ હોય છે, તેથી આવા ગ્રંથોમાંથી તે સમજવું વિશેષ યોગ્ય થશે. યાદ રાખવું કે આ **ધર્મનો સાર** છે, અત્યારે ઘણાં ફાંફાં મારવામાં આવે છે, પણ રહસ્યને પકડવામાં ખેંચતાણ થાય છે. ઉપકારી પૂર્વપુરૂષો સાચી વાત લખી ગયા છે તે સમજવી જરૂરી છે. **મો. ગિ. કા.**

સરીને જ કામ લેનારો હતો, કદિ પણ ઉતાવળો થઇ જતો નહોતો. રાજ્યનિયમને અનુસરીને મેં એક દિવસ મારા પિતાને નમીને કહ્યું "પિતાજી! જૈનધર્મને અનુસરનારાઓનું બની શકે તેટલું વાત્સલ્ય કરવાની હું ઇચ્છા રાખું છું તો તેમ કરવા માટે આપ મને રજા આપશો." મારી સાથે પિતાજી પણ જૈનશાસન તરફ ભદ્રકભાવ[1] ધારણ કરનારા થયા હતા, તેથી તેમને મારી એ પ્રાર્થના પસંદ આવી. તેઓએ જવાબમાં કહ્યું 'વત્સ! આ રાજ્ય તારૂં છે, મારૂં જીવન પણ તારે લઇને જ છે, તેથી તને ઇચ્છા થઈ હોય તે ખુશીથી કર, એમાં તારે મને પૂછવાની જરૂર નથી." પિતાશ્રીનો આવો અનુકૂળ જવાબ સાંભળીને મને ઘણો આનંદ થયો અને હું તેઓશ્રીને પગે પડ્યો અને 'ઘણી કૃપા કરી' એમ બોલતો મનમાં રાજી થવા લાગ્યો. ત્યારપછી નવકાર મંત્રને ધારણ કરનાર મારા આખા દેશમાં ગમે તે હોય, પછી તે [2]અંત્યજ હોય કે બીજો ગમે તેવો હોય તે મારો ભાઈ છે એમ હું માનવા લાગ્યો અને તેમના તરફ ઘણા પ્રેમથી જોવા લાગ્યો, તેમને જોઇએ તેટલું ખાનપાન[3] આપીને, વસ્ત્રો આપીને, આભૂષણો આપીને, જવાહીર આપીને અને દ્રવ્ય આપીને તેઓને રાજી રાખવા લાગ્યો. વળી તે ઉપરાંત મેં આખા દેશમાં ઢાંડી પીટાવી કે 'જે કોઇ જૈનધર્મનો પાળનાર હશે એટલે કે જિનેશ્વર ભગવાનને નમસ્કાર કરનાર જે કોઇ હશે તેની પાસેથી કોઇ પણ પ્રકારનો કર લેવામાં આવશે નહિ, તેમને માથેથી કરનો બોજો માફ કરવામાં આવ્યો છે.' વળી મેં ઉદ્ઘોષણા કરાવી તેમાં વિશેષ એમ પણ જણાવ્યું કે 'સાધુઓ મારા પરમાત્મા છે, સાધ્વીઓ મારી પરમ દેવીઓ છે, શ્રાવકો મારા ગુરૂ છે.' આવી રીતે મેં સ્પષ્ટપણે સર્વ હકીકત જાહેર કરી. ત્યારપછી તીર્થંકરમહારાજના શાસન તરફ જે કોઇ ભક્તિભાવ બતાવે તેના તરફ આનંદજળથી ભરેલી આંખોએ જોઇ તેમની બહુ બહુ પ્રકારે હું સ્તુતિ કરવા લાગ્યો. તે વખત પછી જૈનધર્મ પાળનારા સજ્જન પુરૂષોની સાથે યાત્રા કરવામાં, સ્નાત્ર મહોત્સવ કરવામાં

સાધર્મી પ્રેમ.

---

૧ **ભદ્રકભાવ:** તે ધર્મ સારો છે એવી ભાવના.

૨ **અંત્યજ:** શુદ્ર–હલકા વર્ગનો મનુષ્ય આટલા ઉપરથી એમ ધારી શકાય છે કે નમસ્કાર મંત્રનો ધારણ કરનાર ગમે તે જૈન હોય તેના તરફ બંધુભાવ રાખવાનો છે. આ વાત ખાસ વિચારવા જેવી છે મૂળ ગ્રંથમાં અંત્યજ શબ્દ વાપર્યો છે.

૩ **ખાનપાન;** સાધર્મીવાત્સલ્યમાં જમણનો નિષેધ નથી જણાતો, પણ માત્ર જમણવારને સાધર્મીવાત્સલ્ય ગણવામા આવતુ ન હોતુ વળી જરૂર હોય ત્યાં ખાનપાન અપાતું–આ સર્વ પ્રકાર ખાસ લક્ષ્યમાં રાખવા જેવા છે

તથા મોટા દાન દેવામાં વધારે પ્રમોદ ( હર્ષ ) લાવીને પ્રવૃત્તિ કરવા લાગ્યો. જેઓ નવા નવા જૈનધર્મમાં આવ્યા તેમની ભાવનાપૂર્વક મેં વિશેષ પ્રકારે પૂજા ( સેવા ) કરવા માંડી.[1] મને ધર્મમાં વિશેષ તત્પર જોઇને લોકો પણ ધર્મતત્પર વધારે વધારે થવા લાગ્યા. કહેવત છે કે ' યથા રાજા તથા પ્રજા ' જેવા રાજા હોય છે તેવી રૈયત થાય છે-થતી જાય છે,

ખટપટીની જાળ;
ખળભુજંગનો ક્રમ;
રાજાના કાનમાં ઝેર.

કનકશેખર નંદિવર્ધનને પોતાની વાત આગળ ચલાવતાં કહે છે કે આવી રીતે ( મને ) જૈન શાસન ઉપર અત્યંત રાગવાળો જોઇને અમારો દુર્મુખ નામનો કારભારી-અમાત્ય હતો તે મારી ઉપર ઘણો દ્વેષ કરવા લાગ્યો. એ અત્યંત અહિત કરનાર દુરાત્મા ઘણો પક્કો અને લુચ્ચો હતો. તેણે પિતાજી કનકચૂડને એકાંતમાં એક વખત કહ્યું ' સાહેબ ! અમે તો આપના થકી છીએ. ' આ પ્રમાણે રાજા સાથે પોતાનો એકીભાવ બતાવી તેણે પોતાના હૃદયની વાત કહેવા માંડી " સાહેબ ! આવી રીતે રાજ્યને નભાવવું ઘણું મુશ્કેલ થઇ પડશે એમ જણાય છે; કારણ કે કુમારસાહેબે તો પ્રજાલોકને તદ્દન ઉદ્ધત બનાવી દીધેલા છે. લોકોને માથે જ્યાં સુધી કર આપવાની બીક હોય છે ત્યાં સુધી તેઓ હદને ઉલ્લંઘી જતા નથી, પણ જ્યારે એકવાર કર આપવાની બીકથી તેઓને મુક્ત કરવામાં આવે છે ત્યારે તેઓ તદ્દન છુટા થઇ જાય છે અને છુટો માણસ સર્વ અનર્થોને કરે છે. જેવી રીતે નિરંકુશ હાથી આડે અવળે રસ્તે ચાલ્યો જતો હોય તે અંકુશના[2] ભયથી ઠેકાણે આવે છે તેવી રીતે નિરંકુશ[3] લોકો દંડના[4] ભયથી ઠેકાણે આવે છે. જ્યારે લોકો પોતાની મરજીમાં આવે તેમ આડા અવળા વર્તે છે અને આર્ય પુરૂષોને યોગ્ય ન હોય તેવાં કામ કરે છે ત્યારે રાજાના પ્રતાપની હાનિ થાય છે અને તે તેને ઘણું હલકું લગાડનાર થઇ પડે છે. વળી

---

૧ **સેવાધર્મ**. નવીન ધર્મ સ્વીકારનારને ખાસ સગવડ કરી આપવાની જરૂર છે. જેથી નવીન આવનાર ધર્મમાં સ્થીર થઇ જાય. Missionary Spirit જૈનમાં કેટલો હતો તે અત્યારે ઘટતી જતી વસ્તીના વખતમાં ખાસ વિચારવા જેવું છે

૨ **અંકુશઃ** શ્લેષ છે. (૧) હાથી પક્ષે-'આંકડી,' (૨) મનુષ્ય પક્ષે-'દબાણ'

૩ નિરંકુશ-છૂટા.

૪ દંડ-શ્લેષ છે (૧) હાથી પક્ષે-અંકુશ-આંકડી. (૨) મનુષ્યપક્ષે ' રાજ '

એક બીજી પણ વાત કહું તે સાંભળો:—હાલ જે ઘણા લોકો જૈન મતમાં આવીને રહેલા છે અને પોતાને જૈન તરીકે કહેવરાવે છે તે બધા કુમાર સાહેબની મહેરબાની મેળવવાને માટે એ ધંધો લઇ બેઠેલા છે, કેમકે તેઓ સાહેબની મહેરબાની મેળવવા માટે કયો વિચારવાન્ મનુષ્ય એવી રીતે આચરણ ન કરે ? માટે સાહેબ જુઓ! જ્યારે લોકો ઉપરના કર માફ કરવામાં આવે ત્યારે તેઓ પોતાનાં મનમાં આવે તેવું આચરણ કરનારા થાય છે, ત્યારે પછી તમે રાજા શેના રહ્યા અને આજ્ઞા વગર રાજ્ય પણ ક્યાં રહ્યું ? તેટલા માટે રાજ્યનીતિને અંગે હાલ જે અસાધારણ રસ્તો કુમારે લીધો છે તે કોઇપણ રીતે ઠીક હોય તેમ અમને લાગતું નથી."

દુર્મુખની આવી વાત સાંભળીને પિતાશ્રીએ તેને કહ્યું કે "જો એમ હોય તો તારે (દુર્મુખે) જાતે કુમારને મળીને આ હકીકત કુમારને જણાવવી, હું પોતે તો એ બાબતમાં કુમારને કાંઇ પણ કહી શકું તેમ નથી."

વિશાળ હૃદયી ભોળા પિતા.

આ પ્રમાણે દુર્મુખને પિતાએ જણાવી દીધું, પિતા તદ્દન સરળ હતા, પણ જે વાત સાંભળે તેની તેમનાપર તુરત છાપ પડી જતી હતી. દુર્મુખથી તેઓ દોરવાઇ ગયા,

દુર્મુખની રાજ્યનીતિ.
કનકની વિશાળ નીતિ.
ખટપટીની ઉઘાડી કડકાઇ.

પિતાની રજા લઇને દુર્મુખ મારી પાસે આવ્યો અને કહેવા લાગ્યો—"જેવી રીતે સૂર્ય પોતાના કરવડે[1] આખા જગતનું તત્ત્વ ખેંચી લઇને તેજના જોરથી આખા ભૂમંડળને વ્યાપીને જગતની ઉપર રહે છે તેવી રીતે સૂર્યનો આકાર ધારણ કરનાર રાજા કરદ્વારા જગતનું તત્ત્વ ખેંચી લઇને પોતાના પ્રતાપથી પૃથ્વીતળ પર વ્યાપીને લોકોને માથે બેસે છે, અર્થાત્ લોકોપર રાજ્ય કરના જોરથી જ કરે છે.[2] જે રાજા સાધારણ લોકોને તાબે થઇ જાય છે, તેઓને વશ પડ્યો રહે છે, તેનું તે વળી રાજ્ય કેવું ? અને એવા નબળા રાજાની આજ્ઞાથી ન્યાય પણ કેવો મળે ? જ્યારે રાજા તરફથી દંડ[3] થવાનો

કૌટિલ્ય રાજ્યતંત્ર.

---

૧ કરઃ શ્લેષ છે. (૧) સૂર્ય પક્ષે–કિરણઃ (૨) રાજા પક્ષે–વેરો, (ટેક્સ)

૨ કરનો આ મુદ્દો (Principle of Taxation) તદ્દન વિચિત્ર છે. રાજ્યના દૈવી હક સ્વીકારનારા આવી દલીલ કરતા હશે, પણ ઘણુ ખરું તો તે દુર્મુખના મુખને શોભે તેવીજ આ દલીલ લાગે છે

૩ ગુન્હા માટે સજા.

ભય લોકોને માથેથી નીકળી જાય છે એટલે પછી લોકો અંકુશ વગરના થઈ જાય છે અને પછી ખરાબ આચરણને માર્ગે પોતાની ઇચ્છા પ્રમાણે પ્રવૃત્તિ કરે છે. આ પ્રમાણે હોવાથી કર લઇને અને સજા કરીને લોકોને જે રાજા પ્રથમથી જ અનુશાસન કરી શકતો નથી, જે રાજા કર અને દંડદ્વારા રાજ્યનો નિભાવ કરી શકતો નથી તેણે પરમાર્થથી વાસ્તવિક રીતે ધર્મનો નાશ કર્યો છે એમ સમજવું. કુમાર! આપ અત્યારે જે રસ્તો લઇ બેઠા છો તેમાં રાજધર્મનો નાશ થાય છે; માટે મેં તમને જે હકીકત કહી છે તે જાણી-વિચારી-સમજીને તમારા જેવાએ ખોટું સ્વામીવાત્સલ્ય કરવું યોગ્ય નથી."

દુર્મુખના આવા વિચારો સાંભળી કોપને લીધે મારૂં મન વિહ્વળ થઇ ગયું, તો પણ ઉપર ઉપરથી મારો કોપ શમાવી દઇ આકાર ગોપવીને મેં[1] તેને જવાબ આપ્યો "આર્ય! જો હું કોઇ પાપી કે લુચ્ચા લોકો તરફ સન્માન બતાવતો હોઉં કે તેઓની પૂજા કરતો હોઉં તો તમે બોલો છો તે બોલવું યોગ્ય ગણાય, પરંતુ જે પ્રાણીઓમાં ગુણો એટલી હદ સુધી વૃદ્ધિ પામ્યા હોય છે કે જે તેને લીધે દેવતાઓને પણ પૂજનિક હોય, તેઓને જ્યારે યથેચ્છ દાનમાન વિગેરે આપવામાં આવે ત્યારે તેઓના સંબંધમાં આવું વચન બોલવું ઘટતું નથી.[2] એ જિનમતને અનુસરનારા લોકો તો સ્વભાવથીજ ચોરી, પરદારાગમન વિગેરે સર્વ દુષ્ટ વર્તનોથી પાછા હઠી જઇને વગર કહે પોતાથી જ સારે રસ્તે ચાલે છે-એવા મહાત્મા પુરૂષોનો દંડ શામાટે કરવો? એવા મનુષ્યોને સજા કરવાની જેઓની બુદ્ધિ થાય તેઓજ ખરેખરા સજાને પાત્ર છે. જે પ્રાણીઓનું રક્ષણ કરવાની જરૂર પડતી હોય, જેની ચોકી કરવી પડતી હોય, તેઓના માથા ઉપર કરનો બોજો નાખવો ઉચિત ગણાય, પરંતુ જૈન લોકો તો પોતાના ગુણોથીજ રક્ષાયેલા છે, તેથી તેઓના ઉપર કરનો બોજો પાડવો ઉચિત નથી. રાજાઓએ તેટલા માટે તેવા લોકોનું દાસત્વ છોડીને બીજું કાંઇપણ કરવું ઉચિત નથી અને અમે પણ તેમજ કરીએ છીએ. મતલબ-જૈન-

કુમારનું તંત્ર કરવાનું ધોરણ.

---

૧ કનકશેખર કુમાર જયસ્થળ નગરે પોતાને રીસાઇને આવવાનું કારણ નંદિવર્ધનને કહે છે.

૨ કુમાર જવાબ દેવામાં ધીમે ધીમે કેવો મક્કમ થતો આવે છે તે વિચારવા યોગ્ય છે.

લોકો તરફ રાજાયે સેવા કરવી જ ઘટે છે અને તેવી રીતે હું તેઓની સેવા કરૂં છું. ત્રણ ભુવનના નાથ શ્રીજગતનાથ જેમના નાથ હોય તેઓના જે નોકર થાય તે આ દુનિયામાં ખરેખરા રાજા છે અને બાકીના તો સર્વ નોકરો છે. આ પ્રમાણે હોવાથી મેં અત્યાર સુધીમાં જે આચરણ કર્યું છે તેમાં રાજનીતિનું શું ઉલ્લંઘન કર્યું છે કે જેથી તમે ઉપર જણાવ્યા તેવા આકરા શબ્દો મને કહેવા તૈયાર થઈ ગયા છો ? હું જે ધર્મવાત્સલ્ય કરૂં છું તે ખોટું છે એમ કહીને તો સાચું કહું તો તમે તમારૂં નામ દુર્મુખ છે તે પ્રમાણે સાચેસાચું તમારા આત્માનું દુર્મુખપણું સ્પષ્ટ કર્યું છે ! ”

## પ્રપંચી સરળતા.

આ પ્રમાણે મેં દુર્મુખને જવાબ આપ્યો એટલે તે મારો અભિપ્રાય સમજી ગયો; તેથી તેણે પોતાના મનમાં વિચાર કર્યો કે–“જૈનદર્શન ઉપર આ કુમારને અત્યંત પ્રેમ લાગે છે. એના મનપર તે બાબતની ઘણીજ અસર થઇ ગઇ જણાય છે અને મારા વચનથી તે મારા ઉપર ગુસ્સે થઇ ગયા જણાય છે. તેથી હાલ એ બાબત વધારે છેડવામાં કાંઇ માલ નથી. રાજાને મેં આ બાબતમાં પ્રથમથીજ સીધા કર્યા છે તો મારી પોતાની મેળેજ ઇચ્છાનુસાર કરીશ. હાલ તો એને અનુસરીને કામ કરૂં”. આ પ્રમાણે પોતાના મનમાં વિચાર કરીને દુર્મુખ બોલ્યો “ શાબાશ ! કુમાર શાબાશ ! તમારો જૈનધર્મ ઉપર પ્રેમ તો ખરેખરો છે એમાં શક નહિ ! તમારી ધર્મની બાબતમાં સ્થિરતા વખાણવા લાયક છે. તમારા મનમાં ધર્મપર પ્રેમ અને સ્થિરતા કેવાં છે, કેટલાં છે, તેની પરીક્ષા કરવા માટે જ આ સર્વ વાત મેં ઉઠાવી હતી. અત્યારે મારા મનમાં બરાબર ખાતરી થઇ છે કે સ્થિરતાની બાબતમાં તમારૂં મન મેરૂપર્વતના શિખરને પણ હઠાવી દે તેવું છે; તો હવે મારી વિજ્ઞપ્તિ એટલી જ છે કે મેં જે વચનો આપને ( કુમારને ) સંભળાવ્યાં છે તે આપે મનપર લેવાં નહિ અને બીજા અર્થમાં સમજવાં નહિ. ” મેં પણ તેવો જ સુકો જવાબ આપ્યો ‘ આર્ય ! એમાં તે શું કહેવું ! તમારે માટે બીજું ધારવાનું અશક્ય જ છે. ’ આટલી વાતચીત કરીને દુર્મુખ મારી પાસેથી બહાર ગયો.

દુર્મુખના ગયા પછી મેં મારા મનમાં વિચાર કર્યો કે–“દુર્મુખ લુચ્ચો છે અને પાપી છે, માટે એના આચરણમાં અને બોલવામાં સાચું શું અને કેટલું છે તે કાંઇ કહી શકાય નહિ. એનું કારણ એમ

છે કે પ્રથમ એણે મારી સાથે વાત કરી ત્યારે ઘણું વિચારીને કહેતો હોય તેવી રીતે સલાહ આપવા માંડી અને ત્યારપછી જ્યારે તેણે મારો જવાબ સાંભળ્યો ત્યારે વાત ઉડાવવાનો પ્રયત્ન આદર્યો અને બાજી ફેરવી નાખી. તેથી તેનો આશય જાણવાની જરૂર છે."–આ પ્રમાણે વિચારીને મારી પાસે એક ઘણો યુક્તિવાળો ચતુર નામનો ભરોસાદાર વિશ્વાસુ છોકરો હતો તેને આ સર્વ વાત સમજાવીને તપાસ કરવા સારૂ મોકલ્યો. એ ચતુર કેટલાક દિવસ ગયા પછી મારી પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે "સાહેબ! આપની પાસેથી નીકળીને હું દુર્મુખની પાસે ગયો, તેનો કેટલોક વિનય કરીને તેને રાજી કર્યો અને આખરે હું તેની નોકરીમાં જોડાઇ તેનો અંગરક્ષક[1] થયો. પછી ત્યાં શું થાય છે તે જોવા લાગ્યો. દુર્મુખે સર્વ સ્થાનકેથી મુખ્ય આગેવાન શ્રાવકોને પોતાની પાસે બોલાવીને તેઓને કહ્યું "અરે! કનકશેખર કુમાર તો ખોટા ધર્મના ઝનુનમાં આવી જઇને જાણે કોઇ ભૂત તેને વળગ્યું હોય તેમ રાજ્યનો નાશ કરવા ઉભા થયા છે. તેથી હવે પછી કુમાર તમને કાંઇ દાનમાં આપે તે અને રાજ્યભાગનો જે કાંઇ કર તમારી પાસે વસુલ કરવાનો રાજ્યને હક્ક થાય તે બન્ને દાન અને કર તમારે ખાનગી રીતે મને આપી જવાં અને એ હકીકત તમારે ભૂલેચુકે પણ કુમારને જણાવવી નહિ. જો એમ કરવામાં તમે જરા પણ ગફલતી કરશો તો જીવનાં જશો." દુર્મુખની આ આજ્ઞા શ્રાવકલોકોએ માથે ચઢાવી અને તેઓ અમાત્યની પાસેથી બહાર નીકળ્યા.

કનકશેખર કુમાર નંદિવર્ધન પાસે આગળ વાત જણાવતાં કહેવા લાગ્યો કે ચતુરની આ હકીકત સાંભળીને મેં તે વખતે ચતુરને પૂછ્યું "પિતાજીને આ હકીકતની ખબર પડી છે?" ચતુરે કહ્યું "હા જી! પિતાજીને એ સર્વ હકીકતની ખબર પડી છે." ત્યારે વળી મેં પૂછ્યું, "કોની પાસેથી એ સર્વ વાત પિતાજીએ જાણી?" ચતુરે જવાબમાં મને કહ્યું "એ દુર્મુખની પાસેથી જ સર્વ હકીકત પિતાજીએ જાણી છે." [2]ત્યારે વળી મેં તેને વધારે પૂછ્યું "પિતાજીએ એ હકીકત સાંભળીને શું કર્યું?" ચતુરે જવાબ આપ્યો—"પિતાજીએ એ વાત સાંભળીને કાંઇ કર્યું નહિ, માત્ર આંખ આડા કાન કર્યા." આ સર્વ હકીકત સાંભળીને મેં મારા મનમાં વિચાર કર્યો કે "જો પિતાજીની આજ્ઞા વગર પોતાના જોરથી જ દુર્મુખ આવું વર્તન કરતો હોત તો તો તેની ધૃષ્ટતાનું

---

૧ બોડી ગાર્ડ.

૨ રો. એ. સો વાળા મૂળ પુસ્તકનું અત્ર પૃ. ૩૫૧ શરૂ થાય છે

ફળ બરાબર ચખાડી આપત; પણ કોઈ અન્ય માણસ કોઇ કાર્ય કરે અને તેનો નિષેધ કરવામાં ન આવે તો તેમાં સંમતિ જ ગણાય છે. **अनुमतमप्रतिषिद्धम्** એવો નિયમ હોવાથી પિતાજીએ આ બાબતમાં આંખ આડા કાન કર્યા અને દુર્મુખને એવું કામ કરતાં વાર્યો નહિ તેથી પિતાજીની પણ એ બાબતમાં સંમતિ જ જણાય છે. માટે મારે હવે શું કરવું ? કેમકે ભગવાને કહ્યું છે કે માતા પિતાના ઉપકારનો બદલો અતિ દુષ્કર છે. માટે ભગવાનની આજ્ઞા પ્રમાણે પિતાજી સાથે લડવું તો યોગ્ય નથી અને હાલ જે કામ ચાલવા લાગ્યું છે-શ્રાવકોપર કર અને દંડની હકીકત ફરી ગોઠવાઇ છે તેને તેવા આકારમાં હું કોઇ રીતે જોઇ શકું તેમ નથી, તેથી અહીંથી ચાલ્યા જવું એ જ સારૂં છે." આ પ્રમાણે વિચાર કરીને કોઇને પણ જણાવ્યા વગર માત્ર થોડા ખાસ મિત્રોને સાથે લઇને હું ત્યાંથી નીકળી ગયો અને અહીં આવ્યો. ભાઇ નંદિવર્ધન ! આ પ્રમાણે પિતાએ મારૂં અપમાન કર્યું છે એ વાત તારા સમજવામાં આવી ગઇ હશે.[1]"

× × ×



---

૧ **જયસ્થળ** નગરમાં **નંદિવર્ધન** પાસે કનકશેખરે આ પ્રમાણે પોતાના અપમાનની કથા કહી સંભળાવી તે પૃ ૫૫૪ થી શરૂ થયેલ છે આ સર્વ હકીકત **સંસારીજીવ સદાગમ** આગળ કહે છે તે બીજા પ્રસ્તાવથી ચાલુ છે.



# પ્રકરણ ૨૦ મું.

## વિમલાનના અને રત્નવતી.



નંદિવર્ધન કુમારે કનકશેખરની પૂર્વવાર્તા સાંભળી સહાનુભૂતિ દર્શાવતાં કહ્યું "ભાઇ! તેં જણાવ્યું તેવા સંયોગોમાં ત્યાંથી ચાલી નીકળવાનું કામ તો તેં બહુ સારૂં કર્યું! જેઓ પોતાનું સ્વમાન શું છે તે સમજતા હોય તેવા પુરૂષોએ માનની હાનિ કરનારના સંબંધમાં વધારે વખત રહેવું કોઇ પણ રીતે યોગ્ય નથી. લોકોમાં કહેવાય છે કેઃ—

<u>સ્વમાનના વિચાર.</u>

[1]" તેજનો ભંડાર સૂર્ય [2]અંધકારને દૂર કરીને લોકોનાં મનને ઉત્સવ કરી શકે છે ત્યાં સુધી જ તે આકાશમાં રહે છે, જ્યારે તે મોટા અંધકારનો ઉદય નજરે જુએ છે ત્યારે બીજા કોઇ સમુદ્રમાં જઇને રાહ જુએ છે (અને વળી લાગ આવે છે ત્યારે અંધકારનો નાશ કરીને પોતાના પૂર જોરમાં પ્રકાશે છે.)"

કનકશેખરને પાછા તેડવા આવેલા દૂતો.

મેં આવાં વચનો જ્યારે કનકશેખરને કહ્યાં ત્યારે તે બહુ ખુશી થયો. આવી રીતે અમે સર્વ પ્રકારના આનંદ અને વાર્તાવિનોદ કરતા હતા. તેવી રીતે દશ રાતદિવસ પસાર થઇ ગયા.

પછી અગ્યારમે દિવસે મારા વાસભુવનમાં અમે બન્ને બેઠા હતા તે વખતે મારા પિતાશ્રી તરફથી સંદેશો લઇને એક માણસ આવ્યો

---

૧ भास्करस्तावदेवास्ते गगने तेजसां निधिः,
निर्व्यूय तिमिरं यावत्कुरुते स जनोत्सवम् ।
यदा तु लक्षयत्येष तमसोऽपि महोदयम्,
तदा परसमुद्रादौ गत्वा कालं प्रतीक्षते ।

૨ આ આખી અન્યોક્તિ છે. અંધકારનો ઉદય થાય છે ત્યારે સૂર્ય સમુદ્રમાં પેસી જાય છે. અહીં અંધકાર સાથે દુર્મુખ, સૂર્ય સાથે કનકશેખર, પરસમુદ્ર સાથે જયસ્થળ નગર અને રાહ જોવાની વાત સામાન્ય સમજવી.

અને અમને બન્નેને પ્રણામ કરીને તેણે કહ્યું "મહારાજા સાહેબે આપ બન્ને રાજકુમારોને આજ્ઞા કરી છે કે તમારે બન્નેએ મહારાજા પાસે તુરત આવવું." "જેવો પિતાશ્રીનો હુકમ!" એમ કહી અમે બન્ને પિતાશ્રીની પાસે જવા સારૂ નીકળ્યા. અમે હજુ પિતાશ્રી સન્મુખ પહોંચીએ છીએ ત્યાં તો પિતાશ્રીના સભામંડપમાંથી ત્રણ પ્રધાન પુરૂષો એકદમ ઉતાવળા બહાર આવ્યા, તેઓની આંખોમાંથી હર્ષનાં એટલાં આંસુ નીકળતાં હતાં કે તેના પ્રવાહથી તેઓની આંખો ભીંજાઇ ગઇ હતી. તેઓ કનકશેખરના પગમાં પડ્યા. તરતજ આશ્ચર્યપૂર્વક 'અરે આ ક્યાંથી? આ તો પોતાના પરિવાર સહિત સુમતિ, વરાંગ અને કેસરી છે!' એમ બોલતાં બોલતાં કનકશેખરે તેઓને સ્નેહપૂર્વક ઉભા કર્યા અને તેને ભેટી પડ્યો. મેં પૂછ્યું કે 'કુમાર! એ કોણ છે?' તેના જવાબમાં કનકશેખર કુમારે જણાવ્યું કે 'એ તો મારા પિતાના મોટા પ્રધાનો છે.' અરસ્પરસ પ્રણામ થઇ ગયા પછી અમે સર્વે પિતાશ્રી પાસે રાજસભામાં આવ્યા અને ત્યાં બેઠા.

### પદ્મરાજાએ કહેલો દૂતનો સંદેશો.

પછી મારા પિતાશ્રી પદ્મરાજાએ કનકશેખરને કહ્યું "ભાઇ કનકશેખર! આ તારા પિતાના મંત્રીઓએ મને જે વાત કરી છે તે સાંભળ. 'તેઓ જણાવે છે કે પિતાજીને (કનકચૂડરાજાને) કાંઇ પણ હકીકત જણાવ્યા વગર કુમાર (કનકશેખર) ઘરની બહાર નીકળી ગયા પછી તુરતમાં જ નોકર ચાકરો પાસેથી તેઓશ્રીને ખબર પડી કે રાજકુમાર મંદિરમાં કોઇ ઠેકાણે દેખાતા નથી, એ હકીકત સાંભળતાં જ જાણે તેઓ ઉપર કોઇએ અકસ્માત્ વજ્રનો પ્રહાર કર્યો હોય, જાણે તેઓનો ચૂરેચૂરો થઈ જતો હોય, જાણે તેઓ પરવશ થઇ ગયા હોય, જાણે ગાંડા થઇ ગયા હોય, જાણે મૂર્છા પામી ગયા હોય, તેમ કાંઈ પણ ચેતના વગરના થઇ ગયા અને રાણી ચૂતમંજરી પણ અત્યંત મુંઝાઇ જઇને જાણે મરી ગયા હોય એમ બે ઘડી તો સ્તબ્ધ થઇને પડી જ રહ્યા. ત્યારપછી પાસેના માણસોએ તેઓને કેટલોએ પવન નાંખ્યો, ચંદનનાં વિલેપન કર્યાં અને એવા એવા બીજા ઉપચારો કર્યા ત્યારે તેઓને કાંઇક ચૈતન્ય આવ્યું અને તેઓની મૂર્છા વળી. ત્યારપછી 'અરેરે પુત્ર! તું ક્યાં ગયો? ક્યાં ગયો?' એમ મહારાજા અને દેવી વિલાપ કરવા લાગ્યા અને તેઓને વિલાપ કરતાં જોઇને નોકર ચાકર ભાયાતો તથા આખું રાજસ્થાન આક્રંદ કરવા લાગ્યું, તેથી મોટો હાહાકાર થઇ રહ્યો. તે વખતે રાજાનું કારભારીમંડળ

કનકશેખરના જવાથી માતપિતાની દશા.

એકઠું થઇ ગયું અને તેઓએ રાજાને ધીરજ દેવા માંડી. તેઓએ કહ્યું કે-'મહારાજ! આપ કરો છો તે કાંઇ કુમારને મળવાનો ઉપાય નથી, માટે દિલગીરી છોડી દો, ધીરજ રાખો અને કુમારને શોધવાનો પ્રયત્ન કરો.' રાજાએ તેઓનું તે વચન જરા પણ સાંભળ્યું જ નહિ અન પોતે વધારે વધારે દિલગીરી કરવા લાગ્યા.

કુમારનો પત્તો અને દુર્મુખને દેશવટો.

"'એવી હકીકત જોઇને કુમારના સેવક ચતુરે પોતાના મનમાં વિચાર કર્યો કે-રાજા એટલો બધો શોક અત્યારે કરે છે કે જો એમને એમ ચાલશે તો જરૂર એમના પ્રાણ જશે, માટે હવે એ બાબતમાં બેદરકારી રાખવી ઠીક નથી-એવો વિચાર કરીને તે તુરત જ રાજાને પગે પડ્યો અને 'કુમાર અહીંથી કારણસર બહાર ચાલ્યા ગયા છે.' એટલી હકીકત જણાવી. 'કુમાર હજુ ચોક્કસ જીવે છે'-એટલી ખાત્રી થતાં જ રાજાને ફરી વાર શુદ્ધિ આવી. પછી તેમણે ચતુરને પૂછયું કે 'કુમાર શામાટે અને કયાં ગયો છે?' ચતુરે ઉત્તરમાં જણાવ્યું કે 'અહીંથી ચાલ્યા જવાનું કારણ મને કુમારશ્રીએ જણાવ્યું નથી. બાકી જરા ચતુર (ડાહ્યો) હોવાથી મેં તે કયાં ગયા છે તે જાણી લીધું છે; તેટલા ઉપરથી અટકળ કરીને કહું છું કે એ જયસ્થળ નગરે પોતાની ફોઇ પાસે ગયેલા હશે. નંદાબા (નંદિવર્ધનની માતા) ઉપર કુમારને બહુ પ્રેમ છે અને પદ્મરાજા ઉપર પણ તેમને બહુ હેત છે. કુમારની સાથે મારે વધારે પરિચય હોવાથી આટલી હકીકત હું અટકળથી ધારૂં છું અને મને ખાત્રી છે કે જો તે અહીંથી ચાલ્યા જાય તો તેના મનને સંતોષ મળે તેવું સ્થાન નંદાબાનું રાજ્ય જ છે, સિવાય બીજી કોઇ જગ્યાએ કુમારશ્રી જાય એમ મને લાગતું નથી.' રાજાએ તે વખતે ચતુરના વખાણ કરીને તેને ઇનામમાં મોટું દાન આપ્યું. રાજાને તપાસ કરતાં જણાયું કે એ સર્વ અનર્થનું કારણ પેલો દુર્મુખ મંત્રી જ છે એટલે તેના આખા કુટુંબ સાથે તેને પોતાના દેશથી બહાર કાઢી મૂકયો. વળી તે જ વખતે પિતાશ્રી કનકચુડરાજાએ તથા દેવી ચૂતમંજરીએ પ્રતિજ્ઞા કરી કે 'જ્યાંસુધી આપણે કુમારનું મ્હોઢું જોઇએ નહિ ત્યાંસુધી આપણે આહાર લેવો નહિ અને શરીરે ન્હાવું ધોવું કે બીજા કાંઇ પણ સંસ્કાર કરવા નહિ.'

"'[1]હવે વળી તેજ દિવસે એક દૂત[2] ત્યાં (કુશાવર્તપુરમાં) આવી

---

૧ કનકચૂડના દૂતોએ પોતાને જણાવેલી હકીકત પદ્મરાજા કનકશેખર કુમાર પાસે કહી સંભળાવે છે અને નંદિવર્ધન બાજુમાં બેસી સાંભળે છે.

૨ આ દૂતનું નામ વિકટ છે તે પ્રકરણ ૨૩ માં જણાશે.

પહોંચ્યો. તેણે રીતસર નમસ્કારાદિનો વિવેક કરીને કનકચૂડરાજાને વિજ્ઞપ્તિ કરી જણાવ્યું કે ' દેવ ! વિશાળા નામની નગરી છે, ત્યાં નંદન નામના રાજા રાજ્ય કરે છે, તેમને પ્રભાવતી અને પદ્માવતી નામની બે રાણીઓ છે. તે બન્ને રાણીઓથી રાજાને બે પુત્રીઓ થઇ છે, તેઓનાં નામ અનુક્રમે વિમલાનના અને રત્નવતી છે. હવે એ રાજાની બે રાણીઓ પૈકી પ્રભાવતી રાણીનો ભાઇ પ્રભાકર નામનો કનકપુરનો રાજા છે, તેને બંધુસુંદરી નામની રાણી છે. તેનાથી તેને વિભાકર નામનો પુત્ર થયો છે. એ ભાઈબહેન પ્રભાકર અને પ્રભાવતીને ત્યાં અનુક્રમે વિભાકર અને વિમલાનના જન્મ્યા તે પહેલાં તેઓ બન્નેએ એવી કબુલાત કરી હતી કે જો આપણા બન્નેમાંથી કોઇને દીકરી થાય અને બીજાને દીકરો આવે તો એકે પોતાની દીકરી બીજાના દીકરાને પરણાવવી. ત્યારપછી રાણી પ્રભાવતી જેને વિશાળા નગરીના નંદનરાજા સાથે પરણાવ્યા હતા તેમને વિમલાનના નામની દીકરી થઇ અને તેના ભાઇ પ્રભાકરને વિભાકર નામનો પુત્ર થયો. તેથી ઉપર જણાવેલી શરત પ્રમાણે વિભાકર અને વિમલાનનાનું જન્મ પહેલાં વેવિશાળ થઇ ચૂક્યું હતું અને વિમલાનના વિભાકરને દેવાઇ ગયેલી હતી. હવે એ વિમલાનનાએ એક વખતે બન્દીજનોના મુખેથી કુમાર કનકશેખરનું નામ સાંભળ્યું, તે સાથે બંદીજનો તેના અનેક ગુણો માટે બહુ મોટેથી વખાણ કરતા હતા તે તેણે સાંભળ્યા. કનકશેખર[1] કુમારના એવા વખાણ સાંભળીને વિમલાનનાને તેના ઉપર ઘણો રાગ ઉત્પન્ન થયો તેથી જાણે પોતાના ટોળાથી છૂટી પડી ગયેલી હરણી હોય, પોતાના સહચર ( પતિ ) થી વિયોગ પામેલી ચક્રવાકી[2] હોય, સ્વર્ગલોકમાંથી બહાર કાઢી મૂકેલી જાણે દેવાંગના હોય, માનસ સરોવરની અતિ ઉત્કંઠાવાળી દૂર ગયેલી [3]કલહંસી હોય, જુગટું રમનારી સ્ત્રી જાણે તેના સાધન વગરની થઇ ગઇ હોય, તેવી રીતે તે તદ્દન શુન્ય હૃદયવાળી થઈ ગઇ અને અત્યંત મુંઝવણમાં આવી પડી હોય તેવી જ-

વિશાળાથી આવેલો દૂત.

---

૧ **વિશાળા** નગરીના દૂતો કનકશેખરના પિતા પાસે વાત કરે છે તે ચાલુ છે કનકશેખરની પાસે તેના પિતાના દૂતોએ કરેલી વાત **પદ્મરાજ** કહી સંભળાવે છે **નંદિવર્ધન** કુમાર હાજર છે-આખી વાર્તા **સંસારીજીવ સદાગમ** સમક્ષ કહી સંભળાવે છે.

૨ **ચક્રવાક** અને તેની સ્ત્રી નિરંતર સાથેજ રહે છે અને વિયોગ થાય ત્યારે મોટેથી રડ્યા કરે છે.

૩ **હંસો** માનસ સરોવર પર જ રહે છે, ત્યાંથી દૂર જાય તે તેમને ગમતું નથી, તેઓ બીજે રહી શકતા નથી.

ણુવા લાગી; પછી તો તે વીણા પણ વગાડે નહિ, દડો ઉડાડવાની રમત કરે નહિ, [1]પત્રછેદાદિ રમત કરે નહિ, ચિત્રકળા તથા બીજી કળાઓ પર જરા પણ લક્ષ્ય આપે નહિ, શરીર ઉપર શણુગાર સજે નહિ, કોઇ કાંઈ પૂછે તો તેને કાંઇ ઉત્તર આપે નહિ, દિવસ છે કે રાત છે તે કાંઇ જાણે નહિ; માત્ર જાણે પોતે જોગણ ( યોગિની )[2] હોય તેમ આંખોને જરા પણ હલાવ્યા ચલાવ્યા કે મટમટાવ્યા વગર કોઇને પણ અવલંબન કર્યા વગર નિશ્ચળ આંખે કોઇ વસ્તુનું ધ્યાન કરીને બેસી રહેવા લાગી. આવી હકીકત જોઇને માણસો સર્વ ગભરાઇ ગયા, પણ આવો મોટો ફેરફાર એકદમ શા કારણે થઇ ગયો તે સમજી શક્યા નહિ. હવે રત્નવતી સર્વદા પ્રેમપૂર્વક તેની નજીક રહેતી હોવાથી તેને વિચાર કરતાં કરતાં તેના ખ્યાલમાં આવ્યું કે-કુમાર શ્રી કનકશેખરનું નામ સાંભળ્યા પછી બહેનની આવી સ્થિતિ એકાએક થઇ આવી છે-તેટલા ઉપરથી ચોક્કસ એમજ લાગે છે કે એ કનકશેખરે આ બહેનનું મન ચોર્યું હશે. માટે આપણે વખત વિચારીને આ હકીકત પિતાજી નંદન રાજાને જણાવવી કે જેથી બહેનના ચિત્તને ચોરવાનો[3] ગુન્હો કરનારને એ રાજા અવશ્ય પકડી પાડી બરાબર સપાટામાં લે-( કારણ ચોરને પકડવો એ રાજધર્મ છે)-એ પ્રમાણે વિચાર કરીને તેઓએ સર્વ હકીકત નંદનરાજાને જણાવી. પિતાએ વિચાર કર્યો કે-એની માએ ( પોતાની સ્ત્રી પ્રભાવતીએ ) તો એને જન્મ પહેલાં વિભાકર સાથે વેવિશાળ સંબંધથી જોડી દીધી છે, પણ જો હાલ હું એ દીકરીના સંબંધમાં કાંઇ નહિ કરૂં તો એના પ્રાણ રહેવા પણ મુશ્કેલ છે, માટે એ સ્વયંવરાને કનકશેખર પાસે મોકલાવી દઉં-એ એની મેળે કનકશેખરને વરશે ( પરણશે ); આવી અવસ્થામાં તેના સંબંધમાં વખત કાઢવો ઠીક નથી, પછવાડેથી વિભાકરને સંભાળી લેવાશે-આવો વિચાર કરી તેઓ તુરત જ વિમલાનના પાસે આવી કહેવા લાગ્યા ' દીકરી ! જરા ધીરી થા, દીલગીર ન થા, તું કુશાવર્તનગરે કનકશેખર પાસે જા. ' એ પ્રમાણે મધુર વચનથી દીકરીને વાત કરીને

તેમણે વર્ણવેલો વિમલાનનાની સ્થિતિ અને તેનાં કારણો.

વ્યવહારુ પિતા.

---

૧ પત્રછેદ: શરીર પર મેંદી કે ચંદનનાં ચિત્રો કાઢવા-આવી રમત જણાય છે.

૨ યોગિની સાલંબન કે નિરાલંબન ધ્યાન કરે છે, ત્યારે આવી એકાગ્રવૃત્તિ કરે છે, સાધ્યમાં ફેર છે, પણ બાહ્ય વર્તન તો યોગિની જેવું જ છે.

૩ અહીં ચોરી અલંકારિક અર્થમાં સમજવાની છે.

નંદન રાજાએ તેને કુશાવર્તપુરે મોકલવાનો હુકમ કર્યો. એ વખતે વિમલાનનાની બહેન રત્નવતીએ પણ પિતાને વિજ્ઞપ્તિ કરી કે "પિતાજી! હું મારી બહેન વિમલાનના વગર એક ક્ષણ પણ રહી શકું તેમ નથી, માટે આપ રજા આપો તો હું પણ બહેનની સાથે જઉં. માત્ર વાત એટલી કે હું કનકશેખરને વરીને મારી બહેનની શોક નહિ થાઉં! સ્ત્રીઓમાં અરસ્પરસ ગમે તેટલો પ્રેમ હોય પણ જો તેઓને શોક તરીકેનો સંબંધ થાય તો સ્નેહ જરૂર તૂટી જાય છે. માટે વિમલાનનાના પતિના કોઇ વહાલા મિત્રની હું સ્ત્રી થઇશ.' રત્નવતીના આવા વિચારો સાંભળી નંદનરાજાએ કહ્યું-'દીકરી! તને ગમે તે કર. મને ખાતરી છે કે મારી દીકરી પોતાની જાતે કદિ પણ અનુચિત કામ કરશે જ નહિ.' રત્નવતીએ પિતાની હકીકત માથે ચઢાવી અને તે પણ વિમલાનનાની સાથે ચાલી નીકળી. [1]ત્યાંથી રાતદિવસ પ્રયાણ કરતાં, મહારાજ! વિમલાનના અને રત્નવતી આજે અહીં આવી પહોંચ્યા છે અને નગરની બહાર બગીચામાં રોકાયા છે. આ હકીકત આપ મહારાજાને નિવેદન કરવા તેમણે મને મોકલ્યો છે. હવે આપ તે બાબતમાં યોગ્ય લાગે તેમ ફરમાવો.'

રત્નવતીનો નિર્ણય.

"મહારાજા [2]કનકચૂડે આ હકીકત સાંભળી એટલે એમને એક તરફથી ઘણો હર્ષ થયો અને બીજી તરફથી અત્યંત ખેદ થયો. પછી ચાર પ્રધાનમાંના શૂરસેનને તેમણે આજ્ઞા કરી કે તેણે આવેલી કન્યાઓને સારો ઉતારો આપવો અને તેની યોગ્ય ખાતર બરદાસ્ત કરવી અને અમને સુમતિ વરાંગ અને કેસરીને બોલાવીને આ પ્રમાણે કહ્યું 'અરે પ્રધાનો! નંદનરાજાની બે દીકરીઓ આપણે ત્યાં આવી રીતે કુમારને અને તેના મિત્રને વરવા માટે આવી છે તે ઘણા આનંદની વાત થઇ છે, પણ અત્યારે કનકશેખર કુમારનો વિરહ હોવાથી તે વાત વિરહની અગ્નિમાં જાણે વધારામાં ઘી હોમાતું હોય તેવી લાગે છે. માટે તમે ત્રણે જયસ્થળ નગરે (પદ્મરાજાની રાજધાનીએ) જાઓ. મને ખાત્રી છે

દૂતપ્રેષણ.

---

૧ નંદનરાજાના દૂતે કનકચૂડ રાજાને એ સર્વ વાત કહેલ છે તે કનકચૂડના પ્રધાનોએ પદ્મરાજાને કહેલ છે તે સર્વ વાત કનકશેખર અને નંદિવર્ધન પાસે પદ્મરાજા તેજ શબ્દોમાં કહી સંભળાવે છે.

૨ કનકચૂડના પ્રધાનોએ રજુ કરેલી હકીકત મહારાજા પદ્મરાજા કનકશેખર કુમારને આગળ જણાવતા કહે છે.

કે કુમાર ત્યાં જ ગયેલ છે. તમે મારા બનેવી પદ્મરાજાને મારી અવસ્થા કેવી થઇ છે અને કન્યાઓ (વિમલાનના અને રત્નવતી) અહીં આવેલી છે તે સંબંધી વિગતવાર સમાચાર નિવેદન કરો. મને ચોક્કસ ખાત્રી છે કે એ બન્ને કારણો સમજી જઇને પદ્મરાજા કનકશેખર કુમારને તુરત અહીં મોકલી આપશે. વળી તમારે પદ્મરાજાની રજા મેળવીને કુમાર નંદિવર્ધનને પણ અહીં સાથે તેડતા આવવો, કારણ કે મારા વિચાર પ્રમાણે રત્નવતીનો વર થવાને તે જ યોગ્ય છે'! કનકચૂડ રાજાનાં આવાં વચનો સાંભળી (દૂતો કહે છે કે) અમે તેની આજ્ઞા માથે ચઢાવી. આ હેતુથી[1] અમે અત્રે આવ્યા છીએ,'

"કુમાર કનકશેખર[2]! આ પ્રમાણે તારા પિતાના ત્રણ પ્રધાનોએ અમને લંબાણથી હકીકત કહી સંભળાવી છે. આ પ્રમાણે હોવાથી હવે તું અહીંથી સત્વર જા. જો કે તેમ થવાથી તારો વિરહ અમને થશે તે અમારૂં હૃદય કબુલ કરે તેમ નથી અને તેથી અમે મ્હોઢે બોલી શકીએ તેમ નથી, તોપણ જવાનું કારણ પ્રબળ હોવાથી અને હકીકત ગંભીર હોવાથી અમારે દિલગીરી સાથે કહેવું પડે છે કે તમારે હવે જરા પણ વખત અહીં કાઢવો નહિ. અહીંથી એકદમ કુશાવર્તનગરે જવું અને તમારે બન્નેએ સર્વ પ્રકારે કનકચૂડરાજાના મનને આનંદ ઉપજાવવો."

### બન્ને કુમારોનું પ્રયાણ.

પિતાશ્રીનો એવો હુકમ સાંભળીને એમ થવાથી અમારો બન્નેનો પરસ્પર વિયોગ થશે નહિ એટલે પિતાએ આજ્ઞા પણ બહુ સારી કરી-એવું વિચારતાં મેં અને કુમાર કનકશેખરે પિતાશ્રીને કહ્યું-'જેવી પિતાશ્રીની આજ્ઞા.' એ જ વખતે પિતાશ્રીએ આનંદમાં આવીને પ્રયાણ કરવા યોગ્ય ચતુરંગ સેનાને તૈયાર કરવાનો હુકમ આપ્યો અને તેના ઉપર પ્રધાન પુરૂષોની નીમણુક કરી આપી અને પ્રયાણ યોગ્ય ઉચિત મંગળો કરીને અમને બન્નેને વિદાય કર્યા. મેં જ્યારે પ્રયાણ કર્યું ત્યારે મારી સાથે મારા અંતરંગ રાજ્યમાં રહેલા વૈશ્વાનરે પણ મારી સાથે જ પ્રયાણ કર્યું. તેની સાથે વળી ગુપ્ત રૂપે પુણ્યોદય મિત્રે પણ સાથે જ પ્રયાણ કર્યું. આવી રીતે પ્રયાણ કરતાં કરતાં અમે કેટલોક રસ્તો કાપી નાખ્યો.



---

[1] કનકચૂડના પ્રધાનોએ કહેલી હકીકત પદ્મરાજા કનકશેખર પાસે ફરી કહે છે. જુઓ પૃ. ૫૬૪. [2] સદર પ્રધાનોએ કહેલી વાત પૂરી કરીને હવે પદ્મરાજા પોતે કનકશેખર કુમારને કહે છે.



# પ્રકરણ ૨૧ મું.

## [1] રૌદ્રચિત્તનગરે હિંસા સાથે લગ્ન.



અમે ચાલતાં ચાલતાં રૌદ્રચિત્ત નામના નગરમાં આવી પહોંચ્યા. તે નગરનું વર્ણન તેમજ તેના અધિરાજ અને તેના નજીકના પરિવારનું વર્ણન ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય છે. બહુ વિચારણીય હોવાથી અત્ર વિસ્તારથી તે આપવામાં આવ્યું છે.

### રૌદ્રચિત્ત નગર.

એક ચોરની પલ્લી જેવું રૌદ્રચિત્ત નામનું અંતરંગ નગર છે. તે દુષ્ટ લોકોને રહેવાનું સ્થાન છે, અનર્થ રૂપ વેતાળોની જન્મભૂમિ છે. નરકનું દ્વાર છે અને આખા ભુવનને સંતાપના કારણભૂત છે.

કોઇને રેંસી નાખવા, કોઇનાં માથાં કાપી નાખવાં, કોઇને યંત્રમાં પીલીને દાબી દેવા, કોઇને મારી નાખવા-આવા આવા જે ભાવો પ્રાણીઓને ભયંકર સંતાપ ઉત્પન્ન કરનાર છે તે ભાવ રૂપ લોકો એ રૌદ્રચિત્ત નગરમાં સદાને માટે રહેતા હોવાથી એ નગરને 'દુષ્ટ લોકોને રહેવાનું સ્થાન' કહેવામાં આવ્યું છે.

કલહની વૃદ્ધિ, પ્રીતિનો છેદ, વૈરનું સાંધણ, માબાપને અને છોકરાં વિગેરેને મારવામાં નિષ્ઠુરતા વિગેરે વિગેરે અનેક અનર્થો જે લોકોમાં માનવા પણ મુશ્કેલ પડે તેવા હોય છે તે કોઇ પણ જાતના આંચકા વગર આ રૌદ્રચિત્ત નગરમાં પ્રાપ્ત થાય છે. તેટલા માટે એ નગરને 'અનર્થ રૂપ વેતાળોની જન્મભૂમિ' કહેવામાં આવ્યું છે.

હવે તે નગરને 'નરકનું દ્વાર' શા માટે કહેવામાં આવ્યું છે

---

૧ આની સાથે ચિત્તસૌંદર્ય નગર, શુભપરિણામ રાજા, નિષ્પ્રકંપતા દેવી અને શાંતિકુમારીનું વર્ણન સરખાવો જુવો પૃ ૩૯૨ થી ૩૯૭ (પ્ર. ૩-પ્ર. ૨)

તેનું કારણ કહે છે: પોતાનાં પાપના બોજાથી જે પ્રાણીઓ નરકના ખાડામાં ઉતરી જાય છે તે પ્રથમ આ અત્યંત અધમ નગરમાં (રૌદ્રચિત્ત નગરમાં) પ્રવેશ કરે છે. નિર્મળ મનવાળા પ્રાણીઓ તેટલા ઉપરથી એમ સમજી ગયા છે કે તે નરકમાં દાખલ થવાનો માર્ગ છે અને તેટલા માટે જ તેને 'નરકનું બારણું' કહીને વર્ણવવામાં આવેલ છે.

એ રૌદ્રચિત્ત નગરમાં જે અત્યંત અધમ કાર્ય કરનાર પ્રાણીઓ રહે છે તેઓ જાતેજ ભયંકર દુઃખો પોતાને શરીરે હાથે કરીને વહોરી લે છે અને બીજા પ્રાણીઓને અનેક પ્રકારનાં દુઃખો આપે છે તેથી એ નગરને ' આખા ભુવનને સંતાપનું કારણભૂત ' કહેવામાં આવ્યું છે.

વધારે વર્ણન શું કરવું ? ત્રણ ભુવનમાં આ રૌદ્રચિત્તપુર જેવું કોઇ પણ ખરાબમાં ખરાબ નગર બીજું નથી.

## દુષ્ટાભિસન્ધિ રાજા.

એ રૌદ્રચિત્ત નગરમાં ચોરોને એકઠા કરનાર, સારા માણસોનો મોટો દુશ્મન, સ્વભાવથીજ ઉંધી ( વિપરીત ) પ્રકૃતિવાળો અને નીતિના રસ્તાઓનો લોપ કરનારો લગભગ ચોર જેવો દુષ્ટાભિસંધિ નામનો રાજા રાજ્ય કરે છે.

આ દુનિયામાં માન, ઉગ્ર ક્રોધ, અહંકાર, લુચ્ચાઇ, લંપટતા વિગેરે જે અંતરંગ રાજ્યમાં રહેલા મોટા ચોરો છે તે સર્વ એ દુષ્ટાભિસન્ધિ રાજાની સેવા સ્વીકારે છે. આ પ્રમાણે અંતરંગ રાજ્યમાં રહેલા ચોરોને તે રાજા સારી રીતે પોષણ ( આશ્રય ) આપતો હોવાથી તેને 'ચોરને એકઠા કરનાર' કહેવામાં આવ્યો છે.

સત્ય વચન ( ઉચ્ચાર ), શૌચ (બાહ્ય અને અંતરની પવિત્રતા), તપ, જ્ઞાન, ઇંદ્રિયસંયમ, પ્રશમ ( શાંતિ ) વિગેરે આ લોકમાં સારા વર્તનવાળા આબરૂદાર લોકો છે તે સર્વને મૂળથી ઉખેડી નાખવાના કામમાં તે દુષ્ટાભિસન્ધિ રાજા નિરંતર તૈયાર રહે છે એટલા માટે તેને 'સારા માણસોના મોટા દુશ્મન' તરીકે વર્ણવવામાં આવેલો છે.

પ્રાણીઓએ બહુ વરસો સુધી ખાસ મહેનત લઇને જે કાંઇ ધર્મધ્યાન એકઠું કર્યું હોય, તેનાં શુભ પરિણામો પ્રાપ્ત કર્યા હોય, તે સર્વને એ રાજા અત્યંત ભયંકર હોઇને એક ક્ષણવારમાં

ખાળી નાખે છે અને સરળ લોકો એને સંતોષ આપવાનો-એની ઇચ્છાઓ પૂરી પાડવાનો કાંઇ ઉપાય યોજી પણ શકતા નથી તેટલા માટે તેને 'સ્વભાવથીજ ઉંધી પ્રકૃતિવાળો' કહેવામાં આવ્યો છે.

આ સંસારમાં જ્યાં સુધી દુષ્ટાભિસન્ધિ રાજા વચ્ચે પડી નીતિનો વિયોગ કરાવતો નથી ત્યાં સુધી દુનિયામાં નીતિ ચાલે છે, પણ જ્યારે એ મહારાજા પ્રગટ થાય છે એટલે નીતિ અને ધર્મ કોઇ બીજે જ સ્થાનકે પલાયન કરી જાય છે, તેથી બુદ્ધિમાન અનુભવીઓએ તેને 'નીતિના રસ્તાઓના લોપ કરનાર' તરીકે વર્ણવેલો છે.

### નિષ્કરૂણતા રાણી.

પારકી પીડાઓને નહિ જાણનારી, પાપના રસ્તાઓમાં કુશળ, ચોર લોકો ઉપર પ્રેમ રાખનારી અને પોતાના પતિ ઉપર અનુરક્ત (આસક્ત) તેમજ પૂતના[1] જેવી નિર્દય (તે દુષ્ટાભિસન્ધિ મહારાજાને) નિષ્કરૂણતા નામની મહાદેવી છે.

સદરહુ દુષ્ટાભિસન્ધિ રાજા લોકોને જૂદા જૂદા પ્રકારની કદર્થનાઓ ઉપજાવ્યા કરે છે. તે વખતે તેવી રીતે પીડા પામતા લોકોને જોઇને તેઓની ઉપર દયા લાવવાને બદલે આ રાણી મોટેથી હસે છે અને લોકોને પીડા પામતાં જોઇને વધારે રાજી થાય છે અને તેમ કરીને તેઓને ઉલટી વધારે પીડા ઉપજાવે છે માટે તે મહાદેવીને 'પારકી પીડાઓને નહિ જાણનારી' તરીકે વર્ણવવામાં આવી છે.

આંખોનું ફોડી નાંખવું, મસ્તકનો છેદ કરવો, નાક કાન કાપી નાખવાં, ચામડી ઉતારી નાખવી, અંગ તોડી નાખવા, ખેરના લાકડાની જેમ શરીરને કૂટવું-એ અને એવા એવા પ્રાણીઓને પીડા આપવાના બીજા જે જે પ્રકારો છે તે સર્વમાં એ મહાદેવીએ ઘણી ઉસ્તાદી મેળવેલી હોવાથી તે દેવીને 'પાપના રસ્તાઓમાં કુશળ' તરીકે વર્ણવવામાં આવી છે.

આખા ભુવનને મોટો સંતાપ કરનારા અને પરદ્રોહ[2] વિગેરે અધમ ચેષ્ટાઓ કરનારા દુષ્ટ અને ખળ લોકો એ રૌદ્રચિત્ત નગરમાં

---

૧ પૂતનાઃ કંસરાજાની ધાવ માતા. એક રાક્ષસી

૨ પરદ્રોહઃ અનિષ્ટ ચિંતવન, વૈર પૂર્વક અપકાર

રહે છે તે સર્વે ઉપર એ મહાદેવીનો ઘણો પ્રેમ છે અને તેને પોતે પોતાના ખાસ જમાદારો બનાવે છે તેથી 'ચોર લોકો ઉપર પ્રેમ રાખનારી' તરીકે એ મહાદેવીને વર્ણવવામાં આવેલી છે.

પોતાના પતિમાં પરાયણ તે મહાદેવી દુષ્ટાભિસન્ધિ રાજાને પરમાત્મા જેવો ગણે છે અને તેની તેહનાતમાં રાતદિવસ હાજર રહે છે, તેનું શરીર કે તેનું પડખું કદિપણ છોડતી નથી અને તેના બળને એકઠું કરી આપે છે-તેટલા માટે તે મહાદેવીને 'પોતાના પતિ ઉપર અનુરક્ત' તરીકે ઉપર વર્ણવવામાં આવી છે.

## હિંસા દીકરી

એ નિષ્કરૂણતા મહાદેવીને એ રૌદ્રચિત્તપુરની હીન સમૃદ્ધિમાં ઘણો મોટો વધારો કરનારી, તે નગરમાં રહેનારા લોકોનો મોટો ચાહ મેળવનારી, માત પિતા તરફ વિનયવાળી અને રૂપમાં ઘણીજ ભયંકર આકૃતિવાળી સાક્ષાત્ જાણે કાળકૂટ ઝેરની જ બનાવેલી હોય તેવી એક હિંસા નામની દીકરી છે.

જ્યારથી એ દીકરીનો જન્મ થયો છે ત્યારથી રૌદ્રચિત્તપુર નગર આગળ વધવા માંડ્યું, રાજા શરીરે રૂષ્ટ પુષ્ટ થયો, મહાદેવી પણ પુષ્ટ થયાં તેટલા માટે એ કન્યાને 'રૌદ્રચિત્તપુરની હીન સમૃદ્ધિમાં ઘણો મોટો વધારો કરનારી' તરીકે વર્ણવવામાં આવી છે.

[1]ઇર્ષ્યા, દ્વેષ, મત્સર, ક્રોધીપણું, અશાંતિ વિગેરે વિગેરે એ રૌદ્રચિત્તપુરના મોટા મોટા શહેરીઓ પ્રસિદ્ધ કીર્તિવાળા અને જાણીતા હતા, તેઓને મહારાજાની આ હિંસા નામની દીકરી ઘણો આનંદ આપનારી જણાતી હતી; એકના ખોળામાંથી ઉઠીને બીજા શહેરીના ખોળામાં તે બેસી જતી હતી અને એક શહેરી તેને પોતાના હાથપરથી બીજાના હાથપર આપતો હતો. આવી રીતે એક ખોળાથી બીજામાં અને એક હાથથી બીજા હાથમાં જ્યારે તે જતી ત્યારે તે લોકો તેને વહાલથી ચુંબન કરતા હતા અને તેવી રીતે નગરજનોમાં પોતાની હોંશ પ્રમાણે તે ફરતી હતી, તેટલા માટે 'તે નગરમાં રહેનાર લોકોનો મોટો ચાહ મેળવનાર' તે હતી એમ કહેવામાં આવ્યું છે.

---

૧ ઇર્ષ્યાં વિગેરે એ નગરના શહેરીઓ-નગરવાસી જનોનાં નામો છે.

દુષ્ટાભિસન્ધિ રાજા તેને કાંઇ પણ હુકમ કરે તેનો તે દીકરી કદિ પણ અનાદર કરતી નહોતી અને નિષ્કરૂણતા માતા જે કાંઇ ફરમાવે તેને પણ બરાબર અનુસરતી હતી. પોતાના માબાપની બની શકે તેટલી ચાકરી કરવા તે નિરંતર તત્પર રહેતી હતી તેટલા માટે તેને ' માતપિતા તરફ વિનયવાળી ' કહેવામાં આવી છે.

હવે તે હિંસા પુત્રીને ' રૂપમાં ઘણીજ ભયંકર આકૃતિવાળી ' શામાટે કહેવામાં આવી છે તેનું કારણ કહું છું તે સાંભળો: એ દીકરીનું નામ જ એટલું ભયંકર છે કે તે સાંભળવાથી સર્વ લોકોનાં મનમાં ત્રાસ અને કંપ થઈ જાય તો પછી તેને જ્યારે સાક્ષાત્ નજરે જુએ ત્યારે તો તે કેટલી ભયંકર લાગતી હશે તેનો ખ્યાલ તમે જ કરો. પોતાનું માથું નીચું કરીને તેનાવડે પ્રાણીને ધક્કો મારી નરકરૂપ મહા ઉંડા ભયંકર ખાડામાં નાખી દે છે અને ત્યાં પ્રાણીને અત્યંત સંતાપનું કારણ બને છે. એ સર્વ પ્રકારનાં પાપનું મૂળ છે, સર્વ ધર્મનો નાશ કરનારી છે, એ અંતરમાં તાપ લાવનારી છે અને એની શાસ્ત્રકારોએ વારંવાર નિંદા કરેલી છે. ઘણું શું કહેવું ! ટુંકામાં કહીએ તો જેવી ભયંકર આકૃતિવાળી એ હિંસા દીકરી છે તેના જેટલી ભયંકર આ દુનિયામાં બીજી કોઇ સ્ત્રી નથી.

### તામસચિત્ત નગરનો પરિવાર.

હવે એક તામસચિત્ત[1] નામનું બીજું અંતરંગ નગર છે. ત્યાં મહામોહ નરપતિનો દ્વેષગજેંદ્ર નામનો છોકરો રહે છે. અગાઉ વાર્તામાં એમ કહેવામાં આવ્યું હતું કે મારો મિત્ર વૈશ્વાનર અવિવેકિતા નામની[2] બ્રાહ્મણીનો દીકરો છે. એ અવિવેકિતા બ્રાહ્મણી આ દ્વેષગજેંદ્રની સ્ત્રી થાય છે; મતલબ મારો વૈશ્વાનર મિત્ર આ દ્વેષગજેન્દ્રનો દીકરો થાય છે. હવે વાત એમ બની હતી કે મારો મિત્ર વૈશ્વાનર જ્યારે એ અવિવેકિતાના પેટમાં ગર્ભમાં હતો ત્યારે કોઇ કારણને લઇને એ અવિ-

---

૧ અહીં **રૌદ્રચિત્તપુર** અને **તામસચિત્ત** નગરની સ્પષ્ટતા વાચનારે કરી લેવી. **રૌદ્રચિત્ત** નગરમા હિંસાને લગતી વાતો આવશે એનો દુષ્ટાભિસન્ધિ રાજા ક્રૂર છે, કરૂણા વગરની નિષ્કરૂણતા રાણી છે અને હિંસા દીકરી છે એ પ્રથમ પાપસ્થાનકને ઉદ્દેશે છે. **તામસચિત્ત** નગરમાં ક્રોધ-પ્રથમ કષાય મુખ્યપણે વર્તે છે અને તેની સર્વ હકીકત એ નગરને અંગે આવશે વૈશ્વાનર એ ક્રોધ છે. અહીં હિંસા અને ક્રોધના વિષયને સાથે લીધેલ છે એ ધ્યાનમા રાખવું

૨ જુઓ અગાઉ પૃ. ૩૪૬.

વેકિતા દેવી પોતાના તામસચિત્ત નગરથી નીકળીને રૌદ્રચિત્ત નગરમાં આવી હતી. એ તામસચિત્ત નગર કેવું છે, એ દ્વેષગજેન્દ્ર રાજા કેવો છે, તેની અવિવેકિતા રાણી કેવી છે અને તામસચિત્ત નગરથી રૌદ્રચિત્તપુર નગરમાં એ અવિવેકિતાને જવાનું કારણ શું બન્યું હતું તે સર્વ અમે આગળ જતાં કહીશું.[1] ભદ્રે અગૃહીતસંકેતે[2] ! આ બધી હકીકતની મને તે વખતે તો જરા ખબર પણ પડી નહોતી અને મને એ વાતની ગંધ પણ આવી નહોતી; આ સદાગમ મહાત્માની કૃપાથી હમણા એ સર્વ હકીકત મારા સમજવામાં આવી છે તે હું તને કહું છું. વાત ઘણી આશ્ચર્ય ઉપજાવે અન વિચારમાં નાખી દે તેવી છે તેથી તે બરાબર સાંભળજે અને પછી વિચારજે.

### હિંસા સાથે નંદિવર્ધનનું લગ્ન.

એ અવિવેકિતા રૌદ્રચિત્ત નગરમાં આવીને કેટલોક વખત રહી. તેને દુષ્ટાભિસન્ધિ રાજા સાથે વધારે ગાઢ પરિચય થયો. અસલમાં વાત એમ હતી આ દુષ્ટાભિસન્ધિ રાજા જે પલ્લીપતિ હતો તે અવિવેકિતાના પતિ દ્વેષગજેંદ્રનો ખાસ સંબંધી હતો તેથી તે રાણી અવિવેકિતાનો દાસ હોય તેમ વર્તતો હતો. હું જ્યારે [3]મનુજગતિ નગરીમાં આવ્યો છું એમ એ અવિવેકિતા રાણીને ખબર પડી ત્યારે તેને મારા ઉપર ઘણો પ્રેમ હોવાથી રૌદ્રચિત્ત નગરથી નીકળીને તે મારી પાસે મનુજગતિ નગરીમાં આવી પહોંચી અને જે દિવસે મારો જન્મ થયો તે જ દિવસે તેણે વૈશ્વાનર નામના પુત્રને જન્મ આપ્યો. જેમ હું વધતો ગયો તેમ તે વૈશ્વાનર પણ મોટો થવા લાગ્યો. જ્યારે વૈશ્વાનર સમજણો થયો ત્યારે પોતાના સ્નેહીઓ સંબંધીઓ કોણ કોણ હતા તે સર્વ હકીકત અવિવેકિતાએ તેને કહી બતાવી હતી. વૈશ્વાનર મારી સાથે જ રહેતો.

સંબંધ-દર્શન.

હવે અમે જ્યારે કુશાવર્તપુરે જવા માટે પ્રયાણ કરતા અરધેક રસ્તે આવ્યા. ત્યારે મારા પ્રિય મિત્ર વૈશ્વાનરના મનમાં એવી બુદ્ધિ ઉત્પન્ન થઈ કે-આ નંદિવર્ધન કુમારને રૌદ્રચિત્ત નગરે લઇ જઉં અને મહેનત કરી દુષ્ટાભિસન્ધિને સમજાવી તેની હિંસા નામની

વૈશ્વાનર સાથે રૌદ્રચિત્તપુરે.

૧ જુઓ પ્રસ્તાવ ચોથો, પ્રકરણ આઠમું ત્યાં દ્વેષગજેંદ્રનુ વર્ણન પણ આવશે.
૨ સંસારીજીવ સદાગમ સમક્ષ પોતાની વાત અગૃહીતસંકેતાને ઉદ્દેશીને કહે છે
૩ એટલે જ્યારે હું મનુષ્ય થયો ત્યારે અવિવેક અને ક્રોધ સાથે જ જન્મ્યા. જુઓ પૃ. ૩૪૬.

દીકરીનું લગ્ન મારા તે મિત્ર સાથે કરાવી આપું. જો એ બન્નેનાં લગ્ન થઇ જાય તો મારાં સર્વ (ધારેલાં) કાર્યો કરતાં કુમાર જરા પણ આંચકો ખાય નહિ અને મારૂં કામ બરાબર સિદ્ધ થઇ જાય-આ પ્રમાણે પોતાના મનમાં વિચાર કરીને તેણે મને કહ્યું કે 'ચાલો, આપણે રૌદ્રચિત્ત નગરે જઇએ.' મેં જવાબમાં કહ્યુ કે 'ભલે! પણ કનકશેખર વિગેરેને પણ સાથે લઇએ' વૈશ્વાનરે કહ્યું 'એ નગરમાં તેઓ પ્રવેશ કરી શકશે નહિ, કારણ કે રૌદ્રચિત્ત નગર અંતરંગમાં આવેલું છે, તેથી તારા સગા સ્નેહી કે માણસો વગર માત્ર મારી મદદથી જ ત્યાં તું એકલો જઇ શકીશ.' આવાં તેનાં વચન સાંભળીને કુમાર (હું પોતે) તેનું વચન ઉત્થાપી શકતો ન હોવાને લીધે, તેના ઉપર મારો ઘણો સ્નેહ હોવાને લીધે, મારૂં મન અજ્ઞાનમાં તરબોળ થયેલું હોવાને લીધે, તે માણસ મારો ખરેખરો દુશ્મન છે એ હકીકત હું તે વખતે સમજતો ન હોવાને લીધે, પોતાના આત્માનું ખરૂં હિત અને અહિત શેમાં અને કયાં રહ્યું છે તેનો મને તે વખતે વિચાર ન હોવાને લીધે અને ભવિષ્યમાં એથી કેટલા ત્રાસો અને હેરાનગતિઓ થશે તે પ્રથમથી જાણેલ ન હોવાને લીધે હે અગૃહીતસંકેતા! હું મારા મિત્ર વૈશ્વાનર સાથે રૌદ્રચિત નગરે ગયો, ત્યાં મેં મહારાજા દુષ્ટાભિસન્ધિને જોયા, વૈશ્વાનરે તેની સાથે વાતચીત કરીને તેની કન્યા હિંસા સાથે મારા વિવાહનું નક્કી કર્યું અને અનુક્રમે અમારાં (મારાં અને હિંસાનાં) લગ્ન થયાં. લગ્નને યોગ્ય જે ઉચિત ક્રિયાઓ કરવી જોઇએ તે સર્વ તે વખતે કરવામાં આવી.

હિંસાપ્રેમી નંદિવર્ધન.
પ્રેમ વધારવાના ઉપાયો.
ઉપાયની સાધનાનાં પરિણામો.

આવી રીતે દુષ્ટાભિસન્ધિ રાજાએ મને પરણાવીને વિદાય કર્યો. ત્યાંથી વૈશ્વાનર અને હિંસા બન્નેને સાથે લઇને હું કનકશેખર અને અમારા લશ્કર ભેગો થઇ ગયો. ત્યાં જતાં રસ્તામા અત્યંત આનંદમાં આવી જઇ વૈશ્વાનરે મારી સાથે વાતો કરવા માંડી.

વૈશ્વાનર—"મિત્ર નંદિવર્ધન! હું આજે ખરેખરો ભાગ્યશાળી થયો"

નદિવર્ધન—(હું પોતે)—"તે કેવી રીતે?"

વૈશ્વાનર—"તું આ હિંસા દેવીને પરણ્યો તે બહુ સારૂં કામ થઇ ગયું! હવે તને મારી એક જ વધારે પ્રાર્થના છે કે કોઇ પણ રીતે હવે તે તારા ઉપર ઘણી પ્રેમવાળી રહે અને તે પ્રેમ ચાલુ રહે તેવી રીતે તારે નિરંતર વર્તવું."

નંદિવર્ધન—" એ હિંસાદેવી મારા ઉપર ઘણી અનુરક્ત ( પ્રેમવાળી ) રહે તેનો ઉપાય શો છે ? "

વૈશ્વાનર—"કોઇ પણ પ્રાણીએ અપરાધ કર્યો હોય કે ન કર્યો હોય પરંતુ તેને મારી નાખવામાં તારે જરા પણ વિચાર કરવો નહિ-દયા લાવવી નહિ-એ હિંસા દેવીને પોતાપર આસક્ત કરવાનો પ્રથમ ઉપાય છે."

નંદિવર્ધન—" એમ ધારો કે હિંસાદેવીનો મારા પર ઘણો પ્રેમ થાય અને તે મારા ઉપર આસક્ત રહે તો પછી તેનું પરિણામ શું આવે ? "

વૈશ્વાનર—' અરે ભાઇ નંદિવર્ધન ! મારા કરતાંએ એનો પ્રભાવ તો ઘણો જબરો છે ! વાત એમ છે કે જ્યારે હું પુરૂષના અંતરંગ રાજ્યમાં આવું છું ત્યારે તો પ્રાણી લાલચોળ તેજસ્વી બની જાય છે તેના જોરથી તે બીજા પ્રાણીઓ ઉપર માત્ર ત્રાસ[1] બેસાડી શકે છે, પરંતુ આ હિંસા જો પ્રાણી ઉપર આસક્ત થઇ ખૂબ પ્રેમથી ભેટી પડે તો તેનો પ્રભાવ ઘણો વધારે હોવાથી દર્શન માત્રથી જ તે પ્રાણીના [2]પ્રાણનો નાશ કરે છે. તેટલા માટે ગમે તેમ કરીને એ (હિંસા) તારા ઉપર વધારે પ્રસન્ન થાય એમ વર્તવા મારી વિનતિ છે."

નંદિવર્ધન—" વારૂ, એમ વર્તીશ."

વૈશ્વાનર—" ઘણી મહેરબાની ! "

શિકારમાં પ્રવૃત્તિ.

ત્યાર પછી રસ્તે ચાલતાં હરણ, સુવર, સાબર, શરભ ( એક જાતના મૃગ ), સારંગ (હરણની જાત) વિગેરે જંગલમાં રહેનારા અનેક જનાવરોને ઇચ્છા પ્રમાણે હું મારવા લાગ્યો. એ જનાવરોને એટલી મોટી સંખ્યામાં મારવા લાગ્યો કે કોઇવાર સેંકડો અને કોઇવાર હજારોનો નાશ કરવા લાગ્યો. તેમ કરવામાં મારો હેતુ મારા દોસ્તદાર વૈશ્વાનરની શિખામણ પ્રમાણે ચાલવાનો હતો. એ પ્રમાણે કરવાથી મારી નવપરિણિત સ્ત્રી હિંસાદેવી મારી ઉપર ઘણી રાજી થઇ અને મારાપર આસક્ત ચિત્તવાળી થઇ, છેવટે વાત એટલે સુધી વધી પડી કે મને જોઇને પ્રાણીમાત્ર ત્રાસથી ધ્રૂજવા લાગ્યા. અને કોઇ કોઇ જીવોના તો પ્રાણ મને જોઇને જ નીકળી જવા લાગ્યા. આથી મારા મિત્ર વૈશ્વાનરે મને હિંસાનો પ્રભાવ કહ્યો હતો તે પ્રમાણે દર્શન માત્રથી તે અન્યના પ્રાણનો નાશ કરશે તે વાતમાં મને હવે બરાબર વિશ્વાસ પડ્યો.



૧ ક્રોધથી સામા પ્રાણી ઉપર ધાક બેસે છે

૨ હિંસાના પરિણામે પ્રાણ ચાલ્યા જાય છે



# પ્રકરણ ૨૨ મું.

## અંબરીષ બહારવટીઆનો નાશ અને લગ્ન.



કનકશેખર અને હું ( નંદિવર્ધન ) લશ્કર સાથે આગળ ચાલતાં ચાલતાં કનકચૂડ ( કનકશેખરના પિતા-કુશાવર્તપુરના રાજા ) ના દેશના સિમાડા લગભગ આવી પહોંચ્યા. ત્યાં એક વિપમકૂટ નામનો પર્વત હતો. એ પર્વત ઉપર મહારાજ કનકચૂડના રાજ્યને મોટો ઉપદ્રવ કરનાર અંબરીષ[1] નામના બહારવટીઆ વસતા હતા. તે બહારવટીઆઓને અગાઉ કનકચૂડરાજાએ ઘણા પ્રકારની પીડાઓ ઉત્પન્ન કરી હતી અને તેમને બહુ ત્રાસ આપ્યો હતો. તે બાબતનું તે બહારવટીઆ ઘણું વૈર રાખતા હતા અને તે તૃપ્ત કરવાનો પ્રસંગ શોધતા હતા. તેઓને ખબર પડી કે પોતાના દુશ્મન કનકચૂડ રાજાનો પાટવી કુમાર કનકશેખર એ રસ્તે થઇને કુશાવર્તપુરે જવાનો છે એટલે તુરતજ તેઓ રસ્તો રોકીને બેઠા. અમારૂં અને એ બહારવટીઆનું લશ્કર એક બીજાની નજીક થઇ ગયું એટલે તુરતજ કલકલ શબ્દ કરતાં બહારવટીઆ અમારા લશ્કરપર તૂટી પડ્યા. તે વખતે અમારા લશ્કર અને બહારવટીઆના મોટા ટોળા વચ્ચે લડાઇ શરૂ થઇ.

વિપમકૂટે અંબરીષો.

### ભયંકર લડાઇ.

તે વખતે એક પછી એક આવી પડતાં તીરોના વરસાદથી વીંધાયલા હાથીઓના કુંભસ્થળમાંથી નીકળતાં શ્વેત મોતીના ઢગલાથી જમીનનો સર્વ ભાગ ઢંકાઇ ગયો.

તે યુદ્ધ મોટા તળાવ[2] જેવું લાગતું હતું-તે યુદ્ધરૂપ તળાવમાં

---

૧ અંબરીષનો અર્થ પસ્તાવો થાય છે. તે નામના પરમાધામી છે. મતલબ અધમ જાતના માણસોને આ શબ્દ લાગુ પડે છે

૨ તળાવનું રૂપક બરાબર વિચારવા યોગ્ય છે. તેના કમળ, જળ અને હંસને બરાબર ઘટાવ્યા છે.

લડનાર વીર યોદ્ધાનાં પડેલાં માથાંઓ રક્ત કમળની નકલ કરી રહ્યાં હતાં. તેમાં લોહીરૂપ લાલ પાણી ભરેલું દેખાતું હતું અને તેમાં દંડો, અસ્ત્રો (ફેંકવાનાં હથિયારો) અને છત્રના સમૂહો હંસ જેવાં દેખાતાં હતાં—એવું એ તળાવ જેવું યુદ્ધ બન્ને પક્ષ વચ્ચે ચાલતું હતું.

## પ્રવરસેન બહારવટીઆની હાર.

તે વખતે બહારવટીઆઓ બહુ મોટી સંખ્યામાં હોવાથી કનકશેખર વિગેરે લગભગ હારી જવાની અણીપર આવી ગયા. પરંતુ તુરતમાંજ એ બહારવટીઆઓના ઉપરી પ્રવરસેન નામના પલ્લીપતિ સાથે મારે[1] લડાઇ ચાલી, તે વખતે મારા મિત્ર વૈશ્વાનરે મને દૂરથી સંજ્ઞા (ઇસારત) કરી એટલે તેની સૂચના પ્રમાણે મેં ક્રૂરચિત્ત નામનું એક વડું ખાઇ લીધું:[2] તેને પરિણામે મારા ચિત્તમાં જે અંદરનો સંતાપ (ક્રોધ) હતો તેમાં ઘણો વધારો થઇ ગયો અને મારૂં કપાળ ભ્રકુટિના તરંગોથી શોભવા લાગ્યું તેમજ આખા શરીરે પરસેવા સાથે જુસ્સો દેખાવા લાગ્યો.

**વૈશ્વાનરની અસર તળે.**

તે પ્રવરસેન તીરંબાજી (ધનુર્વેદ) માં ઘણોજ કુશળ હતો, તરવારથી પટ્ટાબાજી ખેલવામાં સુસંપન્ન સાહસવાળો હતો, સર્વ ફેંકવાનાં હથિયારો (અસ્ત્રો) નો ઉપયોગ કરવાની કળામાં ઘણો નિપુણ હતો, શસ્ત્રવિદ્યાના ગર્વવાળો હતો અને દેવતાની તેના ઉપર કૃપા હોવાથી સર્વ રીતે બળવાન્ ગણાતો હતો. પ્રવરસેનની આટલી બધી ખ્યાતિ છતાં મારી બાજુમાં મારો મિત્ર પુણ્યોદય રહેલો હોવાથી તે પલ્લીપતિ મારી તરફ ગમે તેટલાં તીરો મારે પણ તેમાંનું એક પણ મને લાગતું નહોતું, તેનાં મંત્રેલાં શસ્ત્રો મારા ઉપર કશો પ્રભાવ બતાવી શકતાં નહિ, તેની વિદ્યા મારા ઉપર કાંઇ અસર કરી શકતી નહિ અને તેના બોલાવેલા દેવતાઓ પણ મારા સંબંધમાં કાંઇ પણ કરી શકતા નહિ. આવો મારા પુણ્યોદય મિત્રનો પ્રભાવ[3] હોવા છતાં હું તો મારા મનમાં માનતો હતો કે અહો! મિત્ર વૈશ્વાનરના વડાનો પ્રભાવ તો જુઓ! તેની નજરમાત્રથી આ મારા શત્રુઓ મારી સામે નજર નાખવાની પણ હિમ્મત કરી શકતા નથી. મારા

---

૧ નંદિવર્ધન કુમાર પોતાની વાર્તા અગૃહીતસંકેતાને ઉદ્દેશીને સદાગમ સમક્ષ કહે છે; તે સંસારીજીવના નામથી ઓળખાનાર અત્યારે નંદીવર્ધન છે.

૨ અહીં હિંસા અને ક્રોધ બન્ને એક સાથે પોતાની અસર બતાવે છે. ક્રોધ થતા ચિત્ત ક્રૂર થઈ જાય છે તે દરરોજના અનુભવનો વિષય છે.

૩ પુણ્યનો ઉદય પ્રાણી સમજી શકતો નથી; કાંતો તે પોતાની બહાદુરી સમજે છે અથવા તેવા વિકારને શુભ ઉદયનું કારણ સમજે છે.

ઉપર તે વખતે વૈશ્વાનરનાં વડાંએ બરાબર અસર કરી તેના પરિણામે આખરે પ્રવરસેનનું ધનુષ્ય ભાંગી ગયું અને તેનાં બાકીનાં સર્વ શસ્ત્રો નાશ પામી ગયાં એટલે તે પોતાના હાથમાં ઝગમગતી તરવાર લઇને રથમાંથી નીચે ઉતર્યો અને મારી સામે આવ્યો.

હિંસાદેવીની અસર તળે

તે વખતે મારી નવપરિણીત પત્ની શ્રીમતી હિંસાદેવી જે મારી બાજુમાં હતી તેણે મારી તરફ નજર કરી એટલે મારાં પરિણામો ઘણાંજ ભયંકર ( રૌદ્ર ) થઈ ગયાં અને મારા કાન સુધી ખેંચીને મેં અર્ધચન્દ્ર જાતિનું બાણ પ્રવરસેનપર છોડયું, જે બાણે સામા આવતા પ્રવરસેનનું માથું ઉડાવી દીધું, તે વખતે અમારા લશ્કરમાં આનંદનો હર્ષધ્વનિ ફેલાઇ રહ્યો, દેવતાઓએ મારા ઉપર આકાશમાંથી ફુલની વૃષ્ટિ કરી, સુગંધી જળનો વરસાદ થયો. અને દુંદુભિઓ વાગવા માંડી, તેમજ ચારે તરફ ' જય જય ' શબ્દનો નાદ વ્યાપી રહ્યો. પોતાનો ઉપરી મરાઇ જતાં પ્રવરસેનનું લશ્કર નાઉમેદ થઇ ગયું અને લડાઇ બંધ કરીને તે સર્વ લશ્કર મારે શરણે આવ્યું. મેં એ સર્વ ચોર લોકોનો સત્કાર કર્યો એટલે લડાઇ બંધ થઇ, સુલેહશાંતિ પ્રકટ થઇ અને સર્વ બહારવટીઆઓએ મારી નોકરીનો સ્વીકાર કર્યો.

પુણ્યોદયનું સર્વ માન હિંસાદેવીને !

મેં મારા મનમાં તે વખતે વિચાર કર્યો કે ' અહો ! હિંસાદેવીની શકિત તો ભારે જબરી જણાય છે ! જુઓ તો ખરા ! એણે હજુ મારી તરફ જરા નજર કરી ત્યાં તો રસ્તો આટલો બધો સરળ થઇ ગયો અને મારી આબરૂ આટલી બધી વધી પડી કે જેથી ચોર લોકો (દુશ્મન છતાં ) પણ મારી નોકરીમાં રાજી ખુશીથી જોડાઇ ગયા !' કનકશેખરે પણ એ મારા નવીન નોકરવર્ગને યોગ્ય સન્માનઃઆપ્યું.

કનકચૂડનો આનંદ અને મહોત્સવ.
વિમલાનના-કનકશેખર લગ્ન
નંદિવર્ધન-રત્નવતી લગ્ન.

અમે ત્યારપછી તુરત વિષમકુટ પર્વતથી આગળ પ્રયાણ કર્યું અને અનુક્રમે સર્વ કુશાવર્તપુરે આવી પહોંચ્યા.

કનકચૂડ રાજા પોતાના પુત્ર કનકશેખરના આવી પહોંચવાની ખબર પડતાં ઘણા આનંદમાં આવી ગયા અને મને સાથે જોઇને વધારે સંતોષ પામ્યા. આનંદને ઉજવવાને માટે રાજાએ મહોત્સવ કર્યો અને પોતાના સંબંધીવર્ગનું યોગ્ય સન્માન કર્યું.

વિમલાનના અને રત્નવતીના વિવાહ માટે એક દિવસ મુકરર કરવામાં આવ્યો. અનુક્રમે તે દિવસ આવી પહોંચ્યો. લગ્નને યોગ્ય સર્વ ક્રિયાઓ કરવામાં આવી. મોટાં મોટાં દાન દેવામાં આવ્યાં. લોકોનું યોગ્ય સન્માન કરવામાં આવ્યું, યોગ્ય પ્રકારના કુળાચારો કરવામાં આવ્યા. માન્યવર મહાપુરૂષોની યોગ્ય સેવા ચાકરી કરવામાં આવી, આખા શહેરમાં ખાવા, પીવા, ગાવા, બજાવવા અને લહેર કરવાની પ્રવૃત્તિઓ ચાલી રહી અને એવા આનંદની વચ્ચે કનકશેખર વિમલાનનાને પરણ્યો અને મારાં રત્નવતી સાથે લગ્ન થયાં.



# પ્રકરણ ૨૩ મું.

## વિભાકર સાથે મહાયુદ્ધ.



લગ્નને યોગ્ય કર્તવ્યો પૂરાં થઇ ગયાં, વિવાહનો આનંદ પસાર થઇ ગયો અને તે વાતને ત્રણ દિવસ થઇ ગયા પછી વિમલાનના અને રત્નવતીએ અગાઉ કુશાવર્ત નગર જોયેલું ન હોવાને લીધે, તે પ્રદેશ ઘણો સુંદર અને આકર્ષક હોવાને લીધે, જુવાનીના ઉછાળામાં નવું જોવા જાણવાનું કુતૂહળ સાધારણ રીતે સર્વમાં વધારે થતું હોવાને લીધે, તેમણે અમારામાં ઘણો વિશ્વાસ ઉત્પન્ન કરેલો હોવાને લીધે, અમારી રજા લઇને નગર જોવા માટે માણસોને સાથે લઇને બન્ને સ્ત્રીઓ બહાર ફરવા માટે નીકળી પડી, તેઓએ ઘણી નવાઇ જેવી હકીકત જોઇ અને તેઓનાં મનમાં ઘણો આનંદ થઇ ગયો, આખરે તેઓ ફરતાં ફરતાં ચુતચૂચુક નામના બગિચામાં આવી પહોંચ્યા અને તેની અંદર દાખલ થઇ ક્રીડા કરવા લાગ્યા. હું અને કનકશેખર તો તે વખતે કનકચૂડ રાજાની રાજ્યસભામાં બેઠા હતા, એવામાં એકાએક મોટો કોળાહળ ઊઠયો અને દાસીઓ મોટેથી પોકાર કરવા લાગી. રાજસભા આથી વિચારમાં પડી ગઇ. તરતજ સભા બરખાસ્ત કરવામાં આવી. તે વખતે 'કોઇ વિમલાનના અને રત્નવતીને હરી જાય છે ઉપાડી જાય છે' એવા પોકારો થવા લાગ્યા.

બન્ને રાજ્યભાર્યાઓનું હરણ.

તેજ વખતે અમારૂં લશ્કર એકદમ તૈયાર કરાવવામાં આવ્યું અને અમે તેની[1] પુંઠ પકડી.

---

૧ મોની' તે [illegible] નથી.

વિભાકરનું મોટું લશ્કર.
સમરસેન અને દ્રુમની સહાય.
મહાયુદ્ધનું અદ્ભુત વર્ણન.

હરણ કરનારનો પત્તો.

જે લશ્કર વિમલાનનના અને રત્નવતીને ઉપર જણાવ્યા પ્રમાણે હરી ગયું હતું તે ઘણા દિવસની કુચને લઈને થાકી ગયેલું હોવાને લીધે અને અમારૂં લશ્કર ઘણું તેજી અને ઉત્સાહવાળું હોવાને લીધે અમારા લશ્કરે દુશ્મનના લશ્કરની કેટલેક દૂર સુધી પુંઠ પકડી તેને (સામેના લશ્કરને) પકડી પાડ્યું. અમે દૂરથી વિભાકર રાજાના નામની બિરૂદાવળીઓ ભાટ લોકોને મુખે ઉંચેથી બોલાતી સાંભળી એટલે નિરધાર કર્યો કે 'અહો! આતો કનકપુર નિવાસી પ્રભાકર અને બંધુસુંદરીનો દીકરો વિભાકર (જેની સાથે પ્રભાવતીએ વિમલાનનાને જન્મ અગાઉ વરાવી દીધી હતી તેજ) આવી પહોંચ્યો જણાય છે.[1]' આ વાત પદ્મરાજા પાસે કનકચૂડના મંત્રીઓ આવ્યા ત્યારે તેમણે બહુ સારી રીતે વિગતવાર જણાવી હતી. 'એ પાપી આપણી અવજ્ઞા કરીને બન્ને કુળવધૂઓનું હરણ કરી જાય છે માટે ચાલો! એની તો બરાબર ખબર લેવી જોઈએ!' હું આવો વિચાર મારા મનમાં કરતો હતો તે વખતે મારા વૈશ્વાનર મિત્રે મને સંજ્ઞા કરી, એટલે તેની સૂચના અનુસાર મેં ક્રૂરચિત્ત નામનું એક વડું ખાઈ લીધું. એ વડાના પરિણામે મારી મનોવૃત્તિ ઘણી તેજસ્વી થઈ ગઈ તેની અસર તળે હું બોલ્યો—"અરે અધમ નીચ લુચ્ચા વિભાકર! પારકી સ્ત્રીઓના ચોર! બાયલા! ક્યાં ભાગતો ફરે છે? જરા માણસ થા! પુરૂષાતન અંગીકાર કર અને હીચકારાપણું છોડી દઈ સામો આવ!"

ત્રિભેટો.

આવાં તિરસ્કારનાં વચન સાંભળીને ગંગાનો પ્રવાહ જેમ ત્રણ[2] બાજુએથી વહન કરે છે તેમ દુશ્મનનું લશ્કર અમારી તરફ ત્રણ બાજુએથી વ્યૂહરચનાના આકારમાં ફરી વળ્યું. એ ત્રણે લશ્કરના ત્રણ નાયકો પણ

૧ આ હકીકત નંદન રાજાના દૂતે (વિકટે) અગાઉ કનકચૂડને જણાવી હતી અને તે સર્વ વાત કનકચૂડ રાજાના ત્રણ મંત્રીઓએ પદ્મરાજાને જણાવી હતી અને પદ્મ રાજાએ તે સર્વ વાત નંદિવર્ધન અને કનકશેખર સન્મુખ કહી સંભળાવી હતી જુઓ પૃ. ૫૬૫

૨ પ્રયાગ પાસે ત્રિવેણી સંગમ થાય છે, ત્યાં ઉત્તરથી ગંગા, દક્ષિણથી યમુના અને વચ્ચે સરસ્વતી એમ ત્રણ પ્રવાહો ભેગા થાય છે. તેના પર આ ઉત્પ્રેક્ષા છે

જૂદા જૂદા જણાવા લાગ્યા. એટલે હું પોતે, મહારાજા કનકચૂડ અને બંધુ કનકશેખર એ ત્રણે સામેના ત્રણે સૈન્યનાયકની સાથે લડવાને તૈયાર થઇ ગયા.

અગાઉ કનકચૂડ રાજાને બન્ને કન્યાઓ આવી પહોંચી છે એ હકીકત જાહેર કરવાને જે દૂત[1] આવ્યો હતો તે આ વખત મારી બાજુમાં જ હતો, તેને મેં પૂછ્યું "અરે વિકટ ! આ ત્રણ સરદારો આપણી સામે જૂદા જૂદા લડવા આવ્યા છે તે કોણ છે? તેમને તું ઓળખે છે?" વિકટે જવાબમાં કહ્યું "હાજી ! હું બરાબર ઓળખું છું. આ આપ સાહેબની બરાબર સામે અને દુશ્મનના લશ્કરની ડાબી બાજુએ આવી રહેલ છે તે કલિંગ દેશનો રાજા સમરસેન છે. એના જોર ઉપર જ આ મોટી લડાઇ વિભાકરે આદરી છે. એ સમરસેન પાસે લશ્કરનું બળ ઘણું મોટું હોવાથી વિભાકરના પિતા પ્રભાકરનો જાણે તે સરદાર (સ્વામી) હોય તેવી રીતે વર્તે છે. મહારાજા કનકચૂડની બરાબર સામે અને દુશ્મનના લશ્કરની વચ્ચે આવી રહેલ છે તે વિભાકરનો મામો વંગ દેશનો અધિપતિ મહારાજા દ્રુમ છે. ત્યારપછી ત્રીજો જમણા હાથપર આવી રહેલ કનકશેખરની સામે લડવા ઊભેલો જણાય છે તે વિભાકર પોતે છે."

દુશ્મનના નાયકોની ઓળખાણ.

વિકટ આ પ્રમાણે ઓળખાણ આપતો હતો ત્યાં તો પરસ્પર લડાઇ શરૂ થઇ ગઇ. તીરનાં જાળાંઓ દ્રષ્ટિપથને ઢાંકી દેવાં લાગ્યાં, પંથના રોકાણને લીધે લડવૈયાઓ આકુળ વ્યાકુળ થવા લાગ્યા, કરોડો લડવૈયાઓ હાથીઓનાં કુંભસ્થળોને તોડી નાખવા લાગ્યા, હાથીઓનાં શરીરો તટનો વિભ્રમ ઉત્પન્ન કરવા લાગ્યાં, સુંદર હાથીઓની હારો સુંદર રીતે રચાયલી દેખાવા લાગી, એ હાથીઓની હારમાં વચ્ચે આવી ગયેલા બીકણ માણસોની ચીસો સંભળાવા લાગી, મોટા કોળાહળના અવાજોએ પર્વતો અને દિશાઓના ખાલી ભાગો પૂરી દીધા, સુંદર શસ્ત્રોને સામેથી આવતાં અટકાવવાને રાજાઓ પોતાની શક્તિનો ઉપયોગ કરવા લાગ્યા, રાજાઓ મદોન્મત્ત વૈરી સમુદાયનો ભેદ કરવા લાગ્યા. જુદા જુદા સમુદાયના જય આકાશમાં ચાલનારા (દેવ અને વિદ્યાધરો) દૂરથી પોકારવા લાગ્યા, પોતપોતાનો વિજય કરવાના કામમાં અત્યંત

યુદ્ધ વર્ણન.

[1] આ દૂતની હકીકત પૃ. ૫૬૬ માં આવે છે

આસક્ત થયેલા સેંકડો યોદ્ધાઓથી યુદ્ધ શોભવા લાગ્યું, સુંદર ચપળ ઘોડાઓ મરણ શરણ થતા દેખાવા લાગ્યા, હાથમાંથી છોડેલાં તીરોનાં સમૂહથી રથો ભાંગવા લાગ્યા, દુશ્મનના રથો ભાંગવાથી મોટો કોળાહળ થવા લાગ્યો, બળવાન મહાયોદ્ધાઓ મોટેથી સિંહનાદ કરવા લાગ્યા અને તે વખતે મોટો લાલ રંગનો લોહીની નદીનો પ્રવાહ ચાલવા લાગ્યો.

આવી રીતે મોટી લડાઇ ચાલતી હતી તેવામાં મોટો અવાજ કરીને દુશ્મનો અમારા ઉપર મોટા જોરથી તૂટી પડ્યા અને તેન પરિણામે અમારા લશ્કરમાં ભંગાણ પડ્યું. એ ભંગાણ જોઇને દુશ્મનના લશ્કરે આનંદનો અવાજ કર્યો, છતાં અમે એક ડગલું પણ પાછા હઠયા નહિ. અમારી બાજુના ત્રણે નાયકો (કનકચૂડ કનકશેખર અને હું પોતે-કુમાર નંદિવર્ધન) સામી બાજુના ત્રણે નાયકો (દ્રુમ, વિભાકર અને સમરસેન)ની અત્યંત નજીક આવી પહોંચ્યા. તે વખતે વૈશ્વાનરે મારી તરફ એકવાર ફરીને ઇશારત કરી એટલે ક્રૂરચિત્ત નામનું એક બીજું વડું મેં ખાઇ લીધું જેને લઇને મારા પરિણામ ઘણા તીવ્ર થઇ ગયા. મારી સામે તે વખતે સમરસેન રાજા લડતો હતો, તેને મેં મારી બરાબર સામે આક્ષેપપૂર્વક બોલાવ્યો અને આહ્વાહન કરતાં તેણે મારી ઉપર ફેંકવાના હથિયારોનો વરસાદ વરસાવી મૂક્યો, પરંતુ મારો પુણ્યોદય મિત્ર મારી સાથે હોવાને લીધે તેનું એક અસ્ત્ર પણ મારી ઉપર પોતાનો પ્રભાવ બતાવી શક્યું નહિ. વળી તે વખતે રાણી હિંસાદેવીએ મારી તરફ નજર કરી તેથી મારા પરિણામ અને ભાવ ઘણાજ ભયંકર થઇ ગયા. તે વખતે દુશ્મનને મારી નાખે તેવી શક્તિને[1] મેં મારા હાથમાં લીધી અને તેના વડે સમરસેનને ઘાયલ કર્યો, જેના પરિણામે સમરસેન પંચત્વને પામી ગયો. સમરસેન પડ્યો એટલે તેના લશ્કરમાં મોટું ભંગાણ પડ્યું.

સમરસેન પડ્યો.

સમરસેનનું લશ્કર પાછું હઠતાંજ હું તુરત દ્રુમ તરફ વળ્યો. તે મહારાજ કનકચૂડ સાથે યુદ્ધ કરી રહ્યો હતો. તેના તરફ ફરીને હું બોલ્યો "અરે! તને હણવા માટે પિતાજીને (વડીલને) તસ્દી આપવાની શી જરૂર છે? શિયાળ અને સિંહની લડાઇ સરખી ન કહેવાય! માટે તું મારી સામો આવી જા." મારાં આવાં વચન સાંભળીને દ્રુમ રાજા

દ્રુમનો વધ.

1 શક્તિ એક જાતનું હથીયાર છે

મારી તરફ વળ્યો. તે વખતે વળી હિંસાદેવીએ મારી તરફ નજર કરી. તે વખતે દૂરથીજ તેના ઉપર મેં અર્ધચંદ્ર બાણ ફેંક્યું, જેણે તે દ્રુમ રાજાનું માથું ઉડાવી દીધું એટલે તેના લશ્કરમાં પણ ભંગાણ પડ્યું. બબ્બે રાજાઓ ઉપર આવી રીતે મેં વિજય મેળવ્યો તેથી આકાશમાં રહેલા સિદ્ધો, અને વિદ્યાધરો બીજાઓએ જયજય શબ્દનો ઉચ્ચાર કર્યો.

વિભાકરની હાર.

હવે ત્રીજી બાજુ વિભાકર હતા તે બંધુ કનકશેખરની સાથે લડતો હતો. શરૂઆતમાં અનેક પ્રકારનાં તીરોનો વરસાદ વરસાવ્યા પછી તેણે કનકશેખર ઉપર અગ્ન્યસ્ત્ર સર્પાસ્ત્ર વિગેરે મંત્રિત અસ્ત્રો મૂકવા માંડ્યાં, પણ તેની સામે વારુણાસ્ત્ર, ગારૂડાસ્ત્ર વિગેરે મૂકીને કનકશેખરે એ સર્વનું યથાયોગ્ય નિવારણ કર્યું. તે વખતે પોતાના હાથમાં તરવાર લઇને વિભાકર રથમાંથી નીચે ઉતર્યો. રથમાં બેઠેલો જમીનપર ચાલનાર સાથે યુદ્ધ કરે તે વ્યાજબી ન હોવાથી કનકશેખર પણ હાથમાં તરવાર લઇ તુરત પોતાના રથમાંથી[1] જમીનપર ઉતરી આવ્યો. પછી અનેક પ્રકારની કુશળ પટ્ટાબાજી ખેલતાં અને [2]મર્મભાગ ઉપર પ્રહાર કરવાની અનુકૂળતા શોધતાં અને સામેના પ્રહારોની વંચના કરી પોતાની જાતને બચાવતાં તેઓની તરવાર સાથેની પટ્ટાબાજી ઘણા વખત સુધી ચાલી, છેવટે કનકશેખરે લાગ જોઇને એક ઝટકો વિભાકરના ખભા ઉપર લગાવી દીધો. જેના જોરથી વિભાકર જમીનપર પડી ગયો અને તેને મૂર્છા આવી ગઇ. તે વખતે કનકશેખરના લશ્કરમાં આનંદનો ધ્વનિ થઇ રહ્યો, પરંતુ મહાનુભાવ કનકશેખરે તેને [3] અટકાવી દઇને વિભાકરના શરીર ઉપર પવન અને પાણી સીંચાવી મૂર્છા વાળવા પ્રયત્ન કર્યો અને કહ્યું " અહો ! રાજપુત્ર ! ધન્ય છે તને ! ખરેખર તેં પુરૂષપણાનો-નરપણાનો ત્યાગ કર્યોજ નહિ, દીનતા અંગીકાર કરી નહિ, તારા વડીલોની-પૂર્વ પુરૂષોની સ્થિતિ વધારે ઉજ્જવળ કરી બતાવી અને તારૂં પોતાનું નામ ચંદ્રમાં[4] લખાવી દીધું ! માટે ઉઠ અને લડવા તૈયાર થા.'

---

૧ અગાઉ ધર્મયુદ્ધ જ ચાલતા હતા તે આ ઉપરથી જણાય છે. બેદરકારી કે બીજી કોઇ દુશ્મનની નબળાઇનો લાભ લેવો તેને હીચકારાપણું મનાતું હતું. અર્વાચીન કાળના યુદ્ધમાં આ સર્વ વિચારો ફેરવાઈ ગયા દેખાય છે,

૨ મર્મભાગ: શરીરના નાજુક ભાગ

૩ આ અંદર ધર્મભાવના પણ વિચારવા યોગ્ય છે. પડેલા પર પ્રહાર કરવો એ ધર્મયુદ્ધના નિયમોથી વિરુદ્ધ છે

૪ ચંદ્ર ઉપર નામ લખાવવું એટલે નામ અમર કરવું

વિભાકરને પોતાના મનમાં કનકશેખરના શીલની મોટાઇ માટે, ગંભીર પણા માટે, શૂરાતન માટે અને સુંદર વચનોચ્ચાર માટે અત્યંત બહુમાન થયું અને પછી મોટેથી બોલ્યો "આર્ય! હવે લડવાથી સર્યું! ખરેખર, તમે મને આજે તરવારથી તો જીત્યો છે એટલું જ નહિ પણ પોતાના સુંદર ચારિત્ર (વર્તન) થી પણ જીતી લીધો છે." આવાં સુંદર વચનો સાંભળીને કનકશેખરે વિભાકરને જાણે તે પોતાનો પરમ બંધુ હોય તેમ કરીને પોતાના રથમાં બેસાડ્યો અને સુંદર વચનોથી તેને બોલાવ્યો.

*ખાનદાન વર્તન.*

આ પ્રમાણે થતાં લડાઇ પૂરી થઇ. દુશ્મનનું આખું લશ્કર કનકશેખરના સેવકરૂપ થઇ ગયું. લડાઇમાં શું થશે? તેના વિચારથી આખા શરીરે ભયથી ધ્રૂજતી વિમલાનના અને રત્નવતીને તે વખતે ત્યાં લાવવામાં આવ્યાં, તેઓને મધુર વાક્યોથી શાંત કરવામાં આવ્યાં અને મહારાજા કનકચૂડે જાતેજ તે બન્નેને તેઓના પતિના રથોમાં બેસાડ્યા. આવી રીતે વિજયપતાકા મેળવીને અમે પાછા કુશાવર્તનગરમાં પ્રવેશ કરવા તૈયાર થયા.

*વિજયપતાકા.*

### જીત સાથે નગર પ્રવેશ.
### વિજયનું માન નંદિવર્ધનને.
### નંદિવર્ધનના મનની સ્થિતિ.

સર્વથી આગળ ઇંદ્રનીપેઠે શોભતા રાજા કનકચૂડ હાથીની અંબાડીપર બેસી પુષ્કલ દાન આપતાં આપતાં પોતાના રાજમંદિરમાં દાખલ થયા. તેની પછવાડે બંધુ કનકશેખર આનંદમાં આવી ગયેલા લોકોની હર્ષમિશ્રિત નજર નીચે થઇને પોતાના મહેલમાં ગયો. તેની પછવાડે રત્નવતીની સાથે રથમાં બેસીને ધીમે ધીમે હું મારા ઉતારા તરફ જતો હતો તે વખતે નગરની સ્ત્રીઓમાં થતી વાતચિતના ધ્વનિ મારે કાને આવવા લાગ્યા. તેઓ આજની જયશ્રી મારા ઉપર હોંશથી આવા શબ્દોમાં જાહેર કરતી હતી—" અહો! સમરસેન અને દ્રુમ જેવા મોટા રાજાઓ જેની સામે લડી શકે તેવા સામા મલ્લો આ દુનિયામાં કોઇ નથી, તેવાઓને પણ જીતનાર આ રાજકુમાર નંદિવર્ધનને ખરો ધન્યવાદ ઘટે છે. ધન્ય છે એના શૂરવીરપણાને! ધન્ય છે એની શક્તિને! શાબાશ છે એના કુશળપણાને અને ધન્ય છે તેના ગુણોને! ખરેખર, આ નંદિવર્ધન સાધારણ મનુષ્ય નથી પણ કોઇ દેવાંશી પુરૂષ જણાય છે! આ રત્નવતીને એની ભાર્યા (પત્ની) થવાનો વખત આવ્યો છે તે ખરેખર ભાગ્યશાળી છે અને આપણે તેને આજે આપણી નજરે જોઇએ છીએ તેથી આપણે પણ ખરેખરા ભાગ્યશાળી

જ છીએ; અથવા તો આ સાહસ કરનાર બળવાન પરાક્રમી મહાનુભાવ નંદિવર્ધને અહીં પધારીને આપણા નગરને અલંકૃત કર્યું છે, શોભાવ્યું છે, તેથી આપણું આખું નગર ભાગ્યશાળી થયું છે. ”

લોકોમાં આવી આવી વાતો ચાલતી હતી તે સાંભળતાં મારા મનમાં મહામોહને લઈને નીચે પ્રમાણે વિચારો આવવા લાગ્યાઃ— અહો મારા મનને અત્યંત આનંદ આપનાર અને મારી ઉન્નતિ કરનાર, સાધારણ રીતે મળવો મુશ્કેલ, આવો સારો પ્રવાદ ( લોકવાયકા-સામાન્ય અભિપ્રાય ) મારા સંબંધમાં લોકોમાં ચાલવા લાગ્યો છે તેનું ખરેખરું કારણ મારું અનેક પ્રકારે હિત કરનાર મારો પરમ ઇષ્ટ મિત્ર વૈશ્વાનર જ છે તેમાં જરા પણ શંકા જેવું નથી, છતાં મારે એટલું તો માનવું જ જોઇએ કે મારી વહાલી પત્ની હિંસાએ મારી સામે જોઈને પ્રેરણા કરી તેને લઈને જ આ સર્વ મને મળ્યું છે. ધન્ય છે મારી હિંસાદેવીના પ્રભાવને ! શાબાશ છે એના મારા ઉપર આસક્તપણાને ! વાહવાહ છે એ મારી પ્રિયાના કલ્યાણ કરવાના ગુણને ! અને રંગ છે એના સર્વત્ર ગુણગ્રાહીપણાને ! ખરેખર ! મારા સુજ્ઞ ઇષ્ટ પ્રિય મિત્ર વૈશ્વાનરે જેવું એ મારી વહાલી સ્ત્રીનું લગ્ન થયા પહેલાં વર્ણન કર્યું હતું તેવી જ તે ભલી અને ગુણ કરનારી નીવડી છે એમાં જરા પણ શંકા જેવું નથી. અહો અગૃહીતસંકેતા[1] ! ખરેખરી વાત તો એમ હતી કે આ સર્વ અનુકૂળ પરિણામ નિપજાવનાર મારો ગુપ્ત મિત્ર પુણ્યોદય હતો, પરંતુ તે વખતે પાપથી મારું મન ઘેરાઇ ગયેલું હોવાને લીધે પરમાર્થથી મને ખરું હિત કરનાર મારો મિત્ર પુણ્યોદય છે તે વાત મારા ધ્યાનમાં પણ ન આવી અને મેં તે જાણવાની તસ્દી પણ ન લીધી.

[2]આવી રીતે મિત્ર વૈશ્વાનર અને પ્રિયા હિંસામાં અત્યંત આસક્ત રહી ઉપર જણાવ્યા તેવા વિચારો કરતો તેઓ તરફ હું વધારે વધારે દોરાવા લાગ્યો અને તે સિવાય બીજી કોઇ પણ વાત જાણે જાણતો જ ન હોઉં તેમ દિનરાત પસાર કરવા લાગ્યો. આવી રીતે બજારમાં થઇને લોકોના દિલમાં થતા ચમત્કાર સાંભળતો મારો રથ દરબારગઢના નજીક આવી પહોંચ્યો.

---

૧ નંદિવર્ધન સંસારીજીવ તરીકે અગૃહીતસંકેતા પાસે વાત કરતાં અત્ર તેનું નામ લે છે. વાર્તા ચાલુ છે.

૨ નંદિવર્ધનકુમાર સંસારીજીવ તરીકે પોતાનુ ચારિત્ર **સદાગમ** આગળ **અગૃહીતસંકેતાને** ઉદ્દેશીને કહેતાં આગળ ચલાવે છે,

# પ્રકરણ ૨૪ મું.

## કનકમંજરી.



સુહ્મ લોકોના રાજા[1] જયવર્માની દીકરી દેવી મલયમંજરી નામની મહારાજા કનકચૂડની વહાલી રાણી હતી. એ રાણીથી મહારાજા કનકચૂડને કામદેવની પેટી જેવી એક કનકમંજરી નામની પુત્રી થઇ હતી, તે સર્વ સૌંદર્યનું જાણે મંદિર હોય તેવી સુંદર દેખાતી હતી.

## તારામૈત્રક.

મારો રથ જેવો રાજગઢ તરફ આવી પહોંચ્યો તેવો જ કનકમંજરીએ ગોખમાં ઉભા ઉભા મને દૂરથી જોયો અને મને જોતાં જ કામદેવના બાણથી તે વિંધાઇ ગઇ. હું પણ સાધારણ રીતે કુતૂહળથી ચારે તરફ જોયા કરતો હતો. જોતાં જોતાં એ ગોખ તરફ મેં નજર કરી એટલે તે અતિ આકર્ષણીય કન્યા મારી નજરે પડી. બની ગયું એવું કે મારી અને કનકમંજરીની દૃષ્ટિ બરાબર મળી ગઇ, તારામૈત્રક થઇ ગયું અને ક્ષણવાર તો મારી નજર પણ ત્યાં એવી ચોંટી ગઈ કે જાણે તેને ખીલાવડે જડી લીધી હોય તેમ કનકમંજરીની આંખની કીકીઓ સાથે એકરૂપ થઈ ગઈ. તેણીએ પણ આંખનું મટકું માર્યા સિવાય મારી દૃષ્ટિ સાથે પોતાની નજર મેળવી અને જાણે તે મારી દૃષ્ટિનું પાન કરતી હોય તેમ ઉભી જ રહી. તેના શરીર ઉપર આવતાં પરસેવાથી, અંગોમાં ઉપજતી ધ્રૂજથી અને સ્પષ્ટ જણાતાં રોમાંચથી તેના શરીરમાં કામદેવ વ્યાપી ગયો હોય એમ ચોખ્ખું જણાવા લાગ્યું.

---

૧ **સુહ્મ.** એક દેશના લોકોનુ નામ છે કાલિદાસ સુહ્મ માટે કહે છે કે आत्मा सरक्षितः सुह्मैर्वृत्तिमाश्रित्य वैतसीम् ( રઘુ ૪. ૩૫ ) આ સુહ્મ દેશ વંગની પશ્ચિમે આવેલો હતો, તેની તામ્રલિપ્તી અત્યારે ઢારયે નદીના કાંઠાપર 'તમલુક' છે તે હોવી જોઇએ ( આપ્ટે પૃ. ૧૧૯૬. )

## સારથિની અવલોકના.

આવી રીતે અમારી આંખો મળી અમારૂં તારામૈત્રક થયું અને તે હકીકતથી અમને આનંદ થયો તે સર્વ બહુ સારી રીતે મારો તેતલિ નામનો સારથિ[1] ( રથ હાંકનાર ) જોઇ ગયો અને તેનું રહસ્ય તેના સમજવામાં આવી ગયું. રથ હાંકનારે એ બનાવ પોતાની આંખોએ જોઇને મનમાં વિચાર કર્યો કે-અહો! મહારાજ નંદિવર્ધન અને કુંવરી કનકમંજરીને આવી રીતે અરસ્પરસ પ્રેમ થાય તો તો તે ખરેખર રતિ અને કામદેવના સંબંધ જેવો યોગ્ય ગણાય તેમ છે, પરંતુ લોકોના દેખતાં આ નંદિવર્ધન જો તેની સામે વધારે વખત એકી નજરે જોઇ રહેશે તો લોકો તેના હીન સત્ત્વપણાની ખોટી વાતો કરશે અને તેને લઇને એની હલકાઇ થશે. વળી કદાચ રત્નવતીને[2] પણ એ કારણથી ઇર્ષ્યા કરવાનો પ્રસંગ પ્રાપ્ત થશે. માટે મારે આ બાબતમાં બેદરકારી કરી મારા અન્નદાતાનું ખરાબ થાય તમ થવા દેવું ન જોઇએ-આવા વિચારને પરિણામે સારથિએ ડચકારો કરી રથને એકદમ ચલાવ્યો.

મુશ્કેલીએ માર્ગ પૂરો કર્યો.

કનકમંજરીને ધારી ધારીને જોતાં જાણે હું લાવણ્યરૂપ અમૃતના કાદવમાં ચોંટી ગયો હોઉં અથવા તો મારી દૃષ્ટિ કપોલના રોમાંચ રૂપ કાંટામાં લાગી રહી હોય અથવા તો કામદેવના બાણની સળીઓથી જડાઇ ગઇ હોય અથવા તો તેના સૌભાગ્યના ગુણોથી સીવાઇ ગઇ હોય એવું મને લાગતું હતું. એવા રસથી તેને જોઇ રહેલ મારી દૃષ્ટિને ગમે તેમ કરી મહા મુશ્કેલીએ પાછી ખેંચીને મહામુશીબતે હું મારે મંદિરે તો આવી પહોંચ્યો પણ મારૂં હૃદય તો કનકમંજરીમાં જ મૂકતો આવ્યો.

### નંદિવર્ધનની વિરહ સ્થિતિ.
### મનની તીવ્ર વ્યાકુળતા.
### ઉંઘ વગરની રાત્રિ.

---

૧ સારથિ: રથ હાકનાર ઘણા કુશળ હોય છે. એના લક્ષણ બાબતમાં મત્સ્યપુરાણમા કહ્યુ છે કે નિમિત્ત અને શુકન જાણનાર, ઘોડાની શિક્ષામાં કુશળ, ઘોડાની દવામાં ઘણો પ્રવીણ, જમીન ( *topography* ) ના ભાગોથી માહિતગાર, સ્વામીભક્ત, ઘણો ઉત્સાહી, પ્રિય બોલનાર, શૂરવીર અને વિદ્વાન્-સારથિમાં એટલા ગુણો હોય છે, કૃષ્ણનું સારથિપણુ સુપ્રસિધ્ધ છે. આ પ્રકરણમાંજ સારથિ પોતાની કુશળતા બતાવી આપશે.

૨ નંદિવર્ધનની ભાર્યા, જેની સાથે હમણાજ તેનાં લગ્ન થયાં છે અને જેનુ હરણ થયું હતું તે.

મારે મંદિરે આવીને મારૂં હૃદય શૂન્ય હોવા છતાં દિવસયોગ્ય સર્વ કાર્યો જેમ તેમ આટોપી લઇ હું મારા ઉતારાના મંદિરના ઉપરલે માળે ચઢ્યો. ત્યાં ગયા પછી મારા સર્વ નોકર ચાકરોને રજા આપી દીધી અને મારા પલંગમાં એકલો પડી રહ્યો. તે વખતે મને એક પછી એક વિચાર કનકમંજરીના સંબંધમાં આવવા લાગ્યા, અનેક તર્કવિતર્ક થવા લાગ્યા, સંકલ્પજાળ ઘુંચાવા લાગી અને તેવા કલ્પનાતરંગમાં હું એટલો બધો અટવાઇ ગયો કે મને ખબર પડી નહિ કે હું તે ગયો છું કે આવ્યો છું! હું તે ત્યાં બેઠો છું કે અહિ બેઠો છું! એકલો છું કે મારા પરિવાર નોકર ચાકરો સાથે છું! મને સમજાયું નહિ કે હું તે ઉંઘું છું કે જાગું છું! હું તે રડું છું કે હસું છું! કે આ તે સુખ થાય છે કે દુઃખ થાય છે! આ તે પ્રેમને માટે આતુરતા છે કે કોઇ જાતનો રોગ થયો છે! આ તે મોટો ઓચ્છવ થઇ રહ્યો છે કે માથે કોઇ મોટી આપત્તિ આવી પડી છે! અરે મને એટલી પણ ખબર ન પડી કે આ તે રાત છે કે દિવસ છે! હું તે ખરેખર જીવું છું કે મરણ પામી ગયો છું! વળી મને સહજ ચેતના (consciousness) આવી ત્યારે હું વિચારવા લાગ્યો કે 'અરેરે! હવે હું ક્યાં જાઉં? શું કરૂં? શું સાંભળું? શું જોઉં? શું બોલું? અને કોને કહું? આ મારા દુઃખનો ઉપાય શું કરૂં?'

આવી રીતે મારા મનમાં અત્યંત વ્યાકુળતા થતી હતી, મેં મારા સર્વ નોકરોને અંદર આવવા સખ્ત મનાઇ કરી હતી અને હું જરીક વાર એક પડખે અને જરીક વાર બીજે પડખે આળોટતો હતો અને મનમાં મુંઝાતો હતો. એમ નારકીની જેમ સખ્ત દુઃખને સહન કરતો હું આખી રાત શય્યામાં પડી રહ્યો, પણ આખી રાતમાં મને એક ક્ષણ વાર પણ ઉંઘ આવી નહિ, મેં આંખનું મટકું પણ માર્યું નહિ અને તેવા દુઃખમાં આખી રાત પસાર થઇ. પ્રભાત થતાં સૂર્યનો ઉદય થયો પણ રાત્રી જેવા જ દુઃખમાં બીજા દિવસની સવારનો અડધો પહોર પણ પસાર થયો.

સારથિએ કરેલો સીધો પ્રશ્ન.
કુમારનો ગોટાળીઓ જવાબ.
વ્યાધિનો સારથિદર્શિત ઉપાય.

તે વખતે મારો સારથિ તેતલિ મારા મંદિરમાં આવ્યો. તે મારો ઘણો માનીતો નોકર હોવાને લીધે કોઇએ તેને મારી પાસે આવતાં અટકાવ્યો નહિ. તે મારી પાસે આવ્યો, મારે પગે પડ્યો અને જમીનપર બેઠો; પછી હાથ જોડીને કહેવા લાગ્યો—" આપસાહેબ સારી રીતે

જાણો છો કે નીચ પુરૂષોમાં ચપળતા ઘણી હોય છે, તેવી ચપળતાને અનુસરીને મારે આપને કાંઇ વિનંતિ કરવાની ઇચ્છા છે તે સારી હોય કે ખરાબ હોય પણ આપ સાહેબ જરૂર તે સાંભળવા મારા ઉપર મહેરબાની કરશો. મેં (નંદિવર્ધન કુમારે) જવાબ આપ્યો "ભદ્ર તેતલિ! તારે જે કહેવું હોય તે બહુ સુખેથી વિશ્વાસપૂર્વક કહે, તારે માટે કોઇ જાતનો વાંધો હોય જ નહિ. આટલું સામાન્ય વિવેકસરનું વચન[1] બોલવાની પણ તારે જરૂર નહોતી." ત્યાર પછી અમારી બન્નેની વચ્ચે નીચે પ્રમાણે વાતચિત થઇ:—

તેતલિ—"જો એમ છે તો સાહેબ ! બરાબર સાંભળો. મેં આપના બીજા નોકરો પાસેથી સાંભળ્યું કે આપ શ્રી રથમાંથી ગઇ કાલે ઉતર્યા ત્યારથી કોણ જાણે શા કારણથી ઘણા ઉદ્વેગમાં પડી ગયા છો, ઘણી ચિંતા કરો છો, નોકરચાકરોને પોતાની પાસે આવવાની પણ આપે તદ્દન મનાઇ કરી છે અને આપ પલંગમાં પડી રહ્યા છો. કાલે તો આપે મોટો વિજય મેળવ્યો અને આજે આવી સ્થિતિ થઇ, તે તો ઘણું વિચિત્ર કહેવાય ! મારે પણ સાહેબ ! એવું થયું, રથના ઘોડા છોડ્યા પછી તેની સારવાર કરવામાં કાલનો બાકીનો દિવસ પસાર થઇ ગયો. રાત્રી પડી ત્યારે મારા મનમાં ચિંતા થઇ કે મારા અન્નદાતાને આટલો બધો ઉદ્વેગ થઇ ગયો છે તેનું કારણ શું હોવું જોઇએ ? આવા પ્રકારની ચિંતામાં ને ચિંતામાં મેં ઉદ્વેગનાં કારણ સંબંધી ઘણો વિચાર કર્યો પણ મને કાંઇ સૂજ પડી નહિ. એજ ચિંતામાં મેં આખી રાત પસાર કરી. સવારે ઉઠીને હું અહીં આવતો હતો ત્યાં તો વળી એક મોટું કારણ[2] આવી પડ્યું. તે કામ પતાવવામાં જરા વખત રોકાઇને હું આપસાહેબ સમક્ષ હાજર થયો છું. આપના શરીરની કુશળતા ઉપર અમારા જેવાનું તો જીવતર લટકેલું હોય છે, તેથી આ અધમ કિંકર (નોકર)ને મહેરબાની કરીને આપની આવી શરીરસ્થિતિ થઇ જવાનું કારણ જણાવવાની કૃપા કરો."

આ પ્રમાણે બોલતો મારો સારથી મારે પગે પડ્યો. તે વખતે મેં મારા મનમાં વિચાર કર્યો કે—આનો (તેતલિનો) મારા ઉપર ખરે-

---

૧ કુર્ચશોભા—એટલે દાઢીની શોભા ઠરેલા દાઢીવાળા માણસો ઠાવકુ વિવેકસરનું બોલે તે. ઉપર ઉપરના વાણીના આડંબર માટે આ શબ્દ વપરાય છે. અંદર વાતમાં દમ ન હોય અને માણસ દાઢી જબરી રાખે તેવો ઉપર ઉપરનો દંભ હોય તે માટે આ શબ્દ વપરાય છે. 'વિવેકસરનાં વચન' માટે આ શબ્દ મૂળમાં વપરાયેલો લાગે છે.

૨ આ કારણ શું હતું તે તેતલિ પોતેજ આગળ જણાવશે.

ખરો ભક્તિભાવ છે અને એની બોલવાની કુશળતા પણ ઘણી સારી છે માટે જે હકીકત વાસ્તવિક રીતે બની છે તે એને બરાબર જણાવવી જોઇએ–છતાં મદન (કામદેવ) નો વિકાર અને તેનો પ્રભાવ વિચિત્ર હોવાથી સીધો જવાબ આપવાને બદલે મેં તેને નીચે પ્રમાણે જવાબ આપ્યો.

નંદિવર્ધન—"ભલા તેતલિ! મારા શરીરની અને મનની આવી સ્થિતિ થવાનું કારણ શું છે તે મને બરાબર સમજાતું નથી. માત્ર મને એટલું યાદ છે કે બજારનો રસ્તો પૂરો કરીને રાજમાર્ગ તરફ તું રથને ગઇ કાલે લઈ આવ્યો અને ત્યાં તેં રથને કેટલોક વખત ઉભો રાખ્યો ત્યારથી મારા સર્વ અવયવો તૂટી જાય છે, અંદરનો તાપ (તાવ) વધારે વધારે જોર કરતો જાય છે, રાજ્યભુવન જાણે સળગી ઊઠ્યું હોય તેમ લાગે છે, લોકો બોલે છે તે પણ જરાએ ગમતું નથી, મનમાં હાયવોય થયા કરે છે, નકામી ચિંતા થયા કરે છે અને હૃદય જાણે તદ્દન શૂન્ય થઇ ગયું હોય તેમ લાગે છે. અત્યારે તો મારી સ્થિતિ એવી થઇ ગઇ છે કે આ દુઃખ શું છે તે મને સમજાતું નથી અને તેનો કોઇ ઉપાય પણ મને સૂજતો નથી!"

તેતલિ—"જો એમજ હોય તો તો આ દુઃખ શું છે અને તેનું ઔષધ શું છે તે બન્ને મારા સમજવામાં આવી ગયાં છે. આપસાહેબે હવે એ સંબંધમાં જરા પણ ચિંતા કરવી નહિ."

નંદિવર્ધન—"તે કેવી રીતે?"

તેતલિ—"આપને જે દુઃખ થયું છે તેનું કારણ નજરબંધી છે, ચક્ષુદોષ છે."

નંદિવર્ધન—"મને કોની નજર લાગી છે?"

તેતલિ—"આપે એને જ જોઇ છે કે નહિ તેની મને બરાબર ખબર નથી, પરંતુ રાજકુળના છેલ્લા મહેલમાં એક મોટી[1] છોકરી અડધી આડી આંખે આપસાહેબના તરફ ઇરાદાપૂર્વક ઘણા વખત સુધી જોઇ રહી હતી તેને મેં બરાબર જોઇ હતી. એ તો વાંકી નજરે આપનાં અંગ ઉપાંગ જોયા જ કરતી હતી, તેથી જરૂર નિશ્ચય થાય છે કે આપને જે દુઃખ થયું છે તે એ છોકરીની દ્રષ્ટિનો જ દોષ છે. સાહેબ! જેઓ હલકા સ્વભાવનાં હોય છે તેઓની નજર બહુ ભયંકર અને વક્ર હોય છે."

---

૧ સારથિ ઘણો પકો છે. એ યુક્તિસર હકીકત લઇ આવે છે. એનો પ્રેમ અને વિનય વખાણવા યોગ્ય છે.

મેં મારા મનમાં વિચાર કર્યો કે-'આ તેતલિ ઘણો પક્કો (તાલીમબાજ ) જણાય છે. એ મારા મનનો ભાવ બરાબર સમજી ગયો છે. એણે મારી વહાલીને ઘણા વખત સુધી બરાબર જોઇ છે તેથી તે તો ખરો ભાગ્યશાળી ગણાય તેમ છે. વળી તેણે હમણા જ મને જણાવ્યું કે મારા દુઃખનું ઔષધ પણ એને મળી ગયું છે. તેથી મારા કામવિકારના તાવને દૂર કરનાર પેલી કન્યાને તે જરૂર મારે માટે મેળવી આપશે એમાં મને સંદેહ લાગતો નથી. ખરેખર એણે આજે મારો જીવ બચાવ્યો છે, આ પ્રમાણે વિચાર કરીને મેં ( નંદિવર્ધનને ) તેને મારા પલંગપર જોરથી બેસાડયો.[1] ત્યારપછી મેં તેને નીચે પ્રમાણે કહ્યું.

નંદિવર્ધન—" વારૂ તેતલિ ! તેં મારા રોગનું કારણ તો ભલું શોધી કાઢયું ! હવે તેનું ઔષધ શું કરવાનું ધાર્યું છે તે કહે "

સારથિનો આડો જવાબ.

તેતલિ—" જ્યારે કોઇની નજર લાગી હોય ત્યારે તેના આ ઉપાય છે. એક તો વૃદ્ધ હુશીયાર ડોશીઓને બોલાવી તેમની પાસે [2]મીઠું ઉતરાવવું, મંત્રમાં કુશળ માણસો પાસે[3] અપમાર્જન કરાવવું, રાખની રક્ષા કરવી,[4] કાંડાને ( દોરા ) બાંધવા, અને બીજા ભૂતિકર્મના પ્રસંગો હાથ ધરવા. વળી લોકોમાં એવી વાત પણ કહેવાય છે કે ગમે તેવી સખ્ત ડાકણ વળગી હોય પણ જો તેને બરાબર ગાળગલોચથી ધમકાવી કાઢી હોય તો તેનું જોર એકદમ નરમ પડી જાય છે, માટે તે છોકરીની પાસે જઇને તેને ખૂબ આકરાં વચનો સંભળાવીને તેને સારી રીતે તુચ્છકારવી અને તેને ધમકાવવી. તેને મારા જેવાએ કહેવું કે 'અરે વામલોચના ! તેં અમારા પ્રભુ ( શેઠ-દેવ ) ઉપર વક્ર દ્રષ્ટિ કરી છે અને અત્યારે ડાહીડમરી થઇને બેસી ગઇ છે, પણ યાદ રાખજે કે અમારા પ્રભુનો એક વાળ પણ

---

૧ કોઈ નોકર વર્ગના માણસને પોતાની શય્યાપર બેસાડવો તે તેને મોટુ માન આપવા તુલ્ય ગણાતુ હતુ.

૨ **મીઠું ઉતારવું:** લવણ-લૂણ ઉતારીને અગ્નિમા નાંખે છે તેથી દૃષ્ટિદોષ ચાલ્યો જાય છે એવી ઘરડાંઓની માન્યતા છે.

૩ **અપમાર્જન:** મંત્રથી અમુક બાબત દૂર ફેંકી દેવામા આવે છે, તેને વાળી ઝુડીને સાફ કરવામાં આવે છે.

૪ **રાખની રક્ષા:** રાખ કાનની બાજુમાં લગાડવામા આવે છે, તેથી લાગેલો નજરદોષ મટી જાય છે અને નવી નજર લાગતી નથી. એવી વૃદ્ધોની માન્યતા હાલ પણ જોવામા આવે છે

વાંકો થયો તો તારી જીંદગી એક ઘડિ પણ ટકનાર નથી.' આ પ્રમાણે કરશો કરાવશો એટલે આપને જે એ છોકરીની નજર લાગી છે તેનો દોષ એકદમ દૂર થઇ જશે. આપના પૂછવાથી આપના વ્યાધિનું ઔષધ મેં આપને જણાવ્યું છે.”

નંદિવર્ધન—(હસીને)--“હવે મશ્કરીની વાત જવા દે! ભાઇ તેતલિ! મારા દુઃખને દૂર કરવાનો ખરો ઉપાય તેં જે શોધી રાખ્યો હોય તે હવે મને બરાબર કહે.”

તેતલિ—“સાહેબ! આપના મનમાં આટલો બધો ઉદ્વેગ થતો હોય તે વખતે જો તે ઉદ્વેગનું ખરૂં ઔષધ અમને મળ્યું ન હોય તો આપની ચિંતાના વખતમાં આપની પાસે આનંદથી વાત કરવાની અમારા જેવામાં તાકાત પણ હોય ખરી! માટે આપસાહેબ જરાપણ ચિંતા કરશો નહિ. આપની ઇચ્છા સર્વ પૂર્ણ થઇ ચૂકી છે. આપસાહેબના મનમાં જે ઉદ્વેગ થાય છે તે દૂર કરવા માટે જ આટલી મશ્કરી કરવાનું સાહસ વહોર્યું છે.”

નંદિવર્ધન—“મારી ઈચ્છા કેવી રીતે પૂર્ણ થઇ ચૂકી છે તે મને તું હવે બરાબર જલ્દી કહે.”

તેતલિ—“પ્રભુ! મેં અહીં આવતાંવેતજ આપને કહ્યું હતું કે હું અહીં આવતો હતો તે વખતે મને મોટું કારણ[1] આવી પડ્યું હતું તેને લઇને આજનો અડધો પહોર માગે તે કામમાં પસાર થઇ ગયો.

**ઇષ્ટસિદ્ધિનો સાચો માર્ગ.**

એ જે કારણ આવી પડ્યું હતું તે આપશ્રીની ઇચ્છાને પાર પાડવાને લગતુંજ હતું. નહિ તો એવા કામને મોટું કામ એમ મારાથી કહીજ કેમ શકાય? હકીકત એમ છે કે રાણી મલયમંજરી (કનકચૂડ રાજાની રાણી) ની ખાસ સંબંધવાળી કપિંજલા નામની દાસી છે. તેને મારી સાથે ઓળખાણ છે. આજે સવારે હું હજુ તો મારી પથારીમાંથી ઉઠ્યો નહોતો ત્યાં તો મારા ઘરમાં આવીને તે જોરથી પોકાર કરવા લાગી ‘વત્સ! બચાવ બચાવ!!’ એનાં ભયનું કારણ મારા સમજવામાં જરા પણ આવ્યું નહિ, તેથી મેં તેને (કપિંજલાને) પૂછ્યું ‘બાઇ કપિંજલા! તને કોનાથી ભય પ્રાપ્ત થયો છે?’ ત્યારે તેણે જવાબમાં કહ્યું કે ‘મને કામદેવ તરફથી ભય થયો છે.’ મેં તેને જવાબ આપ્યો ‘અરે તારૂં શરીર તો ખરેખર સ્મશાનનો વિભ્રમ ઉત્પન્ન કરે તેવું છે. તારા માથા ઉપરનાં કુંકુમવર્ણાં પીળાં પળિયાં સ્મશાનમાં ચિતાની જ્વાળાનો ભ્રમ ઉત્પન્ન કરે તેવા છે; સ્મશાન જેમ

[1] જુઓ પૃષ્ઠ ૫૯૨

શિયાળના રૂદનથી ભયંકર લાગે છે તેમ તારૂં શરીર ખડખડતાં હાડકાંના અવાજથી ભયંકર લાગે છે; તારા શરીરમાં એટલાં બધાં વળીયાં, કાળાં ચાઠાં અને જાળાંઓ છે કે તેથી તે અતિ ભયંકર હોઇ સર્વને બીક લગાડે છે અને લાંબા માંસ વગરનાં મડદા જેવાં .લટકતાં જાડાં સ્તનથી તે જોનારને ચીડ ઉત્પન્ન કરે તેવું છે. એવું સ્મશાન જેવુ તારૂં શરીર જોઇને મને તો ખાતરી છે કે ખૂદ કામદેવ પોતે પણ બીકણુ માણસની પેઠે રાડ પાડીને તારાથી તો દૂર ભાગી જાય અને તું કહે છે કે કામદેવથી તને ભય થયો છે! અરે! તને તે કામદેવથી શું ભય થવાનો હતો? એ તો તારી નજીક પણ આવે નહિ!' ત્યારપછી કપિંજલા અને મારી વચ્ચે નીચે પ્રમાણે વાત થઇ:—

### મદનમંજરીની કામવિહ્વલ સ્થિતિ.
### મુંઝવણ–બાહ્ય ઉપાયની નિષ્ફળતા.
### સાચો ઉપાય, મેળાપ અને ગોઠવણ.

"કપિંજલા—'અરે જુઠ્ઠા દોઢડાહ્યા! તું જાણી જોઇને મારા કહેવાનો ભાવાર્થ સમજતો નથી અથવા નહિ સમજવાનો ઢોંગ કરે છે! ત્યારે મારે હવે તને ચોખ્ખે ચોખ્ખું સમજાવી દેવું પડશે. જો સાંભળ! મને કામદેવથી કેવી રીતે ભય થયો છે તે હું તને કહી સંભળાવું.'

"[1]તેતલિ—'હા હા! તું મને બરાબર જણાવ.'

"કપિંજલા—'જો! તું સારી રીતે જાણે છે કે મલયમંજરી નામની મારી શેઠાણી છે જે મહારાજા કનકચૂડની રાણી છે. તેને એક કનકમંજરી નામની દીકરી છે.'

કનકમંજરીના નામ પર ગાંડો થયેલો નંદિવર્ધન.

(તેતલિએ કનકમંજરીનું નમ દીધું, એ સાંભળતાં નંદિવર્ધનની જમણી આંખ સ્ફુરવા લાગી, હોઠ ઉંચાનીચા થવા લાગ્યા, હૃદયમાં લે'હી વધારે જોરથી ચાલવા લાગ્યું તેથી તે ધડક ધડક થવા લાગ્યું, આખા શરીરપર રોમાંચ ખડાં થઇ ગયાં અને મનમાં જે ઉદ્વેગ થતો હતો તે જાણે ચાલ્યો ગયો. નંદિવર્ધને પોતાના મનમાં વિચાર કર્યો કે પોતાના મનમાં જે પ્રિયતમાએ વાસ કર્યો છે તે જ આ કનકમંજરી જણાય છે; તેથી નંદિવર્ધને બહુ ઉત્સાહમાં આવી જઇ વચ્ચે કહી દીધું 'પછી પછી–વાત આગળ ચલાવ! કપિંજલાએ

---

1 તેતલિ સારથી આ સર્વ વાત નંદિવર્ધન પાસે કહી સંભળાવે છે તે બરાબર વાંચવી. તે વાત આગળ ચાલે છે.

તને આગળ શું કહ્યું ?' તેતલિ નંદિવર્ધનનો ભાવ સમજી ગયો તેથી તેણે પોતાના મનમાં વિચાર કર્યો કે 'અહો ! વહાલીના નામોચ્ચારરૂપ મંત્રનો મહિમા તો ભારે જણાય છે !' ત્યારપછી કપિંજલાએ પોતાને જે વાત કરી હતી તેનું અનુસંધાન મેળવતાં સારથિએ વાત આગળ ચલાવી.

"કપિંજલા—'ભાઇ તેતલિ ! એ કનકમંજરી મારાં સ્તનનું પાન કરીને મોટી થઇ છે એટલે હું તેની ધાવમાતા છું. મને તેના ઉપર એટલો બધો પ્રેમ છે કે જાણે તે મારૂં હૃદય હોય, અરે જાણે મારૂં સર્વસ્વ જ હોય અને સ્વરૂપથી જાણે મારાથી કોઇ પણ પ્રકારે જૂદી ન હોય તેવી મને તે લાગે છે. અત્યારે એ બાપડી કામદેવથી પીડાય છે. એ કનકમંજરીને કામદેવથી જે ભય થાય છે તે પરમાર્થથી મને પોતાને જ ભય છે તેથી મેં તને કહ્યું કે 'કામદેવથી મને ભય થયો છે.' હવે મારા કહેવાનો આશય તું સમજ્યો ?'

કામદેવપર નંદિવર્ધનનો કોપ.

(કપિંજલાએ કહેલી કનકમંજરીની આવી સ્થિતિની હકીકત સાંભળતાં નંદિવર્ધન એકદમ ઉભો થયો, તરવાર મ્યાનમાંથી ખેંચી કાઢી અને મોટેથી બોલવા લાગ્યો 'અરે ખુની લુચ્ચા પાપી કામદેવ ! હરામખોર ! મારી વહાલીનો છેડો છોડી દે ! જરા પુરૂષાતન ધારણ કર યાદ રાખજે કે હવે તારૂં જીવતર જરા વખત પણ ટકવાનું નથી.' આમ કહી તરવાર ફેરવતો નંદિવર્ધન પલંગમાંથી એકદમ ઉઠયો. તેને (મને નંદિવર્ધનને) શાંત કરતો તેતલિ (સારથિ) કહેવા લાગ્યો "અરે સાહેબ ! આટલો બધો આવેશ ન કરો. આપ દયાળુ દેવ જ્યાં સુધી વિદ્યમાન છો ત્યાં સુધી કુમારી કનકમંજરીને પાપી કામદેવ તરફથી કે બીજા કોઇ પણ તરફથી ભયની ગંધ પણ આવવાની નથી એ ચોક્કસ વાત છે. આ તો કથાનક-વાર્તા માત્ર છે તેથી પછવાડે શું બન્યું તે સર્વ આપ સાંભળો." તેતલિનાં આવાં વચન સાંભળીને, નંદિવર્ધન કહે છે કે, મને જરા શાંતિ થઇ મારી ચેતના ઠેકાણે આવી અને હું પાછો શય્યાપર બેઠો. પછી કપિંજલા અને તેતલિ વચ્ચે જે વધારે વાતચીત થઇ હતી તે આગળ ચલાવતાં સારથિ બોલ્યો.

"તેતલિ—'અરે કપિંજલા ! શું કારણને લઇને કનકમંજરી ઉપર પેલો કામદેવ આટલું બધું જોર પછાડી રહ્યો છે ?"

" કપિંજલા—' જો તેતલિ ! સાંભળ. ગઇ કાલે વિમલાનનના અને રત્નવતીને હરણ કરવાનો બનાવ બન્યો તે તો તારા ધ્યાનમાં હશે. ત્યારપછી મહારાજા કનકચૂડ અને દુશ્મનો વચ્ચે મોટી લડાઇ થઇ. લડાઇમાં મહારાજા કનકચૂડ, કુમાર કનકશેખર અને નંદિવર્ધનનો જય થયો અને તેઓ જયધ્વજ સાથે નગરમાં પ્રવેશ કરતા હતા તે વખતે મને કાંઇક કુતૂહળ થવાથી હું બજારમાં તેમને જોવા ગઇ હતી. તેમનો નગરપ્રવેશમહોત્સવ થઇ રહ્યો એટલે હું પાછી કનકમંજરીના મંદિરે આવી અને ઉપરને માળે ગઇ. ત્યાં જઇને જોઉં છું તો કનકમજંરી બારીમાં ઉભી હતી, રસ્તા ઉપર તેનું મોઢું આવી રહેલું હતું, તેની દૃષ્ટિની હીલચાલ તદ્દન બંધ થઇ ગઇ હતી. નજર શૂન્ય થઇ ગઇ હતી અને જાણે તેને ચિત્રમાં ચિતરેલી હોય અથવા તો પત્થરની ઘડી કાઢેલી હોય અથવા તો યોગ સાધેલી પરમ યોગિની હોય, તેમ તેનાં શરીરનાં સર્વ અંગ ઉપાંગ અને અવયવોની ચેષ્ટા તદ્દન બંધ પડી ગયેલી જણાતી હતી.

*કનકમંજરીની શરીર સ્થિતિ.*

આવી વિચિત્ર સ્થિતિ તદ્દન મંદ દશામાં બારીમાં ઉભી રહેલી કનકમંજરીની જોઇને આ તે એને શું થઇ ગયું હશે ? એમ વિચાર કરતાં ગભરાટમાં ' અરે પુત્રિ ! કનકમંજરી !, '[1]એમ વારંવાર મેં તેને બોલાવી, પરંતુ ઓછા નસીબવાળી મને એ કુંવરીએ કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ. તે વખતે ત્યાં એક કદલિકા નામની નાની દાસી ઉભી હતી તેને મેં પૂછ્યું ' ભદ્રે કદલિકા ! શા કારણથી કુંવરી કનકમંજરીની આવી અવસ્થા થઇ ગઇ છે?' કદલિકાએ જવાબમાં કહ્યું ' માજી ' મને તો ખબર પડતી નથી, માત્ર જ્યારે રસ્તા ઉપર થઇને કુમાર નંદિવર્ધન પસાર થયા અને એ કુંવરીસાહેબના જોવામાં આવ્યા તે વખતે જાણે કુંવરીસાહેબ બહુ હરખાઈ ગયાં હોય, જાણે તેમને અનેક મહામૂલ્યવાન રત્નોની પ્રાપ્તિ થઇ ગઇ હોય, જાણે તેમના શરીરપર અમૃતનું સિંચન થયું હોય, જાણે તેમને કોઇ મોટો ઉદય પ્રાપ્ત થઈ ગયો હોય, તેમ વર્ણન ન થઇ શકે એવા રસમાં ન્હાતાં તેમને મેં જોયાં હતાં અને જ્યારે તે કુમાર તેની નજરથી દૂર થઇ ગયા ત્યારથી તેમની આવી અવસ્થા થઇ ગઇ છે. ' આ હકીકત સાંભળીને જો આનો બરાબર ઉપાય કરવામાં નહિ આવે

---

૧ બેંગાલ રો. એ. સો. વાળા છાપેલ પુસ્તકનું પૃ. ૩૭૬.

તો શોકથી વ્યાકુળ થઇને કુંવરી જરૂર મરી જશે એવા વિચારથી તુરત જ [1]મેં હાહારવ કરી મૂક્યો. મારો જબરો પોકાર સાંભળીને કુંવરીની માતા મલયમંજરી ત્યાં તરત આવી પહોંચ્યાં. તેમણે પણ 'અરે કપિંજલા! આ શું છે? શું છે?' એમ પૂછ્યું અને કનકમંજરીની સામું જોઇને તે પણ વિલાપ કરવા લાગ્યાં. ત્યાં હાહારવનો મોટો પોકાર થયેલો હોવાથી, કનકમંજરીના હૃદયમાં પોતાની માતા ઉપર ઘણો પ્રેમ હોવાથી તેમજ તેણે વિનયગુણનો સારી રીતે અભ્યાસ કરેલો હોવાથી તેને જરા ચેતના આવી, તેણે શરીરને જરા મરડ્યું, અને બગાસાં ખાવાં માંડ્યાં. પછી મલયમંજરીએ કુંવરીને પોતાના ખોળામાં બેસાડી અને પૂછવા માંડ્યું. 'દીકરી કનકમંજરી! તને શું થાય છે?' કનકમંજરીએ જવાબ આપ્યો, 'માતાજી! મને બીજી કાંઇ પણ ખબર પડતી નથી. મારા શરીરને માત્ર દાહજ્વર[2] પીડા કરે છે.' અમે તો સર્વ આકુળવ્યાકુળ થઇ ગયાં હતાં તેથી તેના શરીર ઉપર ચંદનનું વિલેપન કરવા લાગ્યાં, કપૂરના ઠંડા પાણીના છાંટણાયુક્ત પંખાદ્વારા તેના અંગ અને અવયવપર ઠંડો પવન નાખવા લાગ્યાં, તેના શરીર પર ઠંડો તાડછાનો પંખો લઇને ઠંડક કરવા લાગ્યાં, નાગરવેલના પાનની બીડીઓમાં કપૂર નાંખીને વારંવાર તેને આપવા લાગ્યાં અને બીજી અનેક પ્રકારે તેને ટાઢક કરવા લાગ્યાં. તે વખતે સૂર્ય આથમી ગયો, રાત્રીનો પતિ ચન્દ્ર ઉદય પામ્યો અને ચાંદનીએ આકાશને ભીંજાવી દીધું. તે વખતે મેં (કપિંજલાએ) માતા મલયમંજરીને કહ્યું 'બા! આ સ્થાન બંધીઆર હોઇને જરા વધારે ગરમ છે, માટે કુંવરીને જરા વધારે હુવાવાળા ઉઘાડા સ્થાનમાં લઇ જઇએ તો વધારે સારૂં.' રાણીનો તેમ કરવાનો હુકમ થવાથી તે રાજમહેલની અગાશી જે વિશાળ હિમાચળ પર્વતની શિલાનો વિભ્રમ ઉત્પન્ન કરે તેવી હતી અને જેમાં

બાહ્ય ઠંડા ઉપચારો

---

૧ કપિંજલા દાસી આ વાત તેતલિ સારથીને કહે છે-તેતલિ તે વાત નંદિવર્ધન કુમારને કહે છે અને સંસારીજીવ પોતાનો અનુભવ સદાગમ સમક્ષ કહે છે

૨ **દાહજ્વરઃ** સખ્ત તાવ, તાપ

અમૃતના જેવો ધોળો ચાંદનીનો પ્રકાશ પડેલો શોભી રહ્યો હતો ત્યાં હાથનો ટેકો આપીને કનકમંજરીને લઇ ગયા અને ત્યાં ઠંડા કમળનાં પાંદડાઓની શય્યા તેને માટે તૈયાર કરાવી. તેના ઉપર તેને સુવાડીને તેના બન્ને હાથ ઉપર કમળની નાળનાં વલયો બાંધ્યાં, તેની છાતી ઉપર સિંદુવાર ( નગોડ )[1] વૃક્ષના પુષ્પનો હાર બાંધ્યો, તેને સ્પર્શ કરવાને માટે એવા ઠંડા [2]મણિઓ તેની પાસે લાવવામાં આવ્યા કે જેને પાણીમાં મૂકવાથી સરોવરનું જળ પણ ઠરી જાય. ઉપરાંત એ પ્રદેશ જ એવો સુંદર હતો કે ત્યાં બળવાન્ માણસોના પણ રોમાંચ ઉભા થાય અને દાંત કચકચાવે તેવો તીક્ષ્ણ ઠંડો પવન સતત વાયા કરે. –આવી સુંદર શીતળ અગાશીમાં કનકમંજરીને લાવ્યા પછી મલયમંજરીએ તેને પૂછ્યું 'દીકરી કનકમંજરી! હવે તને ગરમીની જે પીડા થતી હતી અને દાહજ્વરની જે બળતરા થતી હતી તે કાંઇ મટી!'

કનકમંજરીને વધારે પીડા.

"કનકમંજરીએ માતાને જવાબ આપ્યો ' નહિ માતાજી! મટી નથી. હવે મારૂં મરણ આવ્યું છે, કેમકે હવે તો ઉલટું મને એમ લાગે છે કે મને જેટલી બળતરા થતી હતી તેના કરતાં અનંતગણી વધારે થઇ ગઇ છે. આ પેલો ચંદ્રમાં આકાશમાં લટકી રહ્યો છે તે જાણે ખેરના અંગારાનો મોટો ઢગલો હોય નહિ તેમ મારી તરફ બળતી જવાળા ફેંકતો જણાય છે, ચંદ્રની ચંદ્રિકા મોટા જવાળાના સમુદાય જેવી જણાય છે, આકાશમાં આવી રહેલા તારાઓ જાણે અગ્નિનાં છૂટા છૂટા હજારો અબજો તણખાઓ હોય તેવા જણાય છે, આ કમળના દાંડાઓનું બીછાનું 'જાણે મને બાળી મૂકતું હોય એમ લાગે છે અને [1]સિંદુવારનો હાર મને ઉભી ને ઉભી સળગાવી મૂકતો જણાય છે. અરે!

---

૧ **સિંદુવારઃ** ભાષામા નગોડના ઝાડ તરીકે પ્રસિદ્ધ છે એનું નગોડીયુ તેલ થાય છે.

૨ **ઠંડા મણિઃ** એવા રત્ન આવતા હતાં કે જેને હાથમાં લેવાથી ઠંડક થઈ જાય, જેને સરોવરમા મૂકવાથી આખા સરોવરનું પાણી ઠરી જાય, થીજી જાય, બરફ થઈ જાય. આવા ઠંડા મણિ હાલ જોવામા આવતા નથી.

મા! હું તને શું કહું, મારૂં આખું શરીર જાણે અગ્નિનો પિંડ હોય નહિ તેવું સળગતું લાગે છે.'

કનકમંજરીનો આવો નહિ ધારેલો જવાબ સાંભળી મલયમંજરીએ કહ્યું 'કપિંજલા! આ તે શું? મારી દીકરીને આવો સખ્ત દાહજ્વર એકદમ થઇ આવ્યો તેનું કારણ કાંઇ તારા ધારવામાં આવે છે?' તે વખતે મેં (કપિંજલાએ) મલયમંજરીની પાસે જઇ તેના કાનમાં કદલિકાએ મને જે વાત કરી હતી તે કહી સંભળાવી.

વ્યાધિનું કારણ.

એ વાત સાંભળીને મલયમંજરીએ જવાબમાં કહ્યું 'જો એમજ હોય તો પછી આ અવસરે આપણે શું કરવું યોગ્ય ગણાય?' એજ વખતે રસ્તામાં રાજમાર્ગ ઉપર કોઇએ શબ્દ કર્યો 'અરે! એ કામ તો સિદ્ધ થયું. હવે વિલંબ કરવાની જરૂર નથી.'

તે વખતે આનંદમાં આવી મેં કહ્યું 'અરે બા સાહેબ! તમે રસ્તા ઉપરથી અચાનક પોતાની મેળે નીકળી પડેલો કોઇનો શબ્દ સાંભળ્યો?' મલયમંજરીએ કહ્યું 'હા, બરાબર સાંભળ્યો!' મેં (કપિંજલાએ) કહ્યું 'જો એમજ હોય તો કુંવરી કનકમંજરીની ઇચ્છા જરૂર પૂરી થઇ જ એમ સમજવું.[1] વળી અત્યારે મારી ડાબી આંખ પણ ફરકે છે, માટે મને તો એ બાબતમાં જરા પણ શંકા લાગતી નથી.'

મલયમંજરીએ જવાબમાં કહ્યું 'એમાં શંકા લાવવા જેવું શું છે? એ કામ તો જરૂર સિદ્ધ થશે.'

હવે કનકમંજરીને મણિમંજરી નામની મોટી બહેન હતી, તે તે વખતે મહેલની અગાશીમાં આવીને અત્યંત આનંદમાં ગરકાવ થયેલી અમારી સામે બેઠી.

ભાવના સિદ્ધિનો વિષમ માર્ગ.

મેં (કપિંજલાએ) મણિમંજરીને કહ્યું 'બીજાના સુખદુઃખની તારા મનપર જરા પણ અસર થતી જણાતી નથી, તેથી તું ઘણી કઠોર જણાય છે.' તેના જવાબમાં મણિમંજરીએ કહ્યું 'એમ શા

---

૧ 'શુકનથી શબ્દ આગળા-'એનું આ ઉદાહરણ છે. બોલનાર આને ઉદ્દેશીને બોલેલ નથી, પણ આમની ધારણાને અનુકૂળ શબ્દો બોલાયા તે લાભ સૂચવે છે.

માટે કહે છે ? ' મેં કહ્યું ' અરે શું તું જોતી નથી કે અમે સર્વ આટલા બધા દિલગીર અવસ્થામાં છીએ અને તું આનંદમાં ગરકાવ થઇને બેઠી છે ! તને કાંઇ લાગતું પણ નથી ? '

મણિમંજરી—' અરેરે ! શું કરૂં ? મારા હર્ષનું કારણ એટલું મોટું છે કે હું ગમે તેટલો પ્રયત્ન કરૂં છું છતાં હું તેને કોઇ રીતે છુપાવી શકતી નથી. '

મેં પૂછ્યું ' ત્યારે વળી એવું તે શું આનંદનું કારણ છે તે તો કહે ! '

મણિમંજરી—' હું આજે પિતાજીની પાસે ગઇ હતી. તેમણે મને લાડથી બોલાવીને પોતાના ખોળામાં બેસાડી. તે વખતે ભાઇ કનકશેખર[1] પણ પિતાજીની પાસેજ હતા, તેને પિતાશ્રીએ આ પ્રમાણે કહ્યું:—

' ભાઈ કનકશેખર ! તું જાણે છે કે સમરસેન અને દ્રુમ બન્ને મહા બળવાન્ હતા, છતાં તેમને કુમાર નંદિવર્ધને એક સપાટામાં મારી નાંખ્યા તે કાંઈ સાધારણ વાત ન કહેવાય ! એટલા ઉપરથી જણાય છે કે કુમાર નંદિવર્ધન કાંઇ સાધારણ પુરૂષ નથી. એણે એથી આપણા ઉપર એટલો મોટો પાડ કર્યો છે કે આપણે કુમાર નંદિવર્ધનને તેના બદલામાં આખી જીંદગી આપીએ તો પણ પૂરતો બદલો વળે નહિ; તેથી મારો આ પ્રમાણે વિચાર થાય છે કે મણિમંજરી અને કનકમંજરી મારી બન્ને પુત્રીઓ મને મારા જીવ કરતાં પણ વધારે વહાલી છે; એમાંથી[2] આ મણિમંજરીને તો નંદિવર્ધનના મોટા ભાઇ શીલવર્ધન સાથે અગાઉથી આપણે આપી ચૂકયા છીએ. માટે કનકમંજરીને આપણે નંદિવર્ધન સાથે પરણાવીએ. '

કનકમંજરીના વિવાહ માટે પિતાના વિચારો.

કનકશેખરે પિતાશ્રીના યોગ્ય વિચારો સાંભળી જવાબમાં કહ્યું ' પિતાશ્રીએ ઘણો યોગ્ય વિચાર કર્યો છે. આપ અવસરોચિત શું કરવું તે બરાબર સારી રીતે જાણો છો; માટે આપણે બહેનને નંદિવર્ધન સાથે જરૂર પર-

---

૧ આ મણિમંજરી તે કનકશેખરની બહેન થાય અને કનકચૂડ રાજાની દીકરી થાય

૨ પોતાના ખોળામાં બેઠેલી (તે વખતે)

ણાવવી.' આ પ્રમાણે વાતચીત કરી બાપ દીકરાએ-રાજા અને કુંવરે-પોતાના મનમાં નિર્ણય કર્યો કે બ્હેન કનકમંજરીનાં લગ્ન કુમાર નંદિવર્ધન સાથે કરવાં.

(મણિમંજરી કપિંજલાને આગળ કહે છે કે) 'આ પ્રમાણે પિતાજી અને ભાઇ કનકશેખર વાત કરતા હતા તે વખતે હું પિતાજીના ખોળામાંથી ઉઠી ઉભી થઈ અને અહીં આવવા લાગી. આવતાં આવતાં મેં (મણિમંજરીએ) મનમાં વિચાર કર્યો કે 'અહો! હું ખરી ભાગ્યશાળી છું. મારે દૈવની અનુકૂળતા પણ સર્વ બહુ સારી થઇ ગઇ! પિતાશ્રીના વિચાર કરીને કાર્ય કરવાના નિર્ણયને પણ રંગ છે! અને ભાઇ કનકશેખરના વિનયગુણને પણ રંગ છે! હવે તો મારી બ્હેન કનકમંજરી અને મારે આખી જીંદગી સુધી સાથે રહેવાનું થશે[1] અને અમે બન્ને સાથે રહીને અનેક પ્રકારની આનંદની લહેરો કરશું.' આવા આવા વિચારોને પરિણામે મને એટલો બધો આનંદ થઇ ગયો છે કે તે બહાર પણ જણાઇ આવે છે. મને અત્યારે મનમાં જે બહુ આનંદ થઇ આવે છે તેનું કારણ કપિંજલા! હવે તારા સમજવામાં બરાબર આવ્યું હશે.'

મણિમંજરીની આ વાત સાંભળીને માતા મલયમંજરીએ કહ્યું 'અરે કપિંજલા! નિમિત્ત રૂપ શબ્દ આપણે હમણા સાંભળ્યો તેમાં કાર્યસિદ્ધિ બતાવી હતી, તે વધારે વખત પસાર કર્યા વગર પોતાનું સાફલ્ય બતાવે છે.'

મેં (કપિંજલાએ) જવાબમાં કહ્યું 'એમાં શો શક છે? એવી અચાનક વાણી જરૂર ભવિષ્ય સૂચવનારી દૈવીવાણીજ હોય છે. હવે દીકરી કનકમંજરી! તું દિલગીરી છોડી દે, અને ધીરજ ધારણ કર. તારી ઇચ્છા છે તે હવે બરાબર સિદ્ધ થઇ ચૂકી છે એમ સમજ. તને જે દાહજ્વરની બળતરા થઇ આવી છે તેનું કારણ હવે દૂર થઇ ગયું છે. પુત્રીવત્સલ પિતા કનકચૂડે તેને અત્યાર અગાઉ જ તારા હૃદયને આનંદ કરનાર તારા હૃદયના નાથ કુમાર નંદિવર્ધનને આપી દીધી છે.'

આ હકીકત સાંભળીને હે તેતલિ![1] કનકમંજરીને પોતાના હૃદયમાં

---

૧ તેતલિ સારથિ આગળ આ સર્વ વાત કપિંજલા કહે છે અને તે વાત સારથિ કુમાર નંદિવર્ધન પાસે કહી સંભળાવે છે

કનકમંજરીનો અવિશ્વાસ.

કાંઇક વિશ્વાસ પણ આવ્યો અને નિરાંત વળી ગઇ, તો પણ કામદેવની રીતભાત હમેશાં આડી અવળી હોવાથી મારા સામું જોઇ ભવાં ચઢાવીને મને ઠપકો આપતી હોય તેમ કહેવા લાગી. ' અરેરે માડી ! આવાં ખોટાં ખોટાં વચનો બોલીને મને કેમ ઠગો છો ? મારૂં મસ્તક પણ હમણાં ત્રૂટી જાય છે; માટે આવું ઢંગધડા વગરનું–ઠેકાણા વગરનું બોલવાથી સર્યું.' મલયમંજરીની માતાએ કહ્યું ' દીકરી ! એવું બોલ નહિ. વાત તદ્દન સાચી છે, બાપુ ! તારે એથી[1] જૂદી હકીકતનો ખ્યાલ પણ કરવો નહિ.'

'અરે ! મારાં એવાં નસીબ તે ક્યાંથી હોય ?' એમ ધીમે ધીમે મનમાં બોલતી કનકમંજરી નીચું મોઢું કરીને ઉભી રહી. અમે આખી રાત્રી કનકમંજરી પાસે પોતાના પતિમાં અત્યંત આસક્ત સતી સ્ત્રીઓનાં ચરિત્ર કહેવામાં પસાર કરી અને તેમ કરીને તેને વિનોદ ઉત્પન્ન કરવાનો ઘણો પ્રયત્ન કર્યો. અરે ભાઇ તેતલિ ! અત્યારે સવાર પડી છે તો પણ હજુ કનકમંજરીનો દાહજ્વર શાંત થતો નથી. આથી મેં ( કપિંજલાએ ) મારા મનમાં વિચાર કર્યો કે–આને રીતસર ( પાણિગ્રહણ પ્રસંગે ) નંદિવર્ધનના દર્શન થશે તેટલા વખતમાં તો કદાચ આ કુંવરી જરૂર મરવા પડશે અથવા મરી જશે, માટે ચાલ, તેતલિને જ મળું. કુમારને તેના ઉપર સારો પ્રેમ છે તેથી તે કુમારને વિજ્ઞપ્તિ કરી શકશે અને કોઇ રીતે તેને કુમારનાં આજ જ દર્શન થાય તો તેનો બચાવ થઇ શકશે. આ પ્રમાણે વિચાર કરીને હે તેતલિ[2] ! હું તારી સમીપે સવારના પહોરમાં આવી છું. આ પ્રમાણે હોવાથી હે તેતલિ ! મેં તને કહ્યું કે કામદેવ મને મોટો ભય ઉત્પન્ન કરે છે. તે મારી વાત તો તેં બરાબર જાણી, હવે તું કહે તેમ કરીએ.'

---

૧ માતાની ભાષા મિશ્ર છે કહેવાનો આશય બેવડો છે ભોળું વચન છે.

૨ કપિંજલાએ પૃ. ૫૯૬ થી કનકમંજરીની શારીરિક સ્થિતિ સંબંધી હકીકત સારથિને કહેવા માંડી હતી તે તુરતમાં પૂર્ણ થશે. સારથિએ તે સર્વ વાત કુમાર નંદિવર્ધનને કહેવા માંડી હતી તે ધ્યાનમાં રાખવું.

મેં તેને (કપિંજલાને) જવાબ આપ્યો ' અરે ! કપિંજલા ! જો કે અમારા કુમારસાહેબને [1]સર્વ ઇંદ્રિયો વશ છે અને જો કે તેઓ સ્ત્રીને તૃણતુલ્ય ગણે છે; કારણ કે પોતે મહા પુરૂષ છે, છતાં હું તારી ખાતર તેમને વિજ્ઞપ્તિ કરીશ કે તેમણે પોતાનું દર્શન આપીને રાજકુંવરીના પ્રાણ બચાવવા. તારે અને કુંવરીએ રતિમન્મથ નામના બગિચામાં અમારા કુમારને મળવા માટે આવવું. '

વરવધૂના મેળાપ-સ્થાનનો સંકેત.

કપિંજલા મારી આ હકીકત સાંભળીને બોલી ' ઘણો ઉપકાર થયો, આપનો અંતઃકરણથી આભાર માનું છું. '

" મહારાજ નંદિવર્ધન ![2] આ પ્રમાણે કહીને કપિંજલા મારે પગે પડી, મારો ઘણો ઘણો આભાર માન્યો અને કુંવરીના મંદિર તરફ ગઈ અને હું અહીં આવ્યો; તેથી આપશ્રીને જે વ્યાધિ થયો છે તેનું આ ઔષધ પણ હું સાથે લેતો આવ્યો છું.[3] "

નંદિવર્ધન (હું)—"ભલે તેતલિ ! ભલે ! તેં બહુ સારૂં કર્યું ! કેવી રીતે બોલવું તે પણ તું સારી રીતે જાણે છે. "

## ચતુર સારથિને યોગ્ય ઇનામ.

આ પ્રમાણે કહીને તેના ગળામાં મેં મારો હાર કાઢી પહેરાવી દીધો અને તેના હાથમાં મારાં કડાં અને બાજુબંધ પહેરાવી દીધાં. તેતલિએ કહ્યું " સાહેબ ! આ તુચ્છ દાસ ઉપર આટલી બધી કૃપા આપસાહેબે કરી તે ઉચિત લાગતું નથી. " મેં જવાબમાં કહ્યું કે " ભાઇ તેતલિ ! પ્રાણ બચાવનાર હુંશિયાર વૈદ્યને તો જે આપીએ તે થોડું ગણાય ! એમાં વળી ઉચિત નથી એમ કહેવાનું તે પ્રયોજન હોઇ શકે ખરૂં ? માટે તારે જરા પણ બોલવું નહિ. હવે તું મારા જીવતરથી-મારા પ્રાણથી જરા પણ જૂદો નથી એમ તારે સમજવું. '

---

૧ અન્યની પાસે પોતાના શેઠની આબરૂ નોકર કેવી વધારે છે તે સારથિના દૃષ્ટાન્તથી સમજવા યોગ્ય છે ખરી વાત તે જાણતો હતો કે શેઠને પણ પરણવાની એટલી જ ગરજ છે

૨ વાત આગળ ચલાવતા રથકાર નંદિવર્ધન કુમારને કહે છે.

૩ જુઓ પૃ. ૫૯૩–ત્યા રથકારે કહ્યું છે કે તેને વ્યાધિનિદાન અને ઓસડ બન્ને મળી ગયા છે અહીં તે વાત બરાબર સ્પષ્ટ થઇ

## કનકમંજરીનું પાણિગ્રહણ.

આ પ્રમાણે તેતલિ સાથે હું વાત કરતો હતો ત્યાં વિમલ નામનો કનકચૂડ રાજાનો અમાત્ય મારા મંદિરના દરવાજા પાસે આવી પહોંચ્યો. પ્રતિહારિણીએ ખબર આપ્યા કે અમાત્ય વિમળ આવેલા છે. તુરત જ સારથિને મેં બાજુના આસન ઉપર બેસાડ્યો. દ્વારપાળે પછી અમાત્યને મારી પાસે રજુ કર્યો, તેણે મને યોગ્ય પ્રણામ કર્યા અને કહ્યું " કુમારશ્રી ! મહારાજા કનકચૂડે મને એક કામ માટે આપની પાસે અત્યારે મોકલ્યો છે. મારી સાથે કહેવરાવ્યું છે કે ' મારે મારા જીવતરથી પણ વધારે વહાલી કનકમંજરી નામની દીકરી છે; મારા આગ્રહથી કૃપા કરીને કુમારે તેની સાથે પોતાનું વેવિશાળ સ્વીકારવું અને તેમ કરીને તેને રાજી કરવી. "

અમાત્યના રાજ્ય તરફનાં આવાં વચન સાંભળીને મેં તેતલિ સામું જોયું. તેણે કહ્યું. " આપસાહેબે મહારાજા કનકચૂડની સર્વ આજ્ઞા દેવના હુકમ તરીકે ઉપાડી લેવી જોઇએ; માટે આવી પ્રેમપ્રાર્થના તેમણે આપશ્રીને કરી છે તેનો આપે અવશ્ય સ્વીકાર કરવો. "

મેં જવાબ આપ્યો " તું જે કહે છે તે મારે કબુલ છે. " એટલે મારો મોટો ઉપકાર માનીને વિમળ અમાત્ય ત્યાંથી વિદાય થયો. પછી તેતલિએ મને કહ્યું " હવે આપસાહેબ રતિમન્મથ નામના બગિચામાં પધારો. જો વધારે વખત જશે તો રાજકુંવરી કનકમંજરીનું મન ઉંચું થશે, તેમ ન થવું જોઇએ. " હું ( નંદિવર્ધન ) તેની વાતને સંમત થયો.

### રતિમન્મથ બગિચામાં સુંદરીની દશા.

ત્યારપછી તેને સાથે લઈને હું રતિમન્મથ નામના બગિચા તરફ જવા ચાલ્યો. ઇંદ્રના નંદનવનને પણ શોભામાં હસી કાઢે તેવો તે બગિચો મેં જોયો. ત્યાં કનકમંજરીના દર્શનની આશાથી હું ચંપકની હારોમાં, કેળના સમૂહમાં, [1]માધવી લતાના સમુદાયમાં, કેવડાના વિભાગોમાં, દ્રાક્ષના માંડવામાં, અશોકના વનોમાં, લવલીના[2]

આશામાં નિરાશા.

---

૧ માધવી લતા: મોગરાનો વેલો

૨ લવલી: એક જાતનું ઝાડ

ઉંડા ભાગોમાં, નાગરવેલનાં આરામગૃહોમાં, કમળનાં સરોવરોની પાળ ઉપર અને બીજી ઘણી સુંદર જગ્યોએ ફર્યો, વારંવાર તની તે જગ્યોએ ગયો, પરંતુ એ મૃગનયનાને મેં કોઇ પણ સ્થાને જોઈ નહિ. તે વખતે મારા મનમાં વિચાર આવ્યો કે-'જરૂર તેતલિએ મને છેતર્યો જણાય છે ! અમાત્ય વિમળ મારી પાસે આવીને કન્યાનું પાણિગ્રહણ કરવાનું કહી ગયો તે પણ તેતલિનો માયાપ્રપંચ હોવો જોઇએ. એવી અદ્ભુત નવયૌવનાના દર્શન કરવા જેટલું પણ નસીબ મારા જેવાને ક્યાંથી હોય !'

**શોકગ્રસ્ત સુંદરી.**

આવા આવા અસ્વસ્થ વિચારો હું કરતો હતો તેવામાં બગિચાના ઉંડા ભાગમાંથી ઝાંઝરનો મધુર અવાજ મારા સાંભળવામાં આવ્યો. એ વખતે હું તતલિની બાજુએથી ખસી જઇને જે ઉંડાણમાંથી તે અવાજ આવતો હતો ત્યાં ગયો તો દૂરથી વાંસના ઝાડની નીચે જાણે સ્વર્ગથી ભ્રષ્ટ થઇને આવી પહોંચેલી કોઇ દેવાંગના હોય, અથવા તો પોતાના ઘરમાંથી બહાર કાઢી મૂકેલી મહા રૂપવંત નાગકન્યા હોય, અથવા કામદેવના વિરહથી શોકમાં આવી પડેલી સાક્ષાત રતિ હોય તેવી શોકમાં પડેલી કનકમંજરીને મેં ઉભેલી જોઇ.

**સુંદરીના ઉદ્ગારો.**

દૂરથી જોતાં મને જણાયું કે તે ચપળ નજરે ચારે દિશાઓ તરફ જોઈ રહી છે પણ તેના જોવામાં કોઇ મનુષ્ય આવતું નથી. આખરે તે બોલતી સંભળાઇ, "અહો વનદેવતાઓ ! તમે સાક્ષી રહેજો. તેતલિએ મારી ધાવમાતા પાસે કબુલ કર્યું હતું કે મારા ઇષ્ટ હૃદયનાથને તુરત તે મારી પાસે લઇ આવશે, વળી આ રતિમન્મથ બગિચામાં મળવાનો સંકેત પણ તેણે જ કર્યો હતો. એ [1]ઘરડી બિલાડીએ ( કપિંજલાએ ) મને ઠગીને અહીં આણી છે. હવે અહીં તો તે માણસ ( મારા હૃદયનાથ ) મળતા નથી એટલે પોતે તેને શોધવા જવાનું બ્હાનું કાઢીને તે ડોકરી અહીંથી છટકી ગઇ છે. મને એકલીને અહીં મૂકીને ક્યાંક ચાલી ગઇ છે. તેનો પત્તો પણ લાગતો નથી. મોટી ઇન્દ્રજાળની રચના કરવામાં ચતુર એ કપિંજલાએ મને આજે આવી રીતે ઠગી

---

૧ 'હળવુ લોહી હવાલદારનુ ' એ કહેવત વિચારવા યોગ્ય છે. નંદિવર્ધને પણ રથકારનો વાંક કાઢ્યો હતો, કનકમંજરી તો ધાવમાતા ઉપર આકરા શબ્દોની પુષ્પવૃષ્ટિ પણ કરે છે, સાધનસંપન્ન અને આશ્રિતોનો આ સંબંધ દરરોજના અનુભવનો વિષય છે.

છે. અરેરે! હું એક તો મારા હૃદયનાથ પ્રેમમૂર્ત્તિના વિરહથી બળી ગયેલી છું અને વળી મારા સ્નેહી સંબંધીઓથી પણ વિખુટી પડી! આવી મંદભાગ્યવાળી સ્ત્રીએ જીવતર ધારણ કરવાનું શું પ્રયોજન છે? આપ વનદેવતાઓની કૃપાથી હું એટલું માગું છું કે આવતા ભવમાં પણ એ જ હૃદયનાથ મારા પતિ થાઓ!" આ પ્રમાણે બોલતી તે કનકમંજરી એક રાફડા ઉપર ચઢી અને તમાલ વૃક્ષની ડાળી સાથે દોરડું બાંધ્યું; અને તેની ઉપર પોતાની ડોકને બાંધીને લટકાવી. પછી જેવું પોતાનું શરીર લટકાવવા જાય છે ત્યાં તો 'અરે સુંદરિ! સાહસ ન કર, સાહસ ન કર' એમ બોલતો હું તેની પાસે પહોંચી ગયો અને ડાબા હાથથી તેની કેડનો ભાગ પકડીને તેના પડતા શરીરને મેં થોભાવી રાખ્યું અને જમણા હાથે છરીવડે પાસ તોડી નાંખ્યો.

કનકમંજરીને જીવિતદાન.

મારી વહાલીને પછી મેં પવન નાંખ્યો અને તેને જ્યારે જરા આશ્વાસન મળ્યું ત્યારે હું બોલ્યો 'અરે દેવિ! આવું અઘટિત શું આદરી બેઠાં છો? આ મનુષ્ય તમારે આધીન છે, માટે સર્વ પ્રકારના ક્લેશ દુઃખ કે વિષાદને છોડી દો.'

### આખરે દંપતી મેળાપ.
### યોગ્ય લજ્જા અને પ્રેમ.
### આશ્વાસન અને શાંતિ.

તે વખતે કનકમંજરીની આંખો કાંઇક મીંચાતી અને કાંઇક ચપળ મારા જોવામાં આવી. તે મારા સામું જોઇ રહી હતી અને તેનું સ્વરૂપ જોઇએ તો જાણે તે અનેક પ્રકારના રસોને[1] એક સાથે અનુભવતી હોય, અને જાણે મહારાજ કામદેવનાં ચિહ્નો વ્યક્ત કરતી હોય તેવું લાગતું હતું અને એકંદર તેનું સ્વરૂપ એવું અગાધ જણાતું હતું કે જાણે યોગીઓની વાણીવડે તેનું વર્ણન થવું અશક્ય હતું. પોતે તદ્દન એકલી હોવાથી કાંઇક તેને બીક લાગતી હતી અને તે જ પુરૂષ છે એવા વિચારથી તેને આનંદ થતો હતો. એ અહીં આવી જગ્યોએ પોતાની મેળે કેવી રીતે આવી પહોંચ્યા હશે તે બાબતની તેના મનમાં શંકા થયા કરતી હતી; એ ઘણા સ્વરૂપવાન છે એ વિચારથી તેના મનમાં જરા ગભરાટ થતો હતો; પોતેજ ચાલી ચલાવીને અહીં આવી પહોંચી હતી તે વિચારથી તેના મનમાં

---

૧ અનેક પ્રકારના રસોનો અહેવાલ આની પછીના વાક્યમાં જોઇ શકાશે કેટલા રસો મિશ્ર થાય છે તે ખાસ વિચારવા જેવું છે.

લજ્જા થતી હતી; પોતે અહીં એકાંતમાં આવી રહી છે તેના ખ્યાલથી ચારે દિશાઓમાં ચપળતાથી આંખો ફેરવતી હતી. પોતાને આ જ જંગલમાં મળવાનો સંકેત કર્યો હતો એ વિચારથી તેના મનમાં કાંઇક વિશ્વાસ પણ આવતો હતો; પોતે ફાંસો ખાઇને આપઘાત કરતી હતી તે એ જોઇ ગયા છે એ ખ્યાલથી તે મનમાં વિલખી પડી ગઇ હતી; તેના આખા શરીરપર થયેલા સુંદર પરસેવાના જળથી તે ન્હાઇ ગઇ હતી તેથી સમુદ્રનું મન્થન કરીને જાણે તુરતમાંજ બહાર કાઢેલી [1]લક્ષ્મી હોય તેવી તે દેખાતી હતી;[2] તેના શરીર ઉપર વારંવાર રોમાંચ ખડાં થતાં હતાં તેથી તે કદંબના પુષ્પસમૂહનું આચરણ કરતી હોય તેવી સુંદર દેખાતી હતી; પ્રથમ મેળાપના સ્વભાવિક ગભરાટને લીધે તેનાં સર્વ અવયવો એટલાં બધાં ધ્રૂજતાં હતાં કે જાણે પવનના જોરથી ઝાડની માંજર જેમ ડોલતી હોય તેમ તેનું આખું શરીર બીકથી થરથર કંપતું હતું અને તેની આંખો બંધ થઇ ગઇ હતી, તે જરા પણ હાલતી ચાલતી નહોતી તેથી જાણે તે આનંદના દરિયામાં ડૂબી ગઇ હોય એમ લાગતું હતું.

નદિવર્ધનનાં પ્રેમવચન.

આવી સ્થિતિમાં કનકમંજરી લજ્જાના જોરથી ન સમજાય તેવા અસ્પષ્ટ અક્ષરો બોલતી દેખાઇ 'અરે ! કઠોર હૃદયવાળા ! મને છોડ ! છોડ ! તારે મારૂં કશું પણ કામ નથી.' આ પ્રમાણે બોલીને મારા હાથમાંથી છટકી જવનો તેણે પ્રયત્ન કરવા માંડ્યો. તેનો એવો પ્રયત્ન જોઇને મેં તેને દુર્વા (ધરો) ઉગેલી હતી તેના ઉપર બેસાડી. હું તેની નજીકમાં બરાબર તેની સામે બેઠો અને પછી બોલવા લાગ્યો 'અરે સુંદરિ ! હવે શરમ છોડી દે, ક્રોધને શાન્ત કર, હું તો તારા હુકમને તાબે છું, તેના ઉપર તારે આટલો બધો ક્રોધ કરવો યોગ્ય નથી.' હું એવી રીતે બોલતો હતો તે વખતે તેને કાંઇક બોલવાનો વિચાર તો થયો, પણ ઘણો માનસિક પ્રયત્ન કરવા છતાં શરમને લઇને તે મારી સાથે કાંઇ બોલી શકી નહિ. માત્ર તેની ચમકતી દંતપંક્તિનાં કિરણોથી રંગાતાં ઓષ્ઠબિંબ અને સ્ફુરાયમાન થતા કપોલ એના હૃદયના આનંદનું સૂચવન કરતા હતા, પણ બહ્ય રીતે તો ડાબા હાથના અંગુઠાથી જમીનને ખણુતી કાંઇક નીચું મોઢું કરીને તે બેસી જ રહી. વળી મેં ભાષણ આગળ ચલાવ્યું:—

---

૧ દરીઆમાથી ચૌદ રત્નો દેવોએ દંતકથા પ્રમાણે કાઢ્યા તેમા પ્રથમ રત્ન લક્ષ્મી હતુ.

૨ દરીઆમાથી તુરતની કાઢેલી લક્ષ્મીના આખા શરીરપર જળ હોય તે સ્વાભાવિક છે.

" અરે સુંદરિ! તું તારા મનના સંકલ્પ વિકલ્પો હવે છોડી દે. વહાલી! મારા હૃદયથી, મારા જીવતરથી, મારા શરીરથી પણ તું મને ઘણી જ વહાલી છે. આ ત્રણ ભુવનમાં મારા હૃદયનો તારા સિવાય બીજો કોઇ આધાર નથી. અહો પદ્મલોચના! તેં તારા અંતરંગના પ્રેમ રૂપ મૂલ્ય આપીને આજથી મને વેચાતો લઇ લીધો છે તેથી આજથી હું તારા પગ ધોનારો તારો સાચો નોકર છું એમ સમજ. હું તને ખાત્રી આપું છું કે હું કઠોર હૃદયવાળો નથી, માત્ર આપણી બાબતમાં કોઇ કઠોર હોય તો તે વિધિ ( લેખ લખનાર અથવા નસીબ-કર્મ ) જ છે કે જે હે સુલોચના ! મને તારા મુખકમળના દર્શનમાં અન્તરાય નાખ્યા કરે છે. "

જ્યારે રાજકુંવરીએ મારાં આ વાકયો સાંભળ્યા ત્યારે પોતાના અંતઃકરણમાં અત્યંત પ્રસન્ન થવાથી તે જાણે કોઇ અતિ સુંદર મીષ્ટ રસના સમુદ્રમાં ડુબી ગઇ હોય એમ જણાવા લાગ્યું. એ કુંવરી જાણે તદ્દન બીજી જ હોય તેવી થઇ ગઇ. જાણે તેનાપર અમૃતનો વરસાદ વરસ્યો હોય, જાણે તેને કોઈએ સુખસાગરમાં ઝબોળી દીધી હોય, કે જાણે તેને મોટું રાજ્ય પ્રાપ્ત થયું હોય તેવો આનંદ તેના ચહેરાપર દેખાવા લાગ્યો.

મંજરીના પિતાનું આહ્વાન.
રંગમાં ભંગ અને ગમન.
મદનવચ્ચિારમાં માનેલી શાંતિ.

આવી રસાવગાઢતા ચાલતી હતી ત્યાં મને શોધવા નીકળી પડેલી કપિંજલા જૂદા જૂદા બગિચાના વિભાગમાં શોધીને અમે હતા તે વિભાગની નજીક આવી પહોંચી.

સારથિ અને કપિંજલા.

પહેલાં તેણે તેતલિ ( સારથિ ) ને જોયો એટલે તુરત જ બોલી ઉઠી " મિત્ર! ભલે પધાર્યા! પણ આપણા કુમાર ક્યાં છે ? " તેતલિએ જવાબમાં જણાવ્યું કે ' કુમાર (નંદિવર્ધન-હું પોતે) આ વૃક્ષલતાના ગહન ભાગમાં આવેલા બગિચામાં ગયા છે.' આવી વાતચીત થયા પછી તે બન્ને અમે જે જગ્યાએ હતા તે તરફ આવવા ચાલ્યા. અમારૂં જોડલું તેઓએ દૂરથી જોયું એટલે તેમને બહુજ આનંદ થયો. કપિંજલા બોલી " અહો ! જે દેવે આવું સુંદર યોગ્ય અનુરૂપ જોડલું મેળવી આપ્યું તેને નમસ્કાર હો ! " તેતલિ બોલ્યો " અરે કપિંજલા ! કામદેવ

(મન્મથ અને રતિ એ બન્નેના જેવો આ બન્નેનો (નદિવચન અને કનકમંજરીનો) અહીં આ બગિચામાં આજે યોગ થયો તેથી આ ઉદ્યાનનું રતિમન્મથ નામ છે તે આજે બરાબર સાચા અર્થવાળું થયું. અત્યાર સુધી એનું નામ હતું તે તો નકામું હતું, અર્થ વગરનું હતું, જાઠું હતું.” આ પ્રમાણે વાત કરતાં કરતાં કપિંજલા અને તેતલિ અમે હતા તે બગિચાના વિભાગની નજીક આવી પહોંચ્યા.

એમને જોઈને કનકમંજરી એકદમ ઉભી થઇ ગઇ એટલે કપિંજલાએ કહ્યું ‘ દીકરી ! બહેન ! બેસી જા ! ગભરાવાનું કાંઇ પણ કારણ નથી. ’ પછી અમે ચારે સ્નેહથી ભરપૂર અને હાસ્યયુક્ત વિશ્વાસની વાતો કરતાં દુર્વાના ઘાસ ઉપર થોડી વાર બેઠા.

કંચુકી યોગન્ધર.

એ પ્રમાણે અમારી આનંદની વાતો ચાલતી હતી તેવામાં યોગન્ધર નામનો કન્યાના અંતઃપુરનો નોકર (કંચુકી) ત્યાં આવી પહોંચ્યો. તેણે મને પ્રણામ કરીને કનકમંજરીને એકદમ બોલાવી. એટલે કપિંજલાએ કંચુકીને પૂછ્યું ‘ ભાઇ યોગન્ધર ! આવી રીતે એકદમ કુંવરીને બોલાવવાનું શું કારણ છે ? ’ જવાબમાં કંચુકીએ કહ્યું “ મહારાજાસાહેબે ( કનકચૂડે ) સાંભળ્યું કે બહેનને શરીરે રાત્રે સારૂં નહોતું, તેથી પ્રભાતમાં જ કુંવરીને જોવા માટે તેઓશ્રી પધાર્યા હતા. કુંવરીના મંદિરમાં જોતાં ત્યાં કુંવરીસાહેબ તેઓશ્રીને મળ્યાં નહિ, તેથી મહારાજાસાહેબ વ્યાકુળ થયા અને મને બોલાવીને હુકમ કર્યો કે ‘ અરે કંચુકી ! તું જા અને કુંવરી જ્યાં હોય ત્યાંથી તેનો પત્તો મેળવીને તેને મારી પાસે લઈ આવ.” આટલા માટે હું કુંવરીસાહેબને બોલાવવા આવ્યો છું.” પિતાનું વચન કદિ પણ ઉલ્લંઘી શકાય નહિ તેમ કનકમંજરી માનતી હોવાથી મારા તરફ વારંવાર વાંકી નજરે જોતી અને આળસ મરડતી વગરમને કપિંજલાની સાથે ત્યાંથી નીકળી અને મારી નજરથી દૂર થઇ.

સ્નેહ સ્મરણો.

કનકમંજરી ત્યાંથી વિદાય થયા પછી તેતલિએ મને કહ્યું “પ્રભુ ! અહીં હવે વધારે વખત રહેવાની જરૂર નથી.” ત્યારપછી કનકમંજરીનો બનાવટી કોપવાળો ચહેરો, “ અરે કઠોર હૃદયવાળા ! મને છોડ છોડ ! ” એવાં તેનાં વચનો, વિલાસ કરતા દાંતોનાં કિરણથી રંગાયલા તેના હોઠો, અંતરંગમાં રહેલ હર્ષને બતાવતું નિર્મળ કપોળનું સ્ફુરાયમાનપણું; અંતરંગના પ્રેમને સૂચવનારૂં લજ્જાપૂર્વક પગના અંગુઠાથી તેનું જમીનનું ખણવું, આડુંઅવળું જોવાના બહાને અંતઃકરણની ઉંડી અભિ-

લાષાને બતાવનાર તેનું મારી સામું જોવું, અને એવી એવી બીજી મદનમંજરી સંબંધી બનેલી અનેક વાતો જો કે મદનના તીવ્ર દાહને વધારનાર હતી તો પણ મોહને લઇને હું તેને દાહને શમાવનાર અમૃત જેવી માનતો હોઇને તેને મનમાં વારંવાર યાદ કરતો મારા મંદિરે પહોંચ્યો. દિવસને યોગ્ય મેં સર્વ કામ ત્યાર પછી પતાવી દીધું.

### લગ્ન.

રાજાનો સંદેશો અને તેજ દિવસે લગ્ન.

બરાબર મધ્યાન્હે દાસી કદલિકા મારી પાસે મારે મંદિરે આવી અને મને કહેવા લાગી "પ્રભુ! મહારાજા સાહેબ કનકચૂડે મારી સાથે કહેવરાવ્યું છે કે 'મેં આજે જોશીને બોલાવી લગ્નનો દિવસ પૂછ્યો તો જણાય છે કે આજ સાંજે લગ્ન બહુ સારૂં આવે છે." આવાં કદલિકાનાં વચન સાંભળીને હું રતિસમુદ્રમાં ડુબી ગયો અને આવા વધામણીના સમાચાર લાવવા માટે મેં કદલિકાને મોટું ઈનામ આપ્યું. થોડો વખત થયો ત્યાં તો હાથમાં સોનાના કળશો લઇને સ્ત્રીઓ આવી પહોંચી અને તેમણે મને સ્નાન કરાવ્યું. પછી મંગળ માટે મારે હાથે હસ્તસૂત્ર[1] બાંધ્યું. ત્યારપછી મોટાં મોટાં દાન આપવામાં આવ્યાં, બંદીખાનામાંથી કેદીઓને છોડી દેવામાં આવ્યાં, નગરદેવતાનું પૂજન કરવામાં આવ્યું, વડીલ પુરૂષોનું યોગ્ય સન્માન કરવામાં આવ્યું. બજારમાં ખાસ શોભા કરવામાં આવી, મોટા રસ્તાઓ વાળી ઝુડીને સાફ કરવામાં આવ્યા, સ્નેહીજનોને પૂરતો સંતોષ આપવામાં આવ્યો. વળી તે પ્રસંગે રાજમાતાઓ ગીતો ગાવા લાગી, અંતઃપુરની દાસીઓ નાચવા લાગી, રાજ્યવલ્લભ પુરૂષો વિલાસ કરવા લાગ્યા. આવા વાતાવરણમાં તે વખતે અત્યંત આનંદ સાથે મહા આડંબર પૂર્વક હું રાજ્યભુવનમાં દાખલ થયો. પોંખણાના અવસરે મુસલતાડના[2] (સાંબેલું મારવું-અથડાવવું) વિગેરે જે જે આચારો થતા હતા તે તે સર્વ કરવામાં આવ્યા.

ત્યારપછી મને લગ્નમંડપમાં ખાસ રચેલા માતૃગૃહ (માયરા)

---

૧ હાલ મીંઢોળ બાંધવામા આવે છે, તેને **મંગળસૂત્ર** કહેવામાં આવે છે.

૨ **મુસલતાડના:** વર તથા કન્યાના કુટુંબના રિવાજ પ્રમાણે આવા અનેક આચારો કરવા પ્રચલિત છે. વરને માતૃગૃહમાં પ્રવેશ કરાવવા અગાઉ પોંખણાને અવસરે વરની સાસુ તેની સામે સાંબેલુ ત્રાક વિગેરે ધરે છે. મુસલતાડનામાં કન્યા (સાંબેલું) મારવાનો દેખાવ કરે છે, એવીજ રીતે કોરડા મારવાનો રિવાજ પણ અન્યત્ર સાંભળ્યો છે.

કનકમંજરીનો હસ્તમેળાપ.

માં દાખલ કરવામાં આવ્યો. ત્યાં મહામોહથી જેનાં વિવેકચક્ષુઓ ઢંકાઇ ગયાં છે એવા મેં અતિ આનંદપૂર્વક કનકમંજરીને જોઇ. તેના અતિશય રૂપને લીધે તે દેવાંગનાને[૧] પણ આંખી પાડી દેતી હતી, ઇન્દ્રિયજન્ય વિલાસોની બાબતમાં મદનપ્રિયા રતિથી પણ વધી જાય તેવી દેખાતી હતી, તેના કેશના ગુચ્છો, લાંબા જણાતા હતા, નવીન રક્તપલ્લવ જેવા તેના હોઠ હતા, તેના સુઘટ્ટ ગોળ મટોળ સ્તનો ચક્રવાક ચક્રવાકીના જોડલાનો ભ્રમ ઉત્પન્ન કરતા હતા, તેના નાકની ડાંડી બરાબર ઘાટસર માપવાળી અને યોગ્ય આકારમાં આવી રહેલી જણાતી હતી, રાતા અશોકની નવીન ફુટેલી ડાંડી જેવા આકારવાળા તેના હાથો અત્યંત દીપતા હતા, તેની આંખો રાતા કમળનાં પાંદડાં જેવી સુંદર દેખાતી હતી, હાથીની સુંઢના આકારને ધારણ કરનારી તેની જાંઘો અત્યંત મનોહર લાગતી હતી, તેના નિતંબો અત્યંત વિસ્તારવાળા દેખાતા હતા, તેની કેડના ભાગમાં પેટ ઉપર ત્રિવલી પડતી હતી, તેના અંબોડાનાં બાલ તદ્દન કાળા, ચીકાશદાર અને ગુચ્છાદાર હતા, તેના બન્ને પગો જાણે જમીનપર ઉગેલ કમળનું જોડલું હોય તેવા શોભતા હતા. આવું તેનું રૂપ જોઇને મારાં વિવેકનેત્રો બંધ થઇ ગયાં; તેને લીધે મને એમ લાગ્યું કે જાણે તે કામદેવના રસની તળાવડી છે, જાણે સુખની મોટી રાશિ છે, જાણે રતિનો નિધાન (ભંડાર) છે, અને રૂપ અને આનંદરત્નોની ખાણ છે. આવી મુનિઓનાં મનને પણ પોતાની તરફ આકર્ષી શકે તેવી સુંદર અવસ્થાનો અનુભવ કરાવતી કનકમંજરી મારા જોવામાં આવી. પછી અત્યંત આનંદપૂર્વક મુખ્ય જ્યોતિષી ( જોશી ) ના કહેવા પ્રમાણે અમારો હસ્તમેળાપ કરવામાં આવ્યો, ચક્રો (મંગળફેરા) ફેરવવામાં આવ્યા, વિધિ પ્રમાણે આચારો કરવામાં આવ્યા, લોકોના ઉપચાર-ઉજાણી વિગેરે કરવામાં આવ્યા. એમ અત્યંત આડંબરપૂર્વક અમારો લગ્નનો યજ્ઞ પૂર્ણ થયો. પછી ખાસ વાસભુવન કે જે શોભામાં દેવભુવનને પણ હસી કાઢે તેવું હતું અને જ્યાં કનકમંજરી રહેતી હતી ત્યાં પ્રેમરૂપ અમૃતસમુદ્રમાં ડુબકી મારતો હું દાખલ થયો. અમારો અરસપરસનો પ્રેમ વધતો ગયો અને તેવી રીતે અમે કેટલાક દિવસો એ વાસભુવનમાં અત્યંત આનંદમાં પસાર કર્યા.

---

૧ મૂળપાઠ अमरवधू છે તેનો આ અર્થ છે પ્રો. જેકોબી चामरवधू લખે છે તેનો અર્થ ચામર ઉપાડનાર સ્ત્રીઓ થાય છે ચામર વીંજનાર સ્ત્રીઓ હમેશાં ઘણી સુન્દર હોયછે. વેશ્યા જાતિમાંથી સુન્દર સ્ત્રીઓને તે કામ માટે પગાર દઇને રાખવામાં આવે છે.



# પ્રકરણ ૨૫ મું

## હિંસાની અસર તળે.



આમારી સાથે લડનાર વિભાકર[1]ને લડાઇમાં ઘા વાગ્યા હતા તે હવે રૂઝાઇ ગયા હતા, તેનું શરીર પણ સુધરી ગયું હતું, તેને મારા ઉપર સારો સ્નેહ બંધાઇ ગયો હતો અને મારામાં વિશ્વાસ પણ ઉત્પન્ન થયો હતો. તેને થોડા દિવસ રાખીને ઘણા માનપૂર્વક તેના પરિવાર સાથે તેના દેશ તરફ મહારાજા કનકચૂડે વિદાય કર્યો. બીજા વીરસેન[2] વિગેરે અંબરીષ જાતિના ચોરો હતા. તેઓ તેઓના નાયક પ્રવરસેનના મરવાથી મારા દાસ થઇને મારી સાથે રહ્યા હતા. તેઓને પણ યોગ્ય સન્માન આપીને તેઓનાં સ્થાન તરફ વિદાય કરી દીધા. હવે મારા મનમાં કોઇ પણ પ્રકારની ચિંતા રહી નહોતી, મને કોઇ તરફથી સંતાપ થાય એવો ભય પણ ન હતો-એવા સર્વથા અનુકૂળ સંયોગોમાં મારી પ્રેમાળ ભાર્યાઓ–રત્નવતી અને કનકમંજરીની સાથે આનંદસમુદ્રમાં કલ્લોલ કરતો કનકચૂડ રાજાના કુશાવર્તપુર નગરમાં હું કેટલોક વખત રહ્યો.

શત્રુઓને યોગ્ય માન.

નંદિવર્ધનની ખોટી સમજણ.
હિંસાદેવીના ખોટાં માનપાન.
પુણ્યોદયનું તદ્દન વિસ્મરણ.

આવી રીતે મને સર્વ પ્રકારે આનંદ થતો હતો તેનું ખરેખરૂં કારણ તો મારો મિત્ર પુણ્યોદય જ હતો; પરંતુ મહામોહને લઇને મારૂં મન તદ્દન અંધકારમય દશામાં આથડતું હોવાને લીધે મને તો હમેશાં એમજ લાગતું હતું કે અહો ! હિંસા ભાર્યા અને મિત્ર વૈશ્વાનરનો પ્રભાવ તો જુઓ ! એ બન્નેના પ્રભાવથી આવી કનકમંજરી જેવી

---

૧ જુઓ આ પ્રસ્તાવનું પ્રકરણ ૨૩ મું.

૨ **પ્રવરસેન**ને લડાઈમાં નંદિવર્ધને માર્યો હતો. જુઓ, આ પ્રસ્તાવનું પ્રકરણ ૨૨ મું. ત્યારપછી અંબરીષ ચોરોનો નાયક **વીરસેન** થયો હશે એમ જણાય છે.

સુંદર ભાર્યા જે ખરેખર ઉપમા ન આપી શકાય તેવા આનંદરૂપ અમૃત રસના કૂપ જેવી છે તેની પ્રાપ્તિ થઇ. મહારાજા કનકચૂડે મણિમંજરીને પોતે જ કહ્યું હતું કે દ્રુમ અને સમરસેન બન્ને ઘણા બળવાન્ યોદ્ધાઓ હતા છતાં તેઓને રમતમાત્રમાં કુમાર નંદિવર્ધને ( મેં ) પાડી દીધા, તેટલા માટે તેની સાથે કુંવરી કનકમંજરીનાં લગ્ન કરવાં જોઇએ. આ વાત મણિમંજરીએ કપિંજલાને કહી હતી, કપિંજલાએ સારથિને કહી હતી અને સારથિએ મને કહી હતી.[1] હવે એ દ્રુમ અને સમરસેન જેવા મહારથીઓને મેં હિંસાદેવી અને વૈશ્વાનર મિત્રના પ્રભાવથીજ મારી હઠાવ્યા એમાં જરા પણ શક નથી. તેટલા માટે મને આ કનકમંજરી અપાવનાર ખરેખરા તો એ હિંસા અને વૈશ્વાનર જ છે. તેઓનો મારા ઉપર મોટો ઉપકાર છે. આવા આવા વિચાર કરતાં મારા મનમાં હિંસા અને વૈશ્વાનર ઉપર સ્નેહ વધારે વધારે વધતો ગયો.

પ્રથમ વૈશ્વાનરે શરૂઆત કરી.

વૈશ્વાનર મિત્રપર અત્યંત પ્રેમ હોવાને લીધે તે મને નિરંતર ક્રૂરચિત્ત નામનાં વડાં ખાવા માટે આપતો હતો અને હું તે દરરોજ ખાતો હતો. તેને લઇને મારામાં ચંડપણાનો-કઠોરતાનો ભાવ આવવા લાગ્યો, અસહિષ્ણુતા દેખાવા લાગી, ઉગ્ર ભયંકરતા જણાવા લાગી, અને ક્રૂરતા તો મને હાડોહાડ વ્યાપી ગઇ. ટુંકામાં કહું તો મારૂં પોતાનું સ્વરૂપ[2] તે વખતે લય પામી ગયું અને હું ખરેખરો વૈશ્વાનરરૂપ થઇ ગયો. વાત આગળ જતાં તો એટલી વધી ગઇ કે પછી મારે પેલાં વડાં ખાવાની પણ જરૂર રહી નહિ. હું તો સર્વદા ક્રોધથી ધમધમતો રહી જો કોઇ મારી સાથે હિતની વાતો કરે તો તેને પણ ઉધડો લઈ લઉં, અને મારા નોકર ચાકરોને પણ વાંક વગર મારવા મંડી જાઉં. વૈશ્વાનરે મારી આવી સ્થિતિ કરી મૂકી.

## શિકારનું વ્યસન.

પછી હિંસાદેવીનો પ્રભાવ.

અનુક્રમે હિંસાદેવીએ પોતાનો વધારે પ્રભાવ દેખાડવા માંડ્યો. મને વારંવાર ભેટી ભેટીને તેણે મને શિકારનો શોખ લગાડ્યો. એને પરિણામે દરરોજ અનેક જીવોનો હું વધ કરવા લાગ્યો. મને શિકારનું વ્યસન[3] પડ્યું છે એ વાતની ભાઇ કનકશેખરને ખબર પડી

---

૧ જુઓ પૃ. ૫૩૯-૫૪૦.

૨ અસલ સ્વરૂપે જીવ જ્ઞાન દર્શન ચારિત્રાદિ ગુણ રૂપ છે

૩ વ્યસન; ખોટી ટેવ

એટલે તેને વિચાર થયો કે "અહો ! આ નંદિવર્ધનનું વર્તન તો ભારે ગોટાળા ભરેલું જણાય છે ! એમ કેમ થયું હશે ? એ નંદિવર્ધન સ્વરૂપે સુંદર છે, ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલો છે, મહા શૂરવીર છે, ભણેલો ગણેલો છે, મહારથી છે, છતાં તે પ્રાણીઓના આનંદમાં જરા પણ વધારો કરતો નથી; કારણ કે હિંસાદેવીએ એની સાથે આલિંગન કર્યું છે અને વૈશ્વાનરના પ્રેમમાં એ વધ્યા છે, તેથી બીજા પ્રાણીઓને નિરંતર હેરાન કર્યા કરે છે અને ધર્મથી તો દૂરને દૂર જતો જાય છે; પરંતુ મારો એ બંધુ છે તેથી મારે તેની ઉપેક્ષા કરવી ઉચિત નથી. તેના હિતનું વચન તેને કહું અને તે પ્રમાણે જો તે વર્ત્તન કરે તો તેનું બહુ સારૂં થાય; પણ વખત છે ને એકલા કહેવાથી એ મારી શિખામણ માન્ય ન કરે, માટે મારે એને જે કાંઇ કહેવું તે પિતાશ્રીની સમક્ષ જ કહેવું, જેથી તે કાંઇ નહિ તો પિતાશ્રીની લજ્જા ખાતર પણ સીધે રસ્તે આવી જશે. માટે પિતાશ્રીની સમક્ષ તેને એવી રીતે કહું કે જેને પરિણામે તે હિંસા અને વૈશ્વાનરનો ત્યાગ કરી ગુણનો આદર કરે."

કનકશેખરના યોગ્ય વિચારો.

### રાજસભામાં નંદિવર્ધન.
### ક્રોધથી છરી ખેંચી કાઢવી;
### અવગણના અને તિરસ્કાર.

કનકશેખરે ત્યારપછી પોતાના પિતા મહારાજા કનકચૂડને એ વાત જણાવી દીધી. ત્યાર પછી એક દિવસ હું રાજસભામાં ગયો. ત્યાં મહારાજાને નમસ્કાર કરી તેમની પાસે બેઠો. કનકચૂડ રાજાએ વખત જોઇને મારાં વખાણ કર્યાં. તે વખતે કનકશેખર બોલ્યો " પિતાજી ! આપ કહો છો તેમ સર્વ રીતે [1]સ્વરૂપથી તો આ નંદિવર્ધન ભાઇ વખાણને યોગ્ય છે; માત્ર તેના સુંદર રૂપમાં મને તો એક જ વાતનો વાંધો લાગે છે અને તે એ છે કે તે સજ્જન પુરૂષો જેની નિંદા કરે તેવાઓની કુસોબત કરે છે." મહારાજા કનકચૂડે પૂછ્યું " વળી એવી તે કોની કુસોબત તેને લાગેલી છે ? " તેના જવાબમાં કનકશેખરે કહ્યું " તાત ! સ્વરૂપથી એકંદરે સર્વ પ્રકારના ઉપતાપને ઉત્પન્ન કરનાર અનેક અનર્થોનો હેતુભૂત એક વૈશ્વાનર નામનો તેને નાનપણનો મિત્ર છે. વળી જેનું નામ સાંભળવા માત્રથી પણ આખી દુનિયાને મોટો ત્રાસ ઉત્પન્ન કરનાર અને મોટું પાપ

કનકશેખરની સચ્ચી શિખામણ.

---

૧ શ્લેષ છે. **સ્વરૂપ**-તેનુ પોતાનુ આત્મિક રૂપ અને વાસ્તવિક બાહ્ય રૂપ.

બંધાવનાર હિંસા નામની તેને અંતરંગ પત્ની છે. આ બન્નેની સાથે સંબંધ કરવાથી એનામાં સઘળા ગુણોની શોભા હોય તો પણ કાસકુસુમ (શેરડીના ફુલ)ના[1] ઉજવળતાની પેઠે સર્વ નિષ્ફળ છે." કનકચૂડ મહારાજા બોલ્યા "જો એમ હોય તો તે એ બન્ને પાપીઓનો ત્યાગ કરવો એ જ સારૂં છે તેવા સાથે સંબધ રાખવામાં લાભ નથી, કારણ કે જે માણસ પોતાનું હિત ઇચ્છતો હોય તેણે એવો મિત્ર કરવો જોઇએ કે જે આ ભવમાં અને પરભવમાં હિત કરે અને બન્ને લોકને સુધારે તેમજ ઉભય લોકનો વિનાશ ન કરે વળી સ્વહિતેચ્છુ માણસે એવી જ સ્ત્રી સાથે લગ્ન કરવું જોઇએ કે જે લોકોને આનંદ આપે અને ધર્મસાધન કરવામાં વધારે કારણભૂત બને; પરંતુ જે સ્ત્રીની ચેષ્ટા મૂળથી ખરાબ હોય તેની સાથે કદિ સંબંધ કરવો ન જોઇએ."

હું તો હમેશાં ક્રોધાગ્નિથી ધમધમેલો રહેતો હતો, તે અગ્નિમાં મહારાજ કનકચૂડ અને કુમાર કનકશેખરના વચનથી ઘી હોમાણું, એટલે મારો ક્રોધાગ્નિ વધારે સળગી ઉઠયો. તેના જોસથી મેં મારૂં માથું હલાવ્યું, જમીનપર હાથ પછાડયા, પ્રલયકાળ વખતે થાય તેવો મોટો હુંકાર કર્યો અને ભયંકર રીતે ચકળવકળ થતી નજરે રાજા અને રાજકુંવર તરફ જોયા પછી રાજા કનકચૂડને ઉદ્દેશીને મોટેથી કહ્યું "અરે મૃતક[2]! મારા જીવતર જેવા વૈશ્વાનર અને હિંસાને તું પાપી કહેનાર કોણ થાય છે? તને આટલું પણ ભાન નથી કે કોની કૃપાથી આ રાજ તને પાછું મળ્યું છે? જો આ મારો મિત્ર વૈશ્વાનર ન હોત તો તારો બાપ પણ મહા સમર્થ બળવાન સમરસેનને અને દ્રુમને મારી નાખવાને કદિ પણ શક્તિવાન થાત ખરો? અરે! તેઓમાંથી એકને પણ મારી હઠાવે તેવો તારી પાસે કોણ છે? તે તો તું મને બતાવ." પછી કુમાર કનકશેખરને ઉદ્દેશીને મેં કહ્યું "અરે નીચ ચંડાળ! શું તું મારાથી પણ મોટો પંડિત થઇ ગયો છે કે અત્યારે મને શિખામણ દેવાને નીકળી આવ્યો છે?"

*શીખામણ આપનારપર ઉગ્ર ક્રોધ.*

આ બનાવ નજરે જોઇને અને મારાં વચન સાંભળીને રાજા કનકચૂડને તો મોટું આશ્ચર્ય થઇ આવ્યું અને કુમાર કનકશેખરે કાંઇક પોતાનું મોઢું મલકાવ્યું. તેઓના મુખપર આવો રંગ

---

૧ કાસકુસુમઃ શેરડીનાં ફુલ ધોળા હોય છે પણ કાંઇ પણ ઉપયોગમાં આવતા નથી, તદ્દન નકામા હોયછે. ૨ મૃતકઃ મડદું, બાયલાને ઉદ્દેશીને કહેવાતો શબ્દ.

જોઇને મેં મારા મનમાં વિચાર કર્યો કે—અહો ! આ તો મને ગણતા પણ નથી ! તે જ વખતે મેં ચમકતી છરી ખેંચી કાઢી અને મોટેથી કહ્યું " અરે ઘરમાં બેસીને વાતો કરનારા બાયલાઓ ! તમે જુઓ ! જરાક વારમાં મારો અને મારા મિત્ર વૈશ્વાનરનો કેવો ચમત્કાર છે તેની વાનકી તમને હમણાજ બતાવું છું. તમારા હાથમાં તમારે જોઇએ તે હથિયાર લઇ તૈયાર થાઓ. "

કનકશેખર પર ધસારો.

તે વખતે હાથમાં ઉઘાડી છરી અને મોટેથી બોલવાને લીધે ફાટી જતી જીભવાળો સાક્ષાત્ યમરાજ સમાન મને જોઇને રાજસભાના સભ્યો તો સર્વ દૂર થઇ ગયા—આઘાપાછા થઇ ગયા. મહારાજા કનકચૂડ અને કુમાર કનકશેખર તો પોતાના સ્થાનથી જરા પણ હાલ્યા ચાલ્યા નહિ. તે વખતે પુણ્યોદય હજુ મારી સાથે હોવાને લીધે અને મહારાજા કનકચૂડ તથા કુમાર કનકશેખરનો પ્રતાપ ઘણો હોવાને લીધે તેમજ ભવિતવ્યતાનો યોગ પણ તેવા પ્રકારનો હોવાને લીધે કોઇના ઉપર ઘા કર્યા વગર હું રાજસભાસ્થાનમાંથી બહાર નીકળી ગયો અને મારે મંદિરે આવ્યો. ત્યારપછી મહારાજા કનકચૂડે અને તેના કુમારે મારા વિષે અવગણના કરી દીધી અને હું પણ તે બન્નેને મારા દુશ્મન જેવા લેખવવા લાગ્યો. અમારા વચ્ચે જે સાધારણ લોકવ્યવહાર હોવો જોઇએ તે પણ ત્રુટી ગયો.

કનકચૂડ કનકશેખર સાથે શત્રુતા.



# પ્રકરણ ૨૬ મું.

## પુણ્યોદયથી વંગાધિપતિપર વિજય.



નકચૂડ મહારાજા અને કનકશેખર સાથે મારે લગભગ અબોલા થયા, કોઇ પણ પ્રકારનો વ્યવહાર રહ્યો નહિ અને હું તે નગર છોડી જવાનો વિચાર કરતો હતો તે દરમ્યાન તુરતમાંજ મારા પિતાના નગર જયસ્થળથી દારૂણક નામનો દૂત આવ્યો. મેં તેને બરાબર ઓળખ્યા પછી તેણે મને વાત કહેવા માંડી. અમારી વચ્ચે નીચે પ્રમાણે વાતચીત થઇ.

જયસ્થળના સમાચાર.

દૂત—"કુમારશ્રી ! મને પ્રધાનોએ આપશ્રીની પાસે મોકલ્યો છે."

મારા મનમાં તે વખતે શંકા થઇ કે અરે! આ દૂતને પિતાશ્રીએ ન મોકલ્યો અને પ્રધાનોએ મારી પાસે મોકલ્યો તેનું શું કારણ હશે? આવી શંકા મારા મનમાં થવાથી મેં તેને પૂછ્યું— “અરે દારૂણુક! પિતાજી તો ક્ષેમકુશળ છે ને?”

દૂત—“ હાજી. પિતાજી તો કુશળ છે. વાત એમ છે કે [1]વંગ દેશનો યવન નામનો રાજા છે જે આપના ધ્યાનમાં હશે. તેણે આવીને પોતાના મોટા બળથી આપણા નગરની ચારે તરફ મોટો ઘેરો ઘાલ્યો છે, આપણા ગઢની બહારનો આપણો આખો પ્રદેશ તેણે જીતી લીધો છે, આપણાં અનેક સ્થાનકો સર કર્યાં છે અને આપણે ઘાસ અને ખોરાકનો જ્યાં સંગ્રહ કર્યો હતો તે સ્થાનો પણ તેણે તોડી નાખ્યાં છે. એ યવનરાજને હઠાવવાનો ઉપાય કોઇ પણ હાથમાં રહ્યો નહિ તેથી તમારા પિતાજી (પદ્મરાજા) ક્ષીરસમુદ્રના જેવા ગંભીર હૃદયવાળા હોવા છતાં પણ થોડા ઘણા વિહ્વળ થઇ ગયા, મંત્રીઓ બધા વિષાદ પામી ગયા, પ્રધાનોનાં મન ઉંચાં થઇ ગયાં, નગરલોકો સર્વ ત્રાસ પામી ગયા; અરે સાહેબ! કેટલી વાત કહું? હવે શું થશે એ વિચારમાં આખું નગર દૈવને શરણે પડી ગયું. બધા લોકો ‘નશીબ જે કરે તે જોવાશે’ એવો વિચાર કરવા લાગ્યા. તે વખતે મંત્રીઓ અને પ્રધાનોએ[2] મળીને ઘણો વિચાર કર્યા પછી નિશ્ચય કર્યો કે ‘આ યવનરાજ જેવા મોટા શત્રુને તો કુમાર નંદિવર્ધન જ ઉખેડીને ફેંકી દઇ શકે, બીજા કોઇનામાં એવા પ્રકારની શક્તિ જોવામાં આવતી નથી.’ મંત્રીઓમાં પછી નીચે પ્રમાણે સલાહ[3] થઇ:—

મતિધન—‘હાલ જે વિચાર (નિર્ણય) ઉપર આપણે આવ્યા છીએ તે મહારાજા પદ્મરાજાને જણાવવો.’

બુદ્ધિવિશાળ—‘નહિ! નહિ! આ વાત મહારાજાને તો જણાવવી જ નહિ.’

મતિધન—‘કેમ! એમ કરવામાં શો વાંધો છે?’

બુદ્ધિવિશાળ—‘પદ્મરાજાને પોતાના પુત્ર ઉપર ઘણો પ્રેમ છે તેથી આવા સંકટના વખતમાં પોતાનો પુત્ર અહીં આવે તે વાત રાગને લીધે કદાચ તેમને (મહારાજાને) પસંદ

---

૧ પૂર્વ બંગાળાનો પ્રદેશ.

૨ પદ્મરાજાના ચાર કાઉન્સીલરો હતા. તેઓના નામ અનુક્રમે મતિધન, બુદ્ધિવિશાળ, પ્રજ્ઞાકર અને સર્વરોચક હતાં.

3 Pourparler.

નહિ આવે, તેટલા માટે આ હકીકત મહારાજાને ન જણાવવી એ વધારે સારૂં છે.'

પ્રજ્ઞાકર—'અરે મતિધન ! આ બુદ્ધિવિશાળે જે વાત કરી છે તે બહુ વિચારવા યોગ્ય છે અને તે વાત મને તો ખરેખરી જણાય છે. એ બાબતમાં ઘણા વિકલ્પો કરવામાં શું ફળ છે? મારા વિચાર પ્રમાણે તો મહારાજાને કાંઈ પણ ખબર આપ્યા વગર ખાનગી રીતેજ દૂતને કુમારની પાસે મોકલી આપવો અને તેને સર્વ સમાચાર જણાવી તેઓશ્રીને અહીં જલ્દી તેડાવી મંગાવવા, જેથી સર્વત્ર એકદમ શાંતિ ફેલાઇ જાય.'

મતિધન—'ભલે એમ કરવું.'

મહારાજ નંદિવર્ધન ! આ પ્રમાણે પ્રધાનવર્ગમાં વાતચીત થયા પછી સર્વરોચક પ્રધાને મને આપની પાસે મોકલ્યો છે."

**નંદિવર્ધનનું જયસ્થળ તરફ પ્રયાણ.**
**વૈશ્વાનરની સતત બળવાન્ અસર.**
**વડાંના પ્રયોગની જરૂર ન રહી.**

દૂતની આટલી વાત સાંભળી એટલે મારા શરીરમાં રહેલ વૈશ્વાનર મિત્ર જાગૃત થઇ ગયો. વળી પોતાને ઘણી સારી તક મળશે એ વિચારથી મારી હિંસાદેવી પણ ખૂબ હસી. મેં મોટેથી કહ્યું "અરે લશ્કરને ઉપડવાની ભેરી વગાડો ! કુચ કરવા માટે રણશીંગડું ફુંકો! [1]ચારે પ્રકારની મારી સેનાને તૈયાર કરો!" મારી આવી ઇચ્છા જાણીને મારા અધિકારીઓએ એકદમ સર્વ તૈયારી કરી દીધી. મારા તમામ લશ્કરને તૈયાર કરીને હું તેની સાથે ચાલી નીકળ્યો. મેં ક્રોધને વશ થઇને મહારાજા કનકચૂડને કે કુમાર કનકશેખરને એક શબ્દ પણ કહેવરાવ્યો નહિ. માત્ર કનકમંજરી ઉપર પ્રેમ હોવાને લીધે મણિમંજરી અમારી સાથે આવવા તૈયાર થઇ. અમે તો દરમંજલે કુચમુકામ કરતાં ઘણા જલ્દી જયસ્થળનગરની સમીપ બહુ થોડા દિવસોમાં આવી પહોંચ્યા.

ત્યાર પછી મેં વૈશ્વાનર મિત્રને કહ્યું "મિત્ર ! મારામાં હવે તો આખો વખત તેજ[2] રહ્યા જ કરે છે. તેથી વડાંનો પ્રયોગ કરવાની તો

૧ ચાર પ્રકાની સેનાને ચતુરંગ સેના કહે છે. તેમાં હાથી, રથ, હયદળ (Cavalry) અને પાયદળ (Infantry)નો સમાવેશ થાય છે.

૨ તેજ: ક્રોધ-રોષ.

મને કાંઇ જરૂર પણ પડતી નથી, અગાઉ તેજ લાવવા માટે વડું લેવું પડતું હતું. આટલો બધો ફેરફાર થઇ જવાનું શું કારણ હશે?" વૈશ્વાનરે મને જવાબ આપ્યો "મિત્ર! કૃત્રિમતા વગરની ભક્તિને અમે તાબે થઇ જઇએ છીએ અને ખોટી ભક્તિની અમે બહુ થોડી દરકાર કરીએ છીએ. કુમારની અમારા ઉપર અંતઃકરણની ઉંડી ભક્તિ છે. મારા વીર્યથી થયેલાં એ ક્રૂરચિત્ત નામનાં વડાં જે પ્રાણીની અમારાપર ભક્તિ હોય છે તેઓનાંજ ચિત્તમાં પ્રવેશ કરે છે. આવી રીતે તારા ચિત્તમાં ગયેલાં વડાં હવે તો તારી સાથે તન્મય થઇ ગયાં છે, તું અને વડાં એકરૂપ થઇ ગયાં છો, તેથી ટુંકામાં કહું તો હવે તો મિત્ર! તું વડાંના પ્રતાપથી વીર્યની બાબતમાં લગભગ તદ્દન મારા જેવોજ થઇ ગયો છે. વળી મારાં વચનને અનુસરીને આ હિંસાદેવી પણ તને સાક્ષાત્ મળી ગઇ છે અને તારા જેવી જ થઇ ગઇ છે. તારૂં શરીર વૈશ્વાનરમય અને તું પોતે હિંસામય થઇ ગયો છે. તારે હવે કોઇ પણ પ્રકારનો સંદેહ રાખવો નહિ." મેં તેને જવાબ આપ્યો "એક સંદેહ હજુ પણ છે."

### વંગરાજ સાથે મહાયુદ્ધ—વર્ણન.

અમારી બે વચ્ચે આવી વાતચીત ચાલતી હતી ત્યાં તો દુશ્મનોનું લશ્કર અમારી નજરે દેખાવા લાગ્યું. એ લશ્કરે પણ અમારૂં લશ્કર દૂરથી જોઇ લીધું. તુરત જ દુશ્મનનું લશ્કર વ્યૂહના આકારમાં ગોઠવાઇ ગયું અને અમારી સાથે લડવા માટે સામે આવવા લાગ્યું. અમારા લશ્કરની અને દુશ્મનના લશ્કરની વચ્ચે તે વખતે જ મોટું તુમુલ યુદ્ધ શરૂ થયું. રથના ઘુઘરાના મોટા અવાજોથી તે ગાજવા લાગ્યું, હાથીઓની મોટી ગર્જનાથી વિકરાળ દેખાવા લાગ્યું, મોટા ઘોડાઓના હેષારવથી (ખોંખારાથી) ઉગ્ર દેખાવા લાગ્યું અને પાયદળના અવાજથી તે ભયંકર દેખાવા લાગ્યું. થોડીવારમાં તો [1]રથ નીચેના ચક્રો અને કુવરો ભાંગી જવા લાગ્યા, મોટા મોટા મદોન્મત્ત હાથીઓ ભેદાઇ જવા લાગ્યા, ઘોડાની પંક્તિઓ [2]નાથ વગરની થઇ જવા લાગી, પાયદળ લશ્કરનાં માથાંઓ ધડાધડ પડવા લાગ્યાં, લશ્કર ઓછું અને ઓછું થવા લાગ્યું, આકાશમાં દેવ અને દાનવો પણ નાસભાગ કરવા મંડી ગયા, માથાં પડ્યાં છતાં ધડો

---

૧ **ચક્રકુબરઃ** શબ્દ મૂળમા છે. એ ધૂંસરી સાથે જોડવામા આવતું રથનું એક અવયવ છે, તેના ઉપર રથ હાકનાર બેસે છે, લોકભાષામા તેને 'ધૂપ' કહેવામા આવે છે.

૨ તેની ઉપર બેસનાર ઘોડેસ્વાર રણમા મરવાને લીધે અનાથ

હાથમાં તરવાર લઇને અહીં તહીં રણક્ષેત્રમાં નાચવા લાગ્યાં. આવી રીતે લડતાં લડતાં યવનરાજે અમારી સેનાને હઠાવી દીધી. તે વખતે તેના લશ્કરમાં જય શબ્દનો કોળાહળ થયો; એટલે હું એકલો તેની સામે ગયો. યવનરાજ પણ એકલો જ મારી સામે લડવાને આવ્યો. લડવાની ગડમથલમાં અમારા બન્નેના રથો એકદમ ઘણા નજીક આવી ગયા. તે વખતે ઉધના આગળના ભાગ ઉપર ઉભા રહીને મેં એક મોટો કૂદકો માર્યો અને હું તેના રથમાં પડયો. પડતાંની સાથે જ યવનરાજનું માથું મારે હાથેજ મેં કાપી નાંખ્યું. તે વખતે અમારૂં લશ્કર જે પાછું હઠતું જતું હતું તેણે મોટો સંતોષસૂચક જયજયારવ કર્યો અને મારી તરફ પાછું ફર્યું."

### માતાપિતા અને નાગરિકો સાથે હર્ષમેળાપ.

તે વખતે દેવતાઓ, ગાંધર્વો અને રાક્ષસો મારા પરાક્રમનું વર્ણન કરતાં સુગન્ધી જળ અને ફૂલનો મારા ઉપર વરસાદ વરસાવવા લાગ્યા. સામી બાજુના લશ્કરના નાયકનો નાશ થયેલો હોવાને લીધે તે આખું લશ્કર જરા પણ મુશ્કેલી વગર મારા હુકમતળે આવી ગયું. મારા પિતા તથા માતા આ સમાચાર સાંભળીને નગર બહાર નીકળીને મને મળવા આવ્યા, સાથે પોતાના આખા બંધુવર્ગને પણ તેડતા આવ્યા અને નગરવાસી જનો પોતાના બાળકોને લઇને મને ધન્યવાદ આપવા ત્યાં હાજર થઇ ગયા.

તે વખતે રથમાંથી ઉતરીને હું પિતાજીને પગે પડયો. પિતાએ મારે ખભે હાથ મૂકીને મને ઉભો કર્યો. હર્ષનાં આંસું વર્ષાવતાં મને પિતાજી ભેટી પડ્યા અને મારા મસ્તકને વારંવાર ચુંબન કરવા લાગ્યા.[1] તે વખતે મેં દૂરથી મારા માતાજીને જોયા એટલે તુરત જ હું તેમને પગે પડયો. તેઓ મને ભેટ્યા, મારા મસ્તકે ચુંબન કર્યું અને આંખમાં હર્ષના અશ્રુ લાવતાં તેઓ ગદ્‌ગદ્ વાણીથી મને કહેવા લાગ્યા 'ભાઇ! તારી માતાનું હૃદય તો ખરેખર વજ્રની શિલાના કટકાથી ઘડાયેલું હોય એમ જણાય છે. કારણ કે તારો આટલા બધા વખતથી વિયોગ થયો છતાં હજુ સુધી તેના સેંકડો ટુકડા થઇ ગયા નથી. અહોહો! અહિં તો પ્રાણી જેમ ગર્ભાવાસમાં સપડાઇ જાય તેમ અમે

---

૧ પુત્ર અથવા નાની વયના માણસ ઉપર વાત્સલ્ય દર્શાવવા માટે તેનુ મસ્તક સુઘવાની રીત અત્યારે પણ બંગાળમાં પ્રવર્તે છે. આ રિવાજ પહેલાં સર્વત્ર પ્રચલિત હતો એમ ઘણા કથાપ્રસંગોમા જોવામાં આવ્યુ છે એવીજ રીતે મસ્તકને ચુંબન કરવાનો રીવાજ પણ માન આપવાને અંગે વાત્સલ્ય બતાવે છે.

સર્વે નગરરોધમાં સપડાઈ ગયા હતા. તેમાંથી અમને સર્વને તેં આજે છોડાવ્યા. અહો! મારા આયુષ્યથી[1] પણ તું વધારે જીવ!'

મારી માતુશ્રીના આવા લાગણીના શબ્દો સાંભળીને હું જરા શરમાઈ ગયો અને મેં કાંઇક નીચે જમીન તરફ જોયું. અમે સર્વે ત્યારપછી રથમાં આરૂઢ થયા.

### જીન સાથે જયસ્થળમાં પ્રવેશ.

શત્રુને એવી રીતે મારી હઠાવવાથી અને મારો મેળાપ થવાથી રાજપુરૂષો ઘણા હરખમાં આવી ગયા અને શત્રુનાશથી પોતાને થયેલો આનંદ અનેક રીતે બતાવવા લાગ્યા. કોઇ દાન આપવા લાગ્યા, કોઇ અંતરની હોંશથી ગાયન કરવા લાગ્યા. કોઇ ભેરીના મોટા અવાજ સાથે આનંદપૂર્વક નાચવા લાગ્યા, કેટલાક મધુર હર્ષનાદ કરવા લાગ્યા, કેટલાક મોટેથી જય જય સ્વર કરવા લાગ્યા, કેટલાક કેસર અને સુખડનું ચૂર્ણ હાથમાં લઇને ઉડાવવા લાગ્યા, કેટલાક રત્નોનો વરસાદ વરસાવવા લાગ્યા, કેટલાક અરસ્પરસ પ્રેમથી વળગીને પૂર્ણપાત્રોને[2] હોંશથી લઇ જવા લાગ્યા, નગરના લોકો સર્વ રાજી રાજી થઇ ગયા, કુબડા અને વામન લોકો નાચવા-કુદવા લાગ્યા અને અંતઃપુરના હજુરીઆઓ ઊંચા ઊંચા હાથ કરીને નૃત્ય કરવા લાગ્યા. આવી રીતે અત્યંત આનંદપૂર્વક પિતાના રાજનગરમાં (જયસ્થળ નગરમાં) મારો પ્રવેશ થયો. હું ત્યારપછી થોડો વખત રાજસ્થાનમાં રોકાઇને પછી મારે મંદિરે ગયો.

### વૈશ્વાનર અને હિંસામાં વધારે આસક્તિ.
### મનોવિકાર તળે શત્રુ મિત્રનો નિર્ણય.
### પુણ્યોદય તરફ ગંભીર બેદરકારી.

મારા મંદિરમાં ગયા પછી ત્યાં દિવસને યોગ્ય સર્વ કર્તવ્યો કર્યાં. અનેક પ્રકારના મહાન્ અને અદ્ભુત બનાવો બનેલા હોવાથી મારા મનમાં ઘણો આનંદ થયો. ત્યારપછી આનંદમાં ને આનંદમાં કનકમંજરી સાથે રાત્રીએ શય્યામાં સુતા સુતા મહામોહને વશ થઇને હું મારા મનમાં વિચાર કરવા લાગ્યો કે 'અહો! મારા મિત્ર

---

૧ મારૂં બાકીનું આયુષ્ય તને આપી દઉં જેથી તારા આયુષ્ય કરતા પણ તેટલો વધારે જીવ. આવો ભાવ છે.

૨ **પૂર્ણપાત્રઃ** અત્યંત આનંદને પ્રસંગે સારા સમાચાર લાવનારને સુંદર વસ્તુઓ એક પાત્રમાં ભરી ભેટ આપવામાં આવે છે તેને 'પૂર્ણપાત્ર' કહેવામાં આવે છે **આપ્ટે.**

મહાત્મા વૈશ્વાનરનો પ્રભાવ તો કાંઈ અલૌકિક જણાય છે! તેણે મને ઉત્સાહ આપ્યો અને પ્રેરણા કરી તેને લઈને મારા સંબંધમાં આટલી કલ્યાણપરંપરા થઇ આવી. તેને લઇને અને તેની પ્રેરણાથી હું અહીં આવ્યો, મારામાં આટલું બધું તેજ પ્રગટ થયું, મારા પિતા માતાને આટલો બધો સંતોષ થયો અને મેં વિજયપતાકા પ્રાપ્ત કરી! અને વળી મહાદેવી હિંસાનો પ્રભાવ પણ અજબ છે! તે તો એક નજર માત્ર કરીને ઘણી ઉતાવળથી શત્રુઓનો કચ્ચરઘાણ કરી નાખે છે! આ મહાદેવી હિંસા જેટલું પ્રત્યક્ષ ફળ આપે છે તેનાથી વધારે પ્રભાવવાળી વૃદ્ધિનું કોઇ અન્ય કારણ હોય એમ મને લાગતું નથી.' આવી રીતે વિચાર કરીને હું વૈશ્વાનર અને હિંસાદેવીમાં વધારે વધારે આસક્ત થવા લાગ્યો અને ત વખતે મેં મારા મનમાં નિર્ણય કર્યો કે એ બન્ને (મિત્ર વૈશ્વાનર અને દેવી હિંસા) મારાં ખરેખરા સગાં છે, એ મારા મોટા દેવતા છે અને તે બન્ને મારૂં ખરેખરૂં હિત કરનારા છે. વળી વધારે એ પણ નિશ્ચય થયો કે જે કોઇ પ્રાણી એ બન્નેની પ્રશંસા કરે તેને જ મારો ખરો બંધુ સમજવો અને તે જ મારો ખરો મિત્ર થઇ શકે. જે મૂર્ખ પ્રાણી એ બન્ને ઉપર દ્વેષ રાખે તેને મારો ખરેખરો દુશ્મન સમજવો. કમનશીબે મહામોહને વશ થઇને હું તે વખતે જાણતો નહોતો કે સર્વ પ્રકારનો મને જે લાભ મળ્યો છે તે બધો મારા પુણ્યોદય મિત્રના યોગને લીધે મળ્યો છે. આવી રીતે હિંસા અને વૈશ્વાનરમાં આસક્ત થઇને અને પુણ્યોદયથી ઉલટી દિશાએ કામ કરવા માંડીને હું ધર્મમાર્ગથી—સાચા શુદ્ધ સરળ માર્ગથી વધારે ને વધારે દૂર થવા લાગ્યો.





# પ્રકરણ ૨૭ મું.

## દયાકુમારી.



માતપિતાના સન્માનપૂર્વક અને નાગરિકોના પ્રેમ વચ્ચે નગરમાં પ્રવેશ કરી આખો દિવસ આનંદમાં અને વહાલી હિંસાના વિચારમાં પૂરો કર્યો. તેજ રાત્રિએ થોડું ઉંઘ્યા પછી રાત જ્યારે થોડી બાકી રહી ત્યારે મારા મનમાં પાછું પાપ પ્રગટ થયું એટલે મારા પિતાશ્રીને અને માતુશ્રીને રીતસર પ્રભાતવંદન કર્યા વગર જ હું અટવી (જંગલ) માં ચાલ્યો ગયો. આખા દિવસમાં મેં અનેક નાના મોટા પ્રાણીઓનો શિકાર કર્યો અને સંધ્યાનો વખત થયો એટલે હું મારે મંદિરે પાછો ફર્યો.

મૃગયાની લત.

### પિતાના વિચારો.
### વિદુરની સૂચના.
### નિમિત્તકનો જોસ.

લગભગ સાંજને વખતે પિતાજીએ વિદુરને પૂછ્યું કે "ભાઇ વિદુર! આજે કુમાર આખો દિવસ કેમ દેખાયો જ નહિ? જરા તપાસ તો કર." જવાબમાં વિદુરે કહ્યું "પ્રભુ! હું મારી કુમારશ્રી સાથેની જુની દોસ્તી[1] યાદ કરીને આજે સવારે જ કુમારને મળવા ગયો હતો ત્યાં કુમારશ્રીના નોકરવર્ગે મને જણાવ્યું કે કુમાર તો થોડી રાત્રી બાકી હતી ત્યારના શિકાર કરવા માટે અટવીમાં ચાલ્યા ગયા હતા. ત્યારે મેં કુમારના હજુરીઆઓને પૂછ્યું કે 'મૃગયા કરવાને કુમારશ્રી આજે જ ગયા છે કે દરરોજ તે માટે જંગલમાં જાય છે?' તેના જવાબમાં મને નોકરે જણાવ્યું કે, 'જે દિવસથી કુમાર અહીંથી વિદાય થઇને રસ્તામાં હિંસાદેવીને પરણ્યા ત્યારથી દરરોજ શિકાર કરવા જાય છે.

૧ વાચનારને યાદ હશે કે સ્પર્શનની આખી કથા કુમાર નંદીવર્ધન પાસે કહેનાર આ વિદુરજ હતો.

શિકાર કરવા ન જાય તે દિવસ તેઓને જરા પણ ચેન પડતું નથી અને વાત એટલે સુધી વધી ગઇ છે કે આ મૃગયા કરવાનો શોખ કુમારને પોતાના પ્રાણથી પણ વધારે વહાલો થઇ પડ્યો છે.' મહારાજ[1]! આ પ્રમાણે હકીકત સાંભળીને મેં મારા મનમાં વિચાર કર્યો કે અહો! આ તો દૈવે અમને મંદભાગીઓને સજ્જડ ફટકો માર્યો! મારા મનમાં તે વખતે આ કહેવત યાદ આવી ગઇઃ ઉંટની પીઠ ઉપર જે સમાઇ ન શકે તે તેને ગળે બંધાવવામાં આવે છે.[2] અરેરે કુમારને પેલા પાપી મિત્ર વૈશ્વાનર સાથે યોગ થયો તેને પરિણામે અમે ઉદ્વેગમાં તો પડેલા હતા જ અને વળી આ સાક્ષાત મરકી જેવી હિંસાદેવી કુમારશ્રીની ભાર્યા થઇ પડી! હવે અમારે કરવું શું? આ બાબતના વિચારમાં જ આજનો મારો આખો દિવસ પસાર થઇ ગયો. મહારાજ! આ કારણથી કુમાર આપની પાસે આજે આવ્યા નથી એમ જણાય છે."

વૈશ્વાનરનો ફટકો.

મહારાજ પદ્મરાજાએ વિદુરનો આવો જવાબ સાંભળી વિચારમાં પડી જઇ કહ્યું "વિદુર! આ શિકારનો શોખ મહા પાપનું કારણ છે. અને તેમ હોવાથી જ અમારા વંશના કોઇ પણ રાજાએ તેવો શોખ અત્યાર સુધી કર્યો નથી. માટે જો કોઇ પણ પ્રકારે કરીને એ શિકારના શોખના કારણ તરીકે રહેલી પેલી તેની હિંસા નામની સ્ત્રીને કુમારથી દૂર કરાય તો બહુ સારૂ થાય!"

વિદુરે જવાબમાં મારા પિતાજીને કહ્યું "સાહેબ! પેલા વૈશ્વાનરની પેઠે એ હિંસાદેવી પણ અંતરંગ રાજ્યમાં રહેતી હોવાને લીધે એકદમ આપણાથી પહોંચી શકાય તેવી નથી એ મોટી પંચાતની બાબત છે. પરંતુ સાહેબ! આજે એમ સાંભળ્યું છે કે પેલો[3] જિનમતજ્ઞ નિમિત્તિઓ હતો તે અહીં ફરીવાર આવેલ છે. જો આપની ઇચ્છા હોય તો તેનેજ બોલાવીને પૂછીએ કે હવે આ બાબતમાં આપણે શું કરવું ઉચિત છે," રાજાએ જણાવ્યું કે "ત્યારે તો તે નિમિત્તીઆને અહીં જ બોલાવો."

---

૧ વિદુર પદ્મરાજા પાસે વાત કરે છે.

૨ જેટલો બોજો ઊંટની પીઠપર નખાય તેટલો નાખે પછી વધે તો તેને ગળે લટકાવી દેવામાં આવે; વૈશ્વાનરે પણ આજ રસ્તો લીધો જણાય છે. પોતે બનતું નુકશાન કર્યું અને વધારામાં વળી આ હિંસાદેવીને કુમારને ગળે વળગાડી (પરણાવી)–આવો ભાવાર્થ છે यत्करभस्य पृष्टे न माति तत्कण्ठे निबध्यते એને મળતી ગુજરાતી કહેવત ધ્યાનમાં આવતી નથી.

૩ જિનમતજ્ઞ નિમિત્તીઆના પૂર્વવર્ણન માટે જુઓ પૃ૪. ૩૬૦-૧

## નિમિત્તીઆએ શિકારનો બતાવેલ ઉપાય.

રાજાના હુકમ પ્રમાણે વિદુર જિનમતજ્ઞ નિમિત્તીઆને બોલાવવા ગયો અને થોડા વખતમાં તેને બોલાવીને પાછો આવ્યો. રાજાએ ( મારા પિતાએ ) નિમિત્તીઆને યોગ્ય પ્રણામ કરી, યથોચિત માન આપીને તેને બોલાવવાનું કારણ કહી સંભળાવ્યું. નિમિત્તીઆએ બુદ્ધિનાડિનો સંચાર બરાબર તપાસીને પછી વિચારપૂર્વક તાતને કહ્યું "મહારાજ! આ બાબતમાં એક ઘણો સારો ઉપાય છે. જો એ પ્રમાણે બની આવે તો કુમારને જે સ્ત્રી ઉપર આટલો બધો પ્રેમ લાગ્યો છે તે મહા અનર્થ કરનાર હિંસા દેવી પોતાની મેળેજ દૂર નાસી જાય."

પદ્મરાજા-"એ ઉપાય શો છે તે આર્ય ! આપ અમને સમજાવો."

નિમિત્તીઓ—"મેં આપની સમક્ષ અગાઉ જ કહ્યું હતું કે સર્વ ઉપદ્રવથી રહિત, સર્વ ગુણોનું નિવાસસ્થાન, કલ્યાણપરંપરાનું કારણ અને મંદભાગીઓને મળવું મુશ્કેલ એક ચિત્તસૌંદર્ય[1] નામનું નગર છે. તે નગરમાં લોકોનું હિત કરનાર, દુષ્ટોનો નિગ્રહ કરવામાં મહા ઉદ્યોગી, સારા માણસોનું પરિપાલન કરવામાં ખાસ ધ્યાન આપનાર અને કોશ તથા દંડથી સમૃદ્ધ થયેલ શુભપરિણામ[2] નામનો રાજા છે. એ રાજાને ક્ષાન્તિ નામની પુત્રીને જન્મ આપનાર નિષ્પ્રકંપતા[3] નામની દેવીનું પ્રથમ વર્ણન કર્યું હતું તેવીજ તે મહારાજાને એક બીજી ચારુતા નામની રાણી છે. તે લોકોના હિતને કરનારી, સર્વ શાસ્ત્ર અને તેના અર્થની કસોટિ જેવી, સારાં અનુષ્ઠાનોને પ્રવર્તાવનારી અને પાપથી દૂર રહેનારી છે.

### ચારુતા રાણી.

જ્યાં સુધી પ્રાણી એ ચારુતાદેવીનું સમ્યગ પ્રકારે સેવન કરતા નથી ત્યાં સુધી જ આ સંસારમાં તેઓ સર્વ પ્રકારનાં દુ:ખો ભોગવે છે અને ત્યાં સુધીજ તેઓ સ્વર્ગ અને મોક્ષનો સુંદર માર્ગ પામી શકતા નથી-પ્રાપ્ત કરી શકતા નથી. જ્યારે પ્રાણીઓ એ મહાદેવીની વિધાનપૂર્વક સારી રીતે સેવના કરે છે

---

૧ ચિત્તસૌંદર્યના વર્ણન માટે જુઓ પૃ ૩૬૧-૨,

૨ શુભપરિણામ રાજાના વિગતવાર વર્ણન માટે જુઓ પૃ ૩૬૨-૩

૩ ક્ષાન્તિના વર્ણન માટે જુઓ પૃ. ૩૬૫-૬, નિષ્પ્રકંપતાના વર્ણન માટે જુઓ પૃ ૩૬૩-૫.

ત્યારે તેઓ અનેક પ્રકારના કલ્યાણસમૂહને પ્રાપ્ત કરીને આખરે જરૂર મોક્ષને પ્રાપ્ત કરે છે. આટલા માટે એ ચારૂતા દેવી 'લોકોના હિતને કરનારી ' છે એમ ઉપર જણાવવામાં આવ્યું છે.

અન્ય દર્શનોમાં અને જૈન દર્શનમાં ( લૌકિક અને લોકોત્તર દર્શનમાં ) મહાત્મા પુરૂષોને સંસારસાગરથી પાર ઉતારનાર જે જે શાસ્ત્રો છે તે સર્વમાં બુદ્ધિશાળી તત્ત્વવિચારકોએ આ મહાદેવીને આદરવા યોગ્ય વ્યક્તિ તરીકે વારંવાર વર્ણવેલી છે- એટલે તત્ત્વજ્ઞ શાસ્ત્રકારો ભલામણ કરે છે કે એ દેવીનો સર્વેએ આદર કરવો. તેટલા માટે જ તે ચારૂતા દેવીને સર્વ શાસ્ત્રના અર્થની કસોટિ કરાવે તેવી કહેવામાં આવી છે, મતલબ કહેવાની એ છે કે એ દેવીની ગેરહાજરી હોય તો શાસ્ત્રની સર્વ બાબત અસદ્બુદ્ધિના સમૂહ જેવી લાગે છે. અમુક શાસ્ત્ર તત્ત્વને બરાબર બતાવે છે કે નહિ તેની કસોટિ એ દેવીની બાબતમાં તે શાસ્ત્રે શું કહ્યું છે તે પરથી થાય છે. આથી તે દેવીને ' સર્વ શાસ્ત્ર અને તેના અર્થની કસોટિ જેવી ' કહેવામાં આવી છે.

લોકોમાં દાન, શીલ, તપ, ધ્યાન, ગુરૂપૂજા, શમ, દમ વિગેરે સારાં અનુષ્ઠાનો-શુભ કાર્યો ગણાય છે તે સર્વને એ મહાદેવી પોતાના બળથી પ્રગટ કરાવે છે-પ્રવર્તાવે છે; તેટલા માટે તેને ' સારાં અનુષ્ઠાનોને પ્રવર્તાવનારી ' કહેવામાં આવી છે.

આ લોકમાં કામ (વિષયેચ્છા), ક્રોધ, ભય, દ્રોહ ( વિશ્વાસઘાત ), મોહ, મત્સર ( અદેખાઇ ), વિભ્રમ ( ભ્રાંતિ ), શઠતા ( લુચ્ચાઇ ), ચાડીઆપણું, રાગ વિગેરે જે જે પાપના હેતુઓ છે એટલે જે સર્વથી પાપ બંધાય છે તે અને આ ચારૂતાદેવી કદિ એક સાથે ત્રણ ભુવનમાં કોઇપણ સ્થળે રહેતાં નથી તેથી એ ચારૂતાદેવીને ' પાપથી દૂર રહેનારી ' કહેવામાં આવી છે.

## દયાકુમારી.

એ શુભપરિણામ રાજાને સદરહુ ચારૂતાદેવીથી એક દયા નામની પુત્રી થયેલી છે; જે દુનિયાને આનંદનું કારણ છે. રૂપથી ઘણી જ સુંદર છે, સગા સંબંધીઓને ઘણી વહાલી છે અને આનંદપરંપરાનું કારણ હોઇને સ્ત્રી છતાં મુનિઓના હૃદયમાં પણ નિરંતર રહેનારી છે.

આ સંસારભુવનમાં સર્વે ચરાચર પ્રાણીઓ હમેશાં દુઃખને અને મરણને કદિ પણ ઇચ્છતા નથી, દરેક પ્રાણી અંતઃકરણથી

ઇચ્છે છે કે તેને કોઇ પણ પ્રકારનું સ્થૂળ કે માનસિક દુઃખ ન થાઓ અને મરણ ન થાઓ. આ દયાકુમારી પ્રાણીઓનાં દુઃખ અને મરણને અટકાવે છે તેથી અનિષ્ટને અટકાવનાર હોવાથી તે ‘ દુનિયાને આનંદનું કારણ છે ’ એવું વિશેષણ તેને આપવામાં આવ્યું છે.

એ દયાના મુખમાંથી વારંવાર ‘ ભય પામો નહિ–ભય પામો નહિ ’ એવા શબ્દો નિરંતર નીકળ્યા કરે છે, તેનું મુખ અત્યંત ઉત્તમ અને ચંદ્રના આકારને ધારણ કરનારૂં છે, વળી તેને સદ્દાન[1] અને દુઃખત્રાણ[2] નામના સુંદર કઠીન સ્તનો છે, ખૂબ વિસ્તીર્ણ અને જગત્‌ને આનંદ આપે તેવો શમ[3] નામનો કેડની નીચેનો ભાગ છે અથવા ટુંકામાં કહીએ તો સામા પ્રાણીને પસંદ ન પડે તેવો તેના શરીરનો કોઈ પણ ભાગ નથી તેટલા માટે મહાત્મા પુરૂષોએ તેને ‘ રૂપથી ઘણી જ સુંદર છે ’ એમ કહીને વર્ણવી છે.

ત્યારપછી તે દયાકુમારી ‘ સગા સંબંધીઓને ઘણી વહાલી છે. ’ એમ કહેવામાં આવ્યું તેનું કારણ સાંભળો. એ દયાના સગા સંબંધીઓમાં ક્ષાંતિ[4], શુભ પરિણામ, ચારૂતા, નિષ્પ્રકંપતા, શૌચ, સંતોષ અને ધૈર્ય વિગેરે છે; તેઓને એ હૃદયમાં રહીને બહુ જ આનંદ આપ્યા કરે છે. તેટલા માટે પોતાના બંધુવર્ગને એ ઘણી વહાલી છે એમ કહેવામાં આવ્યું છે.

સ્વર્ગલોકમાં મનુષ્યલોકમાં અને છેવટે મોક્ષમાં જે કાંઇ સુખની શ્રેણી છે તે સર્વ દયાતત્પર પ્રાણીઓના હાથમાં જ હોય છે તેટલા માટે તે કન્યા ‘ આનંદ પરંપરાનું કારણ છે ’ એમ કહેવામાં આવ્યું છે અને તે પ્રમાણે હોવાથી તે સ્ત્રી છતાં પણ મહામુનિઓનાં હૃદયમાં નિરંતર રહેનારી છે એમ સમજવું.

---

૧ **સદ્દાનઃ** સુંદર દાનો આપવા તે.

૨ **દુઃખત્રાણઃ** દુઃખથી બચાવ.

૩ **શમઃ** શાંતિ, પ્રશમ.

૪ **ક્ષાંતિ** દયાની બહેન થાય છે, ‘ શુભપરિણામ ’ રાજા એના પિતા થાય છે, ‘ **ચારુતા** ’ એની સગી માતા છે, ‘ નિષ્પ્રકંપતા ’ એની ઓરમાન માતા છે–આ સર્વ **દયાનો** બંધુવર્ગ છે. સંતોષ વિગેરે સાથેનું તેનું સગપણ ચોથા પ્રસ્તાવમા જણાશે.

## દયાની ઉપાદેયતા

જિનમતજ્ઞ નિમિત્તીઓ આગળ કહે છે કે " લોકમાં દયા ખરેખરૂં હિત કરનારી છે, દયા સર્વ ગુણોને ખેંચી લાવનારી છે, દયા ધર્મનું સર્વસ્વ છે, દયા દોષોને કાપી નાખનારી છે, હૃદયમાં થતા સર્વ સંતાપને શાંત કરવાની શક્તિને ધારણ કરનારી છે અને એ જેનામાં હોય છે તેને અનેક પ્રકારની દુશ્મનાવટની પરંપરા કદિ પ્રાપ્ત થતી નથી. એનું કેટલું વર્ણન કરવું ? એ કમળપત્રના જેવી આંખોવાળી દયાકુમારી એટલા ગુણો ધારણ કરે છે કે તેનું સંપૂર્ણ વર્ણન કોણ કરી શકે ? મહારાજ ! મારે તમને કહેવાની મતલબ એ છે કે આ દુનિયામાં હિંસાને નાશ કરવાનો એક સિવાય બીજો કોઇ પણ અન્ય ઉપાય નથી અને તે એજ છે કે જ્યારે ધીરવીર કુમાર એ દયાકુમારી સાથે લગ્ન કરશે એટલે તુરત જ તેની પેલી દુષ્ટ ભાર્યા હિંસા નાશ પામી જશે-ભાગી જશે. જુઓ, મહારાજ ! એ હિંસા તો મહા પાપી છે અને બળું બળું થઈ રહેલી છે. ત્યારે પેલી દયાકુમારી તો મહાશુદ્ધ છે અને બરફના જેવી ઠંડી છે. એ હિંસા અને દયામાં અગ્નિ અને જળ તેટલો તફાવત છે. "

## દયા સાથે લગ્નની ચિંતા.

જિનમતજ્ઞ નિમિત્તીઆનાં આવાં વચન સાંભળીને રાજાએ પૂછયું " આર્ય ! ત્યારે કુમાર નંદિવર્ધન એ કન્યા સાથે ક્યારે પરણશે ? "

નિમિત્તીઓ—" મહારાજ ! જ્યારે શુભપરિણામ રાજા પોતાની દીકરીને તમારા છોકરા સાથે પરણાવવા ઇચ્છશે ત્યારે. "

પદ્મરાજા—" ત્યારે એ શુભપરિણામ રાજા ક્યારે પોતાની દીકરી તેને આપશે ? "

નિમિત્તીઓ—" જ્યારે તે રાજા કુમાર તરફ સીધો ચાલશે ત્યારે અથવા કુમારને તે શુભપરિણામ રાજા અનુકૂળ થશે ત્યારે. "

પદ્મરાજા—" ત્યારે એ શુભપરિણામ રાજા કુમારને અનુકૂળ થાય એનો કાંઇ ઉપાય ખરો કે નહિ ? "

નિમિત્તીઓ—" મેં તમને અગાઉ જ જણાવ્યું છે કે એ શુભપરિણામ રાજાને અનુકૂળ કરી શકે તેવો કોઇ હોય તો તેનો ઉપરી

કર્મપરિણામ રાજા જ છે, બીજો કોઇ તે કામ કરી શકે તેમ નથી;[1] કારણ કે આ શુભપરિણામ રાજા પેલા કર્મપરિણામ રાજાને સ્વાધીન છે. માટે હાલ વિશેષ શું કહું ? જુઓ ! વાત એવી છે કે જ્યારે એ કર્મપરિણામ રાજાની મહેરબાની કુમાર નંદિવર્ધન પર થશે ત્યારે એના હાથ નીચેના શુભપરિણામ રાજા પાસે તેની કુંવરી દયાકુમારીને પોતાને હાથે જ કુમારને પરણાવરાવશે. માટે હવે એ બાબતમાં ચિંતા કરવામાં કશું ફળ નથી. વળી કુમારની ભવ્યતા[2] ધ્યાનમાં રાખીને નિમિત્તને જોરે અને યુક્તિના યોગથી હું એટલું પણ કહી શકું છું કે ભવિષ્યમાં કોઇ વખતે પણ જરૂર કુમાર ઉપર કર્મપરિણામ રાજાની કૃપા થશે એમાં જરા પણ સંદેહ જેવું નથી. એવો જ્યારે વખત આવશે ત્યારે કર્મપરિણામ રાજા પોતાની મોટી બહેન લોકસ્થિતિને પૂછી જોશે, પોતાની સ્ત્રી કાળપરિણતિની સાથે વિચાર કરશે, પોતાના મુખ્ય સરદાર [3]સ્વભાવને તે વાત કહી જોશે, આ નંદિવર્ધન કુમારની પાસે જ રહેલી તેના સર્વ ભવોનાં અંતરમાં ગુપ્તપણે વાસો કરનારી અંતરંગ ભાર્યા ભવિતવ્યતા છે તેને એ વાતની ખબર કરશે, નિયતિ ( આ વસ્તુ આમ જ થવી જોઇએ એવો કુદરતી નિયમ ) યદૃચ્છા વિગેરેને કુમારમાં વીર્ય કેટલું છે તે બતાવશે. એ પ્રમાણે સર્વને પૂછીને સર્વની સાથે સલાહ મેળવીને એ મહારાજા નિર્ણય કરશે કે કુમાર હવે દયાકુમારીને યોગ્ય થયો છે, અને એવો નિર્ણય કરીને પછી એ પોતે જ દયાકુમારીના કુમાર સાથે લગ્ન કરાવશે. આ હકીકતમાં જરા પણ સંદેહ જેવુ નથી માટે વ્યાકુળતા છોડી દો. ”

## મૌન રહેવાની સલાહ.

પદ્મરાજા—“ ત્યારે હાલ અમારે શું કરવું ? ”

---

૧ જુઓ પૃ ૩૬૯-૭૦ ત્યા **કર્મપરિણામ** રાજા અને કાળપરિણતિ બન્ને પોતાના તાબામા રહેનાર આ **શુભપરિણામ** રાજાના સબધમા કેવી રીતે કામ લે છે તે વિગતવાર સમજાવ્યુ છે

૨ ભવ્ય પ્રાણીની મોક્ષમા જવાની યોગ્યતા છે તેને અગે આ વાત છે અપેક્ષિત વચન છે. વ્યવહાર રાશિમા આવેલા ભવ્ય પ્રાણીને એવી જોગવાઇ યોગ્ય જ મળે એમ સમજવુ, નિમિત્તીઓ ભવ્યતાના જોરથીજ જવાબ આપે છે

૩ કોઇ પણ કાર્ય થવા માટે પાચ સમવાયી કારણો જોઈએ: પુરૂષાર્થ, કર્મ, ભવિતવ્યતા, કાળ અને સ્વભાવ. આ હકીકત પર અહીં રૂપક છે. લોકસ્થિતિ એ **સામાન્ય** વચન છે-આજુ બાજુના સર્વ સયોગોનો સરવાળો છે. પાચ કારણ માટે જુઓ પૃ. ૩૦૮ ની નોટ ન. ૩

નિમિત્તીઓ—" મૌન ધારણ કરવું અને તેની ( નંદિવર્ધન ) તરફ ઉપેક્ષા રાખવી. "

પદ્મરાજા—" એ વાત ખરી, પણ પોતાના દીકરા તરફ કાંઇ બેદરકારી રાખી શકાય ? અને તે રહી શકે પણ ખરી ? "

નિમિત્તીઓ—" તો તમે બીજું કરી પણ શું શકશો ? જો કુમારને હાલ ઉપદ્રવ થાય છે તે બહારના-સ્થૂળ દેશમાં થતો હોત, આપણે તેને સ્પર્શ કરી શકીએ કે પકડી શકીએ તેવા કોઇ બહારના પ્રાણી તરફથી તેને હેરાનગતિ થતી હોત, તો તો તમે તે સંબંધમાં બેદરકારી ન કરો તે યોગ્ય કહેવાય, પણ આ તો અંતરંગનો ઉપદ્રવ છે; માટે તમે હાલ એ સંબંધમાં ઉપેક્ષા રાખશો તો પણ તમને કોઇ પણ પ્રકારનો ઠપકો રહેશે નહિ. અને તે સંબંધમાં દરકાર કરીને તમે કાંઇ કરી શકો તેમ પણ નથી. "

પદ્મરાજા—" જેવી આપની આજ્ઞા ! "

ત્યારપછી રાજાએ જિનમતજ્ઞ નિમિત્તીઆની પૂજા કરી તેને ત્યાંથી વિદાય કર્યો.





# પ્રકરણ ૨૮ મું.

## વૈશ્વાનરહિંસાની ભયંકર અસર તળે.



ઉપરની[1] વાતચીત થઇ.ને કેટલાક દિવસો વ્યતીત થયા. એક વખત રાજાના મનમાં વિચાર થયો કે કુમાર નંદિવર્ધનને [2]યુવરાજપદે સ્થાપન કરવો; તે વાત તેણે પોતાના સરદારોને કરી એટલે તેઓએ સ્વીકારી લીધી. ત્યારપછી તેને માટે સારો દિવસ મુકરર કરવામાં આવ્યો અને તે દિવસ માટે યુવરાજપદે સ્થાપન કરવાની સર્વ સામગ્રી તૈયાર કરવામાં આવી. (નંદિવર્ધન કહે છે કે) મને તે માટે રાજસભામાં બોલાવવામાં આવ્યો.

યુવરાજપદની તૈયારી.

મારે માટે એક સુંદર ભદ્રાસન તૈયાર કરવામાં આવ્યું હતું. સર્વ સામંતો એકઠા થયા, નગરના આગેવાન શહેરીઓ પણ સર્વ હાજર થઇ ગયા, સર્વ પ્રકારના મંગળોપચાર કરવામાં આવ્યા, દરેક જાતની સારામાં સારી ચીજો વાપરવા માટે કાઢવામાં આવી અને અંતઃપુરની સર્વ સ્ત્રીઓ વિગેરે પણ ત્યાં હાજર થઇ ગઇ.

---

૧ અહીંથી નંદિવર્ધનના ચરિત્રમાં મોટો ફેરફાર થાય છે, પુણ્યોદયનું જોર ઘટતું જાય છે, તેની શક્તિ મંદ પડતી જાય છે. પાપમાં પડેલો માણસ એક પછી એક કેટલા પાપો કરે છે તે હવે જોવાનું છે. શેક્સપીયરના Macbeth ના નાટકમાં આવોજ પ્રસ્તાવ બને છે. એક ખુન કર્યો પછી ઘણા ખૂનો કરવા તરફ **મેકબેથ** દોરવાય છે. આગળ ચરિત્ર વાંચતાં મનોવિકારનું જોર કેટલું છે તે બરાબર જણાશે અને ત્યાં બરાબર જોવાશે કે अधोऽधःपातानां भवति विनिपातो शतमुख. । નીચે પડવા માંડ્યા પછી પાર વિનાનું પટકાવાનું થાય છે. આ ચરિત્ર બરાબર સમજીને ધ્યાનમાં લેવાનું છે.

૨ **યુવરાજપદ**: રાજાની પછી ગાદીએ બેસનારનું પદ અગાઉ મહોત્સવપૂર્વક આપવામાં આવતું હતું. યુવરાજ નિર્માણ થઇ જાય તેથી રાજાના મરણ વખતે અવ્યવસ્થા થતી અટકી જાય છે. ઘણા રાજાઓ વાનપ્રસ્થ થતાં યુવરાજને રાજપદ આપી દેતા હતા. વિલાયતમાં યુવરાજને 'પ્રીન્સ ઓફવેલ્સ' કહે છે

### મદનમંજૂષાના વેવિશાળ માટે:કહેણ. નજીવી બાબતમા ક્રોધ, પ્રધાનનું ખૂન. પુણ્યોદયનું પલાયન, અનર્થપરંપરા.

એ વખતે[1] પ્રતિહારી અંદર દાખલ થઈ અને મારા પિતા મહારાજ પદ્મરાજને પગે પડી અને બન્ને હાથનો સપુટ બનાવી પોતાના કપાળે લગાડ્યો-મતલબ રાજાને પગે લાગી પ્રણામ કરી બોલી "દેવ! અરિદમન રાજાનો સ્ફુટવચન નામનો મોટો પ્રધાન આપશ્રીને મળવા માગે છે અને હાલ તે બહારના દરવાજા પર ઉભેલ છે, તેના સંબંધમાં દેવનો જેવો હુકમ!" રાજાએ તેને સભાસ્થાનમાં પ્રવેશ કરાવવાનો હુકમ આપ્યો એટલે સ્ફુટવચનને લઇને પ્રતિહારી અંદર આવી, દૂતે મારા પિતાને નમસ્કાર કરીને આ પ્રમાણે કહ્યું "મહારાજ! મેં હમણા જ સાંભળ્યું કે આજે અત્યારે રાજકુમાર નંદિવર્ધનને યુવરાજપદે સ્થાપન કરવાનો મહોત્સવ ચાલે છે, તેથી અત્યારે બહુ સારૂં મુહૂર્ત છે એમ ધારીને જે કામ માટે હું અહીં આવ્યો છું તેને માટે એકદમ ઉતાવળથી રાજસભામાં હું દાખલ થયો છું."

પાણિગ્રહણ માટે કહેણ.

પદ્મરાજા—"એ તો બહુ સારૂં કર્યું; હવે તમારૂં અહીં આવવાનું પ્રયોજન શું છે તે જણાવો."

સ્ફુટવચન દૂત—"આપશ્રીના સારી રીતે જાણવામાં છે કે શાર્દૂલપુરમાં પ્રાત:સ્મરણીય અરિદમન નામના રાજા છે, તેમને કામદેવની સ્ત્રી રતિના રૂપને પણ જીતી લે તેવી રતિચૂલા નામની મહારાણી છે, તે રાણીથી રાજાને એક મદનમંજૂષા નામની પુત્રી થઇ છે જે ન ચિંતવી શકાય તેવા અનેક ગુણોની પેટી હોય તેવી શોભી રહી છે. એ મદનમંજૂષાએ લોકોમાં ચાલતી નંદિવર્ધન કુમારનાં પરાક્રમની ઘણી વાતો સાંભળી તેથી તેને કુમારશ્રી ઉપર ઘણો જ પ્રેમ ઉત્પન્ન થયો એટલે તેને પરણવાનો પોતાના મનમાં કુંવરીએ નિશ્ચય કર્યો. ત્યારપછી પોતાનો જે અભિપ્રાય થયો તે તેણે પોતાની માતા રતિચૂલાને જણાવ્યો અને તેની માએ તે મહારાજ અરિદમનને જણાવ્યો. આ પ્રમાણે હકીકત બન્યા પછી પોતાની કુંવરી મદનમંજૂષા કુમારશ્રી

---

૧ 'આદર્યાં અધવચ રહે'-લીધેલો કોળીઓ હાથમાં જ રહી જાય એનો આ બરાબર દાખલો છે. સર્વ સામગ્રી યુવરાજપદની હાજર છતાં તે વાત રહી જાય છે અને નજીવા કારણમા ખૂનો થાય છે તે હવે જોશો.

વેવિશાળની માગણીનો સ્વીકાર.

નંદિવર્ધન વેરે આપવાના ઉદ્દેશથી મહારાજા અરિદમને મને આપની પાસે મોકલ્યો છે. હવે આ પ્રમાણેની મારી વિનંતિ સાંભળીને આપશ્રી તે સંબંધી યોગ્ય હુકમ ફરમાવો!"

સ્ફુટવચનનાં આવાં વચન સાંભળી મારા પિતા પદ્મરાજાએ મતિધન મંત્રીની સામું જોયું. મતિધન મંત્રીએ કહ્યું 'મહારાજ! અરિદમન તો ખરેખર એક પ્રભાવશાળી મહાન્ વ્યક્તિ છે! આપશ્રીનો અને તેમનો સંબંધ થાય તે સર્વ રીતે યોગ્ય છે; માટે જે માગણી સ્ફુટવચને કરી છે તેનો આપ સ્વીકાર કરો એમ મારી પણ વિનંતિ છે.' મંત્રીની આ પ્રમાણે સલાહ મળવાથી મારા પિતાશ્રીએ તેમ કરવાની હા પાડી અર્થાત્ વેવિશાળ કબૂલ કર્યું.

રંગમાં ભંગ.

*તે વખતે ×મેં કહ્યું "અરે સ્ફુટવચન! અહીંથી તમારૂં શાર્દૂલપુર કેટલું દૂર!"

સ્ફુટવચન—"સાહેબ! અમારૂં શાર્દૂલપુર ૨૫૦ યોજન દૂર છે."

નંદિવર્ધન (હું પોતે)—"એ વાત ખોટી છે. તમારે એમ ન કહેવું જોઇએ."

સ્ફુટવચન—"ત્યારે કેટલું દૂર છે તે આપશ્રી પોતે જ કહો."

નંદિવર્ધન—"અઢીસો યોજનમાં એક ગાઉ[1] ઓછું."

સ્ફુટવચન—"એમ ધારવાનું આપ પાસે શું કારણ છે?"

નંદિવર્ધન—"હું જ્યારે નાનો હતો ત્યારે મેં સાંભળ્યું હતું."

સ્ફુટવચન—"આપે એ હકીકત બરાબર જાણી નથી."

નંદિવર્ધન—"ત્યારે તું કહે છે તે સાચું અને હું કહું છું તે ખોટું એમ માનવાનું તારી પાસે શું કારણ છે?"

સ્ફુટવચન—"મેં મારા પગલાથી બરાબર ગણતરી કાઢેલી છે."

નંદિવર્ધન—"ભરોસાદાર માણસો પાસેથી મેં પણ નિશ્ચય કર્યો છે કે તું જે કહે છે તે તદ્દન ખોટું છે અને મારૂં કહેવું તે સંબંધમાં છે તે બરાબર સાચું છે."

---

* અહીં એ. સો. એ સોસાયટિવાળા મૂળ છાપેલ પુસ્તકનું પૃ ૪૦૧ શરૂ થાય છે.

× નંદિવર્ધને-આખી વાર્તા નંદિવર્ધન કહે છે તે ધ્યાનમાં રાખવું.

1 ગાઉને માટે ગવ્યુત શબ્દ છે. બે કોસનો એક ગવ્યુત થાય છે. આઠ હજાર હાથનો અથવા ૨૦૦૦ ધનુષ્યનો એક કોસ, ચાર કોસનો એક યોજન યોજન લગભગ આઠથી નવ માઈલ થાય છે.

સ્ફુટવચન—“ કુમારશ્રી ! આપને કોઇએ બરાબર છેતર્યા જણાય છે. મેં જે માપ કર્યું છે તેમાં તલનાં ફોતરાંનો ત્રીજો ભાગ પણ વધારે કે ઘટાડે થઇ શકે તેવું નથી એવું એ ચોક્કસ માપ છે અને મેં તે જાતે કર્યું છે. એમાં જરા પણ ફેરફાર કદિ થવો સંભવિત નથી.”

પુણ્યોદય રીસાયો.

‘ આ તો હરામખોર રાજસભામાં લોકોના દેખતાં મને જૂઠો પાડે છે’-એવો મારા મનમાં વિચાર આવતાં વૈશ્વાનરે ઝણઝણાટી કરી, હિંસાદેવી જરા હસી અને પોતાની યોગશક્તિ મારાપર ચલાવી અને તુરત જ એ બન્નેએ મારા શરીરમાં પ્રવેશ કર્યો; તેથી જાણે પ્રલય-કાળનો સાક્ષાત્ અગ્નિ જ હોઉં તેવો હું થઈ ગયો, મારૂં શરીર લાલચોળ થઇ ગયું, આંખોમાંથી અંગારા નીકળવા લાગ્યા, શરીર ધ્રુજવા લાગ્યું અને મ્યાનમાંથી સૂર્યકિરણના સમૂહ જેવી ભયંકર તરવાર મેં ખેંચી કાઢી. તે વખતે પુણ્યોદયે વિચાર કર્યો કે ‘ હવે આપણો વખત પૂરો થઇ ગયો, ભવિતવ્યતાના હુકમથી અત્યાર સુધી તો હું અહીં રહ્યો અને તેના હુકમનું પાલન કર્યું. પરંતુ હવે નંદિવર્ધન કુમાર પોતાના સંબંધને જરા પણ યોગ્ય[1] રહ્યો નથી, માટે હવે તો પોતે અહીંથી ચાલ્યા જવું સારૂં છે.’ આ પ્રમાણે વિચાર કરીને પુણ્યોદય નામનો મારો ખાસ મિત્ર મારી પાસેથી તે વખતે ચાલ્યો ગયો.

ખૂનપર ચઢેલો નંદિવર્ધન.

મેં તો આવેશમાં આવી જઇને સભાજનોના હાહારવને ન ગણકારતાં, સભાજનોની દેખતાં જ આ કર્ત્તવ્ય છે કે નહિ તેનો જરા પણ વિચાર કર્યા વગર, તરવારના એક ઝટકાથી સ્ફુટવચનના શરીરના બે ટુકડા કરી નાંખ્યા.

સ્ફુટવચનનું રાજસભામાં ખૂન.

તે વખતે મારા પિતાશ્રી પદ્મરાજા જેઓ રાજ્યાસનપર બીરાજમાન થયા હતા તેઓ “અરે અરે ! પુત્ર ! તું આ શું કાર્ય કરી રહ્યો છે? અરે તેં બહુ ભુંડું કર્યું !” એમ બોલતા સિંહાસનપરથી ઉભા થઇ ગયા અને એકદમ મારી તરફ આવવા લાગ્યા. પિતાશ્રીને મારી તરફ

---

૧ પૂર્વ પુણ્ય હતુ તે વાપરી ખાધુ, તેમાં વધારો કર્યો નહિ, તેથી તે પૂરું થયુ એટલે સર્વ રાજસત્તા, અધિકાર અને અનુકૂળતાઓ એક પછી એક જવા લાગ્યા. પાપનો અનુબંધ કરાવે તેવા ‘પાપાનુબંધી પુણ્ય’ નો ઉદય હોય ત્યારે આ પ્રમાણે જ થાય છે.

પિતાનું ખૂન.

આવતા જોઇને મેં વિચાર કર્યો કે આ (મારા પિતા) પણ એના જેવા જ દુરાત્મા જણાય છે! અને તે જ કારણને લીધે તેઓ મારા કાર્યને અકાર્ય તરીકે જણાવે છે! તેઓ જો એના પક્ષકાર ન હોત તો મારા કામને કોઇ માણસ પણ વખોડત નહિ'–આમ વિચારીને ઉઘાડી તરવાર લઇને હું મારા પિતા તરફ દોડ્યો. રાજસભામાં મારા અભિષેક માટે હાજર થયેલા સંખ્યાબંધ રાજપુરૂષો અને નાગરીક લોકોએ તો ચારે તરફથી હાહાકાર કરી મૂક્યો અને ચોતરફ મોટી ગડબડ થઇ ગઇ. મેં પણ તે વખતે મારો પુત્રધર્મ[1] વિસારી દીધો, પદ્મરાજા મારા પિતા થાય છે તે વાત ભૂલી ગયો, તેઓનો મારા ઉપર કેટલો બધો સ્નેહ હતો તેની પણ ગણના કરી નહિ, તેઓનો મારા ઉપર કેટલો મોટો ઉપકાર હતો તે વાત પણ લક્ષ્યમાં લીધી નહિ અને હું જે અકાર્ય કરવા મંડ્યો છું તેથી મને આગળ કેટલું દુઃખ પડશે તેનો પણ વિચાર કર્યો નહિ. હું તો તે વખતે વૈશ્વાનર મિત્ર અને હિંસાદેવીને એટલો બધો વશ થઇ ગયો કે જાણે હું કર્મચંડાળ[2] હોઉં તેવો બની ગયો અને પિતાજી હજુ તો કાંઇક તેવા જ પ્રકારનું વધારે બોલવા જતા હતા તેવામાં તો તરવારના એક ઝાટકાથી મેં તેઓનું મસ્તક પણ ઉડાડી દીધું.

માતાની ઉપર તરવારનો પ્રહાર.

તે વખતે "અરે દીકરા! દીકરા! સાહસ કર નહિ! સાહસ કર નહિ! અરે લોકો! રક્ષણ કરો, રક્ષણ કરો!!" એ પ્રમાણે ઘણા ઉંચા સ્વરથી કરૂણસ્વરે બોલતી મારી માતા મારા હાથમાંથી તરવાર છોડાવવા સારૂ ઉતાવળથી આવીને મારે હાથે વળગી પડી. મેં તે વખતે વિચાર કર્યો કે 'મારા શત્રુને મારવા તત્પર થયેલા મારી ઉપર આવી મૂર્ખાઇ ભરેલી રીતે લપ્પન છપ્પન કરનાર મારી માતા પણ ખરેખર મારી દુશ્મન જ છે. આવો સાહસ ભરેલો વિચાર કરીને મારી માતાના શરીરના પણ તરવારથી બે ટુકડા મેં તે જ વખતે કરી નાખ્યા.

તે વખતે મારો ભાઇ શીલવર્દ્ધન જેની સાથે મારી સાળી

---

૧ પુત્રધર્મ: પુત્રની પિતા તરફની ફરજો

૨ કર્મચંડાળ: ચંડાળને ઘરે જન્મે તે જાતિચંડાળ કહેવાય છે, અધમ કાર્ય કરે તે કર્મચંડાળ કહેવાય છે

શીલવર્ધન, મણિમંજરી અને રત્નવતીનાં ખૂન.

મણિમંજરીનું[1] લગ્ન કરવામાં આવ્યું હતું તે, તથા મણિમંજરી અને મારી ભાર્યા રત્નવતી અનુક્રમે મને કહેવા લાગ્યાં 'હે ભાઇ! હે કુમાર! હે આર્યપુત્ર! આ તમે શું આદરી બેઠા છો?' આ પ્રમાણે બોલતાં મને અકાર્ય કરવાથી અટકાવવાને માટે તે ત્રણે જણા એક સાથે મારે હાથે વળગી પડ્યા. મેં મારા મનમાં વિચાર કર્યો કે આ સર્વે દુરાત્મા(પાપી)ઓએ મારી વિરૂદ્ધ એકસરખો ખોટો વિચાર કર્યો જણાય છે. એ વિચારથી મારો ક્રોધ વધારે ઉછળ્યો, હું વધારે ગરમ થયો અને તે ત્રણેને એક એક તરવારના ઘાથી એક સાથે જમરાજાના મંદિરે પહોંચાડી દીધા.

કનકમંજરીનું ખૂન.

તે વખતે આવો અઘટિત બનાવ જોઇને 'અરે આર્યપુત્ર! આ શું? આ શું?' એ પ્રમાણે વિલાપ કરતી મારી સર્વથી વધારે વહાલી પત્ની કનકમંજરી ત્યાં આવી પહોંચી. મેં મારા મનમાં વિચાર કર્યો કે 'આ અધમ સ્ત્રી આવા શબ્દો બોલે છે તેથી જરૂર તે પણ શત્રુને જ મળી ગયેલી હોવી જોઇએ. અહો! મારૂં હૃદય[2] પણ અત્યારે તો મારૂં શત્રુ થઇ ગયેલ જણાય છે! એ પણ અયોગ્ય સ્થળે વાત્સલ્ય કરવા દોરવાઇ ગઇ છે તો તેના એવા મૂર્ખાઇ ભરેલા વત્સળભાવને દૂર કરવો જ જોઇએ.' આ વિચારને પરિણામે કનકમંજરી ઉપર પ્રેમ હતો તે ગળી ગયો, તેનો વિરહ સહન થઇ શકશે કે નહિ તે વાત સ્મૃતિમાંથી નીકળી ગઇ, તેની સાથે એકાંતમાં કેવી મીઠી વાતો કરી હતી અને તેને કેવાં કેવાં વચનો આપ્યાં હતાં તેની હૃદયમાં સ્ફુરણા પણ થઇ નહિ, તેની સાથે અનેક પ્રકારનાં કામભોગનાં સુખો ભોગવ્યાં હતાં તે સર્વ ભુલી ગયો અને તેની ઉપર ઉપમા ન આપી શકાય તેવો પ્રેમનો બંધ હતો તે સંબંધી જરા પણ વિચાર ન કર્યો. વૈશ્વાનરે મારી બુદ્ધિને તે વખતે એટલી અંધ બનાવી દીધી હતી અને મારા હૃદયમાં હિંસાદેવીએ એવું પ્રબળ સ્થાન લીધું હતું કે

---

૧ કુશાવર્તપુરના કનકચૂડ રાજાની મોટી દીકરી, કનકમંજરીની મોટી બહેન.

૨ નંદિવર્ધને હૃદયને સ્થાને કનકમંજરીને ગણી હતી અને તેના પર તેને સર્વથી વધારે પ્રેમ હતો. યોગ એવો બન્યો કે સર્વ સંબંધીઓ એક સાથે સભામાં હાજર હતા અને આવેશપર ચઢેલા નંદિવર્ધનને વિચાર કરવાનો અવકાશ હતો નહિ. વૈશ્વાનરની આ અસરમાં જરા પણ અતિશયોક્તિ નથી; અવલોકન કરવાથી અથવા વિચારણાથી આ વાત ચોક્કસ જણાઇ આવે તેમ છે

આગળ પાછળનો જરા પણ વિચાર ન કરતાં બાપડી કનકમંજરીને પણ તે જ વખતે મેં તરવારના ઘાથી મારી નાખી.

બીજા અનેક ભયંકર ખૂનો.

એ વખતે ધમાધમમાં મારી કેડ ઉપર પહેરેલું વસ્ત્ર ( ધોતીઉ ) છૂટી ગયું અને જમીનપર પડયું. વળી મારૂં ઉત્તરીય વસ્ત્ર ( ઓઢવાનું વસ્ત્ર ) હતું તે પણ જમીનપર પડી ગયું; એને પરિણામે હું જન્મ્યો ત્યારે હતો તેવો થઇ ગયો—મતલબ તદ્દન નાગો થઇ ગયો. વળી મારા બાલ પણ છૂટા થઇ ગયા તેથી જાણે સાક્ષાત્ વૈતાળ જ હોઉ તેવો હું દેખાવા લાગ્યો. મને આવો વૈતાળ જેવો વિચિત્ર પ્રકારનો જોઇને દૂર રમત કરતાં છોકરાંઓ તાણી તાણીને મશ્કરી કરતાં ખડ ખડ હસવા લાગ્યા અને તેઓએ કિલકિલાટ કરી મૂક્યો. આથી વળી હું વધારે ગુસ્સે થયો અને એ છોકરાઓને મારવા માટે તેના તરફ દોડ્યો. તે વખતે મારા ભાઇઓ બહેનો સગાસબંધીઓ અને સામંતો સર્વે મને એકી સાથે અટકાવવા માટે વળગી પડ્યા. પરંતુ યમરાજા જેમ સર્વની ઉપર એક સરખી રીતે જુએ તેમ તે સર્વને હણતો હણતો હું કેટલેક દૂર નીકળી ગયો અને રસ્તે જતાં જરા પણ સામે થવાની નિશાની બતાવે તેને મારી નાખતો ગયો. છેવટે મારી સામે લોકો ઘણા થયેલા હોવાથી [1]જંગલી હાથીની પેઠે મને ઘણા પ્રકારે મુંઝવીને મહા મુશ્કેલીએ આખરે પકડી લીધો, મારી પાસેથી ભયંકર તરવાર ખુંચવી લીધી અને મારા હાથોને પછવાડે લઇને મને પાંચમોડીએ બાંધ્યો. પછી નહિ બોલવા જેવાં ખરાબ વચનો બોલતા મને કેદખાનામાં નાખ્યો.

એક માસ કેદખાનામાં
અકસ્માત છુટકારો.
નગરદાહ, નાસભાગ.

લોકોએ મને સખ્ત બંધને બાંધી કેદખાનામાં પૂર્યો અને તેનાં બારણાં મજબૂત બંધ કરી દીધાં. પછી લોકો મને અનેક પ્રકારનાં વિનયવચનો[2] સંભળાવવા લાગ્યા તેનાથી સળગી જતો, ન સાંભળી

૧ જંગલી હાથીને પકડવો હોય ત્યારે તેને ખૂબ રગડાવે છે, ઘણા પ્રકારે કંટાળો આપે છે અને પછી તેને યુક્તિથી ખાડામાં નાખીને કે ગાળીઆઓ પગમાં નાખીને પકડી લે છે.

૨ મશ્કરીમાં પણ વિનયના વચનો બોલાય છે જેમકે: 'કેમ [illegible]' વિગેરે.

સંતાપમાં ગરકાવ.

શકાય તેવી ભાષામાં આડું અવળું બોલતો કેદખાનાનાં બારણાં સાથે માથું અફાળતો, ક્ષુધાથી પાતળો પડેલો, તૃષાથી હેરાન થતો, અંતરના સંતાપથી બળી જતો, નિદ્રાથી દૂર થયેલો, નારકીની પેઠે અનેક પ્રકારનાં દુઃખ ખમતો--એજ સ્થિતિમાં એક માસ સુધી કેદખાનામાં રહ્યો. કોઇએ મારાં બંધન જરા પણ છોડ્યાં નહિ અને મારી તરફ નજર પણ કરી નહિ. સર્વેએ મારો અનાદર કર્યો. મહા દુઃખમાં એ સર્વ કાળ મેં ત્યાં પસાર કર્યો.

ભુખ્યો અને તરસ્યો.

આવી રીતે ભુખ્યો અને તરસ્યો એક માસ સુધી કેદખાનામાં રહેવાથી હું તદ્દન ક્ષીણ થઇ ગયો. એક દિવસ લગભગ મધ્યરાત્રીએ મને એક વાર , અત્યંત ક્ષીણતાને પરિણામે જરા ઉંઘ આવી. તે વખતે ઉંદરે આવીને મારે હાથે તથા પગે બાંધેલાંઃબંધનને કાતરી નાખ્યું તેથી હું છૂટો થઇ ગયો. મેં તુરત જ કેદખાનાનાં બારણાં ઉઘાડ્યાં અને બહાર નીકળી આવ્યો. તે વખતે ખબર પડી કે મને રાજમહેલમાં જ કેદ કરવામાં આવ્યો હતો.

ક્રોધીએ આવેશમાં નગર સળગાવ્યું.

મધ્યરાત્રી હોવાથી ચોકીદાર વિગેરે સર્વ સુઇ ગયા હતા. કોઇ હાલતું ચાલતું પણ ન હોતું. મેં તે વખતે વિચાર કર્યો કે-'આ આખું રાજકુળ અને આખું નગર અત્યારે મારૂં ખરેખરૂં દુશ્મન થઇ ગયું છે. એ સર્વે લોકોએ મને અનેક પ્રકારનાં દુઃખો દેવામાં કાંઇ બાકી રાખી નથી'–આમ વિચારૂં છું તેવામાં મારા અંતરમાં રહેલા મારા વૈશ્વાનર મિત્રે અણઅણાટી કરી અને હિંસાએ આનંદમાં આવી જઇ હોંકારો કર્યો; એટલે એ બન્નેનું મારામાં જોર વધી ગયું. તે વખતે નજીકમાં એક અગ્નિનો કુંડ સળગી રહ્યો હતો તે મારા જોવામાં આવ્યો; એટલે મેં વિચાર કર્યો કે-'અહો ! શત્રુને મારવાનો ઉપાય તો અહીં હાજર છે ! હવે એટલું જ કરવાનું છે કે એક શંકોરૂં લઇને તેમાં અંગારા ભરી લઉં અને પછી તેમાંથી થોડા રાજમહેલમાં અને થોડા નગરના બીજા ભાગોમાં મૂકી દઉં; ખાસ કરીને જલદી સળગી ઉઠે તેવાં ઇંધનવાળા સ્થાનકો શોધીને તેમાં જ અગ્નિ લગાવી દઉં કે જેથી થોડા અંગારાથી પણ ધારેલ કામ થઇ જાય. આમ કરવાથી આખું રાજકુળ અને આખું નગર બન્ને પોતાની મેળે જ નાશ પામી જશે ' આવો અધમ વિચાર કરીને મેં તે જ પ્રમાણે કર્યું. એક-

ક્રમ સળગી ઉઠે તેવાં સ્થાનો રાજકુળમાં તથા આખા નગરમાં હું જાણતો હતો, તેને ચારે બાજુએથી મેં સળગાવી મૂક્યાં તેથી એટલી મોટી અગ્નિ સળગી ઉઠી કે હું પણ નગરમાંથી બળતો બળતો માત્ર ભવિતવ્યતાના યોગથી જ બહાર નીકળી શક્યો. હું બહાર નીકળતો હતો તે વખતે નગરના લોકોનો મોટો અરેરાટીનો અવાજ મારા સાંભળવામાં આવ્યો. સુભટ લોકો બોલવા લાગ્યા કે 'અરે દોડો, દોડો !' તેઓનાં મનમાં કાંઇક એવી પણ શંકા આવી કે દુશ્મનના લશ્કરે એ અતિ અધમ કાર્ય કર્યું છે. એ વખતે મારૂં શરીર તદ્દન ક્ષીણ થઇ ગયેલ હોવાને લીધે અને શરીરની ક્ષીણતાની અસર મનપર પણ થતી હોવાને લીધે આખરે હું મારી સર્વ ધીરજ ખોઇ બેઠો.[1]

# પ્રકરણ ૨૯ મું.

## ખૂનીક્રોધીનો રખડપાટો.



આખા જયસ્થળ નગરને સળગાવી મૂક્યું તેથી મારા મનમાં પણ ભય ઉત્પન્ન થયો અને જંગલ તરફ મે નાસવા માંડ્યું. નાસતાં નાસતાં મેં મોટા જંગલમાં પ્રવેશ કર્યો. પછી મને બહુ પીડાઓ થઇ: કાંટાઓથી હું વીંધાણો, ખીલાઓથી ઘાયલ થયો, રસ્તો ભૂલી ગયો, ખોટે રસ્તે ચઢી ગયો, ઉંચા ઢોળાવપરથી ખસી પડ્યો, ઉંધે માથે નીચા પ્રદેશમાં પડ્યો, મારાં અંગોપાંગ ભાંગીને ચૂરેચૂરા થઇ ગયાં અને મને એટલું સખ્ત વાગ્યું કે પડ્યા પછી ઉઠવાની શકિત પણ મારામાં રહી નહિ.

**ચોરની પલ્લીમાં**

એવી રીતે હું મહા અટવીમાં પડેલો હતો તે વખતે ત્યાં ચોરો આવ્યા. તેઓએ મને એવી અવસ્થામાં પડેલો જોયો. તેઓ મને જોઇને બોલવા લાગ્યા કે-' અરે ! આ તો જાડા પાડા જેવી કાયાવાળો માણસ જણાય છે, માટે એને લઇ જઇને કોઇ સારી જગ્યાએ વેચશું

૧ નંદિવર્ધને આખુ ગામ સળગાવ્યુ તે ભાઠા થઇ ગયુ હતું, એક માણસ પણ બચવા પામ્યો ન હોતો તે આગળ કથા પ-થી જણાશે. જુઓ પ્ર. ૮. પ્ર. ૩-૦.

તો એનું ઘણું મૂલ આવશે; માટે ચાલો એને ઉપાડીને આપણા સ્વામી (પલ્લીપતિ) પાસે લઇ જઇએ!' ચોરોને આ પ્રમાણે બોલતાં સાંભળીને મારા મનમાં કાંઈક ઠંડો પડેલો વૈશ્વાનર (મિત્ર) એકદમ સળગી ઉઠ્યો અને હું બેઠો થઇ ગયો. એટલે ચોરોમાંના એકે કહ્યું 'અરે ભાઇઓ! આનો વિચાર ખરાબ જણાય છે, તે આપણી સાથે લડવા માગે છે અથવા ભાગી જવા માગે છે, માટે એને એકદમ બાંધી લો, નહિ તો એને પકડવો મુશ્કેલ થઇ પડશે.' પછી ચોરોએ મને ધનુષ્યની સોટિવડે સારી પેઠે કૂટયો, ખૂબ માર માર્યો અને પછવાડે હાથ કરીને મને પાંચમોડીએ બાંધી લીધો; હું મ્હોઢામાંથી ગાળો દીધા કરતો હતો તેથી મારૂં મ્હોઢું પણ બાંધી લીધું. પછી ત્યાંથી મને ઉપાડ્યો, મારા શરીર પર તદ્દન ફાટેલું તૂટેલું જીરણ કપડું ઓઢાડ્યું અને વારંવાર ગોદા મારતાં, ધમકી આપતાં અને દમ દેતાં તેઓ

કનકપુરના સીમાડામાં.

મને કનકપુર[1] નગરની નજીકમાં આવેલી ભીમનિકેતન નામની ચોરની પલ્લીમાં લઇ ગયા. ત્યાં મને રણવીર નામના પલ્લીપતિની પાસે રજુ કરવામાં આવ્યો, પલ્લીપતિએ હુકમ આપ્યો કે-"અરે! આ માણસને બહુ સારી રીતે ખવરાવો પીવરાવો, તેમ કરવાથી જો તે પાડા જેવો જાડો થશે તો તેના પૈસા બહુ વધારે આવશે." ચોરના સ્વામીની આવી આજ્ઞા માથે ચઢાવીને એક ચોર મને પોતાને ઘરે લઇ ગયો.

ક્રોધીની કડવી જીભ.

તે ચોરે મને પોતાને ઘરે લઇ જઇને મારે મ્હોઢેથી બંધ છોડ્યા અને મને મોકળો કર્યો એટલે હું તો મ્હોઢામાંથી મમો ચચો બોલવા મંડી પડ્યો, તેથી તે ચોર મારા ઉપર ઘણોજ ગુસ્સે થયો, તેણે મને લાકડીઓથી ખૂબ ઠોકયો, માત્ર પોતાના સ્વામીએ મને સોંપેલો હોવાથી જ મારી નાખ્યો નહિ. મારી બોલીમાં કડવાશ તો એટલી હતી કે તે સાંભળીને મને કોઇ પણ માણસ જરૂર મારી જ નાખે. માત્ર મારી કડવી બોલીને લઇને તેણે મને તદ્દન તુચ્છ ભોજન આપવા માંડ્યું. આથી હું વધારે ને વધારે ભૂખ્યો રહેતો હોવાથી તદ્દન લેવાઇ ગયો અને મારા મ્હોં ઉપર પણ દીનતા આવી ગઈ. પહેલાં

---

૧ કનકપુરઃ અગાઉ આ નગરનો રાજા **પ્રભાકર** હતો. **વિભાકર** આ નગરના રાજાનો તે વખતે વારસ હતો. વિભાકરની સાથે વિમલાનનાના સંબંધમાં મોટું યુદ્ધ થયું હતું તે માટે જુઓ આ **પ્રસ્તાવનું પ્રકરણ** ૨૩ મું.

તો તે તુચ્છ ભોજન[1] આપતો તે ખાવાની મેં ચોખ્ખી ના પાડી, પણ અંતે ભુખને લીધે તે પણ મેં ખાવા માંડયું. પણ એવા કળથી વિગેરે તુચ્છ અન્નથી મારૂં પેટ કાંઇ ભરાયું નહિ તેથી નિરંતર મનનો ઉદ્વેગ પણ વધવા લાગ્યો.

ભુખનાં દુઃખમાં.

આવી રીતે ભુખમાં અને દુઃખમાં મારા કેટલાક દિવસો પસાર થઇ ગયા અને હું દુબળો થતો ગયો. એક દિવસે પલ્લીપતિ રણવીરે હું કેટલો જાડો થયોછું ? વિગેરે પ્રશ્ન મારા પાલન કરનાર ચોરને પૂછયા. તેના જવાબમાં તેણે જણાવ્યું કે " સાહેબ, એનાપર મહેનત તો ઘણી કરવામાં આવે છે, પણ કોઇ રીતે એનામાં બળ વધતું નથી. " ત્યારપછી ભુખમાં અને દુઃખમાં તે ચોરને ઘેર એજ રીતે હું ઘણો વખત રહ્યો.

રાજ્યદંડ.

એક વખત ચોરો ઉપર કનકપુર નગરથી લશ્કર ચઢી આવ્યું, જેની ખબર ચોરોને પડતાં તેઓ પલ્લીમાંથી ભાગી ગયા. રાજાના હુકમથી તે પલ્લીને લુંટી લેવામાં આવી-કબજે કરવામાં આવી અને જેટલા પકડી શકાયા તેટલા ચોરોને પકડી લેવામાં આવ્યા. પકડાયલા સર્વને કનકપુર લઇ જવામાં આવ્યા. હું પણ પકડાઇ જનારાઓમાંનો એક હતો.

વિભાકર સમક્ષ નંદિવર્ધન.
માન આપનાર પર ક્રોધ.
ઉપકાર કરનારનું ખૂન.

કનકપુરે.

મને એક ચોર તરીકે મહારાજા વિભાકર પાસે કનકપુર નગરમાં રજુ કરવામાં આવ્યો. વિભાકર મને જોતાં જ કાંઇક ઓળખી ગયો અને પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે 'અરે આ તે શી નવાઇ! આ પુરૂષના શરીરપર માત્ર હાડકાં અને ચામડી જ રહ્યાં છે જેથી ઝાડનાં બળેલા ઠુંઠા જેવો થઇ રહ્યો છે, તોપણ તે બરાબર કુમાર નંદિવર્ધનનો આકાર ધારણ કરે છે અને જાણે તેજ હોય તેવો દેખાય છે તેનું કારણ શું હશે ! ' આવો વિચાર કરીને પછી તેણે નખથી માં-

---

૧ કળથી તુચ્છ ભોજન તરીકે ઓળખાય છે, સર્વથી અધમ દાણો છે અને માણસો દુકાળ જેવા પ્રસંગ વગર ખુશીથી તે ખાતા નથી

ડીને શિખા પર્યંત મને ધારી ધારીને જોયો. એમ કરતાં તેના મનમાં ખાત્રી થઇ ગઇ કે આ તો કુમાર નંદિવર્ધન જ છે.

**આખરે ઓળખ્યો.**

વળી તેણે વિચાર કર્યો કે–'અહીં નંદિવર્ધન કુમાર આવા આકારમાં આવે એવો સંભવ પણ જણાતો નથી. પણ ખરેખર નસીબની રીતો કાંઈ ઓરજ પ્રકારની છે! એને (કર્મને-વિધિને-નસીબને) વશ પડેલા પ્રાણીઓના સંબંધમાં શું શું નથી બનતું? જે મોટા રાજાને પગે અનેક

**વિધાત્રીના લેખ.**

મુગટધારી રાજાઓ નમસ્કાર કરી તેના પગની પૂજા કરે છે અને જે કાંઇ પણ વચન બોલે તે પ્રત્યેકને લોકો 'જય દેવ, જય દેવ!' એવા શબ્દોથી વધાવી લે છે, તે જ રાજા તે જ ભવમાં નસીબને લઇને ભીખારીનો આકાર ધારણ કરીને અનેક પ્રકારના દુઃખ પામતો જોવામાં આવે છે–માટે આ હાડપિંજર થઇ ગયેલો પુરૂષ મને તો કુમાર નંદિવર્ધન જ લાગે છે તેમાં જરા પણ શક નથી–' એવો વિચાર કર્યા પછી પોતે મારી સાથે અગાઉ જે સ્નેહભાવ[1] કર્યો હતો તે યાદ કર્યો અને તેથી આંખમાંથી ગાલ પર ઝરતાં આનંદનાં આંસુના પ્રવાહ સાથે વિભાકર સિંહાસનપરથી ઉઠીને મને ભેટી પડ્યો. તે વખતે એ બનાવની વિચિત્રતા જોઇને આખું રાજકુળ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયું.

વિભાકર નરપતિએ તો મને પોતાના સિંહાસનપર અરધું આસન આપીને પોતાની સાથે બેસાડ્યો અને પછી મને પૂછ્યું[2] "મિત્ર! આ તે શું?" વિભાકરના પૂછવાથી મેં તેને મારૂં સર્વ ચરિત્ર કહી સંભળાવ્યું. તે સાંભળીને વિભાકર બોલ્યો "અરે ભાઇ! તેં આ તારા માતા પિતા વિગેરેને મારી નાખવાનું તદ્દન દયા વગરનું કામ કર્યું તે

---

૧ **વિભાકરે** લડાઈનો પ્રસંગ યાદ ન કરતાં સ્નેહભાવ યાદ કર્યો તે તેની મોટાઈ બતાવે છે. તેના મલમપટ્ટા **નંદિવર્ધને** કર્યા હતા અને તેથી તેઓ વચ્ચે સ્નેહભાવ થયો હતો. જુઓ પૃ. ૬૧૪ વળી **નંદિવર્ધને** તેને માનપૂર્વક **કુશાવર્ત** નગરથી વિદાય કર્યો હતો. **વિભાકર** સારી પ્રકૃતિનો રાજા જણાય છે લડાઇ પ્રસંગે **વિભાકર** રાજવારસ હતો તેના પિતા **પ્રભાકર** રાજા તે વખતે રાજ્ય કરતા હતા તે ધ્યાનમાં રાખવુ.

૨ પાપી માણસને કોઇ તેના પાપની કથા પૂછે તો તેને પોતાની ઉપર ક્રોધ આવતો નથી પણ પૂછનાર પર ક્રોધ આવે છે. **નંદિવર્ધનને** આવા પ્રકારનો ક્રોધ હવે સર્વ પૂછનાર પર આવશે તે કથામાં જોઇશુ. પાપીઓના સંબંધમાં એવું જ થાય છે.

તો કાંઇ ઠીક કર્યું નહિ. જો ભાઇ ! એ ભયંકર કામને પરિણામે તને આ ભવમાં જ આટલો તો ક્લેશ પ્રાપ્ત થયો ( અને પરભવમાં શું થશે તેની તો તને ખબર પણ નથી. ) એ સર્વ એ અકાર્યનું ફળ છે." વિભાકરનાં આવાં હિતવચન સાંભળતાં જ મારા મનમાં રહેલો વૈશ્વાનર અને હિંસા જાગ્રત થઇ ગયા અને મેં વિચાર કર્યો કે ખરેખર આ વિભાકર પણ મારા શત્રુનાશના કાર્યને અકાર્ય માને છે તેથી તે પણ મારો દુશ્મન જ જણાય છે. એટલે તુરત જ તેને મારી નાખવાનો મારા મનમાં નિર્ણય થઇ ગયો. પરંતુ મારૂં શરીર ઘણું દુબળું થઇ ગયેલું હોવાને લીધે, વિભાકરનો રાજ્યપ્રતાપ ઘણો મોટો હોવાને લીધે, નજીકમાં રાજપુરૂષોનો મોટો સમૂહ હાજર હોવાને લીધે, તેમજ મારી પાસે શસ્ત્ર ન હોવાને લીધે મેં વિભાકર રાજા પર પ્રહાર કર્યો નહિ, પરંતુ મારૂં મ્હોઢું તદ્દન [1]બગાડી દીધું. વિભાકર મારો અભિપ્રાય સમજી ગયો. તેના ધ્યાનમાં આવી ગયું કે જે વાત ચાલે છે તે મને જરા પણ પસંદ આવતી નથી તો પછી એ વાત ફરીવાર યાદ કરીને કુમાર નંદિવર્ધનને શા માટે સંતાપ આપવો ? એ વિચારને પરિણામે એ બાબતની વાતચીત વિભાકર રાજાએ બંધ કરી દીધી.

હિત કરનાર પર ક્રોધ.

ત્યારપછી તે જ વખતે વિભાકર રાજાએ પોતાના સામંત અને સરદારોને આજ્ઞા કરી 'આ નંદિવર્ધન કુમાર મારૂં પોતાનું શરીર જ છે, મારૂં જીવતર છે, મારૂં સર્વસ્વ છે, તે મારો સગો છે, મારો ભાઇ છે, મારે પૂજવા યોગ્ય છે, એના દર્શનથી આજે મને ઘણો આનંદ થઇ ગયો છે, માટે સ્નેહીજન મળે ત્યારે આપણે જે પ્રમાણે મોટા મહોત્સવ કરીએ છીએ તે પ્રમાણે સર્વ કરાવો.' તેઓએ રાજ્ય આજ્ઞા માથે ચઢાવી. ત્યારપછી રાજકુળમાં મોટો આનંદ પ્રસરી રહ્યો, મને વિધિપૂર્વક ન્હવરાવવામાં આવ્યો, મને દિવ્ય વસ્ત્રાભરણો પહેરાવવામાં આવ્યાં, અત્યંત સુંદર ભોજન મને જમાડવામાં આવ્યું, મારા આખા શરીરપર સુગંધી પદાર્થોનું વિલેપન કરવામાં આવ્યું. મારા શરીરપર મહા મૂલ્યવાળાં અલંકારો ધારણ કરાવવામાં આવ્યાં અને છેવટે

નંદિવર્ધનને મોટું સન્માન.

1 કોઈ વાત ન ગમે ત્યારે મ્હોઢાને 'અગીઠું' કરવામાં આવે છે તેના મુખ પરથી જ કોઈ જાણી શકે કે આ ભાઇને આ વાત ગમતી નથી, એવી મ્હોઢાની આકૃતિ તેવે પ્રસંગે થઇ જાય છે

[1]વિભાકર રાજાએ પોતાને હાથે મને મનોહર સુંદર પાન આપ્યું. વિભાકર રાજાએ આટલું આટલું મારે માટે કર્યું, પરંતુ મારા મનમાં તો એમજ લાગ્યા કરતું હતું કે 'અહો! આણે મને એમ કહ્યું કે મારા માતાપિતા વિગેરેને મેં મારી નાખ્યા તે વાત ઠીક કરી નહિ, માટે લાગ આવે તો એ પાપીને મારી નાખું!' આવા ભયંકર વિચારને લીધે મારૂં મન એટલું ડોળાઇ ગયું હતું કે મને તે રાજા જાતે આટલું બધું માન આપતો હતો તેના તરફ મારૂં મન પણ ગયું નહિ. ત્યારપછી ભોજનશાળામાંથી બહાર નીકળીને અમે સર્વે બેસવાના દિવાનખાનામાં આવ્યા. ત્યાં વિભાકર રાજાના મંત્રી મતિશેખરે વાત ઉપાડી "અરે પ્રાતઃસ્મરણીય મહારાજા પ્રભાકર[2] દેવલોક ગયા તેની તો આપને ખબર પડી હશે?" મેં જવાબમાં માથું ધુણાવ્યું (જણાવ્યું કે હા, એ સમાચાર થોડા વખત પહેલાં જાણ્યા હતા). તે વખતે વિભાકરની આંખમાં આંસું આવી ગયા અને મુખેથી બોલ્યો "મિત્ર! પિતા તો પરલોકમાં ગયા! હવે તારે પિતાનું સ્થાન લેવું જોઇએ. તેથી આ રાજ્ય, અમે સર્વે, આ સર્વ પ્રધાનમંડળ અને પ્રજામંડળ જે પિતાની કૃપામાં લહેર કરતું હતું તે સર્વ તારા નોકર છે અને તારી સેવામાં હાજર છે. તારી મરજીમાં આવે તેવી રીતે સર્વની સાથે તું કામ લે!" આટલી સુંદર અને ઉદાર પ્રાર્થના વિભાકરે મને કરી, પરંતુ વૈશ્વાનરને હમેશાં કોઇ પણ પ્રકારનો ગુણ હોતો જ નથી તેથી હું તો જરા પણ આભાર માનવાને બદલે મૌન ધારણ કરીને ચૂપ બેસી રહ્યો.

ઉદાત્ત ઉદારતા.

હવે એવી રીતે આનંદ વિલાસમાં તે દિવસ આખો પસાર થઇ ગયો, રાત્રીની શરૂઆતમાં રાજ્યમંડળ ભરાતું હતું તે પ્રમાણે ભરાઇને વિસર્જન થયું. ત્યારપછી પોતાની પ્રેમી સ્ત્રીઓને આવવાનો નિષેધ કરીને મારા ઉપર અત્યંત પ્રેમ હોવાને લીધે [3]વાસભુવનમાં આવેલી મહા મૂલ્યવાળી એક જ શય્યામાં વિભાકર રાજા

વિભાકરનું ખૂન.

---

૧ રાજા જાતે પાન આપે તે સર્વથી મોટું માન ગણાય છે.

૨ **પ્રભાકરઃ વિભાકર** રાજાના પિતા. કનકશેખર સાથે લડાઈ થઇ ત્યારે **પ્રભાકર** રાજા જીવતા હતા. તે વખતે **વિભાકર** રાજવારસ–યુવરાજ હતો. જુઓ પૃ. ૫૮૪

૩ **વાસભુવનઃ** સુવાનો ઓરડો.

મારી સાથે સુતો. અરે અગૃહિતસંકેતા ! તે વખતે હિંસા અને વૈશ્વાનરે મારા મનને એટલું ચકડોળે ચઢાવ્યું હતું કે સરળ હૃદયવાળો વિભાકર રાજા જેને મારા ઉપર આટલો બધો પ્રેમ અને વિશ્વાસ હતા તેને મેં પાપીએ રાત્રીમાં ઉઠીને નીચે પટકી પાડ્યો અને મારી નાંખ્યો. ત્યારપછી માત્ર શરીરપર એક જ વસ્ત્ર પહેરીને હું કનકપુર નગરથી બહાર નીકળી ગયો.

કનકચૂડનો આદર.
કનકશેખરનો પ્રશ્ન.
ખૂનનો પ્રયત્ન–બચાવ.

<u>કુશાવર્તપુરે.</u>

ભયંકર રાત્રીમાં એકલો બહાર નીકળી હુ મોટી અટવીમાં આવી ચઢ્યો. ત્યાં મેં અનેક પ્રકારનાં દુઃખો સહન કર્યાં. અનેક પ્રકારના કલેશો ખમતો છેવટે હું[1] કુશાવર્તપુરે આવી પહોંચ્યો. બહાર ઉદ્યાનમાં રહ્યો ત્યાં મને કનકશેખરના નોકર ચાકરોએ જોઇ લીધો, તેથી તેણે મારા આવવાના સમાચાર મહારાજા કનકચૂડને અને યુવરાજ કનકશેખરને આપ્યા. તેઓએ મનમાં વિચાર કર્યો કે 'નંદિવર્ધન કુમાર એકલો જ અહીં આવ્યો છે તેનું કાંઇ પણ કારણ હોવું જોઇએ' તેઓ પોતાના ખાસ માણસના પરિવારને સાથે લઇને બન્ને મારી પાસે આવ્યા. ઉચિત માન અરસ્પરસ આપ્યું લીધું. ત્યારપછી હું અને કનકશેખર ઉત્સારકમાં[2] સાથે બેઠા પછી તેણે મને એકલા[3] આવવાનું કારણ પૂછ્યું. મને વિચાર થયો કે આને પણ મારૂં ચરિત્ર પસંદ આવતું હોય એમ જણાતું નથી, માટે એવાને તે પોતાની વાત શા માટે કરવી જોઇએ ? તેથી મેં કનકશેખરને કહ્યું 'એ વાત જવા દે, એમાં કાંઇ દમ નથી.' કનકશેખરને આવો જવાબ જરા વિચિત્ર લાગ્યો તેથી વળી બોલ્યો 'અરે ભાઇ ! મને પણ તારી વાત ન કહેવાય ? તું શું મારાથી આટલી બધી જૂદાઇ રાખે છે ?' મેં જવાબમાં કહ્યું 'ના ! એ વાત તો કહેવાનો જ નથી.' ત્યારે વળી વધારે આગ્રહ કરીને કનક-

---

૧ **કુશાવર્તપુરઃ** કનકચૂડરાજાની રાજધાની, કનકશેખરનું નગર જ્યાં રહી **નંદિવર્ધને** લડાઇમા જીત મેળવી હતી અને **કનક**શેખરની બહેન **કનકમંજરી**ને પરણ્યો હતો તે તેના મામાનુ શહેર

૨ **ઉત્સારકઃ** એકાત ગોખલો. હવેલીની બહાર રવેશ મુલતો હોય તેમા ગાલીચા નાખી Balconyd. જેવી બેસવાની જગ્યા. ઉત્સારકનો અર્થ 'ઓસરી' પણ થાય છે.

૩ હજી સુધી **જયસ્થળ** નગરનો દાહ, **કનકમંજરી** [illegible] ખૂનોની વાત કુશાવર્તપુરે પહોચી નથી એમ જણાય છે

શેખરે કહ્યું ‘ ભાઇ ! તારે એ વાત તો મને કરવી જ પડશે, એ વાત તું મને નહિ કહે ત્યાં સુધી મારા જીવને ચેન પડે તેમ નથી.’ ‘ મેં વાત કહેવાની ના કહી તો પણ આ હજુ સમજતો નથી અને મારા હુકમને માન આપતો નથી’ એ વિચારથી વૈશ્વાનર અને હિંસા મારા મનમાં રહ્યા રહ્યા હીલચાલ કરવા મંડી ગયા. તે વખતે કનકશેખરની કેડમાંથી જમની જીભ જેવી ચમકતી છરી મેં ખેંચી લીધી અને કનકશેખરને મારવા માટે તે ઉગામી. તે વખતે ‘ અરે આ શું ? ’ એમ બોલતા કનકચૂડ મહારાજા વિગેરે સર્વ દોડતા આવી પહોંચ્યા અને મોટો કોળાહળ થઇ ગયો. તે વખતે કનકશેખરના ગુણથી ખેંચાઇ આવેલ નજીક રહેલા દેવતાએ મને થંભી દીધો અને સર્વના દેખતાં મને ઉપાડીને આકાશમાર્ગે ફેંકયો અને તે દેશની હદ ઉપરના ભાગમાં નાખ્યો.

ચોરોએ ઓળખ્યો.
તેમના સવાલથી ક્રોધ
પર્યાલોચન અને ત્યાગ.

## અંબરીષ ચોરપલ્લીમાં.

દેવતાએ ત્યાંથી [1]અંબરીષ જાતિના વીરસેન વિગેરે ચોરોની પલ્લીમાં મને નાખ્યો. મારા હાથમાં છરી રહી ગઇ છે અને તે કોઇને મારવા માટે મેં ઉગામેલી છે એવી અવસ્થામાં તેઓએ ( ચોરોએ અને ચોરના નાયકે ) મને જોયો અને જોતાંવેંતજ તેઓએ મને ઓળખી લીધો. તેઓ સર્વ એક વખત મારા નોકર થઇ રહ્યા હતા તેથી મને જોતાં જ એકદમ મારે પગે પડ્યા અને હકીકત શી છે એમ આતુરતાથી પૂછવા લાગ્યા. હું તેઓને કાંઇ જવાબ આપી શકયો નહિ તેથી ચોરોને ઘણી નવાઇ લાગી. તેઓ મારે બેસવાને માટે આસન લઇ આવ્યા, પણ તેના ઉપર મારાથી બેસી પણ શકાયું નહિ. તેઓને મનમાં દીનતા આવી એટલે તે વખતે દેવતાએ મને થંભી દીધો હતો તેમાંથી ચોરો પર કરૂણા કરી-( મને ) છૂટો કર્યો. દેવતાએ છૂટો કર્યો એટલે મારાં અંગોપાંગ હાલવા ચાલવા માંડ્યા, જે હકીકત જોઇને ચોરોને ઘણો આનંદ થયો.

દેવતાએ બંધનમાંથી છોડયો.

---

૧ **જયસ્થળથી કુશાવર્તપુરે** આવતા આ **અંબરીષ** ચોરો સાથે **નંદિવર્ધનને** લડાઇ થઇ હતી જેમાં તેણે ઘણું શુરાતન દેખાડ્યું હતું અને સર્વ ચોરોને પોતાના નોકર બનાવ્યા હતા. જુઓ પૃષ્ટ ૫૭૯–૫૮૨ ( પ્રકરણ ૨૨ )

તેઓએ પછી મને આસનપર બેસાડયો અને આ સર્વ હકીકત કેમ બની આવી તે સંબંધી પ્રેમપૂર્વક પૂછવા લાગ્યા.

પ્રેમીના પ્રશ્ન પર અંધ ક્રોધ.

મેં મ.રા મનમાં વિચાર કર્યો કે 'આ તો ભારે પંચાત થઇ ! જ્યાં જઇએ છીએ ત્યાં આવા પારકી ચિંતામાં બળનારા અને ઉપર ઉપરથી હેત-વત્સળતા બતાવનારા લોકો મળે છે અને જરા પણ સુખે બેસવા દેતા નથી.' ચોરોને ફરીવાર પણ મેં જવાબ ન આપ્યો તો પણ તેઓ ફરી ફરીને તે જ હકીકત પૂછવા લાગ્યા. આથી મને ઘણો કંટાળો આવ્યો. અંદર રહેલ હિંસા અને વૈશ્વાનર તે વખતે તૈયાર થઇ ગયા એટલે કેટલાક ચોરોને મેં ઠાર કરી નાખ્યા. આવો પ્રત્યક્ષ અણઘટતો બનાવ જોઇને ત્યાં તો મોટો કોળાહળ થઇ ગયો. ચોરો મારી સામે ઘણી મોટી સંખ્યામાં હોવાથી તેઓએ મારા હાથમાંથી છરી લઇ લીધી. અને પોતાની જાતને ભય લાગતો હોવાથી તેઓએ મને બાંધી લીધો.

હવે તે વખતે સૂર્ય અસ્ત થયો, સર્વ જગ્યાએ અંધારૂં પસર્યું. ચોરોએ એકઠા મળીને વિચાર કર્યો કે 'આ નંદિવર્ધને અગાઉ આપણા ઉપ.ી નાયક [1]પ્રવરસેનને મારી નાખ્યો હતો અને હાલમાં આપણા કેટલાક આગેવાન મુખ્ય ચોરોને મારી નાખ્યા છે તેથી જણાય છે કે તે હજુ આપણો પૂર્વકાળનો (જુનો) દુશ્મન જ છે. આપણે તેની સર્વ હકીકત સારી છે એમ ગણીને તેના દાસ થઇને રહ્યા હતા, લોકોમાં એને આપણા સ્વામી તરીકે જણાવ્યો હતો અને એ વાત દૂર દેશાંતરમાં પણ પહોંચાડી દીધી હતી, તેથી જો હવે તેને આપણે મારી નાખશું તો દુનિયામાં આપણો ઘણો અવર્ણવાદ બોલાશે, અને જેમ અગ્નિને પોટલામાં બાંધી ભારી શકાય નહિ તેમ તેને રાખવો પણ અશકય છે;[2] માટે દૂર પ્રદેશમાં લઇ જઇને એને છોડી દેવો એજ વધારે સારૂં છે.' એમ તેઓએ અંદર અંદર વિચાર કરીને નિર્ણય કર્યો. પછી તેઓએ મને ગાડામાં નાખી ગાડા સાથે જ જકડીને બાંધ્યો

શત્રુત્વની આશંકા.

---

૧ વિષમકૂટ પર લડાઇમા **પ્રવરસેન** નાયકને નંદિવર્ધને માર્યો હતો જુઓ પૃ. ૫૮૧. પ્રવરસેન પછી **વીરસેન** નાયકસ્થાને આવ્યો હતો

૨ અગ્નિનુ પોટલુ બાધી શકાતુ નથી, તે તો પોટલામાં હોય તો પણ વધતો જ જાય છે; તેમ નંદિવર્ધનને ચારે બાજુથી બાધીને રાખવો એ પણ બને તેવુ નથી એવો ભાવ જણાય છે.

અને મારા મ્હોઢા ઉપર સખ્ત વસ્ત્ર બાંધવામાં આવ્યું. એ ગાડાની સાથે મનોવેગી અને પવનવેગી બળદ જોડવામાં આવ્યા અને ગાડા સાથે કેટલાક માણસોને પણ મોકલ્યા. અમારૂં ગાડું ચાલ્યું અને રાત્રીમાં જ અમે બાર જોજન ભૂમિને ઉલ્લંઘી ગયા. એવી રીતે મંજલ દરમંજલ કુચ કરતા અમે સર્વે [1]શાર્દૂળપુર નગરી નજીક આવી પહોંચ્યાં. તે નગરની બહાર એક મળવિલય[2] નામનું ઉદ્યાન હતું ત્યાં ચોરોએ મને મૂકી દીધો અને ગાડું લઇને તેઓ સર્વ પોતાની પલ્લી તરફ પાછા વિદાય થયા.

## શાર્દૂલપુરને પાદરે.

[3]થોડા વખતમાં ત્યાં અચાનક ઠંડો પવન વાવા લાગ્યો. પ્રાણીઓમાં જન્મથી સહજ વૈર હતું તે પણ તેઓએ છોડી દીધું, આખા જંગલમાં ( ઉદ્યાનમાં ) વિશાળ પૃથ્વીની લક્ષ્મી જાણે આવીને વસી હોય તેવું વિકસ્વર તે થઇ ગયું, સર્વે ઋતુઓ એક કાળે ત્યાં સાથે જ ઉતરી આવી, પક્ષીનાં ટોળેટોળાં આનંદકલ્લોલ કરવા લાગ્યાં,ભમરાઓ સરલ તાલમાં મનને હરણ કરે તેવો અવાજ કરવા લાગ્યા, તે પ્રદેશમાં બહુ તાપ ન લાગે અને પ્રકાશ ઘણો થાય તેવી રીતે સૂર્ય ઉદ્યોત કરવા લાગ્યો. આવી રીતે આખી કુદરત એવી અનુકૂળ થતી જણાઇ કે મારૂં મન પણ જરા એ બાબત તરફ ખેંચાયું અને મારા મનમાં થતો સંતાપ કાંઇક ઓછો થયો.



---

૧ જે **શાર્દૂલપુરના અરિદમન** રાજાએ **સ્ફુટવચન** પ્રધાનને પોતાની પુત્રી **નંદિવર્ધન**ને આપવા સારૂ **જયસ્થળ** નગરે મોકલ્યો હતો તેજ આ નગર છે. જુઓ પૃ. ૬૩૪.

૨ **મલવિલય: મલ** એટલે અજ્ઞાનનો મેલ તેનો **વિલય** એટલે નાશ. સ્થાનની પવિત્રતાથી જ જ્યાં અજ્ઞાનમેલનો નાશ થાય તેવી જગ્યા.

૩ મહાત્મા પુરૂષોના પગલાં થાય ત્યાં કુદરત આવી રીતે અનુકળ થઈ જાય છે. આ મહાત્મા કોણ છે તે હાલ તુરતમાંજ જોવામાં આવશે.



# પ્રકરણ ૩૦ મું.*

## મલવિલય ઉદ્યાનમાં વિવેકકેવળી.



મલવિલય ઉદ્યાનમાં તે વખતે અનેક દેવો આવી પહોંચ્યા. તેઓએ શરીરપર ધારણ કરેલા આભૂષણોની પ્રભાના પ્રવાહવડે દિશાઓમાં પ્રકાશ પડતો હતો. તેઓએ ઉદ્યાનની જમીન સાફ કરી નાખી, સુગંધી જળનો ચારે તરફ છંટકાવ કર્યો, પાંચે વર્ણનાં સુંદર મનોહર ફૂલો ચારે તરફ પાથરી દીધાં, એક વિશાળ અને રમણીય રત્નજડિત ભૂમિકાને તૈયાર કરી દીધી, તેના ઉપર [1]સુવર્ણકમળની રચના કરી, તેના ઉપર દેવદુષ્ય (વસ્ત્ર) નો અતિ સુંદર ચંદરવો બાંધ્યો, તે ચંદરવાને મોતીઓની શેરો ચારે તરફ લટકાવી દીધી. એવી રીતે સર્વ સુંદર રચનાઓ દેવતાએ તૈયાર કરી દીધી.

**વિવેક કેવળીનું ભદ્ર આગમન**

પછી અતિ ઉત્સુક દેવતાઓ માર્ગનું અવલોકન કરવા લાગ્યા. ત્યાં જાણે યથેષ્ટ [2]ફળ આપનાર હોવાથી સાક્ષાત્ કલ્પવૃક્ષ જ હોય નહિ, [3]સ્થિરતા ગુણે કરીને જાણે સાક્ષાત્ મેરૂપર્વત જ હોય નહિ, અનેક ગુણરત્નોની[4] ખાણ હોવાથી જાણે સાક્ષાત્ ક્ષીરસમુદ્ર જ હોય નહિ, શીતલેશ્ય[5] હોવા-

---

* આ અને આવતા બે પ્રકરણો સાથેજ ગણવાના છે, માત્ર સગવડ ખાતર ત્રણ પ્રકરણ જૂદાં પાડવામા આવ્યા છે

૧ તીર્થંકર મહારાજને માટે દેવો સમવસરણની રચના કરે છે, સામાન્ય કેવળી માટે ઇચ્છા થાય તો ભક્તિભાવથી દેવો કમળની રચના કરે છે. સામાન્ય કેવળીને સમવસરણ હોય નહિ એવો કલ્પ છે

૨ **ફળ:** શ્લેષ છે. (૧) કલ્પવૃક્ષ પક્ષે સ્થૂળ વસ્તુ: (૨) આચાર્ય પક્ષે મોક્ષ સ્વર્ગ વિગેરે ફળ.

૩ **સ્થિરતા** શ્લેષ છે: (૧) મેરૂપર્વત પક્ષે-હાલે ચાલે નહિ તે જાત; (૨) આચાર્ય પક્ષે-ડગે નહિ તેવો નિશ્ચળ ગુણ.

૪ **રત્ન** શ્લેષ છે: (૧) સમુદ્રમા રત્નો હોય છે: (૨) આચાર્યમા અનેક ગુણો સુપ્રસિદ્ધ છે.

૫ **શીતલેશ્ય** શ્લેષ છે: (૧) ચંદ્ર પક્ષે-ઠંડાપણાનો સ્વભાવ છે જેનો, (૨) આચાર્ય પક્ષે-શીતલેશ્યા-શાંત સ્વભાવવાળા

થી જાણે સાક્ષાત્ ચંદ્ર જ હોય નહિ, ઘણો પ્રતાપ[1] હોવાથી જાણે સાક્ષાત્ સૂર્ય જ હોય નહિ, મહા મુશ્કેલીએ પ્રાપ્ત થઇ શકે તેવા હોવાથી જાણે સાક્ષાત્ [2]ચિંતામણિ રત્ન જ હોય નહિ, અત્યંત નિર્મળ[3] હોવાથી જાણે સાક્ષાત્ સ્ફટિક રત્ન જ હોય નહિ, સર્વ[4]સહિષ્ણુતા વિભૂતિ હોવાને લીધે જાણે સાક્ષાત્ પૃથ્વીનો ભાગ જ હોય નહિ, કોઈનું અવલંબન[5] નહિ કરતા હોવાથી જાણે સાક્ષાત્ આકાશ જ હોય નહિ તેવા, કેવળજ્ઞાનરૂપ સૂર્યને ધારણ કરનાર [6]વિવેક નામના આચાર્ય મહારાજ ત્યાં પધાર્યા. ગંધહસ્તી[7] જેમ અનેક હાથીઓના ટોળાથી પરવરેલ હોય તેમ આ મહાધુરંધર આચાર્ય તેમના જેવા જ શાંતમૂર્તિ અનેક શિષ્યોથી પરવરેલા હતા. આચાર્યમહારાજ ત્યાં પધાર્યા એટલે તુરત જ કનકકમળ ઉપર તેમને બીરાજમાન કરવામાં આવ્યા. ત્યાં આગળ હાથ જોડીને ઉભી રહેલી સભા તેઓશ્રીને યોગ્ય પ્રણામ નમસ્કાર-વંદના વિગેરે કરી રહી ત્યારપછી સર્વ જમીનપર બેસી ગયા. કેવળી ભગવાન્ વિવેકાચાર્યે ત્યારપછી વ્યાખ્યાન કરવાની શરૂઆત કરી.

તે વખતે ભગવાનના પ્રતાપને સહન નહિ કરી શકવાથી મારા શરીરમાંથી હિંસા અને વૈશ્વાનર બહાર નીકળી ગયા અને મારાથી દૂર જઇને મારી રાહ જોવા લાગ્યા.

---

૧ **પ્રતાપ** શ્લેષ છે: (૧) સૂર્ય પક્ષે-તાપ; (૨) કેવળી પક્ષે-તેજ,

૨ **ચિંતામણિ રત્ન** મળવું મુશ્કેલ છે, આવા મહાત્માનો યોગ થવો પણ ઘણો મુશ્કેલ છે.

૩ **નિર્મળ** શ્લેષ છે: (૧) સ્ફટિક પક્ષે-જેની આરપાર જોઈ શકાય તેવું; (૨) આચાર્ય પક્ષે-મેલ-દોષ વગરના.

૪ **સર્વસહિષ્ણુતા** શ્લેષ છે: (૧) જમીનપર ગમે તેવો બોજો મૂકવામાં આવે તે તે સહન કરે છે; તેને ખોદે, કાપે, તોડે, ફોડે તો પણ તે ગુસ્સે થતી નથી; (૨) આચાર્ય સર્વ પ્રકારના પરિષહો-ઉપસર્ગો સહન કરે છે તેથી જમીન પેઠે તેમનામાં પણ સર્વસહિષ્ણુતાનો ભાવ છે.

૫ **અવલંબન** શ્લેષ છે (૧) આકાશને કોઈના ટેકાનો ખપ નથી; (૨) આચાર્ય પોતાના જોરથી જ મોક્ષ પ્રાપ્ત કરે છે; કોઇના આલંબનની-ટેકાની અપેક્ષા રાખતા નથી.

૬ **વિવેક** આચાર્યને અહીં લઇ આવવામાં ગ્રંથકર્ત્તાએ ઘણી ખુબી કરી છે, સારા ખરાબનું જ્ઞાન એટલે **વિવેક.** એ જ્ઞાનની પ્રાણીને ઘણી જ જરૂર છે અને તેના વગર સર્વ પ્રયાસ લગભગ નકામા જેવા જ થાય છે.

૭ **ગંધહસ્તી.** એવો પ્રભાવશાળી હોય છે કે તેની પછવાડે સેંકડો હાથીઓ પ્રેમથી ફર્યા જ કરે છે. ટોળાબંધ હાથણીઓનો તે પતિ હોય છે.

## અરિદમન રાજાની સ્તુતિ.

હવે એ શાર્દૂલપુર નગરમાં અરિદમન નામનો રાજા હતો, તેણે લોકોને મુખેથી વિવેકાચાર્ય બહાર ઉદ્યાનમાં પધાર્યા છે એવા સમાચાર સાંભળ્યા એટલે કેવળી મહારાજને વંદન કરવા સારૂ તે નગર બહાર નીકળ્યો. પૂર્વે તેની જે દીકરી મદનમંજૂષાનું પાણિગ્રહણ કરવા સારૂ તેણે પોતાના પ્રધાન પુરૂષ સ્ફુટવચનને મારી પાસે મોકલ્યો હતો[1] તે કન્યા પણ તેની સાથે ત્યાં આવી હતી અને અરિદમન રાજાની રાણી અને મદનમંજૂષાની માતા રતિચૂલા પણ સાથે જ આવી હતી. અરિદમન રાજાએ રાજ્યનાં પાંચ ચિન્હો[2] બહાર છોડી દીધાં, કેવળી ઉપર મનમાં અત્યંત ભક્તિ દેખાડી અને ઉત્તરાસંગ[3] ધારણ કરી સૂરિમહારાજના અવગ્રહમાં તે દાખલ થયો. ત્યારપછી સૂરિમહારાજના ચરણમાં પંચાંગપ્રણામપૂર્વક નમસ્કાર કરીને પોતાના હાથ જોડી કપાળે લગાડી મુખેથી આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો.

"અજ્ઞાન રૂપ અંધકારનો નાશ કરનાર હે [4]સૂર્ય! રાગ રૂપ સંતાપનો નાશ કરનાર હે ચંદ્ર[5]! તમને નમસ્કાર છે. હે કરૂણાસમુદ્ર! તમારા પવિત્ર પગલાનું આજે દર્શન કરાવી, હે સંસારનો નાશ કરનાર! આપે અમને પાપથી મુક્ત કરી દીધાં છે. આજે જ ખરેખર મારો જન્મ થયો છે, આજે જ ખરેખરૂં રાજ્ય મને પ્રાપ્ત થયું છે, મારી શ્રવણેન્દ્રિય આજે જ સતેજ થઇ છે અને આંખો વડે આજે જ હું દેખતો થયો છું! કારણ કે સર્વ પ્રકારના સંતાપો અને પાપોરૂપ અજીર્ણને રેચ આપનાર અને મારા મહાભાગ્યને સૂચવનાર આજે આપશ્રીનું દર્શન મને થયું છે." સર્વ પાપોનો નાશ કરનાર મહાત્મા આચાર્ય મહારાજની આવા સુંદર શબ્દોમાં સ્તુતિ કર્યા પછી અરિદમન રાજાએ બીજા સર્વ સાધુઓને વંદના કરી અને ત્યારપછી નિર્જીવ ભૂમિ જોઇને પોતે જમીનપર બેઠો. તે વખતે સ્વર્ગ અને મોક્ષરૂપ વસ્તુઓને પ્રત્યક્ષ કરાવતા હોય તેવી રીતે આચાર્યમહા-

---

૧ જુઓ પૃષ્ઠ ૬૩૪,

૨ છત્ર, ચામર, પાદુકા, છડી અને તરવાર આ પાંચ રાજ્યચિન્હો છે દેવવંદનભાષ્ય ગાથા ૨૧ મીમાં છડીને સ્થાને મુગટ કહેલ છે.

૩ ઉત્તરાસંગઃ ખેસ જેવું વસ્ત્ર. મોટા માણસ પાસે જતી વખતે ઉત્તરાસંગ ધારણ કરવું જોઇએ એવો શિષ્ટાચાર છે.

૪ સૂર્ય અંધકારનો નાશ કરે છે; આચાર્ય અજ્ઞાન રૂપ અંધકારનો નાશ કરે છે.

૫ ચંદ્ર તાપનો નાશ કરે છે; આચાર્ય રાગદ્વેષ રૂપ સંતાપનો નાશ કરે છે.

રાજે તેમજ સર્વ સાધુએ રાજાને ધર્મલાભ દીધો. ત્યારપછી બીજા સવ લોકોએ આચાર્યમહારાજને અને મુનિઓને ભાવપૂર્વક વંદના કરી. સર્વ બેસી ગયા પછી લોકયાત્રા કરવા ઉદ્યુક્ત થયેલા આચાર્ય-મહારાજે દેશના દેવા માંડી.

## વિવેકકેવળીની દેશના.

" અહો ભવ્ય પ્રાણીઓ ! કોઇ પણ પ્રકારનો થાક ખાધા વગર " અસ્ખલિતપણે પ્રાણી આ સંસારઅટવિમાં ભટક્યા કરે છે. તેને " સર્વજ્ઞ મહારાજે બતાવેલ ધર્મની પ્રાપ્તિ થવી ઘણી જ મુશ્કેલ છે. " એમ કહેવાનું કારણ એ છે કે જ્ઞાનચક્ષુથી જોતાં આ સંસાર " અનાદિ છે, કાળ પણ [1]પ્રવાહથી અનાદિ છે અને જીવો પણ " અનાદિ છે. હવે એ પ્રાણીઓને અનાદિ કાળની રખડપટ્ટીમાં કોઇ " પણ વખત સર્વજ્ઞે બતાવેલા ધર્મની પ્રાપ્તિ થઇ હોતી નથી અને " તેને લઇને તેઓ બાપડા સંસારમાં રખડ્યા જ કરે છે અને તેમની " રખડપટ્ટીનો છેડો કદિ આવતો નથી. જો તેઓને કદિ પણ ધર્મની " પ્રાપ્તિ થઇ હોય તો પછી તેઓને સંસારમાં રહેવાનું જ શેનું હોય ? " અગ્નિના મેળાપમાં તરખલાનો સંભવ કે અસ્તિત્વ ક્યાંથી હોઇ શકે? " તેટલા માટે હે રાજન્ ! તીર્થંકર મહારાજે બતાવેલ ધર્મ આ પ્રા-" ણીએ પૂર્વે કદિ પણ પ્રાપ્ત કર્યો નથી એવો ચોક્કસ નિર્ણય થાય છે " અને તે સંબંધમાં જરા પણ શંકા રહેતી નથી. જેવી રીતે મત્સ્યો " સમુદ્રમાં ડોળાયા કરે છે તેમ પ્રાણીઓ આ અનાદિ સંસારરૂપ સમુદ્ર " જે નિરંતર દુઃખથી ભરેલો છે તેમાં ડોળાયા કરે છે, અહીંથી તહીં " મત્સ્યની પેઠે ઘસડાયા કરે છે અને નિરંતર અટવાયા કરે છે; એવી " રીતે ભટકતાં જ્યારે સ્વકર્મનો અને ભવ્યપણાનો પરિપાક થાય, " મનુષ્યભવાદિ સામગ્રી મળી આવે, સમય ( કાળ ) ની અનુકૂળતા " થાય ત્યારે તેના ઉપર મહા કલ્યાણ કરનાર અચિંત્ય શ-" ક્તિવાળી પ્રભુની કૃપા થાય છે અને તેને પરિણામે મહા " મુશ્કેલીએ ભેદી શકાય તેવી [2]ગ્રંથીનો ભેદ કરીને ( ગાંઠને " કાપી નાખીને ) સર્વ ક્લેશનો નાશ કરનાર જિનેંદ્ર ભગવા-

---

૧ પ્રવાહથી અનાદિ છે એ વિચાર ઘણો તત્ત્વસૂચક છે; એમાં Evolution બતાવ્યું છે અને ભાવો ફરે પણ લોકતત્ત્વ રહે એમ બતાવ્યુ પર્યાયાંતર થયા કરે છે એ વાત સમજવા જેવી છે. જુઓ દ્રવ્યગુણપર્યાયનો રાસ. કાળની બાબતમા સમયોનો ઉત્પત્તિ વિનાશ થયા કરે છે પરંતુ કાળદ્રવ્ય કાયમ રહે છે.

૨ અનાદિ મિથ્યાત્વની ગાંઠ. ગ્રંથિભેદ પર અન્યત્ર વિવેચન થઇ ગયું છે. જુઓ પૃ ૮૬-૮૮ ( પ્રથમ પ્રસ્તાવ ).

"નના તત્ત્વનું દર્શન પ્રાણી પ્રાપ્ત કરે છે. ત્યાર બાદ પ્રાણી તીર્થંકર
"મહારાજે બતાવેલ ગૃહસ્થધર્મનો અથવા સર્વ દુઃખનો નાશ કર-
"નાર સાધુધર્મનો સ્વીકાર કરે છે. આવા પ્રકારની સામગ્રી પ્રાણીને
"મળવી ઘણી મુશ્કેલ છે અને તેટલા માટે[1]રાધાવેધનું સાધવું જેમ
"ઘણું જ મુશ્કેલ છે તેમ ધર્મની પ્રાપ્તિ થવી તે પણ ઘણી જ મુશ્કે-
"લ છે એમ વારંવાર કહેવામાં આવ્યું છે, હવે જો તમને શુદ્ધ ધર્મ-
"ની પ્રાપ્તિ થઈ છે તો તેને પાળવામાં બને તેટલો ઉદ્યમ કરો અને
"એ ધર્મની જેટલે અંશે પ્રાપ્તિ ન થઇ હોય તટલે અંશે મેળવવાને
"માટે હે ભદ્ર જીવો ! તમે પ્રયાસ કરો."

### અરિદમને પૂછેલા નંદિવર્ધન સંબંધી સવાલો.

એ વખતે અરિદમન રાજાએ વિચાર કર્યો કે-'આ આચાર્ય ભગવાન તો કેવળજ્ઞાનરૂપ સાક્ષાત્ સૂર્ય છે, તેઓથી તો કોઇ પણ વાત અજાણી હોયજ નહિ, માટે આ ભગવાનને મારા મનમાં જે સંશય છે. તે પૂછી જોઉં. અથવા તો આચાર્યમહારાજને કેવળજ્ઞાન છે તો તેઓ મારા મનમાં રહેલો સશંય પોતે જાણે છે જ અને મને જે હકીકત જાણવાની ઇચ્છા થઇ છે તે પણ જાણે છે તો મારા ઉપર કૃપા કરીને સર્વ હકીકત ભગવાન પોતેજ કહી બતાવશે.' રાજા આ પ્રમાણે વિચારે છે તેવામાં ભવ્ય પ્રાણીઓને વિશુદ્ધ બોધ કરવાના ઉદ્દેશથી રાજાને સંબોધીને કેવળી ભગવાને કહ્યું:—

વિવેકાચાર્ય—"અરિદમન મહારાજા ! તમારા મનમાં જે સંદેહ છે તે વાણીથી પૂછો."

અરિદમન—"ભગવન્ ! હકીકત એમ છે કે આ નજીકમાં બેઠેલી મદનમંજૂષા નામની મારી દીકરી છે. તેનો સંબંધ પદ્મરાજાના કુમાર નંદિવર્ધન સાથે કરવા માટે થોડા વખત પહેલા અહીંથી મારા એક સ્ફુટવચન નામના અધિકારીને જયસ્થળ નગરે મોકલ્યો હતો. તેને ગયાને ઘણો વખત થયા છતાં જ્યારે તે પાછો આવ્યો નહિ ત્યારે તેનું શું થયું તે સંબંધી તપાસ કરવાને અહીંથી મેં કેટલાક માણસોને જયસ્થળ નગરે મોકલ્યા. થોડા વખત પછી એ પ્રમાણે તપાસ કરવા મોકલેલા પુરૂષોએ પાછા આવીને જણાવ્યું કે 'એ જયસ્થળ નગર તો બળીને ભસ્મ થઇ ગયું છે અને તદ્દન ભાંઠો થઇ ગયું છે.

(જયસ્થળ નગરના સમાચાર.)

---

૧ રાધાવેધઃ આડાં અવળા ફરતા ચાર ચાર ચક્રોની વચ્ચેથી નીચે તેલની કઢામાં જોઇ બાણને એવી રીતે પસાર કરવું કે ચક્ર ઉપર રહેલ રાધા નામની પુતળીની ડાબી આંખને તે વીંધી નાખે આ પ્રયોગ ઘણો જ મુશ્કેલ છે

અને દવથી બળેલું સ્થાનમાત્ર રહ્યું છે. તે જયસ્થળ[1] નગરની નજીકનાં નાનાં ગામો અને શહેરો પણ બળીને નાશ પામી ગયાં છે. તે સર્વ બળીને એનો એવો ભાઠો થઇ ગયેલ છે કે હાલ તે દેશ જાણે એક જંગલ હોય તેવુંજ દેખાય છે. ત્યાં તપાસ કરવા ગયેલા મારા માણસોને એક પણ એવો માણસ ન મળ્યો કે જેને એ સર્વ હકીકત કેમ બની કે શું થઇ ગયું તે સંબંધી સમાચાર પણ પૂછી શકાય ! આ પ્રમાણે હકીકત સાંભળીને મેં મારા મનમાં વિચાર કર્યો કે અહો અહો ! આ તો મોટી ઉપાધિ ઉત્પન્ન થઇ ! અરે પણ આ પ્રમાણે થવાનું કારણ શું હશે ? અરે શું ત્યાં તે એકદમ અચાનક ઉત્પાત થયો હશે અને તેને પરિણામે અંગારાનો વરસાદ થયો હશે ! અથવા તો અગાઉ ગુસ્સે થયેલા કોઇ દેવતાએ એ નગરને બાળીને ભાઠો કરી નાંખ્યું હશે ! અથવા તો કોઇ તાપસાદિકે ક્રોધમાં આવી જઇને શાપ દઇને એ નગરને બાળી મૂકયું હશે ! અથવા તો [2]ક્ષેમ અગ્નિવડે બળ્યું હશે કે ચોરોએ તેને બાળી મૂકયું હશે ! આ હકીકતનું ખરેખરૂં સ્વરૂપ ન સમજવાથી મનમાં સંદેહ ઉત્પન્ન થયો. એ સંદેહ દૂર ન થવાથી શોક પામતો ઘણા વખતથી હું તે સંબંધી મુંઝવણમાં પડેલો હતો. હવે આપશ્રીના દર્શન થવાથી મારા શોકનો આજે નાશ થયો છે, પરંતુ મારા મનમાં જે સંદેહ ઉત્પન્ન થયો હતો તેનું હજી પણ નિવારણ થયું નથી; હવે આપસાહેબ મારો તે સંશય દૂર કરવા કૃપા કરો.'

વિવેકાચાર્ય—"રાજન્ ! આ પર્ષદાની નજીક એક પુરૂષ બેઠેલો છે જેના હાથપગ પછવાડેથી મજબૂત બાંધેલા છે, જેના મ્હોઢા ઉપર મોટો ડૂચો મારવામાં આવેલો છે અને જે વાંકો વળી ગયેલો છે તેને તમે જુઓ છો ? "

અરિદમન—" હા સાહેબ ! એ પુરૂષને હું બરાબર જોઉં છું."

વિવેકાચાર્ય—" મહારાજ ! જયસ્થળનગર એ પુરૂષે બાળી નાખ્યું છે. "

---

૧ નંદિવર્ધને જયસ્થળમાંથી નીકળતી વખતે આગ મૂકી હતી તેનુ આવુ પરિણામ આવ્યુ હતુ જુઓ પ્ર. ૩. પ્ર ૨૯

૨ **ક્ષેમ અગ્નિ.**: કેટલાક લોકો દાવાનળ સળગાવવાને ' ધર્મદીપ ' કહે છે. સગારસ્નેહી મરતી વખત માને છે કે અમુક ધર્મદીપ કરશુ. ધર્મદીપથી મરનારના આત્માનું શ્રેય થશે એમ તેઓ માને છે આને ક્ષેમ અગ્નિ–ધર્મદીપ કહે છે. ચોરો ચોરી કરી આગ મૂકે છે અને લોકોનુ આગમા ધ્યાન રહે ત્યા પોતે પલાયન કરી જાય છે તેવા પ્રકારનો અગ્નિ પણ અત્ર વર્ણવ્યો જણાય છે.

અરિદમન—“ અહો ! સાહેબ ! એજ પુરૂષે જયસ્થળને સળગાવી દીધું ? ત્યારે મહારાજ ! એ પુરૂષ કોણ છે ?”

વિવેકાચાર્ય—“ રાજન્ ! તમે જેને જમાઇ કરવા ધાર્યો હતો તે જ આ કુમાર નંદિવર્ધન છે. ”

અરિદમન—“ અરે સાહેબ ! એ તે શું વાત ! શું નંદિવર્ધને પોતે જ એ કામ કર્યું. ? આવા પ્રકારનું કામ એણે શા માટે કર્યું ? વળી અત્યારે તે આવી અત્યંત માઠી અવસ્થામાં શા કારણે આવી ગયેલો જણાય છે ? ”

નંદિવર્ધનની કર્મકથા.

ત્યારપછી આચાર્ય ભગવાને સ્ફુટવચન પ્રધાન જયસ્થળનગરે પદ્મરાજાની સભામાં ગયો અને ત્યાં નંદિવર્ધન સાથે નજીવી બાબતમાં હોંસાતોંસી થઇ ત્યારથી માંડીને ચોરોએ બાંધી ઉપાડી શાર્દૂલપુર નગરની બહારના જંગલમાં મને છોડી દીધો ત્યાં સુધીની સર્વ વાતા વિગતવાર કહી સંભળાવી. મારૂ આવું ચિત્ર વિચિત્ર ચરિત્ર સાંભળીને રાજાને તેમજ આખી મંડળીને ઘણી નવાઇ લાગી. અરિદમન રાજાએ વિચાર કર્યો કે ‘ તેનું (નંદિવર્ધનનું) મ્હોઢું બાંધેલુ છે તે છોડી નાંખું ? એના હાથો છૂટા કરૂં ? અથવા તો નહિ નહિ ! હમણાંજ આચાર્યમહારાજે એનું ચરિત્ર નિવેદન કર્યું છે, તે જોતાં એને હાલને હાલ છૂટો કરીશ તો અત્યારે જ તે કાંઇક નકામી ધમાધમ ઉભી કરીને કેવળી ભગવાન પાસે અમને આવી મજાની ધર્મકથા સાંભળવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે તેમાં કાંઇ વિઘ્ન ઉભું કરશે. માટે હાલ તો તે જેમ પડેલો છે તેમજ ગુરૂમહારાજની કથા ચાલે ત્યાં સુધી તેને રહેવા દેવો એ વધારે સારૂં છે. ધર્મકથાનું શ્રવણ પૂર્ણ થયા પછી તેના સંબંધમાં ઘટતું કરવામાં આવશે જે પ્રાણીનું આવું અઘોર પાપચરિત્ર છે તેના ઉપર એકદમ વધારે પડતી દયા કરી દેવી તે પણ એક રીતે તદ્દન અયોગ્ય છે. હવે તો કેવળી ભગવાનને એક બીજો પણ સવાલ પૂછી લઉં.’

અરિદમનના નંદિવર્ધન સંબંધી વધારે પ્રશ્નો.

અરિદમન—“ મહારાજ ! અમે તો અગાઉ કુમાર નંદિવર્ધન માટે ઘણી સારી અને મોટી મોટી વાતો સાંભળી હતી અને તે મહા ગુણવાન્ છે એમ જાણવામાં આવ્યું હતું. અમે તો સાંભળ્યું હતું કે તે ઘણો બહાદુર છે, કાબેલ છે, ઠરેલ છે, સમજણવાળો છે, મહાસત્ત્વવાન્ છે, દૃઢ પ્રતિજ્ઞાવાળો છે, રૂપવંત છે, રાજનીતિનો જાણનાર છે,

સર્વ શાસ્ત્રોમાં પ્રવીણ છે, સર્વ ગુણોની લગભગ કસોટિ જેવો છે અને બહુ મોટી વિખ્યાતિ પામેલ અસાધારણ પુરૂષ છે-આવી આવી ઘણી વાતો તેના સંબંધમાં અમે સાંભળી હતી, છતાં એણે આવી અત્યંત અતિ પાપી ચેષ્ટા શા માટે કરી હશે તે કાંઇ સમજાતું નથી ? "

વિવેકાચાર્ય—" રાજન્ ! એ બાપડાનો એમાં કાંઈ પણ દોષ નથી, તમે એના જે જે ગુણોનું વર્ણન કર્યું તે સર્વ ગુણોથી યુક્ત તે પોતાના [1]સ્વરૂપથી છે. "

અરિદમન—" ત્યારે સાહેબ ! એવા ચરિત્ર માટે જો એનો કાંઇ દોષ નથી તો તે સર્વ દોષ કોનો છે ? તે આપ મને કૃપા કરીને સમજાવો. "

વિવેકાચાર્ય—" પેલા તેનાથી થોડે છેટે બે તદ્દન કાળા રૂપવાળા મનુષ્યો બેઠેલા છે તેનો એ સર્વ દોષ છે. "

રાજાએ પોતાની આંખો વિકસ્વર કરીને મારા તરફ જોયું અને પછી દૂર બેઠેલા બે કાળા મનુષ્યો તરફ નજર કરીને તે બન્નેને ધારી ધારીને વારંવાર જોયા.

અરિદમન—" મહારાજ ! દૂરથી જોતાં તો એ બે કાળા વર્ણના મનુષ્યોમાં એક પુરૂષ દેખાય છે અને બીજી સ્ત્રી દેખાય છે. "

વિવેકાચાર્ય—" તેં જોયું તે તદ્દન બરાબર છે ? "

અરિદમન—" મહારાજ એ પુરૂષ કોણ છે ? "

વૈશ્વાનર હિંસાનુ તાત્વિક સ્વરૂપ.

વિવેકાચાર્ય—" રાજન્ ! એ પુરૂષ મહામોહ રાજાનો પૌત્ર (દીકરાનો દીકરો ) થાય છે, અને દ્વેષગજેંદ્રનો પુત્ર ( દીકરો ) થાય છે, એની માતાનું નામ અવિવેકિતા છે અને એનું પોતાનું નામ વૈશ્વાનર કહેવાય છે, એનો જ્યારે દ્વેષગજેંદ્રને ઘરે અવિવેકીતાની કુક્ષીએ જન્મ થયો ત્યારે તો પ્રથમ ક્રોધ એવું નામ આપવામાં આવ્યું હતું, પણ ત્યારપછી એનામાં જેમ જેમ ગુણો (?) વધતા ગયા તેમ તેમ સંબંધીઓ સર્વને પસંદ આવે તેવું [2]ગુણાનુરૂપ " વૈશ્વાનર " નામ સ્થાપન કર્યું."

અરિદમન—" ત્યારે સાહેબ ! એ પુરૂષ સાથે બીજી સ્ત્રી બેઠેલી છે તે કોણ છે ? "

---

૧ પોતાના સ્વરૂપે ચેતનમાં અનંત ગુણો છે. કર્મને લીધે ગુણપર આવરણ થાય છે.

૨ **વૈશ્વાનર**, એટલે અગ્નિ. ક્રોધી માણસ નિરંતર બળ્યા જ કરે છે. ધમધમાટમા જ રહે છે અને તેનો મગજ સર્વથા તેજી જ રહે છે,

વિવેકાચાર્ય—"દ્વેષગજેંદ્રનો સંબંધી એક દુષ્ટાભિસંધિ રાજા છે, તેની રાણી નિષ્કરૂણતા નામે છે, તની એ દીકરી છે. તેનું નામ હિંસા છે."

અરિદમન—"આ નંદિવર્ધન કુમાર સાથે એ બન્નેનો (વૈશ્વાનર અને હિંસાનો) સંબંધ ક્યાંથી થયો છે?"

**હિંસા વૈશ્વાનરકૃત વિપર્યાસ.**

વિવેકાચાર્ય—"અરે એ બન્ને કુમાર નંદિવર્ધનના અંતરંગ રાજ્યમાં અનુક્રમે મિત્ર અને સ્ત્રીપણે રહેલ છે. વૈશ્વાનર પોતાને તેના મિત્ર તરીકે જણાવે છે અને હિંસા તેની સ્ત્રી થઇને રહી છે. નંદિવર્ધને પણ પોતાનું હૃદય એ બન્નેને એટલું બધું આપી દીધું છે કે તેનો સંબંધ થયા પછી અમુક બાબતમાં પોતાનો અર્થ સરે છે કે સરતો નથી તે વિચારતો નથી, અમુક બાબતમાં ધર્મ થાય છે કે અધર્મ થાય છે તેની દરકાર કરતો નથી, અમુક પદાર્થ ખાવા યોગ્ય છે કે નહિ તેનું લક્ષ્ય રાખતો નથી, અમુક પદાર્થ પીવા યોગ્ય છે કે નહિ તેની વિચારણા કરતો નથી, અમુક બાબત બોલવા યોગ્ય છે કે નહિ તે જાણતો નથી, અમુક સ્ત્રી તરફ જવા યોગ્ય છે કે નહિ* તેની તુલના કરતો નથી અને અમુક કાર્ય કરવાથી પરિણામે પોતાને કેટલું હિત થશે અથવા કેટલું નુકસાન થશે તેનો વિવેક કરતો નથી—આવી સ્થિતિ થયા પછી પોતામાં કેટલાક ગુણોને અમલમાં મુકવાની ટેવ તેણે પાડેલી હતી તેને પણ તે ભૂલી ગયો છે, અને તેનો આત્મા જાણે સર્વ દોષોનો જ સમુદાય હોય તેવો થઇ ગયો છે. એને હૃદયમાં ધારણ કરવાથી નંદિવર્ધન પોતાની નાની વયમાં સાથે અભ્યાસ કરનાર નિરપરાધી[1] બાળકોને અનેક પ્રકારના ત્રાસ આપતો હતો, અભ્યાસ કરાવનાર [2]કળાચાર્યને વારંવાર દમ દેતો હતો અને હિતોપદેશ આપનાર [3]વિદુરને પણ તેણે એક વખત તમાચો મારી દીધો હતો. ખરાબ સંગતમાં પડવાથી બાળકાળમાં આવા ધંધા કર્યા પછી જ્યારે તે જુવાનીમાં આવ્યો ત્યારે તો એ બન્નેની સોબતથી અનેક પ્રાણીઓનો [4]ઘાણ કાઢી નાખ્યો હતો, મોટી મોટી [5]લડાઇઓ કરીને આખી દુનિયાને

* અમુક કોઇપણ સ્ત્રી સાથે કેવા પ્રકારનો વ્યવહાર રાખવો તેનો વિચાર.

૧ જુઓ પૃ ૩૫૧ (ચાલુ પ્રસ્તાવ—પ્રક. ૧લું)

૨ જુઓ પૃ. ૩૫૨. (સદર)

૩ જુઓ પૃ ૫૫૧. (ચાલુ પ્રસ્તાવ પ્ર ૧૮ મું)

૪ જુઓ પૃ. ૫૭૯ (ચાલુ પ્રસ્તાવ પ્ર ૧૯ મું)

૫ વિષમકૂટપર લડાઇ માટે જુઓ પૃ ૫૬૯; સમરસેન દ્રુમ સાથે લડાઇ માટે જુઓ પૃ. ૫૮૪–૫. (પ્ર. ૩ પ્ર ૧૯)

મોટો સંતાપ ઉત્પન્ન કર્યો હતો. એ બંનેને વશ થવાથી તેણે પોતાની ઉપર અત્યંત ઉપકાર કરનાર પોતાના તદ્દન નજીકના સગા સંબંધીઓને પણ મારી નાખ્યા, પોતાના ઉપર પ્રેમ રાખનાર મહારાજા કનકચૂડ[1] અને કુમારશ્રી કનકશેખરની અવગણના કરી, એણે સ્ફુટવચનની સાથે અકાળે મિથ્યાવિવાદ કર્યો, કારણ વગર તેને મારી નાખ્યો, તેમજ પોતાના માતા પિતા ભાઇ બહેન[2] અને છેવટે પોતાની અત્યંત પ્રિય સ્ત્રીનાં ખુન કર્યાં, આખા નગરને સળગાવી મૂક્યું અને સ્નેહથી ભરપૂર મિત્ર[3] અને નોકરને[4] મારી નાખ્યા. આ સર્વ હકીકત તો તમે હમણાં જ સાંભળી છે. આ સર્વ દોષસમૂહ જે અત્યારે નંદિવર્ધનમાં દેખાય છે તે સર્વનું કારણ તેનો પેલો વૈશ્વાનર જે મિત્ર થઇને રહ્યો છે અને હિંસા જે તેની સ્ત્રી થઇને રહેલી છે તે બે જ છે. એમાં આ બાપડા નંદિવર્ધન કુમારનો કાંઇ દોષ નથી; એ તો પોતાનાં અસલ સ્વરૂપે અનંત જ્ઞાનનું સ્થાન છે, અનંત દર્શનનું ભાજન છે, અનંત વીર્યનું પાત્ર છે, અનંત સુખનું ઠેકાણું છે અને અગણિત ગુણોનું વાસભુવન છે! એ બાપડો પોતાનું આવું સુંદર આત્મસ્વરૂપ છે તેને અત્યારે જાણતો નથી અને તેને લઇનેજ આવા અત્યંત પાપી મિત્ર અને સ્ત્રી જેણે તેના સ્વરૂપમાં આટલો મોટો ફેરફાર કરી નાખ્યો છે તેની સોબતમાં પડી જઇને તેઓને તાબે રહે છે અને તેવી અવસ્થામાં રહીને અનેક દુઃખપરંપરાના કારણભૂત અનર્થ પરંપરાનું સેવન કરે છે."

મિત્ર ભાર્યા સોબતનો સમય.

અરિદમન—"મહારાજ! અમે સ્ફુટવચન પ્રધાનને અહીંથી અમારી દીકરીને આપવા સારૂ જયસ્થળ નગરે મોકલ્યો તે પહેલાં અમે ઘણા મનુષ્યોની પાસે સાંભળ્યું હતું કે જ્યારે એ નંદિવર્ધન કુમારનો જન્મ થયો ત્યારે પદ્મરાજાના આખા રાજકુળમાં ઘણોજ આનંદ થઇ રહ્યો હતો, રાજાના ભંડારમાં અને સમૃદ્ધિમાં ઘણો વધારો થયો હતો અને આખા નગરને ઘણો આનંદ થયો હતો. ત્યારપછી તે નં-

---

૧ જુઓ પૃ. ૬૧૭. ( પ્ર. ૩. પ્ર ૨૫. ) રાજસભામા કનકશેખરનુ મોટુ અપમાન કર્યું અને પૃ ૬૨૦ મા કુશાવર્તપુર છોડતી વખતે તેમની રજા પણ ન લીધી. ( પ્ર ૩. પ્ર. ૨૬ ) બીજી વખત આવ્યો ત્યારે તરવાર ઉગામી. જુઓ પૃ. ૬૪૮. ( પ્ર. ૩. પ્ર. ૨૯ )

૨ બહેન નંદિવર્ધનને હતી એવી મૂળ કથામાં હકીકત આવી નથી.

૩ આ વિભાકર રાજાના પ્રસંગને લઇને છે. જુઓ. ( પ્ર. ૩ પ્ર ૨૯ )

૪ પલ્લીપતિ રણવીર ઉપર કરેલ આક્રમણને સૂચવે છે. જુઓ પૃ. ૬૪૩. અંબરીષ ચોરોને તે વધારે લાગુ પડે છે. જુઓ પૃ. ૬૪૮–૪૯. ( પ્ર. ૩. પ્ર ૨૯)

દિવર્ધન કુમાર મોટો થયો ત્યારે તે પ્રજાવર્ગને ઘણો આનંદ આપતો હતો, તેના ગુણોની વાતો ચારે તરફ ઘણી ફેલાણી હતી અને પોતાના પ્રતાપથી તેણે આખી દુનિયાને વશ કરી લીધી હતી, શત્રુઓપર ઘણી જીતો મેળવી હતી, વિજયપતાકા પ્રાપ્ત કરી હતી, યશનો ડંકો વગડાવ્યો હતો અને તેને લઇને આ પૃથ્વીતળપર એક સિંહની જેવું પરાક્રમ તેણે કરી બતાવ્યું હતું. છેવટે તેને સુખસમુદ્રમાં આનંદ કરતો સાંભળ્યો હતો. આવી આવી અનેક સુંદર વાતો કુમાર નંદિવર્ધનના સંબંધમાં અમે અગાઉ સાંભળી હતી, તેથી મહારાજ ! આ તેનો પાપી મિત્ર અને ક્રૂર ભાર્યા જે અત્યારે તેને આટલું બધું દુઃખ આપે છે તે તે વખતે તેની સાથે ન હોતા ? શું તેઓ હાલમાંજ તેના સંબંધમાં આવ્યા છે ?"

વિવેકાચાર્ય—"રાજન્ ! તે વખતે પણ આ મિત્ર અને ભાર્યા તો તેની સાથે જ હતા, પણ તે વખતે તેનું એટલું બધું ઠીક કહેવાતું હતું અને દેખાતું હતું તેનું એક બીજું કારણ હતું."

અરિદમન—"સાહેબ ! તે શું કારણ હતું ?"

વિવેકાચાર્ય—"તે વખતે તેની સાથે એક પુણ્યોદય નામનો મિત્ર હતો જે નિરંતર કુમારની સાથે રહેતો હતો. પદ્મરાજાના આખા કુટુંબને આનંદ થયો અને બીજું જે જે સર્વ થયું, જેની તમે હમણા વાત કરી તે સર્વનું કારણ એ પુણ્યોદય મિત્ર હતો. જ્યાં તે હોય છે ત્યાં તે પોતાના પ્રભાવથી આનંદ આનંદ કરી મૂકે છે અને યશવિસ્તાર ચારે તરફ ફેલાવે છે; પણ કમનસીબે વાત એવી બની કે પુણ્યોદયથી એ સર્વ સારાં વાનાં થતાં હતાં છતાં મોહને વશ પડેલ હોવાથી કુમારને તે વાતની ખબર પડતી ન હોતી, એટલું જ નહિ પણ વાત એવી ઉંધી થતી હતી કે પુણ્યોદયના પ્રતાપથી તેને જે જે લાભ થાય, તેનું સારૂં થાય, તેની આબરૂ વધે, તે સર્વ તેના વૈશ્વાનર મિત્ર અને ભાર્યા હિંસાના પ્રતાપથી થયેલ છે એમ જ તે માનતો હતો. આથી પુણ્યોદય મિત્રને ધીમે ધીમે જણાયું કે આ ભાઇશ્રી કાંઇ તેનો ગુણ માને તેવા કે વધારે સમજણવાળા છે જ નહિ. આવા વિચારથી ધીમે ધીમે તે કુમાર ઉપરનો પ્રેમ ઓછો કરતો ગયો, તેનાથી ધીમે ધીમે દૂર થવા લાગ્યો અને જ્યારે આ નંદિવર્ધને વિનાકારણે રાજસભામાં સ્ફુટવચનનું માથું ઉડાવી દીધું ત્યારે તે એક દિશાએ [1]રસ્તો માપી

પુણ્યોદયનું સહચરત્વ

---

૧ જુઓ પ્ર ૬૩૬–૭: ત્યાં પુણ્યોદય ચાલ્યો જાય છે તેનુ વર્ણન આપ્યુ છે ( પ્ર. ૩. પ્ર. ૨૮. )

ગયો અર્થાત્ તેનાથી તદ્દન છૂટો પડી ગયો. ત્યાર પછી તે પુણ્યોદય વગરનો થઇ પડ્યો. એટલે તો હિંસા અને વૈશ્વાનરે પોતાનો દોર એની ઉપર વધારે ચલાવવા માંડ્યો અને તેથી અનેક પ્રકારનાં પાપ કરાવીને તેના ઉપર આવા અનેક અનર્થના પ્રસંગો આણ્યા."

અરિદમન—"મહારાજ ત્યારે આ નંદિવર્ધનને એ હિંસા અને વૈશ્વાનરની સાથે કેટલા વખતથી સંબંધ થયેલો છે?"

વિવેકાચાર્ય—"એ નંદિવર્ધન કુમારને હિંસા અને વૈશ્વાનર સાથે અનાદિ કાળથી પરિચય છે. માત્ર પદ્મરાજાને ઘરે જ્યારે એનો જન્મ થયો ત્યારે પેલા બન્ને વધારે સ્પષ્ટ રીતે તેનામાં પ્રગટ થયાં. અગાઉ તે બન્ને છુપાઇને રહ્યા હતાં."

## નંદિવર્ધનનું અનાદિ સ્વરૂપ

અરિદમન—"ત્યારે સાહેબ! આ નંદિવર્ધન કુમાર અનાદિ[1] કાળનો છે?"

વિવેકાચાર્ય—"હા, તેમજ છે."

અરિદમન—"ત્યારે એ પદ્મરાજાના પુત્ર તરીકે શા માટે પ્રસિદ્ધ થયો છે? અનાદિ કાળનો હોય તો પછી તે છે જ એમ કહેવું જોઇએ."

વિવેકાચાર્ય—"હું પદ્મરાજાનો પુત્ર છું એવું તેને મિથ્યા અભિમાન (ખોટું આત્મજ્ઞાન) થયું છે. એવા ખોટા અભિમાન ઉપર કોઇ પણ પ્રકારનો મદાર બાંધવો નહિ."

અરિદમન—"ત્યારે પરમાર્થથી આ નંદિવર્ધન કુમાર કોણ છે અને કોનો પુત્ર છે? તે આપ બરાબર સમજાવો."

વિવેકાચાર્ય—"અસલમાં આ નંદિવર્ધન કુમાર [2]અસંવ્યવહાર નગરનો રહેનારો છે અને તેથી તે અસંવ્યવહારી કુટુંબનો ગણાય છે. એનું [3]સંસારીજીવ નામ છે. કર્મપરિણામ મહારાજાના હુકમથી લોકસ્થિતિ[4] અને તન્નિયોગને અનુસરીને તેને પોતાની ભાર્યા ભવિતવ્યતાએ[5]

---

૧ પ્રશ્ન બે પ્રકારનો છે. આત્મા તરીકે અથવા નંદિવર્ધન તરીકે. રાજાએ તો સામાન્ય પ્રશ્ન પૂછ્યો છે કે શું અનાદિકાળથી આ નંદિકુમાર છે?

૨ જુઓ પૃ. ૩૦૦.

૩ જુઓ પૃ. ૨૯૮.

૪ લોકસ્થિતિ અને તન્નિયોગ દૂતના કર્તવ્યપર પૃ. ૩૦૩ પર વિવેચન થઇ ગયું ત્યા આપેલી નોટ પણ જુઓ પૃ. ૩૦૪,

૫ જુઓ પૃ. ૩૦૮. ત્યા તેનું વર્ણન કરવામાં આવ્યું છે:

સાથે અસંવ્યવહાર નગરથી બહાર કાઢયો છે[1] ત્યારથી એ એક ઠેકાણેથી બીજે અને બીજેથી ત્રીજે રખડયા કરે છે. આ પ્રમાણે તમારે તેના સંબંધમાં સમજવું."

અરિદમન—"સાહેબ! એ સર્વ કેવી રીતે થતું હશે અને એના સંબંધમાં કેવી રીતે થયું છે તે સર્વ વિસ્તારથી સાંભળવાની મને ઇચ્છા છે તો આપ કૃપા કરીને મને તે સર્વ કહો."

વિવેકાચાર્ય—"જો તારી ઇચ્છા છે તો બરાબર સાંભળ."

ભવપ્રપંચ.

પછી આચાર્ય મહારાજે મારો સર્વ હેવાલ વિસ્તારથી અરિદમન રાજા સમક્ષ કહી સંભળાવ્યો. અરિદમનરાજા કેવળી તીર્થંકર ભગવાનના દર્શનથી પરિચિત હોવાને લીધે, બોધ ઘણો સ્પષ્ટ અને શુદ્ધ હોવાને લીધે, ભગવાનનાં વચન વિશ્વાસ ઉપજાવે તેવાં હોવાને લીધે, તેનો આત્મા લઘુકર્મી હોવાને લીધે, તથા થોડા વખતમાં તેનું કલ્યાણ થવાનું હોવાને લીધે તેને (રાજા અરિદમનને) મનમાં સ્ફુરણા થઇ આવી કે 'આચાર્ય મહારાજે કેવળજ્ઞાનથી નંદિવર્ધન સંબંધી અને તેના સંસાર-પરિભ્રમણ સંબંધી સર્વ હકીકત જાણી છે તે પ્રસંગને લઇને તે બ્હાને સર્વ ભવપ્રપંચ મને બતાવવા ઇચ્છા રાખી હોય એમ જણાય છે. આ પ્રમાણે વિશુદ્ધ આત્માને લીધે વિચાર કરી પછી તેણે ભગવાનને પૂછયું "સાહેબ! એ હકીકત જે પ્રમાણે મેં મારા મનમાં ધારી છે તે પ્રમાણે જ છે કે બીજી કોઇ રીતે છે?"

વિવેકાચાર્ય—"રાજન્! તે તે જ પ્રમાણે છે. તમારી બુદ્ધિ બરાબર રસ્તાપર આવી ગયેલી છે (માર્ગાનુસારિણી[2] થઇ ગઇ છે) તેથી હવે તમારી ધારણામાં ખોટી હકીકત આવવાનો સંભવ નથી."



૧ પૃષ્ટ ૩૧૩ મા સંસારીજીવને અસવ્યવહાર નગરથી બાહાર કાઢવામા આવે છે તેનુ વર્ણન વિસ્તારથી આપવામા આવ્યુ છે

૨ '**માર્ગાનુસારી**' એ જૈનનો પારિભાષિક શબ્દ છે સમ્યક્ત્વપ્રાપ્તિ પહેલા ખોટા રસ્તાપરથી સાચા રસ્તાપર આવે અને નીતિનિયમોનુ પાલન કરે તેને માર્ગાનુસારી કહેવાના આવે છે. તેના ગુણો માટે જુઓ યોગશાસ્ત્ર (કર્ત્તા શ્રીમાન્ હેમચંદ્રાચાર્ય) તથા શ્રી શ્રાદ્ધગુણવિવરણ ગ્રંથ.

# પ્રકરણ ૩૧ મું.

## ભવપ્રપંચ અને માનુષ્યધર્મ દુર્લભતા.



આચાર્ય શ્રી વિવેકકેવળીએ જ્યારે અરિદમનરાજાને જણાવ્યું કે તેની બુદ્ધિ માર્ગાનુસારિણી થઇ છે એટલે રાજાને ઘણો આનંદ થયો, તત્ત્વ સમજવાની વિશેષ જિજ્ઞાસા થઇ અને સન્મુખભાવમાં મોટો વધારો થયો. રાજાએ સવાલ કર્યો " સાહેબ ! આપશ્રીએ હમણા જે વાત જણાવી તે નંદિવર્ધનની ખાસ છે કે બીજા કોઇ પ્રાણીના સંબંધમાં પણ તેવું જ બને છે. " સવાલ પૂછવા પહેલાં જ રાજાના મનમાં ભવપ્રપંચનો ખ્યાલ થઇ ગયો હતો, જવાબ શું મળશે તેનું સહજ દર્શન થઇ ગયું હતું અને વિશેષ સ્પષ્ટતાની જરૂર હતી. આ અતિ મહત્વની બાબતપર આચાર્યશ્રીએ ત્યારપછી નીચે પ્રમાણે ખુલાસો કર્યો:—

પ્રાણીઓનો ઉત્ક્રાન્તિક્રમ.
મનુષ્યપણાની દુર્લભતા.
ભવપ્રપંચની વિચિત્રતા.
શુદ્ધ ધર્મપ્રાપ્તિની દુર્લભતા.

વિવેકાચાર્ય—" રાજન્ ! આ સંસારમાં રહેલા સર્વ પ્રાણી-
" ઓના સંબંધમાં એવા જ પ્રકારનો હેવાલ ઘણું ખરૂં બને છે. તે
" આ પ્રમાણે છે. સર્વ પ્રાણીઓ પ્રાયઃ અસંવ્યવહારિક રાશિમાં
" અનાદિકાળથી રહેતા હોય છે. પ્રાણી જ્યારે ત્યાં વસતા હોય છે
" ત્યારે ક્રોધ, માન, માયા, લોભ વિગેરે આશ્રવદ્વારો[1] તેના અંતરં-
" ગના સગા સંબંધીઓ હોય છે. વિશુદ્ધ જૈન આગમ ગ્રંથોમાં બતા-
" વેલાં અનુષ્ઠાન કરીને વિશુદ્ધ માર્ગપર આવી જેટલા પ્રાણીઓ કર્મથી
" મુક્તિ પામે છે-સિદ્ધ થાય છે તેટલાજ પ્રાણીઓ એ અસંવ્યવહાર
" જીવરાશિમાંથી બહાર નીકળે છે ( વ્યવહાર રાશિમાં આવે છે ) એ
" પ્રમાણે કેવળજ્ઞાનીનું વચન છે. એ અસંવ્યવહાર રાશિમાંથી બહાર
" નીકળેલા જીવો ઘણા કાળ સુધી એકેંદ્રિય જાતિમાં અનેક પ્રકારની
" વિડંબનાઓ પામતા હેરાનગતી ભોગવે છે, [2]વિકલેંદ્રિયમાં નાના પ્ર-

---

૧ જે દ્વારા કર્મ આવે તે 'આશ્રવદ્વાર' કહેવાય છે.

૨ બેઇદ્રિય, તેઇદ્રિય અને ચૌરિંદ્રિય જીવોનુ સમુચ્ચય નામ ' વિકલેદ્રિય ' છે.

" કારનાં નાટકો કરે છે અને પાંચ ઇંદ્રિયવાળી તિર્યંચોની જાતિમાં
" પરિભ્રમણ કરે છે, ત્યાં સર્વત્ર તે અનેક પ્રકારનાં દુઃખો સહન કરે છે,
" અનંત જૂદા જૂદા ભવમાં સહન કરવા માટે બંધાઇ ચૂકેલાં કર્મના
" જાળાંઓનાં પરિણામો ભોગવતાં વારંવાર નવાં નવાં રૂપો ભવિત-
" વ્યતાને યોગે ધારણ કરે છે, અરઘટ્ટઘટ્ટી ( રેંટ )ના ન્યાયથી ઉપર
" નીચે[1] ભમ્યા કરે છે અને ત્યાં તેઓનાં સૂક્ષ્મ અને બાદર પર્યાપ્તા[2]
" અને અપર્યાપ્તા ઘણાં રૂપો થાય છે, અને વળી તેઓ કોઇ વખત
" પૃથ્વીનું રૂપ લે છે, કોઈ વખત પાણીનું (અપ્કાયનું ) રૂપ લે છે,
" કોઇ વાર અગ્નિનું રૂપ લે છે, કોઇ વાર વાયુનો દેહ ધારણ કરે છે,
" કોઈ વાર વનસ્પતિનું શરીર ધારણ કરે છે, કોઇ વાર બેઇંદ્રિય થાય
" છે, કોઇ વાર ત્રણ ઇંદ્રિય ધારણ કરે છે, કોઇ વાર ચાર ઇંદ્રિયો ધારણ
" કરે છે, કોઇ વાર અસંજ્ઞી પંચેંદ્રિયમાં તિર્યંચ થાય છે, કોઇ વખત
" સંજ્ઞી પંચેંદ્રિય તિર્યંચ થાય છે, તિર્યંચ પંચેંદ્રિયમાં પણ કોઇવાર
" જળચારી ( મત્સ્યાદિક ) થાય છે, કોઇ વાર જમીનપર ચાલનાર સ્થ-
" ળચર[3] થાય છે, કોઇવાર આકાશચારી (પક્ષી)નું રૂપ લે છે-આવી
" રીતે જૂદાં જૂદાં રૂપો લઇને પ્રત્યેક સ્થાનમાં અનંતી વાર ભટકે છે.
" આવી રીતે અનેક જગ્યાએ વિચિત્ર રૂપોવડે ભટકતાં ભટકતાં, મહા-
" સમુદ્રમાં પડી ગયેલાને જેમ કદાચ રત્નદ્વીપની પ્રાપ્તિ થઇ જાય,
" મહારોગથી શરીર જર્જરીત થઇ ગયેલાને જેમ મહા ઔષધ (રામ-
" બાણ દવા)ની પ્રાપ્તિ થઇ જાય, ઝેરથી મોટી મૂર્છા પામેલાને કદાચ
" મંત્ર જાણનાર ગારૂડીનો જેમ યોગ થઇ જાય અથવા તો દારિદ્રથી
" ગભરાઇ ગયેલા-ઘેરાઇ ગયેલા પ્રાણીને જેમ અચાનક ચિંતામણિ
" રત્નની પ્રાપ્તિ થઇ જાય તે પ્રમાણે ઘણી મુશ્કેલીએ મળી શકે તેવો
" મનુષ્યભવ પ્રાપ્ત થાય છે. ત્યાં પણ મોટા ધનના ભંડાર ઉપર જેમ
" વૈતાળો લાગુ પડી જાય છે તેમ મનુષ્યભવમાં હિંસા ક્રોધ વિગેરે વૈ-
" તાળો આ પ્રાણીને બહુ બહુ પ્રકારની હેરાનગતિઓ કરે છે. તેને લઇને
" મહામોહની મહાનિદ્રામાં પડી ગયેલા મનવાળા આવા નંદિવર્ધન

---

૧ અહી ઉપર **નીચે** શબ્દ અનેક અર્થવાચક છે, ઉચ્ચનીચ જાતિમા, ઉ-
ર્ધ્વલોકને અધોલોકમાં, જુદા જુદા ઉચ્ચનીચ ભવોમાં વિગેરે

૨ આહાર, શરીર, ઇદ્રિય, શ્વાસોશ્વાસ ભાષા અને મન એ છ **પર્યાપ્તિ** છે સ્વયોગ્ય પર્યાપ્તિ પૂરી કરનાર **પર્યાપ્તા** કહેવાય છે, પૂરી ન કરનાર **અપર્યાપ્તા** કહેવાય છે

૩ સ્થળચરમા પણ ચાર પગે ચાલનાર, પેટ ઘસીને ચાલનાર, હાથવડે ચાલનાર-એમ જુદા જુદા સ્વરૂપ ધારણ કરે છે

" જેવા રાંક પ્રાણીઓ તો તદ્દન હેરાન થઇ ભવ હારી જવા જેવા થઇ
" જાય છે, એટલું જ નહિ પણ કેટલાક ઊંચી હદના પ્રાણીઓ કે જેઓ
" તીર્થંકર મહારાજે બતાવેલ આ અનંત ભવ પ્રપંચ સારી રીતે સમ-
" જેલા હોય છે, જેઓનાં હૃદયમંદિરમાં જિનવચનરૂપ દીપકનો પ્રકાશ
" પડેલ છે, જેઓ તેને લઇને મનુષ્યભવ પ્રાપ્ત થવો કેટલો મુશ્કેલ
" છે તે સમજતા હોય છે, જેઓ સંસારસાગરને તારનાર એક ધર્મ જ
" છે એમ બરાબર જાણતા હોય છે, જેઓ કાંઇક જાતિ અનુભવ થવાથી
" (સમ્યગ્જ્ઞાન યોગે) ભગવાને બતાવેલ ઉપદેશનો અર્થ જાણતા હોય છે
" અને જેઓએ પોતાના પરમ આનંદનું સ્થાન સિદ્ધ દશા–મોક્ષપદ
" છે એમ નિર્ણય કરેલો હોય છે, તેવાઓ પણ નાના બાળકની પેઠે બી-
" જાઓને ત્રાસ આપવા મંડી જાય છે, ગર્વથી લેવાઇ જાય છે, બીજા
" પ્રાણીઓને છેતરવા મંડી જાય છે, પૈસા પેદા કરવાના પ્રસંગ
" આવે ત્યારે રાજી થઇ જાય છે, અનેક પ્રાણીઓને મારી નાખે છે
" ( મારવા પડે તેવો ધંધો કરે છે અથવા લડાઇ કરે છે ), ખોટું
" બોલે છે, પારકા પૈસા ઉચાપત કરે છે, ઇંદ્રિયના વિષયોનો ઉપભોગ
" કરવામાં આસક્ત બની જાય છે, મોટો સંગ્રહ ( પરિગ્રહ ) એકઠો
" કરે છે, રાત્રિભોજન કરે છે, તેમજ વળી તેવા પ્રકારનું જ્ઞાન હોવા
" છતાં સારા શબ્દ સાંભળવામાં મોહ પામી જાય છે, સુંદર રૂપ
" જોવામાં મુંઝાઇ જાય છે, સારા રસવાળા પદાર્થો ખાવામાં આસક્ત
" થઇ જાય છે, સુગંધવાળા પદાર્થો સુંઘવામાં લલચાઇ જાય છે,
" સુંદર સ્પર્શના પદાર્થો વસ્તુઓ કે પ્રાણીઓને પ્રેમથી ભેટી પડે
" છે–વળગી પડે છે, અને પોતાને પસંદ ન આવે તેવા શબ્દ રૂપ
" રસ ગંધ કે સ્પર્શવાળા પદાર્થ કે પ્રાણીપર દ્વેષ કરે છે, તેની સામું
" તિરસ્કારની નજરથી જુએ છે, તેની અવગણના કરે છે, પાપસ્થા-
" નકોમાં અંતઃકરણને નિરંતર ભ્રમણ કરાવે છે, ભાષા ઉપર ( બોલ-
" વા ચાલવા ઉપર) કોઇ પણ પ્રકારનો અંકુશ ન રાખતાં જેમ મનમાં
" આવે તેમ બોલ્યા કરે છે, શરીરને તદ્દન ઉદ્ધત બનાવી મૂકે છે અને
" તપસ્યા કરવાથી તો દૂર નાસતા ફરે છે. આ મનુષ્યનો ભવ મોક્ષને
" ખેંચી લાવવામાં--મેળવી આપવામાં પ્રબળ કારણભૂત થઇ શકે તેવો
" હોવા છતાં જે પ્રાણીઓ ઉપર પ્રમાણે વર્તન કરે છે તેઓ ઓછા
" નસીબવાળા અથવા વધારે સ્પષ્ટરીતે કહીએ તો કમનશીબ હોવાથી
" આ મનુષ્યભવ તેઓને જરા પણ ગુણકારક નથી બનતો, એટલું જ
" નહિ પણ જેમ આ નંદિવર્ધન કુમારના સંબંધમાં બન્યું છે તે પ્રમાણે
" ઉલટો અનંત દુઃખપરંપરાથી ભરપૂર સંસારને વધારનાર થઇ પડે છે.

" મતલબ એ છે કે આ દુર્લભ મનુષ્યભવ એવા પ્રાણીઓને કાંઇ પણ
" લાભ કરતો નથી એટલું જ નહિ પણ ઉલટો વધારે નુકશાન કરે છે.
" આ પ્રાણીએ મનુષ્યનો ભવ સંસારપરિભ્રમણમાં રખડતાં અનંતવાર
" પ્રાપ્ત કર્યો પરંતુ તે તે ભવોમાં વિશુદ્ધધર્મનું આરાધન ન કરવા-
" થી તેણે કાંઇ પણ સાધન સિદ્ધ કર્યું નહિ. આ પ્રમાણે હોવાથી
" ભગવાનના ધર્મની પ્રાપ્તિ થવી ઘણી મુશ્કેલ છે એમ અગાઉ પણ
" અમે જણાવ્યું છે.[1] એ હકીકત આ પ્રમાણે છે તે સાંભળો:-રાજન્!
" પદ્મરાગ, ઇંદ્રનીલ અને બીજા અનેક રત્નોથી ભરપૂર રાજ્યભુવન
" પ્રાપ્ત થવું સહેલું છે પણ જૈનેંદ્ર શાસનની પ્રાપ્તિ થવી તેથી પણ
" વધારે મુશ્કેલ છે. રાજ્યદંડ અને ખજાનાથી સમૃદ્ધિ (રાજલક્ષ્મી)
" પામેલું અને આખી દુનિયાપર નિષ્કંટક એકછત્ર રાજ્યપ્રાપ્ત થવું
" સહેલું છે પરંતુ તીર્થંકર મહારાજે બતાવેલ જૈનધર્મ પ્રાપ્ત થવો
" તેટલો સહેલો નથી. રાજન્! જ્યાં ઇંદ્રિય અને મન ભોગસામગ્રી
" ઓથી હમેશાં તૃપ્ત રહે છે એવું દેવપણું પ્રાપ્ત થવું સહેલું છે,
" પરંતુ પરમાત્માનો વિશુદ્ધ ધર્મ પ્રાપ્ત થવો ઘણો મુશ્કેલ છે.
" આ દુનિયામાં સર્વથી વધારે ઐશ્વર્ય ઇંદ્રનું ગણાય છે, કારણ કે ભો-
" ગની સગવડવાળા દેવોનો પણ તે ઉપરી છે, એવું ઇંદ્રપણું તેની સર્વ
" ઋદ્ધિ અને અધિકાર સાથે સુખે પ્રાપ્ત થઇ શકે છે, પણ તેટલા સુખે-
" સહેલાઇએ તીર્થંકરનો બતાવેલો ધર્મ પ્રાપ્ત થઇ શકતો નથી.
" વળી હે રાજન્! રાજ્યભુવન, રાજ્યપ્રાપ્તિ, દેવભોગો કે ઇંદ્રપણું
" એ સર્વ ભાવો સંસારસુખનાં કારણભૂત છે જ્યારે કેવળી ભગવાને
" વિશુદ્ધ જ્ઞાનપૂર્વક બતાવેલ ધર્મ મોક્ષસુખનું કારણ છે. હવે એ
" સંસારસુખ અને મોક્ષસુખ એ બન્ને પ્રકારનાં સુખો વચ્ચે કાચ
" અને ચિંતામણિ રત્નમાં જેટલો આંતરો છે તેટલું અંતર છે; સંસાર-
" સુખમાં કાચ જેટલો ગુણ છે ત્યારે મોક્ષસુખમાં તેના પ્રમાણમાં
" ચિંતામણિ રત્નના ગુણો છે. જૈનધર્મની-સદ્ધર્મની પ્રાપ્તિ આ
" સંસારમાં થવી એ આવી દુર્લભ વસ્તુ છે, ત્યારે રાજન્! જેઓ
" આ ધર્મપ્રાપ્તિની કિંમત પોતાનાં હૃદયમાં બરાબર સમજતા હોય
" તેમણે સંસારની કઇ વસ્તુ સાથે તેની સરખામણી કરવી? મતલબ
" એ છે કે ધર્મપ્રાપ્તિ એ એવી ઉંચા પ્રકારની વસ્તુ છે કે આ દુનિ-
" યાની કોઇ ચીજ કે ભાવ સાથે તેની સરખામણી કરી શકાય નહિ.
" આ પ્રમાણે હકીકત હોવાથી રાજન! મહા મુશ્કેલીએ આવો સં-

૧ જુઓ પૃ ૬૫૫ મા બતાવેલો ઉપદેશ

" સારનો વિસ્તાર ગમે તેમ કરીને ઓળંગી જઇ દુઃખે કરીને પ્રાપ્ત થઇ
" શકે એવું મનુષ્યપણું પ્રાપ્ત કરવું તે રાધાવેધને સાધવા જેવું મુશ્કેલ
" છે, તેને પ્રાપ્ત કરીને તેમ જ વળી કર્મનો નાશ કરનાર જિનેશ્વર
" ભગવાનનું શાસન પણ પ્રાપ્ત કરીને જે મૂર્ખ પ્રાણી હિંસા ક્રોધ
" અને તેવાંજ બીજાં પાપોમાં આનંદ પામે છે તે મહા ઉત્તમ ચિં-
" તામણિ રત્નને બદલે કાચને ગ્રહણ કરે છે, [1]ચંદન બાળીને તેના
" પાડેલા કોલસાનો વેપાર કરે છે, મહા સમુદ્રમાં એક ખીલાને માટે
" મોટા વહાણને ભાંગી નાખે છે, મહા ઉત્તમ વૈડુર્ય રત્નને અંદર પરો-
" વેલી દોરીની ખાતર તોડી નાખે છે, મોટી દેવઅર્પિત હાંડીને અગ્નિની
" ખાતર ભાંગી નાખે છે. અજ્ઞાનના દોષને લઇને આંબલીનો ઘડો
" રત્નની થાળીમાં ખાલી કરે છે, સોનાના હળથી જમીન ખેડીને આ-
" કોલીઆ મેળવવા સારૂ આકડાનાં બી જમીનમાં વાવે છે અને ચોતરફ
" કપૂરના કટકાઓ ફેંકી દઇને કોદરાનો વેપાર એ મૂર્ખ કરે છે અને
" મનમાં વળી તે બાબતમાં ગૌરવ લે છે. આ પ્રમાણે માનવાનું કારણ
" એ છે કે જે પ્રાણીનું ચિત્ત હિંસા ક્રોધ વિગેરે પાપોમાં આસક્ત
" હોય છે તેનાથી વિશુદ્ધ ધર્મ ગાઉનો ગાઉ દૂર જઇને બેસે છે, અને
" જે પ્રાણીનું મન પાપમાં પરોવાયલું હોય છે તેમજ જે એવા વિશુદ્ધ
" ધર્મથી રહિત હોય છે તે મોક્ષમાર્ગના અંશ સાથે જરા પણ જોડાઇ
" શકતો નથી—આ પ્રમાણે હોવાથી એવો પ્રાણી સંસારની વિચિત્રતા
" અને જૈનશાસનની દુઃપ્રાપ્યતા જાણતાં છતાં પણ આ મહા ભયંકર
" સંસારસમુદ્રમાં સંપૂર્ણ ડુબી જાય છે અને અનેક પ્રકારની હેરાન-
" ગતિ ભોગવે છે. પરિણામે તેનું જ્ઞાન તદ્દન નકામું થઇ પડે છે, જે
" પ્રમાણે આ નંદિવર્ધનના સંબંધમાં બરાબર બન્યું છે."

નંદિવર્ધનની બોધદુર્લભતા.
વૈશ્વાનરની અનંતાનુબંધી શત્રુતા.
અન્ય જીવો સાથે વૈશ્વાનરનો સંબંધ.

અરિદમન—" ત્યારે સાહેબ! આપશ્રીએ આટલો બધો વિસ્તાર-પૂર્વક સંસારનો પ્રપંચ કહી સંભળાવ્યો તે નંદિવર્ધન સાંભળે છે અને તેણે ક્રોધ તથા હિંસાનાં કડવાં પરિણામો જાતે પણ અનુભવ્યાં છે ત્યારે હવે તેને બોધ થયો હશે કે નહિ? તેનામાં કાંઇ જાગૃતિ આવી હશે કે નહિ?"

---

૧ ચંદનનાં લાકડાંના કોલસા પાડવા એ તો મૂર્ખાઇની હદ જ થઇ અને તે પણ વળી અંગારાના વેપાર માટે હોય ત્યારે મૂર્ખતા ઉપર શિખર ચડે છે.

વિવેકાચાર્ય—"રાજન્ ! એને કોઇ પણ પ્રકારનો પ્રતિબોધ તો થયો જ નથી પણ હું આવા પ્રકારની વાતો કરૂં છું તેથી તેના મનમાં ઉલટો ઘણો ઉદ્વેગ ઉત્પન્ન થયો છે."

અરિદમન—"ત્યારે સાહેબ ! શું એ નંદિવર્ધન [1]અભવ્ય છે?"

વિવેકાચાર્ય—"રાજન્ ! એ અભવ્ય નથી, ભવ્ય છે. તે મારા વચન ઉપર જરા પણ પ્રતીતિ કરતો નથી, તેમજ તેનો આદર કરતો નથી તે તો તેના મિત્ર વૈશ્વાનર (ક્રોધ) નો દોષ છે.

અનંતાનુબંધી.

એ વૈશ્વાનરનો સંબંધ (પ્રેમ—ગાંઠ—અનુબંધ) અનંતકાળપર્યંતનો હોવાથી એ વૈશ્વાનરનું [2]અનંતાનુબંધી એવું ત્રીજું[3] નામ પણ આપવામાં આવ્યું છે. એ અનંતાનુબંધી વૈશ્વાનર અત્યારે તેનામાં જાગ્રત થયેલો હોવાથી અને તેના ઉપર તેની અત્યંત પ્રીતિ હોવાથી મારાં વચન તરફ તેને જરા પણ શાંતિ થતી નથી, તેનામાં તે અપ્રીતિ ઉત્પન્ન કરે છે અને હૃદયમાં દુઃખ ઉત્પન્ન કરે છે—આવા સંયોગોમાં એ બાપડાને પ્રબોધ કે પ્રતિબોધ શેનો થાય ? એ વૈશ્વાનરની સોબતને પરિણામે જુદે જુદે અનેક સ્થાનકે તેને હજુ રખડવાનું છે, ત્યાં તેને અનેક પ્રકારનાં વૈરો બાંધવાનાં છે અને અનંત પ્રકારનાં દુઃખો અનુભવતાં તેનાં ભયંકર પરિણામો ચાખવાનાં છે."

અરિદમન—"ત્યારે સાહેબ ! એ વૈશ્વાનર તો એનો ખરેખરો મોટો દુશ્મન છે. એતો મિત્ર થઇ શત્રુની ગરજ સારે છે !"

વિવેકાચાર્ય—"એના શત્રુપણાની તો હદ થઇ છે ! એથી વધારે ખરાબ કરનાર કોણ હોય ?"

અરિદમન—"ત્યારે સાહેબ ! આ વૈશ્વાનર આ નંદિવર્ધનનો જ દોસ્તદાર થઇને રહ્યો છે કે બીજા કોઇનો પણ મિત્ર તે હશે ?"

વિવેકાચાર્ય—"રાજન્ ! જો તું આ પ્રશ્ન બહુ સ્પષ્ટ રીતે પૂછે છે તે પ્રમાણે તારે તેનો બરાબર ખુલાસો જાણવો હોય તો તને વિસ્તારથી તેની હકીકત કહી સંભળાવું, જેથી તારે ફરીવાર કાંઇ પૂછવાપણું જ રહે નહિ."

અરિદમન—"એમ કરો તો સાહેબ ! મારા ઉપર મોટી કૃપા થાય."

---

૧ **અભવ્યઃ** મોક્ષમા જવાની યોગ્યતા વગરનો જીવ.

૨ **અનંતાનુબંધીઃ** મહા તીવ્ર ક્રોધને 'અનંતાનુબંધી ક્રોધ' કહેવામા આવે છે. એ યાવજ્જીવિત રહે છે, પ્રાણીને નિરંતર જ્વલંત રાખે છે મરણ પામી નરકગતિ અપાવે છે, સમકિતનો રોધ કરે છે અને અનંતકાળ સંસારમા ભ્રમણ કરાવે છે એના સ્વરૂપ માટે જુઓ પ્રથમ કર્મગ્રંથ ગાથા ૧૯ મી અને તે પરની ટીકા

૩ તેના **ક્રોધ** અને **વૈશ્વાનર** એવા બે નામો તો ઉપર જણાવેલા છે. આ ત્રીજુ નામ '**અનંતાનુબંધી**' છે (એ નામ નથી, પણ વિશેષણ છે, પણ અત્ર તેને **નામ** તરીકે જણાવેલ છે.)



# પ્રકરણ ૩૨ મું.

## ત્રણ કુટુંબો.



રિદમન રાજાનો સવાલ ઘણો મુદ્દાસરનો હતો, આખી પર્ષદા સવાલનો જવાબ સાંભળવા આતુર થઇ રહી હતી, વિવેક કેવળી મહારાજ પણ અત્યારે સર્વ હકીકત સ્ફુટ કરી સમજાવવા ઉદ્યુક્ત થયા હતા અને ચારે બાજુએથી જમાવટ બરાબર થઇ હતી. વિવેક કેવળીએ તે વખતે મધુર સ્વરે ત્રણ કુટુંબની હકીકત કહી સંભળાવી અને રાજાએ તે પર પ્રશ્નાવળિ કરી. તે આ પ્રમાણેઃ-

ત્રણ કુટુંબ વર્ણન.

ક્ષાંતિમાર્દવાદિ (અંતરંગ.)
ક્રોધ રાગદ્વેષાદિ (અંતરંગ)
માતાપિતા શરીરાદિ (બાહ્ય.)

વિવેકાચાર્ય—"રાજન્! આ સંસારમાં દરેક પ્રાણીને ત્રણ ત્રણ "કુટુંબો હોય છે તે આ પ્રમાણેઃ પ્રથમ કુટુંબમાં ક્ષાન્તિ, માર્દવ "(માનનો ત્યાગ), આર્જવ (સરળતા-માયાનો ત્યાગ), મુક્તિ (લોભનો "ત્યાગ), જ્ઞાન, દર્શન, વીર્ય, સુખ, સત્ય, શૌચ (પવિત્રતા-બાહ્ય અને "અભ્યંતર), તપ અને સંતોષ વિગેરે કુટુંબીઓ (ઘરના માણસો) "હોય છે; બીજા કુટુંબમાં ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, મોહ, "અજ્ઞાન, શોક, ભય, અવિરતિ (વ્રત નિયમનો અભાવ) વિગેરે કુટું-"બીઓ (ઘરનાં માણસો) હોય છે; અને આ શરીર, તેને ઉત્પન્ન કર-"નાર સ્ત્રીપુરૂષ (માતાપિતા) અને બીજા તેવાજ પ્રકારના લોકો (ભાઇ "બહેન વિગેરે) સંબંધી તરીકે હોય છે તે ત્રીજું કુટુંબ કહેવાય છે. "આ ત્રણ કુટુંબદ્વારા દરેક પ્રાણીનાં અસંખ્ય સગાં સંબંધીઓ "થાય છે.

"આમાં જે ક્ષાંતિ માર્દવ આર્જવ વિગેરે પ્રથમ કુટુંબ કહેવા-"માં આવ્યું તે પ્રાણીનું સ્વાભાવિક કુટુંબ છે, અનાદિકાળથી તેની "સાથે રહેલું હોય છે, તેનો કદિ છેડો આવતો નથી, સર્વથા નાશ

તત્પર રહે છે, તે
"થતો નથી, તે નિરંતર પ્રાણીનું હિત કરવામાં બહાર પ્રગટપણે નીકળી
"કોઇ વખત છૂપાઇ જાય છે અને કોઈ વખત અંતરંગમાં રહે છે અને પ્રાણીને
"આવે છે-તેવો તેનો સ્વભાવ છે, તે તેનું કારણ એ છે
"તે મોક્ષપ્રાપ્તિ કરાવી આપે તેવી શક્તિવાળું છે, ઉચ્ચ[1] લઇ જાય છે.
"કે તે પોતાની પ્રકૃતિથી જ પ્રાણીને સ્વસ્થાનથી
"(તેમને સદ્ગુણી બનાવે છે.)
"ત્યારપછી ક્રોધ માન વિગેરે બીજું કુટુંબ પ્રાણીના સંબંધમાં
"કહેવામાં આવ્યું છે તે તદ્દન અસ્વાભાવિક છે, પરંતુ કમનસીબે હકી-
"કત એવી બને છે કે વસ્તુસ્વરૂપ નહિ સમજનાર પ્રાણી તેને જાણે
"પોતાનું સ્વાભાવિક કુટુંબ હોય તેમ માનીને તેના ઉપર ઘણો જ
"પ્રેમ રાખે છે; આ બીજા પ્રકારનું (ક્રોધ માન રાગ દ્વેષ રૂપ) કુટુંબ
"અભવ્યોના સંબંધમાં અનાદિકાળથી છે અને તેનો છેડો તેને કદિ-
"પણ આવે તેમ નથી તેથી અનંત છે. [2]કેટલાક ભવ્ય પ્રાણીઓને
"તે અનાદિકાળથી છે પણ તેનો છેડો નજીકમાં આવે તેવા સ્વભાવ-
"વાળું હોય છે; એ કુટુંબ કોઇપણ અપવાદ વગર એકાંતે પ્રાણીનું
"ઘણું જ અહિત કરનાર છે, પ્રથમ કુટુંબની પેઠે તે પણ કોઇ વખત
"છૂપાઇ જાય અને કોઈ વખત બહાર નીકળી પડે તેવા સ્વભાવવાળું
"છે અને અંતરંગમાં રહે છે; પ્રાણીને જેટલો બને તેટલો સંસાર-
"વૃદ્ધિનો લાભ કરાવી સંસારને વધારી આપવો તે તેનો ધર્મ છે, કારણ
"કે પ્રાણીને સ્વસ્થાનથી ઉચકીને નીચે પટકવા એ તેનો સ્વભાવ છે.
"(તેમને દુર્ગુણી બનાવે છે.)
"ત્યારપછી પ્રાણીનું [3]ત્રીજું કુટુંબ જે ઉપર કહેવામાં આવ્યું
"તે તો તદ્દન દેખીતી રીતે જ અસ્વભાવિક છે, તે તો થોડા વખત
"પહેલાં[4] શરૂ થયેલું હોય છે અને થોડા વખત પછી તેની સાથેના
"સંબંધનો છેડો આવનાર હોય છે અને તેથી તેનું અસ્તિત્વ તદ્દન
"અસ્થિર હોય છે, તે કોઇ પણ રીતે ચોક્કસ કે સ્થિર રહી શકતું નથી;
"ભવ્ય પ્રાણીને કોઇ વખત તે કુટુંબ હિત કરે છે અને કોઇ વખત

---

૧. ઉચ્ચગતિમાં, ઉચ્ચ ભાવમાં, આત્માના શુદ્ધ સ્વરૂપમાં
૨. સર્વ ભવ્યો મોક્ષ જવાના નથી, જેમને સામગ્રીનો સદ્ભાવજ થવાનો
નથી, એવા અભવ્યની કોટે વળગેલાને જાતિભવ્ય કહેવામાં આવે છે આથી
અહીં 'કેટલાક ભવ્ય' એવા શબ્દ વાપર્યા છે.
૩. આ ત્રીજા કુટુંબમાં પ્રાણીનું શરીર માબાપ તથા સગાસબંધી અને
કુટુંબી અન્ય માણસોનો સમાવેશ થાય છે. તેમાં તો ઘટવધ થયા કરે છે અને
મરણ વખતે સંબંધનો એકદમ છેડો આવે છે.
૪. સાદિ સપર્યવસિત છે.

" અહિત પણ કરે છે. તેનો ઉત્પત્તિ અને વિનાશ ધર્મ છે અને તે
' બહિરંગ પ્રદેશમાં જ વર્તતું હોય છે. ભવ્ય પ્રાણીને તે સંસાર
" અથવા મોક્ષનું કારણ થાય છે ત્યારે અભવ્ય પ્રાણીને માત્ર સંસારનું
" જ કારણ થાય છે. આ બાહ્ય કુટુંબ ઘણે ભાગે ઉપર જણાવેલા ક્રોધ
" માન વિગેરે બીજા કુટુંબને પોષનાર અને ટેકો આપનાર હોવાથી
" ઘણે ભાગે તો સંસારવૃદ્ધિનું જ કારણ બને છે; કદાચ કોઇ ભાગ્ય-
" વાન્ પ્રાણી ક્ષાંતિ માર્દવ વિગેરે પ્રથમના કુટુંબને અનુસરે છે
" તો ત્રીજું બાહ્ય કુટુંબ તેને પણ સહાય કરે છે. એ પ્રમાણે બને છે
" ત્યારે આ ત્રીજું બાહ્ય કુટુંબ મોક્ષનું કારણ પણ બને છે. રાજન્!
" આ પ્રમાણે હોવાથી બીજા પ્રકારના કુટુંબના એક અંગભૂત તરીકે
" રહેલો વૈશ્વાનર સર્વ સંસારીજીવોનો મિત્ર થઇને રહે છે અને તે જ
" કારણથી હિંસા સર્વ સંસારીજીવોની સ્ત્રી થાય છે. આ બાબતમાં
" જરા પણ સંદેહ કરવા જેવું નથી. "

**પ્રથમ કુટુંબજ દબાયલી સ્થિતિમાં.**
**તેના અનાદરનાં કારણોપર વિવેચન.**
**બીજા કુટુંબનો સહચાર સ્નેહ સંબંધ.**

અરિદમન—" મહારાજ ! આપે ક્ષાંતિ માર્દવાદિ પ્રથમ કુટુંબના સંબંધમાં કહ્યું કે તે પ્રાણીને સ્વાભાવિક કુટુંબ છે, પ્રાણીનું હિત કરનાર છે અને તેને મોક્ષમાં લઇ જવાનું કારણ બને છે; એમ છે ત્યારે પ્રાણીઓ એ કુટુંબનો બહુ પ્રેમપૂર્વક કેમ આદર કરતા નહિ હોય ? વળી મહારાજ ! પેલું ક્રોધમાન રાગદ્વેષ વિગેરે બીજું કુટુંબ જેના સંબંધમાં આપે જણાવ્યું કે તે પ્રાણીને તદ્દન અસ્વાભાવિક છે, એકાંતે તેનું અહિત કરનાર છે અને સંસારની વૃદ્ધિનું કારણ છે-એ પ્રમાણે છે, છતાં પ્રાણીઓ ઘણા પ્રેમપૂર્વક એવા અધમ કુટુંબની પોષણા શા માટે કરતાં હશે ? "

*અંતરંગ કુટુંબ અનાદર પોષણનાં કારણો.*

વિવેકાચાર્ય—" રાજન્ ! પ્રાણીઓ હિત કરનાર કુટુંબને કેમ
" બરાબર આદરતા નથી અને અહિત કરનારની વિશેષ પોષણા શા
" માટે કરે છે તેનું કારણ તું બરાબર સાંભળ. હકીકત એવી છે કે
" ક્ષમાશાંતિવિગેરે પ્રથમ કુટુંબ અને ક્રોધરાગાદિ બીજા કુટુંબ
" વચ્ચે અનાદિ કાળથી વૈર ચાલ્યા કરે છે. બન્ને કુટુંબો અંતરંગ મ-
" નોરાજ્યમાં રહેલા છે, પણ એવી લડાઇમાં બીજા અધમ કુટુંબવડે
" પ્રથમનું સારૂં કુટુંબ ઘણે ભાગે હારેલું જ રહે છે. આવી રીતે

" અનાદિ સંસારમાં બીજું કુટુંબ વધારે જોર મેળવી જાય છે અને
" પ્રથમનું કુટુંબ દબાઇ ગયેલી સ્થિતિમાં રહે છે; એને લઇને એ
' પ્રથમનું કુટુંબ એટલું છૂપાઇ જાય છે કે ભયથી તે પોતાનું દર્શન
" પણ પ્રાણીને કરાવી શકતું નથી; આથી તેનું સ્પષ્ટ દર્શન પ્રાણીને
" થતું નથી. હવે એવી રીતે એ અદ્ભુત અંતરંગ કુટુંબનાં દર્શન પણ
" ન થવાને લીધે તેનામાં કેટલા અને કેવા ગુણો છે તે આ પ્રાણીના
" જાણવામાં પણ આવતું નથી, અને એ પ્રમાણે થવાથી પ્રાણીનો તેના
" ઉપર પૂર્ણ આદરભાવ થતો નથી. આવું કુટુંબ પોતાના અંતરંગ
" રાજ્યમાં વર્તતું હોય છે, છતાં જાણે તેવું કોઇ કુટુંબ પોતામાં વ-
" સતું જ નથી એમ પ્રાણી માને છે. વાત એટલે સુધી વધી પડે છે કે
" અમારા જેવા એ અંતરંગમાં રહેલા વિશુદ્ધ કુટુંબના ગુણોનું વ-
" ર્ણન કરે છે તો તેની પણ કાંઇ ગણના કરવામાં આવતી નથી. આની
" સાથે વળી એવું બને છે કે તે બીજા પ્રકારનું અધમ કુટુંબ પેલા
" પ્રથમ પ્રકારના વિશુદ્ધ અંતરંગ કુટુંબને અનાદિ સંસારમાં મારી
" હઠાવી તેના ઉપર વિજયપતાકા મેળવે છે અને તેને પરિણામે પો-
" તાનો દોર વધારે મજબુતપણે ચલાવી પ્રાણીને દઢપણે વળગી રહે
" છે અને પ્રગટપણે પ્રત્યક્ષ થઈ તેનું ધણીરણી થઇ પડે છે-તેવી
" સ્થિતિમાં સ્પષ્ટ થાય છે. આથી પ્રાણીનાં દર્શન એ બીજા અધમ
" કુટુંબની સાથે દરરોજ થાય છે. દરરોજ સાથે રહેવાથી પ્રાણીને
" તેના ઉપર પ્રેમસંબંધ વધારે વધારે થતો જાય છે, તેને જોઇને
" પ્રાણીને મનમાં સંતોષ-આનંદ થાય છે, તેના ઉપર ઘણો વિશ્વાસ
" ઉત્પન્ન થાય છે અને તેની સાથે ગાઢ દોસ્તી સંબંધ ઉત્પન્ન થાય
" છે. આવી રીતે એ ક્રોધ તથા રાગ દ્વેષના સમૂહવાળા બીજા અધમ
" કુટુંબ ઉપર પ્રાણીની નિરંતર આસક્તિ વધતી જતી હોવાને પરિ-
" ણામે એનામાં જે અનેક દોષો હોય છે તે પ્રાણી જોઇ શકતો નથી
" અને પ્રેમને લઇને તેનામાં જે ગુણો નથી હોતા તે પણ તેનામાં
" છે એવો મિથ્યા આરોપ કરે છે. આ કારણને લઇને ખોટા પ્રેમને
" પરિણામે પ્રાણી એ દ્વિતીય અધમ કુટુંબની પોપણા વધારે ને
" વધારે કરતો જાય છે. વળી તે અંતઃકરણપૂર્વક માને છે કે આ
" અધમ કુટુંબ જ પોતાનું ખરેખરૂં સગું છે, તેથી તેના ઉપર
" પરમ પ્રેમપૂર્વક બંધુબુદ્ધિ તે પ્રગટ કરે છે અને અમારા જેવા (સા-
" ધુઓ-વિશુદ્ધ ઉપદેશકો ) જો કદિ તે કુટુંબના દોષો તેની પાસે
" પ્રકાશમાં મૂકે છે તો ઉલટો અમારા જેવાને તે પોતાના દુશ્મન
" ગણે છે."

## અંતરંગ કુટુંબના ગુણદોષના જ્ઞાનની જરૂર.

અરિદમન—"ક્ષાંતિ માર્દવાદિ વિશુદ્ધ અંતરંગ કુટુંબ અને ક્રોધ રાગાદિ અંતરંગ અધમ કુટુંબમાં રહેલા ગુણદોષોને બીચારા સ્પષ્ટ રીતે જાણે તો બહુ સારૂં થાય ! એથી એ બન્ને કુટુંબમાં રહેલો તફાવત પણ તેઓનાં ધ્યાનમાં આવે."

વિવેકાચાર્ય—"એથી વધારે સારૂં બીજું શું હોઇ શકે ? જે પ્રાણી પોતાનું સર્વથા કલ્યાણ કરવાની ઇચ્છા રાખતો હોય તેણે અવશ્ય આ પહેલા અને બીજા પ્રકારના કુટુંબના ગુણદોષનું સવિશેષ જ્ઞાન કરવું જ જોઇએ. અમે પ્રાણીને ધર્મકથા કરવામાં–ઉપદેશ આપવામાં આ જ મુદ્દો ધ્યાનમાં રાખીએ છીએ.[1] જૂદી જૂદી ઉપદેશ પદ્ધતિથી પ્રાણી બન્ને અંતરંગ કુટુંબોને ઓળખે એ જ અમારા જેવા ઉપદેશકોનું સાધ્ય હોય છે. વાત એવી છે કે જ્યાં સુધી પ્રાણીમાં બરાબર યોગ્યતા આવતી નથી ત્યાં સુધી એ બન્ને કુટુંબ વચ્ચેનો તફાવત પ્રાણી કોઇ પણ રીતે જાણી શકતો નથી; આ કારણને લઇને જે પ્રાણીઓ અયોગ્ય હોય છે તેના સંબંધમાં અમે પણ ઉપેક્ષા કરીએ છીએ. વળી જો સર્વ પ્રાણીઓ આ અંતરંગમાં રહેલા બન્ને કુટુંબોનાં ગુણદોષો જાણી શકે--જાણી જાય તો આ સંસારનો મૂળથીજ ઉચ્છેદ થઇ જાય, કારણ કે બન્ને કુટુંબનાં ગુણદોષજ્ઞાનને પરિણામે બીજા અધમ કુટુંબનો તિરસ્કાર કરી તેને મારી હઠાવી સર્વ પ્રાણીઓ મોક્ષે જ ચાલ્યા જાય."

અરિદમન—"સર્વ પ્રાણીઓને એ બન્ને અંતરંગ કુટુંબોના ગુણદોષનું જ્ઞાન થવું અથવા કરાવવું એ ન થઇ શકે તેવી બાબત છે તેથી એ ચિંતા આપણે શું કામ કરવી જોઇએ ? અમે તો આપસાહેબની કૃપાથી એ બન્ને અંતરંગ કુટુંબના ગુણદોષો જાણી ગયા છીએ–સમજી ગયા છીએ, તેથી અમારૂં કાર્ય તો સિદ્ધ[2] થઇ ગયું છે. વ્યવહારમાં કહે છે કે બુદ્ધિમાન માણસમાં જેટલી શક્તિ હોય તેટલા પ્રમાણમાં તેણે બનતો પર ઉપકાર કરવો જોઇએ અને પરોપકાર કરવાની પોતામાં જો શક્તિ ન હોયતો પોતાનો સ્વાર્થ સાધવામાં ખૂબ આદર કરવો જોઇએ."

---

૧ આ કથા પણ એ જ ઉદ્દેશથી રચાયલી છે અને આખા જૈનશાસનનું રહસ્ય પણ એજ છે કે **સ્વને ઓળખો અને પરનો ત્યાગ કરો.** એના વિવેચનમાં શાસ્ત્રવિસ્તાર છે. ભા. ક.

૨ રાજા એમ સમજે છે કે જે જ્ઞાન બીજાને અશકય છે તે તેને થઈ ગયું તેથી હવે તે તો જરૂર મોક્ષ જવાનો છે. આટલી વાતપરથી રાજાના મનમા એનો નિર્ણય થઇ ગયો જણાય છે.

### જ્ઞાન સાથે વર્તનની જરૂરીઆત.

વિવેકાચાર્ય—"રાજન્ ! એકલું જ્ઞાન કાર્યસિદ્ધિ માટે પૂરતું નથી."

અરિદમન—"જો બીજી કોઇ બાબતની જરૂરીઆત હોય તો આપસાહેબ તે પણ ફરમાવો."

વિવેકાચાર્ય—"તે ઉપરાંત (જ્ઞાન ઉપરાંત) બીજી બે બાબત કરવાની છે, અને તે શ્રદ્ધાન (આસ્થા) અને અનુષ્ઠાન (ક્રિયા-વર્તન-ચારિત્ર) છે. આ બેમાંથી તમારામાં શ્રદ્ધાન તો છે, એટલે જે વાતો કહી તે સત્ય છે એવી પ્રતીતિ તમારા મનમાં છે; હવે તમારે તે પ્રમાણે અનુષ્ઠાન કરવાની જરૂર છે, એ જ્ઞાનના વિષયને વર્તનમાં મૂકવાની જરૂર છે. એમ કરશો એટલે તમારાં સર્વ મનોવાંછિત સિદ્ધ થશે એમાં જરા પણ સંદેહ જેવું નથી. રાજન્ ! તમારે એટલું ધ્યાનમાં રાખવું કે એ અનુષ્ઠાન કરવામાં તમારે ઘણાં નિર્દય[1] કામ કરવા પડશે."

### અનાદિ કુટુંબો વચ્ચે તુમુલ યુદ્ધ.
### સામસામે લગાડેલા યોધાઓ અને શસ્ત્રો.
### યુદ્ધમાં નિર્દય સંહાર અને પરિણામ.

અરિદમન—"મહારાજ ! એ કામ કેવા પ્રકારનાં છે ?"

વિવેકાચાર્ય—"એ કામ એવા પ્રકારનાં છે કે જેવાં કામ અમારા સર્વ સાધુઓ નિરંતર કર્યા જ કરે છે."

અરિદમન—"સાધુઓ જે કામ નિરંતર કરે છે તે સાંભળવાની મને ઇચ્છા છે તો આપ કૃપા કરીને મને તે સર્વ કહો."

વિવેકાચાર્ય—"રાજન્ ! સાંભળો ! આ સાધુઓને બીજા "અધમ કુટુંબ સાથે ઘણા વખતથી-અનાદિકાળથી સ્નેહ સંબંધ "લાગેલો હોય છે[1]; તેઓ તેની અધમતા સમજ્યા પછી તેઓ પ્રત્યે "જાતે અત્યંત ભયંકરપણું ધારણ કરી એ અધમ કુટુંબને પહેલા "વિશુદ્ધ કુટુંબ સાથે રાત દિવસ સંઘટ્ટ કરાવે છે, લડાવે છે અને "બન્ને વચ્ચે મોટો સંહાર જમાવે છે. એ બીજા પ્રકારનું કુટુંબ "જેનો દાદો મહામોહ નામનો છે અને જેનાથી એ કુટુંબ જન્મ્યું "છે, પ્રગટ થયું છે, તેને આ સાધુઓ જ્ઞાનને પરિણામે જ્ઞાનવડે જ "હણે છે, તેથી તેઓ ખરેખરા નિર્દય[2] ગણાય છે. એ અધમ કુટુંબ-"ના સર્વ તંત્ર ચલાવનાર મહા બળવાન્ રાગ નામનો સરદાર છે.

---

૧ આ નિર્દય શબ્દ બીજા અંતરંગ કુટુંબના વિનાશને અંગે વાપર્યો છે,
૨ મહામોહની નજરે

" તેના આ સાધુઓ 'વૈરાગ્ય' નામના યંત્રવડે ચૂરેચૂરા કરી નાખે છે.
" વળી એ રાગની સાથેજ જન્મેલો તેનો દ્વેષ નામનો ભાઇ છે તેને એ
" નિર્દય સાધુઓ 'મૈત્રી' નામના તીરવડે દૂરથી હણી નાખે છે. વળી
" એ અધમ કુટુંબમાં વસનારા દ્વેષગજેંદ્રના પુત્ર અનાદિના સ્નેહાળ
" બંધુ ક્રોધને એ દયાવગરના સાધુઓ 'ક્ષમા'નામની કરવતવડે વહે-
" રી નાખે છે, જે વખતે ક્રોધ મોઢેથી રાડો પાડે છે. વળી દ્વેષગજેન્દ્ર-
" ને માન નામનો બીજો છોકરો છે જે ક્રોધ (વૈશ્વાનર)નો ભાઇ થાય
" છે; તેને 'માર્દવ' (માનત્યાગ, નમ્રતા) નામના ખડ્ગ (તરવાર) થી
" મારીને એ નિર્દય સાધુઓ પોતાના હાથ પણ ધોતા નથી. વળી
" તે દ્વેષગજેંદ્રની માયા નામની એક છોકરી છે તેને એ નિર્દય સા-
" ધુઓ 'આર્જવ' (સરળતા) નામના દંડાવડે સારી રીતે કૂટી કાઢે છે
" અને લોભ નામના તેના એક સગા ભાઇના તો તેઓ 'મુક્તિ' (નિ-
" લોભતા–લોભત્યાગ) નામના કુહાડાથી ટુકડેટુકડા કરી નાંખે છે.
" વળી એ દયાવગરના મુનિઓ સર્વ પ્રકારના સ્નેહ કરાવવામાં ત-
" ત્પર કામ (સ્પર્શેન્દ્રિય વિષય) ને તો બન્ને હાથ વચ્ચે લઇને માકડ-
" ની પેઠે ચોળી નાખે છે. તેઓ અત્યંત આકરા 'સદ્ધ્યાન' નામના
" અગ્નિથી પોતાનાં સર્વ શોક સંબંધને બાળી દે છે અને એજ કુટું-
" બના માણસ પોતાની સાથે અનાદિકાળથી વાત્સલ્ય રાખનાર ભયને
" તેઓ નિર્ભય થઇ 'ધૈર્ય' નામના બાણવડે દૂરથીજ વીંધી નાખે છે.
" એ કુટુંબમાં વળી હાસ્ય, રતિ અને જુગુપ્સા [1] નામના કુટુંબીઓ
" વસે છે તેમજ અરતિ નામની એક ફઇબા પણ વસે છે; તે સર્વને
" એ સાધુઓ અત્યંત નિર્દયપણે વિવેકરૂપ શક્તિ વડે[2] મારી હઠાવે
" છે. વળી ત્યાં પાંચ ઇંદ્રિયો[3] નામના ભાઇભાંડુઓ રહેલા હોય છે તે-
" મને એ નિર્દય સાધુઓ પોતાના હાથમાં 'સંતોષ' નામનું મુદ્ગર
" લઇને ખંડોખંડ કરી મૂકે છે. આવી રીતે એ અંતરંગ અધમ કુટું-
" બમાં બીજા પણ જે કોઇ સગાવહાલાંઓ કે સંબંધીઓ હોય છે તે
" પ્રત્યેકને શોધી શોધીને તેની સામે યોગ્ય શસ્ત્રો ધારણ કરી સર્વને
" એ સાધુ નિર્દયપણે મારી હઠાવે છે અને જમીનપર પટકી પાડી ભોં-
" ભેગા કરે છે. આવી રીતે બીજા અધમ કુટુંબના માણસોને ત્રાસ આ-
" પવાની સાથેજ વળી એ સાધુઓ પ્રથમના વિશુદ્ધ કુટુંબના પ્રેમાળ

૧ જુગુપ્સાઃ તુચ્છકાર, તિરસ્કાર, કંટાળો, વિષ્ટાની ગંધ આવતાં સાધારણ માણસના મગજમાં જે વૃત્તિ થાય છે તે.

૨ શક્તિઃ એક જાતનું હથિયાર

૩ પાંચ ઇંદ્રિયોઃ સ્પર્શ, રસ, ગંધ, દર્શન અને શ્રવણ.

" સગાવહાલાંઓના બળમાં પુષ્ટિમાં તેમજ તેજમાં વધારો કર્યા કરે છે.
" [1]આવી રીતે પ્રથમનું કુટુંબ ઘણું પુષ્ટ થતું જતું હોવાને લીધે અને
" બીજા કુટુંબના મુદ્દામ માણસો કેટલાક હણાઇ જવાથી તેમજ પુરૂ-
" ષત્વહીન થવાથી હિંમત હારી જઈ નમાલા થઇ જતા હોવાને લીધે
" એ બીજા પ્રકારનું અધમ કુટુંબ પ્રથમ કુટુંબ ઉપર પોતાનો દોર
" ચલાવી શકતું નથી. વળી રાજન્ ! એ સાધુઓને તપાસ કરતાં
" ખબર પડી ગઇ હોય છે કે તેઓનું ત્રીજું બાહ્ય કુટુંબ છે તે બીજા
" અંતરંગ અધમ કુટુંબને પુષ્ટિ આપનાર છે એટલે એ સાધુઓએ
" ત્રીજા કુટુંબનો (સંસારી મા, બાપ, સ્ત્રી, પુત્ર, ભાઇ, બહેન
" વિગેરેનો) સર્વથા ત્યાગ જ કરી દીધો હોય છે. જ્યાં સુધી ત્રીજા
" બાહ્ય કુટુંબનો સર્વથા ત્યાગ કરવામાં આવે નહિ ત્યાં સુધી પ્રાણી
" બીજા અંતરંગ કુટુંબ ઉપર સર્વથા વિજય પ્રાપ્ત કરી શકતો નથી.
" તેટલા માટે હે રાજન્ ! જો તમારી પ્રબળ ઇચ્છા આ સંસારને મૂકી
" દેવાની થઇ હોય તો મેં તમને ઉપર કહી બતાવ્યું તેવું અત્યંત
" નિર્દય કામ કરવાનું તમે શરૂ કરો. તેમાં આટલી વાત ધ્યાનમાં
" રાખજો કે એક પણ બાજુએ વધારે પડતી રીતે ઢળ્યા વગર પોતાના
" અંતરાત્માને મધ્યસ્થ રાખી, જે નિર્દય કાર્યો કરવાને માટે મેં
" જણાવ્યું છે તે કરવાની પોતાની શક્તિ છે કે નહિ તેનો બરાબર
" વિચાર કરજો. મેં ઉપર જે અત્યંત નિર્દય કર્મો બીજા અંતરંગ
" કુટુંબને નબળા પાડવા માટેનાં જણાવ્યાં છે તે કેટલેક અંશે આ
" ઘાતકી સાધુઓ પોતાના અભ્યાસના બળથી કરે છે, બાકી બીજા
" દયાળુ ભાઈઓ[2] સંસારમાં આનંદ પામનારા હોય છે તેઓને
" આવાં કર્મના સંબંધમાં વિચાર કે ચિંતવન કરવું પણ બની શકે
" તેવું નથી તો પછી તેનાં આચરણની વાતજ શી કરવી ? તેઓ એવા
" કર્મને વ્યવહારૂ આકારમાં કદિપણ મૂકી શકતાજ નથી.

" રાજન્ ! અહીં ત્રીજા બાહ્ય કુટુંબનો ત્યાગ કરવાની વાત કરી,
" બીજા અંતરંગમાં રહેલ અધમ કુટુંબનો ઘાત કરવા ભલામણ કરી
" અને પ્રથમના અંતરંગમાં રહેલ વિશુદ્ધ કુટુંબની પોષણા કરવાનો
" ઉપદેશ આપ્યો-એ ત્રણે બાબત બરાબર ધ્યાનમાં રાખવા યોગ્ય છે
" અને એના ઉપર ખાસ શ્રદ્ધા કરવા યોગ્ય છે. એનું પરિજ્ઞાન કરીને
" અને એના ઉપર શ્રદ્ધા લાવીને તે પ્રમાણે અનુષ્ઠાન કરવામાં પોતાના
" વીર્યનો ઉપયોગ કરી અનેક મહાત્મા મુનિઓ આ સંસારપ્રપંચથી

---

૧ અહીં બે રો. એ. સોસાયટી વાળી બુકનુ પૃ. ૪૨૬ ગાઃ થાય છે

૨ સંસારરસિક જીવો

" મુક્ત થઇ ગયા છે, સર્વ દુઃખોથી દૂર થઇ ગયા છે અને પોતાના
" સ્વાભાવિક રૂપમાં આવી જઇ મોક્ષમાં રહ્યા રહ્યા આનંદ કરે છે.
" આ પ્રમાણે હોવાથી રાજન્ ! જે કર્મની અહીં વ્યાખ્યા કરી અને
" જેને માટે ઉપદેશ આપ્યો તે કરવાં વિશેષ કઠણ તો છે પણ
" પરિણામે ઘણાં સુંદર છે. આ પ્રમાણે હકીકત છે. હવે તમને યોગ્ય
" લાગે તેમ કરો. "

### અનંત બાહ્યકુટુંબ સંબંધ.
### મહામોહની રમત.
### ત્યાગ પહેલાં તૈયારી.

અરિદમન—" સાહેબ ! આપે જણાવ્યું કે પ્રથમના બન્ને અંતરંગ કુટુંબો આ અનાદિ સંસારમાં અવિચ્છિન્ન પ્રવાહવાળા છે એટલે જેનો પ્રવાહ કદિ અટકતો નથી તેવા છે અને ત્રીજા કુટુંબને માટે આપશ્રીએ જણાવ્યું કે તેનો તો ઉત્પત્તિ અને વિનાશ વખતોવખત થયા કરે છે; ત્યારે સાહેબ ! આ જે ત્રીજું કુટુંબ છે તે તો દરેક ભવે નવું નવું થયા કરતું હશે ? "

વિવેકાચાર્ય—" રાજન્ ! એ ત્રીજું બાહ્ય કુટુંબ છે તે દરેક ભવમાં પ્રાણીને નવું નવું થયા જ કરે છે. "

અરિદમન—" મહારાજ ! જો એમ હોય તો આ અનાદિ સંસારમાં પ્રાણીએ અનંતાં કુટુંબોને અત્યાર અગાઉ પ્રાપ્ત કરીને છોડી દીધેલાં હોવા જોઇએ. "

વિવેકાચાર્ય—" રાજન્ ! તું કહે છે તેમજ છે. આ પ્રાણીએ બાહ્ય કુટુંબી તો અનંતાં કર્યાં અને છોડી દીધાં એ બાબતમાં જરા પણ સંશય જેવું નથી. હકીકતઃએવી છે કે આ સંસારમાં રખડપાટો કરનારા સર્વ જીવો લગભગ મુસાફર જેવા છે, મુસાફર જેમ માર્ગમાં ચાલતાં નવાં નવાં મુસાફરખાનામાં અન્ય અન્ય મુસાફરો સાથે ભેળો થાય છે અને વળી તેનાથી વિખૂટો પડે છે તેમ દરેક ભવમાં આ પ્રાણી અન્ય અન્ય શરીરોમાં પ્રવેશ કરી નવાં નવાં કુટુંબો સાથે સંબંધ જોડે છે અને પાછો તેમને છોડી દઇને બીજાં બીજાં શરીરોમાં ફરી ફરીને સંચાર કરે છે અને નવા કુટુંબો સાથે સંબંધ જોડે છે. "

અરિદમન—" જો સાહેબ ! એમ છે તો તો એ ત્રીજા કુટુંબ ઉપર સ્નેહ સંબંધ કરવો તે મહામોહની રમત જેવું છે. એવા અલ્પકાળ રહેનારા કુટુંબનો ત્યાગ જ્યારે જરૂર થવાનો જ છે ત્યારે તેના પર પ્રેમ-સ્નેહસંબંધ કેવી રીતે અને શા માટે કરવો ? છતાં મમતા-

ભાવ રહે છે તેથી તેમાં મહામોહનો (અજ્ઞાન દશાનો) હાથ હોવો જોઇએ."

વિવેકાચાર્ય—"રાજન્! તમે બરાબર હકીકત જાણી છે. મહામોહ (અત્યંત અજ્ઞાન) વગર કોણ ડાહ્યો માણસ એવા પ્રકારની ચેષ્ટા કરે?"

અરિદમન—"મારે આપને એક બીજો પણ સવાલ પૂછવાનો છે: ધારો કે કોઇ પ્રાણી પોતાનામાં બીજા અધમ અંતરંગ કુટુંબને મારી હઠાવવાની શક્તિ છે કે નહિ એ સંબંધના ગોટાળામાં પડી જાય અને તેથી કરીને તે અધમ કુટુંબનો નાશ કરવાને શક્તિમાન્ થાય નહિ તેવો પ્રાણી કદાચ ત્રીજા બાહ્ય કુટુંબનો ત્યાગ કરે તો તેને તેથી શું ફળ થાય? આપે ઉપર જણાવ્યો તેવો મુક્તિપ્રાપ્તિનો લાભ તેને થાય કે નહિ? તે આપ મને વિવેચનપૂર્વક જણાવો."

વિવેકાચાર્ય—"રાજન્! જે પ્રાણી બીજા અધમ અંતરંગ કુટુંબને મારી હઠાવતો નથી તે કદિ બીજા સંસારી બાહ્ય કુટુંબનો ત્યાગ કરે તો તેથી તેને માત્ર આત્મવિડંબના જ થાય છે. ત્રીજા કુટુંબનો ત્યાગ કરી આકુળવ્યાકુળપણું છોડી દઇ જે પ્રાણી બીજા અધમ કુટુંબને મારી હઠાવે છે તેનોજ ત્રીજા બાહ્ય કુટુંબનો ત્યાગ સફળ છે અને જો તેમ ન થાય તો તે તદ્દન નકામો અને નિષ્ફળ છે એ ધ્યાનમાં રાખવું.[1]"



૧ સંસાર ત્યાગ કરી પાછા બીજા આકારમા કષાય કે નોકષાયો કરવા તે શાસ્ત્રકારની વિવેકદૃષ્ટિએ આત્મવિડંબના છે એ બાબત બહુ સમજવા યોગ્ય છે. ઘણીવાર માત્ર બાહ્યત્યાગમા જ પરિપૂર્ણતા માનવામા આવે છે. તેમણે આ વિવેક ધ્યાનમા રાખવો. ત્યાગવગર મુક્તિ નથી પણ આત્માને છેતરવા જેવુ પાપ નથી ત્યાગભાવનો દાવો કરનાર પાસેથી લોકો વિશુદ્ધ અંતરંગ આચરણની અપેક્ષા રાખે તે તદ્દન સ્વાભાવિક છે.



# પ્રકરણ ૩૩ મું.

## અરિદમનનું ઉત્થાન.



અરિદમન રાજાએ કેવળી મહારાજ વિવેકાચાર્ય પાસે સર્વ હકીકત સાંભળી, ત્રણ કુટુંબનાં સ્વરૂપ કર્તવ્યો અને અસર જાણ્યાં, તેમના વિશેષ જ્ઞાનની મહત્તા વિચારી, જ્ઞાન સાથે વર્તનની આવશ્યકતા ધ્યાનમાં લીધી, બાહ્ય કુટુંબની અનિત્યતા બરાબર ખ્યાલમાં લીધી અને જાતે સહૃદય હોવાથી ત્યાગના નિર્ણય પર આવી ગયો. નિર્ણયપર આવતાં પહેલા બધી હકીકત બરાબર સમજવા તેણે પ્રયત્ન કર્યો હતો, વિવેકકેવળી અને તેની વચ્ચે ત્યારપછી સભાસમક્ષ નીચે પ્રમાણે વાતચીત થઇ.

તત્ત્વજ્ઞાનની આવશ્યકતા અને જરૂર.
અરિદમન રાજાનો ત્યાગ નિર્ણય
પ્રધાન પુરૂષોનું કાળોચિત કર્ત્તવ્ય.

અરિદમન—" આપના પ્રસંગથી આ સંસારનો પ્રપંચ ઘણો ભયંકર છે અને સંસારસમુદ્ર તરવો ઘણો મુશ્કેલ છે એ હકીકત મેં જાણી, આ સંસારયાત્રામાં મહા મુશ્કેલીએ મળી શકે તેવા મનુષ્યજન્મની પ્રાપ્ત કરી, મોક્ષ--મુક્તિ સર્વ પ્રકારના આનંદથી ભરપૂર છે એમ તત્ત્વશ્રદ્ધાનપૂર્વક સમજણ પડી, એ મોક્ષને અપાવનાર શ્રી જિનેંદ્ર ભગવાનનું શાસન જ એવી ખબર પણ પડી, આપ જેવા પરોપકારી મહાત્માનો પ્રસંગ થવાથી ત્રણે કુટુંબનું સ્વરૂપ અને હેતુફળ વિગેરે બરાબર સમજવામાં આવ્યાં—આવા સંયોગો પ્રાપ્ત થયા પછી કોણ આત્મહિત ઇચ્છનાર ડાહ્યો માણસ પોતાના ખરેખરા બંધુ તરીકે થઇ રહેલા પ્રથમ અંતરંગ કુટુંબનું પોષણ બરાબર ન કરે? વળી કયો ડાહ્યો માણસ સર્વ આત્મશુદ્ધિને વિઘ્ન કરનાર, સર્વ દુઃખોને આણી આપનાર, શત્રુ તરીકે કાર્ય કરનાર બીજા અંતરંગ કુટુંબને મારી ન હઠાવે અને ત્રીજું બાહ્ય સંસારી કુટુંબ જેનો ત્યાગ કરવામાં ઘણું સુખ

છે અને જેનો ત્યાગ ન કરવાથી દુઃખના દરિયા આવી પડે છે તેનો ત્યાગ કયો ડાહ્યો માણસ ન કરે ? ”

વિવેકાચાર્ય—“ જે પ્રાણીને સંસારનો ભય લાગ્યો હોય અને જેના સમજવામાં સાચું તત્ત્વ આવી ગયું હોય તેણે એ ત્રણે કામો અવશ્ય કરવા યોગ્ય છે. ( પ્રથમ અંતરંગ કુટુંબનો સ્વીકાર-બીજા અંતરંગ કુટુંબપર વિજય અને ત્રીજા બાહ્ય કુટુંબનો ત્યાગ. ) ”

અરિદમન—“ ત્યારે સાહેબ ! જેણે ખરૂં તત્ત્વ જાણ્યું ન હોય તેવા પ્રાણીને આપે કહ્યું તે પ્રમાણે પ્રગતિ કરવાનો કાંઇ અધિકાર આ સર્વજ્ઞશાસનમાં છે કે નહિ ? ”

વિવેકાચાર્ય—“ નહિ, રાજન્ ! બીલકુલ નહિ. ”

રાજાએ પોતાના મનમાં વિચાર કર્યો કે-મેં તો ગુરૂમહારાજ પાસેથી તત્ત્વ જાણ્યું છે અને તેના ઉપર મારી શ્રદ્ધા પણ બરાબર ચોંટી છે તેથી ગુરૂમહારાજે જે કામ કરવાનો ઉપદેશ આપ્યો છે તે કરવાનો અધિકાર મને પ્રાપ્ત થયો છે-આમ વિચારતાં રાજાને તે વખતે અવશ્ય વીર્યોલ્લાસ થયો, અંતરાત્માની પ્રસન્નતા થઇ અને તેથી તે ગુરૂમહારાજ કેવળી ભગવાન્ વિવેકાચાર્યને પગે પડ્યો અને હાથ જોડી આ પ્રમાણે કહેવા લાગ્યો: “ મહારાજ ! આપસાહેબની આજ્ઞા હોય તો આપશ્રીએ હમણા જે અત્યંત નિર્દ્વંદ્વ કામ કરવાની વાત કહી છે તે કામ કરવાની મારી ઇચ્છા છે ! ”

વિવેકાચાર્ય—“ મહાવીર્ય[1] ! તમારા જેવાએ તેમ કરવું યોગ્ય જ છે. તમે તત્ત્વ જાણ્યું છે અને તમને તેની ઉપર રૂચિ થઇ છે, તેથી તે બાબતમાં મારી પૂરેપૂરી સંમતિ છે. ”

તે વખતે રાજા અરિદમને પોતાની બાજુમાં રહેલ વિમળમતિ મંત્રી ઉપર પોતાની નજર કરી;[2] એટલે વધારે નમ્રતા બતાવીને ‘ફરમાવો સાહેબ ’ એમ મંત્રીશ્વર બોલ્યા.

અરિદમન—“ આર્ય ! મારે રાજ્ય, સગાંસંબંધી અને શરીરનો સંગ છોડી દેવો છે, આ આચાર્યમહારાજના ઉપદેશ પ્રમાણે રાગદ્વેષ વિગેરે કુટુંબીઓને મારી હઠાવવા છે, જ્ઞાન વિગેરે અંતરંગ વિશુદ્ધ કુટુંબની નિરંતર પોષણા કરવી છે અને સર્વજ્ઞશાસનની દીક્ષા લેવી છે તેથી આ વખતે જે કરવા યોગ્ય હોય તે સર્વ જલ્દી કરો. ”

---

૧ મહાવીર્ય: પ્રબળ આત્મશક્તિને પ્રગટ કરી શકનાર.

૨ જાણે તેને કાંઈ કહેવુ છે એવો ભાવ બતાવનારી મુખમુદ્રા.

વિમળમતિ—"જેવો દેવનો હુકમ ! પરંતુ સાહેબ ! મારે એકલાએ જ આ વખતે જે ઉચિત કરવાનું હોય તે કરવાનું છે એમ નથી પણ આ આપનું અંતઃપુર છે તેની અંદર રહેનાર સર્વેએ, આ આપનો સામંતવર્ગ છે તેમણે, તેમજ આપનો બીજો રાજ્યવર્ગ છે તેમણે અને સંક્ષેપમાં કહું તો આ આખી સભાએ આ વખતને ઉચિત કામ કરવાનું છે."

બુદ્ધિશાળી પ્રધાનનો અર્થસૂચક પ્રેરક જવાબ.

રાજાએ પોતાના મનમાં વિચાર કર્યો કે 'મેં તો આ મંત્રીને એવો હુકમ કર્યો હતો કે–મારે દીક્ષા લેવાનો વિચાર છે તેથી તેને યોગ્ય જિનસ્નાત્ર, જિનપૂજા, દાન, મહોત્સવ વિગેરે જે કરવા યોગ્ય હોય તે સર્વ કરો, તેના જવાબમાં આ શું બોલે છે ? એના બોલવામાં કોઇ ઊંડો ભાવાર્થ હોય એમ જણાય છે.' આમ વિચારીને રાજાએ મંત્રીને કહ્યું "આર્ય ! અત્યારે જે જે કામો કરવાનાં છે તે તે સર્વ તારે જ કરવાનાં છે, તે કરવાં તે તારા અધિકારનો વિષય છે અને તું તે સર્વ કરી શકે તેટલી શક્તિવાળો છે; ત્યારે પછી તેં ગણાવ્યાં તે સર્વ બીજાં આ સમયને ઉચિત વળી બીજું તે શું કરવાના હતા ?"

વિમળમતિ—"સાહેબ ! આપસાહેબે જે કરવાનો આરંભ કર્યો છે તેવું અમારે સર્વેને પણ આ વખતે ઉચિત ગણાય તેથી તે અમારે સૌએ મળીને કરવું જોઈએ, બીજું કાંઇ નહિ. કારણ ન્યાય તો સર્વને માટે સરખો જ હોવો જોઇએ. ભગવાન્ આચાર્ય મહારાજે હમણા જ આપણને સર્વને સમજાવ્યું છે કે સર્વ જીવોના દરેકના ત્રણ ત્રણ કુટુંબ હોય છે. એ પ્રમાણે છે તેથી અમારે સર્વેને પણ આ વખતને ઉચિત એ જ છે એટલે કે પ્રથમ અંતરંગ કુટુંબ ક્ષમા માર્દવ આર્જવ વિગેરેની પોષણા કરવી જોઈએ, બીજા અંતરંગ કુટુંબ રાગદ્વેષનો વિનાશ કરવો જોઇએ અને ત્રીજા બાહ્ય કુટુંબનો ત્યાગ કરવો જોઈએ."

અરિદમન—"આર્ય ! જો તમે કહો છો તેમ તે સર્વ પણ એ વાતને અંગીકાર કરતા હોય તો ઘણું સારૂં !"

વિમળમતિ—"આપ જે કર્તવ્ય કરવાના છો, તે સર્વને અત્યંત પથ્ય છે, યોગ્ય છે, શાંતિ આપનાર છે, તેથી તેઓ સર્વ તે આદરે તેમાં સવાલ જ શો છે ?"

પ્રધાનનો આવો જવાબ સાંભળીને તે સભામાં જે કાયર

લઘુકર્મી જીવોનો રાજા સાથે ત્યાગ.

જીવો હતા તેઓ પોતાના મનમાં ભયથી કંપવા લાગ્યા કે રખેને આ મંત્રી તેમને પરાણે દીક્ષા અપાવી દેશે; આથી બાયલા જેવા તે નિર્બળ પ્રાણીઓ ભયથી થરથરવા લાગ્યા, ભારેકર્મીઓ દ્વેષ કરવા લાગ્યા, નીચ પ્રકૃતિના જીવો હતા તે ત્યાંથી નાસી જવા લાગ્યા, વિષયમાં અત્યંત આસક્ત પ્રાણીઓ હતા તે મુંઝાઇ ગયા, જેઓ પોતાના મોટા કુટુંબની જાળમાં ફસાઇ ગયેલા હતા તેમને પરસેવાની ઝરીઓ આવી ગઈ, પણ જેઓ લઘુકર્મી હતા તેઓ બહુ રાજી થયા અને જેઓ ધીર અને શાંત પ્રકૃતિવાળા સમજુ પ્રાણીઓ હતા તે પ્રધાનના વચનપર વિચાર કરી તેને અનુસરવા સંબંધી યોગ્યાયોગ્યતાનો ખ્યાલ કરવા લાગ્યા. એવા લઘુકર્મી ધીર પ્રકૃતિવાળા પ્રાણીઓએ પ્રગટપણે કહ્યું કે " જે પ્રમાણે મહારાજાનો હુકમ થાય તે પ્રમાણે કરવા અમે સૌ તૈયાર છીએ. આવો સર્વ પ્રકારની સામગ્રીનો સંપૂર્ણ લાભ મળ્યા છતાં એવો કોણ મૂર્ખ હોય કે જે આવો સારો સથવારો છોડી દે ? " રાજા આવાં વચનો સાંભળી પોતાના મનમાં ઘણો રાજી થયો.

## પ્રમોદવર્ધનમાં મહોત્સવ.

પછી ત્યાં નજીકમાં પ્રમોદવર્ધન નામનું જિનમંદિર હતું ત્યાં રાજા અને બીજા સર્વ ગયા. ત્યાં એ અત્યંત વિશાળ દેરાસરમાં રહેલાં જિનબિંબોને સ્નાન કરાવવામાં આવ્યું, એટલે પ્રભુનો જન્માભિષેક કરવામાં આવ્યો. પછી પ્રભુની પૂજા કરવામાં આવી, અનેક પ્રકારનાં સુંદર મનોહારી મહાદાન આપવામાં આવ્યાં, કેદીઓને કેદખાનામાંથી છોડાવ્યા અને એવાં એવાં સમયોચિત સર્વ કામો કરવામાં આવ્યાં. એ અરિદમન રાજાને શ્રીધર નામનો પુત્ર હતો તેને નગરમાંથી ત્યાં

દીક્ષા.

બોલાવવામાં આવ્યો અને રાજાએ પોતાનું રાજ્ય તેને સોંપી દીધું. જૈનશાસ્ત્રમાં બતાવેલી વિધિ પ્રમાણે વિવેકાચાર્યે સર્વેને (રાજા અને તેના સાથવાળાને) દીક્ષા આપી. ત્યારપછી આ સંસારના પ્રપંચપર વિશેષ વૈરાગ્ય આવે અને મોક્ષપ્રાપ્તિ કરવાની ઇચ્છામાં વધારો થાય તેવા પ્રકારની દેશના આચાર્યમહારાજે આપી. પછી દેવતાઓ વિગેરે દેશના સાંભળવા માટે અને જ્ઞાની આચાર્યને વંદન કરવા માટે આવ્યા હતા તે સર્વ પોતપોતાને સ્થાનકે ગયા.



# પ્રકરણ ૩૪ મું.

---

## નંદિવર્ધન મરણ—ઉપસંહાર.



ઉપર જણાવેલ રીતે અરિદમન રાજાનો સંસારત્યાગ થઇ ગયો; તેનો પ્રકૃતિવર્ગ અને તેનું અંતઃપુર સર્વે તેમાં સામેલ થયા, 'સ્વરૂપદર્શન પ્રત્યક્ષ થયું, અનુકરણ કરવા યોગ્ય બનાવો મારી સામે બન્યા પણ હે અગૃહીતસંકેતા ![1] વિવેકાચાર્ય જ્ઞાનીમહારાજે અમૃત જેવાં વચનો કહ્યાં તેની એક જરા પણ અસર મારા ઉપર થઈ નહિ. થોડા વખતમાં જ પેલો વૈશ્વાનર મિત્ર અને હિંસાદેવી દૂર ગયા હતા તે પાછા મારી નજીકમાં આવ્યા અને બન્નેએ મારા શરીરમાં પ્રવેશ કર્યો. અરિદમન રાજા દીક્ષા લેવાના હતા તેથી સર્વ મનુષ્યોને બંધનથી છૂટા કરવાનો હુકમ તેમણે રાજપુરૂષોને આપ્યો હતો, તેથી તેઓએ મને પણ બંધનથી મુક્ત કર્યો. મેં મારા મનમાં વિચાર કર્યો કે આ સાધુએ ( વિવેકાચાર્યે ) મને લોકમધ્યે નાહક વગોવ્યો. એવા વિચારથી મારા મનમાં તેમના ઉપર ઘણો ધમધમાટ થયો અને આવી રીતે જે સ્થાને લોકમાં વગોવણી થઇ હોય ત્યાં રહેવામાં લાભ શો ? એમ માનતો હું ત્યાંથી વિજયપુર નગર તરફ જવાને ચાલી નીકળ્યો અને તે નગર તરફનો કેટલોક રસ્તો ઓળંગી પણ ગયો.

ભારેકર્મી નંદિવર્ધન.

### ધરાધર સાથે લડાઇ—નંદિવર્ધનનું મરણ.

હવે એ વિજયપુર નગરના શિખરી નામના રાજાનો એક ધરાધર નામનો પુત્ર હતો. તેના ઉપર પણ વૈશ્વાનર અને હિંસાએ મારી પેઠે ઘણોજ દોર ચલાવેલો હોવાથી પિતાએ તે ધરાધરને પોતાના દેશથી બહાર કાઢી મૂક્યો હતો. એ ધરાધર પણ મને મુસાફરીમાં એક જંગલમાં બરાબર સામે મળ્યો. મેં તેને વિજયપુર નગરનો રસ્તો પૂછ્યો, પરંતુ તે વખતે તેના મનમાં ઘણી વ્યાકુળતા હોવાથી મારૂં

---

૧ સંસારીજીવ પોતાપર વીતેલી સર્વ વાર્તા સદાગમ સમક્ષ અગૃહીતસંકેતાને ઉદ્દેશીને કહે છે.

વચન તેના સાંભળવામાં આવ્યું નહિ. મેં મારા મનમાં વિચાર કર્યો કે 'આ ભાઇસાહેબ મારી તરફ કાંઇક અવગણનાની–બેદરકારીની નજરથી જુએ છે.' એ વિચારની સાથે જ મારા શરીરમાં રહેલ હિંસા અને વૈશ્વાનર ઉછળી પડ્યા એટલે તેની કેડમાંથી મેં છરી (જુમિઓ) ખેંચી લીધી. તેનામાં રહેલ વૈશ્વાનર પણ એકદમ જાગૃત થઇ જતાં તેણે પણ પોતાની તરવાર ખેંચી. અમે બન્નેએ એક બીજાને એક જ વખતે સખ્ત ઝાટકા માર્યા અને બન્નેનાં શરીરો ઘાયલ થયાં.

એ વખતે એક ભવમાં વેદી શકાય તેવી જે ગોળી મારી અને તેની પાસે હતી તે બન્નેની એકસાથે જીર્ણ થઇ ગઇ–પૂરી થઇ ગઈ. તે વખતે ભવિતવ્યતાએ અમને બન્નેને એકેક નવી નવી ગોળી આપી.

## છઠ્ઠી નારકીએ નંદિવર્ધન.

હવે એક પાપિષ્ઠનિવાસ[1] નામની નગરી છે. તેમાં એક બીજાની ઉપરાઉપર સાત પાડાઓ છે. એ નગરમાં પાપિષ્ઠ નામના કુળપુત્રો રહે છે, બીજા કોઇનો તે નગરીમાં નિવાસ થતો નથી. ભવિતવ્યતાએ આપેલી ગોળીની શક્તિથી મને અને ધરાધરને એ પાપિષ્ઠનિવાસ નગરીના તમ:પ્રભા[2] નામના છઠ્ઠા પાડામાં લઇ જવામાં આવ્યો અને ત્યાં રહેનાર કુળપુત્રનું રૂપ આપીને ત્યાંના રહેનાર તરીકે અમને સ્થાપન કર્યા. ત્યાં ગયા પછી અમારી બેની વચ્ચે વૈર ઘણું જ વધી ગયું. એક બીજાને અનેક પ્રકારે પ્રહાર કરતાં વારંવાર માર ખાતા અમે ત્યાં બાવીશ સાગરોપમ[3] સુધી રહ્યા અને અતિ મોટા દુ:ખના દરિયામાં ડૂબી ગયા.

## સંસારપરિભ્રમણ.

એટલો વખત પૂરો થયો ત્યારે વળી ભવિતવ્યતાએ અમને બન્નેને એક નવી ગોળી આપી અમને [4]પંચાક્ષનિવાસ નગરમાં પાછી લઇ

---

૧ **પાપિષ્ઠનિવાસ:** સાત નરકનું સમુચ્ચય નામ છે એનું વર્ણન ચોથા પ્રસ્તાવમાં આવશે.

૨ **તમ:પ્રભા** સાત નારકીને સાત પાડા–મોહોલ્લાનું રૂપ આપવામા આવ્યું છે. **તમ:પ્રભા** નામની છઠ્ઠી નારકી છે.

૩ **સાગરોપમમાં** અસંખ્ય વરસો આવે છે એના સમયના માન માટે જુઓ કર્મગ્રંથ ચોથો. આ ગ્રંથની પૃ. ૮૨ ની નોટમા પણ કાંઇક હકીકત આપી છે

૪ નારકી મરીને વળતે જ ભવે નારકી થાય નહિ અન્યજાતિમા જઇ આવી પાછો નારકી થઈ શકે એવો નિયમ છે.

આવી અને ત્યાં ગોળીના પ્રભાવથી અમારૂં બન્નેનું ગર્ભજ સર્પ (એરૂ)નું રૂપ થયું. ત્યાં પણ પૂર્વના વૈરને લીધે પરસ્પર અમારે બન્નેને મહાન્ ક્રોધનો ઉદય થયો અને અમે પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા.

એવી રીતે લડતાં લડતાં અમને આપેલી ગોળી જીર્ણ થઇ ગઇ; એટલે પાછો નવી ગોળીનો પ્રયોગ કરીને ભવિતવ્યતા અમને બન્નેને એ પાપિષ્ઠનિવાસ નગરના ધુંમપ્રભા[1] નામના પાંચમા પાડામાં લઇ ગઇ. અમે ત્યાં પણ અરસ્પરસ ખૂબ લડ્યા અને મહા દુઃખમાં અમારા સત્તર સાગરોપમ પસાર થયા. ત્યાં અનેક પ્રકારની તીવ્ર પીડાઓનો મારે અનુભવ કરવો પડ્યો.

ત્યાંથી વળી ભવિતવ્યતા અમને પંચાક્ષનિવાસ નગરમાં લઇ આવી અને ગોળીના પ્રયોગથી અમારૂં બન્નેનું સિંહનું રૂપ બનાવ્યું. સિંહ તરીકે પણ અમે ઘણું લડ્યા અને વેરપરંપરા ચાલી.

એવી રીતે લડતાં લડતાં આખરે અમે જ્યારે સિંહનું રૂપ છોડી દીધું (મરણ પામ્યા) એટલે વળી પાપિષ્ઠનિવાસ નગરીમાં પંકપ્રભા[2] નામના ચોથા પાડામાં અમને ભવિતવ્યતા લઇ આવી. ત્યાં અમે બન્ને ક્રોધને સારી રીતે માર્ગ આપવા લાગ્યા. એવી રીતે અરસ્પરસ કુટાતાં પીટાતાં અમારા દશ સાગરોપમ ત્યાં પસાર થયા. જે દરમ્યાન વાણીથી કહેવું પણ મુશ્કેલ પડે તેવું દુઃખ અમે હાથે કરીને સહન કર્યું.

વળી ત્યાંથી ઉપાડીને અમને બન્નેને ભવિતવ્યતાએ બાજપક્ષીનું રૂપ આપ્યું, અમારા બન્નેમાં રહેલો વૈશ્વાનર તે વખતે એટલો બધો ઉછળી પડ્યો કે અમારે મોટી મોટી લડાઇઓ થઇ.

વળી ભવિતવ્યતા નવીન ગોળીનો પ્રયોગ કરીને પાપિષ્ઠનિવાસ નગરીના વાલુકાપ્રભા[3] નામના ત્રીજા પાડામાં અમને લઇ આવી. ત્યાં પણ અમે અનેક પ્રકારે એક બીજાને તાડના તર્જના કરતા એક એકના શરીરનો ચૂરેચૂરો કરી નાખતા હતા; એ ઉપરાંત ત્યાં ક્ષેત્રની પણ ઘણી પીડાઓ થઇ, વળી પરમાધામી[4] દેવતાઓએ ત્યાં અમને

---

૧ સર્પ પાંચમી નરક સુધી જ જાય છે. **ધુમ્રપ્રભા** પાંચમી નારકી છે.

૨ સિંહ ચોથી નરક સુધી જ જાય છે. **પંકપ્રભા** ચોથી નારકી છે.

૩ પક્ષી ત્રીજી નરક સુધી જ જાય છે. **વાલુકાપ્રભા** ત્રીજી નારકી છે.

૪ પ્રથમની ત્રણ નારકીમા એક અધમ જાતના અસુરો જેને **'પરમાધામી'** કહેવામા આવે છે તેઓ નારકોને બહુ દુઃખ આપે છે, અન્યને દુઃખી જોઇ તેઓને તેમાં બહુ આનંદ આવે છે એ દેવો ચોથી નારકીથી હોતા નથી; છતાં ઉપરની નારકીમાં ક્ષેત્રવેદના અને અન્યોન્યકૃત વેદના ઉત્તરોત્તર બહુ વધતી જ જાય છે.

ઘણો ત્રાસ આપ્યો. એવા અનંત દુઃખો ખમતા અમારા સાત સાગરોપમ ત્યાં પસાર થયા.

ત્યારપછી વળી એક નવીન ગોળી આપીને ભવિતવ્યતા અમને પંચાક્ષનિવાસ નગરમાં લઇ આવી અને અમને તેણે નોળીઆનું રૂપ આપ્યું. આટલા અમે હેરાન થયા તો પણ એક બીજાપરનો અમારો ક્રોધ અને ઇર્ષ્યા જરા પણ ઓછા થયા નહિ. નોળીઆ તરીકે પણ એક બીજાને પરસ્પર પ્રહાર કરતા અમે અમારા શરીરને લોહીલોહાણ બનાવી દેતા હતા.

એમ કરતાં કરતાં અમને આપેલી ગોળીઓ જીર્ણ થઇ એટલે વળી નવીન ગોળી તેણે ( ભવિતવ્યતાએ ) અમને આપી. વળી ત્યાંથી તે ગોળીના પ્રભાવથી પાપિષ્ઠનિવાસ નગરના શર્કરાપ્રભા[1] નામના બીજા પાડામાં ભવિતવ્યતા અમને લઇ આવી. ત્યાં વળી અમે બન્ને બીભત્સ રૂપ ધારણ કરી પરસ્પર એક બીજાનો ટોટો પીસતા હતા અને પરમાધામી દેવતાઓ પણ અમને અનેક પ્રકારની કદર્થના કરી ત્રાસ આપતા હતા, તેમજ ક્ષેત્રની વેદના પણ પારાવાર હતી; તેને અનુભવતાં અમે મહા મુશીબતે ત્રણ સાગરોપમનો કાળ ત્યાં પૂર્ણ કર્યો.

આવી રીતે એક વખત પાપિષ્ઠનિવાસ નગરથી પંચાક્ષનિવાસ નગરમાં અને ત્યાંથી વળી પાપિષ્ઠનિવાસ નગરમાં એમ અહીંથી ત્યાં અને ત્યાંથી અહીં ધકેલા ખાતાં અને પેલા ધરાધર સાથે વેર ખેડતાં ભવિતવ્યતાના યોગે મેં અનેક નવાં નવાં રૂપો ધારણ કર્યાં. અહો ભદ્રે અગૃહીતસંકેતે ! એક ગોળી પૂરી થાય કે વળી કુતૂહળથી એક બીજી ગોળી કર્મપરિણામ રાજા તરફથી મને આપવામાં આવે અને ભવિતવ્યતા પણ એ ગોળી માટે એવી યોજના કરે કે મને [2]અસંવ્યવહાર નગર સિવાય બીજા સર્વ નગરોમાં વારંવાર રખડવું પડે. આવી રીતે ઘાણીના બળદની માફક અહીંથી તહીં અને તહીંથી અહીં એમ અનેક ચક્કો ફરતાં તેમ એક ( અસંવ્યવહાર ) નગર સિવાય સર્વત્ર રખડતાં પછડાતાં મારો અનંત કાળ ગયો.

* * * * *

---

૧ ભુજપરિસર્પ બીજી નરક સુધી જાય છે, શર્કરાપ્રભા બીજી નારકી છે સાત નારકીઓના નામ આ પ્રમાણે છેઃ ઘમ્મા, વંશા, સેલા, અંજણા, રિટ્ઠા, મઘા અને માઘવતી. તેઓનાં ગોત્રના નામ આ પ્રમાણે અનુક્રમે છે (૧) રત્નપ્રભા (૨) શર્કરાપ્રભા. (૩) વાલુકાપ્રભા (૪) પંકપ્રભા. (૫) ધૂમ્રપ્રભા. (૬) તમઃપ્રભા. (૭) તમસ્તમઃપ્રભા.

૨ પ્રાણી અસંવ્યવહાર નગરથી નીકળ્યા પછી પાછો નિગોદમાં જાય તો પણ તે વ્યવહારી કહેવાય છે, કારણ કે તેનો વ્યવહાર ચાલુ છે.



## પ્રજ્ઞાવિશાલાની ચિંતવના.

આ પ્રમાણે સંસારીજીવ બોલતો હતો ત્યારે પ્રજ્ઞાવિશાલાએ વિચાર કર્યો કે ' એ ક્રોધ (વૈશ્વાનર) તો ઘણા ભયંકર (આકરા) રૂપ વાળો જણાય છે! અને હિંસા તો વળી તેનાથી પણ વધારે ભયંકર જણાય છે! દાખલા તરીકે આ મહા ભયંકર સંસારસમુદ્ર એ સંસારી જીવે[1] ઘણી મુશ્કેલીએ પાર ઉતરીને મનુષ્યભવ પ્રાપ્ત કર્યો તોપણ પાછોએ વૈશ્વાનર તથા હિંસાને તાબે પડી જઇને તેણે સ્વત: જણાવ્યા તેવા મહા ભયંકર કર્મો કર્યાં, ભગવાનના વચનને પણ યોગ્ય માન આપ્યું નહિ, મનુષ્યનો આખો ભવ હારી ગયો, ઉલટી મોટી વૈર (દુશ્મનાઇ) ની શ્રેણિઓ ઊભી કરી દીધી, પરિણામે સંસારસાગરમાં અનેક પ્રકારની વિડંબના પામ્યો, અનેક દુ:ખસમૂહનો હાથે કરીને સ્વીકાર કર્યો. એ હિંસા અને વૈશ્વાનરની શત્રુતા અનુભવથી સિદ્ધ છે અને આગમ (શાસ્ત્ર) માં વારંવાર બતાવવામાં આવી છે એ બરાબર અનુભવાતાં છતાં પણ પ્રાણીઓ જાણે એનું સ્વરૂપ ન જાણતાં હોય તેમ પોતાના જ શત્રુ બની (આત્મવૈરી હોય) વળી પાછા તેજ ક્રોધ કરે છે અને તે જ હિંસા દેવીનું અનુવર્તન કરે છે. જેઓ આ પ્રમાણે જાણતાં છતાં એમ જ કર્યા કરે છે તે બાપડા જરૂર નંદિવર્ધનની જેવીજ અનર્થપરંપરા પામે છે અને પામશે. આ ચિંતાથી મારા મનમાં ઘણી આકુળતા થાય છે. '

*　　*　　*　　*　　*



---

૧ નંદિવર્ધને.



## શ્વેતપુરમાં આહેર, પુણ્યોદયનું સહચરત્વ.

સંસારીજીવ અગૃહીતસંકેતાને ઉદ્દેશીને સદાગમ સમક્ષ ભવ્ય-પુરૂષ અને પ્રજ્ઞાવિશાલાની હાજરીમાં પોતાની વાત આગળ ચલાવતાં બોલ્યો: ભદ્રે ! અગૃહીતસંકેતે ! એવી રીતે અનંત કાળ અનેક જગ્યાએ રખડાવીને એક વખત ભવિતવ્યતા મને શ્વેતપુર નામના નગરમાં લઇ ગઇ અને મને આહેરનું રૂપ આપ્યું. એ રૂપ ધારણ કર્યું તે વખતે પેલો વૈશ્વાનર મિત્ર હતો તે[1] છૂપાઇ ગયો અને હું કાંઇક શાંત રૂપવાળો થયો. તેથી મને કાંઇક દાન દેવાની બુદ્ધિ કુદરતી રીતે જ ઉત્પન્ન થઇ. જો કે વિશિષ્ટ પ્રકારના વર્તન ( શીલ ) ની પ્રક્રિયા ત્યાં કરવામાં આવી નહિ, ખાસ મોટા પ્રકારના સંયમનું અનુકરણ કરી શક્યો નહિ, તો પણ [2]ઘર્ષણઘૂર્ણન ન્યાયથી હું ત્યાં કાંઇક મધ્યમ ગુણવાળો થયો. મને આવી રીતે સુધરેલો જોઇ ભવિતવ્યતા મારી ઉપર પ્રસન્ન થઇ તેથી તેણે મારા પૂર્વના દોસ્તદાર પુણ્યોદયને પાછો જાગૃત કર્યો; અને મને સહચર ( મિત્ર ) તરીકે આપ્યો. વળી તેણે મને ઉઘાડી રીતે કહ્યું "આર્યપુત્ર! તમે હવે સિદ્ધાર્થપુર નગરે સીધાવો અને ત્યાં આનંદથી રહેજો. આ પુણ્યોદય તમારી સાથે ત્યાં આવશે અને તમારા મિત્ર અને સેવક તરીકે કામ કરશે." મેં મારી મક્કમ વિચારની ભાર્યાનું વચન સ્વીકાર્યું. તે વખતે એક ભવમાં ચાલે તેવી ગોળી[3] જીર્ણ થઇ જવાથી ભવિતવ્યતાએ મને એક બીજી આખા ભવ સુધી ચાલે તેવી નવીન ગોળી આપી.

* * * * *

---

૧ **વૈશ્વાનરનું છૂપાવું:** અહી ક્રોધનો નાશ થયો નથી પણ ઉદયમા બ'ર થયો, સત્તામા પડ્યો રહ્યો તેથી તે છૂપાઇ ગયો એમ કહ્યુ ક્રોધનો સર્વથા ઉદય માંથી નાશ દશમે ગુણસ્થાનકે થાય છે અને સત્તામાથી પણ દશમે નાશ થાય છે

૨ **ઘર્ષણઘૂર્ણન ન્યાય:** નદીમા ઘસાતા પીટાતા પથ્થર જેમ ગોળ થ. જાય છે, કોઈ નદીના ગોળમટોળ પથ્થરને ઘડવા જતુ નથી—તેને 'ઘર્ષણઘૂર્ણન ન્યાય' કહે છે, એવી રીતે પ્રાણી પણ વિકાસક્રમમા અથડાતાં પછડાતા ઠેકાણે આવતો જાય છે એવા વિકાસમા વખત ઘણો જ ( અનંતો ) લાગ છે

૩ **ગોળી:** એક ભવમાં વેદવા યોગ્ય કર્મનો સમૂહ



## અંતિમ નિવેદન.

भो भव्याः प्रविहाय मोहललितं युष्माभिराकर्ण्यता-
मेकान्तेन हितं मदीयवचनं कृत्वा विशुद्धं मनः ।
राधावेधसमं कथञ्चिदतुलं लब्ध्वापि मानुष्यकं,
हिंसाक्रोधवशानुगैरिदमहो जीवैः पुरा हारितम् ॥

" અહો ભવ્ય પ્રાણીઓ ! તમારૂં સર્વનું એકાન્તે હિત થાય તેવું " વચન કહું છું તે તમે મોહની ચેષ્ટાઓ છોડી દઇને મનને વિશુદ્ધ " કરીને બરાબર સાંભળો. આ અતુલ મનુષ્યપણું જેની પ્રાપ્તિ થવી " રાધાવેધ સાધવાની પેઠે ઘણી મુશ્કેલ છે, તે અનેક મુશીબતોને " પરિણામે મેળવ્યા છતાં પ્રાણીઓ હિંસા અને ક્રોધને વશ પડીને " અગાઉ ઘણી વખત હારી ગયા છે-મુશ્કેલીએ મેળવેલ મનુષ્યપણાનો " કાંઇ પણ લાભ મેળવી શકયા નથી."

अनादिसंसारमहाप्रपञ्चे,
क्वचित्पुनः स्पर्शवशेन मूढैः ।
अनन्तवारान् परमार्थशून्यै-
र्विनाशितं मानुषजन्म जीवैः ॥

" વળી આ અનાદિ સંસારના મોટા પ્રપંચમાં કેટલાંક સ્થળોએ " સ્પર્શેદ્રિયને વશ થઇને અને પરમાર્થ દૃષ્ટિરહિત હોઇને આ મૂઢ " પ્રાણીઓએ અનંતીવાર મનુષ્યપણું ગુમાવ્યું છે."

एतन्निवेदितमिह प्रकटं ततो भो-
स्तां स्पर्शकोपपरतापमतिं विहाय ।
शान्ताः कुरुध्वमधुना कुशलानुबन्ध-
मह्नाय लंघयथ येन भवप्रपञ्चम् ।

" ઉપર પ્રમાણે હકીકત સ્પષ્ટ રીતે બતાવવામાં આવી છે તેથી
" સ્પર્શેંદ્રિયનું પારવશ્ય, કોપ ( ક્રોધ ) અને પરતાપ ( હિંસા ) ની
" બુદ્ધિ છોડી દઇને હવે તમે શાંત થાઓ અને પુણ્યબંધ કરો કે જેથી
" તમે આ સંસારનો પ્રપંચ શિઘ્ર ઓળંઘી શકો."

* * * * *

* * * * * *

इत्युपमितिभवप्रपञ्चायां कथायां क्रोधहिंसास्पर्शने-
न्द्रियविपाकवर्णनस्तृतीयः प्रस्तावः ।

ઉપમિતિ ભવપ્રપંચા કથામાં ત્રીજા પ્રસ્તાવમાં ક્રોધ, હિંસા
અને સ્પર્શેંદ્રિયના વિપાકનું વર્ણન કર્યું.

इति तृतीयः प्रस्तावः ।



